
સમાલોચક
જાન્યુઆરી, ઈ સ ૧૯૧૭
To the Sons of the Motherland—
'To the Indian Nationalists their country must be their religion 'taught by no priests but by beating hearts and *her* welfare their common faith which makes the manly zone' Sink all your differences in a supreme cause Unite and stand solidly shoulder to shoulder resolved either to conquer or to die Or what is life worth if we can not live like men? Firm and resolute in your purpose be always manly and dignified in your attitude and sober and cautious in your steps Difficult as your task is, constitutional must be your method God and My right ought to be your watchward and battle cry Be ambitious but not proud, be humble but aspire to a nobler manlier and healthier life
—The Hon M Ambica Charan Mazumdar

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७–१५.

પુસ્તક ૨૨ મું.] જાન્યુઆરી ઈ. સ. ૧૯૧૭. [અંક ૧ લો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

વિષયાનુક્રમણિકા.


વિષય. પૃષ્ટ.

૧. નિવેદન
રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ, ૧
૨. નૂતન વર્ષાભિનન્દન કાવ્ય
રા. વિનિત ૬
૩. રાજ્યશાસ્ત્ર.
રા. રણછોડરામ વાવાભાઈ મહેતા, બી. એ ૭
૪. એલિઆસ મેટ્કિન કૉફર્ડ સક્ષિપ્ત જીવનવૃત્તાન્ત
પ્રો. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી, એમ એ, ૯
૫. નીલગિરી પ્રવાસવર્ણન
રા. ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, બી. એ, ૧૮
૬. સંજીવની વાર્તા
રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ ૨૮
૭. જિવ્હાકુંવર.
રા. હુંસરાય અમુલખરાય દેસાઈ, બી. એ, ૩૮
૮. પ્રાસંગિક વિચાર ૧ રાજનીય પ્રવૃત્તિઓ અને સ્થાનિક સરકાર
૨. પટના યુનિવર્સીટી ૩. ફરજીઆત પ્રાથમિક કેળવણી ૪ સામ્રાજ્ય સંમેલન
રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી ૪૧
૯. કૉલેજીઅન ચાર વાર્તા
રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિઆ, બી. એ, ૫૦
૧૦. મંજારી જોયા. કાવ્ય
રા. લલિત ૫૬


વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ ચાર.
લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.

બંગાળના સુપ્રસિદ્ધ નેતા.



શ્રી ડૉ. બાબુ અંબિકાચરણ મજુમદાર.
( લખનૌમાં હિન્દી રાષ્ટ્રીય પરિષદના પ્રમુખ )
જન્મતાં ઈ સ ૧૮૫૧

જનસમાજ વધુ ને વધુ આવતો જાય છે અને પ્રાચીન-અર્વાચીન સંસ્કૃતિઓના શુભ અંશોના સમીકરણથી નિષ્પન્ન થતા નવા વહેતા માર્ગે આપણા વિશાળ જનસમૂહોને દોરવવાનું એટલું જ નહી પણ આ માર્ગોએ તેમને દોરવાની અગત્ય સુજ્ઞ પુરુષોને વિશેષ સમજાતી જાય છે કેટલેક અંશે આ અગત્ય લોકભોગ્ય સાહિત્ય પૂરી પાડી શકે એમ છે એવે દાખલાનો આશય વિચારતા આપણા માસિકો આવું લોકભોગ્ય અને વાસ્તવ લોકચેતનને પ્રેરનારૂ, સાહિત્ય તૈયાર કરવાની અને લોકમા તેનો વિશેષ ફેલાવો પ્રચાર કરવાની શક્તિ ધરાવે છે આમ સમય બનતી માસિકનો કર્તવ્યપ્રદેશ અને કાર્યદિશા વિશાળ તેમ જ વિવિધ થતા છતા તેઓ હજી જોઈએ તેટલા આ દિશાનુ કર્તવ્ય ઉપાડવાને તત્પર થતા જણાતા નથી

વર્તમાન સમયે સમસ્ત હિન્દમા પ્રજાજીવનના અભિનવો ધમાય છે, ને વિવિધ પ્રકારની ઉન્નતિની પ્રવૃત્તિઓ લોકો પોતે જ આદરવાની અગત્યના ઉદ્યોગો ચાર મેર પડી રહ્યા છે સામાજિક, વ્યાપારી, રાજકીય સ્થાનિક સ્વરાજ્ય, ઔદ્યોગિક, કેળવણીવિષયક આદિ ઉપાડવા યોગ્ય, બહુ બહુ પ્રવૃત્તિઓના સ્વરૂપો અને તેને લગતા શ્રેણિમાર્ગોના નિરૂપણો આલેખનારી સચેત વિચારસામગ્રીઓ લોકભોગ્ય સાહિત્ય દ્વારા જ આપણા જનસમૂહો સમક્ષ ધરવાની અને એના ચેતનોથી તેમના હૃદયો હલમલાવવાની વાતો સતત થાય છે પરતુ એમાની, લોકના આદરને પામે એવી, કેટલી સાહિત્ય-સામગ્રી તેમના સમક્ષ ધરવા આતુર પ્રયાસો થયા છે? અને આપણા માસિકો, કે જે ધારે તો આ કાર્ય સારી રીતે કરી શકે એમ છે, તેમણે તે માટે કેટલી તત્પરતા દાખવી છે? અને આપણા વિચારશીલ સુજ્ઞ વર્ગ તેમા કેટલી સરળતા કરી આપી છે? આદિ પ્રશ્નો વિચારીશુ તો તેનુ સમાધાન નિરાશાજનક જ આવશે, એમ ગ્લાનિ સાથે કહેવુ પડશે

અલબત્ત આ માટે કેવળ માસિકોને એટલે કે તેના તંત્રમંડળને જ શિરે બધો દોષ ઢોળવો એ યોગ્ય નથી, એમ અમારે સ્પષ્ટ કહેવુ જોઈએ સમાલોચકને જ માસિકનુ સ્વરુપ આપતા અમે તેમ જ અન્ય કેટલાક માસિકકારોએ પણ યોગ્ય પ્રસગે પ્રજાજીવનના ચેતનો વાચકોના હૃદયમા જગવનારી વિવિધ લેખસામગ્રી વિદ્વાન લેખક વિચારક બધુઓની સહાયતાથી ગુર્જર પ્રજાને સાદર કરવાનુ જણાવ્યુ હતુ, અને એ જણાવેલુ કામ કઈક અંશે પાર પણ પડાયુ છે પરન્તુ અમારે દિલગિરી સાથે એ કહેવુ પડે છે કે થોડાક નામાંકિત અપવાદો બાદ કરતા અમને તેમ જ અન્ય પત્રકારોને આપણા સુશિક્ષિત વર્ગે આવી સહાયતા આપવામા અતિમંદતા દાખવી છે આવી [illegible] મદતાના પણ કારણો છે એક પક્ષે સુશિક્ષિત વર્ગમાના ઘણા તો ગુજરાતી ભાષા તરફ માતૃભાષાને યોગ્ય અભિમાન ધરાવતા નથી, એમ વિના સકોચે અમે કહી શકીએ તેઓ ઈંગ્રેજી ભાષાના સાહિત્ય તરફ જેટલી પ્રીતિ ધરાવે છે તેટલી જ એપરનાઈ ગુજરાતી સાહિત્ય તરફ રાખતા જણાયા છે એટલે પોતાના અર્ધશિક્ષિત બધુઓ સમક્ષ પોતાના ગહન વાચન અને વિચારણાના ફલ રૂપ લેખો માતૃભાષા દ્વારા ધરવાની અને ગુજરાતી સાહિત્યને સર્વાંગ સુંદર બનાવવાની તેમની તત્પરતા મદ હોય, એ સ્વાભાવિક છે તેમ બીજે પક્ષે આપણો વિશાળ જનસમૂહ વ્યવસાયી છે અને જમાનો અતિ પ્રવૃત્ત

---

* કાવ્યમાધુર્ય રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

તિનો છે, એટલે તેઓ ગહન વિચારોથી ભરેલા લેખો વાંચવાને વિશેષ લલચાય એમ નથી, તો પછી એવા પુસ્તકો તો ક્યાંથી વિચારવાને અને તે પ્રમાણે માર્ગ શોધવાને તત્પર થાય? તેમને તો વિચાર કરવાની કક્ષામાં રુચિકર વાચન દ્વારા આણવાની સૌથી પહેલી જરૂર છે તેથી જો તેમની સમક્ષ રસભર રીતે તેમ જ મનોરંજક વિવિધ રૂપે, જૂદાં જૂદાં દૃષ્ટિબિન્દુઓથી નાના નાના નિબંધો, વાર્તાઓ, ટાચકો, ભાષણો અને લઘુ લેખો દ્વારા સચોટ અને સરલ ભાષામાં પ્રજા જીવનના પ્રશ્નો રજુ કરવાની આવડ કેળવી આપણા લેખકો ખીલવે તો જ તેઓ તે વાચનાને આકર્ષાય, એ અનુભવથી સિદ્ધ જણાયું છે આ કાર્યની અનુકૂળતા કરવાની શક્તિ આપણાં માસિકો ધરાવે છે અને તેમણે તે સત્વર પૂર્ણ ઉમંગથી ઉપાડી લેવું ઘટે છે પરતુ વિચાર કરી શકે એવા જનસમૂહો ઘણી કોટિના હોવાથી, પ્રત્યેક કોટિના વાચકવર્ગને અનુકૂળ કક્ષાની લેખસામગ્રી રજુ કરનારાં માસિકો પણ તે તે ભિન્નભિન્ન કોટિનાં હોવાં જોઈએ, અને એવાં ભિન્ન કોટિનાં માસિકો કાઢવાની યોજનાઓ આપણા સુશિક્ષિત વર્ગ જ કરવાની અત્યંત અગત્ય છે

માસિકો પ્રજાજીવનના ચેતનો બહલાવવાને કેટલાં સમર્થ છે, તેનાં દૃષ્ટાંતોની અપેક્ષા હોય તો ઈંગ્લંડનાં જ આગેવાન માસિકો તરફ દૃષ્ટિ કરવાથી તે સંતોષાશે ત્યાંનાં 'રીવ્યુ ઓફ રીવ્યુઝ, "ફોર્ટ નાઇટલી રીવ્યુ," 'કોન્ટેમ્પોરરી રીવ્યુ," "નાઇન્ટીન્થ સેન્ચુરી રીવ્યુ," "લેન્ડ એન્ડ વોટર" આદિ મહીને નીકળતાં હોવા છતાં હાલના વિગ્રહના સમયમાં પણ તેની વિચારસામગ્રી જાણવાની અત્યંત ઉત્સુકતા ત્યાંના વાચકોને રહે છે આવાં ઉચ્ચ કોટિનાં માસિકો ઉપરાંત, ઉતરતી કોટીવાળાં ઘણાં માસિકો અને વ્યવહારિક વ્યવસાયી વાચકોને માટે પણ નીકળે છે પરતુ આપણા અણવિકસેલા ગુજરાતમાં એવું ઉચ્ચ કે ઉતરતા કોટિનું યે એકપણ માસિક છે?

અલબત ત્યાંના જેવી ઉંચી કક્ષાનું કોઈ માસિક આપણે ત્યાં ન હોય એ કુદરતી માનીએ પરતુ જે કક્ષાના વાચકવર્ગો આપણા ગુજરાતમાં સામાન્ય અંશે પ્રજાજીવનના પ્રશ્નો કંઈક ઉંડા વિચારથી સમજી અને ઉકેલી શકે એવા છે તેમનાં હૃદયને અનુકૂળ વિચારસામગ્રી રજુ કરવાનો પ્રયાસ થવાની શું ઓછી અગત્ય છે? ફ્રાંસના નવા ક્રાન્તિયુગની ઘટના, જર્મનીની સુવ્યવસ્થિત ઔદ્યોગિક નવજીવનની રચના, જાપાન અને યુનાઇટેડસ્ટેટ્સનાં પ્રજોન્નતિના સદ્ભવચેતનોનું સંવિધાન, બ્રિટીશ લોકતંત્ર અને વ્યાપારી પ્રગતિની સાધના આદિ અવલોકતાં એ દેશોનાં માસિકો, પત્રિકાઓ (*Pamphlets*) અને ક્રમિક પત્રો (*Periodicals*) એ પોતાના જનસમૂહોનાં હૃદયોને પ્રજાજીવનના ચેતનોથી બહલાવવાને અને અચુક પ્રજોન્નતિ કરવાને જે કાર્ય કર્યું છે, તેનો દાખલો લઈને તેના જેવા ધોરણે આપણા જનસમાજમાં પ્રજાજીવનના ઉચ્ચ મનોરથો પ્રેરનાર, પ્રજોન્નતિ સધાવે એવી બહુબાજુ પ્રવૃત્તિઓ તરફ લોકાદર જગવનાર અને જનસમાજને પ્રગતિના ઉચિત માર્ગે વાળનાર લોકસાહિત્ય તૈયાર કરવામાં આપણાં માસિકો પણ પોતાનો હિસ્સો પૂરે ઉમંગથી આપે. એવો અમારો ઉચ્ચ મનોરથ છે આશા છે કે આ ઉચ્ચ મનોરથ સફલ કરવાની પ્રેરણા, તાત્કાલ આપણા લેખક વિચારકના હૃદયમાં સત્વર જાગશે

---

બેને। દુનિઆ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

1

મૂઢમતા તેમ જ તટસ્થતાથી ચર્ચ્યું છે આપણા નાટક, રંગભૂમિની સ્થિતિ, ઉચ્ચ નાટકો સાથે અભિનય, પાત્રભવ્યતા અને નીતિમય વસ્તુનિર્દેશ, અને દૃશ્યવિધાનની કળા એ સર્વની દૃષ્ટિથી, અને મરાઠી નાટકો સાથે સંગીતની દૃષ્ટિથી સરખામણી, પામર લાગે છે નાટક જનસમાજના હૃદય ઉપર સંગીન અસર કરવાનું સામર્થ્ય ધરાવે છે, તે જોતાં આપણી નાટક કંપનીના માલિકોના તેમ જ લેખક કવિઓના આશયો વિશેષ ઉન્નત થવાની ઘણી અપેક્ષા છે વિદ્વાન્ વિચારકોએ લોકચેતનની આ ઉપયોગી શિક્ષાનો ઘટતો ઉપયોગ કરવો જોઈએ છે

હાલમાં વાચકોની અભિરુચિ વાર્તા તરફ વળતી હોવાથી અમે ગયે વર્ષે વાર્તાઓ બહોળા પ્રમાણમાં આપી હતી, પરંતુ તેમાંની ઘણીક વાસ્તવ સાહિત્ય કળા અને ઉન્નત લોકાશયની ખામીવાળી હતી વર્તમાન નવ વિદ્યાર્થીઓની સ્થિતિરીતિનું નિરૂપણ કરનારી ચાનુ રસિક વાર્તા પ્રસિદ્ધ લેખક રા ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા બી એ પાસે લખાવવાની યોજના અમે જાહેર કરી ચૂક્યા છીએ, અને તે ઉપરાંત બીજી નાની નાની વાર્તાઓ પણ આપીશું છતાં ગયે વર્ષ નિવેદનમાં અમે જણાવ્યું હતું તેમ " લોકજીવનના ગુંચવણભર્યા પ્રશ્નોને રસિક અને બોધક વાર્તાઓમાં ગુંથવાની અને તે દ્વારા લોકની વાચન રુચિને કેળવી તેને વિચાર કરવાની કક્ષાએ ચઢાવવાની' અત્યન્ત અગત્ય છે બંગાળા જેમ ડૉ રવીન્દ્રનાથ ટાગોર, બાબુ બંકીમચંદ્ર, સર રમેશચંદ્ર દત્ત જેવા સહેતુક અને ઉન્નત આશય પ્રેરનારી વાર્તાઓના લેખકો મેળવવાને ભાગ્યશાળી થયું છે, તેમ ગુજરાત એવા ધન્ય પુત્રો પામશે ત્યારે જ વાર્તાનો પ્રદેશ ઉન્નત કક્ષાએ થવા પામશે

ગયે વર્ષ નિવેદનમાં જણાવ્યા પ્રમાણે પ્રજાજીવનને આંદોલિત કરનારી પ્રવૃત્તિઓ સબંધમાં વિદ્વાન લેખકોના વિચારોને અંકિત કરનારો ખાસ અંક કાઢવાની યોજનાને અનુસરીને, ગુજરાતમાં કેળવણી સંબંધમાં લોકચેતન જગવનારી કેળવણી પરિષદના પ્રસંગે અમે દળદાર ગુજરાત પરિષદ્ અંક કાઢ્યો હતો તેમાં આપણા અનુભવી વિદ્વાનોએ અમને તત્પરતાથી સહાયતા આપી હતી અને તે માટે અમે તેમના અત્યંત આભારી છીએ અહીં અમારે વાચકોનું લક્ષ કૉંગ્રેસ અને પરિષદ્ અંક જેવા દળદાર અંક રૂપીઆ બે જેવી લવાજમની નાની રકમમાં કાઢવાનું ઘણું ભાર પડે એમ છે, તે તરફ દોરવું ઘટે છે છતાં ગુજરાતની લોકચેતન જગવનારી પ્રવૃત્તિ પ્રસંગે તે સંબંધી વિચારસામગ્રી તેમની સમક્ષ ધરવાનું કર્તવ્ય અમે બજાવવામાં કચાશ કરી ન હતી આટલુંયે કહેવું પડે છે તેનું કારણ એ છે કે આવા પ્રસંગોએ વાચકો સમક્ષ આવી વિચારસામગ્રી રજુ કરવાની અગત્ય આપણાં અન્ય માસિકો વધારે સમજશે અને એ રીતે લોકહૃદયોને પ્રજાજીવનના આવા વિષયો તરફ અભિમુખી કરવા તત્પર થશે

અન્તમાં અમે અમારી પ્રવૃત્તિને સહાય આપનારા લેખકબંધુઓ અને ગ્રાહકોનો આભાર માનીએ છીએ, અને વર્તમાન વર્ષમાં સમાલોચક ઇષ્ટ પ્રગતિ વિશેષ પ્રમાણમાં દાખવવા અને માસિક ઉચ્ચ જીવનના ઉપર નિર્ભર મનોરથો યથાશક્તિ સફલ કરવા સમર્થ થાઓ અને એ રીતે ગુજરાતના પ્રજાજીવનના નવીન સંસ્કારમાં યોગ્ય સેવા બજાવવા સમર્થ થાઓ એવી પ્રાર્થના પરમાત્માને અમે કરીએ છીએ

---

વહીવટના અસંખ્ય રૂપોના અભ્યાસની લક્ષમાં આવે છે વળી, રાજ્યની ગતિઓ ઉપર કાર્યો પરત્વે, એમની તત્ત્વમીમાંસા પરત્વે, અને ઐતિહાસિક રીતે અથવા સામાન્ય રીતે જૂદાં જૂદાં રાજ્યોના વડાએલા રીવાજો પરત્વે લક્ષ દઈ શકાય નિસર્ગત આ રીતિ કાયદો અથવા ધારાશાસ્ત્ર (*Jurisprudence*)ના મેં પ્રદેશોના અભ્યાસ તરફ અને રાજ્યશાસ્ત્રની કળાના અભ્યાસ તરફ પણ અને જે પદ્ધતિઓસર રાજ્યો પોતાની નીતિઓ વડી અમલમાં મૂકવા મથે છે તેમના પરત્વે લક્ષ અપાશે વધારામાં, રાજ્યોને એકબીજા સાથે વેહાર અને સબંધો હોય છે, તેથી આંતર્રાષ્ટ્રીય (*International*) ધારાનો પ્રબંધ અને સાધિવિગ્રહિમા *Diplomacy* ની કલા ધીમે ધીમે વધાયા છે મહોટાં રાજ્યો અને અનેકતંતુમય સ્વાર્થતાએ બન્ને અંગો અત્યંત અગત્યના થઈ પડ્યા છે આવા સામાન્ય વિષયોમાંથી પ્રત્યેકના ભાગવિભાગ સુમાર વિનાના થઈ શકે, પરંતુ આપણા અભ્યાસ માટે સંપૂર્ણ વર્ગીકરણની જરૂર નથી રાજ્યશાસ્ત્રના વિષયપ્રદેશ અને અગત્ય પ્રત્યે લક્ષ ખેંચવા અને તેના સામાન્ય વિભાગોનો સંક્ષેપમાં નિર્દેશ કરવા પુરતું કહેવાયું છે

રાજ્યશાસ્ત્ર એ સમાજશાસ્ત્રનું અંગ છે મનુષ્યના જીવનમાં થતી ક્રિયાઓમાં રહેલા નિયમો અને સિદ્ધાન્તો પારખવાનો યત્ન કરીને અથવા સામાજિક જીવનના વિવિધ રૂપોના સ્થૂલ અભ્યાસ કરીને, અરસપરસના સબંધમાં એકત્ર રહેતી મનુષ્યજાતિ વિષે જ્ઞાન પ્રાપ્ત કરવું, એ સમાજશાસ્ત્રનો વિષય છે સામાજિક જીવનના પ્રસંગો નિકટ સબંધવાળા અને અન્યોન્યાશ્રયી હોય છે, પરંતુ, સગવડ ખાતર, તેમનું ગુચ્છોમાં વર્ગીકરણ કરવામાં આવે છે, અને પ્રસંગોનો પ્રત્યેક વર્ગ કે ગુચ્છ ખાસ અભ્યાસનો વિષય બન્યો છે આ રીતે સંપત્તિશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સાન્વય ધર્મમીમાંસા, શિક્ષણશાસ્ત્ર, ઇતિહાસ જેવાં સમાજશાસ્ત્રના અંગોનું જ્ઞાન પ્રવૃદ્ધિ પામ્યું છે -

એટલું સ્પષ્ટ છે કે મનુષ્યોના અરસપરસના વહેવારથી કોઈ પણ રૂપના મનુષ્યસમાજ બંધાય છે પ્રેરણાથી અને ટેવથી મનુષ્ય પ્રાણીઓનું વલણ સમુહોમાં સબદ્ધ થવાનું છે અને સામાન્ય લોહી, ભાષા, રીવાજો, ધર્મ અને ધંધારોજગાર જેવાં સ્થાયી અને સબળ બંધોથી આ સમૂહોનાં અગભૂત મંડળો બના રહે છે આવા સમૂહોમાં કોઈ ખાસ સામાન્ય હેતુ અથવા હેતુઓના રક્ષણ અને વિવર્ધન માટે ખાસ મંડળો સ્વભાવત બંધાય છે, ઉચ્ચતર સંસ્કૃતિનું ખાસ લક્ષણ આવાં વલણવાળું હોય છે પણ સ્વરક્ષણ અને સામાન્ય કલ્યાણને માટે જ્યારે કોઈ સમૂહ ચોક્કસ અને સ્થાયી બની એક જૂથ સુવ્યવસ્થિત થાય છે ત્યારે તે સમૂહની રાજ્યકીય રીતે સુવ્યવસ્થા થાય છે અને એ રાજ્યકીય શરીર કહી શકાય

સર્વે રાજ્યકીય શરીરો રાજ્યો નથી મનુષ્યોથી વસેલી દુનીઆમાં સર્વત્ર, નહાનાં મહોટાં અસંખ્ય રાજ્યકીય શરીરો છે સામાન્ય રક્ષણ અને કલ્યાણ માટે દરેક સુસમાજ હોય છે, છતાં એકનો જેવી જ પણ એમનાથી મહોટી સંસ્થાઓને વશ આમાંના ઘણાં ખરા હોય છે. આ મહોટી સંસ્થાઓમાંની કેટલીક સ્વતંત્ર અને સર્વોપરી ગણાય છે, એવી સ્થિતિમાં

તેઓ રાષ્ટ્રીય રાજ્યકીય શરીર તરીકે ઓળખાય છે અને એમને રાજ્યો કહેવામાં આવે છે. સ્થાનિક રાજ્યકીય શરીરો, પ્રાંતો, પરગણા, સુબા, 'ડીપાર્ટમેન્ટ્સ,' 'કાઉન્ટીસ', નગરો, 'મ્યુનિસિપાલિટીઓ' કમ્યુનો અથવા 'કમ્યુન [illegible]ઓ' ઓળખાય છે. રાજ્ય એટલે સર્વોપરિ રાજ્યકીય એકત્વ અથવા સ્વતંત્રપણે—તેની વ્યવસ્થા દ્વારા—જેના સર્વોપરિતાવાળું રાષ્ટ્રીય રાજ્યકીય શરીર એવી વ્યાખ્યા કરી શકાય. રાષ્ટ્રીય રાજ્યકીય શરીરથી જે એકત્વ કહેવાય છે તેને રાષ્ટ્ર કહેવાય છે. રાજ્યમાં વસનારા અને રાજ્ય પ્રત્યે વફાદારી રાખનારા અને રાજ્ય પાસેથી રક્ષણ માટે હક ધરાવનારા રહેનારાઓના એકત્રિત સમૂહને લોક કહેવામાં આવેછે. રાજ્યની સત્તા પોતાના અંગભૂતો ઉપર હોય છે એ વાતપર ભાર મૂકવામાં આવે તો તેમને **પ્રજા** કહે છે અથવા રાજ્યની અંદર તે અંગભૂતોને હકો છે, એ વાતપર ભાર મૂકવામાં આવે તો તેમને **નાગરિક** (સિટિઝન) કહે છે. જ્યાં સરકાર બંધારણવાળી હોય છે ત્યાં પુખ્ત વયના નાગરિકોને, કેટલાક પ્રતિબંધો સાથે, અમલદારો અથવા પ્રતિનિધિઓ પોતાના મતથી ચૂંટી કાઢવાનો હક હોય છે. આવા નાગરિકોનો એકત્ર સમૂહ **મતદારમંડળ** *(Eelctorate)* તરીકે ઓળખાય છે. સાધારણ રીતે આ મંડળને લોકોનું મ્હો અથવા લોકોના વિચાર દર્શાવનાર તરીકે લેખવામાં આવે છે.

—અપૂર્ણ.

મેરૂકિન કૉફ જાતે રશિયન હતો, પણ પાછળથી તેણે ફ્રાન્સને પોતાના ચિરનિવાસસ્થાન તરીકે પસદ કર્યું હતુ બાલ્યાવસ્થામાથી જ તેને સૃષ્ટિસૌન્દર્યના સૂક્ષ્મ અવલોકનની ટેઢ લાગી હતી કુદરતના વિવિધ તથા ચમત્કારી સજીવ પિંડોના ખતભર્યા અભ્યાસમા તેને અતિશય આનદ મળતો હતો આ પ્રમાણે જે જે કોઈ સુદર અથવા ચમત્કારી, નાનુ કે મોટુ, જલમાનુ કે જમિનપરનુ, ઉડતુ કે આમળા ખાઈ ચાલતુ પ્રાણી તેના જોવામા આવતુ હતુ તેનુ તે ખૂબ ધ્યાનથી અવલોકન કરતો હતો તથા તેના વિષે જેટલું જોઈ શકાય તથા જાણી શકાય તેટલુ જોવાજાણવાનો તે યત્ન કરતો હતો, એટલુ જ નહીં પરતુ એ સૂક્ષ્મ પ્રાણીઓના જીવનના અભ્યાસ ઉપરથી માત્ર તેમના શરીરયત્રની રચનાનુ વર્ણન કરી નહી અટકતા તે તેમની શરીરાકૃતિ તથા પરિવૃદ્ધિના નિયમોની શોધ તથા સમજૂતિ શોધી કાઢવા ખતથી મથતો હતો કોઈ કહેશે કે આ પ્રમાણે નાના નાના પતગ તથા કીડાઓ પાછળ આટલો બધો સમય ગુમાવવો, એ વાજબી ગણાય? મનુષ્યદેહ પામી એ પ્રમાણે જીવન ગાળવુ એ જીવનને એળે જવા દેવા જેવુ નથી શુ? પરતુ સજીવ પ્રાણીઓની શરીરાકૃતિની ભવ્યતા, વિવિધતા તથા સૌન્દર્યથી ચકિત થઈ તેમનો અભ્યાસ કરવો, એ વ્યર્થ નથી એ અભ્યાસ ઘણો નિર્દોષ આનદ આપે છે એટલુ જ નહી પણ તેનાથી બુદ્ધિ પણ કેળવાય છે તેવા અભ્યાસથી ખીલેલી બુદ્ધિના બળે જે સર્વસામાન્ય નિયમો ઉપજાવી કાઢવામા આવે છે, તેનાથી જનસમાજને પરમ લાભ મળે છે વિવિધ પ્રાણીઓનો અભ્યાસ કરી તેમને યોગ્ય તે વર્ગમા મૂકવા, એ ક્રિયા પોતે જ ઘણુ ઉત્તમ શિક્ષણ છે વળી આવા અભ્યાસથી જે નિયમો ઉપજાવી કાઢવામા આવે છે, તેનાથી ઘણી વાર સમગ્ર જનસમાજને કેવો મોટો લાભ થાય છે, તે મેરૂકિન કૉફના જીવન ઉપરથી જણાશે

કોઈ નાના છોડના પોચા રસદાર ચામાથી ધારવાળા અઆવડે એક ઘણી જ પાતલી કાપલી કાપી, એક કાચની તખતી પર મૂકી, સૂક્ષ્મદર્શક યત્ર વડે તપાસીએ તો એક ઘણુ જ ચિત્તાકર્ષક દૃશ્ય નજરે પડે છે મધપુડામા જેવા હોય છે તેવા અસખ્ય નાના નાના ખાનાઓના મળવાથી તે કાપલી બની હોય એમ જણાય છે માત્ર આ જ કાપલી નહી પરતુ કોઈ પણ ભાગમાથી,-થડ, મૂળ, પર્ણ, બીજ વગેરેમાથી લીધેલી કાપલીમા તેમ જ વિવિધ પ્રાણીઓના શરીરના કોઈ પણ અગ કે અવયવની કાપલીમા, હાડકામા પણ આ જ રચના જોવામા આવશે આ પ્રમાણે ઘણી ઘણી વસ્તુઓને યત્ર વડે તપાસ્યા બાદ ઘણે વર્ષે **જીવનવિજ્ઞાનીઓએ (બાયોલૉજીસ્ટ)** એ વાત સ્વીકારી છે કે, જેમ ભીની રેતીનો બનાવેલો ગોળો અનેક કણોના મળવાથી થયેલો છે તેમ સજીવ પ્રાણીઓના શરીર પણ ઝીણા ઝીણા તથા માત્ર સૂક્ષ્મદર્શક યત્રથી જ જોઈ શકાય એવા ઘણા પિંડોના મળવાથી થયેલા છે આ દરેક પિંડ અર્ધદ્રવ અથવા મધ કે ચાસણી જેવા પારદર્શક દ્રવ્યના અતિ સૂક્ષ્મ બિંદુનો બનેલો છે આ દરેક પિડ સજીવ હોય છે એટલે કે જે ખાવાની, અભિવૃદ્ધિની હાલચાલની તથા સૃષ્ટિની ગરમી, તેજ, સ્પર્શ આદિ બળોથી પ્રભાવિત થવાની શક્તિને લીધે આપણે સજીવને નિર્જીવથી

[footnote] ... ભાગ ૭ જો ૩ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

જુદા પાડીયે છીયે-તે બધી શક્તિઓ તેમા જોવામા આવે છે એવો દરેક પિંડ નિશ્ચિત આકારનો હોય છે, અને સ્વતંત્ર જીવી શકે છે તે દરેક પિંડ પોતાને જરુરનું અન્ન ખાઈ પચાવી શકે છે અને તે પ્રમાણે પચાવેલા અન્નથી તેની યોગ્ય અભિવૃદ્ધિ થાય છે વળી અત્યંત ઓછી અથવા વધતી ગરમીથી, તેજથી, સ્પર્શથી વગેરેથી તેના પર અસર થાય છે અને તેથી તેના પ્રત્યુત્તરમાં પ્રતિકૂલ બળોથી બચવા અને અનુકૂલ બળોને મેળવવા તે મથે છે આવા સજીવ-પિંડને વિજ્ઞાનની ભાષામા કોશ ( સેલ ) કહે છે અને તે કોશ જે દ્રવ્યનો બનેલો હોય છે તે **ચેતન-દ્રવ ( પ્રોટોપ્લાઝમ )** કહેવાય છે દરેક પ્રાણી તેનું જીવન એક સૂક્ષ્મ કોશ રૂપે શરૂ કરે છે ઉંટ, હાથી, ઘોડા મનુષ્ય સર્વની ઉત્પત્તિ એ એક કોશરૂપ ઈંડામાથી જ છે માતાના શરીરમા આવેલા અંડાશયમાથી અંડ છૂટું પડી ગર્ભાશયમા ( કુખમા ) આવે છે અને પુરુષના **શુક્રકોશ ( સ્પર્મ )** જોડે તેનો સમાગમ થાય છે એ બેના સંયોગથી થયેલા **ફલિત ( ફર્ટિલાઈઝ્ડ )** અંડના ઉત્તરોત્તર થતા વિભાગથી પ્રથમ એક જ થરવાળો પોલો ગોળો થાય છે કે જેને **બુદ્બુદાવસ્થા ( બ્લાસ્ટુલા સ્ટેજ )** નામથી વૈદ્યો ઓળખે છે પછી એ પોલો ગોળો એવી રીતે દબાઈ જાય છે કે જેથી તેનો એક બાજુનો અર્ધો ભાગ બીજી બાજુના અર્ધા ભાગમા પેસી જાય છે આ પ્રમાણે એક થરવાળા પોલા ગોળાને બદલે બે થર વાળો પ્યાલો થઈ જાય છે એક પોચા રબરનો દડો લઈ તેની અંદરનું પોલાણ રહે નહી તથા બંને ભીંતો એકમેકને અડે એમ એક બાજૂએ દાબવાથી આ વાત સ્પષ્ટ થશે આ પ્રમાણે ગર્ભનું શરીર પ્રથમ અવસ્થામા એક જ થરનું અને ત્યાર પછીથી બે થરનું થાય છે પછીથી ઉંચી પંક્તિના પ્રાણીમા આ બે થર વચ્ચે એક ત્રીજો થર પેદા થાય છે શરૂઆતમા આ બધા થરો એકસરખા જ કોશોના બનેલા હોય છે, પણ પાછળથી તે કોશોમા ખાસ પ્રકારના વિકાર થાય છે અને તેને પરિણામે કેટલાક કોશ સ્નાયુના અથવા માંસની પીંડિઓના, તો કેટલાક ઓવતનું તથા બોધકોશોના એ પ્રમાણે શરીરના વિવિધ અંગોના ઘટક રૂપે બંધાઈ જાય છે આ પ્રમાણે અપક્વ અંડ કે જે કોઈ પણ પ્રાણીની ઉત્પત્તિનું પ્રથમ પદ છે તેનાથી માંડી તે પૂર્ણ પરિવૃદ્ધ થાય ત્યા સુધીની સઘળી વચલી અવસ્થાઓ **ગર્ભાવસ્થા ( એમ્બ્રાયોનિક સ્ટેજીસ )** કહેવાય છે

મેચ્નિકોફે દરીયાઈ સૂક્ષ્મ જંતુઓના શરીરની આકૃતિનો તથા તેમની ક્રમે ક્રમે થતી અભિવૃદ્ધિનો, તેમ જ તેમના જીવનના પ્રારંભથી માંડી તેઓ પૂર્ણ પરિવૃદ્ધ તથા સ્થિરરૂપ વાળી અવસ્થાએ પહોંચતા જે જે ગર્ભાવસ્થાઓમાથી તેમને પસાર થવું પડે છે તેનો અભ્યાસ કેટલાક વર્ષ સુધી કર્યો હતો આવો અભ્યાસ કરતા કરતા ગર્ભના શરીરના જુદા જુદા પડ તથા તે પડોમાથી થતા શરીરના અંગોના ઉત્પત્તિક્રમની ઝાંખી તેને થઈ આ પ્રમાણે મેળવેલા જ્ઞાનનો તેણે કેવો ઉપયોગ કર્યો છે તથા તેનાથી સમગ્ર મનુષ્યજાતિનું કલ્યાણ કરનારો માર્ગ તે કેવી રીતે બતાવી શક્યો છે તે આગળ કહેવામા આવશે ગુમડા તથા સોજાયે શાથી તથા કેમ થાય છે? અમુક માણસો શાથી એવા રોગથી મુક્ત રહે છે? તથા આપણી જાતને એ

પ્રમાણે મુક્ત કેમ બનાવી શકાય ? તે વિષયની નણી ઉપયોગી શોધ તેણે પોતાના જીવનના અંતભાગે કરી છે

૧૮૪૫ ની સાલમા ખાર્કોફ પાસે આવેલું ઈવાનાન્હા ગામ મેટ્રકિન કૉફની જન્મભૂમિ છે તેનો પિતા એક લશ્કરી અમલદાર હતો અને નોકરી ઉપરથી નિવૃત્ત થતી વખતે તે ' મેજર જનરલ'ના પદ સુધી પહોંચ્યો હતો તેને ઘોડેસ્વારીનો ઘણો શોખ હતો, પરંતુ *વિજ્ઞાન તરફ તેનું લેશમાત્ર પણ વલણ હોય એવું જણાયું નથી મેટ્રકિન કૉફની માતા યાહુદણ* હતી અને પોતાની માનસિક શક્તિ તથા પ્રતિભા માટે તે તેનો ઋણી હતો નાનપણથી જ તેને સૃષ્ટિના અવલોકનનો પ્રબલ શોખ હતો ખાર્કોફની હાઈસ્કૂલમાથી પસાર થઈ સત્તર વર્ષની વયે તે યુનિવર્સિટીમા દાખલ થયો અને બે વર્ષમા એટલે ૧૮૬૪ મા તેણે તે યુનિવર્સિટીની અંતિમ ઉપાધિ પ્રાપ્ત કરી અને પછી વધુ અભ્યાસમાટે તે વિજ્ઞાનની જનનીરૂપ જર્મનીમા ગયો ૧૮૬૩-૬૪-૬૫-૬૬ એ સાલોમા પ્રતિવર્ષ તેણે પોતે કરેલી શોધોને પ્રસિદ્ધ કરી આ બધી શોધો જુદા જુદા સૂક્ષ્મ કીટોના આકૃતિવર્ણન તથા જીવન-ઇતિહાસને લગતી હતી આ બધો સમય તે ' ગિસેન'મા આવેલી લ્યૂકાર્ટની પ્રયોગશાળામા કામ કરતો હતો ૧૮૬૬ મા એવું બન્યું કે એક શોધ કે જે તેણે સ્વતંત્ર રીતે કરી હતી તેનું માન ખાવા ' તે શોધ મેં કરી છે' એવો દાવો તેના ગુરૂએ તેણે પ્રસિદ્ધ કરતા કર્યો હતો સત્યપ્રિય મેટ્રકિન કૉફે તે વાતનું અસત્ય ઉઘાડું પાડી આપ્યું અને તે કારણથી, તેને પોતાના પ્રથમ શિક્ષાગુરુ જોડે વિરોધ થયો આ પછી થોડો સમય તેણે નેપલ્સમા ગાળ્યો અને ત્યાના ઉપસાગરમા જોયેલા કેટલાક પ્રાણીઓના વર્ણન તથા જીવન-ઇતિહાસ તેણે લખેલા છે આ બધા કાર્યમા તેણે પોતાની ચોક્કસ તથા બારીક અવલોકન કરવાની શક્તિ તથા **નવીનોત્પાદકતા ( ઓરિજીનેલિટી )** સિદ્ધ કરી આપેલી છે તેના આ સમયના લેખો ઘણી ઉત્તમ પ્રતિના છે ૧૮૭૦ મા તે ઓડેસા યુનિવર્સિટીમા **પ્રાણીવિજ્ઞાનનો ( ઝુઓલૉજી ) મહોપાધ્યાય ( પ્રૉફેસર )** નીમાયો અને ત્યા પણ તેણે પોતાની શોધખોળ ચાલુ રાખી આ સમયમા તેની ધર્મપત્ની ક્ષયની માંદગીમા સપડાઈ અને જો કે હવાફેર માટે તેને મડીરા લઈ જઈ બે વર્ષ રાખવામા આવી તો પણ કાંઈ ટીકી શકી નહી અને તેના દેહનો અવસાન થયો આથી કેટલાક સમયસુધી તેના કામમા ભંગાણ પડ્યું ૧૮૭૪ મા તેણે ' કૉકેસિયન તથા મોંગોલિયન જાતોની આંખોના પોપચાની ખાસીયત ' એ વિષયપર એક ઉત્તમ **માનવ-વિજ્ઞાનના ( ઍન્થ્રોપોલૉજી )** વિષયનો લેખ લખ્યો, તથા વાદાની બે જાતમાંની અમુક એક અમુક પ્રદેશમા બીજી જાતની સ્પર્ધામા કેમ સ્થાપિત થઈ શકી, એ વિષયપર પણ એક સુંદર લેખ લખ્યો એ લેખમા ઉત્ક્રાંતિવાદના ' સબલનો નિર્વાહ તથા નિર્બલનો નાશ ' અથવા જીવનવિગ્રહ એ સૂત્ર ઉપર તેણે ઘણું સારૂં અજવાળું પાડ્યું

૧૮૭૫ મા તેણે ઓલ્ગા બેલા કોઇવીક નામની સત્તર વર્ષની બાળા સાથે બીજી

( રકરુપયર ) ઘણી કુશળ

વાર્ડ

એન્ડ કંપની, મુંબાઈ

હતી પોતાના લગ્ન પછી તેણે પોતાના પતિને પ્રિય વિજ્ઞાનનું શિક્ષણ તેની જ પાસે લેવા માંડ્યુ, અને સારવાઁ તે તેના મરણસુધી દરેક કાર્યમા તે પોતાના પ્રિય પતિની મદદગારતરીકે કાર્ય કરતી હતી વળી તેને અંગ્રેજી તથા બીજી પણ પરભાષાઓ આવડતી હતી, તેથી તે તેના ધણીને ઘણી વિવિધ રીતે ઉત્તમ સહાય આપી, તેના જીવનમર્મમા ઉમગભર્યો ભાગ લેતી હતી આ પ્રમાણે અન્યોન્યને કાયમા સહાય કરી શકે એવા દપતી વિરલ જ જોવામાં આવે છે આપણા દુર્ભાગી દેશમા તો સમાન શિલ્પ પામેનાં અનુગુણ દપતીઓનુ સ્વપ્ન પણ આવે એમ નથી ! જ્યા જોઇયે ત્યા વયના, વિદ્યાના કે તે બનેના કજોડા ! ભણેલી પત્નીને પથ્થરના ભમરડા જેવો પતિ, તથા વિદ્વાન ને રસિક પતિને કંઠે દોઢ ગજની લાજ તાણનારી વહેમી તથા રીઆળ પત્ની બાધેલા જણાય છે

ઉપર જણાવ્યુ છે તે પ્રમાણે મેટ્કિન કૉફનો ખાસ વિષય ગર્ભવિજ્ઞાન ( એમ્બ્રાલૉજી) હતો વિવિધ પ્રાણીઓની ગર્ભાવસ્થા, તથા તે તે અવસ્થાના ગર્ભોની સૂક્ષ્મ રચનાનો તેણે ઘણી સૂક્ષ્મરીતે અભ્યાસ કર્યો હતો ૧૮૮૨ મા પારદર્શક શરીરવાળી વાદળીઓના ( સ્પોન્જીસ ) તથા છત્ર-મત્સ્યોનો ( જેલીફિશિઝ ) અભ્યાસ કરતાં, તેણે તે પ્રાણીઓના શરીરની અદરની ભીંતોના કોશોનુ વર્તન ધ્યાનથી જોયુ હતુ, તથા એ જ અથવા એને મળતા વિષય ઉપર તેની પૂર્વે થઈ ગયેલા જીવ-વિજ્ઞાનીઓએ જે કાંઈ લખેલુ હતુ તે તેના જાણવામા હતુ એ અદરના પડમાથી છૂટા પડી ભમતા કોશ શરીરના વિવિધ ભાગોમા જે કાંઈ બગાડો થયો હોય તે ગળી જઈ ખાઈ જાય છે, એ શોધ કરનાર જો કે તે કાંઈ પહેલો ન હોતો પણ તેણે એ સિદ્ધ કરી દેખાડ્યુ કે એ દૃશ્ય અપવાદ રૂપ નહી પન્તુ નિત્ય બનતા તથા ઘણા જ સાધારણ છે તથા શરીરના બીજે અગોના કાર્યો જેવાં જ તે ગણાવા જોઇયે તેણે સિદ્ધ કરી દેખાડ્યુ કે આ રખડતા અને બગાડો ખાઈ જતા કોશો કે જેને ‘ ભક્ષક કોશો ’ કહી શકાય એમ છે તેમનુ મુખ્ય કામ શરીરના બગાડાને ખાઈ જવાનુ છે ૧૮૮૪ માં તેણે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યુ અને તેમા બતાવ્યુ કે મનુષ્યના શરીરના ભક્ષક કોશ, તેના શરીરમા દાખલ થતા વિવિધ ઝેરી સૂક્ષ્મ જતુઓના વિનાશક કાર્યથી તેનું રક્ષણ કરે છે ‘ ડેફનીયા ’ નામના જન્ત-ડાસના પારદર્શક શરીરમા તેણે ભક્ષક કોશોની બીજા રોગ પેદા કરનાર જતુઓને ખાઈ જવાની ક્રિયા જોઈ હતી તથા બીજાને દેખાડી શકાય એવી તેને સિદ્ધ કરી હતી

આ ભક્ષક કોશોના કાર્યના અભ્યાસમાજ પોતાનુ બાકી રહેલુ જીવન વ્યતીત કરવાના નિશ્ચયથી તેણે પ્રાણીવિજ્ઞાન તથા ગર્ભવિજ્ઞાનની શોધો પડતી મેલી, અને ઓડેસામા સ્થપાયેલી નવીન સૂક્ષ્મ જતુશાળાનુ ( બૅક્ટિરિઓલોજીકલ લેબૉરેટરી ) આધિપત્ય સ્વીકાર્યું પરતુ પોતાના કાર્યમા ખલેલ નાખે એવી તે નોકરીની સગવડ જણાયાથી ૧૮૮૮ મા તેણે તે જગા છોડી દીધી પછી તેણે બર્લિન જઈ યોગ્ય સજોગો મળે તે પોતાનુ કાર્ય આગળ ચલાવવાનુ ધાર્યું પણ ત્યાથી ઠંડો જવાબ મળતા તે પારિસમા પેસ્ચરની પાસે

આવ્યો પેરચરે તેના ગુણ તથા જ્ઞાનની કદર કરી, પોતાની પ્રયોગશાળાનો એક ભાગ તેને જુદો કાઢી આપ્યો તથા તેના કામમાટે જરૂરની બધી સગવડ કરી આપી થોડા વર્ષ પછી નવુ ' પેસ્ચર ઇન્સ્ટિટ્યુટ ' બંધાતા તેના મદદનીશ અધિપતિની જગા તેને આપવામા આવી તેના કામની ખ્યાતિથી મુગ્ધ થઈ સેંકડો યુવાન શોધકો તેના હાથ તળે શીખવ આવવા લાગ્યા

મેટ્ચિન કૉફ નિત્ય સત્યમા પ્રીતિ રાખનાર હતો વાદવિવાદોમા તેને નકામી ઝીભાજોડ અથવા ટાણા મારવાની ટેવ ન હોતી કોઈ પણ માન્યતા અથવા સિદ્ધાતનુ સત્યાસત્ય તારવી કાઢવાની મતલબથી જ તે વાદવિવાદોમા ઉતરતો હતો એણે પ્રતિપાદન કરેલ સિદ્ધાંતોમા કોઈ કાઈ ન્યૂનતા અથવા ભૂલ દેખાડતુ તો તેની જોડે અકળાઈ, વાગ્યુદ્ધ કરવાને બદલે, તેની શકાઓ દૂર થાય એવા નવા પ્રયોગો તે યોજતો હતો આપણા હાલના વર્તમાનપત્રોમા જે જાતના ક્ષુદ્ર અને નકામા વાદવિવાદોને સ્થાન આપવામા આવે છે, અને જે વાચવામા ઘણા માણસો પોતાનો અમૂલ્ય સમય વ્યર્થ ગુમાવે છે, તેમા અમુક વ્યક્તિના **સિદ્ધાતોની** ચર્ચા કરવાને બદલે અંગત હુમલા કરવામા આવે છે તથા ગાળગાળી ચલાવવામા આવે છે આર્યસમાજી તથા સનાતનીઓના વાદવિવાદો [1] જે આપણા ગુજરાતના નવરા બેઠેલા ' એડિટરો ' બીજી ઉપયોગી સામાજિક ચર્ચાને અભાવે પેપરના કાગળ બગાડી જગા ભરવા આપ્યા જાય છે, તેમણે આ ઉપરથી ઘણો ધડો લેવાનો છે

૧૮૯૨ મા ' સોજાઓનુ સાપેક્ષક રોગ-વિજ્ઞાન ' (ધી કમ્પેરેટિવ પેથોલૉજી ઑફ ઇન્ફ્લેમેશન ) એ નામનું સચિત્ર પુસ્તક તેણે છપાવ્યુ અને તેમા પોતાના સિદ્ધાતોનુ સમર્થન કરતા અવલોકનો તેણે ઘણી યુક્તિપૂર્વક એકત્ર કરેલા છે એ પુસ્તકમા મેટ્ચિન કૉફે દેખાડયુ કે નીચી પંક્તિના, કરોડ વિનાના પ્રાણીઓના શરીરમા ઝેરી જતુઓ દાખલ થતા વિવિધ વિકારો શરીરના તે ભાગોમા થવા માડે છે એ વિકારોને પરિણામે પેદા થતા દ્રવ્યોના રાસાયનિક કાર્યથી તે પ્રાણીના શરીરના ભક્ષક કોષો તે ભાગ તરફ ઘણી મોટી સખ્યામા આકર્ષાય છે અને તે વિકારને પરિણામે પેદા થયેલા દ્રવ્ય તથા તે વિકારના કારણરૂપ જતુઓને ગળી જાય છે કરોડવાળા ઉંચી પંક્તિના પ્રાણીઓમા લોહી, નીચી પંક્તિના પ્રાણીના શરીરમા જેમ જ્યા પોલાણ હોય ત્યા વહે છે તેમ ન વહેતા બધ રક્તનળીઓમા જ વહે છે એ રક્તનળીઓની ભીંતોમા આવેલા સ્નાયુ વગેરે બોધતતુઓને વશ છે મગજમાના અમુક ભાગમાથી આવતી આજ્ઞા અનુસાર રક્તનળીઓ વિકસે છે, અથવા સકોચાય છે શરીરના કોઈપણ ભાગમા ઝેરી જતુ દાખલ થતા તે ભાગમા આવેલી રક્તનળીઓ બોધતતુના કાર્યથી એવી સકોચાઈ જાય છે કે ત્યા લોહીનો પ્રવાહ લગભગ અટકી જાય છે પછી એ સ્થિર થયેલા રક્તપ્રવાહમા જમા થયેલા ભક્ષક કોષોનુ સૈન્ય તે વિકારવાળા ભાગ તરફ ખેચાય છે ત્યા જઈ તેઓ વિકારથી બગડેલા શરીરના ભાગ અથવા ત્યા પેદા થયેલા ઝેર તેમ જ તે વિકારના કારણરૂપ સૂક્ષ્મ જતુઓને ગળી જાય છે આ દૃષ્ટિએ જોતા સોજા તથા

[1] ' દયારામનો અક્ષરદેહ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ઘુમડો, એ આપણા શરીરમા દાખલ થયેલા વિષ અથવા વિષ પેદા કરનાર જતુઓને દૂર કરવાના કુદરતના ઉપચારરૂપ છે

ભક્ષક કોશ, વિકાસવાળુ સ્થાન, બોધજતુ તથા રકતનળીઓ એ બધાના ઘણા સારા સહકાર્ય વગર આ પ્રમાણે બનવુ શકય નથી, અને પ્રશ્ન એ ઉભો થાય છે કે આટલુ બધુ ઝટપટ સહકાર્ય પૂર્ણ તથા સ્થિર શી રીતે થવા પામ્યુ? શુ એ પ્રમાણેનુ સહકાય મનુષ્યજાતિમા પ્રથમથી જ સ્વત સિદ્ધ હતુ કે એ પાછળથી પ્રાપ્ત થયેલી શક્તિઓમાંની એક છે? હજુ પણ જતુઓની સામે ટકી રહેવાની શકિત બધા માણસોમા એકસરખા અશમા પ્રાપ્ત થઈ નથી, એ આપણે જાણીયે છીયે પ્લેગ અથવા કૉલેરા અથવા એવો કોઈ પણ ભયકર ચેપી રોગ કોઈ સ્થળે પૂર જોસમા ફાટી નીકળેલો હોય છે, ત્યાર આપણને જણાય છે કે તે સ્થળે રહેના બધા મનુષ્યોપર એ રોગ એકસરખી અસર કરતો નથી કેટલાકને તે રોગ ઘણી સહેલાઈથી લાગુ પડી જાય છે અને બીજા કેટલાક પર તે રોગ ભાગ્યે જ કાઈ અસર કરી શકે છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે વિવિધ રોગ પેદા કરનાર જતુઓ સામે ટકી રહેવાની શક્તિ બધા માણસોમા એકસરખી હોતી નથી, પરતુ તે ક્રમેક્રમે પ્રાપ્ત થાય છે હવે આ જાતની શકિત કઈરીતે પ્રાપ્ત થાય છે, તે આપણે જોઈએ

એ તો નિર્વિવાદ વાત છે કે જો કોઈ ઉષ્ણ દેશમા વસનાર માણસને એકદમ શીત દેશમા લઈ જવામા આવે અને તે ત્યા ત્યાની હવાને અનુકૂળ ન હોય તેવા વસ્ત્ર પહેરે તથા ખાન પાન ઇત્યાદિ રાખે તો તેની ઉપર તે દેશની હવાની માઠી અસર થવાનો ઘણો સભવ રહે છે માછલા તથા દેડકાને પાણી બહાર જમિન પર લાંબો વખત રાખવાથી તેઓ મરી જાય છે આ ઉપરથી આપણને એટલી વાત સમજાય છે કે જીવતા રહેવા માટે પોતાની આસપાસના સજોગોને અનુકૂળ થવુ જોઇયે હાલ જે જે પ્રાણી તથા વનસ્પતિ આપણે આપણી આસપાસ જોઇયે છીયે, ત્યા તે જીવતી છે, કારણ કે તેની આસપાસની ઉપાધિ એટલે સજોગો તેને અનુકૂલ છે, પ્રતિકૂલ તો નથી જ જો તે સજોગો અથવા ઉપાધિઓ તેને પ્રતિકૂલ હોત તો તે ત્યાં જીવતી રહી શકી જ નહી હોત આ સિદ્ધાત કે જેનુ કાર્ય સમગ્ર સજીવ સૃષ્ટિમા જોવામા આવે છે, તેને **'અનુકૂલતાનો સિદ્ધાત' (પ્રિન્સિપલ ઑફ એડૅપ્ટેશન)** કહે છે સજીવ વનસ્પતિ તથા પ્રાણીઓના સબધમા બીજી વાત એ યાદ રાખવાની છે કે કોઈ પણ બે વ્યકિતઓ એકમેકને સર્વાંશે મળતી હોતી નથી પ્રત્યેક બે વ્યક્તિઓ ઓછા વધતા બિદુઓમા ભિન્નતા નિત્ય દેખાડે છે અતિ હોવાથી માતાપિતામાથી થતા સતાનો કાઈ સર્વાંશે માતાપિતાની જ પ્રતિકૃતિ અથવા છાયારૂપ થતા નથી, પરન્તુ તેમનામા કેટલાક નવીન બિદુઓ ઉત્પન્ન થાય છે કે જે માતાપિતામા હોતા નથી આવા નવી પેઢીમા થતા નવા લક્ષણો 'નવલક્ષણ' (વેરિએશન) અથવા 'ભેદ' કહેવાય છે અને એ પ્રમાણે નવીન લક્ષણ પેદા થવાના પ્રકારને **'ભેદદર્શન અથવા નવલક્ષણોદ્ભેદ'** (વેરિએશન) કહે છે ત્રીજી વાત લક્ષમા એ રાખવાની છે કે સજીવ વ્યક્તિઓ ઘણી શીઘ્રતાથી સખ્યામા વધે છે દેડકાનુ એક જોડુ

એક જ મોસમમા કેટલા હજાર ઈંડા મૂકે છે એક તળાવની કિનારા પર વસતા દેડકા એક મોસમમા જેટના ઈંડા મૂકે તેટલા જો પાકે તો થોડા જ વર્ષોમા તે આખુ તળાવ દેડકાથી જ ભરાઈ જાય ! એક ઝાડપર કેટલા બધા અસખ્ય બીજ થાય છે છતા તે વૃક્ષની કુલ સખ્યામા કેટલો સ્વલ્પ ફેર પડે છે ! આમ છે તેથી આપણે માનવુ પડે છે કે આ પ્રમાણે ઘણી મોટી સખ્યામા પેદા થયેલી પ્રજાની વ્યક્તિઓ વચ્ચે અન, આધાર, જન, પ્રકાશ ઇત્યાદિ જીવનને માટે જરૂરી સજોગો પ્રાપ્ત કરવા ઘણી તીવ્ર સ્પર્ધા ચાલતી હોવી જોઈયે એ દારૂણ જીવન વિગ્રહ કે જે પ્રતિક્ષણ વગર અટકયે ચાલ્યા જ કરે છે, તેમા ઘણાનો સદતર નાશ થાય છે તથા બીજા કેટલાક રણભૂમિ છોડી નાશી જાય છે જેનામા કાંઈ ગુણ અથવા શક્તિ હોય તે જ તેમા ટકી રહી શકે છે આ દશ્યને **'જીવનવિગ્રહ' 'સ્ટ્રગલ ફોર એગ્ઝિસ્ટન્સ'** કહે છે નવીન લક્ષણો ધારણ કરનારી વ્યક્તિઓમાથી જેનુ નવીન લક્ષણ તેને આ જીવનવિગ્રહમા જય આપે એવુ હશે, એ જ વ્યક્તિ જીવત નીવડશે અને એના અનુકૂલ અથવા ઉપયોગી નવીન લક્ષણ વિનાની વ્યક્તિઓ ટકી ન રહી શકવાની જેમ આપણે ઘઉંને ચાયણામા ચાળીયે છીયે ત્યારે ઘઉંઘઉં રહી જાય છે અને કાકરા નીકળી જાય છે, તેમ આ કુદરતના ચાયણામા અનુકૂલ લક્ષણોવાળી વ્યક્તિઓ ટકી રહે છે અને અનુકૂલ નહી એવી વ્યક્તિઓનો વિનાશ અથવા સ્થાનફેર થાય છે આ દશ્યને **'નૈસર્ગિક વરણ' અથવા 'કુદરતની પસદગી' (નૅચરલ સીલેક્ષન )** કહે છે

હવે આ ઉપર જણાવેલા સિદ્ધાતો આપણે આપણા પ્રસ્તુત વિષયને લાગુ પાડીયે ધારો કે પહેલાના મનુષ્યમા કેટલાક કોશ એવા હતા કે તે અમુક એક સ્થળે સ્થિરતાથી ચોટી નહી રહેતા, આખા શરીરમા રસળતા હતા અને માગમા જ્યા જ્યા તેમને ખાવા લાયક વસ્તુ મળી આવે તે ખાઈ જતા હતા આ પ્રમાણે ભમતા ભક્ષક કોશો શરીરના જીવતા કોશોને ખાઈ ન હોતા શકતા, પણ શરીરના મૃત કોશ અથવા બહારની સૃષ્ટિમાથી શરીરમા દાખલ થયેલા સૂક્ષ્મ જતુઓને સહેલથી ખાઈ શકતા હતા હવે આ પ્રમાણે શરીરમા ભમતા અથવા રસળતા કોશ હોવારૂપ નવીનતાથી તેવા કોશ ધારણ કરનાર વ્યક્તિને ઘણો લાભ થતો હતો, કારણ કે તેમના કાર્યથી તેના શરીરનું બહારથી આવતા વિવિધ જતુઓથી રક્ષણ થતું હતુ આ પ્રમાણે આવા ભમતા, રસળતા કોશોને ધારણ કરવા એ તેવી વ્યક્તિને લાભ કારી હતું, કારણ કે તેથી મનુષ્ય કેટલાક રોગોથી બચવા પામે છે હવે ધારો કે મનુષ્યમાત્રના બે વિભાગ પાડેલા છે એકમા આવા ભક્ષક કોશ છે અને બીજામા નથી આવે પ્રસગે પહેલા વર્ગના માણસો જેટલી ખાત્રીથી બચી શકે છે તેટલી ખાત્રીથી બીજામા બચી શકતા નથી આમ હોવાથી પહેલા વર્ગના માણસોનો આવરદા લાબો થાય છે એટલુ જ નહિ પરતુ તેની પ્રજા પણ ઘણી ઝડપથી વધે છે આ પ્રમાણે ઘણાં વર્ષોની પછી પહેલા વર્ગના માણસોની સખ્યા બીજા વર્ગના માણસોની સખ્યાના પ્રમાણમા એટલી મોટી થશે કે તે વર્ગના માણસો બહુ વિરલ જ જોવામા આવશે એમ કરતા કરતા આખરે એ બીજો વર્ગ

¹ Classical Poets of Gujarat Rs 0-6-0 N M Tripathi & Co, Bombay

નષ્ટપ્રાય થઈ જશે, અને રોગો સામે ટકનાર મનુષ્યોની નવીન જાન સ્થિર થશે આવા જ કોઈ પ્રકારે કેટલાક મનુષ્યોમા અમુક અમુક રોગોથી મુક્ત રહેવાની શક્તિ પ્રાપ્ત થયેલી છે વિવિધ રોગોના જંતુઓ સાથે કાર્ય કરતા ભક્ષક કોશો, મનુષ્યશરીરનો બચાવ કરતા હોવાથી તેમનો માણસના રકતમા જમાવ થતો જાય છે અને એ રીતે માણસને ધીરે ધીરે રોગ સામે ટકવાની શક્તિ પ્રાપ્ત થતી જાય છે

૧૯૦૩ મા 'મનુષ્યપ્રકૃતિ' એ વિષયપર મેટ્નિન કૉફે એક પુસ્તક લખ્યુ, તેમાં તેણે એવો મત દર્શાવ્યો છે કે પેટના નળની અંદર વિકારી કહોવાણ થવાથી તેમા જે વિષદ્રવ્ય પેદા થાય છે તે શરીરમા ચુસાતા તેની અસરથી રક્તનળીઓની ભીંતો તથા શરીરના અંગો શિથિલ થઈ જાય છે અને પરિણામે વૃદ્ધાવસ્થાના ચિહ્ન મનુષ્યના શરીરપર દેખાવા માડે છે, પળીયાં આવે છે, ચામડીપર કરોચલીઓ પડી જાય છે તથા સાધા શિથિલ થઈ જાય છે અને અંતે માણસનો આવરદા ટુકો થઈ જાય છે મેટ્કિન કૉફે પોતાના જાતિ અનુભવથી તથા પ્રયોગોથી સિદ્ધ કરી બતાવ્યુ કે તાજી છાસનુ નિત્ય સેવન કરવાથી ઉપર વર્ણવેલુ વિકારી કહોવાણ થતું અટકે છે આનુ કારણ એ છે કે છાસ વાટે નળમા 'લેક્ટિક જંતુ' દાખલ થાય છે, અને તે જંતુના કાર્યથી જે 'લેક્ટિક ઍસિડ' થાય છે તેમાં ઉપર વર્ણવેલુ કહોવાણ કરનાર જંતુ જીવી શકતા નથી આ વિષયમાં તેની પોતાની દૃઢ ખાત્રી થવાથી તેણે નિત્ય શેર છાસ પીવાનો અભ્યાસ રાખ્યો હતો

૧૯૦૧ થી તે ૧૯૧૬ મા તેનુ મરણ થયુ, ત્યાસુધી તેણે ઘણી ખંતથી તથા બનાવ્યુ વગર પોતાની પ્રયોગશાળામા કામ કર્યા કર્યું સવારથી સાંજ સુધી એમ આખો દહાડો તે પોતાની પ્રયોગશાળામા કામ કર્યા કરતો હતો અને તે એટલે સુધી કે સતત નાકા વળી સૂક્ષ્મદર્શક યન્ત્રનો ઉપયોગ કરવાથી તેનો વાંસો વળી ગયો હતો અને તેને વાકા વાંસ રહી ચાલવુ પડતું હતુ તેને પોતાનુ કામ એટલું તો પ્રિય હતુ કે તે, તે છોડી ભાગ્યે જ બીજે કોઈ સ્થળે મોજ માણવા જતો હતો

આવા આવા કર્મપરાયણ વિજ્ઞાનીઓની સતત તથા નિરવાધ મહેનત અને સત્યાન્વેષણના આગ્રહથી ઘણી ઘણી નવીન શોધો થયેલી છે કે જેનાથી મનુષ્યનુ જીવન પ્રથમ કરતા સહીસલામતીભર્યું તથા સુખી થવા પામ્યુ છે પ્રાચીન સમયમા આપણા ભારતવર્ષમા પણ આવા જ બલ્કે એથી પણ શ્રેષ્ઠ પ્રતિભાવાળા, તથા સત્યાન્વેષણમા દૃઢ આગ્રહવાળા શોધકો હતા કે જેના પ્રયાસથી આપણુ પ્રિય ભારત વિવિધ વિદ્યાકળાના મંદિરરૂપ થયુ હતુ તથા તેના વિદ્યાપ્રકાશથી હજારો પરદેશી વિદ્યાર્થીઓ ગ્રીસ મિસર, જાપાન જેવા દૂર દૂર દેશોથી અહીં આવતા હતા વર્તમાન સમયમા પણ પ્રૉ પ્રફુલ્લચન્દ્ર રૉય તથા જગદીશ ચંદ્ર બોઝ જેવાઓએ વિજ્ઞાનના ક્ષેત્રમા પોતાની મહા શક્તિ સિદ્ધ કરી દેખાડી છે અને આપણી નિસ્તેજ તથા નિ સત્વ થયેલી ભારત માતાના મુકુટને કાઇક અંશે તેજસ્વી કરવાનો સફળ યત્ન કર્યો છે આવા આવા ઘણા નરરત્નો પાકી ભારત માતાના ખરા સંતાન થઈ તે માતાની વિભૂતિમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરો !

---

# નીલગિરી.

લેખક—રા ભાનુશંકર હરિશ્ચંદ્ર યાજ્ઞિક, બી એ,

ઉગ્ર દેશમા રહેનાર લોકોને હિંદુસ્થાનનો ઉનાળો ઘણો પ્રખર લાગે છે તેથી યુરોપી યન લોકો તે દિવસોમા વિશ્રાંતિ તથા ઠંડી મેળવવા માટે પર્વતોમાના ઉચાં ઉચાં સ્થાનો તરફ દોડે છે, અને તેને લીધે જ આ સ્થાનો પ્રથમ આબાદીને તેમના ફાયદા નિમિત્તેવિલાસ એતદ્દેશીય ધનિક લોક પણ લેવા લાગ્યા છે ઉનાળામા આબુ, માથેરાન લાનોવી તથા મહા બલેશ્વરમા આપણા લોક પણ ઘણા જવા લાગ્યા છે આવા સ્થાનો હિમાલયની દક્ષિણ ઉતરાણપર ઘણા જ નિમાણ થયો તે મોટા શહેરો બને છે તે સર્વ સ્થાનોમા નીલગિરીનુ શિખર ઘણુ જ હવાવાળુ, સુંદર તથા આરોગ્યકારક છે, એવી ખ્યાતિ છે હિમાલયમાનાં મુખ્ય સ્થાનો સિમલા, દાર્જીલિંગ પ્રમાણે આ સ્થાન પણ ઉંચુ છે અને અહીંઆની હવા અતિ ઠંડી ન હોતા આખુ વર્ષ સાધારણ એકસરખી જ હોય છે બરફ પડવા જેટલી સખ્ત ઠંડી અત્રે ન હોવાને લીધે આ રેમાણાનુ ઘણુ જ મહત્ત્વ છે બરફના દેખાવો વિના સૃષ્ટિસૌન્દર્યમાં આ પણ હિમાલયપરના સ્થાનોથી હારી જાય તેમ નથી

આ સ્થળ માટે આપણા ગુજરાતીઓને જ ઘણી માહિતી નથી પરતુ હવે ઠેઠ ઉટકા મંડ સુધી રેલવે થવાને લીધે ત્યા જવાનુ સહેલુ થયુ છે, તથાપિ મૈસુરની છેક દક્ષિણ સીમાપર જો કે આ સ્થાન છે તો પણ ત્યાથી રેલવે ન હોવાને લીધે થોડોક દ્રાવિડી પ્રાણા યામ કરીને જ અહીંઆ જવુ પડે છે જે લોક પુષ્કળ પૈસા ખરચીને મહાબળેશ્વર, માથે રાનાદિ ઠેકાણે ગર્રમીમા રહે છે તમને નીલગિરી જવુ વિશેષ ફરકત અથવા ખર્ચવાળુ થશે નહિ આ પર્વતપર રહેવાના ઘણા સારા સગવડવાળા સ્થળો છે અને ત્યા પુષ્કળ નાનામોટા બંગલા ભાડે મળે છે આ વર્ણન પરથી આ પર્વત અનેના કોઈ પણ ગિરિશિખર કરતા રડા, રમ્ય તથા ઉપદ્રવરહિત છે, એવી ખાત્રી થશે અને સામાન્ય સ્થિતિના લોકોને એશ આરામ અથવા આરોગ્યના હેતુ વિના કેવળ સૃષ્ટિનુ એક અતિ સુંદર સ્થાન જોવામાટે પણ આ પર્વતની મુસાફરી કરવાનુ મન લાગશે

વિન્ધ્યાદ્રિની દક્ષિણ તરફનો જે હિંદુસ્થાનનો ત્રિકોણી પ્રદેશ છે તેની વચ્ચેનુ ઉંચુ મેદાન સહ્યાદ્રિ તથા પૂર્વ ઘાટ પર્વતો વચ્ચે છે આ બન્ને પર્વતો નીલગિરિમા મળે છે અને આ બન્ને હારોનો આ સગમ અતિશય ઉચો હોવાને લીધે આ ઉત્તર તરફ જનારા ફાંટા અત્રથી જ નીકળે છે, એમ કહીશુ તો પણ ચાલશે કારણ અહીંઆથી દક્ષિણ તરફ કન્યાકુમારી પર્યન્ત જે પર્વતપંક્તિ જાય છે તે પાલ ઘાટની ૨૫ માઇલ પહોળાઇની ખીણને લીધે મૂળ સહ્યાદ્રિથી તૂટક છે

હિમાલયની દક્ષિણે નીલગિરી જેટલુ ઉંચુ બીજુ સ્થાન નથી આબુ, મહાબળેશ્વર, પૃથમઢી, અથવા નીલગિરીની ' પેદ્રો તાલા ' જેના કરતા પણ નીલગિરીનુ શિખર ઉંચુ છે તેની સરા

સરી ઉંચાઈ ૬૫૦૦ ફુટ છે તથા એમા પણ ઉટી (ઉટકમંડ) ની ઉંચાઈ ૭૩૦૦ ફુટ કરતા વધારે હોઈને કેટલાંક શિખરો તો લગભગ ૯૦૦૦ ફુટ ઉંચા છે આ નાણુકોટ અસ્થાનમાનુ 'આને મલયા'નુ એક શિખર ફક્ત ૮૮૫૦ ફુટ ઉંચુ છે અને નીલગિરીના 'દોડુ બેટા' શિખરની ઉંચાઈ ૮૭૬૦ ફુટ છે

આ પર્વતની 'નીલ મલય' સંજ્ઞા પણ છે તામીલ ભાષામા 'મલય' શબ્દ પર્વત વાચક છે 'નલ્લ મલય' 'પશ્ચ મલય' 'આનૈ મલય' 'તિનૈ મલય' નામના પર્વત દક્ષિણ ભાગમા છે 'મલય મારુત' આ સંસ્કૃત શબ્દનો અર્થ–'દક્ષિણ પર્વત તરફથી આવતો પવન'–છે આ પર્વત નીચેના મેદાનમાથી જોનારને નીલ રંગની ઝાકળ જેવી વસ્તુથી ઢંકાયેલો લાગે છે, આને લીધે જ આનુ નામ નીલગિરી પડ્યુ છે તે જ પર્વતની પેલી પાર પૂર્વ જે પર્વત છે તેનુ 'બિલી ગિરી' (સફેદ પર્વત) નામ છે

સિમલા વગેરે જે પર્વતના શિખરોપરના હવા ખાવાના સ્થાનો નિર્માણ થયા છે તે સર્વ કરતા નીલગિરીના શિખરનો વિસ્તાર ઘણો મોટો હોવાને લીધે અહીંઆ બે ચાર સારા શહેર તથા અનેક ગામડા પણ વસ્યા છે આ વસવાટ ૧૦૦ વર્ષની અંદરનો છે તે પૂર્વે અહીં થોડા ગામડા હતા પરતુ આ સર્વ પ્રદેશમા ફક્ત તોડા વગેરે જંગલી લોકોની વસ્તી હતી અને ખેતી પણ નહોતી ઇ સ ૧૮૨૦ ની સાલ પછી યુરોપીયન લોકોએ આ રમ્ય સ્થાન વસવાટ નીચે આણવાનો પ્રારભ કર્યા પછીથી તેને તદ્દન નવીન જ સ્વરૂપ આવ્યુ છે

જે સ્થાનમા જંગલી જાનવરો અને તેમની જ પાસ્યનાવાળા માણસો હતા, જ્યા અતિશય કઠણ હોવાને લીધે મેદાનના લોકોને ઉપર જવાની ઇચ્છા પણ થતી ન હોતી તથા જ્યાની ઘીચ ઝાડીમા પ્રવાસ કરવો પણ ઘણુ જ દુર્ઘટ હતુ તે જ સ્થાન હવે એક સુંદર કુંદનમા જડેલા મરકતમણિ પ્રમાણે રમણીય થયુ છે અત્રે હવે ઉત્તમ ઘાટો, સડકો તથા આગગાડીના રસ્તા થયા હોવાથી ઠેકાણે ઠેકાણે ખેતી બાગાયત તથા શાકભાજીની વાડીઓ થયા છે આ પર્વતપર ૧,૨૫,૦૦૦ કાયમની વસ્તી થઈ છે સર્વ હવામા તથા સર્વ ઋતુમા થનારા ફળો, ફૂલો તથા ભાજીપાલા અત્રે પાકતા હોવાથી અને મોટમોટા સૅનીટેરિયમો તથા વિદ્યાલયો સ્થાપન થયા છે આશરે ૮૦૦ વર્ષથી તામ્રશાસનો પરથી આ પર્વતનો ઉલ્લેખ જણાય છે, તથાપિ ત્યા કાંઈ શહેરો તથા નગરો હતા, અગર ત્યાથી ગંગ, બલ્લાળ, વગેરે રાજાઓને બહુ વસુલ આવતુ હશે, એમ જણાતુ નથી ટીપુએ અત્રે એક શિખરપર નાનો કિલ્લો બાંધ્યો હતો, પરતુ તે મેદાનના લોકોની નાકાબંધી કરવાને માટે જ હતો

નીલગિરી પર્વત મ્હૈસુરની દક્ષિણે છે તથાપિ તેની વચ્ચે મોયાર નદીની પહોળી ખીણ છે પૂર્વે પણ તે જ નદીને લીધે તે પર્વત બીજી હારથી તદ્દન જૂદો થયો છે. આ પર્વતની દક્ષિણે ભવાની નદીની ખીણ છે અને તેની દક્ષિણે કોઈમ્બતુરના સપાટ અને ઉજ્જડ મેદાનો છે ઉપરની બન્ને નદીઓ પૂર્વમા મળે છે તેને લીધે આ પર્વત તેમની વચ્ચે પશ્ચિમતરફ નીલગિરીના માથા ઉપર રહેનાર હજાર ફૂટ નીચે મલબારનો વાયનાડ નામનો ડુંગરાળ પ્રદેશ છે નીલગિરીના માથાનુ જ ક્ષેત્ર આશરે ૭૦૦ ચોરસ માઈલ છે એની પૂર્વપશ્ચિમ લંબાઈ

૩૫ માઈલ તથા ઉત્તરદક્ષિણ પહોળાઈ ૨૦ માઇલ છે હાલમા આ પ્રદેશનો એક સ્વતન્ત્ર જીલ્લો કર્યો હોવાથી તેમા મલબારના કેટલાક પ્રદેશનો પણ સમાવેશ કર્યો છે

મ્હૈસુર, મલબાર અને કોઇમ્બિટુર જીલ્લામા આ પર્વતપર જનારા ઘણા સુંદર બાંધેલા ઘાટ છે અને તે પરથી પણ ઘણી રાહદારી ચાલે છે પરતુ હવે પર્વતના આગ્નેય ખૂણામાથી ઠેઠ ઉટી પર્વત ૨૯ માઈલનો આગગાડીનો રસ્તો થયેલો હોવાને લીધે પ્રવાસી આ જ રસ્તે જાય છે પુનેથી બેંગલોર ૬૨૫ માઈલ છે ત્યાથી નીલગિરીની તળેટીનુ મેટાપોલિયમ શહેર ૭૮૩ માઈલ છે અને ત્યાથી જ નીલગિરી રેલવેની શરૂઆત થાય છે આ રસ્તો સધર્ન મરાઠા રેલવે જેટલો જ પહોળો છે અને ઘણો મજબૂત બાંધેલો છે, તથાપિ ગાડી અતિશય ચઢાવપરથી જાય છે એટલે ત્રણ ચાર જ ડબ્બા હોય છે અને એન્જીન પછવાડે લગાડેલું હોય છે આ પર્વતનો ચઢાવ મેદાનમાથી જ એકદમ શરૂ થાય છે પહેલા ચારપાચ માઇલનો રસ્તો સાધારણ સપાટ છે, પરતુ કલાર (ખડકાળ) સ્ટેશનથી ઘણો ચઢાવ આવે છે ત્યાથી આ રસ્તો નીલગિરીની પૂર્વાભિમુખ પ્રચડ ઉંડી ગુફાની બાજૂએ થઇને અનેક નિર્ઝર તથા પ્રવાહ ઓળઘીને ૬૫૦૦ ફૂટ ઉચે માથાપરના કુનૂર શહેર પહોચે છે ચઢાવનું પ્રમાણ ૧૨-૧૩ ફૂટમાં એક ફૂટ હોવાને લીધે બે પાટા વચ્ચે એક દાતાવાળો પાટો હોય છે તેને આધારે આધારે ગાડી જાય અને સરકી ન જાય એવી યોજના કરી છે

આ રસ્તે જતા તળેટીએ ભયકર તાપ લાગે છે પરતુ ૪૦૦૦ ફૂટ ગયા પછી થોડી કડક ટાઢી પડવા માંડે છે અને કુનુરથી આગળ ઉટિએ જતા ગરમ કપડા પહેરવા પડે છે પર્વતની તળેટીનુ જગલ આપણી તરફના સહ્યાદ્રિના જગલના જેવુ જ છે અને ત્યા આસપાસ સોપારી તથા નારિયેળના મોટા મોટા બાગ જણાય છે સમુદ્રની સપાટીથી ૨૦૦૦ ફૂટ ઉપર બર્લિયારના સરકારી બગિચામા નિરનિરાળા ગરમ દેશોમાથી આણેલા લિચી, લવિંગ, તજ, કપૂર, મેહોગની, માગોસ્ટિન, અનેનાસ, જાયફળ અને કોકો વગેરેના ઝાડો રોપેલા આવે છે આ તળેટીના જગલમા વાસના ઝાડ ઘણા જ છે અને વચ્ચે વચ્ચે મોટા મોટા જગલી ઝાડો છે આ જગલમા સિહ વિનાના સર્વ હિંસક પશુની વસ્તી છે અને ભવાની તથા મોયાર નદીની ખીણોમાથી તો જગલી હાથીઓના ટોળા પણ મળી આવે છે

આ રેલવેના ઘણા ખરા સ્ટેશનોના નામ અગ્રેજી છે કારણ, આ ભાગમા પુષ્કળ ઇગ્લિશ લોક રહે છે તેને લીધે બગલા, વાડીઓ, ગુફાઓ, ખીણો, નવીન ગામો તથા કૉફી ઓના ખેતરોને તે ભાષાના જ નામ આપવામાં આવે છે રેલવેની એક બાજૂએ ઉચા પહાડ તથા બીજી બાજૂએ ઊંડી ગુફાઓ છે તથા વાટમા કેટલાક ભુગડા તથા પુષ્કળ પૂલો છે ત્રણ ચાર હજાર ફૂટ ઉપર ગાડી આવે એટલે વનસ્પતિમા ફરક પડે છે અને અહીં આથી હમેશા લીના રહેનારા રાન શરૂ થાય છે ડુગરની બાજૂ પરથી અનેક જાતોના તથા રંગોના વૃક્ષવેલના ફૂલો ભરેલા દેખાય છે અને વચ્ચે વચ્ચે ઉચા પ્રદેશમાથી પડતા પાણીના સ્વચ્છ સફેત પ્રવાહ ફુટીને તુષારનો વર્ષાવ થતો લાગે છે આ ભાગમાંની

ઝાડી ગીચ છે અને ઝાડ પણ ઘણા જ ઉંચા છે જે જે પ્રચંડ ખીણોની બાજુએ આ રસ્તો કાઢેલો છે તે જ બાજુએ ઘાટોની નાગપાશ જેવી કાઢેલી સડક મઝાની દેખાય છે આ ખીણની દક્ષિણ બાજુએ જે પર્વતનો ભાગ આવેલો છે તેની ટોચથી નીચે સુધી ચાર પાંચ હજાર ફૂટ ઉંચાઈની વૃક્ષાચ્છાદિત એક ભીંત જ દેખાય છે આ જ શિખરપર 'હળ દુર્ગ'નો કિલ્લો છે આના ઉતરાણપર ચહા કૉફીના ખેતરો દેખાવા માંડે છે કુનુર શહેરની વસ્તી આઠ દસ હજાર છે અત્રે ઉત્તમ બઝાર છે અને પર્વતની સપાટીપર અનેક બગલા બાંધેલા છે એક સરકારી બગિચો તથા નજીક જ નવીન બાંધેલું પાસ્ટયૂર ઇન્સ્ટિટયૂટ પણ તદ્દન ઉંચા ભાગપર છે આ શહેરની આસપાસ પર્વતની કોરપરથી સામેની વિસ્તીર્ણ ઉંડી લીલી ખીણો, ગુફાઓ, દક્ષિણ બાજુના કોઈમ્બતુર સુધીના લાંબા સૂકા મેદાનો એક સામટાં જોવાને મળે છે કુનુરમા ઘણા તથા મીશનરીના વિદ્યાલયો છે, તેમા યૂરોપિયન તથા યૂરેશીયન છોકરાઓની સગવડ થાય છે સાધારણ નિયમ પ્રમાણે હિંદુઓની વસ્તીનો ભાગ ઉંડી તથા ગલિચ જગ્યામા છે, પરંતુ યૂરોપિયનોના બગલા, હોટેલો, ચર્ચો તથા સરકારી ઈમારતો ઉંચી તથા ખુલ્લી જગ્યામા બાંધેલા છે ગામ, બઝાર તથા સ્ટેશન પણ જરા ખાડામા છે, પરંતુ બાકી સર્વ વસ્તી ડુંગરના મથાળાની ઉંચી જગ્યામા છે ત્યાથી નીચેની ઉતરાણપરના ચહાના ખેતરો, કૉફીના ગીચ ઝાડો તથા સિંકોનાનો પાક પણ દૃષ્ટિએ પડે છે કુનૂરના ઉપરના ભાગમાથી દેખાતો દેખાવ ઘણો જ ભવ્ય તથા ભયાનક છે અહીંની હવા ઉટી કરતા વધારે ગરમ છે, તેને લીધે તે શહેર કરતા આ હવામા રહેવાનુ ઘણાને પસંદ પડે છે એતદ્દેશીય લોકને પણ ઉટી કરતા આ જ સ્થળ વધારે ગમે છે અહીં મ્યુનિસિપાલિટિ છે, અને શહેરના આરોગ્ય તરફ ઘણુ જ ધ્યાન આપવામા આવે છે ગામમાં પાણીના નળ છે અને થોડા જ વખતમા વીજળીના દિવા થવાના છે 'સિમ્સ પાર્ક' નામનો બગિચો તથા પાસ્ટયૂર ઇન્સ્ટિટયૂટ જોવા લાયક સ્થળો છે

કુનુરની આગળ એક માઈલ પર વેલિંગ્ટન સ્ટેશન છે અહીં યરોપિયન લશ્કર માટે પુષ્કળ બેરેક્સ બાંધેલી છે અહીં પુષ્કળ બગલા, અને હોટેલો છે અને દર સોમવારે મોટુ બજાર ભરાય છે આથી આગળ દોઢ માઈલ પર એક સુંદર ખીણમા સરકારનુ 'કાર્ડાઇટ' તૈયાર કરવાનું કારખાનુ હોઈને તે સબંધી પુષ્કળ ઈમારતો બાંધેલી છે અહીંયા જ સર્વ હિંદુસ્થાનના લશ્કર માટે કાર્ડાઇટ, ડાઇનેમાઇટ, વગેરે સ્ફોટક પદાર્થ તૈયાર થાય છે આ કારખાનુ કાવેરી નદીના ધોધથી ઉત્પન્ન કરેલી વિદ્યુત્શક્તિથી ચાલે છે અહીં આગળ ગાડી ચઢતી ચઢતી થોડા વખતમા કેટી, લવડેલ, અને કુનેડેનના સ્ટેશનો કરીને ઉટીની આસપાસના ડુંગરોની હાર તોડીને તે શહેરના અતિ સુંદર તળાવેથી જ સ્ટેશને પ્હોચે છે

કુનૂર કરતા ઉટીની સાધારણ ઉંચાઇ ૧૫૦૦ ફુટ વધારે છે કુનૂરનુ સ્ટેશન પસાર કર્યા પછી ઉપરનો દેખાવ બદલાય છે અહીંથી આગળ ઘણો જ સપાટ પ્રદેશ આવે છે અને ઝાડી પણ કમી થાય છે ગીચ ઝાડોને બદલે નાની નાની લતાગુલ્મોથી ડુંગરોની બાજુઓ છવાયલી

હોય છે અને વિધવિધ રંગના ફુલોના થોકના થોક ત્યા દેખાય છે તેજ પ્રમાણે ઉંડી અને ભીની જગ્યામાથી નાળાની ગર્દી હોય છે આ ઝાડને અંગ્રેજીમા 'ફર્ન' કહે છે અને તેની અનેક સુંદર જાતો અત્રે છે કુનૂરના ડુંગરોમા તો આના વૃક્ષ જ મળી આવે છે આ ઝાડોને ફુલો આવતાં જ નથી તો પણ તેનો લીલો રંગ અને કોમળ પર્ણશાખા વણી જ સુંદર દેખાય છે આ ભાગમા 'બડગા' લોકના પુષ્કળ ગામડા નજરે પડે છે તથા ચારે તરફ ખેતીવાડી જણાય છે જ્યા ખેતી માટે જમીન ખેડેલી નથી ત્યા લીનાછમ બારીક ઘાસનો ગાલિચો જ પાથરેલો દેખાય છે અહીંની ઝાડીમા એક જાતના જંગલી પેરનાં ઝાડ ઘણા ઉગે છે અને તેમના ગુલાબી રંગના ફુલો ગોભીતા દેખાય છે હિમાલયના 'રોડોડેડ્રાન' નામના ઝાડો આ ભાગમા ઘણા છે ઊનાળામા તેમને જાસુદીના ફુલ જેવા રતાશ પડતા લાલ ફુલોના ઝુમખે ઝુમખા લાગેલા દેખાય છે આ ઉપરાંત યુરોપ જેવા ઠંડા પ્રદેશમા થતા અનેક ફુલઝાડો અહીંઆ આપોઆપ ઉગેલા હોય છે કુનૂરની આસપાસનો દેખાવ જુદો અને અહીંનો દેખાવ જુદો જ દેખાય છે ત્યાની ભયંકર ખીણો, પર્વતોની તૂટેલી ઉંચી હારો, ઘાંઘા તથા ગીચ અને ઉંચી ઝાડી જઈને અત્રેના દેખાવમા સૌમ્ય તથા મૃદુ સ્વરૂપ આવ્યુ છે અત્રેના નાના મેદાનોમા ઘાસ ઉગે છે અને કોઈક કોઈક સ્થળે થોડી ઝાડી પણ દેખાય છે તે પણ ખાસ વાવેલા બગિચા પ્રમાણે સ્વચ્છ દેખાય છે મેદાનોમાથી તથા નાની ખીણોમાથી કોઈક નાના તળાવ તો વળી કોઈક જોરથી તથા કોઈક મંદ ગતિથી જરા જરા વહેતા ઝરા તથા ખાબોચીયા દેખાય છે અહીંના ડુંગરો ઉંચા હોય તો પણ ઉઘાડા બોડકા ખડકાળ ટોચવાળા નથી હોતા તેમના શિખરો ગોળ હોય છે તથા સર્વત્ર મૃદુ તૃણથી ઢંકાયેલા હોય છે પવનના ઝપાટા તથા ઠંડી હવાનુ પરિણામ અહીંયાની સૃષ્ટિસૌન્દર્યપર થયુ છે કેટલેક ઠેકાણે ફુલોથી ભરેલી સફેદ ગુલાબોની વેલ ઝાડોપર ચડેલી હોય છે તથા તેવાજ સુવાસિક જીરેનીયમ, ડેઇઝી, વાયોલેટ તથા ફુલઝાડ ઇત્યાદિ વનસ્પતિ સ્થળે સ્થળે છે

સિમલા, દાર્જીલિંગ તથા ઉટકામંડની ઉંચાઈ સરખી જ છે, છતા હવાની દૃષ્ટિએ ઉટકામંડ જ ઉત્તમ સ્થળ છે ઉટકામંડમા અતિ ઠંડી તથા અતિ ઉન્હાળો હોતા નથી અને બરફ તો કયારેય પણ પડતો નથી અહીંની હવાનુ પ્રમાણ આખા વર્ષમા સરખુ જ રહે છે સરાસરી શિયાળાના દિવસોમા પારો ૪૯° અંશપર હોય છે અને ઉન્હાળામા ૭૦° સુધી ચઢે છે ઉન્હાળામાં રાત્રે પારો ૫૨ અંશ સુધી ઉતરેછે આને લીધે નીલગિરીની સમશીતોષ્ણ હવા પૃથ્વીપરના થોડા જ સ્થળોમા મળી આવશે [1]

વરસાદનુ પ્રમાણ પણ એવીજ રીતનુ છે પશ્ચિમ સમુદ્રથી ૬૦ માઈલ ઉપર આ ડુંગર છે. તથાપિ અત્રે વરસાદ ઘણો જ માફકસર પડે છે અરબીસમુદ્ર તરફથી તથા બંગાળાના ઉપસાગર તરફથી આવતુ ચોમાસુ અહીં સુધી પહોંચે છે તથાપિ સરાસરી ૫૦ ઇંચ કરતા વધારે વરસાદ ઉટકામંડમા પડતો નથી કુનૂર તથા વેલિંગ્ટનમા પાંચ દસ ઇંચ વધારે વરસાદ પડે છે, આ બન્ને ચોમાસાને લીધે સરાસરી નવ મહિના થોડો ઘણો વરસાદ હમેશ પડે છે

---

[1] પૃથુરાજ ચૌહાણ ને ચંદબરદાથી રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ફક્ત શિયાળાના ત્રણ મહિનામા જ ઘણો થોડો પડે છે તેને લીધે વરસના ઘણા ભાગે આ પર્વત કદી પણ સુક્ષ લાગતો નથી ઉન્હાળામા અત્રે ઘણો વરસાદ પડે છે તેને લીધે તો સર્વત્ર લીલુંછમ દેખાય છે અને જગની વનસ્પતિ તથા ફુલો ઘણા જ થાય છે

ઉટકામંડ, વેલિંગ્ટન, કુનુર તથા કોટગિરી શહેરો થો। થોડા માઇલને અંતરે છે તો પણ આ ઉંચાઇના પ્રમાણમા હવામા ઉષ્ણતા તથા ભીનાશ કમી-જાસ્તિ હોય છે, અને તેને લીધે સર્વ પ્રકૃતિના લોકોને આ સુન્દર પર્વતપર રહેવાને હરકત નથી ઉટકામંડ અને સ્થળો કરતા ઘણું ઠંડુ પરતુ તદ્દન કોરી હવાવાળુ છે મેદાનના ઉષ્ણ પ્રદેશમાથી આવનાર લોકોએ થોડા દિવસ ગરમ વસ્ત્રો પહેરીને મિનાહાર તથા મિતવ્યાયામ રાખવા પડે છે

જયારે આ જગ્યાએ પ્રથમ વસનાટ કરવાનુ થયું ત્યારે અહીંઆ 'તોડા' લોકનુ એક જ ઝુંપડુ ( મંડ ) હતુ તેના પરથી વોટકામંડ ( ઉટકામંડ અગર ઉટી ) નામ આ શહેરનુ પણ છે આ પર્વતનુ અત્યુચ્ચ શિખર 'દોડુ બેટા' છે તથા તેના પ્રસારેલા હાથોથી આ સ્થળ વીંટળાયેલુ છે આ શિખરની ઉંચાઇ બરાબરી ૭,૪૦૦ ફુટ છે પરતુ આસપાસના કેટલાક ડુગર આઠ હજાર ફુટ કરતા વધારે ઉંચા છે શહેર આ ડુગરના ઉતરાણપર તથા વચ્ચેની ખીણમા વસેલુ છે આ જ ખીણમા કૃત્રિમ પરતુ સુન્દર એક સર્પાકાર સરોવર છે તેની આસપાસ ઑસ્ટ્રેલિયાના બ્લ્યૂ ગામના (યુકેલીપ્ટસ) ખરેખર જ ગગનચુમ્બિત ઝાડો તથા દરેક દેશમાથી આણીને રોપેલા અનેક તરેહના સુરના ( સાઇપ્રસ ) ઝાડોની બીચ રોપણી કરેલી છે અને તેમની નીચેની જગ્યા લીલા મૃદુ ઘાસથી ઢંકાયલી છે અને કિનારાપર આ પ્રાતમા થતા એક જાતના કમળના સુવાસિક સફેદ ફુલો તથા ભીની જમીનમા ઉગતા બીજા એક ઝાડના લાલચટક ફુલને લીધે આ સરોવર તળાવ પણ સુન્દર લાગે છે

ઉટકામંડમા મદ્રાસ સરકારનું રહેઠાણ ૭ માસ હોય છે અને તે પહેલા અહીંઆ મદ્રાસના લશ્કરની પણ મુખ્ય ઑફીસ હતી તેને લીધે અત્રેની કાયમની વસ્તી આશરે ૨૫,૦૦૦ છે આ જીલ્લાનુ મુખ્ય સ્થાન હોવાને લીધે અત્રે સર્વ સ્થાનિક કચેરીઓ છે મ્યુનિસિપાલિટિનો અમલ કડક હોવાને લીધે આખુ શહેર અતિશય સ્વચ્છ હોય છે નળનાં પાણી દિવા તથા ગાડીઓ ચાલે તેવા અનેક સુંદર તથા પ્રશસ્ત રસ્તા વગેરે સગવડ અહીંઆ છે અહીંનુ બજાર મોટુ છે અને દર મંગળવારે ભાજીપાલાનુ તથા ફુલફળાદિનુ મોટુ માર્કીટ ભરાય છે અહીંઆ આ દેશની તથા પરદેશની અનેક વનસ્પતિ તથા ફળફુલ મોઘા મળે છે ઠંડા દેશમા થતા પીચ, પ્લમ, સફરજન, ઑરેંગેરી, રાસબેરી તથા પેર ફળો ઘણા મળે છે

અત્રે વડોદરાના તથા મહેસુર ।। મહારાજાઓના સુંદરબગલાઓ છે તથા તેની આસપાસની યુરોપિયન હવામા થતાં ફુલોની હાંગે ઘણી જ પ્રેક્ષણીય છે વિશેષત અત્રેની 'બૉટેનીકલ ગાર્ડન' નામનો સરકારી બગિચો ખરેખર જ નન્દનવન છે તેમા પૃથ્વીપરના અનેક દેશ પ્રદેશના ઉપયુક્ત તથા શોભાના વનસ્પતિ તથા વૃક્ષ રોપેલા છે આવો સુવ્યવસ્થિત તથા મનોહર,

બગિચો આ દેશમા બીજો નથી, એમ કહીએ તો ચાલે આ બગિયાની જગ્યા ડુંગરોની વચ્ચે છે અને નીચેની સપાટીથી તથા ઉતરાણ પરથી ઠેઠ શિખરપર્યંત બગિચો કરેલો છે અહીં ઠેકાણે ઠેકાણે ઉચા વૃક્ષ અને ફુલઝાડની હારો તથા ગાલિચા, ચમત્કારિક પાનો તથા આકારોના સાઇપ્રેસ, નિરનિરાળી જાતોના કદ્પુષ્પો, કમળોથી ભરેલા નાના સરો, ડુંગરમાથી નીકળતા નૈસર્ગિક ફુવારા, તથા પાછળ મેઘમડળને પહોચતા ભવ્યગમના હજારો તદબધી તથા તેમનાપર પણ કયારેક કયારેક સૂર્યપ્રકાશમા માણેકના ખડકો પ્રમાણે ચળકતા તથા કયાક કયાક સફેદ દગનામા ગુચવાઈ ગયેલા ડુગરાના ઉંચા શિખરો હોવાને લીધે આ સ્થળ અત્યત આલ્હાદકારક દેખાય છે

આ શહેરમા તથા આસપાસ ફરવામાટે મોટર ગાડીઓ, ઘોડાગાડીઓ, તથા માણસોથી ખેચાતી 'રિક્ષા' ગાડીઓ પુષ્કળ છે આ જ રિક્ષા કુનુરમા પણ પુષ્કળ છે, તથા રસ્તો ઉચો નીચો હોવાને લીધે તે પરાસી લોકોને ઘણા ઉપયોગમાં આવે છે

આ પર્વતપર તથા આસપાસ વિશેષત ઉટકામડની આસપાસ પરદેશના બ્લ્યૂગમ ઝાડોની રોપણી અતિશય કરેલી છે ખાનગી બગલાઓમા, સરકારી રસ્તાઓની બાજૂએ, રાખેલા જગલોમા તથા ડુગરોના છેક શિખરોપર આ ઝાડોની ગીચ ઘટા દેખાય છે અને તેના પાનોનુ તેલ કાઢવાના કારખાના પણ અત્રે છે

'આ વૃક્ષોની ઉચાઈ ઑસ્ટ્રેલિયામા ચારપાચસો ફૂટ હોય છે, પરતુ અહીં ૧૫૦ ફૂટ પર્યંત તે વધે છે એના પાદડા વિરલ, ખાચા કમી તથા વધ સરલ હોવાને લીધે તેમની શોભા દેખાતી નથી મળનુ જગલ કાપી નાખીને આની રોપણી અતિશય કર્યાને લીધે હવે ખગખ લાગે છે આમનો મુખ્ય ઉપયોગ સર્પણ માટે છે ' નીલગિરી જોનારના સ્મરણમાથી આ ઝાડો કદિપણ જશે નહિ! કૉરી તથા ચાના ખેતરોનુ સુસવાટ ભર્યા પર્વતથી રક્ષણ કરવામાટે પણ તેમને રોપે છે

ઉટકામડમા ગવર્નરસાહેબનો બગલો સરકારી બગિચામા જ છે અને આ બગિચામાં 'તોડાં' નામના પ્રાચીન જગલી જાતિના લોકોના અર્ધ ગોળ ઝુપડાં છે આ લોકોના વર્ણનમાટે એક સ્વતત્ર લેખ જ જોઈએ શહેરમા ખ્રીસ્તી લોકોના મોટા મોટા દેવાલયો, પાઠશાળા, લાઇબ્રેરી, નાટકગૃહો, હૉટેલો, કોર્ટો તથા બીજા સરકારી મકાનો, ખાનગી તથા ભાડે અપાતા પુષ્કળ બગલાઓ તથા યૂરોપિયન લોકોની મોટી મોટી દુકાનો છે શહેરનો વ્યાપાર ઘણો ખરો મલબારી મુસલમાન લોકોના કબજામા છે ઉન્હાળામા તે પ્રાતમાંના કેટલાએક રાજાઓ તથા જમીનદાર, તથા સરત-શિકારના શોખીન લોક અહીં ઘણા ભેગા થાય છે તે ઉપરાંત હજારો લોક હવાફેર માટેજ આવે છે અહીં મુખ્યત રોમન કેથોલિક તથા ઈતર પથના ખ્રીસ્તી સ્રીપુરુષોની ઘણી વસ્તી છે, તેને લીધે ઘણા જ એતદ્દેશીયો ખ્રીસ્તીઓ છે કૉલેજો તથા પાઠશાળા એમણે જ સ્થાપન કરેલી છે, પરતુ તેમા એતદ્દેશીઓને દાખલ કરતા નથી"

ગુર્જરી, મુંબઈની શેઠાણી ૨ ૧-૪-૦ એન-એમ ત્રિપાઠી એન્ડ કપની મુબાઈ

આ પવનપર આર્કોટીના ખેતરવાળા, મીશનરી, તથા પેનશન લઈને રહેનારા લોક ઘણા ખરા યરોપિયન છે ખેતીવાડી કરનારા તથા નાહે મા ઘણી ખરી હલકી મજૂરી કર નારા બડગા લોક છે એ ગિરભક્ત હોય છે અને કાનડી તથા તામીલ મિશ્રભાષા બોલે છે બીજા દેશી લોક એટલે, સરકારી તથા વિલાયત સાહેબ લોકોના ખાનગી નોકરો તેઓને લીધે આ વસ્તી કમાન જ છે માથેરાન, અને મહાબળેશ્વર પ્રમાણે મદ્રાસ ઇલાકામા મધ્યમ સ્થિતિના સુખી લોક અહીં ઘણા થોડા દેખાય છે એ આશ્ચર્ય છે

અહીના બીજા પ્રેક્ષણીય સ્થળો દોડુ બેટ આદિ પર્વતશિખરો, નદીઓના ચારપાચ મોટા મોટા ધોધ, તથા ચા ની તથા સિંકોનાના ખેતરો અને કારખાના છે 'દોડુબેટા'ના શિખરપર એક બગલો છે અને તેમા હવા, વરસાદ, પવન વગેરે માપવાના યંત્રો મૂકેલા છે આ મકાનની અગાશી પરથી નીલગિરીનુ મથાળુ, કુનૂર, વેલિંગટન તથા ઉટી—આ સર્વ ચિત્રપટમા દોર્યા જેવા લાગે છે, અને તેની જ રીતે ઉત્તર તરફ મ્હૈસુર તથા દક્ષિણ તરફ કોઈમતુરનો પ્રદેશ પણ જણાય છે સવારે તથા સાંજે જ ફક્ત આ દૂરના પ્રાંત બીલકુલ જ દેખાતા નથી તે વખતે ચારે તરફ સફેદ વાદળાંનો સમુદ્ર જ પ્રસરેલો જણાય છે તથા ખુદ આ શિખરપર પણ વારંવાર વાદળા આવીને વરસાદ પડવા માડે છે આ શિખર ઉપરાંત ઉટીની નૈઋત્ય દિશાએ નીલગિરીની હારના છેવટના કાંઠાપર કુંદા નામની પ્રચંડ પર્વતની હાર છે તે ચાળીની હારની માફક ઉચી આવી છે કેટલીક વખતે આ પર્વતની ખીણમાથી સફેદ વાદળાંનો પ્રવાહ નીલગિરીના માથાપર ઉતરે છે ત્યારે તે હિમપ્રવાહ જ છે એમ ભાસ થાય છે આ હારમાં 'દોડુબેટા'ની બરાબર નીચે ઉચાઈવાળા શિખરો ઘણા છે તેમા મુકર્તિ નામનુ ૮૩૮૦ ફુટ ઉચુ શિખર છે આ શિખરપરથી જે દેખાવ દેખાય છે તેવો નીલગિરીમા બીજે ક્યાંય પણ જણાતો નથી મહાબળેશ્વરમા એલ્ફિન્સ્ટન પોઇન્ટથી જે ઉંડાણ ખોડકા તથા તરવા ની ધાર જેવા ટેકરા તથા ટાચો દેખાય છે તેવો આ દેખાવ નથી અહીં અત્યંત ગાઢ જંગલ, આંખે ચક્કર આવે તેવી ઊંડી ખાઇઓ, તૂટેલી ભીંતો જેવા ઉંચા ટેકરા તેનાપરથી કુદી પડતા જળ પ્રપાત, તથા વર્તુળાકારે ફરી ફરીને પ્રમાણે નીચે ઉતરી પડતા પવનના ભાગ દેખાય છે ઉટીની નૈઋત્યે ૧૫ માઇલ પર જ આ હાર છે તથા ઠેઠ પશ્ચિમે આઇલસ માર્ટ સુધી એકદમ ત્રણચાર હજાર ફુટ નીચે વાયનાડ પ્રદેશ પ્રસરેલો છે ત્યાનુ જંગલ ગીચ, જમીનો ભીની, વરસાદ ૨૦૦ ઇંચ પર્યંત અને હવા રોગી છે કુંદાપર્વત તથા વાયનાડની વચ્ચે એક મોટી ખાણ છે તેમા ની વનની ખરેખર જ સુંદર છે ત્યા કૉફી તથા ચાની પુષ્કળ રોપણી કરી છે વાયનાડ માં સોનાની ખાણો જડી હતી પણ તેમાં નફો ન થવાને લીધે પુષ્કળ કંપનીઓ ધુળમા મળી ગઈ તથા તે ધંધો તદન જ બેસી ગયો જેની છાલમાથી તાપ ઉપર રામબાણ 'ક્વાયનેન' થાય છે તે સિંકોનાના ઝાડોના પુષ્કળ સરકારી તથા ખાનગી કારખાના છે અને તે ઔષધ આ દેશમા પૂરૂં પાડી શકાય તેટલુ અહીં ઉત્પન્ન થાય છે

નીલગિરીની પૂર્વ તરફની બાજૂએ કોટગિરી નામે યુરોપિયનોનું પહેલુ વસવાટનુ સ્થાન હતુ તે પણ વધુ હવાવાળુ છે જેમને મહેનત પસંદ છે તેવા લોક ત્યા રહેવા જાય છે

નીલગિરીપર પેકેરા, કનહેટી, કાટેરી, કલાર વગેરે નદીઓના એમો ત્રણસો ફૂટ ઉચાઈ ધોધ જોવા માટે પ્રવાસી ખાસ જાય છે તે જ પ્રમાણે કોટગિરી પાર્મનો રંગસ્વામીનો ડુગર ટોચ જોવો એ તે પણ જોવા જેવો છે

નીલગિરીપર તામીલ, કાનડી, મલ્યાળી, બડગ, તેનગુ, હિંદી તથા ઇગ્નિરા ભાષા પ્રચલિત છે પહેલી ત્રણ ભાષાઓ જયા ચાલે છે તે પ્રાતોની વચ્ચે જ આ ડુગગળ પ્રદેશ હોવાને લીધે એમ થવુ સાહજીક જ છે કાનડી તથા તામીલ મિશ્રિત પેટા ભાષા બડગ અહીંના એડગા ખેડુત બોલે છે બધી ખેતી એમના જ હાથમા છે તથા હલકી મજૂરીના કામો એ જ કરતા હોવાને લીધે હાલ એ લોક સુખી થયા છે એમના વરો સ્વચ્છ તથા નળીયા વાળા હોય છે એમના ગામની રચના વ્યવસ્થિત દેખાય છે એ ધર્મે અર્ધા લિંગાયત છે તો પણ અને જગલ નથી તોડા લોક આમને માન આપે છે આમના છોકરા માટે હમણા નાળા સ્થાપન થવાથી ૧૨૦૦ છોકરા હાલ શિક્ષણ લે છે અદરથી કામળા તથા ઉપરથી ધોળા ધોતીયા, માથે રૂમાલ અથવા કાનટોપી, કપાળે ભસ્મ તથા સફેદ ચદન અને હાથમા ગોળ તાડની મલબારી છત્રી—આ તેમના ઠરેલા પોષાક પરથી આ લોક તરત જ ઓળખાઈ આવે છે એ ઘઉં, ઓટ, બટાકા, નાગલી, વરી, હગીક તથા ફુલફલાદિકની રોપણી કરે છે

હાલમા કૉફી તથા ચાની વાવણી પણ એમણે શરૂ કરી છે અને એમની વસ્તી આશરે ૩૫૦૦૦ ની છે તેમના ગૃહ્યસંસ્કારના તથા પ્રેતવિધિના ચાલ ચમત્કારિક છે

એ લોક અત્રેની પ્રાચીન વસ્તીપૈકી નહિ હોય અને મ્હૈસુર તરફથી આવ્યા હશે એવો તર્ક છે તે જમીનના સ્વામીત્વ માટે તોડા લોકને ધાન્ય આપે છે

ડુગરના પૂર્વ ભાગમા કોટા નામના અર્ધ-જગલી લોક પહેલાના છે તેમની વસ્તી થોડી છે અને તે કારીગિરી તથા ખાજિનનો ધંધો કરે છે

ચિંતન માટે શાંત, નિર્જન તથા રમ્ય જગા જ્યા જ્યા છે તે સર્વ ઠેકાણે વિશેષત ઉંચા ગિરિકદરોપર પ્રાચીન કાળથી દેવાલયો બાધવાનો સપ્રદાય આ દેશમા છે, એવી કોઈ પણ નૈસર્ગિક રમણીય જગા આ દેશમા નથી, કે જે ઠેકાણે આવા દેવાલયો નથી તથા તે સ્થળો પુણ્ય તથા પવિત્ર મનાયના હોય પરંતુ નીલગિરીના અતિ રમણીય તથા આજપર્યંત શાંત શિખરપર કોઈ જૈન, બુદ્ધ તથા બ્રાહ્મણ ધર્મના દેવાલય નથી ટાનમા માત્ર શહેરમા નાના નાના મંદિરો બાધ્યા છે આ ઉપરથી પ્રાચીન કાળથી આ જગલી લોકની તથા ભૂત પિશાચાદિકની ભૂમિ છે એવી સમજણ હતી એમ લાગે છે તથા આ અનુમાન અહીંઆ જે તોડા નામના જગલી લોક છે તેમના ચમત્કારિક આચારવિચારપરથી સ્પષ્ટ થાય છે

આ લોક હિંદુસ્થાનના કોઈપણ પ્રચલિત ધર્મમા નથી અને તેમનામા ચેટક, જાદુ વગેરે ઓછી સમજણોનુ પુષ્કળ પ્રાબલ્ય છે એ જગલી છે ખરા, પરંતુ ખોડ, માથાવાદિક જેવા હિંસક તથા ક્રૂર નથી અને કેવળ ગોરક્ષ્ય વૃત્તિપર નિર્વાહ કરે છે કોટા લોક ગાયો

# સંજીવની.

सजीवनोपधिरसो नु हृदि प्रसिक्त ।

લેખક-રા છગનલાલ હરિલાલ પડ્યા, બી એ

ભાવનગરની હવા બગડેલી હોવાથી અમારી કપની ત્યાંથી એકદમ ઉપડીને કરાચી આવી હતી આ શહેર મ્હોટુ હોવાથી તથા ત્યા મ્હારે પહેલી જ વાર આવવાનુ થયાથી હુ કોઇને ઓળખતી ન હતી, અને અમારી કપનીના લોકો સાથે જ વસવાનુ મને અનુકૂળ ન હતુ તેથી જો કે તરત તો તેમની ભેગા રહ્યા વિના છુટકો ન હતો તો પણ અવકાશના વખતમા હુ કોઈ આબરૂદાર પડોસીઓના સહવાસમા કોઈ સારૂ મકાન ભાડે મળે તો તેની તપાસમા ફરતી હતી મ્હારી સાથે નાટકવાળાનો એક માણસ હતો તેને હુ કોઇકોઈ ઘર મને ઠીક જણાતુ તો તેના સબધી તપાસ કરવા શેરીની અદર મોકલતી ને હુ તો બ્હારના ભાગમા જ ઉભી રહેતી એક દિવસ સાજના છએક વાગ્યાને શુમારે આમ મ્હે તે માણસને કોઈ ખાલી મકાન મને લેવા જેવુ લાગ્યુ તેને લગતી પડપુછ કરવા મોકલ્યો હતો અને હુ નાકે ઉભી હતી તેવામા મ્હારી નજર પાસેની એક પુસ્તકશાળા ઉપર પડી તેમાથી વાચનારાઓ હવે સૂર્યાસ્ત થવાનો સમય થયાથી ધીમે ધીમે બ્હાર આવતા હતા તેઓ સ્વાભાવિક રીતે મ્હારા જેવી એકલી સ્ત્રીને આવે સ્થળે ઉભેલી જોઇને જરા ચમકતા પણ હુ તેથી કઈ ગભરાઉં એવી ન હતી તેમાનો ઘણો ભાગ પસાર થઈ ગયો ને માગ ઉપરનો અવર જવર પણ કઈક ઓછો થવા લાગ્યો એટલામા મને કોઈક પાછળથી મ્હારૂ નામ દઇને બોલાવતુ હોય એવુ લાગ્યુ તે શબ્દ મ્હારે કાને પડતા જ મ્હે પાછા વળીને જોયુ તો બોલાવનાર શખ્સ અમારી કપનીનો એક એકટર હતો એમ મને જણાયુ આવે વખતે એ ક્યાથી આવતો હશે એનો મને ખરો ખ્યાલ આવવાના માટે જ જાણે આગળથી તેના મુખમાથી પ્રસરતી દુર્ગંધે મ્હારા તરફ પ્રસ્થાન કર્યું એની આખો રાતેલી હતી-વાળ વીખરાયેલા હતા-ગતિ સ્ખલિત હતી-મ્હોમાથી વળી પાનના લોચા જરા બ્હાર પડતા હતા તેને લીધે જાણે રૂધિર જ વમન કરતો હોય એવો ભાસ થતો હતો તેને અચાનક આવા એકાન્ત સ્થળમા મ્હારી સમીપ આવતો જોઇ મને જરા ત્રાસ ઉત્પન્ન થયો અને એની બેભાન જેવી સ્થિતિમા મને એ કઈ અટકચાળુ કરી દેશે તો મ્હારી પુરી ફજેતી થશે એવી ચિંતા પણ થવા લાગી-મ્હારી સાથેનો માણસ કોણ જાણે કેમ હજી તપાસ કરીને પાછો આવ્યો ન હતો અમારી નાટકશાળામા હુ તેના સામુ પણ જોતી નહિ તે કેટલીકવાર તે બોલવા આવતો તો હુ એને તરછોડી નાખતી તેના જેવા દુર્વ્યસની માણસો આવો પ્રસગ આવ્યે તો શુ નકરે એ હુ સહજ સમજતી હતી સદ્ભાગ્યે કોઇકોઈ માણસ હજી જતુ આવતુ તેથી મને જરા હિમત હતી તેના પ્રશ્નના જવાબમા મ્હે તેને જણાવ્યુ કે હુ મકાન ભાડે શોધવા આવી હતી, એટલે તો એણે ખડખડ હસવા માડ્યુ

ગીતગોવિન્દ, રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

" લ્યો ! તમારા જેવાને તે વળી મમતની શી ખોટ ! ચાનેની મ્હારી સાથે ન્હે કેનું ભપકાદાર ઘર હમણા જ રાખ્યુ છે ! તમારી સગવડ ત્યા ખુશીથી કરીશુ આપણે નાટકશાળામા સાથે જવાઆવવાનુ થશે કેમ, છે પસંદ ?"

" તમારો ઉપકાર માનુ છુ "–મ્હે કહ્યુ " પણ મ્હારે તો કોઈ ખાનદાન કુટુંબમા બૈરા હોય તેમની સાથે રહેવાનો વિચાર છે "

" મ્હારાથી આમ ભાગ ભાગ કરે શુ વળવાનુ છે ? મ્હારૂ કહ્યુ માનશો તો સુખી થશો. આ પરદેશમા તમારૂ બીજુ કાણુ છે ?"

" મ્હે તમને એક કરતા વધારે વાર નથી કહ્યું કે તમારે મ્હારી પચાત કરવી નહિ ! જાઓ તમારે જવુ હોય ત્યા "

" હે–એટનો બધો મીજાજ ! ઠીક છે જોઈ લેજો હવે "

મ્હારા તિરસ્કાર છતા એ ઝટ લઇને મ્હારો કેડો મુકશે કે નહિ એની મ્હારા મનમા ગભરામણ થતી હતી એટલામા સદ્દભાગ્યે પાછળથી એક પુખ્ત ઉમરના પુરૂષે આવીને એને એવો ધડમકાવ્યો કે ત્યાથી એ ઝટ લઇને પલાયન જ કરી ગયો મને લાગ્યુ કે અધા રસ્તામાં અમારી પાછળ ઉભે ઉભે એમણે અમારી બધી વાતચીત સાભળી હશે

આ અપરિચિત પણ ભલા ગૃહસ્થનો ઉપકાર મ્હારે કયા શબ્દોમા વાળવો તેની હું ગડમથલમાં હતી એટલામા એમણે જ મને પિતાતુલ્ય સ્નેહથી આશ્વાસન આપતા કહ્યુ કે– "બેન ! તુ નાટકના ધધામા પડેલી છતા કોઈ સારા કુળની હોય એમ મને લાગે છે અને તને આ દુષ્ટ મનારનો હલો તેની તરફ હિંમતથી અવગણના કરી તેથી હુ ઘણો જ ખુશી થયો છુ તને એકલીને રહેવા યોગ્ય કોઈ મકાન આટલામા મ્હારી પસંદગીનુ તો મળે એમ નથી અજાણ્યા મુલકમા કોઈ નિરાધાર બાળાએ ખાત્રી કર્યા વગર ઉપર ઉપરથી સારા દેખાતા પડોશીઓના કે ઘરવાળાના મીઠા શબ્દોથી લલચાઇને તેમને ભરોસે રહેવુ એ બહુ હાનિકારક છે માટે જો તને મ્હારો વિશ્વાસ આવતો હોય તો હુ તને મ્હારા મકાનનો એક ભાગ ખુશીથી રહેવાને કાઢી આપુ અમે માત્ર ધણીધણીઆણી બે જ છીએ તેથી આખુ ઘર અમને ખાવા ધાય છે ત્હારા જેવી ગુણીયલ બાળાનો અમને સહવાસ થવાથી અડચણ નહિ આવે ત્હારે જુદુ રહેવુ હોય તો તેની પણ સગવડ છે ને અમારી સાથે જમવાનુ રાખવુ હશે તો તેમ પણ બની શકશે "

હુ તો એમની આવી માયાળુ રીતભાત–મ્હારા જેવી એક અજાણી છોકરીને માટે દીલનો–મોટો દુખમા નહિ પડવા દેવાની તેમની કાળજી–વિગેરે જોઇને આભી જ બની ગઈ, અને એમને મ્હારા બીજા પિતા રૂપે જ માનુ તો એમા કઈ ખોટુ ન હતુ એમ મને લાગવાથી તે રૂપે જ હુ સબોધન કરીને કહેવા લાગી :–" પિતાજી ! આપ જે ઉપકારના બોજાતળે મને મુકવા ચાહો છો તેનો બદલો મ્હારા જેવી એક ગરીબ છોકરીએ શી રીતે વાળવો તે હું સમજતી નથી આપે કહ્યુ તેમ મ્હારૂ અહીં કોઈ નથી અને પેટને માટે મ્હે નાટકમા જોગ

વવાનુ કબુલ કર્યું છે પણ આપ જોજો કે હુ આપને કે મ્હારા માતાજીને કોઈ પણ વાતે ઓછુ આવવા દઈશ નહિ, તેમ જ જમવાનુ ડાગળ આપીશ નહિ આપને કોઈ પણ રીતે હુ ઉપયોગી થઈ પડીશ તો જ હુ કૃતાર્થ થઈ એમ સમજીશ પૂર્વજન્મનો કોઈ ઋણાનુબંધ હશે તેથી જ આમ મને આપે એક આફતમાથી બચાવીને આપના રક્ષણ તળે મુકી છે ”

આ પ્રમાણે વાતચીત થયા પછી તેઓએ મને પોતાની સાથે આવવાનુ કહ્યુ તે પ્રમાણે હુ તેમની પછવાડે પછવાડ ચાલી ને થોડીવારે અમે એક નાના સરખા પણ સ્વચ્છ ઘાટના, ખુલ્લી હવા તથા પ્રકાશનો અંતરાય ન આવે એવા મકાન પાસે આવી પહોચ્યા મને જરા બારણાપાસે ઉભી રાખી પોતે એકલા અંદર ગયા ને પોતાની સ્ત્રીને મ્હારી હકીકત કહી આવ્યા હશે તેથી તે બીચારા ઉમંગથી હસતે મ્હોએ મને તેડવા આવ્યા અને ખોવાઈ ગયેલા બાળકને પાછુ મેળવવાથી એક માતાને જેવો હર્ષ થાય તેવો જ તેમના દીલમા ઉભરાતો જોવામા આવ્યો આથી મને ખાત્રી થઈ કે એ સ્ત્રીપુરુષ બન્ને કોઈ સારા ખાનદાન કુટુંબના જ હોવા જોઈએ તેમનુ વય ૪૦-૪૫ વર્ષનુ હતુ-શરીર સારા બાંધાનુ હતુ પરતુ ચિંતાથી કે મહેનતથી તેમના મ્હો ઉપર કરચલીઓ પડવા માડી હતી ઘરમા પેસતા જ મને જણાયુ કે તેમાની સર્વ સગવડ એક ગૃહસ્થને જોઈએ તેવી હતી ઘરનો એક ખડ અલગ કાઢી અપાય એવો હતો તે મને એમણે બતાવ્યો અને મ્હારી સાથે મ્હારા પૂર્વ કાળના ઇતિહાસની વાતો પૂછતા પૂછતા એ આમ તેમ મને ફેરવીને પછી તેમની મેડીમા બેસાડી જો કઈ પુસ્તક વાચવાનુ ગમે તો તે કબાટમાથી સુખેથી લેવાનુ કહીને રસોઈમાટે નીચે ગયા

એટલી પળવાર હુ સ્વસ્થ થઈને પ્રથમ તો ત્યા લટકાવેલી છબીઓ જોવા મડી તેમા જે ગૃહસ્થ મને ત્યા તેડી લાવ્યા હતા તેમની તથા તેમના સ્ત્રીની છબીઓ હતી તે ઉપરાત એક ચિત્ર મને કંઈક પરિચિત આકૃતિનુ હોય એમ લાગ્યુ પણ તે મ્હારો ભ્રમ હશે એમ મ્હે મન વાળ્યુ કેમ કે આ ગામમા હુ કોઈને ઓળખતી ન હતી તેથી ભાઈનો ચ્હેરો મ્હે કહીંક જોયેલા પુરુષને મળતો આવતો હશે ને તેથી જ આવો મને ભાસ થયો હશે એમ મ્હે નિર્ણય કર્યો એક તકતામા એ બન્ને સ્ત્રી પુરુષની સાથે એક બાળકનો પણ ફોટોગ્રાફ હતો તેથી એમને સતતિ તો હશે એમ મ્હારી ખાત્રી થઈ પણ આજ એ ઘરમા બીજુ કોઈ ન હતુ તેથી તે બાળક ક્યા હશે-તેનુ શુ થયુ હશે-એ વિગેરે મને ઘણા પ્રકારની શકા થઈ નીચે ગયા પછી એ વાત કાઢવાનુ મ્હે ધાર્યુ ને પેલા પુરુષના ફોટો તરફ ફરીથી મ્હારૂ ચિત્ત આકર્ષાયાથી હુ તેની છબી નિહાળીને જોતી હતી એટલામા તે ગૃહિણી કંઈક કામે ઉપર આવ્યા હશે તેમનો પગરવ મ્હે સાભળ્યો નહિ પણ મ્હારી પાછળ તેમનો શ્વાસ આવવાથી હુ ફરીને જોવા લાગી તો મને જણાયુ કે તેમની આખોમા આસુ ભરાઈ આવ્યા હતા આથી મને કંઈક અનિષ્ટ સૂચન થતા હુ તેનુ કારણ પુછવા જતી હતી તેવામા તેમણે જ મને કહ્યુ કે -“ બેન, તુ આ છબી જુએ છે તે અમારા એકના એક બાળા પુત્રની છે ન્હાનપણથી તારી પેઠે એને પણ ગાવાનો શોખ હતો અને નાટકનો છંદ લાગ્યો હતો એટલે ભણવા ગણવામા એનુ મન લાગતુ જ નહિં એના પિતાએ એને ઘણુ ઘણુ સમજાવ્યો

નાટકના વધામા આમરૂ જવાની સાથે મારી કમાણી ભાગ્યે કોઈકને જ થાય છે ને વિદ્યા સંપાદન કર્યાથી મ્હોટી પદ્વીએ ચઢીને પ્રતિષ્ઠા પમાય છે વિગેરે ઘણુ ઘણુ એને કહીને સમજાવ્યો પણ થોડુ વાચના લખતા આવડ્યા પછી એણે નિશાળે જવાનુ મોકી વાળ્યુ એનો હઠ એવો મધુર હતો કે અમને ન ગમતુ તે છતા એને ગરકાવવાનુ મન થતુ એમનો એક પુત્ર તેથી બહુ તો અમે એને શુ કરી વાળીયે પણ એનો વિવાહ નહિ થાય એ બ્હીકથી અમે એને ઘણુ ડગ યો એણે એમ જાણ્યુ કે એને નાટકમા અમે જોડાવા તો દેવુ જ નહિ ને એના મનને એ વાત મનોપર્ગ હતી તેથી એક વાર રાતનો મોટો ફરવા ગયો હતો ત્યાથી ઘેર આવવાને બદલે એ કહીંક જતો રહ્યો ને અમે વાટ જોઈ જોઈને થાક્યા, પાછળથી માણસોએ તપાસ કરી, પણ કહીં એનો પત્તો મળ્યો નહિ તેથી ગતદિન અશ્રુ-પ્રવાહથી અમારા શોકનો ભાર ખાલી કરતા અમે નિરાશ થઈને બેસી રહ્યા આવી રીતે અમારૂ-એમનુ એક-મહામોંઘુ-પુત્ર-રત્ન ગુમાવવાથી અમને અમારી મૂર્ખાઈ માટે બહુ પસ્તાવો થયો પણ ઘર સળગ્યા પછી કુવો ખોદવો એ શા કામનું? આ વાતને એ દિવસ થઈ ગયુ તે પછી મુંબઈથી અમને એક માણસનો કાગળ મળ્યો તેમા તેણે જણાવ્યુ હતુ કે કનૈયાલાલ કરીને એક એક્ટર સાની ગુજરાતી કંપનીમા નોકર હતો તેણે ત્રણ ચાર દિવસની માંદગીમા દેહ છોડ્યો છે તે તેના ખબર એના પિતાને ફનાએ કેનાણે આપવાનુ તે અમને કહેતો ગયો છે તે વેળા અમે પોરબંદરમા હતા

"આ બાતી ફાટે એવા ખબર મળતા અમારા શોકનો તો પાર રહ્યો નહિ વચ્ચે વચ્ચે અમને આશા રહેતી હતી કે એ કોઈક કંપનીમા હશે ત્યાથી બે છ મહિને કે એ ચાર વર્ષે પણ મળી જોવા વારો આવશે પણ આ તો સદાકાળને માટે અમારે એનો વિયોગ થયો-હવે પછી એનુ લગ્ન અમારે આ લોકમા તો કરવાની આશા રાખવાની જ નથી અમારા સુખદુઃખ ભોગ સાથી વૃદ્ધાવસ્થામા આધારને માટે જેના ઉપર અમે સર્વ હવાઈ તરંગો બાંધેલા તે અમારા ઘરનું રત્ન-અમારા લાડકવાયો આમ અમે ખોઈ બેઠા તેથી અમારી તેની સાથેની નિખાલસ વર્તણુકને માટે અમે અમારો પોતાનો જ તિરસ્કાર કરવા લાગ્યા, ને ત્યા થી આ જ સુધી અમે એના પુણ્ય-સ્મરણમા જ અમારો વખત ગાળીએ છીએ પ્રથમ તો અમને લાગતુ હતુ કે આ ભારી ઘા પડવાથી અમારા શરીર પણ ટકી શકશે નહિ પણ વિધિના લેખ કોઈથી મિથ્યા થતા નથી અમારે આમ રીબાઈ રીબાઈને મરવાનુ રંગ-રોપુ જાણે કેટલાએ બીજા દુઃખ ભોગવવાના હશે તે હજી અમારો અંત આવતો નથી પણ પ્રભુ જે કરે તે સારાને માટે જ એમ માનવાનુ કઠણ લાગવા છતા એની ઈચ્છાને આધીન થઈને અમે માત્ર ઉદર નિર્વાહ માટે જોઈતો શ્રમ કરીને હરિસ્મરણ કરવામા અમારો શેષ કાળ ગાળીએ છીએ હવણ આવ્યાથી, બેન અમારૂ દુઃખ કંઈક વિસારે પડ્યુ તુ અમારી નાનિની જ છે એ. અમારે મન મ્હોટી વાત છે હવે તો તુ એને જ ગ્યાને છે પુત્રી છતા પુત્ર રૂપે તને માનીને અમારા મનને અમે આશ્વાસન આપીએ તને અગાઉ કોઈ દાડો નહિ દીઠેલી છતા કોણ જાણે કેમ

મ્હારૂં હૃદય ત્હારી તરફ પ્રેમના ઉમળકાથી દોડે છે પ્રભુએ તને અમારૂં દુ ખ દૂર કરવા જ આવું જાણે મોકલી હશે "

તેમનો આવો કરુણારસ ભરેલો વૃત્તાન્ત સાભળી ! મ્હારૂં હૈયું પણ ભરાઈ આવ્યુ ને તેમના મનનુ સમાધાન કરવું તો કઠિન હતુ છતા મ્હારાથી બની શકયા પ્રમાણે દીલાસો આપવા મ્હેં તેમને કહ્યુ કે—

" માજી ! આમ ગઈ ગુજરી વાત તાજી કરાવીને તમને દુ ખ આપવાનુ કારણભૂત હું થઈ પડી તે માટે આપની હું ક્ષમા માગુ છુ પ્રભુએ જે સુખદુ ખ ભોગવવાનુ આપણે માટે નિર્માણ કરી રાખ્યુ છે તે તેને ગમે તે વખતે આપણે ભોગવ્યા વિના છુટકો નથી મરણ ઇચ્છનારને તે માગ્યુ મળતુ નથી તેમ તેનાથી દૂર રહેનારથી—જગતનો વૈભવ વિલાસ ભોગવવાની—ઇચ્છા રાખનારથી તે દૂર રહેતુ નથી જેનો જેટલો સબધ તમારી સાથે તમારા પુત્રને આટલા થોડા વર્ષ જ રહેવાનુ સર્જાતુ હશે તેથી તે તમને આમ ટળવળતા મુકીને ચાલ્યો ગયો પણ એ તો પ્રભુની બક્ષીસ તેથી તેને આપવી હોય ત્યારે આપે ને લેવી હોય ત્યારે લઈ લે તેમાં આપણે હર્ષ—શોક ન કરવો એ જ ખરૂં ડહાપણ છે માટે અત્યાર સુધી જેમ તમે એ દુ ખ વીસારે માડ્યુ હતુ તેમ જ પાછુ એને દાબી દઈને તમારો ઉભરો સમાવી દેશો એવી મ્હારી પ્રાર્થના છે "

બળાત્કારે—આસુ ખાળવાને પ્રયત્ન કર્યાં છતા એમની આખમાથી ધારા વર્ષતી હતી તેથી વિશેષ કઈ બોલી નહિ શકવાથી તેઓ મ્હારો હાથ પકડીને મને નીચે જમવા તેડી ગયા મોડી રાતે મ્હારી સાથે આવીને મ્હારે માટે ઠરાવેલા ઓરડામા તેઓ મ્હારે સારૂ સુવા બેસવાની સર્વ સામગ્રી તૈયાર કરીને મને ત્યા મુકી ગયા તે પછી એકના પડતા મને આ પવિત્ર સુગનને માથે આવી પડેલા સકટને માટે બહુ લાગણી થઈ અને પ્રભુ એમને કઈક પણ સતાન હજી આપે તો એમનુ મન તેને ઉછેરવામા રોકાય તેથી પાછી વાત કઈક વીસારે પડે એમ વિચાર આવવાથી તેવી માગણી પ્રભુ પાસે હુ ખરા દીલથી કરતી કરતી નિદ્રાવશ થઈ

સ્વપ્નમા મને જાણે એમનો પુત્ર જ જીવતો જાગતો મળ્યો હોય—અમે બન્ને એક જ નાટક ભજવવામા ભાગ લેતા હોઈએ—એવો દેખાવ જોવામા આવવાથી હું ઝબકીને જાગી તો સવાર થવા આવેલુ જણાયુ ને હમણા જ જેનો સ્પર્શ તાજો હતો તે યુવક એકાએક કેમ અદ્રશ્ય થઈ ગયો તે વિચાર આવતા મ્હારા હૃદયમા કઈક અવર્ણનીય ખેદ પેદા થયો મ્હેં એને ઠીક જોયો હશે કે કેમ—અમે પહેલા કદી મળ્યા હઈશુ કે નહિ એ સકલ્પ વિકલ્પ કરતી કરતી હુ ઉઠી અને નિત્ય કર્મ કરી નીચે જઈ તેના માતાજીને મળી તેમના કામમા સામેલ થઈ ગઈ તેથી તેમનો અર્ધો શ્રમ દૂર થયો અને મ્હારી કામ કરવાની છટા તથા સ્વચ્છ રીતભાત જોઈને તેઓ વિશેષ પ્રસન્ન થયા

નાટકશાળામા જવાનો વખત થવા આવતા મને ગઈ કાલનો બનાવ પાછો યાદ આવ્યો જે જનાર્દનનો મ્હારાથી તિરસ્કાર થયેલો—તેને મ્હારા ઉપકારકે ઠપકો આપેલો—તેથી તે



મ્હોટા ઈમામવાડા અને મસ્જિદ—લખનૌ.

અવશ્ય મને મનાવશે એવી બ્હીક હવે નાગના માડી પણ એમદમ તો કઈ તે કરી શકશે નહિ અને વળતા કોઈ માણસને લઈને ૯ આવીશ એવો નિશ્ચય કરીને ( ત્યાં ગઈ થોડા દિવસ આમ અમારૂં કામ ચાલ્યુ પણ અમારા મેનેજરને જણાયુ કે જનાર્દન દિવસે દિવસે વધારે બગડતો જાય છે તેથી કાર્યનિવાર્ય અણીને વખતે એ બેભાન થઈ જશે ને પાર્ટ નહિ ભજવી શકે તો મ્હોટી મુશ્કેલી ઉભી થશે તેથી તેઓ તેને બદલે કોઈ ઍકટરની શોધમા હતા તેવામા તેમને એક સારો ઍક્ટર નોકરીની પેરવીમાં મુબઈમા ફરે છે એવી બાતમી મળતા તેમને તેમણે તાર કરીને બોલાવ્યો, ને ચાર દિવસમા તો તે અમારા મુકામપર આવી પહોચ્યો

જનાર્દન ધાર્યા પ્રમાણે જ શુન્ય રહેતો ને વચ્ચે વચ્ચે આવતો પણ નહિ તેથી શેઠે તેનો પાટ આ નવા ઍક્ટરને આપ્યો "રીહર્સલ"વખતે અમો બધા ભેગા થયા અને પાસે આવવાનો પ્રસગ મળતા મને આ નવા ઍક્ટરના ચહેરામા અને મ્હારા ઉપકારના ધણીની મેડીએ મ્હેં જે ફોટોગ્રાફ જોયો હતો તેમા કઈક મળતાપણુ જણાયુ તેની સાથે મ્હેં તેને પહેલા કોઈક સ્થળે જોયેલ જોયા છે, એ વિચાર વધારે દૃઢ થવા લાગ્યો ફોટોગ્રાફ જેનો હતો તે તો હવે અસ્તિત્વ ધરાવતો ન હતો એમ મને એના માતાએ કહ્યુ હતું તેથી તે અને આ એક હોય એ તો નનવિન જ ન હતુ ત્યારે આ સાદૃશ્ય શા કારણથી હશે એ વિષે મ્હેં ઘણો વિચાર કર્યો પણ મ્હારી કઈ ખાત્રી થઈ નહિ પાર્ટ ભજવવામા, મને લાગ્યુ કે એ ઘણો ચાલાક અને કુશળ હતો તેમ એનો સ્વર એટલો તો મધુર અને સુરીલો હતો કે જો એ સ્ત્રીનો પોશાક પહેરે તો કોઈ એને ખરેખરી સ્ત્રી જ હશે એમ માને આવી રીતે એના લક્ષણો મારૂ મનભાવતા હોવાથી મને સ્વાભાવિક રીતે એનો પરિચય કરવાની ઇચ્છા થવા લાગી પેના દારૂડીઆ જનાર્દનનો "પાર્ટ" એક મે પ્રવેશમા મ્હારી સાથે આવતો હતો અને જ્યારે એ બીમાર પડી ગેરહાજર રહ્યો ત્યારે એને બદલે આ નવા ઍક્ટરને જ તેનુ કામ સોપાયેલુ હોવાથી તે અને હુ બન્ને એક જ પ્રવેશમા ઉતરીશુ એમ મને નિશ્ચય જણાયુ તેથી મને વિશેષ આનદ થયો રીહર્સલ થઈ રહ્યા પછી અમે સાૈ પોતાને ઠેકાણે ગયા, અને રાત્રે નાટક વાસ્તવિક ભજવવાનો સમય થતાં અમે મળ્યા ત્યારે મને જણાયુ કે એનું મન પણ કઈક મ્હારા તરફ આકર્ષાયું હતુ મ્હારી તરફ એની રુચિ લાગી હતી તેથી કોણજાણે શાથી એ મ્હારા સામુ વિશેષ જોવા લાગ્યો અને અમે બન્ને જ્યારે સુશોભિત વસ્ત્રાલંકાર પહેરીને રગભુમિ ઉપર ઉતરી આવ્યા ત્યારે અમારી નવી જોડી જોઇને જ પ્રેક્ષકો તાળીઓની ગર્જનાથી અમને વધાવી લીધા તેમા આ જ પ્રથમ જ દેખાવ હતો અને તેના આવવાની વાત શહેરમાં બધે પ્રસરી હતી તેથી તે નવુ કામ કરે છે તે જોવા લોકો તનપાપડ થઈ રહ્યા હતા અમારૂં ભજવવાનું શરૂ થતા જ એનો અભિનય, એની બોલવાની છટા, અતરનો ભાવ નજર બોને પણ જણાવવાની ખુબી એવા તો અનહદ હતા કે પ્રેક્ષકોએ તો મારે જ સદ્વિચાર બાંધ્યો હતો તે દૃઢ થવા લાગ્યા, તેમા વળી જ્યારે એના નગીનનો પ્રથમ પ્રસગ આવ્યો ત્યારે તો એજ એની ચીજ એવી હતમારી, તાલ તથા આલાપ સાથે શુદ્ધ રાગનું ભાન કરાવે એવી મધુરતા તથા રસ

તાતાથી ગાઇ કે જોનાર સર્વ આંખો ફાડીને અનિમેષ દૃષ્ટિથી તેના સામુ જોઈ રહ્યા આખી નાટકશાળા જાણે સ્તબ્ધ-ચિત્રિત મનુષ્યોથી જ ભરેલી હોય એમ શૂન્યવત્ ભાસવા લાગી- અને ગાયન સમાપ્ત થતા તે અંતર્હિત થવા જતો હતો તેવામા "વન્સમોર" ના પોકાર એવા જોરથી થયા કે નાટકવાળાઓએ પોતાના ગ્રાહકોની મરજી રાખવા-તેમને વધારે આકર્ષવા અને પોતાની કમાણી વધારવા ખાતર-નાદનાદ આખા શહેરમા ફેલાવવા ખાતર તેને ફરી પાછો રંગભૂમિ ઉપર આણી તે જ ગાયન ફરીથી ગવરાવવુ પડ્યુ આ પ્રમાણે બે નહિ પણ ત્રણ વાર થયુ તેથી અસાધારણ લોકપ્રિયતાનુ બીજ તે વેળા રોપાયુ એમ અમે સર્વે એ માન્યુ હમણા તો એનુ શરીર નિરુદ્યમી હોવાથી કે કોણ જાણે બીજા કોઈ કારણથી કાંઈક કૃશ થયેલુ જણાયુ પરતુ સારો પગાર મળેથી ખાવા પીવાની બરદાશ, માવજત, અને ચિંતાનો ક્ષય થતા એની શક્તિ હજી પણ વધારે ખીલી નીકળશે એમ અમારા મેનેજરને પણ લાગ્યુ તેથી એમણે એને તરત રૂ ૧૦૦ નો પગાર કરી આપી પોતાને ત્યા રહેવાની ગોઠવણ કરી દીધી આ પ્રમાણે પોતાની ફતેહ જરા અણધારી થવાથી એનુ મન પ્રફુલ્લ થયુ અને અમારે બે જરા ઓળખાણનો પરિચય વધ્યો એટલે મ્હે એમના સબંધી કેટલીક હકીકત જાણવાની મ્હારી તીવ્ર ઇચ્છા દાબી નહિ શકાયાથી, એઓ પહેલા ક્યા હતા, મૂળ ક્યાના વતની, નાટકનુ કામ ક્યારથી કરવા માડ્યુ છે વિગેરે પ્રશ્ન પૂછ્યા તેના ઉત્તરમા તેમણે જણાવ્યુ કે, "તેઓ પોરબંદરના રહીશ હતા બાળપણમા ત્યા જ અભ્યાસ કરતા પણ નાટકનો શોખ લાગવાથી ભણવુ ગણવુ મુકીને ગવૈયાઓની સાથે જ ફરતા ફરતા તેમના માતપિતાએ બહુ વાર્યા છતા એ સગ નહિ છોડીને આખરે તેઓ તેમને કહ્યા વિના ત્યાથી એકાએક આગબોટમા બેસીને મુબઇ ગયા હતા ત્યા કોઇનુ ઓળખાણ નહિ તેથી એકદમ તાલીમ આપનાર કે નોકરીએ રાખનાર કોઇ મળ્યુ નહિ ને સાથે ચારપાચ રૂપૈયા લાવ્યા હતા તે ખર્ચાઇ ગયા એટલે વગર પગારે એક ગુજરાતી કપનીમા નોકર રહ્યા ત્યા તેમના કામથી લોકોને સતોષ થવા લાગ્યો તેથી તેમને ધીમે ધીમે થોડો પગાર કરી આપ્યો પણ તેનાથી તેમનુ ખર્ચ નભે એમ ન હતુ અને વધારે પગાર થાય એવી આશા ન હતી, તેથી હવે આ જગતમા નિરર્થક જીવન ગાળવા કરતા દેહત્યાગ કરવો એ વધારે સારૂ છે એવી કંઈક ભ્રમણા થવાથી તેમણે નિરાહાર રહીને પોતાનો અત આણવાનો નિશ્ચય કર્યો આ વાત તેમણે કોઇને જણાવી નહિ પણ પોતાના માતાપિતાને કોઈ બીજાના નામથી પત્ર લખીને જણાવ્યુ કે તેમનો પુત્ર બેચાર દિવસની માદગી ભોગવીને સ્વર્ગવાસી થયો છે પોતાનો વિચાર તેમને ફરી મ્હો જ બતાવવાનો ન હતો અને ખાધા વિના પ્રાણ ટકી રહેશે જ નહિ એ તો સર્વ કોઇના જાણવામા હોય તેથી તેણે એમ માન્યુ કે થોડા દિવસમા પોતે પરલોકવાસી થશે, પણ વિધિની ઘટના વિચિત્ર હોય છે, મનુષ્ય સવળુ ધારે છે તેમાથી અવળુ થાય છે અને અવળામાથી સવળુ થઇ જાય છે તેમ જ્યારે એની આવી દશા એના એક મિત્રના જોવામા આવી ત્યારે એ એનુ ખરૂ કારણ કલ્પી શક્યો અને તરત પોતાની તરફથી એને સારી આર્થિક મદદ ખાનગી રીતે અપાવીને એને જાણે કોઈ સારી નોકરી મળવાની વાત નક્કી થઈ હોય

એવી ખબર આપી તેથી એનો ઉમંગ પાછો જાગૃત થયો, અને પુષ્ટિકારક ખોરાક મળવાથી એનુ શરીર પણ ઠેકાણે આવવા લાગ્યુ થોડા વખતમા દૈવેચ્છાથી કોઈ પારસી નાટક કંપનીમા તેના જેવા એક્ટરની જરૂર હોવાથી ત્યા એનુ કામ જોઈને એને રૂ ૭૫ ના પગારથી રાખી લેવામા આવ્યો અને દિવસે દિવસે એની પ્રતિષ્ઠા એ ખાતે વધતી ગઈ પણ વળી પાછી દશા ફરવાની હશે તે એ કંપનીનુ સર્વસ્વ અચાનક આગમા બળી ગયુ અને બધા એક્ટરોને થોડા વખતને માટે રજા આપવામા આવી તેથી પાછા એ તો હતા તેવા થઈ ગયા અત્યારસુધીની આવક માથી સહજ બચાવેલુ તે વપરાઈ ગયુ ને બીજી નોકરીની તે શોધમા હતા તેવામા અમારી કંપનીના મૅનેજરનો તાર આવવાથી અહીં આવવાનુ થયુ'

આ બધી વાત સાભળતા મ્હારા તો રૂવેરૂવા ઉભા થઈ ગયા જે શરીર બળીને ખાખ થઈ ગયુ મનાતુ તે હાલ પ્રભુ-કૃપાથી સજીવન છે-જે વ્હાલા પુત્રનુ દૃષ્ટિથી તેના માતા પિતાએ આ જગતમા મ્હો નીહાળવાની સર્વ આશા મુકી દીધી હતી-અને જેના વિયોગથી તેઓ ઝુરી ઝુરીને પોતાનો પ્રાણુ કાઢી નાખવાને તત્પર હતા-જેના વિના તેમનુ સુંદર મકાન તેમને સ્મશાન જેવુ ભયકર અને શૂન્ય લાગતુ હતુ-તે જ પુત્રને તેઓ ફરીથી અણધાર્યો નિહાળશે-આલિંગશે-ત્યારે તેઓને કેવો અવર્ણ્ય આનંદ થશે-એ વાતનો વિચાર આવતા મ્હારા આનંદનો પણ પાર રહ્યો નહિ વળી આ યુવક પણ પોતાના માતાપિતા પોરબંદર હશે એમ માનતો હતો ને ફરીથી તેમને મ્હો દેખાડતા શરમાતો હતો-તેને જ્યારે અણચિન્તવ્યો જ તેમનો મેળાપ થશે-હવે તેની રોજી સારી ચાલવાથી જ્યારે તે તેમની સમક્ષ ઉભો રહેતા કંઈ પણ ક્ષોભ પામે એવી સ્થિતિમા ન હતો પણ તેથી ઉલટો પોતાના પગારમાથી તેમની આજીવિકાના સાધનમા વૃદ્ધિ કરવાને સમર્થ થયો હતો અને તેથી જ સર્વને વધારે પ્રિય થઈ પડે એવો હતો તેને તેના પ્રિયજન એકદમ ઓળખશે, તેમના ફરીથી થવાના મેળાપનુ કારણ મને જ માનશે-ત્યારે મ્હારૂ પણ નામ કંઈક અમર વળી રહેશે એમ મને લાગ્યુ આમ મને તેમના સુખનુ સાધન બનાવવામા પ્રભુએ મ્હારા ઉપર કેટલી મોટી કૃપા કરી હતી એ પણ મ્હારા સમજ્યા બહાર ન હતુ તેથી હુ તે મહાન્ પિતાનો આભાર માનવા લાગી કોઈનુ પણ ભલુ કરવામા નિમિત્ત થવુ એના જેવુ પુણ્યનુ કામ બીજુ કોઈ નથી એમ હુ સમજતી હતી અને હવે મ્હારે મ્હારો "પાર્ટ" થોડા વખત સુધી જરા સભાળથી ભજવવાનો હતો એમ મને લાગ્યુ મ્હારા મિત્રનુ મૂળ નામ તો કનૈયાલાલ નરવરલાલ હતુ પણ હવે તેમણે ફેરવીને વ્રજલાલ રાખ્યુ હતુ. એ પણ એમની વાતમાથી હુ સમજી ગઈ એમની માતાનુ નામ નવદુર્ગા હતુ તે પણ મળતુ આવ્યુ મને જે એમની આકૃતિ પરિચિત જેવી લાગતી હતી તેનુ કારણ પણ મુંબઈમા મ્હે એમને નાટકશાળાઓમા કોઈક કોઈકવાર રંગભૂમિ ઉપર જોયેલા એની મને હવે સ્પષ્ટ પ્રતિતી થઈ પોરબંદર થી એમના માતાપિતા થોડા વર્ષ થયા જ કરાચી આવ્યા હશે એમ મ્હેં તર્ક કર્યો કનૈયાલાલને કરાચીથી રજા મેળવીને પોરબંદર જવાનુ ધાર્યું હતુ એવુ મેં એમની વાતચીત ઉપરથી જાણ્યુ પણ પ્રભુએ પ્રસન્ન થઈને તેમનો તે શ્રમ ઉગાર્યો હતો એ એકલી હુ જ સમજતી હતી

તેમના માતાપિતાને ફરીને દુ:ખી કરવા માટે હવે તેમને બહુ પશ્ચાત્તાપ થતો હતો જેમણે પોતાને પાળીપોષીને મ્હોટા કર્યા હતા જેઓ પોતાના હિતને માટે જ સર્વદા પ્રયાસ કરતા હતા—નાટકના ધંધામાં નહિ પડવાની જેમની સલાહ કેવળ નિઃસ્વાર્થ તથા શુભચિન્તક હતી—તેમને હવે જો ફરીથી મળવાનું થાય તો તેમની પાસે તેઓ અન્તઃકરણથી ક્ષમા માગે એમ એ કહેતા, પણ એ દિવસ કોણ જાણે ક્યારે આવશે ? આવા આવા વિચારમાં એ કેટલીકવાર એટલા તો મગ્ન થઈ જતા કે આસપાસની સ્થિતિનું ભાન ભુલી જતા હતા હુ એમને દીલાસો આપવા માટે બીજી ત્રીજી વાતે ચગાવતી અને તેમાં મ્હેં એક વખત લાગ જોઈને મ્હારે મકાને ચા પીવાનું આમંત્રણ કરતાં કરતાં મ્હારાં ધણી તથા તેમનાં ધણીઆણીની ભલમનસાઈ, માયા, મમતા, સુજનતા, મ્હારા ઉપરનું વાત્સલ્ય વિગેરે એવી અસરકારક રીતે વર્ણવ્યાં કે એમને પણ એવાં સારાં માણસો સાથે ઓળખાણ કરવાનું મન થાય નાટકના ધંધામાં પડેલાને સ્વાભાવિક રીતે સમાજનો કેટલોક ભાગ હલકા ગણીને તરછોડે છે તેથી અજાણ્યાને ઘેર જતાં અમારા જેવા અચકાય છે પણ આ સ્ત્રીપુરુષને તો અમારા જેવા સાથે ઘણી સહાનુભૂતિ છે—તેઓ અમારી કલાને ઉત્તેજન આપવાને તત્પર છે અને મને વગર ઓળખાણે તેઓએ મકાનમાં જઈ જઈને એક પુત્રી તરીકે આજ સુધી પાળી હતી એટલું જ મ્હારા કહેવાના સમર્થન માટે બસ હતું તેથી એમણે મ્હારી વિનતી સ્વીકારી અને હું મ્હારા એક ઓળખીતા સભ્ય યુવકને આજ મ્હારી સાથે ચા પીવા લાવનારી છું એવી વાત મ્હેં એમના માતુશ્રીને મોઘમ કરી રાખી હતી તેથી તેઓ પણ કોઈ નવા માણસને જોવાને તત્પર થઈ રહ્યા હતા

સાંજે અમે બન્ને અમારા મકાને પહોંચ્યા ત્યારે એમના માતાપિતા હમેશાંના કરતાં કંઈક વધારે સફાઈ રાખીને અમારી વાટ જોતા બેઠા હતા તેમણે જ્યારે મ્હારી પાછળ એમને ઉમરો ઓળંગીને અંદર આવતા જોયા ત્યારે તેઓ એકદમ ઉઠીને ગાભરાગાભરા બનીને સામા આવ્યા—આ તે સ્વપ્ન કે સાચું—પોતાનો સ્વર્ગવાસી પુત્ર પાછો પોતાને મળશે એવું તો કોઈ દહાડો તેમણે ધાર્યું પણ નહિ તેથી એકદમ તેમને જોઈને વળગી પડતાં જરા અચકાયા પણ અંત:કરણે સાક્ષી પૂરવાથી અને જરા ગળગળા થઈને—"કોણ—મ્હારો કનૈયાલાલ!! ઓ ભાઈ ! શ્રી પ્રભુની કૃપા ! તું તો નવે અવતારે જ આવ્યો લાગે છે અમારા આંધળાની આંખ આજ નવેજ થઈ" એમ અનેક રીતે પોતાના હૃદયના ઉદ્ગાર કાઢતા તેને છાતી સરસો ચાંપીને ખુબ આનંદાશ્રુ પાડીને પોતાના હૈયાનો ઉભરો એ શમાવવા લાગ્યા કનૈયાલાલ તો ઝંખવાણા જ પડી ગયા અને અહીં મ્હારા માતાપિતા ક્યાંથી એ વિચાર આવવાથી એ પણ જરા ગભરાયા તો ખરા પણ મ્હારી તરફ કિંચિત્ હાસ્યયુક્ત દૃષ્ટિ કરીને મ્હારી છેતરપીંડીનો ભરમ પોતે સમજી ગયા હોય એમ મને જણાવતા જણાવતા—તેમની બાથમાંથી છુટા થયા કે તરત તેમને ચરણે પડ્યા સાષ્ટાંગ દંડવત્ કરતે કરતે તેમણે અશ્રુપૂર્ણ નયને તેમની ક્ષમા માગી પણ તેમને એમણે વધારે બોલતા અટકાવ્યા ને પોતાની સાથે જ બેસાડી તેમના શરીરની કુશળતા આદિના સમાચાર પૂછવા માંડ્યા આજ સુધી ક્યાં હતા—પોરબંદરથી ગયા પછી આવો જુદો કાગળ કેમ

ફુરજ ૩, ૧-૮-૦ એન એન ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ,

લખ્યો હતો વિગેરે સર્વ ખુલાસા આગ્યા તેના ઉત્તર તેમણે મને આપ્યા હતા તે જ પ્રમાણે તેમને આપવાથી આખરે તેમને પરિપૂર્ણ સતોષ થયો

માતાપિતાને પુત્રનો વાક ક્યાથી વસે ? તેમણે તો ઉલટો પોતાની સખ્તાઇનો દોષ કાઢ્યો અને આટલે વર્ષે ફરી પાછો પ્રભુએ તેનો અણધાર્યો મેળો કરાવ્યો એ જ કોઇક પોતાના પૂર્વજન્મના મહત્ પુણ્યનો પ્રભાવ હશે-આટલાં વર્ષ મહા સકટ વેઠવાનુ ફળ પ્રભુએ આવુ સ્વાદિષ્ટ આપ્યુ તેથી તે સર્વ હવે પોતે વીસરી જશે—એમ કહેવા લાગ્યા અને હવે જીદગી પર્યંત ફરીથી તેમનો વિયોગ ન થાય એટલુ જ પ્રભુ પાસે દીનતાથી એ માગવા લાગ્યા

મને આમ તેમનુ પરસ્પર સુખ જોતા વિશેષ આનંદ થાય એ સ્વાભાવિક હતુ અને તેમની વાતમાથી જરાક તેઓ પરવાર્યાં ને મને દીઠી એટલે તેઓ કેમ જાણે મને છેક જ ભુલી ગયા હોય તેમ યાદ આવવાથી દોડીને મ્હારી પાસે આવ્યા ને પુત્રને જેમ આલિંગતા હતા તેમ મને પણ આલિંગીને-“બેન-ત્હેં જે અમારા ઉપર ઉપકાર કર્યો છે તેનો બદલો તો અમે વાળી શકીએ એમ છે જ નહિ-ત્હારા વડે જ અમે અમારા પુત્રના સમાગમનુ સુખ પુનરપિ અનુભવીએ છીએ-તુ ન હોત તો અમને એની સાથે કોણ મેળાપ કરાવત-પાસે છતા અમે શુ જાણત કે એ અહીં હશે-અને અમે આ ગામમા છતા એને કેવી રીતે ખબર પડત કે અમે અહીં રહેવા આવ્યા છીએ-મહીનાના મહીના નીકળી જાત પણ કોઇને કોઇની બાતમી પણ મળત નહિ ને કપની ઉપડી જાત તથા અમે જે દુ ખદાયક સ્થિતિમા પડ્યા હતા તે જ ભોગવતા અમારા કાળ પૂરો કરત પ્રભુએ તને અમારે ત્યા મોકલી તે સારાને માટે, ત્હારા પગના પગલા થયા તેથી અમે તો ત્હારા સદા પગ ધોઇએ છીએ તો પણ ત્હારા ઋણમાથી મુક્ત થઇએ એમ નથી ત્હે જે પુત્રીભાવ સ્વીકાર્યો છે તે કાયમ રાખીને અમારા ઉપર વિશેષ ઉપકાર કરીશ તો જ અમે કૃતાર્થ થઈશુ ”

તેમની મ્હારા પ્રતિ આવી મમતા જોઇને મને હર્ષાશ્રુ આવ્યા ને મ્હારા ઉપર તેમણે કરેલો ઉપકાર તેઓ ભુલી ન જાય તેટલામાટે મ્હેં તેમને જણાવ્યુ કે—“ માતાપિતા-મ્હારા જેવી રખડતી-નિરાધાર-વગર ઓળખાણની એક છોકરીને માત્ર દયાની ખાતર આપે આપના આવાસમા સ્થાન આપ્યુ એટલુ જ નહિ પણ પોતાની પુત્રી ગણીને સર્વ લાડ લડાવો છો એ શુ મ્હારા ઉપર આપનો થોડો ઉપકાર છે ? પરમકૃપાળુ પ્રભુએ મને આ શુભ પ્રસગના નિમિત્તરૂપ બનાવી તેથી હુ મ્હારા જન્મ સફળ થયો એમ માનુ છુ અને આપની આવી કૃપાને સદાકાળ પાત્ર રહુ એવી પ્રાર્થના કરુ છુ ”

આ પ્રમાણે અમે સર્વ સુખની સીમાએ પહોચ્યા આપોને નાસ્તો કરીને અમે બનેએ અમારા કામ માટે નાટકશાળામા જવાની આજ્ઞા માગી કનૈયાલાલને હવે નાટકશાળામાથી ઉતારો ફેરવીને પોતાને ઘેર જ રહેવા આવવાનુ હતું એ તો કહેવાની જરૂર જ નથી તેથી અમે બને સાથે પાછા આવીશુ એમ કહી ત્યાથી ચાલ્યા રસ્તે મને કનૈયાલાલને પોતાની

પ્રીતિ જણાવતા–આની રીતે છેલ્લા માટે જરા મર્મોક્તિથી ઉપાલભ આપતાં હોય તેમ પણ મીઠ્ઠ સ્વરે કહ્યું કે–" યશોદા–તું આટલી બધી ચતુર હોઈશ એમ હું ન્હોતો જાણતો ત્હારા ગુણથી તો હુ મોહિત થયો જ હતો પણ ત્હારા આ ઉપકાર તળે હુ એવો દબાઈ ગયો છું કે હવે તેમાથી કેમ કરીને નીકળવું તે હુ સમજતો નથી ત્હારી આની મદદથી જ મને મ્હારા માતપિતાનો ફરીથી અચાનક સમાગમ થઈ ગયો નહિ તો હુ ભટકી ભટકીને થાકત પણ કયાએ તેમનુ મુખ જોવા પામત નહિ ને એ બીચારા મ્હારા વિયોગથી ચિરકાળ દુખ પામીને અતે પ્રાણત્યાગ કરત ત્હારા આ અપ્રતીમ ઉપકારનો બદલો મ્હારાથી શી રીતે વાળી શકાશે ?"

" તમારા માતાપિતાએ મને જે વગર ઓળખાણે આશ્રય આપ્યો છે તેથી એમની હુ સદાને માટે ઓશીયાળી થઈ છું તેથી મ્હારી તો ફરજ હતી કે આવો અણધાર્યો પ્રસગ આવે ત્યારે તેમને સુખી કરવા આપની દ્વારા તે બની શકયુ તેમા મ્હે કઈ વિશેષ કર્યું નથી આપના સમાગમમા મ્હારે પણ હવે રહેવાનુ થશે એ મને ઓછો લાભ છે ? આપની પાસેથી તો મ્હારે ઘણુએ શીખવાનુ છે "

આમ વાત કરતા કરતા અમે નાટકશાળાએ પહોચ્યા અને ત્યા અમારા " પાર્ટ " રોજ કરતા અધિક ઉત્સાહથી ભજવી અમે ખેલ પૂરો થતા પાછા મકાને આવ્યા

દિવસે દિવસે અમારો સબધ વધારે ગાઢો થતો ગયો અને મ્હારા આશ્રયદાતાઓને એમ લાગ્યુ કે **समानशीले व्यसनेषु सख्यम्** એ નિયમ પ્રમાણે અમારી બનેની એક રીતે ગાઠ તો બધાઈ હતી તો પછી અમને લગ્નની પવિત્ર ગાઠથી જોડીને વર–વધુના સબધમા પોતાના બને બાળક બનાવી દેવામા આવે તો શુ ખોટુ ? તેથી તેમણે અમારી મરજી પૂછી, અને મ્હારે તો હુ આ સસારમા એકલવાઈ હોવાથી કોઈની સમતિ લેવાની ન હતી–હૃદયે આગ ળથી એમને મ્હારા પ્રાણેશ નીમી દીધા હતા–એમના ગુણથી મોહિત થઈને સદાકાળ એમની દાસી થવાને હુ તત્પર થઈ રહી હતી, તેથી મ્હે તે વાત તરત સ્વીકારી અને એમણે પણ સુભાગ્યે મ્હારા પ્રતિ સદ્ભાવ દર્શાવી હા પાડી તેથીસ્વલ્પ કાળમા અમે બને સહધર્મચારી બની અમારા માતાપિતાની સેવા પૂર્ણ શ્રદ્ધાથી કરવાની સાથે અમારા ધધામા પણ વિશેષ કુશળતા મેળવવા લાગ્યા

---

[1] તેજપ્રભા રૂ ૧–૧૨–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

# જિવ્હાકુંવર.

લેખક—રા હુન્ગચ અમુલખભાય દેસાઈ, બી એ

રાતિ ભાષણ ૮ મુ

અવન ***ના શ્રાવણ સુદ આઠમને રોજ ન્હવાના ૭ વાગ્યેથી સૌ જીવ્હાકુવરના મસીઆઈ મામાના પુત્ર ૮૦ વરસની ઉમ્મરે ગુજરી ગયા તેથી ઉતાવળા ઉતાવળા તે કુટવા જવાની તૈયારી કરતા હતા તે વખતે રાજેશ્રી પોચાભાઈને કરડાકી કરેલી તેનો રાત્રિએ ફુરસદની વખતે આપેલો અ સૌ જીવ્હાકુંવરનો જવાબ

"સહુવારના તમે શુ કહેતા હતા? હવે યાદ નહિ આવે? મતલબની હોય તો યાદ આવે ભૂલી ગયા? ઓનોને હવે

ક્યારે બોલ્યા હતા? કેમ ન્હવારે બોલેલા—મારા મગન મામાના છોકરાને કુટવા જતી હતી ત્યારે હજુ યાદ નહિ આવતુ હોય, કેમ? તમ જેવા બોલ બોલવા અને પછી ભૂલી જવુ યા ભૂલી જવાનો ઢોંગ કરવો! મારે તો માણસનું માણસ ગયુ ને તમને ટીકા કરવાનું જડ્યુ!

ટીકા કેમ ન કરે? તમારૂ હૃદય પણ કેવુ બનાવેલુ છે? ઠીક વખત જોઈ બોલ્યા! અરે તેને ત્યા રડવાકૂટવા પણ ન જવુ? પોતાનું માણસ જાય અને આપણે તેને આમાચે। આપણી નહિ? તેના દુખે દુખી છીએ એમ બતલાવવા ખાતર તેની સાથે રોવાકૂટવામાં સામીલ ન થઈએ તો આ શરીર શા કામના છે?

હવે આખો ન કહાડો સહવારે વખત ન હોતો, નહિ તો તે જ વખતે જવાબ આપત વખત મળ્યો છે તે કહેવાની જ છુ તમને ન કહુ તો કોને કહું? તમે સ્ત્રીઓના હક સમન્ધી લાંબીચોડી વાતો કરોછો, મોટી સભાઓમા ચાર ગજ લાંબા ભાષણો સભળાવો છો, ને ઘરમા બધુ વાહ! વાહ! કઈ થયુ કે અમારા કામમા ટીકા તમારી કલબ, તમારા ભાઈ વગેરે દોસ્ત રિ—જેમાના કેટલા ના નાક કાન જડથી કહાડી નાખવા જોઇએ, તમારી રમત ગમત, નાના છોકરાની સાફ—ના ઉજાગરા અને પછી હાથમા મારા ઘોયકણા જેવુ લઇને દોડવુ, તમારા ગુમાન, તમારી તોફાન મસ્તી, તમારી છેલાઈ એ વિષે મેં તમને કદી પણ કઈ કહ્યુ છે? તમને અમારા કામની ટીકા કરવાની છે શુ કહો છો? અમે બધા ઢોંગ કરીયે છીયે? છાતીમા ધમ ધમ અફાળી ચાલ પાડવા, આંખનાની આંખ કરતા મોટું આસુ એગવુ તે અમારો ઢોંગ? અમારૂ પત્થર ફાટે એવા સ્વરે રડવા ગાવુ તે શુ? મોનો, ઓનો હમો છો શાને? મને યાદ છે તમે શુ કહેતા હતા ને તમે તેને નાચ કહેલો કેમ? એ ગરબા ગાવાનો વખત હતો ખરો ને? ત્યા તો આનદ વગેરેનો તે નાચ કરવા ગયેલા? જવાદ રાગમાઓ તમારૂં હૃદય તો લોઢાનું બનેલું છે! પથ્થર પીગળે એવુ મરણ ને તમને દયા નહિ! તમારે તમારા જ જેવા કઠોર હૃદયની સ્ત્રી જોતી હતી તો મને શુ કામ પરણ્યા? (રડે છે)

સીસોટી શેની વગાડવા માંડી? તમે જેમાં તેમાં મશ્કરી કરવાના જ બસ કરો મહેરબાન, બસ કરો હવે—અમારાથી સહાતું નથી શું બોલ્યા? અમારું માથું દુખ્યું? શાથી? મારા બોલવાથી? પીતા હશો ધુમાડો મગજે બહુ ચડ્યો હશે મા નાટક માફક કપડાં પહેરી, મોંમાં બળતું ભૂંગળું નાખી ઢેડા માફક ડોક હલાવતા ફરતે ત્યારે ઘેર આવી તમારા રોફનો મને ખ્યાલ આપવા કંઈને કંઈક બોલવું ને ડોળા ઘુરકાવવા આ અંતઃકરણ તો બળી ખાખ થઈ જાય છે હવે વધારે આ તરીકે ટકનાર નથી પાછળથી ના પસ્તાઓ તો મને રદ કહેજો તમારી ચાકરી ચેવડ કોણ કરશે? તમારી બાર ગામની તીરી કોણ સાખશે?

દયાની ખાતર ઉંઘવા કહ્યું? દયા કોનાપર? મુવા માણસની પાછળ ટીકા કરવા તૈયાર થયા ત્યારે તમને દયા ન હોતી આવી? પોળનું કુતરૂં મરે તો એ રડવું આવે છે તો આતો માણસ મર્યું ને તે પણ પાછા સગા ત્યારે રડ્યા એટલે ઢોંગ કર્યો બોલ્યા. ૮૦ વર્ષના હતા તેથી શું? તે માણસ ન હોતા? તે સગા ન હોતા? તમારી અક્કલ અહીં કામે નહિ લાગે

ચુપ રહું? ના તેમ બનનાર નથી વિચાર કરીને બોલ્યા હોત તો આટલો કકળાટ થાત? હા, હા, વિચાર કરીને અવિચારી બોલ બોલેના વિચાર કરીને બેનના શીંગડામાં માથું ભરેલું વાહ! શું સારો વિચાર કરેલો! તમારા બોલોએ તો હૈયામાં ભડભડ હોળી ચેતાવી છે તે કેમે શાન્ત થાય એમ નથી અને આજ રાતે ઉંઘાય તેમ પણ નથી

અમે ફરવાને શું થતી ફરવા જઈયે છીયે? હા, એમ ફરવા જઈએ છીએ બીજું કંઈ કહેવું છે? આવો લાગ નહિ આવે માટે કહી નાખો તમારે જે કહેવું હોય તે તમે મરદો શું કરો છો? સ્ત્રીઓ મળી શું કરો છો? શું ત્યાં ફળ, ફુલ ઝાડ વગેરેની વાતો કરો છો? આજે બહાર એકલા ગયેના? બીજો કોઈ સાથે નહોતો? તમારા ધુમ્રપાન સાથીઓ સાથે વળગેલા જ હોય છે ત્યાં વાત કરતી વખતે તમે બધા અમો સ્ત્રીઓની ઠઠ્ઠા મશ્કરી કરો છો તે શું ભૂલી ગયા? તમે કરો તે બધું સારૂં કેમ? સામું ભાગે તે ઠીક ને વહુ ભાગે તે કવેણ એ મને ખબર છે તમારી આંખમાં ભોંટીયું નજરે નથી પડતું પણ પારકી આંખમાનું કણું દેખાય છે

હવે હું કાંઈ નાની નથી કે તમારી છેક જ દબાયેલી રહી તમારા નચાવ્યા નાચ નાચું જ્યાં જેવું કરવું ઘટારત હશે ત્યાં તેવું કરીશ વટ વ્યવહાર મારે જોવાના છે તેમાં વળી તમે ભાયડાઓ શું જાણો? રોવાને જવું પડે ને કુટવાને જવું પડે તમે કેમ સગાઓને ત્યાં જમવાનું હોય તો જાઓ છો? શાક સમારવા, તુલીને અથાણાં નખાવી, લપાનપ ગળે મીઠા મધુરા કોળીયા ઉતારતા આવડ્યા આવે છે? ખાતી વખતે સગા ખરાં કેમ ને દુઃખ પડે ત્યારે અહા હા! તમે તમારા સ્વાર્થની "

' જરી વાત મારી જવાથી રે આ સઘળાનું પુરૂં થશે નહિ એની ફિકર લાગવાથી ભીખુભાઈ ચેતાવી દીવાન ખાનામાં જઈ આરામ ખુરશીપર નાખતો બોરાને ત્યાં જ ઉંઘી ગયો '

અપૂર્ણ



ન્યુઝીલાડના મૉરી ગામનુ એક દૃશ્ય.



પૅગલોનમા જૈનલોકના પવિત્ર તળાવ ઉપરનું મંદિર



ચિત્રકાર-શ્રીયુત વોરિંગ　　હુ સક્કીડન.　　—કૉપીરાઈટ

# પ્રાસંગિક વિચાર

લેખક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## ૧. રાજકીય પ્રવૃત્તિઓ અને પ્રાન્તિક સરકાર.

અંગ્રેજી કેળવણીએ પ્રજામાં સ્વાતન્ત્ર્યની વેગભરી પ્રવૃત્તિને અત્યંત જોસથી હૃદયમાં ચાંપી મૂકી છે. અંગ્રેજ સરકારનું રાજ્યતંત્ર સ્વાતન્ત્ર્યપોષક અને હમેશાં ઉદાર હોઈ, એ અતિ વિશાળ તંત્રથી આ દેશની પ્રજાનું પોતાની સ્વાતન્ત્ર્યને જ પ્રિય ગણે એમાં આશ્ચર્ય શું હોઈ શકે? એ વૃત્તિ પ્રજામાં જેમ વધારે પ્રબળ થતી વિકસતી ગઈ તેમ તેમાં અંગ્રેજ સરકારને અભિમાન રાખવાનું મહાન્ પ્રબળ કારણ મળે છે. આજથી એકત્રીસ વર્ષ પહેલાં, એટલે ૧૮૮૪માં મદ્રાસમાં દિવાન બહાદુર રઘુનાથરાવના ઘરમાં હિન્દી રાષ્ટ્રીય પરિષદના બીજ રોપાયાં અને એ બીજના ફળ થતાં થતાં આજે મ્હોટા વૃક્ષરૂપે આપણે એ પરિષદને એક મહાન્ રાજકીય સંસ્થામાં ફેરવાઈ ગયેલી જોઈએ છીએ, એ જ આ દેશમાં અંગ્રેજ રાજ્યની સાર્થકતાનું વધારેમાં વધારે મહત્વપોષક પ્રમાણભૂત પરિણામ છે. એક વખત એવો હતો કે જ્યારે પરિષદના ચુકાદાઓ અને આ દેશના મહાન્ નેતાઓ સ્હામે તેમના ધુરંધર કાર્યમાં ઘર સ્હવાર ઉગ્યે નવનવા પ્રકારના અનેક સંકટો સ્વાભાવિક રીતે ઉભા થતા અને દેશના કેટલાક અધિકારીઓ તરફથી તેમના કાર્યપ્રવાહ તરફ તાત્કાલીન દૃષ્ટિ ફેંકવામાં આવતી હતી એટલું જ નહિ પણ એ પ્રવાહને રોકવા માટે અનેકધા અનેકવિધ મુશ્કેલીઓ પણ ઉભી કરવામાં આવતી હતી. પરન્તુ પ્રજાના નેતાઓના દૃઢ આગ્રહ અને કાર્ય કરવાની પ્રબળ ઇચ્છાને તોડી પાડવાને અધિકારીવર્ગના આ પ્રયાસો સદ્ભાગ્યે હમેશાં નિષ્ફળ નીવડ્યા છે. એવા અધિકારીવર્ગની આ પ્રમત્તતાની પદ્ધતિથી પ્રજામાં અસંતોષ ફેલાવાના કારણ મળે છે એ એક પ્રસિદ્ધ વાત છે, એટલા માટે રાજા અને પ્રજા ઉભયના કલ્યાણ અર્થે અધિકારીવર્ગ પોતાની આવી રાજ્યવહીવટી પદ્ધતિને તિલાંજલિ આપવાની ખાસ જરૂર છે. પ્રજાના સ્વાતન્ત્ર્યવિકાસ ઉપર ના ઇચ્છાજોગ નિયંત્રણ મૂકી તેને અંકુશમાં રાખવાની જે મહેચ્છાઓ આ અધિકારીઓને થાય તે તેમના કાર્યવ્યવહારને ગંભીર રીતે નુકશાનકર્તા નીવડે. પ્રજાના પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરવાને માટે કે તેમના જીવનને વધારે શુદ્ધ અને સાત્વિક બનાવવાને માટે પ્રજાની જ ઉન્નત દૃષ્ટિએ તેમની અનેકવિધ પ્રવૃત્તિઓ જોવાથી અને પ્રજાના જ કલ્યાણસાધક માર્ગોવાળી રાજ્યવહીવટી પદ્ધતિ ગ્રહણ કરવાથી બન્ને પક્ષને નવગણો, અત્યન્ત લાભ છે, એ વાતનું અધિકારીવર્ગને ગંભીર રીતે વિસ્મરણ થાય છે અને તેથી પરિણામે બન્ને વચ્ચે નાઇચ્છાજોગ ટંટાઓ ઉભા થાય છે, એ યોગ્ય શાસનપદ્ધતિનું સારું પરિણામ નથી.

અમદાવાદની છેલ્લી પ્રાન્તિક પરિષદ વખતે અમદાવાદના કલેક્ટર મે. [illegible] ત્યાંની પરિષદના કાર્યવાહકોને જે સત્કાર આપ્યો હતો તેનો સ્વીકાર ઉદારપણાથી જો, ત્યાંના [illegible] હતા પણ કલેક્ટરના ઉદારપણાથી દૂર એવા એ નોકરશાહી વિરુદ્ધના પગલા સ્હામે અમુ[illegible]

ત્યાંની જ પ્રજાએ નહિ પરન્તુ મુંબાઈના આપણા આગેવાન નાગરિકોએ પણ પ્રબલ વિરોધ ઉઠાવવાની અગત્ય હતી પરન્તુ તેમ નહીં કરતા એ અવિવેક સહન કરી ગળી ગયા અને જાણે કાંઈ જ થયુ નથી, એ રીતે એ આખા પ્રસંગ ઉપર જે પ્રકારની ગફલતી ખવાઈ ગઈ છે તે ખરેખર અત્યંત શોચની વાત છે નામદાર ગવર્નર-જનરલ-કાઉન્સીલના પ્રસિદ્ધ ધારાસભામા આ પ્રશ્ન ઑનરેબલ મા પટેલે પૂછ્યો હતો, પરન્તુ તેનો ઉત્તર પ્રજાને સંતોષ આપે એવી રીતે મળ્યો નહિ, એ વાતથી અધિક દિલગીરી થાય છે આવી વાતો ઉપર નાઈ પણ પ્રકારનો ટાંકપિછોડો કરવાની પદ્ધતિથી પ્રાન્તના અને તેની પ્રજાના સન્માન, ગૌરવ અને પ્રતિષ્ઠા ઓછા થાય છે આ જ દૃષ્ટાન્તને અનુસરીને ડીસેમ્બર માસમા લખનૌના ઉપરી અધિકારીએ રાષ્ટ્રીય પરિષદના સત્કારક મંડળ તરફ એક એવો ચેતવણીપત્ર મોકલ્યો હતો, કે જેની રૂએ આડકતરી રીતે એવુ સમજાવવામા આવ્યુ હતુ કે કૉંગ્રેસના વક્તાઓમાંથી કોઈ પણ વક્તા પોતાની જીભ ઉપર અંકુશ મૂકી બોલશે નહિ તો તેના ઉપર ફોજદારી કાયદાનો ભંગ કર્યાનો આરોપ મૂકવાની નાખુશ ફરજ સ્થાનિક અધિકારીવર્ગને શિરે આવશે આવી ચેતવણી ત્યાંના મુખ્ય અધિકારી સર જેમ્સ મેસ્ટનને કેવળ કૉંગ્રેસના જ તરફ મોકલી હતી, લખનૌમા ભરનારી અન્ય પરિષદો તરફ નહિ! અમે સમજી શકતા નથી કે એ નામદારશ્રીએ અન્ય પરિષદો અને કૉંગ્રેસ વચ્ચે આટલો પણ ભેદ કેમ રાખ્યો હશે? લખનૌમા નાતાલના તહેવારામા અનેક ન્હાની મોટી જાહેર હિલચાલોની સમિતિઓ ભેગી થવાની હતી તેમાંથી કૉંગ્રેસને જ આમ ચુંટી કાઢવામા સર જેમ્સ મેસ્ટનનો શો આશય હશે તે કલ્પી શકાતુ નથી કૉંગ્રેસમા બોલનાર વક્તાઓનો મ્હોટો ભાગ અનુભવી, દીર્ઘદર્શી, ડહાપણવાળો અને કાયદાકાનુનોનો સમજનાર, દેશના પ્રસિદ્ધ વક્તાઓનો છે અને તેમના હક્ક ઉપર આમ અંકુશ મૂકવાનો અધિકાર કૉંગ્રેસના પ્રમુખ સિવાય અન્ય કોઈને પણ નથી તો ઉપલા આશયનો ખરીતો સ્વાગતમંડળના પ્રમુખ ઉપર મોકલવામા કાંઈ અર્થ સમાયો હોય એવુ લાગતુ નથી કૉંગ્રેસમા બોલનાર વક્તાઓનો એક મ્હોટો ભાગ સરકારની કાઉન્સીલોના ઑનરેબલ સભ્યોનો છે અને એમને કાયદાનુ જ્ઞાન એવુ સચોટ હોય છે કે, એ લોકો અમર્યાદિત થઈ રાજ્યના કે પ્રજાના હિત વિરુદ્ધ જાય કે કૉંગ્રેસ જેવી મહાન્ સંસ્થાને કોઈ પણ રીતે સ્હેજ પણ હાનિ થાય અને તેની પ્રતિષ્ઠા અને ગૌરવ રજભાર પણ ઓછા થાય, એ પ્રમાણે એવી વ્યક્તિઓ વર્તે એ એમની નીતિરીતિ પ્રામાણિકતા ઉપર ડાઘ લાગવા જેવુ ગણાય એવી આશંકાથી એ જવાબદાર વ્યક્તિઓને નિષ્કારણ અન્યાય થવાનો ગંભીર ભય છે ત્રીસ વર્ષની કૉંગ્રેસની અમર કારકીર્દીમા કોઈ પણ દિવસે આવા પગલા લેવાને કોઈ પણ અધિકારી પ્રેરાયો નથી, છતાં સર જેમ્સ મેસ્ટનને એ પ્રેરણા કેવી રીતે અને એવા કયા સબલ કારણોને લીધે થઈ હશે, એ કલ્પનામા પણ આવી શકે તેમ નથી કૉંગ્રેસના સત્કારક કમિટીના પ્રમુખ ઑનરેબલ જગતનારાયણ પંડિતે જે ઉત્તર તેની સરકારને મોકલ્યો છે તેથી કૉંગ્રેસનું ગૌરવ ઓછુ થયુ છે, એવુ અમારૂ દૃઢતાથી માનવુ છે જે વાતનો અધિકાર એ મંડળને ન હતો તેમા તેમણે આવુ નિઃપ્રયોજન માથુ મારીને કૉંગ્રેસનુ સન્માન ખંડિત થવા જેવુ કર્યું છે સર જેમ્સ મેસ્ટનના આ પગલા સામે અમે અમારો સખ્ત અણગમો દર્શાવના અને અમારો વિરુદ્ધ અભિપ્રાય

અને ગજુ કરતા જણાવીએ કે ટીગે નામ ર વૉઇસરાય-ઈન-કાઉન્સીલ પાસે વડીધારાસભામા આવા પ્રશ્નોના ઉત્તર માગી તેના સતોષકારક નિર્ણય લાવવામાટે આપણા ગૃહસ્થોએ પ્રયાસ કરવો ઘટે છે દેશની વિનાસ પામતી આવી અનેક ન્હાનીમોટી પ્રવૃત્તિઓ ઉપર નિ કારણ અકુશ મૂકવાની રાજ્યપદ્ધતિ સામે પ્રજાના અગ્રગણ્ય નેતાઓએ પ્રજા તરફથી તેમના સરક્ષણ અર્થે યોગ્ય ઊહાપોહ કરવાની ખાસ અગત્ય છે કે જેથી ભવિષ્યમા આવા પ્રસગો બનતા અટકે એટલુ જ નહિ, પરન્તુ કાયદેસર ગણાતી આ રાજકીય પ્રવૃત્તિઓના સુકાનીઓના માર્ગમા આવી પડતી અનેકવિધ અ ચણો મ ાને માટે દૂર થ શકે આ રાજકીય પ્રવૃત્તિઓમા રાજ્યનિષ્ઠાના ગાઢ તત્વો હવે એટના બધા તો આમેજ થઈ વણાઈ ગયા છે કે તેને રાજ્યદ્રોહનો ગન્ધ હવે લાગી શ તેમ નથી, એ અમારી દ૮ માન્યતા છે

નામદાર નૉઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડ પોતાના રાજ્યતત્રના સિદ્ધાન્તો તરીકે વિશાળ દૃષ્ટિબિન્દુઓ સ્વીકારી, આ દેશની પ્રજામા આવા આવા પ્રસગોથી જે રોષમય જે ઉભી થઈ લોકલાગણી ઉશ્કેરાય કે જનસમાજમા જેથી ના ઇચ્છવાજોગ અસતોષ ફેલાય તેવી અનુસરાતી આ રાજ્યનીતિ બ લીને આ દેશની પ્રજાના વધારે વિશ્વાસ અને સન્માનને પ્રાપ્ત થાય, એવા રાજ્યતત્રના અતિ વિશાળ અને દીર્ઘદર્શી તેમ જ લોકપ્રિય સિદ્ધાન્તો સ્વીકારશે તો તેથી આ દેશનુ અને રાજ્યનુ બણ કલ્યાણ થઈ શકશે, એ નિ શક છે પ્રાન્તિક સરકારોના કેટલાક અધિકારીઓની સ ચિત દૃષ્ટિમર્યાદાને વધારે વિસ્તૃત અને લોકપ્રિય બનાવવાની ધુરા ના લૉર્ડ ચેમ્સફર્ડ હાથમા લે તો તે આ દેશની પ્રજાને વધારે હિતાવહ થશે તેથી જ રાજા અને પ્રજાના પ્રેમાન સમ્બન્ધો વધારે ગાઢ અને સગીન બનશે, એવુ અમારુ માનવુ છે

## ૨. પટના યુનિવર્સીટી બીલ—

ગઈ તા ૨૧ મી ડીસેમ્બરની સાંજે મુબાઈની યુનિવર્સીટીમા પટના યુનિવર્સીટી બીલ સમન્ધમા અત્યન્ત ગરમાગરમીભરી ચર્ચા થઈ હતી વૉઇસ-ચૅન્સૅલર રે ડૉ મેકીકન પ્રમુખ પદે હતા અને ઉપર્યુક્ત બીલ સમન્ધમા સર નારાયણ ચ ાવરકરે અત્યન્ત જોસદાર પરતુ યથાયોગ્ય ભાષામા મ સગીન અને વાજબી ફરીઆદ ઉઠાવી હતી પટના યુનિવર્સીટી બીલની રૂએ ત્યાની યુનિવર્સીટીના ચૅન્સૅલરને હાલની અન્ય યુનીવર્સીટીઓ કરતા અતિ વધારે પડતા વિશાળ અધિકારો અને તેના તન્ત્ર ઉપર સખ્ત અકુશની સત્તાઓ આપવામા આવનાર છે તે અધિકાર એટના બધા તો આગળ પડતા છે કે તેની રૂએ ચૅન્સૅલર સીન્ડીકેટની ચુટણી સમન્ધમા ગમે પણ સભ્ય માટે વાધા ઉઠાવવામા આવે તો તેનો છેવટનો નિર્ણય કરે યુનિવર્સીટીના તંત્રમાગના અનેક પ્રશ્નોના અતિમ નિર્ણય કરવાનુ કામ તથા એ કારોબાર સમન્ધમા જે ન્હાનામોટા હુકમો કરવાના હોય તે પણ ચૅન્સૅલર જ કરે તે ઉપરાત સીન્ડીકેટમા ફસ્ટ ચા જ સભ્યો નીમવામા આવે અને યુનીવર્સીટીના અન્ય સેનેટરો પણ નીમવામા ચૅન્સૅલરને જ હક મળે આવા કાયદાને લીધે સેનેટ તો માત્ર એક નામની જ ઉભી કરેલી સભા ગણાય અને તે કોઈ પણ પ્રકારના ઉપયોગી અગ તરીકે સ્વીકારવામા આવી નથી

વળી આ બીલની રૂએ ફક્ત સાત જ કૉલેજો અને તે પણ યુનિવર્સીટીની આસપાસના એક માઈલના પ્રદેશની હદમા હોઈ શકે તેમ ઉભી કરવી, એવુ ઠરાવવામા આવ્યુ છે

આમ લોકતંત્રના વિકાસ વિરૂદ્ધ આ બીલ ઘડાયુ છે અને તેથી આ બીલ પ્રજાના લાભની વિરૂદ્ધ છે એટલુ જ નહિ પરન્તુ કેળવણીના આ મહાન પ્રગતિમાન યુગને સર્વ રીતે પ્રતિકૂલ હોઈ સર નારાયણ ચન્દાવરકરે એ બીલ સ્વીકારવાને માટે સાફ ચોખ્ખી ના પાડી હતી હિન્દુસ્તાનમાં હજી અન્ય નવી યુનિવર્સીટીઓ ભવિષ્યમા ઉભી કરવામા આવશે અને આ રીતે પટના યુનિવર્સીટીના બીલનુ ધોરણ સ્વીકારવામા આવે તો ભવિષ્યની નવી સસ્થાઓને જબરજસ્ત ધોકો પહોચે, અને કેળવણીને કગનાપર ડગના પાછા ફરવુ પડે, એવી સ્થિતિ આવે તેથી સર નારાયણ ચન્દાવરકરે એ યોગ્ય જ કહ્યુ હતુ કે આ પ્રમાણે સેનેટને જો કોઈ પણ અધિકાર આપવામા ના આવે અને ચૅન્સેલરને જ સર્વોપરિ સત્તા આપવામા આવે તો પટના યુનિવર્સીટી એ એક Debating club ચર્ચાઓ કરવા માટેની નાની સસ્થાના અધોગત સ્વરૂપમા જ ઘડાઈ રહેશે સેનેટને તો કેવળ સૂચનાઓ જ કરવાની અને એ સૂચનાઓ સીન્ડીકેટે સ્વીકારવી જ જોઇએ, એવુ બન્ધન ના હોવાથી અને સીન્ડીકેટ ચૅન્સેલરને જ માન આપતી હોવાથી અને ચૅન્સેલર જ સર્વોપરિ સત્તાધિકારી હોવાથી, યુનિવર્સીટીનો કાર્યવ્યવહાર વ્યવસ્થિત રીતે ચાલે છે કે નહિ તે જોવાનુ કાર્ય પણ તેનુ હોવાથી, અને એ વ્યવસ્થામા કોઈ પણ પ્રકારની ખામી નીકળે તો પોતાને યોગ્ય લાગતા માણસો નીમી તેનો નિકાલ પોતાને કરવાનો હોવાથી, સર્વ બાબતોનો છેવટનો નિર્ણય પણ ચૅન્સેલરે જ કરવાનો હોય છે આવી વ્યવસ્થા તદ્દન વિચિત્ર અને હિન્દી યુનિવર્સીટીના ઇતિહાસમા કદી ના જોયેલી એવી છે આ પ્રમાણે યુનિવર્સીટીને જો સરકારના એક ખાતા જ તરીકે ચલાવવાની હોય તો પછી એક સ્વતન્ત્ર યુનિવર્સીટીનુ તેને મિથ્યા નામ આપવાની કાંઈ પણ જરૂર નથી રહેતી સર નારાયણ ચન્દાવરકરે યુનિવર્સીટીના સન્માન અને પ્રતિષ્ઠાને ઝાંખી લાગે એવા, એટલુ જ નહિ પરન્તુ યુનિવર્સીટીના સ્વાતન્ત્ર્યવિકાસની વિરૂદ્ધ જતા લક્ષણો આ બીલમા દાખલ કરાયેલા હોવાથી તે વિરૂદ્ધ પોતાનો સબલ અભિપ્રાય આપવા સેનેટને તદ્દન વાજબી રીતે મજબુત ભલામણ કરી હતી

તે પછી ઑ. મી ચીમનલાલ સેતલવડે સર નારાયણના કથનને ટેકો આપ્યો હતો ઑ મી રઘુનાથ પરાજપેએ બિહારવાસીઓની દયા ખાતા અસરકારક શબ્દોમા કહ્યુ હતુ કે આ ખરડામા ચૅન્સેલરને એટલા બધા તો વિશાળ અધિકાર આપવામા આવ્યા છે અને તેમા તેને એક પગારદાર નોકર તરીકે રાખવામા આવ્યો છે કે તેથી પટના યુનિવર્સીટીનુ ગૌરવ ઓછુ થાય છે આખા દેશમા જ્યારે કૉલેજોમા વિદ્યાર્થીઓનો વધારો વેગથી વધ્યા જ જાય છે તે વખતે નવી કૉલેજો ઉભા થવાના કાર્યમા આ બીલથી મ્હોટો અવરોધ ઉભો કરવામા આવે છે બિહારવાસીઓ જ્યારે ફક્ત રોટલાનો એક ટુકડો માગે છે ત્યારે તેમને જાણે પત્થરનો કટકો આપવામા આવતો હોય એવુ બનતુ જણાય છે ટુંકમા પટના યુનિવર્સીટીના બીલનુ ઘડતર સર્વ રીતે પ્રજાના સ્વાતન્ત્ર્યના સિદ્ધાન્ત વિરૂદ્ધનુ છે આ પ્રમાણે મુબઈ યુનિવર્સીટીની સેનેટના અગ્રપદના આગેવાન પુરૂષોએ અગત્યના આ પ્રશ્ન ઉપર જે ચર્ચા કરી હતી તે ઘણી જ ઉપયોગી હતી યુનિવર્સીટીના

કાર્યવ્યવહાર માટે નાણા પ્રજાજન આપે છે અને તે ઉપર અંકુશની ઘણી સત્તા પ્રજાની હોવી જોઈએ, તેને સ્થાને મનુષ્ય સરકારી તંત્ર આવીરીતે આમેજ કરી પ્રજાજનના અભિપ્રાય ઉપર તરાપ મારવાની આવી અનિષ્ટ પદ્ધતિ આપણો અધિકારીવર્ગ ક્યારે છોડશે? લોકશાસનના આ યુગમા પ્રજાને જ્યારે પોતાના તંત્રો ચલાવવાયોગ્ય બનાવવા માટે શિક્ષણ આપવાની જરૂર છે, લોક પોતે જ્યારે તેની માગણીઓ કરે છે ત્યારે પણ તેમને તેની ના પાડી નિરાશ કરવા કે તેમના અધિકારની વચ્ચે આવી તેમના વિકાસને અનવરોધરૂપ થવુ, એ કોઈ રીતે ઇષ્ટ નથી મૈસુરની યુનિવર્સીટીનો એક તાજો જ દૃષ્ટાન્ત લઈએ એના બધારણ અને પૂનાના યુનિવર્સીટીના બધારણ વચ્ચે કેટલો બધો અન્તર છે! ડૉ મૅને આ સબન્ધમા યોગ્ય કહ્યુ હતુ કે,

'He thought that if a University was to be of any use it ought to be autonomous The fact that the Government was to support the University had nothing to do with the question The Government supported it from the public funds, which was money belonging to the people, and the people should have control over that University'

સક્ષિપ્તમા એમ ઇચ્છીએ છીએ કે નામદાર વૉઇસરાયની ધારાસભામા આ બીલ ઉપર બહુ જ ગભીરપણે વિચાર ચલાવવામા આવશે એટલુ જ નહિ પરન્તુ પ્રજાજનના હક્કોનુ સપૂર્ણ રીતે સરક્ષણ થઈ પૂનાની યુનિવર્સીટીને એક આત્માવલબન સસ્થા તરીકે ઉભી કરવામા આવશે, અને નહિ કે એક નામની સસ્થા પ્રજાના જીવનને વધારે પોષક તત્વો આપવામા સગીન, દૃઢ અને પ્રજાની દૃષ્ટિએ લાગતી ઉપયોગી કેળવણીની જ પ્રજાને જરૂર છે

૩ ફરજીયાત પ્રાથમિક કેળવણી—

"મુબઈ ઇલાકામા જે જે શહેરમા મ્યુનિસિપાલીટીઓ હોય ત્યા ત્યા ફરજીઆત કેળવણી દાખલ કરવા માટે પગલાં ભરવા અને તે માટે અધિકારી અને બીનઅધિકારી વર્ગની એક મિશ્રિત કમીટી નીમવી કે જે આ સબન્ધમા ચોકકસ નિર્ણયો તૈયાર કરે"—આ સબન્ધનો એક ટૂકો પણ ઘણો જ અગત્યનો ઠરાવ ઑ મી વિઠ્ઠલભાઈ પટેલે નામદાર ગવર્નરની ધારાસભાની છેલ્લી બેઠકમા રજુ કર્યો હતો અને આશ્ચર્યની વાત તો એ છે કે આ ઠરાવ ઉપર પુરતી સભાષણી ચર્ચા થયા પછી 'ઇમ્પીરીઅલ કાઉન્સીલ'ના ઠરાવ વિરુદ્ધ પ્રાન્તિક સરકારને પગલા ભરવાનો કોઈપણ પ્રકારનો અધિકાર નથી' એવી એક દલીલ સાથે ઑ મી પટેલનો ઠરાવ 'નાપાસ' થયો! ઑ મી પટેલનો ઠરાવ બહુ જ મોળો હતો છતા એવો એવો પણ સ્વીકારવાની નામદાર ગવર્નર-ઇન-કાઉન્સિલને જરૂર ના જણાઈ એ અત્યત ખેદની વાત છે મ્યુનિસીપાલીટીઓને મફત અને ફરજીયાત કેળવણી આપવાના સીધા કે આડકતરા અધિકાર નથી અને એવી રીતે જુદી જુદી મ્યુનિસીપાલીટીઓને એ હક્ક આપવા માટે ઑ મી પટેલે જે અતિ નમ્ર ઠરાવ મૂક્યો હતો તે અત્યત આવશ્યક હતો, એ નિ શક છે એ ઠરાવ કેટલો બધો નરમ હતો તેનુ એક લક્ષણ એ હતુ કે એ ઠરા-

વની રૂચે કેવળ છોકરાઓને જ ફરજીયાત કેળવણી આપવી, અને છોકરીઓની ફરજીયાત કેળવણીનો પ્રશ્ન તો હાલ દૂર રહેવા દેવાનો હતો, તથા જે જે મ્યુનિસીપાલીટીઓ પોતાના પ્રદેશમા આ પ્રમાણે કેળવણી ફરજીયાત કરવાની ઇચ્છા થાય તેને જ સરકારે એવી છૂટ આપવી

પરન્તુ, આ ઠરાવથી સરકારને દ્રવ્યના બહોળા ખર્ચમા ઉતરવુ પડે, આ ઠરાવથી સરકાર સ્હામે પ્રજામા અસતોષ ફેલાય! અને છેવટે આવી ઇમ્પીરીઅલ કાઉન્સીલના ઠરાવમાં આવવુ પડે, એ ત્રણ મુખ્ય દલીલો દ્વારા સરકાર તરફથી ઑ. મી ચૌબલે પોતાનો અભિપ્રાય તેની વિરૂદ્ધ દર્શાવ્યો હતો પરં એ ત્રણે દલીલોમાંથી એક પણ પ્રજાને માન્ય થઇ શકે તેમ નથી અમને એ દલીલોમા કાઈ પણ પ્રકારનુ વ્યાજબી વજન લાગતુ નથી, એટલુ જ નહિ પણ એ દલીલો કેવળ લૂલો બચાવ કરે છે યુદ્ધ પછી વધારે સગીન સ્વરૂપમા ફરજીયાત કેળવણીનો પ્રશ્ન હાથમા લઈ શકાય એવા કારણથી હાલમા ફક્ત જે મ્યુનિસીપાલીટીઓને એવી સ્વતત્રતા લેવાની ઇચ્છા હોય તેમને તે આપવી અને બીજી મ્યુનિસીપાલીટીઓની યોગ્યતા માટે સરકારે એક કમીટી નીમવી કે જે પોતાની સૂચનાઓ તૈયાર કરે, એટલે યુદ્ધ પછી બીજો વિચાર કરવાનુ બાકી જ રહે નહિ

સરકાર ફરજીયાત કેળવણી કરે તો પ્રજામા અસતોષ ફેલાય, એ વાત સ્વીકારતા પહેલા હસવુ આવે છે પેટમા કકડીને ભૂખ લાગી હોય તે વખતે ખોરાક મળે તો તેથી આશિર્વાદ અને સતોષ થાય કે ગાળો દેવાય? આવુ બનવુ એ તો અસભવિત જણાય છે પ્રજાને કેળવણીની અત્યત ભૂખ લાગી છે અને કેળવણી માટે એ બહુ આતુર છે તે વખતે કેળવણીરૂપી પોષકતત્વ આપવાથી પ્રજાના આશીર્વાદ જ મળે એ નિ શક છે

રૂશિઆમા ભયકર યુદ્ધ ચાલે છે તે વખતે ત્યા ફરજીયાત કેળવણી દાખલ કરવામા આવે, હિન્દુસ્તાનના દેશીરાજ્યોમા પણ એ જ કેળવણી વધારે સગીન સ્વરૂપમા વધતી જાય છે, તે વખતે આપણી સરકાર આમ હરહમેશ 'હમણા અવકાશ નથી,' એમ કર્યા જાય એ કેટલુ બધુ શોચનીય ગણાય? ઇન્ડિઅન નૅશનલ કૉગ્રેસ, પ્રાન્તિક પરિષદો અને કેળવણી પરિષદો ઉપરાત દેશની ભિન્નભિન્ન વર્ગોની મહાન્ વ્યક્તિઓ દરરહનાર ઊંચે ફરજીયાત કેળવણીના ઉદયની રાહ જોયાં કરે છે તે વખતે સરકાર તરફથી આવા નિરાશાજનક શબ્દો નીકળે એ અત્યત દુ ખદ વાર્તા કહેવાય! પ્રિ પરાંજપેએ ખરૂ જ કહ્યુ છે કે, *'Let us have concrete proposals ready at our hand to be given effect as soon as the war is at an end to begin our work in right earnest'*

જો કે ઑ. મી વિઠ્ઠલભાઈ પટેલે આ બીલ કાઉન્સીલમા લાવવામા ઘણુ જ ઉપયોગી કાર્ય કર્યું છે, છતા પણ એ બીલની માગણીઓ જોઇએ તેટલી સંગીન ના હતી આ જ માગણીઓ સરકારે કબુલ ના રાખી તો બીજી તો કેવી રીતે તે કબુલ રાખત, એ એક પ્રશ્ન સ્વાભાવિક રીતે કોઈ પૂછે તેમ છે પરન્તુ અમારૂ દઢ માનવુ છે કે કેટલીક વાર એ થોડાપણાથી

? ખુબસુરત મદાર. રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

બહુ માથું જાય છે છોકરાઓ તેમ જ છોકરીઓની ફરજીયાત કેળવણીનો પ્રશ્ન બહુ જ ગભીર છે અને એ પ્રશ્નો સગીન પે સરકાર સમક્ષ રજુ કરવાની જરૂર હતી આપણી માગણીઓ જેમ વધારે સમત અને પોરકતત્વોથી સગીન બનેલી હશે તેમ તેમાથી વધારે સત્વ ની બને, એ નિ સશય છે કેળવણી સબન્ધમા વધારે સગીન રૂપમા હ હમેશ નવીન ઠરાવો પ્રાન્તિક સરકારની ધારાસભાઓમા તેમ જ વડી ધારાસભામા વધારે વેગથી અને ધૈર્યથી રજુ કરવાની જરૂર છે એ ઠરાવો પાછળ પડે તો બીજી વાર બમણા ઉત્સાહથી અને વેગથી ફરી રજુ કરવાનુ કાર્ય આપણા બીનઅધિકારીઓ—પ્રજાજનના સભ્યજનોએ હિમ્મતથી હાથમા લેવાનુ છે ડૉ દાદાભાઈનુ મહાન્ અથસૂચક સૂત્ર—'*Agitate, Agitate and Agitate*'—નુ સપૂર્ણ પરિપાલન આપણા આ સભ્યો કરશે તો જ ભવિષ્યમા તેની સિદ્ધિ પ્રમાણમા વ્હેલી થશે એવી અમારી નમ્ર માન્યતા છે પ્રત્યેક મનુષ્યના જીવનને જેમ હવા અને પાણીની અગત્ય રહે છે, તેમ પ્રજાના જીવનને કેળવણીની પ્રથમ જરૂર છે કેળવણીથી પ્રજાનો જીવનવિકાસ વધારે વિસ્તૃત, દીર્ઘસૂત્ર અને વાચ્યને આશીર્વાદ પ થઈ પડે છે

કાઉન્સીલમા એક રે આ વિષયની ચર્ચા ઘણા જ ઉત્સાહથી થઈ હતી અને એ ચર્ચા એવી તો રસભરી અને ઑ મી પટેલ વિગેરેને માટે માન ઉત્પન્ન કરે એવી હતી કે, અમે ઇચ્છીએ કે તેમના આ પ્રયાસો વધારે વેગથી આગળ વધો અને તેમને યશ સિદ્ધિ પ્રાપ્ત હો

## ૪ સામ્રાજ્યસમેલન-( The Imperial Conference)—

We will not tolerate the pretensions of the Dominions to a share in the Government of our Country without our being admitted to an equally effective share in the Government of the rest of the Empire Once *mistress of her own destinies India will know how to hold her own among the nations that owe allegiance to the British Crown* India should be represented by her own natural leaders —The Hon ble Mr V S Shrinivas Shastri ' Self—Government for India under the British Flag '

યુરપના મહાન યુદ્ધને અતે બ્રિટિશ સામ્રાજ્યના નવીન બધારણની વધારે સુદૃઢ વ્યવસ્થા, કરવા માટે આવતા ફેબ્રુઆરી માસમા લંડનમા બ્રિટીશ સામ્રાજ્યના પ્રત્યેક ભાગનુ એક ખાસ સમેલન—*The Imperial Conference*—ધી ઈમ્પીરીઅલ કોન્ફરન્સ ભરવાનુ નક્કી થઈ ચૂક્યુ છે, એટલુ જ નહિ પરતુ તે માટે સામ્રાજ્યના પ્રત્યેક ભાગના લોકનેતાઓને તેમા ભાગ લેવા માટે આમત્રણ પણ અપાઈ ચુક્યા છે આ સમેલનમા હિન્દને યોગ્યસ્થાન અપાશે કે કેમ, એ એક વખતે પ્રથમ પ્રશ્ન હતો અને તે સબન્ધમા આપણા દેશના અગ્રગણ્ય નેતાઓએ, વિચારકોએ અને રાજદ્વારી પુરુષોએ યોગ્ય રીતે પ્રજામતનો સખત પડઘો ઘણી જ દૂરદર્શી દૃષ્ટિથી વખતસર પાડ્યો તેના પરિણામે નામદાર સમ્રાટ જ્યૉર્જની સરકારે હિન્દના પ્રધાન લૉર્ડ ચેમ્બરલેનને હિન્દ તરફથી એ સમેલનમા હાજર થવા આમત્રણ આપ્યુ છે એ વાત તો નિર્વિવાદ છે કે આ દેશના કલ્યાણમાર્ગોની અનેક યોગ્ય દિશાઓ પ્રજાના જ નેતાઓ અને પ્રજાના જ હૃદયો જાણનાર હિન્દીઓ સિવાય અન્ય

કોઈ પણ વ્યક્તિ કે વ્યક્તિઓ દક્ષતાથી અને સત્ય સ્વરૂપમાં કોઈ પણ પ્રકારે રજુ કરી જ શકે નહિ લૉર્ડ ચૅમ્સફર્ડે હિન્દ સમ્બન્ધમાં બહુ ઓછું જ્ઞાન ધરાવે છે અને હિન્દીઓની અભિલાષાઓ તરફ સંતોષકારક રીતે સમૃદ્ધ દીલસોજી ધરાવતા નથી તે વાતની ત્હેમના પૂર્વકાળના કેટલાક કાર્યો સાક્ષી પુરે છે એટલે સામ્રાજ્યના આ સમેલનમાં હિન્દ તરફથી પોતે હાજર રહે તો પણ હિન્દની પ્રતિષ્ઠા કે ગૌરવ તેઓ કેટલે અંશે સાચવી શકશે, એ એક મહાશંકાસ્પદ પ્રશ્ન છે લૉર્ડ ચૅમ્સફર્ડને આ દેશના બે પ્રસિદ્ધ અને સુજ્ઞ જનોને એ મહદ્ કાર્યમાં પોતાની સાથે રાખવા માટે ઇચ્છા દર્શાવી છે, તે કદાચ આશાજનક હોઈ શકે, પણ એ પસંદગી ક્યા બે પુરુષો ઉપર ઉતરશે તે જ્યાં સુધી જણાયું નથી ત્યાં સુધી હિન્દની પ્રજા અસંતુષ્ટ જ રહેવાની એ નક્કી છે કૉલોની–સંસ્થાનોના અમીર ઉમરાવો હિન્દ તરફ જે તિરસ્કાર, કટુતા અને કાંઈ વૈમનસ્યના ભાવથી જુવે છે, એટલું જ નહિ પણ સામ્રાજ્યના આ સમેલનમાં હિન્દને કાંઈ પણ સ્થાન હોવું જ જોઈએ નહિ અને હિન્દ ઉપર તેમના અધિકાર સ્થાપન કરવા જોઈએ એવી જે લાગણી સંસ્થાનિકોનો એક મોટો ભાગ દર્શાવે છે, તે હિન્દના લાભને ભયંકર રીતે નુકસાનકર્તા છે હિન્દવાસીઓને તેમના પ્રદેશમાં કેવળ તાબેદારની માફક સત્કાર આપી પોતે હિન્દના ધણીરણી થવા માગે છે એ સ્વાર્થાન્ધ ઇચ્છા હિન્દવાસીઓ કદી પણ પૂરી પાડવા દેશે નહિ હિન્દને બ્રિટિશ સામ્રાજ્યમાં યોગ્ય અધિકાર અને પદવિ જોઈએ છે, હિન્દને સ્વરાજ્ય જોઈએ છે, પોતાના દેશના અનેક કાર્યભાગમાં પ્રજામતને અનુકૂલ જ સત્તા અને અધિકારવાળું રાજ્યતન્ત્ર જોઈએ છે, હિન્દને પોતાનું લશ્કર, પોતાનું નૌકાસૈન્ય, અને પોતાના દેશની પરિસ્થિતિને અનુકૂલ આવે એવા કાયદાઓ ઘડવાના અધિકાર અને સ્વાતન્ત્ર્ય જોઈએ છે, તે વખતે આ સંસ્થાનોની હકુમત એ કબુલ રાખે એ કોઈ કાળે પણ બનવાનો યોગ્ય નથી હિન્દના અધિકાર, હિન્દનું ગૌરવ અને હિન્દની પ્રતિષ્ઠા એ સર્વનું સંરક્ષણ કરવાનું જોખમ બ્રિટીશ અમાત્યને શિર છે, અને એ નમકીન ન્યાયી સમ્રાટ્ પાસે હિન્દ પણ એ જ માગણી કરે છે

હિન્દના આ પ્રમાણે સૌ અધિકાર સચવાય અને સામ્રાજ્યમાં હિન્દનું સ્થાન વધારે ઉચ્ચ અને પ્રતિભાશાળી બને તેના હક્ક સંપાદન કરવા હિન્દને વધારે સત્તા જોઇએ છે અને આ સૌ માગણીઓ પ્રજાના હૃદયની ઉંડી ભાવનાઓ સ્હમજનાર પ્રજાની જ દૃષ્ટિથી જોનાર પ્રજાના જ નેતાઓ જેટલા અધિકારથી અને જ્ઞાનથી તે સમ્બન્ધી બાબતો રજુ કરી શકે તેટલા પ્રમાણમાં અન્ય કોઈ પણ રજુ કરી શકે નહિ આ જ કારણથી અમારો એ દૃઢ અભિપ્રાય છે કે સામ્રાજ્યના એ મહત્વના સમેલનમાં હિન્દુસ્તાનની પ્રજાના જ અગ્રગણ્ય–પ્રજાએ જેમને પોતાના સ્વીકાર્યા છે અને જેમને પ્રજા સન્માનભાવથી પૂજે છે કે જેઓ આ દેશનું હૃદય યથાર્થ રીતે સ્હમજે છે અને જેમનો એક ધર્મ જ આ દેશનું હિત સાધવું એ જ છે, તેવા આ દેશના જ નેતાઓને ખાસ આમન્ત્રણ આપવા જોઈએ, દેશના અધિકારીવર્ગમાંથી કોઈની પસંદગી આ દેશને જેટલી કલ્યાણકારી નીવડશે તેના કરતા પ્રજાના જ પક્ષના નેતાઓ વધારે દૃઢતાથી હિન્દનું હૃદય સ્હમજાવી શકશે અને પ્રજાને તેથી જ વધારે લાભ થશે, એ નિર્વિવાદ છે સંસ્થાનોના જેટલા જ હક્કોનો અધિકાર હિન્દુસ્તાનને છે, એ વાતનો અંગીકાર કરાવવાની હવે જરૂર નથી, ઇતિહાસે તો તે સિદ્ધ કર્યું છે દેશના ગણ્યાગાંઠ્યા રખડતા રઝળતા કોઈ પણ વિરોધીઓ

હિન્દના આ અધિકાર વિરુદ્ધ પોતાના અભિપ્રાય મારા કોલોનની સંકુચિત બુદ્ધિથી બનેને દગલા બધ રજા કરે તેની પરવા હિન્દના દેશભક્ત નેતાઓને રજભાર પણ નથી ,

આ દેશની પ્રજાના અભિલાષ વધારે વેગવાળા અને ઉન્નત બન્યા છે, અને દેશના કારોબારમા અંગત્યના ફેરફાર કરવાની ઇજ્જત આવશ્યકતાને પ્રજા પ્રથમ સ્વીકારે છે દેશના બાળકો અભણ અને અજાન રહે દેશના કળાકૌશલ્ય અને વ્યાપાર મુગ્ત અને મન્દ અવસ્થામા સડયા રહે, દેશના અનેક ન્હાના મ્હોટા નાજકીન કાર્યવ્યવહારમા હાથ નાખવાનો તેમનો અધિકાર પણ ના રહે, દેશના લશ્કરી ખાતામા વૉલન્ટીઅર તરીકે જોડાવાને ના લખવા યોગ્ય રીતે પ્રતિબંધ રહે, કે ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ અને પ્રેસ ઍક્ટ જેવા બ્રિટિશ સ્વાતંત્ર્યપ્રતિબંધક કાયદાઓથી અઘટિત રીતે બીતા રહેવુ પડે એ સૌ પ્રતિકૂલ સ્થિતિ સુધારવાની જરૂર છે અને તે માટે જ બ્રિટિશ હકુમત સાથે રહી હિન્દવાસીઓને સ્વરાજ્ય જોઇએ છે એ સ્વરાજ્યના શિક્ષણ માટેની જમીન ઉપર સ્વતન્ત્રપણે હરવા ફરવાના અધિકારની ભૂખ હિન્દને લાગી છે આણુ અભિપ્રાયરણ મઝુમદાર કહે છે તેમ દેશની પ્રજાની પ્રતિષ્ઠા વધારવા માટે, સંસ્થાનોમા હિન્દનુ વજન વધારે પડે અને તેનુ સન્માન વધે તે માટે, સ્વરાજ્યની પહેલી જરૂર છે

'Complete Reciprocity and Retaliation are the only remedies for this degrading humiliation inflicted upon our people and Home Rule alone can furnish the necessary prescription So long as the Canadian South African and the Australian are free to settle in India and also to find their way to the public services of the Country no tinkering measure, no controlling wages will solve the Question

" નાઇન્ટીન્થ સેન્ચુરી એન્ડ આફ્ટર"મા મહાત્મના બિશપ ર ઑ બ્લુઇટહેડ પોતાના એક લેખમા હિન્દ સમ્બન્ધમા બહુ જ ઉત્તર ન થી ઉદ્ગાર કહાડે છે કે,

We need to realise that we cannot now base the Government of India upon any other foundation than that of the will of the Indian peoples that we are here the servants of the Indian peoples and not as their masters that a foreign bureaucracy can only be regarded as a temporary form of Government and that our ultimate aim and object must be to enable India to become a Self Governing part of the British Empire and to develop her own civilization upon her own lines"

ટુકમા અમે નામદાર સમ્રાટ્ જ્યૉર્જને અને તેઓશ્રીની સરકારને તથા બ્રિટીશ પ્રજાની સ્વાતંત્ર્યપ્રિય ઉદાર વૃત્તિઓને એ જ વિનતિ કરીએ છીએ કે હિન્દવાસીઓના અસ્વસ્થ મનને શાન્ત પાડવા, તેમની મનીષાઓને સિદ્ધ કરવા, સામ્રાજ્યના સમેલનમા હિન્દવાસીઓને જ આમન્ત્રણ આપનાથી આ દેશનુ કલ્યાણ વધારે દૃઢ થશે, અને તેથી આ દેશની પ્રેમભર અને રાજનિષ્ઠ પ્રજા વધારે ઉત્સાહી અને વેગવતી બનશે, એ નિ સશય છે

---

# કૉલેજીઅન.

( ચાલુ વાર્તા. )

લેખક—ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા, બી એ.

## પ્રકરણ ૧ લું

## રજાની તૈયારી.

ટર્મ પૂરી થવા આવ્યો હતો અને પરીક્ષા થઈ રહી હતી સોશીયલ ગેધેરીંગ, મેચ-ટુર્નામેન્ટ-નાટકની તૈયારીઓ ચાલી રહી હતી અને કૉલેજમાં કેવળ આનંદ છવાયો હતો નેશનલ કૉલેજના વર્ગોમાં, કૉલેજની રેસીડેન્સીમાં, કૉલેજની ક્લબમાં, અને કૉલેજના અખાડામાં પારસી ગુજરાતી દક્ષણી મુસલમાનનો ભેદ ભુલાતો હતો ગુજરાતી-દક્ષણી-પારસી ક્લબો છતાં અભક્ષ્ય ભોજન શિવાય સુસ્તમાં સુસ્ત વૈષ્ણવ પારસી મિત્રની ચાહ પીતો મુસલમાન મિત્ર હિંદુ મિત્રનો ખાવાનો ડબ્બો ઉપાડી પૂરી-ગોળપાપડી કે મગજ નિરાતે ખાઈ શિકા ઉપર મૂકી શકતો દુજો કે અડકવાનો તો વાંધો હતો જ નહિ સામાન્ય રીતે દરરોજ જમવા માટે જૂદી જૂદી ક્લબો હતી છતાં કૉલેજના વાતાવરણમાં જ્ઞાતિભેદનો ઝીણો ભેદ વિસરાયે જતો હતો અને એ પ્રતાપ નેશનલ કૉલેજના પ્રીન્સીપાલ અને પ્રોફેસરોનો હતો પ્રીન્સીપાલ બંગાળી અને પ્રોફેસરોમાં પંજાબી મદ્રાસી, દક્ષણી, ગુજરાતી અને પારસી હતા, એકાદ બે કેશૉ મુસલમાન હતા નેશનલ કૉલેજમાં અભક્ષ્ય ભોજન ન લેવું એ કાયદો ન હોતો પરંતુ અપવાદ તરીકે વિદ્યાર્થીઓ તેમ જ પ્રોફેસરો અભક્ષ્ય લેતા ન હતા પ્રોફેસરો સવાર સાંજ સાથે જ જમતા અને જેઓ કુટુમ્બ સાથે રહેતા તેઓ પણ બપોરનું ટીફીન સાથે જ લેતા કૉલેજના મુખ્ય તહેવારોને દિવસે પ્રોફેસરોનાં કુટુમ્બો વિદ્યાર્થીઓની સાથે ભળતાં અને એમની દેખરેખ નીચે જ મિષ્ટાન થતા અને વેદકાળના કુલપતિમાફક પ્રીન્સીપાલ અને પ્રોફેસરો વિદ્યાર્થીઓને સાથે લઈ મોજ ઉડાવતા-કુટુમ્બ-ઘર ન સાંભરે એમ વર્તતા અને વિદ્યાર્થીઓને એમ જ થતું કે કૉલેજ છોડવી એ સ્વર્ગમાંથી પતિત થવું બરાબર છે

એડવવાના પારસીઓ કોઈની મશ્કરી કરી-ગવજાવિનાના ગાયન ગાઈ અને સાઈકલ ઉપર ફેરા મારી દોડાદોડી કરતા હતા કારણ એમનો ઘર એટલે ગણદેવી !! કૂવા ઉપરથી વગર સપાટે પાણી ભરતી માયબેન અગર હિંદુસ્તાનના કોઈ શહેરોમાં દારૂની દુકાન હતી કાંધે પહેરણ અને ધોતીયું ધોતા દક્ષણીભાઈ હતા રત્નાગીરી ડીસ્ટ્રીકટમાં કોઈ નાના ગામમાં જવાના હતા અને ત્યાં આનાસાહેબ, તાઈ અને દાદાસાહેબની સાથે દેશોન્નતિની વાતોમાં ગુંથાવાના હતા અથવા રજામાં સિદ્ધાન્તકૌમુદી અને સ્પેન્સર પૂરો કરવાના વિચારમાં હતા મુસલમાનભાઈ તો હુમાયુનો મકબરો અથવા ખ્વાજા પીરની દરગા જોવા ઉપડવાના મનસુબા કરતા હતા અને આપણા ગુજરાતીભાઈઓમાં આનંદ-ગ્લાનિ-ગંભીરતા છવાયા હતા. હિંદુ અને તેમાંએ ગુજરાતી કૉલેજીયનોના હૃદયમાં કાંઈ કાંઈ લાગણીઓ

* જેના સ્વાધીન હક; કિંમત રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

"કેશો વાચના ? ધીરુને નથી ઓળખતો તે દિવસ ગોવા પરેનનો કાગળ વાચી એને ફજેત ફજેત કર્યો ગાંને ઘેર એવુ જ તમને તમારી સગલીઓ નહિ લખતી હોય બહ વાચશો નહિ, ઘી દુધ ખાજો નખ્યુ તે બિચારાને હજી સુધી બનાવો છો."

"મહેતા! વહુ કે એકલો એને કાઇના કાગળ વચાવવાના નથી આ આપી દઉં પણ મને વાચના દે પછી તુએ ગાડા છે આપણે તો જૂના દોસ્ત, એક ગામના, જાતના, તારી વાત તે બાર જાય? તારા વાઇફે શુ નુ મગાવ્યુ છે એ તો જોઇએ મારે સા વડા ન થાય હુએ લઈ જાઉં"

મહેતાએ ઉડો નિશ્વાસ નાખ્યા "ધીરુ, ધીરુ! તુ મને શા માટે બાળે છે! તને માર અસારનો ક્યા અનુભવ નથી? મારે ત્યાતો રોણુ છે આ તે કાગળ કહેવાય! મને ઘે જવાનુ આવ્યુ છે ને મેન રેડાયુ છે તારી શકુન્તલા ક્યા ને મારી દિવાળી ક્યા મુબાઈ, મુબાઈ ન જોયુ હોત તો હુ કદનો સુખી થાત! ગામડામા રહી દુકાને બેસી મારા વિચાર સા જેવા જ રહેત અને દિવાળી સાથે દિવાળી કરત તારો સસાર જોયો આપણી કૉલેજમા પેની બે આવે છે એમના અનુભવ પછી અને શનિરવિવારે બોરીવલી વાળા શાન્તનુનો ગૃહસસાર જોયા પછી મને આ કાગળ વાચવા ગમતા નથી—ખરે અમને વહેલા પરણાવનારનુ—"

"મહેતા! મહેતા! આમ છેક નિરાશ ના થા શકુન્તલા મારફત દિવાળીની સ્થિતિની મને ખબર છે પણ એમા દિવાળીનો વાક નથી વાક તારા કુટુમ્બીઓનો છે ને તારો છે"

"મારો! એની બુદ્ધિનને શુ કરુ? ભણતી કેમ નથી? ત્યા નવરી પડી શુ કરે છે? એ વડી શકુતલા પાસે જતી હોય તો? મેં ચોપડીઓ આણી આપી છે એ જાતે જ એવી છે —એના કાગળ બતાવતા શરમ આવે છે વાચ એટલે જણાશે

ધીરુએ પત્ર સમો કર્યો ને વાચ્યો!

દસા તારીખ આરો સુધી

વહાલા પાણુ નાથ

તમારો કાગળ નથી તે ફફડ થાય છે સાસુજી માદા છે તેથી કામ મારે કરવાનુ છે તમે હવે કેટલાની ચોપડીમા છો હવે તમે દુકાને બેસો કે નોકરી લ્યો તો ઠીક—શકુતલા પાસે શી રીતે જાઉં એ તો આખો દિવસ ભણવાની વાતો કરે છે સાસુજીને ગમતુ નથી આવો ત્યારે બે છાલ લાવજો લાખી બાપના પોલકા મને નથી ગમતા એવુ તેવુ ન લાવશો તમે તો અહીં શકુતલાને ત્યા ને ત્યા રહો છો તે આ ફેરી નહી રહેવા દઉં—લોકોમા વાતો થાય આવો ત્યારે પાયશ્ચિત કર્યા વિના ગોળાને અડવા નહિ દઉં"

એજ

લી

દીવાળી

"કેમ ધીરુ! સાભળ્યોને! સતોષ થયોને! તારા—યુનીવર્સીટીમા ફર્સ્ટ અને સેકન્ડ આવતા મહેતાનો ગૃહ, સસાર જોયોને!"

ધીરુ કાગળ વાંચી—મહેતાના હૃદયમાં થતો સંતાપ સમજી એ નમ્ર ગંભીર બની ગયો અને મેં ક્યાં કાગળ ઉઘાડ્યો એમ થયું. મહેતાએ કાગળ હાથમાં લીધા—નિઃશ્વાસ નાખ્યો. આંખમાંથી પાણી નીકળ્યાં અને ખાનું ઉઘાડી અનેક કાગળો ભેગો કાગળ નાખ્યો.

• ચંદુ, મહેતા અને ધીરુના સામું જોઈ બન્નેને શાન્ત કરતો બોલ્યો "મહેતા! આ સામાન મૂકી દે. એ તો એમ જ હોય, આટલાએ કાગળ લખે છે એ કહેને! બીચારા વડાને એટનું એ હતું નથી. ધીરુ નસીબદાર છે પણ એ નસીબને વહીને જ ધારીશ તો તું એ કોઈ દિવસ એ સ્થિતિએ પહોંચીશ. હવે મહેતા! ધીરુ સ્ટવ નમાવો બજે છે. વાદ કરી નાખ મહેતા! કાલનું રસોઈ તૈયાર છેને! જો ને વળી એમાં દિવાળી આવશે તો હોળી થશે. ગાડીમાં બેસીને ઘર સંભારજે. અહીં તો આનંદ. પારસી ભાઈ જેવું રાખીએ.

મહેતા જાગૃત થયો. પરીક્ષા, ફર્સ્ટ ક્લાસ ઈનામ ..... સાંભર્યાં અને ગદ્‌ગદ્ સ્વરે વિનાર પ ગયો.

---

## પ્રકરણ ... મું
## ગેધરીંગ

નૅશનલ કૉલેજ મુંબાઈના એક પરામાં આવેલી હોવાથી અને આજ સોશીયલ ગેધરીંગનો અપૂર્વ દિવસ હોવાથી સવારથી ટ્રેનવે અને મોટર રસ્તે કૉલેજમાં પરોણાઓ આવવા લાગ્યા હતા. કૉલેજના કમ્પાઉન્ડની બહાર નાકાં બંધ મોટર, મોટરસાઈકલ અને બગીઓ ગોઠવાઈ ગઈ હતી. આ નાના ગામડાના રહેવાશીઓને ત્યાં સમસ્ત ચમત્કાર મહેમાનોનો મકામ નખાયો હતો. ગામના લોકોમાં ગેધરીંગના અંગેના વિશેષ ઉત્સાહ હતો. બીડીઓ અને પાનસોપારીની દુકાન ઉપર આજ ધમાલ હતી. ... ને આજ ડાનનો મારો હતો.

આવનારાઓમાં કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓના સગા-મિત્રો મુખ્ય હતા. પોતાના બાળકો આવા નાના ગામડામાં સ્વચ્છ હવા અને સ્વચ્છ વાતાવરણમાં અભ્યાસ કરે છે અને ધાંધલીના મુંબાઈથી દૂર છે જાણી આનંદ પામતા હતા. ક્રીકેટ, ગીલી દંડા—ટેનીસ—હોળીમાં પક્ષીઓની માફક ... કરતા પોતાના બાળકોને જોઈ ખરેખર ઘર આગળ સુમાં જેવા ભેગા રહે છે—પાણીનું પવાલુંએ વાપરતા નથી અને અહીં બગીચામાં અઘરું કામ ઉત્સાહથી કરે છે એવું શું કારણ એમ વિચારતા માબાપો પોતાના સમયમાં આવી કૉલેજનો લાભ ન લઈ શક્યા એ માટે નિરાશ થતા હતા.

નૅશનલ કૉલેજના રમતગમતના ખેતરથી પછી એક નાના પ્રાર્થનામંદિરમાં એક બાજુ શિવાલય ... નું દેવળ મંદિર—પ્રાર્થના મંદિર અને નાની મસ્જીદ જેવું હતું. બાળકો કુવાના પાણીથી ક્રિયા કરી નાહી—ધોઈ આગળવાળા મંદિરમાં પાસે અડધા કલાક સ્વતંત્ર રીતે પ્રાર્થના કરતા અને પછી પોતાપોતાની મોજમાં જતા. આવેલા મહેમાનોને આ મંદિર-મસ્જીદના અંદરના ભાગ તેમજ બહારના ચોગાનની સ્વચ્છતા અને શોભા જોઈ ઘડીભર બેસવાનું મન થતું અને બેસતા પણ ખરા. મહેમાનોમાં ઘણા કૉલેજના જૂના વિદ્યાર્થીઓ હતા અને તેઓ પોતાના મિત્રોને

કૉલેજની ભીંત ઉપર, કમ્પાઉન્ડની ભીંતિ કે ઝાડ ઉપર, મેજ ઉપર, ચાપુથી કોતરેલા પોતાના નામ વૂચાની આનંદ માનતા અને અમારા વખતના વિદ્યાર્થીઓ જેવા આ વિદ્યાર્થીઓ તોફાની નથી એમ કહી અભિમાન ધરતા

સાંજના ચાર વાગતા આવ્યા અને કૉલેજના રચના હૉલમા માણસો આવવા લાગ્યા વિદ્યાર્થીઓ માટે ગેલેરી—અને પાછળનો ભાગ નક્કી કરવામા આવ્યા હતો આગળના ભાગમા પ્રાન્તના અધિકારીવર્ગ પ્રતિષ્ઠિત ગૃહસ્થો, અમલદારો અને વાનીઓની વ્યવસ્થા હતી એક બાજુ આજરોજ હરીફાઈના વ્યાખ્યાનમા ભાગ લેનાર વિદ્યાર્થીઓ બેઠા હતા નાટક રાત્રે થવાનુ હતુ પાર્ટી નાટકની પછી હતી—મહેમાનો આવવા જવાના હતા એટલે ઇનામની હરીફાઈ અત્યારે રાખી હતી પ્રેક્ષકોમા વાતો ચાલી

"આમા ભવિષ્યના ગોખલે કે દાદાભાઈ નવરોજી કોણ હશે ?"

"શામાટે નહિ ! કોઈ રાનડે કે સુરેન્દ્રનાથ પણ હશે "

"પેલો બહુ ! પેલો મી મહેતા ફર્સ્ટ ઇનામ માટે વાંચે છે તે !"

"પેલો વીરૂ ! પેલો ડાવસ ! પેલો ગોરેગાવકર ! ને પેલી કોણ !"

"એ ન ઓળખી મીસ લાન પૉર્ટીઓનુ સ્પીચ સાંભળી તમે દેવનાઈ જશો "

"જા, જા હવે બાઈ માણસ થઈને આ સભામા બોલશે ? પૉર્શિયા ત્યારે બેસનીયો કોણ ?"

"ડાવસ બેસનીયો છે ને ગોરેગાવકર એન્ટોનીયો "

"હાય ! હાય ! પારસીને ગુજરાતણુ રમતમાએ ધા ી ધાણીઆ ી ખરાને હુ તો આવુ જાણ્યુ હત તો ન આવત "

"બેસને હવે—એ તો મુંબાઈ ત્યારે જખમારવા આવડી મોટીને કુંવારી રાખો છો ? હમે નાનકીયે હીએ કે ઝોકરીને નવ વર્ષ પરણાવવી તે તમને—

"હવે સાંભળો—"

સવત શાન્તિ ફેલાઈ—બોલનારાઓમાથી એક ઉઠ્યો એણે સૂટ—પાટલુન—હાફકોટ—ફેલ્ટ હેટ પહેર્યાં હતા—રોલ પહેર્યો હતો અને નામ બોલાતા જ આગળ આવી પ્લેટ ફૉર્મ ઉપરથી મોટું *Impeachment of Warren Hastings* શરૂ કર્યું સર્વત્ર આનંદ—સ્તુતિ અને હર્ષના અવાજો નિકળ્યા પ્રેક્ષકોમાથી ટાઇટ સીરથી બોલ્યુ, "મીસ લાન ક્યારે આવશે ? આ મહેતાનો પાર નથી "

"મી મહેતા હમણા જ આવશે એ વાંચતો નથી ને ઇનામો લે છે "

"વાંચ્યા વિના પાસ થવાય જ નહી !"

"પાસ થાય એટલે કહેવાય કે કોઈક બુદ્ધિશાળી છે—નપાસ થાય તો કહેવાય ગદ્ધા—વૈતરૂ કરે 'પાસ થવાય ? બુદ્ધિ જોઈએ " વળી શાન્તિ ફેલાઈ—કાલિદાસના મેઘદૂતના મન્દાક્રાન્તા દીલરૂબાની સાથે ગવાવા લાગ્યા અને મેઘદૂત નહી સમજનાર પણ ભાવથી—સંગીતના ધ્વનિથી અને રાગથી આનંદમા ડુલવા લાગ્યા

નામદાર વાઇસરૉયને—
નામદાર ગવર્નરને—
નામદાર ગાયકવાડને—
નામદાર નિઝામને—
મધ્યપ્રાંતના કમીશનરને—
બનારસના નામદાર
મહારાજાને—
અપાયલી પાર્ટીઓમાં

"ગોવિન્દજી"ની મીઠાઇઓ.

મુંબાઇની છેલી કૉંગ્રેસમાં, ટાઉન હોલના પેલા ગન્જાવર "વોગ સેલ અને ફેટ"મા

"ગોવિન્દજી" ને જ

પસન્ગી મળી છે. નધતી જતી જરૂરીયાતોને પહોચી વળવા માટે ખુદ મુબાઇની અન્દર નણ દુકાનો ખોલવાની ફરજ પડી છે.

ઠાકોરદ્વાર—ચીરાબજાર—આટરોડ,

ટેલીફોન નં ૧૫૫૬ મુબાઇ.




પુસ્તક ૩૨.] ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૧૭. [અંક ૨.

# વિશ્વગુરુ ભારત.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ. એલ. બી.

( મરાઠી સાખી )

૧

ભારતના ભૂતમાનના અમૃત વિશ્વમહીં પાઇશું,
ભારતના ગત વિજયકેરા ગર્વગીત ગાઇશું
ભારતનો કીર્તિ ધ્વજ સાહીશું,
ભારતનો વિશ્વ—જીવન ચાહીશું

૨

ભારતની વર્તમાન અધીનતા મુક્તિમંત્રે મહરશું,
ભારતની સન્તતિના હૃદયે રાષ્ટ્રના ચેતન ભરશું,
ભારતને વિશ્વપ્રતિષ્ઠિત કરશું
"ભારતનો જય" નિત્ય ગજવશું

૩,

ભારતના ભાવિના ઉજ્જ્વલ જ્યોતિ કે ઝળહળશે,
ભારતના ભાવિ સન્તાન સંસ્કૃતિ વ્યોમ વિહરશે,
ભારત વિશ્વ—આશ્રય થશે,
ભારત વિશ્વ—ગુરુ બનશે

ચા નિવાસ, ગિરગામ,
મુંબાઈ, તા ૨૫-૧-૧૯૧૭

# લખનૌ કૉંગ્રેસ.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ , એલએલ્ બી

ધી ઈન્ડિઅન નૅશનલ કૉંગ્રેસની ઉજ્જ્વલ કારકીર્દીમા જ માત્ર નહિ, પરન્તુ ભારતવર્ષના રાષ્ટ્રીય ઇતિહાસમા લખનૌની કૉંગ્રેસ અદ્વિતીય નહિ તો અતિશય અગત્યનુ સ્થાન તો ભોગવશે જ હાજરીની દૃષ્ટિથી, થયેલા કાર્યની દૃષ્ટિથી તથા લોકોત્સાહની દૃષ્ટિથી લખનૌની કૉંગ્રેસ ઘણી જ સફલ હતી એમ કહેતા અમને આનન્દ થાય છે આ સફલતાનો આનન્દ કેટલાક શોકજનક તત્ત્વોથી તદ્દન અમિશ્રિત ન્હોતો એ અમ્હે કબૂલ કરીએ છિએ, છતા શાન્તિથી અને દીર્ઘદૃષ્ટિથી એકદર વિચાર કરનારને લખનૌની કૉંગ્રેસની સફલતા સ્પષ્ટ થયા વિના નહિ રહે એમ અમ્હે માનીએ છિએ આ સફલતાના તત્ત્વો કયા હતા ? પ્રથમ અને ઘણુ જ અગત્યનુ તત્ત્વ સમાધાનનુ હતુ હિન્દના જે હિતશત્રુઓ સ્વાર્થાન્ધતાથી પ્રસગે અને અપ્રસગે હિન્દીઓના ભેદો ઉપર ભાર મૂકી ત્હેમનામા પરસ્પર કલહો કરવવાનુ અધમ કૃત્ય કરે છે તેવા નગપિશાચોને મૌન ધારણ કરાવવાને લખનૌની કૉંગ્રેસે એક અસરકારક ઉત્તર આપ્યો હતો ખરૂ છે કે હિન્દના વતનીઓમા અનેક પ્રકારના ભેદો છે, પરન્તુ પ્રશ્ન ભેદોની અસ્તિતા કે નાસ્તિતાનો નથી, પ્રશ્ન ભેદોના અને અભેદના તત્ત્વોમા ક્યા તત્ત્વોને પ્રાધાન્ય મળે છે એ છે લખનૌની કૉંગ્રેસે સિદ્ધ કરી આપ્યુ છે કે અદર અદર ગમે તેવા મતભેદ હોય, પરસ્પર ગમે તેવા અગત રાગદ્વેષ હોય, છતા રાષ્ટ્રના હિત માટે હિન્દના રાજપુરુષો એકત્ર થઈ શકે છે, અને આખા દેશનો અભિપ્રાય એક અવાજે જાહેર કરી શકે છે પોતાના સિદ્ધાન્તોને અને પોતાના વિભાગ તરફના ધર્મને અને તેટના અનુસરીને એકત્ર કૉંગ્રેસને સમાધાનપૂર્વક સફલ કરનારી ઇચ્છા એટલી બધી પ્રબલ દેખાતી હતી કે લખનૌની કાગ્રેસને એક દૃષ્ટિથી સમાધાન-કૉંગ્રેસ કહીએ તો કાંઈ ખોટુ નથી એ સમાધાન બે પ્રકારનુ હતુ એક સમાધાન હિન્દુઓ અને મુસ્લમાનો વચ્ચેનુ અને બીજુ સમાધાન મિતવાદી અને ઉદ્દામ પક્ષો વચ્ચેનુ ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ એ સમસ્ત હિન્દની અને સર્વ વિભાગોની રાજકીય સસ્થા છે, કાંઈ એકલા હિન્દુઓની નથી જ્યારે એવી સર્વસામાન્ય સસ્થા છે ત્યારે મુસ્લમાનોની 'મુસ્લિમ લીગ'ની જુદી રાજકીય સસ્થા કાઢવાની જરૂર ન્હોતી, કારણ કે મુસ્લમાનો હિન્દુઓના જેટના જ હિન્દીઓ છે, અનેવ્તે બન્નેનુ રાજકીય હિત પરસ્પર વિરોધી નથી છતા કેટલાક અગ્રેજ અમલદારોની પ્રેરણાથી કેટલાક સકુચિત દૃષ્ટિવાળા મુસલ્માનોએ મુસલ્માનોનુ રાજકીય હિત સાચવવા માટે "મુસ્લિમ લીગ" નામની જુદી રાજકીય સસ્થા સ્થાપી અને તે સસ્થા કૉંગ્રેસની વિરોધી હોય તેવુ સ્વરૂપ ત્હેને આપ્યુ જતે દિવસે મુસલ્માન કોમના વિશાલ દૃષ્ટિવાળા અગ્રેસરો જાગ્યા અને પરિણામે 'કૉંગ્રેસ' અને 'મુસ્લિમ લીગ' એ બન્ને સસ્થાઓ પોતાનુ વ્યક્તિત્વ નષ્ટ કર્યા વિના 'બ્રિટિશ સામ્રાજ્યમા હિન્દી સ્વરાજ્ય"ના એક જ ઉદ્દેશની સિદ્ધિ માટે પરસ્પર સહકાર કરનાર સસ્થાઓ બની ૧૯૧૫ ની સાલમા એ

પાન'અને કૌરવ રૂ ૩—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની મુબાઈ

બન્ને સંસ્થાઓએ પોતપોતાની કમિટીઓ નીમી હતી, અને એ કમિટીઓ એકત્ર મળી સ્વરાજ્યની એક જ યોજના નિર્ણીત કરે અને તે યોજના બન્ને સંસ્થાઓ મંજુર કરે, એવું નક્કી કરવામાં આવ્યું હતું કૉંગ્રેસની અને 'મુસ્લિમ લીગ'ની કમિટીઓ કલકત્તામાં એકત્ર થઈ હતી અને બન્નેએ સ્વરાજ્યની યોજના તૈયાર કરી હતી બંગાળા અને સંયુક્ત પ્રાન્તોમાં મુસલમાન પ્રતિનિધિઓના પ્રમાણના સમ્બન્ધમાં મુસ્લિમ લીગની કમિટી અને કૉંગ્રેસની કમિટી વચ્ચે મતભેદ રહ્યો હતો અને બીજી બાબતોમાં તે બન્ને કમિટીઓ એકમત થઈ હતી એ મતભેદ કૉંગ્રેસના સંમેલન સમયે બન્ને પક્ષોએ સમાધાનવૃત્તિથી પતવી દીધો અને પરિણામે કૉંગ્રેસમાં સ્વરાજ્યની યોજના એકમતે મંજુર થઈ શકી કૉંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે આવો સારો સમન્વ બંધાય અને બન્નેએ એક બીજાની મદદથી જ સ્વરાજ્યનું સાધ્ય સિદ્ધ કરવાનું છે એ ભાન બન્ને સંસ્થાઓમાં જાગ્રત થાય, એ રાજકીય દૃષ્ટિથી ન્હાનો સૂનો લાભ નથી કૉંગ્રેસ અને મુસ્લિમ લીગના આવા સહકારમાં જ હિન્દના રાષ્ટ્રીય ઉદ્ધારની આશા છે હિન્દુઓ અને મુસલમાનોના સમાધાન જેવું જ બીજું અગત્યનું સમાધાન મિતવાદી અને ઉદ્દામ એ બે રાજકીય પક્ષોનું છે, સુરતમાં ભરાયેલા સંમેલનસમયે કૉંગ્રેસમાં જે વિચ્છેદ પડ્યો અને 'મિતવાદી' તથા 'ઉદ્દામ' એવા બે પક્ષો થયા ત્યારથી માંડીને ઉદ્દામ પક્ષ કૉંગ્રેસના સંમેલનોમાં ભાગ લેતો ન્હોતો સંસ્થાનોના સ્વરૂપના સ્વરાજ્યનું સાધ્ય ઉદ્દામ પક્ષને સ્વીકાર લાગતું ન્હોતું અને તેથી કૉંગ્રેસની 'ક્રીડ'માં સહી કરવા તે પક્ષના માણસો તૈયાર ન્હોતા બીજો ભેદનો મુદ્દો એ હતો કે કૉંગ્રેસને માટે પ્રતિનિધિઓની ચૂંટણી કરવાનો હક માત્ર સ્વીકૃત રાજકીય સંસ્થાઓને જ આપવાનું ધોરણ ઉદ્દામ પક્ષને માન્ય ન્હોતું, અને એ પક્ષનો આગ્રહ એવો હતો કે જાહેર સભાઓને પણ પ્રતિનિધિઓ ચૂંટવાનો હક આપવો જોઈએ ભેદના આ કારણોની સાથે અંગત રાગદ્વેષો પણ પુષ્કળ ભળેલા હતા અને પરિણામે મિતવાદીઓ તથા ઉદ્દામો વચ્ચેનો વિચ્છેદ લગભગ ન સંધાય એવો થઈ પહોંચ્યો જ્યારે યુરોપમાં મહાયુદ્ધ જાગ્યું ત્યારે સમસ્ત બ્રિટિશ સામ્રાજ્યની એકતા સિદ્ધ થઈ હિન્દે જેમ સામ્રાજ્યના બીજા અંગો સાથે પોતાની એકતા દર્શાવી તેમ હિન્દના બન્ને રાજકીય પક્ષોએ પોતપોતાના વૈર ભૂલી જઈ રાષ્ટ્રની એકતા બતાવવી જોઈએ એવી ઈચ્છા અનેકને થઈ બન્ને પક્ષોના સમાધાનનો પ્રશ્ન ચર્ચાવાનો આરમ્ભ મદ્રાસ કૉંગ્રેસ સમયે થયો મુંબાઈ કૉંગ્રેસે બંધારણમાં કેટલાક આવશ્યક ફેરફાર કરી સમાધાન શક્ય કર્યું અને લખનૌની કૉંગ્રેસમાં તે સમાધાન સિદ્ધ થયું કૉંગ્રેસ અને મુસ્લિમ લીગનો સ્વરાજ્યની સિદ્ધિમાં સહકાર અને ઉદ્દામોનું કૉંગ્રેસમાં પુનરાગમન આ બન્ને સમાધાનો લખનૌ કૉંગ્રેસને સફળ કરવામાં અગત્યનો ભાગ ભજવનાર તત્ત્વો હતા અમ્હે અન્તઃકરણપૂર્વક ઈચ્છીએ છિએ કે આ બન્ને સમાધાનો સાચા અને સ્થાયી નીવડે આ ઈચ્છા અમ્હે નિરર્થક દર્શાવતા નથી અમ્હારે ખેદ સાથે જણાવવું પડે છે કે એવા કેટલાક પ્રસંગો બન્યા હતા કે જેથી એવું લાગી ગયા વગર ન રહે કે મિતવાદીઓ અને ઉદ્દામો વચ્ચેનું સમાધાન એ સાચું સમાધાન નથી, પરન્તુ માત્ર નામનું

જ સમાધાન છે મજ્જેકટસ કમિટીની ચૂંટણી કરવામાં ઉન્નામ પક્ષવાળાઓએ જે પદ્ધ સ્વીકારી હતી અને મજ્જેકટસ કમિટીને સર્વ પક્ષોની પ્રતિનિધિરૂપ બનાવવાને બદલે પોતા જ પક્ષની બનાવવાનો જે અયોગ્ય પ્રયાસ કર્યો હતો તે સમાધાનવૃત્તિને પોષે એવો ન ગણી શકાય પોતાના સિદ્ધાન્તોને અનુસરીને પરન્તુ સાધ્યની એકતા ધ્યાનમાં રાખીને બ પક્ષો ગૌણ મતભેદોને સમાધાનવૃત્તિથી પતાવી દેશે અને બન્ને પક્ષો પરસ્પર સદ્ભાવથી પો પોતાની રીતે શાન્તિથી કાર્ય કર્યે જશે એવી અમ્હે આશા રાખીએ છિએ આ વિષય બ કરતા અમ્હે પણ બાબુ અમ્બિકાચરણ મજમુદારના ઉદ્ઘોષમા અમ્હારો નમ્ર સુર પૂરી છિએ કે " *Blessed be the peace-makers* !—સમાધાન કરાવનારાઓનુ ભલુ થાઓ!

લખનૌ કૉંગ્રેસની સફલતાનુ બીજુ તત્ત્વ સ્વાગત કમિટીના પ્રમુખ પંડિત જગન્નારાય તથા કૉંગ્રેસના પ્રમુખ બાબુ અમ્બિકાચરણ મજમુદારના ભાષણો હતા બેશક બન્ને ભાષણ જોઈએ તે કરતા ઘણા વધારે લાંબા હતા અને આખા મંડપમા સ્હેલાઈથી સાંભળાય એવા અવા વંચાયા ન્હોતા પરિણામે તે વખતે ઘોંઘાટ ઘણો થયો હતો અને કંટાળો આવવાથી ઘણા માણ ચાલ્યા પણ ગયા હતા ભાષણ વાચનારનો અવાજ સંભળાતો હતો ત્હેના કરતા વધારે જોરથ " મ્હેરબાની કરીને મ્હોટેથી બોલો"ના અવાજો સંભળાતા હતા બાબુ અમ્બિકાચરણ પો વૃદ્ધાવસ્થાની નિર્બલતાને લીધે પોતાનુ આખુ ભાષણ વાંચી શક્યા ન્હોતા, અને તેથી ત્હેમ ભાષણ એક બીજા સદ્ગૃહસ્થ પાસે વંચાવવુ પડ્યુ હતુ પરિણામે, લખનૌના કૉંગ્રેસ જેવા પર પ્રસંગને અનુરૂપ વક્તૃત્વના વૈભવની જે આશા રાખી શકાય તે આશા સફલ થઈ ન્હોત પરન્તુ વક્તૃત્વની વાત દૂર રાખીએ તો બન્ને ભાષણો સંતોષ આપે એવા હતા પંડિત જ ન્નારાયણનુ ભાષણ મનનીય વિચારોથી વ્યાપ્ત હતુ બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા સંસ્થાનો જ્યારે સ્વરાજ્ય આપવામા આવ્યુ ત્યારે ત્હેમની સ્થિતિ કેવી હતી ત્હેની સાથે હિન્દની સ્થિતિ સરખાવી ત્હેમણે અસરકારક દલીલોથી પૂરવાર કરી બતાવ્યુ હતુ કે હિન્દની સ્વરાજ્ય માગણી કોઈ રીતે વ્હેલી કે વધારે પડતી નથી સંસ્થાનોના સ્વરૂપનુ સ્વરાજ્ય જ્યારે હિ માગે છે ત્યારે હિન્દના રાજ્યપુરુષોએ સંસ્થાનોના રાજ્યતંત્રોનો સૂક્ષ્મ અને સર્વદેશીય અભ્યા કરવો જ જોઈએ, અને માત્ર ખાલી શબ્દોથી જ નહિ પરન્તુ ના ન પાડી શકાય એવી દલી કતોથી હિન્દની સ્વરાજ્ય માટેની યોગ્યતા સિદ્ધ કરી બતાવવી જોઈએ આ કાર્ય બહુ સફલ તાથી કરવા માટે પંડિત જગન્નારાયણનુ ભાષણ અભિનન્દનને પાત્ર હતુ સંક્ષેપમા, હિન્દ સ્વરાજ્ય માટેની યોગ્યતાના પ્રતિપાદનને પોતાના ભાષણનો મુખ્ય વિષય બનાવવા માટે પંડિ જગન્નારાયણને જેમ અભિનન્દન ઘટે છે તેમ એ વિષયનું સ્પષ્ટ, સાદી અને સચોટ ભાષાર અસરકારક દલીલોથી સબલ રીતે પ્રતિપાદન કરવા માટે પણ ત્હેમને અભિનન્દન ઘટે છે બા અમ્બિકાચરણનુ ભાષણ જુદા જ પ્રકારનુ હતુ તેઓએ પોતાના ભાષણમા અનેક વિષયોને સ્પ કર્યા હતા અને તે પણ વિશિષ્ટ શૈલીના સંપૂર્ણ આડમ્બરથી. પરિણામે, ભાષણ ઘણુ જ લાંબુ થ ગયુ, એક દૃષ્ટિથી ત્હેમનુ ભાષણ અમને બહુ જ પ્રસંગોચિત લાગે છે લખનૌની કૉંગ્રે

એ એક બાજુથી સમાધાન-કૉંગ્રેસ હતી અને બીજી બાજુથી સ્વરાજ્ય-કૉંગ્રેસ હતી, અને એ બન્ને કાર્યને સફળતાથી પ્હોંચી વળે એવી વિશાળતાથી યુક્ત બાબુ અમ્બિકાચરણનું ભાષણ હતું માત્ર બુદ્ધિની જ નહિ, પરન્તુ હૃદયની જે સર્વસંગ્રહિતા આન્તર તથા બાહ્ય મતભેદોને પ્રસંગે આવશ્યક છે તે સર્વસંગ્રાહિતા બાબુ અમ્બિકાચરણના ભાષણમા સર્વાંગે વ્યાપ્ત હતી, અને તે દૃષ્ટિથી અમને ત્હેમનું પ્રમુખપદ અતિશય મહત્ત્વનું લાગ્યું હતું એક પાસથી નવી નવી આશાઓથી અને અભિલાષાઓથી તરવરતા હૃદયવાળા યુવાનનો ઉત્સાહ તેઓએ દર્શાવ્યો હતો તો બીજી બાજુથી અનુભવીમા અનુભવી વૃદ્ધ પુરુષનું વ્યાવહારિક ડાહ્યાપણુ તેઓએ બતાવ્યું હતું પ્રજાકીય જીવનના પરમ પ્રસંગોને સર્વદેશીય કલ્પનાવાળા અને સર્વગ્રાહી સ્નેહવાળા મહાનુભાવો જ પ્હોંચી વળે છે અને બાબુ અમ્બિકાચરણે પોતાના ભાષણમા તેમજ પોતાના વર્તનમા એ ગુણોનું ઉંચા પ્રકારનું પ્રદર્શન કર્યું હતું

લખનૌની કૉંગ્રેસની સફળતાનું બીજું તત્ત્વ ત્હેમા થયેલું અતિશય મહત્ત્વનું કાર્ય હતું કૉંગ્રેસમા જે અનેક અગત્યના ઠરાવો રજુ થયા હતા ત્હેમા બહુ બાબતો સવિશેષ અગત્યની હતી પ્રથમ અગત્યની બાબત હિન્દીઓને ભૂમિસૈન્યમા તથા નૌકાસૈન્યમા બ્રિટિશ નાગરિકોને જેટલું સ્થાન આપવાની માગણી હતી ભારતવર્ષના સન્તાનો સામ્રાજ્યના શત્રુઓના આક્રમણો સ્હામે સ્વસંરક્ષણ કરી શકે એટલું જ નહિ, પરન્તુ સામ્રાજ્યના સંરક્ષણમા પણ માનભર્યો ભાગ લઈ શકે તે માટે આવશ્યક છે કે અન્ય બ્રિટિશ નાગરિકોની માફક હિન્દીઓને પણ લશ્કરી તાલિમ માટે સર્વ પ્રકારની અનુકૂળતા મળવી જોઈએ સ્વસંરક્ષણની શક્તિ એ સ્વરાજ્ય માટે પ્રથમ આવશ્યક છે એ વાત હિન્દી રાજપુરુષો સારામા સારી રીતે સમજે છે, અને તેથી કૉંગ્રેસના કાર્યમા વર્તમાન મહાયુદ્ધને પ્રસંગે એ બાબતને પ્રથમ પદ આપવામા આવ્યું હતું બીજી અગત્યની બાબત સ્વરાજ્યની માગણી હતી એક દૃષ્ટિથી જોતા, લખનૌ કૉંગ્રેસનો વધારેમા વધારે અગત્યનો ઠરાવ જો કોઈ ગણી શકાય તો તે સ્વરાજ્યનો ઠરાવ હતો "હિન્દની માગણીને 'સ્વરાજ્ય' કે 'સેલ્ફગવર્નમેન્ટ' કે 'હોમરૂલ' જે નામ આપવું હોય તે નામ આપો, પરન્તુ અમ્હારે શબ્દોની મારામારી નથી કરવી, અમ્હારે તો વસ્તુ જોઈએ છીએ" એ લોકમાન્ય તિલકના સ્મરણીય શબ્દો મુદ્દો બહુ સાદી અને સચોટ રીતે રજુ કરે છે સ્વરાજ્યના ઠરાવ ઉપર કેટલાક સારામા સારા વક્તાઓ બોલ્યા હતા અમ્હારે કબૂલ કરવું જોઈએ કે પ્રસંગની અને વિષયની મહત્તાને અનુરૂપ ભાષણ કોઈ પણ વક્તાનું નહોતું બાબુ સુરેન્દ્રનાથ તથા મિસિસ બેસન્ટના ભાષણો પણ અમને સાધારણ પંક્તિના લાગ્યા હતા સ્વરાજ્યનો ઠરાવ રજુ થયો અને મંજુર થયો તે પ્રસંગે આખા મંડપમા અતિશય ઉત્સાહ વ્યાપી રહ્યો હતો, અને 'સ્વરાજ્ય' કે "હોમરૂલ" એ શબ્દોનો ઉચ્ચાર જોરજોર તાળીઓના અવાજથી વધાવી લેવામા આવતો હતો કૉંગ્રેસે તથા મુસ્લિમ લીગે નીમેલી કમિટીઓએ મંજુર કરેલી સ્વરાજ્યની યોજનાને કૉંગ્રેસે અત્યંત ઉત્સાહથી બહાલી આપી સમસ્ત હિન્દ એક અવાજે સ્વરાજ્ય માગે છે એવી અચૂક સાબિતી

આપી હતી ત્રીજી અગત્યની બાબત બ્રિટિશ સામ્રાજ્યમા હિન્દના સ્થાન વિષે હતી ચાલતા દારુણ મહાયુદ્ધનો અન્ત આવ્યા પછી બ્રિટિશ સામ્રાજ્યની પુનર્વ્યવસ્થાના પ્રશ્નોને સામ્રાજ્યે પ્હોચી વળવુ પડશે, અને તેથી તે દિશામા સ્વાભાવિક રીતે અત્યારથી જ ઇંગ્લંડમાં તેમ જ સસ્થાનોમા સક્ષોભ શરૂ થઈ ચૂક્યો છે હાલ તુરત સામ્રાજ્યપરિષદ્‌મા હિન્દને યોગ્ય સ્થાન મળવુ જ જોઇએ, અને તે ઉપરાન્ત યુદ્ધને અન્તે થનાર સામ્રાજ્યની પુનર્વ્યવસ્થાને પ્રસગે પણ હિન્દને યોગ્ય સ્થાન મળવુ જ જોઇએ એવી માગણી કૉંગ્રેસે કરી હતી હિન્દને એક બાજુથી જેમ સ્વરાજ્ય સિદ્ધ કરવાનુ છે તેમ બીજી બાજુથી સામ્રાજ્યમાં યોગ્ય સ્થાન પણ પ્રાપ્ત કરવાનુ છે

આ અગત્યની બાબતોના ઠરાવો જ પસાર કરીને કૉંગ્રેસ અટકી નથી, પરન્તુ સ્વરાજ્યની યોજનાના સબન્ધમા સતત સયોજિત સક્ષોભ કરવા માટે વ્યવસ્થા કરનાર કમિટી પણ ત્હેણે નીમી છે એક બાજુથી સ્વરાજ્યનો સન્દેશ હિન્દના પ્રત્યેક પ્રત્યેક પ્રજાજનને પ્હોચાડવા માટે હિન્દુસ્તાનમા પ્રચારક કામ કરવાનુ છે તેમ બીજી બાજુથી સ્વરાજ્યની યોજનાને બ્રિટિશ પાર્લામેન્ટ કાયદાનુ રૂપ આપે તે માટે ઇગ્લડમા પણ પ્રચારક કાર્ય કરવાનુ છે એક બાજુથી હિન્દના લોકોને પોતાના રાજકીય હકનુ ભાન કરાવવુ અને તે રાજકીય હકોનો ઉપભોગ કરવાને ત્હેમને તૈયાર કરવા તથા બીજી બાજુથી ત્હેમના તે હકોનો સ્વીકાર બ્રિટિશ પાર્લામેન્ટ પાસે કરાવવો એ બન્ને કાર્યો માટે રાષ્ટ્રીય દ્રવ્યસગ્રહ ખોલવામા આવેલો છે અમ્હે આશા રાખીએ છિએ કે આપણા દેશના સર્વ પ્રજાજનો કૉંગ્રેસના આ મહાકાર્યને ઉલ્લાસથી વધાવી લેશે અને ત્હેને સફલ કરવા માટે પોતાનાથી બનતો પ્રયાસ કરશે સામ્રાજ્યના આ પરમ પ્રસગે હિન્દ કસોટીએ ચ્હડેલ છે તે સફલ નીવડે છે કે નિષ્ફળ તે ઉપર ભારતના ભાવિનો આધાર છે આ પરમ પ્રસગને પ્હોચી વળવા જેટલુ સામર્થ્ય પ્રભુ ભારતને આપો એ જ અમ્હારી પ્રાર્થના છે

# બારમી હિન્દી ઔદ્યોગિક પરિષદ્.

. લેખક—રા પોપટલાલ ગોવિન્દલાલ શાહ, એમ. એ

દરેક મનુષ્ય અને દરેક પ્રજાની સર્વથી મ્હોટી જરૂરીઆત આજીવિકા પ્રાપ્ત કરવાની છે, ખાસ કરીને હિન્દુસ્તાન જેવા ગરીબ દેશની આર્થિક સંપત્તિ અને આજીવિકાના સાધનોના વિકાસ સંબંધી વિચાર કરવાની દરેક મનનશીલ હિન્દીની ફરજ છે આ કાર્ય જેટલું જરૂરી છે તેટલું જ અઘરૂં અને ગહન છે ઔદ્યોગિક વિકાસનું કાર્ય રાજકીય ચળવળ કરતા જુદા પ્રકારનુ છે અને તેને માટે જુદા પ્રકારની સંસ્થા જુદી જાતના કાર્યક્રમ, અને કાર્યપદ્ધતિની જરૂર છે આ સાદું સત્ય હજુ સુધી આપણા દેશમા સ્વીકારાયું નથી રાષ્ટ્રીય કૉંગ્રેસ સ્થપાયા પછી લગભગ વીસ વર્ષ સુધી આપણા ઔદ્યોગિક પ્રશ્નોની ચર્ચાને માટે સ્વતંત્ર સંસ્થાની જરૂર છે, એ પણ સ્વીકારાયું ન હતું, અને ૧૯૦૫ મા જ્યારે પહેલી ઔદ્યોગિક પરિષદ્ મરહુમ મી. રમેશચંદ્ર દત્તના પ્રમુખપણા નીચે મળી ત્યારથી અત્યાર સુધી પરિષદ્‌ના બંધારણમા કૉંગ્રેસની જ નકલ કરવામા આવી છે ઔદ્યોગિક પરિષદ્‌નું હાલનું બંધારણ ફેરવવાની જરૂર છે, એમ બે ત્રણ વર્ષથી સંભળાય છે, પરંતુ તે સંબંધી મ્હેજ અસંતોષ સિવાય આપણા નેતાઓમા અથવા પ્રજામા કાંઈ પણ ક્ષોભ જણાતો નથી દેશના ઔદ્યોગિક પ્રશ્નોની ચર્ચા અને નિકાલ કરવાને માટે સતત તૈયારી, મ્હેનત, ખંત, વિશિષ્ટ જ્ઞાન વિગેરેની જરૂર છે અને તે સિવાયનું બધું કામ વ્યર્થ જાય છે, એમ આપણને લખનૌની ઔદ્યોગિક પરિષદ્‌ના અનુભવથી લાગ્યા વિના રહેતું નથી

પ્રજા અને નેતાઓનો ઉમંગ, ઉત્સાહ અને તૈયારી વિગેરે કોઈ પણ દૃષ્ટિથી લખનૌની રાષ્ટ્રીય કૉંગ્રેસ જેટલી સફળ સમજવામા આવે તેટલી જ નિષ્ફળતા ઔદ્યોગિક પરિષદ્‌ને પ્રાપ્ત થઈ હતી, એમ કહેવામા કાંઈ અતિશયોક્તિ નથી પરિષદ્‌ના કાર્યવાહકો એટલા બધા ઉતાવળમા પડેલા લાગતા હતા કે વિષયનિર્ણાયક કમિટીનું કામ લગભગ એક કલાકમા આટોપી લેવામા આવ્યું હતુ, અને પરિષદ્‌ની સભા ત્રણ કલાકમા પૂરી કરવામા આવી હતી. આખા હિન્દુસ્તાનના આર્થિક અને ઔદ્યોગિક પ્રશ્નોનું વિવેચન અને ભવિષ્યના કાર્યક્રમનો નિર્ણય એ સઘળુ ફક્ત ૨૫૦ મીનીટમા સંપૂર્ણ! શી કાર્યદક્ષતા! આ સમયમાંથી અડધા ઉપરાંતનો વખત તો સ્વાગત સમિતિ અને પરિષદ્‌ના પ્રમુખોના ભાષણો વાંચવામા ગયો હશે, ત્યાર પછી રીપોર્ટ વાચવાનું અને ઠરાવો પસાર કરવાનું ગાડું ગબડાવી દેવામા આવ્યું, એટલું પતી પછી પરિષદ્‌ના દરવાજા એક વર્ષ માટે બંધ કરવામાં આવ્યા !

આ ભાષણો અને ઠરાવોનું વિવેચન કરતાં પહેલા લખનૌ ઔદ્યોગિક પરિષદ્‌ના એક પરિણામ ઉપર ધ્યાન ખેંચવું અગત્યનું છે પરિષદ્‌ના જનરલ સેક્રેટરીની ઑફિસ અત્યાર સુધી અમરાવતીમા હતી પરંતુ હવે તે મુંબાઈમા રાખવામા આવી છે અને જુના સ્થાપક સેક્રેટરી મિ. મુધોલકર ઉપરાંત મુંબાઈના મિ. મનમોહનદાસ રામજી અને મિ. જયકૃષ્ણ-

લાલ મ્હેતાના નામ ઓનરરી સેક્રેટરી તરીકે ઉમેરવામાં આવ્યા છે ઔદ્યોગિક પરિષદના સુકાનીઓ તરીકે મુંબાઇગરાઓએ અત્યાર સુધી ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી છે, પરિષદની બાર બેઠકોમાંથી સાતના પ્રમુખો મુંબાઈ ઈલાકાના હતા સર વિઠ્ઠલદાસ ઠાકરસી, દીવાન બહાદુર અંબાલાલ, લલ્લુભાઇ શામળદાસ, મનમોહનદાસ રામજી એટલા શુદ્ધ ગુજરાતી શિવાય બે પારસીઓ અને એક ખોજા ગૃહસ્થને ગુજરાતી બોલનાર ગણીએ તો ઔદ્યોગિક પરિષદના પોષણમાં ગુજરાતનો ફાળો ન્હાનો ન ગણાય, આ જોતાં પરિષદનું કાર્યમંદિર મુંબાઈમાં લાવવાથી સર્વ રીતે લાભ થશે, એમ માનવાને કાંઈ હરકત નથી પરંતુ મુંબાઈના વ્યાપારગ્રસ્ત નેતાઓ પોતાની જંજાળોમાંથી છૂટા થઇને આ પરિષદના કાર્ય તરફ પૂરતું ધ્યાન આપી શકશે કે નહિ તે જોવાનું છે ૧૯૧૫ માં "વેપારી' કૉંગ્રેસ" નામનું નવું મંડળ સ્થાપીને મુંબાઇએ જે જોખમદારી માથે લીધી છે તેના પરિણામ માટે પાંચ વર્ષ સુધી ( તે મંડળની બીજી બેઠક મળે ત્યાં સુધી ) કોઈ પૂછનાર નથી, પરંતુ ઔદ્યોગિક પરિષદ એક વર્ષમાં હવે ફરીથી મળે તે પહેલાં પરિષદના હિસાબના કહેવાતા ગોટાળા અને પરિષદના નવા બંધારણ સંબંધી મુંબાઇએ અગત્યનું કામ કરવાનું છે આ કાર્યસિદ્ધિમાં મુંબાઇની વ્યવહાર કાર્યદક્ષતા ઉપયોગી અને સફળ નીવડશે એવી આશા સર્વ તરફથી રખાય છે

લખનૌની પરિષદમાં વ્યવસ્થાની ખામીનું એક કારણ સ્વાગત સમિતિના પ્રમુખનું અચાનક મરણ હશે રાય બહાદુર મુનશી પ્રયાગ નારાયણ ભાર્ગવ સંયુક્ત પ્રાંતોમાં અને લખનૌના ધનાઢ્ય અને ઉદ્યોગપરાયણ ગૃહસ્થોમાં અગ્રણી હતા તેમના હાથ નીચે લખનૌ પેપર મિલ, લોખંડ અને બીડનું કારખાનું વગેરે ઉદ્યોગો સારી રીતે પોષાતા હતા, ઘાસ અને લાકડામાંથી કાગળ બનાવવાને માટે "માવો" બનાવવાને એક કંપની કાઢીને તેમણે એક નવા ઉદ્યોગનો સંગીન પાયો નાખવાની તૈયારી કરી હતી તેમનું સ્વાગત સમિતિના પ્રમુખ તરીકેનું ભાષણ ટુંકું, મુદ્દાસર અને સમયોચિત હતું લખનૌના જાણવા લાયક હુન્નરો જેવા કે સુતરાઉ કાપડનાં વણાટ અને તે ઉપર છીંટ છાપવાનું કામ—મલમલ, અને રેશમ ઉપર "ચિકન" કામ અને જરીનું "કામદાની" કાપડ—હાથીદાંતના, લાકડાના, અને માટીનાં બારીક કારીગરીવાળાં રમકડાંની બનાવટ—વગેરે દર્શાવ્યા પછી, પેપર મિલના ચાલક તરીકેના પોતાના અનુભવ સંબંધી ઉલ્લેખ કરવા ઉપરાંત તેમણે દેશના ઔદ્યોગિક પ્રશ્નોમાં બહુ ઉંડા ઉતરવાનો પ્રયત્ન કર્યો ન હતો

ઔદ્યોગિક પરિષદના પ્રમુખ રાય બહાદુર સીતાનાથ રૉયનું ભાષણ ઘણે અંશે નિરાશાજનક હતું તેમના જેવા ઉદ્યોગપ્રવીણ અને અનુભવી પ્રમુખ પાસેથી વધારે સંગીન અને વધારે નિર્ણયાત્મક અને માર્ગદર્શી ભાષણની આશા રખાઈ હતી આપણા વાર્ષિક સમારંભોના પ્રમુખની ચુંટણી કરવામાં ઘણું વખત ઘણી જ ઢીલ કરવામાં આવે છે, અને ખાસ કરીને ઔદ્યોગિક પરિષદના પ્રમુખો તો નવેમ્બરની આખર પહેલાં ભાગ્યે જ નક્કી કરવામાં આવે છે આવા ટુંક વખ-

તમા ઉત્તમ ભાષણની આશા રાખવી, એ અન્યાય્ય ગણાશે, પરતુ તે સબધી સઘળી જોખમદારીનો ભાર પરિષદના કાર્યવાહકો માથે છે રાય સીતાનાથ બહાદુરના ભાષણના પહેલા ભાગમા હિન્દના પ્રાચીન નષ્ટ થયેલા ઉદ્યોગો સબધી ઐતિહાસિક ઉલ્લેખ હતો ત્યાર પછી હાલની ઔદ્યોગિક સ્થિતિના કેટલાએક લક્ષણો સબધી ટુકુ વિવેચન હતુ, દેશની નૈસર્ગિક સપત્તિ, મજુર વર્ગ હુન્નરી જ્ઞાન, મુડી યાંત્રિક કળા, ઔદ્યોગિક વ્યવસ્થા, બજાર માલ લઈ જવાના સાધનો, રાજ્યની મદદ, અને ઔદ્યોગિક સાહસ, એ સર્વ વિવિધ વિષય ઉપરના તેમના વિચાર સાધારણ પ્રકારના હતા ઉચા વિચાર અને બહોળા અનુભવથી પ્રાપ્ત થતી દરેક પ્રશ્નનો નિકાલ કરવાની શક્તિનો અભાવ જોવામા આવતો હતો કોઈ પણ વિષય ઉપર નિર્ણયાત્મક વિચારનુ હિંમતથી પ્રતિપાદન કરેલુ જોવામા આવતુ ન હતુ રેલ્વે રાજ્યનીતિ, સરકારી બૅન્ક, સરકારી કન્ટ્રાક્ટોમા હિન્દી વેપારીઓનુ સ્થાન, લડાઈ પછીની વ્યવસ્થામા હિન્દી ઉદ્યોગોનુ સ્થાન, એ વિષયો ઉપરનુ વિવેચન તદ્દન અપૂર્ણ અને છીછરુ હતુ સરકારી મદદ માટે નિર્બળ બાળકના રુદન સિવાય ઉચી કક્ષાના વિચારોનો બીલકુલ અભાવ હતો "માબાપ" પાસે રુદન કરવા સિવાય બીજો રસ્તો રહ્યો નથી તે વાત સ્વીકારવા છતા પણ સ્વમાન અને સ્વાર્થને ખાતર પણ સ્વતત્ર પ્રયત્નો થવા જોઇએ, અને તે સબધની વિચારપૂર્વક કામ ન થાય ત્યા સુધી આપણી ઉન્નતિ થવાની નથી તે કબુલ કરવુ પડશે હિન્દી વ્યાપારીઓ અને ઉદ્યોગોના ચાલકોને નડતી અસખ્ય મુશ્કેલીઓ સબધી ખરી હકીકત મેળવીને તેને વિચાર, મનન, અને દૃઢ અભ્યાસથી ગાળીને પ્રજા અને સરકાર તરફથી જોઈતી મ[દદ] અને સહકાર મેળવી આપવો એ ઔદ્યોગિક પરિષદના પ્રમુખનુ કર્તવ્ય છે આવે બન્ને પરિષદના કાર્ય અને કર્તવ્યના સબધી સ્હેજ પણ ઉલ્લેખ સિવાયનુ કરીઆણાની દુકાનની માફક ઘણા વિષય ઉપર છૂટાછવાયા વિચારોના ખીચડા જેવુ ભાષણ છપાવવામા સમય, કાગળ અને છપાઈનો વ્યર્થ વ્યય થાય છે, એમ લાગ્યા વિના રહેતુ નથી

પરિષદ્ આગળ મૂકેલા છપાયેલા નિબધોમાના બે સિવાય બધા અપાત્ર અથવા તો અસ્થાને હતા કાચના હુન્નર સબધી અબાલાના કાચના કારખાનાના માલીકનો નિબધ અનુભવસિદ્ધ વિચારોથી ભરપૂર હતો તેમ જ કાનપુરના સરકારી રસાયનશાસ્ત્રી **મી** શ્રીવાસ્તવનો અત્તરના ઉદ્યોગ વિષેનો નિબધ તેમના પ્રયોગો અને માર્ગદર્શક વિચારોને માટે વાચવા જેવો છે બાકીના નિબધો ઔદ્યોગિક પરિષદની કાર્યસિદ્ધિને માટે ઉપયોગી ન હતા અને તે છપાવવા પણ જોઇતા ન હતા દાખલા તરીકે સહકારી મડળીના ઇતિહાસ સબધી નિબધ કોઇ માસિકમા અથવા સહકારી મડળીની પરિષદ્ તરફથી પ્રસિદ્ધ થયો હોત તો વધારે ઉચિત ગણાત

ઠરાવોની યાદી ઉપર નજર ફેરવતા ગભીર નિરાશાના સમુદ્રમા ફરીથી ડૂબવુ પડે છે સાત ઠરાવોમાથી બે તો મુનશી પ્રયાગ નારાયણ અને **મી.** જી સુબ્રહ્મણ્યમ્ આયરના અવસાન સબધી હતા એકમા સરકારે નીમેલા ઔદ્યોગિક કમિશનના પ્રશ્નોના ઉત્તર આપવા

માટે એક કમિટી નીમવામા આવી હતી પરિષદ્‌ના બધારણ સબધી ૧૯૧૫ માં નિમાયેલી એક કમિટીનો રીપોર્ટ ૧૯૧૭ ના સપ્ટેંબર સુધીમા બહાર પાડવો એમ ઠરાવનામા આવ્યુ હતુ. પરિષદ્‌ની ઓફિસ બદલીને મુંબાઈ ખાતે રાખવી, એ વિષે એક ઠરાવ હતો બધી સરકારી રેલ્વેનો વહીવટ ધીમે ધીમે સરકારે કરવો એવી ભલામણ કરનારો ઠરાવ મૂકતા સર વિઠ્ઠલદાસે કરેલા ભાષણ શિવાય કશુ નવુ અથવા રસમય ન હતુ મુંબાઈની પરિષદ્ વખતે પસાર થયેલા ૩-૪-૫-૬-૮-૧૦-૧૧ નબરના ઠરાવોનો એક ઝુમખો (*Omnibus resolution*) પ્રમુખ તરફથી વિવેચન વગર પસાર કરાવીને પરિષદ્‌ના કાર્યવાહકોએ જથ્થાબધ વેપારનો એક વ્યવહાર દાખલો આપ્યો હતો ! આ ઠરાવો શા હતા તે જાણવાને મુંબાઇની પરિષદ્‌નો રીપોર્ટ ખરીદવો પડે એ જોતા આ સમય બચાવવાની હીકમતો અમેરીકનોને પણ પાણી ભરાવે તેની હતી, એમ કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી

ઔદ્યોગિક પરિષદ્ આગળ થયેલા ભાષણો, પસાર થયેલા ઠરાવો, વચાયેલા ગણાયેલા નિબધો, અને વિષયનિર્ણાયક કમિટીનુ કામકાજ, એ સઘળુ જોતા દેશના ઉદ્યોગમા વિકાસ માટે તલસતા હૃદયને નિરાશા અને ક્રોધ ઉત્પન્ન થયા વિના રહેતા નથી જે વખતે ઔદ્યોગિક પ્રશ્નો સબધી વિવેકપૂર્વક અને શાન્તિથી ઊહાપોહ કરવાની ખાસ જરૂર છે અને જ્યારે બ્રિટીશ સામ્રાજ્યનુ દરેક દરેક અગ પોતાના સ્વાર્થ જાળવવાને અને વિસ્તારવાને માટે પોતાના તરફની હકિકત આકડા, દલીલો અને પ્રમાણો સાથે ધીરજ અને ખતથી તૈયાર કરવામા મશગુલ છે, તે સમયે હિન્દુસ્થાનના ઉદ્યોગોના લાભ જાળવવા માટે મળેલી રાષ્ટ્રીય સભા સાડા ત્રણ કલાકના અધકચરા વિવેચનથી સતોષ માને તે જોઇને ક્યા મનનશીલ મનુષ્યને ગ્લાનિ થયા વિના રહેશે ? તે છતા પરિષદ્‌ની હવેની બેઠકનો કાર્યક્રમ મુંબાઈના સેક્રટરીના હાથમા છે, એ ધારણાએ કરેલી નીચેની સૂચનાઓ અસ્થાને નહી ગણાય —

૧ ઔદ્યોગિક પરિષદ્‌ને રાષ્ટ્રીય કૉંગ્રેસની પુછડીમા દબાવી નાખવાથી સર્વથા હાનિ જ છે પરિષદ્‌ને મળવાનો સમય નાતાલમાથી કાઢીને વરસના બીજા કોઈ ભાગમા રાખવો જોઇએ કે જેથી સંપૂર્ણ વિવેચન અને શાન્ત ઊહાપોહનો લાભ મળે

૨ પરિષદ્‌ના બધારણમા મ્હોટો ફેરફાર કરવાની જરૂર છે ઠરાવો પસાર કરવા ઉપરાંત હિન્દી ઉદ્યોગો સબધી કાઇક વ્યવહાર કામ થાય તેવી ગોઠવણ થવી જોઇએ છે

૩ પ્રમુખની ચુટણી એક વર્ષ પહેલા થવી જોઇએ, કે જેથી પરિષદ્‌ના કાર્યક્રમ અને પરિષદ્‌ને નડતી મુશ્કેલીઓનો નિકાલ કરવામા પ્રમુખની પ્રતિભા જણાઈ આવે પરિષદે એક વ્યવહારૂ મડળ તરિકે કામ કરવુ હોય તો તેવો ફેરફાર કર્યા વિના ચાલે તેમ નથી તેમ થવાથી પ્રમુખના ભાષણોમા હિન્દની આર્થિક સ્થિતિ ઉપર છીછરા વિવેચનને બદલે હિન્દી ઉદ્યોગોના વિકાસના સાધન સબધી નિર્ણયાત્મક વિચારો જોવામાં આવશે પ્રમુખની જોખમ-

દારી એક નિબધ લખવા જેટલી નહી પણ એક વર્ષ સુધી હિદી ઉદ્યોગોના લાભ, બળ-વધાને પ્રજાના હિમાયતી અને નેતા તરીકેની હોવી જોઈએ

૪ પરિષદ્ પાસે આવતા બધા નિબધો છપાવવાની જરૂર હોતી નથી ફક્ત ઉદ્યોગપરાયણ અનુભવીઓ પાસે લખાયેલા નિબધો સ્વીકારવા જોઈએ તેવા નિબધો કાઈ મફત મગી શકે તેમ આશા રાખવી એ ઔદ્યોગિક પ્રકૃતિનુ અજ્ઞાન બતાવે છે અનુભવીઓના હાથે દેશના એક એક હુન્નર લઈને તેમા નડતી અધણી મુશ્કેલીઓનો અભ્યાસ કરીને તેનો નીવેડો લાવવાને વ્યવહાર સૂચનાઓ તૈયાર કરાવી અને તેમા પ્રજા અને સરકાર તરફથી જોઈતી મદદ મેળવી આપવી, એ પ્રકારના કાર્યની હાલમા દેશને ઘણી જરૂર છે આવી રીતે એક વર્ષે એક જ હુન્નર વિષે સપૂર્ણ માહિતી મેળવવામા આવે તો તે બસ થશે પરિષદ્ દર વર્ષે રૂ ૮૦૦૦) નો ખર્ચ કરવાના અડસટ્ટા બહાર પાડે છે તેટલી રકમમાથી આ પ્રકારનુ કાર્ય થાય તો હિદી ઉદ્યોગોના વિષય સબધી કાઈ વ્યવહાર કાર્ય થયુ ગણાશે

૫ લખનૌની રાષ્ટ્રીય કૉંગ્રેસના સતોષકારક પરિણામોમા એક રાજકીય સુધારણાની તૈયાર કરેલી યાદી ગણાય છે તેવી જ રીતે હિન્દી ઉદ્યોગોના સબધમા પણ સરકાર પાસેથી માગવાના હકોની અને પ્રજાને કરવાની ભલામણોની યાદી તૈયાર કરવાની જરૂર છે જેટલા અશે આ યાદી વ્યવહાર અને ઉપયોગી થશે તેટલે અશે પરિષદ્નુ કાર્ય સફળ થયુ ગણાશે

---

# વન્દે માતા ભારતી.

લેખક—રા. સૂરજ દુર્લભજી વેદ.

વન્દે માતા ભારતી! વન્દે માતા ભારતી!
સ્વર્ગથી શ્રેષ્ઠ અમ માતૃભૂમિ જનની!
**વન્દે માતા ભારતી!**

ઉદયાચલ સૂર્ય પ્રચંડ ભાનુમતી!
ગિરિ હિમાચલ અચલ દુર્ગધારી!
**વન્દે માતા ભારતી!**

જગજ્જ્યોત્સ્ના સમી ધર્મની દાયિની!
શક્તિ તું! માત! ઓ! મોક્ષદાયી!
**વન્દે માતા ભારતી!**

ઋતુવની, રસવતી જલવતી, સરસ્વતી!
ઋષિ–મુનિ–વીરના વેદવાદી!
**વન્દે માતા ભારતી!**

જ્ઞાન ને ભક્તિના નેણુ એ ઝગઝગે!
મુખે મોક્ષના અમર મંત્રો રમે
**વન્દે માતા ભારતી!**

હૃદયમા સત્ય ને હાથમા શૌર્યશ્રી,
ધર્મક્ષેત્રે પાય પાવનકારી
**વન્દે માતા ભારતી!**

શ્રીમદ્ભગવદ્ગીતા ધર્મબુદ્ધજીવણુ,
જીવ ને દેશ ને જગતની ચેતના
**વન્દે માતા ભારતી!**

મગન ગાન તુજ સકલ ભારત કરે
અમ પ્રાણુ–ધન–મન ત્હારે ચરણે
**વન્દે માતા ભારતી!**

---

# દેશ પ્રત્યેનું કર્તવ્ય.

લેખક—રા. દાદાભાઈ લક્ષ્મણ પટેલ

પોતાના પતિ અને પુત્રને હોંશથી રણક્ષેત્ર પર વિદાય કરની પત્નીઓ અને માતાઓના જન્મભૂમિના રક્ષણ માટે, જન્મભૂમિના સન્માન માટે દેહત્યાગ કરવાને તત્પર દેહત્યાગ કરનાર નરવીરો અને વીરાંગનાઓના, દેશના સુપુત્ર અને સુપુત્રીઓના ઉજ્જવલ જ્વલંત રણ તેની આ દેશ( હિંદુસ્થાન )ના પ્રાચીન અને મધ્યકાલના ઇતિહાસમાં ખામી નથી પરન્તુ દેશના ભૂતકાલના ગૌરવથી માત્ર મગરૂર રહેવાથી દેશનો ઉદય થઈ શકશે નહિ ... તરી પડ્યા છે પણ હજુ એ પ્રાચીન અને મધ્યકાલીન દેશાભિમાન એ ગૌરવના પાયા ઉખડી ગયા નથી, તેના ઉપરની ધૂળ પરિશ્રમથી ખંખેરી નાખી જન્મભૂમિ ઉપરની પ્રીતિ ઐક્ય અને આત્મભોગના આ પાયા ઉપર દેશાભિમાનના મજબૂત અભેદ્ય નવીન દુર્ગની રચના કરવામાં આવશે તો દેશોદય અને દેશના સન્માનના રસ્તા સામે આવી ઉભા રહેતા અનેક મહાન્ વિઘ્નો સામે તે ફતેહમંદ ટક્કર ઝીલી શકશે

અગ્નિમાંથી પણ ઈષ્ટ ઉત્પન્ન થાય છે યૂરોપના હાલના ભયંકર યુદ્ધમાં ઉતરેલી પ્રજાઓના દેશાભિમાન, તેમના આત્મભોગ ઉપરથી દેશને માટે હોંશથી યુદ્ધમાં જવા તીવ્ર ઉત્સુકતા દર્શાવનાર રાલ્ફ અને ઓલ્ડી જેવા બ્રિટીશ સુપુત્રના સુચરિતમાંથી આ દેશની પ્રજાને ઘણુ શીખવાનુ મળશે”

વર્તમાન પત્રના પાનાનો ખડખડાટ સંભળાયો મિસિસ બ્રુમે પોતાના કામમાંથી ઉંચે નજર કરી અને પોતાનો પુત્ર બેઠો હતો તે તરફ કાંઈક ભયની દૃષ્ટિએ જોયુ હાથમાં વર્તમાન પત્ર પકડી તે ઉભો થયો તે ઉંચો, પાતળો, દેખાવડો, કાંઈક તીખો જણાતો વીશ વર્ષનો યુવાન હતો

“માતા! હવે તો બસ થયુ ફ્રાન્સમાં જર્મનોનું આપણા ઉપર ઘણું દબાણ છે મારે યુદ્ધમાં જવુ જ જોઈએ”

મિસિસ બ્રુમે ભયની લાગણી દબાવી શાન્તિથી કહ્યું — “વ્હાલા રાલ્ફ! શુ છે?”

રાલ્ફે વર્તમાનપત્ર આગળ ધર્યું તે બોલ્યો —“લડાઈની સ્થિતિ ધાસ્તીભરી છે આપણુ લશ્કર મુશ્કેલીમાં છે માટે જઈને, મદદ કરવી જોઈએ”

“તારૂં એમ કહેવુ છે કે તારે સૈન્યમાં જોડાવુ છે?”

“હા, માતા! મારા કહેવાનો અર્થ તે જ છે દરેક માણસને એવી લાગણી થાય છે અને થવી જોઈએ” યુદ્ધમાં જવા તે દલીલ કરતો હોય એમ જણાયુ

મિસિસ બ્રુમે કાંઈક વિચાર કરી કામ પડતુ મુકયુ અને, કહ્યુ — “રાલ્ફ! તારે ઘણો ઘણો વિચાર કરવાનો છે તુ એકનો એક છોકરો છે”

રાલ્ફ પિતા માફક મજબૂત રહેવા પ્રયાસ કરવા લાગ્યો

“માતા! તે હું જાણું છું પણ આવી બાબતમાં, દેશના રક્ષણ અને દેશની પ્રતિષ્ઠાની બાબતમાં તેની દલીલ કાંઈ ચાલે?”

મિસિસ બ્રુમ ખુરશીમાંથી ઉભા થયા અને લાગણીથી ધ્રુજતા અવાજે, નજીક પાસે આવી કહ્યુ — “રાલ્ફ! મારૂં શુ થશે? તારા ઉપર મારો હક્ક નથી? તારો જન્મ પણ નહોતો

થયો તે પહેલાથી, તારી બાલ્યાવસ્થાથી અત્યાર સુધી મેં તારા પર પ્રેમ રાખ્યો, તારી સભાળ રાખી, તેનો તુ કાઈ વિચાર નહિ કરે ?"

રાલ્ફના નીચા નમેલા નેત્રોમા તીવ્ર વેદના જણાઈ તે લાલચોળ થઈ ગયો.

"માતા! હું સઘળુ જાણુ છુ ખુલાસો આપવો મુશ્કેલ છે, પણ એ મુશ્કેલીને અંગે જ મારે જવુ છે તારે ખાતર મારે જવુ છે "

" રાલ્ફ! મારે ખાતર ? મને કાઈ સમજણ પડતી નથી જો તને કાઈ કાઈ થાય તો હુ પણ મરૂ, એ તને ખબર નથી ?"

"પણ બીજી માતાઓ પણ છે તેમની પણ તેવી જ દશા થશે " તેણે ધીમે અવાજે કહ્યુ.

" રાલ્ફ! તને મારે માટે બિલકુલ લાગણી નથી ?"

આખમા આસુ સહિત તેણે કહ્યુ -" માતા! તુ શા માટે આમ બોલે છે ? મને ઘણુ દુ ખ થાય છે, પણ યુદ્ધમા જવુ' એ મારી ફરજ છે "

તેણે ઝપ્ લઈને જવાબ આપ્યો - " તારે અહીં રહેવાની જરૂર છે જો તને કાઈ થયુ તો પછી થઈ રહ્યુ પછી બ્રુસનુ નામનિશાન રહેશે નહિ "

રાલ્ફે જવાબ દીધો -"જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે ત્યારે કોઈ ને કોઈ બ્રુસ પોતાના દેશને માટે પ્રાણ અર્પણ કરવાને, મરવાને બહાર પડ્યા છે. માતા! સાભળ, તુ મને કહે છે કે તુ મો ચાલ્યો છે રાલ્ફ નામર્દ છે, બ્હીકણ છે બાયલો છે, એમ લોકો કહેશે તે તને ગમશે ?" વળી, તેણે કાઈક હસીને કહ્યુ "એવુ કાઈ નથી કે હુ માર્યો જ જઈશ હુ બચી જાઉં પણ ખરો અને કદાચ હાથ પગ ભાગે અગર બીજી રીતે અપગ થાઉં, એ જ "

આખમા આસુ લાવી, મિસિસ બ્રુસે કહ્યુ - " રાલ્ફ! તુ નિર્દય છે, હુ જેને વધારેમાં વધારે પ્રિય ગણુ છુ તે બાબતને તુ હસી કાઢે છે મારા હૃદયના કડકે કડકા કરવાને, મને ભમાગ કરવાને તુ અન્ય લોકોના અભિપ્રાય મને કહી સભળાવે છે "

તેનાથી હવે રહેવાયુ નહિ મુક્તકંઠે ડસકા ખાઈ ત રડવા લાગી

રાલ્ફે કહ્યુ —" માતા રડીશ નહિ મારે ખાતર, પ્રભુને ખાતર રડીશ નહિ "

બારણુ ઉઘડ્યુ અને મિ બ્રુસ અદર આવ્યા મિસિસ બ્રુસને તેણે રડતા જોયા તે તેની પાસે જઈ બેઠા અને ખભે હાથ મૂકી રડતી પત્નીનુ સાન્ત્વન કરવા લાગ્યા રાલ્ફ હોઠ કરડતો પાછો હઠી ગયો

મિસિસ બ્રુસે કહ્યુ - " ફ્લોઇડ! તે આપણને છોડી યુદ્ધમા જવા માગે છે " ડસકાં ના ખાતા તાળી તેણે કહ્યુ -" મારા દિલના ચૂરેચૂરા થાય છે તેની તેને દરકાર નથી "

બ્રુસે, છોકરા તરફ નજર કરી

" ફ્લોઇડ! તમે તેની સાથે વાત કરો, તો સમજાવો, કદાચ તે તમારૂ માનશે

પિતા પુત્ર એકત્ર થયા

" રાલ્ફ! આ બધુ શુ છે ?" કઠોરતાથી તેના પિતાએ કહ્યુ

"મેં મારી માતાને કહ્યુ કે મારે યુદ્ધમા જવુ છે તે મારી ભાવના સમજી શકી નથી" તરફડાટ કરીને બોલતા અટકી પડયો

" તે શુ સમજી શકી નથી ?"

' યુદ્ધમા જવાની મારી ફરજ બાબત સ્ત્રીઓના-માતાઓના હૃદય પોચા હોય છે "

" મારી ફરજ એટલે શુ ?"

રાલ્ફ બોલતા બોલતા અચકાયો પણ તેણે બોલવાનુ ચાલુ રાખ્યુ -"જે યુદ્ધમાં જઈ શકે તેણે જવુ એવી શુ દરેકની ફરજ નથી ?"

ક્ષણવાર શાંતિ ફેલાયા પછી કર્નલ બ્રુસ બોલ્યો -"રાલ્ફ ! બેસ, આપણે આ બાબત કાઇક વિચારથી વાત કરીએ તુ જઈશ અગર રહીશ તેથી લડાઈમા જયપરાજય થવાનો નથી "

"પિતાશ્રી ! દરેક જણ તેવો વિચાર કરે તો —"

"બીજાઓના અભિપ્રાયને આપણે કામ શુ કરવા છે ? તારી વાત અપવાદ રૂપ છે. તુ મારો એકનો એક છોકરો છે, મારે નજીકનુ કોઇ બીજુ સગુ નથી જો મારે કોઈ વારસ ન રહે તો, કોઈ ગમે તે આવી મારી મિલકત ભોગવે એટલુ જ નહિ પણ આ આપણી જાગીર ઉપર આધાર રાખતા ઘણા માણસની કમબખ્તી થાય તેમની સ્થિતિ સુધારવી એ મારા જીવનનો ઉદ્દેશ છે આ રીતે તો તેઓ કેવળ નશીબને અધીન થઈ પડે "

'પિતાશ્રી ! આમા કોઈ નિશ્ચયાત્મક દલીલ મને જણાતી નથી તમારા કામદારોની સભાળ લે તેવા કોઈ વારસને તમે પસંદ કરી લો તો પછી ?"

" રાલ્ફ ! કેટલા જમાનાથી આ જાગીર આપણે ભોગવતા આવ્યા છીએ ? મારી મહેનતના ફળ, મારો છોકરો ન ભોગવે, બીજુ કોઈ ભોગવે, સુધારેલી જાગીર પર બીજા લોક તેમના છોકરા આવી વસે, મજા કરે, તે શુ તારા ધ્યાનમા આવતુ નથી ? તારે માટે અમે કેટલુ કર્યુ છે ? તને કૃતજ્ઞતા નથી ?"

રાલ્ફે જરા ક્રોધથી કહ્યુ —"પિતાશ્રી ! તમારી તરફ કૃતજ્ઞતા બતાવવા માટે મારે બીકણ બનવુ, શરમમા ખપવુ ? માણસના પોતાના જાતના સુખ કરતા સમગ્ર દેશના સુખનો સવાલ વધારે મહત્વનો છે "

'રાલ્ફ !" ઘેર રહી કરવા જેવા ઘણા કામ તારે માટે છે હુ તને તે નક્કી કરી આપીશ રાલ્ફ યુદ્ધમા જવા કરતા કોઈ કોઈ વખત, ઘેર રહેવુ, એમા વધારે બહાદુરી રહેલી હોય છે "

' પિતાશ્રી ! ઘરકામ કરવાને જેઓ વધારે લાયક હોય તે ભલે કરે હુ જુવાન છુ, બળવાન છુ ઘેર રહી હુ વધારે ઉપયોગી કામ કરૂ તેવી કેળવણી મને મળી નથી આવા વખતમા ઘેર રહેવાનો મને હક્ક નથી."

પિતાને હવે ક્રોધ ચડ્યો તેણે કહ્યુ —"બાપ ! તુ ચડતુ ચડતુ કેમ બોલે છે ? નાટકના કોઈ નાયકની પેઠે તારા હક્કની વાત કરવી બધ રાખ અને આ ખૂબ ધ્યાનમા રાખ કે, લશ્કરમાં જોડાવા બાબત તે ફરી વિચાર કરવાની હુ તને મના કરૂ છુ "

રાલ્ફ ઝાંખો ઝપ પડી ગયો તેના મ્હો ઉપરનું નૂર ઉડી ગયું, તેણે લાચાર બની કહ્યું “ પિતા શ્રી !—”

“ મેં તને સમજણની વાત કહેવા માંડી, પણ તે નિષ્ફલ ગઈ જો તને મારી લાગણી માટે સન્માન નહિ હોય તો મારે બીજા ઉપાય લેવા પડશે ”

કેટલાક દિવસ આ તકરાર ચાલી પણ તેવામા મિસિસ બ્રુસ સખ્ત બિમાર થઈ જતા, યુદ્ધમા જવાનો વિચાર છોડી દેવા માટે, માંદગીને બિછાને રાલ્ફ પાસેથી વચન લેવામા આવ્યુ.

* * *

ક્રિસ્ટમસની સાંજ હતી મિસિસ બ્રુસ બેઠા બેઠા એક પત્ર વાચતા હતા

મિ બ્રુસે પૂછ્યુ, “કોનો કાગળ છે ?”

“ વ્હાલા ! એ કાગળ હેલન વેરકરનો છે ”

“ બિચારી હેલન ! બોબી રાલ્ફની સાથે જ અભ્યાસ કરતો હતો,” મિસિસ બ્રુસની નજીક જઈ તેણે કહ્યુ, આપણે રાલ્ફને ઘેર રાખ્યો, તે સારૂ ન કર્યું ? તે જરા ખિન્ન રહે છે, પણ બોબી વેરકરના મરણ કરતા તે સ્થિતિ ઘણી જ વધારે સારી છે

મિસિસ બ્રુસે જવાબ આપ્યો નહિ તે પોતાના હાથમાનો કાગળ વાચતી હતી –

‘ મારી જીવન નૌકામા જે ગાબડુ પડ્યુ છે તે પૂરી શકાય એમ નથી મારા પુત્રના વચનના ભણકારા મને વાગ્યા કરે છે—‘માતા ! યુદ્ધમા જવાનો મને પ્રેમ છે, મને હોંશ છે—પોતાના દેશને માટે મરવુ, એ આત્મભોગ કાઈ નાનોસૂનો નથી અને એ આત્મભોગ મારા બહાદુર દીકરાએ આપ્યો, એ અભિમાનથી મારા નબળા સ્ત્રીહૃદયને નબળુ પણ આશ્વાસન મળે છે

આ વાચતા મિસિસ બ્રુસને થરથરાટ થયો અને પત્ર તેમણે વાળી દીધો ઘરના બારણા ઉઘડ્યા અને ખિદમતગારે કહ્યુ –“ ડા' હર્ટ ”

“ કેમ ડાક્ટર ! શુ છે ?” મિ. બ્રુસે પૂછ્યુ પણ ડાક્ટરનો ખિન્ન ચહેરો જોઈ તેણે વધારે પૂછ્યુ નહિ

“હુ તમારી પાસે ઘણા માઠા સમાચાર લઈ આવ્યો છુ તમારા રાલ્ફને અકસ્માત્ થયો છે’

મિસિસ બ્રુસે સ્હેજ બુમ મારી પૂછ્યુ, “ રાલ્ફને ?”

ડાક્ટરની ખબર કહેવાની ઢબ ઉપરથી તેઓએ અનુમાન કર્યું કે રાલ્ફનુ મરણ થયુ હશે

ડાક્ટરે કહ્યુ –“ મોટરોની અથડાઅથડીમા રાલ્ફ માર્યો ગયો છે”

* * *

રાલ્ફના મરણ પછી તેના માતપિતા એક દિવસ એકલા બેઠા હતા તેઓ તદ્દન શાન્ત હતા એવામા થોડી વારે એકદમ મિસિસ બ્રુસ બોલી ઉઠયા –“ફ્રેડ ! રાલ્ફને યુદ્ધમા જવા આપણે ના પાડી તે હમેશને માટે આપણને ખટખટશે ”

ફ્રેડ બ્રુસના મ્હો' ઉપરનુ લોહી ઉડી ગયું તેણે જવાબ આપ્યો –“ લડાઈમા જવાનો દેશપ્રેમનો, એનો હક આપણે પડાવી લીધો, તેની હોંશ ભાગી નાખી તે આપણે ખોટુ કર્યું છે તેને આપણે જવા દીધો હોત તો હેલન વેરકરને મળેતુ આશ્વાસન આપણને મળત, આપણુ બહાદૂર છોકરા માટે આપણે પણ અભિમાન ધરાવી શકત ”*

* અંગ્રેજી ઉપરથી, યોગ્ય ઘટતા ફેરફાર સાથે

સિદ્ધરાજ જેસંગ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# જિવ્હાકુંવર.

, લેખક—રા હરરાય અમુલખરાય દેસાઈ, બી એ

( ગતાકથી ચાલુ )

ભાષણ ૧૦ મુ

## સપ્તાહ.

**સાભળોછો કે?** તમને બહુ કહેવાની જરૂર નથી તમે ક્યે દહાડે ના કહોછો? પણ અમને કહ્યા વગર બહારોબહાર કઈ પણ કરવુ એ તમારો પત્નિધર્મ નહિ માટે કહુ છુ હુ જાણુ છુ કે આ નાહકની તસ્દી છે હે ઈશ્વર! પતિ મળો તો ભવેભવ આવા જ મળજો ખરેખર હુ તો જેને તેને તેજ કહુ છુ મારા સમ જો ખોટુ કહેતી હોઉ તો

દહાડે વાત કરવાની નવરાશ નહિ તમને જ્યારે જોઉ ત્યારે કામમા ને કામમા ખાતી વખતે સહેજ નવરા ને તે વખતે બહુ વાત કરીએ ત્યારે એવી કરમ કથા કરવાથી તમારા ખાવાનો રસ જાય સવાર, બપોર, સાજ તમે કામમાને કામમા—ત્યારે રહી અમારે ભાગ આ રાત હવે મારી વાત સાભળીને પછી ઉંઘજો એમને એમ નહિ ઉંઘાય

**આજ વાત ન કરૂ?** આજ ન કરૂ તો પછી વખત જ ક્યા છે? આજે ચૌદશ ને કાલે તો સમાપ્તિ છે **સવારે વાત કરૂ?** વળી જાણે તમે સવારના નવરા હો તેમ રાત્રે જ આ ઘરમા ટકોછો તે ભૂલી ગઈ શુ? શુ બોલ્યા? **બહાર નાશી જવુ છે?** કારણ અહિં કોઈ તમને અણગમતુ બોલે છે? તમને કઈ અહીં તુરગમા ઘાલ્યા છે? **તુરગ ખરી?** હા હા, તુરગ તો ખરી જ તો આપ મહેરબાન મારા કેદીજી ને હુ પહેરેગીર યાને કોટવાળ, આ તુરગ તો પ્રેમબધન થયેલા મારા આ કેદીજી મારા પ્રિયતમને રહેવાને માટે પ્રેમગારેથી ચણેલી સમજ્યા? હવે નાટક જવા દો બહુ થયુ આટલા છોકરા આસપાસ ને હવે નાટકનો વખત છે? એ ચેટકના વખત ગયા હવે તો રાઈના પાડ તો વહી ગયા

**શુ બંધ કરૂ? બોલતી બધ રહુ? ઉંઘવુ છે?** આમ નાહક શુ કામ તરછોડો છો! મારા જેવી સ્ત્રી આ બોલોને લાયક નથી હો! જ્યારે જ્યારે વાત કરવા આવુ ત્યારે ત્યારે તમે મને ઉતારી પાડો છો તમે મારૂ સાભળતા જ નથી તમને મારૂ બોલવુ ગમતુ જ નથી બસ, મુગા તે કેમ રહેવાય? ને તમારી સાથે વાત ન કરૂ ત્યારે શુ હુ ભીંતોને સભળાવુ?

**મુગી અવતરી હોત તો ઠીક થાત?** વાહ! શાબાશ! ઠીક ઈચ્છા દેખાડી હુ મુગી અવતરી હોત તો તેમા તમને શો લાભ? ધીમે ધીમે મારા તરફની સર્વ લાગણીઓને તમારા હૃદયમાથી દૂર કરી હવે તો તમને તમારી જાત જ વહાલી છે તમને ખબર છે કે સપ્તાહ બેઠી છે? તમે જાણો છો! ત્યારે ઠીક હુ ને ફોઈબા ભાગવતની કથા સાભળવા જઈયે છીએ તે ખબર છે? શુ સરસ કથા! અરે શુ તે તો સાર! જે કથા પરીક્ષિત રાજાએ સાભળેલી તે! તેનાથી સર્વે પાપ ધોવાઈ જાય છે

**• પાપ કર્યા શુ કરવા ?** પાપ કઈ જાણી બુઝી કરતા હઈશુ ? સહેજમા જાણેઅણજાણે પાપ થઈ જાય તમે આ બોલ્યા તે પાપ, ને માર તમને કહેવુ પડે છે તે પણ પાપ

**ત્યારે બોલુ છું શુ કરવા ?** ભૂલ થઇ મુદ્દાની વાત કથા એ રહી ગઈ આ તો ધન મદર ને કુળ ને બીજાડી પાડે બુમ કરી બીજાડીની વાતપર ઉતરી ને જોગ બાજુએ રહ્યા જુઓ કાલે સપ્તાહ ઉઠવાની છે

**સારૂં થયું કે ઉઠશે ? બિચારો આખડતો મટયો ?** તમે તદ્દન નાસ્તિક છો હુ ધારતી હતી કે કઈ પણ શ્રદ્ધા હશે પણ આ તો છેક જ કરીસ્તાન ખરેખર જેવો આહાર તેવો જ ઓટકાર, જેવી સોબત તેવી જ અસર તમારી દલપ, તમારા દોસ્તો વગેરે તમારા જેવા ભોળા-મનવાળાને આડ રસ્તે દોરી જશે એ મારી બિહક ખરી પડી

**જે કહેવુ હોય તે કહી દઉ ?** હુ તો તે જ કરતી હતી પણ તમે વચ્ચે બોલો છો, ઉધાગ કરોછો, ઉઘવાના ઢોંગ કરોછો ને પછી કહોછો કે બોલીનાખ હું કોની આગળ બોલુ ? મારૂ સાભળતા હોય ત્યારે બોલુની ? જુઓ માધવ પુરાણી—

શુ બોલ્યા ? **તે આદમી તમને પસદ નથી ?** એમા વળી પસદગીનુ કામ જ શુ છે ? ન્યાત આખી સા જાય છે એટલે હુ પણ જઉછુ જો જો વધારે બોલતા જાણુ છુ તમે શુ કહેશો તે તમે કહેશો કે ' વાહે પાપડ, વાહે વડી ને વાહે મુરખી ગધેડે ચડી ' એ તો મને મો પર છે એ બ્રાહ્મણ છે બ્રાહ્મણના છોકરાની નિંદા મહા પાપ છે તેમ કરતા તમે કેમ અચકો નથી ખાતા ? ઈશ્વર કેમ રાજી રહેશે ? તેનો ડર રાખો તે પુરાણી કેવા છે ?

**તે પાપી છે ?** આ તો ધોબી ધુએ મુવે ને તમે ધુઓ વણમુવે શુ તેમનુ જ્ઞાન ! સસ્કૃત તો ચટચટ બોલે છે શુ તેમના હાવભાવ ! કેવી તેમની બોલવાની છટા ! કેવુ સરસ સમજાવવુ ! મીઠી વાણી, નરમાશ, તેજસ્વી આખો, પવિત્રતા, શુદ્ધ આચારવિચાર એ બધા તેમનામા આવા પુરૂષની નિંદા કરતા જરા અચકાઓ, જરાક શરમાઓ

**તે પુરાણીનું મારે નામ જ ન દેવુ ?** કઈ કારણ ? તમારો વાધો જણાવો ને ? તે વ્યાજ ખાઉ છે ? **મારવાડી છે ?** આવી નીચી દૃષ્ટિ કેમ કરોછો ? શુ કામ પાપ વાવોછો ? હવે તો પાપના ઝાડ ઉગશે તમે પૈસાવાળાને પાપી મારવાડી ગણોછો તો તમે તમારા પૈસા ઉડાડી દીધા ? પોતાની પાસે પૈસા હોય તો ઠીક ને બાપડા બ્રાહ્મણના બાળક પાસે દમડી હોય તે ના ખમાય તમારૂ તો ગમે તેમ થયુ, પણ આ રીત છોકરા ન શીખે તેમને તેતો ચેપ ન લાગે

**• મહેરબાની કરી વધારે ન બોલો.** પુન્ય કરવા જઇએ ત્યારે પાપ ન કરો રોકીને ન વાવો ઈશ્વરનો તો ડર રાખો તમારા આવા બોલોથી આ ઘર ધ્રુજે છે કાલે જ કથામા બ્રહ્મ ને બ્રાહ્મણ વચ્ચેના સબધની વાત આવી હતી ને બ્રાહ્મણની નિંદાથી બ્રહ્મ કેવા કોપાયમાન થાય છે તે સમજાવ્યુ હતુ મને તો તમારી ફીકર થયા કરે છે અરે રામ ! રામ ! આમને-ય તો મારી બુદ્ધિ આપ

શુ બોલો છો? હોર તો હાલ્યા, ત્યારે બોની તેને રખેને કઈ પેટમા રહી જાય નથી બોલવુ? ઠીક કર્યું કે ન બોલ્યા, નહિ તો મારા કાન અપવિત્ર થાત કથા સાભળીને પવિત્ર થયેલા કાનમા વળી બ્રાહ્મણની નિંદાના શબ્દો જવાથી મારુ સર્વ પુન્ય નષ્ટ થાત તમારા બોલે બોલ કાળજામા કોતાઈ જાય છે તે દિવસની વાત કહુ કે? પેલા બ્રાહ્મણને પચભાગ આપ્યો હતો એ વખતે શુ બોલ્યા હતા? યાદ છે કે? હુમ્યા! હુમ્યા એટલે પત્તુ

**તમે નથી બોલતા?** અરે બોલો છો અને બાળો છો બ્રાહ્મણના દીકરાને મુઠી ધાન્ય આપ્યુ કે નાક ફુગરાયુ પોતાનુ પેટ ભરવુ છે ને ભોરીંગની પેઠે પડી રહેવુ છે આ અવતાર જે કરશો તેનું ફળ મળશે આવતે અવતાર ને, છે તે નથી થશે ગયા જન્મમા કર્યું છે તેથી આ જન્મે પામ્યા છો પણ આવતે અવતાર તો ટાટા જ તો પચભાગનો શુ તમારો વિચિત્ર અર્થ! જેના પાચે ભાગેના હોય તેને આપવુ એ પચભાગ તમારા તે દીવસના ડામ તો દ્વારકાની છાપ માફક હૃદયપર પડેલા છે પાચે ભાગેલા? પાચે અવયવો જેના ન હોય તેને આપવુ? જેના આખ, જીભ, કાન, હાથ ને પગ ન હોય એવાને આપવુ તે પચભાગ એવી ખોડાવાળો બ્રાહ્મણ થાય એવી ઇચ્છા જ કેમ થાય? બ્રાહ્મણને આપણે નહિ આપીએ તો તે જશે ક્યા? આપણને ઇશ્વરે આપ્યુ છે તો બીજાને આપીએ છીએ

**તેઓ આપણુ લોહી ચુસે છે?** તમે તો હદ કરી તમારા પોતાના છોકરા તમારા આવા વિચારો જાણી લજવાઈ જશે તમને પાપે ચોમેર ઘેરેલા છે કઈ ઉઠાઉઠી કરવાની નથી મને પણ ઘર વહાલુ છે કાને ફક્ત સપ્તાહ ઉકે ત્યારે પોથી પુજા કરી **તમારી પુજા કરૂં?** રોજ તો તમારી પુજા કરુ છુ આ જીવતા દેવને તો મગળા ભોગ, રાજભોગ, શયનભોગ એમ રોજ ધરાવુ છુ હવે કેવી પુજા કરૂ તે સમજાવો દેવની વાતમા પોતે આગળ નાના બચ્ચાઓના મનપર ધર્મની અસર કરવા અરે, ધર્મની છાપ પાડવા પ્રયત્ન ચાલ્યો કે તમારૂ ભાષણ તેમને ઉધે રસ્તે ચડાવે એટલે પત્તુ મારે તો બધુ ધુળપર લીંપણ તે બધા નાસ્તિક બનશે તો દુનિઆ કેમ ચાલશે અમે બૈરા તો અવિનાશી અનત, સર્વથી શ્રેષ્ઠ એવા ઇશ્વરના ભજન રોજ ગાઈશુ તમે તમારે પાપ કરો–પાપના ભારા બાધો સારૂ છે કે પુરૂષના પાપની સ્ત્રીઓ ભાગીદાર નથી, નહિ તો તમે તો મારાપર પાપની પેઠે લાદત

**ખર્ચ ઘણુ થાય છે?** એ તો હુ જાણતી જ હતી આટનુ મોડુ બોલ્યા એ જ મહેરબાની. તમામ બીરી-દોસ્ત, જ્યાફત-દોસ્ત, વગેરે આવે તો તેમની સરભરા વગરપૈસે થાય છે? તેમને ત્યા વારતહેવાર ભીખારીઓ કેમ મોકલાય છે? દેવદર્શન, કથા, વાર્તા, બ્રહ્મભોજન, દાન વગેરેનું ખર્ચ છાતીએ લાગે છે કઇક બોલતા લજવાઓ અજ્ઞાનને દુર કરનાર આ પવિત્ર કથા સાંભળીને આત્મા પરમાત્મામા મળી જાય છે તે તમને ખબર છે? એવી કથારસના સ્વાદ ચખાડનાર પુજ્ય બ્રાહ્મણને દાન પણ ન કરવુ?" પોથી પુજા કરીશ ને કરાવીશ અને છોકરીઓ પામે તે માથે પણ લેવડાવીશ જેથી પરીક્ષિત જેના

રાજાઓના પાપ ટળી ગયા, જેને મોટા મોટા માણુસો મોક્ષ આપનાર માને છે, જે શ્રીભગવાનના ખરા પ્રતાપનું ભાન કરાવી જપ તપ આદિ કર્યાં હોય એવા પાપીઓના મનનો મેલ ધોઈ નાખી તેમને શુદ્ધ કરે છે તેવા ભગવાનની કથા સાંભળ્યા પછી શું તમારા પુંગારાથી ડરી જઈ મારૂ લીધેલું વ્રત હું પુરૂ નહિ કરૂ ? હું તો બ્રાહ્મણને આપીશ જ તમને પાપ કરવા નહિ દઉં

**તમે હવે ના ન કહેતા**—દરેકના ફક્ત બે રૂપીયા જ ખર્ચ આવશે" આટલામાં નાનીકીકીએ ઉંઘમાં 'બા મને પાણી' કરી બૂમ મારી તેથી સભામાં ભંગાણુ પડયું ભાષણકર્તા સ્થાનક ભ્રષ્ટ થઈને પાણી પાવા ગયા એટલે મ્હેં નિદ્રાદેવીનું આરાધન કર્યું અને તે પાછળથી શું ભેળી વાત કરતા હતા પણ અરઉંઘમાં 'પોથી ઉંચકાનીશ' 'માગ બે રૂપીયા' એવા કોઇક ઉદ્‌ગારો મગજને પહોંચતા પણ તેથી કંઈ મારી મીઠી નિદ્રા મને તજી ગઈ નહિ'

આ સ્થળે પોથીપુજા થઈ કે નહિ અને પોથી માથે લઈ તેમની પુત્રીઓ વ્યાસજીની પાછળ ગાતીગાતી ગઇ કે નહિ તેનો કંઇ પણ ઇશારો ગ પોચાલાલે પોતાની નોંધપોથીમાં કર્યો નથી પણ મારા મિત્ર પોચાલાલના પત્નિની સાથના મારા પરિચયથી હું કહી શકું છું કે તે એવા દૃઢ વિચારના હતા કે તેમણે કરેલો મનસુબો તે ફેરવે જ નહિ અને એવું મારૂ ખાસ ધારવું છે કે તેમણે પોથીપુજા કરી જ હશે ને તેમની છોકરીઓ તે ધીરે ધીરે અતુલ્ય પુન્ય થાય છે તે પુન્ય મેળવવા ભાગ્યશાલી થઇ જ હશે

—અપૂર્ણ

---

# દેશી રાજ્યોમાં રાષ્ટ્રીયત્વ.

લેખક—રા. હિંમતસિંહજી સિસોદિયા.

" પ્રજાનો વિચાર મ્હારાથી નથી થયો, પણ તમે હવે આ રંક પ્રજાના કલ્યાણનો વિચાર કરજો પ્રજા રંક છે-ખોતતી નથી પણ મ્હારાથી એને સારૂં કંઈ થયું નથી-તમે ભુલશો નહિ-પ્રજા અન્ન પાન અને શરીર ત્યજી પ્રજાને જાળવજો પ્રજા તમને ભાળવુંછું પ્રજા બીચારી, પ્રજા પ્રજા' —સરસ્વતીચંદ્ર ભા ૩ પા ૧૮-૩૧' ૩ (બીજી આવૃત્તિ)

**ના.** વૉઇસરૉયના પ્રમુખપદ નીચે દિલ્હીમાં મળેલી હિન્દના દેશીરાજાઓની છેલ્લી પરિષદ્ વિષે આપણા આખા દેશમાં ચર્ચા થઈ છે આ પરિષદ્‌ના ખાસ ઉપયોગી પરિણામો શું આવ્યા અગર આવશે તે કાંઈ નક્કી થયું નથી તેથી તેનું કેવું બંધારણ યોજનાનું હશે તે કાંઈ કહી શકાય નહિ બાકી આની પરિષદ્‌થી એક વાત સિદ્ધ થઇ શકે કે આપણા દેશીરાજાઓમાં પરસ્પર મિત્રતા વધતી જશે, એટલે અમદાવાદની છેલ્લી પ્રાંતિક પરિષદ્‌માં દેશીરાજાઓને હવે-મિત્રરાજાઓ તરીકે ઓળખવાની વાત મૂકાઈ-ચર્ચાઈ હતી તે મર્મને સ્વીકાર પામશે રાજાઓની પરિષદ્‌નો અંતિમ હેતુ અને યોજના ગમે તેવા હોય પણ આ પરિષદે રાષ્ટ્રીય દૃષ્ટિએ શું કરવું જોઇએ તેની ચર્ચા અત્રે અપ્રાસંગિક નહિ ગણાય

હિન્દ રાષ્ટ્રીયદૃષ્ટિએ દેશી રાજ્યોમા જે હિલચાલ કે ચળવળ થવી જોઇએ તેમાનુ કાંઇ થતુ હાલ તુ નથી આપણા દેશી રાજ્યોમા પ્રજાહિતના વિચારો અને યોજનાઓને સ્થાન મળતુ નથી વડોદરા એ આ દિશામા પગલા ભર્યા છે અને મહીસુર ત્વરાથી એક પગલા ભરતુ જાય છે, તેમ બીજા બધા દેશીરાજ્યોએ પણ પ્રગતિમાન્ થવાની જરૂર છે કેમ કે મોડી વ્હેલાવી રાજાઓના કનત્ય રીતે જીવન કલ્પિત બનશે એ વાત સર્વ દેશીરાજાઓએ યથાર્થ રીતે સમજવાની જરૂર છે વડોદરા પ્રગતિ આરંભવામા સહુથી પ્રથમ છે છતા પણ તેણે હમણા મહીસુરની પ્રવૃત્તિને અનુસરવાની જરૂર છે વડોદરા ગુજરાતમા ખાસ અનુકરણીય છે, તેથી કાઠિયાવાડી રાજ્યને તેવુ થવાની ઇચ્છા થાય ખરી પણ તેમને બોજા જાણે ઈ નિમનતાઓ નડે છે વડોદરાએ મહીસુરની પ્રવૃત્તિ સ્વીકાર્યા ઉપરાંત એક મહુ જ મોટી ફરજ ધ્યાનમા લેવી જરૂરની છે ના. ગાયકવાડ દેશી રાજાઓમા અગ્ર છે અને તેમણે ગઇ પરિષદ્મા મુખ્ય ભાગ ભજવ્યો છે તેઓ રાજાઓની એ પરિષદ્મા હિન્દનુ પ્રચંડ રાષ્ટ્રીયત્વ દાખલ કરવા પ્રયાસ કરી દેશના અનેક ન્હાના મોટા રજવાડાઓને અનેક કલ્યાણમાર્ગ દર્શાવી પ્રગત કરવા ઘણુ કરી શકે તેમ છે આ બાબતમા તેઓની અમૂલ્ય સૂચનાઓ રાજાઓ સ્વીકારશે જ હિન્દના કલ્યાણ અર્થ રાજાઓનુ ઐક્ય થવુ જોઇએ અને તેમણે પોતાના રાજ્યોમા અનેકધા રાષ્ટ્રીયત્વ પ્રજાકીયત્વને પોષણ આપી દેશીરાજ્યોના નામને સાર્થક કરવુ જોઇએ

દેશીરાજ્યોની રૈયતની અને બ્રિટિશ પ્રજાની સ્થિતિમા ઘણો જ ફેર છે બ્રિટીશ પ્રજામા હવે એકપ્રજાત્વનુ લક્ષણ વિકાસ પામતુ થતુ જણાય છે, ત્યારે દેશીરાજ્યોમા એકપ્રજાપણુ આવ્યુ નથી અને સ્વતંત્ર મહેનાઇથી આવવા અવકાશ કે સંભવ નથી દેશીરાજ્યોમા પ્રજાપણુ તે રાજાપણુ છે, પ્રજા અને રાજા બે પક્ષો નથી-ભિન્ન નથી દેશીરાજ્યોની પ્રજા પોતાના રાજાની ઇચ્છા વહનાનુ અનુરૂપ-અનુકૂળ સાધન છે આ ભાવના પ્રાચીન સમયથી ચાલી આવે છે પ્રાચીનરાજત્વ ટકી રહ્યુ છે એમ કહેવા કરતા પ્રાચીન પ્રજાત્વ નભી રહ્યુ છે એ કહેવુ વધારે અર્થસૂચક છે દેશીરાજ્યોની પ્રજા જીવવા માટે પોતાનુ પ્રજાપણુ મેળવે તો કેવુ સારૂ? ખરૂ પ્રજાપણુ એ રાજાપણુ જ છે પ્રજા અને રાજાને એક બીજાની જરૂર છે માટે બન્નેએ જાગૃત થવુ જોઇએ પરસ્પરની એમની સુષુપ્તિઅવસ્થા ક્યારે વિરમશે એ એક પ્રશ્ન છે જો કે બ્રિટિશ પ્રજાની સહાયવડે દેશીરાજ્યોની પ્રજા પોતાના રાજાને જગાડી શકે ખરી પ્રજાને સુષુપ્તિકાળથી જેટલો ભય છે તેટલો રાજાઓને નથી એ નિર્વિવાદ છે માટે જ દેશી રાજાઓને જગાડવાનુ દુર્ઘટ કાર્ય દેશીપ્રજાને શિર છે અને તે પ્રજા નહિ જાગે તો તેથી તેને નુકશાન વધારે છે ના જાગવાથી રાજાને પણ નુકશાન છે પણ તે હાનની પોતાની દૃષ્ટિએ, પોતાને થયુ છે એમ નહિ લાગે આ દૃષ્ટિથી તે કદાચ નહિ જાગે પણ તેથી પ્રજાને મોટી હાની થશે તે ધ્યાન પ્રજાએ જાગી રાજા સમક્ષ મુકવા જોઇએ કેટલાક રાજાઓ જાણીજોઇને પ્રજાની હાજતો તરફ દુર્લક્ષ્ય આપતા હશે તેમને પ્રજાએ જાગૃત કરવાની જરૂર છે રાજાઓને તેમના કર્તવ્યોનુ ભાન પ્રજાએ કેટલીકવાર કરાવવુ પડે છે પ્રજાના કલ્યાણઅર્થે રાજાઓએ અનેક પ્રવૃત્તિઓ અનેક સંકટો વેઠીને પણ કરવાની જરૂર છે

• દેશીરાજ્યોની પ્રજાને જાગૃતિનુ બળ–તત્ત્વ–તે જ ઉપલા પ્રજાકીયત્વમાથી મળી શકશે તે પ્રજાકીયત્વ સ્વીકારી યોગ્ય ફેરફારો સહિત તેના માર્ગોએ ચાલવા તેમણે તૈયાર થવુ જોઇએ પ્રથમ ભિન્ન ભિન્ન દેશી રાજ્યોમા એકપ્રજાપણાની ભાવના ફેલાવવી અને એકપ્રજાતરીકે તેઓએ અનેક ન્હાની મોટી હીલચાલો શરૂ કરવી જોઇએ શરુઆતમા રાજકીયત્વથી દૂર રહી તેને હાથ ધરવાની શક્તિ અને યોગ્યતા મેળવવા શિક્ષણ લેવુ જરૂરનુ છે અમુક પગથિએ ચ્હડયા પછી, ધીરે પણ દૃઢતાથી બીજા ક્ષેત્રમા તેણે વધવુ જોઈએ હાલની સ્થિતિમા રાજાઓ આ પ્રવેશ વધાવી લેશે ઉચ્ચ ઉદ્દેશો ધારણ કરી દેશીરાજ્યોની પ્રજાએ પોતાની એક પરિષદ્ સ્થાપવી અને જેમ પ્રાંતિક અને રાષ્ટ્રીય પરિષદો બ્રિટિશ સરકારની સમક્ષ પોતાની હાજતો જે દૃઢતાથી અને વજનથી રજુ કરે છે તેમ દેશીપ્રજાજનો આ પરિષદ્‌ના ઠરાવો દેશી રાજાઓ પાસે જ પ્રજાઐક્યના પ્રભાવથી અમલમા મુકાવશે આ પરિષદ્ રાષ્ટ્રોન્નતિ કરવામા અનેકવા સત્વર સફળ થશે

નામદાર વૉઇસરૉયનો ઉદ્દેશ રાજાઓની પરિષદ્‌માથી ભવિષ્યમા રાજાઓનુ એક મજબુત મંડળ બનાવી તેઓને બ્રિટિશ હિન્દના કારોબારમા ભાગ લેતા કરવા એવો છે એમ જાહેર થયુ છે આથી વૉઇસરૉય રાજાઓ ઉપર બહુ પ્રીતિ રાખેછે એમ જણાય છે, પણ તે રાજાઓની પ્રજા તરફ કેવા પ્રકારની લાગણી હશે એ સમજાય તેમ નથી દેશીરાજાઓનો મ્હોટો ભાગ ખરૂ પ્રજાહિત કરવામા તદ્દન પછાત છે પણ જ્યારે ના. વૉઇસરૉય તેમના માટે આવુ ઇચ્છે છે તેનુ તેઓ સમજશે કે તરત તેઓને બ્રિટિશ કારોબારથી સપૂર્ણ જાણીતા થવાનો પ્રયાસ કરવાની જરૂર પડશે એ ખરૂ, પણ ભય છે કે તેઓ બીજી બહારની નકામી ધમાલોમા પડશે અને જવા આવવામા ઘણુ વ્યર્થ ખર્ચ કરશે આથી પ્રજાહિત શુ થશે ? બ્રિટિશ સરકાર જેમ પોતાની પ્રજાનુ હિત કરવા બધાયેલ છે તેમ દેશીરાજ્યોની પ્રજાનુ હિત વિચારવાની પણ તેની તેટલી જ ફરજ છે એટલા માટે જ દિલ્લીપરિષદ્ વખતે ના. ગાયકવાડે જે વિચારો દર્શાવ્યા છે તે સ્વીકારી સત્ય ચક્રવર્તી બુદ્ધિ ધારણ કરી રાજાઓ ઉત્કૃષ્ટ ભૂમિકામાં લાવવા માટે અનેક પ્રગતિમાન્ પ્રવૃત્તિઓ તેમણે હાથ ધરવી જોઇએ ના. ગાયકવાડ પ્રજાની નાડીના પ્રખ્યાત હકીમ છે તેથી દેશીરાજાઓ પોતાના રાજ્યો ઉત્તમ બનાવવામા પ્રવૃત્તિ પરાયણ રહે એમ તેઓ ઇચ્છે એ સ્વાભાવિક છે ના. વૉઇસરૉય આ પરિષદ્‌ને અગે આવી ભાવનાને પોષવા–સતેજ કરવા પ્રવૃત્ત થાય તો તેથી વધારે સગીન લાભ થવા સભવ છે આ પરિષદ્‌થી વસ્તુત યથાર્થ લાભો પ્રત્યક્ષ થવા માટે રાજાઓની પરસ્પર દૃઢ મૈત્રીની જરૂર છે ભાષાદૃષ્ટિએ જોતા પણ હિન્દના અનેક ભિન્ન ભાગોમા આ પરિષદ્‌ની શાખાઓ સ્થાપવી જોઇએ, અને રાષ્ટ્રીયપરિષદ્‌ના ધોરણસધારણ અનુસાર નિયમપૂર્વક સતત્ ઉત્સાહી સગીન કાર્ય થવુ જોઇએ તેના પરિણામ ગમે ત્યારે આવે તે જોવાનું નથી પરન્તુ મહીસુર અને વડોદરાને બરાબર અનુસરવા પ્રજાહિતના કાર્ય કરવા રાજાઓને હમણા તો તરત બે બાબતો તરફ પોતાનુ લક્ષ્ય દોરવાની ખાસ જરૂર છે

દેશીરાજ્યોની સમસ્ત પ્રજાના કલ્યાણ માટે જે બે પ્રાથમિક સુધારા લાહોરનું 'ટ્રિબ્યુન' પત્ર સૂચવે છે તે તા ૧૩-૧૦-૧૬ ના "કૉમનવીલ"મા આપ્યા છે તેનો નીચે ઉતારો કરવામા આવ્યો છે —

(૧) "રાજાઓમા પરસ્પર દસ્તર સબધ-મૈત્રી, અને

(૨) સમસ્ત દેશી રાજાઓ-રાજ્યોનો (સયુક્તરીતે) પ્રાતિક સરકારોને બદલે હિન્દ સરકારસાથે સબધ "

"હાલ દેશીરાજાઓ પરબારા-છુટથી પરસ્પર મળી શકતા નથી આ અવરોધની વ્યાવહારિક મુશ્કેલીઓ અનેક છે માટે જો તે લઈલેવામા આવે તો દેશીરાજાઓના કલ્યાણમાર્ગ અનેકરીતે વધારે ત્વરાથી ખુલ્લા થવા માડશે એ નિ સશય છે વડોદરાના અને મહીસુરના રાજ્યોની પ્રવૃત્તિઓનુ ઘણુંઓ અનુકરણ કરે એક બીજાને તપાસતા ખામીઓ દુર કરવા પરસ્પર અનુભવી અધિકારીઓની લેવડદેવડ થશે આવો આતરિક સબધ કેવો ઉપયોગી છે તે આ દ્દષ્ટાન્તથી જણાશે મહીસુરના અને વડોદરાના હાલ માજી દીવાન શ્રીયુત વિ. પિ. માધવરાવે મહીસુરની ઈકોનોમીકલ કૉન્ફરન્સથી ઉત્તમ ફળો નીપજ્યા છે એવુ જાણ્યુ કે તરત તેઓએ સાનુ કામકાજ જોવા એક અમલદારનેત્યા મોકલ્યો થોડા વખત પછી તેઓએ પોતાના અમલમા વડોદરામા એક ઈકોનોમીકલ કમિટી સ્થાપી કે જે મહીસુર પ્રમાણે હમણા કામ કરે છે આથી રાજ્યને ઘણા લાભ થાય છે અને થશે જો બન્ને રાજ્યો આ દિશામા સયુક્ત કાર્ય કરે તો તેથી ઘણો જ ફાયદો થાય "

"મોટા રાજ્યો કરતા નાના નાનાઓને આવી સયુકતતા-સહકારિતાની ઘણી જ જરૂર છે વડોદરા તો એકલુએ કરી શકે, પણ બીજા નાના રાજ્યો કરી શકે નહિં તેમને મહીસુર જેવાની મદદ થી ઘણો લાભ થાય "

"આગલા વખતની માફક હવે સરકારને દેશીરાજ્યોના પરસ્પર સબધથી કાઈપણ ભય રાખવા જેવુ નથી કારણ કે હાલના વિગ્રહમા આ રાજાઓએ જે રાજભક્તિ દર્શાવી છે તે કદી ભુલી જવાય તેવી નથી, આવી સ્થિતિમા ઉપરોકત અવરોધ કે જે દેશી રાજ્યોની એક યા બીજી રીતે પ્રગતિ અટકાવે છે, તેને ચાલુ રાખવો કોઈપણ રીતે વ્યાજબી નથી "

"બીજો સુધારો મુશ્કેલીથી ભરેલો છે આ મુશ્કેલીઓ દુર કરવાની ખાસ જરૂર છે કારણ કે જ્યા સુધી દેશીરાજ્યો જુદા જુદા-હિન્દ સરકાર, પ્રાંતિક સરકાર અને જિલ્લાના અમલદારની નીચે છે ત્યા સુધી તેમની ઇચ્છિત સહકારિતા થઈ શકશે નહિં આવી સહકારિતા આપે તેવા જ સુધારા જરૂરના છે "

આ બે બાબતોની અસરે સયુક્ત રહીને માગણી કરવી જોઈએ પહેલી વાત બહુ સહેલી છે અને તેને માટે રાજાઓની દરખાસ્તની માગણીઓ જ આવશ્યક છે રાજાઓની પરિષદ્‌ન યોજક તરીકે ના. વૉઈસરૉય દ્વારા બીજી બાબત પણ વગર મુશ્કેલીએ તેમની સહાનુભૂતિથી સફળ થાય તેમ છે જરા મ્હેતુ જોઈએ, કે ના. વૉઈસરૉયનો એવો પણ આતરિક વિચાર

હોય ? રાજાઓની આવી પરિષદ હોઈ તેમને પરભાર હિન્દ સરકાર સાથે સબંધિત કરવા આવો વિચાર હો એમ કાંઈ ન હિ કે ? દેશી રાજ્યોને વચ્ચે જે ઝખનગીરી-આળપંપાળ ભોગવવી પડે છે તેથી તેઓ પોતાની સ્વતંત્ર પ્રગતિ કરી શકતા નથી પરિષદ ના વૉઈસ૨ૉય પાસે આ માગણીએ મુકવી અને જો તે સ્વીકાર પામે નહિ તો પરિષદના યોજકત્વ ઉત્પાદકત્વ-માં ખામી-ઝાંખપ આવશે દેશીરાજ્યોનો પરબારો સબંધ થયા પછી આ પરિષદ રાજાઓ તેમ જ સરકારને બહુ જ ઉપયોગી થશે કારણ કે પરિષદદ્વારા જ દેશીરાજાઓના અવાજ સરકારે સાંભળવાના રહેશે અને હાલ જે મહેનત-પંચાત દેશીરાજ્યો માટે સરકારને જુદી જુદી રીતે કરવી પડે છે તે મટી જશે એજન્સીઓની મોટી ખટપટ પણ દુર થશે ના ગાયકવાડે આવા જ આશયથી એક બીજાના આંતરિક રાજ્યતંત્ર-વહીવટમાં ભાગ નહિ લેવા સબંધે કંઈક કહ્યું હતું હાલનો દેખાવ પ્રજાની સંભાળ કરવામાં રાજાઓ પાસે ઓછો ઉતરે તેમ નથી તો પરિષદની ફરજ સાર્થકતા પ્રજાનું હિત સાધવામાં જ છે એવી રાજ્યો આદર્શ રૂપ બન્યા પછી જ રાજાઓ બ્રિટિશ વહીવટમાં ભાગ લે તો તે ક્ષમ્ય ગણાય આવું થયા પહેલાં તો રાજાઓએ *Charity begins at home*-સિદ્ધાન્તને મનન કરી અળગી રહેવું જોઈએ આ સિદ્ધાન્તનો અનાદર ઉત્તમ રાજ્યનીતિ વિરૂદ્ધનો છે આદર્શ રાજ્યનીતિપટુ થવા માટે ઉત્તમ રાજ્યનીતિનિયમોના માર્ગ ચાલવું જોઈએ હિન્દની રાષ્ટ્રીયપરિષદ આવા સમર્થ પુરૂષોની બુદ્ધિ અને શક્તિનું ખર્ચ અથવા વપરાવા-ખર્ચાવવાનું સ્થાન છે તો ઉપર કહ્યું છે તેમ રાજાઓની પરિષદનું બંધારણતંત્ર તે અનુસાર કરવા રાષ્ટ્રીય ઉદ્દેશે દક્ષતાથી સ્વીકારી લેવા-તે યોજનાનો ફેરફાર પરિષદમાં સરળતાથી સંપૂર્ણ રીતે ચર્ચાઈ મંજુર થવો જ જોઈએ આ માટે હું મારો માનસિક વિચાર દેશમાં ફેંકું છું અને યોગ્ય સ્થળે તેનો સત્કાર થશે-નિભાવ પણ થશે

દેશી રાજ્યોની પ્રજાની દરેક પ્રકારની સ્થિતિનો ઉંડો વિચાર શું બ્રિટિશ પ્રજાના ઉદાર નેતાઓ અને પ્રજાકીય ચળવળના હિમાયતીઓ નહિ કરતા હોય ? તેઓને દેશી રાજ્યની પ્રજા માટે લાગણી-દેશ દાઝ નહિ હોય ? તેઓને ખામીઓ અને સુધારા નહિ સુઝતા હોય ? તેઓ બધુંયે જોઈ શકે છે તેઓના પોષકતત્વો દેશીરાજ્યોમાં નથી હશે તો તે સ્વતંત્ર સબળ નહિ હોય છતાં તેઓ દેશીરાજાઓ પાસેથી મોટી મોટી આશાઓની અને સિદ્ધિઓની અપેક્ષા રાખે છે આ અપેક્ષા દેશીરાજાઓ અથવા તો તેમની પ્રજા એ સંયુક્ત વા વિયુક્ત રહીને સંપૂર્ણ કરવા સમર્થ છે આ અપેક્ષાને દેશી રાજ્યોમાં જો ન્યાય ન મળે તો તેઓને કેવડો ઉંડો ધા પડે ? બ્રિટિશ રૈયત રાષ્ટ્રીયત્વ તરફ ઢળવા લાગી છે અને તે પોતાના ઉદ્દેશો સફળ કરવાની સ્થિતિમાં આવે ત્યારે દેશી રાજ્યોની પ્રજાને પોતાની સાથે જ ઉભેલી જોવાને આતુર છે દેશી રાજ્યોનો વિસ્તાર આખા હિન્દના ચોથા ભાગનો છે તો તેઓ આવી સ્થિતિમાં ન આવે-પછાત રહી જાય તો હિન્દના રાષ્ટ્રીય ઉદ્દેશમાં-તેની સિદ્ધિમાં-ખામી આવે અને આ ખામી માટે રાજાઓ જવાબદાર છે તો તેઓ પ્રમાદી નહિ રહે તે માટે પાડોશી પ્રજા-બહેન ચિંતા કરે તો તેમાં શું નવાઈ ? આવી ચિંતાના વિચારથી બ્રિટિશ રૈયતના નેતાઓ પણ દેશી રાજાઓ બ્રિટિશ કારોબારમાં ભાગ લે તેવું ઇચ્છતા નથી વળી બધા રાજાઓ મહીસુર



દુધવાળી

By the courtesy of Mr Joglekar
of Lacto Nectar Depot,—Sion Bombay

અને વડોદરા માફક સ્વતંત્ર બુદ્ધિ અને અભિપ્રાય તથા ઉદાર કર્તવ્યવાળા નથી કે જેઓ સુપ્રીમ કાઉ સીલમા યોગ્ય અને વિવેક –સમર્થો ભાગ લઈ શકે બ્રિટિશ રૈયત અને તેના નેતાઓની ના આવા કારણોથી છે, અને નહિ કે તેઓને રાજાઓ માટે માન નથી તેથી રાજાઓના ઉદાર આશ્રય અને સહકારિતાની તો તેઓ રાહ જોઈ બેઠા છે ઘણા જાહેરકામોમાં રાજાઓએ મદદો પણ ઘણી કરેલી છે તેથી તેમના વિષે બ્રિટિશ રૈયત અનિષ્ટ ઈચ્છે જ નહિ ધાર્મિક સામાજિક વગેરે બાબતોમા તો ઉભય પ્રજાઓ પણ એક જ છે, જુદી નથી આ પ્રજાને રાજાઓ સાથે તો જુના વખતથી સમબન્ધ છે પણ સરકાર સાથે તો હમણા મૈત્રી (સબંધ) થઈ છે બ્રિટિશ કારોબારમા હિન્દી રાજાઓ ભળે તો બ્રિટિશ રૈયતને "મામાને ત્યા વિવાહ અને મા પીરસે" તેવુ થાય, અને રાજાઓ પણ બ્રિટિશ રૈયતપર પોતાની પ્રજાવત્ વત્સલતા રાખે. ઉભય રૈયતો ભિન્ન પ્રજાઓ નથી–એક જ છે–પણ ભિન્ન અધિકારો નીચે છે ગમે તેમ હોય પણ ' આગે માર્યા પાણી જૂના પડતા નથી " ઉપર દર્શાવેલી ચિંતા સિવાય બીજુ કશુ કારણ નથી, પણ હવે ના ગાયકવાડના ઉત્તરથી તો આ ચિંતાએ ચાલ્યા જવુ જોઈએ, પણ આ ઉત્તર–વિચારની સિદ્ધિમા શ્રદ્ધા શી રીતે રાખવી?

આ શ્રદ્ધા રાખવી એ રીત છે તો તેમ કરવા સાથે બ્રિટીશ રૈયત–મ્હોટી બ્હેને નાની બ્હેનને અને તેના પતિને આમંત્રણ–વિનતિ કરવી આ વિનતિ જેમ કરવી એ મ્હોટી બ્હેનનુ કર્તવ્ય છે તેમ તે માન્ય રાખવી એ પણ નાની બ્હેનનુ કર્તવ્ય છે, તો મ્હોટી બ્હેન એટલે હિન્દરાષ્ટ્રીય પરિષદ્ દેશી રાજાઓને પ્રજાઓને અને સરકારને વિનતિ કરે તો શુ ખોટુ? રાજાઓએ અથવા તેમની પરિષદે આ વિનતિ અને સૂચના અવશ્ય સ્વીકારવી જોઈએ જ પ્રસ્તુત વિષય માટે રાષ્ટ્રીય પરિષદ્‌ની સૂચના જો થાય તો તે ઘણી જ વ્યાજબી છે અને તેથી તે રાજાઓની પરિષદે સ્વીકારવી જ પડે પણ રાજાઓ પ્રજાના પાલક છે તે બાબતનો ઉંડી નજરે વિચાર કરીને તેઓએ એ રાષ્ટ્રીય પરિષદ્‌ના ઉદ્દેશ પોતાની પરિષદ્‌મા સસ્નેહ સ્વીકારવા અથવા તેમ નહિ તો તેમણે તે પોતાના રાજ્યોમા અમલમા મૂકવા સતત અને દૃઢ પ્રયાસ–યોજનાઓ કરવી જોઈએ, એ તેમનો ધર્મ છે આ ધર્મના પાલનથી પોતાની પ્રજાનુ તે પ્રમાણે હિત કરી મફત અને ફરજીયાત કેળવણીની બાબતમા નરો રાની માર્ગ સરનારો બતાવી આપવુ કે કેળવણીના પ્રસારથી પ્રજામા પ્રજાપણું ખરી રીતે છે–આવી રીતે છે કહેવત છે કે " ઢોર ચર્યે ઢોર થાય અને માણુસ ચર્યે માણુસ થાય ' આખા હિન્દનો ઉન્નતિ માટે સ ન ગામની લગામ રાજાઓના હાથમા રહેલી છે તો પોતાના ધર્મપાલનથી અથવા રાષ્ટ્રીય પરિષદ અને ઐક્ય અનુભવવાથી તેઓ આખા હિન્દને આભારી કરી પોતાનુ મધ્ય સ્થ રાજ્ય સિદ્ધ કરી શકશે

અન્તમા હુ એટલુ ઈચ્છુ છુ કે નજીકના ભવિષ્યમા રાજાઓની પરિષદ અને રાષ્ટ્રીય પરિષદ પરસ્પર સહાનુભૂત–સહકારી–ઉપયોગી અને લાભદાયી નિવડો આવી દિશાઓમા હિતના સમર્થ તત્ત્વોને વિનતિ–સૂચના કરવી જોઈએ કે આવતી રાષ્ટ્રીય પરિષદે દેશીરાજ્યોની પરિસ્થિતિ સબંધે ઉંડો વિચાર કરી ઉભય રૈયતોની દરેક

ભારતમા અપૂર્વ એકતા થાય તેના માટે યોગ્ય-વ્યવસ્થિત યોજનાઓ-ઉપાયો-પગલા લેવા જોઇએ-રાજાઓની પરિષદ્ અને હિન્દ રાષ્ટ્રીય પરિષદ્‌નુ ઓતપ્રોતપણુ-તાદાત્મ્ય કરવા માટે ઉભયે પ્રયાસ કરવા જોઈએ અને સમ્પ્રવૃત્તિક-સહચારી જ બનવુ જોઈએ, એ સહચારિતામા ભારતનુ અહોકલ્યાણ છે ભારતવાસીઓને ભારતનુ કલ્યાણ ; એ જ ત્હેમનો સત્યધર્મ છે, ત્હેમના હૃદયમા એ જ પવિત્ર ધર્મભાવના અખંડ જ્યોતિથી પ્રકટો, પ્રકાશવાન્ બનો અને વિશ્વની અનેક પ્રજાઓમા પોતાનુ પ્રધાનત્વ સ્થાપી ભારતને આદર્શ-ભૂમિ બનાવી ભારતના પુત્રો તરીકે જન્મ્યાનુ સાર્થક્ય કરો ! પ્રભુ પ્રગતિવાનને નિત્ય સાહાય્ય આપે છે, ભારતવાસીઓની અનેક પ્રગતિઓમા પ્રભુ હમેશા સાથે જ છે !

---

# પિતાનો પરાભવ.

( થોડાક પત્રો )

સંપાદક-રા સેવાધર્મી.

પરમ પ્રિય પિતાજી !

આપનો પ્રેમભર્યો પત્ર મળ્યો છે એલએલ બી મા પાસ થવા માટે મને અભિનંદન આપો છો તેથી ઉપકાર માનુ છુ આ વખતે પ્રશ્નપત્ર સારા હતા, એટલે ફર્સ્ટ ક્લાસમા આવી શકાયુ તેમા કાંઈ હુ એટલાં બધા વખાણને પાત્ર નથી

હવે ભવિષ્યનો વિચાર કરવાનુ તમે લખો છો તે તદ્દન વ્યાજબી છે તમારી મુખ્ય સૂચનાઓ ત્રણ છે—૧ ઍડ્વોકેટની પરીક્ષા આપી મુબાઈમા ધંધો કરવો ૨ અમદાવાદમા વકીલાત કરવી ૩ મુનસફની નોકરી માટે પ્રયત્ન કરવો

૧ ઍડવોકેટની પરીક્ષા આપીને પાસ થયા પછી ધંધો કરવામા મુખ્ય સહાયતા સોલીસીટરોની જોઇએ છીયે, અને આપણને હાથ દે તેવો કોઈ સોલીસીટર હોય તેમ લાગતુ નથી એટલે તમારા ઉપર બોજારૂપ થઈ, વર્ષોના વર્ષ સુધી ઘેરથી પૈસા મગાવી, ફેશનેબલ કપડા પહેરી મુબાઈમા સહેલ સપાટા મારવા તે પસદ કરવા યોગ્ય નથી

૨ અમદાવાદમા વકીલાત કરવાની તમારી બીજી સૂચના છે તમે લખો છો કે તમારા દરજ્જાને લીધે અમદાવાદમા સારી પ્રેક્ટીસ મેળવી શકાશે વળી એકાદ બે કજીયા ખાવ તમારી ઓળખાણના છે, તથા એક માજીસ્ટ્રેટ સાહેબ તમારા ખાસ સબધી છે એટલે સફળ

થવાનો સભવ વધો જ રહે છે હુ ઇચ્છુ છુ કે આપે આ રીતે મને લખ્યુ હોત નહિ કદાચ રેવેન્યુ ખાતાના વાતાવરણમા આ બધુ તમને ઘણુ શુદ્ધ લાગતુ હશે પરતુ કચ્યા દનાનો ધિક્કારવા યોગ્ય છે તેમ જ ન્યાયના ધધામા પક્ષપાતનો વિચાર કરવો તે કામ પાપનુ છે મારા ટુકા અનુભવ ઉપરથી હુ કહી શકુ છુ - રોમના રાજ્યમા કાયદાના સલાહકારનુ કામ જેટલુ ઉદાત્ત હતુ તેટલુ જ હવે તે નીચ થઈ ગયુ છે હવે પક્ષાપક્ષી અને લાગવગની બધી વાતો કરે છે, એટલુ જ નહિ પણ વકીલો તથા પોતાના પેટ ભરાય તે માટે ગુમાસ્તાઓ અને કારભારીઓ, નવા કજીઆ ઉભા કરાવે છે કાંઈ ડોશીડગનુ ખોટી કાઢી એટલે કાગળ ઉપર સહી કરાવી લઈ ગરીબ બિચારા કાયદેસર હકદારને પજવે છે આપણા વકીલો ન્યાય ક્યા છે તે ખોળવા ન્યાયાધીશને મદદ કરતા નથી પરતુ ગમે તે રસ્તે પોતાનો કેસ ખરો જ છે તેમ ઠરાવવા મથે છે ખરૂ જોતા બન્ને પક્ષના વકીલો તે પક્ષકારો નહિ પરતુ ન્યાયાધિશના મદદગાર હોવા જોઈએ, અને ન્યાયના પક્ષકાર હોવા જોઈએ, તેને બદલે ઘણા વકીલો હવે ગુન્હાઈના મદદગાર થવાનુ કામ કરે છે હલકા, નીચ, અને ધર્મહીન કજીયાદલાલોના દલાલ થવા તથા લાગવગવાળા ગુમાસ્તાથી ડરતા વકીલ થવાનુ હુ જરાયે પસદ કરતો નથી અને તે ધંધાનુ વાતાવરણ જ હવે એવુ બની ગયુ છે કે મારા જેવા વિચારવાળાને તમે બધા ‘દુનિયાદારી’ના માણસો નકામો જ ગણો પરતુ મારા મનથી હુ એ વાતાવરણને ધિક્કારૂ છુ, તુચ્છકારૂ છુ મારા પેટ કરતા મારા આત્માને હુ વિશેષ ગણુ છુ.

૩ મુનસફની નોકરી ઉપર ન્યાયનો જે વિચાર આપ્યો છે તે ઉપરથી મુનસફ તે ન્યાય ન્યાયે કરતો હશે કે અન્યાય, તે એક પ્રશ્ન છે મારો વાંધો બીજો છે મુનસફ તે સરકારી નોકર છે અને અહિંની સરકાર પોતાના નોકર પાસે ફક્ત કામ માગે છે એટલુ જ નહિ પણ તે ઉપરાન્ત બીજુ ઘણુ માગે છે અને તેમાંની સાથી કઠણ માગણી તો એ છે કે કોઈ પણ અમલદારે રાજ્યકીય હિલચાલોમા ભાગ લેવો નહિ આ માગથી ન ખમી શકાય તેવુ છે રાજકીય હિલચાલ એટલે દેશોન્નતીની હિલચાલ દેશના ભણેલો વર્ગ જ સરકારી નોકરીમા હોય અને તે નોકરો આ દેશોન્નતીની હિલચાલોમા ભાગ લેતા અટકે ત્યારે તેમા ભાગ કોણ લે? સરકાર પોતાના નોકરો તરફ અવિશ્વાસની નજરે જુવે છે એક તો દેશોદયની હિલચાલમાં ભાગ લેવાનો નહિ અને વળી વફાદારીના સોગન લેવાના!! આનો અર્થ શો? એટલો જ , સરકારને શક છે કે તમે વફાદાર છો કે નહિ શુ કોઈ પણ સ્વમાનવાળો માણસ આ ખમી શકે? વળી નોકરીમા આટલેથી પતતુ નથી ખાતાના ઉપરીને મળતુ જોઈએ, એટલુ જ નહિ પણ કારભારી અમલદાર, કલેક્ટર સાહેબ - કમિશનર સાહેબ આપણા ગામમાં આવે એટલે આપણે તેમ સલામ ભરવા જવુ જોઈએ અને તેમને ઉતારે રાહ જોતા, અણગમતા પરોણાની માફક કલાકો સુધી ઓટલે ઉભા રહેવુ પડે આ શુ કોઈના પણ સ્વમાનને છાજે છે?

ઉપરના કારણોસર આપની તરફની સુચનાઓ સાથે હુ સમત થઈ શકતો નથી, માટે મને માફ કરશો બીજો કાઈ હુકમ ફરમાવશો

લી ઠાકુર —

ચિ ભાઈ

તારો કાગળ મળ્યો છે વાંચીને ઘણો અફસોસ થયો છે આ તમારું ભણતર તમને દુનિયાને માટે નકામા બનાવે છે, તે હું આજે અનુભવું છું નવી આ નવા જમાનામા, તીખા તમતમા ભાષણો અને ન્યૂસપેપરના આર્ટીકલોથી તમારા મગજમા સ્વમાનના કાંઈ વિચિત્ર વિચારો ઘુસી ગયા છે તે જોઈ હું અજાયેબ થાઉં છું હજી તમે બિનઅનુભવી છો પૈસા શી ચીજ છે તેની તમને ખબર નથી, દુનિયાની અડચણો વેઠી નથી તેથી જ આ પ્રમાણે લખો છો વળી ધર્મ, અધર્મ, અને આત્માની વાતો કરો છો તમે નવા ભણેલા, સુધરેલા લોકો ધર્મ શું જાણો? હજી દુનિયાના ટોટના ખાશો ત્યારે બધી સૂઝ પડશે માટે મારા આગના કાગળ ઉપર વિચાર કરતા રહેજો, અને મારી સૂચનાઓ પસંદ હોય નહિ તો તમે શું કરવા ધારો છો તે તો લખી મોકલ્યો? "નેતિ નેતિ" તો ધર્મમા ચાને ધંધામા નેતિ નેતિ' કરશો તો ખાશો શું? સરકારી નોકરીમા મને સુખ છે એ તો મ્હારું તને ગભરામણ થતી હશે માહિ પેઠો સુમરો નિકળે એમા કાંઈ હુન્નરીયાગીરીની જરૂર નથી પછી તેમ કાને શું થશે તેની ચિંતા પણ નથી કરવી પડતી થાય એટલું કામ કરવાનું ને પછી ખીંટીયે પોતિયા આ અમારો અનુભવ છે ભાઈ એ તો હુયે થયો છું અને દેશસેવા, દેશમેવા મારા મગજમાયે ઘુમતી હતી પણ હવે તો છાપું વાચવાનોયે ટાઈમ નથી મળતો દેશની દાઝ હોય તો સારા અમલદાર થઈયે, કોઈને વિના કારણ પજવીયે નહિ એ જ બાકી એમા સ્વમાન શું જતું રહે છે? આપણા ઉપરી સાહેબ પાસે ઉભા રહેવું કે હાજી હા કરવું તે તો સભ્યતા કહેવાય હું તો એમ ધારું છું છતાયે તારા શા વિચાર છે તે મને લખજે બીજા કોઈ ખાતામા નોકરી લેવી હશે તો પણ બનતું કરીશ અને સાહેબની ચીઠી મળશે તો વળી પ્રોવિન્શીયલ માટે પણ પ્રયત્ન કરી શકાશે હમણા વકીલાત કરવા માંડીશ તો પછી બીજું ધીમે ધીમે કરાશે જે વિચાર થાય તે મને લખજે જરાયે ગભરાઈશ નહિ

લી ના આશીર્વાદ

---

પરમ પ્રિય પૂજ્ય પિતાજી !

આપનો પત્ર મળ્યો છે આપના વિચાર બધા હું સમજી શકું છું છતા યે આપ મને વિચાર દર્શાવવાની આટલી બધી છૂટ આપો છો, તેથી હું ઘણો જ ઉપકાર માનું છું અને આપના મગજમાયે એક વાર દેશસેવાના વિચાર આવતા હતા તે વાતથી ઉત્તેજિત થઈ આ પત્ર જરા લંબાણથી લખું છું

મે તો મારે વિષે વિચાર કર્યો છે જો મારે કોઈ પણ ધંધો જ પસંદ કરવો હોય તો હું મળતરનો વિચાર કરતાં પહેલા મારા આત્મા તથા સ્વમાનનો વિચાર કરું વળી તે ધંધો દેશને લાભકારી છે કે નહિ તેનો વિચાર કરું અને તેમા મારી સ્વતંત્રતા સચવાઈ શકે કે નહિ તે પણ વિચારું

પરંતુ તેવો ધંધો ખોળવાનું પણ મે માંડી વાળ્યું છે હું જુદા જ નિર્ણય ઉપર આવ્યો છું આપણો દેશ અત્યારે ઘણો જ પછાત છે રાજ્યદ્વારી, સંસારી, પૈસા સંબંધી કે કેળવણી સંબંધી પ્રગતિનો વિચાર કરીએ, તો તે સ્થિતિ બધે જ નિરાશાજનક છે દસ પુરુષમાંથી ફક્ત એક જ જણ લખી વાંચી શકે છે સોમાંથી ન વાંચ સ્ત્રીઓ નિરક્ષર છે જ્યાં ત્યાં નિશાળોની તાણ છે અને છે તેટલામાં પણ અભ્યાસક્રમ બંધબેસતો નથી રાજ્યવ્યવસ્થામાં પણ લોકમત અસરકારક નથી ગરીબાઈ તો દેશમાં વધતી જ જાય છે હુન્નરઉદ્યોગની ખીલવણી થતી નથી અને દેશના સંસારમાં પણ અસંખ્ય સડા છે ચંગાર વર્ષની અંદરની જ લાખો વિધવાઓ દેશમાં નજરે પડે છે, તો યે પણ બાળલગ્ન થયા જ કરે છે ભણવાના કે નિરોગી રહેવાના મેળવવાના કંઈ સાધન નથી તો પણ વરા વરઘોડા પાછળ લાખો રૂપિયા ખર્ચાઈ જાય છે બાળમરણ વધતાં જાય છે સ્ત્રીઓ નબળી ફીકી પડતી જાય છે ક્ષયરોગનું પ્રમાણ જબરું થઈ ગયું છે અને વળી જાતજાતના વહેમોના પાશમાં આપણા દેશીયો બંધાયલા છે

પિતાજી! તમે આ બધું સારી રીતે જાણો છો મારા કરતાં દુનિયા તમે વધારે જોઈ છે અનુભવ પણ તમને વિશેષ થયો છે અને આ બધી સ્થિતિનો કેટલોએક ખ્યાલ તો તમારી સાથેની જ વાતચીત ઉપરથી મને આવ્યો છે આવી આપણી સ્થિતિ હોય ત્યારે સમજુ માણસોનું કર્તવ્ય શું છે? પોતાથી બને તેટલો પ્રયત્ન કરી આ સ્થિતિ સુધારવી, તે શું દરેક કેળવાયલા મનુષ્યની ફરજ નથી? હવે તો દરેક જણે એમ જ વિચારવાનું છે કે આમાંથી હું કઈ બાબતમાં પ્રયત્ન કરી શકું તેમ છે મેં આ બાબતમાં ઘણો વિચાર કર્યો છે અને આ વિચાર કરવામાં ખરો ઉત્સાહ ક્યાંથી મળ્યો તે આપ જાણો છો? આપણી જ રાજ્યકર્તા પ્રજા તરફથી ત્યાંની હાલની સ્થિતિ તપાસો ત્યાંની હમણાંની જરૂરીયાતો જુવો અને ત્યાંની પ્રજા તરફથી તે કેવી રીતે પૂરી પાડવામાં આવે છે તે પણ તપાસો યુરોપના પ્રચંડ વિગ્રહને લીધે પૈસાની તેમ જ લડવૈયાની ઇંગ્લાંડને જરૂર પડી પૈસા તો આવા વખતમાં બધા કાઢી આપે, પણ લડવૈયા પણ કેટલા બધા તેમને મળ્યા છે તે જોઈ મને ઘણો ઉત્સાહ આવ્યો દેશના બચાવ માટે, ધર્મ માટે, ત્યાંના યુવકો પોતાના પ્રાણ પણ આપવા તત્પર થયા છે ત્યાંની માતાઓએ પોતાનાં કુમળાં બાળકોને-નવયુવકોને, ફક્ત દેશને જ ખાતર ઉત્સાહથી લડાઈમાં મોકલ્યા છે અને તે પણ ક્રૂર, વિકરાળ લડાઈમાં!! શું આ ઉપરથી આપને પણ ઉત્સાહ આવે તેવું નથી?

ઇંગ્લાંડના યુવકો આટલી મોટી સંખ્યામાં દેશને ખાતર આત્મભોગ-આહુતિ આપે તો શું હિંદમાં તેવા યુવકો નથી? ત્યાંનો આત્મભોગ જીવનનો છે ખરેખરો ભોગ જ આપવાનો છે, આપણે ત્યાં તેમ નથી આપણે તો ફક્ત થોડી ઘણી સગવડનો, એશઆરામનો, કે મોજમઝાનો જ ભોગ આપવાનો છે ઇંગ્લાંડને પ્રુશીયન મીલીટેરીઝમનો ભય છે પણ આપણા દેશનો કબજો તો અજ્ઞાન અને વહેમરૂપિ શત્રુઓએ ક્યારનો લઈ પણ લીધો છે આ શત્રુઓને પાછા હઠાવવા માટે ઘણા મોટા લશ્કરની જરૂર છે અને તે માટે, એકવીસથી તે ચાળીસ વર્ષના

અસખ્ય યુવકોયે સૈનિકો તરિકે નામ નોધાવવા જોઇએ જેમ વિગ્રહમા ચાળીસ પીસ્તાળીસ વર્ષ પછીના માણસોને સૈનિકો તરિ લેવામા આવતા નથી, તેમ આ આપણા પ્રગતિસૈન્યમા પણ નવયુવકોની જ જરૂર છે પુખ્ત અનુભવીઓ તો ઑફીસમા બેઠા સૂચનાઓ જ આપી શકે પણ કર્તવ્યક્ષેત્રમા તો યુવકો જ જોઇએ મેં નિશ્ચય કર્યો છે કે મારે પણ આ પ્રગતિસૈન્યમા દેશની મુક્તિની ફોજમા—જોડાવુ જોઇએ વિલાયતના માબાપ પોતાના દેશની ખાતર પોતાના વ્હાલા સતાનોને તોપના ગોળા સામે પણ મોકલતા ડરતા નથી તો શુ તમે, મારા સુશિક્ષિત પિતા, આવી તદ્દન ભય વિનાની શાન, પ્રગતિસાધક હિલચાલમા મને જતા અટકાવશો? આમા જોખમ કાઈ જ નથી જીદગી તેમ જ તદુરસ્તી ગમાવી એકે પણ નુકશાન થાય તેમ નથી અને ભોગ શો આપવાનો છે? ખરુ પૂછતા કાઈ જ નહિ હા, મ્હેલ મપાટા અને એશ-આરામ તજવા પડે લક્ષાધિપતિ થવાના સ્વપ્ન મૂકવા પડે પણ ભૂખે મરવાનુ તેમા કાઈ ક્હેતુ નથી અને મહર્ષિ ગોખલેયે જે સૈન્ય ઉભુ કર્યુ છે, તેમને આવથી તેમના પેટની ચિંતા તેમણે લઈ લીધી છે મ્હેં તો નિશ્ચય કર્યો છે કે આ સૈન્યમા, આ હિન્દ સેવકસમાજમા, મારે સામાન્ય સૈનિક તરિખે જોડાવુ આપના આશિર્વાદ ચાહુ છુ

પિતાજી! હુ તો તમને પણ વિજ્ઞપ્તિ કરૂ છુ આપણા શાસ્ત્રમા પણ વાનપ્રસ્થાશ્રમ વિષે લખ્યુ છે તો આપ પણ આવા જ કોઈ કાર્યમા પડો આપનો અનુભવ દેશને બહુ ઉપયોગી થઈ પડશે ધર્મની વાતો કર્યા કરવા, ધર્મને ફક્ત દેવમદિરમા જ રાખી મૂકવા કરતા, તે આપણા જીવનમા ઉતારવો શુ યોગ્ય નથી? દુનિયાના દુખ દૂર કરવા દેશની સર્વદેશીય પ્રગતિ સાધવી, દેશસેવા માટે જ જીવન ગાળવુ, તેથી ઉત્તમ ધર્મ કયા હોઈ શકે?

મ્હેં મારા ભવિષ્યના ઘણા વિચાર કર્યા છે સુખદુખ અને આશાઓના પણ વિચાર કર્યા છે અત્યારસુધી, આ આશ્રમધર્મના પણ વિચાર કર્યા છે સસ્થાઓ પ્રત્યે અણવિશ્વાસ આણી બરામા બૂરા પરિણામોના પણ વિચાર કર્યા છે તો પણ હુ એવા નિર્ણય ઉપર આવ્યો છુ કે

"નિર્મળ ભલે રહી જાય આ, છોને રહિ વનહીનતા
"નિશ્ચય ધરૂ મન સાથ હુ, કરવા કઈ કઈ મનના
" ફકીરી જ કફની આ રૂ, મુજ દેશસેવા માટ તો
" કદીયે કટાળુ નહિ, જરા નહિ કઈ થાક તો,

" આપી જ શક્તિ ઇશ્વરે, આપ્યા જ એણે સાધનો
" ઉપયોગ તે સૌનો કરૂ, ને લક્ષ્ય તો પરમાર્થનો
" આ દેશ માગે, લોક મારા, દુખિયા બહુ બહુ દિસે,
" કઈ કઈ પ્રયત્નો આદરી, ગૂણુ જ હુ સેના વિષે "

લી છોરૂ

---

આ સ્હામે મારે ઘણા વાધા છે પ્રથમ તો જે સર્વ આપણા ઉત્તમમા ઉત્તમ છે તે આપણા દેશો માટે જ હોવુ જોઇએ આપણી જીંદગીના ઉત્તમમા ઉત્તમ વર્ષ પણ દેશસેવામા જ ગાળવા જોઇએ શું યુરોપમા લડાઈ માટે ચાળીસ વર્ષ ઉપરનાનો સ્વીકાર કરવામા આવે છે? નહિં જ ત્યારે આપણા દેશસેવકસૈન્યમા પણ તે ઉમરના શી રીતે વધારે લાભકારી થઈ શકે? બીજુ આપ જ લખો છો કે હવે તો આપને છાપુ વાંચવા પણ ફુરસદ મળતી નથી, તો મારી પણ તેવી જ દશા થઇ જાય તો? એ જોખમ લેવા હુ ઈચ્છતો નથી

વળી આપનુ એમ પણ કાંઈક ધારવુ લાગે છે કે મારા કુટુંબને આ મારા કૃત્યથી દુખ ભોગવવુ પડશે હુ મારા કુટુબ તરફની પૂરતી જવાબદારી માથે લેવા તૈયાર છું લગ્નના પણ મારે વાંધો નથી આપની મિલકતની જે આવક છે તે હોય તો તો કાંઈ પણ જાતની અડચણ જ નથી પણ તે ન હોય તો પણ મારા દેશની ખાતર મોજમઝાનો ભોગ આપવા તો મારા કુટુંબે તૈયાર રહેવુ જ જોઈએ દેશની અંદર મોટા ભાગને બે વખત પેટપૂરતું ખાવા પણ મળતુ નથી તે વખતે મોજમઝાનો વિચાર કરવો તે પણ પાપ છે મારા કુટુંબીઓની અન્ય રીતસરની જરૂરીયાતો પૂરી પાડવા હુ તૈયાર છુ, તેમને ખાવા પહેરવાની કે કેળવણીની અડચણ પડશે નહિ.

બધા વિચાર કર્યા છતા પણ મારો નિશ્ચય કાયમ રહે છે સ્વદેશસેવકસૈન્યમા એક સૈનિક તરીકે જોડાવામા હવે આપ વધુ વાંધો નહિ લ્યો એમ આશા છે એમા ધર્મ છે, એમા ઉદારતા છે, ને એમા જ કર્તવ્ય છે આ સૈન્ય અને તેટલુ મોટુ કરવાની જરૂર છે અને મે તો વિચાર જ કર્યો છે કે મારૂ એક કામ *Recruiting agent* નવા સૈનિકો આણનારનુ થશે, આપ મ્હને આમાં મદદ નહિ કરો? દેશનો વિચાર કરો, દેશના દુખનો વિચાર કરો, અને તે જ સેવા કરવા માટે પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રયત્નો આદરો

લી આપની આજ્ઞા માગનો
આપનો બાળક

---

મારા સાચુચરિત દિકરા!

હું હાર્યો છુ નવજીવનનો સંચાર સર્વત્ર થઈ ગયો છે અને અમારા જેવા જુના માણસોને પણ તે લીજવે તેટલી તેની પ્રબળતા પણ થઈ છે તે જે દિવસો મારી સાથે ગાળ્યા છે તેથી મારામા ઘણા ફેરફાર થયા છે કૉન્ફરન્સોથી—તેમાના ભાષણોથી—અને તે વખતના ઉત્સાહથી મારા ઉપર બહુ જ અસર થઈ છે તારા વિચાર-મનન અને વાચન વિષે આ ટુક સમયમા મે ઘણુ જાણ્યુ છે ખરે, તારા જેવા યુવકાની દેશને ઘણી જરૂર છે આખા સૈન્યની જરૂર છે, એટલુ જ નહિ પણ દરેકેદરેક ઉમરના અને જુદા જુદા અનુભવવાળા માણસોની પણ જરૂર છે *Men—more men & still more men* ની બૂમ સ્વદેશસેવકોના સૈન્ય માટે પણ ઉપાડી જોઈએ તે સિવાય દેશની પ્રગતિ શક્ય જ નથી ગમે તે દિશામા માણ

---

કરણઘેલો રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ફેરવો તો કરવાના કામ અને બેકારોના દુખ નજરે પડે છે હુ તને આનંદથી આશીર્વાદ આપુ છુ કે દેશસેવકના સૈન્યમા જોડાઓ, અને અતિ ઘણુ ઉપયોગી કાર્ય કરો એટલુ જ નહિ પણ હુ યે સ્વદેશસેવાનુ વ્રત લઉ છુ સમયની બલિહારી છે યુવકો દોરે છે અને અમે ખુશીથી દોરાઇયે છીયે *Youth leads, age follows* હુ તારી માફક સૈન્યમા તો નહિ જોડા ઇ શકુ પણ પહેલી તકે જ પેન્શન લઈ, મારી જાત સમય અને ધન દેશસેવા માટે જ વાપરવાનુ પણ લઉ છુ આપણા શહેરની દરેક હિલચાલમા રસ લઇશ, અને તેને બનતો ટેકો આપીશ ઇશ્વર મને મદદ કરે

શ્રી શુભેચ્છકના-આશીર્વાદ

---

# શાન્તિ.

લેખક-પ્રો બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, બી એ

હરિણી )

ગતિ વદન ઓ શ્રમી ઝંપી નિનાઉદરે શમ્યા,
નર મૃગ ખગો મરવો જંતુ,—ન નામ નિશાન વા
નભમુગટનો નીરો તખ્ત લમે સ્થિર મસ્તકે,
જલપટ મહા નીલો સૂતો નમે લસતો દગે

અવનિ અવનીશ્યો કાર્યો વિના૦ ભયો જ્યો,
દિન દિનતણા રંગો ડાગો પરાક્રમણો અરે—
સર્ગ ગર્ગો જતા સત્યો એ ને અસત્ય જ એ સઉ
ઉર નરનુ એ શાન્તિ વિચાર થતા વહુ

અનુભવ ન આ ત્યારે લાભ્યો, તું એ હુ ન જાણતો ?
ધરી ઇન્દ્ર મરી પાછો ઊગે ખરે રવિ મ્હાલતો
ધરી નિશ મટી પાછો દૃશ્ય દિન-સવારીમા,
અવનિદિનના કોરે પૂર્યો, છુપી શકુ જે જ કથા

તદપિ રજો નિઃશ્વાસોના સહી વહતા દિનો
ભવસફર મધ્યે આજે આ પ્રકાશ ત્રીજું નવો
ખલકભરના શાન્તિ-માતર્, જુવે શિશુ આપને,
જનનભનિશાજ્યોત્સ્નાદિ!, નમે શિશુ આપને

જલપટ લમે આ તે, અંબા, ચુમું તવ પાવડી
વિધુ અરધ તે ત્રીજા નેત્રે ભરૂ મિટ માવડી
દ્યુતિ ન લમે વચ્ચે શીળુ લપેટતુ વિશ્વને,
ઉદર, જનની, ત્હારૂં એ તો ઉદર, સદાશિવે

ઉદરમહીં એ પામુ આજે સમાસ, અહો ઘડી !
રગ રગ સુધા વ્યાપે ત્હારી, દયામય માવડી
ભવ દગ્ધ ને નિઃશ્વાસોના શમે અઉ તાપ જે
દ્યુતિ પ્રસરતી ચક્રે ચક્રે,-વિલક્ષણ વિદ્યુતો
વળી નવલ ને સૌથી મોટી-અહા શી ચમત્કૃતિ !
ઉર-કુહરમા શાન્તિજ્યોતિ થતી સહસા છતી !

*

ઘડી દશ ભલે જાયે ચાલી યથા ક્રમ વિશ્વનો,
ઘડી દશ મહીં ઊગે પાછો ભલે રવિ મ્હાનતો
અનિનિનિના રાગદ્વેષી પરાક્રમણો ભલે
ઘડી દશ પછી હુંને પાછા વીંટી ડુબવી વળે

ઉર ગયુ હતુ ખટકી થભી, યથાક્રમ વિશ્વનો,
-ફરી વિચરશે ધીમે જલ્દી યથા ક્રમ વિશ્વનો —
નહિ પણ કદાપિ તે પાછા જયાજય પૂર્વના
અનિદિનના રાગદ્વેષો ન તે ફરી પૂર્વના
ઉરકુહરમા શાન્તિજ્યોતિ ફરીફરી રાજશે,
નભજનનિશાજ્યોત્સ્નાદેહા ન બાળ વિસારશે 3૧

# ગુજરાતની એકતા

લેખક—રા. નૃછતરામ નાનાભાઈ મહેતા, બી એ

"All nations dream—some more than others, while some are more ready than others to follow their dreams into action"

*—F S Oliver-Ordeal by Battle*

ગુજરાતીઓને પણ સ્વપ્ના આવે અને સ્વપ્ન સાચૂ કરવા તેઓ પ્રવૃત્ત થાય એવા ઉદ્દેશથી આજના વિષયનુ આપ સૌની સમુખ નિરૂપણ કરૂ છુ

ગુજરાત એટલે માત્ર ભૂગોળની સીમાઓમા આવેલી જમીન માત્ર નહીં, એ જમીન પર વસતા લોકોનો સમૂહ માત્ર નહીં પણ એ સર્વની સાથે જેઓ ગુજરાતી કહેવાય છે તેમાના પ્રત્યેક અને તેમના સમગ્ર સમુદાયમા નિવસતુ ચેતન એ ગુજરાત છે ગુજરાતીઓ ગુજરાતને ચહાય છે અને ગુજરાત ગુજરાતીઓને ચહાય છે વર્તમાન ગુજરાતીઓનુ જ ગુજરાત નથી પણ અતીત અને ભવિષ્યત્ ગુજરાતીઓનુ પણ ગુજરાત છે આ ગુજરાતમા એકતા છે? હોય તો કેવી છે? ન હોય તો કેવી રીતે આવે? એકતા શા માટે જોઈએ છીએ? ગૌરવ માટે? એકતાથી કેવુ ગૌરવ પ્રગટે? આવા આવા પ્રશ્નો મારા દિલમા ઉઠે છે એમના સબધમા જે કાંઈ મને સુઝતુ છે તે આપની નિવેદન કરી આપની ચર્ચાથી અધિક પ્રકાશ મેળવવાની આશા રાખુ છુ

પહેલા ગુજરાતના સ્થલ દેહની વાત કરીશ ભારતવર્ષના પશ્ચિમસ્થ પ્રદેશના એક ભાગને ગુજરાત કહેવામા આવે છે એ આપને વિદિત છે એનુ ક્ષેત્રફળ ૬૫,૫૮૯ ચોરસ માઈલ છે એની વસ્તી ૯૮,૭૭,૧૫૧ થી સહેજ વધારે છે ગુજરાત બહાર ગુજરાતીઓ કેટલા છે તેમની સંખ્યા જાણી શક્યો નથી માટે દિલગીર છુ

ક્ષેત્રફળ ૬૫,૫૮૯ માઈલ છે તેમા બ્રિટિશ ગુજરાત ૧૦,૧૪૩ અને દેશીરાજ્યોવાળુ ગુજરાત ૫૫ ૩૪૪ અને ફિરંગી ગુજરાત ૧૦૨ માઈલ છે **આમ રાજ્યવહીવટની એકતા નથી.** બ્રિટિશ ગુજરાત એ સ્થળે અને એકસ્થળે નથી પણ છૂટુછવાયુ છે દેશી રાજ્યોમા કચ્છ ( ૭, ૧૬ માઈલ ) અને વડોદરા ( ૮,૧૮૨ માઈલ ), કાઠીઆવાડ ( ૨૦, ૮૮૨ માઈલ ) અને ખડરથ ગુજરાતના દેશી રાજ્યો ( ૧૮,૫૬૪ માઈલ ) છે એમા પહેલા બે બાદ કરતા તો બાકીના એ નાનામોટા ભાગોનો સુમાર નથી રાજ્યવહીવટની જ્યા જુઓ ત્યા વિવિધતા જણાએલી છે આજની નથી જમાનાની પણ સૈકાઓથી તેનો વારસો અમે ભોગવીએ છીએ તેનુ વર્ણન હવે પછી કરવાનો છુ

ત્રીજી નજરે જોતા ભૂગોળની એકતા પણ નથી દ્વીપકલ્પસ્થ અને ખડસ્થ ગુજરાતમા ફેર છે કચ્છકાઠીઆવાડ અને 'ગુજરાત'ની જમીનમા, તે હવાપાણીમા ફેર છે તેથી વસ્તીના

1 ગુજરાત સભાના ૩૦-૭-૧૬ ને રોજે કરેલુ ભાષણ

તદપિ દર્દો નિશ્વાસોના સહી વહતા દિનો
ભરસફર મધ્ય આજે આ પ્રભાત ઝીનું દીવો
અનમ્બરના શાન્તિ-માતર્, જુવે શિશુ આપને,
જનનભિશાજ્યોત્સ્નાદેહા, નમે શિશુ આપો

જનપદ લમે આ તે, અબા, ચુમુ તન પાવની,
શિશુ અગ્ધ તે નીજા નેત્રે ભર્ મિટ માવડી
ધુનિ’ન લમે નચ્ચે રીણુ લપેટતુ વિશ્વો,
ઉદર, જનની, ત્હારૂ એ તો ઉદાર, મહાશિવે

ઉદરભરીં એ પામુ આજે નમાન, અહો ઘડી!
નગ રગ સુધા વ્યાપે ત્હારી, દયામય માવડી
ભન દરદ ને નિશ્વાસોના શમે સઉ તાપ જો,
ધુનિ પ્રસરતી ચક્રે ચક્રે,-વિલક્ષણ વિદ્યુતો
વર્ગો ભવન ને સાંવી મોરી-અહા નૉ ચમત્કૃતિ!
ઉર-કુહરમા શાન્તિજ્યોતિ થતી સહસા છતી! ૨૬

* * *

ઘડીં દગ ભલે જાયે ચાની યથા ક્રમ વિશ્વનો,
વડીં શર મહીં ઊગે પાછો ભલે રવિ મ્હાનનો
અનનિદિનના રાગદ્વેષી પરાક્રમણો ભને
ઘડીં દગ પડી પુને પાછા વીંગી ક્રુબની નગે

ઉર ગયુ ઋતુ ખટકી થભી, યથાક્રમ વિશ્વનો,
-ફરીં વિચરશે ધીમે જલ્દી યથા ક્રમ વિશ્વનો —
નહિ પણ કદાપિ તે પાછા જયાજય પૂરના,
અનનિદિનના રાગદ્વેષો ન તે ફરી પૂરના

ઉરકુહરમા શાન્તિજ્યોતિ ફરીફરી રાજશે
નભજનનિશાજ્યોત્સ્નાદેહા ન બાળ વિસારશે ૩૬

# ગુજરાતની એકતા.

લેખક—રા મણુછતરામ વાનાભાઈ મહેતા, બી એ

'All nations dream—some more than others, while some are more ready than others to follow their dreams into action"

—*F S Oliver–Ordeal by Battle*

ગુજરાતીઓને પણ સ્વપ્ના આવે અને સ્વપ્ન સાચ્ચ કરવા તેઓ પ્રવૃત્ત થાય એવા ઉદ્દેશથી આજના વિષયનુ આપ સૌની સમુખ નિરૂપણ કરૂ છુ

ગુજરાત એટલે માત્ર ભૂગોળની સીમાઓમા આવેલી જમીન માત્ર નહીં, એ જમીન પર વસતા લોકોનો સમૂહ માત્ર નહીં પણ એ સર્વની સાથે જેઓ ગુજરાતી કહેવાય છે તેમાના પ્રત્યેક અને તેમના સમગ્ર સમુદાયમા નિવસતુ ચેતન એ ગુજરાત છે ગુજરાતીઓ ગુજરાતને ચહાય છે અને ગુજરાત ગુજરાતીઓને ચહાય છે વર્તમાન ગુજરાતીઓનુ જ ગુજરાત નથી પણ અતીત અને ભવિષ્યત્ ગુજરાતીઓનુ પણ ગુજરાત છે આ ગુજરાતમા એકતા છે? હોય તો કેવી છે? ન હોય તો કેવી રીતે આવે? એકતા શા માટે જોઈએ છીએ? શાસ્ત્ર માટે? એમનાથી કેવુ ગૌરવ પ્રગટે? આવા આવા પ્રશ્નો મારા ચિત્તમા ઉઠે છે એમના સબધમા જે કાંઈ મને સુઝ્યુ છે તે આપને નિવેદન કરી આપની ચર્ચાથી અધિક પ્રકાશ મેળવવાની આશા રાખુ છુ

પહેલા ગુજરાતના સ્થલ દેહની વાત કરીશ ભારતવર્ષના પશ્ચિમસ્થ પ્રદેશના એક ભાગને ગુજરાત કહેવામા આવે છે એ આપને સૌને વિદિત છે એનુ ક્ષેત્રફળ ૬૫,૫૮૯ ચોરસ માઈલ છે એની વસ્તી ૯૮,૦૩,૧૫૧ થી સહેજ વધારે છે ગુજરાત બહાર ગુજરાતીઓ વસ્યા છે તેમની સખ્યા જાણી શક્યો નથી માટે દિલગીર છુ

ક્ષેત્રફળ ૬૫૫૮૯ માઈલ છે તેમા બ્રિટિશ ગુજરાત ૧૦,૧૪૩ અને દેશીરાજ્યોવાળુ ગુજરાત ૫૫૦૮૪ અને ફિરંગી ગુજરાત ૩૦૨ માઈલ છે આમ રાજ્યસત્તાની એકતા નથી. બ્રિટિશ ગુજરાત એ સ્થળે નહીં એ જગ્યાએ નથી પણ છૂટુછવાયુ છે દેશી રાજ્યોમાં કચ્છ (૭,૬૧ માઈલ) અને ગાયકવાડ (૮,૧૮૨ માઈલ) કાઠીઆવાડ (૨૦,૮૮૨ માઈલ) અને મહી સ્થ ગુજરાતના દેશી રાજ્યો (૧૮,૫૬૪ માઈલ) છે એમા પહેલા બે મોટા કરતા તો પાછલા બે નાનામોટા ભાગોનો શુમાર નથી રાજ્યસત્તાની જ્યા જુઓ ત્યાં ભિન્નતા જણાએલી છે આજની નથી ઘણાએની પણ સૈકાઓથી તેનો વારસો[*] કેવો ભોગવીએ છીએ તેનુ વર્ણન હવે પછી કરવાનો છુ

બીજી નજરે જોતાં ભૂમિની એકતા પણ નથી દ્વીપકલ્પ અને ખડસ્થ ગુજરાતમા કચ્છ કાઠીઆવાડ અને 'ગુજરાત'ની જમીનમા, ને હવાપાણીમા ફેર છે તેથી વસ્તીમા

1 ગુજરાત સભા સમક્ષ તા ૩૦-૭-૧૬ ને રોજે કરેલુ ભાષણ

હવુ પણ પારસીઓ આવ્યા ત્યારે તે રીવાજ તદ્દન બંધ પડ્યો હતો સાથે 'બીજી' મહત્ત્વની વાત ધ્યાનમા રાખવાની છે કે પારસીઓ મુસલમાનોથી પોતાના ધર્મનુ રક્ષણ કરવા હિન્દુસ્તાનમા આવ્યા હતા આમ છતા પણ જાતિની વિવિધતા રાષ્ટ્રીય એકતા સાધવામા અંતરાય રૂપ થઈ પડતી નથી એવો આ જમાનામા ઘણા દેશોનો અનુભવ છે વળી નાગ વર્મ, સસ્કારિતા, આબોહવા, લગ્નસબધ વગેરેને લીધે એ વિવિધતા ઓગળી જાય છે ગુજરાતમા જેટલી બ્રાહ્મણોની નાતો છે તેમને માનવશાસ્ત્ર(*anthropology*)ની દૃષ્ટિએ તપાસવામા આવે તો જાતિની ભિન્નતા પુષ્કળ જણાશે છતા રેડ બ્રાહ્મણ ચુસ્ત, ધમકાટી હિન્દુ નથી એમ કોણ કહેશે? બેલ્જીયમમા બે જૂદી જાતિઓ વસે છે છતા દેશપ્રત્યેના પ્રેમને લીધે એકરાગ છે

ગુજરાત એક દેશ છે છતા સર્વ ગુજરાતીઓના દિલમા હજૂ તે એ સ્થાન પામી શક્યો નથી. ગુજરાતીઓ એટલે જેમની જન્મભાષા ગુજરાતી છે તેઓ કચ્છમા, કાઠીઆવાડમા, 'ગુજરાત'મા અને લાટમા ગુજરાતી ભાષા બોલાય છે, છતા કચ્છીઓ પોતાને ગુજરાતી ગણતા નથી, કાઠીઆવાડીઓ પોતાને ગુજરાતી ગણતા નથી, સુરતી ભરુચીઓ પોતાને ગુજરાતી ગણતા નથી ગુજરાત એટલે આબુથી મહી લગીનો અને ત્રોળકાથી ગોધરા લગીનો દેશ એક વખતે આ વાત સાચી હતી પણ હવે ભાષાને ધોરણ તરિકે લેખી આપણે આપણુ રાષ્ટ્ર કરવુ હોય તો એ ભેદ કહાડી નાખવા જોઈએ અને ગુજરાતીઓ છીએ એવી પ્રતીતિ સૌને થવી જોઈએ કરાચીમા ગુજરાતીઓ કચ્છીઓ તરિકે ઓળખાય છે મુબાઈ ઈલાકા બહાર નાત પ્રમાણે ઓળખાય છે દક્ષિણી, બગાલી કે પજાબી પેઠે ગુજરાતીઓ તરિકે નહી આના બે કારણો છે જે રાજ્યદ્વારી પ્રતિષ્ઠા એ લોકોએ મેળવી છે તે આપણે નથી મેળવી અને એમનામા પ્રાન્તિક રાષ્ટ્રભાવના જેવી જાગૃત છે તેવી આપણામા નથી **બીજા પ્રાન્તોની સાથે આપણે ભાઈચારાથી સામેલ થઈ ભારતવર્ષનો ઉત્કર્ષ સાધવો હોય તો ગુજરાત માટેની લાગણી પોષવાની ઘણી જ અગત્ય છે.** જેમને દેશ નથી, દેશમાટે લાગણી નથી, તેમનામા રાષ્ટ્રત્વ નથી આ લાગણી કેળવવામા અત્યારે બે મ્હોટા સાધનો ઉપસ્થિત થયા છે કોલેજોમા જૂદા જૂદા પ્રદેશના વિદ્યાર્થીઓ ભેગા મળે છે ત્યારે ભિન્નતા એકતાનુ રૂપ લે છે પરદેશમા વેપારરોજગાર માટે એકઠા થાય છે ત્યારે પણ આવો ભાવ ઉપજે છે આ સિવાય એ ભાવના જાગૃત કરી પોષવા માટે વિચારપૂર્વક હિલચાલ થવી જોઈએ સાહિત્યપરિષદ એવી એક હિલચાલ છે પણ હજી તે ગુજરાતમા સર્વત્ર ફરી વળી નથી કેળવણી પરિષદની નવી હિલચાલ ઑકટોબરમા અમદાવાદમા શરૂ થવાની છે જૂદી જૂદી નાતોની પરિષદો ગુજરાતનુ ઐશ્વર્ય પ્રગટાવે છે આમ હજૂ ઘણુ કરવાની જરૂર છે હજૂ ઘણી જાતજાતની પરિષદો, સાહિત્યસભાઓ, ગુર્જરસભાઓ, મેળાવડા અને કેળવણીમડળો જેવી ઘણી સસ્થાઓ સ્થપાવાની જરૂર છે અમે ગુજરાતીઓ છીએ એવી જ્વલત લાગણી પ્રદીપ્ત થવી જોઈએ

ગુજરાતમા જેટના મૃત ધમા છે એટલા કોઇ સ્થળે નહીં હોય દુનીઆના સર્વ મોગ ધર્મો–બૌદ્ધધમ સિવાય–ગુજરાતમા પ્રચલિત છે હિન્દુ, જૈન, પારસી, મુસલમાન, ખ્રિસ્તી, આમ ધર્મની એક્તા નથી એ- કાળ એવો હતો કે ધમની એકતા હોય તો જ રાષ્ટ્રનુ ચેતન જળવાતુ અને પોષાતુ પણ હવે એ ભાવના પોષનાર બીજા એટના બધા બળો ઉત્પન થતા જાય છે કે ધમની ભિન્નતા અત્રાય રૂપ નીવડતી નથી ઇગ્લડમા રોમન કેથોલીક અને પ્રોટેસ્ટટ વસે છે છતા સ્વદેશની પ્રીતિ બન્નેની સરખી છે બગાળામા હિન્દુ અને મુસલમાનો છે, છતા બન્ને વચ્ચે સારા સબધ છે પણ ધર્મો પરસ્પરના વિરોધી હોય ત્યારે પંચાતી પડે છે આપણે ત્યા છે એવુ જ હિન્દુ, ઇસ્લામ, ખ્રિસ્તી ધર્મ પરસ્પરના વિરોધી અને વિઘાતક છે જૈન અને પારસી ધમ હિન્દુ જેવા એકમાર્ગી છે, તેમની સાથેનો ઇસ્લામ અને ખ્રિસ્તિ ધર્મનો વિરોધ પણ જેવો તેવો નથી સત્યનુ મૂળ સ્થાન ઈશ્વર હોવાથી વિરોધો શમાવનાર પ્રયત્નોની પ્રેરણા પણ ત્યાથી આવે છે હિન્દુ અને જૈન ધર્મનો, હિન્દુ અને ઇસ્લામનો, હિન્દુ, ઇસ્લામ અને ખ્રિસ્તિનો, હિન્દુ, જૈન, પારસી ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મોનો એકરાગ અને એકભોગ કરવા પ્રયત્નો થયા હતા અને થતા જાય છે અકબર અને કબીર રામમોહનરાય અને કેશવચન્દ્રસેન દયાનદ સરસ્વતી, રાજ્ય, મેડમ બ્લાવટ્સ્કી અને મિસિસ બેસટે એ ઉદ્દેશ સાધવા કરેલા પ્રયત્નો મશહૂર છે આ ઉપરાત દેશ માટેનો પ્રેમ, સરખી લાગણી અને તેમાથી જન્મતી સરખી સચ્ચારિતા એકભાષા અને સાહિત્યનો પરિચય, એકરાજ્ય વ્યવસ્થા, સરખી આર્થિક વ્યવસ્થા ધર્મોના વિરોધો શાત પમાડી દે છે

આ ધર્મો ધારે તો ગુજરાતની એક્તા એમના વિરોધો છતા સાધી શકે દરેક ધર્મના સેવકો ગુજરાતમા ભિન્નભિન્ન વેશના હોય છે ધમને લીધે એમના મેળાવડા, ઉત્સવો, વગેરે થાય ત્યારે સ્થળે સ્થળેથી એકત્ર થઈ હરિભજન કરતી વખતે અમે ગુજરાતીઓ છીએ એવી ભાવના ધારે તો કેળવી શકે ભક્તજ્યતિ સ્થળે સ્થળે ઉજવાય ત્યારે માત્ર અદ્વૈતવાદનુ સમથન થાય કે બ્રાહ્મણોની એકતા અનુભવાય એમ નહીં પણ સાથે ગુજરાતની અને ગુજરાતીઓની એકતા પણ અનુભવાય આવુ જ વૈષ્ણવ અને જૈન અને આર્યસમાજની પરિષદોના સબધમા બની શકે ધર્મના મદિરો બધાય ત્યારે માત્ર ધાર્મિક લાગણીનો આવિર્ભાવ થાય એટલુ જ નહીં પરતુ સાથે ગુજરાતનુ રાષ્ટ્રીય ચેતન પ્રગટ કરવુ જોઇએ સ્થાપત્યની કલા તેની છાપથી અસ્તિ હોવી જોઇએ મદિરોની ક્રિયાઓ* અને ભક્તનો ગુજરાતને જેમ આપે ગારવ વધારે,સુખી કરે, બળ આપે એવા થવા જોઇએ કોઈ મદિરથી કે ધાર્મિક ક્રિયાઓથી ગુજરાતીઓને પોતાના અથવા પરદેશમા શરમાવુ પડે તો ગુજરાતને લાછન લાગે માટે એવી વસ્તુઓ ફેરવવી જોઇએ

ધર્મોમા અવારનવાર સમાર્જન થવુ રહ્યુ–ચડેલા મળ ઉતારી નાખવામા આવે અને ચેતનપ્ર૦

* ડાકોરનુ મદિર ગુજરાતીઓની લક્ષ્મી અને ભક્તિના પ્રમાણમા ભવ્ય નથી ત્યા થતી ક્રિયાઓમા સૌંદર્ય પ્રતાપ રહ્યા નથી એ ગુજરાતીઓને ઓછુ લજ્જાસ્પદ છે?

સંસ્કૃતા અને કૌવત લાવવામા આવે તો આ પ્રગતનું પાણુ થાય છે અસમાર્જિત ધર્મથી માણુસની બુદ્ધિ અને હૃદય ગુલામ થઈ જાય છે જે દેશના માણુસોના બુદ્ધિ હૃદય ગુલામ હોય તેમનો ઉદય સભવતો નથી અને તેમના ધર્મનો પણ હ્રાસ થાય છે આ સસારમાથી મોક્ષ અપાવવો, સ્વર્ગ અપાવવુ એ ધર્મનો ઉદ્દેશ છે તો આ સસારના જ બધનો વધારે દૃઢ એનાથી ન થવા જોઈએ બુદ્ધિ અને હૃદય સ્વતત્ર રીતે વિકાસ પામતા રહે તો ધર્મને, દેશને, રાષ્ટ્રને સૌને લાભ છે આપણે ત્યા ઘણી જ આછી આછી રીતે ધર્મમા વળી ગયેલા બધનો તૂટતા જાય છે જ્યારે તે જલ્દી તૂટશે, લોકોના બુદ્ધિ અને હૃદય ખરેખરી મુક્તિ અનુભવશે ત્યારે ધર્મનો ખરો ઉદ્દેશ સિદ્ધ થશે ધર્મોની વચ્ચે રહેલી આક-સ્મિક ભિન્નતા દૂર થશે અને એકરાષ્ટ્ર તરિકે સવમા હરિમેના કરીશુ પ્રભુની સેનામાભેદ ભાવ ભૂલી જઈશુ, ઐક્ય અનુભવશુ અને ઐક્યથી મળતા સામર્થ્યથી સુખી થઈશુ આપણા દેશબધુઓ સાથે ચેતનમય સમાગમમા આવવાથી એકબીજાની શક્તિ ખીલશે અને ઉન્નત શ્રેય પ્રાપ્ત કરવા આત્માની વાછનાઓ પ્રગટ થશે તીર્થ પુણ્યશાળી, પ્રતિભા વાળી સ્ત્રીપુરુષો અને પરાક્રમ, ભક્તિ, પ્રતિભા, સેવાના યશોગાન ગવાશે એટલુ જ નહી પણ એમને પ્રેરણા કરનાર ભાવનાઓની પૂજા થશે પરિણામે રાષ્ટ્રના સમગ્ર જીવનમા એ ભાવનાઓ ઓતપ્રોત ભળી જશે રાષ્ટ્રનો આત્મા ખીલશે અને એક જમાનાની ભાવના, એક જમાનાના સ્વપ્ના બીજા જમાનામા કૃત્યો રૂપે પ્રગટ થશે

ધર્મની સાથે સકળિત પ્રશ્ન સત્યાન્વેષણ અને સત્યપ્રાપ્તિનો છે પણ તેનો વિચાર હાલ મુલતવી રાખી આગળ ઉપર કરીશુ

ધર્મને જીવતત રાખવા અમુક વર્ગ નિયત હોય છે કાળે જતા તે વર્ગ બધી સત્તા પોતાને આધીન કરી બેસે છે પોતે અધર્મી થઈ સમગ્ર સમાજને ધર્મહીન કરી નાખે છે સાચી એકતા લાવી લાભ મેળવવો હોય તો આવી બ્રાહ્મણોની સત્તા તોડી ધર્મનો ઉદ્દેશ સાધવી શકે એવા વર્ગને તે સત્તા સુપ્રત કરવી પડશે બ્રાહ્મણોએ એક કાળે હિન્દુ-સમાજને એક-અખડ બનાવ્યો હતો આજે ધારે તો હજુ તે જ કર્તવ્ય કરી શકે એમ છે એમનામા બુદ્ધિ છે મહોટા કાર્યો માટે આવશ્યક વિદ્યા, ત્યાગ, દૂરદેશી છે પણ ગુજરાતના બ્રાહ્મણો, ગોરજીઓ, દસ્તૂરો, મુલ્લાઓ, પાદરીઓમા એ યોગ્યતા છે, એ લાગણી છે ?

આપણો સમાજ છિન્નભિન્ન અને અળગ લાગે છે છતા તેના અતરમા એકતા છે—અલબત પારસીઓ અને પરદેશી મુસલમાનોને બાદ કરો તો બાકીના હિન્દુઓમાથી પરધર્મોમા ગયેલા છે એટલે મૂળનુ હિન્દુપણુ એમનામાથી નાબૂદ થયુ નથી હજુ સામાજિક રીતિ રિવાજો હિન્દુના તેઓ પાળે છે—પારસીઓમા પણ ઘણા એવા રીતરીવાજોનો પ્રવેશ છે અને ખ્રિસ્તીઓ યુરોપીઅનથી તદ્દન છુટા રહે તો એમનામા પણ પ્રવેશ પામે સૌનો સાથે વસવાટ છે હિન્દુઓની સંખ્યા વધારે છે તેમનો ઇતિહાસ પુરાણુ છે, પોતાના જમાનાને અનુકૂળ તેમની સમાજવ્યવસ્થા બહુ નિપુણતાથી કરાએલી હતી અને તેમની બુદ્ધિ એકપક્ષી નહીં



નખી તળાવ—આબુ.

રજપુતાણામા આબુ પર્વતે એક અતિરમણીય સ્થળ છે સૃષ્ટિએ પોતાનું સૌન્દર્ય ત્યા વેર્યું છે એ પર્વત ઉપર નખી તળાવ અત્યંત સુંદરતાનું સામ્રાજ્ય ભોગવે છે. એવું કહેવાય છે કે એ તળાવ જમીનની સપાટીથી પણ ઉંચુ છે, અને દેવોએ પોતાના નખથી એ કોતર્યું છે તળાવનો ઘેરાવો લગભગ ત્રણ માઈલ જેટલો વિશાળ છે

પણ સર્વેમાટી ઘડાએની હોવાથી હિન્દુઓનો પ્રભાવ બીજા સૌ ઉપર પડ્યો છે અને હજુ પડ્યા કરશે માત્ર હિન્દુઓએ નવા જમાનાને અનુકૂળ પોતાનું જીવન ઘડવું પડશે સમુદ્રપર પરપોટા ઉંડે તેમ આપણા સમાજમા ગતિ આવી છે ઉદ્ધારના પ્રશ્નો ચર્ચાવા માંડ્યા છે, તેમના નિરાકરણો સૂઝે છે તેમ અમલ પણ થવા લાગ્યો છે જૂદી જૂદી નાતોની પરિષદ્ મળે છે નાતથી ગુજરાતની એક્તા સધાતી હતી કચ્છની જૈનકન્યા સુરતમા પરણી શકે, ઇડરનો બ્રાહ્મણ દમણના બ્રાહ્મણની કન્યાને વરી શકે તો ગુજરાત એક છે એવું લાગતું એ ખરૂં પણ જૂદી જૂદી નાતોની નિરાળી નિરાળી પરિષદો ભરાવાથી અલગપણાની અને તેથી સદેહ, તિરસ્કારની લાગણી જામવાની દહેશત જબરી છે સમર્થ નિર્મળ સ્પર્ધાને સ્થાને અસૂયા અને શત્રુતા વધવાનો ભય રહે છે જતા ભયકારક એ ચિહ્નોથી શ્રીમત નાતોની ખાસ નિશાળો, 'બોર્ડિંગો,' વિદ્યોત્તેજક ફંડો, વનિતાવિશ્રામો, મહિલામડળો વિગેરે સ્થપાય તેથી નુકસાન નથી એથી દેશના થરેથરમા, ખૂણેખૂણામા ચેતન પ્રસરશે હયાત સસ્થાઓની દ્વારા એ ચેતનનુ પ્રસારણ સત્વર થશે અલબત એ બાબતો સાથે ધ્યાનમા રાખવી પડશે **ચેતન, ઉત્કર્ષ પોતાને માટે કે પોતાની નાત માટે નથી પણ ગુજરાત માટે છે અને ચેતનવતો ગુજરાત ભારતવર્ષ માટે છે.** આ નવી હિલચાલો અને સસ્થાઓમા આ ભાવના નથી એ શોક અને સતાપની કથા છે પણ હજૂ શરૂઆત છે સૈકાઓની ઘોર નિદ્રામાથી હિન્દુસમાજ ચગવળે છે આ રાષ્ટ્રપરાઙ્મુખ પ્રવૃત્તિઓને રાષ્ટ્રાભિમુખ કરવાની પ્રવૃત્તિઓ પણ ઉદ્ભવી છે નાતોના ચોપાનીયા એક ધોરણ પર ચલાવવા જ્ઞાતિપત્રતત્રી સમેલન બે વર્ષ થયા મળે છે જ્ઞાતિમડળોનો સમગ્ર મેળાવડો કરી જ્ઞાતિઓની દૃષ્ટિમર્યાદા અતિમ સાધ્ય પ્રત્યે લઇ જવા આ સાલ અમદાવાદમાં શરૂઆત થઈ છે બોર્ડિંગો વધતી જાય છે એટલે તે સઘને સાકળી, નિશાળ અને તેમનો સબધ નિકટ કરી વિદ્યાપ્રાપ્તિની સાથે વિદ્યાર્થીઓનુ ચારિત્ર્ય બાધી શકાય એવી સસ્થા તેમાથી ઉપજાવવાનો વિચાર ભાવનગરમા જન્મ પામ્યો છે નાતો દેશનું અગ છે અને દેશની ઉન્નતિ માટે તેમની ઉન્નતિ છે દેશમા વસતી બીજી નાતોની ઉન્નતિ પણ દેશની ઉન્નતિ માટે આવશ્યક છે અને તે નાતોને સાહાય્યની જરૂર હોય તો આપવાની ફરજ છે, અને નાતની ઉન્નતિની સાથે દેશની ઉન્નતિ અને ગૌરવ વધારે એવી સસ્થા સ્થાપવામા પણ નાતોએ લક્ષ આપવુ પડશે એક નાત ચાર ઠેકાણે બોર્ડિંગો કહાડે તો સાથે ગુજરાતમા એક કૉલેજ કે પ્રયોગશાળા કે સગ્રહસ્થાન તેણે સ્થાપવુ જોઇએ જૈન, લોહાણા, ભાટીઆ, કપોળ જેવી ધનાઢ્ય કોમો આ બાબતમા પછાત રહી છે એ દેશપ્રેમની ન્યૂનતાને લીધે છે

એક મત એવો છે કે નાતોનુ આવી બન્યુ છે નાતો તૂટશે ત્યારે શી સ્થિતિ થશે? યુરોપમા, ધનથી અને સત્તાથી જેવા વર્ગો બધાયા છે તેવા વર્ગો થશે? અથવા ભૂતકાળની ભાવના સજીવન થઈ ચાર વર્ણ થશે? અથવા નાની નાની નાતો ભેગી થઈ સમગ્ર હિંદમા તેમની મોટી નાત થશે? આખા હિન્દુસ્તાનના બ્રાહ્મણોની એક નાત, આખા હિન્દુસ્તાનના કણબીઓની એક નાત વિગેરે જે થવાનુ હોય તે થાઓ ભવિષ્યના ભીતરમા જોવાનુ સામર્થ્ય મારામા નથી

પણ પ્રાંતિક રાષ્ટ્રભાવના ઉચિત અને આવશ્યક હોય તો પ્રાંત બ્હારની નાતો સાથે સેળભેળ થવા કરતા પોતાના જ પ્રાંતમા સરખા સસ્કાર, સરખા આચારવિચાર, સરખી કેળવણી વગેરે વાળી જે જે નાતો હોય તે એકત્ર થાય તો પ્રાંતને વિશેષ લાભ થશે

નાતોપર પ્રહાર કરવા કરતા રાષ્ટ્રજીવનના પોષણ માટે એટલી બધી સસ્થાઓ અને હિલચાલો ઉભી કરવી કે નાતોના ભેદપ્રભેદ એમની મેળે નાશ પામે

—અપૂર્ણ

---

# કૉલેજીઅન.

## ( ચાલુ વાર્ત્તા. )

લેખક-રા ભોગીન્દ્રરાવ. રતનલાલ દીવેટીયા., બી એ

(ગયા અકથી ચાલુ )

પ્રકરણ ૨ જુ ( ચાલુ )

### જેધરીંગ.

મી મહેતા છેલ્લા હતા—મીસ દલાલની અસર એના ઉપર પણ થઈ હતી ગઈ કાલનો પત્ર,—ચદુ અને ધીરૂ સાથે ગૃહસસારની થયેલી વાતો, દિવાળી અને મિસ દલાલની સરખામણી, આ બધા સયોગો દુર્ભાગ્યે એવા મળ્યા હતા કે મી મહેતા જરાક આત્મશ્રદ્ધાવિહીન થયા અને થરથરવા લાગ્યા મી મહેતાને ઉત્તમ વ્યાખ્યાનકાર થવાની બહુ જ ઉમેદ હતી અને એમા ઘણે દરજ્જે વિજયી પણ નિવડ્યા હતા મી મહેતા કૉલેજની ડીબેટીંગ સોસાયટીમા, બહારની બીજી કલબોમા અને રેસીડેન્સીની રૂમમા પણ સ્પીચો કર્યે જતા હતા એટલે શરમાય કે ગભરાય એમ ન હોતા, પરતુ આજ કાંઈ જૂદો જ મામલો હતો નૅશનલ કૉલેજની શાળાવિભાગના વિદ્યાર્થીઓ પણ હાજર હતા—પ્રતિષ્ઠિત સ્ત્રીપુરૂષો—એના સબધીઓ પણ હતા મીસ દલાલ મી મહેતાના ગૃહસસારથી વાકેફ હતી અને મી મહેતાના કાક આડબરી સ્વભાવને લીધે હસી પણ કાઢતી મી મહેતાને પ્રોફેસરો સાથે—કૉલેજમાં ભણતી "લેડીઝ" સાથે વાત કરવા બહુ હોંસ હતી અને રજામા "અવર" પુરો થયા પછી, લાયબ્રેરીમા અગર બીજે ઠ્ઠેજે જ્યારે જ્યારે પ્રસગ બને ત્યારે લેડીઝ સાથે ચર્ચામા પડવા ચુકતો નહિ મી મહેતા કાઠીયાવાડનો અને આ બધી વિદ્યાર્થીનીઓ ગુજરાતની એટલે મી મહેતા ઘણીવાર દમ હાકતો 'તમારા ગુજરાતમા વિદ્યા ખરી, સૌંદર્ય ખરૂ, તમને ગાતાં આવડે, રસોઈ આવડે, પરતુ મર્યાદા તો અમારી જ—અમારો પહેરવેશ કેવો સારો—કાંઈ ઉઘાડુ તો રહે જ નહી—તદુરસ્ત—"

---

મી મહેતાને કેટલીક હિમતવાળી પારસી વિદ્યાર્થીનીઓ પૂછતી "મી મહેતા! તમારાં મીસીસ ભણેના છે કે ? એમને બેડમીન્ગન આવડે છે કે ?" મી મહેતા આ પ્રશ્નનો સમય જોઈ ઉત્તર આપતા કાઠિયાવાડી બીજા વિદ્યાર્થીઓ હાજર હોય તો તો મુગા રહેતા, પણ ના હોય તો ફડાકા મારતા "મીસીસ મહેતા ઇંગ્રેજી ભણ્યા નથી તમારી પેઠે બેડમીંગટન કે ટેનીસ રમતા નથી પણ અમારા હિન્દુ રિવાજ અને ધર્મપ્રમાણે ઘરકામમા એકકો છે તમે બધાં સફેજેટ, તમને સરખા હકના સ્વપ્ના આવે પણ મીસીસ મહેતા રાત્રે વાર થઈ હોય તો વહાણુવહાણુ સુધી મારી છબી હાથમા રાખી બેસી જ રહે હુ જઉં ત્યારે જ ઉંઘે દરરોજ સવારમા મારા જમણા પગના અગુઠ ધોઇને પીધા વિના ઘરકામ ન કરે અને મારો પડતો બોલ ઉપાડે"

"મી મહેતા! તમે હજી તદ્દન 'અનસીવીલાઇઝ્ડ' રહ્યા કેવુ પુરાણ! પગનો અગુઠો ધોઇને પીવાય કેમ ? તમે લોકો તો રાતભર કનખમા રહો ને હમારે જાગ્યા કરવુ કે! તદ્દન હમ્બગ!' આમ વાતો ચાલતી અને મી મહેતા બધા થી આનંદિત રહેતા તે જ મહેતા આજ મીસ દયાળના અદ્દભૂત કાર્ય પછી નરમ પડ્યા હતા અને સ્પીચ બોલતા પહેલા પાંચસાત મીનીટ મુગા જ ઉભા રહ્યા

મી મહેતા ટટાર થયા અને બર્કના અમેરીકા સાથેના સમાધાનમાથી બોલવુ શરૂ કર્યું આખા ભાષણમાથી ફકરા સબધ આવે એમ ચૂટયા હતા, અને મી મહેતા ધીરેધીરે એ ફકરાના શબ્દોમા, વિચારોમા, શૈલીમાં એટલા તો તલ્લીન થયા કે શ્રોતાજનો ઘડીવાર સ્તબ્ધ થયા બર્ક જેવા જગવિખ્યાત વક્તાના જોસ્સાદાર શબ્દો અને મી મહેતાના શુદ્ધ અવાજ એટલે ધારેલી અસર થઈ—વ્યાખ્યાનનો અત આવ્યો ને છેલ્લા શબ્દોની અસર સર્વે ઉપર થાય એમ મી મહેતાની ઇચ્છા હોવાથી જરા અટકયા અને શરુ કર્યું

*"Do you imagine then, that it is the land tax act which raises your revenue? that it is the annual vote in the Committee of Supply which gives you your army? or that it is the mutiny bill which inspires it with bravery and discipline? No! surely, no! It is the love of the people, it is their attachment to their government from the sense of the deep stake they have in such a glorious institution which gives you army and navy and infuses into both that liberal obedience, without which your army would be a base rabble and your navy nothing but rotten timber"*

આ પુરૂં થયા જ તાળીઓના ગડગડાટ થયા અને મી મહેતાની છાતી ઉછળી, જીવન સફળ થયુ, આખમા આસુ આવ્યા અને મહુમ્બાવથી આજ રખત પાળી બેઠેલામાથી એક બટક-

આવો વિદ્યાર્થી બોલ્યો- "મીસીસ મહેતા ઘર આગળ રાત્રિનાં છબી લઈ બેસી રહે છે તે અહીં હોત તો આજ ઘેવા ઘેના થઈ જાત મી મહેતાએ બર્ક એમની સાથે વાચ્યો હશે" મી મહેતાએ એ શબ્દો સાભળ્યા પરંતુ નિશ્વાસ શિવાય કાંઈ જ કર્યું નહિ ઈનામો અપાયા મીસ દલાલને પહેલુ ઈનામ મળ્યુ મી મહેતાને બીજુ મળ્યુ અને સઉ સઉના મિત્રોમાં આનદ છવાયો

બીજા વિદ્યાર્થીઓમા હમે પણ બર્ક અને મી મહેતા થઈએ એ મહેચ્છા થઈ કેટલાક પોતાનામા શકિત નહિ એટલે નિરાશ થયા અને કેટલાક માત્ર ઈર્ષ્યા કરવા લાગ્યા ઇનામનુ કાર્ય ખલાસ થતા જ બહારના ગૃહસ્થો ચાલ્યા ગયા અને પાર્ટી શરૂ થઈ સ્નેહસમેલન હતુ એટલે એકેકા ટેબલ પાસે ચાર ચાર પાચ પાચ ખુરશીઓ મૂકી હતી અને જુના અને નવા વિદ્યાર્થીઓ અને ગૃહસ્થો ફાવે તેમ બેસતા, ખાતા અને વાતો કરતા હતા, અને પ્રોફેસરો વખતોવખત બબ્બે મીનીટ આવી વાતોમા ભાગ લેતા

એક રાઉન્ડ (ગોળ) ટેબલ આગળ બેત્રણ વિદ્યાર્થીઓ બેઠા હતા તેમના વય ઉપરથી કોલેજના પહેલા વર્ષમાં હોય એમ જણાતુ હતુ મેજ ઉપર તાસકોમા પડેલા પુટસ, મીઠાઈ લગભગ એમને એમ જ પડી હતી એકે પાટલુન, હાફકોટ, કોલર, નેકટાઈ અને ટોપી પહેર્યાં હતા વડીવડી કોલર નેકટાઈ સમા કરતો—હાથના કફ બહાર દેખાય અને ચોળાય નહિ તેની ચીવટ રાખતો, ખીસામાથી રૂમાલ કાઢી લેતો'તો અને પોચી ઉપર બાધેલી નાની રુપાની ઘડિયાળ નજરે પડે એમ હાથ હલાવતો માથાના ઓળેલા વાળ ખસી ન જાય છતાં એ દેખાય એ તજવીજ કરતો પોતે અત્યત ખૂબસુરત છે અને બીજા માને છે એ ભાવનાથી દિનસભર એ સુન્દરતા સાચવવા માટે સમયની બરબાદી કરતો ગુજરાતમાં જ નાનુ ચાટલુ અને સુંદર નાની કાસકી રાખતો અને કોઈ ન હોય ત્યારે ઉપયોગ કરતો આપણા ઉછ્રગલાલ બધી રમતોમા પૂરા હતા ક્રીકેટ, ટેનીસ, બીલીયર્ડ રોજ રમતા અને દરેક જાતની સહેલ મારવામા નિપૂણ હતા ઉછ્રગલાલની સામે શાન્તિલાલ બેઠો હતો શાન્તિલાલનો ચહેરો બુદ્ધિશાળી લાગતો હતો, છતાં એના સ્વભાવને લીધે-શરીરને લીધે કાક નરમ અને ફિકકો દેખાતો હતો એ ગૌર વર્ણનો આકર્ષક વિદ્યાર્થી સર્વમા પ્રિય હતો. એનો મીઠો કંઠ, અને હસમુખો ચહેરો, એની ગભીર અને કાક પ્રોત્સાહક વાતો બીજા વિદ્યાર્થીઓને એટલી તો ગમતી કે રજામા એની આસપાસ મધપુડા પાછળ માખીઓ બણબણે તેમ વિદ્યાર્થીઓના ટોળા ફરતા શાન્તિલાલને જ્યારથી કોલેજમાં મારી ગરીબ વિદ્યાર્થી તરીકે દાખલ થવુ છે એમ નક્કી થયુ ત્યારથી એનો આનંદ ઉડી ગયો હતો નાનપણથી જ અત્યત લાગણીવાળો હતો એટલે બીજા વિદ્યાર્થીઓની નજરમા 'હુ ગરીબ લેખાઈશ કોલેજમા વખતોવખત થતા ફંડોમા, પાર્ટીઓમા, મારાથી ભાગ નહિ લેવાય અને એટલે દરજ્જે મને હલકો લેખશે' એ ચિન્તા વધ્યે જતી હતી ' મારે માટે બીજા શુ ધારે છે ' એ વિચારે શાન્તિ વિશેષ બેચેન થતો હતો પોતે અગવડ વેઠીને પણ બીજાનુ કામ કરતો, બીજાને શિખવતો છતા એને ઘણા દુશ્મન હતા વિદ્યાર્થીઓ શાન્તિને ઉછ્રગલાલ સાથે સરખાવતા ઉછ્રગલાલ ટેનીસન અને શેક્સપીઅર, પ્રેમાનદ અને સરસ્વતીચદ્ર,

હુગો અને બર્નીયરની વાતો કરતો દરેકની સાથે હસતો બોલતો, મોટા માણસ આવે ત્યારે તેમની તહેનાતમા રહેતો, પૈસાદાર વિદ્યાર્થીઓનો એક મ મિત્ર થતો, ધરાનીની દુકાને એ પમા ભાગતો-લેડીઓનો રૂમાલ પડી જતો તો ઉપાડી આપતો, અને રેલ્વેઉપર ટીકીટ લેવા, ગાડી લેવા દોડતો આથી ઉલટુ શાન્તિલાલ શાન્ત હતો ઉગ્રલાલ કરતા ઈંગ્રેજી ગુજરાતી પુસ્તકો એણે વિશેષ વાચ્યા હતા પણ એને જગતને જણાવવાની દરકાર નહોતી, ક્રીકેટ રમતો પરતુ ઑગસ્ટથી ઓક્ટોબર સુધી ક્રીકેટમા ત્રણત્રણ યા ચાર મહિના ગાળવા એ એને પરવડતુ નહી, અને એ રમતો એના જેવા ગરીબને ભારે પણ પડતી

શાન્તિલાલે કોલેજની માફ થવા અરજી કરી હતી એની ખબર ઉગ્રલાલ લાવ્યો હતો અને એ ખબર કૉલેજમા ફેલાઈ ગયી હતી શાન્તિલાલને ચીડવવા અને એ હૃદયમા બળે એ જ ઉદ્દેશથી એ સાભળે એમ અદર અદર વાતો પણ કરતો 'દરજી કે વિદ્યાર્થીના આશીર્વાદ કરતા કોઈ બ્રાહ્મણનો છોકરો લાગે છે ' ચીતોડના મહારાજાના આશ્રય નીચે-ટેઇનર્સશૉપ કરી પાડીયુ મારે અગર મુબાઈમા ભૂલેશ્વરના ઓટલા ઉપર બેસી રસોઈ કરવા જાય તો શુ ?' આ શબ્દો શાન્તિલાલ સાભળતો અને એ બોલો પડતો ત્યારે રોતો ઘણીવાર કૉલેજ છોડી દેવા-આપઘાત કરવા મન થતુ પણ પાછો શાન્ત થતો કૉલેજમા કૉલેજની રેસીડેન્સીમા એનો કોઈ અગત મિત્ર હોય તો કેટને દરજ્જે અત્યારે ટેબલ પાસે બેઠેલો બીજો વિદ્યાર્થી લીલાધર હતો ઉગ્રલાલ શાન્તિને બનાવતો હતો અને લીલાધર શાન્તિનો પક્ષ લેતો હતો એટલામા સામેથી પ્રોફેસર પ્રમથનાથ આવ્યા અને ઉગ્રલાલ મ્હાનુ ફાની નાઠો શાન્તિ અને લીલાધર ઉભા થયા, પ્રમથનાથે બન્ને સાથે શેકહેન્ડ કર્યા અને ત્રણે જણ બેઠા

" શાન્તિલાલ! તમે કેમ પેલી સગીત પાર્ટીમા ગયા નથી ? આજે આનદના દિવસે "મુઝાન છો કેમ ?"

શાન્તિલાલે લીલાધર સામુ જોયુ લીલાધર 'કામ છે' કરી ચાલ્યો ગયો અને ગુરૂશિષ્ય એકલા પડ્યા

શાન્તિ ગળગળો થયો અને પ્રમથનાથે એના વાસા ઉપર હાથ ફેરવ્યો-આખા કમ્પાઉન્ડમા આનદ-ગાનતાન-વાતો અને ચાહ આઇસ્ક્રીમ ચાલી રહ્યા હતા ત્યારે આ ખૂણાના ટેબલ પાસે દુઃખના ઉભરા અને હૃદયને સાત્વન મળતુ હતુ

"સાહેબ! આજના આવા આનદના દિવસે મારી કથા કહી આપનો વખત શા માટે લઉં ?"

"શાન્તિલાલ! નિરાતે કહો! મારા એક વિદ્યાર્થીના અત કરણમાથી ચિતા દૂર કરવાથી મનેજે આનદ મળશે તે આવી હજારો પાર્ટીથી નહિ મળે બેનાશક બોલો! શાન્તિલાલ! તમે બેસવાની જગા ઠીક ખોળી કાઢી છે હુ જ્યારે જ્યારે વાચીને કટાળુ છુ ત્યારે અહીં જ આવી બેસુ છુ પશ્ચિમમા દરિયા ઉપર ચદ્રનુ તેજ છવાય છે અને તાડના ઝાડ દેખાય છે ત્યારે કાઈક અલૌકિક આનદ આવે છે વારૂ પણ તમે ચલાવો"

મુદ્રારાક્ષસ ૨ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ, કપની મુબાઈ

21,236

સાહેબ! મારા પિતાના દુરાગ્રહથી મેં ફ્રીસ્ટુડંટસશીપની અરજી કરી છે"

"હં, તમારી એવી સ્થિતિ છે?"

"જી, હા કાં તો ફ્રીશીપ લેવી અને નહિ તો અભ્યાસ મૂકી દેવો હવે પૂછવાનુ એ કે ફ્રીશીપ લઉં તો તિરસ્કાર-"

"તિરસ્કાર! એવો વિચાર જ ક્યાંથી આવ્યો? હલકા, નીચ મનના હોય તેનો જ તિરસ્કાર તમારો તિરસ્કાર હોય જ કેમ!"

"કોલેજના વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો મને હલકો તો નહિ ગણે ને?"

"હલકો? શામાટે?" ફ્રીશીપ લ્યો માટે? જો એવો કોઈ વિદ્યાર્થી કે પ્રોફેસર હોય તો બહેત્તર છે કે એની સાથે સબંધ ના રાખવો "

"પણ મારી સાથે ફરવા હરવામા, બોલવા ચાલવામાં મહેરબાની કરતા હોય એમ તો નહિ વર્તે ને?"

"શાન્તિલાલ તમે આવા નરમ હશો એ મને ખબર નહી ફ્રીશીપ એટલે જે વિદ્યાર્થીઓ બુદ્ધિવાળી હોય જેના સ્થિતિને લીધે ના ભણી શકે તેને આર્થિક મદદ આપવી એ છે તમને પુનમ અમાસને દહાડે બ્રાહ્મણ ભીખ માગવા આવે ને લોટ આપીયે તેમ ફ્રીશીપ આપતા નથી તમને તમારામાં પાણી બતાવો તો ફ્રીશીપ મળે દરેક કોલેજમા જોશો તો ફ્રીશીપ લેનારા મોટા માણસ થયા છે આપણા જ પ્રીન્સીપાલ સાહેબ કલકત્તા કોલેજમાં ફ્રીશીપ લઈ પહેલા આવેલા એક ક્ષુદ્ર અણસમજુ મનુષ્ય તમે ગરીબ છો માની તમારો તિરસ્કાર કરે, એટલા માટે આટલી બધી ચિન્તા! દરિદ્રતા એ કાંઈ દુર્ગુણ નથી!"

"અને છતા સાહેબ પૈસાદારને સર્વ કોઈ પૂજે છે મીજલસોમા, પાર્ટીઓમા અને મીટીંગોમાં અપટુડેટ રહી શકે તે જ સન્માનને પાત્ર ગણાય છે પછી પુરૂષ હો સ્ત્રી "

"પણ શાન્તિલાલ દુનિયામા કોઈ પણ સ્થાન ઉચ્ચ હોય, રાજ્યસભા અથવા શાહેનશાહના દરબાર કરતા પણ ઉચ્ચ ભૂમિકા હોય, તો તે કોલેજ-યુનીવર્સીટી-વિદ્યાપીઠકા છે જનસમાજ સોસાયટીના બાહ્ય આડંબરથી અંજાઈને જતા એક મનુષ્યને એક મનુષ્ય તરીકે માન ન આપીએ અને કાંઈ ઉન્નત દષ્ટિબિન્દુથી જોઈએ નહિં તો પછી કેળવણી લીધી અને ન લીધી એ સરખુ જ ને "

"સાહેબ! જે માણસ ગરીબનો તિરસ્કાર કરે તેને માટે મને માન ના રહે પણ એટલુ પણ ખરૂં કે મને દુખ તો લાગે "

"શાન્તિલાલ! મને એમ જ લાગે છે કે ફ્રીશીપ મળે તેમા જ તમને લાભ છે ગરીબાઈ, આત્મસયમ અને નાની અવસ્થામા આવી પડતા આત્માવલંબનથી ઉત્તમ મનુષ્યના પ્રાપ્ત કરી શકાય છે શાન્તિલાલ! મહાત્મા અને વીર પુરૂષ મશરૂની ગાદીમાથી કે રાજ્ય દરબારમાથી મળી આવતા નથી કમળ તો કાદવમા જ થાય ફ્રીશીપ લઈ જગતને બતાવી આપો કે ખરો તિરસ્કાર કોનો થવો જોઈએ! શાન્તિલાલ! અભ્યાસ અગર કોઈ પણ કામ હોય તો જરૂર આવતા રહેજો જરા પણ સંકોચ ન રાખશો "

વિપિન રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

"સાહેબ! મને આ કોલેજમા કાંઇ વિશેષ લાગ્યુ હોય તો આ જ છે પ્રોફેસરો આપ ભિન્ન જ્ઞાતિના અને જાતિના છે છતા એકત્ર રહી અમારા ઉપર જે ભાવ રાખે છે તે અવર્ણનીય છે અમને રજામા ઘેર જવુ ગમતુ નથી"

"શાન્તિલાલ! આપણા નાના બાળકોને માટે આપણા જ દેશી ગૃહસ્થોને હાથે આવા પાયા ઉપર નિશાળો થવાની જરૂર છે એમા પ્રભુપ્રેમ–માતૃભૂમિ પ્રત્યે પ્રેમ–અને કર્તવ્યબુદ્ધિ હોય તો બસ બાળકો ઘરનુ નામ નહિ લે અને જે કાર્ય હજારો ગુરૂકૂળ ન કરે તે કરશે પણ એ ભાવના થાય ત્યારે ?"

એટલામા પટાવાળો શાન્તિને ખોળતો ખોળતો આવ્યો ને 'તમારો તાર' એટલુ કહી ચાલ્યો ગયો

---

## પ્રકરણ ત્રીજુ.

---

### આશા અને નિરાશા.

ઢસા એ કાઠિયાવાડનુ નાનુ પણ રળીયામણુ ગામ છે ઢસાના નામની સાથે જ સુધારામા, જનસેવાના કામમા અને વિદ્યાવૃદ્ધિમા વિદ્યાપ્રિય ગાયકવાડના અનેરા લાભનુ અનેરા પરિણામનુ ફળ અમરેલી યાદ આવ્યા વિના રહેતુ જ નથી રેલ્વે થયા પછી ઢસાના જીવનમા પ્રકાશ પડવા માંડ્યો હતો કુવાના દેડકાની માફક ઢસામા જ જન્મી જ ઢસામા જ મરવાના સકુચિત વિચારો લુપ્ત થતા હતા બ્હાનવેના માબાપો સાથે ખાવાના માટે કજીયો ન કરતા અમરેલી ભણવા જવા દેવા કજીયો કરતા બાળકો થયા હતા ફરજીયાત કેળવણીને ગાળો દેતી સ્ત્રીઓ, હમને રમોઇ, ત્યણા ખાંડણામા મદદ કરતી છોકરીઓને લઈ જઈ મડમ બનાવી દેશે એમ કહેતી ભોળી સ્ત્રીઓ હવે બાળકીઓને, 'બેન હું ખાઉં છુ, તુ સયાજીવિજયમા શુ આવ્યુ છે તે વાચને! સવાર સાંજની નિશાળનો વખત સારો જેથી તમે ખાવાની ઉતાવળ ન કરો', એમ કહેવા લાગી હતી કન્યાની આપને માટે હજી ગોળ બધાયેલા હતા પણ નવાજુવાનીયાઓ મુબાઇથી રજામા આવતા હતા ત્યારે મહીના માસમા સભાઓ, ભાષણો, ચર્ચા કરતા અને નાના ગામમા ખળભળાટ મચાવી મુકતા પરણેલા બિચારા હોંશેહોંશે આવના અને મુબાઇના સ્વપ્ના, મુબાઇના દંપતિઓ, મુબાઇની સ્ત્રીઓની છાપ પડેલા હૃદય વાળા ઘણીવાર નિરાશ થતા–વળી ગુણસુંદરી જેવાના વૃતાન્ત વાચી ક ખ કે A. B C કહાવના અને હુ એમ એ થઇશ એન એન ,બી થઇશ એટલામા એ ઇગ્રેજી સહજ જ આવડશે અને પછી અમે મુબાઈ રહીશુ ને ગુજરાતી સ્ત્રીમંડળ–સેવાસદન કે વનિતાવિશ્રામના ક્લાસોમાં દાખલ કરી એને શીખવી હુશીઆર કરીશ અને પછી હું પણ સીનેમા, નાટકમાં, એપોલો બંદર ઉપર જઇશ આથી ઉલટુ કેટલાક કોલેજમાં હોશીયાર મનાતા, પ્રોફેસરોના માનિતા, પેપરોમાં લખતા, સ્ત્રીઓ માટે ચર્ચા ચલાવતા યુવાનો કાં તો યત્ન કરી નિરાશ થતા અથવા

સયુક્ત કુટુમ્બમા વડિલોના તાપ આગળ એમના પ્રયત્નો નિષ્ફળ જતા. 'અખ્યાએ ! આ શુ રાતે ને સવારે બાયડીને ભણાવવાનુ ધતિંગ ! પાકે ઘડે કાના ચડતા હશે ! ઘરમા કોઈ છે કે નહિ. બેશરમ નહિ તો ! ઘરનુ કામકાજ તો આવડે નહિ ને ઇંગ્રેજી ભાણવુ છે ! એને કયા નોકરી કરવી છે ખબરદાર જો આજ પછી એવુ કર્યું છે તો ! વણપરણેલાના બે તડા હતા. એક પક્ષની સગાઈઓની વાત ચાલતી હતી અને રજામા મુબાઇથી આવે એટલે ચાલ્યા કરી નાખીયે "આવી છોકરી મળે નહી ! છોકરો ભણેલો ! ન્યાતના છોકરા ન્યાતમા નહિ વરે તો કયા વરશે ! ના ! હમારે પરણવુ નથી ! મારે ભણેલી કન્યા જોઇએ છીએ, હુ એને નહી પરણુ ! પરીક્ષા પછી ! આ ફેરી લગ્ન હોય તો મારે બદલે ખાડુ મોકલીશ એને ભણાવશે તો કબૂલ કરીશ " એમ વાત ચાલતી હતી ત્યારે બીજો પક્ષ જરાક ખૂણમા હતો "આપણને કોઇ વળગ્યુ નથી તે ઠીક જ છે આપણે વિલાયત જવાના છીએ ત્યાથી આવ્યા પછી જ પરણવાની વાત આપણે તો ગુજરાતમાથી જ કન્યા લાવવાના ભણેલી તો ખરી જુઓને આ બધા દુખી ઘરમા ખોત જેવા ને બ્હાર કલાપિ ને કાન્તિદાસની વાત કરે મુબાઇમા કોલેજમા અને બીજે લેડીઝની સાથે *Intellectual friendship* મનોરાજ્યના મિત્રની વાત કરે સારૂ છે કે આપણા માબાપ સારા છે મારૂ ન માને તો હુ નાશી જાઉં આપઘાત કરૂ ગમે તે જ્ઞાતિમા શા માટે ન પરણાય !" આવા આવા ઉદ્દગારો નિકળતા પરતુ રજા પૂરી થઈ એટલે આ ગામડાનુ વાતાવરણ પાછુ શાન્તિ મેળવતુ પરન્તુ એ શાન્તિ ધુમરાતા અગ્નિ જેવી હતી વૃદ્ધ સ્ત્રીઓ વિદ્યાને ગાળો દેતી, મુબાઈ જઈ ધર્મભ્રષ્ટ થાય છે, ગમે તેનુ ખાય છે, પીએ છે, મદિર, દેરે જતા નથી, એમ બબડતી પુરૂષોને વિદ્યાર્થીઓ કાક ઉછૃંખલ, સ્વતત્ર મીજાજના થતા હોય એમ લાગતુ, પણ વિદ્યાના લાભ સમજતા, અને આખઆડા કાન કરતા આ ચર્ચાની, રજાના સમયના અદ્દિલનોની અસર વહુઓ ઉપર, મોટી થતી કન્યાઓ ઉપર વિશેષ થતી અને એમા ઉત્સાહ, આશા, નિરાશા, અસતોષ, બડબડાટ અને કાંક હિમત સ્વતનતા આવતા હતા " હવે એક વર્ષ છે પછી હુ ને એ મુબાઈ જઈશુ એટલે ઘરની હોળીમાથી છુટીશુ હજી કયા સૂધી ભણશે !" 'હુ પાચ વરશથી ઘરમા મીઝાઉછુ તોએ એમને છે એ મુબાઈમા લહેર કરે છે ને મને લખે છે કે હુ બધાની સાથે સભાળીને ચાલજે શુ ચાલુ કપાળ ! આના કરતા ન પરણ્યા હત તો એ સારૂ !' 'મરીશ ને બીજી આવશે ત્યારે સુખ થશે ' 'એ બી એ થશે ને મારા લગ્ન થશે કેવી મજા ! ભણેલા બી એ વર ! એન એન બી ના ટર્મ ભરવા જશે તો હુ તો સાથે જઈશ મારે ઘેર નથી રહેવુ ' 'હા, બા' તારે શુ ? મારા જેવુ છે ! આટલા વરસથી ભણે છે પણ પાસ જ થતા નથી અને મને અહીં ગમતુ નથી પેરી ઓઢીને કોને દેખાડીયે !" "અલી ! તારો વિવાહ તો સારે ઠેકાણે થયો મારા માબાપે કહ્યુ પણ એમણે ન માન્યુ ! નશીબદાર !"

—અપૂર્ણ

# ખાસ અંકો. એક સિંહાવલોકન.

[લેખક–ગ સન્મુખલાલ ઝવેરીલાલ પંડ્યા.]

નોંધ લેવા જેવા ખાસ અંકો ગત વર્ષમા નીચે પ્રમાણે પ્રસિદ્ધ થયા દીપોત્સવી નિમિત્ત–૧ ગુજરાતી, ૨ હિન્દુસ્થાન, ૩ વિસમી સદી, ૪ જ્ઞાતિપત્ર વાર્ષિક, ૫ સન્નારીઓને બે બોલ અને પરિષદો નિમિત્ત–૬ સમાલોચક, અને ૭ નવજીવન

સૂચક લક્ષણો આવા પ્રાસગિક અંકો કહાડવાની સ્તુત્ય પદ્ધતિ ગુજરાતમા આઠ નવ વર્ષથી શરૂ થઈ છે અને તેને લીધે જે વિષયો હજી આપણા સાહિત્યમા ઉતર્યા નથી તેમાથી કેટલાકના બીજ તો વેરાયા છે વસત અને સમાલોચક તરફથી સ્વ સા ગોવર્ધનરામના સ્મારક અંકો નીકળ્યા અને દીપોત્સવી પ્રસગે ગુજરાતીનો ખાસ અંક પ્રસિદ્ધ થવા માડ્યો ત્યાર પછી ગુજરાતના લગભગ દરેક ઉત્સાહી પત્રકારે આ ઉપયોગી પ્રવૃત્તિ સ્વીકારી છે ધ્યાન ખેચે એવી એક વાર્તા એ છે કે આ સર્વ પ્રવૃત્તિ એકના મુબાઈની છે–અથવા તો મુબાઈમા એકત્રિત થયેલી છે ગુજરાતના અનેક સ્થળો આવી આવશ્યક પ્રવૃત્તિના કેન્દ્રસ્થાન બને એ ઈષ્ટ છે

સર્વ અંકોમા નવ ગુજરાતની ખીલતી જતી ચેતનસમૃદ્ધિના દર્શન થાય છે શુદ્ધ સાહિત્ય પ્રતિનો કેવળ ઝોક ધીમો પડી, આપણા અનેક જીવનસ્પર્શી પ્રશ્નોની વિચારણા થવા માડી છે, તે જોઈ કયા દેશપ્રેમી હૃદયને આનદ નહિ થાય? રાષ્ટ્રની ઉન્નતિ માટે તેના સર્વ અગોનો પ્રમાણમા વિકાસ થવો જોઇએ, એ ભાવનાનો ધીમે ધીમે સત્કાર થતો જાય છે ગુજરાતના જે પત્રકારો આ પવિત્ર કાર્યમા પોતાનો અશ દે છે તે સર્વથા અભિનદનને પાત્ર છે. સમગ્ર હિન્દની પ્રગતિમાં પોતાનો ઉપયોગી અશ દેવાનો અને હિન્દમૈયાની સેવામા બગાળા અને મહારાષ્ટ્ર સાથે ઉભા રહેવાનો દૃઢ નિશ્ચય હવે તો ગુજરાતે આત્મશ્રદ્ધાથી કરવો જોઇએ

હજી રાજકીય પ્રશ્નોએ, તેમ જ વિજ્ઞાને પણ, આપણા પ્રાસગિક સાહિત્યમા યોગ્ય સ્થાન નથી લીધુ એ શોકકથા સ્પષ્ટ જણાઈ આવે છે પ્રાંતિક પરિષદનુ અધિવેશન ગુજરાતમા હતુ છતાય રાજકીય પ્રશ્નોની વિચારણા પ્રતિ આપણી ઉદાસીનતા જોઈ ઘણાને ખેદ થયો હશે એ સત્ય છે કે આપણા શુદ્ધ સાહિત્યને અનેક દિશાએથી અનેક રીતે સમૃદ્ધ કરવાનુ છે, પરતુ તે સારૂ આપણુ પ્રજાજીવન નિરોગી, ઉચ્ચ અને જીવત હોવુ ઓછુ આવશ્યક નથી વળી શિક્ષણના, સમાજ–સુધારાના ઇત્યાદિ પ્રશ્નો રાષ્ટ્રીય પ્રગતિમા ઉપકારક છે એ ખરૂ, પરતુ તે સર્વમા રાજ્યના બધનો ઓછા વિઘ્નકર નથી અને તે પ્રશ્નો રાજકીય પ્રશ્નો સાથે પણ સકલિત છે, એ ભુલવુ ન જોઈએ

હજીયે વિજ્ઞાન પ્રતિ યોગ્ય અભિરૂચિ ઉત્પન્ન ન થવાથી–તેની વ્યવહારમા યોજના ન થવાથી–હિન્દના ઉદ્યોગ અને કૃષિની કેવી ચિન્તાજનક સ્થિતિ પ્રાપ્ત થઈ છે તે તો સર્વ કોઈ સમજે છે જાપાન અને અમેરિકા આપણા જીવનની આવશ્યક અને અનાવશ્યક વસ્તુઓ પૂરી પાડે છે અને હજી તો આપણે વાતો કરવાની દશામા જ છીએ પરિસ્થિતિ અનેક

રીતે ઘણી પ્રતિકૂળ છે પરતુ આપણે કરવા જોઈએ તેટલા પ્રયાસો કર્યા છે? અને વિજ્ઞાનની સહાયથી ઉપાડેલા સર્વ કાર્યો શુ અફલ નીવડ્યા છે? દાદાભાઈ અને શીરાજશાહ, ગોખલે અને ગાંધી ઇત્યાદિ જે ભૂમિમા વિકસે છે તે ભૂમિમા બૈરાં અને ગજરથી જ કેમ માલા અટકે છે? ઉત્તર તો એ છે કે હજી વિજ્ઞાન પ્રતિ જોઇએ તેટલુ આપણુ લક્ષ ગયુ નથી

ગુજરાતમા જે થોડા સ્વીકારાયલા શિષ્ટ લેખકો છે તેમના લેખો લઈ લેતાં અંકોનુ મૂલ્ય કઈ રહેતુ નથી નવા લેખકો પ્રતિ સપૂર્ણ સમભાવ રાખનારને પણ એમના લેખોમા અભ્યાસ અને સગીનતાનો અભાવ તરત જણાઈ આવે છે પ્રશ્ન છે કે ગુજરાતના પ્રોફેસરો અને શિક્ષકો તેમના અભ્યાસનો લાભ ગુજરાતને કેમ નથી આપતા? ગુજરાતની ઉન્નતિમા પોતાનો અશ દેવો, એ શુ એમનુ કર્તવ્ય નથી? ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજશાસ્ત્ર ઇત્યાદિ પોતાના વિષયોનાં પુસ્તકો નહિ, તો તે વિષયોની લેખમાલાઓ લખવા જેટલો શુ એમના વિષયોમા એમને રસ નથી? આ માત્ર સાહિત્યસેવા જ નથી પરતુ ઉદાર અર્થમા દેશસેવાય છે નવા ગુજરાતના નેતાઓ શિક્ષકો હતા, પરતુ શોચનીય છે કે એ પ્રણાલિકા ચાલુ રહી નથી માધ્યમિક શિક્ષણ પણ અંગ્રેજી દ્વારા આપવાથી આ પરિસ્થિતિ પ્રાપ્ત થઈ છે મ્હોટા ભાગમાં ગુજરાતી સાહિત્ય વાચવા જેટલી ધર્મબુદ્ધિ નથી તો ગુજરાતીમા લખવાની વૃત્તિ તો ક્યાથી જ હોય! વૃત્તિ દર્શાવતા કેટલાક પોતાનામા ગુજરાતી લખવાની શક્તિ નથી એવી માન્યતા ધરાવે છે શિક્ષણના કાર્યમા પડનારે તો ખાસ કરીને મ્હોટી વયે પણ ઘણુ નવુ શીખવુ પડે છે તો માતૃભાષામા લખવા શીખતા શા માટે શરમાવુ જોઈએ?

**બાહ્યદર્શન અને ચિત્રો**—સર્વ અંકોનુ બાહ્યદર્શન અને મુદ્રણ આપણી હાલની પરિસ્થિતિમા એકદરે સતોષકારક છે, પરતુ હજી સુંદર અને વિવિધ જાતની મુદ્રણકલાને કોઈ સાહસિક ગુજરાતીએ સામાન્ય નથી બનાવી, એ શોચનીય છે ગુજરાતના સચિત્ર પત્રો જોઈ અમને હમેશા પ્રશ્ન થયો છે કે હેતુ અને કલા વિનાના અનેક ચિત્રો કરતાં થોડા તો થોડા પણ સપૂર્ણ કલાત્મક ચિત્રો કેમ નહિ અપાતા હોય? વધારે સારાની માગણી થતા ચિત્રકારો પણ વધશે અને પત્રકારોને પણ વધારે સારા આપવાની ફરજ પડશે પત્રકારોનુ ધ્યાન ખેંચવાની આવશ્યકતા છે કે આ વિષયમા પણ પ્રમાણ કરતા પ્રકાર વિશેષ મહત્ત્વનો છે વળી 'ફોટોગ્રાફી' કરતા જેવા છે તેના પણ આપણા ચિત્રકારોને શોધીને ઉત્તેજન આપવુ, એ તેમનો ખાસ ધર્મ છે આ દિશામા 'વીસમી સદી'ના પ્રયત્નો સત્કારપાત્ર છે, કારણ કે ચિત્રકારોને સતત ઉત્તેજનની આવશ્યકતા છે

'ગુજરાતી'નો મમત્વ એક શુદ્ધ, ઉપયોગી અને સ્થાયિ સાહિત્ય તરફ છે, તે દૃષ્ટિથી જોતા આ વર્ષનો અંક ગત અંકો કરતાયે ઉતરતો છે આ અંકમા પ્રથમ પંકિતનો એક પણ લેખ જણાતો નથી હજી તે તેના જૂના ચીલામા જ ચાલે છે જૂના ગુજરાતની કેટલીક સમૃદ્ધિ ભેગી કરવાની તેની પ્રવૃત્તિ ઉપયોગી છે, પરતુ તેમા ગુજરાતમા સ્ફુરતા નવચેતનને સત્કારવાના કે પ્રેરવાના પ્રયત્ન જણાતા નથી યુદ્ધને લીધે અંક મ્હોટો ન નીકળી

શકે એ સ્હમજાય એમ છે, પરતુ તેથી વધારે સારા લેખો થોડા પણ ભેગા કેમ ન થઈ શકે, એ સ્હમજાય એમ નથી

નર્મદાશઙ્કર અને દલપતરામના ભાઈ ભાવિ ચરિત્રલેખકને એમના લખેલા આત્મવૃત્તાંત ઉપયોગી થાય એવા છે સમાજ અને સાહિત્યના ઉત્કર્ષ માટે તેમણે આત્મભોગ અને સેવાવૃત્તિથી કરેલા સતત પરિશ્રમની કદર કરી, નવા ગુજરાતે હજી સુધી તેમના સ્થાયિ સ્મારકો સ્થાપવાના કંઈ પ્રયાસ નથી કર્યા, એ શોચનીય છે જગતના વીરચરિત્રોના ભાષાંતરો કરાવાય છે, પરતુ આશ્ચર્ય છે કે ગુજરાતના વીરસતાનોના ચરિત્રો નથી લખાતાં, બીજો ધ્યાન ખેંચે એવો વિદ્વત્તાભર્યો લેખ 'ગુજરાતનો ઇતિહાસ અને ગુજરાતી સાહિત્ય" વિષે રા. રણજીતરામ વાવાભાઈનો છે પ્રાચીન ગુજરાતના ઇતિહાસને આપણા સાહિત્યમા પ્રતિબિંબિત કરી રાષ્ટ્રીય અસ્મિતા જગાડવામા તેને ઉપકારક નથી બનાવાયો, એ તેમની ફરિયાદ વ્યાજબી છે જેમ ગુજરાતના ઓજસ્વી ઇતિહાસને આ દૃષ્ટિથી સાહિત્યમા ઉતારવાની આવશ્યકતા છે, તેમ શાળામા ચાલતા ગુજરાતના ઇતિહાસો પણ તે જ દૃષ્ટિથી લખાય, એ ઓછુ આવશ્યક નથી શાસ્ત્રીય લેખોમા કવિ સચ્ચિદાનન્દનારાયણનો "ન્યાયદર્શન" ઉપયોગી છે કચ્છ અને કાઠીઆવાડની પ્રાચીન જનશ્રુતિઓ તે તે પ્રદેશના *Romantic* જીવનની પ્રતીતિ કરાવે છે

'ધ્રાણેય', 'મધપુડા' ઇત્યાદિ લેખો વિજ્ઞાનનો રસ ઉત્પન્ન કરે એવા છે સમગ્ર અક સામાન્ય ભૂમિકાનો છે "ગુજરાતી" જેવા પ્રતિષ્ઠિત પત્રના અકમા નવજીવનનો રાષ્ટ્રીય જીવનના અનેક દેશીય પ્રશ્નોનો–પ્રતિધ્વનિ થાય તો એની સેવા વિશેષ કાર્યસાધક બને એ સ્પષ્ટ છે

૨

'હિંદુસ્તાન'નો અક જાગૃત થતા લોકચેતનનો પ્રાસગિક પ્રતિધ્વનિ પાડવાના આશયથી પ્રસિદ્ધ થતો જણાય છે ગુજરાતના નવા લેખકોને ભેગા કરવાનો એનો પ્રયાસ ઘણે અશે સફળ થાય છે આનન્દના (*Light*) સાહિત્ય સાથે સગીનતાનુ પણ પ્રમાણ સચવાય એ ઇષ્ટ છે કેટલાક નકામા ચિત્રો પાછળનુ ખર્ચ એનુ મુદ્રણ સુધારવામા થાય તો સારૂ

આપણા પ્રાસગિક સાહિત્યમા પણ પ્રશ્નાત્મક ટુકી વાર્તાઓ આલેખાય છે તે સતોષનુ કારણ છે આપણા ગૃહજીવનના, સમાજજીવનના, દેશજીવનના ઇત્યાદિ પ્રશ્નોનુ રસિક રીતિએ આલેખન થવાથી એક જ ક્રિયા બેવડી અર્થસાધક નીવડે છે 'અભયનો અભિલાષ' એવી એક વાર્તા છે વાર્તાકળાની દૃષ્ટિથી તે વણી ઉચ્ચ પંક્તિની છે એટલુ જ નહિ, પરતુ તેમાં નવજીવનના આદર્શ ચિત્રની એક સુદર બાજુ ભાવમય, શિષ્ટ અને સમર્થ, શૈલીમાં આ લેખાયલી છે નાયિકા પોતાનામા જાગૃત થયેલી રસજીવનની અને સેવાજીવનની ભાવના પોતે સિદ્ધ કરી શકતી નથી, એટલે તેની પુત્રીમા તે સક્રાન્ત કરે છે, આ સ્થિતિથી આર્સ થતો કરુણરસ જેટલો હૃદયસ્પર્શી છે તેટલો પ્રેરક છે, જેટલો કોમળ છે તેટલો જ ગભીર છે હિન્દે હવે તો સ્હમજવુ જોઇએ કે "સહનની શીલ્સુરી એ મરણને આમન્ત્રણ છે પરાક્રમની શીલ્સુરી એ જીવનને વધામણાં છે"

પાંચ પ્રેમકથા ૨ ૦–૬–૦ એન, એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ગુજરાતમા વિજ્ઞાન પ્રતિ સતત દષ્ટિ એ ચના થોડા લેખોમા પ્રો 'કાન્તિલાલ પંડ્યા' મુખ્ય છે " વિજ્ઞાન અને ગન્ત્ય"ના સમન્વયનો વિચાર કરતા તેઓ સત્ય કહે છે કે, હજી ઇગ્લિંડમાયે વિજ્ઞાન અને વિજ્ઞાનશાસ્ત્રીઓનો યોગ્ય સત્કાર નથી થયો આધુનિક યુદ્ધનો એ સ્પષ્ટ બોધ છે કે હવે પછી થનાર ગન્ત્યવ્યવસ્થાઓમા અને શિક્ષણક્રમોમા વિજ્ઞાનની અવગણના થઈ શકશે નહિ હિન્દ માટે આ બોધ વિશેષ ઉપયોગી છે, કારણ કે હજી પ્રજામાં વિજ્ઞાનનો યોગ્ય સત્કાર નથી થયો અને તેના પરિણામો સત્વર જણાય છે

ગુજરાતમા હાસ્યરસ પ્રતિ દષ્ટિ નથી એમ નથી, પરતુ આશ્ચર્ય છે કે સાહિત્યમા ? બહુ ઉતર્યો નથી વળી શિષ્ટ પ્રકારનો સૂક્ષ્મ હાસ્યરસ તો ઘણો થોડો આલેખાયો છે ગ્રામ્ય થયા વિના રા ધનસુખલાલ મ્હેતા હાસ્યરસ સારો આલેખી શકે છે તેમનો એ અનુવાદ આ અકમા છે તેઓ આ શક્તિ વિકસાવે એમ અમે ઇચ્છીએ છીએ.

આ ઉપરાત બીજા વાચવા યોગ્ય લેખો છે સમગ્ર અક, એનો ત્રીજો પ્રયાસ જોતાં, સતોષકારક છે

૩

'**વીસમી સદી**' તેના સાહસિક તત્રીએ આ ખાસ અકમા પણ બને એટલી લેખોની તેમ જ ચિત્રોની વિવિધતા આણવાનો સફળ પ્રયત્ન કર્યો છે રા પુરૂષોત્તમ કેટલાક રસિક ભાવો સારી રીતે ઉતારી શકે છે રા રાવતનુ 'ગરવી ગુજરાત' નામનુ ચિત્ર વિવિધ ગુજરાતીઓના લક્ષણ સ્ફુટ રીતે સૂચવે છે 'વીસમી સદી'માં પ્રકૃતિસૌંદર્યના ચિત્રો ઉમેરાય, ચિત્રોની પસદગી હજી વિશેષ વિવેકથી થાય અને તેમનુ *Get up* વિશેષ શુદ્ધ અને આકર્ષક બને એ જોવા અમે ઉત્સુક છીએ ગુજરાતમા કલા ઉતારવાના પ્રયાસ કરતા આ માસિકને ગુજરાતીઓએ ઉત્તેજન આપવુ એ એમનો ધર્મ છે

રા નાનાલાલ કવિએ શ્રીમન્ત 'સયાજીરાવ ગાયકવાડનુ ' તેજ છાયા ' નુ જે રેખાચિત્ર એમની લાક્ષણિક શૈલીમા દોર્યું છે, તેવુ સ્વતન્ત્ર વિવેકયુક્ત અને સૂચક ચરિત્ર શ્રીમન્ત ગાયકવાડ વિષે અન્ય દોરાયુ નથી સૂક્ષ્મ દષ્ટિથી ચરિત્રનાયકનુ આમ પક્ષપાત રહિત અવલોકન થોડા જ લેખકો કરી શકે છે ' એ મહાન્ ગુજરાતી હજીયે ગુજરાતના દત્તક પુત્ર રહ્યા છે' એ સત્ય સ્પષ્ટ રીતે ગુજરાતમા તો પ્રથમ વાર જ કહેવાયુ છે ' આમદ અને રૂપાંદે'ની વાર્તા ભાવનામય અને કલાત્મક છે ગુજરાતમા વીરતા અને રાષ્ટ્રીય ચેતન જગાડવા આવી અનેક વાર્તાઓ લખાય, એમ અમે ઇચ્છીએ છીએ સાહિત્યકારોમા પરાક્રમ અને ચેતનભરી ભાવનાની છોળો આમ ઉછળશે ત્યારે દેશના રચાતા ઇતિહાસમા નવા વેગવતા પૂર અવશ્ય આવશે આ ઉપરાત " પશ્ચિમનામીઓનો પૂર્વની ભાષાનો અભ્યાસ, " "હિંદુ નર્તકીઓ" ઇત્યાદિ લેખો વાચવા જેવા છે

હિંદુ, મુસલમાન અને પારસીઓ સર્વ કોમોમા પ્રસાર પામતા આ માસિકની ભૂમિકા, સાહિત્ય અને કલાની દષ્ટિથી, ધીમે ધીમે ઉચ્ચ કરવામા આવશે તો તે પણ ગુજરાતની એક અનુપમ સેવા સાધશે

૪

'જ્ઞાતિપત્ર વાર્ષિક, આ વાર્ષિકના બીજા અકને સત્કાર આપતાં અમને આનદ થાય છે આપણા અનેક કૂટ પ્રશ્નોમા 'જ્ઞાતિ'નુ સ્થાન ઘણું મહત્ત્વનુ છે આપણા આચાર વિચારની સક્રાન્તિના આ યુગમા આપણી સસ્થાઓમા કઈ કઈ પરિવર્તનો થશે અને થાય છે આ મન્થનકાલના પરિણામની અસર આપણા ઉપર નહિ તો ભવિષ્યના સતાનો ઉપર તો અવશ્ય થશે અને ઇષ્ટ કે અનિષ્ટ જે અસર થશે તેને માટે આપણે થોડે અશે પણ જવાબદાર બનીશુ તેથી આ ગભીર પ્રશ્નનો વિવેકયુક્ત ગ્રાહક બુદ્ધિથી અને દીર્ઘદૃષ્ટિથી વિચાર થવો જોઈએ આ હેતુથી જ્ઞાતિહિત સાધનાના ઉદ્દેશવાળા પત્રકારોના મડળે જે સ્તુત્ય પ્રવૃત્તિ સ્વીકારી છે તે અનેક રીતે સત્કારપાત્ર છે આ પ્રશ્નના વિચારોને સર્વ જ્ઞાતિઓમા ફેલાવવા માટે આ વાર્ષિક એક સારૂ સાધન છે વળી આ કૂટ પ્રશ્નના વિવાદાસ્પદ વિભાગમા ન ઉતરતા સર્વ લેખકોએ પરિસ્થિતિ સ્વીકારી વ્યાવહારિક માગ ન્હાડવાની, તે સસ્થાને દેશોપયોગી બનાવવાની જે વૃત્તિથી વિચાર કર્યો છે તે વૃત્તિ પણ સત્કારપાત્ર છે

ગુજરાતમા વિચારકો થોડા છે તેમા રા રા શ્રી ઉત્તમલાલ ત્રિવેદી અગત્યનુ સ્થાન લે છે આ અકમા 'જ્ઞાતિ અને વર્ણાશ્રમધર્મ' ઉપરનો તેમનો વિદ્વત્તાભર્યો અને વિચારપ્રેરક લેખ પણ મનન કરવા યોગ્ય છે જ્ઞાતિ અને વર્ણાશ્રમનો સબધ, અને તેનુ સ્વરૂપ ઐતિહાસિક દૃષ્ટિએ તપાસી લેખકે 'જ્ઞાતિની વિવિધતામા એક રસતા લાવવાને' કેટલાંક વિચારણીય સૂચનો કર્યાં છે રા ચદ્રશકર પડયાએ જ્ઞાતિમડળો સબધી ઘણા ઉપયોગી મુદ્દાઓ એમની લાક્ષણિક શૈલીમા રજુ કર્યા છે જ્ઞાતિમડળોના ઇતિહાસની રૂપરેખા દોરી, મડળોએ પરિસ્થિતિ અનુકૂળ થતા સુધી કાળપ્રદેશ કેટલો વિસ્તૃત રાખવો એ વિષે વ્યાવહારિક સૂચનો કરી અતમા તેઓ સત્ય લખે છે કે "કાર્યપ્રદેશનુ સકોચન એ ચેતનનુ સકોચન થવુ ન જોઈએ મડળોએ પ્રગતિના બળો થવાનુ છે—પ્રત્યાઘાતના નહિ રોમ એક દિવસમા બધાયુ ન હતુ' એ વાક્ય એક પાસથી અકર્મી આલસ્યને અને બીજી પાસથી અતિકર્મી અધીરતાને એકસરખો ઉપાલભ છે એમા આલસ્યને ભૂમિકા તૈયાર કરવાનુ ઉદ્બોધન છે અને અધીરતાને અકાળે ફલની આશા ન રાખવાનો ઉપદેશ છે" "નાતો અને ગુજરાત" નામના લેખમા પણ ઘણી વિચારણીય સામગ્રી છે

આ ઉપરાત વાર્તાઓ પણ યોગ્ય પ્રમાણમા છે રા રણજીતરામની વાર્તા આપણા પ્રચલિત જીવનની કઈ કઈ બાજુઓ જીવત સ્વરૂપમા મૂર્તિમત કરે છે તેમની નિરીક્ષણશક્તિએ અને ઉછળતી દેશભક્તિએ વાર્તામા એટલા બધા સૂચક વિચારો ભર્યા છે કે એમની ગણનાથી પણ અમારી પ્રમાણબુદ્ધિને અન્યાય થાય આ ઉપરાત 'અપરિચિતા' ઇત્યાદિ વાર્તાઓ વાચવા જેવી છે આ ઉપયોગી વાર્ષિકના આવા ઉચ્ચ પક્તિના અકને પ્રકટ થવામા સહાય આપનાર સર્વને અમે પુન અભિનદન આપીએ છીએ અને વાર્ષિકની પ્રગતિ ઇચ્છિએ છીએ

ફે જ ર ૧-૮-૦ એન એન ત્રિપાઠી એ ડ કપની, મુબાઈ

• **સન્નારીઓને બે બોલ** –મુબાઈનુ ગુજરાતી હિન્દુ સ્ત્રીમડલ જે અનેક શુભ પ્રવૃત્તિઓથી આપણા સ્ત્રીજનોમા નવીન ચેતન પ્રેરવાનો પ્રયાસ કરે છે ત્હેમાની એક અતિશય સ્તુત્ય પ્રવૃત્તિ દર વર્ષે દીપોત્સવી પ્રસગે "સન્નારીઓને બે બોલ"નુ પ્રકટીકરણ છે ગુજરાતના કોઈ વિદ્વાન વિચારક અને સ્ત્રીહિતૈષી પાસે તે માળાના મણિઓ લખાવાય છે, ગુજરાતના વિદ્વાનોને ગુજરાતના સ્ત્રીવર્ગ ઉપર નવજીવનના સન્દેશ પ્રેરવાનો અમૂલ્ય પ્રસગ આપવા માટે ગુજરાતી હિન્દુ સ્ત્રીમડલને કેવલ અભિનન્દન જ ઘટે છે

સવત્ ૧૯૧૩ નો લેખ ગુજરાતના અવતસ રૂપ વિદુષી અને ઉત્સાહી સેવિકા સૌ. **શારદા** બ્હેન પાસે લખાવ્યો છે સૌ **શારદા** બ્હેન એટલે હૃદયના સાચા ઉભારતા ઉત્સાહની સાથે વ્યાવાહારિકતા અને દૂરદર્શીપણુ જેવા તે તેમ ત્હેમના આત્માના આવિર્ભાવ શૈલી સાદી, સીધી અને સચોટ ત્હેમનો લેખ આપણી દરેકે દરેક સ્ત્રીએ ધ્યાનપૂર્વક વાચવા જેવો છે અને ત્હેમણે ત્હેમા કરેલી સૂચનાઓનો વ્યાવહારિક અમલ કરવા જેવો છે પશ્ચિમમાથી પૂર્વે ઘણુ શીખવા જેવુ છે, પરન્તુ તે પૂર્વના વ્યક્તિત્વને હાનિ કર્યા વગર એ રાષ્ટ્રીય સ્વમાનને શોભે એવુ સ્વતત્ર દૃષ્ટિબિન્દુ ત્હેમના લેખમા વ્યાપ્ત છે સ્ત્રીઓના કાર્યપ્રદેશો વધારે વિવિધ, વધારે વિશાલ અને વધારે ઉંચા પ્રકારના થવા જોઈએ, પરન્તુ તે માતૃત્વના પવિત્ર સ્ત્રીકાર્યને અને ગૃહકુટુબને પોષવાના મીઠા સ્ત્રીધર્મને હાનિ કર્યા સિવાય, એ સૌ **શારદા** બ્હેનનો સન્દેશ છે માત્ર સ્ત્રીઓના જ પ્રશ્નોના નિરાકરણ સ્ત્રીઓએ જાતે કરવાના છે એમ નહિ, પરન્તુ સમસ્ત માનવજાતિના પ્રશ્નોના ઉકેલ કરવામા પણ સ્ત્રીજાતિએ પોતાનો અશ આપવાનો છે, એ ગૌરવયુક્ત ભાવના સૌ **શારદા** બ્હેન ગુજરાતના સ્ત્રીજનો સમક્ષ રજુ કરે છે

માત્ર બે બાબતોમાં અમને જરા અસતોષ રહે છે સૌ **શારદા** બ્હેન જેવા વિદુષી પાસેથી એવી આશા ન રાખી શકાય કે ત્હેમની કૃતિઓમા અમરત્વની મુદ્રા હોવી જોઇએ ? તેમ જ ત્હેમના જેવા મીઠાશ અને રસિકતાની મૂર્તિ સમાન વિદુષી પોતાની કૃતિઓમા એ મીઠાશ અને રસિકતા કેમ ઉતારી શકતાં નહિ હોય ?

અને છતાં સૌ **શારદા** બ્હેનનો લેખ તાત્કાલિક ઉપયોગિતાની અને સ્ત્રીસુગમતાની સગીન દૃષ્ટિઓથી એવો તો સફલ છે કે તેઓ પોતાની ગુજરાતી હિન્દુ બ્હેનોને આવા અનેક સન્દેશ પાઠવે, એમ અમ્હે અન્ત કરણપૂર્વક ઇચ્છીએ છિએ ગુજરાતને એમના જેવી વિદુષી સેવિકાઓની જરૂર છે

**સમાલોચક** પ્રાતિક પરિષદો નિમિત્ત આ ખાસ અક પ્રસિદ્ધ થયો છે રાજકીય, સામાજિક અને શિક્ષણવિષયક પ્રશ્નોનુ પ્રમાણ સાચવવા બનતા પ્રયાસ કર્યો છે પરતુ આપણે તો કોઈ પણ વિષયના લખી શકે એવા ખાસ અભ્યાસીઓની ન્યૂનતા હોવાથી અકમાં જોઇએ તેટલુ પ્રતિનિધિત્વ નથી લાવી શકાતુ

યુદ્ધ પછીના સુધારા માટે રજુ થયલી યોજના, વડી ધારા સભાના લોકપ્રતિનિધિઓએ રજુ કરેલી યોજના સાથે તત્વત મળતી છે કોંગ્રેસ અને મોસ્લેમ લીગે છેલ્લા સ્વરૂ-

પમા આવા પ્રકારની યોજના સ્વીકારી પણ છે " કેળવણીના કેટલાક ફૂટ પ્રશ્નોનુ અનુભવી નિરૂપણ સા શ્રી કૃમનાશંકર પ્રા. ત્રિવેદીએ ઘણી ખોધક રીતે કર્યું છે સ્ત્રીપુરુષોની સમાનતાની ભ્રમજનક વાતો કરવાને સ્થાને, બન્ને એક અખંડ જીવનના અંગો તરીકે પ્રાપ્ત થતા જુદા જુદા ધર્મો માટે તૈયારી કરી શકે, એ જાતનો શિક્ષણક્રમ યોજવા લેખક ઉચિત આગ્રહ કરે છે ગૃહની અધિકારી અને જીવનની સહચારિણીના સહભાગની અપેક્ષા છે-ધર્મો ભિન્ન છે-પરંતુ પ્રયાણપથ તો એક જ છે માધ્યમિક શિક્ષણના જે વિવિધ મુદ્દાઓ લેખકે રજુ કર્યા છે તે ઉપરથી તેની પુનર્રચના થવી આવશ્યક છે, એ સ્પષ્ટ થાય છે શિક્ષકના કાર્યને વિશેષ માનથી જોવાશે અને તેને ઉચ્ચ ભૂમિકાએ મૂકાશે તો જ શિક્ષણમા રસ લેનાર શિક્ષકો આપણે ત્યા થશે, એ મુદ્દો પણ વિસરવા જેવો નથી લેખ ઉદાર અને મનનીય છે રા કૌશિકરામ " આધુનિક માધ્યમિક શિક્ષણના દોષો ' ગણાવતા એમ સૂચવે છે કે શિક્ષણ ક્રમમા, શિક્ષકોમા અને શિષ્યોમા ભાવના કે જીવન નથી અમારું પણ એ માનવુ છે લેખક એટલા બધા મુદ્દાને સ્પર્શ કરે છે કે તેમની ગણના પણ અત્ર શક્ય નથી રા નંદનાથ કે. દીક્ષિત ' કેળવણી વિષે કંઈક ' લખતા એવુ કથન કરે છે કે, " આપણા દેશમા ભણેલાની સખ્યા નાની ભલે પણ કેળવાયલાની મ્હોટી છે " આપણું હાલનુ પ્રજાજીવન એટલુ શુદ્ધ, સમર્થ અને સસ્કારી છે, એ સ્વીકારવા અમે તૈયાર નથી વાતાવરણને સસ્કારી બનાવનારાં પ્રજાકીય બળો-રામાયણ, મહાભારત, ઇતિહાસ, વાર્તા ઇત્યાદિ અંગ્રેજી શિક્ષણ પછી ઓછાં થતા ગયાં છે, એ તો સર્વ કોઈનો અનુભવ હશે.

' પ્રાતિક લોકચેતન ' ' ગુજરાત કેળવણી પરિષદ્ ' ' સસાર-સુધારો, ' ઇત્યાદિ લેખો વાચનારનો શ્રમ પણ સફળ થશે ગુજરાતની કોલેજોના ચિત્રો અને અમદાવાદના કેટલાક દશ્યો અંકનુ મૂલ્ય વધારે છે

૭

' નવજીવન ' કેળવણી પરિષદ્ નિમિત્ત તેના ઉત્સાહી તંત્રીએ શિક્ષણના કેટલાક પ્રશ્નો ચર્ચતો અંક ગુજરાતનો આપ્યો છે વિચારકો, કાર્યકર્તાઓ અને અનુભવી લેખકોનુ પ્રમાણ આપણે ત્યાં ઘણું ઓછુ હોવાથી આવા ખાસ અંકોમા પણ કોઈ વિષયના વિવિધ અંગોનુ સંતોષકારક પ્રતિનિધિત્વ નથી લાવી શકાતુ આપણા રાજકીય, શિક્ષણવિષયક ઇત્યાદિ પ્રશ્નો સાથે જનસમાજને પરિચિત કરવાની પ્રવૃત્તિ સ્વીકારી ' નવજીવન ' આપણા સાહિત્યમા એક ઉપયોગી અને આવશ્યક ખોટ પૂરી પાડે છે, તે માટે ગુજરાતે તેનો સારો સત્કાર કરવો જોઈએ વળી ગુજરાત અને ગુજરાતીઓની પ્રવૃત્તિ એકત્રિત કરવાનો એનો પ્રયાસ ઓછો સ્તુત્ય નથી

પ્રો ઠાકોર "ગાડી ગુજરાત"ના દોષો સ્પષ્ટ રીતે એમના સમર્થ લેખમા જણાવે છે બંગાળ અને મહારાષ્ટ્રમાં જે ' ભાવનાવિતાન ' પ્રસર્યું છે તે ગુજરાતમાં નથી, એ લોકકથા 'સર્વ

* ૧ પ્રમાણુર્ય રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

પંકાયેલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર, અને નવા અલંકારો

**તૈયાર કર્યા જ જાય છે!**

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

**જરૂર જ મોહશો!**

પરિણામે અમને ખટાવ્યા વિના

**છુટકો જ નથી!**

પછી આજે આવો કે કાલે?

**અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ.**

ટેલીફોન નં ૭૮૯.

# સમાલોચક

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્ત- ૨૭ મુ. ] માર્ચ ઈ. સ. ૧૯૧૭ [ અંક ૩ જો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી

પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.


વિષયાનુક્રમણિકા.


વિષય — પૃ

૧. વીરોને આહ્વાન કાવ્ય
રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટીઆ એમ એ એલએલ બી ૧

૨. ઉદ્યોગવિકાસનું ચેતન અને રાજ્યાશ્રય
રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી એ ૧

૩. ગુજરાતની એકતા
રા. [illegible] ભાઈ મહેતા બી એ ૧

૪. આનન્દકાન્ડ મીજલસ સ્મૃતિ ચિત્ર
રા. કનુભાઈ બચાભાઈ દેસાઈ, એલ એમ ઍન્ડ એસ ( નેશનલ ) ૧

૫. હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસના સાધનો
રા. [illegible] ૧

૬. પ્રાયશ્ચિત્ત વાર્તા
રા. હરખજી મૂળજી વ્યાસ ૧

૭. ગ્રન્થાવલોકન (૧) ચિત્રરામાયણ, (૨) [illegible],
(૩) [illegible] જીવનચરિત ૧૪૯, ૧૫૦, ૧

૮. મર્હુમ સર ટી. લૉડર બ્રન્ટન તેમની [illegible] જીવનચરિત્ર
ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ ૧

૯. કૉલેજીઅન ચાતુર્તા
રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ, બી એ ૧

૧૦. વર્તમાન ચર્ચા—(૧) મુદતબંધી મજુરી (૨) હિન્દરક્ષક સૈન્ય
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી ૧

૧૧. ગ્રન્થસ્વીકાર ૧


---


વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.

સમાલોચક.

પુસ્તક ૨૨ સું ] માર્ચ, ઈ. સ. ૧૯૧૭. [ અંક ૩.

# વીરોને આહ્વાન

(Recruiting song)

લેખક—રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીયા, એમ. એ., એલએલ. બી.
(મહિદીપ)

વીર સજ્જ થાઓ રે— વીર

માતૃભૂમિ શત્રુઓથી
રક્ષવાને, શસ્ત્ર ધારી,
હિન્દ-રાષ્ટ્ર જીવનમાંહિ,
નવપ્રસંગ આવ્યો રે— વીર

સકલ પૃથ્વી જુઓ આજ
આત્મસંરક્ષણને કાજ
બની પ્રવૃત્ત—ત્યારે આપ
નિદ્રિત જ શું રહેશો રે?— વીર

ભારતતણા ભૂતમાંની
વીરતાનું સ્મરણ કરી
પ્રેમ-શૌર્ય હૃદય ધારી
સદ્ય સજ્જ થાઓ રે— વીર

નીપજાવવા સારૂ નફાકારક થતી હિન્દની ખેતીને હિન્દી ઉદ્યોગોના ભોગે ખીલવવાની પ્રેરણા હિન્દી પ્રજામા જાગૃત કીધી *

પરિણામે ખેતીની સાથે જે કેટલાક નાના નાના ઉદ્યોગો ખેડુતો નવરાશના વખતમા ચલાવતા, અને તે દ્વારા વધુ રોજી કમાતા હતા તે ઉદ્યોગો તેમ જ તેલી બીયા, શેરડી, કપાસ, શણ તમાકુ, ચામડા, ઝાડની પેદાશો આદિના માલ બનાવનારા મોટા મોટા ઉદ્યોગો પણ યંત્રકલાથી ચાલતા તથા રાજ્યાશ્રયથી નિભાવાતા અને વિજ્ઞાન આદિની શોધોથી ખીલતા પરદેશી ઉદ્યોગોથી દબાઈ ગયા અને ખેડુત વર્ગો તેમ જ અન્ય ઉદ્યોગશીલ વર્ગો ગરીબ તેમ જ અજ્ઞાન થયા એટલુ જ નહી પણ કાચી નિપજોના ઉપાડ સબધમા તેમ જ તૈયાર માલની પુરણી સબધમાં પણ હિન્દ અને હિન્દીઓને લગભગ પરદેશો ઉપર આધાર રાખવો પડ્યો અને પડે છે

* સર હેનરી કોટને આ સ્થિતિ સક્ષેપમા નીચે પ્રમાણે વર્ણવી છે તેનો કહેવાનો મુખ્ય આશય આ છે – હાથના ઉદ્યોગોની પડતિ સ્થિતિ અને સ્વદેશી બનાવટોને બદલે પરદેશી બનાવટો લેવાની સવળતાથી હિન્દની ગરીબી વધી છે વળી ખેતી વિશેષ વધ્યાનુ પણ આ પરિણામ છે કાચી નિપજોની ખેતીનો વિસ્તાર વધારવાને કરાતો હરક પ્રયાસ અને નિકાશ થતી ખેતીની નિપજના જથ્થામા થતો હરેક વધારો એ પ્રજામા વધતી જતી ગરીબીની સાબીતી છે પરદેશી બજારો પરાણે દેશમા ઘુસ્યા છે અને માલ ઓછા ભાવે વેચાય છે જ્યારે પરદેશી માલ ઘણા જ ભારે ભાવે ખરીદાય છે દેશને ભારે હાનિ થાય એમ કાચી નિપજોનો નિકાશવ્યાપાર વધ્યો અને અતિપાકથી દેશની જમીન નિરસ થઈ અને ચારાની જમીનની તંગીથી ઢોર-ઉછેર અટકી પડી ખેડુના ગજવામા નિકાશની વૃદ્ધિના નફા જતા નથી હિન્દની વસ્તીનો મોટો ભાગ ખેડુત છે વળી તે નવરાશ વેળા ગૃહ ઉદ્યોગો ચલાવતા તેઓ પણ સાદા મજુર થઈ ગયા છે ૧

The increasing poverty of India is due to many causes but primarily I trace it to the decay of handicrafts and the substitution of foreign for home manufactures It is due also to the extension of agriculture Every exertion is made to augment the area under cultivation with staple crops and the increase in the amount of agricultural produce exported is pointed to as an irrefragable proof of increased national prosperity It is a proof of the reverse Foreign markets are forced and commodities are sold at lower rate —take tea for example—and bought at a higher price than would otherwise be necessary The export trade has indeed been developed at a great cost, and in the meanwhile the soil of the country has been impoverished by over-cropping and the breed of cattle is deteriorating from want of pasturage The blessing has been withheld from the parched fields Nor unfortunately does the profit from increased exports find its way as it should to the pockets of the cultivators On the contrary they receive but little of it themselves, for their crops are ordinarily mortgaged before being harvested and the profit goes to middlemen In all time no doubt the bulk of the Indian population has been agricultural but formerly the cultivators were not wholly dependent on agriculture They had home industries which employed their leisure when labour in the fields was useless there was the carrying trade.

પરતુ ભાગ્યયોગે, કહો કે, દૈવી સંકેતે, શાણા બ્રિટીશ મુસદ્દીઓની આખ ઉઘાડી છે. વિગ્રહ જાગતા જ શત્રુરાજ્યોના જર્મની અને ઓસ્ટ્રીયામાથી, તેમ જ મિત્રરાજ્યોના બેલ્જીયમ ફ્રાન્સ આદિ દેશોમાથી તૈયાર માલ હિન્દ આવતા બધ પડ્યા અને

**નવી વ્યાપારી નીતિના ઉદયની આશા.**

હિન્દની કાચી નિપજો-મુખ્યત્વે કઠોળ તેની બીયા, રૂ, શણ, ચામડા, હાડકા, ધાનો આદિનો જે બહોળો ઉઠાવ થતો હતો તેની નિકાશ એકદમ અટકી પડી એટલે હિન્દના રાજ્યવહીવટીઓને શિલ્પ-ઉદ્યોગો-*manufacturing industries*-સબધમા હિન્દની સપૂર્ણ પરવશતાનો ખ્યાલ આવ્યો વળી જેમ જેમ વિગ્રહ ચાલતો ગયો તેમ તેમ બ્રિટનને અને તેના મિત્રરાજ્યોને ગણુસામગ્રી આદિની તેમ જ અન્ય જરૂરીયાતોની પૂરણી માટે હિન્દના ઔદ્યોગિક સાધનોની સવિશેષ અગત્ય જણાઈ, અને બ્રિટીશ મુસદ્દીઓને પોતાની એ ભૂલ ખરેખર સમજાઈ કે જો હિન્દના ઉદ્યોગ-વ્યાપારની પ્રગતિ હિન્દી પ્રજાના તેમ જ બ્રિટીશ સામ્રાજ્યના વાસ્તવિક લાભની દૃષ્ટિથી થવા દીધી હત અને એકમાર્ગી વ્યાપારની મુક્તદ્વારની નીતિ મર્યાદાસર લાગુ કરી હત તો આવી ખરી અણીની વેળાએ હિન્દ જેવો એક અતિ વિશાળ અને અથાગ નિગૂઢ *(latent)* સપત્તિ-શક્તિવાળો દેશ આવશ્યક ઉદ્યોગોથી તેમ જ ધન આદિ અનેક અત્યત જરૂરી સાધનોથી બ્રિટનને હરેક રીતે અમર્યાદિત સહાયતા આપવા એટલું જ નહીં પણ પોતાનુ પોતે ફોડી લેવા શક્તિમાન થઈ શક્યો હત આ ઉપરાત એક બીજો અનુભવ બ્રિટનને થયો હિન્દની જ કેટલીક ખાસ સાધનસામગ્રીઓનો લાભ શત્રુરાજ્યો ખાટી ગયા હતા અને તે સામગ્રીઓનો ઉપયોગ પોતે જ કરવાનુ તેને કા તો અત્યાર સુધી સૂઝ્યુ ન હતુ, કે કા તો તેમ કરવામા અસાધારણ મદતા દાખવી હતી વળી શત્રુ રાજ્યોમાથી તૈયાર માલ આવતા બધ થતા ઘણા હિન્દી બજારો ખાલી પડ્યા બ્રિટન પોતે તો યુદ્ધમા રોકાયાથી તેમ જ તેના ઉદ્યોગો રણસામગ્રીના કાર્યમા નિમગ્ન થયાથી હિન્દના બજારો હાથ કરવા અશક્ત હતુ જ પરતુ ખુદ હિન્દ પણ ત્યાથી ચલાવાયલી એકમાર્ગી વ્યાપારી નીતિને લીધે ઉદ્યોગશક્તિના વિકાસમા કેવળ પાછળ અને પરાધીન બની ગયુ હતુ, એટલે તે પણ પોતાના બજારો પોતે જ હાથ કરવા અશક્ત જણાયુ અને ઉદ્યોગ સબધમા એકને બદલે બીજાની પરવશતા અનુભવવાની શોચનીય સ્થિતિમા આવેલુ જણાયુ હવે પોતાની ભૂતકાળની ભૂલ સુધારવાનુ અને વિગ્રહે હિન્દી ઉદ્યોગો ખીલવવાની ફરી આપેલી અનુકૂળતાનો લાભ હિન્દના તેમ જ બ્રિટીશ સામ્રાજ્યના હિત અર્થે લેવાનુ આતુર સ્ફુરણ બ્રિટીશ મુસદ્દીઓને થયુ છે તેમની, પોતાના મનની તેમ જ હિન્દી પ્રજાની પ્રેરણાથી હિન્દી રાજ્યવહીવટીઓએ પણ દરેક પ્રાતમા પ્રાતિક સાધનોની અનુકૂળતા અને સ્થાનિક ઉદ્યોગોની શક્યતા અને સરળતાની

in which the bullocks used at other times for ploughing were employed—the railroads have very much ruined this trade and above all there was the weaving industry The ryots are now reduced to the simple labour of their fields' —The *Leader* 18th October 1916 '

તપાસ કરવાને કમીટી નીમી છે, એટલુ જ નહીં પણ સમગ્ર હિન્દની ઔદ્યોગિક પરિસ્થિતિ તપાસવા અને તેના વિકાસની દિશાઓની ભલામણ કરવા એક શાહી કમીશન પણ નીમ્યુ છે, કેટલીક કમીટીઓએ સ્થાનિક ઉદ્યોગો સબધમા કીમતી સૂચનાઓ પોતાની સરકારોને કીધી છે મદ્રાસ અને સયુક્ત પ્રાતોમા તો સ્થાનિક સરકારોએ કઇક કાર્યનો આરભ પણ કરી દીધો છે અને મુબાઈ, પજાબની આદિ સરકારો હજી વિચાર ચલાવે છે દરમ્યાન રસાયનશાસ્ત્રીઓ માટે હિન્દનાં સાધનો અને શક્યતાનો વિચાર અને ઉપયોગ કરવાના કામમા શાહી કમીશનનો પ્રમુખ સર થોમસ હોલાન્ડ કમીશનનુ કામ પડતુ મૂકી, રોકાયો છે, અને અન્ય આવશ્યક તપાસનુ કામ પણ હાલ તુરત વિલબાયુ છે વળી હિન્દના સાધનોનો ઉપયોગ બ્રિટીશ સામ્રાજ્યના લાભ અર્થે કેમ કરવો તેની તપાસ એક કમીટી ઇગ્લાડમા ચલાવે છે

આમ, વિગ્રહને અઢી પોણા ત્રણ વર્ષ થયા છતા હજી તો બ્રિટીશ અને હિન્દી રાજ્યવહીવટીઓ કમીશનો અને કમીટીઓના ક્રમમાથી બહાર નીકળ્યા નથી અને હિન્દી ઉદ્યોગો ખીલવવાને મળેલી અનુકૂળતાઓનો તાત્કાલિક લાભ લેવામા જેટલો વિલબ થાય છે, તેટલી જ હિન્દી પ્રજાની જાપાન, અમેરિકા આદિ રાજ્યોને હિન્દી બજારો હાથ કરી લેતા જોઈ, પોતાને સ્થિતિ સુધારવાના પામર પ્રયાસો અનુભવતા સોરણ થાય છે અલબત્ત વર્ષોથી અકુદરતી રીતે અધોગતિને પામેલા હિન્દી ઉદ્યોગો કેવળ આવેશભર્યા, કે અતિ ઉતાવળીયા પ્રયાસોથી સજીવન થઈ ન શકે, એ સત્ય છે તેમ જ સમભાવશીલ હિન્દી તેમ જ પ્રાતિક સરકારો લોકહિત અર્થે મથન કરી રહી છે, એ પણ તેટલુ જ ખરૂ છે પરતુ આવી અનુકૂળ તક આવી છે, ત્યારે ઝાઝો વિલબ ન કરતા અન્ય રાજ્યોએ જે નીતિરીતિથી પોતાના ઉદ્યોગો જમાવ્યા છે અને વિજ્ઞાનની શોધો, વ્યાપારી અનુકૂળતાઓ આદિ દ્વારા જે રાજ્યાશ્રયો આપ્યા છે અને જે માટે વર્ષોથી હિન્દી પ્રજાના નેતા આગ્રહ કરી રહ્યા છે તેવા રાજ્યાશ્રયો અને તેવી નીતિરીતિનો આરભ હિન્દી સરકારે હિન્દની પરિસ્થિતિને અનુકૂળ થાય તેવા ઘટતા ફેરફારો સાથે સત્વર કરવો ઘટે છે હિન્દી સરકારે જે રાજ્યાશ્રય આપ્યો છે અને લોકહિતના જે પ્રયાસો આ દેશમા ખેતીની ખીલવણી, ઔદ્યોગિક હુન્નરી સસ્થાઓની સ્થાપના, પરદેશ જતા હિન્દી વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આદિ દ્વારા કીધા છે, તેની કદર હિન્દી પ્રજા મુક્તકઠે કરે છે, અને ઇચ્છે છે કે હજીય આથી વધુ આતુર પ્રયાસો તે કરે

**જાપાન, અમેરિકાના સંક્રમ પ્રયાસો.**

હિન્દના રાજ્યવહીવટીઓ જ્યારે આમ વિચારદશામા હજી અટવાય છે, ત્યારે જાપાન, અમેરિકા આદિએ શત્રુરાજ્યોએ ખાલી કરેલા હિન્દી બજારો લગભગ ૧૯૧૫-૧૬થી જ હાથ કરવા માડયા છે 'કલકત્તા બદરના કમીશનરોનો રીપોર્ટ'* આની સાક્ષી પૂરે છે તપમીલોની ઉંડી તપાસ કરતા જણાય છે કે, ઉદ્યોગી જાપાન હિન્દના બજારો હાથ કરવા પોતાના ઉદ્યોગવ્યાપારને અદ્ભુત પ્રકારે ખીલવવા મડી પડયુ છે અને હિન્દની હાજતોનો ખ્યાલ લેવા, અનુભવી નિપુણોને હિન્દમા પ્રવાસે મોકલી તેમની સૂચના મેળવી, તે અનુસાર સોધા

* The entire cessation of imports from enemy countries and Belgium and the curtailments of imports from France were made up to some

માલથી હિન્દ બજારા ભરવા લાગ્યુ છે વિગ્રહ દરમ્યાન તેનો હિન્દ સાથેનો નિભાવવ્યાપાર ત્રેવડો થયો છે વિગ્રહ અગાઉ જાપાન હિન્દમા મુખ્યત્વે કાપડ, મોજા આદિ ગુથેનો માન, રેશમી માન દિવાસળીઓ, ધાતુઓ અને કાચમાન મોકલતુ હતુ હવે આ ચીજો અતિશય મોટા જથ્થામા મોકલવા ઉપરાંત તેણે બીજા માલ તડામાર મોકલવા માંડ્યા છે ૧૯૧૫-૧૬ મા તેણે કાચ અને કાચમાલ ચાર ગણો ( ૧૯૧૩-૧૪ મા રૂ પા લાખ અને ૧૯૧૫-૧૬ મા રૂ ૬૦ લાખ ), દીવાસળીઓ નવગણી ( ૧૯૧૩-૧૪ મા રૂ ૩૯ લાખ, અને ૧૯૧૫-૧૬ મા રૂ ૧ કરોડ પાા લાખ ) ખાંડ એકસો ત્રીસ ગણી ( ૧૯૧૦-૧૪ મા રૂ ૨૮ હજાર, અને ૧૯૧૫-૧૬ મા રૂ ૩૭૮ લાખ) મોકલી હતી ટુકમા આવી જ રીતે રેશમના તથા કાપડના માલ દારૂ, રમકડા, સ્ટેશનરી રસાયણ માન, ધાતુકામ, આદિની નિકાશમા જાપાને અદ્ભુત પ્રગતિ દેખાડી છે

અમેરિકાની પ્રગતિ પણ હિન્દી વ્યાપાર સબધમા અવલોકવા જેવી છે તેણે—*Foreign and Domestic Commerce Bureau*-પરદેશી અને સ્વદેશી વ્યાપારનુ એક મડળ સ્થાપ્યુ છે, અને તે દ્વારા હિન્દની હાજતોની તપાસ ચલાવે છે દરમ્યાન મોટરગાડી, લોઢુ અને પોલાદનો સામાન કટલરી આદિની નૂમ નિકાશ કરી છે

આની વસ્તુસ્થિતિ છે તો હવે હિન્દની સરકારે તેમ જ હિન્દી પ્રજાએ હિન્દની ઔદ્યોગિક પ્રગતિ સાધના કેવી રીતે કટિબદ્ધ થવુ જોઇએ, એ જ વિચારવાનુ અવશેષ રહે છે

**હિન્દની શક્યતા.**

કાંઈ આ કાર્ય એકલી સરકાર કે એકલી પ્રજા કરી શકે એવુ નથી રાજ્યે પ્રયાસો કર્યા છે, કરે છે અને કરશે પરતુ રાજ્ય અને પ્રજા બન્નેના સહકાર અને સદ્પ્રયત્નો થશે ત્યારે જ તે સિદ્ધ થવાનુ છે હિન્દ એક સમયે વ્યાપાર-ઉદ્યોગની સમૃદ્ધિની ઉંચી કોટીએ ચઢ્યો હતો દુનીયાના લોક તેની સુંદર અને નાજુક કારીગરીઓથી હેરત પામ્યા હતા હિન્દના લોકની શોધક બુદ્ધિ, અને વિજ્ઞાનશાસ્ત્રિસપન્ન શક્તિ તેમ જ ઉદ્યોગસામર્થ્ય સતત પ્રશંસાને પાત્ર થયા હતા એટલે દેશ અને દેશબધુઓની ઔદ્યોગિક ઉન્નતિ સાધવાની શક્ય પાત્રતા વિષે કોઈ શક છે જ નહી માત્ર પ્રાચીન સમયના સજોગો બદલાયા છે અને નવા સજોગો અને અવનવી ઔદ્યોગિક અને વ્યાપારી રીતિઓ હયાતીમા આવી છે, તેનો ઘટતો સમન્વય કરવાનો છે અને નવી કાર્યરીતિઓ યોજવાની છે

---

extent by increased imports from Japan America and Scandinavia The Japanese import trade has shown remarkable development in silk manufactures, cotton piece goods matches beer glass and glassware hardware toys stationery, and chemicals and the trade with the United States in the imports of motor cars iron and steel hardware and cutlery The administration report of the Calcutta Port Commissioners for the year 1915 16

---

વર્તમાન વિગ્રહે જ કેટલાક નવા સંજોગો અનુસાર નવા ધોરણે પોતાની પ્રચલિત વ્યાપારી રીતિનીતિ સુધારવાની અગત્ય ફ્રાન્સ, બ્રિટન, રૂશિયા અને ઈટલીના મન ઉપર ઠસાવી છે, અને તે સબંધમા વિચાર કરવાને પેરીસ કોન્ફરન્સમા મિત્રરાજ્યોના પ્રતિનિધિઓ મળ્યા હતા હિન્દમા પણ નવા ધોરણે હિન્દની વ્યાપારી નીતિ અને તેના અંગે નવી ઔદ્યોગિક રાજ્યનીતિ યોજાશે એવી સબળ આશા રહે છે ટાટી કમીશનના પ્રમુખ સર થોમસ હોલાંડને મત કંઈક આ દિશામા ઝોક લેતો જણાય છે અને બ્રિટિશ સસ્થાનોના અગ્રણીઓનો મત પણ એવો છે બ્રિટીશ સસ્થાનોને *Preferential tariff*-બ્રિટીશ સામ્રાજ્યના માલને પહેલી પસદગી આપી, બીજા રાજ્યોના માલ ઉપર વત્તાઓછા પ્રમાણમા સબધ અનુસાર જકાત નાખનારી નીતિ અનુસરવા દેવામા આવશે, એવા ચિહ્નો જણાય છે તેમ આવી કંઈક મર્યાદાસર સરક્ષક જકાતની નીતિ હિન્દ સબધમા યોજાય, એ બનવાજોગ છે સર થોમસે મુબાઈના વર્તમાનપત્ર "ટાઈમ્સ ઓફ ઈંડીયા"ના પ્રતિનિધિને જણાવ્યુ હતુ કે,

**નવા સજોગ-નવુ ધોરણ.**

It is not easy to say which is more harmful to the industrial development of a country over protection or absolutely free trade Using the terminology now so common on the lips of the world the former would compare to demoralising militarism and the latter to dangerous disarmament Protection should be regarded rather as a medicine It may be good if taken in measured dozes and for specific complaints but no healthy man wishes to live on tonics as his daily food

**ભાવાર્થ**-એક દેશની ઔદ્યોગિક ખીલવણીને હદથી જ્યાદા સરક્ષક જકાતની નીતિ કે કેવળ નિરપેક્ષ મુક્તદ્વારની વ્યાપારીનીતિ વિશેષ નુકસાનકારક છે, એ સહેલાઈથી કહી શકાય તેમ નથી દુનીયાના મુખે આટલા બધી સામાન્ય રીતે ચઢેલા પારિભાષિક શબ્દો વાપરી, એ કહી શકાશે કે હદથી જ્યાદા સરક્ષક જકાતનીતિ વિનિપાત કરનારા અત્યત સૈનિકવાદ સાથે અને મુક્તદ્વારની વ્યાપારી નીતિ ભયકર અશસ્ત્ર સ્થિતિ સમાન છે સરક્ષકનીતિને એક દવા ગણવી જોઈએ જો ચોક્કસ રોગો માટે મર્યાદાસર પ્રમાણમા તે લેવાય તો તે ગુણકારી નીવડે પરતુ કોઈ આરોગ્યશીલ મનુષ્ય પોતાના નિત્યના ખોરાકતરીકે પુષ્ટિકર દવાઓ ઉપર રહેવા ઇચ્છતો નથી "

આ આશય વિચારતા તેમજ હિન્દના ઉદ્યોગોની ઉતરતી સ્થિતિ જોતા હિન્દને સરક્ષક જકાતની નીતિ લાગુ કરાય તો તે દવા રૂપ જ ગણાશે લાબા સમયના રોગીને જેમ દવા ઉત્તેજક પ્રમાણમા આપવી ઘટે છે તેમ હિન્દી ઉદ્યોગોને પણ સરક્ષક જકાતની નીતિ તેના જ પ્રમાણમા લાગુ કરવી ઉચિત છે, એની નાપાડી શકાશે નહીં વર્તમાન વિગ્રહની સમાપ્તિ પછી હિન્દની વ્યાપારી નીતિનો પ્રશ્ન હિન્દના તેમ જ બ્રિટીશ સામ્રાજ્યના વાસ્તવિક લાભની દૃષ્ટિથી વિચારવામા આવશે, એવી ખાત્રી પાર્લમેંટમા શાહી સરકારે હાલમા આપી છે આ સર્વથી હિન્દના ઉદ્યોગવિકાસનુ ભવિષ્ય આશાવત લાગે છે પ્રભુ તે સિદ્ધ કરો, એટલી પ્રાર્થના છે

—અપૂર્ણ

# ગુજરાતની એકતા.

લેખક—રા રણજીતરામ વાવાભાઈ મહેતા બી.એ,

( ગયા અંકથી ચાલુ )

સમાર્ગ બીજ ગૃહ છે જ્યા ગૃહ નથી ત્યા પ્રજા નથી, પ્રજા નથી ત્યા રાષ્ટ્ર નથી ગુજરાતના ગૌરવ વિશે જે જે કલ્પના, જે જે સ્વપ્ના આવે તેમનો સત્કાર ગુજરાતના ગૃહોમા થાય ત્યારે જ તેમને સિદ્ધ થવાનો અવસર મળશે જ્યા લગી ગુજરાતની સુન્દરીઓ રાષ્ટ્ર જીવનમા રસ લેશે નહીં, તેમા નિમગ્ન થશે નહીં ત્યા લગી આપણા સર્વ પ્રયત્નો અપૂર્ણ છે સુન્દરીઓ લગ્નસબધથી ગુજરાતની ભૌગોલિક એકતા સાધી શકશે પોતાના સતાનોની કેળવણીથી નવો જમાનો હેતો લાવી શકશે માટે આપણા રાષ્ટ્રજીવનનો સૌથી મહત્ત્વનો પ્રશ્ન આપણી સ્ત્રીઓની કેળવણીનો છે ગુજરાત એની પાછળ જેટલુ ધન ખરચી શકે તેટલુ થૈ છે, જેટલો પરિશ્રમ લઈ શકે તેટલો થોડો છે નાતો હજૂ આ દિશામા ખીનકુન ગતિ નથી કરતી, એમ કહેવામા અતિશયોક્તિ નથી પોતાની મતતિના આચારવિચાર ઘડવાની, રાષ્ટ્ર જીવનની ખીલવણી કરવાની, એમા આવતા દોષોનુ નિવારણ કરવાની અથવા એની ઉન્નત ભાવનાઓની પ્રેરણા કરવાની શક્તિ સ્ત્રીઓ કેળવણીથી જ મેળવી શકશે મુબાઈ, સુરત અને અમદાવાદમા વનિતાવિશ્રામો છે સુરત અને અમદાવાદમા મહિલાવિદ્યાલયો છે ગાયકવાડી રાજ્યમા ફરજિયાત કેળવણી છે તે બસ નથી કાઠિઆવાડ જેવા વિશાળ પ્રદેશમા ભાવનગર ગોંડળ અને રાજકોટની કન્યા હાઈસ્કુલો ગોકળગાય કરતા ધીમે પગલે ચાલે છે કચ્છ તો હજુ ક્યાનુ ક્યા પાછળ છે આ સર્વ સ્થળે સતત અને આગ્રહી પ્રવૃત્તિ થવાની જરૂર છે વડોદરા સિવાયના ગુજરાતમા ૯૪૩ કન્યાઓ અંગ્રેજી શીખતી હતી અને ૪૦,૭૦૮ કન્યાઓ ગુજરાતી શીખતી હતી છેલ્લી વસ્તિગણતરી પ્રમાણે ૨૦૦ પુરુષને લખતા વાચતા આવડતુ હોય છે ત્યારે ૨૬ સ્ત્રીઓને લખતા વાચતા આવડતુ હોય છે ગુજરાતમા ૪૬,૮૭૩૧૦ સ્ત્રીઓ હતી તેમાથી ૮૯,૪૪૬ને ગુજરાતી લખતા વાચતા આવડે છે અને ૨ ૦૯૭ ને અંગ્રેજી લખતા વાચતા આવડે છે આ આપણી દશા છે એક પણ માતા અભણ રહેવી ન જોઈએ ગુજરાતી સ્ત્રીઓ સુશિક્ષિત થશે તો ગુજરાતની એકતા અને ગૌરવ જોતજોતામા વધશે

સુભાગ્યે ગુજરાતમા એક ભાષાનો વ્યવહાર છે કચ્છી જૂદી છે, છતા ગુજરાતીનો કચ્છે સ્વીકાર કર્યો છે હાલારી સોરઠી ગોહેલવાડી, ઝાલાવાડી અમદાવાદી, ચરોતરી, સુરતી એવી બોલીઓ છે પણ કાળેકરીને તેમનો નાશ છે શિક્ષણમા, સાહિત્યમા એક ભાષાનુ સ્થાન છે કોઈપણ પ્રજાનો ઇતિહાસ અને વર્તમાન સ્થિતિ જાણવાનુ માપ તેમની ભાષા છે ભાષાના વિકાસ ઉપરથી તે પ્રજાની અવધારણશક્તિ, અતર્દૃષ્ટિ, કલ્પના, અમૂર્તવિચારણા (*Abstraction*), સામાન્ય વિચારણા (*Generalisation*) વગેરે કેટલા ખીલ્યા છે, તે જણાય છે તે પ્રજાના માનસિક વિકાસનુ માપ ભાષા છે વિચાર, લાગણીઓ, અનુભવો

આહ્લાદ, ભય, સહનતા, પરાક્રમ વગેરે એકથી બીજે મોકલવાની ભાષાની શક્તિને લીધે એક જ દેશમાં સ્થળે સ્થળે વસતા વતનીઓ એકતા અનુભવે છે એમને એમ લાગે છે કે અમે એક જ વંશના છીએ પરદેશમાં પોતાની જન્મભાષા ગીતને મુખે સાંભળી કોને આવો અનુભવ નથી થયો ? મનુષ્યોના ચારિત્ર્યના વિકાસમાં અને સંસ્કૃતિની પ્રગતિ કરવામાં ભાષાનો પ્રભાવ જેવો તેવો પડતો નથી સર્વે પેઢીઓ ભાષાથી સંકલિત થાય છે ભાષા જે દેશમાં બોલાતી હોય તે દેશમાં પૂર્વે થઈ ગએલા વતનીઓનો વારસો ભાષાથી વિદ્યમાન વતનીઓને મળે છે અને તેઓ એવો જ વારસો પોતાના અનુજોને આપી જાય છે પૂર્વજોનું ઋણ ચઢે છે અને અનુજો આપણે આધારે છે તેનું ભાન થાય છે જીવનનો હેતુ આથી ગંભીર બને છે ભાષાપર મમત્વ જાગે છે તેના સંસ્મરણો, ઇતિહાસ અને ભાગ્યમાં તેઓ તલ્લીન થાય છે પોતાની જાતિ, પોતાના દેશ, પોતાના રાષ્ટ્ર *(Nation)* પર તેને પ્રેમ થાય છે અને આખરે આ લાગણી જ્યારે દેશની સ્પષ્ટ અને આગ્રહી ભક્તિમાં જામે છે, ત્યારે સ્વદેશાભિમાન ખરેખર રોમેરોમમાં, નગેરગમાં નિતરે છે

પોલીશીઆમાં જર્મન ભાષાને બદલે દેનાજ એક ભાષાનો ઉપયોગ રાજ્યસભા, ન્યાયાલય, ઉપહારગૃહોમાં, વગેરે સ્થળે થવાથી પ્રજામાં જાગેલા ચેતનનો દાખલો ઇતિહાસમાં મોજુદ છે અંગ્રેજ સરકારે દેશી ભાષાઓને ઉત્તેજન આપવાથી આપણા ભારતવર્ષના જુદા જુદા વિભાગોમાં આવેલી જાગૃતિ કોને વિદિત નથી ? બંગાળી ભાષા બંગાળીઓનું પ્રાણ અને ધન છે ગુજરાતી છે ? હાલમાં ધીમે ધીમે ગુજરાતી ભાષાનું સન્માન વધતું જાય છે તો પણ હજૂ એવા ઘણા વિદ્વાન ગુજરાતીઓ છે કે જેઓ ગુજરાતીમાં બોલી શકતા નથી તો પછી લખવાની તો વાત જ ક્યાં રહી ? ઘણા ગુજરાતીઓ મિત્રોને, પિતાઓને, પુત્રોને કાગળ પરભાષામાં લખે છે નાતના મેળાવડામાં નાતની અભણ સ્ત્રીઓની સમક્ષ, નાતના અલ્પશિક્ષિત બાળકોની સમક્ષ ગુજરાતીમાં નહીં બોલી શકનારા અંગ્રેજીમાં બોલનારા ગુજરાતીઓ નથી એમ નથી ગુજરાત કેળવણી પરિષદ્, સાહિત્યપરિષદ્ આદિનો વ્યવહાર ગુજરાતીમાં રહે છે તે ભવિષ્યના ઊજળા ભાગ્યના ચિહ્ન છે

પણ હજૂ ઘણું કરવાનું છે નિશાળોમાં ગુજરાતી બરાબર શીખવાતું નથી હાઇસ્કૂલો અને કોલેજમાં બીલકુલ શીખવાતું નથી ત્યાં ગુજરાતી ભાષા ઉપર પ્રેમ બતાવવો, એ ગુન્હો ગણાય છે યુનિવર્સિટિમાં હજૂ એને સ્થાન નથી બંગાલીઓએ એને મેટ્રિક્યુલેશન અને કોલેજની ઇંટર પરીક્ષા સુધી ઐચ્છિક સ્થાન અપાવી શક્યા છે વૈદક જ્ઞાન બંગાલી મારફત અપાવવા મહેનત કરે છે આપણે ત્યાં એવી વાત છેડી જ શી રીતે શકાય ? ગયે વર્ષે લીંબડીમા કાઠીઆવાડના હેડમાસ્તરોનું સમેલન રાજ્ય તરફથી થયું હતું ત્યાં અંગ્રેજીને બદલે ગુજરાતી મારફત શિક્ષણ આપવાનો પ્રશ્ન ચર્ચાયો હતો , અંગ્રેજી કાચું રહી જાય એવી બીકથી ગુજરાતીનો નિષેધ કરવાનો નિર્ણય થયો હતો ગાયકવાડી રાજ્યમાં ગુજરાતી મારફત પ્રયોગ તરીકે શરૂ થઈ ને આકસ્મિક કારણોથી એ કામ સફળ ન થઈ, એટલે એ પ્રશ્ન ઘણા વર્ષો માટે દૂર ખસ્યો

ગુજરાતી ભાષા જે સ્થિતિમાં છે તેમાંથી ખીલવવામાં આવે તો ગુજરાતની એકતા જલદી પડે અને ગુજરાતની પ્રતિષ્ઠા વધશે ભાષા માત્ર ભાષાના સ્વરૂપમાં રહે ત્યાં લગી

સુંદર વળતો નથી ભાષામાં સાહિત્ય વિપુલ, વિવિધ, ઉદાત્ત અને સમૃદ્ધ હોય તો જ *The Literature of a nation reveals its innermost thoughts, deepest yearnings and highest ideals (Smith The soul of Germany p 2)*

શુદ્ધ શોધખોળથી સત્યની પ્રીતિ આવે છે અને જે પ્રજામાં સત્યપર પ્રીતિ છે, સત્ય પ્રાપ્ત કરવા આગ્રહ, મહેચ્છા, શ્રમ ત્યાગ સાધન, બુદ્ધિબળ છે, તે પ્રજાનું કલ્યાણ ઉત્તમ જ હોય છે ઈશ્વરદત્ત શક્તિઓનો નાશ ન કરવો પણ જગતના કલ્યાણ અર્થે તે વાપરવી–કલ્યાણ માટે કાર્યમાં મચવું, એવી પ્રજ્વલિત વાસના આવા વાતાવરણમાં જાગે છે કલાવિધાયક કલાની સૃષ્ટિ સરજે છે એથી એને પરમ આનંદ અને શાંતિ મળે છે સૌંદર્યની ભક્તિ એની પાસે કલાની સૃષ્ટિ કરાવે છે દેશવત્સલ દેશજન પરના કલ્યાણ અર્થે વર્તે છે, પોતાના સ્વાર્થ માટે નહીં પણ સમભાવ અને આવેશ દેશવત્સલતાને લીધે એનામાં હોય છે, તેથી જોખમ, હાનિ, દુઃખ વૈભવપરાઙ્મુખતા વગેરે ખેડવાને તૈયાર થાય છે અને જે નવા સત્યો, જૂના સત્યોના જે નવા પ્રયોગો તે શોધી જગતને ચરણે ધરે છે તેથી પોતાના દેશનું ગૌરવ વધારે છે ડૉ સર રવીંદ્રનાથ ઠાકુર અને પ્રો જગદીશ ચં. વસુએ ભારતવર્ષનું અને બંગાળાનું ગૌરવ વધાર્યું છે, એટલું જ નહિ પણ હિન્દુસ્તાનની એકતાની લાગણીને પોષી છે સમગ્ર હિન્દુસ્તાન એમને માટે મગરૂર છે અને એઓ અમારા છે એવી લાગણીવાળું છે

જર્મનીએ વિદ્યા, પંડિતતા, વિજ્ઞાન, શોધખોળ વગેરેને જે ઉત્તેજન આપ્યું હતું તેથી માત્ર ૪૦ વર્ષમાં તેનો ઉદય થયો હતો જ્યાં જ્યાં વિપુલ ધન હોય ત્યાં ત્યાં આ સર્વેને ઉત્તેજન આપવું જોઈએ, નહીંતર ધનોપાર્જનમાં ભવિષ્ય ભૂલી જવાય છે, વિચાર સંકોચાઈ જાય છે અને પ્રગતિ અટકી જાય છે વળી આ જમાનો જૂદો છે વિજ્ઞાન અજબ ફેરફારો કરી શકે છે એક શહેર વેપારનું મોટું મથક હોય છતાં આગગાડીથી તેનો વેપાર ઘટી બીજા શહેરમાં વધી શકે છે એક મોટું બંદર હોય છતાં આગગાડી અને સ્ટીમરથી તેનો વેપાર ઓછો થઈ શકે છે માટે આકસ્મિક સંજોગોથી જે વેપારઉદ્યોગ એક સ્થળે કે એક જાતના હાથમાં આવ્યા તે નિરંતર ત્યાં જ રહેશે, એનો આ વિજ્ઞાનના યુગમાં ભરોસો નથી માટે વિદ્વત્તા અને શોધખોળને ઉત્તેજન આપવું જોઈએ વિદ્વત્તા દેશને એક બનાવે છે અને ગૌરવ અપાવે છે

ગુજરાતી સાહિત્ય પ્રૌઢ છે પણ હજૂ ઘણું ઘણું કરવાનું બાકી છે કહેવાય છે કે જીવનમાં જે હોય તે સાહિત્યમાં આવે છે સાહિત્ય માત્ર જીવનનું પ્રતિબિમ્બ છે એમ કરી, છતાં કહેવું જોઈએ કે આપણા વર્તમાન જીવનના ઘણા સ્વરૂપો હજૂ આપણા સાહિત્યમાં પ્રતિબિમ્બિત નથી થયા સાહિત્યના સર્જનને અંગે પ્રજાની બુદ્ધિ અને હૃદયનો વિકાસ મહત્ત્વનો છે જેમ બુદ્ધિ વધારે ખીલેલી પ્રખર, સંસ્કારી તેમ સાહિત્ય પણ એવું જ આજના જમાનામાં પ્રજામાં જે ચેતન આવતું જાય છે તેને લીધે સાહિત્ય પરંપરા અથવા સંકેત રૂપે ન રહેતાં આત્માની ગભીરતમ વૃત્તિઓ, પ્રકૃતિ અને મનુષ્યના વર્ણનો, સૌંદર્યના અન્વેષણોથી જીવતું જાગતું થઈ જાય છે કીર્તિ, પ્રતિષ્ઠા, પ્રગતિ પ્રાપ્ત કરવા થતા સ્પર્ધા સાહિત્યમાં પ્રતિ

સુરચી રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

નિર્મિત થાય અને સાહિત્ય દ્વારા લોકને પ્રેરણા કરે છે પ્રગતિનું પહેલું લક્ષણ બુદ્ધિની મુક્તિ છે આપણા દેશમાં ગયા જમાનામાં બુદ્ધિ શાસ્ત્રની, રૂઢિની અને રાજ્યદ્વારી સ્થિતિની દાસ થઈ રહી હતી પ્રત્યેકને માટે સત્યની લ્હાણી તેના ' અધિકાર ' પ્રમાણે કરવામાં આવી હતી પણ તેથી વધારે સ્વતંત્ર વિચાર કરવાનો તેનો અધિકાર નહોતો એટલે બુદ્ધિ નિશ્ચલ થઈ અને કટાઈ ગઈ હતી પરંતુ અંગ્રેજી વિદ્યાએ આપણી બુદ્ધિને બન્ધનમાંથી મોક્ષ કીધો છે તેથી જ આપણા દિલમાં આજે પ્રગતિની, ઉન્નતિની, ગૌરવની વાઞ્છનાઓ ઉછળવા લાગી છે પણ હજૂ જોઈએ તે પ્રમાણમાં બુદ્ધિનું દાસત્વ ગયું નથી એક રીતે આપણે એકમાંથી બીજામાં ગયા છીએ આપણાં શાસ્ત્રો અને રૂઢિનું દાસત્વ મૂક્યું છે તો યુરોપનાં શાસ્ત્રો, વિદ્યા, રૂઢિના દાસ થયા છીએ સ્વતંત્ર રીતે વિચાર અને આચાર કરવા બહુ જ ઓછા તત્પર છીએ એમાંયે ગુજરાતના મોટા ભાગમાં નાનામોટા દેશી રાજ્યો છે ત્યાં એકપુરુષનું અપૂર્ણ શાસન હોવાથી બુદ્ધિનું દાસત્વ પૂરેપૂરું છે જે સ્થિતિ હોય છે તેમાં ન્યૂનતા જોઈ શકાતી નથી કે તેથી વધારે સારી કલ્પી શકાતી નથી એટલું નહીં, પણ શાસન કરનાર વ્યક્તિ જીવનનું કેન્દ્ર બને છે તેથી સત્યના અન્વેષણ કરતાં તે વ્યક્તિને ખુશ રાખવાનું જ કર્તવ્ય પ્રાપ્ત થાય છે, તેને રુચતા પોતાની જાતને ઢાળી પડે છે અને પ્રતારણામાંથી અનેક મળ બુદ્ધિ ઉપર ચઢે છે બ્રિટિશ રાજ્યમાં જે સ્વતંત્રતા હતી તે હવે ઓછી થવા લાગી છે જ્યાં જ્યાં એ સ્વતંત્રતા પ્રગટ થવાના પ્રસંગો છે ત્યાં ત્યાં અંકુશો મૂકાતા જાય છે સત્ય કથન કરતાં પ્રિય કથન માટે અંગ્રેજ અમલદારો વિશેષ આતુર છે પ્રામાણિક મતભેદ અને સ્વતંત્ર વિચાર એમને રુચતા નથી પરંતુ એમના વિચારના દાસ થવાથી તેઓ પ્રસન્ન થઈ શકે છે આ વસ્તુસ્થિતિ વધારે જામે તો આપણી બુદ્ધિની ખીલવણી બહુ જ ઓછી થશે પણ બ્રિટિશ પ્રજાએ બુદ્ધિના મોક્ષ માટે ઘણા આત્મભોગો આપ્યા છે અને એના વડે જ આજના ગૌરવ, પ્રભાવ અને સત્તા મેળવ્યા છે એટલે બુદ્ધિનું દાસત્વ એ પ્રજા આદિ ચિરકાળ ટકવા નહીં દેશે

આવા પ્રસંગોમાં સાહિત્યસેવકોનું કર્તવ્ય વિકટ થાય છે તેમ વધારે આગ્રહ અને અભિનિવેશની અપેક્ષા રાખે છે સાધ્યનું દર્શન પણ જેટલું સ્પષ્ટ અને સમૃદ્ધ થવું જોઈએ તેટલું જ સાધનોનું ભૂતકાળમાં નજર નાખી, કલ્પનાના પ્રભાવે વર્તમાનકાળની ન્યૂનતા, દોષો, સ્ખલનો દર્શાવી ભવિષ્યની આશાઓ વાઞ્છનાઓ, ભાવનાઓની ઝાંખી કરાવી શકાય. જે પ્રાતિક રાષ્ટ્રજીવન આપણું લક્ષ્ય છે તે સાહિત્યસૃષ્ટિમાં અનેક રૂપે અને અનેક સ્થળે આવિર્ભાવ પામી શકે. વાર્તાઓમાં, કાવ્યોમાં, નાટકોમાં, સમાલોચનામાં, કલાની ચર્ચામાં, નીતિશાસ્ત્રમાં, રાજ્યશાસ્ત્ર કે અર્થશાસ્ત્રની ચર્ચામાં, ઇતિહાસમાં વગેરે વગેરેમાં રાષ્ટ્રના સ્વપ્નાં, દર્શનો *(Visions)*, અભિલાષાઓ વૃત્તિઓ પ્રગટે છે ગુજરાતના પરમ સૌભાગ્યમાં ગૌરવ અને પૌરુષભરી શ્રદ્ધા જાગે છે ગુજરાતની પ્રત્યેક વસ્તુ માટે પૂજ્યભાવ જાગે છે દાસત્વની લાગણીમાંથી મુક્ત થઈ, છાતી ઠોકી રાષ્ટ્રજન કહી શકે છે "હું ગુજરાતી છું" ગુજરાતી થવામાં એનું ગૌરવ છે પ્રતિષ્ઠાહાનિ નથી

આને માટે અતીત અને વર્તમાન ગુજરાતના જીવનમા જે જે પ્રેરણા આપે એવા પ્રસગો હોય તે સાહિત્ય દ્વારા પ્રજાના જીવનમા એકરસ કરી દેવા જોઇએ * આ જમાનામાં વિદ્યા, કલા, ચિંતન, ઇતિહાસના પ્રદેશોમા ગુજરાતીઓની સિદ્ધિઓ નહીં જેવી છે, છતા ભૂતકાળમા જે જે છે તે જાણી પ્રકટ કરવી જોઇએ સાહિત્યપરિષદે પોતાનુ એક લક્ષ્ય આ પ્રકા નુ રાખ્યુ છે તેના અહેવાલો એ દિશાના થયેલા કાળનો ખ્યાલ આપશે ઉપર નિર્દિષ્ટ કરેલા પ્રસગો ન હોય તો કલ્પનાથી તે ઉભા કરી, રાષ્ટ્રનુ ચેતન જગાડવુ અને પોષવુ ગુજરાતીઓમા કેવી કેવી શક્તિઓ છે તેનુ અન્વેષણ અને નિરૂપણ પ્રગતિને સહાયક થઈ પડશે

અગ્રેજી વિદ્યાને લીધે આપણા અનેક ભેદોમા એક નવો ભેદ ઉમેરાયો છે તે ભેદ અગ્રેજી ભણેલા અને નહીં ભણેલા વચ્ચેનો છે બન્નેની દિશાઓ, સસ્કારો, ભાવનાઓ, ભાવનાઓ, જીવનપ્રવાહ તદ્દન નિરાળા છે પરતુ વર્તમાન સાહિત્યકારો એ નિરાળાપણુ કહાડી નાખશે રાષ્ટ્ર માટે એકતા જરૂરની છે, એકતા સમભાવ વિના નથી સર્વે ગુજરાતીઓ અમારા છે અને એમના અમે છીએ અતગપણ એકતાનુ વિરોધી છે, શિક્ષણના ફેલાવાથી સાહિત્યની વિવિધ સૃષ્ટિથી અતગપણુ નિર્મૂળ થઈ શકશે અને રાષ્ટ્રના જીવનમા સરખો પ્રવાહ વહેશે સ્વામી અખડાનદે સસ્તા ગ્રથો છપાવી આ અતગપણ દૂર કરવાનો જે પ્રશસનીય ઉદ્યમ આર્યો છે તે માટે એમને ધન્યવાદ ઘટે છે

સાહિત્ય પ્રત્યે આ દૃષ્ટિ થશે ત્યારે માત્ર ભાષાતરમા થતો કાળક્ષેપ વિશેષ ઉપયોગી માર્ગ કરશે, રાજસ્થાન, બગાળા, મહારાષ્ટ્ર અને દિલ્લીના ઇતિહાસની વાતો સ્થારે તેની સાથે ગુજરાતના ઇતિહાસની પણ ગુજરાતના ઇતિહાસના અને પ્રસગો, રગભૂમિ ઉપર ભજવાશે અને તેમના વિશે રચાયેલા કાવ્યો ગુજરાતમા નવુ ચેતન પ્રેરશે રાષ્ટ્રીય ભાવના જાગૃત રાખવા ઇતિહાસ, અને સામાન્ય લોકજીવનમાથી પ્રસગો લેવામા આવશે, પ્રાચીન લોકકથા અને પ્રબ ધ નવા સજોગોને અનુકૂળ રૂપાન્તર પામશે રાષ્ટ્રીય સસ્કારિતા (*culture*) અને રાષ્ટ્રીય સાહિત્યના નિર્માણ અને ભોગ માટેની લાગણીથી એક પણ જન અસ્પૃષ્ટ નહીં રહે

સમયના અભાવે વિશેષ ઉદાહરણોથી આ વિષયનુ નિરૂપણ થઈ શકતુ નથી પણ સાહિત્યસેવા એકતાની સાધક છે દમણમા લખાએલુ પુસ્તક દ્વારકામા વચાય છે અને તે લખાયુ ત્યારે જ નહીં પણ ત્યાર પછી વર્ષો લગી સાહિત્યની સૃષ્ટિમા જે વર્ણનો, જે પ્રસગો, જે વિચારો, જે ભાવનાઓ, જે પાત્રાલેખનો હોય તે સર્વમા પોતાપણુ લાગવાથી પર જેવુ રહેતુ નથી

સાહિત્યની રાષ્ટ્રીય ખીલવણીની સાથે કલાની ખીલવણી આવશ્યક છે ચિત્ર, સગીત, સ્થાપત્ય, મૂર્તિવિધાન, વગેરે વગેરેમા રાષ્ટ્રીય ભાવનાથી સજીવન થવુ જોઈએ ગુજરાતનાં પરા-

* ઇ સ ૧૯૧૬ ના 'ગુજરાતી'ના દીવાળીના અકમા 'ગુજરાતનો ઇતિહાસ અને ગુજરાતી સાહિત્ય' વાળો લેખ જુઓ

ક્રમો, ગુજરાતના સંકટો, ગુજરાતની વાંછનાઓ, ગુજરાતના સ્વપ્નાઓ, ગુજરાતમા વતનીઓ, ગુજરાતના ભૂપ્રદેશ ચિત્રકલાથી નિર્મિત થાય, સગીતમા રાષ્ટ્રનો આત્મા પ્રકટે, સ્થાપત્ય અને મૂર્તિવિધાન પ્રજાના નવજીવનમાથી ઉદ્‌ભવે અને માત્ર નકલરૂપે ન જન્મે તો જ રાષ્ટ્રજીવનને પોષણ મળે આપણા દેશી રાજ્યો અને શ્રીમતો આ દૃષ્ટિથી આ કળા ઓને ઉત્તેજન અને આશ્રય આપતા નથી તો પછી સામાન્ય વર્ગ પાસેથી તેમની અપેક્ષા કેવી?

રાષ્ટ્રભાવનાનુ વાસ્તવિક અધિષ્ઠાન લોકોની કલ્પનામા છે કલાના આવિર્ભાવ કલ્પનાથી થાય છે આમ હોવાથી ઘણી વાર એવુ બને છે કે રાજવશો અથવા વિગ્રહોના વૃત્તાંતોમા નહીં પરતુ કલાવિધાનમા રાષ્ટ્રનો સત્ય ઇતિહાસ પ્રતીત થાય છે વિગ્રહો અને રાજવશની તવારીખ લોકોના દરદોની તવારીખ છે પરતુ એક મહાકાવ્યની રચના, એક અનુપમ સુદર સ્થાનનું કલાવિધાન, ચિત્રપરપરાનો સતત વહેતો જન્મપ્રવાહ, સગીતની વિવિધ અને આત્મસ્પર્શી સૃષ્ટિ એ જ લોકોના આત્માના આવિર્ભાવ હોવાથી તેમની ખરી તવારીખ જણાવે છે અનુપમ કલાસૃષ્ટિ સમગ્ર પ્રજાના જીવનમાથી જન્મી પ્રજાના ઘરેઘરમા—શ્રીમતથી માડી અકિંચનપર્યંત મહેલોથી માડી ગુફાઓ પર્યંત, વિદ્વાનથી માડી અજાણ પર્યંત, સુખીથી માડી દુ:ખી પર્યંત, વૃદ્ધથી માડી શિશુ પર્યંત સર્વેનો આદર પામી શકે છે તો રાષ્ટ્રની એકતા આણી શકે છે

કલા વિના પ્રજા અધ અને મૂક રહે છે રાષ્ટ્રની રચનામા કલાનુ સાહાય્ય નાનુ સૂનુ નથી. રાષ્ટ્રીય વાતાવરણ, રાષ્ટ્રીય સ્વભાવ, અને રાષ્ટ્રીય ગતિનુ દર્શન આવી કલામા થાય છે રાષ્ટ્રની અસ્ફુટ શક્તિઓ કલાથી ખીલે છે અને રાષ્ટ્રના પ્રફુલ્લ વિકાસમા મદદ કરે છે. જે વાતાવરણમાં, જે સંજોગોમા લોકો વસતા હોય તેને અનુલક્ષી કલાવિધાન હોવાથી મમત્વ જાગે છે અને મમત્વને અગે રહેલી અસ્મિતા, એ રાષ્ટ્રજીવનનુ મુખ્ય પોષક અંગ છે

ગુજરાતની કલા હજુ આ સ્થિતિ પ્રાપ્ત કરી શકી નથી ગુજરાતમા હજુ રાષ્ટ્રનુ એવુ ચૈતન નથી કે; જેનાથી કલાના વિધાનને પણ વેગ મળે પણ એકતાની, રાષ્ટ્રોન્નતિની આકાંક્ષા જાગે તો આ દિશામા પણ ફેર પડશે

સાહિત્ય અને કલાના નિર્માણને અગે મહત્ત્વનો પ્રશ્ન સત્યાન્વેષણનો અને વિદ્યાપ્રાપ્તિનો છે ગુજરાત વેપારમા આગળ છે, ઉદ્યોગમા આગળ છે ગુજરાતમા અનેક દેશી રાજ્યો છે, એટલે પ્રજાના ઉત્કર્ષના અનેક પ્રયોગો અજમાવવાના સાધનોથી એ સપન્ન છે ગુજરાતના જીવનમાં વેગ છે છતાં વિચાર ઘણો ઓછો છે વેપાર અને ઉદ્યોગના અર્થશાસ્ત્રની ચર્ચા કરનાર કેટલા ગુજરાતીઓ છે? મદ્રાસ અને બંગાળની સરખામણીમા? રાજ્યશાસ્ત્રની મીમાંસા કરનારા કેટલા ગુજરાતીઓ છે? અનેક નાની મોટી નાતોથી વસેલા ગુજરાતમા સમાજ શાસ્ત્રના કેટલા પડિતો છે? મહોટા મહોટા જગદ્‌ધર્મોવાળા ગુજરાતમા તત્ત્વના ચિંતકો કેટલા છે? વિચાર, પડિતોની પ્રેરણા છે? ઉત્તેજન છે? આશ્રય છે? સાયન્સના શિક્ષણ માટે પ્રો. ગજ્જર આ જ કેટલાક વર્ષથી મેહનત કરે છે પણ ગુજરાતે તે માટે શુ કર્યું? અલબત્ત અમદાવાદ અને મુંબાઈની સાયન્સ ઈન્સ્ટીટયુટને ધનાઢ્ય ગુજરાતીઓનુ દ્રવ્ય મળ્યું છે, પણ રાષ્ટ્રીય દૃષ્ટિએ ઉપયોગી એવી કઈ સસ્થા જન્મી છે?

બોહિમીઆમાં રાષ્ટ્રીય સભાસ્થાનની સ્થાપના થવાથી બોહિમીઆમા વિજ્ઞાનનો પ્રચાર વધ્યો પ્રજાનો સ્વભાવ ફેરવાઈ ગયો. શિલ્પની, વિજ્ઞાનની ખેતીવાડીની અને ઉદ્યોગની બીજી સસ્થાઓ એને લીધે સ્થપાઈ અને સમગ્ર રાજ્યમા સ્લાવ સાહિત્યના અભ્યાસને વેગ મળ્યો આથી બુદ્ધિની વીર્યવાન પ્રવૃત્તિ ચાલી, કાર્ય કરવાનુ સામર્થ્ય અને પૌરૂષ આવ્યા અને વૈજ્ઞાનિક ચોકસાઈ વધી

વિચારનુ પ્રાધાન્ય હોય છે ત્યારે પ્રતિભા લેખકો અને વિચારકોને વેગ આપે છે અને સમાજના શિષ્ટ વર્ગને સૌંદર્ય અને સત્યતા, પ્રેમ અને પ્રતસાથી અનુપ્રેરિત કરે છે 'એથી રાષ્ટ્રનો આત્મા ઉન્નત થાય છે આપણે ત્યા સરસ્વતીચંદ્રનો દાખલો મોજુદ છે

કલા દ્વારા ગુજરાતનુ ઐક્ય હોવુ જોઈએ તે આવી રીતે નથી

ઉદ્યોગહુન્નર અને વેપાર માટે આપણુ ગુજરાત મશહૂર છે એ કાર્યોમા આપણે જેટલા મશગુલ છીએ તેટલા બીજા કોઈ કાર્યમા નથી એ કાર્યો માટે આપણામા સ્વભાવસિદ્ધ યોગ્યતા છે પણ એ કાર્યવિશારદતાને લીધે જે ઉંચી અસ્મિતા આપણામા હોવી જોઈએ તે નથી એથી આખુ ગુજરાત ઐક્યભાવ અનુભવતુ હોય એવુ પણ નથી આપણે ઉદ્યોગ-વેપાર માત્ર આપણા (એટલે વ્યક્તિઓના) લાભને માટે કરીએ છીએ સમસ્ત દેશના હિતની ખાતર, આપણા દેશના સુખ, કીર્તિ, ગૌરવ વધારવા ખાતર, આપણા દેશનુ પરાવલંબન કમી કરવા ખાતર, એથી પ્રાપ્ત થતી લક્ષ્મીથી દેશના ઉદય માટે નવી નવી જાતના સુખ સમૃદ્ધિ, વૈભવના સાધનો યોજવા ખાતર, એ લક્ષ્મીથી પ્રાપ્ત થતી સત્તા પ્રજાહિત અર્થે વાપરવા ખાતર, એ લક્ષ્મીથી વિદ્વત્તા પોષવા ખાતર એ લક્ષ્મીથી નવા નવા ઉદ્યોગો અને વેપારો ખેડવા ખાતર, આપણી જોઈએ તેવા પ્રમાણમા પ્રવૃત્તિ નથી જો હોત તો ગુજરાત પ્રાતની આખી પ્રજા એક ભાવથી, એક વિચારથી, એક વર્તનથી એક આગ્રહથી, એક નિષ્ઠાથી, એક આદર્શથી પ્રમુદિત હોત, સ્થુલ રીતે ગુજરાતે પોતાની એકતા સાધી હોત ઈગ્લંડના વેપારીઓ હિન્દુસ્તાનમાં રાજ્યકર્તા થયા તેવા પરાક્રમ કરવાની વૃત્તિ ગુજરાતી વેપારીઓને કદી થઈ હશે? રાષ્ટ્રજીવનથી તદ્દન પરાઙ્મુખ હોવાથી ક્યાથી થાય? પણ વેપારઉદ્યોગ યુરોપઅમેરિકાની પ્રજાઓને કેવી રીતે એક કરે છે, એમની એકતા આખી દેશ-પરદેશ કેવા સર કરે છે અને પોતાના દેશના કીર્તિગૌરવ વધારે છે, એનો ખ્યાલ ગુજરાતમા પ્રસરે તો ગુજરાત હિન્દુસ્તાનની વેપારઉદ્યોગના પ્રદેશમા ઘણી મહોટી સેવા કરી શકે અને એ સેવાની પ્રતિષ્ઠા મેળવે પણ પારસી માત્ર પારસી જ રહે, ખોજા માત્ર ખોજા રહે, મેમણ માત્ર મેમણ રહે વ્હોરા માત્ર વ્હોરા રહે, ભાટીઆ માત્ર ભાટીઆ રહે, કપોળ માત્ર કપોળ રહે બ્રાહ્મણ માત્ર બ્રાહ્મણ રહે પાટીદાર માત્ર પાટીદાર રહે અને ગુજરાતી ન થાય ત્યા લગી જે એકતા આવવી જોઈએ તે આવતી નથી

દુર્ભાગ્યે ગુજરાતનો ઇતિહાસ એક સકલનાવાળો ઇતિહાસ નથી અને જે છે તેનુ સકલિત નિરૂપણ થયુ નથી યાદવોના સમયથી આજ લગી ગુજરાતે અનેક ચડતીપડતી

સુંનતાની જોઈ છે હિન્દુ, મુસલમાન, હિન્દુ (મરાઠા), અંગ્રેજના વિભાગો, પરાક્રમોથી બનેલો ગુજરાતનો ઇતિહાસ આકર્ષક અને ઉત્તેજક લાગતો નથી મહામહોપાધ્યાય હર પ્રસાદ શાસ્ત્રીએ બંગાળાના ગારવ વિશે જેવું ભાષણ વર્ધમાનના બંગાળી સાહિત્યસમેલનના પ્રમુખપદેથી આપ્યું હતું, તેવો લેખ ગુજરાતના ગૌરવ માટે લખવાની સામગ્રી મોજુદ નથી એમ નથી, પણ ગુજરાતનું ગૌરવ ગાવું એ પાપ ગણાય છે એ વિચાર હાસ્યાસ્પદ લેખાય છે આવી સ્થિતિમાં ગૌરવથી અનુપ્રાણિત એકતા કેવી રીતે અનુભવાય? બંગાળી રાજા રામમોહનરાય, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, કેશવચંદ્ર સેન, વિવેકાનંદ, બંકિમ ચંદ્ર, સર રવીન્દ્રનાથ, પ્રો જગદીશચંદ્ર વસુ, ડૉ રાજેન્દ્ર લાલ મિત્ર, સર રાજેન્દ્ર મુકરજી, સુરેન્દ્રનાથ, અવનીન્દ્રનાથ ઠાકુર, સુરેશ વિશ્વાસ વગેરેથી મગરૂર થઈ બીજા પ્રાંતોને પણ મગરૂર બનાવે છે પણ ગુજરાત દયાનંદ સરસ્વતી, કરસનદાસ મૂળજી, દાદાભાઈ નવરોજી, સર ફીરોઝશાહ મેહતા સર મંચરજી ભાવનગરી, નર્મદાશંકર, ગોવર્ધનરામ, કવિ પ્રેમચંદ રાયચંદ, મહાત્મા ગાંધી, અબદુલ કરીમ જમાલ, મહમદ અલી ઝીણા, અખંડાનંદ, મોતીભાઈ અમીન, નૃસિંહપ્રસાદ, શિવલાલ ગજ્જર, પ્રો ગજ્જર, રણછોડલાલ છોટાલાલ, જમનાબાઈ સક્કઇ, ગોંડળના રાણી નંદકુંવરબા, કાનજી હીરિયા, રાજચંદ્ર, વીરચંદ ગાંધી, કેપ્ટન જોરાવરસિંહ જમશેદજી નસે ર્વાનજી ટાટા, માધવલાલ દેસાઈ વગેરે માટે જ્યાં મગરૂર નથી ત્યાં બીજા પ્રાંતોને ગુજરાત માટે મગરૂર થવાની તો આશા જ કેવી? જોકે વર્તમાન કાળનાં વીર પુરૂષો અને સ્ત્રીઓ આવી રીતે અમાનિત હોય તો ભૂતકાળના સિદ્ધરાજો, હેમચંદ્રો વસ્તુપાળો વિમળશાહો, પ્રેમાનંદો, મહમ્મદ બેગડાઓ, તાનારીરીઓ, હીરવિજય સુરીઓ, મેહરજી રાણાઓ, અમરજી દીવાનોનો તો ભિખારીઓનો હિસાબ ક્યાં? ગુજરાતને પોતામાં, પોતાના ભૂતવર્તમાનમાં શ્રદ્ધા નથી તેમાં માટે આદર નથી ગુજરાતને નર્મદપ્રવાહ મહેચ્છા નથી તો પછી ઇતિહાસથી જે એકતા આવવી જોઈએ તે ક્યાંથી આવે?

ઉપર જોઈ ગયા કે એકતા આણનારા જુદા જુદા તત્ત્વો ગુજરાતમાં મોજુદ છે તો પછી છાતી ઠોકી સર્વે કહે કે "અમે ગુજરાતી છીએ"–અમે ગુજરાતને પ્રતિષ્ઠા સંપન્ન, કીર્તિમત, શક્તિશાળી, પ્રભાવી, પ્રતાપી કરીશુ, એવી ભાવના જાગૃત થવાને વાર છે ગુજરાત માટેના અભિમાનથી (*Patriotism*) એકતા આવી શકે પણ તેની પ્રેરક શક્તિઓ હજુ નિદ્રાવશ છે હજુ કોઈ ગુજરાતી એમ કહેશે નહીં "*Not through him should Gujarat come to shame*" તેમ કોઈએ છાતી ઠોકીને હજુ એમ પણ નથી કહ્યુ કે–પ્રેમાનંદે ગુજરાતી ભાષાને સર્વોપરિ કરવાની વાંછના કરી છે, તેમ ગુજરાત સર્વોપરિ, સર્વેનું અગ્રણી થાઓ. રા રા. 'મહમદઅલી ઝીણા કહે છે કે મનુષ્યના જીવનમાં પ્રેમનું, ધર્મનું અને સ્વદેશપ્રેમનુ દર્શન (*Vision*) થાય છે, પણ ગુજરાતને હજુ આ એકે દર્શન થયુ નથી થયુ હોત તો ગુજરાત છિન્નભિન્ન ન હોત ગરવી અને ગુણવતી ગુજરાતની કવિતાઓ ગવાય છે, પણ ભૂગોળના વર્ણનથી ગભીર અને ભવ્ય સ્વદેશગૌરવનું દર્શન હજૂ કોઈને થયુ નથી

પોતાની જીંદગીનું સાર્થક કરવા ગુજરાતીઓ પુણ્યદાન કરે છે, તીર્થયાત્રા કરે છે, કષ્ટ વેઠે છે, પોતાના સુખસગવડ સાચવવા, પોતાનો વૈભવ માણવા, સત્તા ભોગવવા પ્રયત્ન કરે છે, પરંતુ ગુજરાતના અસ્તિત્વનું સાર્થક કરવા, ગુજરાતને વૈભવશાળી, સત્તાવાન, સુખી, પ્રતાપી, સમર્થ કરવા કોઈ પ્રયત્ન કરતું નથી. બધા ભેદભાવોને, બધા અણુરાગોને, જમાનાથી ઘડાઈ ગએલી બધી જુદાઈને ભાગી નાખે, ઓગાળી નાખે, એકરસ કરી દે, એવું સ્વદેશપ્રેમનું બળ જોઈએ, એવા પૂરમાં નથી.

રાજ્યતંત્ર એક હોવું જોઈએ તે પણ નથી. અનેક વાર મેં કહ્યું છે કે આપણા જેવો કોઈ પણ કમનસીબ દેશ નહીં હોય, કારણ કે રાજ્યદ્વારી દીવાલો ઠેરઠેર ચણાએલી છે, અને આપણી એકતાને બાધક નીવડે છે. ડલ્હાઉસીએ બીજાં રાજ્યો ખાલસા કર્યાં ત્યારે ગુજરાતના દેશી રાજ્યોને પણ ખાલસા કર્યાં હોત તો આ દીવાલો નડી ન હોત, અને ગુજરાતની એકતાને આજે ખંડિત કરતી ન હોત.

એક રાજ્યતંત્ર હોય છે ત્યારે રાજ્યવ્યવહાર, ધારાવ્યવહાર, રાજ્યસેવા, લોકસેવાના સરખા પ્રસંગો પ્રાપ્ત થવાથી એકતા પોષાય છે. જામનગર કે મોરબીમાં ગમે તેવો જુલમ થતો હોય પણ તેનું મહીકાંઠાના કે રાધનપુરના કે અમરેલીના કે અમદાવાદના ગોધરાના લોકોને સ્નાનસૂતક લાગતું નથી. કચ્છમાં ગમે તેટલું અંધેર હોય તો તેની દરકાર ભરૂચ, નડીઆદ કે રાજકોટના લોકોને થોડી જ પડી છે. ગાયકવાડી રાજ્યમાં કેળવણી વધારે ફેલાતી હોય તો તેનો લાભ થોડો જ ઇડરની રૈયતને મળવાનો છે. આમ સૌ સૌના સ્વાર્થ જૂદા થાય છે. બ્રિટિશ ગુજરાત અને દેશીરાજ્યોવાળું ગુજરાત તદ્દન નોખાં પડી જાય છે. બન્નેને એકબીજા માટે લાગણી કે દરકાર નથી. ગુજરાતના સાર્વજનિક જીવનની જો કોઈ હિલચાલ થશે તે માત્ર બ્રિટિશ ગુજરાતના સુખદુઃખ પરત્વે ચળવળ કરી કૃતકૃત્ય થશે અને 'દેશીરાજ્યોના સુખદુઃખ પરત્વે ઉદાસીન રહેશે. પારકી કેળવણી પરિષદનો ગતવ્યવહાર' આ કથનનું સમર્થન કરશે. ગુજરાતમાં અનાદિદી રાજ્યદ્વારી પ્રાંતિક પરિષદ અસ્તિત્વમાં આવશે—એવું થોડાક વખતમાં થવાનો સંભવ લાગે છે તો તે પણ 'ગુજરાતના હું ભાગની એવી જ ઉપેક્ષા કરશે. આમ છે તેમાં બ્રિટિશ સરકારે બીજી રીતે વધારો કર્યો છે. ગુજરાત મુંબઈ ઇલાકાની સરકારની તાબે છે, પરંતુ ગુજરાતમાં આવેલું વડોદરા રાજ્ય તેની નહીં પરંતુ હિંદી સરકારને તાબે છે. આથી એવું થાય છે કે સર્વ સરકારી રીપોર્ટોમાંથી વડોદરાની હકીકત બાતલ રાખવામાં આવે છે. વસ્તીપત્રક, કેળવણીના રીપોર્ટો વગેરે વગેરેના અભ્યાસીઓને આથી કેવી મુશ્કેલી થાય છે તેનો ખ્યાલ તેઓ સિવાય બીજાને આવવો કઠણ છે. વળી આ ભેદ હોવાથી મહારાષ્ટ્ર, સિંધ આદિમાં જેટલી સરકારી નોકરીઓ છે તેટલી નાનકડા બ્રિટિશ ગુજરાતમાં નથી, એટલે સરકારી નોકરીમાં ગુજરાતીઓની સંખ્યા ઓછી રહે છે અને એથી એમના દેશની રાજ્યપ્રતિષ્ઠાને હાનિ પહોંચે છે. એક તો આપણા લોકોનો ઉછેર સાંકડો છે, નાતો અને પોળો અને ગામોની બહાર જેમની દૃષ્ટિ નહીં જ—એવા લોકો આ કૃત્રિમ દીવાલો ભેદી એક થઈ સૌના સુખદુઃખમાં ભાગ લે એ આશા હાલ તો નિરાશા જ છે.

'ઈગ્લંડનો ઇતિહાસ ૨ ૧-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

રાજ્યતંત્ર એક હોય ત્યારે રાજ્યસેનાના પ્રસગો સૌને સરખા પ્રાપ્ત થવાથી એક્યને ૮ અનુભવ થાય છે તેમ દેશની અને રાજાની સત્તા જાળવવા, દેશનું રક્ષણ કરવા લશ્કરી નોકરીની અનુકૂળતા હોય છે તો છાવણીઓમા અને રણક્ષેત્રોમા પણ દેશના જુદાજૂદા ભાગવિભાગો એકત્ર થઈ એક રાષ્ટ્ર થાય છે વડોદરા, ભાવનગર, જૂનાગઢ, જામનગરમા લશ્કર છે એમાં ગુજરાતના અમુક વર્ગના-'કાટીઆ' વર્ણના જૂજ ભાગનો પ્રવેશ છે, ગુજરાતના સર્વ વતનીઓનો નથી એટલે એકતા પામવાનુ એ ક્ષેત્ર પણ ગુજરાતને ખપનુ નથી થયુ.

રણક્ષેત્ર જેમ પરાક્રમ પ્રાપ્ત કરવાનુ, પોતાની પ્રજા અને પોતાના દેશને કીર્તિવત કરવાનુ સ્થળ છે તેમ એ પરાક્રમ કરનારી શકિત કેળવવા સાર્વજનિક ક્રીડાવિનોદોની વ્યવસ્થા પણ જરૂરની છે ક્રીડાક્ષેત્રમા સૌ પોતાના ભેદભાવ-નાતના, ગામના, પરગણાના, ધર્મના, જાતિના, સંસ્કારના ભેદભાવ ભૂલી જાય છે ક્રીડાવિનોદોનો સમાજ અવારનવાર ગુજરાતના જૂદાજૂદા સ્થાનોમા ભરાય તો ભૌગોલિક એકતા સધાના ઉપરાંત પરાક્રમ અને યશ માટે સર્વત્ર એકસરખી સાર્વજનિક આકાક્ષા જન્મે અને એ આકાક્ષા ક્રીડાકુશળતા અને બળની પ્રાપ્તિમા પરિણમે તો ગુજરાતનો એકભાવ ખડિત નહીં રહે પરતુ ગુજરાતમા મરદાની કે વિનોદી વૃત્તિ પણ નથી નાતો જમાડવા, વરઘોડા કહાડવા, નાના છોકરાઓને પરણાવવા, અને રાતદિવસ વૈતરૂ કરવામાથી ગુજરાતીઓને ક્યારે ફુરસદ મળે છે કે આવા દગનો, 'મેચ,' 'ટુર્નામેન્ટ' કે 'રેઇસ'નો વિચાર સરખો પણ કરે

પરતુ આવી એકતા બે રીતે આવી શકે-પાટનગરથી અને આગેવાનોથી ગુજરાતનુ પાટનગર અમદાવાદ ગણાય છે પરતુ જે માનદૃષ્ટિ બગાળીઓની કલકત્તા પ્રત્યે છે, દક્ષિણીઓની પૂણા પ્રત્યે છે, હિન્દુઓની કાશી પ્રત્યે છે, થીઓસોફિસ્ટવાળાઓની અડ્યાર પ્રત્યે છે, તેવી દૃષ્ટિ કોઈ ગુજરાતીની અમદાવાદ પ્રત્યે નથી. સમસ્ત દેશી રાજ્યોને એની સાથે લેવાદેવા નથી. અમદાવાદના જાડા સસ્કારોને લીધે સુરત ભરૂચમા એ હાસિને પાત્ર રહેતુ છે ગુજરાતના બુદ્ધિમાન કે પ્રતિભાશાલી કે વ્યવહારનિપુણ પુરુષો અમદાવાદ તરફ આકર્ષાતા નથી વાનપ્રસ્થ થયેલા અધિકારીઓ પણ ત્યા નિવૃત્તિનિવાસ કરતા નથી દેશમા કોઈ પણ પ્રશ્ન ઉઠે ત્યારે અમદાવાદ શુ કરશે અથવા શુ ધારે છે, એવો પ્રશ્ન કોઈ ગુજરાતીને ઉઠતો નથી અમદાવાદમાં મીલો છે એટનુ જાણીતુ છે પણ અમદાવાદ પ્રજાજીવનનુ તીર્થ છે જેવુ કોઈ જાણતુ નથી. આ જ મહાત્મા ગાધી ત્યા વિરાજે છે એટલે એ અતીર્થ તીર્થ જેવુ થયુ છે ગુજરાત નર્મદાશકરના નામથી જેવુ ભાનમય થાય છે, તેનુ સુરત જોવા ઉત્સુક થાય છે તેમ દલપતરામ, ભોળાનાથ કે હરિલાલનુ અમદાવાદ જોવા થતુ નથી અમદાવાદનુ મહોટુ પ્રતિસ્પર્ધી મુબાઈ છે ગુજરાતનુ ખરૂ પાટનગર મુબાઈ જ છે-અમદાવાદ નથી, ગુજરાતી આગેવાનોનુ એ જ નિવાસસ્થાન છે ગુજરાતની સમૃદ્ધિ પણ ત્યા જ છે ગુજરાતનો પ્રજામત પ્રકટ કરનાર અને ઘડનાર વર્તમાનપત્રો મુબાઈમાથી નીકળે છે, અમદાવાદમાથી નહીં. દેશીરાજ્યોની વસ્તી ને મહોટા અને સમૃદ્ધ સમૂહ પણ ત્યા જ જઈ વસ્યો છે મુબાઈના ગુજરાતીઓની સમૃદ્ધિ મુબાઈ, અને પુણાના વૈભવ

ઇગ્લન્ડની ઉન્નતિનો ઇતિહાસ. રૂ. ૩-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

અને દેશોદયસાધક પ્રવૃત્તિઓનું પોષણ કરે છે ભારતવર્ષના વેપારમાં જો કોઈ પણ નગરનું અગ્રસ્થાન હોય તો તે મુબાઈનું છે અને તેનું કારણ ગુજરાતીઓ છે ભારતવર્ષની રાજ્યનીતિ ઉપર વિનીત *( Moderate )* પક્ષનો જે પ્રભાવ છે તે પણ મુબાઈને લીધે છે અને તે પ્રભાવનો યશ વ્યવહારકુશળ, દુરદેશી ગુજરાતીઓનો છે અત્યારની સ્થિતિ જોતા મુંબાઈ ગુજરાતનુ પાટનગર જેવુ છે, અમદાવાદ નથી. પણ મુબાઈ ગુજરાતની બહાર છે અને ત્યાની પચરંગી પ્રજાને લીધે તે કોઈ પ્રજાનુ નહીં પણ વિશ્વનુ નગર છે મુબાઈના ગુજરાતીઓમાં ગુજરાતીભાવ નથી, ગુજરાત માટે મમતા નથી, ગુજરાતીપણા માટે અભિમાન નથી, ગુજરાતીઓના ઉત્કર્ષ માટે વાઙના નથી. જ્યા લગી આ સ્થિતિ ફેરવાઈ નથી, અમદાવાદ અને મુબાઈ અન્યોન્યના પૂરક થઈ ગુજરાતનાં પાટનગર બનશે નહીં ત્યા લગી ગુજરાતનુ ગૌરવ નથી મુબાઈ ગુજરાત બહાર છે પણ તેને ગુજરાતમા લાવવુ અઘરુ નથી મુબાઈ અને ગુજરાતની વચ્ચે થાણા જીલ્લો છે અને તે દક્ષિણીઓથી વસેલો છે પણ ગુજરાતના બાહોશ વેપારીઓ અને ઉદ્યમી ખેડુતોથી તેને ગુજરાતનો ભાગ બનાવવાનુ શક્ય છે જો આમ સંગત વ્યવહાર થઈ જાય તો પછી કેટલોક લાભ થયા વિના ન રહે

ગોખલેના મૃત્યુ વખતે આખા હિન્દે પોતાની એકતા અનુભવી હતી સર રવીન્દ્રનાથ ઠાકુરને નોબલ પારિતોષિક મળ્યુ ત્યારે સમગ્ર હિન્દે ગર્વાનંદથી એકતા અનુભવી હતી ટીળક પર ઉતરેલા અધિકારીકોપ પ્રસગે પણ એવુ જ થએલુ પણ આવી રીતે ગુજરાતીઓ એકતા સાધે અથવા ગુજરાતને અનુભવાવે એવા ગુજરાતમા આગેવાન નથી અને તેમા ખાસ કરીને અમદાવાદમા તો નથી જ ગુજરાતની મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડોના ધારાસભામા પ્રતિનિધિઓ મુબઈગરા ગુજરાતી વકિલ બેરિસ્ટરો ધારાસભાના સરકારનિયુક્ત ગુજરાતી સભાસદો મુબાઈના વેપારીઓ મુબાઈ બહાર ગુજરાત વસે છે? દેશી રાજ્યોમા પણ જેની પ્રતિષ્ઠા હોય તેવા ગુજરાતી પુરુષો અમદાવાદમા નહીં, પણ મુબાઈમા.

જેવા આગેવાનો તેવુ તેમની પ્રજાનુ માન સોએને અસર જેવુ છે ગુજરાતના ગૌરવની અહોનિશ ચિંતા કરતા હોય અને તેની સિદ્ધિ લાવવા પ્રયત્નશીલ હોય એવા આગેવાનો ક્યા છે? ગુજરાતના ગૌરવનુ દર્શન છે કોઈને? ભવિષ્ય સરળ કરના કોઈ પણ પ્રકારની યોજના છે? દ્રવ્યપ્રાપ્તિ જે ગુજરાતમા થાય છે તે દ્વારા સત્તાપ્રાપ્તિ મેળવવા આકાક્ષા છે? હિમ્મત, નિશ્ચય, કળ, ગણત્રી, ડહાપણ, સાહસ, ત્યાગ વગર આગેવાનો કેવી રીતે ગુજરાતની એકતા સાધી શકશે? ગુજરાતના બુદ્ધિપ્રભાવ, સૌંદર્યતા, વીરત્વ ધનપ્રાપ્તિ, ડહાપણ, વ્યવહારકુશળતા વગેરેની સંકલના કરી તે સૌ દ્વારા ગુજરાતનુ ગૌરવ પ્રફુલ્લ કરનારા આગેવાનો ક્યા છે? ગુજરાત હજૂ પોતાના આગેવાનની રાહ જુએ છે—ગુજરાતનુ હૃદય સચલિત કરે, પોતાની હિમ્મત ઉદ્યોગ, નિશ્ચય, અને સતત કાર્યથી ગુજરાતની બુદ્ધિને પણ ઉત્તેજિત કરે એવા આગેવાનની રાહ જુએ છે

કૃષ્ણમુદ્રિત રૂ ૧-૮૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કપની, મુબાઈ-

આમ ગુજરાતની છિન્નભિન્નતાનું આપણે 'દર્શન કર્યું ' એને એક કરે એવા કેટલાક તત્ત્વોનો પણ નિર્દેશ કર્યો વિશેષ હકીકતથી, ઐતિહાસિક સિંહાવલોકનથી આ કાર્ય અધિક સારૂ થઈ શક્યું હોત જે દૃષ્ટિથી આ લેખ લખવામા આવ્યો છે તે દૃષ્ટિ, તેથી વધારે સન્માન પામી હોત છતા આ લાગણીના લેખનુ સ્થાન પણ ગુજરાતમા જેવુ તેવુ નહીં રહે એવુ લાગવાથી યથાશક્તિ આ "ફુલની પાખડી" ગુજરાત સમક્ષ ધરી છે અને ગુજરાતમા વિચાર થવા માડશે-ગુજરાતમા આવી લાગણી જન્મશે તો એની સાર્થકતા છે

ગુજરાત હિન્દુસ્તાનનુ સારામાં સારૂ અગ થાઓ-એની શક્તિઓ, સમૃદ્ધિઓ અને પ્રસગોને ઉચિત એવુ ગૌરવ થાઓ અને એની પ્રતિષ્ઠા હિન્દુસ્તાનમા સર્વત્ર સ્થપાઓ અને હિન્દુસ્તાનની ઉંચામા ઉંચી સેવા કરવા આવુ ગુજરાત શક્તિવાન થાઓ, એ જ આ ઘોષ, આનો ઉદ્દેશ છે '

---

૧ આ લેખ લખવામા અનેક અગ્રેજી પુસ્તકો ચોપાનીઆ અને વર્તમાન પત્રો ઉપયોગી થયાં છે કેટલામાથી વાચન વખતે ટપકાવેલા ઉતારાના ખપ જોગા અંશોનો તરજુમાથી પણ આમા સમાસ થયો છે પણ તે સર્વેનો યથોચિત નિર્દેશ થઈ શક્યો નથી તે માટે દિલગીર છુ ખાસ કરીને Lieber's Political Ethics નામનો ગ્રથ ઉપયોગી થઈ પડ્યો છે આ વિષયને જેટલી શક્તિથી સાધનસપત્તિથી, વિચારણાથી અને લાગણીથી અને કલાથી નિરૂપવો જોઇએ તેટલીનો અભાવ લાગે તો તે માટે ઉદાર વાચકોની ક્ષમા યાચુ છુ છેવટે New India માથી નીચેનો ફકરો વાચવા ટાકુ છુ—

'*For Nationality is not of the things which can be manufactured and set on a shelf It needs to be made afresh every year and month and day by the life and thoughts and institutions of the People In the life of Nations there is no age nor youth as in the life of the individual Nationality is immortal like the fire in Vesta's shrine, so long as men choose to tend it Some Nations old in years scared with the wounds of centuries, are eager and buoyant, looking forward to a limitless future Others but a generation since are falling into visible decay because those that live within their borders have no care for deeper things For nationality like the more intimate affection between individuals is a thing to be felt rather than defined, and in the last analysis if we ask Is Serbia or Bohemia or South Africa or Australia a Nation? the only true answer is through another question 'will men die for her?' The man who has no Nation,' said the Greek philosopher long ago is either a God or a beast*

# આનન્દકારક મીજલસ.

લેખક—ના કનુભાઈ અચાભાઈ દેસાઈ, એન એમ એસ, (નેશનલ)

જ્યા સુધી છોકરાછોકરીઓ પરણ્યા નહોતા ત્યા સુધી હરિલાલનુ કુટુમ્બ સુખી હતું. બધી સ્ત્રીઓને પોતાના વર સાથે સારો બનાવ હતો, પણ બધાં જોડાંઓને અંદર અંદર બહુ વિખવાદ હતો, તેથી સર્વે જુદા રહેતા હતા એક બીજાને મળે નહી ત્યા સુધી તેઓમા ન—વા ના પ્રસંગો ઓછા આવતા, પણ જ્યારે જ્યારે—ગમે તેટલે લાંબે વખતે પણ—સાથે મળતા ત્યારે તો તેમા,—લડવામા કોઈ પણ પાછુ હઠતુ નહી અને ધુળ ગજાની બાબતમા નહી પડતા આ વસ્તુસ્થિતિને લીધે, ભલા બિચારા હરિલાલે બધાને એકઠા કરી, સર્વ વચ્ચે મેળ કરાવવા સારૂ એક સુન્દર ટી-પાર્ટી કરવા વિચાર કર્યો આ વિચાર બહુ ડહાપણભરેલો ન હોતો. એમનુ એમ માનવુ હતુ કે એક બાજુએથી પિતા અને બીજી બાજુએથી સમરા એમ વડીલ તરીકે પોતાના છત્ર નીચે સર્વને આણવાથી ચહાના પ્યાલાની સુખદ ગરમી અને મધુર સગીતથી જુનો કુસપ ટળી જશે

પણ આ ગણત્રી ખોટી નીવડી તે મહાન દિવસે શરૂઆતના "કેમ છે—સારૂ છે"મા જ ભંગાણ પડ્યુ હરિલાલના જ્યેષ્ઠ પુત્રની પત્ની કુમુદ અને બીજી પુત્રી લલિતા ઘરને આગળે જ એકઠા થઈ ગયા અને ત્યાથી જ મુહૂર્ત મંડાણ થયુ તેઓની એક એકને તાકીને જોવાની રીતથી સર્વને સમજાયુ કે, "સ્નેહાકુર ' કૂટ્યુ !—કારણ બન્નેની સાડીઓની ભાત અને રંગ સરખા જ હતા ઘરમા પણ તેઓએ સામસામે ડોળા તાણવા માંડ્યા, એમ જણાવવાને કે સામીએ અદેખાઈથી જ પોતાના જેવી સાડી લીધી વળી એક બીજાની હાજરીની નાપસંદગી બતાવવા અતિ મગરૂરીની ઢબે ડોકા વાંકા રાખ્યા—

'લતી ! ગળે વા આ યો છે કે?' નાના મસ્તીખોર રતુએ પૂછ્યુ

"નહી, લતીને તો કાંઈ થયુ નથી" નિર્દોષ રતુને ઠપકો દેતા ઝડપથી મો ફેરવી કરડાગીમા લલિતાએ કહ્યુ

હ,—ત્યારે તો નવી સાડી પહેરી છે, તેમા કે—' રતુએ મશ્કરીમા કહ્યુ

સાડી છે તો સારી', કુમુદ વચ્ચે પુરાયા અને સાથે અર્થસૂચક ઉમેર્યું કે, "પણ મારી સાડીના જેવી જ છે એટલે કોઈ તો એમ જ જાણે કે મારી સાડી જોઈને જ એમણે લીધી"

'તમારી પાસે સાડી લાવવા જેટલા પૈસા એકઠા થાય તેના મહીનાઓ પહેલા મેં સાડી લીધી છે" નણંદે ગુસ્સામા કહ્યુ

"બસ, મહીના જ !" અજાયબી બતાવતા ભાભીજી બોલ્યા, 'કોર જોતા તો વર્ષોની જુની હોય એમ લાગે છે"

આગલી વાતમા બાળના આવનારાઓ આવી ગયા, અને ચહા તૈયાર થવાથી એ તકરાર તો આટલેથી જ પતી ચહા પીવા જતા જતા એક જણીને, શેતરજીની સાડી આવી,

ગુજરાતનો અર્વાચિન ઇતિહાસ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તેથી જરા ગોટાળો થયો, અને " મને લાડી નાખવાની ખાતર જ આગળ જનારીએ શેત-રંજી ઉંચી કરી " એમ તે બબડી પણ ચહા હરી બડે તો ખીકે કોઈએ તે વાત ઉપર ધ્યાન આપ્યુ નહી બધા ગોઠવાઈ જતા ચહા આવી, એટલે હુરિલાલ ખુરશીમા આવી જઈ બોલ્યા–" લ્યો, ચલાવો, હોસે હોસે જોઈયે તેટલી નાનખટાઈ ને ચહા લેજો હો શરમાશે તેનુ જશે "

" નાનાભાઈને કહેવાની કાંઈ જરૂર નથી," મસ્તીખોર રતુ બોલ્યો, " એમણે તો ચલાવ્યુ જ છે "

" એમણે સભ્યતા શિખવી જોઈએ " કોઈક ભાભીજી ગણગણ્યા, " બધાંને આવી રહે તે પહેલા પીવા મડી પડ્યા છે તે ?"

નાનાભાઈ બોલનાર ઉપર કરડી નજર કરી બોલ્યા, "હું કાંઈ તમારા બાપનુ ઓશીઆળુ ખાતો નથી મારા બાપને ઘેર છુ, ત્યાં મને ફાવશે તેમ ખાઈશ અને પીશ "

વાદળ ઘેરાતુ જોઈ તોફાનની આશાએ રતુ બોલ્યો, " નાનાભાઈ! તમે કેટલા પ્યાલા ચહા પી જાવ છો તે કાંઈ અમે ગણીએ છીયે કે!"

નાનાભાઈની પત્નીથી આ સાખી ન રહેવાયુ ને બોલ્યા, " રતુભાઈ! તમને એટલે સુધી ગણતા જ ક્યારે આવડે છે વળી?"

લડવાડ વધી પડવાના ભયથી હુરિલાલ વચ્ચે પડ્યા, અને કોઈક પહેલા મીઠા વિના દાળ કરેલી તેની વાત કરવા માડી, પણ કમનસીબે તેમના આ વખાણવાલાયક સંપ ફેલાવવાના પ્રયત્નને ફતેહ ન મળી કારણ કે હમણા જ નવા આવેલા મનુ ભાભીથી એક ફેરો એવી જ કાંઈ ભૂલચૂક થયેલી, એટલે તેમને લાગ્યુ કે સસરાજી મારી જ મશ્કરી કરે છે, તેથી બોલ્યા,–" આ નાનખટાઈમા જ કોઈને કાંઈ બાકી રહી ગયેલુ નથી લાગતુ ?"

" તમે બહુ ખાશો તો નાનખટાઈ પણ બાકી નહી રહે " નાનાભાઈએ અસભ્યતા દર્શાવી.

" જો "

બધાંને ઠંડા પાડવા વળી હુરિલાલને વચ્ચે કહેવુ પડ્યુ કે,—

" લ્યો હવે જવા દો તમારી માએ જ એ નાનખટાઈ બનાવી છે, એને જ પૂછોને કે અંદર શુ શુ નાખ્યુ છે "

"મનુ વહુએ કોઈ દહાડો સારી નાનખટાઈ દીઠી કે ખાધી હોય એમ લાગતુ નથી"–મા જરા છેડાઈને બોલ્યા

" હશે બા," મનુ વહુને ચટકો લાગવાથી બોલ્યા, "મે તો થોડા દિવસ ઉપર જ નાનાભાઈને ત્યા ખાધી છે "

નાનાભાઈનુ મો નાનખટાઈથી ભરેલુ હોવાથી આ મહેણાંનો જવાબ આપી શકે તેમ નહોતુ એટલે તેમના પત્નીશ્રી ગુલાબબાએ વાત ઉપાડી લીધી–" હે મનુબેન! મતિલાલ તે દહાડે ન્યાતમા ખૂબ ખાઈ માંદા પડ્યા હતા તે દિવસની વાત કરો છો ને ?"

મતિલાલ તાસકમા ચહા રેડી પીતા જતા હતા તેટલામા તેમનુ નામ આવી રીતે–પોતાના કાંઈ પણ વાંક વિના–નકામુ ઘસડી આણ્યુ જોઈ તેમણે તાસક જોસથી નીચે મુકી

તેથી થોડી ચહા શેતરજી ઉપર ઢાળાઈ બધાં તેમની તરફ કુતૂહલ દૃષ્ટિએ જોઈ રહ્યા તેથી તેઓ બોલ્યા –" મારે શરીરે તો ઘણુ યે સારૂ હતુ અને નાનાભાઈ શિવાય બીજા કોઇને ત્યા નોતરૂ હત તો હુ જરૂર જાત "

આ બધા વખત નાનાભાઇએ ડઝનએક નાનખટાઇઓ ખાવામા અને ઉસ્તાદી જવાબ આપવાના વિચારમાં ગાળ્યો પણ એટલી વારમા હરિલાલે વચ્ચે પડી ચતુરાઈથી વાતનુ વહાણુ ઓછા તોફાની દરીયામા હકાર્યું થોડી વાર સુધી બધુ ઠીક ઠીક ચાલ્યુ ચહા પુરી થતા કોઇએ લલિતાને ગાવાનુ કહ્યું તેણે ગાયુ તો ખરૂ પણ હરિલાલ શિવાય ન તો કોઇએ ઉપકાર માન્યો કે ન કોઇએ વા વા પુકારી ઉલટુ જાણે પોતે સંગીતશાસ્ત્રના મહાન અભ્યાસી હોય, અને લલિતાના બેસૂર ગાયનનો બચાવ કરતા હોય, તેમ એક નવનીતરાય નણદોઈ બોલી ઉઠયા –' હારમોનીયમ જરા બેસૂરૂ લાગે છે, તેથી જ લલિતાનો હાથ ખરોબર નહી બેઠો હોય–કેમ એમ જ ને લલિતા બેન !"

"હારમોનીયમ બેસૂરૂ હોઈ શકે જ નહી," હરિલાલ બોલ્યા, "ગઈ કાલે જ મે ગણા ખતરાવે બધા સૂર બરાબર મેળવ્યા છે

"પણ ત્યાર પછી તો લલિતાએ ગાયુ ખરૂ ને" નવનીતે મશ્કરી ચાલુ રાખી, " અને જુના હારમોનીયમ તો થોડી જ વારમા બેસૂરા થઈ જાય છે "

હરિલાલ તો આ મશ્કરી શાન્તિથી સાભળી રહ્યા, પણ નાનાભાઈ બાપનો અને બેનનો બચાવ કરવા જોસથી કૂદી પડયા–" જાવ મારા સાહેબ! તમે કયે દહાડે સગીતમા સમજો છો ? સારૂ હારમોનીયમ કેવુ હોય તેની તમને શી ખબર છે? લ્યો આ પાચ રૂપીયાની નોટ ટેબલપર મુકી સરત મારૂ છુ કે પીયેનો અને હારમોનીયમ વચ્ચેનો ફરક તમે જાણતા જ નથી "

" બસ પાચ જ રૂપઇડી,' નવનીતે સામો તાણો માર્યો, "છટ, એવી નાની પરચુરણીયા રકમ હુ પાસે રાખતો નથી "

નાનાભાઇનો મિજાસ હવે હાથથી ગયો, બોલ્યો વિના એકદમ ઉભા થઈ ગયો, અને જો કોઈ જરા પણ મન દેખાડે તો નવનીતનાં મો ઉપરનુ ફતેહનુ હસવુ મુકકી મારી દાબી દેવા સારૂ બાય ચડાવવા માંડી પણ તેમા જરા પણ ઉત્તેજન ન મળવાથી, બાપ તરફ ફરી બરાડ પાડી ઉઠયા કે–"જો અત્તર ઘડી આ માણસને ઘર છોડી જવાનુ નહી કહો તો હુ એને ઉચકીને બહાર ફેકી દઈશ "

આ તકરારથી મીજલસમા ભગાણ પડ્યુ, અને મારામારી સુધી વાત વધી પડવાની બીકે હરિલાલ અને તેમના પત્નીએ બધી મિત્રમડળીને ઉતાવળથી પાનસોપારી આપી વિદાય કરી

અપરાધી નવનીતે બારણુ જોસથી બધ કરીને જતા પહેલા છેલ્લુ વાગ્બાણ મૂકયુ કે "હુ આશા રાખુ છુ કે ફરીથી અમે મળીએ ત્યારે નાનાભાઈનો મિજાસ જરા વધારે નરમ બન્યો હોય " બીજાઓએ જતા જતા કાઈ પણ ન બોલવાની અસભ્યતા દર્શાવી, પણ જેઓ બોલ્યા તે એવુ બોલ્યા કે ન બોલનારા જ વધારે સભ્ય દેખાયા

---

# હિન્દુસ્તાનના પ્રાચીન ઈતિહાસનાં સાધનો.

લેખક-રા બકુલ.

હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ શૃખનાબદ્ધ રીતે લખાયલો મળી આવતો નથી ઈ સ ની ૧૮ મી સદીની અધવચ સુધીમા તે માટે યથાવિધ પ્રયત્નો સુદ્ધા થયેલા જણાયા નથી ઈ સ ૧૮૭૪ મા, સર્ વિલિયમ જોન્સના પ્રયત્નથી, એશિયા ખડના ઇતિહાસ, સાહિત્ય આદિ વિષયોની ગોવ ખોળને માટે કલકત્તામા "રૉયલ એશિઆટિક સોસાઇટી" ની પ્રથમ સ્થાપના થઈ અને ત્યારથી આપણે ત્યાના પ્રાચીન ઇતિહાસના સાધનોની શોધખોળ અને તેનો સગ્રહનુ કામ શરૂ થયુ અત્યાર સુધીમા ઘણાએક વિદ્વાનોના શ્રમથી અને નાં૦ સરકારની ઉદાર આશ્રય ઉત્તેજનવડે કેટલાએક સાધનો મળી આવ્યા છે તે સાધનો નીચેના મુખ્ય ચાર ભાગમા વ્હેચી શકાય તેમ છે—

(૧) આપણે ત્યાના પ્રાચીન પુસ્તકો

(૨) યુરોપ, ચીન, ટિબેટ અને સીલોનના લોકો તથા મુસનમાનોના લખેલા પુસ્તકો

(૩) પ્રાચીન શિલાલેખ અને તામ્રપત્રો

(૪) પ્રાચીન સિક્કા મુદ્રા અને શિલ્પ

## ૧. આપણે ત્યાના પ્રાચીન પુસ્તકો.

(अ) પુરાણો-આજ સુધીમા મળેલા પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ અને વિદેશીઓના લખેલા પ્રાચીન ગ્રથોમા, જે પ્રાચીન રાજાઓની વંશાવળીઓ નથી મળી શકતી તે, શ્રૃખનાબદ્ધ રીતે કેટલાક પુરાણોમાથી મળી આવે છે એટલે, આપણા અતિ પ્રાચીન ઇતિહાસને માટે તો ફક્ત પુરાણો જ સારી મદદ કરી શકે છે અગાડ પુરાણોમાથી વાયુ મત્સ્ય, વિષ્ણુ, બ્રહ્માડ અને શ્રીમદ્ ભાગવત એ પાચ પુરાણો, ઈતિહાસને માટે ખાસ ઉપયોગી છે કેમકે તેમા સૂર્ય, ચન્દ્ર, યાદવ, શિશુનાગ નદ, મૌર્ય સુઙ્ગ, કણ્વ, આન્ધ્રભૃત્ય આદિ વશોના રાજાઓની શૃખનાબદ્ધ વશાવળીઓ તથા કોઈક કોઈકના કઈક ચરિત્રો પણ મળી આવે છે, અને શિશુનાગ, નદ, મૌર્ય, સુગ, કણ્વ તથા આન્ધ્રભૃત્ય વશના રાજાઓમાથી ઘણુખરૂ દરેકના રાજ્યનો સમય તથા ઈ સ ના ચોથા સૈકામા રાજ કરનારા પ્રતાપી ગુપ્તવશ સુધીના રાજ્યવશોનો પત્તો પણ તેમાથી મળી આવે છે પણ તેમા ખામી એટલી છે કે, કોઈ સાલ સવત તેમા નથી આપેલી અને જુદા જુદા દેશ પર રાજ કરનારા કેટલાક સમકાલીન રાજવંશોને એક બીજાની પછી થયાનુ લખી દીધુ છે આવી સ્થિતિમા પુરાણોમા આપેલા બધા રાજાઓનો રાજ્યસમય બરોબર રીતે નક્કી કરવો મુશ્કેલ થઈ પડે છે જો કેટલાક પુરાણો કેટલીક વાર છપાયા છે તેમાથી સારી રીતે છપાયલા તો થોડા જ છે તેટલા માટે 'હાર્વર્ડ ઓરિએન્ટલ સીરીઝ'મા છપાયલા સસ્કૃત ગ્રથોની શૈલી પ્રમાણે તેમને સપાદિત થવાની ઇતિહાસને માટે ઘણી જરૂર છે

( આ ) રામાયણ અને મહાભારત—એમાં રઘુ અને કુરુ વંશોના વૃત્તાંત, જે ઉપલા પુરાણોમા સંક્ષેપમા લખેલા છે તે, વિસ્તારથી મળી આવે છે અને તે લખાયાના સમયની આ દેશની દશા, લોકોની સામાન્ય સ્થિતિ અને યુદ્ધપ્રણાલિ આદિ કેટલીક અગત્યની વાતોની ખબર પણ તેમાથી સારી રીતે મળી શકે છે

( ઇ ) રાજતરંગિણી—બરોબર ઐતિહાસિક રીતે લખાયલો આપણે ત્યા ફક્ત આ જ એક ગ્રંથ છે, એમા કાશ્મિરનો ઇતિહાસ છે તેનો પ્રથમ ખંડ અમાત્ય ચંપકના પુત્ર કલ્હણ પંડિતે ઈ સ ૧૧૪૮ મા લખ્યો હતો એમા ગોનર્દ( પ્હેલા )થી લઈને સુસ્સલના પુત્ર જયસિંહ સુધીની હકીકત છે આ પુસ્તક ઇતિહાસને માટે ઘણુ જ ઉપયોગી છે કલ્હણે ત્યાના પ્હેલા રાજા ગોનર્દને ભારત-યુદ્ધના સમયમા અર્થાત્ કલિયુગ સંવત્ ૫૫૩ ( ઈ સ થી ૨૪૪૮ વર્ષ અગાઉ )મા હયાત થયેલો માની લીધો છે ( જે ખરી રીતે તે વખતથી ઘણો પાછળ થયો હતો. ) જેથી વખતનો મેળ લાવવા તેણે ( કલ્હણે ) કેટલાએક રાજાઓનો રાજ્યસમય વધારે લીધો છે તે એટલે સુધી કે, રણાદિત્ય( તુજીન ૩ જા ) નુ તો તેણે ૩૦૦ વર્ષ રાજ્ય કર્યું, એમ લખી દીધુ છે કલ્હણના લેખ પ્રમાણે પ્રસિદ્ધ મૌર્યવંશી રાજા અશોકનો સમય તેના ખરા સમયથી લગભગ ૧૦૦૦ વર્ષ પ્હેલા અને મિહિરકુલ( હૂણ )ના ૧૧૦૦ થી ઘણા વરસ આગળ માનવો પડે છે આવી સ્થિતિમા કેકટિક વંશના આગના રાજાઓનો રાજત્વકાલ જે તેણે માન્યો છે તે, વિશ્વાસયોગ્ય માની શકાતો નથી

હિન્દુસ્તાનના બીજા દેશો કરતાં કાશ્મિરમા ઇતિહાસને માટે વધારે પ્રેમ હતો એથી કરીને ત્યાના વતનીઓએ પોતાના દેશનો ઇતિહાસ શૃંખલાબદ્ધ રીતે લખી રાખ્યો છે ઈ સ ૧૧૪૨ મા જોનરાજ નામના પંડિતે રાજ-તરંગિણીનો ૨ જો ખંડ લખ્યો હતો. એમા જ્યાથી કલ્હણે અધુરુ રાખ્યુ હતુ ત્યાથી શરૂ કરીને પોતાના સમય સુધીનો ઇતિહાસ તેણે આપ્યો છે આ( ૨ જા ખંડ )મા જયસિંહથી લઈને કોટારાણી સુધીના ( જેની સાથે કાશ્મિરના હિંદુ રાજ્યની સમાપ્તિ થઈ ) હિંદુ રાજકર્તાઓની અને તેમની પછી મુસલમાનોની હકીકત આપી છે જોનરાજની પછી, તેમના શિષ્ય શ્રીવર પંડિતે ઈ સ ૧૪૭૭ મા રાજ-તરંગિણીનો ૩ જો ખંડ લખ્યો હતો, અને તેની પછી પ્રાજ્ય ભટ્ટે ૪ ખંડ લખીને અકબરના કાશ્મિર-વિજય સુધીનો વૃત્તાંત પૂરો કર્યો હતો રાજ-તરંગિણીના એ ચારે ખંડ પ્હેલા કલકત્તામા, એશિઆટિક સોસાઇટીએ છપાવ્યા હતા ત્યાર પછી ઈ સ ૧૮૯૨ મા ડૉક્ટર સ્ટેઈને ( *M A Stein Ph D* ) કલ્હણરચિત પ્હેલો ખંડ ઘણી શુદ્ધતા સાથે મુબાઈમા છપાવ્યો હતો ત્યાર પછી ફરી પાછા એ ચારે ખંડ પંડિત દુર્ગાપ્રસાદ ( મહા મહોપાધ્યાય ) જયપુરવાળાએ તથા ( તેમના મૃત્યુ પછી ) પ્રોફેસર પીટર્સને મુબાઈની સંસ્કૃત સીરીઝમા પ્રસિદ્ધ કર્યા હતા

( ઈ ) ઐતિહાસિક કાવ્યો વગેરે —

પુરાણોમા ઈ સ. ની ત્રીજી સદીની લગભગ સુધીમા રાજ્ય કરનારા રાજવંશોની વંશાવલીઓ મળી શકે છે એની પછી ઈ સ ના છઠ્ઠા સૈકા સુધીના રાજાઓનો કોઈ પણ નિશ્ચિત

ઇતિહાસ આપણે ત્યા મળી આવતો નથી ત્યાર પછી, ઈ સ ની સાતમી સદીમા તથા તેની પછી, વખતોવખત કેટલાએક ઐતિહાસિક કાવ્યો, નાટકો, ચરિતો વગેરેના ગ્રથો લખાયા હતા. તેમાથી પણ કાંઈક કાંઈક ઐતિહાસિક હકીકત મળી આવે છે એવા પુસ્તકોમાથી. નીચે લખેલા ગ્રથો સુપ્રસિદ્ધ છે

## ( ૧ ) હર્ષ ચરિત —

આ એક ગદ્ય કાવ્ય છે જે, પ્રસિદ્ધ વિદ્વાન બાણભટ્ટ કે જે કનોજ અને થાણેશ્વરના પ્રસિદ્ધ વશ્ય વંશી રાજા હર્ષ(હર્ષવર્ધન)નો આશ્રિત હતો તેણે, ઈ સ ના સાતમા સૈકાના પૂર્વાર્ધમા રચ્યુ હતુ એમા ઉક્ત વશના રાજા પ્રભાકરવર્દ્ધન, તેના પુત્ર રાજ્યવર્દ્ધન તથા હર્ષ અને પુત્રી રાજ્યશ્રીનો વૃત્તાત છે આ પુસ્તક મૌખરી વશીઓના પ્રાચીન ઇતિહાસમા પણ કંઈક સહાયતા આપે છે કેમકે તે, રાજ્યશ્રીના લગ્ન મૌખરી રાજા અવતિવર્માના જ્યેષ્ઠ પુત્ર ગ્રહવર્માની સાથે થવાની તથા તેના (ગ્રહવર્માના) માર્યા ગયાની હકીકત આપે છે આ પુસ્તકમા બાણભટ્ટે પોતે સાભળેલી નહિ પણ પોતાના વખતમા પોતાની આગળ બની બનેલી બીનાઓની હકીકત આપી છે તેમા હર્ષના જન્મનો મહિનો પક્ષ, તિથિ, નક્ષત્ર અને સમય સુદ્ધા આપ્યો છે, પરતુ સવત નથી આપ્યો આ પુસ્તક મુબાઈ (નિર્ણય સાગર પ્રેસ)મા છપાયુ છે

( ૨ ) ગૌડ વહો —આ પ્રાકૃત ભાષાનુ એક કાવ્ય છે ઈ સ.ના આઠમા સૈકાના પૂર્વાર્દ્ધમા કવિ વાક્પતિરાજે તે રચ્યુ હતુ આ વાક્પતિરાજ, કનોજના (મૌખરી) રાજા યશોવર્માનો આશ્રિત હતો આ પુસ્તકમા એ રાજા યશોવર્માનુ ગૌડ ઉપર ચડાઈ કર્યાનુ તથા ત્યાના રાજાને માર્યાનુ વર્ણન છે વાક્પતિરાજે ઐતિહાસિક હકીકત લખતા લખતા એટલે સુધી બેદરકારી રાખી છે કે, યશોવર્માના પિતાના વશનુ નામ સરખુ પણ નથી આપ્યુ આવી દશામા, આ કાવ્ય મ્હોટુ છતા પણ, ઈતિહાસમા તે ઘણી થોડી જ મદદ આપે છે આ પુસ્તક મુબાઈની સસ્કૃત સીરીઝમા છપાઈ ગયુ છે

( ૩ ) મુદ્રારાક્ષસ નાટક —આ નાટકમા મૌર્ય વશી રાજા ચદ્રગુપ્તને રાજ્ય મળ્યાનો વૃત્તાત છે રાજા અવતિવર્માના સમયમા ઈ સ ૮૫૦ ની લગભગમા વિશાખ દત્ત પંડિતે, ગુણાઢ્યરચિત બૃહત્કથાને આધારે તે રચ્યુ હતુ મુબાઈની સસ્કૃત સીરીઝમા આ પુસ્તક પ્રકટ થયુ છે

( ૪ ) નવ સાહસાકચરિત —આ કાવ્યમા વાક્પતિરાજ( પ્હેલા )થી સિધુરાજ સુધીના માળવાના પરમાર રાજાઓની નામાવલી તથા થોડીએક ઐતિહાસિક હકીકત છે સિધુરાજ( નવ સાહસાક )ના રાજસમયમા પદ્મગુપ્ત પરિમલ કવિએ ઈ સ ૧,૦૦૦ની લગભગમા આ પુસ્તક રચ્યુ હતુ પુસ્તક મ્હોટુ હોવા છતા, ઐતિહાસિક હકીકત એમા ઘણી થોડી છે મુબાઈની સસ્કૃત સીરીઝમા આ પુસ્તક છપાઈ ગયુ છે

( ૫ ) વિક્રમાંક દેવચરિત —આ કાવ્યમા તૈલપથી લઈને વિક્રમાદિત્ય (છઠ્ઠા) સુધીના કલ્યાણ( નિઝામ રાજ્યમા )ના સોલકિઓની હકીકત વિસ્તારપૂર્વક મળી શકે છે.

ઇ સ ની અગિયારમી શતાબ્દીના અંતની લગભગમાં, પ્રસિદ્ધ કાશ્મીરી પંડિત બિલ્હણે તે રચ્યું હતું મુંબાઈની સંસ્કૃત સીરીઝમાં પ્રસિદ્ધ થઈ ગયું છે

(૫) રામચરિત—આ કાવ્યમાં બંગાળના પાલવંશી રાજા રામપાલનો વૃત્તાન્ત છે ઇ સ ની બારમી શતાબ્દીના આરંભની લગભગમાં, રામપાલના સંધિવિગ્રહિક પ્રજાપતિ નંદીના પુત્ર સંધ્યાકર નંદીએ તે લખ્યું હતું આ કાવ્ય દ્વયર્થી છે, તેથી તેનો આશય રામપાલ અને રઘુકુલતિલક રામચંદ્ર એ બન્નેના સંબંધમાં ઘટાવી શકાય છે, હજી સુધી એ છપાયું નથી

(૭) દ્વયાશ્રય કાવ્ય—પ્રસિદ્ધ જૈન આચાર્ય હેમચંદ્રે (હેમાચાર્યે) ઈ સ ૧૧૫૦ ની લગભગમાં આ કાવ્ય રચ્યું હતું એમાં તેમના ગ્રંથના સિદ્ધહૈમ નામના સંસ્કૃત વ્યાકરણના સૂત્રોના ક્રમશ ઉદાહરણ અને ગુજરાતના સોલંકી રાજા મૂળરાજથી લઈને સિદ્ધરાજ (જયસિંહ) સુધીનો ઇતિહાસ છે એમાં બન્ને આશયો સાથે હોવાને લીધે એનું નામ દ્વયાશ્રય રાખવામાં આવ્યું છે આ કાવ્ય ભટ્ટિકાવ્યની શૈલીનું છે હજી સુધી એ છપાયું નથી

(૮) કુમારપાલ ચરિત્ર—આ એક પ્રાકૃત ભાષાનું કાવ્ય છે, જે ઉપર આવી ગએલા હેમચંદ્રજીએ ઇ સ ૧૧૫૦ ની લગભગમાં રચ્યું હતું એમાં તેમના ગ્રંથના પ્રાકૃત વ્યાકરણના સૂત્રોનાં ઉદાહરણ અને ગુજરાતના સોલંકી રાજા કુમારપાલનો ઇતિહાસ છે મુંબાઈની સંસ્કૃત સીરીઝમાં એ છપાઈ ગયું છે

—અપૂર્ણ

# પ્રાયશ્ચિત્ત.

લેખક–રા હરખજી મૂળજી વ્યાસ.

બાળસુખનો લ્હાવો લેવાની બહુ જ ઉત્કંઠાવાળી શોભા તેના આરાધનનાં જન્મ વખતે જ, મારાથી હમેશને માટે વિદાય થઈ શોકના તીવ્ર વેગથી મારા સુખનો સુરજ મને આથમતો જણાયો. શોકના ગાઢ અન્ધકારમા ભાન ભૂલી ગયો. ક્યારે શુદ્ધિમા આવ્યો તે કહી શકતો નથી શોકનો વેગ કંઈક ધીમો પડતા મનને લાગ્યુ કે શોભા પોતાનુ બાલધન મારા જ હાથમા સમર્પિ ગઈ છે તે માતાવ્હોણા બાળકનો હુ પિતા ! તેના–બાળકના–તરફના કર્તવ્યમા જરાક પણ ત્રુટી થતા, શોભાનો અમર આત્મા શુ કહેશે ? શુ ધારશે ? બાળક જે શોભાનુ સ્મૃતિસિદ્ધ છે, તે જાણે તેનુ જ નાનુ સ્વરૂપ !!

જે દિવસે તે દશ વાસા–દિવસ–ના બાળકને તેડી છાતી સરસુ ધર્યું, તે જ દિવસથી મને તેણે વાત્સલ્યસ્નેહના એવા બધનથી બાધી લીધો છે, કે તેની ચિતા સિવાય બીજા કશાને માગ મનમા સ્થાન મળ્યુ નથી મારી ઑફિસના કાર્ય સિવાયનો સઘળો સમય હુ તેના સાથે જ ગાળતો બાળકને લઇને જેટલો સમય બેસતો તેટલો વખત હૃદયને કંઈ વિરલ શાતિ વળતી જાણે તે જ મારા દગ્ધ હૃદયનો શીતળ લેપ !!

મારી વૃદ્ધા માતાને હુ એકનુ એક જ સતાન છુ માતા વહુના વિયોગના આસુ લુછી બાળકની સેવામા રોકાઈ બાળક! જે માતાની પણ અનેક કામનાનુ ધન, કેટના યજ્ઞ, યાગ, વ્રત, ઉપવાસ, દાન, ધર્મ, દોરા, ધાગા, વહુ પાસે કરાવેલા !! રૂડા દિવસો જોવાની કેટલી લાલસા !!! તે સઘળા પ્રયત્નના ફળ રૂપે માતાએ આ બાળકનુ મુખ જોયુ હતુ પોતાના સઘળા કામ છોડી માતા બાળસેવામા લીન થયા તે એટલે સુધી કે તેમની દેવસેવામા પણ ભગાણુ પડ્યુ અમે–માતાપુત્રે બાળકનુ નામ 'સ્મૃતિદેવી' રાખ્યુ

પડોસીઓ અમારા દુ ખમા સહાનુભૂતિ દર્શાવવાને, અમારે ત્યા આવતા ત્યારે કહેતા " આ અભાગણી છોકરીએ આવતા આવતા જ માને ખાધી " માતા આ સાભળીને ધ્રુજી જતાં. કસાણે મ્હોએ, બાળકને છાતી સાથે ચાપતા, કહેતા "એમ ન બોલો, એ બિચારી માના સુખથી વચિત રહી, તેમા એનો શો દોષ ?" પડોસી મુખ ફેરવી ચાલ્યા જતા

આત્મીય સ્વજન, બધુબાધવ, બધા મને ફરી લગ્ન કરવા આગ્રહ કરવા લાગ્યા હુ તે વાત સાભળી કંપી ઉઠતો, કંઈ ઉત્તર આપતો નહિ ફરી વિવાહ ? અરે! આ જીવનના મોજ-શોખ સુખવૈભવ સર્વને શોભાની સાથે તેની ચિતામા સમર્પ્યા હુ ફરી લગ્ન કરી લોકોના હાસ્યનુ પાત્ર બનુ ? આશ્ચર્ય છે કે માતાએ કદી પણ ફરી લગ્નનો ઉચ્ચાર સરખોએ કર્યો ન હતો 'સ્મૃતિ' મારી ચિરજીવ હો, ફરી લગ્નનુ મારે પ્રયોજન શુ ? સ્મૃતિ ક્રમે ક્રમે બાળપણનુ એકેક પગથીઉ ચઢવા લાગી તેના શરીરને મનનો વિકાસ જોઈ હૃદય આનદથી ઉભરાવા લાગ્યુ છ માસની ઉમરે તેણે 'બાપા' 'બાપા' બોલવાનો આરભ કર્યો 'સ્મૃતિના મુખના

મહર્ષિ રાનાડેનુ જીવનચરિત્ર રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

પ્રથમ શબ્દોએ મારા કાનમાં અમૃત સિંચ્યુ આઠ માસની ઉમરે જ્યારે તેણે પ્રથમ વાર 'મા' શબ્દ ઉચ્ચાર્યો તે દિવસ મારા જીવનની એક વિષમ પરીક્ષાના દિવસ તરીકે પસાર થયો. 'માતા' વ્હેણીને 'માતા' શબ્દથી સંબોધતી સાંભળીને અમારા આત્મામા દયાના વ્હેણ વ્હેવા લાગ્યા સ્મૃતિને છાતી સાથે ચાંપી ચક્ષુએ શ્રાવણ રેડ્યો માતાએ પાલવે મુખ લુંછ્યુ, અને નાની સ્મૃતિ! આંખો વિકસાવી કેટલીક વાર સુધી મારા સામુ જોઈ રહી પોતાના નાનકડા રૂપાળા હાથ લાંબા કરી અશ્રુબિંદુઓ નાજુક આંગળીઓ વડે લુંછવા લાગી

સ્મૃતિ જ્યારે તેના નાનકડા ગોળગોળ હાથ ફેરવી ચન્દ્રમા સામે ધરવા લાગી—ચન્દ્રમા થતા થવા લાગી—ત્યારે અમારા—માતાપુત્રના—આનંદની સીમા ન રહી કોઈ કોઈ વાર મને લાગતુ 'આવા પુત્રી-રત્નના પિતાને બીજુ સાંસારિક દુ:ખ શુ?'

બરાબર એક વર્ષની વયે સ્મૃતિ ચાલતા શીખી પ્રથમ ઉભા થતા થતા, પડતા પડતા, બે એક પગલા ચાલી, ગર્વભરી દૃષ્ટિએ મારા તરફ જોતી, અને મુખ મલકાવી મંદમંદ હસતી ત્યારે દોડતો જઈ હુ તેને ઉંચકી લેતો બોચી ઉપર બોચી કરી ગભરાવી નાખતો, તે બાહુમાંથી છુટી કૌતુક ભરી હસતી

(૨)

ત્રીજી વર્ષની થઈ ત્યારે મા એકાએક સાત દિવસના તાવમા, મને એકલો અટુલો છોડી ચાલ્યા ગયા મૃત્યુ પહેલા મારો હાથ પકડી બોલ્યા – 'બાપુ! તને આગળ એક વાર કહ્યુ નથી આજ છેલ્લી આજ્ઞા કરૂ છુ હવે લગ્ન કરજે તુ પુરૂષમાણસ બાળકોને કેમ ઉછેરવા તે કશુએ જાણે નહિ કોઈ ભલવંશની સુશીલ કન્યા જોઈ વિવાહ કરજે" મારે શો ઉત્તર આપવો તે સુઝ્યુ નહિ નિરૂત્તર જ રહ્યો માએ ફરી કહ્યુ—"ચુપ કેમ રહ્યો? મારી અંતિમ માગણી શુ નહિ સ્વીકારે? મારે ગળે હાથ મુકી પ્રતિજ્ઞા કર વિવાહ કરીશ" માની આંખે અશ્રુ કંઠે છેલ્લો શ્વાસ માતાની ચરણરજ માથે ચડાવી બોલ્યો—"મા! પ્રયત્ન કરીશ, આશીર્વાદ આપ' માતુ મુખ પ્રફુલ્લ થયુ માથા ઉપર હાથ મૂકી આશીર્વાદ આપ્યો—"બાપુ સુખી થા' તે જ દિવસે સધ્યાકાળે તુળસી તળે હરિનામ ઉચરતા ઉચરતા માએ પ્રાણ ત્યાગ કર્યો

માતા શુ છે, તે આ જીવનમા આજ માતાના વિયોગે જણાયુ બાળપણમા પિતાજી ગયા ત્યારના માતા જ સર્વસ્વ, માતા વિના આજ હુ અનાથ! અસહાય!!

વ્યવહારમા અજાણ, પગને પગલે દુ:ખ પગલે પગલે અડચણો!! અત્યારે સર્વ મારે જ કરવાનુ, આવડતને અભાવે સર્વ કઈ ઉલટુ જ થાય ઘટતી સરભરાને અભાવે સ્મૃતિને બહુ દુ:ખ થવા લાગ્યુ હજુ માનો અંતિમ આદેશ પાલન નહોતો કર્યો માતા સમક્ષ પ્રતિજ્ઞા[૧] કરી હતી—'પ્રયત્ન કરીશ' મનમા યુદ્ધ ચાલવા લાગ્યુ પરતુ નિર્ણય—હારજિત—થઈ શકયો નહિ જ્યારે જ્યારે ફરી લગ્ન કરવાનો વિચાર થતો, ત્યારે અંતઃકરણ કંપી ઉઠતુ શોભા પ્રત્યે વિશ્વાસઘાત? ધિક્ક આઠ વર્ષ પર્યંતના સેવા, ભક્તિ અને પ્રેમનો શુ આ જ બદલો?

૧ પુરાતન દિલ્હી રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

માના મરણ પછી વર્ષેક દિવસે સ્મૃતિની હાલત ચિંતાજનક થઈ પડી - તેના મુખ ઉપર હાસ્ય નહિ, શરીર સ્ફુર્તિ નહિ, દિવસે દિવસે તે મ્લાન થવા લાગી હું યથાસાધ્ય ઉપાયો કરતો, પણ સઘળું પરિણામ રહિત તે દિવસે દિવસે વધારે સુકાવા લાગી સુમારે હાડપિંજર થઈ ગઈ દુખી થઈને ડાક્ટરને બોલાવ્યો ડાક્ટર સાહેબ તપાસી બોલ્યા -" કંઈ રોગ નથી, સારી રીતે ખવરાવવા પીવરાવવાની સભાળ રાખો, એટલે સારૂ થઈ જશે " અનેક ઔષધો અને પથ્યની વ્યવસ્થા થઈ, પરતુ પથ્ય શુ કરે ? યત્નપૂર્વક સઘળુ હુ મારી જાતે તૈયાર કરતો, છતા સ્મૃતિને સારૂ થયુ નહિ સ્મૃતિને મોસાળે લઈ જવા તેની માતામહી બહુ બહુ કહેવા લાગ્યા, પરતુ તેને અળગી રાખવી એ મારે માટે અસભવિત હતુ સસારમા સ્મૃતિ સિવાય મારૂ કોણ ? સ્મૃતિ જ મારૂ સર્વસ્વ !

સ્નેની અન્તિમ આજ્ઞા યાદ આવી તે શબ્દો સાભર્યા -" તુ પુરૂષ માણસ સતાનપાલનમા શુ જાણે " સત્ય વાત તે આ જ સુકોમળ નારીહસ્ત સિવાય એ કોમળ બાળ-પુષ્પની ખીલવણી અન્ય કોઇને પણ સાધ્ય નથી સ્મૃતિના મુખ સામુ જોઈ મનનો દ્વિધા ભાવ કાઢી નાખી, નિર્ણય પર આવ્યો મનમા મનમા શોભાને ઉદ્દેશી બોલ્યો -" દેવિ ! માફ કરજે તારી સ્મૃતિ સિવાય આ હૃદયમા અન્યને સ્થાન નથી તારા સ્નેહધનના મુખ સામુ જોઈ, આ કાર્ય માટે પ્રવૃત્ત થવુ પડે છે "

સતાનસ્નેહમા મુગ્ધ હુ, એક વાર વિચારી ન શક્યો, કે બદના વિના સેવા ગ્રહણ કરવી એ મહા પાપ છે

એક આત્મીયની પાસે મનોભાવ જણાવ્યો, તેણે ઉત્સાહપૂર્વક મારી પીઠ થાબડી કહ્યુ - " આનુ નામ તે બુદ્ધિમત્તા ! ગૃહિણી વિના શુ ગૃહ હોય ? નહિ પોતાને સુખ, નહિ આત્મીયની અનુકૂળતા !' મે કઈ ઉત્તર આપ્યો નહિ, ગભીર થઈ બેસી રહ્યો મારા અતઃકરણમા ઉત્સાહનો અશ પણ ન હતો

કેટલાક દિવસ પછી બધુએ કહ્યુ -" તારે યોગ્ય એક પાત્રની શોધ કરી છે કન્યા પ્રકાશની ભત્રીજી છે તેઓ અત્યત ગરીબ છે, તે આપણે જાણીએ છીએ પરતુ તને તે સબધે કઈ વાધો નથી કન્યા દેખાવમા અતિ રૂપાળી નથી, તો પણ તેને કોઈ કદરૂપી કહી શકે તેમ નથી મોટી વયની, ધીરજ વાળી, નમ્ર અને સેવાપરાયણ છે જોકે તે હજુ પદર વર્ષની છે, છતા પોતાના નાના ભાઈભાડુને એવા યત્નપૂર્વક સભાળે છે, કે તેની વાત નહિ ! મારા ધારવા પ્રમાણે એ કન્યા તારે યોગ્ય પત્ની અને સ્મૃતિને યોગ્ય માતા થશે તુ ચાહે તો આપણે એક દિવસ કન્યાને જોઇ આવીએ "

મે કહ્યુ -" કન્યા જોવા જવાનુ કઈ પ્રયોજન નથી તે કહ્યુ તે પુરતુ છે, તુ બધી ગોઠવણુ કર વિલબ થવો ન જોઇએ" મારો આગ્રહ જોઈ મિત્ર મુખ મલકાવી હસ્યો, જાણે મનમા બોલ્યો -" હમણા શુ, હુ તો પહેલેથી જ ધારતો હતો "

બેકનનુ જીવનચરિત્ર રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કપની મુબાઈ

તે પછી શરદ્‌ની એક નિર્મળ સધ્યાએ હૃદયના ભાર સહિત જીવનના એ મહાન પરિવર્તન માટે યાત્રા કરી ભૂતકાળનો તે પ્રસગ યાદ આવ્યો યૌવનના પ્રભાતમા જે માગંલિક દિવસે, વાદ્ય અને ગીતના મધુર ધ્વનિ વચ્ચે શોભાને વરવા શોભાયાત્રા કરી તેજ એક દિવસ અને આજે એક દિવસ ! તપ્ત અશ્રુના બે બિંદુઓ ટપકી પડયા

( ૩ )

ઉમા વિષે સુધીરે જે કઈ કહ્યુ હતુ તે જ પ્રમાણે તેના કર્તવ્યમા પણ જણાયુ પર ણીને લાવ્યો તે જ દિવસે સ્મૃતિને તેના ખોળામા મૂકી કહ્યુ – "ઉમા ! આ જ એક માત્ર મારા સ્નેહનુ અવલબન, આની સભાળ રાખજે સ્મૃતિ-વ્યતીત મારા જીવનમા કઈ નથી" ઉમાએ કઈ પણ બોલ્યા વિના મારા પગની રજ મસ્તકે ચડાવી

વળતા દિવસથી જ તે મારી અને સ્મૃતિની સેવામા ગુથાઈ પ્રાત કાળથી સધ્યાકાળ પર્યંત અમારી–પિતાપુત્રની સેવામા પોતાનો વખત ગાળતી સ્મૃતિ વખતો વખત રાત્રે રડતી ઉમા તે વખતે તેને છાતી સરસી ચાપી, તેડીને આખી રાત ફેરવતી સ્મૃતિ થોડા જ સમય મા ઉમાની અત્યત ભક્ત થઈ પડી તે સારો દિવસ "બા" "બા" કરી તેની પાછળ પાછળ ફરતી લાડની, અને લાડમા આવી જીદ્દ કરી ભોય પર આળોટી પડતી ઉમા તેની સામાજિક વિડબના છતા તેને ખોળામા બેસાડી વારવાર ચુબન કરતી છ માસની અદર મારા ઘરની શોભા પાછી ફરી, સ્મૃતિની મુખશ્રી પણ પછી ફરી

ઉમા, તેના આ સતત પ્રયત્નના પ્રતિદાન તરીકે મારી પાસેથી કઈ જ મેળવી શકી નહતી મારી અને સ્મૃતિની સેવા ઉઠાવવામા તે તેના કર્તવ્ય કરતા કઈક વિશેષ કરે છે, એમ એક દિવસ હુ સમજી શક્યો નહિ ઉલટુ હુ મનથી માનતો–"ઘર અને સ્મૃતિની સભાળ માટે તો તેને હુ લાવ્યો છુ, નહિ તો ફરી વિવાહનુ શુ પ્રયોજન હતુ ?" તેના કાર્યથી સતોષ માની કૃતજ્ઞ થવુ તો દૂર રહ્યુ પરતુ કોઈ કોઈ વાર સ્મૃતિની ખાતર તેનો તિરસ્કાર કરતા રે ખચાતો નહિ તે કઈ જ બોલતી નહિ માત્ર તેની, મોટી મોટી આખો અશ્રુથી ભરાઈ જતી તેની આખમા આસુ જોઈ હુ વધારે ગુસ્સે થતો, મનમાં વિચારતો કે, "એમ અશ્રુપાત કરી મારુ હૃદય પીગળાવી, તે શોભાનુ સ્થાન મેળવવા ચેષ્ટા કરે છે સારો દિવસ પરિશ્રમ કરી, રાત્રે પગચપી કરતા કરતા હુ ઉંઘ્યા પછી, પથારીને બીજે છેડે સ્મૃતિની બાજુમા તે સુતી સ્મૃતિ મારી બાજુએ ન હોય તો મને નિદ્રા આવતી નહિ

આમ બે વર્ષ પસાર થયા તે બે વરસમા હુ ક્યી કહી શકતો કે કોઈ વાર પણ મેં એને આદરથી બોલાવી હોય કે પાસે બેસાડી હોય તે મારી આ ઉદાસીનતા વગર બોલ્યે સહન કરતી હતી, એટલુ જ નહિ પણ એક દિવસે તેણે તે સબધી મને કંઈ કહ્યુ નથી તો પણ આટલુ તો ખરૂ કે તેના મુખ ઉપર કદી હાસ્યની ઉર્મીઓ ઉછળતી નહિ અને આમ મ્લાન મુખે ફરતી જોઈ મને લાગણી ઉદ્‌ભવી ન હતી ઘરમા પૈસાનો તોટો ન હતો તેને અન્નવસ્ત્રનો અભાવ ન હતો ગૃહમા દાસદાસીની તાણ ન હતી શારીરિક મોજશોખની વસ્તુઓ અપાવવામા મેં

પથારીવશ હોવા છતા પોતાના પિતા દ્વારા સ્મૃતિના સમાચાર લખાવતી હું પણ વખતો વખત પત્રે લખતો તેમા તેનુ મન પ્રફુલ્લ રાખવાનુ લખના ભૂલ્યો ન હતો મૂર્ખ હું ? સમજી ન શક્યો કે અનાદર અને ઉપેક્ષાથી જેનુ હૃદય તનતલ થઈ કપાઈ ગયુ હોય તે પ્રફુલ્લ શી રીતે થઈ શકે ? કેવળ ઔષધ, પથ્ય અને પૈસાના વ્યયથી શુ ભગ્ન હૃદય સધાય ? '

( ૫ )

એક દિવસે પ્રસગવશાત્ ઉમાની ટ્રક ઉઘાડી તેના એક ખુણામા એક નાની નોધપોથી જોઈ સહજ પાનુ ઉઘડતા " મનની વાત—શ્રીમતી ઉમાદેવી " એમ લખેલુ જોયુ કૌતુહલ આવેશથી અટક્યુ નહિ એક આગમ ખુરસીમા પડી " મનની વાત " વાચવી શરૂ કરી લગ્ન પછી ના છ સાત માસ વીત્યા પછી, પોતાના મનોભાવ આમા નિપિબદ્ધ કરવા તેણે શરૂ કર્યા હતા પૃષ્ટે પૃષ્ટે હત ભાગિનીની મર્મવેદના અને નિરાશા મૂર્તિમતિ થઈ ઉઠે છે, તેમાંનો કોઈ કોઈ ભાગ અને ઉદ્ધૃત નહિ કરવાનુ સલોભળ સ્ત્રીની શક્તો નથી

પ્રતિપદા, વૈશાખ ૧૯૭૦ '

" મારા પ્રભુ ! તમને કેટલા આવુ છુ, તે કેવી રીતે જણાવુ ? તમે જ મારૂ સર્વસ્વ. તમારા ચરણોમા સ્થાન પામી સ્ત્રીજન્મ સફળ કર્યો છે પરતુ દુખ એટલુ જ કે એક નિસેય તમારુ હસતુ મુખ જોઈ શકી નહિ આ હતભાગિનીને પરણી સુખી થશો નહિ. મારૂ કર્તવ્ય પાલન કરવાના સકડો પ્રયત્નો કરુ છુ, પરતુ લાગે છે કે યથારીતિ થયુ નથી નહિ તો નુ એક પણ સતોષનુ ચિહ્ન જોઈ શકત નહિ ? દયામય ! મને મનુષ્યત્વ આપ કે જેથી મારા સ્વામીને હું સુખી કરી શકુ "

સુદ ૧૦ આષાઢ ૧૯૭૦

" મેં સત્ય જાણ્યુ મારા દેવ મારા ઉપર પ્રસન્ન થઈ શકશે નહિ, તેના હૃદયમા મારે માટે સ્થાન નથી, તે અન્યના સ્મરણોથી પૂર્ણ મારી પૂજાથી પણ તે સતુષ્ટ નથી, દયાળુ પ્રભુ ! મનને બળ આપ, કે જેથી મારા કર્તવ્યનુ પાલન હુ કરી શકુ પ્રભુ ! એવી શક્તિ આપ કે મનની જ્વાળાથી સ્વામી પ્રત્યેના કે માતાહીન શિશુ તરફના કર્તવ્યથી ભ્રષ્ટ ન થાઉ "

વદ ૧ આષાઢ ૧૯૭૦

"પ્રાણેશ્વર ! આ દુખણીને નહિ ચાહી શકો ? જો ચાહી શકો તેમ ન હતુ, તો સ્વીકારી શા માટે ? તમને શો દોષ દેવો ? મારા જ નસીબનો દોષ શાન્તિદાતા ભગવાન ! મારૂ હૃદય ઘણુ નિર્બળ, તે સહજ તૂટી જશે, હૃદયને બળ આપ પ્રભુ !"

પુર્ણિમા, શ્રાવણ ૧૯૭૦

" જે સુખ સસારમા મારે માટે સરજાયલુ નથી, તેને માટે હૃદય આટલુ કેમ તલસે છે ? ન મળવાથી આટલુ દુખ શા માટે ? સ્વામીનો પ્રેમ આ જન્મે મેળવી શકી નહિ—જે મળી શકે તેમ નથી જ—તેને માટે આટલી આકાક્ષા કેમ ? મગળમય પરમેશ્વર ! મારા હૃદયમા બળ સચાર કર, કે તે તૂટી પડે નહિ "



સ્નેહના સરોવરે,

ચિત્રકાર-રા દમનલાલ "હમે એકાન્તમા નેત્રો, ભરી અમૃત જીવનમા" —કૉપીરાઈટ.

સુ૦ ૧૦ આશ્વિન ૧૯૭૦

"આજ મારા લગ્નને વર્ષ પુરૂ થયુ મારા દેવને તે યાદ પણ નથી. ક્યાથી હોય? હુ તેની કોણ? હે પરલોકવાસીની! તુ જ ખરી ભાગ્યશાલી? સ્વામીનો સકળ પ્રેમ નિઃશેષ ભોગવ્યો અરે! તારો દોષ શો? મે પૂર્વજન્મે અનેક પાપ કર્યા હશે, માટે જ આ દુઃખ? મારી અવસ્થા જોઈને તને સુખ થાય છે કે દુઃખ તે તો કોણ જાણે? તારા સ્નેહધનને તો હુ છાતીસમુ રાખુ છુ ત્યારે દોષ શો? જો કઈ અપરાધ હોય તો તેનુ હરઘડીમા કરશુ પ્રાયશ્ચિત્ત કરવાને-ખમવાને તૈયાર છુ પરતુ શો અપરાધ કહેશો? કરૂણાનિધિ! રસ્તો બતાવ"

પ્રતિપદા કાર્તિક ૧૯૭૧

"ભગવાન! ભગવાન! સહન થતુ નથી આ વ્યર્થ સ્ત્રીજન્મ હવે સહન થઈ શકતો નથી શા અપરાધ માટે આ શિક્ષા? હરી! હે પ્રભુ? મન સયમ કરવાને એટલો પ્રયત્ન કરૂ છુ કે હૃદય ફાટી જાય છે પ્રભુ! તારી દુખી કન્યાને હૃદયે બળ સચાર કર, ક્ષમા કર!"

સુ૦ અષ્ટમી ફાગણ ૧૯૭૧

"છ માસ સુધી આવો આકરો પ્રયત્ન કરતાયે મનને શીખામણ આપી શકી નથી મનને હજુયે હાથમા રાખી શકુ પણ શરીર હવે ભાર ખમી શકતુ નહિ તે તનતન થઈ તુટતુ જાય છે ધિક્! ધિક્! એટલું એ મોઆમરા નહિ? વૃથા મનુષ્ય, મનુષ્યજન્મ! પિતાશ્રી પાસેથી સાભળ્યુ છે કે દયામય પ્રભુ આપણી પરીક્ષા કરવા દુખ નાખે છે મરી જામા નિવૃત્તી ન થઈએ તો બીજે જન્મેયે એના એ દુઃખ! અને એના એ કષ્ટ! હુ બહુ પાપી તે જાણી શકતી નથી આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે મનમા કઈ લાવવુ નહિ. પિતાએ આપેલુ સર્વ શિક્ષણ શુ વ્યર્થ જશે?"

સુદ ૧૪ જ્યેષ્ઠ ૧૯૭૧

"પતિના પાણી રાખી! હે વિશ્વનાથ! મારી પ્રાર્થના શુ પૂર્ણ નહિ કરે? તુ જો બળ નહિ આપે, તો તે ક્યાથી મળશે? પ્રભો! મારા દેવ પ્રસન્ન થાઓ વા ન થાઓ મારા હૃદયની પૂજા હુ તેમને અર્પીશ, તે ગ્રહણ કરે તો ઠીક, ન કરે તોપણ ફીકર નહિ બદલાની આશા વિના જે દાન કરે તેના જીવનને ધન્ય. સેવા કરવી એ જ સ્ત્રીજીવનનુ સુખ છે એ મારે ભૂલવું ન જોઈએ"

સુ૦ ૭ ભાદ્રપ૦ ૧૯૭૧

ના! આ જીવનમા આથી વધારે મનુષ્યત્વ મેળવવાની આશા નથી કોઈ રીતે મનનુ સમાધાન થતુ નથી અત મરણ તુટી જાય છે-સાથે સાથે શરીર પણ કેટલાક દિવસથી રાત્રે તાવ આવે છે શરીર બહુ અશક્ત જણાય છે હે અબા મા! ચરણોમાં સ્થાન આપ"

સુ૦ ૩ કાર્તિક ૧૯૭૨

"કાલ મારા જીવનમા એક મહા ફેરફાર બન્યો ગઈ રાત્રે સ્વામીસેવા-જપી-કરતા કરતા ત્યા જ ઉંઘી ગઈ સહસા ઓચિતે કોમળ સ્પર્શ અનુભવી જાગી ઉઠી જોયુ તો સ્વામી-નાથ મન્દ-મારી સામે જ જોઈ રહ્યા છે આ કુરૂપાના અધરે અધરનો સ્પર્શ કરાવી મારો

સ્ત્રીજન્મ સાર્થ કર્યા પરમેશ્વરે શરીર ગળી ઉઠ્યું, હૃદયનો વેગ સહન નહિ થવાથી તેના ચરણોમાં પડી, તે ચરણો વારંવાર ચુમ્યા આવું સુખ હું મારા ભાગ્યમાં છે?"

પૂર્ણિમા, કાર્તિક ૧૯૭૨

'મારા દેવ! મારા સર્વસ્વ! આ શું કર્યું? જે મનને અતિ કષ્ટે સંયમની લગામ ચઢાવી હતી, તેને ક્ષણિક કરુણા બતાવી શા માટે ખોલી દીધી? તમારો કંઈ અપરાધ ક્યાં હતો? જો ફરી પૂર્વ પ્રમાણે જ વર્તન રાખવું હતું તો તે દિવસે શા માટે અભાગણી પ્રતિ એટલી દયા દેખાડી? આ વખતે હૃદય ફાટી જશે નારીહૃદયનું આ શા ખેલ માંડ્યા છે? હવે સહન થશે નહિ હૃદયમાં બળતો અગ્નિ ઝટ ઝટ ફરી સકળ લોહી ભસ્મ કરી નાખે છે દયામય ભગવાન્! આ વખત મરણ આપ પ્રભુ! આ વ્યર્થ જીવનનો ભાર લઈ વધારે અસહ્ય અસાધ્ય છે'

આગળ વાંચી શક્યો નહિ આંસુથી આંખો ભરાઈ ગઈ મનનો ભાર અન્યને નહિ જણાવતા, ઓછો કરવા માટે તેણે આ રસ્તો લીધો છે અહો! સ્ત્રીહૃદય આટલું કોમળ! આટલું સુંદર! એ સુંદરતાને હું પગની લાતે મારું છું અને, સ્વાર્થપરાયણ હૃદયહીન હું મહાપાપ કરું છું એમ ન સમજ્યો આમ એક સ્ત્રીજીવન વ્યર્થ કરવાનો મને શો અધિકાર છે? મારે લીધે જ તે આજે મૃત્યુ મુખે પડી છે અરે હું અત્યાચારી જ નહિ પણ હત્યારો જેનું સ્મરણ હૃદયમાં રાખી મેં આવોર પાપ કર્યું તે પણ પરલોકમાંથી મારા તરફ ધિક્કાર વર્ષાવતી નહિ હોય? અરે બસ! હવે મારી આંખો ઉઘડી છે અવશિષ્ટ જીવનમાં હું મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ જે પ્રેમ અને આદરના અભાવે ઉમા આજ મૃત્યુશય્યાએ પડી છે તેનાથી વતગણું પ્રેમ—આ? તેને મૃત્યુમુખમાંથી બચાવવાના પ્રયત્ન કરીશ, જોઈશ

કેટલો વખત સ્તબ્ધ રહ્યો તે જાણતો નથી નોકરના બોલાવવાથી સ્તબ્ધતા તૂટી તારનો પટાવાળો આવ્યો છે હાંફળોફાંફળો ટેલીગ્રામ લઈ જોઉં છું તો શ્વશુર તરફથી જ આવેલો "એકાએક ઉમાની તબીયત વધારે બગડી છે, તમને જોવાને ઇચ્છે છે, એકદમ આવો" કાગળ હાથમાંથી પડી ગયો હું પડતો હતો તે નોકરે બાથમાં પકડી લીધો અહીંથી જ મારા પ્રાયશ્ચિત્તનો આરંભ!

રાતની કલકત્તા મેઈલમાં નીકળ્યો સ્ટેશને ઉતરી ટાંગો કરી બંગલે ગયો, બંગલા પાસે આવતા આવતા જ મારા સાસુજીનો હૃદયભેદક રુદનધ્વનિ મારે કાને પડ્યો બંગલામાં જતા જતા વરંડામાં જ બેસી ગયો હાય ભગવાન! પગે પડી ક્ષમા યાચવાનો, મેળવવાનો અવસર મળ્યો નહિ!!!

અનાદૃત, ઉપેક્ષિત પુષ્પ હૃદયહીનના પાપનિશ્વાસથી અકાળે કરમાઈ ખરી પડ્યું

સ્મૃતિને તેના મોસાળમાં મૂકી, મન શાંત કરવા, હું યાત્રાએ નીકળ્યો કંઈ દેશદેશાન્તર ફર્યો પણ હૃદયમાં બળતી ચિંતાનો અગ્નિ હોલાયો નથી હાય! દેવિ! પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનોયે પ્રસંગ આપ્યો નહિ! ચિરકાળ પશ્ચાત્તાપમાં મને બળતો રાખીને ચાલી ગઈ *

*બંગાળી ઉપરથી

# ગ્રન્થાવલોકન.

૧. ચિત્રરામાયણ—પ્રયોજક અને ચિત્રકાર, સંસ્થાન ઔન્ધના શ્રીમન્ત ભવાનરાવ શ્રીનિવાસરાવ પંડિત ઉર્ફે બાળાસાહેબ પંત પ્રતિનિધિ, બી એ , મૂલ્ય રૂ ૧૨–૦–૦

આપણા દેશમાં ઉંચા પ્રકારની ચિત્રકળા નથી, એવી એક બહુ ન્યર્થ ગાળી ફરિઆદ ઘણી દિશા તરફથી રજુ કરવામા આવે છે દક્ષિણી ચિત્રકારો દેશના અન્ય ચિત્રકારો કરતાં વધારે સારી ચિત્રકળા રજૂ કરે છે, અને તેમ નહિ તો પણ એક રીતે સારા પ્રમાણમા સારૂં દાક્ષિણ્ય દર્શાવે છે એ કથન વધારે સત્યતાળુ છે એમા શક નથી ગુર્જરમાથી તો ચિત્રકલાએ રૂસણું લીધુ છે અને નવીન યુગમાંથે જે કોઈ એકાદ બે વિરલ દ્રષ્ટાન્તો પ્રજા સમક્ષ રજૂ થયા છે તેમનામા તેમને આગળ આવવાની ભૂખ નથી કિંતુ પરમાર્થ વૃત્તિએ દક્ષિણી ચિત્રકારોને પ્રસિદ્ધિમા આણ્યા છે એ આપણા ગુર્જર ચિત્રકારાએ ભૂલવા જેવુ નથી

ચિત્રરામાયણનું પુસ્તક એકરીતે ઘણુ ઉપયોગી છે તેમા ત્રણ રંગમા છાપેલા સાઠ સુંદર અને અતિ મનોહર ચિત્રો ખાસ પ્રસગો તારવી કાઢીને રજૂ કર્યાં છે રામાયણના ૭ કાણ્ડમાથી ઘણા ઔચિત્ય ભાવથી ભિન્નભિન્ન પ્રસગો શોધી કાઢીને શ્રીમાન્ બાળાસાહેબે તે પ્રત્યેક પ્રસંગને ઘણી જ નાજુક અને મનોહર પિછીથી ચિત્રી ઉત્તમ ચિત્રકળાનુ આપણને દર્શન કરાવ્યુ છે પ્રસગોની તારવણી પણ એટલી જ સુરમ્ય અને મનોહર છે

ચિત્રોમા ઘણી જ ઉત્તમ રીતિએ ભાવદર્શન રજૂ કરવામા આવ્યુ છે, એટલુ જ નહિ પણ ક્વચિત્ ક્વચિત્ તો એ ચિત્રોની ભૂમિકાઓ અને એ ચિત્રોના નિરૂપણ એટના તો સુ દર અને તાદશ લાગે છે કે પુરાણના એ સમયનુ આપણે સારૂ ભાન કરાવે છે નવીન મુખાકૃતિઓ કે અંગ્રેજી ચ્હેરાઓ ઉપર આપણા પોષાક પહેરાવીને રામલક્ષ્મણના રૂપ દેખાડતા આ ચ્હેરા નથી, પરન્તુ અહિં સ્વાભાવિક તેમના દર્શન થઈ શકે છે

પુસ્તકનુ મૂલ્ય પાતળા પણ ગ્લેઝ સારા કાગળો વાપરીને વધારે ઓછું થઈ શકત અને તે રીતે પુસ્તકના સૌન્દર્યમા કોઈ રીતની ઉણપ ના લાગત, એમ અમારૂં દઢ માનવું છે અમને આશા છે કે પુસ્તકની દ્વિતીય આવૃત્તિ વખતે શ્રીમન્ત બાળાસાહેબ આ તરફ વધારે ધ્યાન આપશે અને આવા પુસ્તકો લોકગમ્ય થાય તે તરફ પણ જરા વધારે લક્ષ્ય આપશે તો પુસ્તકનો ફેલાવો વધારે સારો થવાના પ્રત્યેક માર્ગ ખુલ્લા છે

એકદર રીતે જોતા આ પુસ્તકને હરેક ગુજરાતી પુસ્તકશાળાઓએ તેમ જ શ્રીમન્ત વર્ગે ઉત્તેજન આપવાની અગત્ય છે શ્રીમન્ત બાળાસાહેબના આ સ્તુતિપાત્ર સાહસને માટે અમે તેમને અત કરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ

૨. ગો.

---

૨. બગ-ભાષોપદેશિકા. પ્રથમ ભાગ, મૂલ્ય-૦-૧૦-૦, કર્તા-પંડિત વાડીલાલ ડાહ્યાભાઈ, શ્રી કાશી

ભારત વર્ષની વર્તમાન ભાષાઓમા બગાળી ભાષાનું સાહિત્ય વિપુલ, સમૃદ્ધ અને વિવિધ પ્રકારનુ છે આજ વર્ષો થયા એ સાહિત્યના ગ્રથોના ભાષાંતરો આપણી ભાષામા થયા કરે છે નારાયણ હેમચદ્રે શરૂ કરેલો પ્રવાહ દિવસે દિવસે વધતો જાય છે આમ છતા બગાળી લિપિ જૂદી હોવાથી શીખનારને શિક્ષકની જરૂર પડતી હિદી મારફત બગાળી શીખવાનું પુસ્તક છપાવાથી કેટલીક રીતે સગવડ થઈ હતી તો પણ ગુજરાતી મારફત બગાળી શીખવે એવા પુસ્તકની ખોટ રહી જ હતી રા રા નર્મદાશકર બાળાશકર પંડ્યાએ (સુરતવાળા) એવુ એક પુસ્તક તૈયાર પણ કર્યું હતુ અને કલકત્તે છાપવા મોકલ્યુ હતુ પણ કેટલાક કારણોસર તે પ્રસિદ્ધ થયુ નથી પરતુ હાલમા એ ખોટ કાશીમા વસતા ગુજરાતી જૈન પડિત વાડીલાલ ડાહ્યાભાઈએ બગ ભાષોપદેશિકાનો પ્રથમ ભાગ પ્રગટ કરી દૂર કરી છે આનદની વાત છે કે એમણે ઉક્ત ગ્રથનો બીજો ભાગ અને બગાળી-ગુજરાતી કોષ પણ તૈયાર કર્યા છે આથી ગુજરાતીઓને બગાલી ભાષાનો અભ્યાસ કરવાનુ અને બગાળી સાહિત્યનો સહવાસ સેવવાનુ સુગમ થશે જેમની શક્તિ અને વૃત્તિ બગાળી સાહિત્યના રત્નોને ગુજરાતી ભાષામા લાવવાની હશે તેમને પણ આ ગ્રથો મદદગાર થશે પડિત વાડીલાલના ગ્રથને આ રીતે વધાવીએ છીએ તેમ જ પરદેશમા રહ્યા છતા પોતાની જન્મભાષાની સેવા કરવા ખાતર પણ એઓ ધન્યવાદને પાત્ર છે

અમે આખો ગ્રથ વાચ્યો છે પ્રારભકની સર્વે જરૂરિયાત એનાથી પૂરાય છે અને મુશ્કેલીઓ દૂર થાય છે ગ્રથની રચના એવી સારી કરવામા આવી છે કે બગાળી શીખવામા હવે પ્રયત્નાર્થ રહે એવુ નથી જેઓ ઓછુવત્તુ બગાળી શીખી ગમે તેમ ભાષાતરો કરવા માડે છે તેઓ આ ગ્રથની મદદથી પોતાનુ જ્ઞાન વધારે સગીન કરશે અને પોતાના ભાષાતરોને વધારે ખરા અને શુદ્ધ કરશે તો પડિત વાડીલાલનો પ્રયત્ન કૃતકૃત્ય થશે

બગાળી વ્યાકરણના ઘણા પ્રશ્નો અટપટા છે અને તે સર્વેનુ નિરાકરણ આ ગ્રથમા નથી, તેથી વખતે આરૂઢ અભ્યાસીઓને આ ગ્રથથી અસતોષ થવાનો સભવ છે પણ અમને આશા છે કે, પડિતજી બીજા ભાગમા વ્યાકરણ, અને રૂઢિ(*idiom*)ના ફૂટ પ્રશ્નો સરળતાથી ચર્ચશે જે ઉચા ભાષાપ્રેમ અને દેશપ્રેમથી પડિતજીએ આ સેવા કરી છે તે સેવાનો ગુજરાત ઉચિત સત્કાર કરશે, એટલી વિનતિ કરી વિરમીએ છીએ

૨. વા.

છે. અને રસાયણવિદ્યા કુદરતના ઉંડા ભેદો તારવે છે, અનેક મિશ્રતત્ત્વો અમુક નિયમો પ્રમાણે જોડાઈ જગતની ન્હાના પ્રકારની વસ્તુઓ બનાવે છે પંચમહાભૂતોના જેવા-મૂળતત્ત્વો કીયા કીયા છે તે રસાયણવિદ્યા તારવી આપે છે હવા, પ્રવાહી પદાર્થો, નક્કર વસ્તુઓ તથા શરીર અને વનસ્પતિ તથા ખનીજ પદાર્થો શેના શેના બનેલા છે તેનુ પ્રયોગ સહિત જ્ઞાન રસાયણ વિદ્યા આપે છે સૃષ્ટિનાં મૂળતત્ત્વો, મૂળતત્ત્વોના અણુઓ, અણુઓના પરમાણુઓ અને પરમાણુઓના ઈલિક્ટ્રોન્સ, વળી ત્યાથી પણ આગળ ઇલેક્ટ્રોન્સની રચના અને તે ઉપરથી મૂળ-તત્ત્વોની એકતા તથા કેહેવાતા સ્થૂલ પદાર્થ માત્રની માયા આ બધુ જ્ઞાન રસાયણવિદ્યા દ્વારા અને પદાર્થવિજ્ઞાન દ્વારા મેળવાય છે ડૉક્ટર થનારને આ ઉપરાંત વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીવિદ્યા, જંતુવિદ્યા વગેરે વિષયો પણ શીખવા પડે છે

આટલી વિદ્યાઓ શીખ્યા બાદ રોગો શાથી થાય છે, શરીરના કીયા કીયા ભાગમા કેવા કેવા બગાડથી અમુક અમુક રોગો ઉત્પન્ન થાય છે, વગેરે બાબતો શીખવાની હોય છે રોગોની પરીક્ષાનુ શાસ્ત્ર (પેથોલોજી) એ વૈદકનો એક ભાગ ગણાય છે અને દવાઓના ગુણદોષ-એનુ રાસાયણિક પૃથક્કરણ વનસ્પતિશાસ્ત્ર પ્રમાણે વર્ગીકરણ, શરીરના અમુક અમુક ભાગો પર દવાઓની અને વસ્તુઓની અસરો અને તેના કારણો વગેરે જેમા સમજાવ્યા હોય છે તેવી ઔષધોપચારવિદ્યા (મેટીરીયા મેડીકા અને થેરાપ્યુ ટીક્સ) એ વૈદક શાસ્ત્રનો બીજો વિભાગ છે

આ બધા ઉપરથી સહજ ખ્યાલ આવશે કે રોગોની પરીક્ષાનુ શાસ્ત્ર અથવા ચિકિત્સા-શાસ્ત્ર પ્રમાણે રોગો પારખ્યા બાદ એના કારણો સમજી ઔષધો કેવી રીતે કામ કરશે તે વિચારી પછી દવાઓ આપવામા આવે છે એમા ઉટાગ નથી, જાદુ નથી "મેલી વિદ્યા" જેવુ કશુ નથી એ વિદ્યાના ખોટા નામ નીચે ઊંટ વૈદ્યો, લોભીયા લોકો અને લુચ્ચા માણસો ગપ્પા મારી વગર સમજે માણસોના અમૂલ્ય શરીરોપર ભયકર પ્રયોગો કરે તો એમા શુદ્ધ વૈદક વિદ્યાનો દોષ નથી મનુષ્યનુ જ્ઞાન હજી સપૂર્ણ દશાએ પ્હોચ્યુ નથી, તે પ્રમાણે વૈદકવિદ્યામા પણ ન્યૂનતાઓ છે પરન્તુ જે જે વિષયોમા પૂરી ખબર પડી નથી હોતી તે પ્રામાણિકપણે વૈદક શાસ્ત્ર કબૂલ કરે છે આડંબર કે અસત્ય ખરા શાસ્ત્રમા રહી શકતા નથી

હાલના વૈદકશાસ્ત્રે, જે જે દવાઓ નક્કી કરી છે તે ગોઠવાયા પેહેલા હજારો પ્રયોગ-શાળાઓમા લાખ્ખો પ્રાણીઓપર તરેહ તરેહ વારના પ્રયોગો થયેલા છે અનેક તરહેના પ્રત્યક્ષ પ્રમાણથી એકેક એક દવાના ગુણ, કાર્ય કરવાની રીતો, શરીરપર થતી અસરો વગેરે તારવવામા આવ્યુ છે

ડૉ. શ્રદ્ધાનંદે આ રીતે, દવાઓના ગુણદોષ તારવવામા અને ઔષધોપચારવિદ્યાની ખીલવણી કરવામા ઘણો ભાગ લીધો છે નોકરી મળી કે તરત જ એમણે પોતાની જાત ઉપર અને બીજા પ્રાણીઓપર ઘણી દવાઓના પ્રયોગો ચલાવ્યા, રાસાયણિક શોધખોળ માટે પ્રયોગ-શાળાઓમા ઘણો વખત ગાળ્યો અને ત્યાર બાદ એ શોધોને લગતા પુસ્તકો પણ પ્રસિદ્ધ કર્યાં.

પહેલીથી જ એમનુ લક્ષ્ય પાચનક્રિયા, નરીરતી અન્નના પ્રવાહીઓ અને હૃદયની ક્રિયા એટલી બાબતોપર ખાસ દોરાતુ હતુ, અને આ જ વિષયોને લગતી ઘણી નવી શોધખોળો એમણે કરેલી છે

ઈ સ ૧૮૮૫ મા એમનુ 'ઓસડો તૈયાર કરવા સબધી, દવાઓના ગુણદોષ સબધી અને કેવા રોગોપર કેવી દવાઓ આપવી ' એ વિષયને લગતુ એક મ્હોટુ પુસ્તક બ્હાર પડયુ એ પુસ્તક એટલુ બધુ વખણાયુ કે એની ઘણી આવૃત્તિઓ લડન અને અમેરિકામા પ્રસિદ્ધ થયેલી છે, એટલુ જ નહીં, પણ ફ્રાન્સ, ઈટલી, સ્પેઈન, અને જર્મનીની ભાષાઓમા પણ એના ભાષાન્તરો થયા છે



મર્હુમ સર ટી. લૉડર બ્રન્ટન.

આ પુસ્તકથી વિજ્ઞાન શાસ્ત્રના શોધકોમા અને વિચારકોમા એમને બહુ ઉચ્ચ સ્થાન મળ્યુ અને "દવાઓના ગુણદોષ"ની ચર્ચામાથી "તન્દુરસ્ત શરીરપર જુદા જુદા પદાર્થોની અસરો નો વિષય છુટો પાડી એને લગતી ખાસ શોધખોળ જૂદી ચલાવવી, એમ નક્કી કરવામા આવ્યુ તન્દુરસ્ત શરીર પર દવાઓની ક્રિયાઓ કેવી થાય છે, તે જુદી તારવવાનુ માન ડૉ. લૉડર બ્રન્ટનને ઘટે છે એમનુ શિક્ષણ સ્પષ્ટ અને સરળ બની રહેતુ અને આવા ગુણ બાબતપરથી વાડ કરી દેખાડતા છેલ્લી સમાચારિક શોધખોળો સુધીનો અપૂર્વ સમાવેશ એમના ભાષણોમા આવે છતા સમજવામા જરાએ હરકત પડે નહીં, એવી એમની શૈલી હતી

દવાઓની મેળવણી કરવા બાબત એમણે બહુ જ ખુલાસાદાર સમજણ પાડેલી છે અને આમા તેમ જ બીજા વિષયોમા પ્રમાણભૂત પુસ્તકોના એમણે જે આધાર લીધા છે પણ પુષ્કળ છે -

ઈ સ ૧૮૮૧ મા એમણે રૉયલ કૉલેજ ઑફ ફીઝીશીઅન્સ આગળ આ જ વિષયને લગતુ એક ઉત્તમ ઇનામી ભાષણ આપ્યુ ૧૮૮૯મા બીજુ આપ્યુ અને "લૅન્સેટ" નામના સુપ્રસિદ્ધ વૈદક માસિકમા પુષ્કળ લેખો પ્રસિદ્ધ કર્યા ૧૮૯૭મા "દવાઓની અસરો" એ વિષે પુસ્તક બ્હાર પાડ્યુ અને પછીથી "પાચનક્રિયાના વિકારો" અને "લોહી ફરવાના રોગો અને તેમના ઇલાજો" અનુક્રમે બ્હાર પાડ્યા આ પુસ્તકોથી ડાકતરોને અને વૈદક વિદ્યાના અભ્યાસીઓને બહુ જ લાભ થયો

ત્યાર બાદ "ડીજીટેલીસ" (એક જાતની વનસ્પતિ), "સ્ટ્રીકનાઈન" (ઝેરકચોળાનુ સત્ત્વ), "કેફીન" (બુદદાણાનુ સત્ત્વ) વચ્છનાગ અને "નાઈટ્રાઇટસ" (નાઇટ્રોજનના ક્ષારો) ની હૃદયપર અને લોહીની નળીઓ પરની અસરો એ બાબતની સપૂર્ણ શોધખોળો કરી અને એ વિષયનુ સાહિત્ય બ્હાર પાડ્યુ

વૈદકવિદ્યામા પોતાના ખાસ વિષયને લગતા ઘણા જાહેર ભાષણો, નિબધો અને પુસ્તકો સબધી એમની પ્રવૃત્તિ ઉપર જણાવી પરન્તુ પોતાના ખાસ અભ્યાસ ઉપરાત પ્રજાની નીતિ સુધારવાના, આરોગ્યને લગતા અને કસરત સબધી વિષયોપર પણ એમણે ઘણુ ધ્યાન આપ્યુ હતુ સાધારણ રીતે એમ મનાય છે કે ડાકટર લોકો અને વિજ્ઞાનશાસ્ત્રીઓ નાસ્તિક હોય છે, પરન્તુ ડૉ. બ્રટન એ માન્યતા ખોટી પાડે છે શરીરવિદ્યાના ઉડા અભ્યાસથી એ ધાર્મિક વૃત્તિના બન્યા હતા અને એમની એ વૃત્તિ એમના ઘણા લખાણોમા જોવામા આવે છે એક વિદ્વાન પુરુષનુ વચન છે કે નાસ્તિક માણસને એક આખની રચના બતાવો અને એ આસ્તિક થઈ જશે હવે જો માત્ર આખ જોવાથી આસ્તિક થવાય તો આખુ મનુષ્યશરીર, બહુ બારીકાઈથી જેણે અનેક રીતે જોયુ છે, એની સુવ્યવસ્થા, સુન્દરતા અને ભવ્યતાનો ઉંડો વિચાર કર્યો છે, તે નાસ્તિક કેમ રહી શકે?

ઇ સ ૧૮૮૯મા એ હિન્દુસ્તાન આવ્યા હતા અને હૈદ્રાબાદના નિઝામે એમને (શસ્ત્રક્રિયા વખતે બેભાન કરી નાખવાના કામમા વપરાય છે તે) "ક્લોરોફૉર્મ" સબધી શોધખોળનુ કામ સોપ્યુ હતુ તે વખતે ૧૫,૦૦૦ રૂપીયા તો એમને ફીના મળ્યા હતા, અને એ રહ્યા ત્યા સુધી નામદાર નિઝામના જ પરોણા તરીકે રહ્યા હતા તેમ છતા એ શોધખોળનુ કઈ નિશ્ચિત પરિણામ આપ્યુ ન્હોતુ

ધીમે ધીમે ડૉ બ્રટનની કીર્તિ ઘણી વધી એમના દેશમા એમના જેવા સલાહ લેવા લાયક દાક્તર બીજા કોઇ પણ ગણાતા ન્હોતા તેથી પગાર ઉપરાત એમની ખાનગી કમાણી પણ ઘણી વધી ગઈ હતી છતા પુણ્યના કામોમા એ ઘણો વખત ગાળતા ગરીબ દરદીઓની સભાળ લેવામા અને વિદ્યાર્થીઓને ભણાવવામા એમને બહુ રસ પડતો

ઊંડી શોધક બુદ્ધિને લીધે દવાખાનાના દરદીઓનુ કામ એમને બીલકુલ ફાવતુ ન્હોતુ. ચિકિત્સા કરવામા અને દવા ગોઠવવામા એ એટલા બધા ઉંડા ઉતરી જતા કે એમના કરતા તદ્દન ઓછી શક્તિના પણ વધારે વ્યવહારકુશળ ડાકતરો એ કામ એમનાથી વધારે સારૂ

ફરતા એમદ ચિન્હ કે નકામી જેવી દરદીની એકા ફરીયાદ પર એ બહુ જ ધ્યાન આપતા અને પછી એ ઉપર જ મનન કરવા બેસતા પરિણામે આવી વિદ્વત્તાને લીધે રોગ પારખવામા તો એમની તેજસ્વી બુદ્ધિ સફળ થયા વગર રેહેતી નહીં, પરન્તુ રોગ પારખ્યા પછી પણ દરદીને ઘણુ કરવાનુ રેહે છે, તે એમનાથી ભુલાઇ જતુ

જ્યા જુદા જુદા દુખ દાયક ચિન્હો જ ધ્યાનમા લઈને રોગોનુ નિદાન કરવાનુ હોય છે અને તે તે ચિન્હોના કારણ તાગી બધબેસ્તી દવાઓ ગોઠવવાની હોય છે, એવા રોગોમાં તો એમની વિદ્વત્તા ઝળકી ઉઠતી

એમની વક્તૃત્વશક્તિ સારી હતી અને ભાષણકર્તા તરીકે એમના શિષ્યોમા તેમ જ જાહેર પ્રસગોએ લોકોમા એમના બહુ જ વખાણ થતા હતા એમના ઉત્તમ ઉત્તમ પુસ્તકો એમણે સ્થળે સ્થળે આપેલા ભાષણોપરથી જ તૈયાર થયેલા છે જે વિષયપર એ ભાષણ કરતા તે બહુ જ રસિક અને મ્હોટા કરી શકતા એમના ભાષણોમા દૃષ્ટાંતો પ્રયોગો અને પોતાના અનુભવની ખરી બીનાઓ ઘણી આવતી તેથી ઘણી વિદ્વત્તાવાળા છતા એમના ભાષણો શુદ્ધ થઈ જતા ન્હોતા નિયમિતપણુ તો એમનામા એટલુ બધુ હતુ કે ઘડીયાળના કાંટાની માફક વખતસર એ કામપર આવી જતા ભાષણનો વખત થયો કે કલાસ પાસે કે સભાસ્થાન પાસે વિષય બરાબર તૈયાર કરીને એ આવ્યા જ હોય

ધધાના ગુણો ઉપરાત-દુખી લોકો તરફ લાગણી અને વળી જ ઉદારતા—એ બે, એમના મુખ્ય ગુણો હતા દરદીઓ તરફ એ અતિશય પ્રેમાળ વૃત્તિ રાખતા અને તેથી દરદીઓની પણ એમની તરફ અતિશય ભક્તિ રહેતી બીજા કોઈ નામ્તરે એમના જેટલો વખત, પૈસો તન કે મન લોકહિત સારૂ ગાળ્યા નહીં હોય !

પ્રજાસમસ્તના આરોગ્યને માટે, શાળાઓની સુખાકારીમા અને યુવકવર્ગને લશ્કરી તાલીમ અપાવવાની હિલચાલમા એમણે ઘણો વખત ગાળ્યો છે ધધાની શોધખોળને અંગે યુરોપખડ અને ખાસ કરીને જર્મનીના સગમા એ ઘણા આવ્યા હતા, તેથી યુરોપનુ રાજકીય વાતાવરણ એ બરાબર પારખી શકયા હતા જર્મની અને ઇગ્લડને મહાન વિગ્રહમા જરૂર ઉતરવુ પડશે, એમ ઘણા વખતથી એ સમજ્યા હતા અને તેથી જ પ્રજાસમસ્તને લડાઈમા ઉતારવાનો ફરજીઆત લશ્કરી કાયદો કરાવવા, એ બહુ ઉત્સુક હતા

ઈ સ ૧૯૧૫ ના ઓગસ્ટમા આપણા હાલના સેનાધિપતિ સર ડોઘલાસ હેગે, બ્રન્ટનના ઉપર એક કાગળ લખેલો તેમા લખ્યુ હતુ કે —

"તમે અને મ્હે, આ લડાઈ નક્કી થવાની એવુ ભવિષ્ય ભાખી એ વિષે ઘણી વાતો કરેલી છે અને આપણે બન્ને જણે પોતપોતાના ક્ષેત્રમા એને વિષે બની શકે એટલી તૈયારીઓ કરી છે "

ડો. મીચલ બ્રુસ જેની "મેટીરીયામેડીકા એન્ડ થેરાપ્યુટિક્સ" અહીંની વૈદક શાળા પાઠશાળાઓમા ઘણો વખત પાઠ્ય પુસ્તક તરીકે રહેલી તે ડો. બ્રન્ટનના સબધમાં લખે છે કે —

"નમ્રતા, પ્રીતિભાવ અને સ્વાર્થત્યાગમા એમના જેવો કોઈ માણસ મ્હે જોયો નથી સ્વભાવે હસમૂખા, શુદ્ધ અત કરણપૂર્વક કામ કરનારા અને બહુ જ ગભીર પ્રકૃતિના હતા બાઈબલની કથાઓ અને સ્કૉટલૅન્ડના લોકગીતોથી એમનુ બાળપણુ ઘડાયુ હતુ ખ્રિસ્તી શાસ્ત્રો ઘણાખરા એમને મ્હોડે હતા અને જરૂર પડે એના ફકરા બોલી જતા "સાયન્સ" અને ધર્મની એકરૂપતા કરવાના એમના પ્રયત્નો તો એના કે સનાકાળ યાદ રહી જશે ઘણા ચમત્કારોના ખુલાસા એ પદાર્થવિજ્ઞાન અને શરીરવિદ્યા મારફતે કરી આપતા અને સૃષ્ટિજ્ઞાન ત૫ એમનુ વર્તણ આસ્તિક માણસના જેવુ રહેતુ કોઈપણ બનાવ એમને આશ્ચર્ય લાગતો ન્હોતો સામાન્યમા સામાન્ય જણાતી ઘણી બાબતો એમને અર્થ પૂર્ણ લાગતી અને વિજ્ઞાનની કે શરીરવિદ્યાની ભાષા દ્વારા જ્યા એ બાબતોના એ ખુલાસા આપતા કે એમા અતિશય રસ વધી જતો હતો

વૈદક વિદ્યાને અગે એમણે જે શોધો કરી છે તેમા "ડીજીટેલીસ" નામની દવાની હૃદય અને લોહીની નળીઓપરની અસરો અને "અમીલ નાઈટ્રિસ"ની હૃત્ય*ના સૂળના રોગમાં અકસીરતા, એ બે મુખ્ય છે

હૃદયનુ સૂળ ચાલે છે તે વખતે શુદ્ધ લોહીની નળીઓ તગ થઈ ગયેલી હોય છે "એમીલનાઇટ્રસ"મા એવો ગુણ છે કે તે આ તગ નળીઓને એકદમ પ્હોળી કરી નાખે છે અને દરદીને તરત સૂળમાથી અને ગભરામણમાથી મુક્ત કરી નાખે છે મધુપ્રમેહ "ડાયાબીટીઝ"મા કાચુ માસ ખોરાક તરીકે આપવાની એમણે જે ભલામણ કરી છે, તેનુ પણ કારણ એ જ મુદ્દાપર–કે તે વખતે બીલકુલ સાકર વગરનો ખોરાક આપવો જોઇએ અને કાચા માંસમા સાકર બિલકુલ નથી

મેકફેડીન સાથેની શોધોમા એમણે સિદ્ધ કર્યું છે કે જે રોગો જતુઓ મારફતે ઉત્પન્ન થાય છે તે જતુઓ શરીરમા પ્રવેશ કર્યા બાદ એક જાતનુ ઝેર બનાવે છે અને એ ઝેરની મદદથી જે સ્થળે એ હોય છે તે ભાગને ખાઈ જાય છે, એટલુ જ નહીં પણ એક જાતના ઝેરથી શરીરનો નાશ કરવાનુ કામ સફળ ના થાય તો એ ઝેરનુ સ્વરૂપ બદલવાની અને એ બદલેલા ઝેરથી શરીરના તે ભાગનો નાશ કરવાની શક્તિ પણ આ જતુઓ ધરાવે છે જતુઓના આ ઝેરો મનુષ્યશરીરના રેસા તોડવામા કેવા કેવા કામો કરે છે તે એમણે શોધી કાઢ્યુ છે અને આ ઝેરોના નાશ કરવાની ઔષધિઓ પણ એમણે કટલીક શોધી છે

જીવનની શરૂઆતમા એમણે હૃદયનુ દબાણ દૂર કરવાના ઇલાજો શોધ્યા, અને પાછલા કાળમા જતુઓના ઝેરોનો નાશ કરવાની પેરવી કર્યા કરી

ઔષધિઓ અને એમની શાસ્ત્રીય શોધખોળ કરનાર તરીકે એમનુ નામ જો કે પ્રસિદ્ધ છે, તેમ છતા સર્વ સ્થળે દવાઓ ઉપર જ એમને આસક્તિ હતી એમ ન્હોતુ દવાઓ વગર પણ રોગો મટાડવાના ઘણા ઇલાજો એમણે પ્રચલિત કર્યા છે હવાફેર, ઝરણો, કુવા, કસરત,

* એ નાડીના પેલ્ટારીસ

પગનપી અને એવા ઘણા ઈનાઍની એમણે આગ્રહપૂર્વક ભલામણો જ્યા જરૂર લાગી ત્યાં કરી છે " ખોરાકની યોગ્ય-અયોગ્યતા " અને "દારૂનો ઔષધિ તેમ જ ખોરાક તરીકે ઉપયોગ " એ બાબત એમણે વિષે ઘણું વિચાર્યું છે અને પુષ્કળ લખ્યુ છે ઇગ્લિડ અને યુરોપખડના ઘણા વિદ્વાનો સાથે એમને અગત મિત્રતા હતી

આરોગ્ય અને નૈસર્ગિક શોધક છતા દેશોપયોગી વિષયો તરફ એ ઘણુ ધ્યાન રાખતા અને રાષ્ટ્રીય ઉન્નતિના પ્રશ્નો વિચારતા હતા આ મહાન્ ચિકિત્સક ઘણા વર્ષોથી પોતાનુ હૃદય બગડેલુ છે એ સમજ્યા હતા અને તે બાબત નિરભિમાનપણાને લીધે પોતાથી ઘણા ઉતરતા ડાકતરોની સલાહ પણ વારવાર લેતા અને તે પ્રમાણે વર્તતા

વારવાર એ નવા નવા કામ ઉપાડતા અને મદદો મેળવવાની આવડતથી સુવ્યવસ્થાપૂવક પુરા પણ કરી શકતા પહેલેથી ઠેઠ સુધી એમણે બહુ જ ઉદ્યોગમા પોતાનુ જીવન ગાળ્યુ છે અને અપૂર બુદ્ધિબળથી તથા ઉચ્ચ સરકારથી મળતા સુખને લીધે ભારે ભાર કામોનો પણ એમને કદી કટાળો લાગ્યો નથી કુદરતના વિધવિધ સ્વરૂપોમા એમણે નવો નવો રસ અનુભવ્યો છે મિત્રો તથા દરદીઓ તરફ એકસરખી પ્રીતિમા અને કુટુબના પણ અનુપમ સુખમા એમનુ લાબુ જીવન બહુ લોકોપકારક અને યશસ્વી નીવડ્યુ છે

" ડીઝીટેલીસ"ની ખરી પરીક્ષા કરવા એમણે પોતાની જાત ઉપર પ્રયોગો કરેલા અને એને પરિણામે ૭ મહિના સુધી લાગટ દુ ખ વેઠ્યુ હતુ પોતાના વ્હાલા દીકરા લેફ્ટેનટ ડૉ **એમ. વી. બ્રટન** આર એ એમ એસને એમણે આ લડાઈમા મોકલ્યો હતો, તે ૧૯૧૫ ના ઓક્ટોબરની ૮ મી તારીખ યુદ્ધમા મૃત્યુ પામ્યો મહિનાના મહિનાઓ સુધી લાગટ " પ્રેક્ટીસ ( કમાવવાનુ ) ગુમાવીને એમણે હાથમા લીધેલા કામો પાર પાડ્યા છે 'આત્મબલિદાન" એ એમનો મત્ર હતો અને સ્વાર્થત્યાગની જ્યારે જ્યારે જરૂર માલમ પડી છે ત્યારે એ આત્મબલિદાન કરવામા એમણે કસર રાખી નથી

---

# કૉલેજીયન

## (ચાલુ વાર્તા.)

લેખક—રા ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા, બી એ

(ગયા અંકથી ચાલુ)

પ્રકરણ ૩જુ (ચાલુ)

### આશા અને નિરાશા.

આ પ્રમાણે વાતો ચાલતી હતી અને હમેશની માફક રજાના દિવસોની વાટ જોવાતી હતી કાંઈક ભિખેની, લાગણી ઉશ્કેરાય એવી નવલકથાની અનુભવવાળી, કુમારીકે ત્યા રાતમા ગરબા ગાતા અને તળાવે લુગડા ધોવા જતે સાહેલીઓ મળતી અને પોતપોતાની રીતિ કહી હૃદયનો ઉભરો કાઢતી ગામડાની પણ નવા સસારની ઝાંખીવાળી યુવતીઓના હૃદયમા કાંઈક કાંઈક અભિલાષા જાગતી આમા શકુન્તલા અને દીવાળી પણ હતા દીવાળી બીચારી સામાન્ય કુટુમ્બમા ઉછરી હતી, એને મુબાઈમાં ગાયકવાડ સરકારની કન્યાશાળામા લેવી પડતી કેળવણીને અંગે નકશામા જ જોવુ પડ્યુ હતુ ઘર આગળ ગરીબ પિયરીયા અને ગામડામા ઉછરેલા વ્યવહારિક સાસરિયામા દિવાળીને વાસણ માજવાનુ રાધવાનુ, ખાડવાનુ, દળવાનુ, કુવે પાણી ભરવાનુ અને ધોવાનુ કામ કરવુ પડતુ આ બધા કાર્યમાથી પર વારીને મુબાઈવાસી પોતાની પતિની ઇચ્છા અને હુકમ અનુસાર શકુન્તલાને ત્યા જવુ પડતુ અને તેને આગળ વાચવાની ફરજ પડતી પતિને કાગળ લખવાનો પણ ખરો જ કોને જના સ્વતંત્ર જીવનમા ઉછરેલા, ચારેબાજુ સ્વતંત્રતાના પવનથી જ પોષાયેલા, મીલ અને ટેની સનના સ્ત્રીવ્યક્તિત્વના વિચારથી ભરેલા અને મુબાઈમા ફરતી હરતી, વ્યાખ્યાન કરતી વિદુષી સ્ત્રીઓથી અંજાયેલા કોલેજીયનોને દિવાળી જેવી નમ્ર, કહ્યાગરી અને ભોળી સ્ત્રીઓની મુશ્કેલીઓ ક્યાથી સમજાય! એ સમજવાની તસ્દી પણ કોણ લે! "આખો દિવસ શુ કરવાનુ? પડ્યા રહેવાનુ બપોરે નકામી કુથલી કરે તે કરતા સ્ત્રી વર્ગમા જાય કે શકુન્તલા જેવા પાસે જાણે તો શુ? વખત નથી મળતો એ માત્ર બહાનુ છે આપણી સ્ત્રીઓને કામ જ કરવુ ગમતુ નથી ! કેમ થાય અઠવાડીયામા એકવાર કાગળ લખવાનો વખત ન મળે? એ બધા સ્ત્રી ચરિત્ર! સાસુ સસરાને નકામા વગોવવા મન હોય તો માળવે પે જવાય!" આ જ ઉદ્‌ગારો કાઢેછે પરન્તુ બિચારા કોલેજીયનને ક્યા ખબર હોય છે કે અમારી વધુઓ, વધુઓને સયુક્ત કુટુમ્બમા કાગળ લખવાને કાગળનો ટુકડો મળતો નથી શાહી તો હોય જ શેની સયુક્ત કુટુમ્બમા રહેતી વધુઓ સેંકડે નવાણુ ટકા પેનસીલથી જ પત્ર લખેછે પતિ કવર નોટપેપર આપી ગયા હોય તો તો ઠીક નહિ તો નાના દિયર કે નણંદની ખુશામત કરી તેમની નિશાળની નોટોમાથી કાગળ માગીલે છે અને રાતના બારવાગે અગર આડા અવળા બને લીટી લખી ત્રણે દહાડે કાગળ પૂરો કરેછે કાગળ લખતા લખતા સાસુ નણંદ

આથી ઉલટું શકુન્તલાનુ જીવન તદ્દન સરલ અને સુખમય હતુ શકુન્તલા વ્હાઈ મરતારી માબાપની પુત્રી હતી અને ધીરુને પરણતા ભાગ્યશાળી થઇ હતી ધીરુના પિતા કેળવણી ખાતામા હતા અને માતા પણ સ્ત્રીશિક્ષક હતી આ સયોગ મળતા, ગાયકના જેવાના રાજ્યમા પુત્રવધૂને આગળ પાડવાનો મહેતાજી અને મહેતીજીને મોહ હતો શકુન્તલાની સગાઈ નાનપણમા જ થઈ હતી ગામમા જ સાસુ સસરા નિશાળમા એટલે કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરો, રાજ્યના અમલદારો આવતા ત્યારે અને નવરાત-દિવાળી-મહારાજાની જન્મતિથી વગેરે શુભ પ્રસગે નાની શકુન્તલા ભવિષ્યના પતિ સાથે સવાદોમા જોડાતી-ગાતી અને ભરતગુથણ વગેરે સાસુજી પાસે શિખતી લગ્ન થયુ અને પતિ અમરેલી હાઈ સ્કૂલમા ગયા અમરેલી અને ડસા એટલે 'મામાનુ ઘર કેટલે તો દિવા બળે એટલે' એમ હતુ શનિ રવીવારે ધીરુભાઈ ડસામા હોય જ ધીરુભાઈ આવે એટલે શકુન્તલાને જમવાનુ હોય જ ટ્રેઇનીંગ કોલેજમા અને તેમા પણ મહિપતરામ જેવાના સસ્કાર પામેલા શિક્ષકો, પોતાના કુટુમ્બમા સુધારાના સસ્કાર ન પાડે એ અસભવિત એટલે શકુન્તલા અને ધીરુભાઈ ઘર માડ્યા પહેલા જ વડિલોની સન્મુખ સુદર ગીતો ગાતા-દુનિયાની વાતો કરતા અને ન્હાવા પણ જતા ધીરુભાઇને કોલેજમા જવાનુ આવ્યુ તે પહેલા શકુન્તલા સાસરે રહેવા લાગી અને મહેતાજી સસરા અને મહેતીજી સાસુએ "સ્ત્રીઓના કર્તવ્યો" "સ્ત્રીઓએ નવરાશનો સમય કેમ ગાળવો" વગેરે ઉપર પોતે અને વિદ્વાનોએ આપેલા વ્યાખ્યાનોનો ઉપયોગ કરાવવો શરૂ કર્યો અને ભામિનીભૂષણ-સરસ્વતીચદ્ર-મુદ્રા અને કુલિન-કાન્તાનાટક વગેરે શકુન્તલાના હાથમા આવ્યા શકુન્તલા સમજવા લાગી અને પતિના, રસિકપતિના જીવનમા આનદ વરસાવવા લાગી આ આનદરસ અધૂરો જ રાખી ધીરુ મુબાઈ ગયો અને અધૂરો રહેલો રસ વિયોગમા, મુબાઈના જીવનમા, સાહિત્યમા અને સસ્કૃત કાવ્યોમા વિશેષ મોહક લાગવા લાગ્યો અને દરરોજ પત્રવ્યવહાર શરૂ થયા-એક દિવસ એવો નહિ હોય કે જ્યારે ધીરુભાઇનો શકુન્તલા ઉપર અને શકુન્તલાનો ધીરુભાઇ ઉપર પત્ર નહિ હોય કોલેજના ક્લાસનો ટાઇમટેબલમા અડધો કલાક 'પત્રલેખન' નો હતો એ પત્ર લખતા પહેલા એની અંદર સુદર કાવ્યોના ઉતારા અને નવલ કથાઓમા છપાયેલા પત્રોની રાખી મૂકેલી નકલમાથી પ્રસગને અનુસરી કાંઈક લીટીઓ દાખલ કરી-પછીથી આખો પત્ર વાચતા ધીરુભાઇના હૃદયમાજે સ્વર્ગીય આનદ જામતો તે તે સમયે હાજર રહેલો ચિત્રકાર જ સમજી શકે આ બાજુ શકુન્તલા ઉપર આવતા પત્ર જોઈ મહેતીજી સાસુ અને મહેતાજી સસરા વિદ્યાનુ ફળ મળ્યુ એમ, સમજી કૃતાર્થ થતા

મહેતાજી અને મહેતાજીઓમા લાગણીનો આવેગ હોય છે સામાન્ય રીતે આ લાઇન લેનારા ગામડાના નિવાસી હોય છે એઓ એકદમ અમદાવાદ કે ગજરાત જેવા શહેરમા આવે-સયોગો બદલાય, કોલેજના જ જીવનમા, અજાણ્યા હોસ્ટેલમા જ વાસ અને ઇગ્રેજીની ગધ પણ ન આવતી હોવાથી તેઓના જીવન તદ્દન વિલક્ષણ જ થાય છે શુદ્ધમા શુદ્ધ ગુજરાતી જેમા એક પણ પરભાષાનો શબ્દ ન આવે એ જોવુ હોય તો આ શિક્ષકોનુ જ શહેરમા છતા

## પ્રકરણ ચોથું.

## પ્રોફેસર પ્રમથનાથ.

નેશનલ કૉલેજના નિયમપ્રમાણે દરેક પ્રોફેસર અને ફેલોઝને કૉલેજમા જ રહેવું પડતું કૉલેજની સામે જ પણ કૉલેજના જ ક્ષેત્રમા પ્રોફેસરોના, પ્રીન્સીપાલના અને ફેલોઝના નાના નાના બંગલાઓ કમ્પાઉન્ડ બગીચા બાંધ્યા હતા. જેમને બારોબાર જવાનો રસ્તો હતો છતા અંદર થઈને જવું હોય તો જઈ શકે એમ હતું. આ ક્ષેત્રમા જ કેવળ પ્રોફેસરોને માટે જ વિશાળ વાચનગૃહ અને પુસ્તકાલયની વ્યવસ્થા હતી. વાચનગૃહની ભીંતનો રંગ આંખને ઠંડક અને મગજને શાન્તિ આપે એવો હતો. બહાર ઓટલા ઉપર આરામ ખુરશી ઉપર પડ્યા પડ્યા, નાના નાના વૃક્ષો અને પુષ્પો હરિયાળી ભૂમિ અને અશોક આંબા લીમડાની શીળી છાય અનુભવતા પ્રોફેસરો હાથમા પુસ્તકો લઈ એમર્સન શંકર–ન્યુટન–લૉક–કેન્ટના સમયમા જ હોય એમ, એમના વિચારો હૃદયમા દાખલ કરી સૃષ્ટિ સૌંદર્યમા મનન કરી પોતાના શિષ્યોને મથન કરી આપવાની તૈયારી કરતા હતા.

પ્રોફેસર પ્રમથનાથ બંગાળી હતા અને ગણિત શાસ્ત્રમા એક્કો હતા. પોતે એકાકી હતા અને જન્મભર એકલા જ રહેવા પ્રમથની ઈચ્છા હતી. ગણિત અને ન્યાયશાસ્ત્રના સિદ્ધાન્તોમા જ હરનિશ ગુલતાન રહેતા દેશ દેશના પ્રોફેસરો–વિદ્વાનોની સાથે ચર્ચા ચલાવતા અને જેમ જેમ ઊંડો અભ્યાસ થતો ગયો તેમ તેમ પ્રમથનાથની સૃષ્ટિ વધારે ને વધારે રસમય બનતી ગઈ. પ્રમથનાથને નાનપણથી જ બંગાળી સાહિત્યનો શોખ થયો. એમના પિતાની સાથે ગુજરાતમા રહેવું પડ્યું અને ગુજરાતના સંભાવિત ગૃહસ્થો અને અમલદારો પ્રમથનાથના પિતા જેઓ ન્યાયાધીશ હતા તેમને ત્યા આવતા એટલે પ્રમથનાથ પિતાની સાથે એમને ઘેર જતો. ગુજરાતમા પડદાનો અભાવ હોવાથી અને પ્રમથનાથનું કુટુમ્બ ઉચ્ચ ચારિત્ર્ય માટે પ્રસિદ્ધ હોવાથી પ્રમથનાથ ગુજરાતી કુટુમ્બોમા ફરતો, ખાતો, રમતો અને ગુજરાતી સાહિત્યમા રસ લેતો થયો. પોતે બંગાળી વાતો–ગીતો ગાતો અને એના બદલામા ગુજરાતી મિત્રો અને બ્હેનો પ્રમથનાથને પ્રેમાનંદ–નરસિંહ મહેતો–મીરાં–ધીરો–દયારામ–અખાના કાવ્યો ગાઈ સંભળાવતા. આમ પ્રમથનાથ ગુજરાતીમા પ્રવીણ થયો અને કૉલેજ જીવનમા સંસ્કૃત સાહિત્ય મળ્યું એટલે ગણિત શાસ્ત્રની સાથે સાથે સાહિત્ય પ્રત્યે અભિરુચી થઈ. દેશો જોતા ભારત–આર્યાવર્તની ભૂતકાળની જાહોજલાલીના સ્મરણાવશેષ રહેલા સ્થળો જોવા–એ સંબંધી સાહિત્ય વાચવું અને ખોળવું એ એનું ધર્મકાર્ય થઈ રહ્યું. જન્મ બંગાળી માતપિતાને ત્યા હતો. બંગાળ માટે–બંગાળી સાહિત્ય માટે જ્વલન્ત પ્રેમ હતો, છતા આર્યાવર્ત–ભારતની ઉન્નતિ માટે, એક જ કુટુમ્બમા ઘણા મનુષ્ય હોય ને વાંટાઓ ન થાય અને નિયમસર કામ ચાલે માટે નામ પાડી રાખે છે છતા એક જ લોહીના હોય છે તેમ–પ્રાંતિક છતા અમારો દેશ હિન્દુસ્થાન એ જ સૂત્ર યાદ રખાવનારા આવું હતું અને પ્રોફેસર પ્રમથનાથ માત્ર વેશે જ બંગાળી હતો. ગુજરાતી મદ્રાસી, પંજાબી, પારસી, મુસલમાન એ બધા એને મન બહારના, વ્યવહારના હતા. અંતરના નહિ. નેશનલ કૉલેજ થતા જ એને એમા સેવા કરવાની તીવ્રેચ્છા થઈ અને એના પિતાની રજા,

[1] હિંદની ઉન્નતિનો ઇતિહાસ ૩ ૩–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ ક૫ની મુંબાઈ

એના પોતાનુ જ્ઞાન, એનો ગુજરાત પ્રત્યેનો ભાવ, ગુજરાતી સાહિત્યની સેવા આ સમયે કામ આવ્યા અને પ્રમથનાથ આ કૉલેજમા જોડાયો. કૉલેજના સ્થાપકોએ ભૂત, ભવિષ્યનો પૂરેપૂરો વિચાર કર્યો હતો. કૉલેજ ઉત્તમ બનાવવી હોય તો થોડા પગારમા કામ કરનારા કરતા પૂરતા પગાર લઈ લાગણીથી કામ કરનારાની જ જરૂર છે એમ માનતા થયા હતા. દક્ષિણીયોની સામાન્ય સ્થિતિ હોઈ, એમનો જનસમાજ જૂદો જ હોઇ એમને કેટલી જરૂરી ચાલો હોતી જ નથી. પાતાનરશુ જનસમાજના લક્ષણો બદલાય ત્યારે જે થાય તે ખરૂં પણ હાલ તો ગુજરાતીને ગમે ત્યા હોય તો પણ લગ્નાદિ દેશમા જ કરવા જવુ પડે છે. ન્યાતમા વ્યવહાર સાચવવા પડે છે અને દક્ષણીઓ કરતા કાક દેશ ઉપર જ કૃપા હોવાથી હાથે ધોતીયુ ધોવુ ચેહરાને બદલે માથામા ધારી રાખવી, ચપલ પહેરવા, નાનો હાફકોટ પહેરવો એ બની શક એમ નથી. આથી દક્ષણીયો જે કરી શકે છે તે ગુજરાતી કે પારસી કરી શકતા નથી અને આને અંગે સ્વાર્થત્યાગ ગુજરાતીઓમા ઓછો છે એમ મનાય છે. જે વસ્તુ ગુજરાતમા કાઠિયાવાડમા મોજશોખની લેખાય છે તે જ વસ્તુ મુંબાઈમા આવશ્યક મનાય છે. માટે ગુજરાત કાઠિયાવાડનો રહેનાશી સ્વાર્થત્યાગી કહેવાય કે કેમ તે શક છે. નવા સયોગો શા ઉદ્ભવે છે, આપણે દક્ષિણીઓ પેઠે સાદુ જીવન ગાળતા થઇશુ કે કેમ, એઓને પણ બટ, પાટલુન, કોટ, ચેહરો, ટેબલ લેમ્પ, ખુરશી આવશે કે કેમ એ ભવિષ્યને હાથ છે, પરન્તુ નેશનલ કૉલેજના સસ્થાપકો તો યુરોપ, અમેરીકાના મીશનરી મડળની માફક એમ જ સમજ્યા હતા કે પુરતા પગાર, જીવનની સર્વે સગવડ નાનામા નાની પણ સગવડ આપવી પણ દીલથી કામ કરનાર માણસો લાવવા. નેશનલ કૉલેજના કાર્યવાહકોના ઉદ્દેશો સમજતા ગુજરાતી, દક્ષણી, પારસી પજાબી, બગાલી ગ્રેજ્યુએટોની અરજીઓ ઉપર અરજીઓ આવવા લાગી અને કૉલેજને જોવા જોઇએ એવા સ્થાયી અને ઉત્તમ માણસો મળ્યા.

પ્રો. પ્રમથનાથ બીજા પ્રોફેસરો તેમ જ વિદ્યાર્થીઓમા એટલો તો હળી ગયો હતો કે વિદ્યાર્થીઓ પોતાના માબાપને વિસરી ગયા હતા, તેમ પ્રમથનાથ કૉલેજમાથી પરવારી સાજના વાચનગૃહમા જતો અને ત્યાથી પોતાના બગલામા જતો. બગલામા સુવાનો ઓરડો, અભ્યાસગૃહ અને સુવાના ઓરડા ઉપરાત સામાન સરજામ રાખવાનો ઓરડો હતો. રસોડુ જૂદુ જ હતુ. બગલાના ઓટલા ઉપર કે અભ્યાસગૃહમા વાચ્યા જ કરતો. નિયમસર જમી સાજ સવાર ફરવા જતો. પ્રોફેસરો સાથે ટેનીસ અને કોઇવાર ગીલી દડા રમતો અને પૂન ચન્દ્રની તો કોઇવાર એકાદ બે વિદ્યાર્થીઓને બોલાવી શતરજ કે ગ્રીજ રમતો હતો. ને કોઈ વાર વિદ્યાર્થીઓને બોલાવી બગાળી સગીતની મજાહ આપતો. પ્રમથનાથ ફરવા જતો ત્યારે એકલો જ જતો. દરિયા કિનારે, ટેકરીઓ ઉપર, ઝાડોની ઘટામા, કુવા કાઠે, કલાકોને કલાકો બેસી રહેતો અને ગતે આવી ઓરડામા ભરાઈ સવારની માફક જ પ્રાર્થના કરી અન્ય પ્રવૃત્તિમ જોડાતો. કૉલેજમા અવસર ક્યારે પૂરો થયો અને ક્યારે શરૂ થયો બી એ નો વર્ગ છે કે પ્રીવીયસનો, વર્ગમા પચાસ વિદ્યાર્થી છે કે પાચ એની ઘણીવાર ફામ રહેતી નહી. કામ સાથે જ નામ પણ એનુ શિક્ષણ એની મુખમુદ્રા એનુ હૃદય એનો સદ્ભાવ, એવા હતા કે એન

વર્ગમાંથી ગેરહાજર રહેવુ અને સ્વર્ગનુ સુખ ખોવુ એ બરાબર મનાતુ આડેદિવસે કયો વિદ્યાર્થી ક્યાં બેઠો છે એ ના જાણનાર પ્રમથનાથને ખબર પડે કે અમુક વિદ્યાર્થી તાવે પડ્યો છે કે એનો પિતા મરી ગયો છે તો સર્વ કાર્ય છોડી જતો, એને જાતે સાન્ત્વન આપતો, દવા પાતો, ઉપાડતો, અને નાનામાં નાની સેવા કરતો આમ છતાં મોટા નાનાનો ભાર, મર્યાદા, કાયદાનો અમલ સચવાય છે કે નહિ તે તરફ યોગ્ય લક્ષ આપતો, એટલુ જ નહિ પણ એનો એટલો પ્રતાપ હતો કે પ્રમથનાથ જે કાર્યને ખોટુ માને તે કાર્ય કરાવવુ એ બ્રહ્માની સૃષ્ટિ ફેરવવી એ બરાબર હતુ.

પ્રમથનાથના પિતાએ પેનશન લીધુ અને માતાપિતાએ જતા જતા આગ્રહ કરી વૃદ્ધાવસ્થામાં એમને પેન્શન મેળવવાનો દાવો અપાવવા સૂચવ્યુ જે માતાપિતાએ ઉત્તમ સસ્કાર પાડ્યા, જેમણે જન્મ આપ્યો, જેમને લીધે આ સ્થિતિએ પહોચ્યો તેમની અતિમ ઇચ્છા ન ગણકારવી એ પાપ નહિ તો પણ અયોગ્ય લાગ્યુ અને પિતાજી! માતાજી! જોઈશે કરી શાન્ત કરી દેશ મોકલ્યા ત્યાર પછી પ્રમથનાથ, રજામાં વિદ્યાર્થીઓ સાથે પીકનીકમાં જવાનુ ન હોય ત્યારે હિન્દુસ્થાનના જૂદા જૂદા ભાગમાં ફરવા જતો ત્યાના પ્રતિષ્ઠિત પુરુષોને મળતો, સસ્થાઓ જોતો, અને છેવટના ભાગમાં માતાપિતા પાસે અઠવાડીયુ રહી કૉલેજમાં આવતો અને શરીરે મને તાજો થઈ દેશસેવાના ઉત્તમ કાર્ય શિક્ષણસેવામાં જોડાતો આમ છતાં માતાપિતાની અતિમ ઇચ્છા એના હૃદયના એક ખૂણામાં ખૂચ્યા કરતી

—અપૂર્ણ.

# વર્તમાનચર્ચા

લેખક:—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલએલ. બી.

## ૧. મુદતબંધી મજુરી.

લગભગ ગુલામગીરી જેવી અમાનુષ મુદતબંધી મજુરીનો કાયદો બનતી ત્વરાએ રદ કરવાની આશા જ્યારે લૉર્ડ હાર્ડિંજે આપી હતી ત્યારે હિન્દુસ્તાનની અવાચક અને અનાથ પ્રજાને કાંઈક નીરાંત થઈ હતી પરંતુ જ્યારે લૉર્ડ હાર્ડિંજના અનુગામી વાઈસરૉય લૉર્ડ ચેમ્સફર્ડે એમ જણાવ્યું કે સંસ્થાનોમાં આર્થિક અવ્યવસ્થા ન થઈ જાય તે માટે એ અમાનુષ કાયદો હજી બીજાં પાંચ વર્ષ ચાલુ રાખવાની ફરજ પડશે ત્યારે સ્વાભાવિક રીતે હિન્દુસ્તાનના લોકોમાં હિન્દની સરકારના ઇરાદાના સાચાપણા માટે શંકા થવા લાગી, અને ત્હેમને એમ લાગ્યું કે કાં તો સરકાર ખોટી દિલસોજી બતાવે છે અથવા તો સંસ્થાનોના દબાણ આગળ હિન્દી સરકારનું કાંઈ ચાલતું નથી. ગમે તેમ હોય, એટલું તો હવે અચૂક રીતે સ્પષ્ટ થવાની જરૂર છે કે **'મુદતબંધી મજુરીનો કાયદો એક ક્ષણ પણ વધારે ચાલુ રહે તે હિન્દના લોકો સાંખી શકે તેમ નથી.'** આવી સ્પષ્ટ અને નિર્વિવાદ બાબતોમાં પણ સરકાર જે ગલ્લાંતલ્લાં કરે છે તે ઉપરથી એમ લાગી ગયા વગર નથી રહેતું કે જ્યાંસુધી હિન્દુસ્તાનના લોકો અચૂક રીતે પોતાના મનનો પુકાર નહિ કરે ત્યાં સુધી સરકાર ઉપર વિશ્વાસ રાખીને બેસી રહેવાથી કાંઈ પણ શુક્કરવાર વળવાનો નથી. આ મુદતબંધી મજુરીનો કાયદો એકદમ રદ કરવાની અને લંડનમાં આ સંબંધમાં ભરાનારી પરિષદ્ માટે હિન્દના પ્રતિનિધિઓ નીમવાની માગણીઓ કરવા માટે સમસ્ત દેશમાં ચાર પાસથી જે પુકાર ઉઠી રહ્યો છે અને જે અસંખ્ય સભાઓ ભરાયે જાય છે તે સર્વ રીતે યોગ્ય જ છે. ધર્મ નીતિ, સામ્રાજ્યગૌરવ અને રાષ્ટ્રપ્રતિષ્ઠા એ સર્વ દૃષ્ટિઓથી મુદતબંધી મજુરીની પદ્ધતિ એકદમ સર્વાંશે નિર્મૂળ થવી જ જોઈએ.

## ૨. હિન્દરક્ષક સૈન્ય.

'ગુજરાતી ભાષામાં એક ઘરગતુ કહેવત છે કે "વાર્યું ન કરે તે હાર્યું કરે" બ્રિટિશ સરકાર ન ચાહ્યે હિન્દને જે હક્કો આપે છે અને આપતાં આપતાં પણ જે અનુદાર સંકોચ બનાવે છે તે માટે ખરેખર, અમ્હે તો સરકારને ખોટાં અભિનન્દન આપવાનો ઢોંગ કરવા ઇચ્છતા નથી. બ્રિટિશ નાગરિક તરીકેના સામાન્ય માનુષ હક્કો પણ કૉંગ્રેસ જેવી પ્રતિદિન રાષ્ટ્રસંસ્થાને વર્ષો ને વર્ષો સુધી સુધરેલી સરકાર પાસે માગવા પડે એ જ અમને તો અતિશય શોચનીય સ્થિતિ લાગે છે.

પરન્તુ સરકારની વાત બાજુએ મુકી, હિન્દના લોકોને અમ્હારે અન્તઃકરણપૂર્વક વિજ્ઞપ્તિ કરવાની છે. ખરું છે કે સ્વેચ્છાસૈનિક થવાનો હક સરકાર, માત્ર લડાઈ પર્યન્ત જ અત્યારે આપવા માગે છે. કબુલ છે કે તે સંબન્ધનો કાયદો અતિશય અનિશ્ચિત અને અસંતોષજનક છે. મંજુર છે કે યુરોપીઅનો અને હિન્દીઓ વચ્ચે સુધરેલી સરકારને ન શોભે તેવો ભેદ પાડ-

રામા આવ્યો છે, ભય છે કે સ્વેચ્છાસૈનિક તરીકે જોડાનાર હિન્દી યુવાનોને મ્હોટા લશ્કરી હોદ્દા ન આપતા ત્હેમને સાધારણ સૈનિકો તરીકે જ ગણવામા આવશે, અને સભવ છે કે કોઈ ને કોઈ નિમિત્તથી સ્વેચ્છાસૈનિક તરીકે પણ હિન્દી યુવાનોને મ્હોટી સખ્યામા સ્વીકારવામા નહિ આવે આ બધુ હોના છતા અમ્હે હિંદુસ્તાનના અને ખાસ કરીને ગુજરાતના યુવાન દેશભક્ત બન્ધુઓને આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરીએ છિએ કે ગમે તેવી કઠિન સરતો હોય છતા પણ જે તક ત્હેમને આપવામા આવી છે ત્હેનો ત્હેમણે બને તેટલો લાભ લેવા જેટલી રાષ્ટ્રભક્તિ અને સામ્રાજ્યનિષ્ઠા બતાવવી જોઇએ હિન્દના લોકો સ્વરાજ્યની જે માગણી કરે છે તે માગણી સર્વાશે પ્રામાણિક છે એમ આપણે અચૂક રીતે બતાવી આપવુ જોઇએ આ તકનો લાભ લેવામા હિન્દ અને ખાસ કરીને ગુજરાત જેવી તત્પરતા બતાવશે તે ઉપરથી ત્હેમની રાજકીય પ્રતિષ્ઠાનો નિર્ણય થશે

---

# ગ્રન્થાવલોકન.

( અનુસધાન પૃષ્ઠ ૧૫૦ થી )

**૩. નદશકર જીવનચિત્ર.**—કર્તા તથા પ્રસિદ્ધકર્તા, રા. વિનાયક નદશકર મહેતા બી એ, આઈ સી એસ પૃ૪, ૨૫૮ મૂલ્ય, રૂ ૧-૦-૦

'કરણઘેલા'ના કર્તા રા. બ. નદશકર તુળજાશકર મહેતાના મશહુર નામથી પોતાની માતૃભાષા માટે સ્હેજ પણ અભિમાન ધરાવનાર કયો ગુજરાતી અજાણ્યો હશે ?—અને ત્હેમના વિદ્વાન્ પુત્ર રા. વિનાયકે ત્હેમના જીવનનુ આલેખેલુ રસભર્યું ચિત્ર પ્રકટ થયા પછી ત્હેમના જીવન વિષે અજ્ઞાન રહેવા માટે કયો ગુજરાતી ક્ષમાનો પાત્ર ગણાશે ' ખરેખર, 'નદશકર જીવનચિત્ર' પ્રકટ કરી રા. વિનાયકે એક પિતૃઋણ અદા કર્યું છે એટલુ જ નહિ, પરન્તુ ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યની સ્તુતિપાત્ર સેવા બજાવી છે પોતાના મહાન્ પિતાના જીવનનુ ચિત્ર આલેખી ગુજરાતના જીવનચરિત્રના સાહિત્યમા ગ. વિનાયકે જે અગત્યની વૃદ્ધિ કરી છે તે માટે અમ્હે ત્હેમને અભિનન્દન આપીએ છિએ

ગુજરાતનુ સાહિત્યજીવન હાલમા છે તે કરતા ઓછુ મન્દ અને વધારે ચેતનભર્યું હોત તો આવા પુસ્તકનુ પ્રકટીકરણ સાહિત્યના પ્રદેશમા એક બનાવ તરીકે લેખાત ગુજરાતમા ઉત્તમમા ઉત્તમ લેખકોના ઉત્તમમા ઉત્તમ પુસ્તકો બ્હાર પડે ત્યારે પણ કોઈ પણ જાતનો સંક્ષોભ જણાતો નથી, તો પછી "નદશકર જીવનચિત્ર"ના અવલોકનો પ્રકટ કરવા' ગુજરાતના અગ્રેસર માસિકો કે પત્રો તત્પરતા ન બતાવે એ જેટલુ શોચનીય છે તેટલુ વિસ્મયજનક નથી

---

ગુજરાતી ભાષામા પ્રકટ થયેલા જીવનચરિત્રોમા "નન્દશંકર જીવનચિત્ર" કયુ સ્થાન પ્રાપ્ત કરશે હેનો નિર્ણય ભવિષ્ય કરશે પરન્તુ અમ્હે આશા રાખીએ છિએ કે એટલુ તો નિર્વિવાદ ગણાશે કે એકસપાટે રસભેર વાચી જવાય એવુ પુસ્તક ગુજરાતી વાચકવિશ્વને અર્પણ કરવા માટે રા. વિનાયકને અભિનન્દન ઘટે છે

"નન્દશંકર જીવનચિત્ર"ના વાચનારો તરત જણાઈ આવે એમ છે કે રા. વિનાયકનુ વાચન વિશાળ છે અને હેમની માહિતી અનેકદેશીય છે, તેમ જ એ પણ સ્પષ્ટ છે કે પોતાના પિતાનુ જીવનચરિત્ર લખવા માટે જરૂરના સાધનો એકત્ર કરવામા હેમણે પ્રશસનીય શ્રમ લીધો છે પોતાના પિતાની વ્યક્તિ અને કૃતિની આકૃતિ આલેખવા રા. વિનાયક પોતાના વિશાળ વાચનને અને પોતાની અનેકદેશીય માહિતીને પશ્ચાદ્ભૂમિ તરિકે યોજવામા જે ઔચિત્યબુદ્ધિ ( *Sense of propriety* ) દર્શાવી છે તે માટે હમને અભિનન્દન આપતા અમને આનન્દ થાય છે, પરન્તુ સાથે સાથે અમો એ કહેવાની પણ ફરજ પડે છે કે પશ્ચાદ્ભૂમિ અને મુખ્ય આકૃતિના પ્રમાણનો નિર્ણય કરવામા તેઓ જોઇએ તેવી વિવેકબુદ્ધિ બતાવી શક્યા નથી પશ્ચાદ્ભૂમિની સમૃદ્ધિ ચરિત્રનાયકની આકૃતિને ઉપસાવી બ્હાર લાવવાને બદલે દાબી નાખે છે એવો અમ્હારો નમ્ર અભિપ્રાય છે એશક, નન્દશંકરનુ કુટુમ્બ, નન્દશંકરનુ વતન સુરત, નન્દશંકરની જ્ઞાતિ, નન્દશંકરના મિત્રો વગેરે વિષે જે વિગતવાર માહિતી આપવામા આવી છે તે અગત્યની છે એટલુ જ નહિ, પરન્તુ મનોરંજક છે, પરન્તુ તે બધાના સબધમા પ્રમાણમા એટલુ બધુ લખવામા આવ્યુ છે કે નન્દશંકરના પોતાના સમ્બન્ધની હકિકત જરા ગૌણ બની જાય છે આલેખનકળાની દૃષ્ટિથી અમને આ ખામી તરીકે જણાય છે જો કે આ ખામી છેક નજીવી ન ગણાય છતા જો આટલી ખામી બાતલ કરીએ તો પુસ્તકમા એકત્ર કરેલી સામગ્રી ઘણી બોધપ્રદ અને મનોરંજક છે એમ કહેતા અમને આનન્દ થાય છે બીજી સામગ્રીના સબધમા કરાયેલી ટીકા અવતરણોને પણ લાગુ પડે તેમ છે

રા. વિનાયકે પસદ કરેલી નિવેદનપદ્ધતિ સ્વાભાવિક, પ્રવાહિની અને રસભરી છે આથી આખુ પુસ્તક એક મનોરંજક નવલકથાની માફક વાચી જવાની વાચનારને વૃત્તિ થાય તેવુ છે

રા. વિનાયકની શૈલી સરળ, સરસ્વતી અને માર્મિક છે, જો કે કાંઈક વિલક્ષણ તેમ જ કિંચિત છે ખરી ફારસી શબ્દોનો ઉપયોગ સામાન્ય ગુજરાતી વાચનારને વધારે પડતો લાગવાનો સભવ છે વાક્યો મ્હોટે ભાગે ટૂકા અને સાદી રચનાવાળા છે

સક્ષેપમા સામગ્રીની પસદગી નિવેદનપદ્ધતિ, તથા શૈલી એ સર્વેમા "સુરતી લાલા સહેલાણી"નુ મોજીલાપણુ વ્યાપી રહ્યુ છે અને પરિણામે આખુ પુસ્તક મનોરંજક તથા ચેતનમય બન્યુ છે રા. વિનાયકને હેમની કૃતિની સફલતા માટે અમ્હે ફરીથી અભિનન્દન આપીએ છિએ અને હેમના વિશાળ વાચનનો તથા મોટી આકૃતિનો લાભ અન્ય કૃતિઓ દ્વારા ગુજરાતને આપવાને ભલામણ કરીએ છિએ

ચં. ન. પડ્યા.

---

અમારા જીવનમાની કેટલીક યાદગીરીઓ રૂ. ૧-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુમ્બાઈ

# સમાલોચક

## Shakespeare

Looking back over the events of Shakespeare's life and the series of his plays and poems we seem to see a man not naturally self contained and self possessed but sensitive eager ardent of strong passions, quick imagination universal sympathy at the same time a man with a central *sanity of mind and one for whom* wisdom knowledge and self-control were constantly growing powers So his material life after certain errors natural to his temperament was conducted to a prosperous issue and his ideal life passing through shine and shadow touching all heights and depths of human experience attend at the close a high table land where the light is clear and steadfast and the finest airs of heaven are breathed by man

—Dowden

વાર્ષિક લવાજમ રૂ. ૩
છુટક નકલના રૂ. ...

પકાયલા, પુરાણા અને મનોપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ નવા શણગાર અને નવા અનેરો

**તૈયાર કર્યા જ જાય છે!**

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

**જરૂર જ મોહશો!**

પરિણામે અમને ખટાવ્યા વિના

**છુટકો જ નથી!**

પછી આજે આવો કે કાલે?

**અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ**

ટેલીફોન નં. ૭૮૯



નરોત્તમદાસ ભાઉ ઝવેરી, મુંબઈ
N B
JEWELLERS
WADKE.

## ધ્યાનથી વાંચો !

મે માસનો અમ્હારો આવતો અંક ઈશ્વરકૃપાથી તા. ૧ લી મેને દિવસે પ્રસિદ્ધ થશે એ અંક અમ્હારા ગ્રાહકોને વી. પી. થી મોકલવામાં આવશે માટે જે ગ્રાહકબન્ધુઓએ પોતાનું લવાજમ આજ સુધી અમને મોકલી આપ્યું નથી તેમણે તાકીદથી મોકલી આપવું નહિ તો નવો અંક વી. પી. કરવામાં આવે તે સ્વીકારી લેવા કૃપા કરવી

ચાલુ વરસના ચારે અંકો સર્વે બંધુઓએ જોયા હશે અને જે ઉપરથી સ્હેજે જ્ઞાત થાય એમ છે કે અનેક અમ્હારાથી બનતી સામગ્રી આપી [illegible] છે લવાજમના વધારાને લીધે કેટલાક ગ્રાહકોએ માસિક બંધ કરવા સૂચવ્યું છે તેમાંના થોડા ભાગે ચાલુ રાખ્યું છે એટલું જ નહિ પરન્તુ દિન પ્રતિદિન ગ્રાહકોમાં સારો સંગીન વધારો થતો જાય છે એ જ અમ્હારા કાર્યની સફળતા છે એ જ રીતે નવો અંક વી. પી. કરવામાં આવે તે સ્વીકારી લઈ અમ્હારા ઉત્સાહને દ્વિગુણીત કરવા સર્વ બંધુઓને નમ્ર વિનન્તિ છે.

'સમાલોચક' ઑફિસ—મુંબાઈ.

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७–१५

પુસ્તક ૨૨ મું, ] એપ્રીલ ઈ. સ. ૧૯૧૭. [ અંક ૪ થો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ
૧. ભારત અમ્હારો દેશ છે કાવ્ય
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી ૧૬૯
૨. ચોથી ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસ
પ્રૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ ૧૭૦
૩. જાગી જ્યોતિ કાવ્ય
રા. કનુભાઈ અચ્છાભાઈ દેસાઈ, એન એમ ઍન્ડ એસ ( નેશનલ ) ૧૭૬
૪. ઉદ્યોગવિકાસનું ચેતન અને રાજ્યાશ્રય.
રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી એ ૧૭૭
૫. હિન્દનું નન્દનવન પ્રવાસ સાત ચિત્રો સાથે
રા. ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, બી એ ૧૮૩
૬. બૌદ્ધધર્મનો અધઃપાત.
રા. માનશંકર પીતામ્બરદાસ મહેતા ૧૯૫
૭. રાજ્યશાસ્ત્ર.
રા. રણજીતરામ વાવાભાઈ મહેતા, બી એ ૨૦૧
૮. ગોદાવરીને તીરે કાવ્ય
રા. લલિત ૨૦૮
૯. કૉલેજીઅન વાર્તા
રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ, બી એ ૨૦૯
૧૦. ગ્રન્થાવલોકન ૧. નિર્ગુણલક્ષ્મી અને સદ્‌ગુણલક્ષ્મી ૨. બંગભાષોપદેશિકા
૩. નંદશંકર જીવનચિત્ર ૨૧૯
૧૧. મુંબાઈ યુનિવર્સિટિના નવા ગુજરાતી વાઇસ-ચૅન્સેલર.
રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી ૨૪૩

---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે



રા. ચિમનલાલ, હરિલાલ સેતલવડ, એડવોકેટ.

By the courtesy of
the Jam E-Jamshed.




પુસ્તક ૨૨ મુ. ] એપ્રીલ, ઈ. સ. ૧૯૧૭. [ અંક ૪.

# ભારત અમ્હારો દેશ છે.

અનુવાદક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

( ખમાચ )

ભારત અમ્હારો દેશ છે હિત એનુ નિશ્ચય ચાહીશુ,
એના હિતને કારણ, અમ્હે કંઈ ને કંઈ કરી જાઈશુ

ભારત અમ્હારી માતૃભૂમિ એનુ ઋણ અમ પર છે બહુ,
એ સૌ ફીટાવવાને માટે, અમ્હે કંઈ ને કંઈ કરી જાઈશુ

ભારતની દુખપ્રદ અવનતિ પર કાં ન અશ્રુ વહાવીએ?
એ સૌ હટાવવાને માટે, અમ્હે કંઈ ને કંઈ કરી જાઈશુ

ધર્મ, વિદ્યા અને ધનથી ઉન્નતિ ભારતની થાશે,
એ ઉન્નતિના માર્ગમાં અમ્હે કંઈ ને કંઈ કરી જાઈશુ

---

# ચોથી ઈન્ડિયન સાયન્સ કૉંગ્રેસ.

અથવા

## ભારતીય વિજ્ઞાનપરિષદનું ચતુર્થ અધિવેશન.

લેખક–પ્રો કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ,

"સમાલોચક" ના વાચકો સમક્ષ આ સંસ્થાની ઉત્પત્તિનો તથા ત્રણ બેઠકોનો વૃત્તાન્ત હું આપી ચૂકયો છુ (જુઓ પૃ ૧૫૦, એપ્રિલ ૧૯૧ ) ત્હેના સન્ધાન તરીકે એની આ વર્ષની ચોથી બેઠકનો ટાઇપ અહેવાલ અહીં રજુ કરૂં છુ તેમ કરતી વખતે ગત વર્ષની બેઠક નમનની મ્હારી કેટલીક ટીકા વધારે બળ પામે છે, જ્યારે બીજી કેટલીકનો અવકાશ કમી થાય છે, તે સ્વીકારૂં છુ પ્રથમ વૃત્તાન્ત આપીશ

આ ચોથી બેઠક બેંગલોરમા મળી હતી બેંગલોરની યોગ્યતા એક જ દૃષ્ટિએ દેખાય છે કે ત્યા આપણા દાનવીર તાતાની 'ઈન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સ"ની સંસ્થા હોવાથી તે વિજ્ઞાનના એક ધામ તરીકે હિન્દમા ખ્યાતિ પામ્યુ છે પહેલી બેઠક કલકત્તામા, બીજી મદ્રાસમા, ત્રીજી લખનૌમા, તો ચોથી મુંબાઈમા વધારે શોભત અસ્તુ એ મહત્ત્વની વાત નથી

બેંગલોર એ મૈસુરરાજ્યમા હોવાથી, મૈસુરના મહારાજાએ પરિષદ્નુ સ્વાગત તથા મુરબ્બીપદ કર્યા હતા બેંગલોરની સેન્ટ્રલ કૉલેજના મકાનમા વધુખરી સભાઓની બેઠક થઈ હતી પરિષદ્ની આખી બેઠકના પ્રમુખ સર આલ્ફ્રેડ બોર્ન, કે સી આઈ ઈ, એફ આર એસ, ડી એસસી હતા, જે હાલ તાતાની વિજ્ઞાન પાઠશાળાના ડાઇરેક્ટર છે

૧ જાન્યુઆરીની ૧૦ મી તારીખે ચોથી વિજ્ઞાનપરિષદ્ મળી મૈસુરનરેશે પરિષદ્ને આવકાર આપી જે આરંભનુ ભાષણ કર્યુ તેમા ત્રણ મુદ્દા ઘણા સાર હતા એક એ હતો કે જે વિજ્ઞાને માનવજાતિની ઉન્નતિ તથા સંસ્કૃતિમા આવો મહત્ત્વનો ભાગ લીધો છે તે જ વિજ્ઞાન યૂરોપના આ યુદ્ધમા મનુષ્યોના સંહારની મ્હોટી શક્તિ તરીકે વપરાઈ રહ્યુ છે, એ મહા કરુણાજનક છે પરંતુ આપણે આશા રાખીએ છીએ કે આ અનિષ્ટ પણ કલ્યાણદાતા થાય, અને વિજ્ઞાનની શોધોના આવા દુષ્ટ ઉપયોગ જોઈ તથા મનુષ્યજાતિનું ક્રૂર નિકંદન થતુ જોઈ આપણા હૈયા એવા ધ્રુમકમી ઉઠે કે આપણે ફરીથી લડાઇનુ નામ પણ દઇએ નહિ 'શુ એવા પણ દિવસની આપણે આશા ન રાખી શકીએ કે જે દિવસે વિજ્ઞાનને સંસ્કૃતિના ઉજ્જવલ પ્રકાશક તરીકે માત્ર નહિ પણ વિશ્વની શાન્તિ કરાવનાર તરીકે પણ આપણે વધાવી લઇએ ?" મહારાજાશ્રીએ બીજુ એ બતાવ્યુ કે યુદ્ધને લીધે વિજ્ઞાન, કળા, ઉદ્યોગ, વ્યાપાર આદિ વિષયોમા ગ્રેટબ્રિટનમા ભગીરથ પ્રયાસો ઉત્તેજિત થયા છે અને ત્હેની અસર હિન્દ ઉપર પણ થોડીક થઈ છે તો પણ પોતાની સૂચના

સરસ્વતીચન્દ્ર ભાગ ૩ જો રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તરીકે મહારાજાસાહેબે કહ્યું કે હિન્દના વ્યાપાર–ઉદ્યોગના સરકારી કમિશનને તે બાબત ઘણી સહાયતા કરવી જોઇએ, ઈંગ્લન્ડમા વૈજ્ઞાનિકો, વ્યાપારીઓ વગેરેના ન્હાના મંડળો સરકારને સલાહ આપવા નીમવામા આવ્યા છે તેવા અહીં પણ નિમાવા જોઇએ, અને તાતાની વિજ્ઞાનપાઠશાળાને વધારે વ્યાવહારિક રૂપમા વધારવી જોઇએ

મહારાજશ્રીની પછી વિજ્ઞાનપરિષદના પ્રમુખ મહાશય મિ૰ આ ર્કે૰ બોર્ને પોતાનુ વ્યાખ્યાન વાચ્યુ મિ૰ આલ્ફ્રેડ બોર્ન પાસેથી વિદ્વત્તાવાળા વ્યાખ્યાનની તો આશા હતી જ નહિ કારણ જો કે એમણે યુવાવસ્થામા પ્રાણિશાસ્ત્રમા શોધો કરીને વૈજ્ઞાનિક કીર્તિ સપાદન કરી હતી, અને રૉયલ સોસાયટીના એ મેંબર પણ નિમાયા છે તો પણ તે પછીનાં જીવનમા મદ્રાસના ડાઇરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન તરીકે એમણે વહીવટી કામકાજમા વર્ષોના વર્ષો ગાળ્યા તેમા વિજ્ઞાન સાથેનો આ પ્રસગ તદ્દન ગયો અને હવે એમને તાતાની પાઠશાળાની ઉપર તેમ જ વિજ્ઞાનની આ પરિષદ ઉપર અધિપતિ થવાનુ પદ મળ્યુ તે એમની યોગ્યતા કરતા સદ્ભાગ્યની વાત છે તેથી ગત પરિષદોના પ્રમુખોની પેઠે વિજ્ઞાનની કોઈ પણ શાખામા સારો પ્રકાશ પાડે એવુ સમર્થ વ્યાખ્યાન અમે એમની પાસેથી મેળવવાની આશા રાખી નહોતી પણ તે સિવાય કા તો વિજ્ઞાનના કોઈ સામાન્ય પ્રશ્ન ઉપર હિન્દમા થતા તથા થઈ શકે એવા વૈજ્ઞાનિક કાર્ય ઉપર કે આ વિજ્ઞાનપરિષદની ભારતીય સસ્થાની ખિલવણી ઉપર સારો પ્રકાશ પાડશે, અને વ્યાવહારિક, વિચારોત્તેજક, માર્ગદર્શક સૂચનાઓ એમના અનુભવમાથી જડી મળશે, એ આશા રાખી હતી તેમા ય નિરાશ થયા એક રે એમના વ્યાખ્યાનનો વિષય તથા ભૂમિકા બહુ જ સામાન્ય હતા અને એમાથી તારવી કાઢી અહીં રજુ કરીએ એવા ભાગ મુદ્દા બહુ થોડા હતા ઇંગ્લન્ડની બ્રિટિશ એસોસિએશનની સાથે હિન્દી સાયન્સ કૉંગ્રેસની કાંઇક સરખામણી કરી, પણ સાયન્સ કૉંગ્રેસના સબન્ધમા જે જે કઠિન પ્રશ્નો ઉપસ્થિત થયા છે તેમને સ્પર્શ સરખો કર્યો નહિ વ્યાખ્યાનના આરભમા હિન્દી સરકાર હિન્દમા વિજ્ઞાન માટે બહુ ખર્ચ કર્યું છે એમ બતાવવાનો પ્રયાસ હતો ને છેવટના અર્ધમા "શોધખોળ" (*research*) કોને કહેવાય શુદ્ધ વિજ્ઞાનશાસ્ત્રની તથા વિજ્ઞાનનાં વ્યાવહારિક સ્વરૂપો (*applications*) ની શોધખોળ એ બેના ગૌરવ વિષે લાબી ચર્ચા કરી, બન્નેની આવશ્યકતા છે એટલુ સૂચવ્યુ, અને આ મહત્ત્વના પ્રશ્ન ઉપર પણ જે મતભેદ છે, તેમા કા તો પોતે જ નિર્ણય ન કરી શકયા હોય તેથી કે કા તો અસ્પષ્ટ શૈલીને લીધે, બન્ને પક્ષની જરાતરા ચર્ચા કરવા ઉપરાત વિશેષ ફલ આપી શકયા નહિ

આ પ્રમાણે આ વ્યાખ્યાન કોઈ રીતે સફલ કહી શકાય એમ નથી તે પૂરું થતા મૈસુરના મહારાજા સાહેબ વિદાય થયા, અને સાયન્સ કૉંગ્રેસના સભાસદોની સભા શરૂ થઈ " હિન્દમા વૈજ્ઞાનિક પુસ્તકાલયો " એ પ્રશ્નની ચર્ચા થઈ અને આ સાયન્સ કૉંગ્રેસ એ વિષયમા શુ કરી શકે, એ ખાસ પ્રશ્ન ચર્ચાયો પરિષદની ગત બેઠકના પ્રમુખ સર સિડનિ બરાર્ડ સભાપતિ થયા અને અલ્હાબાદની ( સરકારી ) મ્યુર સેન્ટ્રલ કૉલેજના પ્રાણિશાસ્ત્રના પ્રોફેસર, ડા ડુકનેન્ડે આ સબન્ધી ચર્ચા શરુ કરી હાલના કાળમા જ્ઞાનની કોઈ

પણ શાખા સમન્ધી કાર્ય કરવુ હોય તો તે વિષયનુ સાહિત્ય જોવુ જોઇએ છે પ્રાચીન કાળમા ને પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ના। વિદ્વાનોના તથા પડિતોના માથામા સમાઈ શકતુ અને જીન્હાથી પ્રકાશિત કરાતુ તેમ હાલ કરવુ તદ્દન અશક્ય છે તેથી ખાસ વિષયોના પુસ્તકાલયોની બહુ જરૂર છે પણ વજ્ઞાનિક પુસ્તકાલયો બહુ મોઘા પડે છે॰ વિજ્ઞાનના કાર્ય કર્તાઓ હિન્દમા બહુ થોડા છે વિજ્ઞાનની કેટલીયે શાખાઓ છે અને દરેક શાખા ઉપર કેટનુ યે સાહિત્ય એકઠ થયુ છે તથા નવુ નવુ પ્રકટ થાય છે તેથી હિન્દમા વૈજ્ઞાનિક કાર્ય કરનારાઓને જોઈતુ સાહિત્ય કા તો હિન્દમા મળતુ જ નથી કે મેળવના મે કડો માઇનોની મુસાફરી તથા ઘણુ ખર્ચ કરવા પડે છે તે જતા વૈજ્ઞાનિક કાર્ય હિન્દમા જોસભેર ચલાવવાને વૈજ્ઞાનિક પુસ્તકાલયો અનિવાર્ય છે તેથી હિન્દના વૈજ્ઞાનિકોનુ આ મડળ તે ઉપર વિચાર કરીને કાઈ વ્યાવહારિક માર્ગ કાઢવા માગતુ હતુ એક એવી પણ સૂચના હતી કે હિન્દમા એક મધ્યસ્થ મ્હોટુ પુસ્તકાલય ખોલવુ આ ચર્ચામા ઘણાઓએ ભાગ લીધો હતો અને માટે જોઇતુ દ્રવ્ય ક્યાથી લાવવુ, એ પણ જેવો તેવો વાધો ન્હોતો આખરે કાઈ પણ નિર્ણય કર્યા વિના પ્રશ્ન મુલતવી રખાયો

૨ બીજે દિવસે તા ૧૧ મી જાન્યુઆરીએ, જુદા જુદા વિભાગોમા સાયન્સ કોંગ્રેસ મળી કૃષિશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, અને ભૂમિશાસ્ત્ર *( Geology )* ના ત્રણ વિભાગો મળ્યા હતા

કૃષિશાસ્ત્રના વિભાગની સભામા પૂસાના *Research Institute* ના મિ મેકકેના સભાપતિ હતા નવ લેખો આવ્યા હતા, તેમા ચાર અગ્રેજોના હતા, ચાર હિન્દીઓના ( દક્ષિણ હિન્દવાસીઓના ) અને એક અગ્રેજ તથા હિન્દીના સહકાર્યનો લેખ હતો આમા કટલાક, ખાસ કરીને હિન્દીઓના લેખ વિદ્વત્તાવાળા હતા કેટલાક વિશેષ વિતાળ રૂપવાળા હતા પૂસાના મિ હાવર્ડનો લેખ આ વખતે પણ સારો હતો "હિન્દના વાયવ્ય વિભાગમા દૃષ્ટિનો વિકાસ" એ વિષય સારી રીતે ચર્ચ્યો હતો કોઇમ્બતુરના મિ ફિશરનો વિષય "વનનુ શાસ્ત્ર" ( *Science of Forestry* ) સારો હતો, ને મુદ્દાઓ સારા જણાય છે બેંગલોરના મિ એન્સ્ટેડનો વિષય સૌથી વધારે રસ પડે એવો હતો— કૃષિશાસ્ત્રથી અજ્ઞાન જનોને *"The Planting Industries of Southern India,"* મા દક્ષિણ હિન્દના ત્રણ મ્હોટા કૃષિ–ઉદ્યોગનુ વર્ણન એમણે આપ્યુ હતુ આ ત્રણ તે ચ્હા, કૉફી અને રબર, જે ત્રણે ખેતીના ઉદ્યોગો છે જેમ મુબાઈ રૂના ઉદ્યોગને માટે, બગાળા શણ( જ્યુટ )ના ઉદ્યોગને માટે તેમ દક્ષિણ હિન્દ ચ્હા, કૉફી અને રબરને માટે પકાયુ છે આ ત્રણેમા, મિ એન્સ્ટેડ જણાવે છે કે, કૉફી સૌથી પહેલી હિન્દમા દાખલ થઈ તે મૂળ કેવી રીતે આવી, એ હવે દન્તકથાઓના ભેદભર્યા વૃત્તાન્તોમા ઢકાઈ ગયુ છે આફ્રિકાના હબ્શિઓપીઆમા તે થતી હતી, ત્યાથી ઈ સ ૮૭૫ ના શુમારમા તે એબીસીનીઆમા ગઈ અને ત્યાથી ધીમે ધીમે પ્રવાસ કરતા અરબસ્તાન સિરીઆ, ઇરાન, તુર્કસ્તાનને એશિઆના બીજા દેશોમાં પહોંચી કૉફીના ઉપર જેટનો જુલમ ગુજર્યો છે, તેટલા

બીજા કોઈ પણ ભક્ષ્ય પ ાર્થ ઉપર નહિ ગુજર્યો હોય ધાર્મિક વહેમ, રાજકીય વિરોધ દંડકીય પ્રતિબન્ધ, ડર, જમાન વગેરેની પીડા સહી સહીને કૉફી અત્યારે આખી દુનિયાના આહાર તથા પાનમા સ્થાન ,પામી છે દન્તકથા પ્રમાણે ઇ સ ૧૬૦૦ મા ( અકબરના રાજ્યમા ) મૈસુર'સંસ્થાનના ચિકમાગલુર પાસેની ટેકરીઓ ઉપર બાબા બુદિન નામના માણસે સૌથી પહેલી કૉફી વાવી ઈ સ ૧૭૦૦ મા તે એડનથી મલબારના કિનારા ઉપર આવી એ ચોક્કસ છે, અને ઇ સ ૧૮૦૦ ના ભારતીય સાહિત્યમા પણ ત્હેના નિશાન મળી આવે છે હાલ દક્ષિણ હિન્દમા બે લાખ એકર જેટલી જમીન કૉફીના વાવેતરમા રોકાઈ છે એનાથી બીજે નમ્બરે ચ્હા આવે છે ત્હેનો મૂળ રોપો આસામ તથા ચીનમા થતો, અને એનો મુખ્ય વિકાસ તો ચીનમા જ થયો ઈ સ ૧૮૩૪ મા હિન્દમા ચ્હા ઉગાડવાની ભલામણ કરવામા આવી હતી અને ચીનની ચ્હા અજમાવી પણ પ્રયોગ નિષ્ફલ થયો ઈ સ ૧૮૪૦ મા આસામની ચ્હાથી પ્રયોગ કરવા કંપની સ્થપાઇ, અને હાલ દક્ષિણ હિન્દમા ૬૪,૦૦૦ એકર ચ્હાના વાવેતરમા રોકાયા છે રબરનુ વાવેતર તો બહુ અર્વાચીન છે સન ૧૮૭૬ મા વિકામ નામનો અગ્રેજ હાલ ચોગાનીને રબરના થોડા બી એમેઝોનથી ઇંગ્લંડમા લાવ્યો ત્હેના રોપા લકા ગયા, ને ધીમે ધીમે દક્ષિણ હિન્દમા પણ પહોંચ્યા આ પ્રયોગો ફાવ્યા નહિ ને આખરે સન ૧૯૦૨ મા સારી ભૂમિ મળવાથી ત્રાવણકોરમા એની સારી શરૂઆત થઇ રબર એટલુ લોકપ્રિય થયુ છે કે વાસ્તવિક રીતે એ ૫૦ વર્ષનો જ ઉદ્યોગ છે, એ ઘણા જાણતા નહિ હોય સન ૧૭૭૦ મા તે પેન્સી લના ડાઘ ભૂસવા માટે જ વપરાતુ પણ હવે તો તે વિવિધ ઉપયોગોની લીધે બહુ કીમતી પદાર્થ થવા પામ્યુ છે લગભગ સાઠ હજાર એકર જેટલી જમીન દક્ષિણમા રબરે રોકી છે

રસાયનશાસ્ત્રના વિભાગમા મદ્રાસની પ્રેસિડેન્સી કૉલેજના રસાયનના પ્રોફેસર, ડૉ સાઇમનસ સભાપતિ હતા (સાયન્સ કૉંગ્રેસના સેક્રેટરી પણ તે જ છે ) એમના ભાષણમા એમણે કહ્યુ કે હિન્દમા શોધખોળો બહુ થોડી થાય છે, માટે શિક્ષકોને વધારે સારી તાલિમ આપવી જોઇએ, શિક્ષણનો ભાર કમી કરવા શિક્ષકોની સખ્યા વધારવી જોઇએ, અને પગાર વગેરેમા પણ સુધારા કરવા જોઇએ બધા મળીને ૧૩ લેખ આ વિભાગમા આવ્યા હતા, તેમાના ૬ હિન્દીઓના હતા ૫ અગ્રેજોના હતા, અને ૨ હિન્દી-અગ્રેજના સહકાર હતા ડૉ પ્રફુલ્લ ચન્દ્ર રાય, ડૉ સડ્બરો ડૉ સાયમનસન તથા ડૉ વાટસન જેવા વિદ્વાનોની શોધોના લેખો, તેમ જ બીજા લેખો પણ શાસ્ત્રીય દૃષ્ટિથી બહુ મહત્વના હતા સુખડનુ તેલ ખોળ, વગેરે વિષે પણ પ્રયોગોના વૃત્તાન્ત હતા એકંદરે લેખો સારી ભૂમિકાના હતા

ત્રીજો વિભાગ ભૂમિશાસ્ત્રનો હતો ૬ લેખો આવ્યા હતા, ૨ હિન્દીના ને ૪ અગ્રેજોના વિશેષ વૃત્તાન્ત મળ્યો નથી

તા ૧૨ મી જાન્યુઆરીએ ગણિત તથા ભૌતિકશાસ્ત્ર( *Physics* )નો વિભાગ તથા વનસ્પતિશાસ્ત્રના વિભાગની સભા મળી હતી પહેલા વિભાગના સભાપતિ મુબાઈ વિલ્સન કૉલેજના પ્રિન્સિપાલ તથા મુંબાઈ યુનિવર્સિટિના વાઇસ ચેન્સેલર રેવરંડ ડૉ. મેકિન હતા પહેલી જ વાર સાયન્સ કૉંગ્રેસના વિભાગમા મુબાઈવાસીને સભાપતિ થવાનુ માન મળ્યુ આ વિભાગમા ગણિત તથા ભૌતિક શાસ્ત્ર ભેળવી નાખ્યાથી દરેકને નુકશાન થાય છે મુબાઈ મા તેમ જ દક્ષિણ હિન્દમા સારા ભાગ ગણિતશાસ્ત્રીઓ હોવા છતા ગણિતશાસ્ત્રનો ફક્ત એક જ લેખ એક હિન્દી તરફથી આવ્યો હતો હમણા જ મદ્રાસમા ગણિતશાસ્ત્રીઓનુ સમેલન થયુ હતુ, બધા ગણિતશાસ્ત્રીઓ તેમા જ ભળ્યા લાગે છે ભૌતિકશાસ્ત્રમા ૭ લેખો હતા, તેમા ૩ હિન્દીઓના, ૨ અગ્રેજોના ને ૨ હિન્દી-અગ્રેજોના સહકારથી તૈયાર થયેલા હતા રમણ તથા ડૉ વાટસન ધ્યાન ખેચતા હતા ડૉ વાટસનની સાથે મિ પગજપે નામે દક્ષણી વિદ્યાર્થી, એક જ મુસલમાનીએ મુબાઇનુ પ્રતિનિધિત્વ કર્યું હતુ ડૉ મેકિનનુ સભાપતિ તરીકેનુ ભાષણ સારૂ ગણાયુ હતુ હિન્દના "*Scientific spirit*" વિષે તે બોલ્યા હતા પ્રાચીન હિન્દની શોધખોળોને ઉદ્દેશીને એમણે કહ્યુ કે ભારતીય બુદ્ધિનુ વલન કેવળ તાર્કિક વિચારો તરફ નથી, પણ તે હમેશા થોડુ ઘણુ વ્યાવહારિક હોય છે, અને હિન્દની ગણિત વિષયક કૃતિઓમા તર્ક તથા વ્યવહારનો જે સયોગ જણાય છે તે હિન્દના શુદ્ધમા શુદ્ધ તત્ત્વ ચિન્તનમા પણ પરખી શકાય હિન્દનુ તત્ત્વચિન્તન એ કેવળ તર્કજાળ કે વિચારવિલાસ નથી કે બુદ્ધિની ચચળતાને સતોષવાની કીડામાત્ર નથી અન્તમા ડૉ મેકિને પૂછ્યુ કે પ્રાચીન કાળમા ગ્રીસ સાથેના સબન્ધથી ગ્રીસ તરફથી ભારતીય બુદ્ધિને જેમ એક પ્રેરણા મળી હતી તેમ આ કાળમા જે પાશ્ચાત્ય પ્રજા સાથે હિન્દનો સબધ બધાયો છે તેના સહવાસ પ્રસગથી હિન્દની બુદ્ધિમા નવુ ચૈતન્ય, વિશેષ ફલદાયક તેમ વિશેષ ઉત્કટ પ્રવૃત્તિ, જોવાની આશા શુ ન રાખી શકાય ?

વનસ્પતિશાસ્ત્રના વિભાગમા ઘણા લેખો હતા ૧૭ લેખોમા, ૫ હિન્દીઓના, ૬ અગ્રેજોના અને ૨ ઉભયના હતા આમા પણ મિ. હાવર્ડનો વધારે આમાન્ય પ્રકારનો હતો, ને બીજા વિશેષ શાસ્ત્રીય હતા સભાપતિનુ નામ જાણવામા આવ્યુ નથી

તા ૧૩ મી જાન્યુઆરીએ પ્રાણિશાસ્ત્રના વિભાગની સભા તથા સમસ્ત પરિષદની સામાન્ય સભા હતી

પ્રાણિશાસ્ત્રની સભામા મદ્રાસની પ્રેસિડેન્સી કૉલેજના પ્રો રામુન્ની મેનન સભાપતિ હતા વિજ્ઞાનના આ વિષયમા હિન્દ વધારે રસ લેતુ થયુ છે એમ એમણે કહ્યુ ને તેમા કલકત્તાના મ્યુઝીયમમા થતા કાર્યની પ્રશસા કરી ૩ હિન્દીઓના તથા ૪ અગ્રેજોના મળી કુલ ૭ લેખો આવ્યા હતા અગ્રેજોમા અલ્હાબાદના ડૉ બુડલેન્ડ, મદ્રાસના માછલી- ખાતાના મિ હોર્નેલ, આગ્રાના ડૉ રેનિકન હતા માનવશાસ્ત્ર ( *Ethnography* )સબધી

એક જ લેખ એક હિન્દી તરફથી આવ્યો હતો, ત્હેને આ વિભાગમા સામેલ કરવામા આવ્યો હતો કોચિનની યુરેઝીઅન તથા ઈન્ડો-પોર્તુગીજ પ્રજા સબધી તે હતો

તે પછી સર આલ્ફ્રેડ બૌર્નના સભાપતિત્વ નીચે સમસ્ત સભાસદોની સભા મળી ઇન્ડીઅન સાયન્સ કૉંગ્રેસના બધારણ વિષે ચર્ચા થઈ હતી પણ તેથી તેનુ કાઈ ફલ આવ્યુ કે નથી ત્હેનો વૃત્તાન્ત પ્રકટ થયો આવતી બેઠક લાહોરમા થશે પજાબના લે ટેનન્ટ-ગવર્નર સર માઈકલ ઓડ્વાયર એના મુરબ્બી થશે ડૉ ગિલબર્ટ વૉકર એફ આર એસ, એના પ્રમુખ, અને મિ હેવ્રી સ્થાનિક મત્રી થશે આટલુ નક્કી કરી પરિષદ્ વિસર્જન પામી

૩ આ સર્વ વૃત્તાન્ત સાયન્સ કાગ્રેસે પ્રકટ કરેલા તેમ જ વર્તમાનપત્રોના અહેવાલ ઉપરથી લીધો છે વળી ઈચ્છા છતા હુ જાતે જઈ શક્યો ન્હોતો પણ ત્યા ગયેલા કેટલાકની પાસેથી ત્હેમના સત્કાર જાણવા પામ્યો હતો

ત્રીજી બેઠકની પેઠે આ બેઠકમા જાહેર લોકપ્રિય વૈજ્ઞાનિક વ્યાખ્યાનો હતા પણ લખનૌમા ડૉ-હવે સર જગદીશ ચન્દ્ર બસુના પ્રયોગમય વ્યાખ્યાનથી જે અદ્ભુતતા તથા આકર્ષણ થયા હતા, તેવુ બૅંગલોરમા કાઈ થાય એમ ન્હોતુ પરતુ એને બદલે બૅંગલોરની તાતાની વૈજ્ઞાનિક સસ્થા, શિવસમુદ્ર તથા કનબાડીના કાવેરીના ધોધ તેમ જ એ ધોધથી બનતી વિજળીના કારખાના ગેરસપ્પાનો પૃથ્વી ઉપરનો ઉચામા ઉચો ધોધ, અને કૌલરની સોનાની ખાણો, આદિ વૈજ્ઞાનિક દૃષ્ટિથી પણ અત્યન્ત રસોત્પાદક સ્થાનો જોવાનો લાભ કૉંગ્રેસના સભાસદોને મળ્યો ધાર્મિક ઐતિહાસિક, તેમ જ શિલ્પ, આરોગ્ય ને પ્રકૃતિસૌન્દર્યની દૃષ્ટિઓથી રસદાયક એવા સ્થળો તો બૅંગલોરની સનિધિમા પુષ્કળ છે, પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ પ્રસન્ન કરનાર સ્થળો એમા ઉમેરવા ઘટે છે

લખનૌના કરતા તેમ કદાચિત્ પહેલાની કોઈ પણ બેઠકના કરતા, આ વર્ષે હિન્દીઓ વધારે જણાતા હતા એ આનન્દની વાત છે જેમ લેખો તથા ગોષ્ઠીમા તેઓએ આટલી પ્રગતિ બતાવી, તેમ વધારે ને વધારે વધી, આ સસ્થાના વહીવટમા પણ તેઓ ભાગ મેળવે એ ઇષ્ટ છે એવુ થશે ત્યારે જ આ ભારતીય વિજ્ઞાનપરિષદ્ વિશેષ સ્થિરતાથી અસર કરશે, અને ત્યારે જ ભરતભૂમિના શિક્ષણમા તથા પ્રજાના જીવનમા વિજ્ઞાનનો જે ઉદ્યોગ કરવાનો છે તથા વિજ્ઞાનની પ્રતિભા ઉતારવાની છે, તે કરવાના અસરકારક પગલાં લઈ શકાશે મુબઈવાસીઓ હજી વિજ્ઞાનપરિષદ્થી દૂર રહ્યા છે, એ શોચનીય છે તેમ આ સાયન્સ કૉંગ્રેસને વિશેષ ફલવતી કરવા જે યોજનની આવશ્યકતા છે તે કરવામા આ વર્ષે પણ કાર્યકર્તાઓએ વિલમ્બ કર્યો, તેમ જ એના કાર્યપ્રદેશમા વિશેષ વિસ્તાર કરવાના તથા એની ગતિમાં વિશેષ કૌવત આણવાના ઉપાયો હજી વિચાર્યા પણ નહિ, એ વિશેષ શોકજનક છે

---

શ્રીયુત ગોવર્દ્ધનરામ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ -



શ્રીનગર-શાલીમાર બાગની અન્દરનો દેખાવ

# ઉદ્યોગવિકાસનું ચેતન અને રાજ્યાશ્રય

## ( ૨ )

( ગયા અંકથી ચાલુ )

લેખક—રા અમ્બાલાલ બુલાખીરામ જાની, બી એ

આમ દૈવયોગે હિન્દના ઉદ્યોગવિકાસનુ ભવિષ્ય આશાજનક જણાય છે, તેમ હિન્દી સરકાર અને હિન્દી પ્રજા બન્ને તે અર્થે સચેત થયા પણ છે આથી આ પ્રશ્ન તેના સમગ્ર અંગો સાથે વિચારવાને હાલનો સમય ખાસ અનુકૂલ છે પરંતુ આ વિચારણામા ઉતરવા અગાઉ, સ્પષ્ટપણે એ કહેવુ જોઈએ કે ઉપર દર્શાવ્યુ તેમ હિન્દની વિલક્ષણ સ્થિતિને અંગે, જેને અર્થશાસ્ત્રમા *Enterepreneaurs* ઉદ્યોગોના ખાસ વ્યવસ્થાપક કહે છે તેના વ્યવસ્થાપક હિન્દમા રાજ્યે બનવાનુ છે હિન્દી સરકાર ઈસ્ટ ઈંડિયા કંપનીના વારસ રૂપે હિન્દી નાણાસાધનની વ્યવસ્થાપક *Financier* તો છે જ એટલે પરદેશો સાથના નાણાસબંધો ( વટાવ હુંડીયોના ચુકવણ આદિ ) ચલાવનારી પેઢી હિન્દી સરકાર છે તેમ જે હિન્દી ઉદ્યોગોની નિપજોનો સારો ઉઠાવ પરદેશોના બજારોમા જેવી રીતે થાય એમ હોય તેવી રીતે તે નિપજોના ઉદ્યોગો દેશમા જામે એવી વ્યવસ્થા રાખવનારી પેઢી પણ હિન્દી સરકારે બનવાનુ છે સરકારની દોરવણી વિના આ કામ થઈ શકે એમ નથી, એ નિર્વિવાદ છે દુનીયામા ઉદ્યોગોના અગ્રણી બનેલા દેશોની તવારીખ જોતા આ સત્ય તત્ત્વનુ ખરૂ મૂલ્ય સમજાશે ગ્રેટ બ્રિટને અઢારમી અને ઓગણીસમી સદીથી (૧૭૫૦ થી ૧૮૫૦) કરેલા ઔદ્યોગિક પરિવર્તન( *industrial revolution* )નો સને ૧૮૧૦ થી ૧૯૧૦ સુધીમા જર્મન ઉદ્યોગવીરોએ સાધેલા સર્વાંગ વિકાસનો, એશિયામા જાપાને સને ૧૮૫૪થી ખીલવેલી ઔદ્યોગિક સ્થિતિનો તેમજ અમેરિકાની પ્રગતિનો ઇતિહાસ અવલોકતા રાજ્યની પોષક સભાળના પરિણામે એ દેશોના વ્યાપાર અને ઉદ્યોગોના વિસ્તારો જામ્યા છે એ પ્રત્યક્ષ થાય છે વર્તમાન સમયના, પરદેશો સાથેના રાજ્યદ્વારી સબધો પણ વ્યાપારી અને ઔદ્યોગિક સબંધો ઉપર જ મુખ્યત્વે અવલબેલા છે અને એવા સબધો બાંધવા, ફેરવવા, છોડવા એ હાલના રાજ્યતંત્રનુ જ કાર્ય છે આ સર્વથી તેમ જ નવા ઔદ્યોગિક સજોગો અનુસાર નવી દિશામા દેશની ઔદ્યોગિક પ્રવૃત્તિ વાળવાને રાજ્યની દોરવણીની અગત્ય આવશ્યક હોવાથી હિન્દી ઉદ્યોગોને રાજ્યાશ્રયની પ્રથમ અગત્ય છે

**રાજ્યાશ્રયની પ્રથમ અગત્ય.**

આથી તે સમન્ધી જરૂરી અનુકૂળતાઓનો વિચાર અહીં કરીશુ ઉદ્યોગોના વિકાસ માટે સામાન્ય રીતે ત્રણ જરૂરી અને પ્રાથમિક અગો લેખાય છે—(૧) કાચી નિપજો, (૨) કારીગરો, અને (૩) મુડી આ ત્રણે અગો રાજ્યની સગીન સહાયતાથી તેમ જ લોકના સ્વાશ્રયી પ્રયત્નોથી કેમ ઉચ્ચ રીતે મળી અને જમાવી શકાય એમ છે, તે વિચારવાનુ છે વિશેષ સ્પષ્ટતાથી તે પ્રત્યેકનો વિચાર કરવાથી આ સબધમા અત્યાર સુધીમા શુ શુ સધાયુ છે હજી શુ શુ કરવા યોગ્ય રહેલુ છે, તેની વસ્તુસ્થિતિ સમજાશે

**ઉદ્યોગના ના… જરૂરી અગો.**

કાચી નિપજોનો આધાર મુખ્યત્વે ખેતી ઉપર છે દુનીયાના સુધરેના દેશોમા વિજ્ઞાનની નવી રીતિઓ અનુસાર ખેતી ઉચ્ચ પ્રકારે, થોડા શ્રમે અને પાકની ફેરફેરથી પૂરતો બદલો આપે એવી ઢબે કરાય છે હિન્દની ખેતી જો કે હિન્દની હાજતોને પહોંચી વળે છે,

**કાચી નિપજો, ખેતીની ખીલવણી અને તેનો ઉપયોગ.**

પરન્તુ દુનીયાના અન્ય સુધરેલા દેશોની ખેતી સાથે હરીફાઈમાં રહી શકે, એવી ઉચ્ચ કોટીની તો નથી જ તેમ જ જમીન દિન પર દિન નીરસ થતી જતી હોવાની અને પાકની ઉત્તર નબળી પડવાની ફર્યાદ સભળાય છે તેથી નવી ઢબના ઓછા શ્રમે અને થોડા ખર્ચે પુષ્કળ બદલો આપે એવા ખેતીના ઓજારો અને ખાતરોની જમીનને પરિપુષ્ટ કરનારી અને અવરનવર ઘટતા પાકથી તેની ફળદ્રૂપતા વધારવાની નવી શાસ્ત્રીય રીતિઓનો પરિચય હિન્દીઓને કરાવવાનો છે તેમ જ આવો પરિચય ખેતીવાડીની કેળવણીથી સરકાર કરાવી શકે એમ છે થોડા વર્ષથી પુસા, પુના આદિ સ્થળોએ ખેતીવાડીની કોલેજો અને શાળાઓ તેણે કાઢી છે તેમ જ દરેક ઈલાકામા ચાર ચાર પાચ પાચ સ્થળોએ પ્રદર્શનક્ષેત્રો રાખી તથા નિપુણ પુરુષોની નનામ ખેડુત વર્ગને મળે એવી ગોઠવણો ગોઠવી, સરકારે આ દિશામા પ્રયત્ન આદર્યો છે ખરો છતા હિન્દની વિશાળતા, ખેતીવાડીની બહોળી કેળવણીની અપેક્ષા રાખનારી પ્રજાની બહુસંખ્યા અને હિન્દી ખેતીની અપરિપક્વ સ્થિતિ, એ સર્વ જોતા આ પ્રયાસો ઘણા જ ઓછા તેમ જ અતિમંદ સિદ્ધ થયા છે જર્મનીએ પોતાના રેતાળ અને અગસાળ પ્રદેશને ઉત્તમ ખેતીને લાયક બનાવવામા લોકને જે હરેક પ્રકારની મદદ આપી છે તેનો ખ્યાલ કરવામા આવે તો હિન્દી સરકારે હિન્દી ખેતી સબધમા ઘણુ જ ઓછુ કર્યું જણાશે તેનો એક જ દાખલો બસ થશે હિન્દથી હજારો મણ હાડકા જર્મની દર વર્ષ વહી જતુ હતુ અને તેના ખાતરો બનાવી તેનો લાભ પ્રજાને આપતુ હતુ, ત્યારે હિન્દ એ હાડકાની કીમત જ સમજતુ ન હતુ, એમ કહેવુ અયોગ્ય નહી ગણાય આથી કાચી નિપજો ખીલવવા ખેતીવાડીની કેળવણીની પ્રથમ અગત્ય છે, એ સમજાશે

વળી હિન્દ કાચી નિપજો તો વિશાળ પ્રમાણમા પકવે છે, પરતુ તે જ નિપજોમાથી માલ દેશમા જ બનાવવાના ઉદ્યોગો પરદેશી હરીફાઇ સામે નિભાવી શકતા નથી એટલે તેની બીઆ, રગમા કામ લાગતા વનસ્પતિપદાર્થો, નળ, કાચુ રેશમ, રૂ, ગોળી, શણ, ચામડા, છાલો, તમાકુ ચીથરા, લાકડુ, એ સર્વની નિકાશ અતિવિશાળ પ્રમાણમા મોરે ભાવે હિન્દને કરવી પડે છે અને પરદેશોમાથી એ જ ચીજોમાથી બનેલા મોઘા માલ તેલ, રગરોગાન, બીસ્કીટ, રેશમમાલ, ખાડ, કાપડમાલ, દોરડા, કેળવેલા ચામડાના માલ, સીગારેટ, કાગળ રમકડા આદિ લેવા પડે છે તેથી જો રાજ્ય ઉછરતા ઉદ્યોગો માટે અત્યત અગત્યની ગણાતી સરક્ષક જકાતની નીતિ પરદેશી માલોને લાગુ કરે અને લોકોને આ ઉદ્યોગો સબધી શાસ્ત્રીય જ્ઞાન આપવાની અને કેટલાક સાહસોની અજમાયશો બતાવવાની ઘટતી પણ તાકીદપૂરતી વ્યવસ્થા કરે તો જ આ કાચી નિપજોની ખીલવણી વાસ્તવિક રીતે દેશની પ્રજાને અને રાજ્યને પણ ખરેખર લાભકર્તા થાય

**કારીગરો અને હુન્નરી આદિ કેળવણી.**

તે જ પ્રમાણે કારીગરો સબંધમા પણ રાજ્યાશ્રયની બેશક અત્યંત અપેક્ષા છે અનનત્ત ધનસામગ્રીથી વિજળીક અને વરાળના બળના વિસ્તૃત ઉપયોગથી તથા પરાગ પેટા નિપનોની શાસ્ત્રીય રીતિઓ અનુસાર વ્યવસ્થાથી અન્ય દેશો હિન્દી ઉદ્યોગોને ગેહુ આપી શક્યા છે, એ ખરૂ, પરતુ જો લોકમા કારીગરીનો ઉ માદ અને ટીરાચબુદ્ધિ ઉચ્ચ પ્રમાણમા પ્રેરાય તો તેઓ આ હરીફાઈમા ટકવાનુ સામર્થ્ય સારીરીતે મેળવી શકે, એમ છે પ્રથમ તો તે અમની લોકમા જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉત્સાહ જગવવાની અગત્ય છે રાજ્ય પ્રાથમિક કેળવણી સાર્વત્રિક પ્રમાણથી તે કરી શકે એમ છે એ તો અટળ સત્ય જ છે કે હાલના આર્થિક વિગ્રહ(*economic warfare*)મા જ્ઞાનનો પ્રસાર અત્યંત જરૂરી છે એમ 'અજ્ઞાન નામક વિચારક સત્ય જ કહે છે કે જ્ઞાનના પ્રસારમા રોકેલી મુડી ગાંઠેથી વિશેષ નફો રક નિવ રી જોઈએ, અને નીકડી પણ છે તેથી તેના પ્રસારમા રોકેલુ નાણુ ઉત્તમ થાપણ જેવુ જ છે સામાન્ય રીતે જ્ઞાન તે ધન અનુસરે છે અને તે અજ્ઞાન તથા જુદી મેવ દુઃખનો અત આણે છે આથી પ્રથમ તો જન સમૂહોનુ અજ્ઞાન અને ખોટા હાનિકારક ખ્યાલોને દૂર કરે તેવી આપના પ્રાથમિક કેળવણી સાર્વત્રિક કરવી ઘટે છે તે પછી હુન્નરી કેળવણીના પ્રસારની પણ અગત્ય કાંઈ ઓછી નથી પરતુ જ્યા સાર્વત્રિક પ્રાથમિક કેળવણીના સાધા છે ત્યા તેની હુન્નરી કેળવણીની અગત્ય પૂરી ન કરવામા આવે તેમા નવાઈ નથી આજથી ૫૦ વર્ષ ઉપર તે હિન્દના જેવી જ સ્થિતિમાનુ જર્મની હિન્દના જેવા કુદરતી સાધનો કે અનુકૂળતાઓ વગરનુ ન હતુ જતાયે ૩૦ વર્ષના અરસામા પ્રાથમિક તેમ જ અદ્ભુત હુન્નરી કેળવણીના પ્રસારથી જ, જે અદ્ભુત પ્રગતિ કરી નાખ્યુ છે, તે જોતા હિન્દમા હુન્નરી કેળવણીના વિશાળ પ્રસારની અગત્ય કેટલી છે તે જણાયા વિના નહી રહે વળી હુન્નરી કેળવણીની વ્યવસ્થા ઉપરાંત પદાર્થવિજ્ઞાન, રસાયણ શાસ્ત્ર આદિ અનેક શાસ્ત્રોની કેળવણી આપનારી સખ્યાબધ સસ્થાઓ અને પ્રયોગશાળાઓની અગત્ય પણ કઈ ઓછી નથી તે માટે આરભમા તો કેળવાયેલા વર્ગ પરદેશોમા કેટલાક વર્ષ અભ્યાસ અને અવલોકન અર્થે ગાળવા જોઈશે અને અન્ય દેશના અનુભવી વિજ્ઞાનશાસ્ત્રીઓ અને શિલ્પકારોને હિન્દમા આદરપૂર્વક બોલાવી તેમના અનુભવનો લાભ લોકોને મળે એવી વ્યવસ્થા પણ રાજ્યે તેમ જ ધનાઢ્ય વર્ગોએ કરવી જોઈએ તેમ થશે તો જ કારીગર વર્ગ તૈયાર થશે અને ત્યારે જ દેશના ઉદ્યોગો ખીલશે

**મુડી અને રાજ્યની જામીનગીરી.**

હવે ઉદ્યોગોના વિકાસ અર્થે ત્રીજો જરૂરી અગ મુડી તેનો વિચાર કરવાનો છે હિન્દી સરકારે જામીનગીરી આપ્યાથી રેલ્વે, નહેરો, ખાણો આદિ અતિ વિશાળ યોજનાઓ માટે ભારે મુડી(૮ ના અબજથી પણ વિશેષ) તેને મળી છે, તેમ જો નવા ઉદ્યોગો પરદેશી હરીફ ઉદ્યોગ સામે ટકાવ કરી શકે તે સારૂ કેટલીક ઘટતી જામીનગીરી સરકાર લેશે તો તે માટે મુડી હિન્દમા મળવામા કાઈ વાંધો નહી આવે જેમ શાખા રેલ્વેઓ માટે સરકારે વ્યાજના અમુક દરની જામીનગીરી આપી છે તેવી જ જામીનગીરી તે આપે ઓછા દરે નાણા ચોક્કસ ઉદ્યોગોને ધીરે તેમ જ નાણાની ઉચક મદદ પણ આપે, તો લોકો તેવા ઉદ્યોગોમા નાણુ રોકવા સત્વર બહાર પડે

ગજ્યાશ્રયના પ્રકારોની આ મીમાંસા વિચારવાં યોગ્ય છે જર્મનીએ તેમ જ જાપાને આવી વિવિધ રીતિઓએ પોતાના દેશના ઉદ્યોગો ખીલાવ્યા અને જમાવ્યા છે રાજ્યાશ્રય શું કરી શકે છે તે દાખવવાને જર્મનીનો દૃષ્ટાંત મોજુદ છે હિન્દી અન્ન એ કરી નહિ એમ છે આ રીતિઓ મુજબ છે અને હિન્દના વાસ્તવ લાભ ખાતર આ રીતિઓ યોજવાનું તે મન ઉપર લે અને હિન્દી પ્રજાના વધતા ટેકા સાથે શાહી સરકારને પૂરતો આગ્રહ કરે તો વર્તમાન વિગ્રહે તેની આંખ ખોલેલી હોવાથી આ રીતિઓને સંમતિ આપી નહિ આવી રીતિઓનું અદોહન નીચે પ્રમાણે કરીનું તો તે કઠિ માગ શક થશે —

**ગજ્યાશ્રયના પ્રકારોનું સૂચન.**

* The industrial population has not been left to carve out its own destiny but has been guided and helped at every step All sections of the community from the throne to the workhouse have contributed something Laissez faire or Manchesterthum as they say in Germany is dead, ordered regulation is accepted and applied with infinite pains by the legislature, Government departments Municipalities and private citizens It is seen not only in the scientific tariff but in the careful and judicious factory code, the state system of insurance the organisation of traffic and transport by rail way and canal the fostering of the mercantile marine the education provision and poor law administration so the edifice has been built up four square and buttressed about on every side It is a wonderful achievement in which every unit has played a part and the spirit which has brought it about is the spirit of duty and work.

—*Prof Shadwell*

**ભાવાર્થ** ઉદ્યોગશીલ પ્રજા પોતે પોતાનું ભવિષ્ય ઘડી લે એવું કાંઈ વાતું બાકી રાખેલું નથી, પરંતુ તેને દરેક ક્રમે રાજ્યે દોરી છે અને સતત મદદ આપી છે આ પ્રગતિમાં રાજ્ય શથી માંડી મજૂર વર્ગ પર્યંત તેમના સઘળા વિભાગોએ કંઈ ને કંઈ હિસ્સો આપ્યો છે પોતે પોતાની મેળે ફોડી લેવાની નીતિ કે જેને જર્મનો માંચેસ્ટર વાદ કહે છે તે નીતિ જર્મનીમાં મરણને શરણ થયેલ છે વ્યવસ્થિત નિયમન ધારાઘટક મંડળોએ સરકારી ખાતાઓએ મ્યુનિસીપાલીટીઓએ અને નાગરિક વ્યક્તિઓએ સ્વીકારેલુ છે અને ભારે શ્રમપૂર્વક તે વ્યવહારમાં પણ મુકાય છે તેનું દર્શન કેવળ પૂર્ણ વિચારપૂર્વક યોજાયલી જકાતની નીતિમાં જ નહીં પણ રેલ્વે તેમ જ પુખ્ત સાવચેતી અને વિવેકપુર સર યોજેલો કારખાનાનો ધારો નહેર દ્વારા માલની લાવજાવની વ્યવસ્થા વ્યાપારી વહાણવટું કેળવણીની ગોઠવણ ગરીબોને પોષણ મદદ અને વિમાની યોજના એમાં દેખાય છે, દરેક ચારે કોરથી ટેકા આપી ઉપર ઓવોજિક પ્રગતિનું મંદિર બાંધ્યુ છે અને દરેક બાજુએથી તેનું સંરક્ષણ કીધેલું છે આ એક આશ્ચર્યકારક સિદ્ધિ છે અને એમાં દરેક એકમે પોતાનો કંઈ હિસ્સો આપ્યો છે અને તેને સાધનારો આશય તે કર્તવ્ય અને કાર્યનો જ આશય છે .

—પ્રો, શેડવેલ

( ૮ ) સરક્ષક જકાતની નીતિનુ ધોરણ હિન્દના કેટલાક ઉછરતા ઉદ્યોગોની ખીલવણી અર્થે યોજવુ અને તેના ઉત્પન્નનો લાભ જરૂરી કેળવણી આદિ લોક સુધારણાના કામો આતરી હિન્દી પ્રજાને આપવો જોઈએ

( ૯ ) પરદેશોમા બ્રિટીશ એલચીખાતા સાથે એક હિન્દી વ્યાપારી એજંટ રાખવો જોઇએ અને તે ત્યા હિન્દી માલને કટલો અવકાશ છે, ત્યાના લોકની કેવી કેવી હાજતો છે, અને તે પોષવા હિન્દી માલમા કેવા સુધારાની અગત્ય છે તે સર્વની સૂચનાઓ આપે અને ત્યા હિન્દી વ્યાપારીઓને જોઇતી અન્ય અનુકૂલતાઓ કરી આપે

( ૧૦ ) હિન્દી સરકારે હિન્દની મહેસુલી રાજ્યનીતિનો અકુશ પોતાને હસ્તક રાખવો અને હિન્દી પ્રજાના વાસ્તવ લાભ જળવાય તેમ તેનુ ચલનવલન કરવુ જોઇએ

( ૧૧ ) હિન્દમા કેટલાક નવા જરૂરી ઉદ્યોગો દાખલ કરવા લોક પ્રેરાય તે માટે સરકારે પ્રથમ નમુનાના ધોરણે પોતે ચલાવવા અને તેવા સફળ સાહસોનો અનુભવ તથા ખાત્રી લોકને કરાવવી અને તે ઉદ્યોગો લોકોએ ઉપાડ્યા પછી તે જામે ત્યા સુધી જરૂરી ખાસ સવલતા તેમને કરી આપવી જોઈએ

જેમ સરકારે આવા પ્રયાસો આદરવાના છે તેમ લોકોએ અને ખાસ કરીને કેળવાયલા વર્ગોએ દેશના ઉદ્યોગોના વિકાસ માટે રાજ્યની મળી શકતી અનુકૂલતાઓ ઉપરાત લોકાશ્રયથી અન્ય અનુકૂલતાઓ કરી લેવી ઘટે છે તેમણે દુનીયાના અન્ય સમૃદ્ધ રાજ્યોની

**લોકકર્તવ્ય.** ઔદ્યોગિક પ્રગતિના ક્રમોની પૂર્ણ માહિતી મેળવી, કળવણી આદિથી સામાન્ય જનસમૂહો ઘટતુ સામર્થ્ય પ્રાપ્ત કરે એવા સાધનો યોજના યોજવવા ઘટે છે કેવળ હાથ જોડીને બેસી રહેવાથી કે સરકાર સર્વ કરશે, એમ આશા રાખીને બેસી રહેવાથી કાંઈ ધારી પ્રગતિ થવાની નથી, પણ પોતે જ કર્તવ્યતત્પર થવાનુ છે

દેશના ઉદ્યોગવિકાસ અર્થે આર્થિક બાબતમા તેમ જ અન્ય સાર્વજનિક લોકહિતની બાબતમા જે જે આવશ્યકતાઓ રાજ્ય દ્વારા સધાય એવી લાગે, તે સર્વ સાધવાની અનુકૂલતા કરી આપવા સરકારને દયાણભર્યો આગ્રહ પણ તેમણે કરવો જોઇએ

જો કે રાજ્યવહીવટીઓનુ એ કર્તવ્ય છે કે તેમણે લોકોન્નતિના સાધનો સરળ કરી આપવા, પરતુ તેથી કાંઈ લોકના અગ્રગણીઓનુ કર્તવ્ય ઓછુ થતુ નથી તેમણે પણ "મુગા દેશબંધુઓ"ને પોતાની, દેશની સ્થિતિ સુધારવાને, જનસમૂહોની આર્થિક અને સાંસારિક અવસ્થિતિનું ઊંડુ અવલોકન કરી તે તે ઉપાયો યોજવા આતુરતાથી તત્પર થવુ જોઇએ કેળવાયલા વર્ગ જનસમૂહોમા સયુક્તપણે, સહકારથી કામ કરવાની વૃત્તિ અને શકિત ખીલવવાની છે, તેમ જ ખત અને હિમ્મત પ્રેરવાના છે જમીનદારો, તાલુકદારો અને રાજાઓએ તથા ધનવાન ગૃહસ્થોએ ઉદ્યોગશાળાઓ સ્થાપવા, અને લોકકેળવણીના પ્રયાસો આદરવા, પોતાના સાધનોનો ઉમદા ઉપયોગ કરવાનો છે આમ સર્વ વર્ગોએ યથાશક્તિ દેશોદ્ધારનુ કાય સત્વર અને સગીન ધોરણે ઉપાડી લેવુ ઘટે છે સ્વાશ્રય વિના આત્મોન્નતિ, દેશોન્નતિ

સઘાલી દુર્ઘટ છે પ્રજાજન પોતે ધારે તો પોતાના, દેશના ભાવીને ઇષ્ટ વળણે વાળવા અને કાળમનને પણ નિયમમા આણવા પણ સમથ છે એ સર્વથા સત્ય છે કે

आस्ते भग आस्तीनस्य ऊर्ध्वं तिष्ठति तिष्ठत ।
शेते निपद्यमानस्तु चराति चरतो भग ॥

---

# હિન્દનુ નન્દનવન

લેખ.—રા ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, બી એ,

**શ્રીનગર.**

પંજાબના સપાટ સુપીક પણ અપાદપ અને તેને જ લીધે કટાળો ઉપજાવે એવા પ્રદેશમાથી આવીને પ્રચણ્ડગિરિ ઓળઘીને આગળ ખીણોમાથી, નદી નાળામાથી, રાનવન માથી, ઝેલમ નદીના સપાકાર પ્રવાહની પાસેપાસેની વિકટ માગ કાપતા કાપતા, કાશ્મીરના સપાટ, સુપીક, સુ ર તથા છાયાવાળા પ્રદેશમા પ્રવેશ કરીને તા ૨૫ મી એ મગળના દિને બપોરે ૧૨ વાગતા અમે શ્રીનગર તો પહોંચ્યા અને નગરમા શોધ કરતા શ્રીનગરમા શ્રીયુત બિજ્લી બાબુ બોસને ઘેર સુખરૂપ આવી પહોંચ્યા

અમારા આગમનની બોસ બાબુને પ્રથમથી ખબર હોવાથી અમે પહોંચતા વેંતના જ સ્નાનભોજનાદિ સર્વ વ્યવસ્થા ઉત્તમ રીતે થઈ અમારુ ભોજનાદિ આટોપાતા જ બિજ્લી બાબુ ઑફીસમાથી ઘેર આવ્યા અને તેમણે અમારી પ્રવાસ વગેરેની ખબર પૂછીને તમારે રહેવાની વ્યવસ્થા શ્રીયુત અમૃતલાલ મહેતા નામના અન્ય બગાલી બાબુના ઘરમા રાખી છે, એમ અમને જણાવ્યુ શ્રીયુત મહેતા તથા શ્રીયુત ઘોષ નામના બીજા એક બગાલી બાબુ એકત્ર રહેતા હતા અને બન્નેય છડા જ હોવાને લીધે તેમના ઘરમા જગ્યા પણ પુષ્કળ હતી વળી, તે શાકાહારી પણ હતા પકડાનવીન કુટુબવત્સલ બાબુના ઘર કરતા અમારે રહેવાની આ બીજી વ્યવસ્થા જ અમને વધારે પસદ પડી, અને એવી વ્યવસ્થા કરવા માટે અમે બિજ્લી બાબુનો ઉપકાર માન્યો

અમારા પ્રવાસ બાબતની ખબર પૂછીને પછી બિજ્લી બાબુએ અમારે કાશ્મીરમા કેટલા દિવસ રહેવાનો વિચાર હતો એમ પૂછપરછ કરી 'સાત આઠ દિવસ કરતા વધારે દિવસ રહેવાની અમને સવડ નથી' અમે જ્યારે એમ બાબુજીને કહ્યુ ત્યારે તે ઘણા આશ્ચર્યથી બોલ્યા 'શુ કહો છો તમે? તમારા સ્થાનથી હજારો હજાર માઇલના

પત્થાપર આવીને અને આવ્યા બધા પૈસા ખરચ કરીને તમે આવ્યા, અને હવે અત્રે સાઠઆઠ દિવસ જ રહેશો? અહીં આવનારા લોક આટલો શ્રમ વેઠીને પ્રયાસ કરીને આવ્યા પછી ઓછામાં ઓછો મહિનો દોઢ મહિનો પણ રહ્યા વિના પાછા સ્વદેશ જતા નથી વળી, કાશ્મીર એક મોટો પ્રાંત છે એમાં કેટલાએ સુંદર સરોવરો છે, કેટલીએ વનશ્રીથી ભરેલી ખીણો છે અહીંયા સ્ફટિક જેવા પાણીથી ભરપૂર વહેતી કેટલીએ નદીઓ છે, આઠ દસ હજાર ફુટથી વધારે ઉંચી પુષ્પવાટિકા તથા શીતળ નિવાસસ્થાનો કેટલાએ છે, આટઆટલામાંથી તમે સાત આઠ દિવસમાં શું શું જોશો?"

આના આશયનું બાબુસાહેબનું ભાષણ સાંભળીને, કોઇ શ્રીમંત મનુષ્યના મનની કુબેરની સંપત્તિ સાંભળીને જે સ્થિતિ થાય, તે જ અમારા મનની થઈ અમે કાશ્મીર આવ્યા, તેનો અર્થ જ એ કે તે પ્રાંત વનશ્રીનું પિયેર જ સમજીને આવ્યા પણ તે પ્રાંત કવળ ઉડતુંક જોવા માટે પણ મહિનો પંદર દિવસ પૂરા નથી, એવું સાંભળીને અમને જરા ખરાબ લાગ્યું પણ હવે તે ખોટું લગાડવાનો ઉપયોગ પણ શો હતો? અમને વધારે રહેવાની સવડ પણ ન હોતી તેથી જેટલો સમય મળે તેમાં જેટલું જોઈ શકાય તેટલું જોઈ લેવાનો અમે અમારા મનમાં નિશ્ચય કર્યો, અને અમારા સમયના અમે બે ભાગ કરવાનો ઠરાવ કર્યો પહેલા ભાગમાં શ્રીનગરની તથા તેની આસપાસના પ્રેક્ષણીય સ્થળો જોવા, અને બીજા ભાગમાં શ્રીનગરની બહારના કેટલાક સ્થળો જોવા તથા પછી તરત જ દેશમાં પાછા ફરવાનો અમે કાર્યક્રમ ગોઠવ્યો

અમારે ઉતારે ગયા પછી ક્ષણની પણ વિશ્રાંતિ ન લેતા અમે શ્રીનગરમાંની પ્રેક્ષણીય બાબતો પાછળ લાગ્યા જે ક્રમે અમે શ્રીનગરમાંના સ્થળો જોયા, તે જ ક્રમમાં તેમનું વર્ણન આપવાનો મારો ઈરાદો છે એમ કરવું એટલે એક રીતે અમારી રોજની રોજનિશી તારીખવાર આપવી જ પડે એવી ડાયરી વાચકો આગળ રજુ કરતા પહેલા શ્રીનગરનું સામાન્ય સ્વરૂપ તેમની આગળ રજુ કરવું વધારે સવડભર્યું થશે

શ્રીનગર કાશ્મીર સંસ્થાનની રાજ્યધાનીનું શહેર છે હાલમાં કાશ્મીર એ જોડ સંસ્થાન છે અહીંઆના મહારાજ કાશ્મીર તથા જમ્મૂ સંયુક્ત સંસ્થાનોના અધિપતિ છે જમ્મૂ સંસ્થાન હિમાલયની તળેટીમાં અને પંજાબની ઉત્તરે છે જમ્મૂ હાલ સંસ્થાનનું એક પરગણું છે કાશ્મીરના મહારાજ જમ્મૂમાં શિયાળાના ચાર મહિના રહે છે અને બાકીના આઠ મહિના શ્રીનગરમાં રહે છે

કાશ્મીર આ સંયુક્ત સંસ્થાનનું એક પરગણું જ છે આ પરગણું હિમાલયથી વીંટળાયેલો એક સપાટ પ્રદેશ છે એ સુમારે ૮૦ માઈલ લાંબી અને ૩૦ માઈલ પહોળી એવી એક સપાટ પટ્ટી છે અને આ સપાટ પટ્ટીમાંથી ઝેલમ નદી વહેતી જઈને બારામુળા આગળ હિમાલયમાં થઈને વાંકી ચુંકી વહેતી વહેતી પંજાબમાં ઉતરી છે આ પટ્ટીની સરેરાશે મધ્યમાં શ્રીનગર રાજ્યધાની આવેલી છે

જે પ્રમાણે યૂરોપિયન પ્રવાસી કાશ્મીરને ‘ હિન્દનુ નંદનવન ’ કહે છે, તે જ પ્રમાણે તે શ્રીનગરને યૂરોપના વેનિસ શહેરની ઉપમા આપે છે પ્રથમ દર્શને આ સરખામણી ‘ક્યાં ગંગા ભોજ અને ક્યા ગાંગો, તેલી’ એ કહેવતના જેવી લાગે છે કારણ, ક્યા એડ્રીયાટીક સમુદ્રથી વીંટળાયલુ વેનિસ શહેર અને ક્યા હિમાલયથી વીંટળાયલુ શ્રીનગર શહેર ! ક્યા સમુદ્રસપાટીપર વસેલુ તથા નદીના પ્રવાહ વડે સમુદ્રમા આવેલા માટીના કચરાનુ બનેલુ વેનિસ અને ક્યા સમુદ્રસપાટીથી પાચ હજાર ફુટની ઉંચાઇપર વસેલુ તથા સરોવરનુ પાણી ઉતરી આવીને બનેલુ શ્રીનગર ! ક્યા એક સમયે એશિયા અને આફ્રિકા ખંડના વ્યાપારનુ કેન્દ્ર બનેલુ વેનિસ અને ક્યા હિમાલયની પ્રચંડ ભીંતવડે દુનિયા સાથેના વ્યવહારથી અલગ પડેલુ શ્રીનગર ! ક્યા યૂરોપમા શિલ્પકળાનુ મનાયલુ પિયર વેનિસ, અને ક્યા ઝુપડા જેવાં ત્સાદા તથા ગલીચ ઘરોથી ભરેલુ શ્રીનગર !

આશરે, કેટલીએ બાબતોમા આ બન્ને શહેરો વચ્ચે વૈષમ્ય છે તો પણ એક બાબતમા આ બન્ને શહેરોમા વિલક્ષણ સામ્ય છે, તથા તેને લીધે જ આ ઉપમા અયથાર્થ લાગતી નથી એ બાબત તે શહેરમાના તથા શહેરની આસપાસના જવાઆવવાના માર્ગ તથા તેના સાધનો એ છે વેનિસ શહેર સમુદ્રને કાંઠે એક મોટી નદીના મુખપર ભેગા થતા કચરાના ઘનીભવન તથા દ્રઢીભવનથી બનેલુ છે તે શહેરની જૂદી જૂદી જમીનના ટાપુ અથવા બેટ થયા છે, અને વચ્ચે વચ્ચે પાણી તથા પાણીના વ્હેળા છે વેનિસ શહેરના ‘ ગ્રાંડ કનાલ ’ નહેરવડે બે ભાગ થયા છે અને આ નહેરના હજારો ફાટા કાઢ્યા છે તેને લીધે આખા શહેરમા નહેરો ને નહેરો જ છે અને આ નહેરોનો રસ્તા પ્રમાણે જ ઉપયોગ થાય છે એટલે જે પ્રમાણે બીજા શહેરોમા ગાડીઓ, ઘોડા, ટ્રામો, એ અવરજવરના સાધનો હોય છે તે પ્રમાણે વેનિસમા ‘ ગાન્ડોલા ’ નામની હોડીઓ, નાની-મોટી, આગબોટો એ અવરજવરના મુખ્ય સાધનો છે અને આને લીધે પ્રથમ જ જોનારને આ એક અપૂર્વ જ અનુભવ લાગે છે તે જ પ્રમાણે શ્રીનગરની સ્થિતિ છે

આ શહેર ઝેલમ નદીના બન્ને કાંઠાપર આશરે ત્રણ માઇલ બન્ને બાજૂએ વસેલુ છે આ નદીમા નાના મોટા વહાણો ચાલે છે ઉપરાંત, શહેરની ઉત્તરે એક અર્ધા માઇલપર ડાલ નામનુ મોટુ સુંદર તળાવ છે અને આ તળાવ ઝેલમ નદી સાથે એક નહેરવડે જોડેલુ છે, તેવી જ રીતે ઘણા માઇલ દૂર માનસબલ નામે એક સરોવર છે, તેનો પણ ઝેલમ નદી સાથે એક નહેરવડે સબન્ધ કર્યો છે અને શહેરની નીચે દુધગંગા નામની નદી ઝેલમને આવી મળી છે ઉપરાંત ઝેલમ નદીમા પૂર આવીને શહેરના ઘરોમા પાણી દાખલ થાય છે તેનો અટકાવ કરવા માટે શહેરની ઉપરની બાજૂએ ઝેલમ નદીનો એક મોટો ફાટો કાઢીને તેને અર્ધવર્તુલાકાર લઇને શહેરની વચ્ચોવચ નદીમા મેળવીને ફરી બીજી બાજુએ કાઢીને છેવટે શહેરની નીચે નદીમા મેળવ્યો છે આ સર્પાકાર નહેરને લીધે અહીં ઝેલમ નદી આ ! પાડેલા ક જેવી દેખાય છે અને શહેરના ઘરો આની આસપાસ વસેલા છે આને લીધે શહેરમાના

કોઈ પણ ઠેકાણેથી નદી અથવા નહેર આઠ દસ મિનિટના રસ્તા ઉપર છે અર્થાત્ શહેરમા જૂદે જૂદે ઠેકાણે જવાનુ મુખ્ય સાધન હોડીઓ જ છે એવી હજારો હોડીઓ શ્રીનગર શહેર મા છે જે પ્રમાણે આપણે બીજા શહેરોમા ગાડીના સ્થળે ગાડી ઠરાવવા જઇએ છીએ તે પ્રમાણે અહીંઆ કોઈ પણ સ્થળે જવુ હોય તો હોડીઓને ઉભા રહેવાને સ્થળે જવુ જોઇએ અને ત્યાથી હોડીમા બેસીને ઇષ્ટ ઠેકાણે પહોચવાનુ આ હોડીઓને અત્રે 'શિકારા' કહે છે ઘારાપુરી જવા માટે મુબાઈમાં જેમ જાનીબોટ હોય છે તેની જાતની આ શિકારા ઓ હોય છે ફક્ત આ હોડીઓ ઘણી જ લામી હોય છે નદી તથા નહેરોનુ પાણી શાત હોવાને લીધે આ હોડીઓ નીચે સપાટ હોય છે

તારીખ ૨૫ મે ૧૯૧૫ ના દિવસે સવારે પાચ વાગે નીકળીને અમે ૩૪ માઇલનો પ્રવાસ આશરે સાત કલાકમા કર્યો આ સર્વ પ્રવાસ તદ્દન સપાટ પ્રદેશમા હતો રસ્તાની બન્ને બાજુએ 'ચેદા' નામના સુદર તથા ઉંચા ઉગનાર ઝાડોની હારની હાર એકસરખી ઉગી રહી હતી, તેને લીધે અમે એકાદ લતાથી વ્યાપ્ત સુદર મડપમાથી જ જઈ છીએ, એવો ભાસ થતો હતો પુષ્કળ ઠેકાણે રસ્તાની બન્ને બાજુએ ખાઇઓ પ્રમાણે ફાટા દૃષ્ટિએ પડયા, અને તેમાં પુષ્કળ પુષ્પોથી નમી ગયેના પાણીમા ઉગનાર ઝાડો તથા વેલો દગ્ગોચર થતા હતા. તેથી કરીને સર્વ પ્રદેશ જાણે કે એક આ બાગ જ હોય એમ ભાસ થતો હતો, શ્રીનગરની પાસે પાસે આવતા, ફળઝાડના બાગો તથા ફુલઝાડના બાગો રસ્તામા દેખાવા લાગ્યા

બારથી ત્રણ સુધીમા અમારૂ સ્નાન, ભોજન વગેરે આટોપાયુ બિજલી બાબુના કહેવાથી રહેલા ત્રણ ચાર કલાકમા અમે રેશમનુ કારખાનુ અને જુમ્મા મસીદ જોવાનુ ઠરાવ્યુ તે પ્રમાણે ટાગા ઠરાવીને તરત જ નીકળ્યા, તે રેશમના કારખાના પાસે આવ્યા

કારખાનાની જગ્યા મોટી છે પણ કારખાનાની ઈમારત ઘણી મોટી દેખાઈ નહિ કારણ, આ કારખાનાનો ઘણો જ મોટો અને તે પણ વણવાનો ભાગ અગ્નિનારાયણના ભક્ષ્યસ્થાને પડયો, અને તે ભાગ હજી પણ બાધ્યો નથી, એમ જણાયુ હાલમા તે કારખાનામા રેશમના કીડાઓએ તૈયાર કરેલા કોશેટામાથી ફક્ત રેશમી દોરા તૈયાર થાય છે, અને તે યૂરોપમા મોકલવામાં આવે છે, એમ અમને જણાવવામા આવ્યુ અમારા દુર્દૈવે આજે કારખાનામા વહેલી છુટી થઈ હતી, તેને લીધે અમને કારખાનુ ચાલતી સ્થિતિમા જોવાનુ મળ્યુ નહિ તો પણ અમે સર્વ ઓરડા જોયા અને તૈયાર થયેલા રેશમના નમૂના જોયા તેમ જ, ઇટલી દેશમાથી આવેલી, રેશમના કીડાઓના ઇડાની પેટીઓ ને પેટીઓ અમે સા જોઈ આ સસ્થાનનુ રેશમનુ આ કારખાનુ ઘણુ જ મોટુ છે, અને તેમાથી સસ્થાનને વર્ષમા દસબાર લાખનુ ઉત્પન્ન થાય છે, એમ જાણવામા આવ્યુ

આ કારખાનુ જોવાનુ પુરૂ થયા પછી અમે પાછા ફર્યા અને જુમ્મા મસીદ જોવા નીકળ્યા રેશમનુ કારખાનુ ઝેલમ નદીને જમણે કાંઠે છે તો જુમ્મા મસીદ ડાબે કાંઠે છે અને તે શ્રીનગરના જૂની વસ્તીની તદ્દન વચ્ચે જ છે તેને લીધે અમારે ઝેલમ નદી પરના

પૂન ઓગળીને જવુ પડ્યુ અમે પૂલ ઓળંગીને શહેરમાથી જવા લાગ્યા તેટલામા જ અમને જુના કાશીનુ સ્મરણ થઈ આવ્યુ હવે રસ્તો તદ્દન સાકડા આવવા લાગ્યા એક ટાગો પણ જવાનુ મુશ્કેલ થાય એટલો નાનો રસ્તો હતો તેમ જ રસ્તો આડાઅવળો પણ ઘણો હતો ઘરો પણ તદ્દન મેલા, ગદા હતા અને જ્યા ત્યા રસ્તાપર ગદવાડ તથા કચરો પડેલા હતા. તેને લીધે રસ્તે જતા વારવાર દુર્ગંધ પણ આવતી

રસ્તામા દૃષ્ટિએ પડતા લોક પણ ઘણા જ ગદા દેખાતા અહીં ઘણી ખરી મુસલમાનોની જ વસતી છે વચ્ચે વચ્ચે મુસલમાની ઢબનો પોષાક પહેરેલા, પણ ગધ-ચન્દનના તિલકને લીધે હિંદુ તરીકે જણાઈ આવે એવા પંડિત દૃગ્ગોચર થતા હતા શહેરનો આ ગદો ભાગ જોઈને નન્દનવનમા પણ વચ્ચે વચ્ચે ઉકરડાની જગ્યા હોય છે, એમ લાગ્યુ આ આખો પ્રાંત તથા આ શહેર નૈસર્ગિક સૌન્દર્યથી તથા વનશ્રીથી આટલા ઓતપ્રોત ભરેલા હોવા છતા મનુષ્ય પોતાના આળસવડે, પોતાના અજ્ઞાનને લીધે, પોતાની ગલીચ રીતભાતથી, પોતાની ગાંડી કલ્પનાથી તથા પોતાના દારિદ્યથી 'નન્દનવન'ને પણ 'નરક' તુલ્ય કરી નાખી શકે છે, એ જોઈને મનમા એક પ્રકારનો ઉદ્વેગ ઉત્પન્ન થયો 'નર કરણી કરે તો નરકા નારાયણ હો જાય' આ મનુષ્યની કર્તૃત્વની સાક્ષી પૂરનાર કહેવત જેમ ખરી છે તે જ પ્રમાણે 'મનુષ્ય પોતાના દુષ્કૃત્યોવડે અધોગતિએ પણ પોતાને લઈ જઈ શકે' એમ કહેવુ એ પણ તેટલુ જ ખરૂ છે. આટલા સુન્દર પ્રદેશમા આટલુ ગદુ શહેર! આ વિરોધ અમારા મનમા એકસરખો ખુચતો હતો જો કે આ શહેરનો ભાગ આટલો ગદો હતો તો પણ અહીંઆ પણ વિજળીના દિવા નજરે પડતા હતા, આ બાબતમા માત્ર અમને આશ્ચર્ય લાગ્યુ પણ આ સ્થળે વિજળીના દિવા રૉકેલ કરતા પણ સોંઘા પડે છે, અને તેથી જ સર્વ લોકોમા આ દિવા વાપરવામા આવે છે, એમ અમને જણાયુ

આ ગદા ભાગમાથી અમારો રસ્તો કેમે કરતા ખુટે નહિ! પણ છેવટે અમે એક ઠેકાણે ઉભા રહ્યા અને ખાઈ જેવી દેખાતી ઉંડી જગ્યામાથી જુમ્મા મસીદના દરવાજા પાસે આવ્યા ત્યા પુષ્કળ મુસલમાન ફકીર તથા મુલ્લા બેઠેલા હતા તેમણે અમારી આસપાસ ગરદી કરી હિંદુઓના તીર્થસ્થળોમા જેમ પડ્યા હોય છે તેવા જ એ લોક અમને લાગ્યા પણ તેમના લાગ્યાની દરકાર ન કરતા અમે મસીદમા દાખલ થયા

આ મસીદ જ્યા ત્યા પડી ગયેલી તથા તૂટી ગયેલી દેખાય છે આ આખી મસીદ લાકડકામની છે, એ એક તેમા નવીનતા છે ઉત્તર હિંદુસ્થાનમાની સર્વ મસીદો પથ્થરની હોય છે; પણ અહીંઆંની આ મુખ્ય મસીદ લાકડાની છે ઇમારત ઘણી ઉંચી છે લાકડાના થાભલાઓની હારની હાર ઘણી ભવ્ય દેખાય છે ઉપર છત પણ લાકડાની છે અને તેનુ નક્શીકામ સુંદર છે થાભલાઓની ઉંચાઈ જોઈને જ મનુષ્ય તદ્દન આશ્ચર્યચકિત થઈ જાય છે અહીંઆના થાભલા ચાલીસ પચાસ ફુટ કરતા વધારે ઉંચા હશે જ આ થાભલા ઝાડના એક જ થડના બનાવેલા હોય છે એ પરથી હિમાલયના ઝાડોના પ્રચડપણાની કલ્પના

આવે છે પરંતુ આ મસીદનો ઘણો જ ભાગ પડતર થવાને લીધે એન્દર દેખાવે નયનમનોહર નથી, એ કબૂલ કરવું જોઈએ

આ મસીદ પ્રથમ સિકન્દર બોદીએ ઈ સ ૧૪૦૪ સાલમા બાંધી તારાપીડ નામના હિંદુ રાજાએ ઈ સ ૬૯૬? મા બાંધેલા હિંદુ દેવળના સામાનવડે આ મસીદ બાંધવામા આવી આ મસીદ ત્રણ વખત અગ્નિનારાયણના ભક્ષ્યસ્થાને પડી હતી ૧૪૭૯ મા તે બળી ગયાને લીધે ફરી બાંધવામા આવી જહાંગિરની કારકીર્દિમા ૧૬૧૯ મા ફરી તેમા આગ લાગી અને ફરી તે બાંધવામા આવી ત્રીજી વખત ૧૬૭૪ ની સાલમા ઔરંગજેબ બાદશાહની કારકીર્દિમા તે ફરીથી બાંધવામા આવી હાલની ઇમારત ઔરંગજેબના સમયની છે ઈ સ ૧૮૯૩ મા આ મસીદની દુરસ્તી કરવા માટે કાશ્મીરના મહારાજાએ ૧૬,૦૦૦ રુપિયા આપ્યા અને ફરી ૧૯૧૨ ની સાલમા તેમણે આ કામ માટે ૪૦,૦૦૦ રૂપિયા આપ્યા મસીદ અમે જોવા ગયા ત્યારે દુરસ્તીનુ કામ ચાલુ હતુ એમ લાગ્યુ કારણ ઠેકઠેકાણે પાલખો નજરે પડતી હતી આખી મસીદની જગ્યા ઘણી જ મોટી છે મસીદનું આગણુ ૨૫૪×૨૩૮ ફુટ છે આ સર્વ અમે જોતા હતા, તેટલામા જ ઘણી જ સંધ્યાકાળ થઈ, તેથી અમારે અમારા ડેરા તરફ પાછા ફરવાની જરૂર પડી

આશરે સાડાસાત વાગતા અમે બાબુ અપ્રકાશચન્દ્રને ઘેર આવી પહોંચ્યા રાતે વાળુ ત્યાંજ કર્યું અને બીજા દિવસનો કાર્યક્રમ ઘડાયો શ્રીયુત ઘોષ બાબુ જાપાનમા જઈને રેશમના ધંધાની માહિતી મેળવી આવેલા છે, અને હાલમા તે કાશ્મીરમા રેશમના ખેતીકામના સુપરવાઈઝરનુ કામ કરતા હતા તેમને તેમના કામ માટે હારવાન પર્યંત જવાનુ હતુ તેથી તેમના જ ટાંગામા અમારે જઈને ત્યાના પ્રેક્ષણીય સ્થળો જોઈને એજ દોરને સુમારે ઘેર પાછા આવવું એમ નક્કી આ પ્રમાણે ઠરાવ્યા પછી તથા આમતેમ ગપ્પા માર્યા પછી આશરે દસ વાગે અમે સૂઈ ગયા

તા ૨૬ મે ૧૯૧૫ ના રોજ અમે વહેલા ઉઠ્યા અને ચહાપાણી કરીને અમે ટાંગામા બેઠા અમે એકંદર ચાર માણસ હતા ત્રણ જણા ટાંગામા બેઠા અને શ્રીયુત ઘોષે તેમની પગગાડી સાથે લીધી કારણ તેમને વચ્ચે જ બાજુના એક ગામડાની તપાસણી કરવાને જવાનુ હતુ

હારવાન સ્થળ શ્રીનગરની ઉત્તર ૧૧ માઈલ દૂર છે આ ઠેકાણેથી શહેરમા નળનુ પાણી આણ્યુ છે ત્યા જતા રસ્તો ઘણો જ ઉંચો નીચો છે હારવાન એક સ્વાભાવિક તળાવ છે તેની ત્રણે બાજૂએ પ્રચંડ પર્વત છે તે એટલા ઉંચા છે કે મે મહિનામા પણ ડુંગરાઓની ટોચમા હજી બરફ દૃષ્ટિએ પડતો હતો બરફના ખસી પડવાથી તથા પીગળવાથી ડુંગરોની બાજુએ પડેલા ખૂણા ઉપર સ્થળેસ્થળે દેખાતા હતા આ પ્રમાણે ત્રણ બાજુએ સ્વાભાવિક રીતિ હોવાને લીધે દક્ષિણ બાજુએ જ માત્ર બધાર બાંધવો પડ્યો છે

આ તળાવમા ડુંગર ઉપરના બરફનુ પીગળેલુ પાણી ભરાય થાય છે અને અહીંઆથી શહેર માટે કાન તળાવમાથી નળ લીધા છે તળાવમા એકંદર થતુ વધારેનું પાણી એક

મોટી મોરીમાથી છોડી દીધુ છે, અને આ પાણીના જ કાંટા ડાન સરોવરની આજુબાજુના બાગોમા લીધા છે તળાવ કાંઈ વધુ મોટુ નથી પણ અહીંઆનો દેખાવ ઘણો સુદર છે અને તે કાંઈક નૈનિતાનના સરોવરના દેખાવ જેવો લાગે છે ફક્ત આ ડુગરોપર વસ્તી બિલકુલ જ નથી તેને લીધે સર્વ પ્રદેશ નિર્જન છે તેમ જ, હારવાનની આસપાસના ડુગરોપર ઝાડી પણ નૈનિતાનના જેટલી ગીચ નથી હારવાનના દક્ષિણ તરફના બધારપર જ્યા ત્યા ગુલાબની હારની હાર રોપી દીધી છે આ ગુલાબ કલમી છે બધા ગુલાબ ફુલોથી ભરેલા હતા ફુલોના રગ, તેમનુ કોમળપણુ તથા સતેજપણુ અવર્ણનીય હતા તથા ફુલો પણ હાથની ઉઘાડી હથેલી જેવડા મોટા હતા કાશ્મીરને '**ગુલાબની ભૂમિ**' કહે છે, તેની



નદનવનનુ પ્રવેશદ્વાર—બારામુલા તથા ઝેલમ નદી ઉપરનો પુલ.

યથાર્થતા મારા ધ્યાનમા આવી કારણ, આ પ્રાતમા જગલી તથા કલમી ગુલાબ જ્યા ત્યા છે ગુલાબની જ વાડો, ગુલાબની જ હારો, ને ગુલાબોની જ કમાનો જ્યા ત્યા નજરે પડે છે

હારવાન તળાવનો આખો બધ અમે ઓળગ્યો તળાવનુ પાણી અત્યત સ્વચ્છ તથા નિર્મળ દેખાતુ હતુ જ્યાથી વધારે પાણી માટે રસ્તો કરી આપ્યો છે ત્યા સુધી અમે ગયા ત્યા પાડાના અગ જેવુ પાણી ધો ધો કહીને દ્વારમાથી વહેતુ જતુ હતુ આ શોભા અમે ઘણો સમય જોઈ રહ્યા અને પછી નિરૂપાયે ત્યાથી પાછા ફર્યા

પાછા આવતાં ઘોષ બાબુને તેમનું નિત્ય વ્યવસાયનું કામ એટલે રેશમના કીડાની તપાસણી કરવાનું હતું. આ સંસ્થાનમાં રેશમનો સર્વ ધંધો સરકારનો છે. એટલે રેશમની ઉપજ સરકાર કરે છે, એમ નહિ પણ રેશમના કીડાના ઈંડાં સરકાર ઈટાલીમાંથી મંગાવે છે, અને તે ગામડાંના ખેડુતોને મફત આપે છે. આ ઈંડામાંથી કીડા કેવી રીતે ઉત્પન્ન કરવા, તેમને કેવી રીતે ઉછેરવા, તથા કીડાઓ કોશેટા કરે ત્યાં સુધી તેમની સંભાળ શી રીતે લેવી—આ બાબત સરકારી અમલદારો મારફત ખેડુતોને માહિતી આપવામાં આવે છે. ખેડુતોની મહેનતથી તૈયાર થએલા કોશેટા સરકાર એક ઠરાવેલા ભાવે તેમની પાસેથી વેચાતા લે છે. તૈયાર થતા કોશેટા બીજા કોઈને પણ વેચી શકાય નહિ, એવો ખેડુતો પર નિર્બંધ છે.

ઘોષ બાબુની સાથે અમે પુષ્કળ ઘરો ફર્યા અને રેશમના હજારો કીડા જોયા. ઘરમાંની ઠંડી જગ્યામાં અભરાઈ માફક ખુલ્લા કબાટોમાં આ કીડા રાખે છે. તેમને શેતુરનાં પાંદડાં ખાવા મૂકે છે. આ ગામમાં શેતુરનાં ઝાડો પુષ્કળ છે. આને લીધે કીડાઓને જોઈતો ખોરાક ખેડુતોને મફત મળે છે. આ કીડાઓથી વધારે ઉષ્ણતા સહેવાતી નથી, તેમ વધારે ટાઢ પણ તેમને માટે ચાલતી નથી. માટે ઉષ્ણતાનું પ્રમાણ વધારે ઓછું બરાબર સમજવા માટે પ્રત્યેક ખેડુતને એક ઉષ્ણતામાપક યંત્ર આપવામાં આવે છે. આ લોકોના ઘરો જોકે ઝુંપડાં જેવા હોય છે તો પણ તેમને ઉપરના માળ હોય છે તથા એ ઘરોને કાચની બારીઓ હોય છે. તેમનો ઉપયોગ તે ઓરડીમાંની હવા જોઈએ તેવા પ્રમાણમાં રાખવા માટે કરવામાં આવે છે. તેવી જ રીતે, કદાચિત હવામાં ઉષ્ણતા વધારે થાય તો તે ઓરડીમાં માપસરનું પાણી ભરીને તે પાણીની વરાળ કરીને તે (ઉષ્ણતા) ઓછી કરવામાં આવે છે. આ પ્રમાણે આ[illegible]ની સંભાળ અને ઉછેર બરાબર થાય છે કે નહિ, ખેડુત તેના કીડાની બરોબર કાળજી લે છે કે નહિ, એ જોવા માટે તેમ જ કીડાઓને થતા રોગોની પરીક્ષા કરીને તેમનો પ્રતિકાર કરવા માટે સરકારે આ શાસ્ત્રના જાણકાર ઇન્સ્પેકટર નીમ્યા છે અને રોજ ગામેગામમાં જઈને તપાસણી કરી આવવાનું તેમનું કામ છે. ઘોષ બાબુનું આ જ કામ હોવાને લીધે અમને અનાયાસે જ રેશમની ઉત્પત્તિની સઘળી કૃતિ બારીકાઈથી જોવાને મળી.

આ પ્રમાણે ગામડાં જોતા જોતા અમે પાછા આવતા હતા ત્યારે ઘોષ બાબુએ અમને કાશ્મીરના મહારાજનો ટ્રાઉટમાછલીનો માછલાના તળાવનો બાગ દેખાડ્યો. કાશ્મીરમાં બ્રાહ્મણ સુદ્ધાં સર્વ હિંદુ માંસાહારી તથા મત્સ્યાહારી છે. ટ્રાઉટ માછલી ઘણી દુર્મિલ અને અત્યંત સ્વાદિષ્ટ હોવાને લીધે મહારાજાએ પોતાને માટે તથા ખાસ મહેમાનો માટે એક ગામડાગામમાં આ માછલાની ઉત્પત્તિમાટે સ્વતંત્ર વ્યવસ્થા કરી છે. આ બાગમાં બબ્બે ફૂટ પહોળા તથા ત્રણ ચાર ફુટ ઉંડા પાણીના ફાંટા જ ફાંટા કાઢેલા છે અને તે ફાંટામાંથી પાણીને લઈ જવામાં આવે છે. આ ફાંટામાં આ માછલાં અમને આમથી તેમ ફરતા દેખાતા હતા. અમારા બંગાળી મિત્ર ઘણા કૌતુકથી આ માછલાંની સ્વાદિષ્ટપણાની તારીફ કરતા હતા.

'આ માછલા ઘણા મોંઘા હોવાને લીધે એ ખાવાનુ ઘણા થોડાના જ નશીબમા હોય છે' એવુ તેમણે કહ્યુ, કારણ આ માછલીની ૭ રુપિયે પાઉંડ પ્રમાણે કિંમત ઉપજે છે, અર્થાત્ એક માણસ એક માછલુ ખાય તો તેના ભોજનની કિંમત સહેજ ૭ રૂપિયા થાય છે એવા ૭ રૂપિયાની કિંમતનુ ભોજન અમે આયુષ્યમા એક જ વાર કર્યું છે, એમ બાબુ સાહેબના મિત્ર બોલ્યા અસ્તુ !

આ પ્રમાણે ગોપબાબુનુ પોતાનુ રોજનુ કામ ખલાસ થયા પછી અમે અમારા અહીંઆના મુખ્ય કામની–પ્રેક્ષણીય સ્થળો જોવાની–પૂઠ પકડી શ્રીનગરમા જોવા લાયક વસ્તુ ત્યાના નિરનિરાળા બાગ હોય છે શહેર બહાર તથા ડાલસરોવરની આસપાસ જ્યા ત્યાં બાગ જ બાગ હોય છે, તે પૈકી 'શાલીમાર,' 'નિશાત' તથા 'ચશ્મશાઈ' વિશેષ પ્રસિદ્ધ અને ઘણા સુંદર છે તેથી અમે તેટલા જ જોવાનુ ઠરાવ્યુ હતુ અને આજના કાર્યક્રમમા તે પૈકી પહેલા બે જ જોવાનો અમે ઠરાવ કર્યો હતો તે પ્રમાણે, હારવાન તરફથી પાછા આવતા પહેલા શાલીમાર બાગ આવે છે એટલે અમે તે જ પ્રથમ જોયો બાગનુ પ્રવેશદ્વાર કાંઈ ઘણુ ભવ્ય નથી તેમ જ બાગની આસપાસની ભીંત પણ ઘણી મોટી અથવા ઉત્તમ તરેહની બાંધેલી નથી ગામડાના એકાદ પાટિલના વાડાની આસપાસ જેવી તરેહની ભીંત હોય છે તેવી જ આ પણ દેખાતી હતી આવી બાહ્ય પરિસ્થિતિને લીધે આ બાગ માટે પ્રથમત ઘણો અનુકૂળ ગ્રહ જોનારના મનમા થતો નથી પણ બાગના એક એક પાયરી ચઢીને જેમજેમ આપણે અંદર જઈએ છીએ તેમતેમ આ બાગના પ્રચંડપણાની, તેમાના સુખસગવડની, તેની રચના તથા સાદર્યની સાક્ષી મનને મળે છે આ બાગ ૫૦૦ વાર લાંબો તથા ૨૬૦ વાર પહોળો છે એના એક ઉપર એક એવા ચાર ભાગ છે બાગની વચ્ચોવચ પ્રત્યેક ભાગમા એકેક તળાવ છે અને સર્વ તળાવ ફાટા કાઢીને જોડેલા છે તથા ચાનુ ફુવારાની હારની હાર આવી રહેલી છે આ બાગ માટે હારવાન તળાવનુ પાણી આણ્યુ છે અને તે સર્વ બાગમા જૂદે જૂદે રસ્તે ફેરવ્યુ છે આ પાણીના એક તળાવમાથી બીજા તળાવમા પડતા નાના નાના ધોધ કર્યાં છે, અને છેવટે સર્વ પાણી ડાલ તળાવમા છોડી દીધુ છે

ચોથા ભાગપર એક સુંદર ૬૫ ફૂટ લાંબો પહોળો ચબૂતરો છે અને તે પર પથ્થરનો મડપ બાંધ્યો છે એના થાભના કાળા સગમરવરી પથ્થરના છે અને તેમનાપર સુંદર નકશી કામ કરેલુ છે આ મડપની આસપાસ પાણીનુ નાનુ તળાવ છે અને તેમા એકદર ૧૪૦ ફુવારા છે આ સર્વ ફુવારા ચાનુ હોય છે ત્યારે આ સ્થળેથી ઘણી જ અદ્વિતીય શોભા દેખાય છે આવી તરેહના કેટલાએ બાગોથી સુશોભિત થયેલા આ શહેરને 'નંદનવન' એ નામ અન્વર્થક છે એવુ લાગ્યા વિના રહેતુ નથી આ બાગમા 'ચિનાર' નામના ઘણા જ ઝાડો છે શ્રીનગરના ઘણુ ખરૂ સર્વ બાગોમા આ ઝાડો હોય છે અને ઝેલમ નદીને કાંઠે તો ચિનાર બાગ' નામનો એક સ્વતંત્ર બાગ જ છે આ ઝાડ મૂળ પર્શિયામાનુ છે, તથા મોગલ

લોકોએ તે આ પ્રાંતમા આણ્યા એવુ કહેવાય છે આ ઝાડનુ પ્રચંડપણુ, તેની ગાઢ છાયા, તેના પાંદડાની કોમળતા તથા સતેજતા—આ બાબતો પ્રત્યક્ષ જોયા વિના સમજાવી શકય નથી પર્શિયન ભાષામા સુન્દર સ્ત્રીના નાજુક હાથને 'ચિનાર' ઝાડના પાંદડાની ઉપમા આપે છે, એમ અમને કહેવામા આવ્યુ અને આ ઉપમા યથાર્થ છે, એમ તે ઝાડના સુન્દર પાંદડા જોઇને મારા મનમા આવ્યુ

શાલીમાર બાગ જહાંગીર બાદશાહે ૧૬૧૯ની સાલમા તૈયાર કરાવ્યો ઈ સ ૧૬૩૦ મા શાહજહાંની કારકિર્દિમા આ વધારે વધારવામા આવ્યો શાલીમાર બાગને ડાલ સરોવર સાથે



શ્રીનગર—શંકરપર્વત ઉપરથી લીધેલો શહેરનો દેખાવ

એક સુંદર નહેરથી જોડ્યો છે આ નહેર એક માઈલ લાંબી અને બાર બાર વાર પહોળી છે, તથા નહેરની બન્ને બાજૂએ મોટમોટા વૃક્ષોથી છવાયલી લીલીછમ પગથાર છે આને લીધે શ્રીનગરમા 'શિકારા'મા બેસીને આ બાગપર્યંત જલમાર્ગે આવી શકાય છે

આ બાગ જોઈ રહ્યા પછી અમે ટાંગામા બેસી અને શાલીમારની આ બાજુએ બે માઈલપર આવેલા 'નિશાત' બાગ પાસે આવ્યા આ બાગનુ પ્રવેશદ્વાર શાલીમારના કરતા વધારે મનોહર છે અને આ બાગ ડાલ તળાવની તદ્દન નજીક હોવાને લીધે શાલીમાર કરતા

અહીંઆ ડાન સરોવરનો દેખાવ ઘણો જ રમણીય લાગે છે આ બાગ પણ શાલીમાર જેટલો એટલે ૫૯૫ ફૂટ લાંબો છે શાલીમાર કરતા આ બાગની પહોળાઈ જરા વધારે એટલે ૩૬૦ ફૂટ છે શાલીમારને ચાર ચગાવવાળા ભાગ છે, પણ આ બાગના આઠ માળ છે છેવટનો ભાગ ઘણો જ ઉંચો હોવાથી તેની પાછળ હજારો ફૂટ ઉંચાઇની ટેકરીઓ છે તેને લીધે આ ભાગ પરથી ડાનસરોવરના બધા બાગોનો તથા આસપાસનો દેખાવ ઘણો વિસ્તૃત તથા વિવિધ દેખાય છે આ બાગમા બે મડપ છે પહેલો બાગના પ્રારભમા જ છે, તથા બીજો બાગને છેડે છે બન્ને મડપ બે માળવાળા છે તેમનુ સર્વ કામ લાકડાની નકશીનુ છે બન્ને મડપમા તળાવ છે અને તેમા ફુવારા છે શાલીમાર પ્રમાણે આ બાગમા પણ પ્રચડ ચિનાર વૃક્ષ છે તથા જ્યા ત્યા ફુવારા છે અને આખા બાગમા પાણીની નીક કરેલી છે એ પાણી શાલીમાર બાગ ઉપરથી આવે છે આ બાગના સૌન્દર્ય વિષેની એક મઝેદાર આખ્યાયિકા કહીને આ લેખ પૂર્ણ કરવાનો વિચાર છે

'નિષાત' બાગ જહાગીર બાદશાહની નૂરજહા રાણીના ભાઈ આસફશાહે બધા યો અને તે આ જ બાગમા રહેતો હતો ઇ સ ૧૬૩૩ મા શાહજહા બાદશાહ આ બાગ જોવા આવ્યો હતો શાલીમાર બાગ કરતા શોભાની બાબતમા આ બાગ સરસ છે, એમ બાદશાહને લાગ્યુ અને 'આ બાગ ઘણો જ આલ્હાદકારક છે' એવુ બાદશાહે ત્રણ વખત આસફશાહને કહ્યુ આમા બાદશાહનો આશય એ હતો કે આસફશાહ તે બાગ તેને નજર કરે પણ આસફશાહ ચૂપ રહ્યો આને લીધે બાદશાહને મનમાથી ગુસ્સો આવ્યો, અને શાલીમાર બાગમાથી આ બાગમા પાણી આવે છે એવુ જોઇને ક્રોધના આવેશમા 'શાલીમાર બાગમાથી બીજા કોઇ પણ બાગ માટે પાણી જવા દેવુ નહિ' એવો હુકમ બાદશાહે કરમા યો આને લીધે નિષાત બાગનુ સૌન્દર્ય નષ્ટ થયુ તેથી આસફશાહને ઘણુ ખરાબ લાગ્યુ પણ તેનાથી કાઈ થઈ શકે તેમ નહોતુ પોતાના બાગની આ દુર્દશા જોઇને તેનુ મન ખાટુ થયુ અને દુખના ઉદ્વેગથી તે નિસાસા નાખતો બાગના એક ખુણામા ઉંઘી ગયો માલિકની આવી દુર્દશા જોઇને બાગમાના એક નોકરને તેની દયા આવી અને જે ઠેકાણે શાલીમાર બાગમાથી આવતી નીકને દાટો દીધો હતો તે ઠેકાણે જઇને તેણે પાણી બાગમા છોડ્યુ તેની સાથે જ બાગમા જ્યા ત્યા પાણી જ પાણી થઈ ગયુ બધા ફુવારા જોરથી નાચવા લાગ્યા અને ધોધ ધો ધો વહેવા લાગ્યા આસફશાહ તે અવાજથી જાગી ઉઠયો અને પોતાના બાગનો પૂર્વ વૈભવ જોઇને આશ્ચર્યમા લીન થઈ ગયો પણ નોકરે કરેલા કૃત્યની ખબર તરત જ જાણવામા આવ્યાથી તે ગભરાયો, અને તેણે તે દાટો પુન દેવડાવીને બાગનુ પાણી બધ કર્યુ આ ખબર બાદશાહના જાણવામા આવી, ત્યારે બાદશાહે તે નોકરને પોતાની સમક્ષ બોલાવડાવ્યો બધાને લાગ્યુ કે હવે તે ગરીબ બિચારા નોકરના સોએ વર્ષ ભરાઈ ચૂક્યા ! એને કાંઈ પણ ભયકર શિક્ષા થશે ! બાદશાહે તે નોકરનુ કહેવાનુ સાભળી લીધુ તેના ધણી તરફની ભક્તિ માટે તેની પ્રશસા કરીને તેને તેણે ઘણો



શ્રીનગર-નિશાત બાગ

વખાણ્યો અને શાનીમાર આગમાથી નિશાત બાગ માટે પાણી લેવાના હમેશના હકની સનદ તેણે આમફશાહને કરી આપી,"

આ બાગ જોયા પછી અમે તરત જ ઘેર પાછા આવ્યા પાછા આવ્યા ત્યારે એકનો સુમાર થયો હતો પછી ખાના ડરવાનુ આટોપીને સધ્યાકાળ પર્યંત અમે વિશ્રાંતિ લીધી *

---

# બૌદ્ધધર્મનો અધઃપાત.

લેખક-રા માનશંકર પીતાબરદાસ મ્હેતા.

બૌદ્ધ ધર્મના જેમ મહાયાન અને હીનયાન નામના બે પંથો છે, તેમ સહજયાન નામનો એક ત્રીજો પંથ પણ તેમાથી થયેલો છે આ સહજયાનના પ્રચારની સાથે જ તેમાથી અનીતિનો પ્રવાહ એકદમ વધી પડ્યો હતો તે પંથના ભિક્ષુઓ ઘણા રાંડા, વિનાસી અને ઇન્દ્રિયાસક્ત થઈ ગયા હતા

મહાયાન પંથ તો ઘણા ઉંચા પ્રકારનો છે પરતુ તે પંથના ધર્મને સાધ્ય કરતા તથા તેમાં કહેલા કર્મોનુ અનુષ્ઠાન કરતા લાંબા કાળ સુધી ઘણો પરિશ્રમ કરવાની જરૂર પડે છે, અનેક ગ્રંથોનો અભ્યાસ કરવો પડે છે તેમ જ અમુક ભાવના ઉપસ્થિત કરવાને ધ્યાન ધારણાદિનો પ્રયોગ કરવાની અપેક્ષા રહે છે એ સઘળુ સુસાધ્ય ન હોવાથી મહાયાનના કેટલાક આચાર્યોએ એક સહજપંથ ચલાવ્યો છે તેઓએ અભીષ્ટપ્રાપ્તિને માટે એવો ઉપાય દર્શાવ્યો છે કે-' તમે ધારણી નામના મત્રો મુખસ્થ કરો ધારણી મત્રનો જપ કરો અને ધારણી પુસ્તકનુ પૂજન કરો, તેમ કરવાથી મહાયાનના પાઠ, સ્વાધ્યાય યોગ-ઇત્યાદિ સર્વ બાબતોનુ સહજ ફળ તમને પ્રાપ્ત થશે '

॥ ૐ ॥ **ઘુણુ, ઘુણુ, શ્રીં, ફટ્, સ્વાહા** ॥ ઇત્યાદિ સંક્ષિપ્ત અને અર્થહીન મત્રો ધારણી મત્રો કહેવાય છે

ઉપર કહ્યા તેના અસખ્ય મત્રોનો ધારણી ગ્રંથમા સમાવેશ કર્યો છે એક બૃહદ્ધારણી ગ્રંથમા ૪૧૧ મત્રો મારા જોવામા આવ્યા છે કેટલાક મત્રો તો એટલા બધા લાંબા છે કે તે મત્રો મુખસ્થ કરવાનુ પણ કઠિન થઈ પડે તેમ છે તેવા મત્રોમા **હુ, ફટ્, શ્રીં, સ્વાહા** વિગેરે સકલ શબ્દોનો એક સામટો પ્રયોગ કરવામાં આવ્યો છે તે કાળમા આ ધારણીમત્રોના અનુષ્ઠાનથી જ લોકો પોતાને કૃતકૃત્ય સમજવા લાગ્યા જે મહાયાન ધર્મ વિચારશક્તિની પરાકાષ્ઠાએ પોહોચ્યો હતો, તે મહાયાનના એક ફાટારૂપ આ સહજયાન અથવા વસ્તુત મત્રયાન **હુ, ફટ્** અને **સ્વાહા** મા આવીને અટક્યો ! તે અધઃપાત નહિ તો બીજુ શુ કહેવાય ?

+પ્રો ગોવિંદ ચિમણાજી ભાટે, એમ એ. ના માસિક મનોરજનના, ફેબ્રુઆરી ૧૯૧૭ ના લેખનો અનુવાદ

બૌદ્ધધર્મમા દેવોનો સપર્ક પણ નથી હીનયાનમા પણ દેવપૂજન વિહિન નથી બુદ્ધદેવના નિર્વાણ પછી ૪૦૦–૫૦૦ વર્ષો વીત્યા બાદ તેઓની મૂર્તિ બૌદ્ધોના મઠોમા, પ્રથમ સ્થાપવામા આવી ક્રમેક્રમે એક પછી એક ધ્યાની બુદ્ધોની કલ્પના ઉદ્ભવ પામવા લાગી પ્રથમ અમિતાભ, ત્યાર પછી અક્ષોભ્ય, ત્યાર પછી વિરોચન, ત્યાર પછી રત્નપ્રભવ અને ત્યારપછી અમોઘસિદ્ધિ નામના ધ્યાની બુદ્ધો ઉપસ્થિત થયા કેટલોક કાળ વીત્યા પછી આ પાચ તથા ગતોની પાચ શક્તિઓની પણ કલ્પના થવા લાગી, અને લોચના, મામકી તારા, પાન્તરા અને આર્યશક્તિ–એવા તે શક્તિઓના નામકરણ કરવામા આવ્યા ઘણા કાળ સુધી તો આ ધ્યાની બુદ્ધ અને તેઓની શક્તિઓને યન્ત્રોમા અમુક ચિહ્ન રૂપે ગણીને તે યન્ત્રો દ્વારાએ તેઓની ઉપાસના કરવામા આવતી હતી પરંતુ ત્યાર પછી ક્રમેક્રમે તેઓની પણ મૂર્તિઓ કરવામા આવી પાચ ધ્યાની બુદ્ધો અને પાચ શક્તિઓમાથી પાચ બોધિસત્વોનો પણ ઉદ્ભવ થયો તે બોધિસત્વોમા મજુશ્રી અને અવલોકિતેશ્વર મુખ્ય ગણાય છે હાલ ચાલતા કલ્પમા એટલે ભદ્ર કલ્પમા અમિતાભ પ્રધાન ધ્યાની બુદ્ધ અને અવલોકિતેશ્વર પ્રધાન બોધિસત્વ ગણાય છે અવલોકિતેશ્વર કરૂણાની મૂર્તિ છે તેઓ અત્યુત્સાહથી જીવોનો ઉદ્ધાર કરે છે, એમ મનાતુ હોવાથી તેઓની ઉપાસના લોકપ્રિય થઈ પડી. ઉપાસકોના કલ્પનાતરંગો પ્રમાણે તેઓના અનેક હાથો, અનેક પગો અને અનેક મસ્તકો થવા લાગ્યા તેઓની ઉપાસના તો એક મોટા વ્યાપાર રૂપ થઈ પડી તારાદેવીએ પણ અનેક રૂપો ધારણ કરીને બૌદ્ધોની પૂજા ગ્રહણ કરવા માંડી ત્યાર પછી અનેક ડાકિની, યોગિની, પિશાચી, યક્ષિણી અને હૈ ડી–હ્લિાદિ બૌદ્ધોની ઉપાસ્ય દેવતા થઈ પડી બોધિસત્વ અને યોગિનીઓનુ ધ્યાન સાધન રૂપ ગણાય છે જે પુસ્તકમા ધ્યાનના અંગ પ્રમાણે વર્ણવ્યામા આવ્યા છે, તે પુસ્તક સાધનમાલા કહેવાય છે તેવા એક સાધનમાલા નામના પુસ્તકમા ૩૫૬ સાધનોના ભેદ બતાવેલા છે વજ્રવારાહી, વજ્રયોગિની, કુરુકુલ્લા, મહાપ્રતિસરા, મહામાયુરી, મહાસાહસ્રપ્રમર્દિની વિગેરે અનેક યોગિનીઓના ધ્યાનવિધિઓ તેમા લખેલા છે એ સકલસાધનોચિત મૂર્તિઓનુ નિર્માણ કરવામા બૌદ્ધ કારિગરોએ એક સમયે અતિ કુશળતા પ્રકટ કરી હતી પરંતુ જ્યારથી બૌદ્ધધર્મમા યોગિની, ડાકિની અને ભૈરવીની ઉપાસના પ્રચલિત થઈ, જ્યારથી તેવા દેવદેવીઓની મૂર્તિઓથી બૌદ્ધધર્મનુ અનુષ્ઠાન થવા લાગ્યુ, ત્યારથી તે ધર્મના અધઃપતનમા પછી બાકી શુ રહ્યુ?

બૌદ્ધ ધર્મના સહજ્યાન પથમા એક ગુહ્ય પૂજાનો પ્રકાર પણ પ્રચલિત થયો હતો 'સતાઇ સતાઇને પૂજા કરીશ, કોઇના પણ દીઠામા આવીશ નહિ ' તેવા પ્રકારની પૂજાનો શો અર્થ સમજવો? તેનો એટલો જ અર્થ થઈ શકે છે કે–તેવી પૂજાને યોગ્ય સઘળી દેવદેવીઓની મૂર્તિઓ પ્રકાશમા લાવી શકાય તેવી ન હતી તેવી મૂર્તિઓને તેઓ શમ્બર કહેતા હતા બૌદ્ધોની ઉપાસનામા જ્યારથી તેવી સઘળી મૂર્તિઓએ પ્રધાન સ્થાન લીધુ, ત્યારથી તેઓના અધઃપાતમાં કઈ પણ ન્યૂનતા રહિ હતી, એમ શી રીતે કહી શકાય?

તે સઘળી ઉપાસનાનો પ્રકાર પણ ઘણો અશ્લીલ જ હતો બુદ્ધદેવ પ્રાણીહિંસાના કેવળ વિરોધી હતા પરતુ તથાગત ગુહ્યકે કહ્યુ છે કે–

हस्तिमास हयमास श्वानमास तयोत्तमम् ।
भक्षयेदाहारकृत्यर्थं न च त्वन्न विभक्षयेत् ॥
अन्न वा अथवा पान यत्किञ्चिद् भक्षयेद्व्रती ।
विण्मूत्रमासयोगेन विधिवत्परिकल्पयेत् ॥
समयचतुष्टय रक्ष बुद्धज्ञानोदधिप्रभो ।
विण्मूत्र तु सदाभक्ष्यमिद गुह्य महाद्भुतम् ॥

એ પ્રમાણે તેઓના આહાર વિષેના આચારવિચાર હતા ગુહ્યસિદ્ધિની પ્રાપ્તિ કરવી હોય તો વિષ્ટમૂત્રનો આહાર કરવાની આવશ્યકતા જ છે, તેમ ન કરવાથી કઈ પણ અર્થસિદ્ધિ થઈ શકશે નહિ, એમ તેઓની દૃઢ માન્યતા હતી

'ચારિત્ર્યનુ રક્ષણ કરવુ ઉચ્ચાસન અથવા મહાસન ઉપર કદિ પણ બેસવુ અથવા સુવુ નહિ, ગધમાલ્યાદિનો સદા ત્યાગ કરવો, નૃત્યગીતવાદ્યાદિ વિષયનો કદિ પણ સસર્ગ કરવો નહિ,' વિગેરે બુદ્ધદેવે જે કઠોર નિયમ બાધ્યા હતા તે નિયમો આ સહજયાનના આચાર્યોએ ફેંકી દીધા, અને તેને બદલે 'કેવળ સ્વચ્છદાચરણ કરો, સ્વચ્છદાચરણ કરો, સ્વચ્છદાચરણ કરો,' એવો જ ધ્વનિ તેઓએ વ્યાપ્ત કરી દીધો અધઃપાતમા આથી વિશેષ શેની જરૂર છે?

તથાગત ગુહ્યના ન્યાયશાસ્ત્રના તેમ ઇતર વિષયોના અનેક પુસ્તકો છે ચડમહારોષણ તત્ર, ચક્રસવર તત્ર, ઉડ્ડીયતત્ર, એકલ્લવીર, પરતાભિબુદ્ધોદ્ધત, કાળચક્ર, કાળચક્રગર્ભતત્ર, સર્વ બુદ્ધસમાયોગ-ડાકિની-જાલ-સવરતત્ર, હેવજ્રતત્રરાજ, આર્યડાકિની વજ્રપજર મહાતત્રરાજ કલ્પ, મહામુદ્રાતિલક, જ્ઞાનગર્ભ, જ્ઞાનતિલક, યોગિની તત્રરાજ પરમાદ્ભુત, વજ્રાર્ક, ડાકાર્ણવ, મહાસવરોદય, હેરુકાભ્યુદય યોગિની સચાર સપુટતત્ર, ચતુર્યોગિની સપુટ, ગુહ્યવજ્ર, ઇત્યાદિ. જે ધર્મમા એવા હજારો પુસ્તકો રચાયા હોય, અને તેની અશ્લીલ ક્રિયાઓનુ અનુષ્ઠાન કરવામા આવતુ હોય, તે ધર્મનો અધઃપાત જ થયો છે, એમ ન કહેવુ ત્યારે બીજુ શુ કહેવુ?

એ સઘળા ગુહ્યતત્રો અથવા મૂલતત્રો સગીતમા રચાયાં છે આશ્ચર્ય તો એ છે કે–એ સઘળા ગ્રથો ઉપર ત્યાર પછી ટિકા, ટિપ્પણી, પજિકા, વ્યાખ્યા વિવરણ તેમ જ પ્રયોગપદ્ધતિ પ્રકરણો પણ લખાયા છે મૂલના કદાચ વીશ ગ્રથો હશે તો તે વીશ ગ્રથો ઉપર ઓછામા ઓછા ૫૦૦ ગ્રથો થયા છે ભારતવર્ષની અવનતિના કારણો શોધવામા એ સઘળા નિન્દનીય ગ્રથો ઉથલાવવાની જરૂર પડે તેમ છે ભવિષ્યમા કોઈ હતભાગ્ય પતિતના અદૃષ્ટમા તેનુ કામ કરવાનુ સર્જાયુ હશે, તે પતિતને કેવી દુઃખદ સ્થિતિમા આવી પડવુ પડશે તેનુ અનુમાન થઈ શકતુ નથી પરતુ એવી દુઃખદ સ્થિતિ ભોગવ્યા વિના એવી ભોગી જાતિનો–એના ભોગ ધર્મનો કેવી

રીતે વિનાશ થયો, તેનું યથાર્થ જ્ઞાન થઈ શકશે નહિ ગમે તેમ હોય, પણ હરકોઈ સમયે તેની દુઃખદ સ્થિતિમા ઉતરવાની જરૂર પડશે જ તેની દુઃખદ સ્થિતિ ભોગવનાર પંડિત જ સત્ય કારણો પ્રકટ કરી શકશે તે જ પંડિત છેવટે કહેશે કે-'ભાઈ! તે માર્ગે ફરીથી તું કદિ જઈશ નહિ-તે માર્ગે જતા નક્કી અવપાત થવાનો જ!"

બુદ્ધદેવ દેવદેવીઓને માનતા ન હતા મનુષ્ય આત્મબળથી જ અંતઃકરણની શુદ્ધિ કરીને, ક્રમેક્રમે દેવો કહેવાય છે તેઓના કરતા પણ જે ઉચ્ચતર પદ છે અને જે પદે પહોચ્યા પછી જન્મ, જરા અને મરણનો ભય રહેતો નથી, જે પદ પ્રાપ્ત થવાથી પૂર્ણ શાંતિનો લાભ થાય છે, તે પદ પ્રાપ્ત કરે છે પરંતુ તે જ બુદ્ધદેવના શિષ્યોએ તો પરિણામે ડાકિની, યોગિની, પ્રેત, પ્રેતિની, પિશાચ, પિશાચિની, કૂટપુતના, કંકાલિની અને ભૈરવી પ્રભૃતિની ઉપાસના કરીને અધોગતિ જ પ્રાપ્ત કરી, અને તે સાથે આખા દેશને પણ તે જ સ્થિતિમા લાવી મૂક્યો

બૌદ્ધધર્મમા ઘણા કાળથી ઘણું પડગો હતો બુદ્ધદેવે પોતે જે દિવસથી સ્ત્રીઓને દીક્ષા આપી ભિક્ષુણી બનાવવાનો આરંભ કર્યો હતો, તે દિવસથી સંઘની વિશુદ્ધિનું રક્ષણ કરવા માટે તેઓએ અનેક કઠોર નિયમો બાંધ્યા હતા ભિક્ષુઓએ અને ભિક્ષુણીઓએ એક જ મઠમા ન રહેવું, એમ તેઓની સ્પષ્ટ આજ્ઞા હતી પરંતુ તેઓના નિર્વાણ પછી ૫૦૦-૬૦૦ વર્ષો વીત્યા બાદ ભિક્ષુઓ વિવાહ કરવા લાગ્યા ક્રમેક્રમે ગૃહસ્થ ભિક્ષુઓની એક જુદી જાતિ બંધાવા લાગી આ જ સમયથી બૌદ્ધધર્મમા ઘણું પડ્યો પ્રથમ સમાજમા ખરા ભિક્ષુઓનું માન ઘણું હતું તેટલું માન ગૃહસ્થ ભિક્ષુઓનું ન હતું તો પણ ગૃહસ્થ ભિક્ષુઓએ પોતે 'આર્ય' નામ ધારણ કર્યું ખરા ભિક્ષુઓ આર્ય ભિક્ષુઓને નમસ્કાર કરતા ન હતા પરંતુ ખરા ભિક્ષુઓ આર્ય કહેવાતા ન હતા, તે રીતે તેઓ અનાર્ય હોવા છતા, ગૃહસ્થ ભિક્ષુઓ તેઓને નમતા હતા, ક્રમેક્રમે ગૃહસ્થ ભિક્ષુઓની સંખ્યા વધવા લાગી કારણ કે તેઓની જે પ્રજા થઈ, તેઓ પણ પોતાને ભિક્ષુ કહેવરાવવા લાગી પ્રથમ તો કોઈ ગૃહસ્થને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી, ભિક્ષુના આશ્રમમા દાખલ થવાની ઇચ્છા થતી, ત્યારે તેને 'ત્રિશરણ'નું સૌથી પહેલા ગ્રહણ કરવું પડતું હતું, ત્યાર પછી 'પુણ્યાનુમોદના'નો અભ્યાસ કરવો પડતો હતો, ત્યાર પછી 'પાપદેશના' શીખવી પડતી હતી, ત્યાર પછી 'પંચશીલ,' 'અષ્ટશીલ' અને, 'દશશીલ'નું અનુક્રમે ગ્રહણ કરવું પડતું હતું, ત્યાર પછી પોષધવ્રત ધારણ કરીને પણ ઇતર અનેક નિયમોનું પાલન કરતા બહુસમય વ્યતીત થઈ જતો હતો પરંતુ ગૃહસ્થ ભિક્ષુઓ તો જન્મથી જ ભિક્ષુ-પદવી પામી શકતા હતા જે શીખવામા અન્યને બહુ પરિશ્રમ અને સમયની અપેક્ષા હતી, તે સઘળું આ ગૃહસ્થ ભિક્ષુઓના સંબંધમા તો વયોવૃદ્ધિ થતા જેમ આપણામા હાલમા ઉપનયનાદિ સંસ્કારો થાય છે, તેમ ત્રિશરણગમન, પંચશીલગ્રહણ વિગેરે સંસ્કારની ક્રિયાઓ પ્રમાણે કરવામા આવતું હતું આપણા દેશમા જેમ 'જાતવૈષ્ણવો'ની એક જાતિ ઉત્પન્ન થઈ છે, તેમ તે કાળમા 'જાત

ભિક્ષુઓની એક જાતિ બંધાઈ ગઈ હતી જેમ જેમ આ ગૃહસ્થ ભિક્ષુઓની સખ્યા વધવા લાગી, તેમ તેમ મૂળ ભિક્ષુઓની અવસ્થા હીન થવા લાગી ગૃહસ્થ ભિક્ષુઓ કારિગરી કરીને જીવનનિર્વાહ કરતા હતા, કેટલાક શિલ્પવિદ્યા શીખતા હતા, કેટલાક સુતારનો ધધો કરતા હતા,—એ પ્રમાણે ભિક્ષા પણ કરતા, ધર્મ પણ કરતા અને પૂજાપાઠ પણ કરતા હતા બૌદ્ધધર્મનુ પુરોહિતનુ કૃત્ય પણ ધીમે ધીમે નીચે ઉતરતા ઉતરતા કારિગરોના હાથમા આવી પડ્યુ જે કાર્ય કરવામાં ઓછા પરિશ્રમની જરૂર પડતી, ઘેર બેઠાંને જે કાર્ય થઈ શકતુ, એકાદ હાથનો ઉપયોગ કરવાથી જે કાર્ય સિદ્ધ થઈ શકતુ,—માત્ર બે પૈસા મળે તો ઠીક—તેવા સઘળા કાર્યો ગૃહસ્થ ભિક્ષુઓ કરતા હતા તેથી તેઓને ધર્મકૃત્ય કરવાનો પણ વખત મળતો હતો. મોટા મોટા ઉત્સવો કરવામા બે ચાર પૈસાનો ખર્ચ તેઓ કરી શકતા હતા પરતુ ઉંચા પ્રકારનો અભ્યાસ કરવાને, ધ્યાનધારણા કરવાને અથવા ભાવચિંતન કરવાને તેઓને વખત મળતો નહિ, તેમ જ તેઓની તેમા પ્રવૃત્તિ પણ થતી નહિ છેવટ પરિણામ એ આવ્યુ કે—બૌદ્ધ ધર્મનુ પુરોહિતપણુ મૂર્ખ કારિગરોના હાથમા આવી પડ્યુ મૂળ ભિક્ષુઓ તો માત્ર મઠોમા જ રહેતા હતા મઠોની પાછળ અર્પણ કરેલી જમીનની ઉપજમાથી તેઓ પોતાનુ ગુજરાન ચલાવતા હતા ક્રમે ક્રમે રાજાઓ પણ બૌદ્ધધર્મનો ત્યાગ કરી બીજો ધર્મ પાળવા લાગ્યા તેમ થવાથી બૌદ્ધ પડિતોને પ્રથમ રાજ્ય તરફથી જે સન્માન મળતુ હતુ, તે બધ થઈ ગયુ રાજ્યો પણ નાના હોવાથી, રાજાઓ માત્ર પોતાના પડિતોનુ પોષણ કરી શકતા હતા બૌદ્ધ પડિતો વિધર્મી હોવાથી રાજપડિતો તેઓનુ પોષણ કરવા દેતા નહિ તેથી ભિક્ષુઓની અને તેઓના મઠોની વ્યવસ્થા પડી ભાગવા લાગી તેવા સમયમા અફગાનીસ્થાનની સરહદ ઉપરના પઠાણો મુસલમાન ધર્મમા દાખલ થયા તેઓ મુસલમાન ધર્મનો પ્રચાર કરવાને કટિબદ્ધ થઇને ઇતર ધર્માવલબીઓને કાફર કહેવા લાગ્યા, તથા તેઓનો ઉચ્છેદ કરતા કરતા બગાળામા આવી પહોચ્યા એ પ્રમાણે પ્રથમ આવેલા પઠાણોમાથી તેઓના વશજો હજી સુધી આજે પણ હયાત છે આજના મુસલમાનો કરતા તેઓના પૂર્વજો વધારે ડાહ્યા હતા, એમ માનવાને કઈ પણ સાધન નથી તે સમયે બગાળામા સેનવશનો રાજા કાંઈક મોટો રાજા હતો, આસપાસ ચારે દિશાએ નાના રાજ્યો હતા, તેમાના કેટલાક રાજાઓ બૌદ્ધધર્મ પણ પાળતા હતા બલ્લાલસેન રાજાના વખતમા બ્રાહ્મણોનુ વસ્તિપત્રક તૈયાર કરવામા આવ્યુ હતુ તે વખ્તે રાઢી અને વારેન્દ્રમા બ્રાહ્મણોના ઘરો માત્ર ૮૦૦ જ હતા વસ્તુત આ આખો દેશ ખરો જ હિદુધર્માવલબી હતો ઇતિર સઘળી વસ્તિ બૌદ્ધ ધર્મ પાળતી હતી બૌધ્ધો મૂર્તિપૂજા બહુ કરતા હતા તેથી મુસલમાનોના હુમલાનો સઘળો આઘાત બૌદ્ધો ઉપર પડયો તેઓએ બૌદ્ધોના સઘળા મઠો તોડી નાખ્યા, એક ઓત્તપુરીના મઠમા રહેનારા બે હજાર ભિક્ષુઓને તેઓએ મારી નાખ્યા,—મઠને છિન્નભિન્ન કરી નાખ્યો, સોનાની રૂપાની, ત્રાબાની, પીતળની અને કાસાની મૂર્તિઓને ગળાવી નાખી, પથ્થરની મૂર્તિઓનો ચૂરેચૂરો કરી નાખ્યો અને પુસ્તકાલયો બાળી નાખ્યા વિક્રમ

શીલના મઠની પણ તેવી જ દશા થઈ, નાલંદ, જગદ્દલના મોટા મોટા મઠોનુ પણ તોડી ફોડીને સત્યાનાશ વાળી નાંખ્યુ. ઓદન્તપુરી અને નાલંદના મઠોના ખંડેરો શોધી કાઢવામાં આવ્યા છે, પરંતુ વિક્રમશીલ અને જગદ્દલના મઠોના ખંડેરોની શોધ પણ કરવામા આવી નથી. તે જ સમયથી મૂળ ભિક્ષુઓનો લોપ થઇ ગયો છે. મુસલમાનોના સપાટાથી જેઓ બચ્યા હતા, તેઓ નેપાળ, ટિબેટ અને માંગોલિયામા નાસી ગયા તેમ જ કેટલાક બ્રહ્મદેશમા અને સીલોનમા જઈને વસ્યા, બંગાળામા આજે બૌદ્ધ ધર્મના જાણવાવાળા પુરુષો મળતા નથી, તેમ જ તે ધર્મના પુસ્તકો પણ હાથ લાગતા નથી તેનુ તે જ કારણ છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે—ત્રણસો ચારસો વર્ષો સુધી બૌદ્ધો ઇન્દ્રિયાસક્ત, દુરાચરણી અને ભૂતપ્રેતના ઉપાસકો થઈ રહેવાથી, પોતે જ પોતાના અધઃપાતનુ કારણ થયા, અને તે સાથે આખા દેશની પૂરી અવદશા તેઓએ કરી નાખી, તે સર્વ પાપોનુ પ્રાયશ્ચિત્ત તેઓને મુસલમાનોના હુમલા રૂપે નડ્યુ. જ્યારે વિધાતાથી પણ તેઓના પાપોનો ભાર સહન થઈ શક્યો નહિ, ત્યારે તેણે તેઓનો સમૂળ વિનાશ કરવાને માટે મુસલમાનોને આ દેશમા મોકલ્યા. તેઓ જ અતિ ધિક્કારપાત્ર ઉપાસના, વિણ્મૂત્રના આહારપાનથી સિદ્ધિ મેળવવાની તેઓની ચેષ્ટા, ભૂતપ્રેતના પૂજનથી સમૃદ્ધિ અને સત્તા પ્રાપ્ત કરવાની તેઓની પ્રવૃત્તિ, તે જ પ્રમાણે ઉત્કટ ઇન્દ્રિયાસક્તિને જ ધર્મનુ નામ આપી, તે સબંધીનો જ નિરંતર ઉપદેશ, એ સઘળાનુ પરિણામ એ આવ્યુ કે—બૌદ્ધધર્મને સદાને માટે આ દેશનો ત્યાગ કરવો પડ્યો, દેશમા માત્ર કારીગર પુરોહિતો અને તેઓના યજમાનો જ પાછળ રહેવા પામ્યા, અધ્યયન-અધ્યાપન તેમ જ બુદ્ધિના ચળકાટનુ કે વિદ્યાના તેજનુ નામ માત્ર પણ બૌદ્ધોની સાથે જ લય પામ્યુ.

* [illegible] મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી એમ એ સી આઇ ઇ ના એક લેખ ઉપરથી.



અફીણની નીશામા.

ફોટોગ્રાફ્સ-મેસર્સ પરમાનંદ એન્ડ જનાર્દન અમદાવાદ.

[ આ મર્કટ અફીણની નિશામા છે તે વખતે આ છબી લેવામા આવી છે ]



દેલવાડાના જૈન મન્દિરનું શિલ્પકામ.

[ આબુ ]

# રાજ્યશાસ્ત્ર.

લેખક—રા. રણજીતરામ વાવાભાઈ મહેતા, બી એ

( અનુસંધાન પૃષ્ઠ ૮૬ થી ) .

**રાજ્યતન્ત્રના ખાતા અને કાર્યો.**

વર્તમાન રાજ્યોમા રાજ્યતન્ત્રના પ્રાયશ ત્રણ ખાતા પાડવામા આવે છે રાજ્યનો બધો વહીવટ ચલાવનાર ખાતાને કારોબારી-કાર્યવાહક (*executive*) ખાતુ કહે છે ઈન્સાફ કરનાર ખાતાને ન્યાય-વ્યવહારવિષયક (*judicial*) ખાતુ કહે છે અને ધારા-કાયદા ઘડનાર ખાતાને ધારાકારક (*legislative*) ખાતુ કહે છે ઇતિહાસપ્રમાણે જોતા પહેલુ ખાતુ રાજ્યનો પાયો છે અને એમાથી પછીના બે ખાતા નીકળ્યા છે ઘણી વખત રાજ્ય તન્ત્રના શાસનના આ ત્રણ મહાન કાર્યોને સ્પષ્ટ અલગ રાખ્યા વિના માત્ર નામના જ ત્રણ વિભાગ પાડવામા આવે છે દાખલા તરીકે, વહીવટી (*administrative*) અને લશ્કરના તથા ખૂનેનાની કચેરીઓની મારફત દ્વારા કારોબારીખાતુ ઈન્સાફ કરવાની સત્તા વાપરે છે, અથવા આજ્ઞાઓ (*decrees*) કે આદેશ (*ordinance*)ના નામથી કાયદા ઘડે છે તેમ બીજે પક્ષે, કાયદા ઘડનારી સંસ્થા (ધારાકારક) પાસે પોતાના સભાસદો કે* કેટલાક સરકારી અમલદારોનો ઈન્સાફ કરવાની સત્તા હોય છે, તે ઉપરાન્ત કારોબારી કે વહીવટી સવ્યવસ્થા ચલાવવા કેવા અથવા ક્યા અમલદારો નીમવા તે વિશે પોતાની ઈચ્છા પ્રમાણે કામ લેવાની વિશાળ કારોબારી સત્તા તે વાપરે છે ફ્રાન્સ અને ગ્રેટબ્રિટનમા પ્રધાનમંડળમા કોને નીમવા તે નક્કી કરવાનુ પાર્લમેન્ટ(ધારાકારક મડળ)ના હાથમા છે અને બીજાની નોકરીઓની નીમણૂકો તેમથી તે કાયદો પસાર કરી શકે છે ન્યાયખાતુ પણ દેશના કાયદાનો અર્થ કરવાની-પ્રમાણવાની પોતાની સત્તાને આધારે તેમનામા કાયદેસર "ફિક્શન" થી અથવા કાયદાનો અર્થ મારીમચડીને બેમાટી ફેરફાર કરી શકે છે આમ છતા છતા ત્રણે વિભાગ અલગ અલગ ગૃથાએલા છે અને ત્રણે સાથે રાજ્યની સર્વોપરિ સત્તાઓમાથી જેટલી બધારણે સોંપી હોય છે તેટલી વાપરે છે આવી સત્તાનો વપરાશ એ શાસનનુ કાર્ય છે માટે આવી ક્રિયાઓ પ્રાય શાસનની ક્રિયાઓ કહેવાય છે

વિચારની દૃષ્ટિથી શાસનના કાર્યોના પાચ વિભાગ થઈ શકે અર્થાત્ વિમર્શક (*delibera-tive*), ધારાકારક, કારોબારી, વહીવટી અને ઇન્સાફી એમની વ્યાખ્યા આ પ્રમાણે કરાય (ક) રાજ્યની ઇચ્છા શી છે તેનો નિર્ણય કરવો તે વિમર્શનનુ કાર્ય છે (ખ) રાજ્યની ઇચ્છાને કાયદાના રૂપમા પ્રકટ કરવાનુ કાર્ય ધારાકારક ખાતાનુ છે (ગ) રાજ્યના કાયદાનો બરાબર નિભાવ થાય છે કે નહીં તે જોવાનુ કાર્ય કારોબારી ખાતાનુ છે (ઘ) રાજ્યના કાયદાનો નિર્વાહ કરવો-કાયદા પ્રમાણે સર્વ વહીવટ ચલાવવો એ વહીવટી ખાતાનુ કાર્ય છે (ઙ)

---

* અમલદારો ઉપર સત્તાના દુરુપયોગ કે જુલમનો આરોપ મૂકી કામ ચલાવીને

ઇન્સાફી ખાતાનુ કાર્ય કાયદાનો અર્થ પ્રકાશવાનુ અને તેના પ્રતીકાર તેમ જ દંડનો નિર્ણય કરવાનુ છે આ દરેક કાર્ય સક્ષેપમા સમજાવીએ —

( ક ) રાજ્યની ઇચ્છા ( સંકલ્પ ) અને વાંછના( કામના )ને અનુરૂપ રાજ્યનીતિ ચર્ચવા તથા નક્કી કરવાની સત્તાવાળુ એક અથવા વધારે મડળો પ્રત્યેક રાજ્યમા હમેશ હોય છે કેટલાક રાજ્યોમા સમિતિ–સભા *( council )* મારફત કારોબારી વિભાગ આ કાર્યને નિર્વાહ નિયમિત રીતે કરે છે, તો કેટલાકમા કારોબારી અને કાયદા ઘડનાર ખાતા મળીને કરે છે હાલમા વિમર્શન–સમીક્ષાનુ કાર્ય ખાસ મડળોના હાથમા જતુ લાગે છે એમના ઉપર કારોબારી અથવા કાયદો કરનાર ખાતાનો, અથવા બન્નેનો ભેગો નામનો અકુશ હોય છે, પરતુ વસ્તુત એ મડળો અલગ અને નિરાળા રહે છે ઉદાહરણો તરિકે અગ્રેજી રીવાજ પ્રમાણે પ્રધાન મડળ( *Cabinet* )નો વિકાસ જુઓ અથવા અમેરિકાના કાયદા ઘડનાર મડળોની જાથુની કમિટિઓ–જેમના સભાપતિઓનુ ધારાઓની નીતિ રચના માટે વસ્તુત આતર મડળ થાય છે– તેમનો વિકાસ જુઓ અથવા સયુક્ત સસ્થાનોના પ્રજાશાસનોમા બધારણથી મતર એવા સમાજનો *( Constitutional Convention )*–જેઓ ધારાકારક મડળને બધનકારક ધારાઓની નીતિની બધારણમા પ્રેરણા કરાવે છે–તેમનો ઉદય જુઓ

( ખ ) આ નીતિ મજૂર થાય છે ત્યારે હુકમના રૂપમા પ્રકટ કરવામા આવે છે, પછી તે હુકમ સ્પષ્ટ રીતે કાયદા અથવા આજ્ઞા ( *decree* ) રૂપે કે સરકારી અમલદારોના કામકાજ મારફત અસ્પષ્ટ રીતે જાહેર થાય છે દાખલા તરિકે ઈન્સાફખાતાના નિર્ણયો *(decisions)* પરિણામે દેશનો કાયદો થાય છે તેના વિધિ પ્રમાણે જાહેરનામા છે

( ગ ) કારોબારી કામ એટલે પૂરતી દેખરેખ સાથે સાથે કાયદા પ્રમાણે વર્તવાની સૌને ફરજ પાડવી તે છે. સ્વાભાવિક રીતે આ કાર્ય ઘણુંખરુ કારોબારી ખાતાને સોંપવામા આવે છે, છતા કેટલેક અંશે ધારા ઘડનાર અને ઈન્સાફ કરનાર ખાતા પણ એ કામ કરે છે

( ઘ ) દરેક રાજ્યમા સરકારી કાર્યવ્યવહારના કામ અને પરિપાટી કરવા માટે અમલદારોના અસખ્ય અવાન્તર મડળો હોય છે આ મડળો સમગ્રરૂપે રાજ્યનો વહીવટ *(administration)* કરે છે આ વહીવટી મડળ ઘણુંખરુ કારોબારીની પ્રત્યક્ષ સત્તા નીચે હોય છે પણ વખતે ધારા રચનાર મડળના અકુશ નીચે પણ હોય છે ધારા અનુસાર ઈન્સાફી વહીવટના ખાતાઓ ઉપરનો અકુશ નિયમિતરીતે અદાલતોના હાથમા હોય છે વર્તમાન રાજ્યોમા કારોબારી અને વહીવટી ખાતાને જુદા પાડવાનુ—કારોબારી ખાતાના હાથમાં દેખરેખની સામાન્ય સત્તા માત્ર રહેવા દેવાનુ વલણ છે

( ङ ) જો ઈન્સાફખાતુ સ્થપાએલુ હોય છે તો ઈન્સાફ કરવાનુ કામ પ્રાય એજ ખાતું કરે છે, નહીંતર કારોબારી ખાતુ કરે છે રીવાજ મુજબ ઈન્સાફખાતુ હોય ક

ના ઉત્પાદ કરવાની અમુક સત્તા કારોબારી અને ન્યાય પડનાર ખાતાંઓના હાથમા રહે છે

આધુનિક સ્થિતિઓ જોતા, રૂપમા શાસન એક જ કે ત્રણ ખાતામા અન્તર્ગત રહે તોપણ આ પાચ કાર્યોમાથી એક અથવા અનેક કરતા સરકારી અમલદારોના સમૂહ નિરાળા જણાઈ આવશે

સરકારી કાર્યવ્યવહારનુ આ વર્ગીકરણ ખુ સરળ રીતે સમજવાના વિગ્રહ ચલાવવાનુ કામ ઘણુ મઝાનુ ઉદાહરણ છે વિગ્રહમા રાજસત્તાથી વર્તનાર સેનાપતિ પ્રથમ રણનીતિ અથવા યુદ્ધની યોજનાનો વિચાર કરે છે યથાયોગ્ય નિર્ણય હુકમના રૂપમા જાહેર કરવામા આવે છે સેનાપતિની દેખરેખ અને નિયમન નીચે યોજનાની તીગતેવાર મુજબ કામ કરવા યોગ્ય અમલદારો તરત જ મડે છે એનો કોઈ આજ્ઞા માનતો નથી તો તેના પર કામ ચાલે છે અને તેણે કરેલો આજ્ઞાભગ અને તેથી થતો અને કેવો ગુન્હો થયો છે તે ઠરાવાય છે અને તેને વાજબી સજા કરવામા આવે છે પૂરપૂરી રાજ્યસત્તા જ્યા જ્યા વાપરવામા આવે છે ત્યા ત્યા આ પાચે કાર્યો વ્યવહૃત થયા વિના રહેતા નથી

આ પાચ પ્રકારના કાર્યોમાના પ્રત્યેકનો વ્યવહાર ચલાવવાની સત્તા હોય એવા નિરનિરાળા પાચ સરકારી ખાતા હમેશા હોય છે, એવી આ ઉપરથી કુદરતી રીતે આશા રાખવામા આવે પણ વ્યવહારમા આવા વિધિસર (*formal*) ભેદ અશક્ય બને છે જો મૂળ જોતા જઈએ તો આ બધા કાર્યો રાજા અથવા રાજકુળ તરફથી થતા, પછી રફતે રફતે કામ વધતા ગયા તેમ તેમ વહેચણી થતી ગઈ જેમ જેમ પ્રજાની રાજ્યવહીવટમા આભિરુચિ વધતી ગઈ તેમ તેમ પ્રજાના પ્રતિનિધિઓના હાથમા આમાની ઘણી ઘણી સત્તાઓ આવતી ગઈ

પૂર્વ કહ્યુ તેમ પ્રસ્તુત વર્તમાન કાળમા ત્રણ જ ખાતા હોય છે કારોબારી, ઈન્સાફી અને કાયદા ઘડનારુ જૂના વખતમા અથવા ત્યારની સ્થિતિવાળા રાજ્યોમા હજુ એક જ ખાતુ—એટલે કારોબારી ખાતુ હોય છે

આ બધા ખાતા રફતે રફતે જૂદા જૂદા દેશોમા કેવી રીતે જૂદા પડ્યા વગેરેનો ઇતિહાસ રસિક અને જ્ઞાનજન્ય છે પણ તે વર્ણવવાનુ મોકૂફ રાખવુ ઉચિત છે

જેમ કામકાજ વધતુ જાય છે તેમ તેના ભાગવિભાગ પાડવામા આવે છે ન્યાય, વિગ્રહ, રાજ્યલક્ષ્મી (*finance*), વ્યવસ્થાપન, વગેરે વગેરેના કામકાજ વધતા તેમના નિરાળા ખાતા પાડવામા આવે છે સખ્યા વધતી જાય છે તેમ સાથે સાથે પ્રત્યેકનુ મહત્ત્વ પણ વધતુ જાય છે દરેક વિભાગ સ્પષ્ટ રીતે નોખો પડી જાય છે અને અન્ના ઉતરી દરજ્જાના વિભાગોવાળો વહીવટ થાય છે ત્યારે તેને વિભાગશાસન (*bureaucracy*) કહે છે એ વિભાગોના અધિકારીઓ પૂરેપૂરા સત્તાધીશ થાય છે ત્યારે અધિકારીશાસન થાય છે રાજ્યની મુખ્ય સભા(*council*)મા મુખ્ય વિભાગો—ખાતાઓના પ્રતિનિધિઓ તરીકે તેમના ઉત્ત

ગોત્તમ અમલદારો સ્થાન પામે છે અને એ રીતે એઓ બે જાતનુ કાર્ય કરે છે, એક તો ખાતાઓના ઉપરી નુ અને બીજુ રાજ્યતંત્રના સર્વોપરિ અધિકારીને સલાહ આપવાનુ ફ્રાન્સમા અધિકારીઓના આ બે ધર્મો સ્પષ્ટતઃ ભિન્ન રાખવામા આવે છે સમગ્ર રાજ્યવહીવટ વહી વટના ખાસ કાર્યાલયોથી અને ખાસ અદાલતોથી સવ્યવસ્થિત અને નિયમબદ્ધ કરી શકાય છે

**સત્તાઓનું પૃથક્કરણ ( *Differentiation of Powers* )**

સરકારી સત્તાઓના આ અનેક વિભાગોના વિકાસને લીધે રાજ્યદર્શનના અભ્યાસી ઓને બે વાત સૂઝયા છે, સત્તાઓનો વિભેદ-પૃથક્-નિરનિરાળી કરવી તે અને એક બીજા ઉપર નિગ્રહ (*check*) રાખી સમતોલન જાળવવુ તે આ અગત્યના સિદ્ધાન્તોનુ ટુંક બ્યાન ઉપયોગી થઈ પડશે

એકહથ્થુ સત્તા હતી ત્યાર આવી રીતે વિચારવાની જરૂર નહોતી પછી પણ જ્યાર સત્તા જૂદી જૂદી રીતે વહેંચાઈ જવા લાગી ત્યારે નીપજેલા પાર્થક્યનો ખુલાસો કરવાની જરૂર પડે છે અને ન્યાય બરાબર કરવો હોય તો દરેક સત્તા દરેક જૂદા અધિકારીસમૂહને સોંપવી જોઈએ, નહીંતર એક જ અધિકારીસમૂહના હાથમા કાયદા ઘડવાની, કાયદા પળાવાની અને તેમના ભંગ માટે સજા કરવાની સત્તા એકઠી થશે તો અન્યાયનો સુમાર રહેશે નહીં કેમો કહે છે કે સમગ્ર શાસનયંત્ર જુલમી નહીં થઈ જાય માટે રાજ્યના મૂળ કાયદા ઉપરની સત્તા લોકોના હાથમા હમેશ રહેવી જોઈએ જ્યા જ્યા પ્રજાશાસન છે ત્યા ત્યા આ પ્રમાણે રાજ્યના સર્વ કાર્યો પૃથક્ ઓ સ્વતંત્ર કરવામા આવે છે સિદ્ધાંતમા પાર્થક્યનો સ્વીકાર કર્યા છતા કેટલાક દેશોમા વ્યવહારમા પૃથક્તા યથોચિત જળવાતી નથી ગ્રેટબ્રિટનમા કાયદા ઘડનાર ખાતુ સર્વોપરિ છે અને બીજા બધા ખાતાં પોતાને વશ રાખે છે

કારોબારી, ઈન્સાફી અને કાનુની ખાતાઓની હમેશની સત્તાઓ આ પ્રમાણે હોય છે—

૧ કારોબારી ખાતા પાસે (૧) રાજ્યના ગૌરવ અને વ્યક્તિત્વ દર્શાવવા અને જાળ વવાની સત્તા (૨) વિગ્રહ કરવાની અને સલાહ કરવાની સત્તા, ભૂસૈન્ય અને સમુદ્રસૈન્ય નો બંદોબસ્ત રાખવાની અને વિગ્રહને લગતી બીજી બધી સત્તા (૩) શાસનયંત્રની સમગ્ર સવ્યવસ્થાની સામાન્ય દેખરેખની સત્તા અને અણિના પ્રસંગે પોતાની મેળે જરૂર જોગા કામ આરંભવાની (*initiative*) સત્તા (૪) રાજ્યવહીવટના ઉપરીપણાની સત્તા (૫) રાજ્યના સર્વે અગત્યના અધિકારીઓ નીમવાની સત્તા હોય છે

૨ કાયદાકાનૂન ઘડનાર ખાતા પાસે (૧) દેશનો કાયદો શો છે અને કેવો હોવો જોઈએ તેનો નિર્ણય કરવાની, (૨) પ્રજાપર નાખવાના કરના પ્રકાર અને પરિમાણ નક્કી કરવાની અને કર ઉઘરાવવાની વ્યવસ્થા ઉપર અને કરથી ઉપજેલી આવકના ખરચ ઉપર અંકુશ રાખ વાની સત્તા હોય છે રાજ્યની નીતિ-પરદેશી રાજ્ય અને પરરાજ્યો સાથેની-નક્કી કરવાની, અને સાર્વજનિક કલ્યાણ માટે સામાન્ય દેખરેખ રાખવાની સત્તા કારોબારી અને કાનુની ખાતા વણુખરૂં સાથે વાપરે છે

૩ ઇન્સાફી ખાતા પાસે (૧) અદાલતોમા ચકા । માટે આવેના સર્વે દાવાઓમા હાય । પ્રમાણે બ ાબર પ્રતીકાર લગાડવા અને સજા કરવા માટે કાયદાઓને ઉચિત અર્થ કરવાની સત્તા હોય છે, (૨) અમેરિકાના સયુક્તસસ્થાનોમા અદાલતોમા જેટલા ઇન્સાફ માટે દાવાઓ આવે તેમા કાયદાની મત્તા અને અર્થ છેવટના નક્કી કરવાની સત્તા અદાલતોને હોય છે પછી ભલેને તેથી કાનુની અને કારોબારી ખાતાઓએ બનાવેલા કાયદાઓ કે નિયમો તેથી નનામા થઈ જાય

શાસનયત્રના આ ત્રણ વિભાગોનો એવો વિશ્લેષ કરવામા આવે જેથી તેઓ તદ્દન સ્વતત્ર થઈ જાય એ તદ્દન અજુગતુ છે અધિકારનુ આવુ અધેર થતુ અટકાવવા અને અને સરકારી સત્તાઓ એક કરવા નિગ્રહ અને સમતોલનની પદ્ધતિઓ ખીલવવામા આવી છે એ પદ્ધતિનો મૂળ વિચાર એવો છે કે રાજ્યમા શાસનદ્વારા આવિર્ભાવ પામતા ભિન્ન ભિન્ન-વિરોધી સ્વાર્થો હોય છે, એટલે એમાથી એક પણ એટલો અધીશ ન થવો જોઇએ કે જેથી બીજા સર્વ તેને વશવર્તિ થઈ જાય આ વિચારથી સત્તાની વહેચણી કરવામા આવે છે અને તેમને નિરાળી કરવામા આવે છે એટલે શાસનના પ્રત્યેક અનાહિદા વિભાગપર બીજા વિભાગોનો અકુશ રહે અને બદલામા તેનો અકુશ તેઓ ઉપર રહે એવી પદ્ધતિ પ્રચારમા આવી છે આ રીતે બીજા વિભાગો જુલમી કે આપખુદ થાય છે તો તેમને પ્રત્યેક વિભાગ નિગ્રહમા લાવી શકે છે અને બીજા વિભાગો એવી જ સત્તાને બળે તેનો નિગ્રહ કરે છે રાજ્યના મૂળ કાયદાઓમા હક્કના ધારા( *Bill of Rights* )ને પ્રવેશ અપાવવાથી પ્રજાની સામે સરકારનો જુલમ થાય તો તેનો અટકાવ તેથી થઈ સકે છે ઇન્સાફના ગેર વ્યાજબી-દુષ્ટ નિર્ણયો ઉપર અકુશ મૂકવા કારોબારીના હાથમા ગુન્હો માફ કરવાની અને નાલાયક અમલદારોને દૂર કરવાની સત્તા હોય છે એ જ રીતે પ્રતિષેધની (*veto*) સત્તા કાયદા ઘડનાર મડળને નિગ્રહમા રાખે છે અને કારોબારી તથા ઇન્સાફી ખાતાઓ તરફથી અધિકારનો દુરૂપયોગ થાય તો તેને નિગ્રહમા અભિયોગ (*impeachment*) ની સત્તા રાખે છે—અર્થાત્ દુરૂપયોગ કરનાર અમલદારોપર કામ ચલાવી શકાય છે એટલે તેઓ બ્હીતા રહે છે

વર્તમાન યુગમા ખાતાઓના ભેદવિભેદ વધતા જાય છે એટલે આ દૃષ્ટિએ વિચાર કરવાની ખાસ જરૂર છે દિવસે દિવસે શાસન અનેક તતુમય થતુ જાય છે અને જેમ મહત્તા વિશેષ તેમ ગૂઢતા પણ વિશેષ થતી જાશે

કારોબારી તરફથી વહીવટખાતુ આખુ વિભિન્ન થતુ જાય છે, તે પ્રત્યે ધ્યાન ખેચવામા આવ્યુ છે વર્તમાન રાજ્યશાસનના વહીવટની પદ્ધતિઓ, વહીવટી કાયદો, વહીવટી અદાલતો અને અધિકારની નિર્લિપ્ત મુક્તિ—એ સર્વે સ્વતત્ર છે અને કારોબારી સાથે તેમનો સબધ બહુ જ ઝાખો છે ફ્રાન્સ જેવામા વહીવટનુ ચોથુ ખાતુ થવાને વાંધો વધનનો છે યોગ્ય સમય વીતતા એ પ્રમાણે થવાનો સભવ લાગે છે

વળી, ઓગણીસમી સદી લગી કાયદા ઘડનાર મંડળોએ બહુ જ થોડા કાયદા પ્રજા હક્કો અને જે જુજ ઘડ્યા હતા તેનું મહત્વ રાજ્યના મૂળ બંધારણને લગતા તે કાયદા હોવાથી હતું પણ હવે તો નાની નાની બાબતો માટે પણ દરસાલ અસંખ્ય કાયદા ઘડાય છે અમેરિકાના સંયુક્ત સંસ્થાનોમાં ડહાપણ વિહોણા અને નાના કાયદા એટલા બધા થાય છે કે કેટલીકવાર લોકોનો વિશ્વાસ એવા કાયદાઓ ઉપરથી ઉઠી જાય છે પરિણામમાં, બધા રાજ્યને સંમત સમાહ્વાન (*Constitutional Convention*) નામનું કાયદા ઘડનારૂ ખાસ મંડળ અસ્તિત્વમાં આવ્યું છે મતદારોની સાથે લેખિત બંધારણનો મૂળ કાયદો ઘડવાની સત્તા એની પાસે છે આથી કાયદાનું સ્વરૂપ વિશુદ્ધ થયું છે અને નાના ઓ ગેરવાજબી કાયદાઓ નિગ્રહમાં રહી શકે છે આ રીતે સંયુક્ત સંસ્થાનોમાં કાયદા ઘડનાર મંડળના બે વિભાગ પડી ગયા છે લેખિત બંધારણના મૂળ કાયદા ઘડનાર વિભાગ અને સામાન્ય કાયદા ઘડનાર મંડળો અને સ્થાનિક સમિતિઓના કાયદા અથવા આદેશો ઘડનાર વિભાગ આ સ્થિતિમાં શાસનયંત્રનું નવું ખાતું જન્મે છે આ ખાતું રાજ્યના બંધારણની ઘટના કરી શકે છે, તેમાં ફેરફાર કરી શકે છે (તેનું શોધન કરી શકે છે) અને તેને સુધારી શકે છે આની સત્તા કોઈ પુરૂષ અથવા પુરૂષોના મંડળોને આપવામાં આવે છે આ રીતે એમની સત્તા કાયદાની બાબતમાં સર્વોપરિ (*legal sovereignty*) થઈ જાય છે

પણ આટલેથી પતતું નથી સંયુક્ત સંસ્થાનોમાં સ્થાનિક અથવા રાષ્ટ્રીય બંધારણોના અર્થ વિશે છેવટનો નિર્ણય વરિષ્ટ અદાલતો આપી શકે છે એટલે બંધારણના જાહેર થએલા અર્થથી વિરોધી સર્વ કાયદાઓને અદાલતો નકામા અને કાયદાવિરુદ્ધ ઠરાવે છે આથી બંધારણના કાયદાના જ સવાલોનો નિર્ણય કરવામાં વરિષ્ટ અદાલતોનો બધો સમય જાય છે અને બીજા દાવા ચૂકવવાનું કામ નીચલી અદાલતોને સોંપવામાં આવે છે આથી ભવિષ્યમાં એ જાતની નિરાળી અદાલતો થઈ જશે અને ઈન્સાફના કાર્યનાં બે ભિન્ન ખાતાં થઈ જવાનાં

આજકાલ નવો વિભાગ સત્તાવાન થતો જાય છે રાજ્યશાસ્ત્રીઓ એમ પ્રતિપાદન કરવા મથે છે કે લોકોની સત્તા બધી રીતે—કાયદાની રીતે પણ સર્વોપરિ છે પણ સ્વિટ્ઝરલેંડ સિવાય ક્યાંય આવું નથી લોકોની સત્તા સર્વોપરિ હોવી જોઈએ કે નહિ, એ વિશે ચર્ચા કરવા કરતાં મતદાર લોકોની સત્તા દિવસે દિવસે વધતી જાય છે તે વિશે વિચાર કરીશું સામાન્ય ત્રણ ખાતાઓની સત્તા જેવી સરકારી છે તેવી જ મતદારોની પણ છે પોતાના મતની મારફત નીમણુંકો કરવાની રાજ્યકારીની સત્તા તેઓ વાપરે છે, "ઇનીશીએટિવ" (કાયદો પોતાની મેળે-કારોબારી ખાતાથી સ્વતંત્ર રીતે સૂચવી ઘડવાની સત્તા) અને "રેફરેન્ડમ્" (રાજદ્વારી સવાલ વિશે પ્રત્યેક મતદારનો—તેના પ્રતિનિધિનો નહીં પણ તેનો પોતાનો મત મેળવવાની રીત)ના વપરાશથી કાયદા ઘડવાની વિશાળ અને મહત્વની સત્તા તેઓ

વાપરી શકે છે, દીવાની અને ફોજદારી ગુન્હાના ચુકાદા માટે "જ્યુરિ"મા બેસી તેઓ ઇન્સાફ ખાતાને મદદ કરે છે

જે મતદારોમા સર પ્રૌઢ (*adult*) નાગરિક–સ્ત્રીઓ અને પુરૂષોનો સમાવેશ થતો હોય, અને ચૂટણીથી તેઓ સવ મુખ્ય કારોબારી અને વહીવટી ઉપરિ અધિકારીઓની, સર્વે કાયદા ઘડનારાની, અને ન્યાયાધીશોની નીમણુક કરે અને આ સર્વેને તેમના કામો વિશે આદેશ આપી શકે અને તેઓ ઉલ્લઘન કરે તો તેમની નીમણુક રદ કરે (*recall*) અને બધા રપુની બાબતમા પણ આરભ (*initiative*) અને પૃચ્છા (*referendum*) નો હક હોય તો લોકોની ઇચ્છા (સકલ્પ) પ્રકટ કરનાર મતદારોના હાથમા રાજ્યની સર્વોપરિ સત્તા છે એમ વાજબી રીતે કહી શકાય પણ વસ્તુત મતદારોના હાથમા આટલી બધી સત્તા હોતી નથી–હોય છે તે પણ બહુ ઓછી હોય છે અને તેઓમા માત્ર પુરૂષ નાગરિક–અને તેમા પણ સર્વનો નહિ–સમાવેશ પામેલા હોય છે કાયદાની નજરે આવી સ્થિતિમા લોકોની સત્તા સર્વોપરિ ગણી શકાય નહીં પણ એવા પ્રકારનુ રાજ્યશાસન કરવુ હોય તો મત આપવાના હક્કનો વિસ્તાર કરવાથી અને કાયદા તથા વહીવટ ઉપરનો તેમનો અકુશ વધારવાથી કાર્ય થઈ શકશે.

આમ બધી રીતે વિચાર કરતા રાજ્યશાસન એટલે રાજ્યની સર્વોપરિ સત્તાઓ જે ખાતાઓ–વ્યવસ્થિત સસ્થાઓ–વાપરે છે કે વાપરે તેઓનો સમૂહ, પણ તે છૂટા અને નિરાળા નહીં પણ એકત્ર થએલો સમૂહ

આમ ત્રણના ચાર ખાતા આપણે ગણ્યા હતા પણ હવે આ બધી ચર્ચા ઉપરથી સાત થએલા લાગશે કારોબારી, વહીવટી, કાયદા ઘડનાર, કાયદા ઘડવામાસર્વોપરિ, ઈન્સાફી, લોખિત બધારણના અર્થપ્રકાશન માટેની ખાસ અદાલત, અને મતદાર મડળ એમ સાત વિભાગ થયા પ્રાચીન ત્રણ વિભાગની સત્તા ધીમે ધીમે મતદારમડળ પોતાને સ્વાધીન કરતી જાય છે આ જમાનામા રાજ્યશાસનનો વિચાર કરતા મતદારમડળનુ વિસ્મરણ કર્યું પાલવે એમ નથી

—અપૂર્ણ

---

# ગોદાવરીને તીરે.

લેખક–રા. લલિત.

[ "આમુઝના બે. તો બતાવો હો બતાવો ભાઈ–" કવિ ન્હાનાભાઈના એ ગીતનો ઢાળ ]

આવ્યા સખિ ! આપણે ગોદાવરી ગંગાને તીરે !
ગોદાવરી ગંગાને તીરે—
હો પવિત્ર જીવનતીરે—
નાહ્યા સીતારામને સ્મરણે, પવિત્ર જીવનતીરે !
દંડકવનને વાસ, ને ઇગતપુરીને વાટ,
સ્નેહભર્યા સંસારની દેવીનાળી વાત !
એની એ સૃષ્ટિ, ને સૌન્દર્ય એનું એ જ આ રે—
સખિ ! સીતારામને આદર્શ, જીવન જગતના હો !
સ્નેહયજ્ઞના નિત તપ્યા પંચવટીને વાસ—
ભક્ત દમ્પતી એમને પગલે પુણ્યપ્રવાહ !
ઉજ્જવલી ચેતનાના પૂર રેલે પ્રેમ પૂરે !
ધૂમે ગાજે ને ગોધ ધમધમે હો દૂરદૂરે !
નાસિકસમ સઉ તીર્થના યાત્રાજન ! સહાય--
સીતારામ નિરંતરે ગૂઢ હે સમાજે રાજ્ય !-આવ્યા

---

નિરાશ થવાની

જરુર નથી.

પરંતુ જો અન્ય વીશીઓમાં, ભોજનગૃહોમા કે

ભપકાદાર લૉજોમા, અને ખુદ પોતાને ઘેર પણ,

અહીંના જેવી સ્વાદિષ્ટ યાને

ટેસ્ટફુલ રસોઈ જમવાની આશા

રાખશો તો જરૂર નિરાશ

થવુ પડશે !

એક વખત પધારો અને ખાત્રી કરો.

ધી

સાબરકાંઠા

બોર્ડીંગ હાઉસ

ઠે. મુમ્બાદેવી પોસ્ટની પાછળ,

મુંબાઈ, ન. ૨

1-4-16

# બૉસ સ્ટોવ.



ઘાસલેટથી બળે, પણ વાસ નહી, મેસ નહી, અવાજ નહી, કંટાળો નહી, પમ્પ કરવો ન પડે, ધાસ્તી નહી અને એક બાળક પણ ચલાવી શકે. એક-બે-ત્રણ-ચાર-ને પાંચ બર્નરના આવે છે. એ ચુલો જરૂર જોઈ જશો. આજે હજારો કુટુંબો તે ચુલો વાપરી વાહવા જાય છે, અને ઘરનુ સુખ વધારી ગયા છે. તમે પણ તે જ ચુલો વાપરી તમારા સુખ, સગવડ, ફુરસદ અને શાંતિ વધારો.

## એલ. રાય. સંપત,

ન્યુ ક્વિન્સરોડ—મુંબાઈ

તા. ક.

અમારે ત્યાં માડીની સુંદર પીનો, તથા ઉંચા પલંગો વગેરે મળે છે.

# કૉલેજીઅન

## ( ચાલુ વાર્તા )

લેખ——રા ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા, બી એ

( ગયા અંકથી ચાલુ )

પ્રકરણ પાંચમુ

### —પિતાનુ મૃત્યુ—

બિચારો શાન્તિલાલ ગેધરીંગમાથી પરવારી, ચિત્રવિચિત્ર આનં અને મોજમઝાહ ભોગવી, હૃદયની ઉની વગાળ પ્રો પ્રમથનાથ આગળ કાઢતો હતો અને પ્રેમાળ પ્રોફેસર અમૃત નાખી બળતા હૃદયને ઠારતો હતો, ત્યા પટાવાળાના 'તાર' શબ્દે ગભરાટ કેવા ચો શાન્તિલાલ, અનેકરંગી દુનિયામા ન રંગાયેલો શાન્તિલાલ તારનુ નામ સાભળતા જ ગભરાયો રસ્તામા બીજા વિદ્યાર્થીઓ "જો પેલી લેડી જાય ! જો—જો એના ગાલ લાલ સુરખ થઈ ગયા છે જો ઠોકર ખાધી," એમ મોટેથી બોલતા હતા પણ એનુ ભાન શાન્તિલાલને નહોતુ શાન્તિલાલ રેસીડેન્સીમા પહોચ્યો ને તારવાળાએ તાર આપ્યો સહી કરતા, તારીખના ખાનામા સહી કરી અને તે પણ કોઈ બીજાના નામ નંબર સામે શાન્તિલાલના તારની વાત કૉલેજના કમ્પાઉન્ડમા વાની પેઠે ફેલાઈ ગઈ અને ઉછરંગલાલ, લીલાધર, ધીરુ, ચદુ—મહેતા અને બીજા પારસી—ગુજરાતી દક્ષિણી વિદ્યાર્થીઓ દોડતા આવ્યા શાન્તિ એકાન્તવાસી, ચોડમોલો અને હૃદયનો એટલો પોચો હતો કે બીજા વિદ્યાર્થીઓ તેની મશ્કરી કરતા, એને હેરાન કરતા, છતા એના શુદ્ધ હૃદય, ઉત્તમ ચારિત્ર્ય અને અભ્યાસમા પ્રજ્વલિત ઢાર કીર્તિ એવા હતા કે સઉ કોઈ એની સાથે સહવાસ રાખવા ઇચ્છતુ શાન્તિલાલે તાર ઉઘાડયો અને વાચ્યુ— "જલ્દી આવો, પિતાજી ગભીર મંદવાડમા એકદમ નિકળજો" આ શબ્દો વાચનાની સાથે જ શાન્તિલાલથી મોટેથી રોવાઈ જવાયુ અને બેભાન થઈ પડયો લીલાધર અને બીજા છોકરાઓએ શાન્તિને ઉપાડી રૂમમા લીધો—કોચમા સુવાડયો અને આંખે પાણી છાટી જાગૃત કર્યો બિચારો શાન્તિ ! એણે મૃત્યુ એ શબ્દ જ સાભળ્યો હતો ! મૃત્યુ માટે ગુજરાતી—સસ્કૃત—ઇગ્રજીમા કવિતાઓ વાંચી હતી, 'ફલાણાનો પિતા મરી ગયો, માતા મરી ગઈ, કેમ ડોસાના લાડુ ક્યારે ઉરાડો છો? ડોશી છે કે ગઈ? તમારામા બીજી બૈરી મળે કે?' એવા ઉદ્‌ગારો સાભળ્યા હતા સમશાનિનીને હસતાકુદતા લઈ જતા હિન્દુઓ મુસલમાનમાં ગભીરતાથી કલામો પડતા અને પારસી યુરોપીઅનોમા વિશેષમા ધોળા કાળા ડ્રેસ સાથે લઈ જતાં જોયા હતા 'તમારા પિતા ગુજરી ગયા, બહુ જ દીલગીરી' એમ મનની નહિ પણ મોની જ દીલગીરી કરતા થયુને' જોયા હતા પરતુ મોતનો પોતાને અનુભવ નહોતો થયો અને શાન્તિલાલ પોતાની કાલ્પનિક સૃષ્ટિમા માતા અને ભાઈબ્હેનોને આનન્દ કરતા જોઈ ગભરાતો હતો લીલાધર

આખો દિવસ શાન્તિ સાથે જ હતો તેણે એને ટ્રંક તૈયાર કરી આપી–સ્ટેશન ઉપર સાથે ગયો અને શાન્ત કરી મોકલ્યો

ગાડી ફાસ્ટ હતી છતા શાન્તિને મન ધીરી લાગતી એરોપ્લેન કે પવનપાવડીની જરૂર અત્યારે જણાઈ અને ઘડીઘડી આકાશ–દ્રષ્ટિ જોતા જોતા આખમા ઝળઝળીયા આવતા અને પાસે બેઠેના ઉતારૂઓ રખેને તે જાણે કરી રૂમાલ કાઢી આસુ લોતો 'બે મહિના ઉપર જ પિતા મળ્યા છે અરેરે, ત્યારે કોને ખબર હતી કે અમે નહિ મળીયે જીવતા હશે હુ એમનુ મો નહી જોઉ ? ના, ના, હવે તો સારૂ હશે ગભરાયા હશે તે તાર કર્યો હશે," એમ આશા અને નિરાશામા રાત્રિ કાઢી અને સવારે વડોદરે પહોચ્યો વડાદરાથી ગોધરાની ગાડીમા બેઠો અને ગાડી લેટ–મોડી હોવાથી અગીઆર વાગ્યાને સુમારે ગોધરે પહોચ્યો ગોધરાના સ્ટેશન ઉપર ન મળે ગાડીનુ સાધન મજુર કરી ગામમા ચાલ્યો શાન્તિએ ગઈ સાજનુ કાઈ જ ખાધુ નહોતુ ચાહ કે નાસ્તો પણ લીધો નહોતો ઉંઘ્યો નહોતો ભીંડથી આડો પડ્યો નહોતો અને ચિન્તાથી મગજ થાકી ગયુ હતુ, નદિની પેલી પાર રહેતો હોવાથી રસ્તો પણ ખુટતો નહોતો દૂરથી ઘર દેખાયુ અને એના એ ઘરમા ફેર લાગ્યો જે ઘર ઉજળુ આનદજનક લાગતુ તે જ ઘર ઝાખુ સ્મશાનગ્રહ લાગ્યુ 'બારણુ ઉઘાડુ ? વખત છે મારા પિતાજીને હરકત થાય ! હમણા બારણુ ઉઘડશે પિતાજીના ખાટલા પાસે બેસીશ, એ મારે માટે તલસતા હશે એમનુ માથુ ચાપીશ મૂર્ઈ કૉલેજ ! હુ એમની સેવા કરીશ ! એમને પખો નાખીશ,' એમ વિચાર કરતો અદર પેઠો ત્યા ઘરમા ઘણા વખથી રહેતા જમના ડોશી મળ્યા–'જમનામા ! બાપાજીને કેમ છે ?' આના ઉત્તરમા ડોશીએ–'ભાઈ, આવ્યો ઠીક થયુ,' કહી પેલી બાજુ જોયુ, અને લુગડાના છેડાથી આખો લોહી ઘરમા શાન્તિ આવ્યાના ખબર પહોચ્યા અને પાછલા ઓરડામાથી નાનાભાઈઓ, બેન આવ્યા અને રખેને છોકરા ઓથે બાળે કરી માં આખુ ઓઢી દોડતી ચોકમા આવી " શાન્તિ ! લુગડા કાઢ !" લુગડા કાઢ શબ્દની સાથે જ શાન્તિની ધીરજ ગઈ હાથ ધ્રુજવા લાગ્યા બટન કાઢતા ગભરાટ થયો અને ત્યા ને ત્યા જ બેસી ગયો "બા ! બા ! પિતાજી ! બાપાજી !" 'ભાઈ ! તારા અને મારા કરમ ફૂટ્યા," કહેતા જ માતાએ શાન્તિને છાતી સરસો ચાપ્યો–મડા ગાઢની માફક માતાપુત્ર બાઝ્યા અને રોયા નાનાભાઈબેન પણ ઉભા ઉભા ઓશીઆળા, પિતાને નદિયે લઈ ગયા છે, બાધીને લઈ ગયા છે એટલે મોત એ શિવાય ન સમજનારા, બાલકો બીજા રૂએ માટે રોતા હતા અને કાઇક થયુ છે એટલુ જ સમજતા હતા, જમનાડોશી આવ્યા અને દરેકને સમજાવી નાહ્યા વિનાના શાન્તિને અડકાયુ માટે મા અને દિકરાને નવડાવ્યા કોઈ અગતનુ મૃત્યુ થાય ત્યારે અને હૃદયને આઘાત થાય એમ હોય તો અભડાવવાનો વ્હેમ ખોટો હશે પરતુ એ જાણ્યાપછી નાહ્યાથી હૃદયને કાઇક વિશેષ શાન્તિ મળે છે એ નિર્વિવાદ છે આખુ કુટુમ્બ રોયુ–રઝળ્યુ પાડોશી સગાવ્હાલા આવ્યા અને આશ્વાસન આપી ચાલ્યા ગયા નહિ જેવુ જમ્યા અને બપોરના મા દિકરો કાઈ એકલા પડ્યા "બા, એટલામા શુ થયુ–હમણા તો એમનો કાગળ હતો–કાન કઈ વખત ?"

---

ગતિસુન્દરી રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

"ભાઈ! કાંઈ જ થયુ નથી પુજા કરતા કરતા જ ઉઠ્યા છાતીમા બળે છે એમ કહ્યુ ને નાકતરને બોલાવ્યો સાહુ ય જ બધ થયુ તાર કર્યો સાજના જ અગ્નિસસ્કાર કર્યો"

'બા ! મને ભણાવ્યો હતો?"

"ભાઈ, પુજા કરવા બેઠા તે પહેલા જ વાત થઈ હતી બે વર્ષ જીવુ તો શાન્તિને બી એ. કરૂ અને કૈલાશ પાસ—તો એ એના ભાઈઓને ભણાવી શકે! મુબાઇનુ ખચ લીધુ છે પણ એને સ્કોલરશીપ મળે તો ઠીક ભાઈ, એમની પથારી નીચેથી આ કાગળ નિકળ્યો છે તને લખી નાખવો રહી ગયો હશે '

શાન્તિએ પત્ર લીધો—અને વાચ્યો

'ચિ શાન્તિ !

"મા આ વર્ષ અને તેમા આ મહિનો ભારે છે, કદાચ આપણે નાખે મળીયે પણ ગભરાઈશ નહી મને ઇશ્વિર ઉપર પૂર્ણ વિશ્વાસ છે તારા ભાઈબ્હેનને સભાળજે—છેવટે એટલુ જ કે હીમ્મત રાખજે—સાચો માર્ગ રાખજે—પવિત્ર રહેજે અને પરમેશ્વર તારો જ છે"

લી શુભેચ્છક

શકરલાલ

શાન્તિએ પિતાના છેલ્લા શબ્દ મોઢે કર્યા—સુવર્ણના હોય, કોઈ મહાત્માના પવિત્ર શબ્દો હોય, મત્રના હોય ને માદળીયામા રાખે તેમ ગડી કરી પોતાની પાસે રાખ્યા દિવસ ઉપર દિવસ ગયા અને બારમુ તેરમુ પત્યુ—સિમાના બે હજાર રૂપીઆ માથાકુટ કરી મેળવ્યા અને હવે શુ કરવુ એની ચિન્તા થઈ સ્કૉલરશીપ ન મળે તો કૉલેજનુ જીવન છોડવુ જ જોઇએ—એક ધનાઢ્ય કાકા હતો પણ એ આપે કે નએ આપે એમ હતુ મા અને ભાઇબ્હેને તો ગોધરામા જ રહેવુ યજમાન વૃત્તિમાથી આવે તેટલુ સભાળવુ અને શાન્તિએ મુબાઈ જઈ સ્કૉલરશીપ માટે તજવીજ કરવી અને ખતથી અભ્યાસ કરી પાસ થઈ કોઇને કહી શકાય એમ કરવુ એમ નક્કી થયુ

---

## પ્રકરણ ૭૬

## શાન્તિલાલ.

શકરલાલ ઔદિચ્ય બ્રાહ્મણ હતો અને એના પિતાના વખતથી ગોધરામા વાણીયાનુ ગોરપદુ કરી જીવન નીભાવતો વારતહેવારે ધોતીઆ, અબોટીયા કેરી ટોપ્નાના મોટા વાસણ મળતાં અને જમવાનુ તો સતત ચાલતુ શકરલાલના પિતા બ્રાહ્મણ વૃત્તિના જ હતા—નાનીશી ચોટલી—ઉઘાડુ શરીર, જાડુ ધગડ જેવુ જનોઈ અને વીસ બાવીસ દીવસની હજામતથી એના ગોળ મરોડ શર્મા જેવા લાગતા કે ગામમા એને કોઈ ન ઓળખે એમ નહોતુ શ્રાદ્ધીયામાં ચાર ને

બહ્લે પાયવાગ દક્ષિણાને ખાતર જમવા જતો, રાધવા જતો-મૃત્યુ સંસ્કાર કરવા જતો અને स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ઢરી મૂકી પૈસો, કરી લગ્ન પણ કલાકના સાત આઠની ઝડપે કરાવતો પરતુ શકરલાલ અમદાવાદમા સંસ્કૃત શાળામા ભણવા ગયો ત્યા ઉચ્ચ જ્ઞાતિના અને ઓફીસરવર્ગના ગૃહસ્થોના સહવાસમા આવ્યો હતો અને ઈંગ્રેજી વિદ્યા-સુધારો-અને સરકારનો અનુભવ થયો પિતાના મૃત્યુ પછી શકરલાલ સ્વતત્ર થયો અને એણે એકદમ જીવનવ્યવહારમા ફેરફાર કર્યો મૃત્યુ અને શ્રાદ્ધીયામાં જમવા જવાનુ બધ કર્યુ-કોઈ બોલાવવા આવે તો ચોખ્ખી ના કહેતો અને શુભ કાર્યમા જ જતો શરૂઆતમા બ્રાહ્મણ અભિમાનમા ખેચાઈ ગયો છે, કોણ જાણે છે કે એના દીકરા ખરાબ નહિ ઉઠે ! બ્રાહ્મણનો ધધો ભીખ માગવાનો અને દક્ષિણા લેવાનો-ગમે તેવી ઉંચી સ્થિતિ હોય તોયે એ હક ન ખોઈએ, મોટામોટા અધિકારીઓ હજી દક્ષિણા લે છે એમ ટીકા સાભળતો પણ શકરલાલને તો એમ જ થયુ કે દક્ષિણા ન જ લેવી અને હલકુ બ્રાહ્મણપણુ ન કરવુ એ જ ઉન્નતિના સાધન છે શકરલાલને ટુક આનદમા જ્ઞાતિતરફથી બહુ જ મોસાળુ પડ્યુ પણ થોડા જ સમયમા ગોધરામા એક સંસ્કૃત પાઠશાળા સ્થપાઈ અને એમા શકરલાલ શાસ્ત્રીની પચાસ રૂપીઆમા નિમણુક થઈ

પરમાત્માની કૃપા થાય છે ત્યારે સર્વત્ર અનુકૂળતા થાય છે તેમ શકરલાલ શાસ્ત્રીને પત્ની પણ સારા મળ્યા હતા-અમદાવાદના જ એક ડીસ્ટ્રીક્ટ પ્લીડરની પુત્રીની સાથે એનુ વેવિશાળ થયુ અને નાગર-ક્ષત્રીય વગેરેના સહવાસને લીધે એ બાઈ ભણી હતી એને ભરતા ગુથતા આવડતું-રસોઈ કરી જાણતી અને સરકારી ભાષા સાથે ઘરરખ્ખુ અને સુઘડ થઈ હતી આ પતિપત્નીનુ ગૃહજીવન શુષ્ક લાગતા ગોધરામા અરણ્યમા ફળદ્રૂપ જમીનનો કકડો હોય એમ ભાસતુ નદિ કિનારે પોતાના ઘર આગળ જ આ બ્રાહ્મણપત્ની ફુદીનો, મેથી, અળવી વગેરે વાવતી તુળસી ક્યારામા નિત્ય પાણી પાતી અને સધ્યાકાળે દિવો કરી પ્રાર્થના કરતી પાછળી બાજુ પણ લીંપીગુંપી સ્વચ્છ રાખતી ઘરમા ભીંત ઉપર પીતળના વાસણોનો ચકચકાટ દુરથી દેખાતો દરેક મસાલા અને વસ્તુ ઉપર ચીઠી ચોડી વ્યવસ્થિત ગોઠવતી અને લુગડા, ગોદડા, ખાટલાને તડકે નાખી માકણુ કે જીવજતુ થવા દેતી નહી છોકરા હતા છતા ટુક પગારમા વગ કરતી અને કુટુબમા તેમ જ મહેમાન આવે ત્યારે નવી નવી વાનીઓથી થાળી ભરી જમવામા લહેજત અને હૃદયમા આનદ ઉપજાવતી પતિપત્ની એકલા હતા ત્યારે શાસ્ત્રીજી શાળામા શિખવેલો માઘ કે રઘુવશ-કાલિદાસનુ ઋતુસહાર અને જયદેવના ગીતગોવિન્દના શ્લોકો ગાઈ પત્નીને સમજાવતો અને પતિના ઉચ્ચ જીવનમા પત્ની ભાગ લેતી સમય જતા પ્રજા થઈ અને શાન્તિલાલ અને તેના નાનાભાઈઓના જન્મ થતા ઘરમા આનંદની દોડાદોડ, સ્લેટપેનની મારામાર, ખાવાની હઠો અને હમણા જ ખીલતી દત કળીઓવાળુ હાસ્ય શરૂ થયા ત્યારે આ નાના સુખી કુટુમ્બમા સ્વર્ગનો આનદ જણાતો અને,

"પ્રભાતે કોઈ એ પથિક ગઢપાસે અટકતો,
"ઘડી સૂણી વીણા નિજપથ જતો આશીષ દઈ"

¹ કાવ્યમજરી રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

તે પ્રમાણે સલતનતનો શહેનશાહ પણ પોતાના રાજ્યના બદલામાં આ ગૃહસુખ મેળવવા આતુર થતો. ખરેખર, મનુષ્યજીવનરૂપી સરિતા આવા સ્વચ્છ જલથી ભરપૂર રહેતી હોય અને એના બન્ને કિનારાપર આવાં પુષ્પો વિકસતાં હોય તો કેટલો આનંદ!

શાન્તિલાલ શંકરલાલનો મ્હોટો પુત્ર હતો અને એનામાં માતાપિતાના સઘળા સદ્ગુણો ઉતર્યા હતા. આ છોકરાને શંકરલાલ અને એમની પત્ની જાતે જ કેળવતા અને ગામડામાં જ નિશાળે મોકલતા—શંકરલાલના સસરા અને શાન્તિલાલના દાદાની ઈચ્છા એમ થઈ કે શાન્તિલાલ હાઈસ્કુલનો અભ્યાસ પોતાને ત્યાં રહી કરે અને એ ઈચ્છાવિરૂદ્ધ કોઈથી જવાય એમ નહોતું. શાન્તિલાલને અત્યાર સુધી ગામની આગળથી ડાચ્યો નહોતો અને અમદાવાદનું નામ સાંભળતાં જ લાડકાના પિતા અને માતાનાં હૈયાં ભરાઈ આવ્યાં. અમદાવાદ એટલે શહેર! ત્યાંની હાઈસ્કુલ એટલે ચિત્રવિચિત્ર છોકરાઓ. ત્યાંની વાતચીતો અને ત્યાં ગામડામાં રહેલા, બરફ જેવા સ્વચ્છ હૃદયવાળા શાન્તિનું શું થશે! પરંતુ ભય-મુશ્કેલી શિવાય હીમ્મત આવતી જ નથી અને લાલચ શિવાય સદ્ગુણની કસોટી થતી જ નથી એમ શંકરલાલને ખબર હતી એટલે શાન્તિલાલને અમદાવાદ મોકલ્યો. શંકરલાલ અમદાવાદ ગયો અને હાઈસ્કુલમાં દાખલ થયો. નિશાળમાં કોઈની જોડે બોલે નહિ, બેંચ ઉપર છેલો બેસે, શિક્ષણમાં પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપે, અઠવાડીક પરીક્ષામાં પરિણામ સારૂં આવતાં માસ્તરનો પ્રેમ અને વિદ્યાર્થીઓનો દ્વેષ થયો. આ ગૌરવર્ણના, ભરેલા ગાલ અને શરીરવાળા, છોકરાને 'શરમાળ છોકરી' 'ગોરી મડમ'ના ઉપનામ મળ્યા અને એના ભોળપણનો લાભ લઈ એને હેરાન કરવા લાગ્યા. આમ છતાં નિશાળમાં આવતા દુર્ગુણોથી એ દૂર રહી શક્યો. બેચાર પારસી અને વહીગયેલ હિંદુ છોકરા એની પાછળ ભમતા, એને ખાવાનું આપી, જોવા જવાનું બ્હાનું કાઢી બહાર લઈ જતા, એને ગળે હાથ નાખતા, કોઈ કોઈ વાર અડપલાં કરતા અને દરેક બાને આ પવિત્ર આત્માનો અધઃપાત કરવા યત્ન કરતા, પરંતુ પવિત્ર માતપિતાનો પુત્ર પ્રભુકૃપાએ પડ્યો નહી અને દૂર ને દૂર રહ્યો. સદ્ભાગ્યે લીલાધર શાન્તિલાલના વર્ગમાં જ હતો અને એને બીજા છોકરાઓનો અનુભવ હતો. શાન્તિલાલ દાખલ થતાં જ એકાદવાર શિક્ષકે સંસ્કૃત શ્લોક બોલાવ્યા ત્યારે શાન્તિલાલનો કંઠ અને બોલવાની ઢબથી લીલાધરના હૃદયમાં શાન્તિલાલ માટે સદ્ભાવ થયો અને બન્ને મિત્રો થયા. શરૂઆતમાં પાસે બેસતા થયા—એક બીજાની નોટો અને ચોપડીઓ આપતા થયા. પેલા દુષ્ટ છોકરાઓ શાન્તિને કનડવા આવતા ત્યારે તેનો બચાવ લીલાધર કરતો. લીલાધર ક્રીકેટ ટેનીસ, હોકીમાં એક્કો હતો અને એણે શાન્તિને આ સર્વ શિખવ્યું—શાન્તિનું શરમાળપણું દૂર કર્યું. વળી લીલાધર સંસ્કૃત અને હિસાબમાં નબળો હતો તેમાં શાન્તિલાલે મદદ કરી. લીલાધર અને શાન્તિલાલ ઘેરથી નિશાળે, નિશાળેથી ક્રીકેટ કે જીમ્નેશીયમમાં, ત્યાંથી ઘેર સાથે જ જતા આવતા, અભ્યાસમાં સરખા જ નમ્બર રાખતા અને શિક્ષક તેમ જ હેડમાસ્તરની એટલી પ્રીતી મેળવી કે શિક્ષકો બીજા વિદ્યાર્થીઓને એમના જેવા થવા દાખલો આપતા

કોઇએ 'રામલક્ષ્મણ,' 'લવકુશ' 'એકીલીઝ અને પેટ્રોક્લીસ અને કોઇએ 'રોમીયો અને જુલીએટ'ના નામ પણ પાડ્યા હતા લીલાધરને માટે કાંઈ કાંઈ અખ્યાઓ ફેલાઈ અને નિશાળની ભીંતોઉપર-નિશાળમા આવવાના રસ્તાની ભીંતોઉપર "શાન્તિ બ્હેનના વર લીલાધર" "મીસ્ટર લીલાધર અને મીસીસ શાન્તિ" વગેરે ચાક-પેનસીલ-સીસાપેન ને ચાકુથી લખાતુ હતુ ઉકરડાવાળા અને એકા બે પારસી વિદ્યાર્થીઓએ નિશાળમા તોપખાનું કાઢ્યુ હતુ રમકડાની બબ્બે પૈસાની તોપ મળે તો તે તોપ ટોપીએ આગળ બાંધતા અને ટોપીના વચમા વચમા એક ટાંકણી ખોસતા આ તોપખાનાનો હેતુ એ કે જે બે વાગ્યાની રજામા વાંચે તેને મારવો-એની ચોપડીઓ ફેંકી દેવી અને જે વર્ગમા ભરાઈ રહે તેને પસડવો તોપખાનાની વાત જે હેડમાસ્તરને કહે તેને કોઇએ બોલાવવો નહિ-એને નોટ કે કાંઈ ચોપડી આપવી નહી સાથે રમાડવો નહી અને લેસન કે કાંઈ કહેવુ નહી તોપખાનાનો ત્રાસ નિશાળમા એટલો વર્ત્યો કે બે વાગ્યાની રજામા કોઈ વર્ગમા રહી શકતુ નહી-બે વાગ્યા પછીના કેમત વાંચી શકતુ નહી છતા કોઈની હિમ્મત હેડમાસ્તરને કહેવાની ન ચાલી શાન્તિલાલના નસીબમા કોણ જાણે શુએ હતુ કે એને એક અકસ્માત નડ્યો મહીનાની છેલી તારીખ હતી-આખો મહિનો એ બરાબર હાજર હતો અને એનુ નામ પહેલુ આવે એમ હતુ-પણ એ કયારે બને કે રજા પછી રેસીટેશન-મોટેથી કવિતા હતી તે આવડે તો જ પૂરેપૂરા માર્ક મળે ઘર આગળ કવિતા થઈ નહોતી એટલે એણે રજામા કરવાની રાખી હતી આ વાત લીલાધર જાણતો હતો રજા પડી તે સાથે જ શાન્તિ મહાર ગયો પાણીબાણી પી બીજે બારણેથી અંદર પેઠો અને કવિતાની દસ લાઇન કરવા માંડી બેચારવાર વાંચી અને લગભગ મોંઢે થઈ ગઈ ત્યા તોપખાનુ આવ્યુ અને ખૂણામા શાન્તિલાલને કવિતા બોલતો સાંભળ્યો "મીમીસ શાન્તિ પકડાયા છે! કેમ મી લીલાધર કયા ગયા? તોપખાનાના નિયમનો ભંગ! ચાલો, બચ્ચાજી ફીસ્ટના આઠ આના લાવો તો જ નહી તો—"કરી પારસી વિદ્યાર્થી અને એક પઠાણ જેવા લાગતા આગળ ગુચ્છાના વાળ, લાલ ટોપી, રાજ્જે પીતો હોય એવી આંખો અને મોમા પાનનો ડુચો એવો હિન્દુ છોકરો આ પેલો- શાન્તિનો હાથ પકડ્યો પેલા હિંદુએ શાન્તિલાલના ગાલ ઉપર ચીમટી ભરી અને શાન્તિનો મિજાજ ગયો 'હુ હેડમાસ્તરને કહી દઈશ' કરી હિન્દુને ધક્કો માર્યો અને તાલાજી ગેલેરી ઉપરથી ગગડ્યા તોપખાનાનો મિજાજ ગયો અને શાન્તિનુ આવી બન્યુ શાન્તિને માર્યો ઘણા દીવસની રીસ નિકળી, બિચારો શાન્તિલાલ લાલ થઈ ગયો આંખમાથી આંસુ વહેવા લાગ્યા ત્યા કોઈકે આવી કહ્યુ કે 'હેડમાસ્તર સાહેબને ખબર પડી અને આવે છે,' તોપખાનાના કમાન્ડરે 'ભલે આવે-બે વાગ્યાની રજામા ગમે તે કરીએ' કરી તોપખાનાને બહાર જવાનો હુકમ કીધો, ત્યા કોણ જાણે કેમ ઘંટ વાગ્યો અને બધા વર્ગમા ગયા 'શુ થશે! આજ ભયંકર પરિણામ આવશે' એમ દરેક વર્ગમા દરેક છોકરાને થતુ ઇતિહાસના સવાલોના ઉત્તર ખોટા પડતા વર્ગની પાસે થઈને જાય તો 'હેડમાસ્તર આવ્યા એમ થતું હમણા મને બોલાવવા સીપાઈ આવશે પેલા વર્ગમાથી નેતરના અવાજ

આવેછે બહેરામને રૂન આઉટ કર્યો. ગની ને બે ડઝન કેન મારી' એવા ઉદ્ગારો નીકળવા માંડ્યા અને માસ્તરો પણ આજ છોકરાઓ કેમ લક્ષ નથી આપતા એ સમજી શકતા નહી એટલામાં પટાવાળો ઘાગળ લઈ આ યો અને દરેક વર્ગમાંથી પાંચસાત વિદ્યાર્થી ઉઠ્યા–હેડમાસ્તરના ખાનગી રોમમાં આજ કચેરી ભરાઈ હતી–વિદ્યાર્થીઓ સામે ઉભા હતા તેમાં બહેરામ અને તીનાન અદબથી ગભરાતા પણ બહારથી બેદરકાર કરડી આંખો કરી ઉભા હતા બીજા વિદ્યાર્થીઓના તો રામ જ રમી ગયા હતા રડ કરી છોડી દે તો સારૂં–કાઢી મૂકશે તો કોઈ નિશાળમાં દાખલ નહિ કરે. સાલો બહેરામ ને રતીયો એમને ભણવું નહી એટલે બધાને હેરાન કરે. દારૂડીયા સાલા મિયાંગ કેટલાને બગાડ્યા એ બેને જ ખરી શિક્ષા થવી જોઈએ શાન્તિલાલને ન હોતો સતાવવો એમ કહ્યું હતું તોએ માન્યું નહી એ ભડકાણી! આજ અમને કાંઈ નહી થાય–કાઢી નહી મૂકે તો સાંજના નાળીયેર વધેરીશું' એમ ઉદ્ગારો ને બાધા આખડીયો રખાઈ શાન્તિલાલ એક બાજુ ઉભો હતો હેડમાસ્તર આવ્યા અને સર્વના હૃદયમાં ચરેરાટ થયો–પટાવાળો ઉભો હતો ટેબલ ઉપર લાંબી નેતરની સોટી, રજીસ્ટર અને ખડીયો, હોલ્ડર ને બ્લોટીંગ પેડ પડ્યા હતા આખી નિશાળમાં અત્યારે શાન્તિ હતી શિક્ષક કાંઈ કરતા નથી એમ રખેને હેડ માસ્તરને ખબર પડે એ બીકે જ વખતોવખત પાટીયા ઉપર ચાકનો ખખડાટ અને કોઈવાર પ્રશ્નનો અવાજ કરતા, ને હરખાને વર્ગમાં ફરતા અને બારણા પાસે આવી સામાના વર્ગના માસ્તર સાથે ધીરે મોની–ઇશારતથી વાત કરતા છોકરાઓને રજા આપે તો અત્યારે માફી થઈ હેડમાસ્તરના રોમમાં જાય–પણ હેડમાસ્તરનું જેવું શિક્ષણ ઉત્તમ હતું, પ્રેમાળ હતા તેવો જ તેમનો તાપ હતો હેડમાસ્તરે બહેરામ, ગની અને બીજા છોકરાની જુબાની લીધી અને તોપખાનાનો ઇતિહાસ જાણ્યો શાન્તિની હકીકત સાંભળી અને છોકરાઓના રજીસ્ટર મગાવી એમની ચાલચલગત–માર્ક જોતા હેડમાસ્તરે નોંધ લીધી અને પ્રથમ શાન્તિલાલને કહ્યું–"શાન્તિલાલ! નિશાળ એ ઘર નથી એકલા રહેવાથી અને બીજાની સાથે ભળ્યાહળ્યા સિવાય જાહેર હીમત અને કુશળતા આવતા નથી માટે તારે બીજાની સાથે ભળવું રમવું અને તને કોઈ નકામો હેરાન કરે તેની ફરિયાદ કરવી નિશાળમાં વિદ્યાર્થીઓમાં સંપ હોવો જોઇએ પણ સારા કામ માટે, નહિ કે હેરાન કરવા માટે કે નિયમો તોડવા માટે આ બહેરામ કે ગની તો અમારી નિશાળના નેપોલીયન અને ક્લાઇવ જ છે! શાન્તિ તને કાંઈ જ શિક્ષા કરવાની નથી જાઓ–' શાન્તિના હૃદયમાં ટાઢક થઈ અને શરમાતો 'હાશ છુટ્યો' કરી નીચે ઉતર્યો, ત્યાં શિક્ષકો અને છુટવાનું બહાનું કાઢી બહાર નીકળેલા વિદ્યાર્થીઓ એને વીંટળાઈ વળ્યા અને એક ઉપર એક સવાલો કર્યા. શાન્તિ તો કાંઈ જ બોલી શક્યો નહી હેડમાસ્તરે ઉલટો મને ઠપકો આપ્યો એમ લાગ્યું અને મનમાં ચીડાયો.

શાન્તિના ગયા પછી તોપખાનાનો વારો આવ્યો આર્મ્સ એક્ટનો અમલ થયો, અને એ ફંસાવાળી તોપો અને ટાંકણીઓનો ઢગલો હેડમાસ્તર સાહેબના મેજઉપર મૂકાયા હેડમાસ્તરે

બહેરામ અને રતીના રજીષ્ટર ઉપર ખરાબ વર્તણુક માટે કાઢી મુકવામા આવ્યા છે અને બે વર્ષ સુધી કોઈ પણ નિશાળમા દાખલ ન કરવા દેવા ઇન્સ્પેક્ટરને લખવામા આવ્યુ છે ફરી બન્નેને તે જ ઘડીએ કાઢી મુક્યા—બહેરામ અને રતી બબડતા નીચે ઉતર્યા— સાલનો બીધા— મને જો કેન માર્યો હત ને તો એનુ પાવડુ જ ઉડાડતે' 'બહેરામ' (તો આ ચાપુ જ મારત કાઢી મૂક્યા, તેને ભપુ છે? મારા ફાધર અને મામાને ભણાવવો છે બાકી પામે પૈસા છે તે આપણા જ છે ને—નહી આપે તો ક્યા જશે આપઘાત કરીશ એમ કહુ છુ ક નગમરેશ જેવા થાય છે' એમ બડબડતા બન્ને નફ્ટની માફક ચાલ્યા ગયા બન્નેના ગયા પછી હેડમાસ્તરે બીજાને એકેક બબ્બે કેન મારી અને આવી કોઈ હિલચાલ હવે પછી થાય તો ટ્રસ્ટિઓએ તરત જ જણાવવી એવી નોટીસ કાઢી

તોપખાનાના ભાગવા સાથે જ શાન્તિલાલને શાન્તિ થઈ અને શાન્તિ જેવા ઘણા છોકરાઓ ઠીક થયુ એમ હૃદયથી માનતા થયા શાન્તિલાલ અને લીલાધર એક પછી એક વર્ગોમા વિજય મેળવતા મેટ્રિકમા આવ્યા અને શાન્તિને સસ્કૃત અને હીસાબમા સારા માર્ક મળતા, અમદાવાદમા રહેવા આવ્યાનુ પ્રયોજન થયુ શકરલાલ શાસ્ત્રી, માતા અને દાદાને સતોષ થયો અને હુ ખવેરીને પણ છોકરાને મુબાઈની કૉલેજમા જ્યા પણ ત્યાની નૅશનલ કૉલેજમા મોકલવા નિશ્ચય કર્યો અને શાન્તિલાલ અગાઉ જણાવ્યા પ્રમાણે કૉલેજમા દાખલ થયો અને સ્કૉલરશીપ માટે યત્ન કરવા લાગ્યો એટલામા જ ગોધરીગથી માડ પરવાર્યો ત્યા તાર આવ્યો અને મનની મુરાદો પાર પડે તે પહેલા જ વડો ભાગતા શેખશલ્લીનુ ઘર ભાગ્યુ તેમ પિતાના મૃત્યુથી ગમગીનીમા ગરકાવ થયો અને હવે 'કેણી ગમા ડગનુ ભરવુ?' સ્થિતિ થઇ

---

## પ્રકરણ સાતમુ

## લેડીઝ રૂમ.

નૅશનલ કૉલેજના પશ્ચિમ તરફના ભાગમા એક બાજુ એ લેડીઝ રૂમ હતી આ રૂમ વિશાળ હતી ઓટલા ઉપરના નાના છજામા બેચાર આરામખુરશીઓ હતી અદરના ભાગમા પણ ખુરશીટેબલ—ચોપડીઓનુ કબાટ—પાણીના કુજા—અરીસો, મો ધોવાને વૉશ—ટુવાલ વગેરેની સઘળી વ્યવસ્થા હતી એક બાજુ નાનુ બટન દાબવાથી પટાવાળો આવતો અને બીજુ બટન દાબવાથી પ્રીન્સીપાલના રૂમમા ઘટડી વાગતી ઓટલા ઉપર નાના ચક નાખી દેવામા આવ્યા હતા' બેડમીંગ્ટનને માટે નાનો કોર્ટ પણ હતો અને પાસે જ નાનો બાગ

હતો આ બાજુ પુરૂષ વિદ્યાર્થીઓને આવવાની મનાઈ હતી પરતુ ગેધરીંગને વિષે વાઇક સ્વતંત્રતા હતી કૉલેજમાથી પાસ થઈ નીકળેલી ગ્રેજ્યુએટ બહેનીઓ સુપ્રસિદ્ધ વકીલ-બારીસ્ટર-ડાકતર-ઑનરેબલ મેમ્બરો-લેખકો-આગીન્ટ ટ કનેક્ટરોની પત્નીઓ થઈ હતી એમની પ્રજા આ કૉલેજમા ભણતી હતી એમને આ રૂમ-આ જગા જોતા ભૂતકાળ સાભરી આવતો અને પોતાના પતિઓને ' હુ અહીં બેસી વાચતી આ ખુરશી ઉપર બેસી તમારા કાગળ વાચતી ચોપડીની અ ર ચીઠી રાખી વાચવાનો ડોળ કરતી બારોબાર કૉલેજમા કાગળ મગાવતી અને પહેલા અર મા જે દિવસે ટપાલ આવવાની હોય તે દિવસ ટપાલ આ વાવિના પ્રોફેસરના લેક્ચરમા ધ્યાન લાગતુ નહિ ' વળી બીજી કહેતી કે ' તમને કૉલેજના ગેધરીંગમા પહેલા જોયા હતા, અને તે દિવસથી તમે ચીઠી લખતા થયા,' વળી કોઈ પારસણ બાનુ તો એરને સુધી કહતી કે 'તમો કેટલીક વાર ભોણુવાળા સાથે ચીઠી મો લતા પરન્તુ અમારી કૉલેજમા એટલી ચોકસાઈ હતી કે અનીતિને જડમૂળથી ઉખેડી નાખવામાં આવતી પુરૂષ તો કૉલેજમા મળી નકતો જ નહિ હા, કૉલેજની રંગભૂમિ ઉપર આનવાથી અમારા લગ્નના વિચાર બદલાયા હતા અને અમે અમારી ઈચ્છાનુસાર પરણ્યા માગતા હતા પણ અમે અમારી કૉલેજને અને અમારા માતપિતાને શરમ આવે એવુ કામ કર્યું નથી, જૂના જમાનાના લોકોને કૉલેજમા સ્ત્રી અને પુરૂષ મળે એ નહિ રૂચતુ હોય, એક જ જાતિના-અગર વિચાર અને સમયની પ્રગતિ સાથે પ્રજાપ્રજા વચ્ચે લગ્નના દાખના કૉલેજની રંગભૂમિ ઉપર જ બને તો કૉલેજ વગોવાય પરતુ એમા કૉલેજનો શો દોષ ! પ્રથમ એ દોષ છે કે કેમ તે જોવાનુ છે ! સમાજના બાંધેલા અગર માની લીધેલા નિયમો ભગ કરવાથી શી અસર થાય છે તે જનસમાજના નેતાને જોવાનુ છે વ્યક્તિઓ જોઇ શકતી નથી-તેમા એ પ્રેમાન્ધ તો નહિ જ

ગેધરીંગ પુરુ થયુ અને અનેક દપતીઓ ગેધરીંગમા આવેલા હતા તે આનદ કરી ચાલ્યા ગયા માત્ર કૉલેજમા ભણતી કન્યાઓ હતી ગેધરીંગના કાર્યક્રમમા એક કાર્યક્રમ એ હતો કે સ્ત્રીઓએ પોતપોતાને આવડતુ હોય તે ગાવુ-વગાડવુ અને પ્રોફેસરો અને કૉલેજના વિદ્યાર્થીઓ સાભળે બાનુ વિદ્યાર્થીઓમા યુરેઝીયન-પારસી-મુસલમાન-દક્ષણી-ગુજરાતી હતા અને વ્યવસ્થા એવી કરવામા આવી હતી કે યુરેઝીયન કન્યા વીઠન સાથે ગાય-પારસીઓ પીઆનો વગાડે-મુસલમાન દીલરૂબા,દક્ષિણીયો સીતાર અને ગુજરાતીઓ હાર્મોનીયમ સાથે ગરબો ગાય કૉલેજના કમ્પાઉન્ડમા વિદ્યાર્થીઓ અને પ્રોફેસરોની બેઠક હતી ચાની ખાણી હતી અને લેડીઝ રૂમના ઓટલા ઉપર બાનુઓ બેઠી હતી ઘુઘરાવાળી લટમા રગબેરગી પટી-આખને બાઝે એવા ધોળા કપડાવાળી યુરેઝીઅન, ઘડીઘડીમા માથાબાનુ ન દેખાય માટે માથે પીન સભાળતી નાના નાના વાળા રૂમાલથી મો લોતી અને ખભેથી સરકી જતી સાડીને સંકોરતી પારસી બાનુ, ઝગઝગાટ ઝરીયન સાડી અને ગૌરવદન ઉપર શોભીના સોનેરી કપડાવાળી મુસલમાન કન્યાઓ, ઉઘાડે માથે નાજુકકળી અને ઝીણુપાતરાની વેણીવાળી, ઘઉંવર્ણી અને ગૌરવર્ણી, સાદી પણ સુઘડ

સાડીવાળી આકર્ષક છતાં વિનીત લાગતી દક્ષિણી કન્યાઓ, અને એક આગળ પડતી અને બીજી શરમાતી નાજુક શરીર અને બીકણ મનની છતાં પવિત્ર પ્રભાવવાળી સુન્દર ગુજરાતી કન્યાઓને જોઈ એમના કોમળ કંઠમાથી ગાયન સાભળવાની અમૂલ્ય તકથી વિદ્યાર્થીઓના મન ગળી ગયા હતા એક સેકન્ડ યુગ જેવી લાગતી હતી કોઈ પ્રોફેસર કે હોસ્ટેલ સુપ્રીન્ટેન્ડેન્ટ મી મહેરબાની કરી આટલુ કામ કરશે! એમ કહેતા તો રખેને એ આનુ એ દરમીયાન પુરૂં થઈ જાય એમ ધારી અંદરથી દીલગીર થઈ જતો લેડીઝ રૂમમા આજ અપૂર્વ આનંદ હતો સ્ત્રીઓને પાર્લમેન્ટમા બેસવાને, મત આપવા હક નથી ડેપ્યુટીસીટર થવા કે વકિલાત કરવા હક નથી કારણ સ્ત્રીઓ પુરૂષની બરાબરી કરી શકે એમ નથી પરંતુ પરીક્ષામા, રણસગ્રામમા, બુદ્ધિકૌશલ્યમા, સગીતમા અને પ્રેમમા–હૃદયની કોમળ લાગણીમા પુરુષો સ્ત્રીઓથી હાર્યા છે અને એનું જ્વલંત દૃષ્ટાન્ત મીસ દલાલ હતી હજારો વિદ્યાર્થીઓ વચ્ચે જે દેશમા અસારે સ્ત્રીકેળવણીનુ નામ નથી, જ્યા ઘરમાથી બ્હાર જવામા પાપ મનાય છે, જ્યા સ્ત્રી એ સ્વાતન્ત્ર્યને લાયક નથી એમ માન્યતા છે, ત્યા સુંદરતાથીમા, હાવભાવથી બોલવામા, શ્રોતા ઉપર અસર કરવામા, હિમ્મતથી બોલવામા જરા પણ ગભરાયાવિના વ્યાખ્યાન કરવામા પ્રથમ આવે એ કાઈ ઓછી મગરૂરીની વાત છે! મીસ દલાલને ગેધરીંગમા જ શ્રોતાઓએ તાલીઓ–ગ્રી ચીઅર્સથી વધાવી લીધી હતી સમિતિમા જેતે મીસ દલાલ પાસે આવી એને અભિનંદન આપતા હતા, પ્રીન્સીપાલ અને એના પત્ની તેમ જ બીજા પ્રોફેસરો ખાસ લેડીઝ રૂમમા જઈ હર્ષપૂર્વક શેકહેન્ડ કરી એને પ્રેમથી વધાવી લીધી હતી અને એની બ્હેનપણીઓમા તો કાઈક અજ્ઞાત ઈર્ષ્યા, આનંદ લાગણી છવાઈ હતી

ક્રમવાર ગાયન શરુ થયા અને શાન્ત સરસ્વતી વદીમા આ મસ્જતી મરિયમા જાણે દેવકન્યાઓ ગાતી ન હોય, ગંધર્વના મદિરમા મહાશ્વેતા જ ન હોય તેમ અસારનું વાતાવરણ હતુ ઈંગ્લીશ જાણનારાને રીડનમા–પીઆનોમા જ લહેર આવી, મરાઠીના મોહવાળાને સીતારમા જ ખુમારી લાગી અને ગરવી ગુજરાતના બાળકોને ગરબીમા જ સગીતની અવધિ જણાઈ ગાયન પુરા થયા અને સભા વિખેરાઈ કન્યાઓ અને પ્રોફેસરોમા આનંદ છવાયો, માત્ર વિદ્યાર્થીઓ જ દીલગીર થયા યુરેશીઅન–પારસીઓ ક્ષણિક લાગણીઓવાળા હોઈ "*Nice thing, Miss Rosa's voice is charming*–અરે કાવસ! પેલી ગુલેગુલનો મીઠો સરોદ! સાંભળ્યો બેસુ! એમ વખાણમે એટલે તને પસંદ છે!" એટલુ જ થતુ દક્ષણીભાઈઓ અમારામા સગીત કલા છે પણ પશ્ચિમનો પવન આવે છે કરી દીલગીર થતા બિચારા ગુજરાતીઓ બીજી જ દૃષ્ટિએ નાખુશ હતા આવી કન્યાઓને કોણ જાણે કેના વર મળશે! અમારા નસીબમા ભોથડ રહી, મારા વાઈફને બીજુ આવડે પણ ગાતા વગાડતા ન આવડે પછી શા કામનુ! ચીપ ઈંગ્લીશ શીખ કહીએ છીએ ત્યારે સામી થાય છે અમારૂં તે જીવન છે? મીસ દલાલ, મીસ ગાંધી, મીસ પરા કોણ જાણે કોને જશે! મીસ દલાલમા શુ બળ્યુ છે તે પેલા

પ્રોફેસર સાહેબ ભોળા છે, નથી રૂપ—નથી ગુણ—પણ એમા કાંઈ છે ખરૂ આપણોને મી મટેતા! તમારી દીવાળીને જરા આવતા ટર્મમા કૉલેજ દેખાડો—અહ્યા ઉદ્ગગાર! તમે જાડી બુદ્ધિ વાળા તો સ્ત્રીઓને વખોડવાના જ—વોરે વાત ચાલતી હતી અને સુખદુ ખના વિચાર કરતા —રાતમા એને સ્વપ્ન આવે એવો વિચાર કરતા વિખગયા—નીવાધર માત્ર શાન્તિનાથના જવાથી દીલગીર થઈ હોસ્ટેલમા પડ્યો રહ્યો હતો

કન્યાઓને મોડી રાત થઈ જવાથી પ્રીન્સીપાલે ખાસ માણુસો, વીકટોરીયા અને મોટરની વ્યવસ્થા કરી હતી અને એક બીજાને એ મળી છુટી પડી મીસ દલાલને તેડવા એના પિતાને ઘેરથી ફાનસ અને ગાડી લઈ માણસ આવ્યુ હતુ પ્રીન્સીપાલે માણસની ખાત્રી કરી મીસ દલાલને જવા રજા આપી અને મીસ દલાલ ગાડીમા બેઠી ગાડીનુ પગથીયુ ચડે છે ત્યા એક પટાવાળો આવ્યો અને "બાઈ આ પાકીટ અને ચીઠી તમારા નામની છે તે તમને આપવાની છે" કૉલેજમા આટલી રાતે મારા નામની ચીઠી પાકીટ શાના એની મીસ દલાલને ચિન્તા થઈ 'બહુ સારૂ કરી' ગાડીમા બેઠી—પૅકેટ સામુ મૂકયુ— ચીઠી ઉઘાડીને લખનારનુ નામ જોઈ ચમકી

—અપૂર્ણ

---

# ગ્રન્થાવલોકન.

૧ સ્ત્રીઓ અને સમાજસેવા.—લેખક રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા, બી એ, પ્રકાશક, રા કરસનદાસ જે ચીતળીયા, મૂલ્ય, રૂ ૦—૬—૦ પૃષ્ઠ, ૧૪૦

ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ માટે મુબાઈમા સ્થપાયેલી સ્ત્રીસસ્થાઓમા ભગિનીસમાજની સ્થાપનાથી એકનો ઉમેરો થયો છે એ સસ્થાના આદ્ય પ્રેરક તથા મુખ્ય સચાલક રા કરસનદાસ ચીતળીયા છે ભારત સેવાની સેવાનુ જીવનવ્રત લેનાર હિન્દ સેવકોમાના તે ભાઈ એક છે સર્વન્ટસ્ ઑવ ઇન્ડિઆ સોસાઇટીના જુદા જુદા સભાસદોએ પોતપોતાને અનુકૂળ સસ્થાને પોતાની કરી લીધી છે રા ચીતળીયાએ સ્ત્રીહિતની દિશામા કાર્ય કરવાનુ લીધુ છે ભગિની સમાજ તેમના શ્રમનુ ફલ છે તે સસ્થા મુબાઈ શહેરના જુદા જુદા ભાગોમા સ્ત્રીઓ માટે ગુજરાતના ઉત્સાહી વિદ્વાનો પાસે સ્ત્રી—ઉપયોગી વિષયો વિષે વ્યાખ્યાનો અપાવે છે તેમ જ ચોપાનીયા તથા પુસ્તકો લખાવી પ્રકટ કરે છે જે સમયે મુબાઈમા તેમ જ અન્યત્ર સ્ત્રીઓના શિક્ષણ તરફ જોઇએ તેવુ ધ્યાન અપાતુ નથી, જે સમયે સ્ત્રીઓ વાચનમા કે સાર્વજનિક પ્રવૃત્તિઓમા રસ લેતી નથી અને જે સમયે સ્ત્રીઓને માટે કોઈ પણ પ્રકારનુ કાર્ય કરનારનો ઉત્સાહ મન્દ પડી જાય એવી નિરાશાજનક ખે ચ્કારી લોકો તરફથી બતાવવામા આવે છે તે વખતે રા ભવાનીદાસ મોતીવાળા, રા કેશવલાલ મણિયાર,

રા હિમ્મતલાલ અંજારીયા, રા ભોગીન્દ્રરાવ દીવેટીયા, ગ. ઠરસનદાસ ચીતળીયા વગેરે સ્ત્રી હિતૈષીઓ શાન્તિથી અને દૃઢતાથી જે ઉપયોગી કાર્ય કર્યે જાય છે તે માટે ત્હેમની જેટલી પ્રશસા થાય તેટલી થોડી છે

"સ્ત્રીઓ અને સમાજસેવા" એ ભગિનીસમાજ પુસ્તકમાળાનો પ્રથમ અંક છે એ લઘુ પુસ્તક ગુજરાતના જાણીતા સ્ત્રીહિતૈષી લેખક રા ભોગીન્દ્રરાવ દીવેટીયા પાસે લખાયુ છે ગુજરાતના અન્ય શિક્ષિત યુવાનો જ્યારે "સાહિત્ય સેવા," 'સમાજ સેવા" "રાષ્ટ્રસેવા" આદિ ભવ્ય ભાવનાઓની મ્હોટી મ્હોટી વાતો કરીને જ વિરામે છે અથવા તો અન્યની કૃતિઓ ઉપર નિરંકુશ અને વિનાશક ટીકાઓ કરી કૃતકૃત્ય થાય છે ત્યારે રા ભોગીન્દ્રરાવ દીવેટીયા કોઈ પણ પ્રકારની ધાંધળ કર્યા વગર ગુજરાતના જનસમાજને, ગુજરાતના સ્ત્રીજનોને અને ગુજરાતના બાલકોને રસ પડે તથા બોધ મળે તેવા પુસ્તકોની પરમ્પરા લખી ગુજરાતના સાહિત્યનુ સંવર્ધન કર્યે જાય છે "મૃદુલા," "ઉષાકાન્ત," "ઍસિસ્ટન્ટ કલેક્ટર," "મોહિની," "સૉલિસિટર" આદિ અનેક અર્વાચીન જીવનના વિવિધ ચિત્રો આલેખનારી ત્હેમની રસિની નવલકથાઓ પુસ્તકરૂપે પ્રકટ થયેલી છે તે ઉપરાત, "ચમેલી" "સ્નેહ કે મોહ" આદિ ચાલુ વાર્તાઓ "સ્ત્રીબોધ" માટે, "કૉલેજીઅન"ની ચાલુ વાર્તા સમાલોચક માટે, "લગ્ન ધર્મ કે કરાર" એ ચાલુ વાર્તા સાહિત્ય માટે, "અજામિન"ની ચાલુ વાર્તા ગુજરાતી માટે એ પ્રમાણે અનેક સામયિક પત્રોની ચાલુ વાર્તાઓના લેખક તેઓ છે તે ઉપરાત, ટુકી વાર્તાઓ, ટુકા લેખો વગેરે છુટક છુટક લેખો પણ માસિકો કે સાપ્તાહિકોમા તેઓ લખે તે તો જુદા "રાજમાર્ગનો મુસાફર," "ટૉલ્સ્ટૉયની વાતો" "નવરંગી બાલકો" આદિ ન્હાનકડા પુસ્તકો પણ ત્હેમણે લખ્યા છે ટુકામા, રા ભોગીન્દ્રરાવ દીવેટીયાની સાહિત્યપ્રવૃત્તિ વિસ્મયકારક સતતતાથી યુક્ત છે પરન્તુ માત્ર સખ્યાની દૃષ્ટિથી જ ત્હેમની પ્રવૃત્તિ પ્રશસાપાત્ર છે એમ નથી પ્રકારની દૃષ્ટિથી ત્હેમના લેખો સવિશેષ પ્રશસાના પાત્ર છે તેઓના પુસ્તકોનુ વાતાવરણ નીતિમય અને પ્રાગતિક હોય છે તથા ત્હેમની લખાવટ સુગમ અને રસભરી હોય છે વિશેષ શુ? ગુજરાતની વાચનારી આલમ એ ન થાકતા લેખકની નિરન્તર પ્રવૃત્તિ માટે ત્હેમનો જેટલો ઉપકાર માને તેટલો થોડો છે

"સ્ત્રીઓ અને સમાજસેવા" એ પુસ્તક રા ભોગીન્દ્રરાવે ભગિનીસમાજ આગળ આપેલા નવ વ્યાખ્યાનોનો સગ્રહ છે (૧) સ્ત્રીઓ સ્વતંત્ર છે, (૨) ગૃહસેવા-દેનસેવા (૩) તનસેવા, મનસેવા, ધનસેવા (૪) ગરીબો પ્રતિ ફરજ (૫) વિધવા પ્રતિ ફરજ (૬) અનાથ-અશક્ત-સેવા (૭) સસ્થાઓ અને સહકાર, (૮) જાહેરજીવન અને સ્ત્રીઓ (૯) ઉપસહાર એ રા ભોગીન્દ્રરાવે પસદ કરેલા વિષયો છે આ ઉપરથી ત્હેમની દૃષ્ટિ મર્યાદાની વિશાળતા પ્રતીત થશે આ જુદા વિષયો વિષે ત્હેમણે દર્શાવેલા વિચારો અર્વાચીન કાલને અનુસરતા અને પ્રાગતિક હોવાની સાથે ઠરેલ અને વ્યાવહારિક છે વ્યાખ્યાનો વ્યાખ્યાનોના રૂપમા નહોતા કાલ્પનિક સવાદોના રૂપમાં હોવાથી સ્ત્રીઓને વધારે મનોરંજક

નીવડવાનો સભવ છે જેઓના મગજો પદ્ધતિસર વિચાર કરવાને ટેવાયલા નથી હોતા તેવા મનુષ્યોને માટે આવા રૂપમા લખાયના લેખો વધારે અસરકારક થાય છે શૈલી સરળ પ્રવાહિની અને અર્થબોધક છે એકદરે, આખુ પુસ્તક એટલુ બધુ સારૂ છે કે તે પુસ્તકનો બહુ પ્રસાર થાય એમ ઇચ્છવા યોગ્ય છે મૂલ્ય રૂ ૦-૪-૦ રાખ્યુ હોત તો વધારે સારૂ થાત શ્રીયુત મોહનદાસ કરમચદ ગાધી જેવા મહાન્ પુરુષે લખેલી લાક્ષણિક પ્રસ્તાવના પુસ્તકની ઉપયોગિતામા ઓર ઉમેરો કરે છે

ચ ન પડ્યા

## ૨. નિર્ગુણલક્ષ્મી અને સદ્ગુણલક્ષ્મી તથા અન્ય લેખો —

લેખક–સ્વ સૌ વસન્તબા ચન્દ્રશકર પડ્યા પ્રકાશક, રા રા નરહરિરામ માધવરામ ત્રિપાઠી મુબાઈ મૂલ્ય રૂ ૦–૧૦–૦ પૃષ્ઠ ૧૨૭

આ પત્રના એક તત્રી રા. રા ચન્દ્રશકર નર્મદાશકર પડ્યાના સ્વર્ગસ્થ પત્નીની આ લેખનસેવાની નોધ કરુણની ગાઢ છાયાવાળી આલ્હાદની વૃત્તિથી લઇએ છીએ સરસ્વતી ચન્દ્રના ત્રીજા ભાગની અર્પણપત્રિકાદ્વારા ગુજરાતી વાચકવર્ગને પરિચિત સ્વ સમર્થલક્ષ્મી અને કાદમ્બરીના ગુજરાતી ભાષાતરકાર રા રા છગનલાલ હરિલાલ પડ્યાના તેઓ પુત્રી હતા મોસાળ અને પીએર બન્ને સ્થળે વિદ્યાની અખડ સેવા ચાલતી હોવાથી સૌ વસન્તબામા વિદ્યાનુરાગ અને વાચનાભિરુચિ સારૂ પોષણ પામ્યા હતા આ વૃત્તિઓને કાળજીથી અને મમતાભર્યા ઉમળકાથી પોષે એટલુ જ નહીં પણ આવી વૃત્તિઓ ન હોય ત્યાએ પોતાની તેજ બુદ્ધિ અને સ્નેહાળ હૃદયથી–કોમળ છતા દૃઢ આગ્રહથી તેમનો આવિર્ભાવ કરાવે એવા પતિની પત્ની થવાનું સદ્ભાગ્ય એમને પ્રાપ્ત થયુ હતુ એ પતિના સાહચર્યમા એમની વશજ વૃત્તિઓને જે ઉત્તેજન મળ્યુ તેનુ ફળ–અતિશય અલ્પ ફળ આ ગ્રથમા છે રા. રા ચન્દ્રશકરની સાહચર્યની ભાવના એમની કવિતામા અને એમના પ્રકીર્ણ લેખોદ્વારા ગુજરાતના રસિક હૃદયોમા પ્રતિષ્ઠા પામેલી છે છતા આ ગ્રથના ઉપોદ્‌ઘાતમા એમણે એ વિશે જે સક્ષેપમા કહ્યુ છે તે ઉતારવુ અનુચિત નહિ લાગે

"અનેક આત્માઓને વિસામો અને પ્રેરણા આપે એવુ ગૃહ રચવા ઉપરાત સાહિત્યસેવા અને સમાજસેવાના પ્રદેશોમા પોતાનો નમ્ર અશ ,આપવાની ધર્મબુદ્ધિ મ્હારા પત્નીમા પ્રેરવામા અને પોષવામાં મ્હારી બે પ્રિય ભાવનાઓ નિમિત્ત બની હતી એક ભાવના આત્માવિર્ભાવની અને બીજી ભાવના સ્નેહમય સહજીવનની આત્માવિર્ભાવની ભાવના આ પોતામા રહેલી સર્વ શક્તિઓનો સપૂર્ણ ઉપયોગ અને તે ઉપયોગદ્વારા વિકાસ એ સર્વ આત્માઓનો ધર્મ છે અને અનિવાર્ય છે જે મનુષ્ય પોતાની શક્તિઓનો સપૂર્ણ આવિર્ભાવ કરવા પોતાનાથી બનતો પ્રયાસ કરતો નથી તે આત્મદ્રોહી છે એટલુ જ નહિ, પરન્તુ સમાજદ્રોહી પણ છે આત્માનો

મુદ્રારાક્ષસ નાટક રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

આવિર્ભાવ એ જ જીવનની સાચી સફલતા છે વ્યક્તિવિકાસની તેમ જ સમાજસેવાની દૃષ્ટિએથી પોતાના આત્માના આવિર્ભાવથી પોતાના જીવનને સફલ કરવા પ્રયાસ કરતા આત્માને અનુકૂલ થવુ એ અન્ય આત્માઓનો ધર્મ છે વિશેષત એ આત્માની સાથે નિકટ સ્નેહ સમ્બધની ગ્રન્થિઓથી બધાયેલા આત્માઓનો દમ્પતીજીવનની–સ્નેહમય સહજીવનની–ભાવના આ દમ્પતીજીવનની સાચી સફલતા શારીરિક સુખોના સહભોગમા જ નહિ, પરન્તુ તે ઉપરાત જીવનના ઉન્નત પ્રદેશોના સહસચારમા વસ્તુત સમાયેલી છે પોતપોતાના આત્માઓના સ્વતત્ર આવિર્ભાવના ધર્મને અનુસરીને જેમ સહજીવન વિશેષ તેમ દમ્પતીજીવનની સફલતા વિશેષ ”

આ બે ભાવનાઓથી પ્રેરાઈ પતિએ પત્નીના સસ્કારો જાગૃત કરવા જે જે કાર્ય કર્યું તેને પરિણામે સ્વ વસતબાને લેખક થવાની “ ધર્મબુદ્ધિ ’ થઈ અને સમાજસેવા કરવા તેમણે સ્વ જમનાબાઈ સક્કઈની માયાળુ હૂફ નીચે શરૂઆત કરી પણ ૩૨ વર્ષની ઉમ્મરે અકાલ અવસાન થવાથી તેમના અને તેમના પતિના મનોરથો ધ્વસ્ત થયા અનેક વર્ષોથી કરેલી તૈયારી આખના પલકારામા હતી ન હતી થઈ ગઈ સ્વ વસતબા દ્વારા ગુજરાતી સાહિત્ય અને સમાજની સેવા થવાની આશા ફળીભૂત ન થઈ એટલુ જ નહિ પણ તેમના મૃત્યુથી એકાકી થએલા તેમના પતિની તેમના સાહચર્યદ્વારા ગુજરાતના જીવનની વિવિધ સેવાઓ કરવાના મનોરથો પણ ખડિત થઈ ગયા હશે ર ચન્દ્રશકરના આ એવડા દુ ખમા–સહચારિણીના મૃત્યુથી અને મનોરથોની મૂર્છાથી થએલા દુ ખમા આશ્વાસનરૂપ અમારી સહાનુભૂતિ નીવડતી હોય તો અમે અત્ર તે દર્શાવીએ છીએ પત્નીની વાચનાભિરુચિ પોષવા વિદ્યાર્થીદશામા પણ પતિ પોતાની સમક્ષ પત્નીપાસે પુસ્તકો વચાવી તેની વિચારશક્તિ પ્રદીપ્ત કરતો–પત્નીને “ આત્માવિર્ભાવ”ની અનુકૂલતા કરી આપતો આ સ્થિતિમા પત્નીએ “ મેરાતુલ અરૂસ ” નામની ઉર્દૂ કથાનુ પારસી ગુજરાતીમા થએલુ ભાષાતર વાચ્યુ એમા બે બહેનોની કથા છે અને તેમાએ નાની બેન સદ્ગુણલક્ષ્મીની કુલોદ્ધારિણી કથા વિશેષ છે કથામા કે એના પ્રસગોમા કે ચારિત્ર્યનિરૂપણમા ચમત્કાર નથી પણ સર્વ સામાન્ય જનસમૂહને હમેશના પરિચયનુ લાગવાથી સુધારણાની પ્રેરણા કરનારૂ અને પ્રાપ્ત કરી શકાય એવો આદર્શ દર્શાવનારૂ છે સદ્ગુણલક્ષ્મી ગુણસુદરી કરતા જયકુમારી જેવી વિશેષ છે છતા પણ એની સરળતા, એની મમતા, એની મીઠાશ, એનો આત્મવિશ્વાસ અને મનોબળ, એના [illegible]નની મહોટાઈ, એની કુલીનતા, એની વ્યવહારકુશળતા, એની નમ્રતામા સમાએલી મહત્તા વગેરે ગુણો એના [illegible] જે નિરતર આદરપાત્ર થાય છે જ આમ હોવાથી દપતીને એ ગ્રથ ગમ્યો પણ પતિને સાથે સાથે લાગ્યુ કે પારસી ગુજરાતીને લીધે આ ગ્રથ હિન્દુકુટુબોમા જોઈએ તેટલુ આદરમાન નહી પામે માટે જો તે સરળ હિન્દુ ગુજરાતી ભાષામા લખાયો હોય તો એમા રહેલા બોધ અને રસ અનેક કુટુબોને સુખી કરી શકશે પતિએ સૂચના કરી અને પતિવ્રતાએ તેનો અમલ કર્યો આખો ગ્રથ સાદ્યત વાચી જવાય છે મૂળનો રસ કાયમ રહ્યો છે અને સ્વ વસતબાની સરળ સ્વાભાવિક સસ્કારી અને મીઠી

જયા અને જયન્ત રૂ ૧–૪–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ભાષાથી વાર્તા વધારે મનોહર બની છે. મૂળના સસ્કારો વિશાળ વાચન, પતિની સાથેની વાતચિત અને પત્રલેખનથી આગ રૂપમા દીપી નીકળ્યા છે સ્વ વસતબા સારા પત્રલેખક હતા અને એ પત્રોનો સગ્રહ જે દિવસે છપાશે તે દિવસે એમની લલિત, સરળ, ઉચિત, રમતીઆળ છતા ગભીર શૈલિ અને જીવનની વિવિધ સામગ્રીમાથી મેળવેલો રસ વાચકોને આકર્ષ્યા વિના નહી રહે એમનામા સર્જનશક્તિ નહોતી પરતુ સરળ અને રસિક ભાષાતર કરવાની એમની કળા, એઓ વધારે જીવ્યા હોત તો અધિક ખીલત અને ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થાત યા ન થાત પરતુ ગુજરાતી અ પશિક્ષિત સન્નારીઓ અને કુમારિકાઓને માટે એઓ વિશાળ વાચનસાહિત્ય તૈયાર કરત એમ લાગે છે એમ લાગે છે એમ જરા સશયથી કહેવાનુ કારણુ એટલુ જ કે જીવનના પાછલા વર્ષોમા એઓ તદુરસ્ત રહેતા નહોતા અને રોગગ્રસ્ત દેહ કેટલુ કામ કરવા દે અને કેટલુ ન કરવા દે એનો ક્યાસ કરવો કઠણ છે અફસોસની વાત છે કે એમને મરણની આ ા નિરાશા થઈ છે ગુજરાતને માથે શાપ હોય એવુ લાગે છે સ્ત્રીઓ સાહિત્ય સેવા કરવા ઉદ્યુકત થાય છે ત્યા ક્રૂર મૃત્યુ એમને આ સસાર માથી લઈ જાય છે અથવા બીજી રીતે દુખી કરે છે સુમતિ વિજયાગૌરી, 'ત્રિભુવનતનયા', ઉર્મિલા, પ્રિયમતી શુક્લની કથા કયા રસિક ગુજરાતીને શોકપ્રદ નથી લાગતી? 'સીતાનતી જીવનકલા' વાચી કવિ ન્હાનાલાલે આ લેખકને પૂછેલો પ્રશ્ન હજૂ એવો ને એવો જ તીવ્ર અને દારૂણ રહ્યા છે "આપણી આશાભરી સુદરીઓ આટલી વહેલી ખરી કેમ પડે છે?" બગાળામા વર્તમાન બગાળી સાહિત્યને સુશિક્ષિત સુન્દરીઓના પ્રેમપત્રોની સમૃદ્ધિ મળવા ઉપરાત કાવ્ય, નાટક, વાર્તા, નિબધ આદિની વિવિધ સામગ્રી જેવી તેવી મળતી નથી

હવે ગુજરાતમા નવચેતનનો સચાર થતો જાય છે સ્ત્રીશિક્ષણનો પ્રસાર પણ વધતો જાય છે એટલે ગુજરાતી સાહિત્ય પણ સ્ત્રીલેખકોથી શોભિત થયા વિના રહેશે નહી અને એવો દિવસ આવશે ત્યારે આ જમાનાની સર્વે અગ્રગામીનિ લેખિકાઓની નાની નાની સેવાઓ પણ યોગ્ય આદરસત્કાર પામ્યા વિના રહેશે નહીં

ર વા મહેતા

---

# મુંબાઈ યુનિવર્સીટિના નવા ગુજરાતી વાઇસ-ચૅન્સેલર.

લેખક –રા રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

ગુજરાતના એક અગ્રગણ્ય ધારાશાસ્ત્રી અને કેળવણીના પ્રણેતા રા ચીમનલાલ હરિલાલ સેતલવાડ, એડવોકેટ, ને મુબાઈ સરકારે મુબાઇની યુનિવર્સીટિના વાઇસ-ચૅન્સેલર તરીકે ગયા માર્ચ માસમા નીમ્યા છે, એ વાત પ્રસિદ્ધિમા આવતા કયા ગુજરાતીને અભિમાન થયા વિના રહેશે? સરકારના કારોબારીઓ હિન્દના સત્પુત્રોની સેવાની કદર કરવા હાનતે અને આવતે આનાકાની કરે છે, છતાં પણ કોઈ કોઈ વખતે ના છૂટકે પણ જે છૂટ મૂકે છે,

તેવી વિરલ છૂટનુ પરિણામ રા ચીમનલાલની આ નીમણુક છે એ નીમણુક કરવા માટે અમે નીમદાર સરકારને અમ્હારી સપૂર્ણ સમતિ દર્શાવીએ છીએ, ત્યારે બીજા પક્ષે રા ચીમનલાલને દેશસેવાનો આ એક બીજો પ્રસગ ઉપલબ્ધ થવા માટે અત્યત આનન્દથી અભિનન્દન આપતા અમ્હે અત કરણથી ઇચ્છીએ છીએ કે ત્હેમનુ આ નવુ પદ યશસ્વી નીવડો.

મુબાઈની યુનિવર્સીટિની આ જગ્યા ઉપર આગળ ઉપર પણ દેશીભાઇઓની કૃટી છવાઈ નીમણુકો થઈ છે, પરન્તુ એક ગુજરાતીને તો તે માન આજે જ પ્રાપ્ત થયુ છે એ અભિમાનનુ જ કારણ છે રા ચીમનલાલને ગુજરાત સમસ્ત આજ ઓળખે છે એક દક્ષ ધારાશાસ્ત્રી તરિકે, ગવર્નરની અને વાઇસરૉયની કાઉન્સીલોમા એક પ્રતિષ્ઠિત સભાસદ તરિકે, દેશની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓના એક પ્રસિદ્ધ સુકાની તરિકે, અને આ સૌ ઉપરાત મુબાઈની કોર્પોરેશનમા આજ કેટલાયે વર્ષથી સ્કુલ કમીટિના પ્રમુખ તરિકે એ સારી રીતે જાણીતા છે છેક ૧૮૯૫ થી મુબાઈ યુનિવર્સીટિની સેનેટના અને ૧૮૯૯ થી સીન્ડીકેટના એ એક ઉત્સાહી સભાસદ છે, એ પણ એટલુ જ સુપ્રસિદ્ધ છે સ્વ મહર્ષિ રાનાડે, સ્વ કાશીનાથ તેલગ અને સ્વ શ્રીમાન્ ગોખલે આદિ જેવા મહારત્નોની કદર આ પદ માટે સરકારે જે અશે કરી નહિ, જે પદ માટે આ નરરત્નો સર્વાંશે, બીજા અનેક કરતા વધારે લાયક હતા, તે પદ ઉપર રહીને ત્હેમણે દેશની સેવા વધારે સમીનપણે કરી હોત, તેવા પ્રસગો ત્હેમને આપવામા ન આવ્યા એ ઓછુ દુ ખજાયું નથી આ મહર્ષિઓને જે પ્રસગ પ્રાપ્ત ન થયો, એ લાભ રા ચીમનલાલને આજે આમ પ્રાપ્ત થયો છે, એ અત્યત ખુશી થવા જેવુ છે, અને એ માટે રા ચીમનલાલને અમે અત કરણથી અભિનન્દન આપીએ છીએ, અને હૃદયથી એ જ ઇચ્છીએ છીએ કે યુનિવર્સીટિની આ માનવત પદવિ ઉપર રહી, નિડરતા અને સ્વતત્રતાથી કેળવણીના પ્રશ્નોનો ઉહાપોહ દક્ષતાથી કરી, તેના નિર્ણય પણ તેટલા જ વિશાલ હૃદયથી એ કરે, પ્રજાની કેળવણીના પ્રશ્નો દિન ઉગે વધારે ગભીર સ્વરૂપ ધારણ કરતા જાયછે, અને તેમાંયે યુદ્ધને અગે આજે નવેસરથી તપાસાવાનો સમય આવ્યો છે, તેવા વખતે ઔદાર્ય અને દક્ષતા તેમના ઉપર સામ્રાજ્ય ભોગવે એ જ ઇષ્ટ છે આજપર્યંત ત્હેમણે કેળવણીના અતિ ગહન પ્રશ્નોતરફ જે પ્રાગતિક વિચાર દર્શાવ્યા છે તે જ પ્રમાણે ઉદાર હૃદયથી પ્રજાશિક્ષણને નિત્ય સ્મરણમા ગણી, ત્હેમના જ હૃદયોને મ્હમજી તે ઉપર જ પોતાની નવી પદવિની સર્વ ઇમારત બાધી, દેશના હિતાહિત તરફ જ પોતે સુલક્ષ્ય આપી તેને જ ધર્મકર્તવ્ય ગણશે તે જ આનન્દદાયક ફલદ્રુપ ગણાશે કેળવણીના પ્રશ્નો એ રા ચીમનલાલના નિત્યના પ્રશ્નો હોઈ, ત્હેમના જીવનમા એ ઘડાઈ ગયા છે એટલે તેમના અનુભવનો અને ત્હેમની સદ્બુદ્ધિનો સદુપયોગ' જ થશે એ આશાથી રા ચીમનલાલને ગુજરાત સપ્રેમ અતરના અભિનન્દન આપે છે અમ્હારી આ આશા ફલવતી બનો અને અમ્હારા આ અભિનન્દન સાર્થક હો!

---

## ન્હાના, મ્હોટા, જાહેર કે ખાનગી લાયબ્રેરીના

## પુસ્તકોનો ઉત્તમ સંગ્રહ.

૧.

સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી —

| | રૂ-આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા. ૧ થી ૪ | ૭-૧૨ |
| લીલાવતી જીવનકલા | ૦-૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧-૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧-૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0-12 |
| Classical Poets of Gujarat (1916 Edn ) | 0-6 |

પ્રો. કાન્તિલાલ પંડ્યા —

| | |
|---|---|
| સ્વ. ગોવર્ધનરામનું જીવનચરિત્ર | ૧-૦ |

સ્વ. પ્રો. મણિલાલ નભુભાઈ —

| | |
|---|---|
| ગુલાબસિંહ | ૨-૦ |
| ચારિત્ર | ૧-૦ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫-૦ |

રા. મણિલાલ છબારામ ભટ્ટ —

| | |
|---|---|
| ઝાંસીની રાણી (ભાગ ૧ તથા ૨ ચિત્રો સાથે) | ૧-૧૨ |
| સુન્દર બ્હેન | ૦-૧૨ |
| ગુજરાતની જુની વાતાઓ (ચિત્રોસાથે) | ૧-૧૨ |
| પૃથુરાજ રાઠોડ અને ચંપા રાણી | ૧-૮ |
| રતિસુન્દરી | ૧-૮ |
| પતિવ્રતા સતિઓ ( ૨૧ ચિત્રો સાથે ) | ૨-૦ |
| પ્રતિમા નાટક | ૧-૦ |
| ગુર્જરી, મુંબાઈની શેઠાણી | ૧-૪ |

રા. છગનલાલ હરિલાલ પંડ્યા —

| | રૂ-આ |
|---|---|
| કાદમ્બરી ( ચિત્રો સાથે ) | ૨-૦ |
| એક અપૂર્વ લગ્ન | ૦-૮ |
| ક્રાઇસ્ટનું અનુકરણ | ૦-૮ |
| સચિત્ર મૂર્તાક્ષરના પત્તા | ૦-૮ |

રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી —

| | |
|---|---|
| જાતમહેનત ( સેલ્ફહેલ્પનું ગુજરાતી ભાષાન્તર ) | ૩-૦ |
| હરિઆપરના દેશોની વાતો | ૨-૦ |

રા. હિંમતલાલ અંજારિઆ —

| | |
|---|---|
| કવિતા પ્રવેશ | ૧-૦ |
| કાવ્યમાધુર્ય | ૦-૮ |
| મધુબિન્દુ | ૦-૪ |
| કિન્ડરગાર્ટન સમ્બન્ધી છ લેખો | ૦-૬ |

સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી —

| | |
|---|---|
| અંગ્રેજી-ગુજરાતી પૉકેટ ડીક્ષ્નેરી | ૧-૮ |
| ગુજરાતી-અંગ્રેજી " " | ૧-૮ |
| સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્ષ્નેરી | ૦-૧૨ |
| ટૉડકૃત રાજસ્થાન ( બે ભાગમાં ) | ૫-૦ |

રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ —

| | |
|---|---|
| આસીસ્ટંટ કલેક્ટર | ૧-૪ |
| રંગરંગી બાળકો | ૦-૪ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦-૪ |
| ઉષાકાન્ત | ૧-૮ |
| મોહિની | ૧-૦ |

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, નં.૨.

# સો વરસનું પુરાણું ખાતું.

જુના ગોપાળદાસ બજકીવાલા, ઓ

મીઠાઈવાલા

મુંબાઈ.

સોંઘા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો મારવાની ભલામણ કરવામા આવેછે.

બદામની બરફી
પીસ્તાની બરફી
ખાસાના પેંડા
ખાસાના ઘુઘરા
કોપરા પાક
બાસુદી
શ્રીખંડ
મગસ વગેરે
ઘણી જાતની



સુતરફેની
હલવા
વેનીલા ગુલાબ
ઓરેંજ વીગેરે
સુમ હલવા
દરેક જાતના
અધરતીના લાડુ
બુંદીના લાડુ
જલેબી મેસુર

સુરતી મીઠાઈઓ મગજ ધારી

સી. પી. ટેન્ક. ટેલીફોન નં. ૬૧૦૭.

# સમાલોચક

મે, ઈ. સ. ૧૯૧૭

## What will hold the British Empire together?

What will hold such an Empire as the British together, this great laxly scattered, sea-linked association of ancient states and new-formed countries, Oriental nations and continental colonies? What will enable it to resist the endless internal strains, the inevitable external pressures and attacks to which it must be subjected? This is the primary question for British Imperialism; everything else is secondary or subordinated to that. It is to the free consent and participation of its constituent peoples that we must look for its continuance.

— H. G. WELLS

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૨ મુ. ]                 મે ઈ. સ. ૧૯૧૭.                 [ અંક ૫ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. મણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ૧. સ્ત્રીઓનો કર્તવ્ય પ્રદેશ | |
| અ. સૌ. શારદા સુમન્ત મહેતા, બી એ, | ૨૨૫ |
| ૨. ડૉ. સર જે. સી. બોઝનો હિન્દુ યુનિવર્સીટિને સંદેશો | |
| પ્રૉ. નિર્ભયશંકર અમરજી યાજ્ઞિક, એમ. એ, | ૨૩૫ |
| ૩. હિન્દી ચિત્રકલા | |
| રા. હિંમતલાલ ગણેશજી અંજારિઆ, એમ એ, | ૨૪૧ |
| ૪. તન્દુરસ્તી યાને ઈલાજે કુદરતી રમુજી ટૂંકી વાર્તા | |
| રા. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર | ૨૪૭ |
| ૫. મત | |
| ગ. રણજીતરામ વાવાભાઈ, બી એ, | ૨૫૬ |
| ૬. સંધ્યાસુન્દરી કાવ્ય | |
| ગ. જેવરુછરામ જમનાદાસ | ૨૬૧ |
| ૭. ભાસના બે નાટકોના ભાષાન્તર | ૨૬૨ |
| ૮. ગ્રન્થાવલોકન ૧ સ્ત્રીઓને સંદેશ, ૨. ચોખેરવાલી ભા. ૨ જો | ૨૭૧ |
| ૯. કૉલેજીઅન ચાલુવાર્તા | |
| રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ, બી એ | ૨૭૨ |
| ૧૦. સિદ્ધાર્થકુમારનું અવલોકન | |
| રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી, | ૨૭૯ |

---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

# સમાલોચક.

પુસ્તક ૨૨ મું ] મે, ઈ. સ. ૧૯૧૭. [ અંક ૫


## સ્ત્રીઓનો કર્તવ્ય પ્રદેશ


લેખક—અ. સૌ. શારદા સુમન્ત મહેતા બી. એ.


આજનો દિવસ ખરેખર ધન્ય છે આ સમાજ એક વર્ષ પુરૂં કરીને બીજા વર્ષમાં પ્રયાણ કરે છે જે મહાન નરરત્નના સ્મારક તરીકે આ સંસ્થા ઉભી છે તેમને જ અનુરૂપ આ સંસ્થાનું કાર્ય છે મહાત્મા ગોખલેએ કહ્યું હતું કે, 'જે મનુષ્યોના મન સ્વદેશાભિમાન અથવા શ્રદ્ધા અને સ્વાર્પણવિભૂષિત થએલા હોય તેમને માટે દુનિયામાં એવું કાંઈ જ કાર્ય નથી કે જે ન થઈ શકે' સાદુ પણ સંગીન માન મેળવવાનું નહિ પણ મનમાં મૂકવાનું ખરૂં ઉપયોગી વ્યવહાર કામ કરવું અને તે રીતે સ્ત્રીજાતિની ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય હેતુ છે

સ્ત્રીઓના પ્રશ્નનો નિકાલ સ્ત્રીઓથી જ વધારે સારી રીતે થઈ શકે તેમ જ પુરુષોના કામમાં પણ સ્ત્રીઓની મદદ, સહાનુભૂતિની જરૂર છે એટલા માટે આપણા સામાજિક જીંદગીવાળાની ખામીઓ, રાષ્ટ્રીય પ્રશ્નોમાં આપણા દેશની જરૂરીઆતો વિગેરે વિષયોનું ભાન સ્ત્રીઓમાં કરાવીને ચારે તરફ જાગૃતિ પેદા કરવી એ તરફ આ સમાજનું પ્રયાણ છે અને તેને માટે અનેક વ્યવહાર ઉપાયો યોજવામાં આવ્યા છે

કોઈ પણ કાર્ય સફળતાથી પાર ઉતારવા માટે શિક્ષણની જરૂર છે સ્ત્રીઓમાં શિક્ષણની ખોટ છે એ તો સર્વત્ર કબુલ થએલી વાત છે આ શિક્ષણની ખોટ પુરી પાડવા માટે આ સંસ્થાએ એક ઉત્તમ માર્ગ લીધો છે અને તે એ છે કે દરેક સ્ત્રી ઉપયોગી વિષયની ન્હાની ન્હાની સરલ ભાષામાં પત્રિકાઓ તૈયાર કરાવવી, અને તેનું દરેક દરેક ઠેકાણે વાચન કરાવવું તેની સમજણ પાડવી, વિષય સંબંધી ચર્ચા કરવી આ રીતે આ વિષયો સ્ત્રીઓના મગજમાં ઠસાવવાનો પ્રયાસ કરવા માંડ્યો છે ૪૦,૦૦૦ પ્રતોની વહેંચણી શહેરોમાં તેમ જ ગામડાઓમાં કરવામાં આવી છે. ગામડે ગામડે ફરીને આ ચોપડીઓ વંચાવવા માટે ન્હાના ન્હાના વાચનાલય ઉભા કર્યા છે, એટલું જ નહિ, પણ એ વાતનો બરોબર સમજાયા છે કે નહિ, તેમાંથી શી મુસીબતો નડે

છે, શેમા શેમા સમજણ નથી પડી, કેટલી સ્ત્રીઓ વાચનનો લાભ લે છે એ બધાંનો રિપોર્ટ મગાવીને તેનો નિકાલ કરવામા આવે છે વળી વાચન ઉપરાંત કેટકેટલાંક સ્ત્રીઉપયોગી ભાષણો પણ કરવામા આવે છે મોટી સ્ત્રીઓ માટે જરૂર લાગે ત્યા શિક્ષણવર્ગો, ઉદ્યોગવર્ગો શરૂ કરવામા આવ્યા છે આ પ્રકારના કાર્ય માટે ખરેખરા ઉત્સાહી અને સ્વાર્થત્યાગી સેવક સેવિકાઓની જરૂર છે પૈસા, કીર્તિના લોભ વગર નિષ્કામ ભાવે કામ કરનાર માણસો મળવા બહુ મુશ્કેલ છે એ તો કામ કરનાર જ જાણે છે તો આવી વૃત્તિવાળા સ્ત્રીપુરૂષો ગામડેગામડે ફરીફરીને તૈયાર કરવાનુ પણ વિકટ કામ આ સમાજના ઉત્સાહી સેક્રેટરીએ કર્યું છે તે ખરે જ ધન્ય છે એમના જેવા અડગ કાર્ય કરનાર ના હોત તો એક વર્ષ જેટલા ટુંકા સમયમા આટલુ વિશાળ, આટલુ સંગીન કામ થાત નહિ મહાત્મા ગાંધીજી કહે છે તેમ એમને તો રાતદિવસ, ખાતા પીતા, જાગતા સુતા, બેસતા ઉઠતા, ભગિનીસમાજ મનમા વસી રહેલી છે એઓ તેના આત્મા થઈ રહેલા છે પરંતુ આવા એકનિષ્ઠ અનેક પુરૂષોની હિંદને ઘણી જરૂર છે કારણ કે જે મહાન સેવા તેમણે હાથમા લીધી છે તેની અગત્ય આપણને બહુ છે સ્ત્રીઓ પુરૂષોના કાર્યમા, પુરૂષોની વાતચિતમા ભાગ લેતી, વાતચિત કરતી, તેમના માનસિક ભાવના, મનોરાગ સમજતી અને પોષતી થશે ત્યારે જ આપણા દેશનો ઉદ્ધાર થશે આવા પ્રકારના ઉચ્ચ આશયવાળી સ્ત્રીઓ ઘણી નીકળી આવે છે પણ કમનસીબે તેમની ઉંચી આશા એમના ઘરના ઓરડાની બહાર નીકળી શકતી નથી, કારણ કે તેમને દોરનાર કોઈ નથી એ પ્રકારના નાયક થવાનુ કામ આ સમાજે ઉપાડેલુ છે એકંદર રીતે જોતા આ વ્યવહાર કાંતુ ભવિષ્ય તો ઉજળુ જણાય છે મહાન ફ્રેંચ લખનાર રસ્કિન કહે છે કે –

God appoints to every one of His creatures a separate mission and if they discharge it honourably if they quit themselves like men and faithfully follow that light which is in them withdrawing from it all cold and quenching influence there will assuredly come of it such burning as in its appointed mode and measure shall shine before men and be of service constant and holy Degrees infinite of lusture there must always be but the weakest among us has a gift however seemingly trivial which is peculiar to him and which worthily used will be a gift also to his race for ever

For all may have if they dare to choose
A glorious life or grave

અર્થાત્ ઈશ્વર દરેકે દરેક મનુષ્યને કાંઈક કામ સોંપે છે, અને જો તે યોગ્ય રીતે બજાવે અને દરેક વ્યક્તિ પોતપોતાના અંતર્દીપની આજ્ઞાનુસાર વર્તન કરે તો અપૂર્વ પવિત્ર પ્રકાશ ઉદ્ભવે છે પ્રકાશમા જૂદાજૂદા દરજ્જા તો હોય જ, પરંતુ અશક્તમા અશક્ત, સામાન્યમા સામાન્ય મનુષ્યમા પણ કાંઈક શક્તિ રહેલી હોય છે, કદાચ એ શક્તિ ઘણી અલ્પ હશે

સ્વાતંત્ર્યવદ્ ભાગ ૩ જો ૩ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

તોપણ જે તેનો યોગ્ય ઉપયોગ થાય તો જનસમૂહને અત્યંત લાભ કરી નાખે જો મનુષ્ય ધારે તો દરેક જીવન યશસ્વી થઈ શકે આ પ્રમાણે સ્ત્રી પુરુષ, બાળક, અને બાળિકા આ સમય વાપરે તો સમાજમા રંગ ઉત્પન્ન કરી શકે ને આત્મબળ પ્રેરણા ઉત્પન્ન કરવા, તેની વૃદ્ધિ કરવાને આ સમાજ યત્ન કરે છે એ જ એનો ઉદ્દેશ છે

આપણા દેશમા હવે સેવાની ભાવના પ્રબળ થતી જણામા આવે છે પરંતુ હજી તે ભાવના રૂપ છે તેને વ્યવહાર રૂપ કેવી રીતે આપવુ તેની સમજણ નથી અમે શુ કરીએ અને કેમ કરીએ એવા પ્રશ્નો પૂછાય છે આવી જિજ્ઞાસા વાળી બ્હેનો માલુમ પડે છે આ સ બ્હેનોને માહિતી આપવી, આપણા આદર્શ સમજાવવા એ આપણી સમાજનુ કર્તવ્ય છે

દેશની ઉન્નતિ માટે, પ્રગતિ માટે, આપણા દેશમા તેમ જ અન્ય દેશોમા જૂદા જૂદા પ્રકારના ઉપાયો લેવામા આવે છે આપણા જ દેશનો વિચાર કરીએ તો બ્રાહ્મ સમાજ, આર્ય સમાજ, પ્રાર્થના સમાજ, પૂના, મુંબાઈ, અમદાવાદના સેવાસદન, વિદ્યાલયો સુરત, મુંબાઈ, અમદાવાદ, અને નડિઆદના વનિતા વિશ્રામો વિદ્યાલયો જૂદા જૂદા શહેરોના સેવાસમાજો, ગુરુકુળો, સર્વેનુ પ્રયાણ એક જ તરફ છે સ્ત્રીપુરુષ બન્નેને યોગ્ય જ્ઞાન આપીને પ્રાચીન ભારત વર્ષની વિભૂતિ પુનઃ સ્થાપિત કરવી આ ઉચ્ચ આશા પૂર્ણ કરવાને માટે સ્ત્રીપુરુષ બન્નેની જરૂર છે કોઈ પણ તરેહની ચળવળ થાય ત્યારે જ બળ પ્રાપ્ત થાય છે તે સિવાય તો નિદ્રિત અવસ્થામા જ રહેવાય છે દ્રષ્ટાન્ત તરીકે સ્વદેશી વસ્તુઓ વાપરવી, દેશના વેપારના ઉત્તેજન માટે, દેશનુ માન જાળવવા માટે, દેશ પ્રતિ પ્રેમની લાગણીથી સ્વદેશી વસ્તુઓ વાપરવી એ મતનો પ્રચાર કરવા માટે બંગાળના ભાગના (*Partition of Bengal*) ની જરૂર નહોતી. એ ભાવના કાંઈ ત્યારપછીથી જન્મ પામી નથી પણ સ્વદેશી ચળવળને એ કારણને લીધે ઘણો જુસ્સો મળ્યો, તેનુ વર્ણ પોષણ થયુ કાંઈક જોર આવ્યો, તે બાબત માટે લોકો વિચારતા થયા એમ ભાન થવા માંડ્યુ કે સ્વદેશી વિરુદ્ધ વર્તન તે દેશદ્રોહ છે માટે તે ખોટુ છે અને ગેરવાજબી છે પોતાના દેશને ભુખે મારીને બીજા દેશને તવંગર કરવાનો રસ્તો છે પોતાના દેશના વેપારની વૃદ્ધિ વગર દેશની આબાદી થઈ શકે નહિ. દેશના ઉદ્યોગ વગર વારેવારે દુકાળના સંકટ પડે છે, ઉદ્યમ પડી ભાગે છે અને દારિદ્ર આવે છે

ત્યા પછી જ હિન્દુસ્થાન એક સંયુક્ત પ્રજા છે તેનો ધ્યાન આવ્યો ભારતવર્ષ એક બળવાન પ્રજા છે ને માટે જાતિની ભિન્નતા, પ્રાન્તિક મતભેદ, સર્વ દૂર કરીને આપણા બાળકોને એમ શીખવવુ જોઈએ કે આપણે ભારતવાસી છીએ આ પ્રમાણે ઉદ્ગાર કરતા બાળકોમાથી ભવિષ્યનુ હિન્દ ઉત્પન્ન થશે ભવિષ્ય ભારતમા સર્વ પંથ એક થશે પરન્તુ એ પરિસ્થિતિ લાવવા માટે વાતો કરવાની જરૂર નથી એ આ શબ્દો અનુરૂપ વર્તન કરવાની જરૂર છે એ જ ચળવળની જરૂર છે આ પ્રમાણે હિન્દની સેવા એ જ આપણે સર્વ મહાન જન-

ગેયા છે માટે બહેનો જાગૃત થાઓ, ઉઠો, બાથ ભીડો અને જ્યા સુધી ઇષ્ટ પરિણામ આવ્યુ નથી ત્યા સુધી બેસી રહેશો નહિ

આપણા આચાર અને વિચાર મા એકરાષ્ટ્રીયતાની ભાવના થવી જોઇએ અને તે ભાવના જાગૃત કરવા માટે કેળવણી, અને સરકારની જરૂર છે વિવિધ પ્રકારના જ્ઞાનથી સુસસ્કાર આવી શકતા નથી અર્વાચીન કેળવણીનુ લક્ષ્ય રાષ્ટ્રીયતાની ભાવનાની ખીલવણી એ જ છે એમા માનસિક, ધાર્મિક, અને નૈતિક કેળવણી સર્વનો સમાવેશ થાય છે ભારત વાસી ભારતવર્ષીય બનાવવો, રાષ્ટ્રીય ભાવનાને એકરૂપતા આપવી, વ્યવસ્થિત કરવી, આપણા પ્રયાણનુ રેખાન્તન કરવુ, આ સર્વ કાર્ય આપણે કરવાનુ છે આપણે માટે બીજાને કરવા રહેવાનુ નથી આપણો કાર્યક્રમ આપણે જ ઘડવાનો છે કોઇનો કરી આપેલો કાર્યક્રમ આપણુને અનુકૂળ નથી આપણામા એટલી તો શક્તિ આવેલી છે

પ્રાચીન જ્ઞાન, વિદ્યાને અર્વાચીન રૂપ આપવુ એ આપણા શિક્ષણનુ લક્ષ્ય સ્થળ કરવાનુ છે અનેક પ્રકારના આદર્શ શોધી કહાડવાના છે જીવનના, કર્ત્તવ્યપ્રદેશના, અને સ્વતત્રતાના નવા મત શહેરી તરીકેના નવા વિચારો, પ્રેમ અને મિત્રતાના રૂપાતરો આ અને એવી બીજી બાબતોનો નીકાલ આપણે ઉત્સાહપૂર્વક કરવાનો છે આ નવા કર્ત્તવ્યપ્રદેશમા સ્ત્રીઓની માનસિક શક્તિનો જૂદા પ્રકારનો વિકાસ કરવાનો છે જે બુદ્ધિના શિક્ષણથી નમ્રતા, કોમળતા ઇત્યાદિ નાજુક, રસિક, સ્ત્રીત્વનો ભગ થાય તેવી કેળવણી તે ખરી કેળવણી કહેવાય નહિ ચારિત્ર્યની ઘટના, તેની ખીલવણી એ જ કેળવણીનો ઉદ્દેશ રાખવો જોઈએ *Intellectul accomplishment*–બુદ્ધિની ખીલવણીને પ્રાધાન્ય આપવાનુ નથી, આપણા દેશના ઇતિહાસમા અને સાહિત્યમા સ્ત્રીત્વની ભાવનાનુ ચિત્ર આલેખાયુ છે તેને માટે ખરી લાગણી ઉત્પન્ન ના થઈ હોય, તેને માટે યોગ્ય ગર્વ ઉપન્ન થયો ના હોય ત્યાસુધી આપણી કેળવણી અધૂરી જ કહેવાય

કેવા પ્રકારની સ્ત્રીઓ દૃષ્ટાન્તયોગ્ય આપણે ગણીશુ? શરીરે મજબુત, સમયસૂચકતા-વાળી, દીર્ઘ દૃષ્ટિવાળી, કસોટીને વખતે હિંમતવાળી એવી સ્ત્રીને આપણે માન આપીશુ નહિ? તેના દૃષ્ટાન્ત આપણા ઇતિહાસમાથી મળે છે ચિતોડની પદ્મિની, ચાદબીબી, માનસીની રાણીનાં જીવન આપણને બીજુ શુ શીખવે છે? ભક્તિમાન, તત્ત્વજ્ઞાની સ્ત્રીકવિની આપણે પ્રશસા કરતા હોઈશુ તો મીનાબાઇનુ દૃષ્ટાન્ત મ્હોઆગળ છે રાજ્યકારભારમા કાબેલ સ્ત્રીને અનુસરવુ હશે તેને રાણી ભવાની, અહલ્યાબાઈ, લક્ષ્મીબાઇના દૃષ્ટાન્ત છે આદર્શપત્નીના દૃષ્ટાન્ત તો અનેક છે કુમારિકા જોવી હોય તો ઉમાનો આદર્શ છે સ્ત્રીત્વની પરાકાષ્ઠાનો સમાવેશ ગાન્ધારીમા થયો છે એવો બીજો દાખલો આપણને કોઈ પણ દેશના ઇતિહાસમા મળશે નહિ આટલુ તો ચારિત્ર્યના વિકાસ માટે

આ સવળાની સાથે સ્ત્રીઓએ વધારે કર્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે જીવનની સર્વસ્થિતિને અનુકૂળ થતાં તેને શિખવાનુ છે પત્ની થતા પહેલા તેને સ્ત્રીત્વ શુ છે તે જાણવાનુ છે અને સ્ત્રી થતા

પહેના મનુષ્યત્વનુ ભાન પ્રાપ્ત કરવાનુ છે અને તે જ ક્રમ પ્રમાણે કરવાની કેળવણી આપવી આવશ્યક છે અને તેટના માટે સામાન્ય સાહિત્ય ઉપરાંત વિજ્ઞાન, ઇતિહાસ, અને ભુગોળનુ જ્ઞાન આવશ્યક છે ભારતવર્ષના નૈતિક આ દા આ સમયમા જૂદુ જ રૂપ લીધુ છે રાષ્ટ્રીય અને પ્રજાકીય આદર્શનો એમા સમાવેશ થાય છે આપણા દેશના ભૂતકાળનો સબધ અને સ્થિતિ જાણીને બેસી રહેવાનો વખત નથી પરતુ જગતના અન્ય દેશો સાથે તેનો સબધ કેવો છે, અન્ય દેશોની પ્રગતિ કેવા પ્રકારની થાય છે તેનુ જ્ઞાન આવશ્યક છે અને તે જ્ઞાન પ્રાપ્ત કરવાના એ રસ્તા છે, મેગ્ઝીનોને, સીનેમાના ખેલો તથા માતૃભાષા અને તેને માટે ન્હાની મોટી શાળાઓ, પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ, સ્ત્રીઓના વર્ગો વાચનગૃહો, વ્યાખ્યાન માળાઓ એ સાધન છે પરતુ આ શાળાઓ અને આ વર્ગો આપણા દેશની પરિસ્થિતિને અનુકૂળ હોવા જોઈએ, વિરુદ્ધ હશે તો નિષ્ફળ જશે અને જાય છે અમદાવાદ, સુરત, પુનામા છે તેવા મહિલાવિદ્યાલયો ઠેકેઠેક ઠામઠામ કરવા જોઈએ અને તેના કાર્યક્રમમા પ્રસગા નુસાર ફેરફાર કરવો જોઈએ પહેલુ પગલુ આપણે ભરવુ જોઈએ સારી શિક્ષીકાઓ નર્સોને તૈયાર કરવાની ઇચ્છા રાખે છે માગણી કરે છે સારી સ્થિતિની સ્ત્રીઓ આ કામ કરવાનો આરભ કરે તો સારી નર્સો તૈયાર થઈ શકે, પરતુ સ્ત્રીઓ આગળ પડતો ભાગ લે છે છોકરાઓ અને છોકરીઓ માટે બોર્ડીંગોની મોટા શહેરોમા જરૂર છે તેની દેખરેખ માટે આબરૂદાર કુટુબની બેહેનોની જરૂર છે, શિક્ષકોની જરૂર છે આ બધુ કામ હવે આપણે જલદી કરવાનુ છે દરેક પ્રજાને માથે ભવિષ્યની પ્રજાને શિક્ષણ આપવાનુ કર્તવ્ય પ્રાપ્ત થયેલુ છે, મનુષ્યત્વનુ આ એક નિમિત કરેલુ કર્તવ્ય છે હવે જો અર્વાચીન જાગૃતિના મહત્વના તત્ત્વોની ભાવના માતૃભાષામા ઉતરે તો મુશ્કેલી ઘણે અશે દૂર થાય એ ઉજ્જ્વળ ભવિષ્ય લાવવા માટે ભારતમાતા અનેક વ્રતોની આશા રાખે છે ખરા ધર્મનિષ્ઠ કર્તવ્ય નિષ્ઠ ઉપાસકોની આશા રાખે છે સ્ત્રીવર્ગમા કેળવણીનો પ્રચાર કરવા માટે સેંકડો સ્ત્રીપુરુષોએ એકત્ર મળીને કામ આ ભવાનુ છે સ્વામી રામના વખતમા પોતાના વર્ગમા કે ગામ ગામમા દરેક શિક્ષિત વ્યક્તિ વર્ષ નિમે કાઈ નહિ તો બાર પાર આપે તો તેને શીવે ટકો બચે લાભ થાય ! વળી જોઈએ માતૃભાષાનુ સાહિત્ય વધારવા માટે પ્રયાસ આરભવો જોઈએ, ચોપડીઓ અને ચોપાનીઆ શિક્ષકો કરતા વધારે કામ કરી શકે છે અને એટના માટે આ જમાનાના સાક્ષરોને વિનતી કરીશુ કે નવા જીવન, અને નવા આ ન માટે નવુ સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે નવા આદર્શો, નવા તત્ત્વોની ચર્ચા કરવાની જરૂર છે અત્યારનુ આપણુ સાહિત્ય બહુ જ શુષ્ક અને નિરસ છે તેમા કાઈ ઉર્ડી, ગભીર, છાપ કે જુસ્સો નથી બુદ્ધ, અશોક, ચદ્રગુપ્ત અકબર વિગેરે મહાન પુરૂષોના ખરા જીવન જાણવા માટે ઇગ્રેજી ભાષા શીખવાની—સારી રીતે જાણવાની જરૂર પડે તો—ભારતવર્ષનો ઇતિહાસ સ્ત્રીઓ કેવી રીતે મનમા ઉતારી શકે ? રશીઆના મહાન્ પીટરની મા ગણી કેથરીન ઘણી જ ઉત્સાહી બળવાન્ અને બુદ્ધિશાળી હતી તેણે રશીઆના સાહિત્યને જે ફાળો આપ્યો છે તે

મેના છે માટે બહેનો જાગૃત થાઓ, ઉઠો, બાથ ભીડો અને જ્યા સુધી ઇષ્ટ પરિણામ આવ્યુ નથી ત્યા સુધી બેસી રહેશો નહિ

આપણા આચાર અને વિચારમા ઐકરાષ્ટ્રીયતાની ભાવના થવી જોઇએ અને તે ભાવના જાગૃત કરવા માટે કેળવણી, અને સરકારની જરૂર છે વિવિધ પ્રકારના જ્ઞાનથી સુસસ્કાર આવી શકતા નથી અર્વાચીન કેળવણીનુ લક્ષ્ય રાષ્ટ્રીયતાની ભાવનાની ખીલવણી એ જ છે એમા માનસિક ધાર્મિક, અને નૈતિક કેળવણી સર્વનો સમાવેશ થાય છે ભારત વર્ષને ભારતવર્ષીય બનાવવો, રાષ્ટ્રીય ભાવનાને એકરૂપતા આપવી, વ્યવસ્થિત કરવી, આપણા પ્રયાણનુ રેખાદર્શન કરવુ, આ સર્વ કાર્ય આપણે કરવાનુ છે આપણે માટે બીજાને કરવા જેવાનુ નથી આપણો કાર્યક્રમ આપણે જ ઘડવાનો છે કોઇનો કરી આપેલો કાર્યક્રમ આપણને અનુકૂલ નથી આપણામા એટલી તો શક્તિ આવેલી છે

પ્રાચીન જ્ઞાન, વિદ્યાને અર્વાચીન રૂપ આપવુ એ આપણા શિક્ષણનુ લક્ષ્ય સ્થળ કરવાનુ છે અનેક પ્રકારના આદર્શ શોધી કહાડવાના છે જીવનના, કર્તવ્યપ્રદેશના, અને સ્વતત્રતાના નવા મત, શહેરી તરીકેના નવા વિચારો, પ્રેમ અને મિત્રતાના રૂપાતરો, આ અને એવી બીજી બાબતોનો નીકાલ આપણે ઉત્સાહપૂર્વક કરવાનો છે આ નવા કર્તવ્યપ્રદેશમા સ્ત્રી ઓની માનસિક શક્તિનો જૂના પ્રકારનો વિકાસ કરવાનો છે જે બુદ્ધિના શિક્ષણથી નમ્રતા, કોમલતા ઇત્યાદિ નાજુક, રસિક, સ્ત્રીત્વનો ભગ થાય તેવી કેળવણી તે ખરી કેળવણી કહેવાય નહિ ચારિત્ર્યની દૃઢતા, તેની ખીલવણી એ જ કેળવણીનો ઉદ્દેશ રાખવો જોઈએ. *Intellectul accomplishment*--બુદ્ધિની ખીલવણીને પ્રાધાન્ય આપવાનુ નથી, આપણા દેશના ઇતિહાસમા અને સાહિત્યમા સ્ત્રીત્વની ભાવનાનુ ચિત્ર આલેખાયુ છે તેને માટે ખરી લાગણી ઉત્પન્ન ના થઈ હોય, તેને માટે યોગ્ય ગર્વ ઉત્પન્ન થયો ના હોય ત્યાસુધી આપણી કેળવણી અધૂરી જ કહેવાય

કેવા પ્રકારની સ્ત્રીઓ દૃષ્ટાન્તયોગ્ય આપણે ગણીશુ ? શરીરે મજબુત, સમયસૂચકતા વાળી, દીર્ઘ દૃષ્ટિવાળી, કસોટીને વખતે હિંમતવાળી એવી સ્ત્રીને આપણે માન આપીશુ નહિં ? તેના દૃષ્ટાન્ત આપણા ઇતિહાસમાથી મળે છે ચિતોડની પદ્મિની, ચાદબીબી, માનસીની રાણીના જીવન આપણને બીજુ શુ શીખવે છે ? ભક્તિમાન, તત્ત્વજ્ઞાની સ્ત્રીકવિની આપણે પ્રશસા કરતા હોઇશુ તો મીરાબાઇનુ દૃષ્ટાન્ત મ્હો આગળ છે રાજ્યકારભારમા કામેન સ્ત્રીને અનુસરવુ હોય તો તેને રાણી ભવાની, અહલ્યાબાઈ, લક્ષ્મીબાઇના દૃષ્ટાન્ત છે આદર્શપત્નીના દૃષ્ટાન્ત તો અનેક છે કુમારિકા જેવી હોય તો ઉમાનો આદર્શ છે સ્ત્રીત્વની પરાકાષ્ઠાનો સમાવેશ ગાન્ધારીમા થયો છે એવો બીજો દાખલો આપણને કોઈ પણ દેશના ઇતિહાસમા મળશે નહિ આટલુ તો ચારિત્ર્યના વિકાસ માટે

આ સઘળાની સાથે સ્ત્રીઓએ વધારે કર્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે જીવનની સર્વસ્થિતિને અનુકૂળ થવા તેને શિખવાનુ છે પત્ની થતા પહેલા તેને સ્ત્રીત્વ શુ છે તે જાણવાનુ છે અને સ્ત્રી થતા

પહેલા મનુષ્યત્વનુ ભાન પ્રાપ્ત કરવાનુ છે અને તે જ ક્રમ પ્રમાણે કન્યાની કેળવણી આપવી આવશ્યક છે અને તેટના માટે સામાન્ય સાહિત્ય ઉપરાત વિજ્ઞાન, ઇતિહાસ અને ભુગોળનુ જ્ઞાન આવશ્યક છે ભારતવર્ષના નૈતિક આદર્શો આ સમયમા જૂદુ જ રૂપ લીધુ છે રાષ્ટ્રીય અને પ્રજાકીય આદર્શોનો એમા સમાવેશ થાય છે આપણા દેશના બનકાળનો અમલ અને સ્થિતિ જાણીને બેસી રહેવાનો વખત નથી પરતુ જગતના અન્ય દેશો સાથે તેનો સબધ કેવો છે, અન્ય દેશોની પ્રગતિ કેવા પ્રકારની થાય છે તેનુ જ્ઞાન આવશ્યક છે અને તે જ્ઞાન પ્રાપ્ત કરવાના બે રસ્તા છે, મેજીકલેન્ટર્ન, સીનેમાના દેખાવો તથા માતૃભાષા અને તેને માટે ન્હાની મોટી શાળાઓ, પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ, સ્ત્રીઓના વર્ગો વાચનગૃહો, વ્યાખ્યાન માળાઓ એ સાધન છે પરતુ આ શાળાઓ અને આ વર્ગો આપણા દેશની પરિસ્થિતિને અનુકૂળ હોવા જોઈએ, વિરુદ્ધ હશે તો નિષ્ફળ જશે અને જાય છે અમદાવાદ, સુરત પુનામા છે તેવા મહિલાવિદ્યાલયો દરેકેદરેક શહેરમા ઉઘડવા જોઈએ અને તેના કાર્યક્રમમા પ્રસગાનુસાર ફેરફાર કરવો જોઈએ પહેલુ પગલુ આપણે ભરવુ જોઈએ વળી હોસ્પીટલો નર્સોને તૈયાર કરવાની ઇચ્છા રાખે છે માગણી કરે છે સારી સ્થિતિની સ્ત્રીઓ આ કામ કરવાનો આરભ કરે તો સારી નર્સો ... તૈયાર થઈ શકે પરતુ સ્ત્રીઓ આગળ પડતા હજી નથી છે છોકરાઓ અને છોકરીઓ માટે બોર્ડીંગોની મોટા શહેરોમા જરૂર છે તેની દેખરેખ માટે સારા કુટુબની બેહેનોની જરૂર છે, શિક્ષકોની જરૂર છે આ બધુ કામ હવે આપણે જલદી કરવાનુ છે વર્તમાન પ્રજાને માથે ભવિષ્યની પ્રજાને શિક્ષણ આપવાનુ કર્તવ્ય પ્રાપ્ત થયેલુ છે, મનુષ્યત્વનુ આ એક નિશ્ચિત કરેલુ કર્તવ્ય છે હવે જો અર્વાચીન જાગૃતિના મહત્વના તત્વોની ભાવના માતૃભાષામા ઉતરે તો મુશ્કેલી ઘણે અશે દુર થાય એ ઉજળો દિવસ લાવવા માટે ભારતમાતા અનેક સતોની આશા રાખે છે ખરા ધર્મનિષ્ટ કર્તવ્યનિષ્ટ ઉપાસકોની આશા રાખે છે સ્ત્રીવર્ગમા કેળવણીનો પ્રચાર કરવા માટે સેંકડો સ્ત્રીપુરુષોએ એકઠા મળીને કામ આરભવાનુ છે ધારો કે જમાનાના વખતમા પોતાના ઘરમા કે ગામમા એક શિક્ષિત વ્યક્તિ વર્ષ નિમિત્તે કાંઈ નહિ તો બાર પાઠ આપે તો તેને લીધે કેટલો બધો લાભ થાય ! વળી કોઈએ માતૃભાષાનુ સાહિત્ય વધારવા માટે પ્રયાસ આરભવો જોઈએ ચોપડીઓ અને ચોપાનીઆ શિક્ષકો કરતા પણ વધારે કામ કરી શકે છે અને એટલા માટે આ જમાનાના લેખકોને વિનતી કરીશુ કે નવા જીવન, અને નવા આદર્શ માટે નવુ સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે નવા આદર્શો, નવા તત્વોની ચર્ચા કરવાની જરૂર છે અત્યારનુ આપણુ સાહિત્ય બહુ જ શુષ્ક અને નિરસ છે તેમા કાંઈ ઉંડી, ગભીર, છાપ કે જુસ્સો નથી બુદ્ધ, અશોક, ચદ્રગુપ્ત, અકબર વિગેરે મહાન પુરૂષોના ખરા જીવન જાણવા માટે ઈંગ્રેજી ભાષા શીખવાની-સારી રીતે જાણવાની જરૂર પડે તો-ભારતવર્ષનો ઇતિહાસ સ્ત્રીઓ કેવી રીતે મનમા ઉતારી શકે ? રશીઆના મહાન્ પીટરની મા રાણી કૅથરીન ઘણી જ ઉદ્યમી, બળવાન્ અને બુદ્ધિવાળી હતી તેણે રશીઆના સાહિત્યને જે ફાળો આપ્યો છે તે

એ જ પોતાના સ્વભાવનું પ્રતિબિમ્બ છે એક વ્યક્તિ પણ પ્રજાને અને દેશને પોતાના લખાણથી કેટલી મજબુત અસર કરી શકે છે તે એના ગ્યેના નાટકો અને નવલકથાઓ ઉપરથી માલુમ પડે છે વળી જ્યાર એની પાછલી અવસ્થામા પોતાના સાહિત્યનો શિક્ષણ આપવાનો પ્રસગ આવ્યો ત્યારે પોતાની મેળે જ રશિયન સાહિત્યનો વધારો કર્યો ઇતિહાસના અનેક મોટા મોટા પુસ્તકો રચ્યા રચાવ્યા કેટલાક ઘણા તથા રચાવ્યા દૈવ ભાષામાથી તત્વજ્ઞાનના ગ્રન્થો પણ રશીઅન ભાષામા ઉતરાવ્યા

રશીઅન સ્ત્રીલેખક પુરુષોના કરતા વધારે સારા ગ્રન્થ લખતી અને પુશ્કીને કહેલું પણ કે ‘*All of you Russian women are higher and more vigorous than we men*’ આવા ઉચ્ચા સસ્કારવાળા પુરુષો કરતા સ્ત્રીઓના લખાણ ચઢીઆતા આવતા રશીઅન સ્ત્રીલેખકોમા પ્રથમ પદ તો રાણી કેથરીન અને તેની સખી પ્રિન્સેસ ડાશ્કોવનુ જ હતું કટલીક આકૃતિ થઈ હતી પણ વધારે હિસ્સો તો નવલકથામા હતો સ્ત્રીજાતિના દુઃખ, કુટુંબજીવનની, પ્રેમની કથા, દુષ્ટ માતાની પતાકડ, સમાજની નિષ્ઠુર રૂઢિઓ, વિગેરેના ચિત્ર સ્ત્રીઓએ જ આલેખ્યા છે ને તેથી તે ચિત્રો ઘણા આબેહુબ છે આ પ્રમાણે રશિઆના સાહિત્યમા સ્ત્રીલેખકોએ ઘણો ઉમેરો કર્યો છે કારણ કે પોતાના સાહિત્યની વૃદ્ધિની જરૂરીઆત તેઓ સપૂર્ણ સમજ્યા હતા આ જમાનાના લેખકો વર્તમાન કાળની કીર્તિના લોભની ઇચ્છા છોડી દઈ ને સ્ત્રીઓ અને સામાન્ય જનસમૂહની ભાષામા અર્વાચીન જ્ઞાનનો અને શોધનો ઉતારો કરશે તો ભવિષ્યકાળમા તેમની કીર્તિ ઘણી વધશે સ્ત્રીઓના હિતને અર્થ પોતાનું આ કામ પુરુષોએ કરવું જોઇએ આ પ્રકારની ઉદારતા અને લાગણી આપણા પુરુષામા છે જ એ નિઃસશય છે આપણું *civilization altruistic* છે સતી કરવાનો ક્રૂર રીવાજ નાબુદ કરવામા પહેલ કરનાર માણસ રાજા રામમોહન રાય પુરુષ જ હતો લગ્નની વિશુદ્ધિ બાબત લડત કરનાર મહાન ઇશ્વરચદ્ર વિદ્યાસાગર પુરુષ જ હતો સ્ત્રીઓ પોતાનો હિસ્સો એવા કાર્યમા આપે એ ખરૂં, પરંતુ આપણા કાર્યમા આપણને વિશ્વાસ રાખવો, એ વધુ અગત્યનુ છે

નવા જમાનામા, નવા યુગમા સ્ત્રીઓની સાથે રહીને જ પુરુષોએ કામ કરવાનુ છે એ તો સત્ય જ છે ઇગ્લડ, અમેરિકા, જર્મની, તુર્કસ્તાન રશીઆ આ સઘળા દેશોમા જ્યારે જ્યારે કાઈ પ્રગતિ થઈ ત્યારે ત્યાર સ્ત્રીઓનો મહત્ત્વનો હિસ્સો તેમા રહેલો છે તે આપણે ઇતિહાસ તેમ જ ચાલુ બીનાઓ ઉપરથી જાણીયે છીએ

થોડા વર્ષ ઉપર તુર્કસ્તાનમા રાજ્યની મોટી ઉથલપાથલ થઈ હતી ત્યારે ત્યાની સ્ત્રીઓએ જ પુરુષોને બળ આપ્યુ હતુ યુરોપના સહવાસથી ત્યાની પડદેનશીન સ્ત્રીઓમા નવુ જ બળ આવ્યુ હતુ જનાનખાનામા રહેનારી સ્ત્રીઓ સ્વતત્રતા માટે પોકાર ઉઠાવતી હતી ખરી ચિંતાના સમયમા સ્ત્રીઓ ઘણા જ ઉત્સાહથી કામ કરતી જે જે ગુપ્ત મિટીંગો

પાચ પ્રેમકથા રૂ ૦-૬-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

આ માગણીમા કાંઈ જ અણઘટતુ નથી ટર્કીની સ્ત્રીઓની માગણી બરોબર આપણા જેવી જ છે ફેર એટલો જ કે આપણામા હજી એવો જુસ્સો આવ્યો નથી, બાકી આપણી મુક્તિ આપણા સિવાય બીજા કોઈના હાથમા નથી એ તો નક્કી જ છે

સ્ત્રીઓના હિતમા માટે આપણે એટલા વર્ષે પણ પઠાણ જવાની જરૂર નથી હાલમા ચીનમાં જ દાખલો સ્ત્રીઓના ઉદ્ધારનો છે રશિયા એટલે રાજાનો સખત કારભાર એમ જ અત્યાર સુધી આપણે જાણ્યુ છે પરંતુ આ જમાનાનો પ્રવાહ એટલો જબરો વહે છે કે કાલે શુ થશે તેનો જરા પણ ખ્યાલ આજે આવી શકતો નથી રશિયાની એ પ્રજા આજે રાજાના સખ્ત બંધનોમાંથી છૂટીને સ્વતંત્ર થઈ છે જગતના ઇતિહાસમા આ મહાન્ ઉથલપાથલ અપૂર્વ છે કારણ કે ઘણા જ ટૂંકા વખતમા અને કાંઈ પણ લોહી રેડાયા વગર માત્ર જનસમૂહના સામાન્ય હિતની અર્થે જ આ ઉથલપાથલ થઈ છે આ અપૂર્વ ઉથલપાથલ કરનારામા એક સ્ત્રી કૅથરીન બ્રૅશ કૉવસ્કીનુ નામ આગળ આવ્યુ છે આ મહાન્ સ્ત્રીને રેવોલ્યુશનની ગ્રાન્ડ મધર ( દાદી ) એવુ ઉપનામ આપવામા આવ્યુ છે, અત્યારે એની ઉમર ૭૩ વર્ષની છે ચાળીસ વર્ષ સુધી એણે દેશની સજા ભોગવીને આજે એ સ્વતંત્ર થઈ છે એનો ગુન્હો એ જ કે રશિયાને બંધનમાંથી મુક્ત કરવો એ એની મોટી આકાંક્ષા આ સ્ત્રીનુ ચરિત્ર ખરે જ જાણવા લાયક છે થોડા વર્ષ ઉપર એક લેખકે નીચે પ્રમાણે તેની હકીકત આપી હતી "એણે પોતાના જીવનમા અનેક કષ્ટ ખમ્યા છે, અને કેદખાનામા રહેવાને લીધે તેના ૩૫ વરસની વયે કાપેલા રૂના વાળ સફેદ થઈ ગયા હતા સખત હાડમારી, દેશવટો વિગેરે આપદા વેઠ્યા છતા તેના દૃઢ સ્વભાવમા અથવા સ્વમાન અને સ્વકર્તવ્ય સબંધી ભાવનામા કાંઈ જ ફેર પડ્યો નહોતો, એણે ઘણુ જ સારુ શિક્ષણ લીધેલુ હતુ પોતાના દેશની પ્રાથમિક શાળામા તેણે પ્રથમ શિક્ષણ લીધુ હતુ અને પછી સ્વિટ્ઝરલૅન્ડમા તે શીખી હતી ફ્રેંચ, જર્મન, અને અંગ્રેજી ભાષાઓ એ સારી રીતે બોલતી અંગ્રેજી પણ સારુ જાણતી એ-દર રીતે એ ઘણી જ ચપળ અને ચબરાક સ્ત્રી લાગતી હતી એક વાર તેને કાગની ખાણોમા સખત મજૂરીની શિક્ષા કરીને મોકલવામા આવી હતી અને ત્યારપછી પણ મેનેન્ઝ્ક નામની ઘણી જ ખરાબ જગ્યાએ પોલીસના સખત જાપતામા તેને જોર જુલમથી રાખવામા આવી હતી ત્યા તેની સ્થિતિ બહુ જ દયાજનક હતી કોઈ પણ સારા સસ્કારી સ્ત્રીપુરુષોનો ત્યા સમાગમ જગાયે નહિ અને આજીવિકાને માટે પણ સરકાર તરફથી ઘણી જ જુજ રકમ તેને આપવામા આવતી પત્રવ્યવહારપર પણ પોલીસની દેખરેખ રહેતી કુટુંબ, મિત્ર, બધાથી વિખુટા તેને રહેવુ પડતુ અને ભવિષ્યમા કોઈ દિવસે સારો દિવસ જોવાની તેને આશા નહોતી ત્યાંને ત્યા જ હાડમારીમા થોડા વર્ષ ગાળી નિરાશામા જ તેનુ મૃત્યુ થશે એમ લાગતુ તે છતા આ બહાદુર સ્ત્રીએ ધીરજ ખોઈ નહોતી પોતાની જન્મભૂમિની સ્વતંત્રતા માટે એને એટલી ઊંડી લાગણી હતી, અને એટલો વિશ્વાસ હતો કે મ્હારા માણસને એ માટે દયાની અને માનની લાગણી થઈ આવતી એ કહેતી હતી કે 'આપણે દેશવટો ભોગવીશુ, આપણા છોકરા પણ કદાચ

દેશનટો ભોગવશે, અને તેમના છોકરા પણ દેશનેગે ભોગવશે, પરંતુ છેવટ તો સારૂ ફળ મળશે જ' ધન્ય છે આવી દેશભક્તિને ધન્ય છે આવી ધીરજને થોડા વર્ષ પછી આ સ્ત્રી ઇંગ્લંડમા આવીને ગઈ અને સ્ત્રીઓમા સ્વતંત્રતાની ચળવળ ચલાવવા માટે પૈસા ઉઘરાવવા મંડી પચીસ વર્ષ કારાગૃહમા અને સાઈબીરીઆના રણમા ગાળીને સુધરેના દેશમા તેણે જીવન ગાળવા માંડયુ અને અત્યારે હવે તેના દેશનાલો તેને અમારી વહાલી દાદી એ ઉપનામે' બોલાવે છે કેટલાક તેને અમારી મહાન વડીલ સ્ત્રી *Grand Old Women* એ નામ આપીને પોતાના માન અને વહાલની લાગણી બતાવે છે બલીહારી છે આવા સ્ત્રીરત્નોની મહાન દેશપ્રેમના લખાણ ઉપરથી માલુમ પડે છે કે વળી સ્ત્રીઓ પોતાના પતિની સાથે સાઈબીરીઆના રણમા દેશનટો ભોગવની અને બીજાના દુખ એ ગીને ઓછા કરવાનો પ્રયત્ન કરતી કહેવાનુ માત્ર એટલુ જ કે સ્ત્રીઓમા કાંઈ ઓછી શક્તિ નથી

અત્યારે આપણી સ્થિતિ કેવી છે? ઘણા વખતથી આપણા લોકોને નવુ વાપરવાનુ છોડી દેવુ પડ્યુ છે દેશહિતના પ્રસંગો જોવાના અનુભવ મળ્યા નથી તેથી સ્ત્રીપુરુષોમા ભિન્નતા આવી ગઈ છે, ખોટ વેપારીબુદ્ધિના થઈ જવાથી દેશહિતની ભીરુતાઓનો રસ રહ્યો નથી હવે સમય ઘણો બારીક આવ્યો છે અને ભોગજોગે પણ આપણા દેશ ઉપર પરદેશી હુમલો થાય તો હિન્દના પુત્રોને રણસંગ્રામમા જવુ પડશે અને હિન્દી માતાઓએ તેમને ઉછેરવા પડશે આપણી પુત્રીઓનુ અને સ્ત્રીઓનુ રક્ષણ શુ પાછળ પ્રશ્ન આવીને ઊભો રહેશે? આ ધ્યાન જ તિરસ્કારયુક્ત છે

સ્ત્રીઓએ ઘણા નવા કાર્ય માથે લેવા પડશે અને તે કાર્યો સમજાવવાનુ કામ, સમાજે અને સભાઓએ કરવુ પડશે, એકત્ર થઈને સ્ત્રીઓની પ્રવૃત્તિઓની વ્યવસ્થા કરવી પડશે, અને જુદા જુદા સ્થળોના કાર્યક્ષેત્રની માહિતી રાખવી પડશે લોકોમા જેમ શિક્ષણની આકાંક્ષા વધશે તેમ તેમ તેમને સાહિત્ય પુરૂ પાડવુ પડશે એક રીતે વ્યવસ્થિત કામ કરવાની ટેવ આપણે પાડવાની છે, અને જુમેદારી લેતા શીખવાનુ છે જ્યાં પહેલા એ કાર્યવાહકોથી કામ થતુ ત્યાં હવે બાર જોઈશે, અત્યારે તો આપણે જોઈએ છીએ કે એક સભાને માટે મંડળો માટે સ્ત્રી અધ્યક્ષ કે સેક્રેટરી માટે શોધી આપવા પડે છે સૌએ આગળ પડીને કામ કરવાની હામ અને ઉત્સાહ રાખવા જોઈએ અને કામ ઉપાડી લેતા શીખવુ જોઈએ કદાચ આપણા પુરુષોને લડાઈમા જવુ પડે તો કુટુંબનુ આરોગ્ય અને બીજી બધી દેખરેખ આપણે જ કરવી પડશે દાન તો મોટા લોકની અને અધિકારી વર્ગની સ્ત્રીઓ છેક પણ હીન થઈ ગએલી હોય છે પોતાને કાંઈ આવડ હોતી નથી, દરકાર હોતી નથી, અને મોટાઈના અહંકારમા તણાઈ જાય છે તેથી એ નથી કોઈના ઉપયોગમા આવતા કે નથી તેમનુ માન પડતુ

માટે હવે આપણે એ જરૂરનુ છે કે જેમ બને તેમ સ્ત્રીઉન્નતિના પ્રશ્ન, એટલે સામાજીક ઉન્નતિના સઘળા પ્રશ્નો આપણે હસ્તક લેવા અને તેનો નિર્ણય આપણે પોતે જ કરતા શીખવાનુ છે હમણા થોડા જ દિવસ ઉપર ગિરમીટીઆ મજુરીની પ્રથા દુર કરવા માટે સ્ત્રીઓનુ એક ડેપ્યુટેશન વાઈસરોય પાસે ગયુ હતું તેમની માગણીના જવાબમા તે નામદારે કહ્યુ હતુ

કે, "હિન્દુસ્થાનમા બ્રિટીશ અમલના ઇતિહાસમા સ્ત્રીઓ જાતે વાઇસરૉયને આ પ્રથમ વખત જ વિનતી કરવા આવી હતી આ પ્રમાણે સ્ત્રીઓ જો સલાહ આપીને સરકારને મદદ કરે તો સરકારનુ કામ ઘણુ સરલ થાય તેમા યે ખાસ કરીને સ્ત્રી કેળવણીનો પ્રશ્ન કારણ કે, કેળવણીના અભાવને લીધે સ્ત્રીપુરૂષની વચ્ચે બેસુમાર અંતર રહે છે સ્ત્રીઓ જો કેળવણીમા આટલી બધી પાછળ પડી જાય તો દેશની ઉન્નતિ થઈ શકે જ નહિ, જોકે સામાજિક રીતરીવાજો ઘણા પ્રતિબંધક છે પરંતુ તે છતા સુશિક્ષિત સ્ત્રીઓએ એકત્ર મળીને સરકારને સલાહ અને મદદ આપવા જોઇએ આ ઉપરાત બીજી બાબતો છે દાખલા તરીકે આરોગ્ય સ્વચ્છતા, ક્ષય કે જે ખાસ કરીને સ્ત્રીઓને વધારે લગતા પ્રશ્નો છે જો પ્રતિષ્ઠિત અને શિક્ષિત સ્ત્રીઓ પોતાની અશિક્ષિત બહેનોને સુધારવા માટે મંડી રહે તો તેથી ઘણો જ લાભ થાય સ્ત્રીઓએ જે કાર્ય કરવા માંડ્યુ છે તે ભવિષ્ય માટે શુભ ચિન્હ છે"

સ્ત્રીઓના કર્તવ્યપ્રદેશની આમા રૂપરેખા આપી છે તે ધોરણપર આપણે કામ આરંભીશુ, અને પદ્ધતિસર, વ્યવસ્થાપૂર્વક અને સપથી ઉત્સાહપૂર્વક કામ કરીશુ તો આપણી ફતેહ જ છે તે જ તરફ આ આપણી સમાજનુ પ્રયાણ છે અને તેને જેમ બને તેમ આપણે મદદ કરવી એ આપણી ફરજ છે 'જ્યારે હિન્દની પુત્રીઓ તેમના પુત્રોને પ્રોત્સાહિત કરતી થશે ત્યારે જ હિન્દ મા મહાત્મા, વીર પુત્રો, તત્વજ્ઞાનીઓ અને શુરવીરોની પ્રજા બનશે"+

+ મુંબાઈની ભગિની સમાજના વાર્ષિક સંમેલન વખતે તા ૭ એપ્રીલ ૧૯૧૭ ના દિવસે આપેલુ ભાષણ અ સૌ શારદા સુમન્ત મહેતા બી એ ની ખાસ અનુમતિથી

# ડૉ. સર જે. સી. બોઝનો હિન્દુ યુનિવર્સીટિને સંદેશો

લેખ.–પ્રો. નિર્ભયશંકર અમરજી યાજ્ઞિક, એમ. એ.

ડૉ. બોઝે બનારસ હિન્દુ યુનિવર્સીટિની સ્થાપના વખતે જે વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપ્યું હતું તે આપણે ખાસ મનન કરવા યોગ્ય છે તેથી તેના મુખ્ય મુદ્દાઓ નીચે આપ્યા છે –



ડૉ. સર જે. સી. બોઝ

### ૧. દરેક જીવન્ત વ્યક્તિની દ્વિવિધ ક્રિયા.

જ્યારે આપણે વનસ્પતિ તેમ જ પ્રાણીની દુનિઆમાં જિંદગી માટેની જૂદી જૂદી જરૂરીઆતો વિષે અવલોકન કરીએ છીએ ત્યારે એક મહાન્ સત્ય આપણી નજરે આવે છે કે કોઈ પણ વ્યક્તિનું અસ્તિત્વ તેમ જ વિકાસ કાયમ રાખવા માટે અમુક બા

રણુની જરૂર છે એટલુ જ નહિ પરન્તુ તેને બાહ્ય દુનિઆની જૂદી જૂદી શક્તિઓ સાથે સમ્બન્ધમા રહેવાની પણ જરૂર રહે છે દરેક સેન્દ્રિય વ્યક્તિએ બાહ્ય દુનિઆ તરફથી પ્રેરણા મેળવવી જોઇએ તેમ જ બાહ્ય દુનિઆને પોતાની આંતરિક વસ્તુઓમાથી પણ કાઇક આપવુ જોઇએ કોઈ પણ વ્યક્તિના પૂર્ણ તદુરસ્ત જીવનનો આધાર આપવાની તેમ જ લેવાની દ્વિવિધ ક્રિયા ઉપર છે અને આ પૈકીની કોઈ પણ ક્રિયામા અવરોધ કરવામા આવે તો ઘણા ઉદાસીસૂચક ચિહ્નો ઉત્પન્ન થાય છે અને તેને પરિણામે મૃત્યુ થાય છે

આ ગોઠ ઉપર કહેલુ સત્ય કોઈ પણ દેશના બુદ્ધિમય જીવન ( *Intellectual life*)ને લાગુ પાડે છે અને તેમની માન્યતા એવી છે કે કોઈ પણ દેશ જે પોતાને પૂર્ણ માનીને બાહ્ય દેશો તરફથી પ્રેરણા મેળવવાની ઈચ્છા રાખતો નથી, અથવા તો બાહ્ય દેશો તરફથી વારવાર પ્રેરણા મેળવ્યા છતા પોતાના તરફથી અન્ય પ્રજાઓને ઉપયોગી થઈ પડે તેવી કાઈ પણ વસ્તુ આપી શકતો નથી, તે દેશના રાષ્ટ્રીય જીવન (*National life*) નો અન્ત નજીક આવતો માલુમ પડે છે અને તેનો અધઃપાત થાય છે

## ૨. રાષ્ટ્રીય યુનિવર્સીટિની ફરજ.

આપણી પ્રજા પોતાની શક્તિઓનો લાભ અન્ય પ્રજાઓને પણ પૂર્ણ રીતે આપી શકે તેવો આપણો ઉદ્દેશ છે અને આ ઉદ્દેશ પરિપૂર્ણ કરવાને રાષ્ટ્રીય યુનિવર્સીટિએ આપણને સહાયતા આપવી જોઇએ પરન્તુ આપણો આ પ્રશસનીય હેતુ પાશ્ચાત્ય યુનિવર્સીટિઓની જુના વખતથી પ્રચલિત રૂઢિઓનુ આપણી રાષ્ટ્રીય યુનિવર્સીટિ અનુકરણ કરે તેથી પાર પડવાનો નથી આપણી કેળવણીની રીતો આધુનિક જમાનાને અનુસરીને ચાલતી હોવી જોઇએ તેમ જ આપણે સમયાનુસાર તેમા ફેરફાર કરી શકીએ તેવી હોવી જોઇએ ભારતવર્ષે દુનિઆની પ્રજાઓમાનુ પોતાનુ માનનીય સ્થાન ગુમાવ્યુ છે અને તે સ્થાન પાછુ મેળવવા માટે આપણી રાષ્ટ્રીય યુનિવર્સીટિએ પ્રયાસ કરવાનો છે ઓક્સફર્ડ, હાઇડિલબર્ગ, કે સોરબોની આદી યુનિવર્સીટિઓની શાખાઓ બનવાને આપણે કદાચિત્ શક્તિમાન્ થઇએ તો પણ આપણે તે માનનીય પદ પાછુ મેળવી શકવુ નહિ કોઈ પણ રાષ્ટ્રીય યુનિવર્સીટિ વિશ્વમાન્ય સ્થાન કોઇ પણ જાતના કૃત્રિમ ઉપાયોથી મેળવી શકતુ નથી, પરન્તુ દુનિઆની અન્ય પ્રજાઓના જ્ઞાનના વધારા માટે ભારતવર્ષના વિદ્વાનો તરફથી કરવામા આવતા પ્રયાસોથી જ, દુનિઆની અન્ય પ્રજાઓનુ સન્માન મેળવી શકાશે

આપણી યુનિવર્સીટિઓએ પરભાષાના જ્ઞાન માટે તથા બીજી કળાઓમા અનુકરણ કરવાની શક્તિ માટે અન્ય પ્રજાઓ તરફથી પ્રશસા મેળવે એવા ગ્રેજ્યુએટો જ ફક્ત હવે તૈયાર કરવામા સતોષ માનવાનો નથી એવી પ્રશસાઓથી આપણે સતોષ માનતા એ દિવસો હવે ગયા છે, કારણ કે હવે આપણે સખ્ત કસોટીમાથી પસાર થવાનુ છે અને ભારતવર્ષે દુનીઆની અન્ય પ્રજાઓમા ગુમાવેલું માનનીય સ્થાન પાછુ મેળવવાનુ છે દરેક

સુધરેલી પ્રજાએ પૃથ્વીના જ્ઞાનના વધારા માટે પોતા તરફથી ફાળો આપ્યો છે અને આપણે પણ આપણા તરફથી ફાળો આપવામા પછાત પડવુ નહિ ડૉ બોઝની શોધોથી આપણે માટે શોધખોળ માટે નવી દિશાઓ ખુલ્લી થઈ છે અને આપણે તે કાર્ય ઉપાડી લેવુ જોએ વિજ્ઞાનને ડૉ બોઝે આર્યાવર્ત તરફથી મહાન્ ભેટ કરી છે અને તેવી મહાન્ ભેટની પરપરા ચાલુ રાખવાની આપણી ફરજ છે

જ્ઞાન કોઈ પણ પ્રજાના સ્વતન્ત્ર હક્ક જેવુ નથી તેમ જ કોઈ પણ જાત કે ભૂગોળના બન્ધનોથી બધાયેલુ નથી વિજ્ઞાન પણ તદ્દન પશ્ચિમનુ કે પૂર્વનુ નથી પરન્તુ સર્વેનો તેના ઉપર સરખો હક્ક છે અને સર્વ પ્રજાઓની તેમા વધારો કરવાની ફરજ છે ત્યારે પ્રશ્ન થાય છે કે આપણે પૃથ્વીના જ્ઞાનના વધારા માટે શો ફાળો આપવાનો છે? આ પ્રશ્નનો જવાબ આપતા પહેલા વિજ્ઞાનના વિષયમા ભારતવર્ષનુ કેવુ સામર્થ્ય હતુ અને આધુનિક નિર્બળતાનુ શુ કારણ છે, તે આપણે જોવુ જોઇએ

### ૩. સત્યશોધન માટેની આવશ્યકતા

આ ભાષણના આ ભાગમા જ ડૉ બોઝ, સત્યશોધન માટે કેવી શી જરૂરીઆતો છે તેમ જ તેમાની કેટલી આપણામા છે અને કેટલીનો આપણામા અભાવ છે, તે વિષે પોતાના વિચાર પ્રગટ કરે છે ડૉ બોઝના માન્યતા એવી છે કે કોઈ પણ જાતનુ વિજ્ઞાનનુ મહાન્ કાર્ય કરવા માટે બે વસ્તુઓની સરખા હિસ્સામા જરૂર પડે છે એ બેમાથી કોઇ પણ પ્રમાણ વધારે હોય તો બીજાને નુકસાન થઈ પડે છે તે બે વસ્તુઓ નીચે મુજબ છે—

(૧) અસાધારણ કલ્પનાશક્તિ અને (૨) કલ્પનાશક્તિનો પ્રયોગોમા નિરન્તર ઉપયોગ કરવાની શક્તિ નિરકુશ કલ્પનાશક્તિ કે ઉદ્દેશ વિનાના પ્રયોગોથી કોઈ પણ જાતની ફતેહ મળી શકતી નથી વિજ્ઞાનના આશ્ચર્ય પમાડે તેવા કાર્યો કરવા માટે આપણે ધ્યાનમા રાખવુ જોઈએ કે આપણી ઇન્દ્રિયોની શક્તિ અમુક હદ સુધી જ છે અને તેથી કરીને તેની શક્તિઓની હદ વધારવા માટે આપણને કૃત્રિમ ઇન્દ્રિયોની સહાયતા લેવી પડે છે આ રીતની કૃત્રિમ ઇન્દ્રિયો બનાવવા માટે અપૂર્વ શોધકબુદ્ધિ તેમ જ અસામાન્ય રચનાચાતુરીની જરૂર પડે છે આર્ય શોધકોને આપણી ઇન્દ્રિયોની અપૂર્ણતાની માહીતી હતી પરતુ તેમની શક્તિ વધારવાના કૃત્રિમ ઉપાયોને અભાવે તેઓ વિજ્ઞાનના જ્ઞાનમા વધારો કરી શક્યા નહિ વિજ્ઞાનમા આપણી ફતેહ ન થવાનુ કારણ ફક્ત આપણે પ્રયોગો કરવામા બેદરકાર રહ્યા તે જ છે આપણી આ બે ખામીનુ કારણ ગમે તે કારણથી થયેલો રાષ્ટ્રીય જીવનનો અસ્ત હોય અથવા તો કેટલીક અસ્થિરતાને લીધે ઉત્પન્ન થયેલી વ્યગ્રતા હોય કારણ કે શોધકની મનસ્થિતિ સ્થિર ન હોય તો કોઈ પણ વિષયમા ફતેહ મળતી જ નથી ગમે તે કારણ હોય પરન્તુ આટલુ તો ચોક્કસ છે કે ધીમે ધીમે ચાલતા પ્રયોગોના કંટાળાભરેલા કામમાથી આપણા શોધકનુ મન દૂર થયુ અને નિરકુશ કલ્પનાશક્તિના પ્રદેશમા ભટક્યા

માંડ્યું અને આનું પરિણામ એ જ થાય છે કે કાંઈ પણ કાર્ય કર્યા સિવાય મનની શક્તિ નષ્ટ થાય છે, તથા વિજ્ઞાનની મહાન્ શોધો કાં તો આકસ્મિક કે કાં તો માત્ર ઐન્દ્રજાલિક હોય તેવું શોધકો માનવા લાગે છે

### ૪. શોધકનું જીવન.

આ પ્રમાણે સત્યશોધન માટે જે જે આવશ્યક અંશો છે તે વિષયમાં પોતાના વિચારો દર્શાવ્યા પછી ડા. જોઝ શોધકનું જીવન કેવું હોય છે અને તેનામાં કયા કયા સદ્‌ગુણોની જરૂર છે અને તે સદ્‌ગુણો આપણામાં કેટલે અંશે છે તે વિષયમાં પોતાના વિચારો દર્શાવે છે ડા. જોઝ કહે છે તે પ્રમાણે વિજ્ઞાનના શોધકનું જીવન સુખમય તેમ જ આરામવાળું હોતું નથી તેને તેના શરીરને તેમ જ વાલસોયાંઓને અત્યંત કષ્ટ આપવું પડે છે, અને અન્ત વિનાની કમોગીઓથી પૂર્ણ જીવન ગાળવું પડે છે આવું કષ્ટપૂર્ણ જીવન ગાળવા છતાં પણ તેને તેના કાર્યમાં ફતેહ મળશે જ, એવું ચોક્કસ હોતું નથી તેને લાભ કે ગેરલાભ, જય કે પરાજય, ની દરકાર કર્યા સિવાય પોતાના જીવનનો ભોગ આપવો પડે છે શોધકનું જીવન કેવું હોય છે તેના દૃષ્ટાન્ત તરીકે ડા. જોઝ હવા ઉપર કાબુ મેળવનાર પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી લૅંગ્લેનું દૃષ્ટાન્ત આપે છે અમેરીકામાં લૅંગ્લેએ હવામાં ઉડવાના યંત્રોની ધારણાશક્તિની (*supporting power*) શાસ્ત્રીય શોધ શરૂ કરી ત્યાર પહેલાં જુદાં જુદાં નિષ્ફળ અખતરાઓ કરવામાં ઘણાં માણસોએ પોતાની જીંદગી ગુમાવી હતી ઘણાં વર્ષો સુધી પ્રયોગો કર્યા પછી તેને જે પરિણામ મળ્યાં તે તે વખતના પ્રચલિત વાયુશાસ્ત્રના સિદ્ધાંતોથી વિરુદ્ધ હતું ત્યારપછી યંત્રો ચલાવવા માટે હલકા વજનની "મોટર" બનાવવાના પ્રશ્ન બાબત તેને ઘણી મુશ્કેલી નડી આ મુશ્કેલીઓનો નિવેડો થયા પછી લૅંગ્લેએ ૬ ઠ્ઠી મે ૧૮૯ ના દિવસે પોતાની મેળે હવામાં ઉડતા યંત્રનો નમુનો ઉડતો બતાવવાનો અખતરો કર્યો જે હવામાં ઘણો વખત ગોળાકારમાં ફરીને છેવટે પોટોમાક નદી ઉપર સહીસલામત ઉતર્યું આ પ્રયોગથી અમેરીકન પ્રજામાં ઘણી ખુશાલી ઉત્પન્ન થઈ અને થોડા વખતમાં એક તે જાતના મ્હોટા યંત્રની હવામાં ઉડવાના સમયની તેઓ આતુરતાથી રાહ જોવા લાગ્યા પ્રજાની સમક્ષના આ પ્રયોગમાં એક કારીગરની બેદરકારીથી એક સ્ક્રૂ બરોબર બેસ્યા સિવાય રહી ગયો હતો અને તેને પરિણામે તે યંત્ર ઉંચે ચડવાને બદલે નદીમાં પછડાયું લોકો તિરસ્કારસૂચક રોષ કરવા માંડ્યા અને છાપાઓએ તેમાં અતિશયોક્તિ કરી અને લૅંગ્લે ભગ્ન હૃદયથી મૃત્યુ પામ્યો ઘણા શોધકોની આવી રીતની સ્થિતિ થાય છે પરન્તુ જે લાલચોથી વીર પુરુષો આકર્ષાય છે તે જલદીથી મળી જતી ફતેહની નહિં પરન્તુ દુર્લભ વસ્તુ મેળવવાના પ્રયાસમાં મળતા પરાજયની છે

ત્યારપછી ડા. જોઝ શોધકની માનસિક શક્તિઓ કેવી જોઈએ તે વિષય હાથમાં લે છે ડા. જોઝના અભિપ્રાય પ્રમાણે આપણે માનસિક શક્તિના વિષયમાં સદ્‌ભાગ્યે સારી સ્થિતિમાં છીએ મેં કોઈ જાણે છે કે કોઈ પણ પ્રયોગ કરતાં પ્હેલાં તેનું ચિત્ર આપણા મન આગળ

તૈયાર થવુ જોઇએ, અને તેથી કરીને દરેક શોધકને મનોદષ્ટિ શુદ્ધ રાખવા માટે મહાન્ પ્રયાસો કરવા પડે છે તે ઉપરાંત મહાન્ કાર્યો કરવા માટે એકાગ્રતાની પણ જરૂર પડે છે કારણ કે જે મનુષ્યનુ મન આમ તેમ ભટક્યા કરે છે તેને કોઈ પણ જાતની ફતેહ મળતી નથી આ બન્ને સદ્‌ગુણો આર્ય શોધકોમા પૂર્ણ અંશે હોય છે કારણ કે, સમ્બન્ધ વિનાની બીનાઓમાથી સત્ય તારવી કાઢવાની તેમ જ મનને એકાગ્રતાથી સ્થિર રાખવાની ટેવ આર્ય લોકોને કુદરતી રીતે જ મળેલી હોય છે

ઉપર જણાવેલા સદ્‌ગુણો ઉપરાંત શોધકમા વિરક્તિ હોવાની જરૂર છે, કારણ કે જે લોકો આત્મીય લાભ કે લોકોના ધન્યવાદ મેળવવાની ઇચ્છાથી જ કર્તવ્ય કરે છે તેઓને પૂર્ણ ફતેહ મળવી અસંભવિત છે પાશ્ચાત્ય શોધકોમા આ સદ્‌ગુણને અભાવે આત્મીય લાભ માટે યંત્રોની શોધ કરવા મેળવવાની હરિફાઈ એટલી બધી વધી ગઈ છે કે વિજ્ઞાનના જ્ઞાનનો મનુષ્યની જીંદગી બચાવવાને જેટલો ઉપયોગ થાય છે તેના કરતા વિશેષ મનુષ્યની જીંદગીનો નાશ કરવા માટે થાય છે અને તેને પરિણામે આધુનિક સુધારો પણ પશ્ચિમમા નાશ થવાની અણી ઉપર આવીને અશક્યાત્મક સ્થિતિમા રહેલો છે શુ આર્યાવર્તમા વિજ્ઞાનના જ્ઞાનનો આવો દુરુપયોગ થવો સંભવિત છે? ડૉ બોઝ આનો જવાબ પૂર્ણ વિશ્વાસથી આપે છે કે એવી રીતનો જ્ઞાનનો દુરુપયોગ ભારતવર્ષમા કોઈ દિવસ સંભવિત નથી, કારણ કે આર્યજીવનમા તેમ જ આર્યજ્ઞાનમા—ગમે તો આર્યોની ધાર્મિક લાગણીઓ કહો અથવા કોઈ બીજા નામથી કહો એવો અંકુશ રહેલો છે કે જેથી જ્ઞાનની એ રીતનો દુરુપયોગ થવા સંભવ જ નથી અને તે પ્રમાણેના જ્ઞાનને દુરુપયોગને આર્ય લોકો મ્હોટામા મ્હોટુ પાપ સમજે છે

### ૫. વનસ્પતિ અને પ્રાણીની જીંદગી વચ્ચેનો સમ્બન્ધ.

ત્યાર પછી ડૉ બોઝ દુનિઆમા ભવિષ્યમા વિજ્ઞાનની મ્હોટામા મ્હોટી શોધ કઈ ગણાશે તે તરફ આપણુ ધ્યાન ખેંચે છે અને પૂછે છે કે તે શોધ મારફતે મહાન્ યશ મેળવવાને આર્યાવર્ત ભાગ્યશાળી થાય પશ્ચિમમા ચાલતા એક અંગીજ્ઞાનને ( *specialization* ) અંગે આપણે ઘણી વખત ભૂલી જઈએ છીએ કે ખરેખરૂં જોતા સૌ વિજ્ઞાન શાસ્ત્રો જુદા જુદા નથી પરન્તુ જેની અંદર બધાનો સમાવેશ થાય છે તેવુ એક જ વિજ્ઞાનશાસ્ત્ર છે વિજ્ઞાનશાસ્ત્રની જુદી જુદી શાખાઓ વચ્ચે જે દેખીતી ભિન્નતા જણાય છે તે ખરેખરી નથી બધી શાખાઓ વચ્ચેનુ ઐક્ય માત્ર કલ્પનાશક્તિથી નહિ પરન્તુ પ્રયોગોથી સાબીત કરી બતાવવુ તે વિજ્ઞાનની મ્હોટામા મ્હોટી શોધ ગણાશે, તે તદ્દન નિર્વિવાદ છે શુ આ મહાન્ યશ મેળવવાને ભારતવર્ષ ભાગ્યશાળી થશે નહિ? ડૉ બોઝની માન્યતા પ્રમાણે જ્યા દેખીતી ભિન્નતા હોય ત્યા ઐક્ય સાબીત કરી બતાવવુ તે ઘણી જ મહત્ત્વની શોધ ગણી શકાય તેમની પોતાની શોધ કે જેથી તેઓ વિશ્વવિખ્યાત થયા છે તે પણ તે જ પ્રકારની છે ડૉ બોઝે વનસ્પતિના અને પ્રાણીના ચેતન વચ્ચે ઐક્યતા કેવી રીતે સાબીત કરી છે તે આપણે જાણવુ જોઇએ આ સમ્બન્ધમા ડૉ બોઝે ઘણા મ્હોટી

મ્હોટી કલ્પનાઓ જ કરી નથી, પરન્તુ મહાન્ આશ્ચર્ય પમાડે તેવા પ્રયોગોથી, સજીવ અને નિર્જીવ વચ્ચેનો ભેદ બતાવવા । જે અસખ્ય લક્ષણો છે તે દરેકનુ અન્વેક્ષણ કરીને, સાબીત કર્યું છે કે વનસ્પતિ અને પ્રાણીના ચેતન વચ્ચે બીલકુલ તફાવત નથી આ એટલા એટલે સુધી છે કે વનસ્પતિઓમા જોવામા આવેલા અમુક જાતના આન્તરિક ફેરફારો ઉપરથી ડૉ બોઝે પ્રાણીઓમા પણ એવીજ રીતના ફેરફારો માલુમ પડવા જોઈએ તેનુ ઘણી વખત ભવિષ્યકથન કર્યુ અને તે દરેક વખત સત્ય પડ્યુ છે આ પ્રયોગો માટે ઘણા જ અસાધારણ યન્ત્રોની જરૂર પડે છે અને જે લોકો આર્યોના વિજ્ઞાનના પ્રયોગો માટેના ચાતુર્ય બાબત તથા યન્ત્રરચનાની ન્યૂનતા બાબત આક્ષેપ કરે છે તેઓને આપણે એટલો જ જવાબ આપીશુ તો બસ થશે કે ઉપર જણાવેલી શોધ માટેના યન્ત્રો ભારતવર્ષમા જ બના વવામા આવ્યા હતા અને તેની અસાધારણ શોધ કરવાનુ માન એક ભારતવાસીને જ મળ્યુ છે આ યન્ત્રો એટલા બધા અસાધારણ છે કે યુરોપ તેમ જ અમેરિકાના કોઈ પણ યાન્ત્રિકોથી તે બનાવી શકાયા નથી અને અમેરિકા અને યુરોપની ઘણી યુનિવર્સીટિઓએ તેવા યન્ત્રો ભારતવર્ષમા તૈયાર કરાવી આપવાને ડૉ બોઝને વિનતિઓ કરેલી છે

## ૬. ભારતનુ ભવિષ્ય.

ભાષણના અન્તમા ડૉ બોઝ કહે છે કે જ્યા સુધી આપણે ભારતવર્ષ માટે દુનિઆની સંસ્કૃતિવાળી પ્રજાઓમા માનનીય સ્થાન મેળવી શકીએ નહિ ત્યા સુધી આપણે આપણી ભૂતકાળની કારકીર્દી બાબત બીલકુલ મગરૂર થવુ જોઈએ નહિ આપણને ભારતના જ્વલન્ત ભવિષ્ય માટે પણ આશાઓ છે કારણ કે આર્યસંસ્કૃતિમા એવુ કાંઈ ગુપ્ત સામર્થ્ય રહેલુ છે કે જેથી તેણે કાળના તેમ જ અન્ય નાશજનક ફેરફારો સામે ફતેહપૂર્વક ટક્કર ઝીલી છે

---

-છાપનારુ અનુકરણ ૩ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ



ચિત્રકાર–રા રવિ ।　　　　રસહિન્દોળે.　　　　—કૉપીરાઇટ

# હિન્દી ચિત્રકલા.

લેખક—રા હિમ્મતલાલ ગણેશજી અજારિયા, એમ એ

હિન્દમા ચિત્રકલાનુ સ્થાન લોકપ્રિય અને સન્માનિત કલાઓમા હતુ, એ સિદ્ધ કરવા પુરાવાની કંઈ જરૂર નથી મહાભારત, રામાયણ અને એવા બીજા ગ્રન્થોમા નાટકોમા, કાવ્યોમા સર્વત્ર તે કલાની વાત સીધી કે આડકતરી રીતે માલમ પડે છે તે કલા બહુ પ્રિય હતી એટલુ જ નહિ પણ સસ્કારી અને સુશિક્ષિત જનોમા તે એક આવશ્યક પ્રાપ્તવ્ય ગુણ ગણાતો હતો

ચિત્રકલામા પ્રતિકૃતિના શબ્દ સિવાય બીજી રીતે ચિતાર આપવાની સર્વ કલાનો સમાવેશ કરી શકાય અને આવા વિસ્તૃત અર્થમા લેતા શિલ્પનો અમુક ભાગ તેમા સ્થાન પામે પ્રાચીન હિન્દમા શિલ્પના કોઈ કોઈ નમુના જૂની ગુફાઓમા મોજુદ રહી શક્યા છે તે બાદ કરીએ તો તેની બધી લોકપ્રિય અને આવશ્યક ગણાતી કલાના બીજા કશા નમુના ટકી રહ્યા નથી અને તેથી તે ઉચી ગણાતી અને ઉત્તમ દ્રષ્ટિએ પટોળેની કલા વિષે ખાતરીથી કહી શકીએ એવુ ઘણુ થોડુ જ છે ઈલોરા, ધારાપુરી અજન્ટા અને એવી કોઈ કોઈ ગુફામા જે ભવ્ય અને સુન્દર આકૃતિઓ કાળના વિનાશક હાથથી, અને તે કરતા પણ કાળા માથાના માનવીના અત્યત સહારક હાથથી પણ ટકી રહેવા પામી છે તેમાથી કોઈ કોઈ એવી તો ઉત્તમ અને અદ્વિતીય જ છે કે તેથી હિન્દી કલ્પના અને હસ્તકૌશલને દુનિયાની હરિફાઈમા પ્રથમ સ્થાન મળી જાય પરતુ કમભાગ્યે આવા આવા નમુના પણ સપૂર્ણ સ્વરૂપમાં ટકી રહ્યા નથી કાળે અને કાળના છોરૂ જીવજતુએ જે કાઈ કર્યું છે તેના કરતા હજારગણુ વધારે સહારક કામ માણસોએ કર્યું છે ધર્મના ઝનુનથી, અને તેવી પણ વધારે તો નકલો લેવાની ઘેલાઈથી તે તે નમુનાઓ એવા તો બગાડી નાખવામા આવ્યા છે કે આજે મૂળ સૌન્દર્યનો હજારમો ભાગ પણ રહ્યો નહિ હોય બીજી ગુફાઓમા તો પત્થરની ભાગેલી મૂર્તિઓના જ ખડિત ચાસલાઓ સિવાય ભાગ્યે જ બીજુ કાઈ રહ્યુ છે, માત્ર અજન્ટાની ગુફાઓમા રગનુ અને દિવાલોપરનુ ચિત્રકામ હજી હજી કાઈ રહી રહેવા પામ્યુ છે મોટા શહેરથી દૂર, અને ગીચ જગલની મધ્યમા, અપરિચિત ટેકરીઓમા તે ગુફા હોવાથી ૧૮૧૯ સુધી તો તે પરદેશીઓને તદ્દન અજાણી જ હતી અને તેથી વિધર્મીઓની વેનાઈની અસર બીજે થઈ છે તેટલી તેનાપર થઈ નથી, પણ સારી નકલો લેનારના સ્વાર્થી ઉન્માદે તેના રગપર એવા પોપડા લગાવી દીધા છે કે મૂળ રગ કે મૂળ કૃતિ કાઈ પણ અખડિત રહી શકયુ નથી મુસાફરોના ફાનસોના ધૂમાડા અને બીજા બેદરકારીના વિદ્રોથી બહુ ખખડખખરત થઈ ગયુ છે—તો પણ તે જાઈ જોઈ શકાય છે તેથી તે કૃતિને કલાના ઉત્તમમા ઉત્તમ નમુના તરીકે સર્વત્ર સ્વીકારવામા આવે છે.

---

હુ પોતે ૨ ૧૯૮૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કપની, મુબાઈ

# હિન્દી ચિત્રકલા

લેખક—રા હિમ્મતલાલ ગણેશજી અજારિયા, એમ એ

હિન્દમા ચિત્રકલાનુ સ્થાન લોકપ્રિય અને સન્માનિત કલાઓમા હતુ, એ સિદ્ધ કરવા પુરાવાની કરી જરૂર નથી મહાભારત, રામાયણ અને એવા બીજા ગ્રન્થોમા, નાટકોમા, કાવ્યોમાં અનેક તે કલાની વાત લીધી કે આડકતરી રીતે માલમ પડે છે તે કલા બહુ પ્રિય હતી એટલુ જ નહિ, પણ અસ્કારી અને સુશિક્ષિત જનોમા તે એક આવશ્યક પ્રાપ્તવ્ય ગુણ ગણાતો હતો

ચિત્રકલામા પ્રકૃતિના રગ સિવાય બીજી રીતે ચિતાર આપવાની સર્વ કલાનો સમાવેશ કરી શકાય અને આવા વિસ્તૃત અર્થમા લેતા શિલ્પનો અમુક ભાગ તેમા સ્થાન પામે પ્રાચીન હિન્દમા શિલ્પના કાઈ કાઈ નમુના જૂની ગુફાઓમા મોજુદ રહી શક્યા છે તે બાદ કરીએ તો તેટની બધી લોકપ્રિય અને આવશ્યક ગણાતી કલાના બીજા કશા નમુના ટકી રહ્યા નથી અને તેથી તે ઉચી ગણાતી અને ઉત્તમ કોટિએ પહોચેલી કલા વિષે ખાત રીથી કહી શકીએ એવુ ઘણ થોડુ જ છે ઈલોરા ઘારાપુરી, અજન્ટા અને એવી કાઈ કોઈ ગુફામા જે ભવ્ય અને સુદર આકૃતિઓ કાળના વિનાશક હાથથી, અને કાળના કરતા પણ કાળા માથાના માનવીના અત્યત સહારક હાથથી પણ ટકી રહેવા પામી છે, તેમાથી કોઈ કોઈ એવી તો ઉત્તમ અને અદ્વિતીય જ છે કે તેથી હિન્દી કલ્પના અને હસ્તકૌશલ્યને દુનિયાની હરિફાઈમા પ્રથમ સ્થાન મળી જાય પરતુ કમભાગ્યે આવા આવા નમુના પણ સપૂર્ણ સ્વરૂપમા ટકી રહ્યા નથી કાળે અને કાળના છોરૂ ઋતુઓએ જે કાઈ કર્યુ છે તેના કરતા હજારગણુ વધારે સહારક કામ માણસોએ કર્યુ છે ધર્મના ઝનુનથી, અને તેથી પણ વધારે તો નકરો લેવાની ઘેલાછથી તે તે નમુનાઓ એવા તો બગાડી નાખવામા આવ્યા છે કે આજે મૂળ સૌન્દર્યનો હજારમો ભાગ પણ રહ્યો નહિ હોય બીજી ગુફાઓમા તો પત્થરની ભાંગેલી મૂર્તિઓના જ ખડિત થાભલાઓ સિવાય ભાગ્યે જ બીજુ કાઈ રહ્યુ છે, માત્ર અજન્ટાની ગુફાઓમા રગનુ અને દિવાલોપરનુ ચિત્રકામ હજી હજી કાઈ રહી રહેવા પામ્યુ છે મોગલ શહેરથી દૂર, અને નીચ જગતની મધ્યમા, અપરિચિત ટેકરીઓમા તે ગુફા હોવાથી ૧૮૧૯ સુધી તો તે પરદેશીઓને તદ્દન અજાણી જ હતી અને તેથી વિધર્મીઓની ઘેલાઈની અસર બીજે થઈ છે તેટલી તેનાપર થઈ નથી, પણ સારે નકરો લેનારના સ્વાર્થી ઉન્માદે તેના રગપર એવા પોપડા લગાવી દીધા છે કે મૂળ રગ કે મૂળ કૃતિ કાઈ પણ અખડિત રહી શકયુ નથી મુસાફરોના ફાનસોના ધૂમાડા અને બીજા બેદરકારીના ચિહ્નોથી બધુ ખરાબખસ્ત થઈ ગયુ છે—તો પણ તે કાઈ જોઈ શકાય છે તેથી તે કૃતિ કલાના ઉત્તમમા ઉત્તમ નમુના તરીકે સર્વત્ર સ્વીકારવામા આવે છે.

---

* હું પોતે ૨૧-૮-૦ ઓ। એમ ત્રિપાઠી ઍન્ડ કપની, મુબાઈ

આ મોગલ શાખા મૂળ ઈરાની કલાવૃક્ષની શાખા હતી એ તો નિર્વિવાદ છે, છતા હિન્દમા આવ્યા પછી તે શાખાનો જે વિકાસ થયો તેમાથી ઈરાની કલાની અજ્ઞતા અને પરપરાને બદલે ચિત્રનુ મહત્વપણુ અને માણસના અગનુ ઉત્તમ રેખા-આલેખન ભળ્યા, મનુષ્યના ચહેરાના અને ભાવથી ચહેરાપર થતા ફેરફારના અભ્યાસને પરિણામે દેખાઈ આવતો તાદ્દશ ચિતાર આવ્યો એક ચિત્રમા સમાતી સર્વ આકૃતિઓની સપ્રમાણ સપાટીને સફળતાથી સાચવી રાખવાની ઝીણી કળા જ્યા સચિત્ર આપવાનુ હોય ત્યા સુ દરતાભરી ગોઠવણમા અત્યત કાળજીવાળી બુદ્ધિ, તથા જૂદા જૂદા રંગોની ગોઠવણ અને મિલાવટમા સારી કદર, આ બધા ગુણો ભળવા લાગ્યા ગતિમાન પ્રાણીઓના અગ અને ચહેરાના મહોરાના દેખાવને યાદ રાખી, સ્મૃતિની મદદથી તેને આલેખવાની ચિતારાની તાકાત ઉપરની ખાસીયતોમા ઉમેરીએ, તો મોગલ શાખાની ખુબીઓની યાદી લગભગ પરિપૂર્ણ થઈ જશે.

મોગલ શાખાનો આવો વિકાસ હિન્દી ચિત્રકારોના સહવાસ અને સહકારથી થયો, કે તે સ્વતત્ર જ હતો, એ નિશ્ચિતપણે કહી શકાય તેવુ નથી તે વિષે ઘણુ મતભેદ છે મોગલ શાખાને વિકસાવવામા મદદ કરનાર હિન્દુ ચિત્રકારો મૂળ હિન્દી શાખાના ઉતરી આવેલા વશજો હતા, કે મોગલ ઉસ્તાદોના જ ચેલાઓ હતા એ કાઈ ચોક્કસ થઈ શકતુ નથી ગમે તેવી રીતે એ અસરોની આપલે થઈ હોય પણ એટલુ તો નક્કી જ છે કે, મોગલ શહેનશાહોને કલા માટે જે શોખ અને કદર હતા, તેના પડઘા રાજપૂત દરબારોમા પડયા અને પજાબ અને રાજપૂતસ્થાનના હિન્દુ રાજાઓમા પણ ચિત્રકલાને ઉત્તેજન આપવાનો ગુણ એ રાજગુણ છે એમ મનાવા લાગ્યુ પરિણામ એ આવ્યુ કે મોગલ શાખાના ચિત્રો હિન્દુ રાજાઓ કે હિન્દુ પ્રજાઓના સસ્કારને સતોષ પમાડે તેવા ન હોવાને લીધે એક ત્રીજી શાખાને જન્મ મળ્યો આ ત્રીજી શાખાની કદર રાજપૂતોએ કરી અને તેથી તેને રાજપૂત શાખા કહી શકાય આ શાખાના ચિત્રવિદો અજન્ટા શાખાના કલાધરની કલ્પના કે શૃગારપ્રેમને પહોચી શકે તેવા તો થઈ નથી શક્યા તો પણ અજન્ટા શાખાના આછા આછા સસ્કારો તેમા નજરે પડે છે ખરા મોગલ શાખાની કલાના આદર્શ સાથે સરખાવતા રાજપૂત શાખાને કાઈક ઉતરતી પક્તિની ગણવી પડે તો પણ કલ્પનાના જે સવેગ ઉડ્ડયન, લલિત અને ભાવમયતાના જે સફળ આલેખન અને કોમળતા અને સૂક્ષ્મ નજરની જે ખુબીઓ રાજપૂત શાખામા સ્થળે સ્થળે મળી આવે છે તે ગુણો મોગલ શાખાની જીવતી જાગતી લુખ્ખીસૂક્કી જણાતી કૃતિઓમા ભાગ્યે જ માલમ પડે છે રાજપૂત શાખાની બીજી એક ભિન્નતા કુદરતના દ્દશ્ય અને આલેખનની છે મોગલ શાખાવાળા કુદરતને મનુષ્યની ચમચક્ષુથી જ માત્ર જોઈ શકે છે—હા, તેઓના ચક્ષુ ઘણા તીક્ષ્ણ અને અતપ્રવેશી છે, અને સામાન્ય માણસ જોઈ શકે તેના કરતા ઘણુ વધારે અને ઘણુ સારૂ તેઓ જોઈ શકે છે અને તે બધુ બહુ સફળતાથી ચિત્રપટ પર ઉતારી શકે છે પરતુ રાજપૂત શાખાવાળા ઉન્નાહો આકાશ અને કુદરતના દેખાવોને ઘણી જ લાગણી સહિત જોઈ

તેટલી ખ્યાતિને પામ્યો નથી ગુજરાતીઓના ગૃહસ્થ, ગુજરાતના સૃષ્ટિસૌન્દર્ય, ગુજરાત ની કલાદૃષ્ટિ એ બધાને પોતાના ચિત્રોમા ઉતારનાર ગુજરાતી ચિત્રકારો ભવિષ્યના ગર્ભમાથી નીકળશે, એમ આશા રાખતી હોય તો પહેલુ કાર્ય તો ખરા આદર્શોનો અભ્યાસ અને ઉચી કળાના દર્શન થવા જોઈએ આના અભ્યાસ જ માટે કલકત્તા અને અજમેર જેવા સ્થળે જેટલી સરલતા છે તેટલી પણ મુબાઈના ભાગ્યમા નથી મુબાઈની સસ્થાઓમા જૂના ચિત્રોના નમુના કયાય પણ રાખવામા આવતા નથી ખાનગી ગૃહસ્થોએ પોતપોતાને ત્યા સગ્રહો કરેલા હોય તે બધા જીજ્ઞાસુઓને ભાગ્યે જ પ્રાપ્તવ્ય બની શકે આવા સગ્રહોમા મી જે ગઝડરનો સગ્રહ બહુ પ્રશસા પામ્યો છે–તે શેઠ સાહેબની પાસે મોગલ તથા રાજપુત શાખાના ચિત્રોનો સારો જથ્થો છે અને કોઈ કોઈ વખત પ્રદર્શનમા કે તેવી રીતે તે જોવાનો લાભ પ્રજાને મળે એ ઇચ્છવાજોગુ છે નવા પ્રિન્સઓફ વેલ્સ મ્યુઝીયમ માટે તેવા ચિત્રોની સારી સખ્યા ખરીદ કરવામા આવી છે એ જાણી ખુશી થવુ જોઈએ જ્યારે તે સગ્રહસ્થાન ગોઠવવામા આવશે ત્યારે મુબાઈની એક મુશ્કેલી દૂર થશે ખરી પરતુ તે મુશ્કેલી દૂર થવાથી ચિત્રકળાને એક મ લાભ થઈ જવાનો નથી ચિત્રકળા એ ધનાઢ્યતામા જ પોષાય છે અને હિન્દ જેવા ગરીબ થઈ ગયેલા દેશમા તે કળાને બહુ ઇષ્ટ ઉત્તેજન ન મળી શકે, એ ખીજારના જેવી હકીકત છે છતા પણ ગરીબ જેવા હિન્દમાથી પણ શોખ અને કદર નાબુદ થયા નથી–મોટા લોકો અને રાજાઓ પોતાના દિવાનખાનાઓ શણગારે છે એ તો જાણીતી જ વાત છે તેના ગૃહશૃગારમા હિન્દી ચિત્રો અને હિન્દી કળાના કરેલા બીજી ઘણી કિમતવાળી ચીજોનો ઉપયોગ કરવામા આવે છે, તેવે વખતે ખરચના અમુક ટકા હિન્દીકળાની કૃતિઓ માટે ખરચવાનો નિશ્ચય થાય તો ચિત્રકળાને પણ સારો હિસ્સો મળે અને શ્રીમાન રાજા રવિવર્મા, શ્રીમાન્ ગગુલી વગેરેના જેવા ચિત્રકારો હિન્દમા પણ તૈયાર થાય એ દેખીતુ જ છે

મોગલ શાખાના ચિત્રકારોનો પુસ્તકોમા ઉપયોગ લેવામા આવતો, એ જાણી, હાલ છપાતા અસખ્ય પુસ્તકોમા જો ચિત્રોનો ઉપયોગ કરવામા આવે તો તેથી પણ ચિત્રકળાને લાભ થાય એટલુ જ નહિ પણ હિન્દ સબધના ખ્યાલો પણ ફેરવવાનો વખત આવે ગુજરાતી વાચનમાળામા જે ગદા અને ખોડખાપણવાળા ચિત્રો જોવામા આવે છે તે ટકી રહે છે અને તેને સામે કોઈ પણ ઉચ્ચાર સરખો કરતુ નથી એ બતાવી આપે છે કે પુસ્તકોમા ચિત્રો મૂકવાની વાતને લોકો કેટલી ગૌણ ગણે છે ! બાળપોથીમા રગના ગોતવાળા પાનને મથાળે આપેલુ ચિત્ર, પહેલી ચોપડીમા ઉજાણીનુ ચિત્ર, ત્રીજી ચોપડીમા પાડાનુ ચિત્ર એ જોનારને એકદમ પ્રશ્ન ઉઠવો જ જોઇએ કે આ નમુના શુ હિન્દીઓના છે? આવો વિચાર સરખો કોઈ કરતુ નથી ત્યા ચિત્રકળાના ભવિષ્યનુ શુ કહેવુ?

આ વિચાર કરવાની સૂચના ઉપરથી સમજ જવાયુ હશે કે ત્રીજી જરૂરીઆત ચિત્રોની કદર અને ચિત્રોપર યોગ્ય ટીકા કરવાની છે ગુજરાતમા તો પુસ્તકો પર પણ યોગ્ય ટીકા કરનારા હજી દેખાતા નથી, તો પછી ચિત્રોનાની તો વાત જ કયા કરવી?

---

મહર્ષિ રાનડેનુ જીવનચરિત્ર રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ચિત્રોની કદર કે ટીકા ન થાય એટલે ચિતરનારની યોગ્યતા કે સરકારિતામા સુધારો થવાની આશા જ ક્યા ? કલાવિદને સામાન્ય જ્ઞાન અને ઉચ્ચ સરકાર વગર ચાલે જ નહિ માત્ર લીટીઓ દોરનારો જ કલાવિદ થઈ શકે નહિ ભાવના અને સુશિક્ષણ એ દરેક ચિત્રકારને માટે આવશ્યક જ છે તેની યોગ્યતાવાળા ચિત્રકારો બહાર પડે માટે તેમ જ પ્રમાણમા તેમને વેતન પણ સારૂ મળવુ જોઇએ ઉપર કહેલી ત્રણ સૂચના ધ્યાનમા લેવામા આવે, તો વેતનના સવાલની મુશ્કેલી ટળી જાય આખા હિન્દને ચિત્રકલાના વિકાસ અને શ્રેષ્ઠતા માટે સમર્થ પ્રયાસ કરવાની જરૂર છે, અને તેમાયે ગુજરાતે તો બહુ જ શ્રમ લેવો જોઇએ ગુજરાતમા ચિત્રકલાના પોષકો, સેવકો, મામિકો વધે, અને એક ઉત્તમ કલાના ઉચ્ચ વિકાસમા ગુજરાત પણ હિન્દને મદદ રૂપ બને એવી આશાથી આ લેખ સપૂર્ણ કરૂ છુ પણ છેવટમા ચાલુ સાલના કલાપ્રદર્શનમા સુવર્ણચંદ્રક એક ગુજરાતી–રા રવિશંકર રાવળ–ને મળ્યો છે એ માટે તેમ જ વાચન સાથે ચિત્રકલાનો પોષ કરનાર એક નવુ સાહસ એક વર્ષ થયા ચાલુ થયુ છે તે માટે પણ, સતોષ –સગર્વ સતોષ–જાહેર કર્યા વિના રહેવાતુ નથી *

---

* એક અગ્રેજી લેખના આધારે

# તંદુરસ્તી

યાને

## ઇલાજે કુદરતી

લેખક—ગ છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર

એ અદબી માફ છે સાહેબ—પણ—મ્હારા અખંડ સૌભાગ્યવંતા પત્નિનુ નામ મીસીસ આનુ બુખાર એટલે મ્હારૂ પોતાનુ નામ મીસ્ટર આનુ બુખાર હશે એમ સ્વાભાવિક નિષ્પન્ન થશે પણ—સત્ય વાર્તા એમ નથી પુરાણોમા કહ્યુ છે કે કલિયુગમા ગંગાજી ઉલટા વહેવા માડશે તેમ આ કથનની વ્યાવહારિક સ્વરૂપ મ્હારે ત્યાથી જ મળવુ નિર્માણ હશે તેથી મ્હારા સ્નેહિમંડળમા હુ મ્હારા મીસીસને નામે ઓળખાઉ છુ—વાળી ક્યા એ સુસવાટા મારતા વાદળા એનજીન જેવા મીસીસ આનુબુખાર અને ક્યા હુ બિચારો પાતળો પારા જેવો એના મીસ્ટરનો થતો!

"એં-ઉ-એં તન્ત તમને હુ એમ—'

'તમારો અવતાર બળે તમારો! આટના મોગ ગજેડા જેવા થયા તોએ તમારૂ હજી અ-ઉ-એ ગયુ નહિ! જે ભમવુ હોય તે ઝટ કહીને ભસાની કે નીકાન પતે? આ તમારૂ એ-ઉ-એ સાભળીને તો મ્હારૂ મગુ માથુ યે ચ્હડી આવ્યુ એમ ઉભા ઉભા ખી ખી કરીને હસો છો શુ? જાઓ તમારા આ નાને પગે દોડતા કે સ્મેલીંગ સૉલ્ટની શીશી લઈ આવો!'

મીસીસની આજ્ઞા એટલે ફરમાન ખુદા! મને પણ મહાએ વિચે ચોરગીએ ધડયો હશે કે જ્યારે જ્યારે મીસીસને મ્હારે કઈ કહેવાનુ હોય છે, ત્યારે ત્યારે પૂરેપૂર કહેવાનુ તો બાજુએ રહ્યુ પણ કહેવાની શરૂઆત કરતામા જ મ્હારાથી કઈ એવુ બફાઈ જાય છે કે મીસીસનુ માથુ ચ્હડી આવે છે અને મ્હારે મ્હારા 'નાના પગે' દોડીને "સ્મેલીંગ સૉલ્ટ'ની બાટલી લઈ આવવી પડે છે જો એ વિષયમા મને મ્હારાથી વધારે દુખીને જોઈને ધીરજ મળતી નહિ હોત તો-ઉફ-મેં કૂવો કે દરિઓ પૂરી મીસીસને ક્યારનાયે વિધવા કરી દીધા હોત! અલબત્ત મીસીસના હાથના ધપ્પા ખાતા જીવવુ એ તો, હી હી હી ભલે સમજ્યા-પણ આપઘાત કરી મરી જવુ એ તો સાફ સાફ બાયલાપણુ જ કેની? અદ્યાપિ મીસીસ અખંડ સૌભાગ્યવતા છે, એ ઉપરથી ચતુર વાચનાર ચેતી ગયા હશો કે આત્મઘાત કરી બાયલાઓની યાદીમા હુ હજી સુધી મૂકાયો નથી અસ્તુ

મીસીસની આજ્ઞા થતા હું મ્હારા "નાને પગે" દોડયો અને કબાટમાથી આખ મીંચીને મે "સ્મેલીંગ સૉલ્ટ'ની શીશી લીધી આખ મીંચીને એટલા માટે કે મીસીસને સારૂ "સ્મેલીંગ સૉલ્ટ"ની શીશી દિવસમા મને અનેક વાર લાવવી પડતી હોવાને લીધે મને તે એટલે સુધી અવગત હતી કે જોયા વગર પણ માત્ર હાથના સ્પર્શથી હુ તેને ઓળખી

નકુ કોઈ વખતે મધ્યરાત્રિએ મીસીસના શિરમા વેદના થવા લાગે કે ઝટ મ્હારે મ્હારા "નાગે પગે" દોડીને એ બાટલી લાવવી પડતી અને એ કામ હુ વગર દીવે કરી શકતો તેનુ કારણ પણ આ દીર્ઘ અભ્યાસ! અનવસ્ત એક બે વખત આમ ચપળાઈ બતાવતા "સ્મેલીંગ સૉલ્ટ"ને બદલે "મ્યાલીનેટેડ સ્પીરીટ"ની બાટલી મીસીસની આગળ રજુ થઈ જતા મીસીસને હાથે મ્હારા પોચા ખડાઈ જવા તો પણ-કંઈ નહિ-"બાઇક" પર બેસતા શીખનારને એક બે વખત ગોનાટ પણ ખાવી પડે! ઘોડે ચ્હડશે તે પડશે, બીજાને છે કાંઈ?

"અરરર! આ શુ ઉચકી લાવ્યા? જરા આખ ફોડીને જુઓ તો ખરા!"

"આખ ફોડી" જોવાની મીસીસની કઠિણ સૂચનામા જરા નરમાશનુ મ્હોણુ નાખી મે "આખ ફાડીને" જોયુ તો હાથમા "ફ્લોરીનુ કોલનવાટર!" શુ કરૂ? ફરી પડવાની હિમ્મત નહિ હોવાથી આખરે હુ હસી પડયો અને બોલ્યો "હી હી હી માથાના દુખાવા ઉપર કોલનવાટર પણ—"

- "યૂ-ઉ-પ રહો શુ! મ્હારે તમને કેટલી વાર કહેવુ પડે કે "યુ વોન્ટ બી આ સક સેસ (*you wouldn't be a success*) હવે આમ તો મીસીસનુ અંગ્રેજી "ધોળકા" સુધીનુ હતુ, પણ "ઓન્સો-ઓ-ત્યુટલી રરરૉંગ" "ઇડીઅટ" "યુ વોન્ટ બી આ સકસેસ" વિગેરે વિગેરે અંગ્રેજી શબ્દો એમણે એમની કોઈ અંગ્રેજી ભણેલી બ્હેનપણી પાસેથી *શીખી લીધેલા, અને આ શબ્દો સ્મરણમાથી ખસી ન જાય માટે તેનો ઉપયોગ વારે વારે* તેઓ મારા પર જ કરતા

જરા ઉપર તાન હોય જ્યા મેં ફરી મ્હારે "નાગે પગે" ગમગડી મૂકવાની તૈયારી કરી, ત્યા મીસીસે "હોલ્ટ" કીધુ કે હુ ઉભો રહી ગયો

"કોલનવૉટર અહીં રહેવા દો અને હવે બરાબર તપાસીને સ્મેલીંગ સૉલ્ટ-પણ ઠીક યાદ આવ્યુ આજે મેં તમને કહ્યુ હતુ તે મુજબ ડૉક્ટર મ્હટલેકરને તમે પૂછી આવ્યા કે?"

"શ-ઉ? ના? અરરર! હુ અહીંઆં મરી જાઉં તેની તમારે કંઈ ફીકર જ નહિ કેની?"

"અરે પણ સાભળો"—

"શુ સાભળે તમારૂ કપાળ? મ્હારા પેટમા તો કંઈ કંઈ થઈ જાય છે અને હજી તો તમને સભળાવવાનુ સૂઝે છે?"

"હુ તમને એમ—"

"અરે જાઓ તમારૂ કાંઈ કરો મ્હારૂ તો બધુ ભાગ્યુ—"

"હુ ગયો હતો-ડૉક્ટરને ત્યા ગયો હતો પણ—"

"ત્યારે એમ સીધુ ભમોની? પણ–શુ?"

"પણ ડૉક્ટર મળ્યા નહિ એટલે ત્યા ચિઠ્ઠી મૂકીને આ વો છુ"

"ચિઠ્ઠી? જરા વાર ત્યા બેસતે તો શુ ઘસાઈ જતે કે? યુ વો ટ બી આ સકસેસ"

હવે ખરી બીના એમ છે કે જો હુ ડૉક્ટરને ત્યા એની વાટ જોઇને બેસી રહ્યો હોત તોયે મીસીસ તરફથી ખાસડા જ મળતે

"તુમ્સા જેવા બેસી રહ્યા? ચિઠ્ઠી મૂકીને આવતા શુ થયુ? હુ રા–અહીં તમારી વાટ જોઈ જોઈને મરી જાઉં તેની તમને કઈ છે ફીકર? આહ યુ વોન્ટ બી આ સક્સેસ"

વાચનાર વ્હાના! તમને પોતાને આ વાચના મ્હાળા આવ્યો હશે તો મને તે બોગ વના શુ થતુ હશે તેની કલ્પના તમે પોતે જ કરી લેજો ચારે બાજુથી ઘેરાઈને અકળાઈ ગયલી બિલાડીયે વાઘણનુ સ્વરૂપ ધારણ કરે છે, છટકામા ફસાયલો નાનો મરઘો ઉદર પણ તેમાથી છૂટવા જીવ ઉપર આવી અકૂતકૂદી કરી મૂકે છે–ત્યારે હુ તો માણસ! મ્હારી લાખોની પૂછી શા કામની? મ્હારા ગાડીઘોડા ચાકરનફર, વાડીવજીફા મોટર બોફર વિગેરે શા ઉપયોગના? મ્હારો ફક્કડો જોઈ મ્હારૂ મિત્રમડળ જાહેરમા અને મ્હારા નોકર ચાકરો ખાનગીમા મ્હારી હેકડી કરતા આથી મને પોતાને ઘણી શરમ લાગતી અને હુ નિશ્ચય કરતો કે મીસીસથી હવે જરાએ દબાઈ જવુ નહિ પણ જ્યા હુ એ વાઘણને જોતો ત્યા મ્હારો નિશ્ચય ક્યાનો ક્યા ઉડી જતો અને હુ પાછો "હેહેં હેં" થઈ જતો અનેક વાર નિશ્ચય કીધો હશે પણ મીસીસના સમત વિદ્યુત્પ્રવાહ આગળ મ્હારૂ કઈ ચાલતુ નહિ અને આખરે "બકરી બાઇના બેટડા"ની માફક 'બેં–બેં–' કરતા મ્હારે બેસી રહેવુ પડતુ

પણ હવે હુ છેક જ 'મારૂ મરૂ" પર આવી ગયો હતો, અને તેથી એ બાબતમા મેં અમારા ઘરવૈદ્ય (*Family Doctor*) મી૦ મ્હટ્ટેકરની સલાહ લેવાનો વિચાર કીધો ડૉક્ટર લડન એમ ડી હતા મને પોતાને તેમ જ મીસીસને વાર પૂછીને વાઈ થઈ આવતી આખે ચક્કર આવતા, મ્હોંમા ફીક મારી જતી, જરા જરામા "ફેન્ટ" થઈ જવાતુ માથુ દુ ખતુ, પેટમા ગોળા ગબડતા, વિગેરે વિગેરે એકથી માંડીને એકાવન પ્રકારના રોગો વ્યાપી જતા તેથી કઈ નહિ તો ડૉક્ટરને મ્હારે ત્યાની વરસ દહાડે રૂપિયા બેથી ત્રણ હજારની આવક હશે ડૉક્ટરની "વીઝીટ ફી" એક ગીની હતી, એટલે એને ઘેર નહિ બોલાવતા હુ આ "મીસીસ વરસસ મીસ્ટર"ની બાબતમા એની સલાહ લેવા મોટ મા બેસી એને દવાખાને ગયો મને અગ્રેજીમા ઝાઝુ બોલવાનો અભ્યાસ નહિ હતો. થોડુ બોલવાનુ હોય તો તો અગ્રેજીમા જ ફૂકતો પણ વધારે બોલતા તતફફ થઈ જવાની બ્હીક રહેતી ડૉક્ટર 'ગુજરાતી' બોલી જાણતા પણ તે 'ગુજરાથી બાબાેા'ને સમજાવવા પૂરતુ જ

"જુઓની ડૉક્ટર! મ્હારે તમારી એક બાબતમાં સલાહ લેવાની છે"

"પૂછો, ટુંકામાં પૂછો બહુ લાંબટ નાહી કરતા"

"કાંઈ એવી દવા આપો કે મ્હારા શરીરમાં તાકાત આવે અને હું કોઈનો પણ દબાયો રહું નહિ"

"શેટજી! કાંઈ કોઈ વખત શરીરમાં ઝીના તાપ આવેચ કે?"

"નહિ રે નહિ તાવ નથી ને તરીઓગ્ગે નથી ખરી બીના કહુ?"

"ખરી બીના નાહી કહેચ તો દવા કેમ આપેચ ને સારૂ કેમ થાએચ"

"ત્યારે તો સાંભળો મને એવી દવા આપો કે મ્હારા બીબીસ મને વારે વારે દબાવે છે।—"

"ડમરાવેચ મ્હણજે!"

"દબાવે છે મ્હણજે ધમકાવે છે, અને તેને સામો ઉત્તર દેવાની મ્હારી છાતી ચાલતી નથી તે જરા ગતી ખુલી જાય અને—"

"હીહીહી—બાપરે—હીહીહી આઈ ગા" ડૉક્ટરનુ હસવુ તો રહે જ નહિ હસતાં હસતાં એના મુખ ઉપર લાલી આવી ત્યારે હુ શરમનો માર્યો સફેદ પૂણી જેવો થઈ ગયો મેં લાગ્યુ કે મે હમેશની માફક શરૂઆત કરવામા થાપ ખાધી હતી જીંદગીમાં પહેલી વખત મેં બીબીસનુ કહેવુ ખરૂ લાગ્યુ કે "આઈ વોન્ટ બી આ સકસેસ" હવે જે થયુ તે થયુ, પણ આજે તો મેં કોઈ પણ રીતે મ્હારા દુખનો અંત લાવવાનો નિશ્ચય કીધો હતો, એટલે જાણે કાંઈ જ બન્યુ નથી તેમ મેં પાછુ બોલવાનુ શરૂ કીધુ

"ડૉક્ટર! હુ જવાબ માટે બોલી છુ મહેરબાની કરીને—"

"જા! થાબો ખોટુ લાગે તો માફ કરેચ પણ ખરા મ્હટલે મ્હણજે તમે ઘાડના—"

"ઘાડના એટલે?" મ્હે પૂછ્યુ

"ઘાડના એટલે ડૉંકી" (*Donkey*)

"હુ ડૉંકી? ડૉક્ટર-ર જીભ સભાળ?" હુ ક્રોધથી ધ્રુજતા ધ્રુજતા બોલ્યો? ડૉક્ટર કઇંક લેવાઈ ગયો મ્હારા તરફથી આટલા ક્રોધની એણે દેખીતી રીતે આશા નહિ રાખી હશે બાયડીના હાથના ધબ્બા ખાનારમાં ક્રોધના આવિર્ભાવની કોણ આશા રાખે? કદાચ હોય તોયે પણ ક્રોધ તે શા લેખાનો।

"શેટજી! એક્સક્યુઝ મી હાં! હુ તમો એમ કહેતો હતો કે તમે ઘાડવાની માફક બાયકોથી દમી શુ કામ જાએચ જરા હમથી વાત રાખોની કે દવા વગર છાતી ખુલી જાયચ"

'ઠીક છે, જોઇશે" એમ ક્રોધથી બોલી મેં ચાનના માન્યુ
"ગેરજી! ગુસ્સા કરવાના કામ નથી, લ્યો હુ તમને શન્નિની ભા લખી આપેચ '
"નો થેંક્યુ "

ફેર આની ડૉક્ટરનો આજતનિ સુધીનો હિસાબ ચૂકવી આપવાનુ મ મહેતાને જણાવ્યુ ડૉક્ટર જરા ગગળી ગયો અને મ્હારી તરફથી કઈ મચક નહિ મળતા તે મીસીસ પાસે જવા તૈયાર થયો મને લાગ્યુ કે જો હુ એને મીસીસ પાસે જવા દઈશ તો તરત જ મીસીસ એની સલાહ લેશે કે "ડૉક્ટર! આ ચાવના ચાવના હારી જવાય છે, તેનુ શુ કરવુ?" એટલે લાગલી જ ડૉક્ટર સલાહ આપશે કે 'ફુરસીપર બેસી રહેશ તો નહિ હાલેચ,' અને એ ભલા માણસનુ ફરજંદ એટલાનુયે બીલ મોકલવા નહિ ચૂકે એમ સમજી મેં એને ત્યાંથી જ "નો નીડ માઈ ડીઅર સર ગુડ બાઈ' કરી ખરતો કીધો

આહ! હુ સમજ્યો. છાતી ખુલવાની ના હાથ લાગી 'મીઝાજે બદ્દ્નાદી' ઝીનારી કે બધા જ પામશ આટલા દિવસ હુ મૂર્ખ જ રહ્યો ત્યારે એ તો એ જ જૂના ત્યાંથી ફરી ગણો

કરીમા બે બખશાઈ બરહાલેમા
કે ગુસ્તાખી ગખી રહો ખુદાનુમા

ડૉક્ટરે શુ ખોટુ કર્યુ? સ્વમાનરહિત પુરુષ [ઇ]શ નહિ તો બીજો કોણ? સ્વમાન! સ્વમાન! એના વગરનુ જીવન તે જીવન નહિ પણ માતૃભૂમિને વૃથા ભાર છે જે જે મનુષ્યમા સ્વમાન નથી, જે જે પ્રજામા એ લાગણીનો અભાવ છે, તે તે મનુષ્ય, તે તે પ્રજા નિર્માલ્ય છે-મકરીને ગણે નાગોના આચરણ જેવા છે અહા! સ્વમાન! મ્હારા શરીરમા આ શો ફરફાર! ચમત્કાર! ખરેખર ચમત્કાર! મ્હારા રગ લોહીમા એકદમ ગરમી આવી ગઈ ધીમે ધીમે વહેતી નાડીઓ ઉછળવા માંડી દોડવા લાગી આંખો પણ અભયના અંજનથી જાણે ભભુકી ઉઠી મ્હારે રોમરોમ અજબ શક્તિ વ્યાપી રહી ખુદ ઈશ્વરના પણ ભાર નથી કે મને વગર કારણે હવે તે ગગડી શકે જમીન પર પગ ઠાકી કે હાથની મુઠી ટેબલપર પછાડી, ખુદ યમરાજાને પણ હુ હવે કહી શકુ કે "વેટ અ બીટ (*wait a bit*) જરા થોભી જા." અને આ ડૉક્ટર ! એણે મ્હારા કેટલા પૈસા ખાધા? હજારો રૂપિઆ કાગળની માફક ખરચ્યા હશે તોયે વ્યાધિરૂપ નવતાને મ્હારા આ સુંદર ભુવનમાથી વિદાયગીરી લીધી નથી "હા! હા! એમ જ મ ગઈ કાને વિચાર કીધો તેમ જ પછી જોઉં છુ કે મ્હારા ઘરમા રોગ કેમ ટકે છે?'

"હશુ જરા ઘરડે યા "

"આવેસ આ બાઈના કપડામા સાબુ નાખેમ તે ધોઇને આવેસ " ઇંગુએ જવાબ દીધો

ઑર્ગેનેટન મ્યુઝિક ગાઇડ ? ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

"એન્ડમ આમ આન! સુઉ-ન ગના બચ્ચા! હુ બૂમ પાડુ છુ તે સાંભળતો નથી? પગાર હુ આપુ છુ કે તારી બાઈ! મહેતાજી ઈઈ" ડ એડ'મ ત્રાડી ઉઠ્યો

"જી સાહેબ!" મહેતો દોડતો કે આવ્યો

"આ છથુનો આજદિન સુધીનો હિસાબ ચૂકવી આપી એને લાત મારીને અહીંથી વિદાય કરો"

"નહિ, નહિ છથુને રજા નહિ અપાય" મીસીસ આ ગરબડ સાંભળી દોડી આવતા વચ્ચે પૂરાયા

"ડેમ યોર ફેઇસ (*Damn your face*) નીકળ અહીંથી," એમ કહીને મેં મીસીસને એક એવી તો ઝટક મારી કે તે ઉછળીને જમીનપર ગબડી પડી—જાણે સીકાપરથી ખડખુચુ તૂટી પડ્યુ

"ઉંઉંઉં હવે મારો-મારી નાખો—એ પણ શુ કામ બાકી રાખો છો? ઉંઉંઉં"—

"ચૂ ઉ પ! એક મ ચૂપ મહેતાજી! તમે પણ આમ ઢોરની માફક આંખ ફાડીને ટગર ટગર જોયા શુ કરો છો? આ છથુનો હિસાબ ચૂકવી આપો અને એક બે દિનમા બધુ નામુ તૈયાર કરો હાય! હાય! મ્હારૂ બધુ સત્યાનાશ વળી ગયુ સટ્ટાએ બધી મ્હોંકાણ માંડી નાખી અરરર! હવે કેમ—"

મીસીસ તો કાળભર્યા ડગ લેતેને ઉઠ્યા, અને મ્હારી સામે ટગરટગર ડોળા ફાડીને જોતા ખડી ગયા મને લાગ્યુ જ હતુ કે એવા ધડાકા સિવાય મીસીસના ઠંડા લોહીમા ગરમી નહિ આવે ઉભા થતે, વળી પાછા સફાઇથી ગબડી પડતે, ડુસકા ખાતે, વારે વારે નાક નસીંગતે, પાણી વગરની સુક્કી આંખો ચોળી ચોળીને લાલ ચોળ કરી દેતે અને એવા એવા કંઈક નાટકો ભજવતે પણ જ્યા મ્હારી ગોળી છૂટી ત્યા મીસીસમા ગરમી આવી ગઈ અને તે બોલ્યા—"શુ-ઉં-કહ્યુ? શુ-ઉ થયુ!"

"સટ્ટો! સટ્ટામા બધા પૈસા ગયા આ ઘર પણ ગીરવી મૂકવાનો સમય આવ્યો હાય! હાય! ભટને અને ધાણીને પણ રજા આપવી પડશે ઉંહુ હુ હુ"

"અરરર! ભટ ચાકર ચાલ્યા જશે તો પછી થશે શુ? ગમે તે થાય! પેટે ઓછુ ખાઇશુ બે લુગડા ઓછા પહેરીશુ પણ ભટ ધાણીને તો કોઈપણ પ્રકારે રાખજો જ મ્હારી તબીઅત તો તમે જાણો છો? ડૉક્ટર કહે છે કે મને પૂરેપૂરા આરામની જરૂર છે અને જો ભટ ધાણી"—

'બસ બસ નાખ તારા ડૉક્ટરને ચૂલામા લેણદારોનુ દેવુ પતાવુ કે તારે માટે ભટ ધાણી રાખુ પકવાય તો પકાવજે નહિ તો મમરા સેવ ફાકજે કે પીઅર સીધાવજે મ્હારી કાળજી કરશો નહિ મ્હારૂ પેટ ભરાય એટલી તો રસોઈ મને આવડે છે"

મીસીસની આખમા આંસુ આવ્યા ચહેરો શ્યામળો થઈ ગયો ભટ ઘાટીને રજા આપવાની વાત સાભળી મીમીઓ જેટલુ લાગ્યુ તેટલુ મ્હારા અનસાનના સમાચા સાભળી એને લાગત કે નહિ, તેની મને શક છે!

બીજે દિવસે ભટ તથા નોકરચાકરો, ગુમાસ્તા, ગાડીના, શોફર વગેરેને એક એક માસનો પગાર વધારે આપી તેમને રજા આપી માત્ર એક નિમકહલાલ વૃદ્ધ મુનીમ હતો તેને ઘેર બેઠા પગાર મળે એમ મેં ગોઠવણ કીધી ગાડી, ઘોડા, મોટર, ફરનીચર વગેરે વેચી નાખ્યા અને આ મુજબ મ્હારી લક્ષ્મીએ આટલા સમયમા જે જાળ વિસ્તારી દીધી હતી તે મે ધીમે ધીમે સંકેલી લીધી લોકો પણ ચકિત થઈ ગયા નાગની ઝેર જેવી લોકોની જીભે કઈક ગપરૂપી વિષ ફેલાવ્યા. પણ હુ તે હુ જ! પશ્ચિમનો સૂર્ય પૂર્વમા આથમો, આખી મુબાઈ નગરી ચાહે અગ્ની સમુદ્રમા ગરક થઈ જાઓ યા ઉડીને આકાશમા અદ્ધર લટકી રહો પણ મ્હારો નિશ્ચય હવે ફરે એમ નહતો રોગ? ઇશ્વરના સુન્દર બગીચામા એ ઝાખરા કેવા? રોગ? કઇક પ્રખર શિ પશાસ્ત્રીઓની બુદ્ધિને મે છક્કડ ખવરાવે એવા સુન્દર ભૂવનમા એ શયતાન કેવો? રોગ? મોટામા મોટા રસાયણશાસ્ત્રીની પ્રયોગશાળાને શરમાવી નાખે એવી ભવ્ય પ્રયોગશાળામા ઝેરના પ્યાલા કેવા! બસ્સ બસ્સ આજથી રોગરૂપ શયતાન! તારે ને મ્હારે છૂટા છેડા! જા, કોઈ બીજો ગોતી લે અને તારા દિલબરને ગીચાની રીબાની મારી નાખી તેમા તુ મઝાહ મેળવ જા આજથી મેં ગરીબાઈ સ્વિકારી છે સોંગ છે—સોગદ છે, ધર્મના—સોગન છે તેત્રીસ કોટી દેવતાઓના—કે થકવી નાખે એવા સખ્ત પરિશ્રમ સિવાય હુ કે મ્હારી સ્ત્રી અન્નનો એક દાણો પણ મ્હોંમા નાખીએ તો! અસ્તુ!

લોકો કહે છે કે નિર્ધનતામા દુખ છે હુ કહુ છુ કે સુખ તામા છે એ શીખવાની ખરી શાળા તો નિર્ધનતા છે નિર્ધનતા ખરા પ્રેમની કસોટી છે—તદુરસ્તીની ચાવી છે. ત્યારે સધનતા! હા, એમા પણ સુખ જ છે—જો પરસેવાના એકએક ટીપે એ સધનતા પ્રાપ્ત થઈ હોય તો!

"અરરર! આ હાથે ફોલ્લો કેવો?" એક દિવસ મેં મ્હારી સ્ત્રીને પૂછ્યુ

'ગરમ ગરમ રોટલી ફાટી તેની વરાળ લાગવાથી આ ફોલ્લો થઈ આવ્યો" મ્હારી સ્ત્રી બોલી. બોલતા બોલતા તેની આખમા આસુ આવ્યા જેણે કોઈ પણ દિવસ એક સળી સરખીયે ઉપાડેલી નહિ, જેનો આખો સમય "પાટલેથી ખાટલે ને ખાટલેથી પાટલે" ફરવામા વ્યતીત થતો હોય તેને દળણા દળવા, ઝાડુ કહાડવુ પાણી ભરવુ, લૂગડા ધોવા રસોઈ કરવી વાસણ માજવા, અનાજ તથા મરીમસાલા તપાસવા વિગેરે ઘરકામ કરવા પડે ત્યારે તેનો વાસો બેવડ થાય અને આખમા આસુ આવી જાય, એમા શુ આશ્ચર્ય? તેમ હુ કાઈ છેક જ નિષ્ઠુર હૃદયનો નહિ હતો ઉપર્યુક્ત સર્વ કામોમા મ્હારાથી બની શકે તેટલી મદદ હુ મ્હારી સ્ત્રીને કરતો હતો અને આ મુજબ પટેના જે જરા જરામા આજે તો કઈ જ ગમતુ નથી, ચાલો જરા સીનેમા જોઈ આવીએ" એમ થયા કરતુ હતુ તેનુ

હવે "વળી ફુરસદ ક્યાં છે કે એ લફરાં વળગાડીએ" એમ થતું વળી દરિદ્રતા આવેલી જોઈ બૂટ સ્ટોકીંગ્સ અને બોડીસમાં સજ્જ થયલાં ચરમે હમ "લબોતરાઓ" પણ ધીમે ધીમે ઘેર આવતા બંધ થઈ ગયા હતા, એટલે મીસીસને હવે વરડામનો કટાળો ઓછો થતો ગયો હતો એક વર્ષમાં તો મ્હારૂં ઘર પૂરું તંદુરસ્તીમાં થા થા થૈ થૈ નાચી રહ્યું મદામયેશ્વરી બટાકા જેવા બેડોળ ગાલ, ખડબુચા જેવું પેટ, મોગરીની ઝુડી જેવા નાળ, જાડી ડાંડી જેવા હાથ અને દુધી જેવા પગને સ્ટે લાલ ટટના સુરતી રતાળુ જેવા ગાલ, પાતળી કમરપર આગળ ધસી આવતી ભરાવદાર છાતી, કાળા રેશમ જેવા ચકચકિત કેશ, ગોળ વાદીના હાથ અને કદલી સમાન જાનુ–ખરી તંદુરસ્તીનું આવાગમન સૂચવી રહ્યાં હતાં ટુંકમાં મ્હારા સમાગમમાં જે પહેલાં આધિવ્યાધિ વ્યાપી રહ્યા હતા ત્યાં હવે તંદુરસ્તી અને પ્રસન્નતાએ વાસો કીધો એ અત્યુક્તિ માફ છે સાહેબ!–પણ–આજે મ્હારૂં ઘર એક "કુરકુરીઆ"ના ઝીણા ઝીણા બોલવાથી ગાજી રહ્યું છે બેટો આપની વખત બેવખત મૂછો તાણે અને ધડાધડ ધપ્પા ઠોકયા જાય તોયે મ્હારે તો હસતે મ્હોડે એમ જ કહેવું પડે કે "દીકરો કેવો ડાહ્યો!"

વાચકવર્ગની સ્વાભાવિક અધીરાઈને વશ થઈ હું તમારી જીજ્ઞાસા તૃપ્ત કરૂં તે પહેલાં તમે પૂછશો કે મ્હારો પુત્ર કેવો હતો! હા! ખરી વાત પ્રભાતના નિર્મળ આકાશની મૂર્તિ કલ્પી તેને ગુલાબી ઓપ આપતી સફેદ મખમલ ચર્મથી મઢી તે મૂર્તિમાં તમારી કલ્પનાશક્તિથી જીવ મૂકો એટલે તમારી દૃષ્ટિ સમીપ મ્હારો "બુચો" ખડો થઈ જશે

'મંજુ સાંભળ્યો છો કે? આવતી કાલે આપણા બુચાની વરસગાંઠ" કણકથી ખરડાયલા હાથ સાથે દોડી આવી મીસીસે કહ્યું

"પણ આ કણકવાળા હાથ તો ધોવા હતા!" મ્હેં કહ્યું

"મ્હારા મનમાં કે તમને એ વાત કહેતાં હું વીસરી જાઉં અને તમે ઑફીસમાં ચાલ્યા જાઓ તો સાંજના સોદો લાવવાનો તમને પાછો ધક્કો પડે કરી મને જેવી એ વાત યાદ આવી કે તરત જ તે કહેવા હું દોડી આવી"

"ચાલ ઠીક કીધું તે મને એ ખુશ સમાચાર કહ્યા તો તને પણ હું એક વધાઈ આપું"

"શું તે?"

"તે એ છે કે આપણું બધું ધન સલામત છે, આપણે પ્રથમ જેટલા જ ધનાઢ્ય"—

"બળ્યું એ ધન" મ્હારી સ્ત્રી કંઈક ઉદાસ ચ્હેરે બોલી

"ગાંડી રે ગાંડી લક્ષ્મી જો જાતે ખરાબ હોત તો વિષ્ણુ ભગવાને તેને પોતાની અર્ધાંગના કદી પણ કીધી નહિ હોત નાગણના દાંત તોડી પાડો પછી તેની સાથે ચાહે તેટલું રમો લક્ષ્મી ભલે હો, મોજશોખ ભલે હો, વાડીવજીફા, નોકરચાકર, મોટર શોફર ભલે હો–પણ તે તંદુરસ્તીને ભોગે તો નહિ જ વ્હાલી! લક્ષ્મીથી ભય પામવાનું કારણ નથી, ન્યાયી કુદરતને ત્યાં રાય અને રંકને માટે સમાન ઈન્સાફ છે એ કુદરતના કાયદાનો ભંગ ન થાય એમ આપણું આચરણ રાખ્યું કે પછી લક્ષ્મી જખ મારે છે સમજી?"

"હા, સમજી" એમ બોલી મ્હારી પત્ની હરખભેર અંદર ગઈ, અને "તંદુરસ્તી" મેળવવામાં મ્હારો "ઈલાજે કુદરતી" સફલ થયો તેના આનંદમાં મેં "બુચા"ના ગાલપર ચુમન કર્યું–મને એમ થયું કે મેં પ્રભાતના બાલસૂર્યના ચરણપર ચુંબન કર્યું!

---

# અભેદ.

લેખક—રા દીવાના.

**પ્રતિબિંબ**—કવિ છે વેદના દ્રષ્ટા પયગમ્બર સુરલોકના
શાહીને લીપે કરે જે **ભર્ગોવરેણ્ય ધીમહિ**
ગ્રંથે શું ? અધ્યાયે શું ? વાક્યે શું ? શબ્દાક્ષરે શું ?
મંત્રના મથનો માના માત્રામા રેલાવતા

સાકી! રહેવામા, જોવામા,
એક રંગ રાખે
સાકી! હસવામા રોવામા,
એક રંગ રાખે
સાકી! કહેવામા કરવામા
એક રંગ રાખે
સાકી! લેવામા, ભરવામા,
એક રંગ રાખે
સાકી! વતનમા, રાગમા
એક રંગ રાખે
સાકી! બંધનમા ત્યાગમા,
એક રંગ રાખે
સાકી! રાગમા વેરામા
એક રંગ રાખે
સાકી! શરમા છે નામા
એક રંગ રાખે

તા ક—રસકુંજનું આ મનોહર કુસુમ, લખઅનલખનું સંયોગસ્થાન રસકાળીથી મહોરી—અધિકારીઓને અર્પણ કર્યું છે એ ત્રિપુટી સંગમનું પુણ્યક્ષેત્ર ત્રિવેણી સંગમમા પુણ્ય સ્નાનને સધાવો ગુજરાતના આકાશમા જ્યોતિ જગાવી પૂર્વના પુષ્પના સૌંદર્યમા પશ્ચિમના પુષ્પોની સુવાસ પમરાવે તો * * * છે કવિનો નિર્ણય આત્મા તો અપરોક્ષ સાક્ષી થવાથી કૃતાર્થ થશે

---

મત આપવાનો હક છે અને એ રીતે પોતાના દેશના શાસનમા તે ભાગ લઈ શકે છે સ્ત્રીઓને મત નથી પણ વર્તમાન વિગ્રહ પછી આમા કાઈંક ફેરફાર થશે આપણા દેશમાં હજૂ પ્રત્યેક પુરૂષને મત આપવાનો અધિકાર નથી તેમ મત મારફત આપણા દેશનો રાજ્યવહીવટ ચલાવવાની પૂરતા પ્રમાણમા સત્તા નથી

પ્રજાનુ સ્વાતંત્ર્ય જેમ જેમ વધતુ જાય છે તેમ તેમ મત આપનારાની સખ્યા પણ વધતી જાય છે ઘણા પ્રાચીન કાળમા શૂદ્રોને જેમ હુકમ કરવામા આવતો તેમ વર્તવુ પડતુ સામાન્ય જનસમૂહને માફક આવશે કે નહીં તેનો વિચાર કર્યા વગર કે તેમની સલાહ લીધા વગર રાજા અને તેના અમલદારો કાયદા ઘડતા રૈયતને પૂછ્યાગાછ્યા વિના પરદેશ ઉપર રાજા ચડાઈ કરતા અને રૈયતને લશ્કરમા લડવા અને વિગ્રહનુ ખરચ આપવા ફરજ પાડતા કેટલીક વાર લોકો ફરીયાદ કરતા અને રાજાને અરજી કરતા પણ તેમા કાઈ વળતુ નહીં મત આપી સલાહ આપવાનો અધિકાર હોય તે વાત તો જૂદી જ ફરવા જતી વખતે સાથે કૂતરો લઈ જઈએ અને તેને ગમે તે તરફ જવાની મરજી હોય, તેની મરજી મુજબ જવા તે ભમે, વખતે તેને તે પ્રમાણે જવા દઈએ પણ ઘણુખરૂ તો આપણે જવુ હોય ત્યા જ તેને લઈ જઈએ અને એ બાબતમા તેની બીલકુલ સલાહ લઈએ નહીં, તેવી લોકોની સ્થિતિ હતી પણ ફરવા જતી વખતે કોઈ સોબતી હોય તો કઈ દિશામા જવુ તે બાબત તેને પૂછવુ જ પડે છે મત આપવાનો હોય એટલે સ્વતત્ર માણસ તરીકે, રાજ્યમા સોબતી તરીકે ગણાવવાનુ છે અને માત્ર કહ્યાગરા રહેવાનુ નથી

મત આપવાની સત્તા એકદમ મળી નથી એને માટે કેટલા બધા દુ ખ અને હાડમારી સહન કરવા પડ્યા છે અને કેટલા બધા ઝઘડા મચાવવા પડ્યા છે આટલા બધા ભોગે અને શ્રમે જે વસ્તુ પ્રાપ્ત થઈ હોય તેનો સારામા સારો ઉપયોગ આપણી શક્તિ અનુસાર કરવો જોઈએ આપણી કૉંગ્રેસની કેટલા કેટલા વર્ષોની લડત પછી આપણને કેટલીક બાબતોમા મત આપવાનો હક મળ્યો છે અને હજૂ કેટલી બધી બાબતોમા આપણો મત લેવાતો નથી

આ જમાનો પ્રજાશાસનનો છે માત્ર રાજાની કે અમલદારોની સત્તાથી નહીં પરતુ સર્વ રૈયતની સત્તાથી રાજ્ય ચાલવુ જોઈએ એ સ્થિતિ તરફ દેશમાત્રની ગતિ છે રૈયતને મત આપવાનો અધિકાર મળે, એ તેમના ઇતિહાસમા નાનોસૂનો બનાવ નથી તુર્કસ્તાનમા જ્યારે બન્ધારણ સ્થપાયુ અને મત આપવાનો અધિકાર લોકોને મળ્યો અને પહેલી ચૂટણી થઈ ત્યારે લોકોએ ગાતા ગાતા અને હર્ષનાદ કરતા કરતા મતપત્ર નાખવાની પેટીઓ ઉપાડી શેરીઓમા સરઘસો કહાડયા હતા વ્હીગીઆર નામના કવિએ ચૂટણીના દિવસે મતદારની લાગણીઓ કેવી હોય છે તેનુ વર્ણન બહુ સારી રીતે કર્યું છે — “ગરીબ પણ આજે મારો સમોવડીઓ છે ઉત્કૃષ્ટ પણ આજે મહોટો નથી આજે હુ માણસોમા રાજા જેવો છુ આજે ન્હાનામહોટા ન્યાત જાતના અને અજાણ્યા એક પક્તિએ છે લોકોને ભેગા થવાનો માંડવો મારો મહેલ છે અને મતપત્ર નાખવાની પેટી મારૂ સિંહાસન છે ”

મત આપવાનો અધિકાર મળે એટલે પોતાના દેશના શાસનની જવાબદારી કેટલેક અંશે મતદાર ઉપર આવે છે અને પોતાનુ કામ બુદ્ધિપૂર્વક અને શુદ્ધ ભાવથી કરવાની ફરજ પડે છે

મત કોણ આપી શકે તે સાટે કેટલાક લક્ષણો કાયદાથી મુકરર કરવામા આવે છે મતદાર ઉમ્મર લાયક હોવો જોઇએ, તે ગુન્હેગાર, ગાંડો કે મુફલેસ ન હોવો જોઇએ તે કર ભરતો હોવો જોઇએ મ્યુનિસિપલ ચુટણી માટે ઘરવાળી સ્ત્રીઓ મત આપી શકે છે, પાર્લમેન્ટની ચૂટણી માટે સ્ત્રીઓ મત નથી આપી શકતી આપણા દેશમા યુનિવર્સિટિની પદવીવાળા સ્ત્રીપુરૂષોને મ્યુનિસિપલ ચૂટણીમા મત આપવાનો હક હોય છે મિલ્કત ઉપરાત કેળવણી પણ આ રીતે મત આપનારે લાયક લક્ષણ ગણાઈ છે

સાર્વજનિક બાબતોમા પ્રત્યેક નાગરિકે બુદ્ધિપૂર્વક રસ લેવો જોઇએ મતનો સારામાં સારો ઉપયોગ કરવો જોઇએ એક પડિત બેઠો બેઠો વિદ્યાનુ મેવન કરતો હતો, ત્યા નોકર દોડતો આવી બોલ્યો -"સાહેબ ! ઘરમા આગ લાગી છે " પડિતે ઘડે પેટે જવાબ દીધો, 'જા તારી શેઠાણીને કહે, ઘરની પચાતમા હુ પડતો નથી તેની તો ખબર નથી ? " રાજનીતિ પ્રત્યે ઘણા લોકોની વૃત્તિ આવી હોય છે, પણ તે મૂર્ખાઇભરેલી છે આગ રાજ્યવ્યવહારપર સૌના સુખદુખનો આધાર છે એટલે તે ખરાબ ન થાય માટે તેના પર જાગતીજોત નજર રાખવી જોઇએ આળસથી કે ધધાના વ્યવસાયથી બેદરકાર નાગરિકો થઈ જાય તો રાજ્ય-વ્યવસ્થામા સડો પેસતા વાર લાગતી નથી પ્રતિનિધિઓ પાસે એમના કામનો હિસાબ બરાબર ન લેવામા આવે તો તેઓ પોતાની સત્તાનો દુરુપયોગ કરે છે સાર્વ-જનિક હિતની દૃષ્ટિથી કામકાજ ન કરતા પોતાના સગાવ્હાલા કેમ કમાય, પોતાને કેમ લાભ થાય તેવી રીતે બધો વ્યવહાર ચલાવે છે લોકોના કરના પૈસા ખોટે રસ્તે લખલૂટ ખર-ચાય છે અને સર્વને જે ફાયદો થવો જોઇએ તે થતો નથી આ અવ્યવસ્થા મતદારોની બેકાળજી અને ઉદાસીનતાથી થાય છે માટે પ્રત્યેક માણસે આ વિષયમા સામાન્યાસીનુ ન કરતા, પોતાનો સ્વાર્થ ન જોતા સાર્વજનિક હિત પર જ નિરતર નજર રાખવી

ઍથેન્સના નાગરિકોનુ ઍથેન્સના મહોટા રાજપુરુષ પેરિક્લીસે કરેલુ વર્ણન આ વિષય-પરત્વે ધ્યાનમા લેવા જેવુ છે —

"ઘરની જજાળ હોય છે માટે એથીનીઅન રાજ્ય પ્રત્યે બેદરકાર થતો નથી, ધધારોજગારમા રચીપચી રહેલા પણ બને એટલો ભાગ રાજચર્ચામા લે છે સાર્વજનિક બાબતોમા જે રસ નથી લેતો તેને અમે હાનિકારક નથી લેખતા એમ નહીં પણ તેને તદ્દન નિરૂપયોગી ગણીએ છીએ"

હવે મત કેવી રીતે આપવો ? મત આપતા માહિતી જોઇએ પણ માહિતી ક્યાથી મેળવવી ? વર્તમાનપત્રો વાચી દરેક નાગરિકની ફરજ છે કે હમેશા વર્તમાનપત્રો વાચવા અને વર્તમાનપત્રોની ફરજ છે કે સ્વતંત્ર રીતે અભિપ્રાય બાધી શકે એવી રીતે વાચકો સમક્ષ માહિતી રજૂ કરવી વર્તમાનપત્રો આ જમાનામાં બહુ જબરી સત્તા ચલાવે છે.

તાર, ટપાલ, સસ્તા કાગળ અને આવાગમનનાં સાધનોને લીધે વર્તમાનપત્રો બહુ સસ્તી કિંમતે મળી શકે છે. તેમાં અનેક વિષયો ચર્ચવામાં આવે છે. માનવ જિજ્ઞાસાને તૃપ્ત કરે એવી અનેક બાબતો એમાં હોય છે. 'ટાઈમ્સ ઑફ ઇંડીઆ' નામનું વર્તમાનપત્ર લો. તેમાં કોર્ટોમાં ચાલેલા કેસોનો બયાન હોય છે, રમતગમતના બયાન હોય છે, નાણાં અને વેપારી બજારની તપસીલવાર હકીકત હોય છે, સભાઓ અને મેળાવડાઓના વૃત્તાન્ત હોય છે, દેશપરદેશના સમાચાર હોય છે, મહત્વના પ્રસંગો વિષે અધિપતિના અગ્રલેખ અને ટીપ્પણો હોય છે, સાહિત્ય વિષે, કળા વિષે, રંગભૂમિ વિષે, ઇજનેરી કામ વિષે, સ્ત્રીઓના પોશાક, ઘરેણાં, પ્રસાધન વગેરે વિષે લેખો હોય છે. શિરનામે પહેલેથી છેલ્લે લગી આખું વર્તમાનપત્ર વાંચનારનું જ્ઞાન વધે છે અને તાજું રહે છે. પણ આમાં કેટલીક મહોટી ખામી હોય છે. પહેલી તો વર્તમાનપત્રો બહુ જ ઉતાવળમાં તૈયાર કરવામાં આવે છે અને વાચકોની અધમ દૃષ્ટિઓ સંતોષવાની રીતનું બહુ પ્રચારમાં હોય છે એટલે જે સમાચારો તેમાં પ્રગટ થાય છે તે બધા હમેશ સાચા નથી હતા. તેવી પ્રસંગો અને હકીકત ઉપરથી આપણે એકદમ નિર્ણય ઉપર ન આવવું. બીજી ખામી એ છે કે વર્તમાનપત્રો એકપક્ષી હોય છે અને તેઓ પોતાના મતથી વિરુદ્ધ સમાચાર તેઓ છાપતા નથી અને પોતાના મતને અનુકૂળ નકામી વાતોને બહુ મહોટી પ્રસિદ્ધિ આપે છે, એટલે વર્તમાનપત્ર કહે તે પ્રમાણે ચાલવું ન જોઈએ. ત્રીજી વર્તમાનપત્રો કમાણી માટે કહાડવામાં આવે છે તેથી સાચું કે ખોટું પણ ગ્રાહકોને રૂચે એવું છાપતા તેઓ અચકાતા નથી. રાજદરબારોમાં પહેલા જેમ ખુશામતીઆ હતા તેમ વર્તમાનપત્રો લોકોના ખુશામતીઆ છે. રખેને ગ્રાહકની સંખ્યા ઓછી થઈ જાય એ બીકથી તેઓ સત્ય કરતાં પ્રિય કથન માટે વિશેષ તત્પર હોય છે. વર્તમાનપત્ર વાંચતા આપણે જાતે વિચાર કરવો અને એ કહે તે બધું વગર વિચારે કબુલ ન રાખવું. નગરમાં મત આપવો હોય તો વસ્તુની બધી બાજુ તપાસવી જોઈએ, સાચાખોટાની પરીક્ષા કરવી જોઈએ અને તો બીજાઓને પણ ખરો ખ્યાલ મેળવવામાં મદદ કરવી જોઈએ. વર્તમાનપત્રોમાં ચર્ચાપત્ર લખીને મદદ કરી શકીએ. બે ચૂંટણીના વચગાળામાં કામકાજ ઉપર દેખરેખ રાખીએ અને બધી બાબતોથી વાકેફગાર રહીએ તો ચૂંટણી વખતે મતનો સદુપયોગ કરી શકાય.

જાહેર અથવા સાર્વજનિક સભામાં હાજર રહેવાથી મત કેમ આપવો તે શીખી શકાય છે. મતની સાથે વાણીનું સ્વાતન્ત્ર્ય હોવું જોઈએ. જ્યાં લગી વાણીનું સ્વાતન્ત્ર્ય નથી હતું ત્યાં લગી સત્ય તરી નથી આવતું. બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે અને બરાબર ચર્ચા કરવામાં આવે તો સાચી વસ્તુસ્થિતિ શી છે તે પારખી શકાય. આપણા સામાવાળા હોય અથવા આપણને રૂચે નહિ એવા વિચારવાળાના પણ વિચાર સાંભળવાથી લાભ છે. તેમને બોલતા અટકાવવા એ ગુન્હો છે. કેટલાક લોકો સામાના વિચાર સાંભળવા અનિચ્છુ હોય છે, એટલું જ નહીં પણ તેમને પોતા પ્રમાણે મત આપવાની ફરજ પાડે છે. તેમને તેમના પ્રત્યય પ્રમાણે મત આપવા દેતા નથી. શેઠની મરજી પ્રમાણે નોકરો મત નહીં આપે તો

તેમને રજા આપવામા આવે છે કારખાનાઓમા અને પેઢીઓમા આવુ ઘણી વાર બને છે પોતાના પક્ષના ઉમેદવારને વેપારીઓ મત નહીં આપે તો તેમને ત્યાથી માલ લેવો ઘરાકો બધ કરે છે મતદારોનુ આવી સતામણીમાથી રક્ષણ કરવા ગુપ્ત 'બેલટ'ની વ્યવસ્થા કરવામા આવી છે જે ખાડામા અથવા મકાનમા મત લેવામા આવે છે ત્યા મતદાર જાય છે અને એક કાગળ ઉપર જેને મત આપવો હોય છે તેનુ નામ લખી એક બધ પેટીમા તે કાગળ નાખી દેછે આથી ખબર નથી પડતી કે કોને કોણે મત આપ્યો

મત મેળવવામા લાચ અપાય છે એ બહુ જ ખોટુ થાય છે જે લાચ લે છે અને જે આપે છે તે બન્ને અપરાધી છે આપણો મત એ ન્યાસ (ટ્રસ્ટ) છે અને તે આપણાથી વેચી શકાય નહીં ચૂટણીમા લાચ અપાયાનુ સાબીત થાય છે તો તે ચૂટણી ર કરવામા આવે છે અને વખતે મતદારના મત પણ લઈ લેવામા આવે છે, મત આપવા તેઓ લાયક ગણાતા નથી

પણ આડકતરી રીતે લાચ આપવાના વિવિધ માર્ગોનો આશ્રય લેવામા આવે છે ઉમેદવાર પાજરાપોળ અથવા કોઈ ધર્માદા ખાતામા દ્રવ્યનુ દાન કરે છે અને એ રીતે મત આપનારાઓ ઉપર પોતાની લાગવગ ચલાવે છે યુનિવર્સિટિમા ગ્રેજ્યુએટો તરફથી દસ ફેલો ચૂટવાના હોય છે મત આપવા લાયક થવા ગ્રેજ્યુએટે અમુક રૂપીઆ ભરી નામ નોંધાવવુ પડે છે અને પ્રતિવર્ષે લવાજમ ભરવુ પડે છે ઘણી વાર ઉમેદવાર પોતાના તરફથી રૂપીઆ ભરી અસખ્ય ગ્રેજ્યુએટોના નામ નોધાવે છે અને પછી તેમના મતથી સેનેટમા જાય છે આ પણ નિંદ્ય અને ત્યાજ્ય છે મત આપવાની સ્વતન્ત્રતા વેચી નાખવામા આવે છે અને ગ્રેજ્યુએટો જેવા સુશિક્ષિતો પોતાના ન્યાસનો આવો વિક્રય કરે એ બહુ જ લજ્જાસ્પદ છે પ્રતિનિધિ તરીકે સારામા સારા માણસની ચૂટણી થવી જોઇએ—પછી તે તવગર હોય કે ગરીબ હોય ગરીબ માણસને દેશસેવા કરવા જવામા દ્રવ્યની ન્યૂનતાથી અતરાય ન આવવો જોઇએ આપણે ત્યા મ્યુનિસિપલ ચૂટણી ઘણી ખરચાળ થઈ ગઈ છે, એટલે ગરીબ માણસો પ્રતિનિધિ તરીકે જવાની હિમ્મત જ નથી કરી શકતા શક્તિ અને ચારિત્ર્યવાળા માણસો સાર્વજનિક સેવા માટે ગરીબ હોય છે તો આગળ આવતા નથી

સમગ્ર દેશના ભલા માટે આપણો મત વાપરવો જોઇએ, અગત કે કોઈ પક્ષના કે નાતજાતના કે સગા-વ્હાલાના સ્વાર્થ માટે નહીં એથી દેશસમસ્તનુ હિત ભૂલી જવાય છે, કર ભરનારા તો બધા હોય છે છતા તેનો ખોટો લાભ લાગવગવાળા લઈ જાય છે અને જેમને મળવો જોઇએ તેઓ રહી જાય છે વળી લાગવગવાળાના સ્વાર્થ ખાતર બીજાઓ ઉપર જૂલમ કરવામા આવે છે અને તેમના હક ડૂબાડવામા આવે છે એ બધુ નીતિની દૃષ્ટિએ અધમ છે

મતથી શાસન ચલાવવામા મુખ્ય તત્વ બહુમતિથી રાજ્ય ચલાવવાનુ હોય છે એનો અર્થ એવો નથી કે અલ્પમતિની ઇચ્છાઓની અવગણના કરવી એમ થાય તો તેમના પર દમ માયા ગણાય રાજનીતિમા અલ્પમતિવાળાનો હક બહુમતિવાળાને પોતાના અભિપ્રાયવાળા કરવા જેટલો હોવો જોઇએ ગુલામગિરિનો નાશ, મફત શિક્ષણનો ફેલાવો, વગેરે ઘણા પ્રશ્નો

મૂળ અલ્પમતિવાળાના હતા પણ પછી બહુમતિ તેમના તરફ થવાથી તે મન્જૂર થયા બ, મતિની સત્તા ગઢે પણ સર્વ લોકોને જે સમત હોય તે હમેશ ખરું નથી હતુ, એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે

" નબળા અને પતિતની તરફેણમા બોલતા જેઓ બ્હીએ છે તેઓ ગુનામો છે એ અથવા ત્રણ સાથીઓની સાથે ખરાને વળગી રહેવાની જેમનામા હિમ્મત નથી તેઓ ગુનામો છે "
—લોવેલ *

---

## સધ્યાસુન્દરી.

લેખક—રા જેવરભાઈ જમનાદાસ

વસતતિલકા

પ્રાણીતણા શ્રમિત ગાત્ર વિષે જ શાન્તિ
દેવા હવે દિનમણિ નિજ ઉગ્ર કાન્તિ
પ્રેમે કરી મુખમથી જલસિન્ધુ પેસે
ને અબ્ધિ આ ઉછળતો મિત છોળ ફેંકે-૧

તે વારિના કણ ગ્રહી શીતને પ્રસારી,
વા ઉષ્ણતા રવિ તણી જડથી નિહારી
મીઠી ધરા તપિતને હિમવી કરતો,
ને શુષ્કતા તરુતતા થકી એ હ તો-૨

સધ્યા પૂરે લલિત સ્વસ્તિક વ્યોમપાટે
તેમા વળી વિવિધ રોહિત રગ રાજે
તે રગનો પટ ઝરી અવની પરે જો
પુષ્પો પિરે અવનના ભગતો સુરગો-૩

ચારા ચરી ઘર ભણી વળતા ત્વરાએ
પક્ષી તણા કલરવો અતિ મિષ્ટ આવે
તેમા ભળી સુર પૂરે રવ૮ટ કેન,
યાતી બધે શયન આરતિ દેવડેરા-૪

પૂર્વે હવે ધરત ચદન ચાદનો ગો
પ્રેમી મયક ગિરિશિખરથી ઉન્નમ્યો
વિશાલ ભાન લટ કેનતણી ઝુલતી,
તિર્છી મિઠી રસલિની દગ છે ચળતી-૬

આ રુ ઝીણુ મુખપરે શશી તેજ આવે
કાન્તિ મહિ લલિત નૂતન તેજ લાવે
તન્વગી આ રતિ ભરી નિજદ્વાર ઉભી
પાણિદ્વયે મુખ મુખી પતિ વાટ જોતી

---

* A. J Waldegrave ફ્રત Lessons in citizenship ઉપરથી

# ભાસનાં બે નાટકોનાં ભાષાંતર.

**સાચું સ્વપ્ન**—મહાકવિભાસના સ્વપ્નવાસવદત્ત નાટક ઉપરથી રચી પ્રસિદ્ધ કરનાર રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અમદાવાદ, મૂલ્ય ૩ કો૦ મળવાનું સ્થાન—મેસર્સ એન એમ ત્રિપાઠીની કુ મુંબાઈ

**પ્રતિમા નાટક**—મહા કવિ ભાસપ્રણીત—ગુજરાતી ભાષાન્તર, રચી પ્રસિદ્ધ કરનાર રા રા મણિલાલ છબારામ ભ૦, પતિજીની પોળ—અમદાવાદ કિ ૨ એક મળવાનું સ્થાન—મેસર્સ એન એમ ત્રિપાઠીની કુ મુંબાઈ

જગતની કોઈ પણ સંસ્કાર પામેલી ભાષાના કાવ્યસાહિત્યમાં નાટ્યસાહિત્ય હમેશાં રમ્ય ગણાય છે તેમાં પણ આર્યોની સંસ્કૃત ભાષામાં જે નાટ્યસાહિત્ય છે તે સર્વ કરતાં પ્રાચીન અને ઉત્તમ મનાયું છે આવા નાટ્યસાહિત્યમાં કવિકુલગુરૂ કાલિદાસ અગ્રસ્થાન ભોગવે છે, પણ એ કવિએ મુક્તકંઠે પોતાની પૂર્વે થઈ ગયેલા ભાસ, સૌમિલ, સોમિલ આદિ જે કવિપુત્રોની પ્રશંસા કરી છે, તે કવિવરોના નાટકો કેવાં હશે તે જાણવાની ધારણા આજ લગભગ ૧૦૦ થી વધુ વર્ષ થયાં આર્ય તેમ જ પાશ્ચાત્ય પંડિતોને થયા કરતી હતી, પણ તે કોઈ પૂર્ણ કરી શકતું ન હતું આ કવિઓના નાટકો ગુપ્ત થયેલા ગણીને જ્યારેત્યારે તેવો ઉલ્લેખ કરવામાં આવતો હતો પણ એટલામાં સંસ્કૃત નાટ્યસાહિત્યના અભ્યાસકોના સુભાગ્યે ઈ સ. ૧૯૦૯ માં ત્રિવેંદ્રમના મહારાજાના આશ્રિત પંડિત શ્રીયુત ત ગણપતિ શાસ્ત્રીને ગામ અધકારમાં વિદ્યુત્પ્રભાની માફક જુના ગ્રંથોની શોધખોળ કરતાં એક મઠમાંથી સંસ્કૃત ભાષામાં પણ મલાયલમ લિપિમાં તાડપત્ર ઉપર આશરે ૩૦૦—૪૦૦ વર્ષ પૂર્વે લખાયલા કેટલાક નાટકોનો સંગ્રહ એકાએક મળી આવ્યો શ્રી શાસ્ત્રીજીને આ નાટકો કોઈ નામ વિનાના કવિના માલમ પડયા પણ કેટલાક લક્ષણોને લીધે તે નાટકો કોઈ સમર્થ કવિના રચેલા તેમને લાગ્યા પ્રાપ્ત થયેલા નાટકોમાં પ્રથમ નાટક સ્વપ્નવાસવદત્ત હતું અને બીજું પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ નાટક હતું આ બન્ને નાટકોમાં ઐતિહાસિક કથા તેના કર્તાએ ગુંથેલી હતી અને સ્વપ્નવાસવદત્ત નાટક સંબંધી બે પ્રાચીન કવિવરો—સાતમા શતકના કાદમ્બરીકાર બાણભટ્ટ અને... ... અને કાવ્યમીમાંસાકાર રાજશેખરે કરેલા સ્વપ્નવાસવદત્તના ઉલ્લેખ ઉપરથી આ નાટકનો રચનાર તે કવિ ભાસ જ છે, એવો નિર્ણય શાસ્ત્રીજીએ કર્યો અને બીજા નાટકોની શૈલી ભાષા, "સ્થાપના," વગેરે રચના એક સરખી ને પરસ્પર સમ્બન્ધ ધરાવતી લાગવાથી આ સર્વ નાટકો પણ મહાકવિ ભાસના છે એમ શ્રીયુત ત ગણપતિશાસ્ત્રીએ ઠરાવ્યું છે તે પછી તેઓએ ૧૨ મા શતકના, અમરકોશની ટીકા કરનાર સમર્થ કવિ સર્વાનંદથી માંડી પૂર્વાપૂર્વ છેક કૌટિલ્ય અર્થશાસ્ત્રના કર્તા, ચન્દ્રગુપ્તના મંત્રી ચાણક્ય કવિ પર્યંત ગ્રંથકર્તાઓએ મહાકવિ ભાસના નાટકોમાંથી જે વચનો અને જે શ્લોકો ઉદ્ધૃત કર્યાં છે, તે ઉપરથી તે સર્વેની પણ પૂર્વે મહાકવિ ભાસ થયલો હોવો જોઇએ, એવા નિર્ણય ઉપર તેઓ આવ્યા અને તેમાં વ્યાકરણાતીત પ્રયોગો જોઇને તેઓએ ભાસ કવિને વ્યાકરણાચાર્ય

---

પાણિનીની પૂર્વનો ઠરાવ્યો છે શ્રી શાસ્ત્રીજીએ અનિપરિશ્રમ લઈને વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના લખીને સર્વ (૧૩) નાટકો શુદ્ધ કરી, ટીપ્પણ સહિત પ્રકટ કર્યાં છે તેથી તેમણે સસ્કૃત ભાષાના પ્રેમી જનો ઉપર મહાન્ ઉપકાર કર્યો છે આવા શ્રમશીલ પડિત જેની દરબારમા છે તેના ત્રિવદ્રામનરેશને શતશ ધન્યવાદ ઘટે છે

આ નાટકો જેવા પ્રસિદ્ધ થયા કે, ટુક સમયમા સસ્કૃત નાટ્યસાહિત્યના રસિકોએ તેના વસ્તુઓ, લેખક, લેખનશૈલી, આદિ સબધમા સૂક્ષ્મ અન્વેષણ અને ઊહાપોહ કરવા માડયા અને ઐતિહાસિક દૃષ્ટિએ અન્વેષણ કરનારાઓ તો ભાસ કવિને શ્રી શાસ્ત્રીજીના મતથી વિમત થઈ ને જૂદા જૂદા સમયમા મૂકવા લાગ્યા અને હજુ કોઈપે આ સબધમા એકમત થયુ નથી શ્રીયુત સા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ સ્વ સા ડીનાભાઈના મેવ્યતનુ અવલોકન સુપ્રસિદ્ધ "ગુજરાતી"પત્રમા કરતા કવિ ભાસને મહાનદના સમયમા થઈ ગયલા ગણ્યો છે રા રા કેશવનાલ ભાઈએ આ સવ વાદવિવાદની વસ્તુસ્થિતિ, એક નાનાશા કોટલામા ( *Nut-shell* ) મૂકવાની સુયોગ્ય રીતિને અનુસરીને, પોતાના ગ્રથના આરભમા માર્મિક રીતે દર્શાવી છે અને તેના ટીયા વાદ ટીયા કોયા અમુક અમુક કારણો મગ અગાલ છે, તે એકેક બન્ને વાક્યમા સ્પષ્ટતાથી પ્રમાણ પુરસર દર્શાવીને પોતાનો મત નિષ્ટતાથી સિદ્ધ કરવા યથાયોગ્ય પ્રયાસ આદર્યો છે તેઓ મહાકવિ ભાસને આદિ શુગરાજ પુષ્યમિત્રના સમયમા મૂકે છે અને તેમણે રજુ કરેલા કારણો વિદ્વાનોએ સૂક્ષ્મતાથી અવશ્ય વિચારવા જેવા છે પ્રો ભીડે ભાસને ધોબી( ધાવક )ની જાતનો માને છે પણ રા.રા કેશવલાલે એ સ્પષ્ટ દેખાડયુ છે કે તે બ્રાહ્મણ હતો ભાસ એ તેનુ નામ નહિ પણ ગોત્રનામ હતુ અને તે ધર્મે ભાગવત વૈષ્ણવ હતો વળી મહાભાષ્યકાર ભગવાન્ પતજલીએ પોતાના ભાષ્યમા બે નાટકો—કસવધ અને બલિબધ—નો ઉલ્લેખ કર્યો છે તેમાથી કસવધનો પ્રસગ લઈને તેમા વપરાતા ઐતિહાસિક વર્તમાન રૂપના સબધમા જે વિવેચન કર્યુ છે તે ભાસ કવિના કૃષ્ણ બાલચરિત નાટકના એક પ્રયોગને અનુલક્ષીને છે એવો રા રા કેશવલાલ ભાઈએ અભિપ્રાય દર્શાવ્યો છે અને તે ઉપરથી તેઓ જણાવે છે કે "ભગવાન્ ભાષ્યકાર આ રાજ કવિના સહયાયી છે પુષ્યમિત્રના દત્યયજ્ઞના આચાર્ય પતજલી અને ચાક્ષુષ યજ્ઞના ભાસ મુનિ"

જેમ આ નાટકો મહાકવિ ભાસના છે, એમ કેટલાક સાહિત્યના પડિતો માને છે અને તેના નાટકોમા રહેલા પ્રસાદાદિ ગુણોથી મુગ્ધ થાય છે, તેમ કેટલાકો, આ નાટકો ભાસ કવિના હોઈ શકે તે માટે શકાશીલ છે અને તેમા કાવ્યપ્રસાદાદિ ગુણો છે, એવુ માન્ય રાખતા નથી એ વાદ વિવાદ હજી માસિક પત્રોમા ચાલુ છે અને તેના સબધમા છેવટનો કોઈ અભિપ્રાય વ્યક્ત થયો નથી ત્યા સુધી તો કવિવર બાણ અને રાજશેખરના મતના આધારે આ નાટકો ભાસના જ ગણાશે

આટલુ ભાસ કવિ અને એના નાટકની રચના અને સમય સબધમા ઘટતુ વિવેચન કરી, પ્રસ્તુત અનુવાદો બે વિષે બે બોલ કહીશુ પ્રથમ અનુવાદ "સ્વપ્ન વાસવદત્ત" અને બીજો "પ્રતિમા" એ બે ભિન્નભિન્ન દૃષ્ટિબિન્દુઓથી રચાયા છે અને તે પ્રત્યેક અનુવાદના વ્યક્તિ-

રતિસુન્દરી રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ત્તનો યોગ્ય પરિચય વાચકને કરાવે છે જ એ બન્નેને એક જ કસોટીથી કસવાનો સાહસ કરવો, એ એ બન્ને સાહિત્યજ્ઞોને અઘટિત અન્યાય કરવા જેવુ છે, તેમ બન્નેનુ અવલોકન સાથે સાથે કરવાથી એક એકને પાછે રાખી, તુલનામા તેની સરખામણી કરવાનો આશય રાખેલો નથી જ, એ પણ અહીં સ્પષ્ટ કહેવુ અમને જરૂરી જણાય છે, જેથી કોઈ ગેરસમજ અને અઘટિત સરખામણીને અવકાશ રહે નહીં

ગ રા કેશવલાલભાઇએ ગુજરાતી પ્રજાને ઉત્તમોત્તમ સસ્કૃત કાવ્યો અને નાટકોનો રસાસ્વાદ, છાયા મદ, રસભર અનુવાદોથી કુશલતાપૂર્વક ચખાડ્યો છે, તેમા 'સ્વપ્ન વાસવદત્ત'ના અનુવાદ 'સાચૂ સ્વપ્ન'થી એક સુયોગ્ય ઉમેરો થયો છે "મ્હોટે મ્હાત," "પરાક્રમની પ્રસાદિ" અને "પ્રિયદર્શના" એ તેમના સસ્કૃત નાટકોના અનુવાદો જેમ તેમની સૂક્ષ્મ શોધક શક્તિ અને રસિક બુદ્ધિનો પરિચય વાચકોને કરાવે છે તેમ તે નાટકોના કર્તાનો વૃત્તાત તારવવાની તેમની વિશાળ જ્ઞાનશક્તિનો પરિચય પણ અવશ્ય કરાવે છે જ રા રા કેશવલાલભાઈ સસ્કૃત સાહિત્યના ઉચ્ચ કોટિના ભાષાન્તરકાર છે, એમ કાઈ હવે અમારે જણાવવુ પડે તેમ નથી કારણ તેમની કૃતિઓએ જ તેમને એ પદ ક્યારનુંયે અપાવેલુ છે તેઓના અનુવાદોમા સાહિત્યના અભ્યાસીઓને કઈ ને કઈ નવીન જાણવાનુ અને વિચારવાનુ મળે છે તેઓ પ્રસ્તુત "સાચૂ સ્વપ્ન"ના નિવેદનના બે બોલમા જણાવે છે કે-"કવિની અતર્વૃત્તિ એની કૃતિની સકલનામા અનુભવવી હોય તો, એનો સમાગમ ઇષ્ટ છે તે ન બને તો એનુ ચરિત્ર જાણવાથી પણ કાવ્યના ભાન ઉપર કઈક આનન્દદાયક પ્રકાશ પડે છે છેવટ કઈ નહિ તો કવિ ક્યારે થયો એટલુયે જાણવુ જરૂરનુ છે, એટના માટે કે ન્યાય આપવો તો કોરે રહ્યો પણ કવિના દેશકાલના અજ્ઞાને એને અન્યાય તો ન અપાય નાટકની પૂર્વ પૂર્વરંગનુ તારણ કર્યુ છે તે આ સમજથી " તેઓશ્રીનુ આ કથન કેટલુ સત્ય છે તે પ્રસ્તુત ગ્રથના અભ્યાસીને સહજ જણાયા વિના નહિ રહે તેઓની પ્રાચીન સસ્કૃત સાહિત્યના તત્ત્વોની શોધક શક્તિ અને યથાસ્થિત, પ્રમાણસર પોતાનો મત દર્શાવવાની અભિમત વૃત્તિ તો આપણને ખરેખર અજાયબ પમાડે છે તેઓએ મહારાજા પુષ્યમિત્રનો વૃત્તાત મહાન પરિશ્રમે આધારપૂર્વક તારવીને જેવો સુસબદ્ધ ગોઠવી રસભર આલેખ્યો છે તેવો અદ્યાપિ પર્યન્ત પ્રકટ થયેલા કોઈ પણ ઇતિહાસના ગ્રન્થમા ભાગ્યે જ મળી આવશે આ પુષ્યમિત્ર રાજાના રાજ્યકાલમા કવિ ભાસ થઈ ગયલો એ તેઓએ ઘણા સારા અને સાધાર પ્રમાણોથી બતાવ્યુ છે આ પ્રકારનો તેમનો કવિવૃત્તાત અને ગ્રથપરિચય ગુજરાતી સાહિત્યમા એક ઉત્તમ અગની પુરણી કરનારો છે, એમ કહેવુ જોઈશે આ ધારીએ સસ્કૃત કવિઓનો પરિચય ગુજરાતી વાચકોને કરાવવો એ સુયોગ્ય છે, એમ અમારૂ દૃઢ માનવુ છે એક બીજી નોંધવાજોગ બાબત એ છે કે રા કેશવલાલભાઈ શ્રીયુત ત ગણપતિ શાસ્ત્રીના મતને અનુસરીને દરિદ્ર ચારુદત્ત નાટકને ખડિત માને છે પરતુ તે ખડિત નથી પણ પૂર્ણ છે, માત્ર મૃચ્છકટિક નાટકની અપેક્ષાએ તે ખડિત લાગે છે,' એવો ઘણાનો મત છે આ સબધી સાક્ષરોના બે તડ બધાયા છે, અને

ટુકી વહાણીઓ, ભાગ ૧-૨ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

આપણને, તેનો નિર્ણય થાય ત્યા સુધી અભિપ્રાય આપવાનુ કાર્ય મુલતવી રાખવુ, એ જ શ્રેયસ્કર જણાય છે અમે આશા રાખીએ છીએ કે રા કેશવલાલ ભાઈ દક્ષિણ ચારૂ દત્તનુ ભાષાન્તર પ્રકટ કરીને પોતાનો અમૂલ્ય અભિપ્રાય આ બાબતમા પ્રકટ કરશે, તો સાહિત્યસેવકો ઉપર ઉપકાર થશે, અને કવિ ભાસને આધુનિક માનવો કે પ્રાચીન, તેનો પણ વણે અંશે નિર્ણય આવી જશે

મહાકવિભાસના જે નાટકો પ્રાપ્ત થયલા છે તેમા પ્રતિજ્ઞા અને સ્વપ્ન વાસવદત્ત એ બે નાટકો ઐતિહાસિક છે વત્સદેશના ઉદયનની તેમા કથા છે પ્રતિજ્ઞામા અવંતિની વાસવદત્તા ઉદયનને કેમ પ્રાપ્ત થાય છે, તે દર્શાવવામા આવ્યુ છે અને 'સ્વપ્નસ્વપ્ન'મા મગધરાજકુમારી પદ્માવતીની પ્રાપ્તિની કથા સાથે મૃત મનાયલી વાસવદત્તાની પ્રાપ્તિની કથા છે ભાસ કવિએ આ સર્વ ખુબીથી દર્શાવ્યુ છે અને ઐતિહાસિક વૃત્તાંતમા ગાયનો જે ઉમેરો તેણે કર્યો છે, તેથી તેમા જે થોડી અપૂર્ણતા આવી ગઈ છે તે સરની નોંધ રા રા કેશવલાલભાઈએ સૂક્ષ્મ બુદ્ધિથી લીધી છે આ નાટકોના વાચનારને સહજ જણાય છે કે-કવિ ભાસની ભાષા કવિકુલગુરુ કાલિદાસ વગેરે કવિઓના કરતા જૂની છે અને લોકવ્યવહારમા એના સમયમા બોલાતી હોય તેવી છે, માટે તે પ્રાય સાદી સુગમ આડંબર વિનાની છે અને લોકભાષા હોવાથી પાણિનીના વ્યાકરણશાસ્ત્રને અનુસરતી નથી લોકરૂઢિથી ચાલતા આવેલા પ્રયોગો એની ભાષામા એમના એમ રહ્યા છે

રા રા કેશવલાલભાઈએ પ્રસ્તાવનામા જણાવ્યા પ્રમાણે કવિનો સંપૂર્ણ સમાગમ કરીને સ્વપ્નવાસવદત્તનુ ' સાચુ સ્વપ્ન "મા ભાષાન્તર કર્યું છે અને દરેક સારુ ગુજરાતી ભાષામા આણવાનો સ્તુત્ય અને અનુકરણીય પ્રયાસ કર્યો છે મૂળ નાટકમા જેમ પાત્રભેદે ભાષાભેદ છે તેમ અનુવાદમા પણ એના બેઉને રા રા કેશવલાલભાઈએ ઝીણવટથી ઉતાર્યો છે તેમણે "પ્રિયદર્શના"ની પેઠે મૂળના અશુદ્ધ પાઠો સુધારી લઈને નાટ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રસ્તુત નાટકનુ ત્રુટિત અંગ યથાયોગ્ય ગોઠવ્યુ છે આ સર્વ કારણે સંસ્કૃત ભાષામાંથી ગુજરાતીમા ભવ્ય તેમ જ નાટકના સફળ અનુવાદ કરનાર તરીકે રા રા કેશવલાલભાઈની ખ્યાતિ સાહિત્યના ઇતિહાસના પૃષ્ઠોમા નોંધાઈ રહેશે એમ અમારે કહેવુ જ જોઇશે

મહા કવિ ભાસનુ સપ્રમાણ શોધખોળવાળુ ઐતિહાસિક વૃત્તાંત ગુજરાતી પ્રજાને જણાવવાનુ માન સ્વ રા રા ચીનાભાઈને અને રા રા કેશવલાલભાઈને પ્રાપ્ત થાય છે, એ ખરૂ પરંતુ ભાસની રસભરિત વાણિનો પ્રસાદ ગુજરાતી પ્રજાને પ્રથમ ચખાડવાનુ માન તો રા રા મણિલાલ છગનલાલ ભટ્ટને જ આપણે આપવુ જોઇશે તેઓએ જ પ્રથમ ભાસના નાટકોથી યોગ્ય રીતે મુગ્ધ થઇને પ્રતિમા નાટકનુ રસમય, અને સુશ્લિષ્ટ પ્રામાણિક ભાષાન્તર પ્રજા સમક્ષ રજુ કર્યું છે તેઓ નાટકકાર ભાસના વૃત્તાન્તનુ અને તેના આશ્રયદાતા રાજાના સમય આદિની વિવેચનાની ખટપટમા પડ્યા નથી તેમણે તેના નાટકોની નીતિભાવનાને મહત્ત્વની ગણી છે, અને તે તેમના દૃષ્ટિબિન્દુથી યોગ્ય જ થયુ છે મહાકવિ ભાસના નાટકોમાથી રામાયણની વસ્તુવાળુ આ પ્રતિમા નાટક પસંદ કરવાનુ કારણ તેઓશ્રી જણાવે

શ્રીઓને સદેશ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

છે કે—એમા મહાકવિએ ઉત્તમોત્તમ ભાવ, કૌટુમ્બિક આમન્યા, ને જનનત ચરિતની સાથે નીતિનો ઠેકઠેકાણે બોધ કરેલો છે તેમની આ નીતિભાવના નિ શક પ્રશસ્ત છે, અને તેમાટે તેમજ જે ઉત્સાહથી તેઓએ આ નાટકનુ નવિન ભાષાન્તર કર્યું છે તે ઉત્સાહ માટે તેઓ બેશક ધન્યવાદને પાત્ર છે ગ મણિનાનની વાર્તાઓ તથા કવિતાઓ આ નીતિભાવનાના જનનત દૃષ્ટાન્ત રૂપ છે તેમની કવિતાની ભીપશ પ્રસાદ અને પ્રવાહને ગુર્જર વાચકો મુકતકંઠે વખાણે છે તેઓની કા યકીનીનો દલપતરીતીમા સમાવેશ થાય છે તેઓએ પ્રસ્તુત અનુવાદની પ્રસ્તાવનામા આમન્યાભરી નીતિ વિષે જે ઉલ્લેખ કરેલો છે, તે વિષે પૂર્ણ સમાનપૂર્વક છતા સત્યતા ખાતર અમારે એટલું તો કહેવુ જોઇએ જ કે તેમનો નીતિભાવનાનો આ સિદ્ધાત અમુક પ્રમાણમા જ ગ્રાહ્ય લેખાશે તેઓના આ સિદ્ધાંતના સ્થાપક કવિ દલપતરામ છે, એમ તેઓ કહે છે દલપતરામ કવિ પોતાના પિંગળમા એક ઠેકાણે લખે છે કે—

> પિતા પાસ પણ વાચતા, કન્યા લાજે કાય
> જરૂર સતકવિતા નહિ, અસભ્ય એ તો હોય
> રામ સિતાના સ્નેહને, સમજો રસ શૃંગાર
> રાગ પટાણા રસ નહિ, (વળી) રસ નહિ વ્યભિચાર

રા રા મણિનાને નીતિ અને શૃંગારના વર્ણનો વચ્ચેની ભેદરેખા દોરવાને અને આ નાટક ભાષાન્તર માટે પસદ કરવાને માટે કવિ દલપતરામની ઉપર જણાવેલી ઉક્તિઓ ધ્યાનમા રાખેલી હોવી જોઇએ અને તેમા રામસીતાની કથાને મહત્વ આપેલુ હોવાથી, પ્રતિમા નાટકને, તેમા પણ પોતાની નીતિભાવનાને પોષનારી રામકથા વર્ણવાયાથી, રા મણિનાથે પસદ કર્યું છે તેઓએ નીતિભાવનાના સબંધમા જે મત દર્શાવ્યો છે તેની વિરુદ્ધ સામાન્ય રીતે કોઈ સુજ્ઞને કશુ બોલવાનુ હોય એમ લાગતું નથી, પરતુ એ મત અથવા સિદ્ધાન્ત તાણી તૂશીને સમગ્ર સસ્કૃત સાહિત્યના અન્ય ગ્રન્થોને અને તેમાયે કવિવર કાલિદાસના ગ્રન્થોને જે રીતિએ લાગુ કીધો છે, તેમ જ આ સિદ્ધાતની કસોટીએ ચગાવીને તેની નીતિભાવનાનો જે કસ કાઢ્યો છે, તે માન્ય રાખતા સાહિત્યરસિક વાચકોને અચકવુ પડશે, એમ અમને લાગે છે રા મણિનાનની આ કસોટીએ સસ્કૃત સાહિત્યના મુખ્ય ગ્રન્થોનો કસ કાઢતા તો મહર્ષિ વાલ્મિકીના ખુદ્ રામાયણના પણ કેટલાક ભાગો કોઈ પુત્રી પિતા આગળ વિના સકોચે વાચી શકશે નહિ, કારણ કે તેમા શૃંગારના ઘણા વર્ણનો એવા આવે છે કે જે તેમના દલપતસિદ્ધાતને અનુસરતારો વાચી શકાય તેના કહેશે નહિ કવિ દલપતરામનો નીતિનો આ કડક સિદ્ધાત સર્વત્ર લાગુ પાડવો ઇષ્ટ હોય, એમ અમે માનતા નથી એ મત, અમર્યાદિત શૃંગારના કેટલાક વર્ણનો—જેમા રસરાજ શૃંગારની દીપ્તિ નહિ પણ શૃંગારાભાસનુ વર્ણન હોય છે, કે અતિ બિભત્સ અને રસક્ષતિ કરનારા હોય છે તેને લાગુ પાડવા માટે કવિ દલપતરામે જણાવ્યો છે, એમ અમને લાગે છે અસ્તુ સુભાગ્યે ભાસના કોઈ પણ નાટકમા એવો અધમ શૃંગારાભાસ મુદ્દલ નથી તેમ જે નાટકો લોકો આગળ

રગભૂમિ ઉપર ભજવવાના અને ભજવવાના હોય છે, તેમા ઉચ્છૃખલ શૃગારનુ દૃશ્ય પણ સામાન્ય રીતે આવી શકે નહિ ભાસના નાટકામા શૃગાર મર્યાદિત છે, અને નમ્રતાથી પૂર્ણ છે એમા કૌટુમ્બિક શુદ્ધ દાપત્ય સ્નેહનુ જ વર્ણન મોટે ભાગે છે એક રીતે સ્નેહના શૃગાર એ ભાસનો વિષય જણાતો નથી પણ વીરરસ એનો મુખ્ય વિષય હોય એમ લાગે છે અને એમા તે સારી રીતે ઝળકે છે "સ્વપ્ન સ્વપ્ન" અને "પ્રતિમા" એ બને નાટકો સાદ્યત અવલોકતા તેમાં મર્યાદિત શૃગાર જણાય છે અને તેથી છોકરા તથા છોકરીઓની નિશાળોમા વિના સકોચે દાખલ કરવા જેવા છે આશા છે કે કેળવણીખાતાના અગ્રણીઓ આ બે કૃતિઓને શાળાઓના અભ્યાસક્રમમા દાખલ કરશે અને તેના રસજ્ઞ અનુવાદકોને ઘણુ ઉત્તેજન આપવા ચૂકશે નહિ

રા રા મણિલાલની અભિજ્ઞાન, મૃગાવતી, આદિ સસ્કૃત સાહિત્યાનુસારી સુન્દર કૃતિઓ જાણીતી છે તેમ જ તેઓ એક ગુર્જર સાહિત્યપોષક લેખક તરીકે વિખ્યાત છે, અને તેમની સ્વાભાવિક, સરલ છતા ઘણુ પણ મીઠી, રસભર શૈલી અને ગુજરાતનુ હૃદય આલેખનારી વાણી સર્વને પરિચિત છે, એટલે એવા ગુણવાળા તેમના પ્રસ્તુત નાટક વિષે બહુ કહેવાનુ રહેતુ નથી ટુકમા તેઓનો આ ઉત્સાહી પ્રયાસ આદર અને આવકારને પાત્ર છે, એમ અમે કહીશુ

અતે કહેવાનુ કે ગુજરાતી ભાષા જાણનાર આપણને એક જ સમર્થ કવિના નાટકોના જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી કરાયલા જે બે અનુવાદો અર્પણ થયેલા છે, તે ખરેખર લોકોને પાત્ર છે ગ રા કેશવલાલભાઈએ કલ્પિત પાઠપદ્ધતિએ મૂળને સસ્કારીને કવિના હૃદયનો મર્મ આલેખનારો અનુવાદ કર્યો છે, ત્યારે રા ગ મણિલાલે એક વાર મૂળના ભાવને યથાર્થ રીતે આલેખનાર ભાષાન્તર કરી ગયા પછી મૂળને નહીં જોતા એટલુ ગુજરાતી વાચી વાચીને તે જેમ ગુજરાતીમાં બોલે તેમ તેને મઠારીમઠારીને અનુવાદ કર્યો છે છતા બને પ્રયત્નોને તે તે દૃષ્ટિબિન્દુથી સફળ થયલા છે, એમ અમે માનીએ છીએ

---

# ગ્રન્થાવલોકન.

૧ સ્ત્રીઓને સન્દેશ—સપાદક, સૌ દેવકીબાઈ મહેતા વેદ, મુબાઈ, પૃ, ૧૫૫, મૂલ્ય, રૂ ૧–૮–૦

ગુજરાતની વનિતાઓને—બ્હેનો સન્નારીઓ આદિ ઉપચાર વચનો કરતા આમ સબોધવામા અમને વિશેષ ભાવ જણાય છે તેથી અમે આ શબ્દો જ સ્વીકારીશુ—વીશ વર્ષ ગુજરાતી હિંદુ સ્ત્રીમડળ જે 'બે બોલ' મોકલે છે તે સર્વ એકત્રિત થઈ પ્રસિદ્ધ થાય એમ અમે ઘણા સમયથી ઇચ્છતા હતા એ ઇચ્છાને સાકાર થતી જોઈ અમને આનદ થાય છે આ લેખમાળા પ્રસિદ્ધ કરી સૌ દેવકીબાઈએ ગુજરાતના નુ રીસઘની સેવા કરી છે એટલુ જ નહિ પરતુ ગુજરાતના સ્ત્રીસાહિત્યમા યે વાસ્તવિક વધારો કર્યો છે આ મડળના આત્મારૂપ સ્વ જમનાબ્હેને ગુજરાતની સુપ્ત અને અવિકસિત શક્તિઓની જાગૃતિ અને પ્રગતિ માટે જે અનેક કાર્યદિશાઓ દીર્ઘદૃષ્ટિથી યોજી છે તેમાની એક આ માળા છે ઉપકારવશ ગુજરાત એમનુ એ કાર્ય સ્વીકારશે, સ્વીકારશે અને સતત રાખશે તો એ જ એમનુ ઉચિત સ્મારક બનશે

સ્ત્રીજીવનના સકુલ પ્રશ્નની વિચારણા ગુજરાતમા હજી સુધી છૂટક છૂટક ઘણી થઈ છે, અને થાય છે ગુજરાતે હજી પોતાની એકતા સાધી નથી, ગુજરાતમા ભાવના વિતાન હજી પ્રસર્યું નથી, એ સ્થિતિમા બીજી શી આશા રાખી શકાય? હજી આપણે સક્રાન્તિકાળની પ્રયોગશાળામા જ છીએ—હિંદુ સ્ત્રીમડળ, વનિતાવિશ્રામ, સેવાસદન, મહિલાશ્રમો આદિ એ જ કથા કહે—તે સમયે સાવધતા અને દીર્ઘદૃષ્ટિથી જે અનિષ્ટો નિવારી શકાય એવા હોય તેમનો વિચાર થવો જોઈએ વળી અશે અનિષ્ટ સ્વીકારાતુ જાય છે અને એના ઉપાયો વિચારાય છે પરતુ સમાજમા સ્ત્રીની ભાવના શી છે, નવી ઘડાતી સમાજવ્યવસ્થામા તેને કયુ સ્થાન અપાશે, એ ધડાતી જતી ભાવનાઓના ભયસ્થાનો શા છે, આર્થિક ભાર એ નિર્ણયમા કેટલો અશ લેશે, પાસ્સી અને દક્ષણી સ્ત્રીઓને વિદ્યાપ્રાપ્તિ સાથે ધનપ્રાપ્તિ તરફ પણ ઇચ્છાએ કે અનિચ્છાએ દૃષ્ટિ રાખવી પડે છે એવી પરિસ્થિતિ ઉપસ્થિત થતી જાય છે તેમ ગુજરાતમા થશે કે નહિ, નવો યુવાન કેવી સહચરી માગે છે, તેની પોતાની ભાવના શી છે, નવા દેશકાળમા કઈ સ્ત્રી જીવન જીતશે, ઇત્યાદિ અનેક સકલિત દૃષ્ટિઓથી આ ગભીર પ્રશ્નની મીમાસા જેટલી થશે તેટલી થોડી છે

ગુજરાતના કેટલાક સારામા સારા લેખકોથી લખાયલી પ્રસ્તુત લેખમાળામા ભાવનાપ્રસાર તરફ જેટલી દૃષ્ટિ રખાઈ છે તેટલી પ્રમાણમા સ્ત્રીપ્રશ્નની શાસ્ત્રીય મીમાસા તરફ નથી રખાઈ, તે અનેક રીતે ઉચિત જ થયુ છે નૂતન વર્ષ નિમિત્ત મોકલાતા આ સદેશમા તો આશા, શ્રદ્ધા અને પ્રેરણાના જ બે બોલો પ્રસગોચિત ગણાય પરતુ આ 'બે બોલો'એ તેથી પણ વિશેષ કાર્ય કર્યું છે

---

કોરોનેશન મ્યુઝિક ગાઇડ રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

આ માલાને ગનિમા મૃ ના સ્વદેશભક્ત અમાનાન સાકરનાને આચા ગુજરાતીને ગોમે એવા વ્યાવહારિક ડહાપણુ અને ' સાત્વિક આવેશ'થી ગુજરાતી ભગિનીઓ ઉપર કર્તવ્યપરા યણ ગૃહિણી અને દેશભક્ત માતા થવાના આવેશ સાથે એમના વતન ભવ્યની આશિષ Cનારી છે ગ હરગોવિંદ દાસ કાંટાવાળા અને ગ અંજારીઆના લેખોમા પણ વ્યાવહારિક અને ઉપયોગી સૂચનો છે ગ અંજારીઆ ધર્મને સમાજવ્યવસ્થામા ઉચ્ચ સ્થાન આપવા ઉચિત આગ્રહ કરે છે શતકોના તોફાન પછી પણ જે હિંદુ સમાજવ્યવસ્થા જર્જરિત દશામા પણ આજે જીવે છે તે જ્ઞાન અને ધર્મના વિસવાદને લીધે નહિ, પરંતુ તેમના સમન્વયને પરિણામે

પત્નીધર્મ અને માતૃધર્મના પાલનમા જ કૃતકૃત્યતા ન માનતા સસારિ ધર્મનુ યે પાલન કરવા-મૈત્રિવ્રત લેવા-ગ કવિ ન્હાનાલાલ ગુજરાતની પુત્રીઓને વિનતિ કરે છે ગુજ રાતનુ પરાક્રમ અને ગૌરવ ગાતા તેમની 'વિરાટ દૃષ્ટિ' મહત્ ગુજરાત(*Greater Gujarat*)ને પણ ભુલતી નથી જૂના ગુજરાતે સચિત કરેલી સપત્તિ અને જયકીર્તિને જ્ઞાનથી અને વિવેકથી સાચવી રાખવા, તેને વધારવા, ' દેવો પણ ત્હમારે પેટ અવતરવા ઇચ્છે એવા ઉજળા અને પવિત્ર બની' નવા ગુજરાતને પણ ઉજ્જ્વલ બનાવવા ગુર્જર જનનીઓને પ્રોત્સાહક આગ્રહ કરે છે ગ મુનશી વે જગતની પરમશક્તિને જીવનની અવિનાશી દેવીને વંદન કરતા ઇતિ હાસના પાના ફેરવી, તેમાથી કેટલીક સિદ્ધ શક્તિઓનુ ગુણકીર્તન કરે છે અને

આશાના નૂર ને શ્રદ્ધાના પૂરની
ઉષા જાગી, ઉષા જાગી

તેને સત્કારવા ગુજરાતી બ્હેનોને નિમત્રે છે ગુજરાતના સ્ત્રીસાહિત્ય અને સ્ત્રીસસ્થાઓની સમગ્ર સમાલોચના કરતા ડૉ કાન્તિલાલ પડ્યા આ મહત્ત્વના પ્રશ્નમા રસ લેનારને ઘણી વિચારપોષક સામગ્રી સૂચવે છે રા ગોવર્ધનરામ સાથે તેઓ પણ ગુજરાતની પાચાલીઓને ઉદ્બોધન કરે છે

' પાચાલી! સુખ, દુ ખ અને ભયની ત્રિપુટી પાસે ત્હો મ સિદ્ધ કરાવે એવા ચમત્કાર કરનારી વિજળી ત્હારા સયોગમા ગૂઢ છે આવા ઘર આશાના ઉદયને પ્રત્યક્ષ કર એ જ્ઞાનપરિ પાકનુ મગળ મુહૂર્ત સમીપ છે તે તુ જો ને ઉત્સાહિની થા ! પાચાલી ! જાગ્રત થા ! પ્રવૃત્ત થા !'

ગ ઉત્તમલાલનો વિદ્વત્તાભર્યો લેખ જેટલો શાસ્ત્રીય છે તેટલો જ ભાવભર્યો છે સ્ત્રીજાતની વન્દનીયતા પૂજનીયતા સિદ્ધ કરી તેઓ સમાજ હન્ના ભ્રમજનક વિરોધને શમાવે છે એટલુ જ નહિ પરંતુ એક જ અખડ જીવનના અનિવાર્ય અને સગત અગો તરીકે પ્રાપ્ત થવા ભિન્નભિન્ન ધર્મોના પાલનમા જ સહકારી બની માનવકુલના ઉદ્ધારનો આ શ સમીપ લાવવા યાચના કરે છે સ્ત્રીજાતિ તરફના પુરુષોના અનેક અપરાધોનુ ફળ સમાજને ભોગવવુ છે એ તેમનુ કથન જેટલુ સત્ય તેટલુ જ મર્મભેદક છે તેઓ-અને તેમની સાથે સૌ સહૃદયી જનો-તેનુ પ્રાયશ્ચિત્ત ઇચ્છે છે-કરે છે ગુજરાત અને ગુજરાતીઓની સેવા પડદા

પાછળ રહીને જ કરવામાં આનંદ માનતી ગ રણજીતગમ ગુજરાતની નારીઓને કચ્છી, કાઠી આવાડી, હાલારી, અમદાવાદી, સુરતી અથવા મુંબાઈની મટી સવને ગુજરાતી થવા, અને ઈશ્વિર દત્ત શક્તિઓનો વિકાસ કરી, સાચી સંસ્કારિતા પ્રાપ્ત કરી તેનો પ્રયોગ કુટુંબજીવનમાં અને દેશજીવનમાં કરવા પ્રેરે છે ગુજરાતના એક ઉત્સાહિ સેવિકા સૌ શારદા બ્હેન સ્ત્રીઓને પુરૂષના જ બનાવેલા જગતમાં રહેવું પડે છે તે શોચનીય સ્થિતિ પ્રતિ લક્ષ ખેંચે છે એ સ્થિતિ ઉભય ને જેટલી હાનિકર છે તેટલી પુરૂષોને માટે લજ્જાસ્પદ તો છે જ, તેથી તેઓ સ્ત્રી અને પુરૂષ ઉભયનું જગત્ રચના આગ્રહ કરે છે અને રાષ્ટ્રીય સ્વમાન સાચવી પૂર્વ અને પશ્ચિમના અનુભવનો વિવેકથી સમન્વય કરવા સૂચવે છે

રા કેશવરામ વિ મ્હેતા પાસે આ લેખમાળાની પ્રસ્તાવના લખાવી પ્રકાશકોએ તેની ઉપયોગિતામાં વધારો કર્યો છે અમે પણ તેમની સાથે માનીએ છીએ કે આદિથી તે અંત સુધી કોઈ પણ સ્થાને અતિવાદ જણાતો નથી

પુસ્તકનું મુદ્રણ આદિ સંતોષકારક છે—પરતુ તેમાં રહી ગયેલી થોડી ભુલો બીજી આવૃત્તિ વખતે સુધારવા અમે પ્રકાશકોને વિનતિ કરીએ છીએ તેની ઉપયોગિતા જોતા તેનું મૂલ્ય અમને વધારે પડતુ લાગે છે ગુજરાતના દરેક અભ્યાસખંડમાં આ પુસ્તકને સ્થાન મળે અને પ્રસંગે પ્રસંગે સંસ્કારી અને સજ્જન જનો આવા પુસ્તકોના લ્હાણા કરે એ ઇષ્ટ છે

અંતમાં અમે ઇચ્છીએ છીએ કે ગુ હિ સ્ત્રીમંડળ આવી અનેક લેખમાળા પ્રસિદ્ધ કરવા શક્તિમાન બને એટલુ જ નહિ પરતુ ગુજરાતમાં સ્ત્રી—ઉદ્ધારના પ્રશ્નમાં લીધેલા અગ્રસ્થાનને સાચવી રાખે શ્રદ્ધા અને કર્તવ્યપરાયણતા, બુદ્ધિમત્તા અને હૃદયની વિશાળતા, જ્ઞાન અને વિવેકની અપેક્ષા રાખતા આ કાર્ય માટે અનેક ઉત્સાહિ ગુજરાતી બ્હેનો જ્યાં સુધી સેવિકાવ્રત નહિ સ્વીકારે ત્યાં સુધી વાસ્તવિક પ્રગતિની આશા રાખવી વ્યર્થ છે આ કાર્યમાં સ્વાર્થત્યાગ કરવાનો છે જ નહિ કારણ કે એની સફળતામાં જ એમની સ્વાર્થસિદ્ધિ છે હિંદુ સ્ત્રીમંડળને જીવંત સંસ્થા બનાવવી, કાર્યનિપુણ બની તેનું તંત્ર સ્ત્રીઓએ પોતે જ ચલાવવું, એને ગુજરાતના સ્ત્રીજીવનનું કેન્દ્રસ્થાન બનાવી તેની ઉષ્મા ગૃહે ગૃહે વિસ્તારવી એ સ્વ જમનાબ્હેનના જીવનસન્દેશને વ્યવહારમાં ઉતારવાનું ધર્મ્ય-ઋણ ગુજરાતની પ્રત્યેક પુત્રીને શિરે છે

જે દેશ સ્વ જમનાબ્હેન જેવી દેશભક્ત સાધ્વી અને ગાંધીપત્ની જેવી વીરાંગનાની પુનિત વિભૂતિથી ઉજ્જ્વલ છે, જે ગુજરાતમાં ગ ગાની બ્હેન અને સૌ શારદાબ્હેન જેવા ઉત્સાહ અને આત્મભોગથી કાર્ય કરનારા છે તે પુણ્યભૂમિનું ભાવિ ગૌરવાન્વિત જ હોવું જોઇએ એ જ સ્ત્રીત્વ, એ જ શક્તિ, એ જ પુણ્યવિભૂતિ ગુજરાતની પ્રત્યેક ગૃહકુંજમાં છે ક્યારે વિકસાવીશું અને કેમ વિકસાવીશું એ પ્રશ્નોના ઉત્તર ગુજરાતનું જ નહિ પરંતુ હિન્દનું ભાવિ રચવામાં અગભૂત થશે

કાવ્યમાધુર્ય રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

૨. ચોખેરબાલી—આંખની કણી (દ્વિતીય ખંડ) મૂળ લેખક, ડૉ રવીન્દ્રનાથ ટાગોર, અનુવાદક, રા ધનશંકર હીરાશંકર ત્રિપાઠી પ્રકાશક, જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના વ્યવસ્થાપક રા જીવનલાલ અમરશી મ્હેતા અમદાવાદ, પૃ૦ ૧૭૨, મૂલ્ય ૦-૧૨-૦

બાબુ રવીન્દ્રનાથ ટાગોરના કાવ્યો અને કથાના પ્રધાન લક્ષણો બે છે—એક તો કલા અને સંસ્કારિતા, *Artistic and cultural refinement* અને બીજું *Romance* એમની સર્વે કૃતિયો પ્હેલા લક્ષણથી તો વ્યાપ્ત છે આ નવલકથામા બીજું લક્ષણ પ્રધાન સ્થાને તો નથી જ તે એક ન્હાના હિંદુ કુટુંબની સરલ કથા હોવાથી તેમા આખ્યાયિકા—*Romance*—કે લાગણીપ્રધાન નવલકથાઓના આરોહઅવરોહ—*Rise and fall*—નથી, વાસ્તવિક *Realistic*—નવલકથાનુ સરલ આલેખન હોવાથી આ કથા તદ્દન નવી અને કાલ્પનિક સૃષ્ટિ રચી આ જીવનને નીરસ બનાવતી નથી પરતુ વ્યાવહારિક જીવનના ભિન્ન-ભિન્ન વિષવાદી દશાન્તરો—*Phases*—આલેખી, તે સર્વને અંતે સવાદમા લાવે છે તે સર્વ ઉદારતા, સેવા અને સ્નેહમા પરિણમે છે—તેથી પુસ્તક બધ કરતા વાચક અસતોષી અથવા અશાન્ત નથી બનતો માનવહૃદયના અગમ્ય પ્રદેશોમા ચાલતા વ્યાપારોની રેખાઓ આલેખી, આ સરલ કથામા પણ લેખક ઉંડા ભાવો જાગૃત કરે છે ત્હેમની કવિત્વ પ્રકૃતિના દર્શન પણ સ્થળે સ્થળે થાય છે 'અભિસારિકા' સંસ્કૃત કાવ્યોનુ સ્મરણ કરાવે છે

કથાનુ વસ્તુ માત્ર છજ પાત્રો રચે છે, બના ક્રિયા મદ નથી લાગતી વસ્તુવિકાસના પ્રસગો અને બિહારી વિના અન્ય સર્વ પાત્રો એટલા સામાન્ય છે કે સાધારણ લેખક તો એમને આકર્ષક ન બનાવી શકે આ અસાધારણ લેખક પોતાના કલાસ્વામિત્વથી અત સુધી જીજ્ઞાસા પોષે છે એક રીતે કથાનુ કેન્દ્રસ્થાન બાલવિધવા વિનોદીની—ચોખેરબાલી—જ ભોગવે છે તેને અવિભક્ત કુટુંબમા મૂકી લેખક તે સંસ્થાના ભયસ્થાનો સૂચવવા તો નહિ ઇચ્છત હોય? આશા અને વિનોદિની કરુણતા જ પોષે છે સમર્થ અને ભાવનામય ચારિત્ર્યવાળો બિહારી સર્વ તતુઓને સવાદમા લાવી—સેવાવ્રત સ્વીકારી—ગરીબ મધ્યમવર્ગના કલ્યાણનો એક નવો માર્ગ સૂચવે છે

પ્રથમખંડની સમાલોચના કરતા (પુ ૨૧ અંક ૮) અમે કહ્યુ હતુ તેમ આ અનુવાદની શૈલી સરલ અને સુગમ છે પુસ્તકના મુદ્રણ આદિ સતોષકારક છે પુસ્તકનુ મૂલ્ય અમને હજી પણ વધારે પડતુ જણાય છે આશા છે કે ગુજરાત આ પુસ્તકને સારો સત્કાર આપશે

સ૰ જ૰ પડ્યા૰

---

સ્ટેશન ઉપર ગાડી ન મળી એટલે મજુરને બોનાની ધૂળમા ઘસડાતા ઘેર ગયા અને જરા પણ કાયને ડાઘ પડે તો હમાલની ધૂળ કાઢનારા રેસીડેન્સીના વિદ્યાર્થીઓ નીચા છાપરા-બાઉઆ, અંદરના ભાગમા આમાચીડીયાવાળા વડામા છાણુ, મૂત્ર અને ગાયભેંસો, એક ખૂણામા અડાયા, છાણા, લાકડાની ભારીયો, બીજામા લાકડાનો કોઠો-બહાર ખૂણામા, ચાટમા દાળભાત અને એઠવાડ ઓગાળતા ઢોર અને કુતરા, ધૂળમા રમતા નાગા છોકરા, પાચ કે ૭ થીગડાવાળી અને કોઈવાર ચોળીયો વીના ફરતી હાથમા સુપડ કે ટોપલી લઈ મોટાને આવતા જોઈ વળી લાજ કાઢતી સ્ત્રીઓ વિગેરે જોઈ મુબાઈના વાતાવરણમા ઉછરેલા આ વિદ્યાર્થીઓ તો મુઝાઈ જ ગયા ત્રિભેટો આવ્યો ચોકઠુ આવ્યુ અને ગુડબાય, સાહેબજી, મળજો, બ્હાર નીકળીશકે ખરમા જ ભરાઈરહીશ વિગેરે કહી મિત્રો છૂટા પડ્યા

ધીરૂભાઈ ઘરમા દાખલ થયા અને પિતા અને માતાએ "આવ્યો બા! શરીરે બહુ લેવાઈ ગયો છે-મૂઈ પરીક્ષા. મુબાઈથી છૂટે એટલે ગગા નાહ્યા" કરી આવકાર આપ્યો ચતુર માતા પરદેશથી આવતા યુવાન પુત્રના હૃદયના ભાવો સમજતી હતી એટલે છોકરા પૂછે એ પહેલાં જ, 'શકુતલા! ઉપર જઈ રૂમાલ અને મ્હો ધોવાનુ પાણી મુકી આવો પછી ગરમ પાણી થયુ હોય તો નાહવા આપો ભૂખ્યો હશે એટલામા હુ જમવાનો સામાન કરૂ છુ ધીરૂ, જા, બા ઉપર જા લુગડા બદલ મ્હો ધો ધો અને જરા થાક ખા ગરમ પાણીએ નાહીશ, ખાઈશ અને સૂઈશ એટલે થાક ઉતરી જશે ચાલો હવે રજામા નિરાંતે આરામ લો"

ધીરૂને બીજુ શુ જોઈએ! આપણા કૉલેજજીવનમા એવા ભાગ્યશાળી ધીરૂ કેટલા નિકળે? યુવાનીયાને માબાપ અળખામણા નથી હોતા પણ બાલ્યાવસ્થામા માને ખોળે રમનાર બાળક યુવાવસ્થામા પણ પત્નીને ખોળે ન સુતા પોતાના જ ખોળામા સતત સુવે એ ઇચ્છા રાખનાર માતા દુ ખી ન થાય તો બીજુ કોણ્ થાય? ધીરૂભાઈ માતાની સાથે વાત કરતો હતો અને પિતાને કૉલેજની ખબરો આપતો હતો છતા 'મ્હેં પત્ર લખ્યો છે એટલે આવી તો હશે જ બા બોલાવ્યા વિના રહે એવી નથી એ કેટલી રાહ જોતી હશે! ઉપર હશે કે નીચે!' એ વિચારમાળામા પોતે શો ઉત્તર આપે છે તેનુ એને ભાન જ નહોતું

ધીરૂ ઉપર ગયો-મુબાઈની રેસીડેન્સીની રૂમ અને આ ગામડાના ઘરને સરખાવતા આમા નહોતો ફરનીચર, નહોતી કાચની પોલીશ કરેલી બારી છતા એમા બે વસ્તુ હતી એક વ્હાલુ વતન આ જ ઓરડામા નાનેથી મોટો થયો હતો, હોળી દિવાળી અને આડે દહાડે કોડીયાનાં દીવા, ટાટ એ જ જાજમ, વહાણુ પાડીનો ખાટલો એ જ છત્તર પલગ અને પડદાને બદલે લાલ જાડા, ચાટના અને ભરતવાળા ભરવાડીયા ચદરવા જોયા હતા, બીજુ પોતાની રમણીય સુન્દરી, જીવનનભનો તારા, સસારમાં રસ ઉત્પન્ન કરનાર અને વિઘ્નોને વિકાસનાર શકુતલા હતી ધીરૂ અદર ગયો ત્યા શકુન્તલા, હિન્દુ શરમાળ બાળા પત્રમા લાબા લાબા લખ્યો લખનાર એક અક્ષર બોલી શકી નહિ તેને નેત્ર મળ્યા અને મળતા જ વિદ્યુત-ઇલેક્ટ્રીસીટીની બેટરી જાગૃત થઈ-એની અસર હૃદયના ધબકારામા શરીરના ધ્રુજારામા જણાઈ-યત્નની માફક

શરીર ચાંપ્યા અને બન્ને હૃદયો-શરીરો ભેટયા, જાદુઈ સાકળ હોય-કેમીનમાથી તાર ખેંચાય ને સીમલ પડે તેમ શકુન્તલાનુ મ્હો ઉંચુ થયુ ધીરૂનુ નીચુ થયુ અને બે પ્રેમામાની ગીલ થઈ બે સ્નેહાળ આત્માનો શરીરથી સ્પર્શ થાય છે ત્યારે એમને વાચાની જરૂર જ રહેતી નથી. આત્મા આત્મા સાથે સયોજાય છે અને તે વખતે સ્વર્ગીય વાતાવરણ ફેલાય છે"

"પ્રિય શકુન્તલા! તુ કેમ લેવાઈ ગઈ છુ?"

"તમારા વિના! પણ તમારા દેદાર જુવોને લાવો કપડા કાઢુ આ ખુરશી ઉપર, આ ખાટલા ઉપર તમે બેસો! લ્યો મ્હો ધોઈ નાખો હાય! હાય! ભણવાનો તે આ હડકવા! અગરે આમા અમે અમારી ફરિયાદો નોંધાવીએ ત્યારે તમને ત્યા કેવુ થતુ હશે!"

"શકુન્તલા! એ ખાતે તો હુ ભાગ્યશાળી છુ પણ બીજા ઘણા છે જેમને માની અને પત્નીની રોજ ફરિયાદ અને ફરિયાદ ન કરે તો કરે પણ શુ? ને વિદ્યાર્થી પણ કરે શુ? તમે પરણાવો-વર્ષોના વર્ષો આશામા ને આશામા દુખી થતી જીવન ગાળે ત્યારે પણ બિચારી ન લખે? અરે શકુન્તલા! હિંદુ વિદ્યાર્થીની તો અજબ સ્થીતિ છે સ્થીતિ હોય નહી, ભાણુ ખરૂ, દક્ષણીઓ માફક સાદા રહેવાય નહી, પરણ્યા હોય, છોકરા હોય, રજામા એક ઘડી ઘેર જવાનુ મન થાય સયુક્ત કુટુબમા મોજ નહિ મણાય કરી પોતે મિત્રો અને દોસ્તદારોની સાથે મુસાફરીએ જાય કે મુબાઇમા પડ્યા રહે ત્યારે બીચારી બાયડીઓનો શો દોષ? પોતાથી સહન ન થાય અને બીજાને સહન કેટલુ કરાવવુ?"

"લ્યો આ રૂમાલ! હવે જરા થાક ખાઓ ચાહ લાવુ? ખાવાનુ ખાશો?"

"શકુન્તલા! તુ નીચે જા હુ નાહવા આવુ છુ પછી જમુ પછી બેઘડી નીચે બેસી આપણે ઉપર આવીયે"

"ભલે! પણ—"

"તુ નિશ્ચિત રહેજે ને હુ મુબાઈથી લાવ્યો છુ તેની આ કુચીયો લે હુ એમને એમ ઉંઘવાનો નથી પેલા ફૂલ અને હાર મારી નજર બહાર નથી"

શકુન્તલા નીચે ગઈ અને ધીરૂની માતા રસોઇમા હતી સુશીલ સાસુ 'વહુ કેમ રાધવા નીચે ન ઉતર્યાં, ઉપર ધણી નાશી નહી જાય!' એવા કટુપ વાક્યો બોલે એમ નહોતી ઉધમાથી ગરમ પાણી કુડીમા કાઢયુ, ધોતીયુ રૂમાલ, સાબુ મુકયા અને સાસુને મદદ કરતી, બેસવાના ઠામ માડતી,હરબ્હાને પતિની નજરે પડતી પ્રેમાળ પત્ની અને મા ન જાણે એમ ધીરૂ નાતા નાતા, ચોકમાથી ઉંચે જોતા માતી સાથે ગામની વાત કરતા પાણીના છાટા આવતી જતી પત્ની ઉપર નાખી જલક્રીડાની ઝાખી કરતો હતો પિતાજી મન્દિરે ગયા હતા, આવતા કેળા લેતા આવ્યા હતા અને કેળારોટલી, દાળભાત શાક, પાપડ, વડી અને અથાણાની લહેજતદાર, રસોઇ ચાખતા 'બા! પાપડ સારા થયા છે!' 'હા, ભાઈ, શકુન્તલાનો હાથ બેસી ગયો છે,' એમ સાભળતો ખુશ થતો શરમાતો જમી રહ્યો

"ભાઈ! બી એ થયા પછી એલ એલ બી થવું છે કે એમ એ?"

'પિતાજી! પહેલા એલ એલ બીની મરજી છે"

"ત્યારે તો વળી બે વર્ષ વધારે હેરાન થવાનું—"

"ના રે! આ ફેરી તો હું વહુને સાથે મોકલીશ કોઈ ઠેકાણે ગોઠવણ થશે—છોકરો ખાવાપીવામાં હેરાન ન થાય અને વહુને એકલી ઘર માંજતા આવડે" ધીરૂ અને શકુન્તલાના હૃદયના ધબકારાનો વેગ વધ્યો હતો મ્હો હસતા હતા પણ શકુન્તલા નહી જેવી લાજ કાઢતી પીરસતી હતી એટલે દેખાય એમ નહોતું સૌ જમી પરવાર્યા અને ઓશરીમાં ચારે જણા બેઠા ગામમાં થવાના લગ્ન, વરવહુ અને સાસુવહુની તકરારો, અને અમલદારોના મુકામની વાતો થઈ અને ધીરૂ 'બા હું જાઉં છું' કરી ઉપર ગયો. માસ્તર પિતા અને મહેતીજી માતાએ થોડી વાર પછી "વહુને જાઓ મોડી રાત જાય છે' કરી ઉપર મોકલી પોતે સૂવા ગયા

શકુન્તલા ઉપર આવી તે વખતે ધીરુભાઈ ટૂંક ઉઘાડી ચોળીનું કપડું, સાડી, એક સોનાની સાંકળી, હલવો, નાની ઘડીયાળ, સેન્ટ, હાથના રૂમાલ વિગેરે કાઢી બહાર મૂકતા હતા ત્યાં શકુન્તલા ધીરે પગલે છાનીમાની આવી સેન્ટની બાટલી ઉપાડી અને પતિ ઉપર પાછળથી જ રેડી 'હાં હાં'-કહેતા ધીરુ ઉઠ્યો—વસ્તુઓ વસ્તુઓને ઠેકાણે રહી અને નિરંકુશ પતિપત્ની એક બીજા ઉપર સેન્ટ નાખવા દોડાદોડ કરવા લાગ્યા

"શકુન્તલા ડાહી થા! જરા બેસ!'

"ચાલી શા માટે? હમે સારા લુગડા પહેરીયે—અમને સેન્ટ મળે અને તમે આવા જ રહ્યા તમને ટેવ છે કે જે આવે તે પહેરો, માટે જ આ મલમલનું નવું પહેરણ તમે નાહવા ગયા એ વખત મૂક્યું ને જૂનું ઉપાડી લીધું"

"લુચ્ચી! શકુન્તલા! તને તો આ જ બેવડો આનંદ હશે. સાસુજીએ મુંબાઈની રજા આપી પણ અભ્યાસમાં બૈરાનું કામ નહી—અભ્યાસ તો એકલાથી જ થાય માટે આપણે કંઈ તને લઈ જવાના નથી, હા!"

"એ જ કે બીજું કાંઈ! એવું કરજો તો ખરા! એ દહાડા તે વહી ગયા હવે તમારી કાયદાની ચોપડીઓમાં, તમારા ઓરડામાં અને તમારા નૉટનાસમાં પેન્ડોરાની પેટીઓ પેઠે નજરે ને કેમે આવતી તમે મારી મૂર્તિ જોશો પછી એની મેળે બોલાવશો નહિ બોલાવો તો જશો પણ ક્યાં? પાસ થવું હોય તો અમને લઈ જજો પછી મીસ દલાલ જેવી કોઈ હોય ને અમારી ગરજ ન હોય તો નહી"

"શકુન્તલા! મીસ દલાલને તું ક્યાંથી ઓળખે! એની વાત અહીં સુધી ક્યાંથી!"

"કેમ આ ગામ છે કે ઢેડવાડો! મીસ દલાલને પરણવા ત્યાં કોઈ શાન્તિલાલ નામનો ગુજરાતી ફાંફાં મારે છે ભીંતો ઉપર મીસ દલાલના નામ લખે છે એની ઉપર એ ખાનગી કાગળો અને બેટા મોકલે છે એ વાત ખરી ને? શાન્તિલાલના બાપ કે જે હોય તેને શાન્તિનો વિવાહ બીજે કરવો છે કે કર્યો છે, એ વાત એને ગમતી નથી અને એની સાથે ક્યાંથી મ્હારો વિવાહ થયો એમ એ કહે છે શાન્તિ નરમ છે એવો વર તે ક્યાંથી ખોળ્યો હશે એમ કન્યાવાળાને કહે છે!"

"શકુન્તલા! તમારૂં ગામ પણ નવરૂં લાગે છે કોઈ બેઠો બેઠો નનામા કે સનામા કાગળ લખવાનો ધંધો લઈ બેઠો છે શાન્તિલાલને જે જાણતા નથી તે એને બાયલો–લેડી–ગરીબ માન વગરનો કહે છે પણ એ બધુ ઈર્ષ્યાનુ જ પરિણામ છે આખી કૉલેજમા શાન્તિ જેવો છોકરો નથી મીસ દલાલને એ પરણે એ હુ માનું જ નહી જુવાનીમા ચાર ભેગા થયા હોય અને બેજણા વાત કરે કે 'મીસ દલાલ જેવી મળી હોય તો કેમ' ને એણે 'હા, યાર,' એમ કહ્યું માટે એ ફાંફા મારે છે કહેવાય? કોઈની પણ જુવાનીના પાના ઉઘાડવા જ નહી શાન્તિ એવો તો સુશીલ છોકરો છે કે એના માતપિતાની મરજી વિરૂદ્ધ એ જાય એમ નથી એનો વિવાહ થયો છે કે નહિ એની મને ખબર નથી પણ થયો હોય તો એ એની સમતિથી હમણા તો એનો બાપ મરી ગયો છે"

"કહે છે કે કૉલેજમા તમે બધા તોફાન કરો છો અને બાયડીઓના કાગળો વાચો છો

"હા એમ થાય ખરૂ પેલી દીવાળીનો કાગળ આવ્યો ત્યારે ફારસ થયુ હતુ ખરૂ ? મહેતાનો તો ત્યારે મીજાજ પણ ગયો હતો"

"દિવાળી શુ કરે! એના સાસુ સસરા એવા છે કે મહેતાને સુખ નહી આવવા મદેના વળી વાયડા છે માથુ ફેરવીને ઉભો રહે ને મુબાઈ લઈ જાય તો જ કાંઈ સુખ મળે

"હવે–હવે હસ વાગરો મેં તને મોકલેલી કવિતા તે મોઢે કરી હોય તો તુ ગા જોઈએ

"આજ તમે થાકી ગયા છો હવે તો કાલે વાત—"

પ્રેમાન પતિપત્ની આમ ચિત્રવિચિત્ર વાતો કરતા સૂઈ ગયા

* * * *

મી મહેતાના ઘરનુ વાતાવરણ જ જૂદુ હતુ પોતે ભણ્યો હતો–તર્કશાસ્ત્ર, એરીસ્ટોટલ, કેન્ટ શોપનહોર વિગેરે તત્વવેત્તાઓના પુસ્તકો એણે વાચ્યા હતા અને સત્ય શોધવાની જીજ્ઞાસામા કો કહે તેની સાથે વાદવિવાદમા ઉતરવાની એને ટેવ હતી આની સાથે મુબાઈમા એણે એવી છા બેસાડી હતી કે મીસીસ મહેતા અને મી મહેતા એક નમુનેદાર પતિપત્ની છે, મીસીસ મહેતા પતિની છબી છાતી સરસી જ રાખે છે, અને દરરોજ તેની પુજા કરે છે, મહેતાના પગનો અંગુ ધોઈને પીએ છે અને મહેતાના ખાધા વિના એ ખાતા નથી, એના સૂતા વિના એ સૂતા નથી. સગી જાણે છે, વાચે છે અને મિત્રોની ખાતર બરદાશમા પણ એ એક્કા છે મહેતા પેટી ઉપાડી ઘે આ યા તો ઘરના બારણા પાસે નાનાભાઈઓ, ભનીજા ભત્રીજીઓ રમતા હતા, ઓટલ ઉપર વૃદ્ધ માજી છેડા હેઠળ માળા લઈ નાના છોકરાને રમાડતા બેઠા હતા અને ઘરમાં ખખડાટ અને બૂમાબૂમના અવાજ આવતા હતા છોકરાઓ કાકા ભાઈ કરતા મહેતા ફરી વળ્યા અને મહેતા ઓટલા ઉપર બેઠેલા માજીને ધડિ પાડી પગે લાગ્યા 'આવ્યો બા કેમ છે શરીરે? કરી માજીએ હાથ ફેરવ્યો અને પાસે બેસાડયો અને કોઈ છે કે કેમ તે નહિ દેખાતી આખે તપાસ કરીને કહ્યુ–'ભાઈ! તારી મા હમણા હમણા તારી વહુને જપવા દેતી નથી બેટા! હવે મને મોત આવે તો સારૂ દોરી છે કે તોડી નાખુ? એ ઘડી તાર વહુ મારી પાસે બેસે ને પગે તેલ ચોળે કે હાય હાય રી એ વાત કરતા હશે કરી 'વહુ

પાછા બેશ કે! કોણ જાણે હવે એ વધે થશે! હજી ધણી કમાતો નથી ત્યા આટલો ખાક ચડ્યો છે તો ખી એ થશે ત્યારે તો કોણ જાણે શુ એ થશે! ઘરના કામમા તો ભલીવાર નથી ને બાઈ સાહેબને અંગ્રેજી ભણવુ છે' આમ દરરોજ સંભળાવે જા બા, જા, વળી કાંઈ અપશબ્દ મહેતા અદર ગયો મા ગ્મોઈ કરતી હતી, નાની ભાભીઓ ચડપ ચડપ માસુ સામાન આપતી હતી અને જેઠ સાભળે એમ લાજ કાઢી વચમા બોલતી મા! તમે રહેવા દો! અમે છીએ ને? રોજ ગતના તમને તાન આવે છે–મે કાગીયાએ ધાન ખવાતુ નથી ઘરનુ વૈતરુ તમારે કરવાનુ તમે ખગ છો તે કરો હમાગથી તો ન થાય'–'અમે નહી કરીયે તો બીજુ કોણ કર એમ છે? કોઈને કહીયે તો સાસુ ખરાબ છે કહેવાય કોઈના ધણી આવવાના હોય અને કોઈના ધણી જવાના હોય તે સામાન બાધવા છોડવાના હમારે છે કાઈ–બાંકડા બેગા થઈશુ ત્યારે જપ આવશે' મહેતાના મુસાફીના પતન, ચોપાટી રેમીટેન્સી, બર્ક, ભવભૂતિ, કેનેગીના શુક્ર અને ધારાપુરી, ગૃહજીવન અને દંપતીજીવનના વિચારો તો આ સ્થિતિ જોઈ એવા જ હરી ગયા કે વિચારો દીનો ગ્બ થઈ ગયો માનો નાક છે કે વ નો એનો પોતે નિર્ણય પણ ન કરી શક્યો, પણ મા ઉપર પોતાની સત્તા ન હોતી હિન્દુ કાયદા મુજબ પત્ની એ પોતાની મીલકત છે સ્ત્રીસ્વાતન્ત્ર્યના વાતાવરણમા ઉછર્યા છતા એ વિચાર ગયા નહોતા એટલે એને પત્નીનો જ વાક લાગ્યો.

'ત્યારે એ છે ક્યા! ગધતી નથી ત્યારે ઉપર હશે! એમ વિચાર કરે છે ત્યા પગમા જોડવા પહેરેલા તેના પગાડાથી થતો અવાજ સાભળ્યો પાછુ જુવે છે તો માથા ઉપ બેડુ ને દીવાગીવહુ ઘરમા દાખલ થયા દાખલ થતા જ પતિરાજને જોતા એણે લાજ કાઢી અને ચોકમા ગયા મહેતા "કેમ બા કરી ઉપર જતો હતો ત્યા કાને અવાજ પડ્યો કેમ દિવાળી! કુવા કાંઠે ભીડ હશે ખરૂ ને! સાહેલીઓ સાથે વાતો કરતા રહી હઈશ?"

"ત્યા કોની સાથે વાતો કરવાની છે? બે બેડા લાવી અને ત્રીજુ મે થયુ તે વાર ન થાય?"

"નારે બા! રાત પાછો જેને ઓ હો, આ તો કોઈને કહેવાય પણ નહી" મહેતા ઉપર ગયો–કપડા કાઢ્યા–રૂમમા સૌ અસ્ત વ્યસ્ત, ગોખલામા માકણ ભીંતે બાઉઆ અને ગાદી ઉપર છારી ઉડે નિશ્વાસ નાખ્યો અને દિવાળીવહુ આવશે એવી આશામા ને આશામા માકણ ચટકતા ખણતો પડ્યો રહ્યો ત્યાં નીચેથી બૂમ પડી "મોટા! ક્યારનો આવ્યો છુ–ગામ વચ્ચે થઈને આ યો ત્યારે દુકાને થઈને આવીયેતે?" મહેતા નીચે ગયો–પિતાને મળ્યો–દુકાનની વાતો કરી અને "બાપાજી! વહુ સાથે મ્હારે જુનાગઢ જવાનો વિચાર છે હરકત ન હોય તો બધાંને નઈનિ–"આ શબ્દ કાને પડયા ત્યા બબાના મ્હોડાના તોબરા ચડયા રસોડામા વાસણો પછાડયા–બે વહુઓ ઉભી ઉભી તાન જોવા લાગી અને મહેતાના પિતાએ ઉત્તર આપ્યો. આવ્યો તો હમણા ઘરમા ગમતુ ન હોય તો જૂદા રહો સાભળ્યુ છે કે મુબાઈમા તુ ખાનગી કમાય છે અને પોસ્ટઑફીસમા પૈસા જમા કરાવે છે એ ન ચાલે નાના ભાઈ ભત્રિજાને ભણાવવા અને પરણાવવા છે એ બધુ તમારે મુ માથે. હમે જુના છતા વહુને લઈને પારકા છોકરાઓ સાથે એમ મુસાફરી થાય નહી.

નાં હમણાં જ પીયરથી દસ દસ કાગળ લખ્યા ત્યારે આવી છે" પતી ગયું-જમવાનું થયું-જમ વામાં ભત્રિજા, ભાઈઓ, પિતા અને બ્હેનો હતા પણ બધા મુગા મુગા જમતા હતા. જમતામ ત્યાં આનંદ કે હસાહસ નહોતા-આ ડગતા ફેમીલીની હમમાં ઔર આનંદ આવતો મહેતા પરવારી જરાક ગામમાં ફરી આવી ઉપર ગયો અને રાત્રિજીવન શરૂ થયું દિવાળી વહુ આવ્યા મુંબાઈમાં જે ફડાકા મારતો હતો તે સાચા છે કે કેમ તે જોવા કોઈ આવે તો શી ફજેતી? મીસ હલાલ ક્યાં ને આ ડોશુ ક્યાં અરે, પ્રભાવતિ, શાન્તા અને દેવકુંવર એ બધ કેવા કલબોમાં અને મંડળોમાં જાય છે, દીલરૂબા વગાડે છે, મિત્રો આવે ત્યારે તડાકા મા છે, અને આ "એવા એવા વિચરો કરે છે એટલામાં દિવાળીવહુ ગોળીમાં પાણી નાખવાને ઘડો લઈ આવ્યા-ગળીને પાણી નાખ્યું અને બારણા વાસી પતિ પાસે આવ્યા

"આ ફેરી તો કાગળનો કડકોએ નહિ! કુવા કાંઠે ખબર પડી કે તમે આજ આવો છો અમને શાના કાગળ લખો! તમે પાછા જુનાગઢ જાઓ છો! ત્યારે આવ્યા જ શું કામ? મને સાથે લેવી હતી! કાઠીયાવાડમાં માથે ફરાય-નાતજાતમાં રહેવું છે કે નહિ અને મને કોણ જવા દે એમ છે!"

"શકુન્તલાને શરીર કેમ છે! એમને મળવા જવું છે"

"એ તો જગો જ તો એ વ્હાલી લાગે છે તો પરણવું હતું તેને!"

"કેમ! કેમ! જીભ બહુ લાબી થઈ છે કે?"

"થાય જ તો મરીશું ત્યાં સુધી તાપમાં બળવાનું તમારાં શકુન્તલા પાસે જઈએ એટલે ઘડીયે ઘડીયે 'તમારામાં અક્કલ નથી મહેતાનું જીવન બગાડયું છે-મહેતા જ નભાવે વાચતા લખતા કે રાંધતાએ ન આવડે અહીં જમે છે ત્યારે કહે છે કે નિરાંતે જમ્યો' મે જાણ્યું મેમ હોય તો મને હલકા પાડવાનું કામ શકુન્તલાનું એમને ગાતા આવડે ને અમને ન આવડે એટલે હમે હાય! હાય! આવું ગામડીયા છાવ પહેર્યું છે! એવી એવી વાતો તમને શકુન્તલા ઉપર ઉપરથી સારી લાગતી હશે પણ એના ઘરનું ક્યાં ઠેકાણું છે?"

"વારૂ તારા અભ્યાસનું કેમ?"

"અભ્યાસ જ છે ને ચાર વાગે ઉઠીએ છીએ, કુવે જઈએ, ધોઈએ, ઘરકામ કરીએ એ અભ્યાસ"

"ત્યારેતું નહિ જ આવે?"

"હું ક્યાં ના કહું છું? લઈ જાવને મુંબાઈ સાથે લઈ જવી હોય તો તમે કહેશો એ હજાર વાર સાંભળીશ પણ બીજાના દેખતા હલકી પડાવવી હોય, તમારી સગલીઓ મારા ઉપર સીરજોરી કરી મશ્કરી કરવાની હોય તો મારે કાંઈ આવવું કરવું નથી"

મી મહેતાએ વળી નિઃશ્વાસ નાખ્યો અને રખેને તોફાની ચક્ર એમના ગૃહજીવનની ઝાંખી કરવા છાપરાના કાણામાંથી જોતો હોય કરી વાત બધ કરી અને બંન્ને જણા સતા

—અપૂર્ણ

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીનાં

## પુસ્તકોનો ઉત્તમ સંગ્રહ.

૧.

**સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી—**

| | રૂ આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા. ૧ થી ૪ | ૮–૦ |
| લીલાવતી જીવનકલા | ૦ ૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧–૪ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧–૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0–12 |
| Classical Poets of Gujarat (1916 Edn ) | 0–6 |

**પ્રો. કાન્તિલાલ પંડ્યા—**

| | |
|---|---|
| સ્વ. ગોવર્ધનરામનુ જીવનચરિત્ર | ૧–૦ |

**સ્વ. પ્રો. મણિલાલ નભુભાઈ—**

| | |
|---|---|
| ગુલાબસિંહ | ૨–૦ |
| ચારિત્ર | ૧–૦ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫–૦ |

**ગ. મણિલાલ છબારામ ભટ્ટ—**

| | |
|---|---|
| ત્રારાની રાણી (ભાત ૩૦ ચિત્રો સાથે) | ૧ ૧૨ |
| સુ ન ભેન | ૦–૧૨ |
| ગુજરાતની જુની વાતાઓ (ચિત્રોસાથે) | ૧ ૧૨ |
| પૃથુરાજ ચૌહાણ અને ચન્દ્ર વરી | ૧–૮ |
| રતિમુ ગી | ૧–૮ |
| પતિવ્રતા સતિઓ ( ૨૧ ચિત્રો સાથે ) | ૨–૦ |
| પ્રતિમા નાટક | ૧–૦ |
| સુન્દરી, મુબારકની બેગમ | ૧–૪ |

**ગ. છગનલાલ હરિલાલ પંડ્યા**

કાદમ્બરી ( ચિત્રો સાથે )
એક અપૂર્વ લગ્ન
ક્રાઇસ્ટનુ અનુકરણ
અચિર મનોહરના પત્રો

**ગ. ગણપતરામ અનુપરામ ત્રવાડી**

જાનમહેતન ( મેકૃત પનુ ગુજરાતી ભાષાન્તર )
અરેબિઆના દેશોની વાતો

**ગ. હિમતલાલ અ જારિયા—**

કવિતા પ્રવેશ
કાવ્યમાધુર્ય
મધુબિન્દુ
કિન્ડરગાર્ટન સમ્બન્ધી છ લેખો

**સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી**

અંગ્રેજી—ગુજરાતી પૉકેટ ડીક્ષનેરી
ગુજરાતી—અંગ્રેજી „ „
સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી ૦
ટોડકૃત રાજસ્થાન ( બે ભાગમાં ) ૧

**ગ. ભોગીન્દ્રરાવ દીવેટીઆ—**

આસીસ્ટંટ કલેક્ટર ૧
નવ રંગી બાળકો ૦
કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો ૦
ઉપાકાન્ત ૧
મોહિની ૧

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

સરિતા, અને (૩) સુધા-ચન્દ્ર રા વિભાકરના નાટકોના સબંધમા ગુજરાતના માસિકોમા તેમ જ વર્તમાનપત્રોમા જુદા જુદા દૃષ્ટિબિન્દુઓથી પુષ્કળ ચર્ચા થઈ હતી એ ચર્ચાએ રા વિભાકરને ઉદ્વિગ્ન કર્યા છે અને ત્હેનાથી રા વિભાકરના મનમા કટુ સસ્કારો પ્રવેશ પામ્યા છે એ રા વિભાકરે ત્હેમના ઉપર થયેલા પ્રહારોનો ઉત્તર આપવા કરેલા પ્રયાસો ઉપરથી સૂચિત થાય છે આ નાટકની પ્રસ્તાવનામા પણ એમના નાટકો વિષે થયેલી ચર્ચાના સમ્બન્ધમા ત્હેમણે જે ઉલ્લેખ કર્યો છે તે અમ્હારા અનુમાનનુ સમર્થન કરે છે અમ્હારાથી એટલુ પૂછ્યા વિના નથી રહેવાતુ કે રા વિભાકરના નાટકો સમ્બન્ધી ચર્ચા ત્હેમને ગમે તે હેતુ ઓથી પ્રેરાયેલી લાગી હોય તેમ ત્હેમની દૃષ્ટિએ તે ગમે તે પ્રકારની લાગી હોય, છતા ત્હેમણે એક ઉચા પ્રકારના નાટકકારને શોભે તેવા ગૌરવથી કા તો મૌન જ ધારણ કરવુ હતુ અથવા તો મ્હોટા મનથી અને સ્વસ્થતાથી પોતાની બાજુ હકિકતરૂપે રજુ કરી પોતાના ટીકા કારોને ચર્ચાનુ ઉચુ ધોરણ પોતાના જ દૃષ્ટાન્તથી બતાવી આપવુ હતુ કમૂન છે કે રાગદ્વેષ રહિત, સભ્ય અને ગૌરવાન્વિત ચર્ચા ગુજરાતમા હજી જોઈએ તેટલી સામાન્ય નથી, અને તેટલા માટે જ અમ્હે ઇચ્છીએ છિએ કે બીજાઓ ગમે તેમ કરે, પરતુ ઉંચી ભૂમિકાના લેખકોએ તો ઉચા ધોરણથી જ વર્તન કરવુ યોગ્ય છે રા વિભાકરની પાસેથી એવા ઉચા પ્રકારના વર્તનની આશા રાખવાનો અમ્હે અમ્હારો હક સમજીએ છિએ

રા વિભાકરની આ કૃતિ અમ્હે ધ્યાનપૂર્વક વાચી છે, અને રા વિભાકરના "સ્નેહ-સરિતા" તથા "સુધા-ચન્દ્ર' એ બે મુબાઈ ગુજરાતી નાટકકપનીએ ભજવેલા નાટકો અમ્હે લક્ષપૂર્વક જોયા છે એ ત્રણે કૃતિઓ ઉપરથી અમ્હારા મનમા એવો સામાન્ય સસ્કાર પડયો છે કે જેમ રા વિભાકરના નાટકો એવા ઉત્તમ પ્રતિના નથી કે જે માટે આશ્ચર્ય અને અહોબુદ્ધિ થાય તેમ તે એવા ઠેઠ સાધારણ પ્રતિના પણ નથી કે જે જોઈ એમ થાય કે "રા વિભાકરે આના કરતા નાટકો ન લખ્યા હોત તો સારૂ થાત" રા વિભાકરના નાટકો ઉપર અલૌકિક પ્રતિભાની મુદ્રા નથી એ સ્વીકાર કર્યા પછી અમ્હે એમ દૃઢતાપૂર્વક નિવેદન કરવાની રજા લઇએ છિએ કે રા વિભાકરના નાટકો ઉપર ઉંચા પ્રકારની બુદ્ધિની મુદ્રા અમને સ્પષ્ટ દેખાય છે રા વિભાકરના નાટકોમા આપણી અર્વાચીન રગભૂમિની પરિસ્થિતિને લીધે તેમ જ બીજા કારણોને લીધે દોષો અને ન્યૂનતાઓ છે એ કોઈ પણ તટસ્થ પ્રેક્ષક જોઈ શકે એમ છે, તેમ એ પણ તટસ્થ પ્રેક્ષકો જોઈ શકે એમ છે કે અર્વાચીન જીવનની ભવ્ય અને પથ્ય ભાવનાઓને રા વિભાકરનાં નાટકોમા આદરણીય સ્થાન મળ્યુ છે અને રા વિભાકરની લેખનશૈલી મીઠી, છટાદાર અને ચેતનભરી છે ટૂકામા, ગુણદોષનો એકદર તર, સાળો કરતા અમને જણાવતા આનન્દ થાય છે કે રા વિભાકરના નાટકો એ ઉચા પ્રકારની કૃતિઓ છે, અને એ લખીને ત્હેમણે ગુજરાતી રગભૂમિની સારી સેવા બજાવી છે

આટલુ સામાન્ય કથન કર્યા પછી "સિદ્ધાર્થકુમાર" એ નાટકનુ સ્હેજ વિગતવાર અવલોકન આપશે કરીશુ, વિચાર-પુષ્પ-માળા-" એ નામની એક લેખમાળાના રા વિભા

એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

- કર સયોજક હતા તે લેખમાળાના બીજા વર્ગના ચતુર્થ પુષ્પરૂપે આ નાટક પ્રગટ થયુ છે એ લેખમાલાનુ તન્ત્ર થાનુ વર્ષથી અમદાવાદના ઉત્સાહી પ્રકાશક રા જીવનલાલ અમરસી મહેતાના હસ્તમા ગયુ છે આ નાટકના મુખ્ય વિષયની પસદગી માટે રા વિભાકરને અભિનન્દન ઘટે છે માનવ જીવનના ઇતિહાસમા બુદ્ધ અને ક્રાઈસ્ટ એ બે દયામય વ્યક્તિઓ ભાવમય પ્રકૃતિઓનો અનહદ આદર પામી છે, પામે છે અને પામશે ત્હેમા યે બુદ્ધના ત્યાગનો પરમ પ્રસગ તો જ્યા સુધી મનુષ્યના હૃદયમા એક બાજુથી માનુષતા હશે અને બીજી બાજુથી તત્ત્વસિદ્ધિને માટે ઝખના હશે ત્યા સુધી મનુષ્યના લક્ષનુ લક્ષ્ય રહેશે આ સમ્બન્ધમા રા વિભાકર પોતાની લાક્ષણિક શૈલીમા લખે છે "જો કે ભગવાન્ બુદ્ધની અનુપમ જીવનકથાને એક ન્હાના નાટકમા સમેટવી અશક્ય છે એમ મ્હને ડગલે ડગલે લાગ્યુ છે, તો પણ અશાન્તિ છતા તે તારણહારનુ શ્વેતમજરી જેવુ વિશુદ્ધ જીવન રગભૂમિ ઉપર કે પુસ્તકમા ઉતારવાને ઇચ્છા કોને ન થાય ? પચાસ કરોડ માનવીઓના મુખમાથી જે કરુણાનિધાનના હરહમેશ સકીર્તન ગવાય છે, જેના પવિત્ર સ્મરણાર્થે નિશદિન પુષ્પોના ડુગર ઉપર ડુગર ચ્હડે છે, જેના પ્રતાપી ચારિત્ર્ય આગળ પૂર્વની સસ્કૃતિ તરફ બેદરકાર રહેલુ પશ્ચિમ પણ પોતાનુ શિર ઝૂકાવે છે, અને જે મહારથીએ સસારીઓની અગણિત નિર્મળતાઓ ઉપર અપૂર્વ દિગ્વિજય મેળવીને સસારીઓની ખાતર પોતાના પ્રાણુ પાથર્યા હતા, તે મહાનુભાવની દિવ્યતારક જીવનલીલા આલેખવાને તો અનમત વ્યાસ કે વાલ્મીકિ જ સમર્થ હોઈ શકે આપણે તો શ્રી કૃષ્ણચન્દ્રની અદ્વિતીય ભગવદ્ગીતાને જીવીને જીવન્ત કરનાર એ યોગીન્દ્રના મગલ સ્પર્શથી પુનિત થયેલા થોડા પણ પ્રસગોની દૂરથી આછી આછી ઝાખી કરી શકીએ તો પણ અહોભાગ્ય !" પોતે પસદ કરેલા વિષયની ભવ્યતાનુ જેટલુ તીવ્ર ભાન રા વિભાકરને છે, તેટલુ જ તીવ્ર ભાન તે વિષયને સપૂર્ણ ન્યાય આપવાની પોતાની અશક્તિનુ પણ તેઓને છે તેઓ તુલસ વિનયથી કહે છે "; અને જે ભવ્યતાની આ પૂજા છે ત્હેનો વિચાર કરતા આ સામગ્રી રક જણાય ત્હેમા આશ્ચર્ય નથી છતા વી – પૂજનમા ભાવના મુખ્ય આકાક્ષા છે નહિ કે સાધનસામગ્રીના,–એ વિચારથી મ્હને દિલાસો મળે છે" બેશક, વિષયની પસદગી માટે રા વિભાકરને જેટલા અભિનન્દન આપી શકાય તેમ છે તેટલા તે વિષયના નિરૂપણ માટે આપી શકાય તેમ નથી રા વિભાકરની કૃતિની ઉચ્ચતા સ્વીકાર્યા પછી પણ એટલુ તો કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી જ કે બુદ્ધના જીવનના સમ્બન્ધમા જે અમર સસ્કારો અમ્હારા મન ઉપર પડેલા છે ત્હેમની સાથે સરખાવતા રા વિભાકરનુ આલેખન પૂરેપૂરો સતોષ આપી શકતુ નથી બુદ્ધની લોકકલ્યાણમય, જગદુદ્ધારક વ્યક્તિની આસપાસ જે વાતાવરણ અમ્હારા મનમા છવાઈ રહેલુ છે તે વાતાવરણ રા વિભાકરની દૃષ્ટિમા છવાઈ રહેલુ અમને લાગ્યુ નહિ અ ટલુ વિષયની પસદગી અને વિષયના આલેખન સમ્બન્ધી હવે વસ્તુની પસદગી અને વસ્તુની સકલના વિષે

જો કે પૂર્વકાલીન મહાત્માઓના જીવનોની આસપાસ વળગેલી દતકથાઓથી બુદ્ધની કથા તદ્દન મુક્ત નથી છતા ત્હેની મુખ્ય બાબતો એટલી પરિચિત છે કે ત્હેમાથી એક સુશ્લિષ્ટ કથા

ઉપજાવી શકાય બુદ્ધના સમન્ધનુ સાહિત્ય રા વિભાકરે ધ્યાનપૂર્વક વાચી, હેમાથી ઉચિ સામગ્રી સગ્રહી, હેને રગભૂમિને અનુરૂપ કથાના રૂપમા યોજી અને જે વસ્તુસકલના, ક છે તે માટે હેમને અભિનન્દન ઘટે છે જ્યા ઐતિહાસિક સામગ્રી વિદ્યમાન હોય છે ત્ કલ્પનાની કલા કરતા પસદગીની કલાને પ્રાધાન્ય મળે છે એ પસદગીની કલા તેમ જ વિદ્યમા સામગ્રીને અનુસરીને કલ્પનાની કલા રા વિભાકરે સાગ અશમાં બતાવી છે બુદ્ધના સબન્ધ સાહિત્ય જેમણે સારી રીતે વાચેલુ છે એવા એક વિદ્વાને અમને જણાવ્યુ હતુ કે બુદ્ધન સબન્ધની જાણવા જોગ માહિતીને રા વિભાકરે બહુ જ સફલતાથી નાટકમા યોજી છે વસ્તુન પસદગી માટે તેમ જ વસ્તુની કલ્પનાને માટે રા વિભાકરને જેમ અભિનન્દન ઘટે છે તેમ વસ્તુની સકલના માટે પણ ઘટે છે બુદ્ધની કથાના ત્રણ મુખ્ય વિભાગોને ત્રણ અકમા વ્હેચ નાખ્યા છે તે રા વિભાકરે યોગ્ય કર્યું છે પ્રવેશોની યોજના એક બાજુથી રગભૂમિન જરૂરિયાતોને અનુસરતી છે અને બીજી બાજુથી વસ્તુનો ક્રમશ વિકાસ દર્શાવે છે

જેમ વસ્તુના સબધમા તેમ જ પાત્રોના સબન્ધમા પણ વિદ્યમાન સામગ્રીમાથી પસદગી કરવામા અને નાટકને અનુકૂલ રૂપમા યોજવામા પ્રધાનપણે કલા દર્શાવવાની હોય છે અને પાત્રોની કલ્પનાની કલા ગૌણ સ્થાન લે છે આ બન્ને કલાઓમા રા વિભાકરે એકદરે ઠીક નિપુણતા બતાવી છે સિદ્ધાર્થ એ નાયક છે અને એનુ મુખ્ય લક્ષણ ત્યાગ છે એ ત્યાગનો પ્રકાર તાદૃશ રીતે રજુ કરવા રા વિભાકર સિદ્ધાર્થના મુખમાં બહુ યોગ્ય શબ્દો મૂકે છે પોતાના વૃદ્ધ માતાપિતાને માટે તેમ જ "લાડકવાયી યશોધરા" અને "ફૂલની પાખડી જેવા રાહુલકુમાર" માટે વિચાર કરવાની સનાતન માનવ માગણીનો ઉત્તર આપતા શુદ્ધોદનને સિદ્ધાર્થ કહે છે "બાપુ તમ્હારા મર્મભેદક શબ્દોથી મ્હારા હૃદયને લાચાર ન કરો અરેરે, શુ હુ મ્હારા વ્હાલાઓને ચાહતો નથી તેથી સસારનો ત્યાગ કરવા માગુ છુ? મ્હારા દિલની લાગણીઓ મ્હારો પ્રભુ જાણે છે પિતાજી હુ મ્હારા દુખથી જતો નથી, **દુનિયાના દુખથી જાઉ છુ, મ્હારૂ વૈરાગ્ય વિષમય નથી, પ્રેમમય છે."** એકદરે સિદ્ધાર્થનુ પાત્ર જો કે ઠીક આલેખાયુ છે, છતા હેના ચારિત્ર્યની સમ્યતાનુ પૂરેપુરૂ ભાન વાચકને થાય તેવુ સમગ્ર આલેખન હેનુ નથી સિદ્ધાર્થ ઉપરાત ચન્ન, દેવદત્ત અને અનાથપિંડિકના ઐતિહાસિક પાત્રોને કલ્પનાના રગોથી વિશેષ સ્પષ્ટ રૂપ આપવામા આવ્યુ છે તેમ જ પુરોહિત અને શ્યામવદનશર્માના કાલ્પનિક પાત્રોનુ આલેખન પણ ધ્યાન ખેંચે એવી રીતે કરવામા આવ્યુ છે અનાથપિંડિક દ્વારા રા વિભાકરે પોતાને પ્રિય સમાજહિતવાદ (*Socialism*) મૂર્તિમત કરવાનો પ્રસગ નિપુણતાથી શોધ્યો છે દેવદત્તનુ પાત્ર દુષ્ટ પાત્ર તરિકે વિશેષ સમર્થતાથી આલેખાયુ હોત તો વધારે ઠીક થાત પુરોહિતનુ રમુજી પાત્ર એકદરે સારો આનન્દ આપે છે નિર્દોષ નર્મવચનોના, મીઠી મશ્કરીના તથા બીજા કેટલાક પ્રસગો બાતલ કરીએ તો એકદરે સ્ત્રીપાત્રો બહુ ધ્યાન ખેચે એવી રીતે આલેખાયા નથી યશોધરાનુ પાત્ર પણ ખરૂ જોતા ગૌણસ્થાન ભોગવતુ જ લાગે છે કૃશા, મધુરી આદિ કાલ્પનિક પાત્રો વાચ-

કાવ્યમંજરી રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુમાઈ

નારનું કાંઈક ધ્યાન ખેંચે છે, છતાં હેમનું આલેખન સ્મરણીય વ્યક્તિ નથી અભિ નથી સક્ષેપમાં, જો કે પાત્રાલેખન એકંદર ઠીક છે, છતાં તે એવી સમર્થતાથી યુક્ત નથી કે જે વાચનારની સ્મૃતિમાં અમર સસ્કાર પાડે

ઐતિહાસિક પ્રસગોમાથી યોગ્ય પ્રસગોની પસદગી કરવામાં તેમ જ અન્ય પ્રસગો ક પ વામાં રા વિભાકરે ઔચિત્યબુદ્ધિ (*sense of propriety*) સારી દર્શાવી છે અને તે માટે હેમને અભિનન્દન ઘટે છે પ્રસગોના આલેખનમા હેમણે જે પ્રમાણબુદ્ધિ (*sense of proportion*) દર્શાવી છે તે માટે પણ હેમને અભિનન્દન ઘટે છે પરતુ ઔચિત્યબુદ્ધિ અને પ્રમાણબુદ્ધિ માટે જેટલાં અભિનન્દન આપી શકાય તેમ છે તેટલા આલેખનશક્તિ માટે આપી શકાય તેમ નથી રા વિભાકરે બીજા પ્રસગો એકદરે ઠીક આલેખ્યા છે એ અમ્હે આનન્દથી કબૂલ કરીએ છિએ, પરન્તુ સિદ્ધાર્થના વૈરાગ્યના તથા ત્યાગના જે અમર પ્રસગો છે હેમનુ આલેખન પ્રસગોના પ્રમાણમા નિર્બળ લાગે છે સિદ્ધાર્થના જે નમ્રો હૃદયના ઊંડામાં ઊંડા ભાગમાંથી નીકળેલા લાગવા જોઈએ હેમા અમને એક પ્રકારનુ નાટકી ખાલીપણુ અને ખોટાપણુ જણાય છે જો અમ્હારા મન ઉપર પડેલો આ સસ્કાર ખરો હોય તો અમને એમા કચાશની ન્યૂનતા લાગે છે આ અગત્યનુ તત્ત્વ બાતલ કરીએ તો બીજી રીતે પ્રસગોનુ આલેખન ઠીક છે

દૃશ્ય નાટકની સામગ્રીમા સ્થળો અને દેખાવો અતિશય અગત્યનુ સ્થાન ભોગવે છે આ બાબતમા રા વિભાકર અમને ઘણા સફળ લાગ્યા છે એક બાજુથી ઇતિહાસ દૃષ્ટિ, બીજી બાજુથી સૌન્દર્યની અને પ્રેક્ષક ઉપરની સામાન્ય અસરની દૃષ્ટિ અને ત્રીજી બાજુથી રગભૂમિની અનુકૂલતાની દૃષ્ટિ એ સર્વે દૃષ્ટિઓનુ રા વિભાકરે નિપુણતાથી સમિશ્રણ કરી પ્રવેશોને માટે અનુરૂપ પશ્ચાદ્‌ભૂમિ પુરી પાડી છે

રા વિભાકરની ગદ્યશૈલી મોહક અને જોરદાર છે હેમની શબ્દોની પસદગી યોગ્ય હોય છે અને હેમની વાકયરચનાઓ વિવિધતાથી અલકૃત હોય છે એક ગદ્યલેખક તરિકે રા વિભાકર ઉંચુ સ્થાન પ્રાપ્ત કરી શકે એમ છે હેમના આ નાટકના ગદ્ય સવાદોના સબન્ધમાં જો કાંઈ ખાસ કહેવા જેવુ હોય તો તે એટલુ જ છે કે જુદા જુદા પાત્રોના મુખમા મૂકાયેલી ભાષામા જેટલુ વૈવિધ્ય અને વ્યક્તિત્વ જોઇએ તેટલુ દૃષ્ટિગોચર થતુ નથી એ વિના બીજી રીતે ગૈલી પ્રશસા કરવા યોગ્ય છે પરન્તુ રા વિભાકરના ગદ્યના સમ્બન્ધમા જેટલી પ્રશસા થઈ શકે તેમ છે તેટલી હેમના પદ્યોના અને હેમના ગાયનોના સમ્બન્ધમા થઈ શકે તેમ નથી બેશક, આપણી રગભૂમિ ઉપર ગવાતા સામાન્ય ગાયનોમા જે તદ્દન નિરર્થક શબ્દપ્રયોગો હોય છે હેમાથી રા વિભાકરના ગાયનો સર્વાંશે મુકત છે અને હોવા જ જોઈએ તેમ જ, સામાન્ય નાટકોમા જે જ્યા ને ત્યા ગાયનો આવે છે તે વિવેકહીનતાના પણ રા વિભાકર અપરાધી નથી ટૂકામા, રા વિભાકરના ગાયનો સામાન્ય ગાયનોના દોષોમાથી મુક્ત છે, પરન્તુ ગુણોની અને ખુબીઓની દૃષ્ટિથી જોતા તે ગાયનો સાધારણ પક્તિના લાગે છે સમસ્ત નાટકમા છત્રીસ ગાયનો છે, પરન્તુ હેમાથી એવા ગાયનો નહિ જેવા છે કે જે એક બાજુથી

રસિક વિદ્વાનોને અસામાન્ય આનન્દ આપે અથવા તો બીજી બાજુથી જે સામાન્ય પ્રજાના મુખમા નિત્ય ગવાતા ગાયનોમા પ્રવેશ પામે

આ અવલોકન સમાપ્ત કરતા પૂર્વે એક અગત્યની બાબત ઉપર વાચકનુ ધ્યાન ખેચવા જેવુ છે, અને તે કૌંસમા સમાયેલી સૂચનાઓ (*stage directions*) છે બર્નાર્ડ શૉ નામના સુવિખ્યાત અગ્રેજ નાટકકારની પદ્ધતિને અનુસરીને રા વિલાકર સવિસ્તર સૂચનાઓ આપવાનુ યોગ્ય ધારે છે કેટલેક અશે એ સવિસ્તર સૂચનાઓને લીધે નાટક અને નવલકથા વચ્ચેનો એક ભેદ મ્હેજ ન્યૂન થાય છે આ ઉપરાત, રા વિલાકરની બીજી બે વિશેષતાઓ તરફ પણ વાચકનુ લક્ષ અમ્હે ખેચીએ છિએ હિન્દુ સસારના છેક સરક્ષક ખ્યાલોને જરા દૂર મૂકીને અર્વાચીન પ્રાગતિક ખ્યાલોને જો ધ્યાનમા લઇએ તો રા વિલાકર શૃગારને શુદ્ધિ અને સભ્યતાની સીમામા રાખીને ત્હેમા આશ્ચર્યકારક મીઠાશ અને મોહકતા મેળવી શકે છે રા વિલાકરની બીજી વિશેષતા ત્હેમનો સૂક્ષ્મ હાસ્યરસ (*subtle humour*) છે પુરો હિત ત્હેનો પુષ્કળ પ્રયોગ કરે છે ગુજરાતીમા એ સૂક્ષ્મ હાસ્યરસ બહુ પરિચિત નથી એટલે કદાચિત્ વાચકોનુ લક્ષ તે તરફ ઓછુ ખેચાય એવો સભવ છે

આ અવલોકન સમાપ્ત કરતા રા વિલાકરને અમ્હે ફરીથી ત્હેમની કૃતિની ઉચ્ચતા અને સફલતા માટે અભિનન્દન આપીએ છિએ, અને ત્હેમની શક્તિઓનો લાભ ઉંચા પ્રકારના અનેક નાટકો લખી ગુજરાતને આપવાને ત્હેમને ભલામણ કરીએ છિએ

# સમાલોચક

જુન, ઈ સ ૧૯૧૭

## Enhancement of life and Parentage

With the growing desire for a many sided enhancement of life parentage will also become an ever more important condition of this enhancement Young people will be no more willing to depreciate by a premature sexual life the value of those years which ought to be devoted to furthering their individual growth than they will be to diminish their joy of parentage by putting a weak and unwelcome child into the world For they will wish to possess all happiness fully and frankly The expected child ought to give them beautiful dreams not tormenting uneasiness it must be carried in rejoicing not in unwilling arms and must have received life from the fulness of happiness not from a mis chance"

—*Ellen Key*

પુસ્તક ૨૨મું

અંક ૬ ઠો

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ. गी. १७-१५

પુસ્તક ૨૨ મું. ] જુન ઈ. સ. ૧૯૧૭. [ અંક ૬ ઠો.

તંત્રી—રા. અમ્બાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ૧ પ્રાસંગિક વિચાર ૧. હિન્દરક્ષક સૈન્ય અને હિન્દી પ્રજા ૨. આયર્લેન્ડ અને સ્વરાજ્ય — રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી | ૨૮૫ |
| ૨ મજુરો માટે વિનોદનાં સાધનો પાંચ ચિત્રો સાથે — રા. ત્રિ., બી. એ. | ૨૯૪ |
| ૩. આવ હું તો થાકી ગઈ ! માત્ર અચિત — રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી | ૨૯૯ |
| ૪. વેદોમાં રોગજન્તુશાસ્ત્ર અથવા જર્મથીઅરી — રા. બળવન્તરાય ઝવેરીલાલ વૈદ્ય | ૩૦૧ |
| ૫. કેળવણીનું માહાત્મ્ય — રા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી | ૩૧૨ |
| ૬. ઈરિકનું ભાગ્ય — રા. છોતમ | ૩૨૪ |
| ૭. મોહનલાલ ટૂંકી વાર્તા — રા. ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, બી. એ. | ૩૨૫ |
| ૮. કૉલેજીઅન આનુવાર્તા — રા. ભોગીન્દ્રરાય રતનલાલ દિવેટિયા, બી. એ. | ૩૪૨ |


---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

---

શુદ્ધિ—પૃષ્ઠ સંખ્યા ૩૨૫ ને ઠેકાણે ૩૧૭ થી ગણવી.




પુસ્તક ૨૨ મુ ] જુન ૭ સ. ૧૯૧૭ [ અંક ૬.

# પ્રાસંગિક વિચાર

લેખક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## ૧. હિન્દરક્ષક સૈન્ય અને હિન્દ સરકાર—

ગયા માર્ચ માસમાં હિન્દરક્ષક સૈન્ય—*Defence of India Force*—નો કાયદો ના. લૉર્ડ ચેમ્સફર્ડની સરકારે અમલમાં મુકી હિન્દીજનોને લશ્કરી નોકરીમાં દાખલ થવાનો એક ન્હાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. એ ન્હાનો માર્ગ પણ આપતાં એમની સરકારને ઘણો વિચાર કરવો પડ્યો. યુરપના યુદ્ધે સરકારની ચાલતી આવેલી રૂઢિઓનો ત્હેમની પાસે કેટલીક બાબતોમાં ભંગ કરાવ્યો છે તેમાં આ કાયદો પસાર કરવાની જરૂરીઆત એ પણ એક છે. હિન્દના અને સામ્રાજ્યના હિતૈષી નરરત્નોએ હિન્દના જનોને અને હિન્દના પુત્રોને કોઈ પણ પ્રકારના પ્રતિબંધો સિવાય લશ્કરી નોકરીમાં જોડાવાનો અધિકાર આપવો જોઈએ અને એ અધિકાર આપવામાં સરકારને વાંધો હોય તો ધીમે ધીમે પણ હિન્દની એ અભિલાષા પુરી પાડવી જોઈએ એવો પોકાર આજ વર્ષોથી કહાડ્યો છે પરન્તુ એ પોકાર અરણ્યરુદિતમ્ નીવડ્યો છે। યુરપના યુદ્ધના પરિણામે સરકારને અનિચ્છાએ પણ પોતાની વૃત્તિ વિરુદ્ધ કંઈક કરવું પડ્યું કે સરકારને હિન્દની આટઆટલી સેવા પછી પણ આપણા ઉપર વિશ્વાસ નથી એ કેટલું દુર્ભાગ્ય ? સો વર્ષ ઉપરાંતના ગાઢતમ પરિચય પછી પણ જ્યારે આપણા ઉપર વિશ્વાસ ના હોય ત્યારે એ કરતાં બીજું અધિક દુર્ભાગ્ય શું હોઈ શકે ? આ યુદ્ધમાં હિન્દનો અગણિત પૈસો અનેક [illegible] અને અનેક [illegible] અને મજૂરોના ભોગ અપાતા છે ત્યારે પણ ના. લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર આપણા રાજજનોની સેવા તરફ વિશ્વાસથી અને સંપૂર્ણ [illegible] જોઈ શકતી નથી એ પણ દુર્ભાગ્ય નહિ તો બીજું શું કહેવાય ?

હિન્દરક્ષક સૈન્યનો કાયદો તદ્દન સંકુચિત અને [illegible] હોઈ એ [illegible] જોઈતા પ્રમાણમાં ધારી અસર નહિ થાય એનો એક અતિ પ્રમાણભૂત પ્રથમથી જ દેશના [illegible], [illegible], [illegible]

અને વિચારશીલ ગૃહસ્થોએ જાહેર અને ખાનગી રીતે વર્ણવ્યો હતો તે કાયદાથી હિન્દના લોકોને સંતોષ હતો જ નહિ છતા પણ સામ્રાજ્યની એકનિષ્ઠ સેવા એ જ જેનો જીવનમંત્ર છે એવા હિન્દીજનોએ એ કાયદાની સિદ્ધિ માટે અને સામ્રાજ્યની પ્રતિષ્ઠાને માટે અનેક પ્રયાસો કર્યા-દેશના અનેક ભાગોમા જાહેર સભાઓ ભરાઈ અને લોકનાયકોએ દેશના યુવાન બન્ધુઓને લશ્કરમા જોડાવા ભાષણો આપ્યા, ત્યારે સરકારી અમલદારોએ એ પર ઠંડુ પાણી રેડ્યુ, સરકારના અમલદારો તરફથી એવી હિલચાલોની શરૂઆત પણ થઈ જણાઈ નહિ, એટલુ જ નહિ પરન્તુ લશ્કરમા જોડાવા માગતા યુવાન બન્ધુઓને બે રોકડીભર્યા જવાબ મળ્યા સરકારની લડાઇની ચોન માટે અમલદાર વર્ગ ખાઇપીને મંડ્યો રહ્યો છે ત્યારે આ કાયદાનો અમલ કરવા એ તેટલો જ બેદરકાર રહ્યો લાગે છે પરિણામે અત્યારના લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર આ કાયદાની પુરેપુરી સિદ્ધિ ના થવા માટે હિન્દના લોકનેતાઓ ઉપર આક્ષેપ મુકે છે, એ કાયદાની નિષ્ફળતાના કારણો તપાસ્યા વિના સમસ્ત દેશને માથે એ નામોશીનો આમ દોષ મુકે છે, એથી બીજુ વધારે આશ્ચર્યકારક કયુ હોઈ શકે ? લોકના નેતાઓની ભૂલ કાઢતા આ અમલદારબન્ધુઓ પોતાની સંકુચિત રાજનીતિની ભૂલો પરખી શકતા નથી, અગર તો એવી રાજનીતિ જાણી જોઈને સ્વીકારે છે હિન્દના નેતાઓએ રાજ્યને માટે, સામ્રાજ્યને માટે ઘણુ કર્યુ છે અને હજી પણ યથાશક્તિ કરવાને તૈયાર છે પરસ્પર વિશ્વાસ મૈત્રી અને સ્નેહાળ દૃષ્ટિબિન્દુઓ સિવાય કોઈપણ કાર્યથી સિદ્ધિ થઈ શકતી નથી એ સત્ય શું હજી સમજાવવુ પડે તેમ છે ? હિન્દરક્ષક સૈન્યનો કાયદો જે સંકુચિત બુદ્ધિથી યોજાયો છે તે સત્વર બદલી નાખવો જોઈએ અને પ્રજાને સંપૂર્ણ અધિકાર, પ્રજાને સંપૂર્ણ સ્વાતંત્ર્ય, અને પ્રજા ઉપર સંપૂર્ણ પ્રેમ અને વિશ્વાસદૃષ્ટિથી જોવાઈ આ કાયદો જો પુરેપુરા ઔદાર્યથી રચાશે તો જ આ કાયદો રચ્યાનુ સાર્થક થશે હિન્દરક્ષકોને લશ્કરી સેવામા ઉંચા હોદ્દા મળે નહિ, એ નોકરીના પગારમા વર્ગભેદ જોવાય, કે એવા એવા એમના સ્વમાનને પ્રતિકૂલ પ્રતિબંધો મૂકાય અને તેમના ઉત્સાહને દાબી દેવામા આવે અને પરિણામે જોઇતી સામગ્રી ઉભી થઈ શકે નહિ તેમા દોષ પ્રજાનો, કે પ્રજાના નેતાઓનો નથી, એ કોઈપણ નિષ્પક્ષપાત આત્મા સ્હેજમા જ પરખી શકે તેમ છે બાકી વધારે અનર્થ બની બેઠેલી પ્રજામા તાત્કાલિક શૌર્ય આવવાની આશા રાખવામા અર્થ નથી,

હિન્દની રાષ્ટ્રીય પરિષદના બત્રીસ બત્રીસ અધિવેશનોમા આજ સુધી એવા કેટના ઉદ્ગારો નીકળ્યા છે તેનુ સમીક્ષણ હિન્દના રાજ્યવહીવટીઓએ અવશ્ય લક્ષ્યપૂર્વક કરવાની સાથી પહેલી જરૂર છે એ પરિષદોએ બૂમબૂમ પાડીને, આજીજીઓ ઉપર આજીજીઓ કરીને, સત્તાધિકારીઓનુ આ તરફ બહુ લક્ષ ખેંચ્યુ છે પણ હજુ તો, એ અરણ્યરૂદિતમ્ નીવડ્યુ છે કૉંગ્રેસની બીજી બેઠક વેળાએ સન ૧૮૮૮ મા વયોવૃદ્ધ રાજા રામપાલસિંહે 'વૉલન્ટીયરીંગ'નો ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરતા કહ્યુ હતુ કે,

We are deeply grateful to Government for all the good that it has done us but we cannot be grateful to it when it is no matter with what

best of intentions doing us a terrible and irreparable injury We cannot be grateful to it for degrading our natures for systematically crushing out of us all martial spirit for converting a race of soldiers and heroes into a timid flock of quill driving sheep There are some of us yet, everywhere who would be willing to draw sword and if needful lay down our lives for hearth and homes aye and for the support and maintenance of that Government to which we owe so much Nothing can ever make amends to a Nation for the destruction of its National Spirit, and of the capacity to defend itself and the soil from which it springs'

સંક્ષેપમાં, આ વયોવૃદ્ધ રાજાએ આપણી સરકારે આપણા ઉપર વર્ષોથી અનેક ઉપકારોના બદલા માટે અભિનંદન આપતાં ગોખલે કહ્યું કે આખી પ્રજાને કેવળ નિમકહલાલ ગરીબ ઘેટાં જેવી બનાવી તેના માટે આપણે સરકારનો ઉપકાર માની શકીએ તેમ નથી આખી પ્રજાના વીરત્વનો ધ્વંસ કરવાથી કે પોતાના જ દેશનું રક્ષણ કરવાની શક્તિ અને સાધનો નષ્ટ કરવા માટે આપણે તેમનો ઉપકાર માની શકીએ તેમ નથી આ ઉપરાંત ચાલુ યુદ્ધનું ભવિષ્ય પણ એ દીર્ઘદૃષ્ટિવાન્ વિચારે ત્યાં જ ભાખ્યું હતું,

'Look where you will around you in the world and you will see gigantic armies and armaments There is trouble in store for the whole civilized world and sooner or later a tremendous military struggle will commence, in which, assuredly before it terminates Great Britain will be involved Great Britain with all her wealth cannot put one hundred men into the field for every thousand that several Continental Powers can England herself is isolated, and by her insular position to a certain extent protected but no friendly sea rolls between Europe and Asia, the *landward path to India is known and open* India is not isolated and it will be India on whose possession half Great Britain's wealth and status depends that will be the scene of any serious attack by any Continental Powers on Great Britain'

ત્રીસ વર્ષ ઉપરનું આ ભવિષ્ય આજ કેટલું સત્ય જણાય છે! કાળની ગતિ ગહન છે न जाने जानकीनाथ प्रात काले किं भविष्यति એ સૂત્રાનુસાર એક સમયે જ્યાં અનુપમ શાન્તિ હતી ત્યાં યુદ્ધના નગારાં વાગ્યાં અને નાની પ્રજાઓના અધિકાર અને હક અને સ્વાતંત્ર્યના રક્ષણાર્થે ગ્રેટબ્રિટને આ યુદ્ધની અસાધારણ પ્રવૃત્તિ વેગથી ઉપાડી હિન્દના સૈનિકોએ અગાઉની વખતે ફ્રાન્સમા અને ફરી સામ્રાજ્યને નવજીવન ન આપ્યું હિન્દના લોકનેતાઓએ, રાજાઓએ, લક્ષાધિપતિઓએ અને સમસ્ત પ્રજાએ અંતઃકરણથી સામ્રાજ્યની સેવામાં સર્વસ્વ અર્પ્યું છતાં પણ નામદાર લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર આપણા દેશની પ્રજામાં વિશ્વાસ મૂકી શકતી નથી, એટલું જ નહિ પરન્તુ લોકનાયકો

ઉપર દોષોનું આરોપણ કરે છે, એ મૂર્ખના પગ ના ડગના જેવું બને છે, એ વિરુદ્ધ અમે અમારો સખ્ત વાંધો દર્શાવીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે એ નામદાર લૉર્ડ કર્ઝનના રાજ્યતંત્રના સિદ્ધાન્તો ઉપર ના ચાલતા, નામદાર લૉર્ડ હાર્ડિંજના પ્રોત્સાહક, આશાભર્યા અને ઔદાર્ય ઉપર રચાયેલા મહાન્ સિદ્ધાન્તોને અનુસરી આ દેશની એકરાજ્યનિષ્ઠ અને સ્વાભિમાની દેશપ્રેમી પ્રજાને પોતાના વિશ્વાસમાં લઈ, પોતાનું રાજ્યતંત્ર ચલાવશે તો ગુણજ્ઞ પ્રજા તેનો બદલો પણ દ્વિગુણિત પ્રેમથી વાળશે

ઇંગ્લંડ સૈન્યની સંકુચિત મર્યાદાઓ વધારે વિશાળ બનશે, અહીંની પ્રજા ઉપર વધારે વિશ્વાસ મૂકાશે અને ઉદાર રાજનીતિ ગ્રહણ થશે તો તેથી સરકારને અને પ્રજાને અસાધારણ લાભ થશે એ નિર્વિવાદ છે પગલે પગલે ભય અને શંકા જોવા એ આપણી પ્રગતિના પ્રવાહોમાં અંતરાયરૂપ નીવડશે જાતિઓની, રંગભેદની, દેશભેદની અને સ્વાર્થભેદની બુદ્ધિ નષ્ટ થઈ જાય અને સરકાર અને પ્રજા વચ્ચે આ એક તાદાત્મ્ય ભાવના જન્મ પામે તો જ ઇષ્ટસિદ્ધિ મળી શકે પ્રજા પોતાના તરફથી આ મૂલ્યોના પાલન માટે જેટલી તૈયાર છે તેટલા પ્રમાણમાં સરકાર હજી તૈયાર થઈ નથી–એવું મન હજી ડગુમગુ થયા કરે છે, અમને પ્રશ્ન થાય છે કે આની ડગુ મગુ ગઝાલીન વૃત્તિઓ કયાં સુધી સરકાર ઉપર સામ્રાજ્ય ભોગવશે? અને પ્રજાના કયા સત્કૃત્યોથી સરકારને અમારા ઉપર વિશ્વાસ આવશે? અમે પૂછીએ છીએ કે સ્વેદિ મીઠું બોલી હાજી હા કરતી રાજનિષ્ઠા ના લૉર્ડ ચેમ્સફર્ડ પસંદ કરશે કે ન્યાયને અને દેશને માટે સત્યકથનોમાં કોઇવાર કડવાશનો સ્વાદ ચખાડતી વિશુદ્ધ રાજનિષ્ઠા પસંદ કરશે? અમારા દેશના બાળકોને જન્મથી જ વીર્યની ગોળથુથી પાઈ, તેમના જીવનમાં શૌર્યના જ અંકુરો ફુટી, દેશના અને સામ્રાજ્યના એ પ્રતાપી રાજસેવકો બની રહે અને હિન્દનું રક્ષણ હિન્દ જાતે જ કરવા સમર્થ નીવડે એવી રાજનીતિનો પ્રસાર ગ્રેટબ્રિટન કરે તો ગ્રેટબ્રિટને હિન્દના સમ્બન્ધમાં પોતાની જવાબદારી સંપૂર્ણ બજાવી છે એવું કહેવાશે, અને હિન્દ એ ઉપકારનો બદલો વાળતાં કદિ ભુલશે નહિ! હિન્દ ગુણજ્ઞ છે એની હિમ્મત વખત આવે જ જણાશે

૨. આયર્લૅન્ડ અને સ્વરાજ્ય —

આપણા ગુજરાતમાં એવી એક કહેવત છે કે ' બોલે તેના બોર વેચાય,' વળી, ' ભાગ્ય વિના તો માયે ન પીરસે' ખરેખ, આ કહેવતોની શોધ કરનાર કે જેની ફલદ્રુપ કલ્પનાશક્તિના આ ફલ હશે, તે અનુભવી અને બુદ્ધિશાળી કોઈ ઉર હશે આયર્લેન્ડ એ ગ્રેટબ્રિટનની સાથે જ વસેલો એક ટાપૂ છે લગભગ ચારસો વર્ષ પહેલાથી આ બન્ને દેશો વચ્ચે એકતા થઈ છે, બ્રિટનનો ઉપરી-અધિકાર આજ ત્યાં રાજ્ય કરે છે આયર્લેન્ડના લોકોએ આજ કેટલાંક વર્ષોથી સ્વરાજ્યનો ઝુંડો ઉપાડ્યો છે યૂરપના ચાલુ યુદ્ધ પહેલાં તો ત્યાં એવો ગંભીર મામલો બની ગયો હતો કે ત્યાં *Civil-war* માંહોમાંહ્ય યુદ્ધ ઉભું થાય, પરન્તુ એ ભયંકર તોફાનમાંથી ઘડીભરને માટે ગ્રેટબ્રિટનને બચાવ એથી વધારે ભયંકર તોફાનમાં જોડાવું પડ્યું રાજ્યભક્ત

આયર્લેન્ડના વતનીઓએ વર્ગની તકરારો લ્હડાઈનું સુપરિણામ આવે ત્યાં સુધી ભૂલી જવા માટે વચન આપ્યું અને ત્હેનો યથાશક્તિ અમલ કર્યો પરન્તુ દેશપ્રેમની જાગતી ઉનની જ્યોત ઝાંખી નહિ અને આયર્લેન્ડનું વૈર ખાલ્યુ ખળાયુ નહિ આવી સ્થિતિમાં ગ્રેટબ્રિટનને જોઈતી મદદ ત્હેના તરફથી મળી નહિ, અને પરિણામે યુદ્ધની સામગ્રીઓમાં જોઈતી વસ્તુઓની, દ્રવ્યની અને ઝુઝનીની તાણ પડવા માંડી, અને આયર્લેન્ડના સ્વરાજ્ય સમ્બન્ધમાં લૉર્ડ કર્ઝનના શબ્દોએ આ વસ્તુસ્થિતિમાં આજ સાક્ષી પુરી અને કહ્યું કે, 'A united reconciled Ireland would be an important addition to the strength' The settlement of the Irish question emerged as a world factor of capital importance that might affect the fortunes of Great Britain in the war and the destinies of mankind for generations If an effort was to be made none could dispute that it should be made without delay Since the beginning of the War the situation in Ireland had grown not better but worse and if left alone might grow even worse In that case if we faltered or drifted not merely would we parade our bankrupt statesmanships before the world but we would have earned the deserved condemnation of posterity

લૉર્ડ કર્ઝન આ શબ્દોથી એ જ સૂચવે છે કે આયર્લેન્ડને તાત્કાલિક સ્વરાજ્ય આપવું જ જોઈએ નિઃસંશય અસત્ય છે આયર્લેન્ડે ગ્રેટબ્રિટનની પાસે સ્વરાજ્યની માગણી કરી ગ્રેટબ્રિટને એનો સ્વીકાર કર્યા વિના ચાલે એવું નથી એ સ્પષ્ટ જોવું

વળી, અમેરિકા તરફથી પણ એવી જ આશા રાખવામાં આવી છે કે ગ્રેટબ્રિટન જ્યારે પરરાજ્યની પ્રજાના છુટાપણા માટે યુદ્ધ કરે છે, ત્યારે તેણે પોતાના રાજ્યની પ્રજાને પણ એના હક્ક આપવા જોઈએ, અને એવા અધિકાર એ આપશે જ એવી આશાથી એણે યુદ્ધમાં ઝંપલાવ્યું છે સસ્થાનોના પ્રતિનિધિઓ અને ત્યાંના લોકનેતાઓ પણ અત્યારે આયર્લેન્ડને સ્વરાજ્ય આપવા માટે બ્રિટિશ પાર્લમેન્ટને અને ત્યાંના સત્તાધિકારીઓને મજબુત ભલામણ કરે છે, બીજી રીતે કહીએ તો ફરજ પાડે છે, એના પ્રમાણને ખાતર ઑટાવામાં થોડા જ દિવસ પહેલા એક જાહેરસભામાં ઑ મી ચાર્લસ મરીએ 'આયર્લેન્ડને વગર વિલમ્બે ગ્રેટબ્રિટને છુટાપણુ-સ્વરાજ્ય આપવું જ જોઈએ', એવો મજબુત ઠરાવ પસાર કર્યાનું જણાવ્યું છે વળી ત્યાંના સર વિલ્ફ્રીડ લૉરીઅર તો એટલે સુધી કહે છે કે " આ જાહેર સભા, અને આ ઠરાવ એ તદ્દન વખતસરના છે, અને આ જ વખતે આયર્લેન્ડની સ્વરાજ્યની ચળવળ અત્યન્ત જોસથી અને પ્રમાણ વેગથી ચલાવવી જોઈએ, અને ઈમ્પીરીઅલ પાર્લમેન્ટ એનો તાત્વિક નિર્ણય જો નહિ કરે, તો એ નિષ્ફળતાથી જગતમાં બ્રિટનની પાર્લમેન્ટરી સંસ્થાના બંધારણોનું દીવાળુ ગણાશે " આવા આવા બહારના અનેક તત્ત્વોએ આજ આયર્લેન્ડ તરફ માનુષી પક્ષપાત દર્શાવ્યો છે, અને એ પક્ષપાતના પરિણામે આયર્લેન્ડનું પ્રારબ્ધ તેજસ્વી બન્યું જાય છે અને આ સૌના પરિણામે લૉર્ડ જ્યોર્જ હાઉસ

—ઑફ-કૉમન્સમા સરકારની શરતો રજુ કરી આયર્લન્ડના નેતાઓએ તેનો અસ્વીકાર કર્યો ત્યારે ગ્રેટબ્રિટનની સરકારે જુદી જ વ્યવસ્થા કરવા ધાર્યું અને આયરિશ પ્રજાના એક એકત્રિત મડળને આમત્રણ કર્યું અને એ મડળ—*a convention of Irishmen* પાસે હેમના સ્વરાજ્યના બધારણનો ખરડો સરકારે માગ્યો એ કન્વેન્શનમા આયર્લન્ડની સમગ્ર પ્રજાના, ભિન્નભિન્ન મતમતાન્તરવાળા સંપ્રદાયના અને જ્ઞાતિના પ્રતિનિધિઓ હોવા જોઇએ, અને આયરિશ જીવન અને આયરિશ પ્રવૃત્તિઓના સર્વ અગનો તેમા સમાવેશ થવો જોઇએ એ કન્વેન્શનમા જોડાનાર પ્રત્યેક વ્યક્તિએ એક આયરિશ તરીકે, અને એક સભાસદ તરીકે પોતાનાથી બનતી સૌ પ્રકારની સેવા અને મદદ કરવા જોઇએ—એ પ્રકારની ખાસ શરત કરી છે

આયર્લેન્ડમા બે પક્ષ હતા અને એ બન્ને પક્ષ જુદી જુદી જાતના વાંધા ઉઠાવતા ત્યારે ઉપર પ્રમાણેનુ એક—*Convention* ઓનાવવાનુ નિશ્ચિત થયુ હવે જોઈએ છીએ કે આયર્લેન્ડમા રાજકીય પરિવર્તનો ના ના અને કેવા કેવા થાય છે? યુદ્ધને અંતે થનારી નવી વ્યવસ્થામા આયર્લેન્ડની માફક એક આવશ્યક અગ ગણાશે ગ્રેટબ્રિટનના રાજદ્વારી પુરુષોએ આ પ્રમાણે સ્વરાજ્ય આપવાનો નિર્ણય કર્યો છે, તેમા દીર્ઘદૃષ્ટિ વાપરી છે અન્ય રાજ્યોના સ્વાતંત્ર્ય અને અધિકારના રક્ષણાર્થ ઝુઝી રહેલી બ્રિટિશ પાર્લમેન્ટ અને ગ્રેટબ્રિટનના રાજ્યસૂત્રધારીઓ પોતાને ત્યા અન્યથા રીતિ ગ્રહણ કરે એ એકપક્ષીય ન્યાય ગણાય બ્રિટિશસામ્રાજ્યના પ્રત્યેક અગને સ્વરાજ્ય મળવુ જ જોઈએ, અને એ નીતિ ગ્રહણ થશે ત્યારે જ બ્રિટિશ સામ્રાજ્યના મૂળ ચિરસ્થાયી અને સગીન થશે! દરેક એક અગને દૃઢ અને મજબુત અને સગઠિત બનાવવાની જરૂર બ્રિટને પ્રથમ જોવી જોઇએ આયર્લન્ડના આ કન્વેન્શન સબન્ધમા લૉઇડ જ્યોર્જે યથાર્થ જ કહ્યું છે કે,

'Would it be too much to hope that Irishmen of all creeds and parties might get to gether in Convention for the purpose of drafting a constitution for their country which should secure the just balance of all opposing interests and finally compose unhappy discords which had so long distracted Ireland and impeded its harmonious developments and now were the source of weakness to the people of these isles during one of the greatest trials they have passed through '

ગ્રેટબ્રિટનમા અને આયર્લેન્ડમા જ્યારે એક આખી પ્રજાના સરક્ષણાર્થે રાજકીય હીલચાલો અતિ ગભીર સ્વરૂપ પારણ કરતી જાય છે, આખા યૂરપમા જ્યારે નવનવા રાજકીય પરિવર્તનો સ્હવાર ઉગે થયે જ જાય છે, જ્યારે સ્વરાજ્યરૂપી પુરાતણાના અણમોલા અને અતિપ્રિય લ્હાણા સર્વત્ર વ્હેચાય છે, જ્યારે યૂરપના અને અમેરિકાના મહાન્ રાજદ્વારી પુરુષો યુદ્ધના પ્રચડ જ્વાલામુખીમા ધૈર્યથી ઉભા રહીને પણ ભિન્નભિન્ન દેશની ભિન્નભિન્ન પ્રજાના સુખ, ઐશ્વર્ય સ્વાતંત્ર્ય અને માનુષી અધિકારો આપવા માટે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે, ત્યારે અત્રે અમને એક પ્રશ્ન ઉભો એ થાય છે કે આપણા દેશમા સ્વરાજ્ય વિરુદ્ધ યુદ્ધના

મુગનો ઠુકરાવી અને ઠુકરાવી જબર લૉર્ડ પેન્ટલૅન્ડ જેવા ઇમ્પીરીઅલ સરકારના પ્રતિનિધિઓએ શા પ્રમાણ ઉપર જોઈ હશે? ઈંગ્લન્ડના સ્વાતંત્ર્યપ્રેમી વાતાવરણમાં જન્મથી આજ પર્યંત સ્વાતિચર્યા પછી પણ આવી સંકુચિત બુદ્ધિ શા માટે એ રાખતા હશે? શું યૂરપનો કે શું અમેરિકાનો, કે શું જગતના અન્ય દેશોનો વર્તમાન ઇતિહાસ એમનાથી અજાણ્યો હશે છે? માતાના પેટમાંથી જ જે વ્યક્તિઓએ સ્વાતંત્ર્યના ઉચ્ચ સ્વપ્નાં જોયાં છે એવા પુરુષો અન્યના અધિકારો અને અભિલાષાઓ તરફ આવી સંકુચિત દૃષ્ટિથી કેમ જોતા હશે?

આપણા દેશમાં અત્યારે આવા અમલદારો આપણી અન્તર્ગત સ્વરાજની અને માનુષી અભિલાષાને દાબી રાખવા સતત જોર કર્યા કરે છે અને તે માટે અનેક પ્રતિબંધો મૂકે છે અને મૂકે છે એ બધું શા માટે કરે છે? એના કારણો એમને કોઈ પૂછનાર નથી એવી એમની માન્યતા હોય તો તે બહુ ભૂલભરેલી છે કે માજી વાઈસરૉય લૉર્ડ હાર્ડિંજે સ્વરાજ્યને કાયદાસરની માગણી ગણી છે ઈંગ્લાંડના પ્રતિષ્ઠિત વર્તમાનપત્રકારોએ અને ત્યાંના ખુદ સત્તાધિકારીઓએ એ હીલચાલને ટેકો આપ્યો છે ત્યારે લૉર્ડ પેન્ટલૅન્ડ જેવા અમલદારો તેમાં રાજદ્રોહ જુવે છે એ પણ એમની રાજનીતિની નવી તાસીર જ નહિ તો બીજું કાંઈ? યુદ્ધને અંગે ઇંગ્લન્ડમાં વધારે વિષમ અને ભયંકર સ્થિતિ ઉભી થઈ છે, ત્યાં પણ રાજકીય હીલચાલો વેગ વિશેષ પૂરવેગથી અનિયન્ત્રિત ચાલે છે ત્યારે આપણે ત્યાં તેવી હીલચાલોના તદ્દન શાન્ત અને નિર્દોષ સ્વભાવમાં રાજદ્રોહ જોવાય છે આ સ્થલે અન્ય વિચાર દર્શન કરવા અથવા કરાવવા કરતાં બ્રિટિશ રાજ્યના એક અગ્રગણ્ય નેતા અને વિચારક મી. બાલ્ફરના શબ્દો ટાંકી, લૉર્ડ પેન્ટલૅન્ડ જેવા અમલદાર બન્ધુઓને સ્મરણ કરાવીશું કે 'ते हि वो दिवसा गता ।– તમ્હારા દિવસો ગયા

"Wherever you find free democracy and the spirit of liberty abroad that great spirit of self development on national lines there you find the friends of Allies and enemies of Central Powers We are convinced there is only one form of government whatever it may be called namely, where the ultimate control is in the hands of the people We have staked our last dollar on this and if democracy fails us we are bankrupt indeed But we know that democracy will not fail us"

—Mr Balfour at Ottawa

આયર્લન્ડ સમ્બન્ધમાં આજકાલ એટલી બધી વેગભરી અને પ્રબલ પ્રવૃત્તિઓ ચાલી રહી છે કે અમ્હને વિશ્વાસ છે કે જે ન્યાયપ્રિય વૃત્તિએ આયર્લન્ડને આજ મદદ કરી છે તે જ ન્યાયશીલ વૃત્તિ અમ્હને પણ ન્યાય આપવે પછી ભલે સ્વરાજ્ય વિરુદ્ધના લૉ. પેન્ટલૅન્ડ જેવાના મુદ્દો ચાલે.

આયર્લન્ડને સ્વરાજ્ય પ્રથમ તકે મળો એ અમારી એક ઇચ્છા છે અને અમ્હારા દેશના નવા પરિવર્તનોમાં એ સ્વદેશપ્રેમી બંધુઓ અમ્હને સાહાય્ય આપો સ્વરાજ્ય *Indian Home-Rule-Self-Government under the flag of the British Empire* એ અમારૂં લક્ષ્ય છે હાલમાં હિન્દના હોમરૂલર્સોની દૃષ્ટિ આયર્લૅન્ડે વેગથી ખેંચી છે, તેમના પ્રારબ્ધના પરિણામો તરફ અમ્હારું ધ્યાન છે લૉર્ડ જ્યોર્જ જેવા બ્રિટનના એક ઉમદા રાજપુરૂષના હાથમાં આયર્લૅન્ડનું ભવિષ્ય છે હિન્દનું ભવિષ્ય પણ તેમના જ હાથમાં છે જે ઔદાર્યવૃત્તિ અને જે ન્યાયપરાયણતા એમણે આયર્લૅન્ડ તરફ દર્શાવ્યા છે તે જ ઔદાર્યવૃત્તિ અને કર્તવ્યપરાયણતા અને સમભાવ આપણા તરફ પણ બતાવશે તો એ ગુણ હિન્દ ભૂલશે નહિ, બાકી સ્વરાજ્યના સ્વપ્ના હિન્દના ન્હાને મ્હોટે પુત્રે જોવા માંડ્યા છે, ને હિલચાલમાં એકસામ્રાજ્યનિષ્ઠાના ગૂઢ તત્ત્વો રોપાયા છે, તેમાં એકરાજનિષ્ઠાના પ્રબલ મૂળ નંખાયા છે, અને હજી વધારે સંગીનતાથી બંધાતા જાય છે એ અતિપ્રબલ રાષ્ટ્રીય ભાવના આજ હિન્દનો આત્મા છે, અને એ ભાવના સાક્ષાત્ પ્રભુના દૂતો આવે તો પણ નષ્ટ થઈ શકે એમ નથી એ ભાવના હિન્દનો આત્મા ગણાઈ વધારે તેજસ્વી બને એ જ પ્રત્યેક હિન્દીજનનું લક્ષ્ય છે

---

**ચાલુ વર્ષનું લવાજમ**
**જેમનું બાકી હોય તેમણે**
**તાકીદથી**
**મોકલી આપવા કૃપા કરવી.**

# મજુરો માટે વિનોદનાં સાધનો.

લેખક—રા ત્રિ., બી એ

હાલમા કુશલ પુરૂષો એવુ ભવિષ્ય ભાખે છે કે, હમણાના ઘોર યુદ્ધને અન્તે વ્યાપારનુ એવુ અપૂર્વ ઘોરતમ યુદ્ધ જાગશે કે જે સમયે સર્વ દેશો પોતાના ઉદ્યોગ અને વ્યાપાર વિકસાવવા અને બહોળા પ્રદેશમા સ્થાપિત કરવા ધર્મ્ય કે કૂટનીતિથી મહાભારત પ્રયત્નો કરશે તે પ્રયત્નો ના અને કેવા થશે તેનો ઉહાપોહ યુરપના વિદ્વાન વિચારકોએ અત્યારથી જ કરવા માંડ્યો છે યુરપના મોટા મોટા કારખાના, ત્યાના યન્ત્રો, ત્યાની ગોઠવણ વિગેરે સર્વ જોતા હજુ આપણા ઉદ્યોગો તો ઠેઠ ન્હાના છોકરા જેવા લાગે છે પરતુ સતોષની વાત છે કે છોકરા જેવા જ ન રહેતા હવે મોટા થવા તરફ આપણુ ધ્યાન ગયુ છે આવે સમયે ત્યાના કારખાનાના માલિકો વધારે



કામદારો પુલ' નામની રમત રમે છે.

સારો અને વધારે જથ્થાબધ માલ ઉત્પન્ન કરવા જે જે ઉપાયો કરે છે તેમાનો એક—જેનો આપણે ત્યા અહિં કોઇને સ્વપ્ને પણ ખ્યાલ આવે તેમ નથી અને ઇગ્લાડમા પણ જે હમણા તાજો જ દાખલ થયો છે—તેનો વિચાર કરવો અત્યારે અસ્થાને નહિ ગણાય.

આપણા સર્વનો સાધારણ અનુભવ તો હશે જ કે લાબો વખત એકનુ એક કાર્ય કરવાથી મનુષ્યની બુદ્ધિ બહેર મારી જાય છે, અને હાથ પગ થાકી જવાથી અન્તે તે કાર્ય ઉપર સ્વાભાવિક રીતે કટાળો આવે છે આથી કામની ઝડપ ઓછી થાય છે એટલુ જ નહિ પરતુ માલની જાતમા પણ ફેર પડે છે મનુષ્ય માત્રનો આવો જ સ્વભાવ હોવાથી મનનુ કાર્ય કરનારને તનનુ અને તનનુ કાર્ય કરનારને મનનુ કાર્ય, એમ ફેરબદલી તરીકે થવુ જ જોઇએ પરતુ આવી ફેરબદલી સારૂ મજુરને મહેતાનુ અને મહેતાને મજુરનુ કામ થોડો વખત સુધી પણ અપાય નહિ

આથી કોઈ એવી વસ્તુ શોધવી જોઈએ કે જેથી બન્નેને જોઈતો આરામ મળે આ વસ્તુ તે વિનોદ છે એ એક એવી વસ્તુ છે કે જેને લીધે કામ ઉપરથી કંટાળો ઓછો થાય છે એટલુ જ નહિ પણ ઉલટુ વધારામા તેને લીધે કામ કરવામા જબરો ઉત્સાહ આવે છે કારણ કે વિનોદ સ્નાયુઓમા તેજ આણી આખા દિવસ ખુબ ધ્યાનપૂર્વક કરવા પડતા કામના શ્રમ સારૂ તેમને તૈયાર કરે છે, મનમા ઉલ્હાસ આણે છે, અને તેથી તન અને મનની મજુરી સારૂ સવને તૈયાર કરે છે

ઉદ્યોગ અને વિનોદ એ બે વસ્તુઓ ઉપર આપણી પ્રગતિ બહુ આધાર રાખે છે જો આ બેમાથી એક પણ બંધ પડે તો આપણા વિકાસનો અને આપણી સંસ્કૃતિનો છેડો આવે શારીરિક થાકને લીધે માનસિક ક્ષોભ થઈ મનુષ્યના મનમાથી સર્વ આનન્દ જતો રહે છે જે પુરૂષ આનો ભોગ



નાચ વખતે સંગીતની તૈયારી.

થઈ પડે છે તે આ બાહ્યગી જગતમા પોતાના કે પારકાના સર્વ કામ સારૂ નાલાયક થઈ જાય છે શક્તિ ઉપરાંતના અતિશય કામ કરવાથી સ્નાયુઓ ખેંચાઈ જઈ શિથિલ થઈ જાય છે અને પરિણામે મન પણ નબળુ પડે છે યોગ્ય વિનોદ એ જ આનો ઉપાય છે કામ ગમે તેવુ સખ્ત હોય પણ સાથે વિનોદનુ મિશ્રણ કરવાથી આ ભયનો નાશ થાય છે કારણકે તે ખરચી ગયેલ શક્તિને જાદુની માફક પાછી સજીવન કરે છે વિનોદનુ આવુ મિશ્રણ કરવામા ન આવે તો જે પુરૂષને આખો દિવસ સખ્ત મજુરી શિવાય બીજુ કાંઈ પણ કરવુ પડતુ નથી તે થોડા જ સમયમા નબળા પડી જઈ પાનખરના મોગરી જેવો થઈ જાય છે અને કેટલીક વાર તો તેને ઓળખવો પણ મુશ્કેલ થઈ પડે છે વખત જતા તેનો ઉદ્યોગ વધે છે અને ખરા મનુષ્યત્વની કુદરતી સીમા બહાર ગયેલો એ જણાય છે પોતાના જ સહચારીઓમા તે બેવકૂફ થાય છે અને સર્વ આનંદ ખોઈ પોતાની જીદગી દુખમા જ દરી કહાડે છે આવી સ્થિતિનો મજુર પોતાના



સીકામદાગે ફ્રેનોનાદ સાભળે છે.

માલિકનુ કામ સારૂં કયાથી કરી શકે ? કે તેને ઉલ્લાસ પણ ક્યાથી આવી શકે ? વારણ કે શ્રમથી તેનો કામ કરવાનો ઉત્સાહ નાશ થયો હોય છે તેની દૃષ્ટિ કામ કરવાનો વખત કયારે પૂરો થાય તે સારૂ ઘડીઆળ ઉપર, અને નામો કટાણા ભરેલો મહીનો કયારે પૂરો થાય અને પગાર મળે તે ઉપર, ચોટની હોય છે આમ સારૂ કામ કરવા ઉપર ચિત્ત રાખવાને ઠેકાણે આળસુની માફક બેધ્યાનપણે વખત પુરો થવાની ચિંતામા એ જેવુ તેવુ કામ કર્યે જાય છે વખત થયાનો ટકોરો વાગતા જ કામ પડતુ મુકી પોતાને હાથે જ પોતા ઉપર તાણી લીધેલો કંટાળો દુર કરવા તનને તેમ જ મનને સર્વ પ્રકારે નાનકારક દારૂ જેવી વસ્તુઓ તરફ તે દોડી જાય છે સારા, ગમ્મત પડે એવા અને શરીર સુધારનાર વિનોદો તરફ તેનુ ચિત્ત જતુ નથી મજુરી કરી રહ્યા પછી તેને એક પશુની માફક આહાર નિદ્રા સિવાય બીજુ કાંઈ કરવાનુ તેને સુઝતુ નથી સહને સ્વાભાવિક રીતે આવશ્યક અને કલ્યાણકારક રમત ગમત કરવાથી જેવો તે ઉપયોગી થઈ શકે તેવો તે વિના તે થતો નથી યંત્રની માફક જરુરત પોતાને નસીબે ચોંટેલુ કામ તે કર્યો જાય છે

નવિન સુધારાવધારા કરવામા લક્ષ ન રાખતા, જુનીપુરાણી ચાલની આવેલી રીત પ્રમાણે કામ કરી પોતાને તેમ જ રોકનારને થનાર લાભ ખોઈ, એ પોતાની ઉન્નતિ અટકાવે છે અતિશય શ્રમ અને નિર્બળતાના પરિણામમા આ સિવાય બીજુ શુ કલ્પી પણ શકાય ? આપણા દેશમા તો આથી પણ વધારે વિષમ અને કષ્ટભરી કંગાલ સ્થિતિ છે અને તેની સુધારણા માટે આ લેખમાથી કંઇક ખોરાક મળી શકે એમ છે

વિલાયતના મોટા કારખાનાના માલિકોને હવે સુઝવા લાગ્યુ છે કે મજુરો સબધી જે જે પીડાઓ ઉભી થવા પામે છે તેમા ઘણીવાર તો પોતાનો જ દોષ અને પોતાની જ દીર્ઘદૃષ્ટિની

ખામી હોય છે આ ખામીઓ દુર કરવાના મોટા પ્રયત્નો યુનાઇટેડસ્ટેટ્સમા થાય છે જ્યા જ્યા એ દિશામા પગલા લેવામા આવ્યા છે ત્યા ત્યા ધારવા કરતા વધારે સારા જ પરિણામો આવ્યા છે આરામ અને વિનોદ વિના મજુરો કોથી અનિવાર્ય સખ્ત કામ લીધાથી તેઓ ઉપર ઘણો ભારે બોજો આવી પડે છે એ વાત હવે ઘણે કારખાનાવાળા સમજવા લાગ્યા છે, અને જેઓ આ સત્ય સમજ્યા છે તેઓ પોતાના કારખાનામા જ પોતાને જ ખર્ચ મજુરો તેમ જ બીજુ કામ કરનારા મજુરો સારૂ તરેહ તરેહના વિનોદના અને સાધનો પુરા પાડવા લાગ્યા છે આને લીધે મજુરો અને તેમના ઉપરીઓ વચ્ચે એક પ્રકારની ભાઈબંધી વધતા જાય છે ટંટાફિસાદ, દારૂની નીશામા થતી ખાનાખરાબી, વિગેરે ઘણી ખરી પીડાઓ દુર થઈ છે આને લીધે વિનોદના સાધનોમા વપરાયેલો સઘળો પૈસો વ્યાજ સિકકે પાછા મળી જાય છે એટલુ જ નહિ પરતુ સામો નફો વધે છે

યુનાયટેડ સ્ટેટ્સની ન્યુયોર્કની એડીસન કંપનીએ આ પરોપકારી અને વ્યાપારીનીતિ પોતાને ત્યા મોટા પાયા ઉપર દાખલ કરી છે તે કંપનીની હોમ ઓફીસમા જ એક સુદર રમતગમતનુ ખાતુ બધાઈને તૈયાર થયુ છે જેનો એક ખ્યાલ આપવા માટે આ સાથે આપેલ ચિત્રો મદદ કરશે આ ચિત્રમા બપોરના વિસામાના વખતમા કામ કરનારાઓ બપોર પછી, અને અઠવાડીયામા બીજી વખત નાચ ગમત અને નાચ ગાયન થાય છે અને તેમા આશરે સ્ત્રીપુરુષો આનંદથી ભાગ લે છે તે મકાનની છત ઉપર બગીચો બનાવી તેમા એક સુંદર બાગ બનાવવામા આવ્યો છે ત્યા આઈસક્રીમ અને સ્ટોબેરીની પાર્ટીઓ થાય છે, કેટલાક અઠવાડીએ નાચના મેળાવડા થાય છે અને ઉનાળાના દિવસોમા તો આ ગોઠવણ ખુબ આકર્ષક થઈ પડે છે



કામદાર વર્ગનો બૉલ ( નાચ ).



સ્ત્રીકામદારો ફોનોગ્રાફ સાંભળે છે.

માલિકનું કામ સારૂં કર્યાથી કરી શકે ? તેને ઉલ્લાસ પણ ક્યાંથી આવી શકે ? કારણકે શ્રમથી તેનો કામ કરવાનો ઉત્સાહ નાશ થયો હોય છે તેની દૃષ્ટિ કામ કરવાનો વખત ક્યારે પૂરો થાય તે સારૂ ઘડીઆળ ઉપર, અને નામે કંટાળો ભરેલો મહીનો ક્યારે પૂરો થાય અને પગાર મળે તે ઉપર, ચોંટેલી હોય છે આમ સારૂં કામ કરવા ઉપર ચિત્ત રાખવાને ઠેકાણે આળસુની માફક બેધ્યાનપણે વખત પૂરો થવાની ચિંતામાં એ જેવું તેવું કામ કર્યે જાય છે, વખત થયો કે વાગતા જ કામ પડતું મુકી પોતાને હાથે જ પોતા ઉપર તાણી લીધેલો કંટાળો દુર કરવા તનને તેમ જ મનને સર્વ પ્રકારે નાશકારક નીવડે એવી વસ્તુઓ તરફ તે દોડી જાય છે સારા, ગમ્મત પડે એવા અને શરીર સુધારનાર વિનોદો તરફ તેનું ચિત્ત જતું નથી મજુરી કરી રહ્યા પછી તેને એક પશુની માફક આહાર નિદ્રા શિવાય બીજું કાંઈ કરવાનું તેને સુઝતું નથી સર્વે સ્વાભાવિક રીતે આવશ્યક અને કલ્યાણકારક રમત ગમત કરવાથી જેવો તે ઉપયોગી થઈ શકે તેવો તે વિના તે થતો નથી યંત્રની માફક જડવત્ પોતાને નસીબે ચોંટેલું કામ તે કર્યો જાય છે

નવિન સુધારાવધારા કરવામાં લક્ષ ન રાખતાં, જુનીપુરાણી ચાલતી આવેલી રીત પ્રમાણે કામ કરી પોતાને તેમ જ રોજને થનાર લાભ ખોઈ, એ પોતાની ઉન્નતિ અટકાવે છે અતિશય શ્રમ અને નિર્બળતાના પરિણામમાં આ શિવાય બીજું શું કલ્પી પણ શકાય ? આપણા દેશમાં તો આથી પણ વધારે વિષમ અને કષ્ટભરી કંગાલ સ્થિતિ છે અને તેની સુધારણા માટે આ લેખમાંથી કંઈક ખોરાક મળી શકે એમ છે

વિલાયતના મોટા કારખાનાના માલિકોને હવે સુઝવા લાગ્યું છે કે મજુરો સંબંધી જે જે પીડાઓ ઉભી થવા પામે છે તેમાં ઘણીવાર તો પોતાનો જ દોષ અને પોતાની જ દીર્ઘદૃષ્ટિની

ખામી હોય છે. આ ખામીઓ દૂર કરવાના મોટા પ્રયત્નો યુનાઇટેડ સ્ટેટ્સમાં થાય છે. જ્યાં જ્યાં એ દિશામાં પગલાં લેવામાં આવ્યાં છે ત્યાં ત્યાં ધાર્યા કરતાં વધારે સારું જ પરિણામ આવ્યું છે. આરામ અને વિનોદ વિના મજુરો પાસેથી અનિયત સખ્ત કામ લીધાથી તેઓ ઉપર ઘણો ભારે બોજો આવી પડે છે એ વાત હવે સર્વ કારખાનાવાળા સમજવા લાગ્યા છે, અને જેઓ આ સત્ય સમજ્યા છે તેઓ પોતાના કારખાનામાં જ પોતાને જ ખર્ચે મજુરો તેમ જ બીજું કામ કરનારા મજુરો સારૂ તરેહ તરેહના વિનોદના અનેક સાધનો પુરાં પાડવા લાગ્યા છે. આને લીધે મજુરો અને તેમના ઉપરીઓ વચ્ચે એક પ્રકારની ભાઇબંધી વધવા માંડી છે. ટંટાફિસાદ, હડતાલો, કામમાં થતી ભાંગફોડ, વિગેરે ઘણી ઘટનાઓ કમી થઇ છે. આને લીધે વિનોદનાં સાધનોમાં વપરાયેલો સર્વ પૈસો વ્યાજ સિક્કે પાછો મળી જાય છે એટલું જ નહિ પણ સામો નફો થાય છે.

યુનાઇટેડ સ્ટેટ્સની ન્યુઓર્કની એન્ડીકોટ-જોનસન કંપનીએ આ પરોપકારી અને વ્યાપારીનીતિ પોતાને ત્યાં મોટા પાયા ઉપર દાખલ કરી છે. તે કંપનીની હોમઓફીસમાં જ એક સુંદર રમતગમતનું ખાતું બંધાઇને તૈયાર થયું છે. જેનો કંઈક ખ્યાલ આપવા માટે આ લેખ સાથે ચિત્રો મુક્યાં છે. ત્યાં બપોરના વિસામામાં રમતમાં શનિવારે બપોર પછી, અને અઠવાડીયામાં બીજી ત્રણ રાત્રિઓએ રમત ગમત અને નાચ ગાયન થાય છે, અને તેમાં આશરે હજાર સ્ત્રીપુરુષો આનંદથી ભાગ લે છે. તે મકાનની છત ઉપર અગાસી બનાવી તેમાં એક સુંદર બાગ બનાવવામાં આવ્યો છે. ત્યાં આઇસ્ક્રીમ અને રકાબેગીની પાર્ટીઓ થાય છે, રોજ અગાસીએ નાચના મોટા મેળાવડા થાય છે અને ઉનાળાના દિવસોમાં તો આ ગોઠવણ ખુબ આનંદદાયક થઇ પડે છે.



કામદાર વર્ગનો બૉલ ( નાચ )

# વેદોમાં રોગજંતુશાસ્ત્ર.

અથવા

## જર્મથીઅરી.

લેખક—રા બળવન્તરાય ઝવેરીલાલ વૈદ્ય.

આજકાલ ઘણુકરી સર્વ લોકોની માન્યતા એવી છે કે પાશ્ચાત્ય વિદ્વાનોએ જ રોગજન્તુ શાસ્ત્ર( *Germ Theory* )ની શોધ કરી છે અને અર્વાચીન કાળમાં તેમણે જ તેને વિસ્તૃત સ્વરુપમા મુખ્ય પૂર્ણ કર્યુ છે, અને તેમા કાંઈ સદેહ નથી કે યુરોપના વિદ્વાનોએ એ શાસ્ત્રનો સ્વતન્ત્ર રીતે શોધ કરી તેને પૂર્ણ બનાવ્યુ, પરન્તુ આ સ્થળે મારૂ કહેવુ એ છે કે આર્ય ઋષીપ્રણીત પ્રાચીન વેદના ગ્રંથોમા પણ આ શાસ્ત્રની કોઈ કોઈ વાતો જણાય છે અને વૈદિક મંત્રોને અવલોકતા જણાય છે કે વૈદિક કાળમા પણ પ્રરાજન્તુશાસ્ત્રની કલ્પના હતી જુઓ —

ये अन्नेषु विविध्यति पात्रेषु पिबतो जनान्

॥ यजु० ॥

"ખાવાનુ અન્ન તથા પીવાના પાણી દ્વારા શરીરમા પ્રવેશ કરી વિવિધ પ્રકારના વ્યાધિ લોકોના (શરીર)મા જે ઉત્પન્ન કરે છે" આ પ્રકારનુ વર્ણન રોગજન્તુઓના સબધમા ઉક્ત વેદમંત્રમા આવ્યુ છે વળી જુઓ —

अन्वान्त्र्य शीर्षण्यमथो पार्ष्टेय क्रिमीन् ।
अवस्कव व्यध्वर क्रिमीन् वचसा जम्भयामास ॥

अथर्व० २।३१।४

"આતરડામા, મસ્તકમા પાસળીઓમા જવાવાળા ( અર્થાત્ ત્યા જઈ રોગ ઉત્પન્ન કરનારાઓ ) વ્યધ્વર તથા અવસ્કવ કૃમિ થાય છે તેનો અમે નાશ કરીયે છીએ"

ઉક્ત મંત્રમા સ્પષ્ટ રીતે કહ્યુ છે કે, "આ કૃમિ આતરડા, મસ્તક, તથા પાસળીમા જાય છે અને ત્યા નાનાપ્રકારના વ્યાધિ ઉત્પન્ન કરે છે" આ કૃમિઓની અનેક જાતિ હશે તથા તે દરેક જાતિના નામ ભિન્ન ભિન્ન હશે પરતુ આ મંત્રમા બે જાતના કૃમિનો ઉલ્લેખ છે એક અવસ્કવ તથા બીજો વ્યધ્વર, તેમા વ્યધ્વર શબ્દથી ઘણો બોધ મળી શકે છે તે માટે વ્યધ્વર શબ્દનો અર્થ જોઈએ —

વિ+અધ્વર વિ=વિરૂદ્ધ અધ્વર=યજ્ઞ અર્થાત્ યજ્ઞના વિરોધી એટલે યજ્ઞ જ્યા ન થાય તે સ્થાનપર ઉત્પન્ન થઈ વૃદ્ધિ પામવાવાળા, અથવા યજ્ઞથી જેનો નાશ થાય છે એવા કૃમિ ઓને વ્યધ્વર કહે છે વળી અધ્વર શબ્દનો એક અન્ય અર્થ થાય છે -

वि=विरुद्ध, अ=निषेध, ध्वरा=हिंसा ॥

" हिंसा निषेधनी विरुद्ध " અર્થાત્ જ્યા હિંસા થાય છે ત્યા રહેનારાઓ તથા જ્યા અહિંસા છે ત્યા નહિ થનારાઓ, એવા જે કૃમિ થાય છે તે व्यध्वर કૃમિ છે અર્થાત્ તે હિંસાથી અથવા માસવાળા પદાર્થોથી ઉત્પન્ન થનારાઓ, તથા નિર્માસ પ્રયોગથી નાશ પામનારા કૃમિ થાય છે, એ શબ્દ માસાહારનો વિરોધી અને નિર્માસાહારને અનુકૂલ છે

આ પ્રકારના અનેક મન્ત્રો વેદમા આવ્યા છે, જેને અવલોકતા રોગજન્તુશાસ્ત્રની વૈદિક કલ્પના સ્પષ્ટ વિદિત થઈ શકે છે, એ રોગજન્તુઓની કેટલીક અન્ય જાતિઓનો ઉલ્લેખ નિચેના મન્ત્રમા આવેલ છે જુઓ –

दृष्टमदृष्टमतृहमथो कुरुरूमतृहम् ।
अलगण्डून्त्सर्वान् छलुनान् क्रमीन्
वचसा जम्भयामसि ॥

अथर्व० २।३१।२

દશ્ય તથા અદશ્ય કુરૂરૂ, અલગડૂ, તથા શલુન એમ ત્રણ કૃમિનુ વર્ણન છે, તથા એમ પણ કહ્યુ છે કે કઈ જાતના કૃમિ નેત્રથી જોઈ શકાય છે, અને કઈ અન્ય જાતિના એવા સૂક્ષ્મ હોય છે કે નેત્રથી જોઈ શકાતા નથી આજકાલના પાશ્ચાત્ય જન્તુશાસ્ત્રજ્ઞોની પણ આ વાતમા સમ્મતિ છે અસ્તુ આ પ્રકારના જે જે મન્ત્રો વેદમા આવે છે, તેનો વિચાર કરવાથી નિઃસંદેહ વિદિત થાય છે કે વેદમાં રોગજન્તુશાસ્ત્રની વિદ્યા છે મે ઉપર જે મન્ત્રોનો ઉલ્લેખ કર્યો છે, તેમા પાચ જાતના કૃમિના નામનો ઉલ્લેખ છે

૧ અવસ્કવ ૨ વ્યધ્વર. ૩ કુરૂરૂ ૪ શલગડૂ ૫ શલુન

એ કૃમિઓની પાચ જાતિના નામ છે કૃમિઓની છઠ્ઠી જાતિનુ નામ " रुद्र " છે, તેનુ વર્ણન —

ये अन्नेषु विविध्यन्ति पात्रेषु पिबतो जनान् ॥

यजु० ॥

આ શ્લોક ઉપર પણ દર્શાવ્યા છે તે પ્રમાણે આ रुद्र સજ્ઞક જન્તુઓ અન્નપાણીદ્વારા શરીરમા જઈને જુદાજુદા પ્રકારના રોગોને ઉત્પન્ન કરે છે આ સૂક્ષ્મ જન્તુઓનુ " રૂદ્ર " નામ કયા કારણથી આપવામા આવ્યુ છે તેનો વિચાર કરવો પણ આવશ્યક છે –

"रोदयन्तीति रुद्राः" ॥

" જે રોવડાવે છે તેને ' રૂદ્ર ' કહે છે, આ રૂદ્ર સજ્ઞક રોગજન્તુ જે ૠતુમા જે ગામ પ્રવેશ કરે છે અને જુદીજુદી જાતના રોગ ઉત્પન્ન કરે છે તે સમયે લોક ત્રાસ પામી રોવા

• સરસ્વતીચન્દ્ર ભાગ ૨ જો. રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

લાગે છે કોલેગ, અતિસાર, સનિપાતાદિ મહા વ્યાધિઓના ઉત્પન્ન થવાથી લોક કેટના દુખી થાય છે તેને વિચાર કરવાથી વિદિત થશે કે તેનુ નામ રૂદ્ર યથાર્થ રીતે જ રાખવામા આવ્યુ છે આ રૂદ્ર જીવ ક્યા રહે છે તેનુ વર્ણન નીચેના મન્ત્રમા આપ્યુ છે

नमो रुद्रेभ्यो ये पृथिव्यां येऽन्तरिक्षे ये दिवि येषामन्नं
वातो वर्षमिषवः ॥

यजु० ॥

"જે રૂદ્ર પૃથિવીપર, અન્તરિક્ષમા તથા આકાશમા રહે છે, વાયુ એ જ જેનુ અન્ન અને વૃષ્ટિ એ જ જેનુ શર છે તે રૂદ્રોને નમસ્કાર," અર્થાત્ આ રૂદ્રરૂપી રોગજન્તુ સપૂર્ણ અન્તરિક્ષમા છે અને તે હવાનું ભક્ષણ કરીને રહે છે, અને તે એવા સૂક્ષ્મ હોવાથી પાણી દ્વારા પેટમા જઈને અનેક પ્રકારના જુદાજુદા વ્યાધિઓ ઉત્પન્ન કરી શકે છે, એના નિવાસસ્થાનનુ વર્ણન કરી પણ અવલોકીયે —

अस्मिन्महत्यर्णवेन्तरिक्षे भवा अधि ॥
नीलग्रीवाः शितिकण्ठा शर्वा अधः क्षमाचराः ॥ ३ ॥
नीलग्रीवाः शितिकण्ठा दिवꣳ रुद्रा उपश्रिताः ॥ ४ ॥
ये वृक्षेषु स स्पिंजरा नीलग्रीवा विलोहिताः ॥ ५ ॥
ये अन्नेषु विविध्यन्ति पात्रेषु पिबतो जनान् ॥ ६ ॥

यजु० ॥

તેઓ મહાન સમુદ્રમા, અન્તરિક્ષમા તથા પૃથ્વીપર નીલગ્રીવ તથા શિતિકંઠ, શર્વ (જન્તુની સજ્ઞા) રહે છે, દ્યુલોકમા "રૂદ્ર નામના રહે છે," એ વૃક્ષોમા પણ રહે છે, તથા—

सहस्राणि सहस्रशो ये रुद्रा अधिभूम्याम् ॥

यजु० ॥ १ ॥

એવા રૂદ્ર આ પૃથિવીપર હજારો છે, તેમા જેનો કંઠ નીલ હોય છે તેને નીલકંઠ કહે છે તથા જેનો કંઠ શ્વેત હોય છે તેને શિતિકંઠ કહે છે આ પ્રકારે સહસ્ર જીવ પૃથ્વીપર તથા સહસ્ર અન્તરિક્ષમા રહે છે પૂર્વોક્ત નામોમા "शर्व" એવુ પણ તેનુ એક નામ આવ્યુ છે જેનો અર્થ—शृणाति हिनस्ति इति शर्व । જે હિંસા કરે છે તેને शर्व કહે છે, એ માટે તેને વેદમા शर्व કહ્યા છે પુરાણોમાં રૂદ્રદેવતા સહાર કરવાવાળા માનવામાં આવ્યા છે, તેનો હેતુ એ જ છે કે આ રુદ્રોના કારણથી જે વ્યાધિ થાય છે તે દ્વારા પ્રાણી માત્ર મરી જાય છે, આ કારણથી એને રૂદ્ર તથા શર્વ કહેલ છે એના અનેક નામ વેદમા આવેલ છે તેમાના કંઈ અહીં આપીએ છીએ

* આહાર

(૧) रुद्र—રોવડાવનાર
(૨) शर्व—આણુઘાતક
(૩) भिक्षणक—ક્ષીણુતા ઉત્પન્ન કરનાર.
(૪) भीम—ભયકર
(૫) प्रभव—બહુ જ ઉત્પન્ન થનાર
(૬) खेचर—આકાશમા સચાર કરનાર
(૭) गोचर—પૃથ્વીપર ફરનાર
(૮) नक्तचर—રાત્રિમા ફરનાર
(૯) घोर—ભયાનક
(૧૦) यज्ञघ्न—યજ્ઞથી જેનુ મૃત્યુ થાય છે
(૧૧) व्यध्वर—યજ્ઞના વિરોધી
(૧૨) कामनाशक—કામનો નાશ કરનાર
(૧૩) बलघ्न—બળનો નાશ કરનાર
(૧૪) महीचारी—પૃથ્વીપર સચાર કરનાર
(૧૫) निशाचर—રાત્રિમા સચાર કરનાર
(૧૬) उन्माद—ઉન્માદવાયુ ઉત્પન્ન કરનાર
(૧૭) काल—
(૧૮) निहता—
(૧૯) वध—
(૨૦) निर्जीव— } પ્રાણુહરણુ કરનાર.

એ પ્રકારના કેટલાક અન્ય શબ્દો છે જે રૂદ્રવાચક છતા વ્યાધિ તથા સહારવાચક હોય છે, પ્રાય એવુ જોવામા આવે છે કે જે રાક્ષસવાચક શબ્દ છે તે સર્વ શબ્દ રૂદ્ર વાચક તથા રોગજન્તુઓના પણ વાચક છે વૈદ્યનુ નામ "रक्षो–हा" ( અર્થાત–રાક્ષસ-હન્તા ) વેદમા આવેલ છે જેનાથી સ્પષ્ટ રીતે વિદિત થશે કે રાક્ષસવાચક શબ્દ રોગજન્તુઓના પણ વાચક છે જુઓ —

यत्रौषधिः समग्मत राजानः समिताविव ।
विप्रः स उच्यते भिषग्रक्षोहाऽमीवचातनः ॥

જે બ્રાહ્મણની સમીપ ઔષધિઓનો મોટો સગ્રહ રહે છે, તે વિપ્રને ભિષગ્ કહે । તથા તે (रक्षोहा) રાક્ષસોનો નાશ કરનાર તથા (अमीवचातन) રોગોને દુર કરના હોય છે

આ મન્ત્રમા "रक्षो–हा" એ શબ્દ છે જેનો સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરવાની ઘણી આવશ્યકતા છે એ પદનો અર્થ रक्ष=રાક્ષસ, અસુર, हा=હનન કરનારો= "રાક્ષસોનો નાશ કરનારો" એવુ સ્પષ્ટ છે ઔષધિઓના સગ્રહવાળો વૈદ્ય રાક્ષસોનો નાશક કેમ હોઈ શકે એ પ્રશ્ન અત્રે ઉપસ્થિત થાય છે પુરાણપ્રતિપાદિત વિશાળ દેહધારી ક્રૂર રાક્ષસોને જો ગ્રહણ કરવામા આવે તો તે રાક્ષસોનો નાશ વૈદ્યની ઔષધિઓથી થવાનુ અવશ્ય પ્રતિત થાય છે વૈદ્ય જો કોઈનો પણ નાશ કરતો હોય તો તે રોગબીજનો નાશ કરે છે, અને રોગબીજ, રોગજન્તુ જ સૂક્ષ્મ રાક્ષસ છે તો તે રોગજન્તુરૂપી રાક્ષસોનો ઔષધિ યોજના દ્વારા નાશ કરે છે એ કારણથી વૈદ્યને "रक्षो–हा" કહે છે કદાચ રાક્ષસ શબ્દનો રોગજન્તુ અર્થ ન થાય તો આ મન્ત્રમા એ શબ્દનો કોઈ અન્ય સયુક્તિક અર્થ દષ્ટિમા આવતો નથી. ઉક્ત મન્ત્રમા દર્શાવેલ अमीवचातन (રોગહારક) નામ વાસ્તવિક છે પણ "रक्षो–हा" 'રાક્ષસોનો નાશ કરનાર' એ નામથી કયો યોગ્ય આશય નીકળે છે? અર્થાત् रक्षो–हा શબ્દથી કદાચ "રોગ જન્તુ સહારક" એવો અર્થ લેવામા આવે તો 'अमीवचातन' શબ્દનો અર્થ સ્પષ્ટ થાય

છે તથા "રક્ષો–હા" શબ્દનો અર્થ પણ પૂર્વાપર શબ્દોના અર્થની સાથે સારી રીતે પ્રતીત થાય છે

રાક્ષસ રાત્રિને સમયે પ્રકટ થાય છે, એવુ પ્રાય સપૂણ પુરાણોમા કહેલુ છે તેનો અર્થ રોગજન્તુઓનુ રાત્રિને સમયે પ્રબળ થાય છે એવો જો લેવામા આવે તો તે અર્થ આધુનિક જન્તુશાસ્ત્રને અનુકૂળ છે એ અર્થના સાધક "नक्तचर" નિશાચર "रात्रिचर" ઇત્યાદિ શબ્દો છે

પુરાણોમા રાક્ષસોના શરીરનુ વર્ણન જ્યાં જ્યા આવેલ છે, ત્યા ત્યા તેમના શારીર-વર્ણનમા કોઈ સ્થળે અતિ વિશાળ તો કોઈ સ્થળે અતિ સૂક્ષ્મ પણ વર્ણવ્યા છે આ સદેહ નિવૃત્તિ માટે કાઇક વિચાર કરવાની આવશ્યકતા છે નિચે આપેલા શતપથ બ્રાહ્મણના અવતરણ ઉપરથી રાક્ષસોના શરીર અને આકારનો નિશ્ચય થઈ શકશે જુવો —

શતપથ આખ્યાયિકાના અવલોકનારને નિમ્નલિખિત આશય વિદિત થશે –મનુ–અર્થાત્ વિદ્વાન મનુષ્યની પાસે ऋषभादि વનસ્પતિઓ હતી, તે દ્વારા તે રોગોને ઉપશમ કરતો હતો પશ્ચાત્ રોગજન્તુઓએ ઔષધિઓનો પરાજય કર્યો એ વખતે મનુષ્યોએ માનવી મનન શક્તિ–દ્વારા રોગોનો ઉપશમ કરવાનો પ્રારભ કર્યો રોગજન્તુઓએ એ શક્તિને પણ જીતી લીધી, અને પાછળથી મનુષ્યોએ યજ્ઞનો પ્રારભ કર્યો તે સમયે રોગજન્તુરૂપી રાક્ષસો હતવીર્ય થઇને પરાભવ પામ્યા

ઉક્ત શતપથીય આખ્યાયિકામા "असुर', તથા "राक्षस" એ બે શબ્દો આવ્યા છે પૂર્વાપર સમ્બન્ધ જોતાં એ બને શબ્દો રોગજન્તુઓ વાચક પ્રતિત થાય છે "असुर" શબ્દના મૂળ અર્થ असु+ल (प्राण–हरण करनार) હશે, સસ્કૃતમા र તથા ल ને અભે માનવામા આવે છે, આ નિયમાનુસાર મુળ 'असुल' શબ્દનુ રૂપાતર 'असुर' થઈ ગયુ હશે, અથવા 'असुर' શબ્દના દેવ અને રાક્ષસ એવા બે પરસ્પર વિરોધી અર્થ છે, દેવવાચક "असु+र" શબ્દનો પ્રાણદાતા એવા અર્થ થાય છે એની વિરૂદ્ધ રાક્ષસવાચક "अ+सुर" શબ્દનો અર્થ પ્રાણહર્તા હોવો જોઈએ તાત્પર્ય કે કોઈ પણ રીતે જોતા અસુર શબ્દનો અર્થ આયુહારક હોવો જોઈએ અને તે પરથી એ શબ્દો રોગજન્તુઓના બોધક હોવાનો સભવ છે ઉક્ત પ્રમાણોથી વિચારશીલ પુરૂષોના મનમા આવશે કે વૈદિક સાહિત્યમા રોગજન્તુઓની કલ્પના છે એ રોગજન્તુઓના નામનો પૂર્વે સ્થળે ઉલ્લેખ થઈ ગયો છે હવે તેના સ્વરુપનો થોડો વિચાર કરીયે शिति+कंठ તથા "नील+कंठ" એ શબ્દોથી એના કન્તુ સ્વરૂપ પ્રતીત થાય છે જેનો કંઠ શ્વેત હોય તેને शितिकंठ કહે છે, તથા જેનો કંઠ નીલો હોય છે તે नीलकंठ કહે છે વળી જોઈએ –

असौ यस्ताम्रो अरुण उत बभ्रु सुमंगल ॥ ये चे मा रुद्रा अभितो दिक्षुश्रिता, सहस्रशो वैषां हेड इमहे ॥ नमो महद्भ्य सुक्लेभ्यश्चवो नम ॥ આ મન્ત્રોમા (૧) ताम्र (૨) अरुण (નારગી

રગતુ) (૩) વભ્રુ-ભુરા રગતુ (૪) મહાન્-વિશાળ (૫) क्षुल्लक-નાનુ, સક્ષ્મ-આ શબ્દો આવ્યા છે આ શબ્દોથી રોગજન્તુઓના સ્વરૂપની કલ્પના થઈ શકે છે क्षुल्लक શબ્દ તેના આકારની સૂક્ષ્મતા પ્રતીત કરાવે છે नमो विक्षीणकेभ्य આ મત્રમા विक्षीणक શબ્દ આવેલ છે જેનો અર્થ વિશેષ ક્ષીણતા ઉત્પન્ન કરાવનાર એવો છે આ રૂદ્રસ્વરૂપી રોગજન્તુએ અત્યન્ત ક્ષીણતા ઉત્પન્ન કરે છે તેથી તેને 'વિક્ષીણક' કહે છે, વેદમા તેને यमदूत પણ કહ્યા છે-

वैवस्वतेन प्रहितान् यमदूताश्चरतोऽपसेधामि सर्वान् ॥ ११ ॥
आरादरातिं निर्ऋतिं परोग्राहिं क्रव्यादः पिशाचान् ॥
रक्षोयत्सर्वं दुर्भूतं ततम इवाप हन्मि ॥ १२ ॥

अर्थव० ८।२।१२ ॥

"વૈવસ્વતના મોકલેલા સપૂર્ણ યમદૂતોનો હુ નાશ કરૂ છુ" રાક્ષસ, પિશાચ, માસાહારી, ગ્રાહી-( લાબા વખત થયા ગ્રહણ કરી રહેના-પુરાણો રોગ ) 'નિર્ઋતિ-દુષ્ટ' નો હુ નાશ કરૂ છુ આ મત્રોમા રાક્ષસ, પિશાચ, ગ્રાહી, નિર્ઋતિ વિગેરે યમદૂતોના નામ આવ્યા છે તે બધા નામ રોગોત્પાદક જન્તુઓના છે જો એવુ ન માનવામા આવે તો આગલા મત્રનો અર્થ લગાવવો મુશ્કેલ થઈ પડે છે જુવો -

वनस्पतिः सह देवैर्न आगव् ।
रक्षः पिशाचानय नाधमानः ॥

अथर्व० १२।३।१५ ॥

દિવ્ય ગુણો સહિત વનસ્પતિ આવી, જે રાક્ષસ તથા પિશાચનો નાશ કરે છે આ મત્રમા કહેલ છે કે 'રાક્ષસ તથા પિશાચ ઇત્યાદિનો નાશ કરનારી વનસ્પતિ આવી.' હવે વનસ્પતિ દ્વારા રાક્ષસોનો નાશ થવાનો સભવ કેવી રીતે છે? પુરાણ પ્રતિપાદીત મહાન દેહધારી રાક્ષસોનો નાશ વનસ્પતિ દ્વારા કેવી રીતે હોઈ શકે છે? કદાચ વિશાળ દેહધારી રાક્ષસોનો નાશ વનસ્પતિ દ્વારા હોવાનો સભવ હોય તો પુરાણમા વર્ણવેલા મહાન મહાન યુદ્ધો શા માટે કરવા પડત? કોઈ કહેશે કે વિષયુક્ત વનસ્પતિથી રાક્ષસોનો નાશ થવા સભવ છે તેના પ્રત્યુત્તરમા પ્રતીત થશે કે વિષથી પ્રાણીમાત્રનો નાશ થવા સભવ છે, તો એ મત્રમા રાક્ષસ તથા પિશાચનો ઉલ્લેખ કરવાનુ શુ પ્રયોજન છે? આથી એવુ માનવુ પડશે કે વનસ્પતિદ્વારા નાશ થનારા રાક્ષસને જ રોગજન્તુ સમજવા જોઇએ કારણ કે ઔષધિ દ્વારા તેનો જ નાશ થવા સભવ છે, વૈદ્યક ગ્રન્થોમા કહેલ છે કે ઔષધિઓ દ્વારા રોગબીજનો નાશ થાય છે આ સમ્બન્ધ ધ્યાનમા લાવવાથી પ્રતિત થાય છે કે, રાક્ષસ, પિશાચ, વિગેરે શબ્દો રોગજન્તુઓના જ વાચક છે

યમદૂત શબ્દના વિષયમા એક પૌરાણિક કલ્પના જોવી જોઇએ વિષ્ણુપુરાણમા કહ્યુ છે કે–"યમદૂતોનો પરાજય વિષ્ણુદૂત સદૈવ કરે છે આથી વિષ્ણુના ઉપાસકો યમદૂતથી નિર્ભય રહે છે " આ કથાનુ સ્પષ્ટીકરણ કરવા શબ્દોના અર્થ જોવા જોઈએ –

यमदूत—રોગજન્તુ

विष्णु—સૂર્ય

विष्णुदूत—સૂર્યપ્રકાશ, સૂર્યકિરણ

યમદૂત વિષ્ણુદૂતની સામે નહિ ટકી શકવાનો અર્થ એ જ છે કે સૂર્યપ્રકાશમા રોગ જન્તુઓ રહી શકતા નથી જેવી વિપુલ સૂર્યપ્રકાશમા જે રહે છે તેને यमदूत–અર્થાત્ રોગ જન્તુઓનો ભય હોઇ શકે શકતો નથી આવા ગહન સિદ્ધાતપર પૌરાણિક ગાથાઓ રચાઇ છે એમ વિદિત થાય છે અસ્તુ હવે એ વાતોને ધ્યાનમા રાખી આપણે પૂર્વોક્ત શબ્દોના અર્થ જોઇએ —

ग्राही—પકડી રાખનાર (રોગ) અર્થાત્ બહુ દિવસ સુધી દુર ન થનારો રોગ

क्रव्याद—માસની ક્ષીણતા કરનારો રોગ

पिशाच—રક્તનો નાશ કરનારો રોગ.

આ નામ આ રોગોને ઉત્પન્ન કરનાર રોગજન્તુઓના થાય છે એ પ્રકારે અન્ય શબ્દોના વિષયમા જાણવુ જોઇએ

હવે વનસ્પતિ દ્વારા રાક્ષસોનો નાશ થાય છે એ વિષયમા અન્ય પ્રમાણ જોઇએ —

अजशृङ्गयज रक्षः सर्वानगधेन नाशय ॥

अथर्व० ४।३७।२ ॥

'અજશ્રૃગી નામક વનસ્પતિના સુવાસથી સર્વ રાક્ષસો નાશ થાય છે વનસ્પતિના સુવાસથી નષ્ટ થવાવાળા રાક્ષસ પુરાણપ્રતિપાદિત રાક્ષસ નિશ્ચયથી ન હોવા જોઈએ, વનસ્પતિના ગધથી રોગજન્તુ અથવા એવા જ સૂક્ષ્મ જન્તુ નાશ થઇ શકે છે એવો વિચાર કરવાથી પૂર્વોક્ત મત્રમા 'रक्ष" પદથી રોગજન્તુઓનુ જ ગ્રહણ થવુ ઉચિત છે એ રોગ જન્તુઓનો નાશ એક પ્રકારની વનસ્પતિના ગધથી થાય છે, અને એવા પ્રકારની કૃમિઘ્ન વનસ્પતિ અનેક હશે એ સર્વેનો ઉલ્લેખ કરવાની અત્રે આવશ્યકતા નથી, હવે અન્ય પદાર્થોનો વિચાર કરીયે —

यो अग्रतो रोचनाना समुद्रा दधि यज्ञिपे ।
शखे न हत्वा रक्षासि अनिणो विपहामहे ॥

अथर्व० ४।१०।६ ॥

ઉક્ત મત્રમા કહ્યુ છે કે "શખ દ્વારા રાક્ષસોનો નાશ થાય છે,' શખ ઔષધિ દ્રવ્ય છે, અને શખભસ્મ કેટલાક વ્યાધિપર ઉત્તમ અસરકારક છે, પાણીમા ઘોળીને શખદ્રાવનો

પણ ઉપયોગ થાય છે, અર્થાત્ શખ અત્યન્ત જન્તુનાશક છે જે જે પદાર્થો રોગ દૂર કરનારા હોય છે તે પ્રાય રોગજન્તુઓને અર્થાત્ રાક્ષસોનો પણ વિનાશ કરે છે એ પ્રકારે અગ્નિ પણ રોગજન્તુનાશક છે જુવો —

उपप्रागाद्देवोग्नि रक्षोहाऽमीवचातनः ।
दहन्न यद्वया विनो यातुधानन किमीदिनः ॥

अथर्व० १।२८। १ ॥

"યાતુધાન, કિમીદીન તથા રાક્ષસોનો નાશ કરનારો, તથા રોગોનો દૂર કરનારો અગ્નિદેવ આવે છે આ મન્ત્રમા અગ્નિને માટે જેમ "अमीव+चातन (રોગનાશક) કહેલ છે તેમ रक्षो+हा રાક્ષસ વિધ્વંસક પણ કહેલ છે યાતુધાન, કિમીદીન, રાક્ષસ એ સર્વે નામ રોગજન્તુના જ છે, તેનો નાશ કરનાર હોવાથી જ અગ્નિને रक्षो+हा કહેલ છે, અને અગ્નિ રાક્ષસ (જન્તુ) વિધ્વંસક હોવાથી જ अमीव+चातन હોઇ શકે છે જન્તુઓનો નાશ અને રોગની અદસ્યતાનો સમ્બન્ધ પરસ્પર (રોગનાશક) નિત્ય છે, અને જેવી રીતે પૂર્વ મન્ત્રમાં रक्षो+हा[1] અને अमीव+चातन[2] વૈદ્યને માટે કહેલ છે તે જ પ્રમાણે આ મન્ત્રમા અગ્નિને માટે પણ કહેલ છે આવી રીતે સર્વ મન્ત્રોને વિચારપૂર્વક અવલોકવાથી પ્રતીત થાય છે કે રાક્ષસોનો વિધ્વંસ કરનારી વસ્તુઓ અવશ્ય રોગનાશક સભવે છે, જ્યારે રાક્ષસ જ રોગ જન્તુઓ છે તો તેઓ બહુજ વધવાથી રોગો પણ બહુ જ વધે છે અને તેનો નાશ થવાથી રોગ પણ ઘટે છે, અને આ પ્રમાણે રાક્ષસવિધ્વંસક પદાર્થ આરોગ્યદાયક સમજવામા આવ્યા છે અગ્નિ પણ એ પ્રકારે આરોગ્યદાયક પૂર્વોક્ત મન્ત્રમા કહેલ છે અગ્નિ બળવાથી તેની સાથે હવા પણ બળે છે, અને એ સમયે વાયુમા રહેનારાવાળા રાક્ષસ (રોગજન્તુ પણ) બળે છે અગ્નિથી તૃપ્ત થયેલ વાયુ એ સમયે પાતળો થવાથી ઉપર જાય છે અને બીજો વાયુ એ જ સ્થાને આવે છે અને તેમાના રાક્ષસ (રોગજન્તુ) મરી જાય છે એ પ્રમાણે થવાથી અગ્નિ બળતો હોય તે સ્થાનનો વાયુ શુદ્ધ થાય છે આજકાલ મ્યુનિસિપાલીટીના પણ એમ જ કરવામા આવે છે જે મકાનમા પ્લેગ વિગેરે રોગ થાય છે તે મકાન અને તેની ચારે બાજુએ અગ્નિ બાળવામા આવે છે, અને આવી રીતે રોગોત્પાદક જન્તુઓનો નાશ કરવાને સરકાર પ્રયોગ કરે છે વળી વીશમી સદીના ડાકટરો પણ અગ્નિને રોગજન્તુવિધ્વંસક સ્વીકારે છે અને એજ આશય रक्षो+हा તથા अमीव+चातन એ બે પદથી વેદમન્ત્રમાં પ્રતિત થાય છે

રોગ વિનાશક તરીકે અગ્નિ શુ કાર્ય કરે છે તે ઉક્ત પદોમા સારી રીતે વર્ણવેલ છે અગ્નિ દ્વારા રોગજન્તુઓનો નાશ થાય છે અને રોગ દૂર થઈ શકે છે એ વાત અન્ત

૧ रक्षोहा—રાક્ષસવિધ્વંસક ૨ अमीवचातन —રોગનાશક

કરણમા સારી રીતે સ્વીકૃત થઇ તો યજ્ઞનું મહત્વ સમજવાને વધારે સમય નહિ વ્યતિત થાય જુવો, યજ્ઞની ક્રિયામાં શુ થાય છે ?—

૧ વિશિષ્ટ પ્રકારના સમીધોથી અગ્નિ પ્રદીપ્ત કરવામા આવે છે

૨ ગાયનુ ઉત્તમ ઘૃત આહુતિદ્વારા હોમવામા આવે છે

૩ સુગધિત, રોગનાશક, સ્નિગ્ધ, તથા મિષ્ટ એવી ચતુર્વિધ હવનસામગ્રી અગ્નિમાં બાળવામા આવે છે

૪ મનમા પવિત્ર ભાવના રાખવામા આવે છે

યજ્ઞમા ઉપરોક્ત પ્રકાર કરવામા આવે છે, તેમા કોઈ પ્રકાર અયોગ્ય નથી અગ્નિ બાળવાથી વાયુ શુદ્ધ થાય છે એવુ જો માનવામા આવે તો જેમા વિશિષ્ટ પ્રકારની ઔષધિનો હવન કરવામા આવે છે એવો અગ્નિ અનિષ્ટ કાર્ય કરે છે એવુ કોણુ કહેશે ? યજ્ઞમા જે પદાર્થનો હવન કરવામા આવે છે તે પદાર્થ ઠીક છે અથવા તેમા સુધારણાની અપેક્ષા છે એ પ્રશ્ન સ્વતન્ત્ર છે આ સ્થળે મારૂ એ જ કથન છે કે જ્યારે માત્ર કાઠ દ્વારા પ્રદિપ્ત થયેલો અગ્નિ વાયુ શુદ્ધિ કરે છે તો વિશિષ્ટ પ્રકારના ઉત્તમ કાષ્ઠો અને ઔષધિથી પ્રજ્વલિત થયેલો અગ્નિ ઉત્તમ અસરકારક હોવાનો સભવ છે એવી ઔષધિઓનો કેમ ઉપયોગ કરવો એ સ્વતન્ત્ર પ્રશ્ન છે, અને તેનો વિચાર વૈદ્યશાસ્ત્રી અને આરોગ્યપ્રવર્તકોએ કરવો ઉચિત છે અત્રે તો એટલુ જ બતાવવાનુ છે કે યજ્ઞનુ તત્વ અતિ ઉત્તમ છે અને તે યજ્ઞ અગ્નિના રોગનાશક ગુણની ઉત્તમ અસરપર રચાયુ છે

કોઈ કહે છે કે યજ્ઞ કરવો એ એક પ્રકારની પોપ લીલા છે પરન્તુ આમ કહેનારનુ અજ્ઞાન છે વાસ્તવિક અવલોકનથી પ્રતિત થશે કે અગ્નિનો વાયુ શુદ્ધિકારક ગુણ અનુભવમા આવ્યા પછી જ યજ્ઞની ક્રિયા સર્વમાન્ય મનાયલી હોવી જોઇએ, અર્થાત્ યજ્ઞ કરવો એ પોપ લીલા નથી પરન્તુ તે એક અતિ આવશ્યક કર્તવ્ય છે, અને એટલા વિચારથી પ્રતિત થાય છે કે અગ્નિ એ 'રાક્ષસહન્તા' અર્થાત્ રોગજન્તુનાશક તેમજ આરોગ્યવર્ધક છે વળી વિશેષ —

दौष्वप्न्य दौर्जीवित्य रक्षो अभ्यमराय्यः ॥
दुर्णाम्नीः सर्वा दुर्वा चास्ता अस्मन्नाशयामसि ॥
अथर्व० ४।१७।६॥

(૧) દુષ્ટ સ્વપ્ન (૨) દુર્જીવિત્વ (૩) રાક્ષસ (રોગજન્તુ) (૪) અશુદ્ધિ (૫) વાચા તથા શબ્દોનો દોષ એ સર્વનો અમો નાશ કરીએ છીએ

આ મત્રમા વિવિધપ્રકારના વ્યાધિનો ઉલ્લેખ છે દુષ્ટ સ્વપ્ન આવવા એ મનનો વિકાર છે જીવન દુ ખમય ભાસવુ એ ( મનનો તથા ) શારીરિક દોષ છે ઉપરાંત વાચાનો દોષ વિગેરેનુ

૧ રાક્ષસો અથાત્ રોગજ તુ

મૂળ કારણ "रक्ष" અર્થાત્ રોગજન્તુ તથા "अराय" અર્થાત્ અશુદ્ધિ છે, એનો નાશ થવાથી તેના કાર્યભૂત વ્યાધિનો પણ નાશ થાય છે આ મન્ત્રમા આવેલ "अराय", શબ્દનો અર્થ અત્યન્ત મહત્વનો છે અ+अरायि' શબ્દનો અર્થ અશુદ્ધિ 'अदातृत्व' એવો છે 'अरायि'નો रक्ष પદની સાથે અહીં સમ્બન્ધ છે આથી પ્રતીત થાય છે કે—અશુદ્ધિમા રાક્ષસો ઉત્પન્ન થાય છે, અને શુદ્ધિમા તેઓ નથી હોતા, અગ્નિ શુદ્ધિ ઉત્પન્ન કરનાર હોવાથી રાક્ષસોનો વિધ્વંસક છે અને એજ ઉદ્દેશથી યજ્ઞદ્વારા રોગ દૂર થાય છે જુવો —

मुचामित्वा हविषा जीवनाय कमज्ञात यक्ष्मादुतराजयक्ष्मात् ॥
ग्राहिर्जग्राह यदि वैतदेन तस्या इन्द्राग्नि प्रमुमुक्तमेनम् ॥ १ ॥
यदि क्षितायुर्यदि वा परेतो यदि मृत्योरतिक नीत एव ॥
तमाहरामि निर्ऋतरुपस्थात् अस्पार्षा मन शतशारदाय ॥ २ ॥
सहस्राक्षेण शतशारदेन शतायुषा हविषा हार्षमेनम् ॥
शत यथेम शरदो न यातीन्द्रो विश्वस्य दुरितस्य पारम् ॥ ३ ॥
शत जीव शरदो वर्धमानः शत हेमताञ्छतमु वसन्तान् ॥
शतमिन्द्राग्नी सविता बृहस्पतिः शतायुषा हविषेम पुनर्दुः ॥ ४ ॥

"હે વ્યાધિગ્રસ્ત મનુષ્યો! તમને જ્ઞાત તથા અજ્ઞાત વ્યાધિથી આ યજ્ઞદ્વારા આરામ કરૂ છુ કદાચ બહુ જ દિવસનો રોગ હોય તો ઇન્દ્ર અને અગ્નિ દ્વારા આરામ થાય છે, કદાચ રોગી મરણોન્મુખ થયો હોય તો પણ પુન આરોગ્યસમ્પન્ન થઇ શકે છે, શરીરની અન્દર જે કાંઈ દુરિત થયેલ હોય તે આ શતગુણીય હોમથી દૂર થઈ શકે છે ઇન્દ્ર (વિદ્યુત) અગ્નિ સૂર્ય, તથા બૃહસ્પતિ (જ્ઞાનિ)ની સહાયથી આસન્નમરણ રોગી પણ પુન શતાયુષી થઈ શકે છે"

ઉપરોક્ત ચારે મન્ત્ર અતિ ઉપયુક્ત છે "दुरित" એવો એક શબ્દ છે દુરિત સઘળા રોગોનુ મૂળ છે એમ માનવામા આવે છે તેની સત્યતા જોવા આ મન્ત્રનો અર્થ જોવો જોઈએ —

दुर=विषयम्, दुष्ट, इत=गत, अन्दर=प्रविष्ट

શરીરની અન્દર જે વિષમ, દોષયુક્ત પદાર્થ ગયો હોય તે 'દુરિત' સમજવામા આવે છે શરીરની અન્દર સમતા ઉત્પન્ન કરવાવાળા પદાર્થ અહિતકારી અર્થાત્ દુરિતરૂપ થાય છે. શરીરના પોષક પદાર્થ હિતકારક અને રોગોત્પાદક પદાર્થ સઘળા 'દુરિત'રૂપે સમજવામા આવે છે યુરોપમા ડૉ કુન્હેએ સિદ્ધ કરી બતાવ્યુ છે કે શરીરની અન્દર વિષમ પ્રકૃતિ (*Foreign matter*) ઉત્પન્ન થવાથી ભિન્ન ભિન્ન પ્રકારના દરદો થાય છે તથા તે નષ્ટ થવાથી રોગની નિવૃત્તિ થાય છે, 'દુરિત' શબ્દ પણ આજ આશય સિદ્ધ કરે છે રોગ જન્તુઓથી શરીરસવર્ધન નથી થતુ તેથી તેને 'દુરિત' સમજવામા આવે છે તેને

શરીરથી દૂર કરવાના ઉપચાર ઉક્ત મત્રમા કહ્યા છે હનન, અગ્નિ, વિદ્યુત્, સૂર્ય એમની સહાયથી રોગબીજનો નાશ થાય છે એ ઉક્ત મત્રોનો આશય છે, અગ્નિથી રોગજન્તુ નષ્ટ થાય છે, એ પૂર્વે દર્શાવ્યુ છે હવે સૂર્યના વિષયમા જોઈએ —

उद्यन्नादित्य, क्रिमीन्हन्तु निम्लोच हन्तु रश्मिभिः ।
ये अन्त' क्रिमयो गवि ॥ १ ॥ विश्वरूप चतुरक्ष क्रिमिम् सारग-
मर्जुनम् । शृणाम्यस्य पृष्टीरपिवृश्चामि यच्छिरः ॥ २ ॥
अते शृणामि शृगे याभ्या वितुदायसिभिनिहिते कुसुभ
यस्ते विषधानः ॥ ३ ॥

अथर्व० २।६।१ ॥

"ઉદય થનારો તથા અસ્ત થનારો સૂર્ય પોતાના કિરણોથી કૃમિઓનો નાશ કરે, જે કૃમિ ભૂમિ તથા આકાશમા રહે છે આ કૃમિ અનેક જાતના થાય છે કોઈ ચાર નેત્રવાળા, કોઈ શ્વેત, કોઈ રક્ત, એવા અનેક પ્રકારના થાય છે, તે સર્વનો હુ નાશ કરૂં છુ તેને બે શીગડા પણ થાય છે જેનાથી તે પ્રાણીઓને કાપે છે, અને તેની પાસે એક વિષની થેલી પણ રહે છે "

ઉક્ત મત્રમા સૂર્ય કિરણો દ્વારા કૃમિઓનો નાશ થાય છે એમ કહ્યુ છે જેમ અગ્નિ રાક્ષસ (રોગજન્તુ) સહારક છે, તેમ સૂર્ય પણ છે સૂર્યનુ વર્ણન વેદમા ઇન્દ્ર શબ્દથી તથા સૂર્ય શબ્દથી આવેલ છે સર્વ સ્થાનમા એને રાક્ષસહન્તા જ કહેલ છે વિદ્યુતનુ વર્ણન પણ ઇન્દ્રના સૂક્તોમા આવેલ છે, તે પણ રાક્ષસસહારક છે પૃથ્વીપર અગ્નિ, અન્તરિક્ષમા વિદ્યુત, દ્યુસ્થાનમા સૂર્ય, એવા ત્રણ દેવો રાક્ષસોનો નાશ કરી રહ્યા છે એ ત્રણ પદાર્થ રોગ જન્તુઓના નાશક છે એવુ આધુનિક યુરોપિય વિદ્વાનો પણ સ્વીકારે છે, તેથી આ વિષયમા અધિક લખવાની આવશ્યકતા નથી અસ્તુ

આ નિબધમા રોગજન્તુઓના સમ્બન્ધમા વેદમા જે અનેક ઉલ્લેખ આવેલ છે તેનુ સારાશમા દિગ્દર્શન કરાવ્યુ છે

૧ વેદમા રોગજન્તુઓની કલ્પના કેવી રીતે છે?
૨ તેના નામ કયા કયા છે?
૩ તેની કેટલી જાતી છે?
૪ તેની ઉત્પત્તિ કેવી રીતે થાય છે?
૫ તેનો નાશ કેવી રીતે થાય છે

ઇત્યાદિ વિષયપર વિસ્તારથી લખવાથી નિબધનો વિસ્તાર અતિ વધી જવાના ભયે સઘળા વિષયોનુ દિગ્દર્શન સારાશમા જ આપ્યુ છે

---

# કેળવણીનું માહાત્મ્ય.

લેખક—રા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.

કેળવણી એ શબ્દ ગુજરાતી ભાષામા ક્યારથી વપરાવા લાગ્યો તે બાબત કેળવણી શબ્દના ઇતિહાસપરત્વે ઘણી અગત્યની ગણાઈ શકે છે કારણ કે ભાષાશાસ્ત્ર *(Science of Language)* નુ જ્ઞાન મેળવવામા તે આવશ્યક છે, પરન્તુ "કેળવણીના માહાત્મ્ય" પરત્વે તેની તેટલી ઉપયોગિતા નથી માટે તે સમ્બન્ધમા એટલુ જ કહેવુ બસ થશે કે,–કેળવવુ એ ક્રિયાપદ ઉપરથી કેળવણી એ નામ થયુ છે અને વિદ્યા–જ્ઞાન–*Education* વિગેરે તેના પર્યાયવાચક શબ્દોથી ઘણીવાર વિવેચન થતુ જોવામા આવે છે વિદ્યા–જ્ઞાન વિગેરે પર્યાયવાચક શબ્દો આપણે વાપરીએ નહિં તોપણ કેળવવુ એ શબ્દ ઉપરથી પણ કેળવણી શબ્દનો સામાન્ય અર્થ આપણે જાણી શકીએ છીએ કોઈ પણ વસ્તુ કે પ્રાણીને કેળવણી આપવી એટલે તે વસ્તુમા રહેલી શક્તિને સપૂર્ણ ઉપયોગમા લઈ શકાય તેવી તે વસ્તુને બનાવવી, એટલે કે કોઈ પણ વસ્તુ અથવા પ્રાણીને જે સ્થિતિમા તેને કુદરતે મૂક્યુ હોય તેમાથી તેનો વિકાસક્રમ ઉત્તમ પ્રકારે વધીને સૃષ્ટિમા તેને પરમ ઉપકારક અને સહાયક બનાવી શકાય સ્પષ્ટ શબ્દોમા કહીએ તો પ્રાણીમાત્રના હિતમા પ્રવૃત્ત કરનાર તથા સર્વોત્તમ હિતસાધક વિદ્યા તે કેળવણી છે આથી આપણે એમ સિદ્ધ કરી શકીએ છીએ કે કોઇ પણ પ્રાણી કે પદાર્થ ઉત્તમ સામર્થ્ય-યુક્ત હોય પરતુ તે સર્વોત્તમ હિતસાધક ન હોય તો તેને આપણે ઉત્તમ કહી શકીશુ નહિ. જોકે ઉત્તમ, ઉત્કૃષ્ટ એવા શબ્દો અધિક સામર્થ્ય બતાવવા માટે વપરાતા જોવામા આવે છે પરતુ સામર્થ્યવાન્ પણ ઉત્તમ ત્યારે જ ઠરે છે કે જ્યારે તે સાથે નમ્રભાવ હોય છે શ્રીવ્યાસ ભગવાન સાધુપુરૂષો તથા ખળ પુરુષોના લક્ષણ જણાવતા કહે છે કે विद्याविवादाय धन मदाय शक्ति परेषां परपीडनाय । खलस्य साधोर्विपरीतमेतज्ज्ञानाय दानाय च रक्षणाय ॥ જેનો ભાવાર્થ એવો છે કે ખળ પુરૂષને જો શક્તિ પ્રાપ્ત થઈ હોય તો તેનો ઉપયોગ અન્યને પીડા કરવામા કરે છે, ધન હોય તો તેને અભિમાન આવે છે, અને વિદ્યા મેળવી હોય તો તેનો ઉપયોગ અન્યનું બૂરૂ બોલવામા કરે છે આથી ઉલટુ સાધુપુરૂષ વિદ્યાનો ઉપયોગ જ્ઞાનપ્રાપ્તિમા કરે છે, ધન મળ્યુ હોય તો ગરીબોને અને અસહાયને મદદ કરવામા તે વાપરે છે અને શક્તિ પ્રાપ્ત કરી હોય તો દુર્બળ પ્રાણીઓના રક્ષણમા તેને વાપરે છે મહાકવિ કાલિદાસ પણ એ જ અર્થને સમર્થન કરતા કહે છે કે क्षमा शक्तौ त्यागेश्लाघाविपर्यय गुणागुणानुबधित्वात् तस्य स प्रसवा इव । શક્તિ છતા ક્ષમા વાપરવી, અગણિત દાન આપવા છતા મૌનવૃત્તિ સેવવી એ ગુણો જન્મની સાથે જ રઘુકુલમા જન્મેલા રાજાઓમા હોય તેમ જણાતુ હતું, અને આવા ગુણો તે કુલમા હોવાથી શ્રીરામચદ્રજીએ તેમા જન્મ ધરી તે કુળને વધારે યશસ્વી બનાવ્યુ હતું શ્રીવ્યાસભગવાન પણ એ જ હેતુને લક્ષ્યમા રાખી કહે છે કે परोपकार पुण्याय पापाय परपीडनम् એટલે કે અન્યને પીડા કરવામા શક્તિનો ઉપયોગ કરવો તે પાપ છે અને

તેજ શક્તિને અન્યનો ઉપકાર કરવામા વાપરવી તે પુન્ય છે આથી સર્વોત્તમ શ્રેય સાધક વિદ્યા તેને આપણી કેળવણી એવુ નામ આપીશુ પછી તે શારીરિક હોય કે માનસિક, ઐહિક શ્રેય સાધક હોય કે આમુષ્મિક, મનુષ્યને આપવામા આવતી હોય કે અન્યને

આવી જાતની કેળવણીથી જ આપણા પૂર્વજો–આર્યો–મોટા બ્રહ્મર્ષિઓ તેમ જ જનક–નળ–રામ–યુધિષ્ઠિર–અકબર આદિ રાજાઓ યશ શરીર પાછળ મૂકી ગયા છે

જે વ્યાઘ્રાદિ પશુઓને કેળવણી આપવાથી લોકોને રજાડવાને બદલે સરકસના ખેલમાં રંજન કરતા આપણે જોઈએ છીએ કેળવણીના પ્રભાવથી જ પૃથ્વી ઉપર ઉત્પન્ન થતી વિવિધ વનસ્પતિને તેના ગુણદોષનુ યથાર્થદષ્ટિથી અવલોકન કરી આહાર્ય બનાવી શકાય છે તથા ઔષધિરૂપે વિવિધ રોગ ટાળવા માટે ઉપયોગી બનાવી શકાય છે કેળવણીના પ્રતાપથી જ ગાય–ભેંસ–બકરી વિગેરે જાનવરોને પાળી તેમાથી દુધ–દહીં–છાશ–માખણ–ઘી વિગેરે પોષક તત્વો ઉપજાવી શકાય છે અને ઘોડા–બળદ–ગધેડા–વિગેરે પ્રાણીઓને વ્યવહારમા કામે લગાડી શકાય છે કેળવણીથી જ ઘેટા–આલપાકા–કોશેટા વિગેરેમાથી ઉત્તમ વસ્ત્રો માટે સામગ્રી તૈયાર મેળવી શકાય છે અને કેળવણીથી જ તે વસ્તુઓમાથી ઉત્તમ કામળા–પોષાક–પીતાંબર વગેરે તૈયાર કરી શકાય છે

અન્ધકારના જમાના પછી શાંતિના જમાનામા આગગાડી–આગબોટ–દોરડાવાળા તેમ જ દોરડા વિનાના તાર–વિજળીક બળથી ચાલતા યન્ત્રો વિગેરેના ઉપયોગથી વ્યવહારના માર્ગ સરલ અને નિર્ભય બનાવી શકાય છે તે પણ કેળવણીનો જ મહિમા છે

કેળવણીના જ પ્રતાપે અલ્પાયાસે કાષ્ટપુતળીરૂપી યંત્રો પાસે અનેક કામ કરાવાય છે તથા હજારો અને લાખ્ખો માણસો જેટલા સમયમાં લખી શકે તેથી ઘણા જ ઓછા સમયમાં મુદ્રણકળાની શોધથી આપણે આંધળાને પણ ઉકલે તેવા અક્ષરો લખાવી શકીએ છીએ તે જ શક્તિ ગ્રહ તથા ઉપગ્રહ અને તારામંડળ તથા રાશિઓના નિયમોને નક્કી કરે છે તેમ જ ગ્રહણ તથા ક્રાન્તિકાળને મુકરર બનાવે છે રાત્રે કે દિવસે, અંતરાય રહિત કે સહિત, ઘરમા કે બહાર, જળમા કે સ્થળમા, પૃથ્વી ઉપર કે વ્યોમમા વસ્તુ–પ્રાણી કે પદાર્થની આબેહુબ પ્રતિકૃતિ ફોટોગ્રાફની કળાથી ચિતરી શકે છે તે પણ કેળવણીનો જ પ્રતાપ છે કેળવણીથી જ મનુષ્ય દેવ થઇ શકે છે કેળવણીથી જ રાજા પ્રજાઉપર રાજ્ય ચલાવી શકે છે કેળવણીથી જ મનુષ્ય કે પ્રાણીમાત્રનો અવાજ ફોનોગ્રાફની પ્લેટમા ઉતારી શકાય છે, અને કેળવણીથી ટેલીફોનની મદદથી મોટા વિસ્તૃત પ્રદેશ ઉપર લોકો ઘણે દૂરથી પણ પરસ્પર વાતચિત કરી શકે છે

ઉપરના અસખ્ય કારણોને લીધે જ કેળવણી–જ્ઞાન–ને શાસ્ત્રોમાં सत्य ज्ञानमनन्त ब्रह्म એ પ્રમાણે બ્રહ્મરૂપ કહેવામા આવ્યુ છે, અને એ જ કારણથી *Knowledge is Power* એટલે જ્ઞાન એ અદ્‌ભુત શક્તિ છે એમ કહેવાય છે અને તે જ કારણથી સાક્ષાત્ ઈશ્વર

( यस्मिन्नीश्वर इत्यनन्यविषय शब्दो यथार्थाक्षर ) વસ્તુને માટે લખવામા આવેલો શ્રીપુષ્પદંતકૃત મહિમનનો શ્લોક

असितगिरिसमं स्यात्कज्जल सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव (કેળવણી-જ્ઞાન) गुणाना पारं न याति ॥

અક્ષરશ લાગુ પડે છે સહસ્ત્રફણાથી શેષ પણ તેનુ યથાર્થ વર્ણન કરી શકતો નથી કારણ કે જ્ઞાન બ્રહ્મરૂપ છે અને તેથી यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह એ શ્રુતિ પ્રમાણે મન અને વાણી પણ તેનુ વર્ણન કરતા શ્રમિત થઈ જાય છે

વળી વિદ્યા એવી અનર્ઘ વસ્તુ છે કે ભાઈઓ તેમાથી ભાગ પડાવી શકતા નથી, ચોર તેની ચોરી કરી શકતો નથી, પુસ્તકોને પાણી પલાળી શકે છે પરન્તુ વિદ્યાને તે સ્પર્શ કરી શકતુ નથી, એવી જ રીતે અગ્નિ તેને બાળી શકતો નથી તેમ ઉંદરડા પુસ્તકને કાતરી શકે છે તેમ જ્ઞાનને કરડી શકતા નથી તરવારથી તેના કટકા થઈ શકતા નથી, સૂર્યનો તાપ તેને સુકવી શકતો નથી તેમ મરુત્ દેવ તેને ગોપી શકતા નથી એવુ એ બ્રહ્મવિદ્યારૂપી યક્ષ છે કે જેને બધા દેવતાઓમાથી ઇન્દ્રે પ્રથમ જાણવા પ્રયત્ન કર્યો હતો અને તેથી તે દેવતાઓનો રાજા થયો અને આ કારણથી જ શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણપરમાત્માએ જણાવેલુ આત્માનુ સ્વરૂપ अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च વિગેરે જ્ઞાન-ને અક્ષરશ મળતું આવે છે અને તેટલા માટે જ દેહને કૌમાર, યૌવન, જરા વિગેરે અવસ્થા હોય છે પરન્તુ સરસ્વતી સદા કુમારી જ છે આ કારણથી જ કુમારી મેરીથી જ્ઞાનભાસ્કર જીસસ ક્રાઇસ્ટનો જન્મ થયો કહેવાય છે કે જે જ્ઞાનભાસ્કરના પ્રતાપથી આપણને હાલ જ્ઞાન મેળવવાના સાધનો જે અન્ધકારના જમાનામાં નષ્ટપ્રાય થયા હતાં તે પાછા મેળવવાની ઉત્તમ તક મળી છે

આ કારણોને લીધે જે લોકોએ કેળવણી લીધી છે તે સિવાયના शेषास्तु ब्रह्मनिस्यै परिभ्रमति એ પ્રમાણે પૃથ્વીને ભારરૂપ છે

આથી વિદ્યાના ગુણાનુવાદનુ કીર્તન જે બાબતમા જેવામા આવે છે તે પ્રાત સ્મરણીય તેમ જ મનન કરવા યોગ્ય છે

O happy is the man who hears
Instruction s warning voice
And who Celestial wisdom makes
*His early only choice*
She has treasures greater far
Than east and west unfold

And her rewards more precious are
Than all their stores of gold
In her right hand she holds to view,
A length of Happy days
And riches with splendid honours joined
Are what her left displays
According as her labours rise
So her rewards increase
Her ways are ways of pleasantness
And all her paths are peace

જેનો ભાવાર્થ એવો છે કે,

જે પુરૂષ સરસ્વતીદેવીનો સૂચક અનાજ સાંભળે છે, અને જે સ્વર્ગીય જ્ઞાન (બ્રહ્મવિદ્યા)ને પહેલી પસંદગીનો વિષય બનાવે છે તેને ધન્ય છે પૂર્વ અને પશ્ચિમ દિશારૂપી ભંડારકરના પણ સરસ્વતીનો ભંડાર વિશાળ છે અને તેની કૃપાનુ ફળ સુવર્ણખચિત ભંડારથી પણ અધિક છે તેના જમણા હાથમા તે સુખી દિવસોની માળા ધારણ કરે છે અને તેના ડાબા હાથમા ઉત્તમ પદવીઓથી અલંકૃત લક્ષ્મી છે

કેળવણીનો મહિમા અપાર હોવાથી જ વિદ્વાન પુરૂષ જ્યા જાય ત્યા માન પામે છે જ્યારે એક મૂર્ખ માણસ પોતાના ઘરમા જ પૂજાય છે, એક મુખી કે તલાટી તે ગામડામા જ પૂજાય છે, એક તાલુકદાર પોતાના તાલુકામાજ માન પામે છે અને એક રાજા પોતાના દેશમા માન પામે છે

આટલા માટે જ જગતમા પ્રતીત થતી સર્વ વસ્તુઓ નાશવંત છે જ્યારે વિદ્યા વાપરતા વધે व्यये कृते वर्धत एव नित्यम् એવી કહેવામા આવે છે સમુદ્રમથન–અગ્નિહોત્રમા અરણિઓથી ઘર્ષણ દ્વારા પ્રકટ કરવામા આવતો અગ્નિ, સંવાદસમિતિ (*Debating Clubs*) પાર્લામેન્ટ, કોંગ્રેસ–સંધિસમિતિઓ (*Leagues*) વિગેરેમા કરવામા આવતી ચર્ચા પણ ઉપરોક્ત વાક્યનુ જ સમર્થન કરે છે

કેળવણીનુ માહાત્મ્ય આટલુ ઉત્તમ હોવાને લીધે જ રાજપુત્ર કચ દૈત્યગુરૂ શુક્રાચાર્યને ત્યા મૃતસંજીવિની વિદ્યા ભણવા ગયા હતા અને અનેક કષ્ટ સહન કર્યા હતાં અને એ જ કારણથી શ્રીકૃષ્ણ સાંદિપની ઋષિને ત્યા રહ્યા હતા એ કારણથી જ આજ પણ અસંખ્ય શાળાઓ–કળાભુવન–આર્ટ કોલેજો વિગેરે ખોલવામા આવે છે એ ઉત્તમતાને લીધે જ લોકો ઘરબાર, સગાવહાલા સર્વ તજી–જાપાન–અમેરિકા–ઈગ્લંડ–જર્મની વિગેરે સ્થળે અભ્યાસ કરવા જાય છે એ માહાત્મ્ય જાણીને અપાત્રે દાન ન થાય તેટલા માટે શ્રીકૃષ્ણપરમાત્માએ મોહિની રૂપ ધર્યું હતું એ મહત્તાને લીધે જ વેદાનુસાર એ વાક્ય પ્રમાણે પ્રનયને સમયે વિષ્ણુ ભગ-

વાને વેદનો ઉદ્ધાર કર્યો હતો એ માહાત્મ્ય જાણીને જ વેદની સહિતા કણ્ઠસ્થ રાખવા માટે–જટા–ઘન–સપુટ આદિ પદ્ધતિઓની પ્રાચીનકાળમા શોધ કરવામા આવી હતી

આથી જ વિદ્યાના માહાત્મ્યને નહિ જાણનારને પશુભિ સમાના એ પ્રમાણે પશુની સત્રા આપવામા આવે છે એ માહાત્મ્ય નહિ જાણવાથી જ રાવણ–શિશુપાલ–વૃત્રાસુર–કસ–ચાણક્ય વિગેરેએ પોતાનો શિરચ્છેદ કરાવ્યો અનેક શાસ્ત્રનો અભ્યાસ કરવા છતાં પણ રહસ્ય નહિ જાણવાથી દુર્વાસા સુલભ કોપ રહ્યા આથી જ પાણિનિ મુનિને સિંહે મારી નાખ્યા–જૈમિનિ ઋષિને હાથીએ ચીરી નાખ્યા તેનુ કારણ પણ કેળવણીનો અભાવ એ કેળવણીનુ રહસ્ય નહિ જાણવાથી જ દાનવો પ્રબળ હોવા છતા પણ તેનો પરાજય થતો અને કેળવણીનુ ખરૂ રહસ્ય સમજનાર દેવોનો હમેશા વિજય થતો

જ્યારે કેળવવાથી આલ્પ્સ પર્વતમા અનેક મનુષ્યોના જીવ, કુતરાઓએ બચાવ્યા કહેવાય છે વર્તમાન યુદ્ધમા પણ કુતરોને કેળવવાથી અનેક સૈનિકોના પ્રાણ બચાવી શકાય છે આથી મનુષ્યદેહ–જે દેવતાઓને પણ દુર્લભ–તેને યોગ્ય રીતે કેળવવામા આવે તો શુ શુ સિદ્ધિ ન મેળવી શકાય?

આ પ્રમાણે કેળવણી સબન્ધમા સામાન્ય અવલોકન કર્યા પછી તેના અગભૂત સગીતકળા–ચિત્રકળા–યુદ્ધકળા–યાત્રિકકળા (*Mechanics*) વિગેરે સક્ષેપમા જોઈએ

સગીત–નાદબ્રહ્મ–ની સિદ્ધિ પ્રાપ્ત કરવાથી નરસિંહમહેતો કેદારો રાગ ગાઈ સકટમાં પ્રભુના દર્શન કરી શકતા, અને હિંદોલ ગાઈ કારાગ્રહમા પણ તેમણે પ્રભુનું સ્મરણ કર્યું હતુ, તાના અને રીરી મલ્હાર રાગ ગાઈ ગાયકશિરોમણિ તાનસેનનો દીપક રાગથી પ્રજ્વલિત દેહ શાત કરી શકી હતી અને વર્ષાદ વરસાવી શકી હતી તે જ પ્રમાણે માલકોષ રાગથી લોકો પત્થરને પણ પીગળાવી શકતા સામવેદના ગાનથી સામવેદી બ્રાહ્મણ સમુદ્રના ઉછળતા તરગો ઉપર વિજય મેળવી કમળપત્ર ઉપર બેસી ઇષ્ટ સ્મરણ કરી શકતો માધવ નામનો ગાયક સગીત કળામા પ્રવીણતા મેળવવાથી જ કામકુડલાના તબલચીના જમણા હાથનો અગુઠો નાહોવાથી તાલભેદ થાય છે એમ સભામડપની બહાર હોવા છતા પણ કહી શકયો હતો સગીતના પ્રભાવથી જ મદારી સાક્ષાત્ મૃત્યુનુ સ્વરૂપ મહા ઝાયુરૂપ નાગને રાફડામાથી બહાર બોલાવી પકડી શકે છે સગીતના પ્રભાવે હરિણ નિર્ભય બની નાદ સાભળી તે તરફ દોડી આવે છે સગીતના મધુર ધ્વનિથી માનસિક રોગ દૂર થઈ શકે છે સગીતને લીધે જ શિથિલ ચારિત્ર્યવાળી નાયિકાઓ પણ રાજાઓના માનને પાત્ર બને છે સગીતના પ્રભાવથી જ રભા નાયિકા–અપ્સરા–વિશ્વામિત્રને તપમાથી ડગાવી શકી હતી સગીતના નાદથી જ યુદ્ધમા સૈનિકોમાં શૌર્ય રેડી શકાય છે

ચિત્રકળાથી કાળીદાસ કવિ ભોજરાજાને અરણ્યમા પણ નખથી (*Nail work*) તેની રાણીનુ દર્શન કરાવી શક્યા હતા તે જ ચિત્રકળાના પ્રભાવે ગ્રીસના એક ચિત્રકારે ચિત્રમા

પરિઓને માથા ફરાવનુ ભા। કર્યુ હતુ  એ ચિત્રકળાથી જ એક કાગળના કટકા *Map* ઉપર આખી પૃથ્વીનુ ભાન આપી શકાય છે  એ ચિત્રકળાથી વિવિધ દેશોની કુદરતીનુ પ્રદર્શન, નેચુરલ ડાનમ, સીનેમેટોગ્રાફ, સ્ટીરીઓગ્રાફ, વિગેરેથી પ્રત્યક્ષ કરી શકાય છે એ ચિત્રકળાના પ્રતાપે વિશ્વમાં અમર નામ મેળવી ગયા છે

તેવી જ રીતે યાંત્રિકકળાથી દુનિઆમા આશ્ચર્યોત્પાદક અદ્ભુત વસ્તુઓ બની ગઈ છે યાંત્રિકકળાનાં જ્ઞાનથી સીરાક્યુઝના ઘેરા સમયે આર્કિમિડીઝ અમુક યુક્તિથી બત્તીઓ ગોઠવી અમુક પ્રદેશમા આવતા દુશ્મનનાં વહાણોને બાળી નાખતો તે જ શક્તિના પ્રભાવથી *Gib & Crane* ના મોટે વહાણોને સમીપ આવતા સમુદ્રથી ઉંચા લઈ પડતા મૂકી તેનો સત્વર નાશ કરવામા આવતો. તેજ યાંત્રિક બળથી એક યંત્રશાસ્ત્રી એમ કહેતો કે દુનિઆની બહાર એક પગ નાખવા જેટલી જગ્યા મળે તો 'લીવર'ના બળથી આખી પૃથ્વીનુ ઉત્તોલન કરી શકાય  તે યાંત્રિક બળથી વર્તમાનયુદ્ધમા એક કલાકમા અસંખ્ય ગોળા છોડી શકાય છે તે યાંત્રિક બળના પ્રતાપે પર્વત ચીરીને આગગાડીઓ ચલાવવામા આવે છે યાંત્રિક બળથીજ લંડનમા તેમ જ કલકત્તા વિગેરે મોટા સ્થળોમા આગબોટો માટે આવવા તથા જવાના ઉઘડે અને બન્ધ થઈ જાય તેવા પૂલ બાંધવામા આવે છે  તે જ શક્તિથી ટેમ્સનદી નીચે ટ્રેનો દોડાવી શકાય છે પરન્તુ આ બધી કળાઓ કેળવણીના અંગરૂપ છે

એ જ પ્રમાણે વૈદિક વિદ્યા—જેનાથી આ મનુષ્યદેહરૂપી અદ્ભુત યંત્રનુ જ્ઞાન મેળવી શકાય છે અને જેના જ્ઞાનથી અદ્ભુત આશ્ચર્ય પમાડે તેવી રીતે લોકોના વ્યાધિ દૂર કરી શકાય છે, જેની મદદથી શરીર સુદૃઢ બનાવી શકાય છે તે પણ કેળવણીનુ વિશેષ અંગ છે

આથી એમ એ, એમ ડી એલ એલ ડી ઈ સંગીતાચાર્ય વિગેરે થવાથી મનુષ્ય સર્વજ્ઞ ગણાઈ જાતો નથી  પરન્તુ તેઓ જ કેળવણી લીધામા પોતાને સંપૂર્ણ માનનાર લોકોનુ હિત કરવાને બદલે કેટલીકવાર અહિત કરી બેસે છે આથી જ શ્રીભર્તૃહરિ કહે છે કે –

यदाकिंचिज्ज्ञोऽह द्विप इव मदान्ध समभव
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलित मम मन ।
परन्तु, यदा किंचित्किंचिद्बुधजनसकाशादवगत
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगत ॥

અને તે પ્રમાણે *A little knowledge is a dangerous thing* એ વાક્યનો મર્મ સમજી શકાય છે

પુસ્તકોના અભ્યાસ માટે અને અમુક સમય નિર્ણીત કરવામા આવે અમુક પરીક્ષાઓ પાસ કરવા માટે અને ઉત્તમનુ પ્રમાણ નક્કી કરવામા આવે પરન્તુ કેળવણી માટે પ્રથમે નાસ્તિતા વિદ્યા એવુ શિથિલ વાક્ય બાબતુ પણ વાસ્તવિક નથી તેટે યુવાવસ્થામાં વિદ્યોપાર્જન દિવસો છે છતા પણ અમુક જ કાળ વિદ્યાને માટે મુકરર કરવો ને સો ટો નિરર્થની

ની ઉગતી આશાઓ તોડી નાખે

વાનું પાન થાય છે આથી જ એક સ્થળે જોવામા આવે છે કે गतेऽपि वयसि ग्राह्या विद्या सर्वात्मना सुधैः । यद्यपि स्यान्न फलदा सुलभा साऽन्यजन्मनि ॥ એટલે કે કેળવણી-વિદ્યાપ્રાપ્તિ માટે અમુક અવસ્થા કે ઉમ્મરની કોઈ પણ જરૂર નથી પરંતુ તે તો ગમે તેટલી ઉમ્મરે પણ ગ્રહણ કરી શકાય અને તેનું ફળ નકામું જતું નથી વિદ્યાપ્રાપ્તિને માટે સમય, સ્થળ કે અધિકારની મર્યાદા બંધાતી જ નથી આ જન્મમા નહિ તો આવતા જન્મે પણ તે ફળ આપે જ છે મહાન પુરૂષોના ચરિત્રો વાંચવાથી પણ એ જ વાતની પુષ્ટિ મળે છે કે મોટા પુરૂષોમાના ઘણા ખરાઓએ પોતાનો અભ્યાસ ઘણી મોટી ઉમ્મરે શરૂ કર્યો હતો, એ ઉપરાત આજન્મ વિદ્યાસેવનમા અને વિદ્યાપ્રાપ્તિમા જ પોતાનુ જીવન ગાળનાર સેંકડો-બલ્કે હજારો મહાત્માઓના નામ ઇતિહાસ રજુ કરવા આજ સમર્થ છે અને એવા પ્રત્યક્ષ દૃષ્ટાન્તો પણ મળી શકે તેમ છે વિદ્યાને જ પોતાનુ સર્વસ્વ માનનાર-વિદ્યાને જ પોતાનુ જીવન માનનાર અસખ્ય મનુષ્યોએ પોતાના નામ અમર કર્યાં છે, એ કોનાથી અજાણ્યુ છે? શ્રીશંકરાચાર્યે બત્રીશ વર્ષની ઉમ્મરે દિગ્વિજય કર્યો, એટલા થોડા વખતમા અમુક જમાનાઓમા પણ ન શીખી શકાય તેનાથી પણ ઉત્તમ વિચારો લોકોને જણાવી શક્યા એ सुलभा साऽन्यजन्मनि એ વાક્યનુ જ સ્મરણ કરાવે છે

શ્રીબુદ્ધદેવે પરમ કલ્યાણકારી વિદ્યાની શોધ માટે રાજપાટ તથા વૈભવનો ત્યાગ કર્યો એ બ્રહ્મવિદ્યાને ખાતર જ જીસસ ક્રાઇસ્ટે પોતાના શરીર ઉપર ખીલાના પ્રહાર પણ સહન કર્યા મસ્ત કવિ જગન્નાથે કેળવણી ( સરસ્વતી )ની ઉપાસના દ્વારા ગંગાજીને "ગંગાલહરી" રચી પ્રસન્ન કર્યાં અને મણિકર્ણિકાના બાવન પગથીઆ ચઢી પોતાને સપત્નીક પાવન કરવા માટે બોલાવ્યા

રાવણાદિ રાક્ષસો વિદ્યારૂપી કોટકિલ્લાના આશ્રયથી દેવતાઓને પણ હરાવી શકતા. વર્તમાનયુદ્ધમા પણ નાયકો કેળવણીના પ્રતાપથી પરસ્પર યુદ્ધમા જોડાએલા સૈનિકોનો બચાવ કરી શકે છે જો આ સમયે નાયકો કેળવાએલા ન હોત તો સમગ્ર વિશ્વનો નાશ ક્યારનો યે થઈ ગયો હોત આવાં અનેક કારણોથી, સૂર્ય પ્રકાશતો હોય છતાં ઘુવડની પેઠે પ્રકાશ નહિં જોવાની શક્તિવાળા પ્રાણીઓ જેઓ કેળવણીનુ રહસ્ય નહિં સમજવાથી પોતાની મૂર્ખતા કબુલ નહિં કરવાને બદલે કેળવણીમા દોષ જોનારની નીતિનો પરિહાર કરી શકાય છે, કેળવણીનો વિરોધી પોતાના અસ્તિત્વમા શંકા લાવનાર જેવો મૂર્ખ છે સૂર્ય સામે ધૂળ ઉડાડનાર જેમ પોતાને જ હાનિ કરે છે તેમ કેળવણીમા દોષ જોનાર પોતાનુ જ અહિત કરે છે, કારણ કે અમુક વસ્તુ મિથ્યા અથવા ખોટી ઠરાવવામા પણ જ્ઞાન જ સાધનભૂત છે ઉષ્ણતાનુ સ્વાનુભવિક જ્ઞાન મેળવનારા અગ્નિમા પડતુ મુકે તેમ યાદવવશ ॥ આ ઠેકાણે એકવાર એક તપસ્વી જ્ઞાનનિધિની ઠઠ્ઠામશ્કરીથી પરીક્ષા કરવા વૃત્તિ કરી અને તેનું પરિણામે એ આવ્યુ કે યાદવાસ્થળીથી યાદવવંશનો સમૂળો નાશ થયો એવી જ રીતે જ્ઞાનનુ માહાત્મ્ય

ગુજરાત સર્વસંગ્રહ ૨ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

જાણતા હતા મુનિરાજને અરગે માગ દોરતા જતા શુક્રાચાર્યે પોતાની આખ ખોઈ જ્યારે મુનિરાજએ તે રહસ્ય બરાબર સમજવાથી પાત્રનો વિચાર કરી વામનરૂપે આવેના વિષ્ણુ ભગવાનને તે ત્રણ પગલા ભૂમિદાન કર્યુ જેના પરિણામે બલિરાજાનુ રક્ષણ કરવા માટે ભગવાનને પોતાને પાતાળમા રહેવુ પડ્યુ

વિદ્યા માતાની પેઠે રક્ષણ કરે છે અને પિતાની પેઠ હિતમા જોડે છે અને તેથી જન્મ દાતા માબાપ જો પોતાના સતાનને કેળવણી ન આપે તો માતા વૈરી અને પિતા શત્રુ જણાય છે એટલા જ માટે કેળવણી નહિ લેનાર પુરુષો કે સ્ત્રીઓ બુદ્ધ જેમ છને વિસે પણ સયને જોઈ શકતુ નથી તેમ કેળવ વિના લાભ નહિ જાણવાથી તે પ્રતિ ઉપેક્ષા કરે છે વિદ્યા કલ્પતરૂપ હોવાથી તેની ઉપાસનાથી ધન-વૈભવ પણ સર્વ મળે છે કારણ કે તે સ્પર્શમણિ કરતા પણ અધિક છે, માટે સર્વ સુખસાધક વિદ્યા પ્રાપ્ત કરીને-સ્પર્શમણિ મેળવ્યા પછી પણ ક્ષુદ્રનક ઉદ્દેશો શામાટે રાખવા? પ્રથમ જ્યાજો પણ ગત્ય અપારી શકે તેવી સરસ્વતીની ઉપાસના કરી શામાટે ઘેર ઘેર ભટકવુ પડે! પરન્તુ કલ્પતરૂપ વિદ્યા પ્રાપ્ત કરવા છતા પણ વિદ્યાના ઉપાસકોને રખડતા જોવામા આવે છે તેનુ શુ કારણ એવો પ્રશ્ન કરનારને આપણે એટલો જ જવાબ દઈશુ કે તેનો ઉદ્દેશ ક્ષુલ્લક હોવો જોઈએ અને તેથી સગમ ઉપાસક તે બને છે અને अतवत्तु फल तेषा એ પ્રમાણે પરિમિત ફળને જ મેળવે તેમા શુ આશ્ચર્ય! કારણ કે તેવા પુરુષો આત્માનો ગોટલો વાવી તે જ સમયે અને તેજ ગોટલામાથી ઉદ્ભવતા આમ્રની કેરી ચાખવાની ઇચ્છાવાળા છે દેશભક્ત ગોખલે મદનમોહન માલવીઆ ફીરોજશા મહેતા, દાદાભાઈ નવરોજી, એનીબીસાન્ટ વિગેરેમાના કોણે ક્ષુદ્ર ઉદ્દેશથી પોતાનો અભ્યાસ શરૂ કર્યો હશે? ક્રિયાની ઉત્પત્તિ સાથે જ તેનુ ફળ મેળવવાની ઇચ્છા રાખવાથી ક્રિયાશક્તિના વિભાગ પડી જાય છે અને તેથી જ ફળ અલ્પ પરિણામવાળુ આવે છે અને વિદ્યાદિના કારણ દૂષિત કરે છે સ્વયપ્રકાશ-અહિ પ્રાણ સૂર્ય પૃથ્વી અથવા વાયુના આવરણથી જેમ ઝાખો જણાય છે તેમ અચલ સાત્વિક શ્રદ્ધાના અભાવે વિદ્યાને વિગુણ બનાવીએ છીએ અને ઉત્તમ સુખપ્રાપ્તિના અધિકારથી ચ્યુત થઈએ છીએ

અહિ એક એવો પ્રશ્ન થાય છે કે પ્રયોજન વિના મદની પણ પ્રવૃત્તિ થતી નથી અને તેથી શાસ્ત્રોમા પણ સ્વર્ગાદિ ઉત્તમ લોકની ભાવના જોવામા આવે છે તેનુ શુ? આ પ્રશ્ન વ્યાજબી છે અને તેનો જવાબ પણ પ્રશ્નમાજ આપેલો છે કે મદ પુરુષો માટે તેની આવશ્યકતા છે પાણીમા પગ નહિ મુકનાર કદી તરતા શીખતો નથી, તેમ કર્મમા પ્રવૃત્ત નહિ થનાર સ્વપ્ને પણ કદી વિજય મેળવી શકતો નથી પરન્તુ તરતા શીખ્યા પછી, કર્મનુ રહસ્ય જાણ્યા પછી મનુષ્યને તેવી જરૂર રહેતી નથી. બાળક ચાલતા ન શીખ્યુ હોય ત્યાસુધી ચાલણ ગાડી કે તેવી કોઈ વસ્તુની બને જરૂર હોય પરન્તુ ચાલતા શીખ્યા પછી પણ ચાલણગાડી રાખનાર જેમ હાસ્યને પાત્ર થાય છે તેમ અહીં પણ સમજવુ રોગ ટાળવા માટે ઔષધ પાવુ જોઈએ અને તે પીએ તો સાકરો ગાગડો પણ આપવો જોઈએ, પરન્તુ રોગ મટી

ગયા પછી-જ્ઞાન-પ્રાપ્ત કર્યા પછી પણ તેની જરૂર હોય તે તો મુખાઈ જ કહેવાય ! શાસ્ત્રમાં સ્વર્ગાદિની ભાવનાનું કારણ એ જ હોવું જોઈએ કે મોક્ષપદ એ અન્દષ્ટ ફળ છે અને તેથી દૃષ્ટ ફળમાં જ શ્રદ્ધાવાળાને તેની જરૂર છે પરન્તુ સાકરનો ગુણ જાણ્યા પછી તે ખાવા માટે આગ્રહની જરૂર નથી તેમ વિદ્યાનું ખરું રહસ્ય જાણ્યા પછી તેની જરૂર પડતી નથી

જો આમ છે તો ફલમાં ભેદ જણાવાનું કારણ શું ? તેના પ્રત્યુત્તરમાં આપણને જણાય છે કે અધિકારના ભેદના પ્રમાણમાં ફળનો ભેદ થાય છે નહિતર એક જ અન્ન જમનારને ભિન્ન ભિન્ન અસર થનારી થતી હોય તેવું દેખાય છે તેમ ન થાય પ્રકૃતિભેદથી જેમ એક જ અનાજ સર્વને એક સરખી રીતે માફક આવતું નથી, રોગના ભેદથી જેમ એક જ દવા થવાને અનુકૂળ થતી નથી તેમ અધિકાર એક સરખો નહિ હોવાથી વિદ્યાનું ફળ એક સરખું જોવામાં આવતું નથી આ બાબત વિશેષ સ્પષ્ટ કરવા માટે જ ભવભૂતિ કહે છે કે वितरति गुरु प्राज्ञ विद्यां यथैव तथा जडे વિગેરેનો ભાવાર્થ એવો છે કે ગુરુ સર્વ વિદ્યાર્થીને એક સરખી રીતે જ બોધ કરે છે, કોઈને શક્તિ-સમજણ વધારે આપતા નથી કે કોઈની શક્તિ લઈ લેતા નથી તથાપિ વિશુદ્ધ મણિ જેવી જેની બુદ્ધિ ગ્રહણ કરવામાં તીવ્ર છે તે જેવી રીતે સૂર્યનું બિંબ ગ્રહણ કરી શકે છે પણ ઠીકરી ગ્રહણ કરી શકતી નથી તેમ મંદ બુદ્ધિવાન્ ગુરુ-ઉપદેશ ગ્રહણ કરી શકતો નથી શ્રવણ મનન અને નિદિધ્યાસન એ ત્રણે રીતે જ્ઞાન મેળવ્યા વિના વિદ્યા સંપૂર્ણ અંશે ફલ આપતી નથી ઝાડને ઉછેરી તેમાંથી ઉત્તમ ફલ પ્રાપ્ત કરવાની બુદ્ધિવાળાએ નીંદણ-નકામા છોડવા કાઢીને, પાણીથી પોષણ આપીને ઝાડના ઉન્નતિક્રમને જે રીતે ટેકો મળે તેની દરેક કાળજી રાખવી ઘટે છે તેમ વિદ્યાભ્યાસમાં પણ સમજવું તેમાં પણ જલસિંચન-નિંદણ-પક્ષિઓથી ફલનું રક્ષણ વિગેરે ક્રિયા ત્યારે જ ઉપયોગી બને છે કે જ્યારે જમીન અગાઉથી ખેડીને તેમાં યોગ્ય ખાતર નાખીને રોપા ઉગાડવા યોગ્ય બનાવવામાં આવે છે, અને આ સ્થળે આપણે ગૃહકેળવણી ઉપર આવીએ છીએ

જ્યાં માબાપ જ કેળવાયેલા હોતા નથી ત્યાં બાળકના વિકાસની અને ઉન્નતિની આશા બહુ જ ઓછી રાખી શકાય છે કારણ કે કેળવણીનું ખરું રહસ્ય અનુભવમાં આવ્યા વિના બાળકોને કેળવવા તરફ તેઓનું લક્ષ્ય હોતું નથી અને તે જ કારણથી વગર કેળવાએલા વગના બાળકો વાચતા લખતા પણ જેવું તેવું શીખીને તુરત અભ્યાસ છોડી દે છે કારીગરના બાળકોને જો ઉત્તમ જ્ઞાન મળે તો વિશ્વકર્મા અથવા આર્કીમીડીઝ કે ન્યુટન અથવા એડીસન કે ફ્રીમન્સન આપણે ઉત્પન્ન કરી શકીએ ખેડૂતના બાળકોને જો કેળવવામાં આવે તો જમીનમાં ઉત્તમ ખાતર નાખી પાતાળ કુવાઓ કરી અન્ય દેશમાં જ ઉત્પન્ન થતી વસ્તુઓ આપણા દેશમાં ઉત્પન્ન કરી શકીએ કાફી, નોળકોલ, બીટ, ફ્લાવર બટેટા, ચિકુરીચીઝ, સફરજન, સતરા, સુરણી, નારંગી, અંજીર વિગેરે મોટા પ્રમાણમાં હિન્દુસ્તાનના દરેક ભાગમાં વાવવાને ન કરી શકાય ? વાકલાટ સિવાય ઇજીપ્ત અને અમેરિકા જેવી ૩ કામ કામ કેમ ન બને ? લુહાર તેથા સોની વિગેરેને પણ કેળવણી મળે તો નૈસર્ગિક બુદ્ધિના પ્રભાવે આપણે ઉત્તમ કારીગર ઉત્પન્ન

પરીક્ષાઓરૂપી થરમામીટરથી કરવામા આવશે ત્યાસુધી આપણા ભાવિ સુધારવાનુ જ નથી ચારવર્ષોની ઉપાધિઓ ઘણે ભાગે ઉપાધિઓ જ છે ગ્રન્થોના પાના પાછે ફરી જવાથી સમ્યની પ્રસન્ન થતા હોય એવુ માનવાને કોઈ પ્રમાણ નથી

આપણા સુભાગ્યે જગત્પિતા ભગવેગની ઈચ્છાથી શારદાપીઠ (*University*) ના પગ ઉતાર્યા છે અને તેથી પરીક્ષાપદ્ધતિમા ફેરફાર થવા લાગ્યો છે શિક્ષણક્રમમા બોજો નવતા ના પણ વ્યવહારોપયોગી શિક્ષણ (*Manual Training, Book Keeping*) ખિલ કરવામા આવ્યુ છે તો પણ શિક્ષણક્રમ જ્યાસુધી બહુ ખરચાળ રહેશે ત્યાસુધી તે પ્રમાણમા ઉન્નતિ પણ દૂર જ રહેશે વેપાર ઉદ્યોગની શાળાઓની સ્થાપના દ્વારા આપણા સુભાગ્યનુ દ્વાર ખુલ્યુ છે પરન્તુ તે અમુક જ પ્રમાણમા એક નગારી લેખ- "માનુષી" નામક માસિકપત્રના એક અંકમા લખે છે કે "પ્રાચીન સમયમા-ચાર વર્ણની વ્યવસ્થા હતી ત્યારે-પ્રાથમિક-માધ્યમિક તથા ઉચ્ચ કેળવણી ફરજીઆત અને મફત આપવામા આવતી આજની ઉપાધિ પેઠે જનોઈ એ વિદ્યાપ્રવેશનુ ચિન્હ ગણાતુ' જ્યારે પ્રાથમિક કેળવણી માટે ગોખન મે દેહ અર્પણ કર્યો જ્યા તે બીન ઉડી ગયુ ત્યારે ઉચ્ચ કેળવણીની તો વાણી પણ ક્યાંથી થાય? ઉપરોક્ત ક્રમ નિયમસર ચાલે તે માટે વિદ્યાર્થીઓ-શ્રીમન્ત કે ગરીબ રાજા કે રંક-સર્વ મધુકરી માગી ગુરુને નિવેદન કરતા જે નિયમપ્રમાણે શિષ્યોને વેંચી આપવામા આવતી શિક્ષણ આપવા માટે બ્રાહ્મણવર્ગ ખાસ જુદો પાડવામા આવ્યો હતો કે જેનુ કામ ફક્ત ભણવુ અને ભણાવવુ એટલુ જ હતુ અને તે વર્ગના પોષણ માટે રાજાઓ તથા ધનપતિઓ યજ્ઞયાગાદિ નિમિત્તે તેમને (બ્રાહ્મણને) દાન આપતા જેમાથી મોટા કુલપતિ ૧૦૦૦૦ શિષ્યોનુ પોષણ કરતો તથા શિક્ષણ આપતો વિદ્યાગુરૂ બ્રાહ્મણ હોઈ તેને વર્ણનો ગુરૂ ગણવામા આવતો કોઈ તેને જરા પણ વિઘ્ન નાખે તો રાજાઓ તુરત તેની વહારે ધાતા એ જ કારણે રામચન્દ્ર વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરવા ગયા હતા આજ તેથી વિપરીત જોવામા આવે છે જેટલુ માન અમલદારને મળે છે તેટલુ માન કેળવણીખાતાના માણસોને મળતુ નથી આથી જ પ્રજા ઉત્કર્ષ થાય છે અને પ્રજાએ જ પોતાના દૃષ્ટાંતથી નીખવેલા અવિનયનો આરોપ કેળવણીખાતા ઉપર અને તેના અધિકારીઓ ઉપર આવે છે આથી આ જ આપણી પ્રજા જે અધોગતિમા આવી પડી છે તેનુ કારણ એ પણ હોઈ શકે કે વર્ણના બ્રાહ્મણો ગુરુ એ મનુવાક્યો કરતાપૂર્વક અનાદર કરવામા આવે છે યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ એ શ્રીકૃષ્ણવાક્ય પ્રમાણે તેમ જ "પોપટ મોને ઘરની વાણી" એ કહેવત પ્રમાણે બાળકો વિનીત ન થાય તેમા શુ આશ્ચર્ય! જ્યા શિક્ષકવર્ગ તરફ માનદૃષ્ટિથી જોવામા આવતુ નથી ત્યા સૌજન્યની તો આશા જ કેમ? આવી યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદૃશી । એ ન્યાયે ક્રમાધા કળવણી જેવી ઉત્તમ ઈશ્વરની પ્રસાદીનો આપણે લાભ ન મળે તેમા પણ નવાઈ શુ? તેથી કેળવણીનુ ખરૂ સ્વરૂપ જણાવવામા આવે જ નહીં એટલુ જ નહી પરન્તુ ઘણે ભાગે વિપરીત જ આવે

— અપૂર્ણ

અરે સાળી ફ્યોર ખાળી
મ ફાળી પ્રેમની ફાળી
જીગર થાળી મગજ પાકી ગયુ છે પ્રેમ કરવાને
અનન હદ એ હમારો ૯ક
ન કર ઝાઝી હવે ગડઝડ
ન જાણે અમોની તક નહું શુ કહે ખવાસપાને?

તા. ક.—આવા તો કઈક હીરા હમારી જાપુ ગાહર હમારા મીસીને ડકનેટર ઑફિસમા રવાના કરી દીધા છે પણ જો અધિપતિની ઈચ્છા હશે તો હમારી મૃતસકીતિની વિદ્યાથી તે ડેને સજીવન કરી તેમની તરફ રવાના કરીશુ વળી અધિપતિસાહેબને ફી લીધા વીનાની આ હમારી નમ્ર સલાહ છે કે જો કાવ્યને વધારે આકર્ષક બનાવવુ હોય તો સચિત્ર બનાવવાની જરૂર છે જો આપને હમારી ગઝલ માટે ચિત્ર બનાવવા હશે તો ચિતારાને રંગ નાખવા હમારી માશુક-ફુમારણો હમણા જ તૈયાર કરેલા તાજા બપના ગોડીયા પણ દામ લીધા વીના પૂરા પાડીશુ વિશેષ ગઝલ (અરે ભૂ યોર મ્હારા બાપ) ગઝલનો શરબ પી હમારી પહેલી નાટકની કુમ્ભારણ છેલી લાઈનમા ખવાસણ બની ગઈ છે અને જો છાપખાનાનો ભૂત તેને નાચણ, મોચણ, માનણ કે કનાનણ બનાવી દેય તો તેમા હમને જરાપણ વાંધો નથી

# મહેનતાણુ

લેખક—ના. ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક બી. એ.

રામનગરના પંડિત નિરંજન વાજપેયી ઘણા સજ્જન આદમી છે શહેરમા એમની ઘણી પ્રતિષ્ઠા છે દીનોની સહાયતા કરવી એ એમનુ મુખ્ય કર્તવ્ય છે પંડિતજીની એક સારી જમીનદારી છે તેનો એમણે ઘણો સારો પ્રબન્ધ કરી રાખ્યો છે પંડિતજી માટે ગમે તે આસામીને પૂછીએ, તો તે તેમનુ ગુણગાન જ કરશે જમીનદારી જેવા પરપીડનરૂપ વાણિજ્યથી ફળતા ફાલતા કાર્યમા પણ પંડિતજીએ આજ સુધી કાંઈ અધમ કર્યા નથી પટવારીની સાથે મળી જઈને ન કોઈ પણ ખેડુતને તેમણે કાંઈ ઠગ્યો અથવા તો ન કોઈ ખેડુત પાસે લાંચ લેવા માટે તેનાપર જુઠી ફરીયાદ પણ ઠોકી આ કારણોને લીધે એમના ગામોમા પંડિતજીનુ ઘણુ માન હતુ દૂરદૂરથી ખેડુતો આવીને પંડિતજીના ગામોમા આવી વસે છે અને ફળ પૂરે છે. તેમની જમીન લીધા પ્રાય સર્વ ઝગડા પંડિતજી જાતે જ ચુકવી દે છે, ગામના મનુષ્યો પંડિતજીને ઈશ્વર તુલ્ય તથા તેમના કહેવાને ઈશ્વરની આજ્ઞા સમજે છે

પડિતજીને મે પુત્ર અને એક કન્યા છે કન્યા સર્વેથી નાની છે તેને લીધે, ઘણું કરીને માતાપિતા, સર્વના સ્નેહની માત્રા તેના તરફ અધિક છે તેનું નામ ઈન્દુમતી છે તે ઘણી વજ્જરચીની છે તેનો સ્વભાવ સાન પણ બુદ્ધિ વધી તીવ્ર છે પડિતજીનો મોટો પુત્ર રામરત્ન બી એ પાસ કરીને ઘેર રહીને જ્યારે કાયદાનો અભ્યાસ કરતો હતો ત્યારે તે ઈન્દુમતીને હિન્દી-ભાષા અને ગણિત ભણાવતો હતો ઈન્દુમતી તેના ભાઈની કનેથી જે કાંઈ ભણતી તો તે અનાયાસે યાદ કરી લેતી રામરત્નને આ દેખીને આશ્ચર્ય થતુ હતુ કે જે કાંઈ ઈન્દુમતીને બતાવવામા આવતુ તે સર્વ થોડા કલાકમા એ યાદ કરી લેતી હતી, જો કે બીજાને તે મોઢે કરવામા આખો દિવસ પણ નીકળી જતો રામરત્ન તેની બહેનની તીવ્ર બુદ્ધિ દેખીને મનમાં ને મનમા ઘણો જ આનન્દ થતો હતો ધીરે ધીરે ઈન્દુમતીની હિન્દીની ઉચ્ચ શિક્ષા પૂરી થઈ ગઈ હવે તેને શું શીખવવું એ બાબતપર રામરત્ન અને પડિત શિવરતની વચ્ચે એક દિન નીચે પ્રમાણે વાતચિત થઈ

'પિતાજી, ઈન્દુમતી હિન્દી અને સાધારણ ગણિત ભણી ચુકી હવે એને બીજુ કાંઈ પણ શીખવવુ જોઈએ '

'બેટા, છોકરીઓને વધુ ભણાવવાથી શો લાભ? એમને નોકરી તો કરવી જ નથી ઘરના કામકાજ માટે આટલુંજ યોગ્ય છે '

પિતાજી, તો વિદ્યાનો મુખ્ય ઉદ્દેશ નોકરી કરવાનો જ હશે! વિદ્યા જ્ઞાનને માટે છે, એ વાતને આપ બરોબર નથી માનતા શું?"

'હું માનુ તો જરૂર છુ પણ છોકરીઓને વિશેષ જ્ઞાનની જરૂર જ શી છે?'

'પિતાજી ભારતવર્ષમા તો પુરુષોને પણ વિશેષ જ્ઞાનની જરૂર નથી કેમકે, એ પણ પોતાને ઋષિ-સતાન કહેવડાવીને સસારના સર્વ જ્ઞાનના ઈજારદાર થતા બની બેઠા છે'

'એ લોકોની વાત જવા દો છોકરીઓ વિશેષ ભણીને શું કરશે વિચાર આપણે આ વિષયપર કરવાનો છે '

'પોતાના ઘરને સુખધામ બનાવશે પોતાના સતાનોને સુશિક્ષિત બનાવશે અને ધર્મા ધર્મના તત્ત્વ સમજીને ઉચ્ચ જીવનની મહત્તાનો અનુભવ પોતે કરશે અને અન્યજનોને કરાવશે'

ધર્માધર્મનુ જ્ઞાન ભણવાથી જ થાય છે, એ વાત બેટા, મારી સમજણમા નથી આવતી તું જોઈ છું કે ઘણાએ બી એ, એમ એ, હોટેલમા ભોજન કરે છે, અને કહેતા શરમ આવે છે કે, એ ભક્ષ્યાભક્ષ્યની પણ જરા પરવા નથી કરતા એવી સુશિક્ષાથી તો અશિક્ષા જ સારી '

'પિતાજી, હુ મારી પોતાને ઘણો ભાગ્યવાન સમજુ છુ કે આપે મને જનાબ આપવાની પૂરી સ્વતન્ત્રતા આપી રાખી છે પિતાજી શિક્ષાનું દુષ્ફળ આનાથી સિદ્ધ ન થયું જેની શિક્ષા તેનું જ ફળ એ એવી શિક્ષા લેછે કે તેનાથી તેમને વર્ણાશ્રમ-ધર્મનું મહત્ત્વ માલુમ નથી પડતુ એ સમજે છે કે સસારના બધા જીવ-જતુ તેના ઘના જ મોટા-નાનાનો કોઈ

રામરત્ન એમ. એમ. બી. ની પરીક્ષામાં પાસ થઈ ગયો. રામરત્નમાં એ જ પહેલો નસીબ થયો. તે પહેલાં કંઈ કંઈ શહેરના વકીલો ત્યાં વકીલાત કરતા હતા. નિરંજનની કીર્તિ આખા શહેરમાં ફેલાઈ રહી હતી. એમના પુત્રની આ સફલતાને શહેરના સર્વ લોકોએ પોતાના જ પુત્રની સફલતા ગણી. એ જ કારણને લીધે થોડા જ દિવસમાં રામરત્નની વકીલાત ચાલવા લાગી. શહેરના મોટા મોટા કેસો એની જ પાસે આવવા લાગ્યા. શહેરમાં એ વાત જાહેરની થઈ ગઈ કે રામરત્ન સાચું જૂઠા ખોટા કેસો લેતા નથી. તેને લીધે એ જેટલા કેસો લે છે તેમાં જરૂર ફતેહ પામે છે. રામરત્નની પાસે જો કોઈ જૂઠો મુકદ્દમો લાવતું તો એ આદમીને એ આવી રીતે સમજાવતા—'સંસારમાં સત્યની જ જીત થાય છે. જૂઠો કેસ લાવીને તમે કદી પણ જીતશો નહિ. ત્યાં અને અહીંઆ—બન્ને જગ્યાએ તમારી હાનિ છે.' એના આવા સદુપદેશની અનેક મુકદ્દમા લાવનારાઓએ તેમની ખૂબી આગળ હાર કબૂલ કરી દીધી.

કેટલાક સમય બાદ નાના ભાઈ દેવરત્ન એમ. એ. ની પરીક્ષામાં પાસ થયો, એ તેની જગ્યા ઉપરીમાં વૈજ્ઞાનિકોની નવીન શોધથી લાભ પ્રાપ્ત કરવા માટે કૃષિ-વિજ્ઞાનના શિક્ષણની પ્રાપ્તિ માટે અમેરિકા જવાનો સંકલ્પ કર્યો. માતાપિતા તેમનો છોકરો આટલે દૂર સાત સમુદ્રની પાર જાય એમ ઈચ્છતા ન હતા. પરન્તુ, રામરત્ને તેમને ગમે તેમ સમજાવી દીધા. રામરત્નને દેવરત્નને ભાગ્યયત્ન માટે બે હજાર રૂપીયા આપીને અમેરિકા મોકલી દીધો. અને નિયમિત રીતે માસિક ૧૫૦) રૂપિયા તેના તરફ એ મોકલતો રહ્યો.

ઈન્દુમતી પણ હવે અંગ્રેજી સાહિત્યમાં ખૂબ નિપુણ થઈ ગઈ. 'ક્રીશ્ચિયન ગર્લ્સ કૉલેજ'ની લેડી પ્રિન્સીપાલ ૫૦) રૂપિયાના માસિક પગારે એને રોજ ભણાવવા આવે. ઈન્દુમતીને માતૃભાષાના સાહિત્યનું તો પહેલેથી જ સારૂં જ્ઞાન હતું. હવે અંગ્રેજી તથા સંસ્કૃત જેવી ઉચ્ચ સાહિત્યવાળી ભાષાઓ શીખીને એની પ્રતિભા એથી પણ વધારે ઝળકી ઉઠી. લેડી—પ્રિન્સીપાલ પણ એની યોગ્યતા અને બુદ્ધિની તીવ્રતા જોઈને તેના પર સંતાનવત્ સ્નેહ રાખતી હતી. એણે પંડિત નિરંજન તથા ઈન્દુમતીની માતા ભાનુમતીને હરેક પ્રકારે સમજાવીને ઈન્દુમતીની પાસે પ્રવેશિકાપરીક્ષા અપાવી દીધી. યથાસમયે પરીક્ષાનું પરિણામ જણાયું અને ઈન્દુમતીને સર્વથી પ્રથમ નંબરે પરીક્ષોત્તીર્ણ જોતાં લેડી—પ્રિન્સીપાલના આનંદ તથા ગર્વની સીમા ન રહી. રામનગર જીલ્લાના મૅજિસ્ટ્રેટની ધર્મપત્નીએ તેના કરકમળોવડે ઈન્દુમતીને સોનાનું પદક આપ્યું. આ સમયે ઈન્દુમતીની ઉંમર ૧૫ વર્ષની હતી.

(૨)

ભોળાનાથ અને શ્યામનાથ બન્ને સગા ભાઈ હતા. એમની પાસે અપાર સંપત્તિ હતી. બંને ભાઈ પ્રેમપૂર્વક રહેતા હતા. એમની સંપત્તિ દિવસે બેવડી અને રાતે ચારગણી વધતી હતી. ભોળાનાથને એક પુત્ર હતો, એનું નામ દેવધર હતું. શ્યામનાથ સંતાનહીન હતો. એ દેવધરને જ પોતાનો પુત્ર સમજતો હતો અને એનું લાલનપાલન પણ એણે જ કર્યું હતું. ભોળાનાથ દેવધર પર પોતાનો કાંઈ અધિકાર સમજતો ન હતો. જે કાંઈ કરવું પડતું હતું તે તેને માટે શ્યામનાથ

જ કરતો હતો પરન્તુ, શ્યામનાથની સ્ત્રીનો સ્વભાવ સારો ન હતો એ સ્નાન ન થવાનું દુખને કદિ પણ ભૂલતી ન હતી કહેવુ જોઈએ કે દેવધરને જોઈને એને ઘણી ઈર્ષ્યા થતી હતી

શ્યામનાથ બડ સજ્જન હતા એ પોતાની સ્ત્રીનુ ઘણુ સન્માન કરતા હતા એક દિવસ શ્યામનાથની સ્ત્રીએ એની સાથે એક વણી જ અનુચિત વાત કરી આ વાત સાંભળીને શ્યામનાથ અનાદ્‌ગરી ગયો, પરન્તુ ઘણા દિવસો વીત્યા પછી શ્યામનાથને એની સ્ત્રીએ તેની વાતમા સહમત કરી પણ લીધો થોડા જ દિવસમા લોકોએ ઘણા આશ્ચર્યથી સાભળ્યુ કે શ્યામનાથનો દ્વિતીય વિવાહ એની સાળીની સાથે થઈ ગયો જે ઘર અત્યારની સુખધામ હતુ તે જ હવે નિત્ય નવા ઝગડાથી નરકકુંડ બની ગયુ શ્યામનાથ અત્યારસુધી દેવધરપર ઘણો પ્રેમ રાખતો હતો પરન્તુ અન્દરઅન્દરના ઝગડાના કારણે દેવધરને હવે કષ્ટ મળવા લાગ્યુ હતુ

દેવધરે આઈ ઈ પાસ કરીને બી એ મા પગના ભર્યો જોકે શહેરમા નાની ઉપલી કૉલેજમા એમ એ સુધીના શિક્ષણની વ્યવસ્થા હતી તથાપિ સુચતુર ભોળાનાથને તેના એ ના એક પુત્ર દેવધરને શિવપુરની સરકારી કૉલેજમા જ ભણાવવાનુ ઉચિત લાગ્યુ જ્યારે બી એ ના વર્ગમા શીખવા જવા માટે ઘરનો તારો દેવધર ઘરમા અધારૂ કરીને શિવપુર જવા લાગ્યો ત્યારે ભોળાનાથ તથા શ્યામનાથના હૃદયપર ઘણી અસર થઈ શ્યામનાથ અને દેવધર સાથે જ જમતા હતા આ જ એ પ્રથમ દિવસ હતો કે શ્યામનાથ ભોજન માટે એકલો બેઠો હતો શ્યામનાથ પાસે થાળી મૂકવામા આવી પરન્તુ એને દેવધર સાથે ન હોવાથી એટલુ તો દુખ થયુ કે એની આંખોમાથી આંસુ નીકળી પડ્યા અને ફક્ત પાણી જ પીને એ ઉઠી ગયો ત્રણ ચાર દિવસ સુધી એણે એવી રીતે ભોજન કર્યું જ્યારે આ બાબતની ખબર એના વડિલ ભાઈ ભોળાનાથને થઈ ત્યારે તેના ભાઈના આ અલૌકિક અને અસાધારણ પુત્રસ્નેહને લીધે એનુ હૃદય ભરાઈ આવ્યુ એ શ્યામનાથને હૃદય સાથે ચાંપીને રોવા લાગ્યો ભોળાનાથે તેના નાના ભાઈને ગદ્‌ગદ્‌ કંઠે વારવાર આ જ કહ્યુ—'હુ જ તારા આ દુખનુ કારણ છુ મેં જ તારી સ્નિગ્ધ છાયામાથી ખેંચી લઈ દેવધરને પરદેશ મોકલ્યો છે પરતુ ભાઈ તેની તેવી જ જરૂર હતી હવે હુ તારી કને આ અપરાધની ક્ષમા માગુ છુ શ્યામનાથે ભાઈના ચરણ પકડી લીધા અને એને ખાત્રી આપી કે હવે ગમે તેમ થશે તો પણ તે પેટ ભરીને ખાશે

ચાર વર્ષ વધારે વીતી ગયા દેવધર ફર્સ્ટ ક્લાસમા એમ એસ સી મા આવ્યો, સાનન્દિત પાસ થયો ત્રીજે પિતાએ તેના સુપુત્રના ભવિષ્યનો વિચાર કરીને અને પોતાના ઘરની અન્દરની સ્થિતિ તપાસીને એને ઈંગ્લંડ મોકલવા તથા ત્યા બારિસ્ટરી શીખવવાનુ સમુચિત ધાર્યું ઘરમા અત્યન્ત ગભરાટ હતો દેવધર ઘણા દુઃખમાથી ઈંગ્લડ તરફ રવાના થયા

દેવધર તથા શ્યામનાથ બન્નેએ એક જ વર્ષમા હિન્દુસ્થાન છોડ્યુ એક જ ટ્રેનમા બન્નેએ મુંબાઈ સુધી મુસાફરી કીધી શ્યામનાથ દેવધરને મુબાઈ સુધી વળાવી આવ્યો

બીજા નવ વર્ષ થઈ ગયા ભોળાનાથના ઘરની અન્દરની અશાન્તિએ પ્રચડ સ્વરૂપ ધારણ કરી દીધુ શ્યામનાથની બન્ને અજ્ઞાન સ્ત્રીઓએ ગજબ જ વર્તાવી દીધો. એક જ સમય ત્યા

બીજા દિવસે નિયમપૂર્વક પત્રનામું રજીસ્ટર થઈ ગયું, પંડિત શ્યામનાથે રોજ સાત ચાર કલાક કામ કરીને પંડિત ભોળાનાથની હવેલીમાં એમની સંપત્તિની યાદી બનાવવાનું આરંભી દીધું

( ૫ )

શહેરમાં પંડિત ભોળાનાથ અને શ્યામનાથના ભાગ પાડવાની વાત સાંભળીને સર્વે દંગ થઈ ગયા કોઈને સ્વપ્ને પણ ધ્યાન ન હતો કે આ બન્ને ભાઈઓ કદિ જુદા થશે પણ જે ભલમનસાઈથી અને સજ્જનતાથી આ બન્ને જુદા થયા તેની તારીફ સર્વે સ્થળે થવા લાગી સાથે સાથે નામ તપ જેના પ્રશંસા પુસ્તકમાં પણ બે ચાર પૃષ્ઠ વધારે લખી ગયા શ્યામનાથ જુદો થવાનો તો થઈ ગયો પણ એનો બધો સમય હમેશની માફક પંડિત ભોળાનાથજીની સેવામાં વીતતો હતો પંડિત ભોળાનાથના મકાન પર જ એ બેસી રહેતો હતો બહારના આદમી હજી પણ એ જાણી ન શકતા કે આ બન્ને ભાઈઓ જુદા થઈ ગયા છે એક દિવસ બન્ને ભાઈ બેસી એ વાત કરી રહ્યા હતા

શ્યામનાથે કહ્યું– ભાઈ સાહેબ, એક માસથી વધારે થઈ ગયું પરંતુ વકીલ સાહેબની ફીની બાબત હજી સુધી નક્કી થઈ નથી'

ભોળાનાથે કહ્યું—'શી રીતે થઈ શકે ? જ્યારે જ્યારે એમને કહીએ છીએ ત્યારે ત્યારે એ ટાળી દે છે એમની આજ્ઞાવિના આપણે પૈસા કાગળ પણ ખોલી શકતા નથી. તું જ બતાવ કે શું કરીએ ?

શ્યામનાથ–'ભાઈ સાહેબ મારી સમજમાં—'

હજુ વાત સમાપ્ત નહોતી થઈ તેટલામાં તો તાર લઈને સામેથી એક ચપરાસી આવ્યો તારનું કવર એણે પંડિત શ્યામનાથના હાથમાં આપ્યું

શ્યામનાથે જોયું તારમાં લખ્યું છે—

*Reaching Bombay twentieth instant*

*P & O Koh-i-noor*

*Devadhara*

ઓગણીસમે જ દિવસ પછી ઈશ્વરનું મુખપત્ર જોવાનું મળશે, એ શુભ સમાચાર જાણીને બન્ને ભાઈઓના હર્ષનો પાર રહ્યો નહિ ભોળાનાથે ઘરના બધાને આ સમાચાર સંભળાવ્યા સૌ આજથી જ ઉત્સવ આનંદ-મગ્ન થવા લાગ્યા યથા સમય બન્ને ભાઈ મુંબાઈ જવાની તયારી કરવા લાગ્યા

શ્યામનાથે કહ્યું–'ચાલો, પંડિત શમર ન વકીલને પણ આ શુભ સમાચાર જણાવી આવીએ અને એમની ફીની બાબત પણ નક્કી કરતા આવીએ,' 'ઠીક છે' કહીને ભોળાનાથે કપડા પહેરી લીધા અને બન્ને ભાઈ તાર અને પ્રતિજ્ઞાપત્રનું કવર સાથે લઈને ગાડીમાં બેસીને વકીલ સાહેબને ત્યાં પહોંચ્યા

વસનપંચમીની રજા હતી વકીલ સાહેબ તેમના ખાસ ઓરડામાં બેસીને ઈન્દુમતી પાસે શેક્સ્પીયર અને કાલિદાસ, ડી તથા મિલ્ટન, વર્ડઝવર્થ અને ભર્તૃહરિના કાવ્યોની વિશેષતાઓ પર વિવેચન કરી રહ્યા હતા એટલામાં આ બન્ને ભાઈઓ આવ્યાના સમાચાર મળ્યા વકીલ સાહેબે બન્ને ભાઈઓને ત્યાં જ બોલાવ્યા અને ઘણા સત્કાર સાથે એમને પોતાની પાસે બેસાર્યો ઇન્દુમતીએ પણ ઘણા શ્રદ્ધા-ભક્તિથી એ બન્નેને પ્રણામ કર્યા બન્ને ભાઈઓએ ઈન્દુમતીના રૂપમાં સાક્ષાત્ ભગવતી સરસ્વતીનું દર્શન કર્યું એમણે ઘણા સ્નેહથી તેને આશીર્વાદ આપ્યો બન્નેએ ઈન્દુમતીની યોગ્યતા, વિદ્વત્તા અને ગૃહકાર્ય કુશળતાની પ્રશંસા પહેલેથી જ સાંભળી હતી આ જ એ જ રીતના પ્રત્યક્ષ દર્શન કરવાથી એમને ઘણો આનંદ થયો એમણે વૃદ્ધ શિવરત્નના ભાગ્યને મનમાં વારંવાર વખાણ્યું

ઈન્દુમતી તેનું *The History of Sanskrit Literature* નામે પુસ્તક લઈને રામરત્નની આજ્ઞા લઈને અંદર ચાલી ગઈ જતી વખતે પણ તેણે નમ્રતાપૂર્વક આ બંને ભાઈઓને પ્રણામ કર્યા

વકીલસાહેબે પૂછ્યું —'કહો સર્વ કુશળ તો છે ને ?'

'આપની કૃપા છે દેવધર આ માસની ૨૦ મી તારીખે મુંબાઈ આવશે આજ જ એનો તાર આવ્યો છે લ્યો જુવો'—એમ કહીને શ્યામનાથે તારનું કવર વકીલસાહેબની સામે ધર્યું

વકીલસાહેબ —'ઇશ્વરની કૃપા છે બહુ સારૂ કહો ત્યારે હવે આપ મુંબાઈ ક્યારે જવાના છો ?'

શ્યામનાથ—'પરમ દિવસ જવાનો વિચાર છે કેટલાક દિવસ પહેલેથી મુંબાઈ પહોંચીને મુંબાઈની સહેલ પણ કરી લઈશું'

વકીલ સાહેબ—'બહુ સારૂ'

'અમારી એક પ્રાર્થના છે અમે આપના ઋણી છીએ કૃપા કરીને હવે અમને ઋણમુક્ત કરો અમારી પ્રતિજ્ઞાનું આ કવર હાજર છે આજ આ બાબતનો નિકાલ કરી દ્યો આપે અમારાપર ઘણો ઉપકાર કર્યો છે' આમ કહીને ભોળાનાથે કવર વકીલસાહેબની સામે ધરી દીધું

વકીલ સાહેબે કહ્યું—'હું આપનો સેવક છું જો આપની એવી જ આજ્ઞા છે તો કવર ખોલી એમાં જે મહેનતાણું લખ્યું છે તે મને આપી દ્યો'

ભોળાનાથ—'આપ જ ખોલો'

વકીલ સાહેબ— આપ જ ખોલો એ આપની જ સંપત્તિ છે'

ભોળાનાથે ઘણા વિસ્મય અને હર્ષ સાથે કવર ખોલ્યું અંદરના કાગળપર નજર પડતા જ એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા એણે કાંપતે હાથે એ પત્ર શ્યામનાથના હાથમાં આપ્યો અને ગદ્ગદ કંઠે કહ્યું—

'મહેતાણાની આ રકમપર મારો રતિપૂર અધિકાર નથી આનો માલિક તુ છે તુ જાણે અને વળીનસાહેબ જાણે હુ તો ઋણમુક્ત થઈ ગયો'

શ્યામનાથે જોયુ કે એમની પ્રતિજ્ઞાની નીચે વળીનસાહેબના હાથની નીચે લખેલી પંક્તિ લખાયેલી છે

'મહેનતાણ— ઇન્દુમતીના બદલામા દેવધર'

આ વાચીને શ્યામનાથની પણ એ જ દશા થઇ કે જે હસને લીધે એના ભાઈની થઈ હતી એણે મતલબપૂર્ણ દષ્ટિથી ભોળાનાથની તરફ જોયુ ભોળાનાથે એની મતલબ સમજીને કહ્યુ

'મારી તરફ જોવાની જરૂર નથી જે ચીજ તારી છે તે પર તારો પૂર્ણ અધિકાર છે

શ્યામનાથે હસતા હોંશથી કહ્યુ— દેવધર આપના થયો　વળીનસાહેબે હર્ષોત્ફુલ્લલોચન થઈને જવાબ આપ્યો-' ઇન્દુમતી આપની થઈ'

ભોળાનાથે નમ્રતાપૂર્વક કહ્યુ—' મારે ફક્ત એટલુ જ નિવેદન કરવાનુ છે ? હુ મારુ સૌભાગ્ય સમજુ છુ કે સાક્ષાત્ ભગવતી ઈન્દુમતી મારી પુત્રવધૂ બનને પ તુ શુ આપ આ વિષયમા વર-વધૂની સમતિની આવશ્યકતા નથી સમજતા?

'સમજુ છુ'—કહીને વળીનસાહેબ ઉઠ્યા અને એક પત્ર લાવીને ભોળાનાથના હાથમા આપ્યો એમા આમ લખેલુ હતુ—

'શ્રીમતી ઈન્દુમતીની સાથે વિવાહ કરવામા મને કાઈ હરકત નથી જો મારા પૂજ્ય કા । ( પંડિત ભોળાનાથજી ) આ સબધનો સ્વીકાર કરે તો–દેવધર'

( ૬ )

ડૉક્ટર દેવધર એમ ડી ની દેખરેખ નીચે ભોળાનાથ-શ્યામનાથ-હૉસ્પીટલનુ કામ ઘણી જ સરસ રીતે ચાલી રહ્યુ છે અહીંઆ ગરીબોના દુ ખ દૂર કરવાની એવી સારી વ્યવસ્થા છે કે ભાગ્યેજ્યા ભાગ્યે જ બીજે કોઈ સ્થાને તેવી હશે રાયબહાદુર પંડિત ભોળાનાથ અને રાયબહાદુર પંડિત શ્યામનાથે લગભગ પાચ લાખ રૂપિયા ખરચીને આ આદર્શ હૉસ્પિટલ બધાવી છે આ ઉપરાત એમણે આ દાનથી પણ વધી જઈને એમના એકના એક સુપુત્ર ડૉક્ટર દેવધરને સરકારી નોકરીના સુવર્ણ-પાશમા ન બાધતા દેશહિત અને પરોપકારના કાર્યમા યોજ્યો છે એને લીધે અસખ્ય નરનારીઓના આશીર્વાદ એમને મળતા રહ્યા છે ×

× હિન્દી માસિક પત્ર 'સરસ્વતી' માથી અનુવા

# શુભ પ્રસંગ

નસીબદારોને જ પ્રાપ્ત થાય છે અને તેના પ્રસંગોમા મોજશોખની સર્વે ચીજો સાથે એસન્સ મનહર અને રૂમાલ પરફ્યુમ અગત્યની જગ્યા રોકે છે તો પણ મુખ્યત્વે કરીને હિન્દુસ્તાનની મોહિનીરૂપ તમારૂ માનીતુ પરફ્યુમ

**ઇનામ**

**રૂા ૧૦૦.**

ઓટો મોહિનીની ખુશ્બો ભાગ ગીરસ્તી નથી એમ સાબીત કરી આપનારને ઉપરનુ ઇનામ આપવામા આવશે

# ઓટો મોહિની.

ઘણા ખરા કુટુંબોમા નજરે પડે છે.

ઓટો મોહિનીના માત્ર ચાર જ ટીપા રૂમાલમા નાખવાથી તમોને અને તમારી આસપાસનાઓને ચાર દીવસ સુધી મનોહર ખુશબો આપે છે તેથીજ તે તમારૂ અને તમારા મિત્ર મંડળનુ માનીતુ છે.

કિમ્મત રૂા ૨, આના ૧૨ તથા આના આઠ

# રોબીનીયા હેર ઓઈલ.

જો તમો બજારૂ હેર ઓઈલ વાપરતા અચકાતા હો તો રોબીનીયા હેર ઓઈલનો નમુનો મફત મંગાવી તપાસી જુઓ અને પછી તમો જ તેના વખાણ કરશો

( અડધા આનાની ટીકીટ બીડવાથી નમુનો મફત )

કીમત બાટલી ૧ નો રૂ ૧-૦-૦

**મોહિની એજન્સી,**

જુમા મસીદ—મુંબાઈ

# બોસ સ્ટોવ.



ઘાસલેટથી બળે, પણ વાસ નહી, મેસ નહી, અવાજ નહી, કટાળો નહી, પમ્પ કરવો ન પડે, ધાસ્તી નહી અને એક બાળક પણ ચલાવી શકે. એક-બે-ત્રણ-ચાર-ને પાચ બરનરના આવે છે. એ ચૂલો જરૂર જોઈ જજો. આજે હજારો કુટુબો તે ચૂલો વાપરી વાહવા ગાય છે, અને ઘણુ સુખ વધારી શક્યા છે. તમે પણ તે જ ચૂલો વાપરી તમારા સુખ, સગવડ, ફુરસદ અને શાતિ વધારો.

## એલ. રાય સંપત,

ન્યુ ક્વિન્સ રોડ–મુબાઈ.

તા. ક.

અમારે ત્યા સાડીની સુદર પીનો, તથા ઉચા પલગો વગેરે મળે છે.

પણ એવું અત્યંત જ્ઞાન મ્હને થાય છે" આમ પ્રો પ્રમથનાથના હ્દયમા કાંઈકાંઈ આનંદની ઉર્મીતા હતા ત્યાં જરૂરી રજીસ્ટર્ડ કાગળ આવ્યો પત્રની છાપ અને પત્ર મોકલનારનું નામ જોતાં જ પ્રમથનાથ વિચારમાં પડયો પ્રીન્સીપાલ હજી તો રસ્તામાં હશે મહાબળેશ્વર પહોંચ્યા પણ નહિ હોય એટલામાં આ કાગળ શેનો? પ્રમથનાથે પત્ર ઉઘાડ્યો, તે પત્ર ઈંગ્રેજીમા જ હતો

ખાનગી જરૂરી. પુના તા——

મ્હારા વ્હાલા પ્રમથનાથ

પ્રિ મને દર્શનમા આ સાથેનો કાગળ અને બીજા પત્રો મળ્યા મીસ દલાલને તમે ઓળખો છો આપણી કૉલેજમા એના જેવી નાન્ત-સત્વર્તનવાળી અને તે છતા હિમ્મતવાન બીજી કોઈછોકરી નથી એના પિતા ગુજરાતના એક પ્રસિદ્ધ લેખક અને મુત્સદ્દી છે આપણે ત્યા ગરના પત્યા પછી મીસ દલાલ ગાડીમા બેસી જતી હતી ત્યા સાથેની ચીઠી એને મળી આપણી કૉલેજમા હજી સુધી આવો બનાવ બન્યો નથી અને કૉલેજનુ નામ બગડે એ આપણા દેશની દેશી વ્યવસ્થાને બહુ લાગે તો કાયમ રહેવા જેવુ થાય માટે એની પુરેપુરી તપાસ કરી તકસીરવાર વિદ્યાર્થીને સયોગ જોઈ નસીહત કરવી જોઇએ તેમ છે એ મા ! મનની તો બહુ જ આર છે કાગળ હોહા નહિ થાય, ચીઠી લખનાર આપણી કૉલેજમા ભણ્યા હશે જોઈએ અગર ભણતો હોવો જોઈએ એ ચિઠ્ઠીમા નામ-ઠામ કાંઈ નથી એટલે આટલા બધા ગુજરાતીઓમા એ કયો ગુજરાતી હશે એ ખોળી કાઢવો પણ મુશ્કેલ થઈ પડશે તમે કલકત્તે જવા તૈયાર થયા હશો પણ આઠ દિવસ રોકાઈ જજો તમારા શિવાય આ કામ બીજાને સોંપાય એમ નથી અને એમા એક જુવાન કન્યા અને કૉલેજની પ્રતિષ્ઠા સમાયેલી છે તમે આઠ દિવસ મોડા આવજો, હુ ખોટુ સમજીશ નહિ રસ્તામા છુ-હુ જ પાછો આવત પણ મને ગુજરાતી ભાષાનો અનુભવ નથી મીસ દલાલના પિતા સહજ ગિરગીર થઈ ગયા છે અને એ પત્ર પોલીસને સોંપવો કે કેમ એમ થઈ ગયુ છે મીસ દલાલના પિતાને આજે આ કામ તમને સોપુ છુ એમ લખુ છુ અને જરૂર પડે તો તમે તેમને મળજો શુ થયુ તે મહાબળેશ્વર મને લખી જણાવજો એ જ—

તમારો વિશ્વાસુ

મી ગી બોસ.

પ્રમથનાથ પત્ર વાચી વિચારમા પડી ગયો કે મીસ દલાલ મારી સામે જ આવી ક્યાંથી ઉભી! આ કાગળ! વાહરે! મીસ દલાલનુ વ્યાખ્યાન-ગરબો સાભળી આવી લાગણી કેટલાને યે થઈ હશે મૂર્ખો! ચીઠી આપવાથી તારી મનકામના પૂરી થાત? ચીઠી પણ એક નવલકથામા દાખલ કરાય એવી છે-જેની બ્રાઉનીંગ-કાલીદાસ-કવાપીમાથી ઉતારા ! સ્નેહના વિષય તરીકે ઠીક છે ઘણા સમયથી સ્નેહના બીજ નખાયા છે પણ તુ અને એ કઈ નાતના છો! નામ ખોટુ છો એ આ મીનાકડામા હાજર હોવો જ જોઇએ-કદાચ ન પણ હોય શી રીતે ખોળી કાઢુ ! દલાલને બોલાવુ? એને બોલાવવાથી શો લાભ! મારૂ પોતાનુ હ્દય શુદ્ધ નથી-હુ આ

નપાસ કરવા લાયક નથી પ્રીન્શીપાલને લખી કહું ? ના ના હૃદયબળ નથી પ્રમથનાથ બહાર ફરવા ગયો ઘણો વિચાર કર્યો-ગલકુજમા- રિયા કિનારે ભમ્યો મગને આનો ગૉવ-નોકરને સામાન છોડી નાખવાનો હુકમ આપ્યો અને બીજે દિવસે ના ને કૉલેજનુ જનરલ રજીસ્ટર લઈ હાજર થવા કહેવડાવ્યુ

પ્રાત કાળ થયો અને રજીસ્ટર લઈ કારકુન આવ્યો. ઇન્ટર, બી એ, વગેરે ઊંચા વર્ગમા ભણતા વિદ્યાર્થી-ગુજરાતી વિદ્યાર્થીઓ અને તેમા પણ અવિવાહિત વિદ્યાર્થીઓના નામો આગળ કૉલેજમા રજીસ્ટરમા લગ્ન કર્યુ છે કે કેમ વિવાહ થયો છે કે કેમ અને કેટલે વર્ષે એ સૌ વિગતનુ સ્પષ્ટીકરણ કર્યું હતુ અવિવાહિત વિદ્યાર્થીઓના નામ ગામ સરનામા લીધા અને એમના નામના કવરો તૈયાર કરાવ્યા પ્રમથનાથે ઓન પ્રીન્શીપાલ'ના નામનો એક જરૂરી સરક્યુલર કાઢ્યો

સરક્યુલર.

"મુબાઈના એક સુપ્રસિદ્ધ ગુજરાતી વનાઢ્ય અને વિદ્વાન્ ગૃહસ્થની એવી ઇચ્છા છે કે નૅશનલ કૉલેજનો કોઈ પણ અવિવાહીત ગુજરાતી વિદ્યાર્થી 'કૉલેજ જીવનમા લગ્નજીવન બંધન રૂપ છે કે કેમ' એ વિષય ઉપર સો લીટીનો નિબધ આ સરક્યુલર પહોંચ્યા પછી આ દિવસમા કૉલેજને સરનામે મોકલી આપશે અને એ નિબન્ધો પસદ પડશે તો બનતા સુધી કમનાર દરેકને રૂ ૧૦૦ ) થી ૧૦ ) સુધી ઇનામ આપવામા આવશે તા પછીથી મોકલેલા નિબધ ઉપર ધ્યાન નહી આપવામા આવે "

પ્રમથનાથ

*For Principal*

આ સરક્યુલરની એકેકી નકલ દરેક ઉપર મોકલી અને પ્રમથનાથે મીસ નાનના પિતાને પણ પત્ર લખી નાખ્યો તે સાથે સાથે કાઈ ખર્ચ થશે એ પણ જણાવ્યુ

પ્રો. પ્રમથનાથ વિચારમા પડ્યો એક ઉમર લાયક-વિવાહયોગ્ય હિંદુ કન્યા જોડે આવા પત્રદ્વારા માગણી કરવી એ પાપ ખરૂ ? આ વિદ્યાર્થી પોતે શુદ્ધ વ્રત કરેલુથી તેને ચાહતો પણ હોય આ સિવાય મીસ નાનને હિન્દુ સમાજમા મળવાની બીજી કઈ રીત ? છોકરા ભેગા થાય-નવા વાતાવરણમા ઉછરે એમને સ્નેહલગ્નની તેમને ધૂન લાગે અમારી કૉલેજમા તો સખ્ત દેખરેખ ને કાયદા એવા કે સ્ત્રીપુરુષો મળી શકે એમ પણ નથી છતા આવા જ સ્થાનોમા સ્નેહના બીજ નખાય છે અને રોપાય છે પુરુષ પુરુષમા કૉલેજમા મિત્રતા બંધાય છે તો પછી પતિપત્ની પણ કૉલેજની રગભૂમિ ઉપર ન થાય ! મૂર્ખો એટલો કે જગાક મીસ લાનને અગર એના માબાપને આ કતરી રીતે મળ્યો હત અને પછી ચિઠી લખાહત તો ઠીક ' પ્રમથનાથે ખાનગી રીતે મીસ નાનના ગૃહજીવનની અને આતરજીવનની તપાસ કરી અને એ બધી શુદ્ધ વિશુદ્ધ લાગી અને એને માટે મમતા સન્માન અને ભાવના થયા વખત થતા નિબધો આવવા લાગ્યા અને પ્રમથનાથ વાચવા બેઠો કેટલાક કહે છે કે કૉલેજજીવનમાં લગ્નબન્ધન એ બેડી છે-હિંદુઓ નિર્ધન છે હિંદુ રિવાજ નાબૂદ કરવા જોઇએ

એટલુ જ નહિ પણ જેમ વી મરફર્સ ગુનામગીરીમાથી ચાહના બગીચાવાળાને પૈસા અપાવી ગુનામોને છોડાવ્યા હતા તેમ જ કૉલેજ્યનો પરણ્યા હોય, જેમનો ગૃહસસાર દુ ખી હોય તેમને લગ્નની બેડીમાથી છૂટા થવાની ધમગુરૂ અને જ્ઞાતિસરદાર અને જનસમાજ તરફથી છૂટ અપાવી જોઇએ બીજો વર્ગ જુદા જ વિચારનો હતો કૉલેજજીવનમા વધુ ગસિદ્ધતર ઉમેરવુ હોય, ઇંગ્રેજી-સંસ્કૃત-રાગમી કવિયોના હૃદય અને ભાવના સમજવા હોય, અને ભવિષ્યના ગૃહજીવન-દાપસજીવનમા રસ આણવો હોય તો કૉલેજજીવનમ જ લગ્નજીવન શરૂ થવુ જોઇએ ત્યારે ત્રીજો વગ મધ્યમવર્ગ હતો એ બિચારા લગ્નજીવન-કૉલેજજીવનનુ જ રહસ્ય સમજતા નહોતા—એ માત્ર એ જીવન ઘસડતા હતા જીંદગી જ એમને ભારરૂપ હતી માત્ર પાસ થઈ બે પૈસા કમાઈ જીવના ખાતર કૉલેજજીવન ભોગવતા હતા પ્રો પ્રમથનાથ આ બધા નિબંધો વાચી હસતો હતો અને એને થયુ, આવો નિબધ મને લખવા આપ્યો હોય તો હુ શુ લખુ ? પ્રોફેસર તરીકે આ પ્રશ્નનો શો ઉત્તર આપવો ? લગ્ન ! સહધર્મચારિણી-પ્રિયપત્ની! આ વિચાર અત્યાર સુધી આવતા જ નહોતા આ તપાસમા હુ નિષ્પક્ષપાત નિરીક્ષક ખરો ? બીજે દિવસે પ્રો પ્રમથનાથે મીસ દવાન ઉપર આવેલી ચીઠી ફરીને વાચી અને નિબન્ધ લખનારા ઓના અક્ષરો, વિચારો—અને અવતરણો ધ્યાનપૂર્વક તપાસવા શરૂ કર્યા—મે ચાર-પાચ છ-પચીસ એમ કાગળો ઉથલાવતા એક નિબધની સાહી અક્ષર, એકાદ બે વિચાર અને અવતરણો સમાન લાગ્યા અને ઊંડો વિચાર કરતા પકકી ખાતરી થઈ ખાત્રી થતા જ એ નિબધ બહાર કાઢ્યો એ વિદ્યાર્થીનુ નામઠામ લઈ રાખ્યુ અને ચોર પકડાયો એમ થયુ બીજા નિબધો ઊંચા મૂક્યા અને રજા ઊઘડે ઇનામનો નિર્ણય કરવામા આવશે એવા પોસ્ટકાર્ડ લખાવી દીધા જે વિદ્યાર્થી પકડાયો હતો તેને બોલાવવો કે કેમ ? શી રીતે બોલાવવો ? એનુ શુ કરવુ એનો નિર્ણય કરવા મીસ દવાનના પિતાને મળવુ ઉચિત ધારી એ ત્યા ગયો.

મીસ દવાનના પિતાએ પ્રો. પ્રમથનાથને યોગ્ય સન્માન આપ્યુ અને લગ્નની વાત ચાલી 'મારી પુત્રીને બી એ થતા સુધી પરણાવવી નથી એનો વિવાહ કરવો નથી અને હુ એને એવા વિચાર ન આવે એ ખાસ ધ્યાન રાખુ છુ કૉલેજના પુસ્તકોમા શૃંગાર આવે જ નહી, આવે તો બાળકોના નીતિના ધોરણો બગડી જાય છે એવી માન્યતા મારી નથી વય વધતા, જનસમાજ જોતા, આખ અને કાનનો ઉપયોગ થતા અમુક વૃત્તિઓ તો થાય જ, માત્ર પ્રભુમા શ્રદ્ધા અને મનોબળ એટલા તો દૃઢ હોવા જોઇએ કે બાળકો ગમે ત્યા હોય તો પણ એમની નીતિના ગઢો તે તોડી ન શકે મારી પુત્રીની જગ્યાએ હાલની બીજી કોઈ છોકરી હત તો આ ચીઠી મારી પાસે આવત જ નહિ ' પ્રો પ્રમથનાથ વસ્તુસ્થિતિ સમજ્યો મીસ દવાનને માટે સદ્ભાવ થયો અને મને તો એની સાથે વાત કરવા એને તીવ્રેચ્છા થઈ

" હ મી દવાન ! એ ચીઠી લખનારને પકડયો છે પણ એનુ શુ કરીશુ ? એને શી શિક્ષા કરવી ?"

---

# આજના અંકનો વધારો.

## ઉત્તમ તક! વહેલા તે પહેલા. ઉત્તમ તક!

...ઉપજાવનાર અને ધન રહિત થવાનો
...શો થવા બાબત બે યોગો.
...થવાનો યોગ
...થવાનો યોગ
...રહિત થવાનો યોગ
...વાળો થવાનો યોગ
...બંધુઓવાળો થવાનો યોગ
...રાજા થવાનો યોગ.
...થવાનો યોગ. [યોગો
...વાહનોનો સમૂહ મળવા સબંધી બે
...પ્રાપ્તિ, અપ્રાપ્તિ અને ઘર બલવાસ બંધી
...ત્રણ યોગો [શાન્તિ
...હન ... થવાના બે યોગો અને તેની
...હીન થવાનો યોગ.
...થવાનો યોગ
...બુદ્ધિ થવાનો યોગ

જમણા નેત્રમા રોગી થવાનો યોગ
પગમા રોગી થવાનો યોગ
દાંતમા અથવા હોઠપર રોગી થવાનો યોગ
ગુદાના સમીપમા રોગી થવાનો યોગ
હર્ષ તથા વાતવિકારાદિ થવા વિષે યોગ
રોગી થવા વિષે ત્રણ યોગો
શત્રુઓથી ગુપ્ત રોગ થવાનો યોગ
પારકા ઘરમા રહેવાનો તથા નીચ કર્મોથી
આજીવિકા ચલાવવા સબંધી યોગ
વિવાહ કેટલા થશે તે વિષે યોગ
એક વિવાહ થવાનો યોગ
કેટલી સ્ત્રિયોનો નાશ થશે તે વિષે યોગ
ગર્ભ રહે નહિ તથા ગર્ભપાત થવા બાબત
ચાર યોગો
કષ્ટકારક કર્મો કરનાર તથા કઠોર ચિત્તવાળો
થવાનો યોગ

થવાના અનુક્રમે નવ યોગો
સર્વ કાર્યોની સિદ્ધિ નહી થવાનો યોગ
માની થવાનો યોગ.
દીર્ઘાયુષી થવાનો યોગ
મધ્યમ આયુષ્યવાળો થવાનો યોગ
હીનાયુ થવાનો યોગ [યોગ
કોની દશાસુધી આયુષ્ય થશે તે જાણવાનો
કયા ગ્રહની દશામા ધર્મમા બુદ્ધિ થશે તે
સબધી યોગ [યોગ
કોની દશામા ધર્મની હાનિ થશે તે જાણવાનો
કોની દશામા ગુમડા થશે તે વિષે
વાહન, ચોર અને શસ્ત્રથી મૃત્યુ થવાના
અનુક્રમે ત્રણ યોગો [વિષે
કયા ભાવથી કઈ બાબતનો વિચાર કરવો તે
મધુર વચન બોલનારો તથા રૂપવાન થવાનો
યોગ

અભક્ષ્ય ભક્ષણ કરનારો થવા
યોગ
પિતા શિવાય બીજાના વીર્યથી ઉ
સબધી યોગ [
સફેત અને કાળા કોઢ થવા સબધ
કંઠમાલ રોગ થવાનો યોગ.
જલગડ, શસ્ત્રથી વ્રણ, પિત્ત, ...
અને ચોર અથવા ચાડાલ ...
પ્રમાણે ૭ રોગ થવાના અનુક્રમે
શ્વેતકુષ્ટી થવાનો યોગ.
રોગી, શરીરસુખરહિત, મહાપાપી
કુષ્ટી થવાનો યોગ.
સડેલા મુખવાળો થવાનો યોગ
કરોલીઆના આકારવાળા તથા ...
ધિકારક ગંડ થવાનો યોગ
ગુપ્ત રોગવાળો થવાનો યોગ

Reg No. B-1136

ગુલાબ-નારંગી-પેનીક્ષા-

લીંબુ-રાસ્પબેરી વગેરે

તરેહવાર જાતના

# ગોવિંદજીનાં શરબતો—!

એક વખત વાપરી જોવાની

ખાસ ભલામણ કરવા આવે છે.

## ગોવિંદજી વસનજી,

સોડાવૉટર—ચીનાબજાર—ફોર્ટ

ટેલીફોન. નં. ૬૫૫૬.

Printed by K. R. Mitra at the Manoranjan Press, 3 S [illegible] Road, Girgaon, Bombay [illegible]
[illegible] at Manoranjan [illegible]
[illegible] Street, [illegible] Bombay




India to avow boldly and uncompromisingly that the attainment of self-government within the Empire is the goal of its policy in India that it proposes to take early and definite steps towards that end through the universal diffusion of education the expansion of local government the establishment of effective provincial autonomy and the liberalisation of the Government of India itself Once this policy is boldly avowed and honestly pursued the words of those who preach the disruption of all government will fall largely upon deaf ears and all the patriotic forces in India will be with Government in dealing with them

*The Times of India June 21 1917*

પંકાયલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

હજી પણ નઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર અને નવા અલંકારો

**તૈયાર કર્યા જ જાય છે !**

દુકાને પધારી નજરે લઈ જોશો તો

**જરૂર જ મોહશો !**

પરિણામે અમને ખટાવ્યા વિના

**છુટકો જ નથી !**

પછી આજે આવો કે કાલે !

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨.

## હિંદના પરમ દેશભક્ત.





સ્વ. ડૉ. દાદાભાઈ નવરોજી.

જન્મ —
તા ૪ થી સપ્ટેમ્બર ૧૮૨૫

અવસાન —
તા ૩૦ મી જુન ૧૯૧૭

સમાલોચક જુલાઈ ૧૯૧૭ ]




પુસ્તક ૨૭ મુ ] જુલાઈ, ઈ. સ. ૧૯૨૭. [ અંક ૭.

# પૃથ્વીની ઉમર કેટલી હશે ?

લેખક—રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ, એમ. એ., બી. એસસી.

ધરતી માતાને તેમની ઉમર પૂછવી એ અવિનય અને ધૃષ્ટતા કહેવાય. પરંતુ વિજ્ઞાન આવી ખોટી શરમને સ્વીકારતુ નથી અને આ પ્રશ્નને જુદી જુદી રીતે તપાસતા અચકાતુ નથી. ભૂ-વિદ્યાના અભ્યાસકોને પૃથ્વીની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસ સમજવો એ ઘણુ જ અગત્યનુ છે. વિજ્ઞાનના ઉપાસકો સિવાય સાધારણ મનુષ્યોને પણ આ પ્રશ્ન ઘણી રીતે આકર્ષક છે. મનુષ્યની ઐતિહાસિક દૃષ્ટિ ફક્ત થોડાએક હજાર વર્ષ સુધી પહોચી શકે છે. તે પહેલાંના લાખો વર્ષ સુધીના અંધકારમા પ્રકાશ પાડવો એ ભૂવિદ્યાનુ કામ છે. પૃથ્વી એ એક સૂર્યમંડળનો ગ્રહ છે અને આ સૂર્યમંડળ વિશ્વમંડળમા એક બિન્દુ સમાન છે. તેમના સંબંધી વધારે જ્ઞાન મેળ-વવાથી મનુષ્યની સંકુચિત દૃષ્ટિનો વિકાસ થાય છે અને વિશ્વના મહાન પ્રશ્નોનુ કાંઈક ભાન થાય છે. આ પ્રશ્નનો જવાબ કાંઈ ફક્ત ભૂવિદ્યાથી આપી શકાય તેમ નથી અને તેથી આ ક્ષેત્રમા સમર્થ ખગોળવેત્તાઓ, ભૌતિક શાસ્ત્રીઓ અને પ્રાણિજીવનશાસ્ત્રીઓએ ઘણી મદદ આપી છે. આથી આ પ્રશ્નના વિવેચનમા વિજ્ઞાનની જુદી જુદી શાખાઓની પદ્ધતિ અને તેમના મુખ્ય સિદ્ધાંતો જોવાનો પ્રસંગ મળશે. વળી મનુષ્યની ઉત્પત્તિ સાથે પૃથ્વીની ઉત્પત્તિનો સંબંધ હોવાને લીધે દરેક ધર્મમા આ સંબંધી ઘણી ચર્ચા થયેલી છે. પૂર્વના મુખ્ય ધર્મોમા પૃથ્વી અનાદિ છે, અથવા તો શાશ્વત પંચ તત્વમાનુ એક છે, વિશ્વના પ્રલયની સાથે બ્રહ્માના દિવસ (એટલે મનુ-ષ્યના અબજ વર્ષો)ને સંબંધ છે. વગેરે મતોને લીધે આ ચર્ચા કડવુ રૂપ પકડી શકી નથી. પરંતુ પશ્ચિમમા ઈસાઈ ધર્મ પ્રમાણે પૃથ્વીની ઉત્પત્તિ ઈ. સ. પૂર્વે ૪૦૦૪ વર્ષમા થઈ હતી, એ મતની પાછળ ઘણી જ તકરાર થઈ છે. આ ચર્ચાના પરિણામે ધર્મ અને વિજ્ઞાનની વચ્ચેના વિગ્રહના ભણકારા હજી સુધી સભળાય છે. પરંતુ ધર્મશાસ્ત્ર (Geology)ના દૃષ્ટિબિંદુમા ફેરફાર થવાથી આ ઝગડાનુ કડવુ સ્વરૂપ દૂર થયુ છે અને પૃથ્વી અને મનુષ્યની ઉત્પત્તિના કાળનો નિર્ણય કરવાથી ઈશ્વરે નિરૂપણ કરેલા ગુણોમા ખામી આવશે, એ વિચાર હવે સ્વીકારાતો નથી.

આપણા વિષયની ચર્ચા માટે પૃથ્વી એ શુ છે, તેનો બગેબર ધ્યાન આપવાની જરૂર છે. આકાશમા સૌથી વધારે ધ્યાન ખેંચનારી વ્યક્તિઓમા સૂર્ય, ચદ્ર, ગ્રહો અને તારા છે ચદ્ર પૃથ્વીના ઉપગ્રહ( *Satellite*)ની માફક પૃથ્વીની પાછળ ફરે છે અને પૃથ્વી બીજા ગ્રહોની માફક સૂર્યની પાછળ ફરે છે પૃથ્વી અને ગ્રહો સૂર્યના ગુરુત્વાકર્ષણ નીચે હોવાથી તે બધાનુ એક સૂર્યમડળ બને છે તેવી જ રીતે આકાશમા દેખાતો પ્રત્યેક તારો એક સૂર્ય હોય છે અને તેમાના કેટલાએક તો સૂર્યના કરતા ઘણા મ્હોટા હોય છે, પરતુ આ તારાઓ અને આપણી પૃથ્વી વચ્ચે કરોડો માઇલોનુ અતર* હોવાથી તે ઘણા ન્હાના લાગે છે તારા, સૂર્ય, અને ચદ્ર એ સર્વે ઉપરથી આવતી રોશની વિજળીની માફક ઘણી જ ઝડપથી આવે છે અને એક સેકડમા લગભગ બે લાખ માઈલ જેટલુ અતર કાપી શકે છે ચદ્ર ઉપરથી પૃથ્વી ઉપર આવતા આ રોશનીને ફક્ત એક સેકડ લાગે છે, સૂર્ય તરફથી આવતા આઠ સેકડ લાગે છે અને સૌથી નજીકના તારા ઉપરથી આવતા ચાર વર્ષ કરતા પણ વધારે વખત લાગે છે. આટલુ બધુ અતર ન હોત તો તારાઓ પણ સૂર્ય કરતા મ્હોટા લાગત આ ઉપરથી વિશ્વ મડળની બીજી વ્યક્તિઓ સાથે સરખાવતા પૃથ્વી ધૂળના રજકણ કરતા વધારે મ્હોટી નથી એમ આપણને લાગ્યા વગર રહેતુ નથી

પૃથ્વીની ઉમર નક્કી કરતા પહેલા તેની ઉત્પત્તિ કઈ રીતે થઈ તે જાણવાની જરૂર છે આકાશ તરફ રાત્રે ધારીને જોતા ઝીણા તારાઓના વાદળા (*Nebulae*) જોવામા આવે છે, જેને "આકાશગગા" કહીએ છીએ તે પણ આવા ઝીણા તારાઓના વાદળાની બનેલી હોય છે અને મધ્ય આકાશમા એક મ્હોટા ચોળા પટાની માફક દેખાય છે આવા "વાદળા"( નેબ્યુલા )માથી તારાઓ, સૂર્યમડળો અને ગ્રહો બને છે એમ ધારવાને† કારણો છે બીજા તારાના ગુરુત્વાકર્ષણથી ધુમસ જેવા લાગતા આ પદાર્થમા ગાંઠો પડી જાય છે, અને આવી ન્હાની ન્હાની ગાંઠો ભેગી થઈને તેના ગ્રહો બને છે આ બધી ન્હાની ગાંઠો એકઠી થવાથી અને તેમાથી ગરમી નીકળવાથી, આપણી પ્રાથમિક પૃથ્વી તપી જવાથી તેના ઘણા ભાગે ઓગળીને પ્રવાહી રૂપ પકડ્યુ હશે આવા અર્ધપ્રવાહી રૂપમા પણ બીજા ગ્રહોની માફક પોતાની ધરી ઉપર ચકરચકર ફેરવવાને લીધે હલકા અને પાતળા પથ્થરોવાળા પદાર્થો પૃથ્વીની

* આ તારાઓ કેટલા દૂર છે તેનો ખ્યાલ સ્હેલાઇથી આવે તેમ નથી દાખલા તરીકે આપણે એમ ધારીએ કે સૌથી નજીકના તારા પાસે આપણાથી જઈ શકાય અને આપણી મુસાફરી કલાકના ૫૦૦ માઇલના હિસાબે બહુ જ ઝડપવાળા વિમાનમા કરી શકાય, તે છતા પણ ત્યા જતા આપણને ૫૦ લાખ વર્ષ લાગે, અને આનુ ખર્ચ દરેક માઈલે એક આનો ગણીએ તો દોઢ કરોડ રૂપીઆ ખરચવા પડે સૌથી નજીકના તારો પૃથ્વીથી ૧,૯૦૦ ૦૦,૦૦ ૦૦,૦૦૦ માઇલ છેટે છે'!

†આકાશમાના ગ્રહોની ઉત્પત્તિ વિષે બધી બાબતો સ્હેલાઇથી સમજી શકાય તેવી નથી અને તેથી અહીં આ ફક્ત મુખ્ય બાબતો સમજાવી છે આ વિષે વધારે સપૂર્ણ માહિતી માટે જુઓ Chamberlain and Salesbury Geology Vol II, ch I and II અને Geikie s Geology Vol I p 19 ‘

બહારની બાજુ ગોઠવાઈ જાય અને વધારે સગીન ધાતુવાળા પદાર્થો અદર રહી જાય, એ તો સ્વાભાવિક છે આ પ્રમાણે કેટલોએક સમય ગયા પછી પૃથ્વી ધીમે ધીમે ઠડી થવાથી તેની ઉપર મજબુત ઘન્ની બધાઈ અને તેમાથી પાણી અને હવાના વાતાવરણ બધાયાં ધીમે ધીમે વાસ્તવિક ઉષ્ણમાન થયા પછી અને આકાશમાથી વાદળો વરસ્યા, અને નદી ઓ સમુદ્ર સુધી પાણીની ગતિ સ્થાપિત થવાને જોઇએ તેવી પરિસ્થિતિ મળ્યા પછી વનસ્પતિ અને સૂક્ષ્મ પ્રાણીઓની જીદગીની શરૂઆત થઈ પર્વતો ઘેરાઈને પાણીની મદથી નવા થરો બધાવા માડ્યા અને નવી જાતના પથ્થરો અને શિલાઓ બનવા માડ્યા જે જે સમયમા નવા થર બધાયા અને તેના પથ્થરો બન્યા તે સમયના વનસ્પતિઓ અને પ્રાણિઓ ઘણી વાર તેમા દબાઈ રહેલા હોય છે અને તેમના અમુકના તત્વો તો બદલાઈ જાય છે પણ તેમના અવશેષો આબેહુબ આકાર પથ્થરના રૂપમા જળવાઈ રહે છે આ આકારો અગ્રેજીમાં ફૉસીલ કહે છે તેની મદદથી પૃથ્વી ઉપર જુદે જુદે સમયે રહેતા પ્રાણીઓ સબધી અગત્યની વિગતો જાણવાની મળે છે તે ઉપરથી સિદ્ધ થયુ છે કે પૃથ્વી ઉપર વનસ્પતિ અને પ્રાણીઓને રહેવાને અનુકૂળ વાતાવરણ સ્થાપિત થયા પછી ઘણા સમય પછી જ મનુષ્યના પગલા થયેલા લાગે છે*

પૃથ્વી એ શુ છે અને તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે જોયા પછી 'પૃથ્વીની ઉમર" એટલે શુ તેનુ સ્પષ્ટીકરણ કરવુ જરૂરનુ છે પૃથ્વીનો પૂરો ઇતિહાસ ચોક્કસ રીતે જાણવાના આપણી પાસે સાધન નથી પરતુ તે ઇતિહાસના કેટલાએક અગત્યના અને માર્ગદર્શક બનાવો સબધી આપણે સારી બાતમી મેળવી શકીએ તેમ છે એક તો પૃથ્વી ( સગીન ) ઘન રૂપમા આવી તે અને બીજુ આ ઘન રૂપમા આવ્યા પછી હવા અને પાણીની વાસ્તવિક પરિસ્થિતિ પ્રાપ્ત થયા પછી નવા થર અને પથ્થર બધાવા લાગ્યા તે અને ત્યાર પછી પ્રાણીની જીદગીની શરૂઆત થઈ તે આ અને આવા બીજા અગત્યના બનાવો ક્યારે બન્યા તેનો નિર્ણય થાય તો પૃથ્વીની ઉમરનો નિર્ણય કર્યો એમ કહી શકાય. આપણે આ ઉપરાત બીજી દિશાઓમાથી પણ આ સબધી ઘણુ જાણવાનુ મળે છે તે નીચે જોઈશુ આ સર્વ રીતોમા કાળના નિર્ણયને માટેનો સમય લાખો અને કરોડો વર્ષોનો ગણવો પડશે તેથી બહુ આશ્ચર્ય પામવાનુ નથી મનુષ્યના ઇતિહાસમા ઘણો ખરો હીસાબ સૈકા અને શતકથી થાય છે, પરતુ મનુષ્યના સો વર્ષના આયુષ્યના પ્રમાણમા શાશ્વત ગણાતા પૃથ્વી સૂર્ય અને ચદ્ર જેવા

*બાઇબલ પ્રમાણે મનુષ્ય અને સર્વે પ્રાણીઓ સાથ ઉત્પન્ન થયા હશે " એ મત ૫૦-૬૦ વર્ષ પહેલા યુરોપમા ઘણુ માન પામતો તે વખતે ધર્માંધ પાદરીઓ ફૉસીલો સેતાનના કારસ્થાન છે અને મનુષ્યની શ્રદ્ધા ભગ કરતા હોવાથી તે સબધી કાઇ પણ વાત કરવાની ના પાડતા સદ્ભાગ્યે હિદુ ધર્મની ટીનસુરી અને ખાસ કરીને ઉપનિષદોમા ઉત્ક્રાન્તિવાદની તરફેણમા ઘણુ વાચવામા આવે છે ઈશ્વરના દશાવતારોમા પણ પહેલા ત્રણ મત્સ્ય કુર્મ અને વરાહ એ પ્રાણીઓની ઉત્ક્રાંતિના માર્ગદર્શક છે અને બાકીના સાત અવતારો મનુષ્યની માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિની ચડતીના પગથીઆનુ ભાન કરાવે છે એમ કહેવાય છે

વિરાટ્ સ્વરૂપોની વિભૂતિઓ લાખો અને કરોડો વર્ષોમા ગણાય, એ સ્વાભાવિક છે અને તેથી જ હિંદુ ઋષિઓ અને વિચારકોએ બ્રહ્માડના પ્રલયકાળને કરોડો વર્ષનો ગણ્યો હશે

પૃથ્વી ક્યારે ઘન (નગીન) રૂપમા આવી હશે તે પ્રશ્નનો નિર્ણય કરવાને લોર્ડ કેલ્વીન અને બીજા મહાન પદાર્થશાસ્ત્રીઓએ જુદા જુદા પ્રયત્નો કર્યા છે તેમા ખેટર નામના અમેરિકાન પ્રોફેસરની રીત ઉત્તમ લાગે છે પૃથ્વી એક સમયે પ્રવાહી અથવા અર્ધપ્રવાહી રૂપમા હતી તે વખતે તેનુ ઉષ્મામાન (*Temperature*) કેટલુ હશે તે જાણવાને પ્રયોગો કરવામા આવ્યા છે, પૃથ્વીમા સર્વથી વધારે જથ્થામા મળી આવતી શિલાઓને પ્રવાહી રૂપમા લાવવાને ઓછામા ઓછા ૧૩૦૦ $C$ જેટલા ઉષ્મામાનની જરૂર પડે છે વળી પૃથ્વીનુ હાલનુ ઉષ્મામાન કેટલુ છે તે જાણવાને જમીનમા ખાડા ખોદીને માપ લઇને શોધી કહાડવામા આવ્યુ છે કે ૭૭ ફુટ ઉંડા જવાથી ૧ $F$ જેટલો ફેર પડે છે આ ઉપરથી ગણતરી કરવામા આવી છે કે પ્રાથમિક ૧૩૦૦ $C$ ના ઉષ્મામાન ઉપરથી સપાટી ઉપરના હાલના ઉષ્મામાન જેટલુ ઠડુ પડતા ઓછામા ઓછા ૬ કરોડ વર્ષ લાગે એટલે પૃથ્વીને ઘન રૂપમા આવ્યાને આ હિસાબે ૬ કરોડ વર્ષ થયા હશે

ખગોળશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર એ બન્નેએ ભેગા થઈને પૃથ્વીના કાળનો નિર્ણય કરવાને એક બીજો યુક્તિપૂર્વક રસ્તો શોધી કહાડ્યો છે પૃથ્વીની પોતાની ધરી ઉપર ફરવાની ગતિ ઓછી થતી જાય છે આ ગતિ પૂરી કરવાને દરેક સૈકાના અન્તે ૨૨ સેકંડ જેટલો વધારે કાળ લાગતો જાય છે એટલે કે દિવસ પણ તેટલો લાંબો થતો જાય છે દાખલા તરીકે ઈ સ ૧૯૧૬ નો કોઈ પણ દિવસ ઈ સ ૧૮૧૬ ના દિવસના કરતા ૨૨ સેકંડ લાંબો હોય છે આ ગતિ ધીમી પડવાનુ કારણ પૃથ્વીના પાણી અને વાતાવરણ ઉપર ભરતીઓટનુ ખેંચાણ કરનાર સૂર્ય અને ચન્દ્ર છે, બાઇસીકલ અથવા ગાડીના પૈડાની ઉપર જેમ ઝડપ ઓછી કરનાર બ્રેકની અસર થાય છે તેવી અસર આ પાણી અને હવાના આવરણની થાય છે પૃથ્વીની ગતિની વિરુદ્ધ દિશામા આ ભરતીની ગતિ હોવાથી પૃથ્વીની ગતિ નરમ પડે છે આ હિસાબે એક સમય એવો હશે કે જ્યારે પૃથ્વીની ગતિ હાલના કરતા ઘણી જ વધારે હશે હવે પૃથ્વીનો આકાર નારંગીના ઘાટનો છે એ બધા જાણે છે, પરતુ તે કાંઈ નારંગીના જેટલી બધી દબાઈ ગયેલી નથી એટલે કે ધ્રુવથી ધ્રુવ સુધીનુ અંતર તેના મધ્યના વ્યાસ (*Equator*) ના કરતા ફક્ત ૧૭ માઈલ જેટલુ ન્હાનુ છે સાદી પણ અશુદ્ધ ભાષામા કહીએ તો તેની ઊંચાઈ, તેની પહોળાઈ જે ૮૦૦૦ માઈલ છે તેના કરતા ફક્ત ૧૭ માઈલ જેટલી જ ઓછી છે આ પ્રમાણે પૃથ્વીના રૂપમા સપૂર્ણ ગોળાકાર કરતા જે ફેર થયો છે અને જરા દબાયેલા ગોળા જેવો આકાર થયો છે તે પૃથ્વી ઘન રૂપમા આવ્યા પહેલા જ થયો હશે, કારણ કે ત્યાર પછી આકાર બદલાવો મુશ્કેલ છે ૮૦૦૦ માઈલમા ૧૭ માઈલ જેટલો ભાગ દબાઈને ઓછો થયો તે વખતે પૃથ્વીની ગતિનુ જોર ત્રણ ટકા જેટલુ વધારે હશે એમ ગણતરી કરવામા આવી છે અને આ ગતિ કેટલા પ્રમા-

ણુમા ઓછી થાય છે તે ઉપર પ્રમાણે તે જાણવાથી લાર્ડ કે વીને સિદ્ધ કર્યું છે કે જે પૃથ્વીનુ ઘનીકરણ ૧૦ કરોડ વર્ષ કરતા વધારે સમય પહેલા નહીં થયુ હોય

પૃથ્વીની ઉત્પત્તિના કાળની વધારેમા વધારે હદ નક્કી કરવાને સૂર્ય તરફથી પણ મદદ મળે છે સૂર્યના તેજ સિવાય પૃથ્વી ઉપર વનસ્પતિ અને પ્રાણીઓની જીદગી અશક્ય થઈ પડે પૃથ્વીને સૂર્યના તાપનો લાભ ન મળે અને વ્યોમ( અવકાશ )મા પોતાની મેળે ઠડી પડવા દેવામા આવે તો પૃથ્વીનુ ઉષ્ણમાન બરફ કરતા ૫૦-૨૮૦ ડીગ્રી જેટલુ ઓછુ થઈ જાય અને પાણી બધુ બરફના રૂપમા જ રહેવાથી પ્રાણીજીવન અશક્ય થઈ પડે આમ હોવાથી સૂર્યનુ તેજ કેટલા સમયથી પૃથ્વી ઉપર પડતુ હશે ? ‘સૂર્યનુ તેજ શી રીતે બનતુ હશે ?’ એ પ્રશ્નો અગત્યના થઈ પડે છે સૂર્ય એ ‘ધગધગતા અગ્નિનો ગોળો’ છે એમ કહેવુ એ તદ્દન ખરૂ નથી કારણ કે કોલસા જેવા પદાર્થનો આ અગ્નિ હોય તો થોડા હજાર વર્ષમા બળીને ખાખ થઈ જાય પરતુ સૂર્યનો આ તાપ અને શક્તિ કેટલાએક આતરિક ફેરફારો અને કેટલાએક બહારના પદાર્થ ( *Moteors* ) ચૂસી લેવાથી બને છે પૃથ્વી ઉપર સૂર્યનુ કેટલુ તેજ પડે છે અને પૃથ્વીની ઉષ્મા જાળવી રાખવાને કેટલી મદદ મળે છે એનો હિસાબ ગણતા લૉર્ડ કે લ્વીન અને બીજા ભૌતિકશાસ્ત્રીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે સૂર્યનો પ્રકાશ પૃથ્વી ઉપર બેથી ચાર કરોડ વર્ષથી પડતો હશે અને હવે ૪૦ થી ૫૦ લાખ વર્ષ પછી આ પ્રકાશ બધ પડશે તે વખતે પૃથ્વી ઉપરની વનસ્પતિ અને પ્રાણીઓનો પણ નાશ થશે

ઉપરની ત્રણ રીત પ્રમાણે ભૌતિકશાસ્ત્રીઓએ પૃથ્વીની ઉત્પત્તિકાળનો નિર્ણય કરવાનો પ્રયત્ન કર્યો છે આ વિશાળ હિસાબમા ભૂલ થવામા ઘણા બનાવો રહેલા છે તે સબધી વિવેચન કરવાની જરૂર નથી પૃથ્વીની ઉમ્મર બેથી દસ કરોડ વર્ષની હદમા મૂકવાથી પૃથ્વી વિષે જણાયેલી બીજી વિગતોનુ સ્પષ્ટીકરણ કરવાને પૂરતો કાળ મળે છે કે નહીં તે હવે તપાસીએ ભુસ્તરશાસ્ત્ર અને ભૂવિદ્યાના અભ્યાસીઓએ પોતાના શાસ્ત્રની દૃષ્ટિએ નિર્ણય કરવાના પ્રયત્નો કરેલા છે પૃથ્વી ઉપર બધાયેલા થરોને બાઝતા કેટલો કાળ થયો હશે ? સમુદ્ર ખારો કેમ હશે ? સમુદ્રની ખારાશ વધે છે કે કેમ ? સમુદ્રની ઉમર શોધી શકાય કે કેમ ? પૃથ્વી ઉપર પ્રાણીઓ કેટલા કાળથી જીવતા હશે ? પૃથ્વીપર હાલમા વસતા વનસ્પતિ અને પ્રાણીઓની ઉત્ક્રાન્તિ માટે કેટલા સમયની જરૂર હશે ?

પૃથ્વીના ઈતિહાસમા આપણે જોયુ છે કે તેણે અર્ધપ્રવાહી અને અત્યન્ત ઉષ્ણ સ્થિતિમાથી ઠડી પડીને હાલનો આકાર ધારણ કર્યો છે ઠડી પડતા આપણા સાધારણ અનુભવ

*આ સિવાય પૃથ્વીમા રેડિયમવાળી ખનિજોમા તે ધાતુમાથી બનેલા બીજા પદાર્થોનો અશ અને તેમનામા રહેલી ઉષ્મા વિગેરેનો વિચાર કરવાથી પૃથ્વીની ઉમરના સબધી જાણવાજોગ વિગતો મળે છે, પરતુ આ વિચારસરણીનુ પરિણામ હજુ સુધી નિર્ણયાત્મક નહીં હોવાથી તે સબધી વિવેચન અહીં કર્યુ નથી એટલુ કહેવુ બસ છે કે આ નવી રીતથી પૃથ્વી ઉપરની કેટલીએક ખનિજો કરોડો નહીં પણ અબજ વર્ષ જેટલી પ્રાચીન છે એમ ગણત્રી કરવામા આવે છે

પ્રમાણે આપણે કલ્પી શકીએ કે બહારનો ભાગ પહેલા ઠંડો પડયો હશે અને અન્દરનો ભાગ અર્ધપ્રવાહી રહ્યો હશે, તેમ હોવાથી બહારનો થર બાઝતા કરચલી પડે અને તેથી પર્વતો અને ઉંચાણવાળા પ્રદેશો જુદા પડયા હશે

જમીનમા ખાડા ખોદીને પૃથ્વીની અંદરના ભાગોમા ઉષ્ણમાનનુ માપ લેવાથી એટલુ સિદ્ધ થયુ છે કે હજુ પણ પૃથ્વીના અતર્ભાગમા ગરમી ઘણી જ છે અને જેમ ઉંડા જઈએ તેમ આ ગરમી વધતી જાય છે ધરતીની સપાટી ઉપરથી આશરે પચીસ માઈલ જેટલા ઉંડાણમા આ તાપ એટલો બધો છે કે સર્વ વસ્તુ પ્રવાહી રૂપમા હોવી જોઇએ પરતુ તેની ઉપરના પથ્થરોનુ દબાણ એટલુ બધુ હોય છે કે આ પ્રવાહી એક સગીન પદાર્થના જેટલુ ઘન હોઈને તેવા ઘન પદાર્થના જ ગુણો બતાવે છે આ પ્રવાહી પદાર્થ કોઈ વખતે લાવાના રૂપમા જ્વાળામુખી પર્વતોમાથી નીકળે છે અને તેમાથી નવા પથ્થરો બને છે પૃથ્વી પ્રથમ સગીન રૂપમા આવી તે વખતે પણ ઉપરના થરના પથ્થરો અને પર્વતો ઓગળેલા રૂપમાથી સગીન રૂપમા આવ્યા હશે ઓગળેલા પથ્થરો ઠરીને જે રૂપ ધારણ કરે છે તેના કરતા બીજી જાતના પથ્થરો પાણીની મદદથી બને છે પાણીના અને નદીના, ઝરણોના અને બરફના જોરથી પર્વતો ધોવાઈને તેના ન્હાના ટુકડા બનીને રેતી થાય છે અને રેતી વિગેરે પદાર્થો માથી પાછા નવા થરો બધાય છે આ થરોને પણ કોઈ વખતે લાવાની સાથે સબધમા આવવાથી તપી જઈને અથવા તો પૃથ્વી ઉપર કરચલીઓ પડવાથી નવા પર્વતો બધાતી વખતના પ્રચડ દબાણને લીધે નવુ રૂપ ધારણ કરવુ પડે છે આ પ્રમાણે જુદી જુદી જાતના પથ્થરના થરો બધાતા જાય છે પ્રત્યેક કાળના પથ્થરોના રૂપ અને ગુણમા ફેર હોવાથી તેમ જ તે પત્થરના થરોમા તે સમયના પ્રાણીઓના અવશેષો ( ફૉસીલો ) રહી જવાથી દરેક થરના કાળનો નિર્ણય થઈ શકે છે દાખલા તરીકે મુબાઈના ટાપુમા દેખાતા કાળા ડુગરો અને ચાપાનેરનો ડુગર તેમ જ નમદાની ખીણમાથી મળી આવતા આરસ અને ચુનાના પથ્થરો હિમાલય પર્વતના કરતા પણ પ્રાચીન સમયના છે પૃથ્વી ઉપરના થરો અસખ્ય માઈલ લાબા હશે પણ દરેક થર કાઈ બહુ ઉંચા અને ઊંડા હોતા નથી આ સઘળા થરોની એકદર જાડાઈ આશરે ત્રણ લાખ ફીટ એટલે ૬૪ માઈલ હશે નવા થરો બાઝતા ઘણો વખત લાગે છે નાઈલ જેવી જબર નદીથી પણ ૩૨૦ વર્ષે ફકત એક ફુટ જેટલો નવો થર બાધી શકાય છે, અને એકદર સરેરાશ લેતા ૭૦૦ વર્ષે એક ફુટ જેટલો થર બધાય છે આ હિસાબે આ બધા થર બધાતે આશરે ૧૦ થી ૧૩ કરોડ વર્ષ લાગ્યા હશે એટલે પૃથ્વી સગીન રૂપમા આવ્યા પછી અને વાતાવરણ અને પાણી અનુકૂળ રૂપમા આવ્યા પછી નવા થરો બાધવાને અનુકૂળ પરિસ્થિતિ સ્થાપિત થવાને આશરે દસ કરોડ વર્ષ થયા હશે

સમુદ્ર એ પૃથ્વી ઉપરના સૃષ્ટિસૌંદર્યના દેખાવોમા એક ઘણો જ ભવ્ય, વિશાળ અને મોહક દેખાવ છે પર્વતોમા, ખેતરોમા અને સમુદ્રથી દૂર રહેનાર મનુષ્યને પહેલી વાર સમુદ્ર જોવાથી જે આનદ થાય છે તે વર્ણનીય છે, તેવી જ રીતે હમેશ સમુદ્રની પાસે રહેનાર અને ફકત આકાશ

અને પાણી જોનાર મનુષ્યને હિમાલયના પર્વતો અને તેના ઉંચા શિખરો ઉપર જોતા અને તેની ઉપર ચળકતી રૂપેરી કિનારી જેવી હિમરેખા બરફની લીટી (*Snowline*) જોતા જે આનંદ થાય છે તે પણ અવર્ણનીય છે પરંતુ આ સર્વ કેવી રીતે બને છે અને તે સબંધી જ્ઞાન મેળવવાથી આ દેખાવોની ભવ્યતા અને સૌંદર્યમા કેમ વધારો થાય છે, સમુદ્રના પાણીમા ખારાશ ક્યાથી આવી? ખરેખર કાંઈ જાદુથી તો આવેલી નથી જ પ્રાથમિક પૃથ્વીમાથી વરાળના રૂપમાં રહેલું પાણી ઠરવાથી પહેલા સમુદ્ર બન્યો તે વખતે તેમા ખારાશનો ભાગ ઘણો જ ઓછો હતો અથવા બીલકુલ ન હોતો એમ કહી શકાય સમુદ્રમા અત્યારે ખારાશ ઘણી જ છે તેની અંદર મીઠા શિવાય બીજા પદાર્થ પણ છે તેમાથી ફક્ત મીઠું જુદુ કાઢીએ તો એટલું નીકળે કે પૃથ્વી ઉપરની કોરી જમીન ઉપર સર્વે પાથરી દઈએ તો દરેક ઠેકાણે ૪૦૦ ફીટ જેટલો ઉંચો થર થાય આટલું બધુ મીઠુ અસલના પ્રાથમિક સમુદ્રમા નહોતુ પરંતુ ધીમે ધીમે જમીન ઉપરના પથ્થરો અને શિલાઓમાથી નદીઓ વડે ધોવાઈને સમુદ્રમા મળેલુ હોવુ જોઈએ નદીઓમાથી સમુદ્રને મળતું પાણી ખારૂ હોતુ નથી તે વાત ખરી છે પણ દરેક વર્ષે આ નદીઓમાથી ૬૫૦૦ ઘન માઈલ જેટલુ પાણી સમુદ્રમા જાય છે તેમાથી ફક્ત પાણી વરાળ રૂપે ઉડીને આકાશમા જાય છે પણ પાણીમા રહેલા ઓગળેલા તત્વો સમુદ્રમા જ રહે છે આ જ કારણથી તળાવો અને સરોવરોનુ પાણી નદીના પાણી કરતા ખારૂ હોય છે, અને આથી જ દર વર્ષે સમુદ્રની ખારાશ વધતી જાય છે તે કેટલા પ્રમાણમા વધતી જાય છે તેનો અંદાજ કરી શકાય તો સમુદ્રની અત્યાર સુધીની જે ખારાશ ભેગી થતા કેટલા વર્ષ થયા હશે તેનુ અનુમાન થઈ શકે તે માટે પૃથ્વી ઉપરની સઘળી નદીઓના પાણીના પૃથક્કરણ કરવામા આવ્યા છે અને તે નદીઓ વાટે સમુદ્રમા કેટલુ મીઠુ જાય છે તે શોધી કહાડવામા આવ્યુ છે દરવર્ષે લગભગ પચાસ કરોડ ટન જેટલો ખારાશનો જથ્થો સમુદ્રને મળે છે આ હિસાબે સમુદ્રમા રહેલા કુલ ખારાશનો ભાગ ભેગો થતા ૮ કરોડ વર્ષ થયા હશે કેટલાએક કારણોને લીધે આ આંકડામા સુધારા કરીને સમુદ્રની ઉમર આશરે નવ કરોડ વર્ષની* અંકાય છે, એટલે કે નવ કરોડ વર્ષ પહેલા સમુદ્રની હયાતી પહેલા પૃથ્વીની પરિસ્થિતિ ઘણી જ ગરમી અને તાપને લીધે પ્રાણી અને વનસ્પતિની હયાતીને માટે અયોગ્ય હતી

પૃથ્વીની ઉપર હાલમા વસતા પ્રાણીઓ ધરતીના થરોમા મળી આવતા પ્રાચીન પ્રાણીઓના અવશેષો (ફૉસીલો) કરતા જુદા પ્રકારના છે, તે છતા તેમનામા મળી આવતા રૂપ અને વર્તન સાદૃશ્યને લીધે તેમની ઉત્ક્રાન્તિના પગથીઆ સબંધી માહિતી મળી શકે છે એક કુદરતી નિયમ પ્રમાણે પ્રાણીઓની પ્રત્યેક જાતિની સંખ્યામા બેહદ વધારો થઈ

* સમુદ્રમા રહેલા પદાર્થોમા મીઠા શિવાય બીજી વસ્તુઓ પણ છે તેમ જ મીઠાનો સઘળો ભાગ હમેશા સમુદ્રમા રહેતો નથી પરંતુ મીઠાનો સોડીઅમ ક્લોરાઈડનો (sodium chloride) એક ભાગ જે સોડીઅમ ... બીજા રૂપોમા પણ રહીને હમેશ સમુદ્રમા જ રહે છે તેથી આ સઘળી બાબતોની અસર આમના ઉપર જ થાય છે પરંતુ મ્હોટા ગ્રંથથી મનન કરાય તે માટે આ વિગત ઉપર સંપૂર્ણ રીતે આપી નથી.

શકતો નથી દાખલા તરીકે પ્રાણીઓના એક જોડામાંથી એક કરતા વધારે જોડા થાય તો આખર તેમાં લડાઈ થઈને બીજા બધા મરી જાય છે અને તે જાતનું એક જ જોડું જીવતું રહે છે અને આ જીવનાર પ્રાણી કાંઈ હમેશા નવાઈ મુજબ અને નિત્ય હોય છે તેમ બનતું નથી પણ આ પ્રાણી તે જ જાતિના બીજા પ્રાણીઓ કરતા જીવવાને માટે સૌથી વધારે લાયક હોય તો જ જીવી શકે છે આ લાયકાત મેળવવાને કેટલીએક વખતે પ્રાણીઓને પોતાના રૂપમાં અને શરીરમાં ફેરફાર કરવો પડે છે અને આ ફેરફાર કરવાની જરૂરીઆતને લીધે જ તેમનામાંથી જુદા પ્રાણીઓ ઉત્ક્રાન્ત થાય છે હવે આ કુદરતી ઉત્ક્રાન્તિ એટલી બધી ધીમી હોય છે કે મનુષ્ય હજારો વર્ષ સુધી પૃથ્વી ઉપર રહ્યા છતા પણ પોતાની નજીકના પ્રાણીઓમાં આવા ફેરફાર જોઈ શક્યો નથી અલબત્ત મનુષ્ય પોતાની મરજીથી જુદીજુદી જાતના વનસ્પતિ અને પ્રાણીઓનો સંકર કરીને નવી જાતિઓ બનાવી શકે છે, પરંતુ તે કુદરતી નહી પણ કૃત્રિમ છે આ પ્રમાણે આવા ધીમા ફેરફાર હોવાને લીધે સઘળા પ્રાણીઓની ઉત્ક્રાન્તિ માટે ઘણો જ વિશાળ સમય જોઈએ પ્રાથમિક પૃથ્વીમા પ્રાણીઓના પહેલા ચિન્હો દાખલ થયા તે સમયનો નિર્ણય કરવાને આપણી પાસે પૂરતી સામગ્રી નથી કારણ કે આ ફેરફારો કેટલી ગતિથી થાય છે તે જાણવાને આપણી પાસે સાધનો નથી તે છતા આ સમયને ઓછામાં ઓછા ત્રણ કરોડ અને વધારેમાં વધારે આશરે વીસ કરોડ વર્ષ થયા હશે દાખલા તરીકે મનુષ્યના હાથના ઘણા જ પ્રાચીન હથિયારોના અવશેષો વિગેરેની શોધ ઉપરથી એમ કહેવાય છે કે હાલના મનુષ્યને મળતું આવતું એક પ્રાણી આશરે વીસ લાખ વર્ષ ઉપર પુછડી વગરના વાંદરાની સાથે રમતું હશે, પોતાની આગળ પાછળના પ્રાણીઓ ઉપર પોતાની સરસાઈ દેખાડના અને અમલમાં મૂકવા માટે પહેલા તો તેણે " મગજ " બનાવવાની તૈયારી કરી હશે. પછી હજારો વર્ષો સુધી આવા પ્રયત્નો કર્યા પછી મગજ રાખવાની " ખોપરી " મજબુત થઈ હશે, ત્યાર પછી બીજા પ્રાણીઓથી પોતાની રક્ષા કરવાને માટે ગુફાઓ બનાવવાને, પથ્થરો ફેંકવાને, લાકડી ફેરવવાને માટે યોગ્ય હાથના રૂપમાં ફેરફાર થવાને હજારો વર્ષ લાગ્યા હશે આવા ઘણા પ્રયત્નો પછી ઘણા કાળે મનુષ્યને હાલનું સ્વરૂપ પ્રાપ્ત થયું હશે જેમ પોતાની અક્કલ વધતી ગઈ તેમ પોતાના નખ અને દાત વડે કામ કરવાનું મૂકીને હથિઆરો બનાવવા લાગ્યા, આ હથિઆર પહેલા પથ્થરના હતા, પછી કાંસા અને લોખંડના હથિઆરો બનાવવા લાગ્યા મનુષ્યના બનાવેલા સૌથી પ્રાચીન, પથ્થરના હથિઆરો આશરે દોઢ લાખ વર્ષ પહેલાના ખાણના થરોમાંથી મળી આવે છે તે સમયથી મનુષ્યને હાલનું રૂપ પ્રાપ્ત થયું હશે, કારણ કે ત્યાર પછી તેના રૂપ અને શરીરમાં ફેરફાર થયો હોય તેમ લાગતું નથી પરંતુ તે સમયે તેને અગ્નિ કેવી રીતે સળગાવવો તે અથવા તો પોતાના ભાવભાવ અને વિચારો કેવી રીતે દર્શાવવા તે સમ્બન્ધી ભાષાજ્ઞાન ઘણું કરીને ન હોતું એટલે કે આશરે દોઢ લાખ વર્ષથી મનુષ્યના બાહ્ય સ્વરૂપમાં બહુ ફેરફાર થયો નથી જો કે તેની માનસિક અને આધ્યાત્મિક શક્તિનો વિકાસ સતત ચાલુ રહ્યો છે પ્રાણીઓની ઉત્ક્રાન્તિ વિષે આ બધી માહિતી

* પૃથુરાજ ચૌહાણ અને ચન્દબરદાયી રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે પૃથ્વી ઉપર પ્રાણીઓના પ્રથમ પગલા આશરે ત્રણ કરોડ વર્ષ ઉપર થયા હશે અને મનુષ્ય આશરે ૨૦ લાખ વર્ષ ઉપર પહેલા પોતાના અપૂર્ણ રૂપમા ઉત્ક્રાન્ત થયો હશે

આ લેખ ધાર્યા કરતા લાંબો થઇ ગયો છે પરંતુ આ વિષયની વિશાળતા અને અગત્ય જોતા ટુંકો કરવો ઉચિત લાગ્યો નથી પૃથ્વીની ઉત્પત્તિ અને તેનો સમય એ વિષય ઉપર હજુ આપણે દૃઢ અને ચોક્કસ નિર્ણય ઉપર આવી શક્યા નથી–વિજ્ઞાનની પદ્ધતિનુ સત્ય સ્વરૂપ જોતા આ બાબત ઉપર ઓછામા ઓછો અને વધારેમા વધારે એ હદના નિર્ણય કરતા વધારે આશા રાખવી એ વ્યર્થ છે આપણે જોયુ છે કે જુદી જુદી રીતો પ્રમાણે પૃથ્વીનો ઉત્પત્તિકાળ જુદો ગણવામા આવે છે ભૌતિકશાસ્ત્રની મદદથી કરવામા આવતો નિર્ણય માત્ર ૩ થી ૧૦ કરોડ વર્ષની વચ્ચે આ કાળ લાવી મૂકે છે ભૂસ્તરશાસ્ત્ર પ્રમાણે આ સમય ૧૦ થી ૧૩ કરોડ વર્ષનો હોવો જોઇએ. સમુદ્રની ઉત્પત્તિને ૭ કરોડ વર્ષ થયા હશે એમ સ્વીકારાય છે આ બધી રીતની તુલના કરતા પૃથ્વીનો ઉત્પત્તિકાળ ૧૦ કરોડ વર્ષનો હશે, એમ વધારે ચોક્કસાઇથી કહી શકાય છે થોડા વર્ષમા વધેલા રેડીઅમ સંબન્ધી જ્ઞાનને લીધે આ સમય કરોડોનો વધીને અબજો* વર્ષોનો થાય છે, થતા જાય છે, પરંતુ તેની વિચારપદ્ધતિ નિર્ણયાત્મક નહીં હોવાથી હજુ સુધી આ રીતને સંપૂર્ણ માન આપી શકાતુ નથી પૃથ્વીની ઉમર, તેનો ઉત્પત્તિકાળ, મનુષ્યોના વર્ષ, મહીના અને દિવસ સુધી ચોક્કસાઇથી નક્કી કહી શકાય નહીં તો પણ મનુષ્યની એક સર્વેથી શ્રેષ્ઠ અભિલાષા પોતાના જ્ઞાનની હદ વધારવાની છે તે દૃષ્ટિથી જોતા આ પ્રશ્નનુ વિવેચન ગુજરાતી વાચનારી આલમને ઉપયોગી થઈ પડશે એમ આપણે આશા રાખીશુ

---

* વધુ વિગત માટે જુઓ A. Holmes The Age of the Earth આ પુસ્તકનુ અવલોકન Science Progress July 1913 મા આવેલુ છે તે વાચવા જેવુ છે વળી આ આખો પ્રશ્ન A. Hills Indtroduction to Science એ પુસ્તકમા ઘણી સરળ રીતે સમજાવેલો છે તે સિવાય Science Progress July 1914 મા આ વિષે ત્રણ સારા લેખો છે

# સાહિત્ય અને જીવન.

લેખક—રા. પ્રાણુલાલ કીરપારામ દેસાઈ, બી. એ

સામાન્ય રીતે એમ મનાય છે કે કોઈ પણ પ્રજામા કોઈ પણ સમયે જે સાહિત્ય ઉત્પન્ન થાય છે તે સાહિત્ય તે પ્રજાના તે સમયના જીવનનુ માત્ર પ્રતિબિંબ છે પ્રજાના જીવનને સાહિત્યના મૂળ કારણ રૂપ ગણવામા આવે છે પ્રજાનુ જીવન જો શુદ્ધ અને સમર્થ હોય, તેના આચારવિચારો પવિત્ર અને નીતિમાન હોય, ભાવનાઓ ઉચ્ચ પ્રકારની હોય, આદર્શો ઉચ્ચ હોય તો તેની છાપ સાહિત્યપર જરૂર પડવાની જ અને પ્રજાનુ સાહિત્ય પણ ઉચ્ચ, સમર્થ અને પવિત્ર હોવાનુ જ આથી ઉલટુ પ્રજાનુ જીવન જો ક્ષુદ્ર હોય, તે રાંક, દબાયલુ અને ગરીબ હોય, તેના આચારવિચારો હલકા, અપવિત્ર અને અનીતિમાન હોય, તેની રૂચિઓ અધમ હોય, આદર્શ હલકા હોય અને ભાવનાઓ નીચી હોય તો તે પ્રજાનુ સાહિત્ય પણ ક્ષુદ્ર, અપવિત્ર તથા નિર્માલ્ય હોય, એ નિ શક છે

આ માન્યતાના દૃષ્ટાત તરીકે આપણુ ગુજરાતી સાહિત્ય આપણે તપાસીએ પ્રથમ તો આપણે આપણુ પ્રાચીન સાહિત્ય તપાસીએ સુગમતાની ખાતર આપણા દેશમા અગ્રેજી વિદ્યાની શરૂઆત થતા પહેલા ઉત્પન્ન થએલા સાહિત્યને આપણે પ્રાચીન સાહિત્ય કહીશુ અને આપણા જીવન ઉપર પાશ્ચાત્ય કેળવણીના સસ્કાર પડયા પછી ઉત્પન્ન થએલા સાહિત્યને આપણે અર્વાચીન સાહિત્ય કહીશુ સામાન્ય રીતે નૃસિહ મ્હેતાથી આપણા ગુજરાતી સાહિત્યની શરૂઆત ગણાય છે નૃસિહ મ્હેતાથી માડીને દયારામ સુધીના સાહિત્યને આપણે પ્રાચીન સાહિત્ય કહીશુ અને, ત્યાર પછીના એટલે દલપતરામ, નર્મદાશકર અને નદશકરથી માડીને તે અત્યાર સુધીના સાહિત્યને આપણે અર્વાચીન સાહિત્ય કહીશુ

આપણા પ્રાચીન સાહિત્યમા ખાસ કરીને આપણી દૃષ્ટિએ શુ પડે છે ? સામળ અને કેટલેક અશે પ્રેમાનદ બાદ કરીએ તો સઘળા પ્રાચીન સાહિત્યકારોએ માત્ર ભક્તિના જ કાવ્યો લખેલા છે પ્રેમાનદે પણ પુરાણોમાથી વસ્તુ લઈ તે ઉપર જ આખ્યાનો લખ્યા છે આનુ કારણ શુ ? તે સમયે આપણી પ્રજાના જીવનમા ભક્તિ જ પ્રધાન પદે હતી તે સમયના લોકો આપણી માફક આટલા બધા વ્યવહારમા ગુથાયલા નહોતા તેઓએ આ સસારની અસારતા જોઈ હતી પ્રભુમય જીવન ગાળી આ સસારના જન્મમરણના ફેરામાથી મુક્ત થવુ, એ જ તેમના જીવનનો મુખ્ય આદર્શ હતો તેમનો આ આદર્શ બરોબર હતો કે નહીં તે એક નિરાળો પ્રશ્ન છે અને તે સબધી ચર્ચાને આજના આપણા વિષય સાથે સીધો સબધ નથી. પણ એ એક વાત તો સ્પષ્ટ છે કે આપણા પૂર્વજો આપણા કરતા વધારે સતોષી અને સુખી હતા અત્યારે આપણે અનેક દિશામા પ્રગતિ કરી છે, પરતુ તેનાથી આપણા સુખમા વધારો થયો છે તેમ કોણ કહી શકશે ? રેલ્વે, મોટરકાર, એરોપ્લેન વગેરેની શોધોથી આપણે જગ્યાજગ્યા વચ્ચેનુ અતર કમી કરી શક્યા છીએ લોર્ડ મોરેગની છેલ્લામા છેલ્લા ગણત્રી પ્રમાણે આપણે અહીં-

આથી પાચ ૭ દિવસમા વિલાયત જઈ શકીશુ એ વાત ખરી છે, પરતુ એનાથી એ સિદ્ધ થઈ શકતુ નથી કે આપણા પૂર્વજો કરતા એક સેકન્ડ પણ વહેલા સ્વર્ગમા જવાને આપણે શક્તિમાન થયા છીએ પરતુ આ એક નિરાળી બાબત છે મુખ્ય વાત તો એ છે કે આપણા પૂર્વજોના જીવનનુ મધ્યબિંદુ ધર્મ હતુ અને તેથી જ તેમના સમયમા ઉત્પન્ન થયેલુ સાહિત્ય પણ મોટે ભાગે માત્ર ધાર્મિક સાહિત્ય જ છે

આપણુ અત્યારનુ સાહિત્ય તપાસો અગ્રેજી સાહિત્યની સરખામણીમા આપણુ સાહિત્ય તદ્દન નિર્માલ્ય લાગે છે, એ વાત તો પ્રત્યેક મનુષ્ય કબુલ કરશે પરતુ મરાઠી તથા બગાળી સાહિત્યના પ્રમાણમા પણ આપણુ ગુજરાતી સાહિત્ય ઘણે દરજ્જે ઉતરતુ છે, એમ તે સાહિત્યના અભ્યાસીઓનુ માનવુ છે

આપણા નિર્માલ્ય સાહિત્યને માટે ઘણે અશે આપણુ નિર્માલ્ય જીવન જોખમદાર છે જે પ્રજામા પરદેશગમનને માટે લોકોને તિરસ્કાર હોય છે એટલુ જ નહીં પણ પરદેશ જનારાઓને લોકો પાપી સમજી તેમને અનેક રીતે કનડે છે, તેમને નાતબહાર મૂકે છે, તેમની પાસે દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ત કરાવે છે તે પ્રજામા માન શોખ સારૂ કે સાહસિક વૃત્તિથી પ્રેરાઈ પરદેશ જવાની હામ કોણ ભીડે ? આમ પરદેશ જનારની સખ્યા જ્યા ઓછી હોય ત્યા તે પછી પ્રજાના સાહિત્યમા પ્રવાસના, પરદેશીઓના રીતરીવાજોના, અભ્યાસના ગ્રથોની આશા કેવી રીતે રાખી શકાય ? ડૉ. સ્કોટ, મગોપાર્ક, ડૉ. લીવીંગસ્ટન જેવા પ્રવાસીઓ અને ભૂગોળ-શાસ્ત્રીઓ આપણી પ્રજામા કેવી રીતે ઉત્પન્ન થઈ શકે ? અને તેઓના વગર આપણા સાહિત્યમા ભૂગોળશાસ્ત્ર કે શોધખોળના પુસ્તકો જ કેવી રીતે હોઈ શકે ? જે પ્રજામા છોકરા છોકરીઓને નાનપણથી જ પરણાવી દેવામા આવે છે, યુવાન સ્ત્રીપુરૂષોને એક બીજા સાથે પ્રેમમા પડવાના પ્રસગ જ આપવામા આવતા નથી, જ્યા યુવાન સ્ત્રીપુરૂષોના મિત્રભાવનો પવિત્ર સમાગમ પણ શકાની નજરથી જોવામા આવે છે, પરણેલા સ્ત્રીપુરૂષોને પણ સગા વ્હાલાઓની હાજરીમા કે જાહેરમા એક બીજાથી આઘા નાસી જવુ પડે છે તે પ્રજામા સ્વાભાવિક પ્રેમરગના કાવ્યો તથા નવલકથાઓ કે નાટકો ઉત્પન્ન જ કેવી રીતે થઈ શકે ? જે પ્રજામા માણસો એક બીજા સાથે અનેક જાતના ભેદ રાખી નિરતર અળગા ને અળગા જ રહ્યા કરે છે, એક બીજાને અડકતા જ અભડાઈ જવાય છે, ભ્રષ્ટ થઈ જવાય છે જ્યા પરાપૂર્વથી ચાલી આવેલી રૂઢિ પ્રમાણે નિત્યના જીવનવ્યવહારમા વર્તવુ પડે છે, આચાર વિચારમા સહેજ પણ ચીલાની બહાર જવાય તો હાસ્ય, ટીકા કે તિરસ્કારને પાત્ર થવાય છે, તે પ્રજામા સ્વમાન, સમભાવ કે સ્વતત્રતાનુ સાહિત્ય કેવી રીતે ઉદ્ભવી શકે ? ટુકામા કહેવાનુ કે આપણા ક્ષુદ્ર, કૃત્રિમ ને બધાયેલા જીવનની અસર ઘણે ભાગે આપણા સાહિત્ય પર થએલી છે અને તેને લીધે જ આપણુ સાહિત્ય નિર્માલ્ય માલમ પડે છે

પ્રજાનુ જીવન અને સાહિત્ય વચ્ચેના સબધની આ એક બાજુ છે પરતુ પ્રજાજીવન એ સાહિત્યનુ કારણ છે, એ વાત ઘણા મનુષ્યો અને તેમા ખાસ કરીને સમર્થ લેખકો અને

પ્રજાના નેતાઓ સ્વીકારતા નથી તેઓની માન્યતા એવી છે કે પ્રજાજીવન એ સાહિત્ય કારણ નથી પણ સાહિત્ય એ પ્રજાજીવનનુ કારણ છે તેઓ એમ કહે છે કે પ્રજાનુ સાહિત્ય ઉચ્ચ હશે, સમર્થ હશે, સાહિત્ય પ્રજાસમક્ષ ઉચ્ચ આશયો, આદર્શો અને ભાવનાઓ રજુ કરશે તો જ પ્રજાજીવન ઉચ્ચ અને સમર્થ થઈ શકશે આ સિદ્ધાતની સાબીતીમા તેઓ ઐતિહાસિક પુરાવાઓ રજુ કરે છે પ્રથમ તો આપણા જ દેશનો ઇતિહાસ તપાસો હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ બાજુપર મૂકી આપણે મધ્યકાળનો ઇતિહાસ તપાસીએ હિંદુસ્તાનના મધ્યકાળના ઇતિહાસમા મરાઠા તથા શીખ પ્રજાનો ઉદય એ બે બનાવો પ્રત્યે હિંદુના મનમા અભિમાન ઉત્પન્ન કરે એવા બનાવો છે રામદાસ, તુકારામ, એકનાથ તથ જયરામ સ્વામીએ ઉત્પન્ન કરેના સમર્થ સાહિત્યના બળવડે જ મહાન્ શિવાજી તથા તેન બહાદુર અને સ્વદેશ અને સ્વધર્મપ્રેમી સૈનિકોની ઉત્પત્તિ થઈ છે રામદાસ અને તુકારામ જેવા સમર્થ સાહિત્યકારો તરફથી પ્રજાને પ્રેરણા ના થઈ હોત તો શિવાજી તથા મરાઠા સામ્રાજ્યની ઉત્પત્તિ ભાગ્યે જ થઈ હોત શીખ પ્રજાની ઉત્પત્તિ તથા ઉન્નતિ પણ આવા જ બળને પ્રતાપે થઈ છે તુળસીદાસ, નાનક અને કબીર જેવા ઉત્તર હિંદુસ્તાનના ધર્મસુધારકોએ પ્રજામા બળ આપે એવુ સમર્થ સાહિત્ય ઉત્પન્ન ના કર્યું હોત તો શીખ પ્રજાની ઉત્પત્તિ કે ઉન્નતિ ભાગ્યે જ થઈ હોત ઇંગ્લંડ દેશના ઇતિહાસ તરફ દૃષ્ટિ નાખો બર્નીઅન તથા મિલ્ટન જેવા સમર્થ લેખકોના પ્રતાપથી જ ઇંગ્લંડના ઇતિહાસ તથા પ્રજાજીવનમા મહાન પરિવર્તન કરાવનાર "પ્યુરીટન" હિલચાલ ઉત્પન્ન થઈ છે અને એવા સમર્થ સાહિત્યના બળવડે જ પ્રજા રાજકીય ધાર્મિક તથા સાસારિક પરિવર્તન કરવા શક્તિમાન થઈ હતી ફ્રાન્સના જગવિખ્યાત પરિવર્તનનુ એક સબળ કારણ તે સમયના ફ્રેન્ચ લેખકો જ છે વૉલ્ટેર, રૂસો, ડીડેરો, મોન્ટસ્કે, ટરગો અને આબેરાયનાન જેવા મહાન્ લેખકોના લખાણો ફ્રાન્સના પરિવર્તનના જેવા કારણો નથી ખ્રિસ્તી લોકોનુ ધર્મપુસ્તક બાઈબલ બાદ કરીએ તો આધુનિક યુરોપના જીવનવ્યવહારમા કોઈ પુસ્તકે અદ્ભુત અસર કરી હોય તો તે પુસ્તક રુસોનુ "સોશીઅલ કૉન્ટ્રેક્ટ" છે રૂશીઆમા હાલમા થએલા રાજકીય પરિવર્તનને માટે પણ ઘણે અંશે ત્યાના સમર્થ સાહિત્યકારો જવાબદાર છે આપણા દેશમા અને તેમા ખાસ કરીને બગાળામા માતૃભૂમિની ભક્તિને માટે લખાયલા બંકીમના એક કાવ્યે કેટલી મહાભારત અસર કરી છે!

ત્યારે અત્યારે આપણી સમક્ષ એ પ્રશ્ન ઉભો થાય છે કે સાહિત્ય એ પ્રજાજીવનનુ કારણ છે કે પ્રજાજીવન એ સાહિત્યનુ કારણ છે મારુ માનવુ એમ છે કે સાહિત્ય અને પ્રજાજીવન ઉભય એક બીજાપર અસર કરે છે તેઓ બન્ને એક બીજા સાથે નિકટ સબધથી જોડાયલા છે માટે જો આપણે આપણા દેશનુ, આપણા ગુજરાતનુ પ્રજાજીવન ઉચ્ચ બનાવવુ હોય તો પ્રથમ આપણા સાહિત્યને ઉચ્ચ બનાવવાની આવશ્યકતા છે આપણા સાહિત્યકારોએ આપણુ પ્રજાજીવન ઉચ્ચ બનાવવામા ઘણો અગત્યનો ફાળો આપવાનો છે, એ વાત આપણા સાહિત્યકારોની જાણ બહાર જવી જોઈએ નહીં

આ વાત તો અત્યાર મર્ કોઈ કબુલ કરશે કે દુનિઆના સુધરેલા દેશોની સાથે સરખા મણીમા આપણો દેશ છેક જ અધમ સ્થિતિએ આવ્યો છે તેની આ અધમ સ્થિતિ દૂર કરી દેશના ઉદયને માટે પ્રયાસ કરવો, એ અત્યાર પ્રત્યેક કેળવાયેલા સ્ત્રીપુરૂષની પહેલી ફરજ છે જ્યા સુધી દેશના કેળવાયેલા અને અભણ સ્ત્રીપુરૂષોના હૃદયમા ભી રહેલા વિચારો તેમની મહત્ત્વાકાંક્ષાઓ, તેમના ઉચ્ચ આદર્શો અને પવિત્ર ભાવનાઓ સમસ્ત દેશમા પ્રસરશે નહીં ત્યા સુધી આપણા દેશના ઉદયને માટે આશા રાખવી એ નિરર્થક છે આટલા માટે આપણા સાહિત્યકારોની પ્રથમ ફરજ તો એ છે કે તેમણે પ્રજાજીવનની નાડી તપાસવી અને તે જીવનને વધારે શક્તિવાળુ-વધારે ઉચ્ચ બનાવવા પોતાની બધી શક્તિઓનો વ્યય કરવો આપણા દેશને માટે અત્યારનો સમય મેવાનો છે મોજશોખ કે ખાલી આડંબરનો નથી આપણે અત્યારે તો પ્રજાને ઉન્નત બનાવે, તેમના જીવનને બળ આપે, એવા પ્રકારના ઉપયોગી સાહિત્યની જ જરૂર છે માત્ર વિદ્યાવિનાસી સાહિત્યકારોનો અત્યારે આપણા દેશમા સમય નથી માત્ર કળાને માટે જ કળા ખીલવવી એ ઘણી ઉત્તમ વાત છે સાહિત્યની દૃષ્ટિએ સ્વાનુભવી લેખો ઉચ્ચ પ્રકારના લેખો લેખાય છે, એ વાત હુ સ્વીકારૂ છુ પરતુ જેમ આપણા દેશના ઉદયને માટે આપણે શ્રીમંતોના ધનની જરૂર છે, બુદ્ધિશાળી પુરુષોની બુદ્ધિની જરૂર છે તેમ વિદ્વાનોની વિદ્યાની જરૂર છે દેશની જરૂરીઆતોની બીલકુલ પણ દરકાર ના રાખતા આપણા સમર્થ સાહિત્યકારો માત્ર પોતાના જ તરગોમા જ રમ્યા કરે અને વિદ્યાવિલાસની ઉચ્ચ કોટીએ ઉભા રહી પોતાની શક્તિ અને સમયનો વ્યય 'હમારા 'અમ્હારી' કે 'અમારી'ની તકરારોમા કે 'મને વહાલી કહી બોલાવી' જેવા કાવ્યો લખવામા કરે તો આપણને દીલગીરી ને નિરાશાની લાગણી ઉત્પન્ન થયા વિના કેમ ના રહે? મારા યુવાન બધુઓ! જો ઈશ્વરે તમને નૈસર્ગિક શક્તિ આપી હોય તમારામા કલ્પનાશક્તિ હોય અને તમારામા નવલ કથા, નાટકો કે કાવ્ય લખવાનુ સામર્થ્ય હોય તો તમે માત્ર તમારા જ તરગમા રમ્યા ના કરતા લોકોપયોગી સાહિત્ય ઉત્પન્ન કરવામા તમારી શક્તિ અને સમયનો વ્યય કરજો તમારો નાયક કેવી રીતે અગાશીમા બેઠો બેઠો આખી રાત 'ચાદનીઓ' જોયા કરે છે અને તેની સાથે કેવી રીતે અનેક પ્રકારની ચેષ્ટા કરે છે અથવા તો નાયકા સાથે કેવી રીતે વિહાર કરે છે તે સાભળવાનો અત્યારે નવીન ગુજરાતને અવકાશ નથી એ વાત તમારી જાણ બહાર જવા દેશો નહીં ગુજરાતને અત્યારે અનેક પ્રકારના રાજકીય, સામાજિક તથા ધાર્મિક પ્રશ્નો ઉકેલવાના છે તેવે સમયે ગુજરાતને તથા ગુજરાતના સાહિત્યકારોને વિનાસ-પ્રિય થવાનુ પાલવે એમ નથી એ વાત નિરતર તમારી આખ આગળ ખડી રાખજો

માત્ર સ્વાનુભવી, ક્ષણિક તથા નમાલા કાવ્ય લખવામા અથવા તો વ્યાકરણની અને જોડણીની આડબરી અને નિરર્થક તકરારો કરવામા આપણા વિદ્વાન અને સમર્થ સાહિત્યકારો પોતાની શક્તિ અને સમયનો વ્યય કરે છે એ તેમની સામે આપણો એક જ આક્ષેપ નથી, પરતુ બીજો આક્ષેપ એ છે કે તેઓ લોકસમૂહની વાણીમા લખવાને બદલે ગણ્યાગાંઠ્યા સાક્ષરોની આડબરી કૃત્રિમ અને સસ્કૃતમય વાણીમા લખવામા વધારે મહત્તા સમજે છે હમણા હમણામા આ આડબરી શૈલી કાઈક કમી થઈ છે અને સાહિત્યકારો અને તેમા ખાસ

કરીને યુવાન સાહિત્યકારો લોકસમૂહની દરકાર રાખતા શીખ્યા છે તો પણ તેમના વિરૂદ્ધની આપણી આ ફરીઆદ પૂરેપૂરી દૂર થઈ નથી મારા યુવાન બંધુઓ! આપણા નવા લેખકોમાં અનેક જાતની નબળાઈ મારા જોવામાં આવે છે અને તે એ કે મારા લેખો "વસંત" માં છપાય અને મારી લેખનશકિતને માટે આનન્દશંકરભાઈ અને નૃસિંહરાવભાઈ ઉંચો અભિપ્રાય ધરાવે એ જ તેમની મહત્વાકાંક્ષા હોય છે આ નબળાઈનો ત્યાગ કરવાની મારી તમને ખાસ ભલામણ છે તમારી મહત્વાકાંક્ષા એ રાખજો કે મારા લેખોથી મારા અજ્ઞાન બંધુઓ તથા બહેનોને હું વધારે પ્રકાશ આપી શકું, તેમનું જીવન વધારે પવિત્ર અને ઉચ્ચ બનાવી શકું, કરકસર, આરોગ્ય સંસારસુધારો, વગેરે ઉપયોગી વિષયો ઉપર તેઓ સમજે, એવી જનસમૂહની ભાષામાં લખી તેમની ખરેખર સેવા કરવા હું શકિતમાન થાઉં, કીર્તિને બદલે સેવા એ જ તમારો આદર્શ રાખજો

આપણા કેળવાયેલા વર્ગ તરફથી પ્રજાને ઉપયોગી થાય એવું સાહિત્ય ઉત્પન્ન થઈ શકતું નથી, તેના બીજાં પણ અનેક કારણો છે અંગ્રેજી ભાષાના અભ્યાસથી આપણો કેળવાયેલો વર્ગ માતૃભાષા કરતાં અંગ્રેજી ભાષા તરફ વધારે લક્ષ આપતો જોવામાં આવે છે. આપણી પ્રજાની ઉન્નતિ અર્થે સ્થપાયલી ઘણી ખરી સંસ્થાઓનું કાર્ય અંગ્રેજીમાં થાય છે તેથી સામાન્ય લોકોને એનાથી જોઈએ તેટલો લાભ મળી શકતો નથી મુંબાઈ તથા અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં અંગ્રેજી જાણનાર અને તે સારી રીતે સમજનાર લોકોની સંખ્યા કેટલીક ઓછી છે પણ ખરૂં પૂછાવો તો હિંદ દેશની પ્રજા મુંબાઈ જેવાં શહેરોમાં વસતી નથી, પરંતુ ગામડાંમાં વસે છે તે પ્રજાની ઉન્નતિ સાધવાને મથતી સંસ્થાઓનું કામકાજ લોકસમૂહની ભાષાને બદલે અંગ્રેજીમાં ચાલે એ કેટલી બધી વિચિત્રતા! પ્રજાકીય કોંગ્રેસ સંસારસુધારાસમાજ અને બીજી એવી અગણિત સભાઓ અને પરિષદોની પાછળ જેટલો શ્રમ લેવાય છે, જેટલું દ્રવ્ય ખર્ચાય છે તેના પ્રમાણમાં એમનાથી આપણને લાભ થયો નથી એવી ફરીઆદ અત્યારે આપણે ચો તરફથી સંભાળીએ છીએ તેનું એક કારણ તો એ છે કે એનું કામકાજ માતૃભાષામાં થવાને બદલે ગણ્યાગાંઠ્યા લોકો સમજી શકે તેવી અંગ્રેજી ભાષામાં ચાલે છે ઉંચી કેળવણી પણ આપણા દેશમાં અંગ્રેજી ભાષા મારફતે અપાય છે, તેથી કરીને સમાજશાસ્ત્ર, રાજ્યવ્યવસ્થા, ઈતિહાસ, વિજ્ઞાન વગેરેનાં સારાં સારાં પુસ્તકો માતૃભાષામાં લખાતાં નથી આવાં ઉપયોગી પુસ્તકો માતૃભાષામાં લખાય તો ઘણા લોકો એ વાંચી શકે ને સાંભળી શકે અને તેથી પ્રજા સમસ્તને એનાથી વધારે લાભ થવાનો સંભવ છે આપણા દેશમાં જ્યારે અંગ્રેજી ભાષા દ્વારા કેળવણી આપવાનું શરૂ કરવામાં આવ્યું ત્યારે કેળવણીની શરૂઆત કરનારાઓને એવી આશા હતી કે આ કેળવાયેલો આગળ પડતો વર્ગ જ્ઞાનરૂપી મશાલ લઈ અન્ધકારથી ઘેરાઈ ગયેલા દેશના ખુણે ખુણામાં પ્રકાશ લઈ જશે અને સમસ્ત પ્રજાને અજ્ઞાનરૂપી અન્ધકારમાંથી બહાર કાઢી તેમની ઉન્નતિ સાધશે સ્વાર્થના અનેક કાર્યો પડતાં મૂકી કેળવાયેલા યુવાનોએ પ્રથમ આ કાર્ય કરી પ્રજાના ઋણમાંથી મુકત થવાનું છે *

---

* ગોધરા સાહિત્યમંડલ તરફથી ગુજરાત કૉલેજના માજી પ્રોફેસર અને હાલમાં રેવાકાંઠાના ડેપ્યુટી પોલીટીકલ એજંટ રા. રામપ્રસાદ મગનલાલ મહેતાના પ્રમુખપદે વંચાયેલો નિબંધ

# મહાત્મા બુદ્ધનો ત્યાગ.

લેખક—રા. વિનિત્સુ.

શાર્દૂલવિક્રીડિત —

૧

વ્યોમે અસ્તપથે કંઈ ઉતરતો, મધ્યેથી ઈન્દુ હવે
દેખાતો, તરુવૃન્દ અંતર ગ્રહી, બેઠેલ, વાતાયને
શાન્તિ સર્વ સ્થળે, સુરાજ્ય કરતી, પર્ણોય નિઃશબ્દ છે,
વાતો ક્ષણ સમિપસ્થ વાદળ કરે, આ રૈનશ્રેણી સહે

૨.

દેખાય રવિરાજ જ્યોતિમહીં આ ઉત્તુંગ પ્રાસાદ ને
તે પ્રાસાદમહીં મનોહર અહો કે દશ્ય દૃષ્ટે પડે
સ્વર્ણાભૂષણથી સુમંડિત દિસે પર્યંક ત્યાંહિ રૂપ
કૌમુદીથકી રત્નના પ્રદીપની કે થાય દીપ્તિ ક્ષય

૩.

નિદ્રામાં સુમિલિત નેત્રનલિનોવાળી સતી વ્યક્તિ કો
જેના પ્રોજ્જ્વલ ભાલ-દેશ ઉપરિ અંબાર શું તેજનો
અંગો કોમળ તોય શક્ત દિસતા વિશાળ વક્ષસ્થળ
જ્યાં સૌ ભૂતહિતાર્થ નિત્ય અનુકંપાનો વહે નિર્ઝર

શિખરિણી —

૪.

વદે છે નિદ્રામાં પણ વિશદ કે એ જન હવે
સ્વરૂપે લાલિત્ય વપુ સમ સતીત્વ પ્રગટે
"અરરે ક્યાં સુધી જગવિષયથી બદ્ધ રહીશ!
અરે આ સૌખ્યોથી, વિમુખ કદીયે શું ન થઈશ!

૫.

જગે આવ્યું ચાલી અરર વિનાશે વિહરતા
કૃતિ માથે લીધી, અસકત મૂકી રહેવું જગમાં?
ન છાજે આ, મુકી વિભવ જ સુરપ્રાર્થિત બધા
ચિરે હું શું ચીસો, જગજનની ને શાન્ત રહું ક્યાં?

ઉપજાતિ વૃત્ત —

૬.

નિષ્ઠુર હૈયું અહ દિસતું આ, "દયાળુ છું" એ બસ દંભ માન-
શોકાર્ત આખું જગ ને સૂતો હું, નિરાંત વાળી, ન કંઈ વિચાર

૭.

પ્રમાદ હાવા ત્યજવો ઘટે છે, પ્રયત્ન મ્હોટો કરવો ઘટે છે,
અલ્પ કાર્યે પરિણામ પામે, જણાય સંકલ્પગુરુત્વ ત્યારે"

અનુષ્ટુભ્ —

૮.

અમેરી શયનો પુંજ સ્વસ્થ એ થાય છે હવે
ધીમે પર્યંકને ત્યાગી, સ્થિતિ, વાતાયને કરે

૯.

વિલોકવી જનાર્તિના, ગઈ ઢાંકે જ ચિત્ત સૌ
અને ગોવાર્ત શબ્દો એ, સ્મૃતિએ આવતા સહુ

હરિગીત —

૧૦.

સહુ બન્યા દુઃખસાગરે ડૂબતા નિમજ્જન ને અરે
ચેતનવિહોણા સદશ હુ, તીરસ્થ સહુ જોયા કરૂં?
ઉગ્ર કાટતુ નવ ગોકથી, દુઃખ કયેમ વ્યક્ત કરૂં અહો!
ગોધીરા કર્યે સન્માગ મ્હારા બન્ધુ કેરા સુખનો

૧૧.

આ રાજ્ય શું! આ પાટ શું! આ પિતૃમાત પત્ની શું!
આ પુત્રસહ ગોણિતથી સહુ નિર્મિત થયના ભોગ શું!
શુચ રૂજથી પરિવેષ્ટિત બધાને માહરે પડિ સૌખ્ય શું
ફાડી તિમિરાન્ધ બધુ ચૈતન્ય લાવુ નવિન હુ!

વસન્તતિલકા —

૧૨.

આજ ઉડુગણુ ફિસે અવ વ્યોમમાય,
દીપ્તિ શશાંકતણી, તેજવિહોણી થાય
સંકલ્પના ઉદધિમા નૃપ એ તણાય
બધુ દુઃખે નયન એ, સજના જણાય

૧૩.

સર્વસ્વ ત્યાગ કરવા વીર સજ્જ થાય
ત્યા શબ્દ "પ્રાણપતિ! ક્યા!" ત્યમ સભળાય,
દૃષ્ટિ હવે મૂંતી પ્રિયા પ્રતિ ફેરવે છે
સંકલ્પ સર્વ દૃઢ એ શિથિના બને છે

૧૪.

પાસ્મ સુતેન ગભરૂ શિશુને નિહાળી
થાયે પુન નૃપતિનુ મન રાગશાળી,

કિન્તુ પ્રયાસ થકી રાગથી મુક્ત થાય,
ધીમે પગે નૃપતિ દ્વાર પાસ જાય

૧૫.

આવે પુન સુરવ નિદ્રિત પત્નીકેરા
" રે પ્રાણનાથ ! કંઈ જાવ મૂકી મ્હને હો "
થોતી પુન નૃપતિ પ્રાણસખી નિહાળે,
સ્નેહાર્દ્ર એ ઉર દયા ત્યિતાર્થ લાવે.

૧૬.

કિન્તુ પુન દૃઢ કરે ઉર નાજુકીર
" ક્ષેમાર્થ સર્વ જનના ત્યિતા ત્યજીશ "
ધીરે પગે ઘોડો હવે ઉપરી રહે છે,
સર્વસ્વ-ત્યાગ કરીને, વનમાર્ગ લે છે

દ્રુતવિલંબિત — ૧૭.

ગતિ ત્વરિત નરેન્દ્રની થાય છે,
ગહનમા તદન તરે જાય છે
જનહિતાથ પ્રચંડ તપી રહ્યા,
સકલ જગત્ શુભાર્થ મથી રહ્યા

અનુષ્ટુભ્ — ૧૮.

સેનના એમની બધી ! અજાણી કોઈથી નથી
હજારો વર્ષ અનેયે સ્મૃતિ ઝાંખી થઈ નથી

---

# જિહાકુંવર.

લેખક—રા. હરરાય અમુલખરાય દેસાઈ, બી. એ.

(પૃ. ૭૬ થી અનુસંધાન)

## ભાગ ૧૧ મું.

### અગીઆરશ

"કેમ હવે કંઈ મીજાજ વશ છે કે? અહો સવારે તો શો મીજાજ! હું તો મરડ જ થઈ ગઈ તમને ખોટું લાગ્યું જાણી હું તો ગમ ખાઈ ગઈ, પણ હવે તો શાન્ત પડ્યા છો એટલે વાત કરૂં છું"

"જુઓ, પાછા અસલ રીત પર ચાલ્યા—બોલવા માંડ્યું—વાત કરવા માંડી એટલે તમે શરૂ વાત કરો છો ચીડવવાની—ગીમોડી વગાડો છો કે ઉંઘવાનો ઢોંગ કરો છો કે બીજું કંઈ ખરૂં ને ખરૂં નહિ તો વળી ચીડીઆ કરો છો ને બધા બચ્ચા વચ્ચે ઉતારી પાડો છો સઘળી સહિઅરોના સાથમાં હું હલકી પડી છું એવો વખત હતો કે જ્યારે સૌમાં હું માથું ઉંચું રાખી શકતી અને ગુમાનથી કહી શકતી કે મારા જેવા પતિ કોઈકને જ હશે, પણ હવે તો વહી ગયા એ દીન જ્યાં વાગી હતી ત્યાંથી ફુલ ગયા ને કાંકરા ઝાંખરા રહ્યા, અરે, જ્યાં શુકામ હતા ત્યાં કાંટા રહ્યા"

"આરામ લેવો છે? મે ક્યાં ના કહી છે? પહેલી રાતમાં આરામ લેવાની વાત! તમારે તો આરામ લેવો હમણાં ને સવારમાં બહાર જવાનું, ત્યારે મારે વાત ક્યારે કરવી? કાલે અગીયારશ છે જાણ્યું? તેની વાત જ્યારે કરૂં છું ત્યારે તમને ગાદલે ચડી ઉંઘ આવે છે કહો ફરાળનું શું કર્યું? ચાર પૈસાની ખજુર લાવું? નિર્જળા અગીઆરશને દહાડે હું એકલી ખજુર ખાઈ પડી રહું ને તમારૂં બધાનું શું? તમે નથી કરવાના? એ નહિ ચાલે અગીઆરશ તો કરવી જ પડશે તમારે તો ધર્મને માથે મીંડું જ છે તમારે તો બ્રાહ્મણની નિન્દા કરવી છે, ધર્મની વાત આવે ત્યારે વિચિત્ર વચન કહાડવા છે આ હવે છાજતું નથી નાના બચ્ચા તમારૂં શીખશે ને થશે નાસ્તિક તમે શું બોલો છો તેનો વિચાર તો કરો નાહક મીજાજ કરવો શાને?"

"મીજાજ નથી કર્યો? તમને ખબર છે મીજાજ કર્યો કોને કહેવો? તમારા મીજાજને હું કંઈ કળી નથી ગઈ? તમને તો તેની આદત પડી છે કોઈ દહાડો કંઈક ને કોઈ દહાડો બીજું, પણ ખાલી દહાડો ન પડે આજે અગીયારશને ચગડોળે ચડાવી છે જ્યારે તમારે અગીઆરશ અગીઆરશ નથી કરવાના? વળી બીજું શું કહેવું છે? અગીઆરશ ઘણી આવે છે? હા, એ વાત ખરી, પણ નિર્જળા તો વરસમાં એક જ આવે છે, સમજ્યા મહેરબાન? તમારા જેવા ભણેલા તે ભૂલે ને ફુફાડા કરે તો બીજા અભણનું કહેવું શું?"

"કેમ ઉભા થયા! મારા બોલ વાગે છે? વાહ! વાહ! સવારથી આજ સુધી તમારી સેવામાં હાજરને હાજર અને આ રીતસરની વાત કરી ત્યાં મારા બોલ ભારે પડે છે! તમને

મારો ગુણ ક્યાં આવે છે? સવારના દાતણપાણી આપવા, વળી ચાહ કરી આપવી, નવડાવવા ગ્મોઈ કરવી ને પત્રાળી સાફ કરવી, તમારા કપડા ધોવા, તમારા છોકરા ઉછેરવા, તે બધુ શાને માટે? એ તો હુ તમારા ભાવની ભૂખી છુ તમારૂ મન જોઈ આમ બધે અફળાઉ છુ બીજી કોઈ હોત તો ખબર પડત બબે વખત ઉની ઉની ચાહો કરવી, બે વખત તાજી તાજી રસોઈ બનાવવી ને બીજુ બધુ કામ કરવુ, એ બધુ કેમ થાત તે ખબર પડત તમારા કપડા પણ કેવા રહેત તે સારે જુઅત કોણ તમારા કપડા રોજ ધુઅત, ઘડી વાળી મૂકત, ફાટેના સીવત, દાદીયા કરત તે ત્યારે જ જાણત આ બધુ તમારૂ વૈતરૂ કરૂ ત્યારે મને આવો બદલો? ભૂલી ગયા, મારે પીએર ગઈ હતી ત્યારના ઘરબારના ને કપડાલત્તાના દેદાર? ધોતીઆમા બારીઓ, બદનને બટનનુ ઠેકાણુ નહિ પથારીમા રોમેરોમ માકડ ને ચાચડ, ઘરમા જ્યા ત્યા તોરણો ને વાનટા, તમારી ગોળીપર લીલ, એ બધુ ભૂલી ગયા? સારો દીન સોયદોરો હાથમા ખરો ઘેર જાણે ધોબી ગયો હોય એવો દેખાવ ને કામ સાવ રણી જાણે અડધા દિવસનો સાથી, આ બધુ થાય છેને ત્યારે મેટ બાન સાહેબ ગૅફ્લધ આપ બહાર ફરો છો, સમજ્યા? તમારી જેમ જેમ મરજી વધારે ઉઠાવુ છુ તેમ તેમ તમે વધારે છુટો છો "

"તમારે તો મુગે મ્હોંડે વૈતરૂ કરનારી જોઈએ છે મ્હોડે મરચાનો તોબરો ને વાગે ધડાધ તમારા સ્વભાવથી તો પ્રભુ તોબા! સોનૈયાનો વરસાદ પડે તો પણ આવા સ્વભાવે તો દુખ તમને મારી કદર નથી, પણ જો ભવેભવ તમને મળુને તો જ તમને મારી બૂજ પડે ત્યારે જ તમે મારા ખરા ગુણ જાણશો"

"**શુ બોલ્યા? ભોગ લાગ્યા હુ ભવે ભવ મળુ તો!** આ તો દાઝના ઉપર ડામ એવી હુ ખરાબ છુ કે તમે ભોગ લાગ્યા કહો છો? આ તમારો સુધારો કે? તમને તમારા આનંદભુવનની આજ વાહ! વાહ! કહેને ત્યા તમે બધા પત્નીદમનકો એકઠા થાઓ પછી વખાણમા શી મણા? તમે ત્યા જ જઈ અગીઆરશ પર પાણી ફેરવતા શીખ્યા ત્યા તમને બધી ઉંધી સમજણ પાડને તમારા ડભાઈ તમને ત્યા ચોડે ચઢાવશે ચગે તમારો વરઘોડો ને તે બધા તમારા આજનીયા "

"બહુ થયુ? અગીઆરશ કરે શુ પુન્ય છે તે જાણવુ નહિ અને વચ્ચે ગમે તે બોલવુ ને જ્યારે કહીને ત્યારે બોલ્યા 'બહુ થયુ' જો જાણતુ હોય કઈને સમજતુ હોય તો બોલાવો અમથા પુરા ણીને-તમે તો માન્યા છે તો તેમને બોલાવી પૂછો તો ખરા અગીઆરશ તો ખરેખર પાપ નાશની છે તમે આગા પાડવા તૈયાર છો તો પૂછી આવી તો કરો તમારો બોલો કઈ હુ ભૂલી ગઈ છુ? તમે તે દ્હાડે શુ કહ્યુ હતુ? ન હોતુ કહ્યુ કે 'બકરી ખાના, પેંડે ખાના, ઉપેર ખાના, આના, એકાદશી તો એસે કરની કે દ્વાદશીકા દાદા "

"ચુપ બહુ? તમને ઉંધી બુદ્ધિ સુઝી છે અને જ્યારે તમને પાપ કરતા અટકાવુ છુ ત્યારે બોલ્યા, ચુપ રહો એમ મરજીમા આવે તેવી રીતે વર્તી ધર્મને નહિ વિસારાય"

અગીઆરશ ઉચે બાધી છે! ક્યા અહિંયા? એ તો જગન્નાથજીમા, સમજ્યા. તે તો બધુ તેજ જગ્યા માટે ભૂમિભૂમિનુ માહાત્મ્ય જુદુ છે હુ કંઈ પણ એવ્વાદો અહિ કરનાર નથી બોલો બોલવુ હોય તે, પણ એમા હુ ફરનાર નથી તમારે બોલવામા કચાશ રાખવી નહિ જો જો, રખે કંઈ મણા રહે, ઘરમા તમે રાજા છો ને અમે પ્રજાવર્ગ, તે તમે જે કહેશો તે સાખીશુ તમે ગરદન મારો તોયે ભને ને ગોળપાપડી ખવડાવો તોયે ભને. અમને તમે ગુલામ ગણો છો અને અમે ભોળા બૈરાઓ એ ગુલામગીરીમા આનંદ માનીએ છીએ તમે બધી સત્તા એક હથુ કરી લીધી છે શાસ્ત્ર પણ તમારા જ છે અમારે માટે શુ રાખ્યુ છે?"

"પાછા હસ્યા? શુ કહો છો? રસોઈઆ લાવી રધાવશો? કોણ આ ધુવેદાન ઓરે છે તે જોઈશુ સુતામા તો આમો રેપીશ—જો હવે દાળભાતની વાત કરી છે તો ફરાળ પણ નથી કરવાની આખા વર્ને પૂરેપૂરો અપવાસ આવી નજીવી બાબતમા પણ તમે આમ ચીડ્વો છો ને ચીડાઓ છો તો શરીર કેમ ચાલશે? રોજ વાદળ ઘેરાય ત્યા છીવારો ક્યા? પાછી ધમણ ચલાવી? કેમ આખ ડોળાના લાગી?"

"નથી ઉઘતા? નથી ઉઘતા કહો છો ને આખો જોઇએ ત્યારે બધ ને નાસકોરા ચાલે જાણે ધમણ હવે હુ સમજી છુ મારી આખ ખરાબર ઉઘડી છે આજ તમારી આડાઈએ મને બરાબર સમજણ પાડી છે આ વરમાં હુ કોણ છુ ને મારો કેટલો અધિકાર છે તે હવે હુ સમજી એક અગીઆરશ કરવી પડે ને તે પણ વળી ફરાળ સાથે, તેમા આવડો ફુફાડો ને ફડફડાટ તમારી ધર્મવૃત્તિઓ કેટલી શિથિલ! તમે અધર્મ કરો ને છોકરાઓને પાપમા ડુબાડજો પરમેશ્વરને ખાતર ને કુળધર્મને ખાતર નહિ તો લોકલાજને ખાતર કે દીનદાઝને ખાતર તો આટલુ માનો જો અગીઆરશ કરો તો તમારી મહેરબાની પણ હુ ગુલામડી નથી, એ યાદ રાખજો. આમા તમારૂ ગાયુ ગાવાની નથી જો આમ છેક નમેરા થશો તો બધા વાર તહેવાર કરવાની બધાને ફરજ પડશે ધર્મ વિસારી નહિ દેવાય તમારી આખે પાપના—અધર્મના પડળ છે તે દૂર કરીશ, સમજ્યા? એમ ન કરૂ તો મારા ધર્મમા ખામી આવશે ખરી સ્ત્રીઓ તો ધણીને તારે ને હુ તમને કોટે પાપનો પથરો બાધી અધર્મના કુવામા ઝપલાવવા નહિ દઉ તમે તો ઉઘાડી આખે કુવા તરફ જાઓ છો ને હવે હુ આડી આવીશ"

"સમજ્યા મેહરબાન! કાલે ફરાળ જ ખાવાનુ—સુરણ એકલુ બીજુ કઈ નહિ નહિ રાજગરો કે નહિ શીંગ, ખજુર—એક ચીજ + + + ×"

આગળ ઘણુ બોલાયુ હશે હુ આખો મીંચી સાભળ્યા કરૂ છુ એમ ભુલમા ભરમાયેલી મારી પત્નીએ કદાચ અગીઆરશની કથા પણ કહી હશે પણ પવિત્ર નિદ્રા દેવીને ખોળે માથુ મૂકી તેને શરણ થવાથી તે શ્રવણ કરવાનો લાભ મને મળ્યો નથી સ્હવારે જરાક મોડો ઉઠયો. તે ચુલા તરફ નજર કરતા તેપર સુરણના મોટા કકડા તળાતા હતા પણ ચાહ વગેરે થયેલા જણાતા ન હતા. મારી ઘરમા શી દશા થતી હતી તેનુ મને તે વખતે ભાન થયુ પ્રસંગ સાચવી બહાર જઈ મારા દોસ્ત છીભાઈ ને ત્યા ચાહ પી આવ્યો તથા મ્હારથી નાસ્તો કરી આવ્યો ઘેર અગીઆરશ ને બહાર બારશ થઈ,

—અપૂર્ણ

# શૌર્ય.

લેખક—ગ. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, એન ઈ ઈ

"આહ ! મ્હારા જેવો સુખી માણસ જગતમા બીજો ભાગ્યે જ હશે !" ચન્દ્રપ્રસાદ મધુર મૃદુતાના ઉંડાણ પ્રાપ્ત કરવાના પ્રયત્ન કરતા અવાજે બોલ્યો

"પણ એમને પૂછ્યા સિવાય ત્હમે એટલી બધી આશા નહિ બાધી ઘો—એમનો સ્વભાવ તો ત્હમે જાણો છો જ ને !" મીસીસ દિનમણિશંકર ધીમેથી ચન્દ્રપ્રસાદના ઉત્સાહને મદ બનાવતા બોલ્યા

"બાપુ માનવાના નથી," દિનમણિશંકરની પુત્રી ચન્દ્રિકા શરમાતી શરમાતી બોલી

ચન્દ્રપ્રસાદ બારીના કાચમાથી, અસ્વસ્થ ચિત્તે બ્હાર જોવા લાગ્યો ત્હેના કાન દિનમણિશંકરના દૃઢ પગલાનો અવાજ સાભળવાને ઉત્સુક બન્યા

"ત્યાર હુ દિવો સળગાવુ," ચન્દ્રિકા દિવો સળગાવવા ઉઠી

"પણ સુભદ્રાબ્હેન, ત્હમને તો કશો વાધો નથીને ?" ચન્દ્રપ્રસાદ પોતાના હૃદયની અસ્વસ્થતા ટાળવાનો યત્ન કરતો બોલ્યો

"ભાઈ! પણ મ્હારી મરજી શા કામમા આવે એવી છે ?" મીસીસ દિનમણિશંકર બોલ્યા

"પણ મ્હારી સ્હામે ત્હમને વાધો તો છે ?" ચન્દ્રપ્રસાદે પૂછ્યુ

"વાધો એટલો કે એમને હાલના ગ્રેજ્યુએટ થયેલા પણ નબળા બાધાના પુરૂષો પસદ જ નથી એમને તો કોઈ સેન્ડો જેવા પુરૂષને પોતાની છોકરી આપવી છે " સુભદ્રા બોલી

ચન્દ્રપ્રસાદ પોતાના શરીર સ્હામુ જોઈને, હૃદયમા સેન્ડો, રામમૂર્તિ વિગેરેને બીભત્સ શબ્દોથી નવાજવા લાગ્યો એટલામા બ્હાર પ્રચણ્ડ અવાજ થયો— બારણુ ઉઘડ્યુ અને રીટા યર્ડ ફોજદાર સાહેબ દિનમણિશંકર હાથમા ડાગ જેવી લાકડી ઘુમાવતા ઓરડામા દાખલ થયા

બારીમાથી પવનનો સપાટો આવ્યો, દિવો હોલવાતા હોલવાતા બચી ગયો તે જોઈને દિનમણિશંકરે ત્રાડ મારી "બારી બધ કર !"

એક મહત્વથી ચન્દ્રપ્રસાદ બારી બધ કરવા ઉઠ્યો, એટલે પુન ગર્જના થઈ "ત્હમને કહ્યુ—ત્હમે મ્હારી બારીને અડકનાર કોણ ? હૈં ? અહિ શા માટે આવ્યા છો ? કેમ ? જ્વાબ કેમ નથી દેવાતો ?"

"હુ ત્હમને-અ-ત્હમારી પુત્રીને પરણવા માગુ છુ " ચન્દ્રપ્રસાદને મનમા એમ લાગવા માડ્યુ કે ગમે તેવી વિકટ પરીક્ષા આ પરીક્ષા આગળ કાઈ વિસાતમા જ ન કહેવાય

"તુ મ્હારી છોકરી સાથે પરણવા ? હા, હા, હા " દિનમણિશકર એક ભયાનક અટ્ટહાસ્ય કરતા બોલ્યા, "મ્હારી છોકરી કોને પરણશે ?— ત્હમારા જેવા મ્હારી મુઠીમા સમાઈ

સરસ્વતી ચન્દ્ર ભાગ ૧ લો, રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

જાય તેવા ગ્રેજ્યુએટ કુકડીયાને ? જ્યાંસુધી હુ બેઠો છઉં ત્હાંસુધી તો તેમ થવાનુ નથી કેમ, સુભદ્રા ક્યાં ગઈ?"

દિનમણિશંકર ઓરડામા દાખલ થયા એટલે જ ગભરાઇને સુભદ્રા બીજા ઓરડામા પસાર થઈ ગઈ હતી તે પતિના બોલાવાથી ધ્રુજતી, ગભરાતી પાછી ઓરડામા દાખલ થઈ

"કેમ સુભદ્રા, આ મકોડી મરદને મ્હારી છોકરી પરણાવવામા તુ રાજી છે ? હું—તુ એ બાબતમા કાંઈ સમજે છે ? " દિનમણિશંકરે પત્ની મ્હામા ગર્જના કરી

પત્નીએ બ્હીકથી ડોકુ ધુણાવ્યુ

"ઉચાટમા પાચ ફુટ અને તીસ ઈંચીયા બાની, હ !" દિનમણિશંકરે ધ્રુજીને કહ્યુ, "હ— એનો અર્થ શો ? શુ કહ્યુ !"

"હુ—હુ એમ કહેતો હતો કે માણસની કદર કદ ઉપર જ નથી થતી" સપાટામા આવેલો સિપાહી અચાનક બહાદૂર બની જઇને સ્હામો ધસારો કરે છે તે પ્રમાણે આ તન્દના મારાથી ઉશ્કેરાઈને ચન્દ્રપ્રસાદે મરણીયા થઈને કહ્યુ —"જો કદ ઉપરથી જ કદર થતી હોત તો હમે ફોજદારના ઓદ્ધા ઉપરથી રિટાયર થવાને બદલે પોલિસ સુપરિન્ટેન્ડન્ટ કે એથી પણ મ્હોટા ઓદ્ધા ઉપરથી રિટાયર થયા હોત"

"શુ ? લગભગ ચાલીસ ઇંચની છાતી " ધમણની માફક ફુલાવતા દિનમણિશંકરની આકારે સ્હાડા છ ફીટની ભવ્ય આકૃતિથી ચન્દ્રપ્રસાદને ભગવાનનુ વિરાટ સ્વરૂપ કેવુ લાગતુ હશે ત્હેનો કાંઈક ખ્યાલ આવવા લાગ્યો ક્રોધથી બળુ બળુ થઈ રહેલા દિનમણિશંકરે ભયાનક તડૂકો કર્યો " નીકળ મ્હારા ઘરમાથી–બદમાશ ! નહિ તો ત્હારૂ મોત આવી જ લાગ્યુ એમ સ્હમજજે "

"હા, હુ તો આ ચાલ્યો " ચન્દ્રપ્રસાદના દાંત બ્હીકથી કચકચ થતા હતા તેમ છતા પણ તે જેમતેમ બોલ્યો –" કાંઈક ઉદ્ધત ઉત્તર અપાયા હોય તો માફ કરશો, પણ ફક્ત પોલિસ ખાતામા જ જે હોય તે જ માણસ ત્હમારી છોકરી માટે લાયક પતિ હોઇ શકાય, એ ત્હમારી માન્યતા બહુ ભૂલભરેલી છે"

"મ્હારે મ્હારી છોકરીને માટે મર્દ બચ્ચો જોઈએ છીએ, ' સામેથી જવાબ મળ્યો, "કાંઈ પોલિસ ખાતામા હોય તે જ થાય એવુ નથી "

"તો એમ કહો, " ચન્દ્રપ્રસાદ બોલ્યો, " ત્હમે તો મર્દ છોને ? ! ત્હમે જે કામ કરો તે કામ હુ કરવાને તૈયાર છુ "

"છટ્, " દિનમણિશંકરે કહ્યું " મ્હે મારે ભાગે પડતુ કામ મ્હારી જુવાનીમા કરી લીધુ છે તે વખતમા હુ ત્રણ વખત તો ગોળીથી ઘવાયો હતો, સ્હમજણ પડી ? "

" એ એક વિસ કહેતા હતા કે બ્હીક શી ચીજ છે એ પણ એમને ખબર નથી " સુભદ્રાએ પતિના વખાણ કરવાનો યત્ન કરતા કહ્યુ

' હજી ભૂલવી કાંઈક ગભરાય છે," ચન્દ્રિકા ધીમેથી બોલી

"બસ ચુપ !" ભરાવદાર મુછ ઉપર તાવ દેતા દિનમણિશકર બોલ્યા, "જે વસ્તુ છે જ નહિ એની બ્હીક કેવી ?!"

"પણ ઘણાય માણસો એમ જ માને છે કે ભૂત છે," ચન્દ્રપ્રભા વચમા બોલી ઉઠી "મ્હેં હજી કાનેજ સાભળ્યુ કે પેલા ગવજીનુ ભૂત ઝાડ ઉપર ટીંગાય છે—વણુ જાણે તો બરાબર જોયુ પણ ખરૂં "

"બધુ હમ્બગ-જૂઠાણુ !" દિનમણિશકરે ઉદ્ગાર કાઢ્યો

"હશે, હમ્બગ હશે," ચન્દ્રપ્રસાદ બોલ્યો, "પણ મ્હારી સાથે શરત કરવા તૈયાર છો ? હુ કહુ છુ કે એ રાવજીના બગલામા તમે ગમે તેવા હિમતવાન છો છતા પણ રાતે બાર વાગ્યે નહિ જઈ શકો !"

"હુ ધારૂ છુ કે મ્હેં તમને બગલામાથી બહાર જવાનુ કહ્યુ હતુ," દિનમણિશકર બહુ જ વિકાળ દેખાવાનો ડોળ કરતા બોલ્યા

"પોલિસ ખાતામા નોકરી વખતે લુટારાઓને પકડવા જવુ અને ઘાયલ થવુ તે જૂદી વાત છે કારણ કે એમા તો આપણે હુકમ માનવો જ પડે છે, અને રાતે બે માઈલ દૂર આવેલા એકાન્ત બગલામા એમ ઝાડ ઉપરથી ટીંગાતા ભૂતને જોવા જવુ એ જૂદી વાત છે " ચન્દ્રપ્રસાદ બારણા આગળ જઈને બોલ્યો

"તમે શુ એમ કહેવા માગો છો કે હુ બ્હીઉં છુ ?" દિનમણિશકરે બીડુ ઝડપવા સવાલ કર્યો

"હુ કાઈ કહેતો નથી " ચન્દ્રપ્રસાદ બોલ્યો, "પણ હમે ગ્રૅજ્યુએટો પણ થોડુક તો કરી શકીએ છીએ "

"તમે પોતે જઈ શકતા હશો ?!" દિનમણિશકરે કટાક્ષમા ટીકા કરી

"મ્હને કોય વાધો નથી " ચન્દ્રપ્રસાદ બોલ્યો, "અને જે કામ કરતા તમે બ્હીઓ છો તે જ કામ જો હુ સ્હેલાઈથી કરી શકુ તો તમને મ્હારા માટે પરિણામે સારા વિચાર આવે ખરૂ ને ? '

એકદમ ચન્દ્રિકા અને સુભદ્રા ઉસ્કેરાયના ફોઝદાર અને ચન્દ્રપ્રસાદ બી એ ની વચમા આવીને ઉભા રહી ગયા આ પ્રમાણે વિવાદ ન બધાઈ હોત તો ચન્દ્રપ્રસાદના શરીરની શી સ્થિતિ થાત તેનુ અનુમાન કરવુ બહુ મુશ્કિલ થઈ પડત, તેમ છતા પણ ચન્દ્રપ્રસાદ ડર્યો નહિ

"એક દિવસ રાતે જઈ ને જૂઓ !" ચન્દ્રપ્રસાદે કહ્યુ

"અને તમે પણ જઈ ને જૂઓ !" દિનમણિશકરે કહ્યુ

"ઠીક હું બુધવારે રાતે ત્હા જઈશ અને ગુરૂવારે સ્હવારે અહિ આવીને કહી જઈશ કે મ્હને ત્હા શો અનુભવ મળ્યો." ચન્દ્રપ્રસાદ બોલ્યો

"મ્હારે ત્હા આવીને કહી જવાની કશી જરૂર નથી, કારણ કે મ્હારે તમારૂ કાઈ જ કામ નથી " દિનમણિશકરે કહ્યુ "પણ તમે બુધવારે બાર વાગ્યે રાવજીને બગલે જજો હું બારથી ત્રણ સુધીમા ત્હા આવીશ અને જોઈશ કે તમે ત્હા છો કે નહિ."

"ત્હમારે ગભરાવાની કાંઈ જરૂર નથી, કારણ કે હું તે વખતે ત્હાં હોઈશ," ચન્દ્રપ્રસાદ બોલ્યો "બાકી મ્હારે તો ત્હાં એકલા જવુ પડશે બીજે દિવસે ત્હમે એકલા જજો, અને હું પાછળથી ત્હાં ત્હમને જોવા આવીશ—જો ત્હમારી હિંમતની પરીક્ષા જ કરવી હોય તો!"

"ઠીક છે, જ્હારે મ્હારે ત્હમારા હુકમ માનવા હશે ત્હારે તેમ કરીશ બાકી હમણા તો ચુપચુપ ચાલ્યા જાઓ, નહિ તો પસ્તાશો" બહુ ભવ્ય અવાજે દિનમણિશંકરે કહ્યુ ચન્દ્રપ્રસાદ ધીમે ધીમે પગથીયા ઉતરીને ચાલ્યો ગયો એટલા ઉપર દિનમણિશંકર છાતી કહાડીને ઉભા રહ્યા

તે દિવસે રાતે દિનમણિશંકરે મકોડીમલ્લ, કુરકુરીયા, વ્હેંતીયા, મુવીમા સમાઈ જાય તેવા માણસો, ખખડી ગયેલા આદમીઓ વિગેરે વિશેષણો ચન્દ્રિકા સુભદ્રા કને છૂટથી વાપર્યાં

પાછળથી બેત્રણ દિવસસુધી દિનમણિશંકરે ઘરના માણસો ઉપર બહુ જ ચોકસાઈ રાખી, પણ આખરે માણસજાત કેટલુ કરી શકે ? એક દિવસ ત્હેમની નજર ચૂકાવીને સુભદ્રા ચન્દ્રપ્રસાદને મળી

"ચન્દ્રપ્રસાદભાઈ! ત્હમને એક વાત કહેવા આવી છુ તો ખરી," સુભદ્રાએ ચન્દ્રપ્રસાદને કહ્યુ, "પણ ત્હમને કહુ કે નહિ કહુ એમ મનમા થયા કરે છે"

"કહી દોને એટલે સ્હમજાણ પડે," ચન્દ્રપ્રસાદ બોલ્યો

"મ્હને એમ બીક લાગે છે કે બુધવારે ત્હમે બ્હીશો," સુભદ્રા બોલી "પણ જો ત્હમે કાંઈ ત્હા જૂઓ તો બ્હીતા નહિ"

"હુ દિનમણિશંકર સિવાય કોઈથી બ્હીતો નથી" ચન્દ્રપ્રસાદે કહ્યુ

"ત્હમે અનુમાન તો બરાબર કર્યું!" સુભદ્રા બોલી

"મ્હેં અનુમાન કર્યુ હતુ!" ચન્દ્રપ્રસાદ બોલી ઉઠ્યો

"એ તો એમ છે કે એક દિવસ મ્હારી નજર એમના ઓરડાની બારીમા પડી તો મ્હને જણાયુ કે ફાટી ગયેલા મ્હારા એક ધોળા સાળુનો ઝબ્બો શીવવાનો એ યત્ન કરતા હતા." સુભદ્રાએ કહ્યુ

ચન્દ્રપ્રસાદના મુખ ઉપર ક્ષણિક તિરસ્કાર અને દૃઢતાનાં ચિહ્ન જણાયા

"એ રીત સારી ન કહેવાય—એ ધર્મયુદ્ધ ન કહેવાય," તે બોલ્યો "તેમ છતા પણ હુ ત્હેમને મળવાને માટે બરાબર તૈયાર થઈ રહીશ"

"જરા એમનો સ્વભાવ હઠીલો છે કેની એટલે એ પોતે કોઈ બાબતમા જૂઠા પડે એ એમને ગમતુ નથી," સુભદ્રા બોલી. "ત્હમારામા હિંમત નથી એમ પોતે માને છે એટલે એમા જૂઠા પડે તે એમને કેમ રુચતુ આવે ?"

"હશે જેવી એમની ઇચ્છા!" ચન્દ્રપ્રસાદે કહ્યુ, "ત્હમે આવીને મ્હને ચેતવણી આપી તેટલુ સારૂ કર્યું"

બુધવારનો દિવસ આવી પહોચ્યો રાત પડી

"હુ ધારૂ તે વખતે ઉત્ર લઈ શકુ છુ," નિમણીશકરે સુભદ્રાને કહ્યુ "ઈગ્લન્ડનો મ્હોટામા મ્હોટો લડવૈયો વેલીંગ્ટન પણ એમ જ કરી શકતો હતો' સુભદ્રાએ કાઈ પણ ઉત્તર વાળ્યો નહિ એટને નિમણીશકર મચ્છરના નાસ ઉપર એક સખત ભાવણુ આપના સુવા ગયા વિચારવમળમા સપડાયના હોવાથી બરાબર ઉઘ આવી શકી નહિ અને જેમ તેમ કરના ઘડીયાળમા રહાડાબાર થયા એટલે ઉઠ્યા અને કોય નીચે મતાડેનુ કપડાનુ બોચકુ લઇને ઘરનુ બારણુ ઉઘાડયુ

બ્હાર ગાઢ અન્ધકાર પ્રસરી રહ્યા હતો પવન સમસમ કરતો વાતો શરીરના રોમાચ ખડા કરી દેતો હતો સર્વત્ર નિશબ્દતા પ્રસરી રહી હતી હાનના ઍન્જ્યુએટો મ્હોટી ઉમગની ડોકરીઓ, ભૂતો વિગેરેને ઉદાર દીનથી નાન પામરી ઓળાડના દિનમણિશકર હિમતની દેવીને વારે વારે પોતાની મદદે બોલાવતા બ્હાર નિકળી પડ્યા

રસ્તામા, ન્હાનપણુથી સાભળેલી ભૂતોની વાતો મનમા ઉભરાના લાગી અને જગલમા ભૂતો રહેતા હશે એવી ભ્રાંતિ થવા લાગી છેક આમ એકલા જવા કરતા ચન્દ્રપ્રસાદ જેવો પણ સાથે હોત તો ઠીક થાત એમ દિનમણિશકરનું હૈયુ નાઈનાજે કબુલ કરવા લાગ્યુ

જેમ જેમ ગામથી દૂર જવા લાગ્યા તેમ તેમ અન્ધકાર વધતો ગયો આવેથી અચાનક શિયાળવાની ચીસથી હૈયામા વજ્રાઘાત થયો ચન્દ્રપ્રસાદની સગતનુ મૂલ્ય વધારે ને વધારે સ્હમજાતુ ગયુ

જેમ તેમ રાવજીના બગના આગળ દિનમણિશકર આવી પહોચ્યા ઝાપા આગળ આવીને પોતાના લુગડા ઉતાર્યા અને પોતે શીવેલો ઝભ્ભો પહેર્યો ઝભ્ભો પહેરતા માથા ઉપરની ટોપી ક્યહાક પડી ગઈ તે ગોધવાનો યત્ન કર્યા પણ નિષ્ફળ ગયો માથે કાઇક ફાળીયા જેવુ અને ભૂતો સાધારણ રીતે બાધતા હશે એવુ કાઇક લપેટયુ અને પછી ઝાપા આગળ કાન માડી ઉભા રહ્યા તેજ ક્ષણે તેહમને એમ લાગ્યુ કે વખતે ચન્દ્રપ્રસાદે પોતાનુ વચન નહિ પાળ્યુ હોય તો ? પોતે ત્હ્યા નહિ આવ્યો હોય તો ?

આથી તેહમના પગ અમુક કારણોથી કાઇક અવનવુ, મીસ મૉડ એલન, રોશનઆરા, મેવનોના વિગેરેથી પણ કાઈક ભિન્ન પ્રકારનુ, દિવ્ય નૃત્ય કરવા લાગ્યા છાતીમા ધડક્ ધડક્ અવાજ થવા લાગ્યા અને ઠડીના દિવસો હતા તેમ છતા કપાળે પરસેવાના ટીપા જણાયા ઘરમા કોઈ છે કે નહિ, એ જાણવા પુન કાન માડ્યા પણ ત્યા તો શાન્તિ પ્રસરી રહી હતી એટલે આખરે ધીમે રહીને ઝાપો ઉઘાડીને પોતે વાડીમા દાખલ થયા દાખલ થવાની સાથે જ પગ આગળથી એક મ્હોટી ઝાડની ડાળી હતી તે પોતાની મેળે ખસી દિનમણિશકર છલગ મારીને દૂર ખસ્યા ડાળી સડસડાટ આગળ ચાલી ગઈ ઓ અધકારમાં અદ્રશ્ય થઈ ગઈ પોતે ચન્દ્રપ્રસાદની પરીક્ષા લેવા આવ્યા હતા એ વાત ભૂલી જઈને તેહમણે મ્હોટો ઘાટો પાડ્યો " એ કોણુ હરામખોર છે ?" અવાજમા અનન્ત ભય ખુલો જણાઈ આવતો હતો

કાંઈ પણ ઉત્તર મળ્યો નહિ દિનમણિશંકર બગીના તરફ જ નજર રાખીને ઝાંપા તરફ પાછા હઠ્યા અચાનક બગીમા પ્રચણ્ડ અવાજ થયો બારણુ ભડાક દઈને ઉઘડ્યુ અને એક ધોળા કપડામા સજ્જ થયેલી આકૃતિ છલંગ મારીને પગથીયા ઉપર આવી

દિનમણિશંકરને લાગ્યુ કે ચન્દ્રપ્રસાદ ત્ય્હા નહોતો ભયને લીધે હશે કે હૃદયની નિર્બળતા લીધે હશે પણ ચન્દ્રપ્રસાદ ત્ય્હા નહોતો તો પછી ત્ય્હા ઉભા રહેવાથી શો ફાયદો એમ ધારીને દિનમણિશંકરે ત્વરાથી ઝાંપો ઉઘાડ્યો અને ઘર તરફનો માર્ગ લીધો

થોડી વારમા સહસા પોતાના શરીર ઉપર બેત્રણ પત્થર પડ્યા પાછળ જોતાથી પેલી આકૃતિ પણ જણાઈ નહિ, અને ગાઢ અન્ધકાર ખાવા ધાતો હોય એમ લાગ્યુ

ફોઝદારનુ ફોઝદારપણુ અદૃશ્ય થઈ ગયુ, ત્રણ નાગ ગોળીના ઝખમો પળવારમા રૂઝાઈ ગયા હાનના ઍજ્યુએટોનુ બાયલાપણુ બળી ગયુ વૈરી સ્ત્રીઓને ચીરતી એક ચીસ પાડીને દિનમણિશંકરે પૂર સપાટાથી મોટરકારની ગતિને પણ શરમાવે તેવી ગતિથી, જાણે હૉવીટ્ઝરમાથી ગોળો છૂટ્યો હોય તેવા વેગથી પોતાના ગૃહ તરફનો માર્ગ કાપવા માડ્યો

ઘર સુધી આવી પહોચતા જ પોલિસના ફાનસનો પ્રકાશ મ્હો ઉપર પડ્યો

“ઓહો! ફોઝદારસાહેબ!” પોલીસે, આ ચિત્ર વેશમા શહેરમા જાણીતા, ગમે તેવા પુરૂષના હાજા ગગડાવી નાખે તેવા ફોઝદારસાહેબને નાટકમા ભૂતો પહેરે તેવા પોશાકમા જોઈને આભા બની જતા કહ્યુ

“હ— આ— હા— કે— મ— છે?” પોતાના પોશાકની અસાધારણતા ધ્યાનમા આવતા ફોઝદારસાહેબે અસ્વસ્થ હૃદયે કહ્યુ

“અત્યારે આપ ક્યાથી?— અને તે પણ આવા પોશાકમા?” પોલિસ તરફથી પ્રશ્ન થયો.

“ન— હિ— સ્હેજ— ફરવા— ગયો હતો,” ઉત્તર મળ્યો

“હ, ઠંડીના દહાડામા વેષ પણ ઠીક છે,” પોલિસ બોલ્યો, “મ્હે તો પહેલા જાણ્યુ કે આવડી ઉંચી બૈરી આવી રાતે કોણ આવે છે અને તે પણ ન્હાસતી ન્હાસતી?” આથી વધુ પોલિસ બોલત, [illegible] અટ્ટહાસ્યનુ [illegible] મ્હેહથી, બહાર [illegible] અટકાવ્યાથી [illegible] ણુ થાવાથી તે બિચારો અટકી ગયો

“ઠીક, ઠીક,” આટલુ કહીને દિનમણિશંકરે ત્વરિત ગતિથી આગળ ચાલ્યા જતા જતા પણ પોલિસના અટ્ટહાસ્ય જેવુ કાંઈક સભળાયુ અને પાછળથી બીજા પોલિસનુ “પીપીયુ ઓપીયુ છે કે શુ?” એવુ વાક્ય અસ્પષ્ટ, કર્ણને અથડાયુ પણ તે વિષે વિચાર કરવાથી કાંઈ સારૂ પરિણામ આવે તેવી આશા નહતી તેથી તે તરફ દિનમણિશંકરે ધ્યાન આપ્યુ જ નહિ

ઘર આગળ પહોચતા જ છાનામાના ઘરનુ બારણુ ઉઘાડવા જાય છે, એટલામા બારણુ પોતાની મેળે જ ઉઘડ્યુ અને હાથમા ‘હરીકેન’ ફાનસ લઈને ચન્દ્રિકા અને સુભદ્રા બારણામા આવીને ઉભેલા ફોજદારની ભયથી, શરમથી, નિરાશાથી, ક્રોધથી વિગેરે વિવિધ વિકારોથી ઉભરાઈ જતી, આંખે જણાયા

દયારામનો અક્ષરદેહ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

" કોણ બાપુ ? ! "

ઉત્તર નહિ મળ્યો. દિનમણિશંકર બન્નેને હળમેળો મારીને ઘરમાં દાખલ થઈ ગયા અને હૉલમાં આરામખુરશી ઉપર પડ્યા. પત્નીએ પાણી લાવી આપ્યું તે પીને કાંઈક સ્વસ્થ થયા એટલે ચન્દ્રિકાએ પૂછ્યું " ત્હાં ગયા હતા ? "

" ત્હાં નહિ જ," જેને પોતે તિરસ્કારયુક્ત હાસ્ય ધારતા હતા તેવું કાંઈક હસીને દિનમણિશંકરે જવાબ આપ્યો –" થોડે સુધી બહાર ગયો પણ પછી વિચાર આવ્યો કે ત્હાં જવામાં કાંઈ જ માલ નથી. પેલો બબુચક, બીકણ બાયલો ! એ શું ત્હાં જવાનો હતો ! ઉહ, એની છાતી જ બંધ થઈ જાય, એ તું જાણે છે ! ? '

" પણ આ મ્હારો સાળુ શા માટે પહેર્યો હતો ? " સુભદ્રાએ પૂછ્યું

" અ—જરા પોલિસને બીવડાવવા, " ઉત્તર મળ્યો

બીજે દિવસે સ્હવારે દિનમણિશંકર બહુ જ મોડા ઉઠ્યા. દાતણપાણી કરીને ચ્હા પી લીધી એટલે દિનમણિશંકર પાછા કાંઈક પોતાના અસલ સ્વરૂપમાં આવવા લાગ્યા, એટલામાં ચન્દ્રપ્રસાદે ગંભીર મુખાકૃતિ ધારણ કરીને ઘરમાં પ્રવેશ કર્યો

" કાં સાહેબ ! મશ્કરી કરવી એ ઠીક છે પણ એમાં જ કાંઈક હદ હોવી જોઈએ ને " ત્હેણે કહ્યું " જ્હારે ત્હમે ત્હમારે મ્હોંયે કહ્યું હતું કે હું ત્હાં આવીશ ત્હારે મ્હને તો ખાત્રી જ હતી કે ત્હમે આવશો જ "

" શું ? " દિનમણિશંકરે ક્રોધનો ફુંફાડો કરતાં કહ્યું

' શું એ જ કે રાતે હું ત્હમારી રાહ જોતો ત્રણ કલાક ત્હાં જંગલમાં બેસી રહ્યો " ચન્દ્રપ્રસાદ બોલ્યો

" ત્હમે ત્યાં હતા જ નહિ, " દિનમણિશંકરે ઘાંટો પાડ્યો

" ત્હમે કેવી રીતે જાણ્યું ? " ચન્દ્રપ્રસાદે પૂછ્યું

ઉત્તરમાં દિનમણિશંકરે પત્ની અને પુત્રી સ્હામાં જોયું

" ત્હમે સાબીત કરી આપો, " ચન્દ્રપ્રસાદે લાગ જોઈને કાંઈક મ્હોટો ઘાંટો પાડીને કહ્યું, " ત્હમે મ્હારી હિંમત વિષે શક આણ્યો તે ઉપરથી હું ત્હાં ત્રણ કલાક બેઠો રહ્યો તે વખતે ત્હમે ક્યાં હતા ? "

" ત્હમે પોતે ત્હાં ન હતા, " દિનમણિશંકરે ફરીથી ત્રાડ મારી –" હું બરાબર જાણું છું ત્હમે મ્હને નહિ છેતરી શકો. ત્હમે બ્હીન્યા હતા "

" હું ત્હાં હતો અને તે માટે કહો તો સોગન ખાવા તૈયાર છું " ચન્દ્રપ્રસાદ બોલ્યો, " પણ હશે, એમાં કાંઈ ગયું નથી, આજે પાછો હું ત્હાં જવા તૈયાર છું અને ત્હમારામાં હિમ્મત હોય તો ત્હાં આવજો "

' હિંમત હોય તો ? હિંમત હોય તો ? ' દિનમણિશંકરે ક્રોધથી ચીસ પાડી

મુદ્રણ ગણપતિ રૂ ૫-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

" હાજી હિમ્મત હોય તો " ચન્દ્રપ્રસાદે કહ્યુ " અને જો આજે નહિ આવશો તો હુ આખા ગામમા એ વાત ફેલાવીને ત્હમને ફજેત કરીશ પછી આવતી કાલે ત્હમે પહેલા જજો ને હુ પછી આવીશ મ્હેં જે ત્હા જોયુ તે જો ત્હમે જોયુ હોત તો—"

" હેં, ચન્દ્રપ્રસાદભાઈ— ! " સુભદ્રા બોલી ઉઠી

" જોયુ ? શુ ? " ચમકીને દિનમણિશકરે પૂછ્યુ

" ના ના, કાઈ ગભરાવા જેવુ હતુ જ નહિં, " ચન્દ્રપ્રસાદે ઠડે પેટે કહ્યુ " ખરૂ જોતા જરા રસ પડે તેવુ હતુ "

" શુ હતુ શુ ? " દિનમણિશકરે પૂછ્યુ

" સાભળનારને જરા મૂર્ખાઈ જેવુ લાગે, " ચન્દ્રપ્રસાદ ધીમે ધીમે બોલ્યો, " પણ મ્હેં એક ડાળીને જમીન ઉપર ચાલતી જોયેલી "

દિનમણિશકર મ્હો વકાસીને જોઈ રહ્યા

" બીજુ કાઈ ? " કાઈક ધ્રુજતે અવાજે ત્હેમણે પૂછ્યુ

" હા, ધોયા લુગડાવાળી એક આકૃતિ, " ચન્દ્રપ્રસાદે કહ્યુ " પોતાના લાબા હાથ હલાવતી મ્હોટા દેડકાના જેવી લાગતી હતી મ્હને લાગે છે કે ત્હમે મ્હારી વાત માનતા નથી, પણ ખાત્રી કરવી હોય તો આજે રાત્રે મ્હારી સાથે આવો જરૂર જોવા જેવુ છે "

" પણ ત્હમને—ત્હમને બ્હીક નહિ લાગી ? " સુભદ્રાએ પૂછ્યુ

ચન્દ્રપ્રસાદે તિરસ્કારથી ડોકુ ધુણાવ્યુ " ઉહ્, એમા મ્હને બ્હીક લાગે ? જો એવાથી મ્હને બ્હીક લાગતી હોય તો હુ ચારણીમા પાણી લઈને ડૂબી મરૂ મ્હને એ શુ કરી શકવાનુ હતુ ? "

" ત્હમે એનો ચ્હેરો જોયો હતો ? " ચન્દ્રિકાએ ઉત્કઠાથી પૂછ્યુ

ચન્દ્રપ્રસાદે ડોકુ ધુણાવ્યુ

" પણ એનુ શરીર કેવુ હતુ ? " ચન્દ્રિકાએ પુન પૂછ્યુ

" હવે હુ બરાબર તો નહિ કહી શકુ પણ દેખાવમા બહુ ઉંચુ પણ નહિ તેમ નીચુ પણ નહિ—બહુ જાડુ પણ નહિ પણ કસાયેલુ જણાતુ હતુ " ચન્દ્રપ્રસાદ બોલ્યો

દિનમણિશકરના હૃદયમા અમુક જાતના વ્હેમની છાયા અસ્પષ્ટ જણાયા કરતી હતી તે આ સાભળીને કાઈક વધુ સ્પષ્ટ થઈ ત્હેમણે એકદમ પૂછ્યુ —" ત્હમે કાઈ બીજુ જોયુ ? "

" હાજી, બીજુ પણ જોયુ હતુ, " ચન્દ્રપ્રસાદે દિનમણિશકર સ્હામા સ્હેજ સ્મિત કરતા કહ્યુ " તે બીજા ભૂતને હુ દોડતુ ભૂત—હાસતુ ભૂત કહુ તો ખોટુ નહિ દેખાય "

" દોડતુ—હાસતુ ભૂત ? ! " દિનમણિશકર આગળ બોલવા જતા પણ હૃદયમા ઉભરાતા વિકારોએ ત્હેમની વાચાને બધ કરી દીધી

" એ ઝાપામા થઈને વાડીમા દાખલ થયુ હતુ, " ચન્દ્રપ્રસાદ નિર્દોષ વદને બોલતો ગયો, "દેખાવમા સિપાઈબચ્ચા જેવુ—કદાવર અને લગભગ ત્હમારા જેટલુ જ ઊચાઈવાળુ હતુ ત્હેના

પગ કોઈ અદ્ભુત નૃત્ય કરતા હોય તેમ જણાતુ હતુ અંગે કોઈ સુન્દરીનો આકારના આછા આછા વાદળા જેવો જણાતો સાડુ ધારણ કર્યો હતો અને–"

ચન્દ્રપ્રસાદ બોલતા બોલતા અટકી ગયો અને સુભદ્રા અને ચન્દ્રિકાના મુખ ઉપરના બદલાતા વિકારો—ત્હેમને હાસ્યને મહા મહેનતે દબાવી રાખવાના પ્રયાસે ઉત્પન્ન થયેલા વિકારો કહી શકાય કે નહિ, એ વિવાદગ્રસ્ત વાત છે—ભણી કાંઈ સાનન્દાશ્ચર્યથી જોઈ રહ્યો

"અને," ચન્દ્રપ્રસાદે પુન શાન્ત મુખાકૃતિથી ચલાવ્યુ "વાડીમા અર્ધે માર્ગ સુધી તે આવ્યુ અને પછી અતિશય ગભરાટથી ત્હેણે મ્હારા નામની બૂમ પાડી હુ પ્રથમ તો બહુ જ આશ્ચર્ય પામ્યો, પણ તેમ છતા હુ ત્હેની પાસે જઈ રહુ— ત્હેને કાંઈ પણ પ્રશ્ન પૂછી શકુ તે પહેલા તો ત્હેણે મુઠીઓ વાળીને ત્ય્હાથી ન્હાસના—"

'બસ થયુ, શ્રી ચન્દ્રપ્રસાદ, બસ થયુ' દિનમણિશંકર બહુ જ ગંભીર થઈ ગયા અને છાતી બને તેટલી ફુલાવીને સ્હામે આવતા કોઈ આખા લશ્કરને ચેલેંજ આપતા હોય તેવા ગાજવા લાગ્યા.

"ત્હમે મ્હને પૂછ્યુ ત્હારે હુ તો કહેતો હતો,' ચન્દ્રપ્રસાદે પોતાના હૃદયમા દિનમણિશંકરના આ શબ્દોથી બહુ વ્યથા થઈ હોય એવી મુખાકૃતિ ધારણ કરીને કહ્યુ

"હા, ભાઈ! હા, હુ જાણુ છુ કે મ્હેં ત્હમને પૂછ્યુ હતુ" દિનમણિશંકરે સ્વસ્થ દેખાવાના વૃથા પ્રયત્નો કરતા કહ્યુ —"હુ જાણુ છુ કે મ્હેં ત્હમને પૂછ્યુ હતુ પણ જો હુ આખો દિવસ ત્હમારા એવા જૂઠાણા સાભળવા બેસી રહુ તો હુ ગાંડો થઈ જાઉં, ગાંડો! ત્હમારે કામ તો એટલુ જ છે ને કે આ મ્હારી છોકરીને ત્હમારી સાથે પરણાવવાની મ્હારે હા પાડવી! હા, જાઓ, હા પાડુ છુ—ભાઈને કોઈ દે નહિ અને બાઈને કોઈ લે નહિ એવો જ જ્ય્હા વેશ હોય ત્ય્હા મ્હારે વચમા પડીને બેવકુફ બનવાની જરૂર શી?

આટલુ બોલીને, જાણે કોઈ મહાપરાક્રમી યોદ્ધો કાળના બળથી મ્હાત થઇને પોતાની તરવાર છોડીને રણભૂમિમાથી ચાલ્યો જાય તે પ્રમાણે દિનમણિશંકર પોતાની ભવ્ય મુછો ઉપર તાવ દેતા, લગભગ ચાળીશ ઇન્ચની છાતી પ્રચણ્ડ બળથી વિકસાવતા, હાર્યે હાર્યે પણ જિતેલા શત્રુઓના હૈયામા ત્રાસ ઉત્પન્ન કરાવતા ઓરડાની બ્હાર ચાલ્યા ગયા *

* અંગ્રેજી ઉપરથી

# હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસનાં સાધનો.

લેખક-રા. હુમમનરાવ હરિલાલ ધ્રુન.

(અનુસન્ધાન પૃ. ૧૩૯ થી)

(૯) **પૃથ્વીરાજવિજય**-અજમેર અને દિલ્હીપ્રસિદ્ધ ચોહાણ રાજા પૃથ્વીરાજે શહાબુદ્દીન ગોરી ઉપર જે વિજય મેળવ્યો હતો, તેના સ્મરણાર્થે, આ કાવ્ય તેમના રાજ પંડિતે* ઈ સ ૧૧૯૦ મા રચ્યુ હતુ ચોહાણોના પ્રાચીન ઇતિહાસને માટે આ કાવ્ય ઘણુ ઉપયોગી છે કેમકે, તેમા ચાહમાનથી લઇને પૃથ્વીરાજ સુધીની શુદ્ધ વશાવલિ (જે ચોહાણોના ભિન્ન ભિન્ન શિલાલેખોમા મળી આવતી વશાવલિની માફક જ છે) તથા બીજી કઇ કઇક ઐતિહાસિક નિગત પણ છે "રાજતરગિણી"ના દ્વિતીય ખડના કર્તા જોનરાજની તેન ઉપર ટીકા પણ છે આ પુસ્તક હજી સુધી છપાયુ નથી

(૧૦) **કીર્તિકૌમુદી**-આ કાવ્ય ગુજરાતના સોલકીઓના પુરોહિત સોમેશ્વરે ઈ સ ૧૨૨૫ ની લગભગમા રચ્યુ હતુ એમા અણહિલવાડ (અણહિલપુર પાટણ) મા રાજ્ય કરનારા સોલકીઓનો, મૂળરાજથી લઇને ભીમદેવ (૨ જા) સુધીનો તથા ધોળકામા રાજ કરનારા અર્ણોરાજ વીરધવલ સુધીનો, વાઘેલા શાખાના સોલકીઓનો સક્ષિપ્ત વૃત્તાન્ત અને વીરધવલના પ્રસિદ્ધ મન્ત્રી વસ્તુપાલનુ વિસ્તૃત ચરિત છે આ કાવ્ય મુબાઈની સસ્કૃત સિરીઝમા છપાઈ ગયુ છે

(૧૧) **સુકૃતસકીર્તન** —આ કાવ્ય ઇ, સ ૧૨૨૮ ની લગભગમા, લાવણ્યસિંહના પુત્ર અરિસિંહે લખ્યુ હતુ એમા અણહિલવાડ વસાવનારા રાજા વનરાજથી ભૂભટ (સામતસિંહ) સુધીના ચાવડાઓની વશાવલિ અને મૂળરાજથી ભીમદેવ (રાજા) સુધીના અણહિલવાડના સોલકીઓનો તથા અર્ણોરાજથી વીરધવલ સુધીનો ધોળકાના વાઘેલાઓ (સોલકીઓ) નો સક્ષિપ્ત વૃત્તાન્ત અને વસ્તુપાલનુ વિસ્તૃત ચરિત છે આ કાવ્ય હજુ સુધી છપાયુ નથી

(૧૨) **પ્રબન્ધચિન્તામણિ** —ઇ સ ૧૩૦૫ મા જૈન આચાર્ય મેરુતુગે આ ગ્રથ ગદ્યમા લખ્યો હતો × એમા ગુજરાતપર રાજ્ય કરનારા ચાવડા તથા સોલકીઓના ઇતિહાસ સિવાય વિક્રમ, કાળિદાસ સિદ્ધસેન, દિવાકર, શાલિવાહન, લાખાક (કચ્છનો રાજા લાખો ફુલાણી), મુજ, ભોજ, રાજશેખર, માઘ, ધનપાલ, સીતા, પડિતા, માનતુગાચાર્ય, મત્રી સાન્ત દેવસૂરિ, આલડ, સાગૂ ઝાલા, જયચદ્ર, બાહડ (વાગ્ભટ), સોનાક, આનાક, હેમચદ્ર, આમ્રભટ, ઉદયચદ્ર, વૃહસ્પતિ ગડ, વામરાશિ, રામચદ્ર, વસ્તુપાલ તેજપાલ, નદ, શિલાદિત્ય, રક,

---

* આ પુસ્તક અપૂર્ણ સ્થિતિમા મળવાથી કર્તાનુ નામ જાણી શકાતુ નથી

× પ્રબન્ધચિન્તામણિનો ઘણો ભાગ ગદ્યમા જ છે પરતુ વચ્ચે વચ્ચે પ્રસગવશાત્ કઇક કઇક પદ્ય પણ છે

મલ્લવાદી, ગોવર્દ્ધન, લક્ષ્મણસેન, ઉમાપતિ ધર, જગદેવ પરમાર, પૃથ્વીરાજ, વરાહમિહિર, નાગાર્જુન, ભર્તૃહરિ, વાગ્ભટ વૈદ્ય આદિના પ્રબંધો છે મેરૂતુંગે ઘણેભાગે સાંભળેલી વાતો લખી છે, તેથી કેટલીક જગાએ તેનુ લખવુ સ્વીકારવા યોગ્ય નથી ગુજરાતના ચાવડા રાજાઓનો જે રાજ્યકાળ એણે તે પુસ્તકમા આપ્યો હતો તે પછીથી એને પણ અશુદ્ધ જણાયો હતો, જે કેટલાક વખત પછી, જ્યારે એણે 'વિચારશ્રેણી 'નામે બીજુ એક ન્હાનુ પુસ્તક લખ્યુ હતુ, ત્યારે તે સુધાર્યો હતો એમા કેટલીક જગાએ, આધુનિક શોધ અનુસાર, નવીન ટિપ્પણ થવાની જરૂર છે મુબાઇમા આ પુસ્તક છપાઈ ગયુ છે

( ૧૩ ) ચતુર્વિંશતિ પ્રબંધ ( પ્રબંધ કોશ )—ઈ સ ૧૩૪૦ મા રાજશેખર સૂરીએ આ ગદ્ય ગ્રન્થ દિલ્હીમા લખ્યો હતો એમા ભદ્રબાહુ, આર્ય નંદિન, જીવદેવ સૂરી, ખપૂટાચાર્ય પાદલિપ્તાચાર્ય, વૃદ્ધવાદી અને સિદ્ધસેન, મલ્લવાદી, હરિભદ્ર, બપ્પ ભટ્ટિ, હેમસૂરી ( હેમચંદ્ર ), હર્ષ કવિ હરિહર કવિ, અમર કવિ, મદન કીર્તિ સાતવાહન, વંકચૂલ, વિક્રમાદિત્ય, નાગાર્જુન, વત્સરાજ ( ઉદયન ), લક્ષ્મણસેન, મદન વર્મા, રત્ન શ્રાવક, આભડ અને વસ્તુપાલ-એમ ચોવીસ પ્રબંધો છે રાજશેખરે પણ મેરૂતુંગની માફક ઘણીખરી સાંભળેલી વાતો જ લખી છે, છતા પણ તેમા કંઇક કંઇક ઐતિહાસિક હકીકત મળી આવે છે આ પુસ્તક હજી સુધી છપાયુ નથી

( ૧૪ ) કુમારપાલચરિત —આ ગદ્ય ગ્રંથ ઇ સ ૧૪૩૫ મા જિન મંડનોપાધ્યાયે રચ્યો હતો એમા બત્રીસ રાજવંશોની નામાવલિ ( જેવી તેને મળી શકી છે તેવી ) વનરાજથી સામતસિંહ સુધીના ગુજરાતના ચાવડા રાજાઓની વંશાવલિ અને મૂળરાજથી કુમારપાલ સુધીના ગુજરાતના સોલંકીઓનો ઇતિહાસ છે એમા કુમારપાલનો વૃત્તાન્ત ઘણા વિસ્તારથી લખ્યો છે, જે અતિશયોક્તિ તથા ધર્મ સબંધી ખાસ આગ્રહથી ભરપૂર છે આ પુસ્તક પણ હજી છપાયુ નથી

( ૧૫ ) કુમારપાલચરિત —જયસિંહ સૂરીએ ઇ સ ૧૩૬૫ મા આ કાવ્ય લખ્યુ હતું એમા મૂળરાજથી કુમારપાલ સુધીનો વૃત્તાન્ત છે હજી સુધી એ પુસ્તક છપાયુ નથી

( ૧૬ ) કુમારપાલચરિત —આ કાવ્યના રચયિતા રત્નસેન સૂરિના શિષ્ય ચારિત્ર સુન્દર ગણિ છે આમા મૂળરાજથી લઇને કુમારપાલ સુધીના સોલંકીઓનો ઇતિહાસ છે એ રચાયાનો સમય જણાયો નથી પરંતુ ઇ સ ની ૧૪ મી શતાબ્દીની લગભગમા તે રચાયાનુ અનુમાન થઈ શકે છે હજી સુધી આ પુસ્તક છપાયુ નથી

( ૧૭ ) વસ્તુપાલચરિત —આ કાવ્ય ઇ સ ૧૪૪૦ મા જિનહર્ષ ગણિએ રચ્યુ હતુ એમા મૂળરાજથી ભીમદેવ ( ૨ જા ) સુધીનો તથા અર્ણોરાજથી વીરધવલ સુધીનો સોલંકીઓનો ઇતિહાસ અને મંત્રી વસ્તુપાલની વિસ્તૃત હકીકત છે આ કાવ્ય હજુ છપાયુ નથી

( ૧૮ ) હમ્મીરમહાકાવ્ય —આ કાવ્યમા ચાહમાનથી લઇને પ્રસિદ્ધ હમ્મીર ( રણથંભોરના રાજા ) સુધીના ચોહાણોની વંશાવલિ તથા કેટલીક ઐતિહાસિક હકીકત છે.

આ કાવ્ય ચોહાણોના ઇતિહાસને માટે "પૃથ્વીરાજવિજય" જેવુ ઉપયોગી તો નથી, છતા ઘણાક નામો એમા સિદ્ધ આપેલા છે અને કેટલીક હકીકત પણ સાચી છે ગ્વાલીયરના તુવરવંશી રાજા વીરમના દરબારમા જૈનકવિ નયનચંદ્ર સૂરિએ ઇ સ ની ૧૫ મી શતાબ્દીના પ્રારમ્ભની લગભગમા તે રચ્યુ હતુ મુબાઇમા આ પુસ્તક પ્રસિદ્ધ થયુ છે

( ૧૯ ) **બલ્લાલચરિત** —આ કાવ્યમા બંગાળના સેનવંશી રાજાઓની ઉત્પત્તિ, હેમન્ત સેનથી બલ્લાલ સેન સુધીની વંશાવલિ તથા બલ્લાલ સેનનો વૃત્તાન્ત છે આ પુસ્તક બલ્લાલ સેનના આશ્રિત અનન્તભટ્ટના વંશજ આનંદભટ્ટે નવદ્વીપ(નદીયા)ના રાજા બુદ્ધિમતના સમયમા ઈ સ ૧૫૧૧ મા રચ્યુ હતુ એણે સાંભળેલી વાતોને આધારે નહિ પણ, સિદ્ધ-ગિરિરચિત "વ્યાસ પુરાણ," શરણ રચિત "બલ્લાલ ચરિત" તથા કાલિદાસ નંદીની "જય-મંગલ ગાથા"* ને આધારે, આ કાવ્ય રચ્યુ હતુ આ પુસ્તક, બંગાળની એશિઆટિકની શાખા તરફથી "બિબ્લિઓથિકા ઇંડિકા" નામની સીરીઝમા છપાઈ ગયુ છે

( ૨૦ ) **મંડલિક-કાવ્ય** —આમા ગિરનારના ચૂડાસમા (યાદવ) રાજા મંડલિકનું ચરિત તથા તેના પૂર્વ પુરુષોમાથી ખેંગાર, જયસિંહ મોકલસિંહ, મેલિગ મહીપાલ વિગેરેનો કંઈક કંઈક વૃત્તાન્ત છે ઈ સ ની ૧૫ મી શતાબ્દીના અંતની લગભગમા ગંગાધર કવિએ તે રચ્યુ હતુ હજી સુધી એ છપાયુ નથી

( ૩ ) **પ્રસંગોપાત્ત હકીકત** —જુદા જુદા વિષયોના કેટલાએક પ્રાચીન પુસ્તકોમા કઈક કઈક પ્રસંગવશાત્ અને કેટલીક જગાએ ઉદાહરણ નિમિત્ત કંઇક કંઇક ઐતિહાસિક હકીકત મળી આવે છે કેટલાક નાટકો, કેટલીક ઐતિહાસિક ઘટનાના આધારે રચાયેલા મળે છે અને કેટલાક કાવ્યો કથા આદિના પુસ્તકોમાથી ઐતિહાસિક પુરુષોના નામ તથા તેમની કંઈક હકીકત પણ મળી આવે છે એવા સાધનોમાથી મળી શકતી ઐતિહાસિક ઘટનાઓની વિસ્તૃત માહિતી આ ન્હાના સરખા લેખમા આપી શકાય નહિ છતા, તેમાથી કેવી કેવી ઉપયોગી વાતોનો પત્તો મળી આવે છે, એ બતાવવાને માટે થોડાએક ઉદાહરણો નીચે આપવામા આવે છે

મૌર્યો દ્વારા, પૈસાની લાલચને લઈને, પ્રતિમા બનાવવાની અને સાકેત (અયોધ્યા) તથા મધ્યમિકા× પર યવનો(ગ્રીક)ના આક્રમણ કરવાની ખબર આપણને પતંજલિના "મહા-ભાષ્ય"માથી મળી આવે છે તેવી જ રીતે, કુંતલ દેશના રાજા શાતકર્ણિ શાતવાહનના હાથથી ક્રીડા કરતા ત્હેની રાણી મલયવતીનુ મૃત્યુ થયુ, એવુ વાત્સાયનના "કામસૂત્ર"મા લખેલુ

* આ ત્રણે પુસ્તકો બલ્લાલ સેનના વખતમા રચાયા હતા

× માધ્યમિકા નગરી ચિતોડના જિલ્લાથી લગભગ ૮ માઇલ ઉત્તરે છે બાક્ટ્રિયન ગ્રીક રાજાઓમાથી મિનેન્ડરનુ સૌરાષ્ટ્ર, રજપુતાના આદિ દેશોનુ જીતવુ ત્યાથી મળી આવતા ઘણાએક સિક્કાઓ ઉપરથી અનુમાન કરી શકાય છે એટલે આ મધ્યમિકાપર આક્રમણ કરનારો, ગ્રીક રાજા મિનેન્ડર જ હોવો સંભવે છે.

૯ ૯ ફ્રેવ



વસન્તના લતામંડપમાં.

ચિત્રકાર-શ્રી ગોટિંગ ]
સમાલોચક, જુલાઇ ૧૯૧૭ ]

[ —કૉપીરાઇટ.

મળે છે "મૃચ્છકટિક" નાટકમા, ત્હેના કર્તા શૂદ્રક રાજાનુ સો વર્ષની ઉમ્મરે આગમા બેસીને, બળી મરવાનુ બતાવ્યુ છે "કથા સરિત સાગર"મા બગાળના સેનવંશી રાજા બલ્લાલસેન, પોતાની રાણી સહિત ગગા-યમુનાના સગમમા ડૂબીને વૃદ્ધાવસ્થામા મરણ પામ્યા, એવુ લખેલુ મળી આવે છે "લેખ પચાશિકા"ના કર્તાએ પોતાના પુસ્તકમા એના સધિપત્રની પૂરી નકલ આપી છે આ પુસ્તક વિ સ ૧૨૮૮ (ઈ સ ૧૨૩૨) મા દક્ષિણના યાદવ રાજા સિંઘણ (સિંઘણ) અને ધોળકાના વાઘેલા (સોલકી) રાણા લાવણ્યપ્રસાદ (લવણપ્રસાદ) ની વચ્ચેના યુદ્ધની પછી લખવામાં આવ્યુ હતુ "પિંગલ-સૂત્રવૃત્તિ"મા હલાયુધ પડિતે માળવાના રાજા મુંજની પ્રશસા લખી છે પરમાર રાજા અર્જુનવર્માએ "અમરૂશતક"ની ટીકામા જગદેવ પરમારને પોતાનો પૂર્વપુરૂષ કહીને ત્હેની પ્રશસાનુ પદ્ય ઉદ્ધૃત કર્યું છે જિન પ્રભ-સૂરિ રચિત "તીર્થ કલ્પ"ના સત્યપુર (સાચોર મારવાડમા) કલ્પમાથી, વિ સ ૧૩૫૬ (ઇ સ ૧૩૦૦) મા અલાઉદ્દીન ખિલજીના ન્હાનાભાઈ ઉલગખાએ મેવાડ ઉપર ચ્હડાઈ લઈ ગયાનુ, તથા ચિત્તોડના સ્વામી સમરસિંહ રાવળે તે દેશ બચાવ્યાનુ વગેરેનો વૃત્તાન્ત મળી આવે છે "પ્રાકૃત પિંગલસૂત્ર"ની ટીકામા લક્ષ્મીનાથ ભટ્ટે, હમ્મીર ચોહાણ, કર્ણ આદિ રાજાઓની પ્રશસાના શ્લોકો ઉદાહરણ તરીકે ટાક્યા છે "અશોક અવદાન" નામના પુસ્તકમા શિશુનાગ વશના રાજાઓની નામાવલિ અને હેમચદ્ર (હેમાચાર્ય) રચિત "ત્રિષષ્ટિ પુરૂષ શલાકા ચરિત"ના પરિશિષ્ટ પર્વમા શિશુનાગ તથા મૌર્ય વશના રાજાઓનો વૃત્તાન્ત આપ્યો છે મેરૂતુગ રચિત "વિચારશ્રેણિ" મા ગુજરાતના ચાવડા તથા સોલકીઓની પૂરી વશાવલિ પ્રત્યેક રાજાનો રાજત્વકાલ તથા તે ઉપરાત કેટલીક ઐતિહાસિક ઘટનાઓનો ઉલ્લેખ કર્યો છે ધર્મસાગરે "પ્રવચનપરીક્ષા"મા ગુજરાતના ચાવડા તથા સોલકીઓની પૂરી વશાવલિ તથા રાજ્ય સમય આપ્યો છે મહાકવિ કાલિદાસના "માલવિકાગ્નિમિત્ર" નાટકમા, શુગવશના સસ્થાપક રાજા પુષ્યમિત્રના સમયમા ત્હેના પુત્ર અગ્નિમિત્રનુ વિદિશા (ભેલસા) મા શાસન કરવુ વિદર્ભ (બિરાર) દેશના રાજ્યને માટે યજ્ઞસેન અને માધવસેનની વચ્ચે વિરોધ ચાલવો, માધવસેનનુ વિદિશા જવા માટે નાસવુ તથા યજ્ઞસેનના સેનાપતિ દ્વારા પકડાવુ, માધવસેનને છોડાવવામા અગ્નિમિત્રનુ યજ્ઞસેન સાથે લડવુ તથા વિદર્ભના બે વિભાગ કરીને એક ત્હેને અને બીજો માધવસેનને આપવો, પુષ્યમિત્રના અશ્વમેધયજ્ઞના ઘોડાનુ સિંધુ (સિંધુ-રજપુતાનામા) નદીના દક્ષિણ તરફના તટ પર યવનો દ્વારા પકડાઈ જવુ વસુમિત્રનુ યવનો સાથે લડીને ઘોડાને છોડાવી લાવવુ, અને પુષ્યમિત્રના અશ્વમેધ યજ્ઞનુ પૂર્ણ થવુ વગેરે વૃત્તાન્ત મળે છે અજમેરના ચોહાણ રાજા વિગ્રહરાજ (વીસળદેવ) ના રાજકવિ સોમેશ્વરે રચિત "લલિત વિગ્રહરાજ" નાટકમા વીસળદેવ અને મુસલમાનો વચ્ચેની લ્હડાઈની હકીકત છે માળવાના પરમાર રાજા અર્જુનવર્માના રાજગુરૂ મદનની બનાવેલી "પારિજાત મજરી" નાટિકામા અર્જુનવર્મા અને ગુજરાતના સોલકી રાજા જયસિંહ (જેણે ભીમદેવ ૨ જાનુ રાજ્ય ખુચવી લીધુ હતુ) ની વચ્ચે પર્વ પર્વત (પાવાગઢ) ની પાસે લ્હડાઈ થવાનો તથા તેમા હારીને

જયસિંહના નાસવાનો ઉલ્લેખ છે કૃષ્ણમિશ્રના "પ્રબોધ ચન્દ્રોદય" નાટક ઉપરથી હકીકત મળી આવી છે કે, ચેદી દેશના હૈય ( કલચુરિ ) વંશી રાજા કર્ણે, કલિંજરના ચંદેલ રાજા કીર્તિવર્માનું રાજ્ય ખુંચી લીધુ હતુ પરતુ, ત્હેના ( કીર્તિવર્માના ) બ્રાહ્મણ સેનાપતિ ગોપાલે કર્ણને હરાવીને ત્હેને ફરી રાજસિંહાસન ઉપર બેસાડ્યો હતો ગુણાઢ્યની "બૃહત્ કથા" ( પૈશાચી ભાષામા ) ના સંસ્કૃત અનુવાદ "કથા સરિત્ સાગર"મા વરરુચિ, વ્યાડી, પાણિની, નંદ, શકટાલ, ચાણાક્ય, શાતવાહન, વત્સરાજ, ચંડ મહાસેન, વિક્રમાદિત્ય આદિની કથાઓ છે અને શિવસિંહ દેવના આશ્રિત વિદ્યાપતિ પંડિતે રચિત "પુરુષ પરીક્ષા" મા મિથિલાના કર્ણાટવંશી રાજા નાન્યદેવના પુત્ર મલ્લદેવ, ગૌડના રાજા લક્ષ્મણસેન, વારાનગરીના રાજા ભોજ, અને કાશીના રાજા જયચંદ આદિનો કંઈક વૃત્તાંત મળી આવે છે

આવી જાતના સાધનો ઉપરથી, ઐતિહાસિક વટાઓનો સંગ્રહ કરવાનો આધાર, ઇતિહાસલેખકની બહુશ્રુતતા ઉપર જ રહ્યો છે

( ગ ) **પુસ્તકોનો પ્રારંભ અને અંત** — ઇ સ ની પાચમી શતાબ્દી પછીના ગ્રંથકારોમાથી કોઈ કોઇએ ખાસ કરીને, પોતાના પુસ્તકના પ્રારભમા અથવા અન્તમા પોતાની અથવા પોતાના આશ્રયદાતા રાજાની કંઈક કંઈક હકીકત આપી છે કોઇએ પોતાનુ પુસ્તક રચ્યાનો સંવત તથા તે સમયે રાજ્ય કરનાર રાજાનુ નામ અને કોઇએ પોતાના આશ્રયદાતાના વંશનુ ખાસ વર્ણન લખ્યુ છે આ પ્રમાણે પ્રાચીન કાલમા કેટલાક વિદ્વાન્ નકલ કરનારાઓએ, કેટલાક પુસ્તકોની છેવટમા, નકલ કરવાનો સંવત અને તે સમયના રાજાઓના નામ પણ આપ્યા છે આવી જાતના સાધનોમાથી પણ ઇતિહાસના કામમા કેટલીક મદદ મળે છે, જેમાના થોડા ઉદાહરણ નીચે પ્રમાણે છે

જલ્હણ પંડિતે પોતાની "સુક્તિ મુક્તાવલિ" ના પ્રારભમા, પોતાના પૂર્વજોના વૃત્તાંતમા, દેવગિરિ ( દૌલતાબાદ ) ના કેટલાએક યાદવ રાજાઓની હકીકત આપી છે પ્રસિદ્ધ હેમાદ્રિ પંડિતે ( જે દેવગિરિના યાદવ રાજા મહાદેવનો મંત્રી હતો તેણે ) પોતાના "ચતુર્વર્ગ ચિંતામણિ"ના વૃત્તખંડની છેવટની રાજપ્રશસ્તિમા પુરાણપ્રસિદ્ધ કેટલાક યદુવંશી રાજાઓની નામાવલિ સિવાય, દક્ષિણમા યાદવોનુ રાજ્ય સ્થાપનાર રાજા દૃઢપ્રહારથી લઇને મહાદેવ સુધીની પુરે પૂરી વંશાવલિ તથા કેટલાએક રાજાઓની કંઈક કંઈક હકીકત પણ આપી છે ગુજરાતના સોલંકીઓના પુરોહિત સોમેશ્વરે, પોતાના રચેલા "સુરથોત્સવ" કાવ્યના ૧૫ મા સર્ગમા, પોતાના પૂર્વજોના વર્ણનપ્રસંગે, ગુજરાતના સોલંકીઓનો કંઈક કંઈક વૃત્તાંત આપ્યો છે ધનપાલ પંડિતે "તિલક મંજરી" ના આરભમા પરમારોની ઉત્પત્તિ તથા વૈરિસિંહથી ભોજ સુધીની વંશાવલિ આપી છે બ્રહ્મગુપ્તે શક સ ૫૫૦ ( વિ સ ૬૮૫ ઇ સ ૬૨૮ ) મા ભિનમાળમા ( જે જોધપૂર રાજ્યમા છે ) "બ્રહ્મસ્ફુટ સિદ્ધાંત" રચ્યો હતો, તે સમયે ત્યાનો રાજા ચાપ ( ચાવડા ) વંશી વ્યાઘ્રમુખ હતો, એવુ તેના લેખ

ઉપરથી જોઈ શકાય છે ઇ સ ના આઠમા સૈકાના ઉત્તરાર્દ્ધમા, પ્રસિદ્ધ માઘ કવિએ (જે ભિન્નમાળ નગરનો રહેવાસી હતો તેણે) "શિશુપાલ વધ" કાવ્ય રચ્યુ હતુ એમા, તે પોતાના દાદા સુપ્રભદેવને, ત્યાંના રાજા વર્મલાતનો સર્વાધિકારી બતાવે છે જિનેશ્વરે શક સવત ૭૦૫ (વિ સ ૮૪૦ ઇ૦ સ૦ ૭૮૩) મા 'જૈન હરિવંશ પુરાણ' લખ્યુ તે વખતે ઉત્તરમા ઇન્દ્રાયુધ, દક્ષિણમા વલ્લભ પૂર્વમા વત્સરાજ અને પશ્ચિમમા વૈદાર (જય વરાહ) રાજ્ય કરતો હતો એવુ એ પુસ્તક ઉપરથી જાણી શકાય છે અમિતગતિએ વિ સ ૧૦૫૦ (ઇ૦ સ૦ ૯૯૩) મા "સુભાષિત રત્નસંદોહ" નામનુ પુસ્તક રચ્યુ તે સમયે માળવાનો રાજા મુંજ પરમાર હતો વજ્જટના પુત્ર ઉવટે ઉજ્જનમા રહીને યજુર્વેદ (શુ ય) ઉપર ભાષ્ય લખ્યુ તે વખતે ત્યાંનો રાજા ભોજ પરમાર હતો

—અપૂર્ણ

---

# ચિત્ર અને ચિત્રકાર.

લેખક —રા. કનૈયાલાલ આત્મારામ પટેલ.

ચિત્ર શી વસ્તુ છે તે સમજવુ અને બીજાને તે સમજાવવુ એ ઘણુ જ કઠણ કામ છે આ વિદ્યાને યથાર્થ સમજાવનાર હિંદમા કોઈ ભાગ્યે જ થયો હશે, અને દુનિયામા પણ કોઈ ભાગ્યે જ થયો હોય એમ અમારૂં કંઈક માનવુ છે ખરી હકીકત તો એ છે કે જે પોતે ચિત્રકાર છે તે જ પોતે ચિત્રવિદ્યાના રહસ્યો જાણી શકે છે માતાના સ્નેહનુ યથાર્થ વર્ણન તેનો અનુભવ કરનાર બાળક સિવાય અન્ય કોઈ કરી શકતુ નથી તેવી જ રીતે ચિત્રવિદ્યાનુ રહસ્ય પણ લેખથી કે સાંભળવાથી પ્રકટ થઈ શકતુ નથી અર્વાચીન કાળમા આ વિષયમા મોટી મોટી વાતો કરી શકાય છે, અને ખરેખર તેમજ થાય છે, એમ આપણે સર્વ જોઈએ છીએ

જે આલેખનથી પ્રેક્ષકનુ મન રંજન પામે તેને સામાન્યત ચિત્ર કહે છે પ્રત્યેક ચિત્રમા મુખ્યત્વે કરીને ત્રણ ગુણ હોય છે —

(૧) મનોરંજકતા (૨) આકર્ષણશક્તિ અને (૩) પ્રભાવોત્પાદકતા (શોભા આપે તેવુ)

ચિત્રમા મનોરંજકતા લાવવા માટે કેટલીક બાબતો ઉપર ધ્યાન આપવાની કેટલીક ખાસ આવશ્યકતા હોય છે ચિત્રકારે સૌથી પહેલા તો ચિત્રના ભાવને પોતાના હૃદયમા લાવવો જોઇએ છીએ મતલબ કે કોઈ પણ ચિત્ર આલેખવા પહેલા ચિત્રકારે પોતાને જે ચિત્ર આલેખવાનુ હોય તેના ભાવને પોતાના હૃદયમા ખસુસ કરીને લાવવો જોઇએ પોતે કયો ભાવ આલેખવા માગે છે તે તેણે પોતાના હૃદયમા સપૂર્ણ રીતે ચોક્કસ કરી રાખવો જોઇએ

ત્યારબાદ ચિત્ર આલેખવાની તેણે શરૂઆત કરવી જ્યા સુધી આલેખવા ધારેલ ચિત્રનો ભાવ પરિપૂર્ણ રીતે ચિત્રકારના હૃદયમા બરાબર ઉતરેલો હોતો નથી ત્યા સુધી પ્રેક્ષકોના હૃદય ઉપર તે ધારેલી છાપ પાડે નહિ, એ પણ એટલુ જ સ્પષ્ટ છે કારણ તે ચિત્ર પ્રેક્ષકને આનદ આપી શકતુ નથી એટલે તે તેમના મનને અસર કરી શકતુ નથી ધારો કે આપણે કોઈ બાગનુ ચિત્ર આલેખવુ છે બગીચામા કઈ કઈ વસ્તુઓ છે, ત્યા જનાથી હૃદય ઉપર કેવા કેવા પ્રકારના જૂદી જૂદી જાતના અનેક ભાવ ઉત્પન્ન થાય છે, અને મનપર બગીચાના દેખાવથી શી શી જૂદી જૂદી અસર થાય છે તે સૌ બાબતો ચિત્રકારે ધ્યાનમા રાખવી પડે છે દરેક છોડ, ઝાડ, વેલ, પક્ષી, ફળ, ફૂલ વગેરે બરોબર રીતે આલેખાવા જોઇએ, અને ખસુસ કરીને બતાવેલ આકાર અને જાતમા એટલી બધી સ્પષ્ટતા આણુવી જોઇએ કે, જોનાર તરત જ જાણી જાય છે, કે આ અમુક જ ઝાડ, અમુક જ છોડ અને અમુક જ વેલ છે ચિત્ર જોતા જ દર્શકને પ્રત્યક્ષ બગીચાના દેખાવનો અનુભવ થવો જોઇએ ચિત્ર જોતા જ પ્રેક્ષક તલ્લીન થઈ જાય, પોતે પોતાને ભૂલી જાય, અને એ ચિત્રદર્શનમા જ તાદાત્મ્ય થાય ત્યારે કહી શકાય કે મન પ્રસન્ન થયુ છે જે ચિત્ર જોઇને આ પ્રમાણે મન પ્રસન્ન ન થાય તે આલેખ્યુ ન આલેખ્યુ સરખુ જ છે

ચિત્ર આલેખતી વખતે સમય અને ભાવ ઉપર લક્ષ આપવાની ખાસ આવશ્યકતા છે હિંદુના ચિત્રમા પ્રત્યેક ઠેકાણે હિંદુપણુ જ આલેખાવુ જોઇએ ફકીર, માહાત્મા, અંગ્રેજી, મારવાડી, મુસલમાન વગેરેના ચિત્રોમા તેમના જ ભાવ દેખાવા જોઇએ હિંદુઓમા પણ બ્રાહ્મણના ચિત્રમા બ્રાહ્મણનો, તેમ જ ફકીરના ચિત્રમા ફકીરનો બોધ થવો જોઈએ અને તેમા તેજ દેખાવુ જોઇએ

કોઈ દેવી અથવા દેવતાનુ ચિત્ર આલેખ્યુ હોય તો તેમા દેવપણાનો ભાવ થવો જોઇએ જો રામચન્દ્ર, બુદ્ધદેવ, શકરાચાર્ય વિગેરેના ચિત્રોમા એ ત્રણેના ભાવમા જુદો જુદો દેખાવ ન હોય તો એવા ચિત્રોથી શો લાભ? એના ચિત્રોમા અર્થ નથી

ચિત્રમા સમયનો ભાન પણ લાવવાની બહુ જ આવશ્યકતા છે કોઈ વ્યક્તિ કે ઇમારત જે સમયની સાથે સબન્ધ રાખતી હોય તે જ વખતની રીતી (રૂઢિ) પ્રમાણે તે ચિત્રમા આલેખાવી જોઇએ અર્થાત્ પ્રત્યેક ચિત્ર સમયદર્શક હોવુ જ જોઇએ જેવી ચાલચલણ રગઢગ, પહેરવેશ, ઘરેણા, વાસણ વગેરે જે સમયમા હોય તે સમયના ચિત્રમા તેઓનુ સ્પષ્ટ રીતે દર્શન થવુ જોઇએ, એટલે કે ચિત્ર જોનારને એમ અટકળ થવી જોઇએ કે આ ચિત્ર અમુક સમયનુ છે, અને તે અમુક સમયનો જ આ ચિત્ર તાદૃશ ખ્યાલ આપે છે

આકર્ષકપણુ હોવાથી ચિત્ર તરફ લોકનુ ધ્યાન ખેંચાય છે અને પ્રભાવોત્પાદકતાથી (શોભાયમાનપણાથી) તેમના મન પર જોઇએ તેવી અસર થાય છે ચિત્રકળામા આ ત્રણ ગુણ મુખ્ય છે તેમાથી એક પણ ગુણ ન હોય તો તે ચિત્ર નિષ્ફળ સમજવુ જોઈએ કારણ, ચિત્રોથી જે ફળ મળવુ જોઇએ તે તેનાથી મળતુ નથી

ચિત્રકારે શાસ્ત્રીય પદ્ધતિથી ચિત્રકામ (*Drawing*) બરોબર શીખવુ બહુ આવશ્યક છે શરીરશાસ્ત્ર અને અવયવોનુ જ્ઞાન જાણવાની ખસુસ કરીને જરૂર છે અને તે જાણવાથી જ બરોબર ચિત્ર આલેખી શકાય છે અને જ્યારે બરોબર હસ્તાલેખન આવડી જાય ત્યારે જ ચિત્રરચના શીખવી જોઈએ જ્યારે હસ્તાલેખન (*Free-hand*) શાસ્ત્રીય રીતે આવડી જાય ત્યારે જ જુદા જુદા પ્રકારના દશ્યો ઉપરથી ચિત્ર આલેખવાની શરૂઆત કરવી જોઈએ શાસ્ત્રીય તાલીમથી જ અવયવોના તથા દશ્યોના પ્રમાણ વિગેરે બરોબર આલેખાય છે અને તેથી જ ચિત્રમા સુન્દરતા આગળ પડતી જણાય છે

ચિત્ર આલેખ્યા બાદ તેના ઉપર રગ પૂરવાથી સ્પષ્ટતા જણાય છે અને તેથી ચિત્રનો ભાવ વિશેષ ખૂલતો થાય છે મતલબ કે રગીન કર્યા બાદ જ ભાવ ખૂલતેખૂલતો જણાય છે ચિત્રમા ભાવ ખીલાવવો એ ચિત્રમા જીવઆત્મા મૂકવા જેવુ છે આ ઉપરાત ચિત્રકાર ચિત્ર શુદ્ધિનો પણ અભ્યાસ કરવો જોઈએ ચિત્રવિદ્યાની ચોપડી વાચવાથી ચિત્રવિદ્યાનુ વ્યાકરણ આવડી જતુ નથી તેથી ચિત્રવિદ્યાના વ્યાકરણનો યથાર્થ અભ્યાસ થવાની જરૂર રહે છે એટલે કે ચિત્રાલેખનમા શુદ્ધિ અશુદ્ધિ નિશ્ચિત કરવાને માટે એ વિદ્યાના ખાસ રહસ્યો, અભ્યાસ મનન તથા અનુભવ સિદ્ધ કરી લેવાના જોઈએ જ ચિત્રકારની ગ્રાહકબુદ્ધિની શુદ્ધતાની સાથે તેનો ગાઢ સબધ છે ચિત્રકારની ગ્રાહકબુદ્ધિ જેટલી શુદ્ધ અને વિવેકશીલ હશે, તેટલી જ શુદ્ધતા, સુન્દરતા અને મનોહરતા તેના ચિત્રમા આવી શકશે ખરી રીતે તો હૃદય જ ચિત્રો ચિતરે છે, હાથ કે કલમ નથી ચિતરતા, તે તો તેના કેવળ સાધનો છે

વળી ચિત્રકારમા કલ્પનાશક્તિ, રસગ્રાહકતા ભાવુકતા, દૂરદર્શિતા, ચતુરાઈ, વિચાર શીલતા દર્શનશક્તિ, ઉત્સાહ, સાહસ, ધૈર્ય, ભક્તિ, બુદ્ધિ સામયિક જ્ઞાન, સ્વદેશાનુરાગ, સરલતા, વગેરે ગુણ પણ હોવા જોઈએ ચિત્રકારને માટે સાધના અને શ્રમની પણ ઘણી આવશ્યકતા છે ઉપર બતાવેલા ગુણ શિવાય કોઈ પણ માણસ ઉત્તમ પ્રકારનો ચિત્રકાર થઈ શકતો નથી

ચિત્રકારે પ્રકૃતિનિરીક્ષણ માટે પ્રમાણમા ઘણો જ પ્રયાસ કરવાની ખાસ જરૂર છે પૂર્વોક્ત સઘળી બાબત ઉપર જે ચિત્રકાર ધ્યાન નથી આપતો તેના ચિત્રો સારા આલેખાયલા હોવા છતા પણ તેઓ મનોરજક હોતા નથી

ચિત્રના અસલીપણા (સ્વાભાવિકપણા) તરફ પ્રત્યેક ચિત્રકારે વિશેષ ધ્યાન આપવાની ખાસ જરૂર છે ચિત્રવિદ્યાની કેટલીક બહારની વાતો તરફ ઓછુ લક્ષ આપવાથી પણ કામ ચાલી શકે છે કોઈ કોઈ વખત ચિત્રનુ અસલીપણુ અને સૌન્દર્ય જાળવવા માટે અને ભાવ તથા રસ કાયમ રાખવા માટે બાજુના આલેખન ઉપર કેટલેક અશે ઘણી થોડી કાળજી રાખવાની જરૂર પડે છે એટલે તેનો અર્થ એમ નથી કે, ચિત્રકાર શાસ્ત્રીય પદ્ધતિથી શરૂઆતનુ ચિત્રકામ ન શીખે તેના જ્ઞાન વિના તો ચિત્રવિદ્યામા શ્રીગણેશ જ થઈ શકતો નથી

જે ચિત્રકારમા પોતાની સ્વાભાવિક કલ્પનાશક્તિ જેટલી વધારે હશે તેટલુ જ વધારે સુન્દર અને મનોહર ચિત્ર તે ચિત્રકાર આલેખી શકશે કલ્પનાશક્તિ અને બુદ્ધિ એ ઈશ્વરદત્ત

વસ્તુ છે અને તે તો નૈસર્ગિક જ હોય છે ચિત્રકાર તે માતાના ગર્ભમાથી જ પ્રાપ્ત કરીને આવે છે કૃત્રિમ ઉપાયોથી તે મળી શકતા નથી એ જ કારણથી જે વસ્તુ કોઈ સાધારણ માણસને સામાન્ય જણાય છે તે જ ચિત્રકારને અસાધારણ અને અપૂર્વ સૌંદર્યસંપન્ન દેખાય છે

આ જ બુદ્ધિના બળથી કરીને તે ચિત્રકાર પોતાના મનના ભાવોને ચિત્ર રૂપે આલેખીને મનુષ્યના હૃદયમા સુખ, દુ ખ, હર્ષ, શોક, આશ્ચર્ય, વગેરે વિવિધ પ્રકારના ભાવોની લેહેરો પેદા કરી શકે છે

ચિત્રકારની જ્ઞાન મેળવવાની તૃષ્ણા મન્દ ન હોવી જોઈએ નાના નાના બાળક પાસેથી પણ તેને કંઈક શિક્ષણ મળે છે જાત અનુભવથી પણ તે ઘણું જ શીખી શકે છે પોતાના જીવનના સુખદુ ખો ઉપરથી પણ કેટલાક ઉપદેશ તે લઈ શકે છે અને તેમને ચિત્ર દ્વારા તે દર્શાવી સમાજનુ કલ્યાણ પણ કરી શકે છે

અટપટા ભાવ ( જલદી નહિ સમજી શકાય તેવા ) અને સબંધ વિનાની લીટીઓ આલેખીને ચિત્ર કાઢનારા પ્રતિષ્ટાને પાત્ર થઈ શકતા નથી તેટના માટે જ ચિત્રકાર જે ચિત્ર આલેખે તે તેણે બહુ જ સમજીને અને વિચારપૂર્વક આલેખવુ જોઈએ અર્વાચીન કાળમા કેટલાક લોકો દેશી ચિત્રવિદ્યા ( *Indian Style* ) અને કેટલાક લોકો વિદેશી ચિત્રવિદ્યા ( *European Style* ) પસદ કરે છે હવે જે ચિત્રકાર દેશી ચિત્રો આલેખવા ઇચ્છતો હોય તેણે બધી દેશી સામગ્રી રાખવી યોગ્ય છે અને જે વિદેશી ચિત્રો પસદ કરતા હોય તેઓએ વિદેશી સામગ્રી કામમા લેવી જોઈએ ફક્ત સામગ્રી જ દેશી કે વિદેશી રાખવાથી કામ ચાલતુ નથી તેનુ હૃદય પણ દેશી કે વિદેશી, જેવી પસદગી હોય તેવુ થવુ જોઈએ મતલબ કે જેને જે પદ્ધતિ પસદ હોય તેને તે પદ્ધતિની તેવા પ્રકારની શાસ્ત્રીય તાલીમ લેવાની આવશ્યકતા છે દેશી રીત પ્રમાણેનો હૃદયભાવ અને પરદેશી રીતભાતનો દેખાવ તેમ જ પરદેશી રીતભાતનો હૃદયભાવ અને દેશી રીતભાતનો દેખાવ આલેખ્યાથી એવી દશા થશે કે ધોતીયુ પહેરીને માથા ઉપર સાહેબ લોકની ટોપી મૂકનારનો જેવો કઢગો દેખાવ લાગે છે, તેવો જ દેખાવ આ બન્ને મિશ્ર ચિત્ર આલેખ્યાથી જણાશે દેશી ચિત્ર કળાવાળાઓને મ્હારે વિશેષમા જણાવવાની જરૂર છે કે તેમણે વાકીચુકી અટપટી અને સબધી વિનાની લીટીઓ દોરવાની નથી, પરતુ ચિત્રવિદ્યાની શુદ્ધતાને સાથે સાથે શુદ્ધ દેશી ભાવો પણ આબેહુબ તેમણે દેખાડવા જોઈએ સાચો ચિત્રકાર તે જ છે કે જે પોતાના હૃદયનો ભાવ ચિત્ર આલેખી કાગળ ઉપર એવી રીતે પ્રકટ કરે કે જે જોવાથી હૃદય અલૌકિક આનદનો અનુભવ કરવા માંડે, વળી જે ચિત્રકાર છે તે વાકી ચુકી લીટીઓ દડે પણ એવી અપૂર્વ ને અલૌકિક ખુબીઓ દાખવે છે કે તેથી મનુષ્યનુ હૃદય પ્રસન્ન અને આશ્ચર્યચકિત થઈ ગયા વિના રહેતુ નથી

ચિત્રકાર ખુશામતીઓ ન હોવો જોઈએ કારણ કે તે એને માટે એક મોટો અવગુણ છે કેટલાક ચિત્રકારો આબરૂ અને દ્રવ્ય મેળવવાના લોભથી રાજા મહારાજાઓના તથા શેઠ શાહુકારોના ચિત્રો તેમની ઇચ્છા મુજબ આલેખે છે આવા ચિત્રોમા પ્રભાવોત્પાદકતાનો ભાગ ગૌણ પદે હોય છે કારણ તેમા સામા માણસનુ મનરજન કરવા માટે કૃત્રિમતાનો ભાગ વિશેષ હોય છે આથી ચિત્રકારની સ્વતન્ત્રતાનો લોપ થાય છે અને ચિત્રકળાની ઉન્નતિ

પર તેની ખરાબ અસર થાય છે તે સર્વેની નજર આગળ છે જ નઠારા અથવા ગુણભાવ અને ચમત્કાર વિનાના ચિત્રો જોવાથી ઘણુ જ નુકશાન થાય છે આજકાલ ભારતભૂમિમા મોટા મોટા શહેરોમા ઘણા જ અજાયબ ચિત્રો વારવાર દૃષ્ટિએ પડે છે તેઓ દેખાવમા વિદેશી પરતુ રૂપે દેશી હોય છે જેમ કે એક ( *European actor* અને *actress* ) પાશ્ચાત્ય પ્રદેશના પ્રસિદ્ધ નટ અને નટીના હસતા ચિત્રો જે તે દેશના માસિકોમા વારવાર પ્રગટ થાય છે તેમને રગ બેરગી કરી મુકુટ વગેરે ધારણ કરાવી તેમના હાથમા બસરી આપી કેટલાક આભૂષણો પહેરાવી શ્રીકૃષ્ણ તથા રાધિકાના ચિત્રો રૂપે લીથો પ્રેસમા છપાવી બહાર પાડવામા આવે છે, પ્રજા તેને આનદથી ખુશીથી ખરીદે છે* આવા ચિત્રો જનસમાજને કેવળ ખોટે રસ્તે દોરનારા છે આવા દોષવાળા અને ભાવભ્રષ્ટ ચિત્રો શુદ્ધ ચિત્રકળાને કલકિત કરનારા થઈ પડે છે નાની ઉમરના ચિત્રવિદ્યા શીખનારના હૃદય ઉપર તે ખોટી અસર કરે છે, અને તેથી ખરાબ પરિણામ આવે છે આવા વિપરીત ભાવવાળા ચિત્રો જોવાથી જોનારનો ભાવ પણ વિપરીત થઈ જાય છે મતલબ કે એવા ચિત્રો આલેખવાનુ તો દૂર રહ્યું, પરતુ તેમના દર્શનથી પણ દૂર રહેવુ જોઈએ

ચિત્રકારે મગનો વાવ ( લકીરનો ફકીર ) ન થવુ જોઈએ ચિત્રમા નવિનતા લાવવાને તેણે હમેશા પ્રયત્ન કરતા રહેવુ જોઇએ કોઈ પ્રખ્યાત ચિત્રકારે આલેખેલા ચિત્રની અથવા તેની શૈલીને અનુસરી તેમ જ ખ્યાતિ પ્રાપ્ત કરવાની આશા ચિત્રકળાના હિતચિન્તકે ન કરવી જોઇએ, કારણ કે તેથી ચિત્રકળાની ઉનતિ થઈ શકતી નથી કોઇ પણ ચિત્રની આબેહુબ નકલ કરી દેવી કે જેથી લોકો વહેમમા પડે કે આમા અસલ ચિત્ર કયુ છે અને નકલી કયુ છે તે જો કે ચિત્ર કૌશલ્ય દેખાડનાર છે, તથાપિ એવા ચિત્રકારને નવિન ચિત્રોના જન્મદાતા નહિ, પરતુ સારા ચિત્રોના પ્રતિકર્તા ( આબેહુબ નકલીઆ ) અવશ્ય કહી શકાશે

હિન્દુસ્તાનમા કેટલાક પ્રસિદ્ધ ચિત્રકારો પોતાની નવિન પદ્ધતિઓ કાઢે છે, તે ઘણી સારી વાત છે, તેથી તેમની બુદ્ધિની સાક્ષી મળે છે નકલ કરવી એ રીત કોઈ પણ રીતે સારી નથી ચિત્રોમા અસલપણુ તો હોવુ જ જોઈએ

ઉત્તમ અને કળાવાન ચિત્રકાર તે જ છે કે જેના આલેખેલ ચિત્રો પૂર્વોક્ત ત્રણે ગુણવાળા હોય, અને જેને જોઈને ચિત્રકળામા નિપુણ ચિત્રકારો એમ કહી ઉઠશે કે " વાહ, આ કેવુ મનોરજક ચિત્ર આલેખ્યુ છે ! " જેના હૃદયથી અને પીંછીથી આવા અલૌકિક શક્તિવાળા ચિત્ર આલેખાય છે તે જ આ જગતમા ધન્યવાદ મળે છે, એવા જ ચિત્રકારોના ચિત્ર જગતમા જીવતા રહી શકે છે, અને ચિત્રવિદ્યાનુ યથાર્થ રહસ્ય એથી જ ખરૂ સમજી શકાય છે

---

* આવા કૃત્રિમ અને ખોટા ભાવ તથા ગમે તેવા નટ નટીના ચિત્રોને રગ બેરગી બનાવી દેવ તરીકે મનાવવાની જાહેર હિંમત કરનાર કેટલાક નાટકીયા ચિત્રકારો છે અને ભાવભ્રષ્ટ ચિત્રો ઘણા છપાયા છે મ્હારા ધારવા પ્રમાણે આવા ઘણા જ ચિત્રો છે ગુજરાતના રાજા મહારાજાઓ અને શેઠ શાહુકારો તથા શિક્ષિત વર્ગ આ બાબત ઉપર જ્યા સુધી બેદરકાર રહેશે ત્યા સુધી તેમનુ સાહિત્ય કોઇ પણ રીતે સપૂર્ણ લેખાશે નહિ

# જય ! માત ભારતિ !

લેખક—રા અરૂણ.

**ભૈરવી.**

જય ! માત ભારતિ !
જય ! પુણ્યશાલિની !
હસતી, હૂલાવતી,
જય ! જય ભરત ભૂમિ !
જ્યાં સૃષ્ટિસૌન્દર્ય ભર્યું છે, ધર્મ, કર્મ જ્યાં થાય
આદિ મહદ્ ઋષિએ ગજવી, ધુની વેદની જ્યાય
જય ! દિવ્ય તે ભૂમિ !
જય ! ધર્મગામિની !
હસતી, હૂલાવતી
જય ! જય ! ભરત ભૂમિ !
પ્રેમ-શૌર્ય અંકિત તનુજો જેના જગવિખ્યાત,
ઇતિહાસે જેના આલેખ્યા ઉજ્જ્વલ ગુણ અમાપ
જય ! દિવ્ય તે ભૂમિ !
અમ આશ પૂરતી
હસતી, હસાવતી,
જય ! જય ભરત ભૂમિ !
" મારો દેશ, ભૂમિ આ મારી' જાપ સદા એ જ્યાય
ત્રીસ કોટી સન્તાન મુખેથી સ્વપ્ને નહિ ભૂલાય
જય ! દિવ્ય તે ભૂમિ !
જય ! માત ભારતિ !
આશા અમ પૂરતી,
જય ! જય ભરત ભૂમિ
જય ! માત ભારતિ !
જય ! પુણ્યશાલિની !
હસતી, હૂલાવતી,
જય ! જય ભરત ભૂમિ !

---

# વર્તમાન ચર્ચા.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

**૧. લૉર્ડ પેન્ટલૅન્ડનું ભાષણ અને ત્હેનું પરિણામ.**

મદ્રાસની ધારાસભાની ઉટકામંડમાં ભરાયેલી સભા સમક્ષ મદ્રાસના ગવર્નર નામદાર લૉર્ડ પેન્ટલૅન્ડે આપેલા ભાષણ મ્હામે જે સખ્ત પુકાર સમસ્ત દેશમાં થાય છે ત્હેમાં અમ્હે પણ અમ્હારો નમ્ર સુર પૂરીએ છિએ. અમ્હારો એવો મજબૂત મત છે કે લૉર્ડ પેન્ટલૅન્ડે કાઢેલો ઉભરો અપ્રસ્તુત, અનાવશ્યક અને કોઈ પણ રીતે બચાવ ન થઈ શકે એવો છે એટલું જ નહિ પરન્તુ સામ્રાજ્યહિતની તથા હિન્દુસ્તાનના ગૌરવની દૃષ્ટિથી જોતાં અતિશય હાનિકારક અને સંકુચિત ભાવનાનો છે. લૉર્ડ પેન્ટલૅન્ડ એ "નિમક ભલા માણસ" હશે, તેઓ પોતે કહે છે તેમ "નિખાલસ મિત્ર"નો વેશ ભજવવાની એમની પ્રામાણિક ઇચ્છા હશે, ગમે તેમ હોય પણ હિન્દુસ્તાનના લોકમતે એકે અવાજે અને અચૂક રીતે સ્પષ્ટતાથી જતાવી આપવું જોઈએ કે હવે હિન્દુસ્તાનની સાથે રમત થઈ શકે તેમ નથી. "બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતા અંગોની સમાન સ્થાન પ્રાપ્ત કરવું એ હિન્દુસ્તાનનો નિશ્ચિત અને સ્પષ્ટ નિર્ણય છે અને તેથી ન્યૂન પ્રાપ્તિથી હિન્દુસ્તાન સંતોષ પામી શકશે નહિ. જેઓ હિન્દુસ્તાનના આ નિર્ણયથી જુદો મત ધરાવે છે તેઓના મત મ્હામે હિન્દુસ્તાને સખ્ત નાપસંદગી બતાવી જ જોઈએ,—પછી તે જુદો મત ધરાવનાર અંગ્રેજ હોય કે હિન્દી હોય. ગમે તે હોય પ્રામાણિક મતપ્રદર્શનનો સર્વ કોઈને અધિકાર છે, અને તે જ નિયમાનુસાર હિન્દુસ્તાનને પોતાની સખ્ત નાપસંદગી જતાવવાનો ત્હેનાથી જુદો મત ધરાવનારના જેટલો જ અધિકાર છે. અમ્હે એથી આગળ વધીને જણાવીશું કે લૉર્ડ પેન્ટલૅન્ડ જેવા સંકુચિત અધિકારીઓના ઉભરાઓ સ્હામે પોતાની સખ્ત નાપસંદગી બતાવવી એ હિન્દુસ્તાનનો ધર્મ છે, અને એ ધર્મનું હિન્દુસ્તાને અત્યારે જે એકે અવાજે પાલન કર્યું છે તે માટે ત્હેને કેવળ અભિનન્દન જ ઘટે છે.

લૉર્ડ પેન્ટલૅન્ડના પ્રયાસ સ્હામે ત્રણ વાંધા લેવા જેવા છે. પ્રથમ તો લૉર્ડ પેન્ટલૅન્ડનું ભાષણ અપ્રસ્તુત અને અનાવશ્યક હતું. સ્વરાજ્ય વિષે ન્હોતો ધારાસભા આગળ ઠરાવ કે ન્હોતું બિલ, તો પછી પોતાના પરિમિત કાર્યપ્રદેશની બ્હાર જઈને ધારાસભા કરતાં વધારે વિસ્તૃત શ્રોતૃમંડળના લાભ માટે સર્વાંશે અનાવશ્યક ઉપદેશ આપવાનો શ્રમ નામદારે નિરર્થક શા માટે લીધો હશે? કોઈના ઉપર વિનાકારણે દોષારોપ કરવા એ અમ્હારી પદ્ધતિ નથી. પરન્તુ અમ્હે એટલું તો કહ્યા વગર રહી શકતા નથી કે સ્વરાજ્યની સિદ્ધિ માટે જે વેગભરી પ્રવૃત્તિ પ્રધાનપણે મિસિસ બેસન્ટની પ્રેરણાથી શરૂ થઈ છે તે સરકાર બલાત્કારથી વ્યવસ્થાપૂર્વક દાબી દેવા માગે છે એવી જે શંકા અત્યારે ફેલાતી જાય છે ત્હેનું લૉર્ડ પેન્ટલૅન્ડનો ઉભરો સમર્થન કરે છે. જો લોકોની આ શંકા નિરાધાર હોય તો હિન્દી સરકારે તેમ જ પ્રાન્તિક સર

ારીએ 'તે તદ્દન નિરાધાર છે" એમ સ્પષ્ટ રીતે પ્રકટ કરવું જોઇએ જ્યાં સુધી એવું અત્યુ-સ્પષ્ટીકરણ પ્રકટ થયું નથી અને માન લૉર્ડ પેન્ટલૅન્ડનું શોચનીય ભાષણ અને અસ્પષ્ટ પત્રિ-સિદ્ધ જ માત્ર દેશ આગળ છે ત્યાં સુધી તે સ્હામે જે પુકાર સમસ્ત દેશના ખૂણેખૂણામાંથી ચારે પાસથી ઉઠી રહ્યો છે તે અમને સ્થાને અને ધર્મરૂપ લાગે છે લૉર્ડ પેન્ટલૅન્ડને એવી અપ્રિયતા થતી હોય તો તે માટે એઓશ્રીએ પોતાનો જ આભાર માનવાનો છે

બીજો વાંધો એ લેવા જેવો છે કે લૉર્ડ પેન્ટલૅન્ડનું ભાષણ અસ્પષ્ટ અને અતિવ્યાપક છે એટલું જ નહિ, પરન્તુ લોકનાયકોની કાયદેસર પ્રવૃત્તિઓને વિકૃત સ્વરૂપમાં રજુ કરવાનો નિન્દ્ય પ્રયાસ છે,-પંડિત મદન મોહન માલવીયા કહે છે તેમ "તિરસ્કાર કરવા યોગ્ય અસત્ય છે" "બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દી સ્વરાજ્ય" એ કૉંગ્રેસનું અને મૉસ્લેમ લીગનું તથા હોમરૂલ લીગનું સાધ્ય છે આ સાધ્ય ક્રમશઃ રાજ્યતન્ત્રમાં સુધારા કરીને મેળવવાનું છે એવું સ્પષ્ટ શબ્દોમાં આ સર્વે સંસ્થાઓએ જણાવેલું છે "લડાઈ બંધ થાય કે તરત જ હિન્દુસ્તાનને એકદમ સંપૂર્ણ અને જવાબદાર સ્વરાજ્ય આપી દ્યો" એવી માગણી કોઈ જવાબદાર સંસ્થાએ કરી નથી તો પછી પ્રજાના નાયકોની તેમ જ પ્રજાકીય સંસ્થાઓની માગણીઓને વિકૃત સ્વરૂપમાં આલેખી ત્હેમના ઉપર હુમલો કરવાનું શું કારણ? જો નામદાર લૉર્ડ પેન્ટલન્ડ એટલું જ કહેવા માગતા હોય કે "બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતા અંગોની સમાન સ્થાન પ્રાપ્ત કરવા" નો હિન્દી પ્રજાનો ઉદ્દેશ એ વ્યાજબી અને કાયદેસર ઉદ્દેશ છે, અને તે ઉદ્દેશ ચાલુ રાજ્યવહીવટની પદ્ધતિમાં "ક્રમશ ઘટતા" સુધારાવધારાથી સિદ્ધ કરવો જોઇએ તો પછી આટલી બધી ધાંધળ અને ખળભળાટ કરી મૂકવાનું શું કારણ? પ્રજાકીય સંસ્થાઓ પણ એ જ માગે છે પછી તો માત્ર એટલું જ નક્કી કરવાનું રહે છે કે "ક્રમશઃ" એટલે શું? એ શબ્દનો અર્થ અધિકારીઓ કરે એ જ પ્રજાએ સ્વીકારવો એવું કાંઈ છે નહિ, પ્રજા પ્રજાને યોગ્ય લાગતો અર્થ કરવા હકદાર છે કૉંગ્રેસ, મૉસ્લેમ લીગ, હોમ રૂલ લીગ વિગેરે દેશની જવાબદાર રાજકીય સંસ્થાઓની માગણીઓ નિશ્ચિત રૂપમાં પ્રકટ થયેલી છે સવાલ એટલો જ છે કે લડાઈ પછી સરકાર એમાંથી કેટલું આપવા માગે છે એ માગણીઓનો જે જવાબ આપવો હોય તે સરકાર ભલે આપે લૉર્ડ પેન્ટલૅન્ડના જેવા અદ્ધર હુમલાઓ માત્ર દેશમાં અસંતોષની મજબૂત લાગણી ફેલાવવા કરતા વધારે ભાગ્યે જ કરી શકશે

ત્રીજો વાંધો લૉર્ડ પેન્ટલૅન્ડની સરકારે બ્હાર પાડેલા ખુલાસાના કેટલાક ભાગ સ્હામે છે એ ખુલાસો પૂરેપૂરો સ્પષ્ટ નથી, જો કે તેથી નામદાર સાહેબનો પૂર્વપ્રયોગ કાંઈક ઓછો અસ્પષ્ટ બને છે લડાઈ પછી એકદમ સંપૂર્ણ જવાબદાર સ્વરાજ્યની માગણી કરનારને "ધિક્કારી કાઢવા" મદ્રાસની સરકાર લોકોને આજ્ઞા કરે છે અમ્હે કહીએ છિયે કે કોઈ જવાબદાર રાજકીય સંસ્થાએ તેવી માગણી કરી નથી, પરન્તુ ધારો કે કોઈ અધીર ભાવનાશાલીએ તેવી માગણી કરી હોય તો ત્હેમાં "ધિક્કારી કાઢવા" જેવું શું ખરાબ છે? તેવું કહેનારે શું નીતિ સ્હામે પાપ કર્યું છે કે કાયદા સ્હામે અપરાધ કર્યો છે? એવા માણસને એટલું જ કહેવા જેવું છે કે

હોમરૂલ-હિન્દ સ્વરાજ્યના પુનિત ચરણે—



મિસીસ્ એની બિસેન્ટ.

હોમરૂલ—હિન્દ સ્વરાજ્યના પુનિત ચરણે—



મિ. જી. પી વાડીયા



મિ. જ્યોર્જ એરૂ ડેલ.

' ભાઈ, તમ્હારી ભાવના વ્યાજબી છે, પરન્તુ ત્હેની સિદ્ધિને માટે હજી વાર છે એવુ અમ્હારૂ માનવુ છે" ગેરવાજબી ન હોય તેવી માગણીઓને ધિક્કારી કાઢવાની સરકાર આશા કરે એ લોકોની પ્રામાણિક મત પ્રદર્શિત કરવાની સ્વાભાવિક માનુષી સ્વતંત્રતા ઉપર ન બચાવી શકાય એવો હુમલો છે સરકારી અમલદારોએ સમજવુ જોઈએ કે ત્હેમના અનાવશ્યક બોધો સહી શકવાની મનોદશામા હવે હિંદુસ્તાનની પ્રજા નથી ખાલી શબ્દો અને સ્ટોની મીઠાશ કરતા વધારે સગીન રીતે સરકારનો મમભાવ જણાય એવુ તે ઈચ્છે છે તો જ પ્રજા સતોષ પામશે-સતોષ પામવાની આશાઓથી નહિ

## ૨ મિસિસ બેસન્ટને નજરકેદનો હુકમ.

લૉર્ડ પેન્ટલેન્ડના દુર્ભાગી ભાષણ સામે સમસ્ત દેશમા જેટલો સખ્ત પુકાર ઉઠ્યા છે તેટલા કરતા ઘણો જ વધારે સખ્ત પુકાર મિસિસ બેસન્ટ, મિ ઍરન્ડેલ અને મિ વાડીયાને નજરકેદ કરવાના મદ્રાસની સરકારના હુકમ સ્હામે ઉઠ્યો છે કાયદેસર સક્ષોભ કરનારની સ્હામે આવુ પગલુ સરકારી અમલદારો ભરે તે સ્હામે પ્રજા કોઈ પણ સમયે પુકાર ઉઠાવત જ, પરન્તુ જે સમયે હિન્દુસ્તાન દેશ પોતાની સામ્રાજ્યભક્તિ માત્ર ખાલી શબ્દોથી જ નહિ પરન્તુ મહાન્ સ્વાર્થત્યાગોથી સાબિત કરી રહ્યો છે જે સમયે હિન્દુસ્તાન દેશ સામ્રાજ્યના હિતની ખાતર તેમ જ પોતાની પ્રતિષ્ઠાની ખાતર સ્વરાજ્ય ભોગવનાર સસ્થાનોની સમાન સ્થાન સિદ્ધ કરવા પ્રયાસ કરી રહ્યો છે, અને જે સમયે હિંદુસ્તાન દેશ અરાજક અત્યાચારો સ્હામે પોતાની સખ્ત નાપસંદગી બતાવી રહ્યો છે તે સમયે દેશના વ્યાજબી હકોને માટે કાયદેસર સક્ષોભ કરનાર નાયકોની સ્વતત્રતા ઉપર સરકાર મર્યાદા મૂકે એ હિન્દુસ્તાનની કૃતજ્ઞ પ્રજા કેમ શાન્તિથી સહી શકે? ધર્મ, સમાજ અને શિક્ષણના પ્રદેશોમા પોતાના મૂલ્યવાન્ કાર્યથી મિસિસ બેસન્ટે હિન્દુસ્તાન ઉપર અનેક ઉપકારો કરેલા હતા પરન્તુ ખરા અણીના પ્રસગે હિન્દુસ્તાનની પ્રજાના રાજકીય જીવનને એ સાધ્વીએ જે આશ્ચર્યકારક વેગ આપ્યો છે તેથી ત્હેમણે હિન્દુસ્તાન ઉપર એવો તો અનહદ ઉપકાર કરેલો છે કે જે કૃતજ્ઞ હિન્દુસ્તાન કદાપિ ભૂલશે નહિ મિસિસ બેસન્ટની રાજકીય પ્રવૃત્તિ સરકારી અમલદારોને ગમે તેટલી અગવડભરેલી લાગતી હોય, પરન્તુ તે કોઈ પણ રીતે રાજદ્રોહી કહી શકાય તેવી નથી એવો અમ્હારો મજબૂત અભિપ્રાય છે મિસિસ બેસન્ટ કાઈ પણ હોય તો તેઓ પ્રધાનપણે સામ્રાજ્યસેવક છે તેઓ હિન્૦ માટે અચૂક શબ્દોમા સ્વરાજ્ય માગે છે, પરન્તુ તે બ્રિટિશ સામ્રાજ્યમા જ રહીને-ત્હેની બ્હાર જઈને નહિ " બ્રિટિશ સામ્રાજ્યમા સ્વરાજ્ય ભોગવતા સસ્થાનોની સમાન સ્થાન" પ્રાપ્ત કરવા તેઓ હિન્દને ઉપદેશે છે ટૂકામા, કૉંગ્રેસનુ તેમ જ મૉસ્લેમ લીગનુ જે સાધ્ય છે તે જ હોમરૂલ લીગનુ સાધ્ય છે, અને મિસિસ બેસન્ટની રાજકીય પ્રવૃત્તિ તે સાધ્યની સિદ્ધિને માટે જ છે મિસિસ બેસન્ટે સ્વીકારેલુ સાધ્ય જ કાયદેસર છે એમ હોવાથી, ત્હેમણે સ્વીકારેલી પદ્ધતિ પણ કાયદેસર છે હા, એટલુ ખરૂ કે હિન્દુસ્તાન દેશે આગળ જાણ્યો નથી એવો સતત સક્ષોભ તે બાઈએ પોતાના અદ્વિતીય ઉત્સાહથી આરમ્ભ્યો છે પરન્તુ તે સક્ષોભ ગમે તેવો સતત્ ગમે તેવો વેગ

ભર્યો અને ગમે તેવો અગવડભર્યો હોય, છતા બેશક તે રાજદ્રોહી તો નથી જ મિસિસ બેસન્ટ જો સરકારી અમલદારોની આપખુદ સત્તાના કટ્ટા શત્રુ હોય તો અરાજક પ્રવૃત્તિઓના પણ તે ઓછા સબલ વિરોધી નથી પોતાની સત્તાનો સરકારી અમલદારો જે દુરુપયોગ કરે છે ત્હેની સ્હામે મિસિસ બેસન્ટ સખ્ત ટીકા કરતા હોય તો બહોબસ્ત, કાયદો અને શાન્તિનો ભંગ કરવા પ્રયાસ કરનારની સ્હામેની ત્હેમની ટીકાઓ ઓછી સખ્ત નથી ટુંકામા, મિસિસ બેસન્ટ એ યોગ્ય સ્વતંત્રતાના આરૂઢ અનુરાગી છે અને યોગ્ય સ્વતંત્રતા સાચવવા હમેશા હોશિયાર રહે છે

આ સાદી હકિકત છે છતા મદ્રાસ સરકારને જો એમ જ લાગ્યુ હોય, કે મિસિસ બેસન્ટની પ્રવૃત્તિઓ ગેરકાયદેસર અને રાજદ્રોહી છે તો પીનલ કોડ મોજુદ છે અને ન્યાય મદિરો ખુલ્લા છે હિન્દુસ્તાનના સરક્ષણના કાયદાનો આશ્રય લઈને સરકાર પોતાની સત્તાનો જે દુરુપયોગ કર્યો છે તે ખરેખર અસહ્ય છે હિન્દુસ્તાનના સરક્ષણનો કાયદો એ સરકારના શત્રુઓને મહાત કરનારની સ્હામે વાપરવા માટે છે, નહિ કે પ્રજાના હકો માટે કાયદેસર લડત ચલાવનાર લોકનાયકોની સ્હામે હિન્દુસ્તાનના સરક્ષણના કાયદાનો જે દુરુપયોગ અનેક દાખલાઓમા સરકારી અમલદારોએ કરેલો છે તે ઉપરથી અચૂક રીતે સિદ્ધ થાય છે કે સરકારી અમલદારોના હાથમા અનિયન્ત્રિત સત્તા સોપવાની સ્હામે લોકનાયકો જે ફરિયાદ કરે છે તે સર્વાંશે સ્થાને છે સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય એવો છે કે આ કાયદો તે **હિન્દુસ્તાનના** સરક્ષણને અર્થ છે કે **આપખુદીના ?**

મિસિસ બેસન્ટની પ્રવૃત્તિઓ કાયદેસર છે એમ જણાવવા હોમરૂલ લીગમા દેશના અનેક આબરૂદાર, વિચારશીલ અને જવાબદાર લોકનાયકો તેમ જ અન્ય ગૃહસ્થો જોડાયે જાય છે, તે અત્યત અભિનન્દનીય છે લૉર્ડ પેન્ટલૅન્ડની સરકારને તેમ જ ત્હેમનુ અનુકરણ કરવા ઇચ્છનારને એ સમયમા સબલ ઉત્તર છે મિસિસ બેસન્ટ વગેરેને માટે જે ફડ ઊભુ કરવામા આવ્યુ છે તેમ જ મિ ભમનજી વગેરે ઉદાર દેશભક્તોએ હોમરૂલ લીગને જે બાદશાહી સખાવતો આપી છે તે સર્વથા અનુમોદનને પાત્ર છે ખરેખર, હિન્દુસ્તાનના લોકનાયકોએ આ પ્રસગે જે ઉચા પ્રકારનુ ચારિત્ર્ય બતાવ્યુ છે તે સર્વાંશે આશાજનક અને પ્રોત્સાહક છે

### ૩ સભાઓમા જવાનો વિદ્યાર્થીઓને નિષેધ

દેશના રાજકીય ચેતનને દાબી દેવાના જે અનેક પ્રયાસો થયા છે ત્હેમાંનો એક મદ્રાસની અને મુબાઈની સરકારના એવા હુકમો છે કે વિદ્યાર્થીઓએ સભાઓમા ન જવુ આ હુકમ સ્હામે જે સખ્ત નાપસદગી બતાવવામા આવી છે એમા અમ્હે સમત છિએ પ્રથમ તો એ હુકમ માબાપોની સ્વતત્રતા ઉપર હુમલા સમાન અમને લાગે છે સમસ્ત દેશમા જે ચેતન અત્યારે પ્રસરે છે તે ચેતન પોતાના બાળકો પણ ઝીલે એવુ કયા માતપિતા નહિ ઇચ્છતા હોય ? જે માતપિતા એવુ ઇચ્છતા હોય હોય તેઓ પોતાના બાળકોને સભાઓમા ન જવા દેવાને સ્વતત્ર છે, પરન્તુ અત્યારે દેશમા એવા પણ માતપિતા પુષ્કળ હશે કે જેઓ એમ ઇચ્છે કે દેશમા વર્તતુ ચેતન અમ્હારા બાળકો ઝીલે સરકારના આવા હુકમથી

શુ તેમાં માતપિતાની સ્વતંત્રતા મર્યાદિત થતી નથી ? બીજી બાબત, શાળાઓમા ને કૉલેજોમા જે શિક્ષણ આપવામા આવે છે તે શુ એવુ નિર્બળ છે કે બ્હારના કેટલાક વક્તાઓના ભાષણોથી ત્હેની અસર નિર્મૂળ થઈ જાય ? આવો હુકમ અમને તો હાલમાં અપાતા શિક્ષણની શક્તિ વિષે અવિશ્વાસસૂચક લાગે છે ત્રીજી બાબત, અમ્હે એમ નથી કહેવા માગતા કે વિદ્યાર્થીઓને ઉશ્કેરી ત્હેમને અયોગ્ય અને હાનિકારક માગમા લઇ જનાર ભાષણો નહિ અપાતા હોય, પરન્તુ થોડા તેવા ભાષણો અપાતા હોય તેટલા માટે સર્વ ભાષણો અને સભાઓથી દૂર રહેવાનો હુકમ કરવો એ શુ બરાબર છે ? એમા અવિવેકી અતિ વ્યાપકતા નથી જણાતી ? અમ્હે પણ એમ માનીએ છિએ કે વિદ્યાર્થીઓનુ મુખ્ય કર્તવ્ય પોતાનો વિદ્યાભ્યાસ છે અને તે જેટલી શાન્તિથી અને એકાગ્રતાથી થઈ શકે તેટલી સારી વિદ્યાર્થીઓએ રાજકીય સભાઓમા સક્રિય ભાગ ન લેવો જોઈએ એવુ અમ્હે પણ માનીએ છિએ, પરન્તુ તેના માટે રાજકીય વિષયો વિષે ત્હેમણે ભાષણો ન સાંભળવા અથવા રાજકીય સભાઓમા ન જવુ એ અમને વધારે પડતુ લાગે છે ઉલટા અમ્હે તો એમ માનીએ છિએ કે સાર્વજનિક પ્રશ્નોમા વિદ્યાર્થીઓએ રસ લેવો જોઈએ અને તે વિષે મને તેટલી માહિતી મેળવવી જોઇએ ખાસ કરીને જે સમયે દેશમા અસામાન્ય રાજકીય ચેતન પ્રસરી રહેવાની જરૂર છે તે સમયે વિદ્યાર્થીઓને તેથી તદ્દન દૂર રાખવાનો પ્રયાસ અમને તો આત્મઘાતક અને નિરર્થક લાગે છે

### ૪. હિન્દી પ્રધાનની કાઉન્સિલમા નવી નીમણૂકો

હિન્દી પ્રધાનની કાઉન્સિલ માટે જે બે નવી નીમણૂકો થઈ છે તેથી હિન્દુસ્તાનમા એકંદરે સંતોષની લાગણી થશે એવી અમ્હે આશા રાખીએ છિએ બાબુ ભૂપેન્દ્રનાથ બસુની નીમણૂકથી કેટલાયના હિન્દીઓની માગણીઓનો સરકારે સત્કાર કર્યો છે એમ અમ્હે માનીએ છિએ ખરૂ છે કે બાબુ ભૂપેન્દ્રનાથ બસુ એ નવીન ચેતનના નેતા નથી,—કદાચિત્ને એના અનુરૂપ છે એના એ પણ ખરૂ છે કે બાબુ ભૂપેન્દ્રનાથ એ આગળ કૉંગ્રેસવાળા છે અને વિચારોમા તથા વાણીમા સ્વતન્ત્ર છે તેઓ હરેક, અનુભવી અને કાયદામા રાજપુરુષ છે પોતાને મન લાગતી બાબતોને તેઓ દ્રઢતાથી અને હિમ્મતથી વળગી રહે એવા છે સામ્રાજ્યમા હિન્દને યોગ્ય સ્થાન આપવાની અને હિન્દને સ્વરાજ્ય આપવાની જે પ્રસંગે વાતો થાય છે તે પ્રસંગે બાબુ ભૂપેન્દ્રનાથ જેવાની સલાહ સરકારને તેમ જ પ્રજાને બન્નેને લાભદાયક નીવડશે એમા અમને સંદેહ નથી જેઓએ પોતાનુ જીવન સ્વતન્ત્ર રાજકીય વાતાવરણમા વ્યતીત કર્યું છે તેવા હિન્દી રાજકીય નેતાની હિન્દી પ્રધાનની કાઉન્સિલમા આ પ્રથમ જ નીમણૂક છે અમ્હે બાબુ ભૂપેન્દ્રનાથને અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છિએ અને ઇચ્છીએ છિએ કે સામ્રાજ્યહિતની સાથે અગત હોય તેવા હિન્દના હકો માટે નીડર લડત ચલાવી હિન્દને ન્યાય અપાવવામા તેઓ સાધનભૂત થશે

સર પ્રભાશંકર પટ્ટણીની નીમણૂકથી બાબુ ભૂપેન્દ્રનાથ બસુની નીમણૂક જેટલો સંતોષ ન થાય એ સ્વાભાવિક છે હિન્દુસ્તાનને માટે રાજકીય હકો પ્રાપ્ત કરવા જે દેશભક્તોએ પોતાનુ

જીવન માતૃભૂમિને ચરણે તર્પણ કર્યું છે તેવા લોકનાયકો મા તેઓ એક નથી, તેમ જ આત્મત્યાગ પ્રેમને પોષે તે કરતા શોભે તેવા વાતાવરણમા તેઓ વિશેષ ઉછરેલા છે પરન્તુ એટલુ યાદ રાખવા જેવુ છે કે સર પ્રભાશંકર પટ્ટણી એક બાજુથી સરકારી અમલદારો તેમ બીજી બાજુથી કેળવાયલા હિન્દીઓના નિકટ સમ્બન્ધમા આવવા પ્રયાસ કરે છે, અને તે બન્નેની બાજુઓ બરાબર સાભળી બન્ને વચ્ચે સારી સમજ અને એખલાસ વધારવા પ્રામાણિક પ્રયત્ન કરનાર સમાધાનશીલ રાજપુરૂષ છે જે સમયે અંગ્રેજ અધિકારીઓ અને હિન્દી લોકનાયકો બહુ ગાઢ સમ્બન્ધમા આવતા નથી તે સમયે બન્ને વર્ગોની વચ્ચે સુવર્ણની સાંકળ જેવા રાજપુરૂષોની જરૂર છે અને એ કામને માટે સર પ્રભાશંકર ઘણા જ યોગ્ય છે એક બીજી દૃષ્ટિથી પણ સર પ્રભાશંકરની નીમણુક જોવા જેવી છે દેશી રાજ્યોનો પ્રશ્ન એ પણ હિન્દુસ્તાનનો એક અગત્યનો પ્રશ્ન છે, અને તે પ્રશ્ન વિષે જ્ઞાન અને અનુભવ ધરાવનાર કોઇ રાજપુરૂષ હિન્દી પ્રધાનની કાઉન્સિલમા હોય એ જરૂરનુ છે સર પ્રભાશંકર એ દિશામા પણ સારૂ કાર્ય કરી શકે એવો સંભવ છે અમ્હે એઓશ્રીને અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છિએ અને ગુજરાતના તથા હિન્દના ગૌરવને વધારે એવી ઉન્નત રીતે પોતાની સમાધાનશીલતાનો તેઓ ઉપયોગ કરે એમ ઇચ્છીએ છિએ

---

# ખવાસણ.

લેખક—સ્વ રા રણજીતરામ વાવાભાઈ મેહુતા, બી. એ

**“ સ્વરાજ્ય માટે જ્યારે હાકલ વાગી રહી છે, ખેડુતોની સ્થિતિ સુધારવા પ્રયત્નો ચાલી રહ્યા છે, સ્ત્રીકેળવણી વધારવા ચળવળ ચાલી રહી છે, ગુજરાતનું ગૌરવ વધારવાનો ઘોષ ગાજી રહ્યો છે ત્યારે એક ખવાસણની મુઝવણો સાભળવા કોઇને ફુરસદ હશે ખરી ? ”**

‘ નાતોના ત્રિમાસિક નીકળે છે તેવુ અમારૂ ચાકરચાકરોનુ ચોપાનીઉં નીકળતુ હોત તો અમારી મુઝવણો તેમા પ્રગટ કરત અમારી સ્થિતિનુ વર્ણન કરવા કોઈ કવિ તૈયાર હોત, નાટકમા અમારો વૃત્તાંત વસ્તુ તરીકે ગૂથવા નાટક કંપનીનો કોઈ ‘ કવિ ’ તૈયાર હોત, અમારી ‘ત્યાગમાળા’ ની છબી પાડનાર કોઈ ભેદવાર હોત, અમને સુખી કરવા કોઈ સિન્ધે કે જોશી હોત, અમારા દુ ખ નિવારણ કરવા શી આઈ ડી ની ખાસ પલટણ હોત, બાળકોના કે જાનવરોના રક્ષણ માટે જેવી મંડળીઓ છે તેવી અમારે માટે મંડળીઓ હોત, અમારી તરફદારી કરનાર કોઈ લાભશંકર લક્ષ્મીશંકર હોત અમારા ઉદ્ધાર માટે મુક્તિફોજ પ્રયત્ન કરતી હોત, અમારો ખાસ પ્રતિનિધિ ધારાસભામા બિરાજતો હોત તો મારે જાતે મારી આપવીતી પ્રકટ કરવી ન પડત”

'જન્મથી જ હુ કમનસિબ છુ આમાએ એવી જ નીવડી છુ પેને ભવ કેવા કેવા ઘોર પાતક કર્યા હશે તે આ ભવ આવા દુખમા કહાડુ છુ કોઈ શાસ્ત્રી, કોઈ પુરાણી, કોઈ સાધુ એ પાપો બતાવશે? કે ફરીથી એવા પાપ ન થાય તેની કાળજી તો રાખી શકુ મારે આવો ને આવો ભવ હવે નથી જોઈતો એ મારા પ્રભુ! સાભળીશ મારા હૈયાની ચીસ?"

"પણ વાચનાર અધીરા થયા હશે મારી વાત જ ચલાવુ મને તો અંગ્રેજી નથી આવડતુ પણ ચિત્રો જોવાથી થોડી ઘણી હકીકત જાણુ છુ એક સાહેબે પોતાના દેશી નોકરો વિષે પુસ્તક લખ્યુ છે, તેમા તેમની હાસી કરી છે હોય ભાઈ, નીચી ઓરડી સૌ રુચે પેના મિઠ ને માણુસની વાત નોકરો ખરાબ અને શેઠ સારા ગુજરાતી ભાષામા કોઈ નોકરો તરફથી વર્ણન નહીં કરે? મારાથી કહેવાય તેવી મારી જ વાત કરવા દ્યો તેની જ અસર થાય તો સોનાથી પીળુ શુ?"

"અમને ખવાસોને તો ઓળખતા હશો રાજાના અમે વગર ખરીદાયલા ગુલામો રાજકુંવરીની સાથે અમે પણ દાયજામા જનારા અમારે ન મળે વતન અશ્વત્થામાની પેઠે શાપિત હોઈએ તેમ અમે ભટકનારા છીએ ન મળે અમારે કુટુમ્બના પવિત્ર સબધો ન મળે અમારામા લોહીની શુદ્ધિ રાજાઓ અમને પરણાવે છતા પોતાની રખાયતો પણ બનાવે અમારે છુટા છેડા કરવાની સદર પરવાનગી અમારામા બધી વર્ણોનો સમાસ થાય મુસલમાન પણ અમારામા રાજાના હુકમથી દાખલ થાય રાજાઓ અમારા કુટુમ્બો છિન્નભિન્ન કરે તેમ રાણીઓ પણ કરે અમારા દિકરાઓ રાજા પણ થઈ બેસે"

"આવા લોકોમા મારો જન્મ થયો હતો ઘરનુ સુખ અમારે નસિબે ઓછુ હોય છે ખવાસણો અનેક ઘર કરે એટલે બાપનુ હેત અમે જાણુતા નથી માની છાયામા અમારો ઉછેર પેટ માટે મા જ્યા ચાકરી કરતી હોય ત્યા અમારે પણ જવાનુ પેટીગરે આપે તેમા થાય તેવુ કામ કરવાનુ અને માના શેઠના છોકરાઓ સાથે તેઓ રમાડે ત્યા લગી રમવાનુ મા પરવારે નહીં ત્યા લગી ઘેર જવાય નહીં ઊંઘ આવે તો ગમે ત્યા સૂવાનુ પછી તાવ હોય, રમતા હોય કે રોગચાળો હોય ભૂખ લાગે તોએ મ્હો વિમાસી રહેવાનુ અને પેટ પપાળવાનુ ભૂખ ન હોય ત્યારે અકરાંતીઆની પેઠે ખાવાનુ નહાવા ધોવાનુ તો માને ફુરસદ મળે ત્યારે, માદી પડુ તો કુદરતની દયાથી સારા થવાનુ શેઠના છોકરાના જેવા લુગડા પેરવાના તેમના રમકડાથી રમવાના કે તેઓ ખાતા હોય તે ખાવાનુ ખાવાના કોડ મનમા જ રાખવાના આવી હશે ગુલામગિરિ બીજે કયા?"

"મ્હોટી થવા લાગી હતી હુ દેખાવડી ગમે ત્યારે મળે છતા શેઠને ત્યાનુ ભોજન! અમારા ગરીબોના ગાન રોટલાથી તો ચડીઆતુ શેઠને ત્યા બગલામા રહેવાનુ મના કાગી ગોદડી ઓટલાપરનો ખૂણો હોય તોએ ખુલ્લી હવામા રહેવાનુ એટલે રૂપ ખીલે અને બધાની આખો ઠરાગેએ ખરુ"

'પ્રભુ! તારા વિશ્વમા અમારા જેવી કોઈની આબરૂ નહીં હશે અમારામા કોઈથી સતી થવાય નહીં એવો શુ મનુમહારાજે કાયદો કર્યો છે? અમારી ઈચ્છા સતી રહેવાની હોય

છતા દુનીઆ અમને તેવી ન રહેવા દે એ પણ અમારી ગુનામગિરિ મારે વાસ્તે ઘણા નવા મનસુબા કરતા શેઠ ઘડે તે જૂદા, શેઠાણી ઘડે તે જૂદા, શેઠના દિકરા કે ભાણેજ—શેઠાણીના ભાઈ ઘડે તે જૂદા અમારે ત્યા આવતા મહેમાનો ઘડે તે જૂદા અને અમારો નોકરવર્ગ ઘડે તે જૂદા બધ્ધુ એ રૂપ, બધી એ ખીલતી જુવાની, બધી એ ગેરની નોકરી શેરીમા ઉછરતી પેલી વ્હાલણી ટપુડી કેવી ભાગ્યશાળી છો! છે એને આવા સતાપ? એનુ વેવશાળ થઈ ગયુ છે અને વર્ષ બે વર્ષમા પરણી સાસરે જશે પણ મારે ક્યા સાસરે જવાનુ હતુ? જે વહીતરૂ કરવામા માએ આવરદા ગૂમાવ્યુ તેમા જ દીકરીને પડવાનુ હતુ પરણીને માનકે પર દેશ ચાલી ન જાઉં માટે એક પટાવાળા સાથે મને પરણાવવાનુ નક્કી થયુ હતુ એવામા અમારી નાતના એક બાગ્શ્રુગની બાયડી મરી ગઈ તેને જોઈતી’તી રૂપાળી બાયડી માગુ આવ્યુ નવસેં ચારસેં રૂપીઆ મારી માને આપવા તે તૈયાર થયો હુ હરખાઈ, મારી મા હરખાઈ પણ રોહાણીએ વસીને ના પાડી અને તેનુ બીજે ચોકઠુ બેસાડી આપ્યુ બીચારુ નસિબ તે ક્યાથી ખુલે? દુકુ કર્મે દુકુ રહેવા જ સરજેલુ ગયે જન્મ બીજાને દાર્યા હોય તો જ આ ભવમા હરીએને?”

“જેની સાથે એના બધાવાના હતા તેની સાથે પ્રેમ ફરી તેનુ ઘર માડના શેઠાણીએ સુગમતા કરી આપી પણ ત્યાએ ક્યા સુખ હતુ? ધણી દારૂડીઓ હતો કમાતો તે બધુ પીઠામા ઉડાડતો મહિનો પુરો ન થાય તે પ્હેલા તો તેનો ટુકો પગાર ખરચાઈ જતો ખાવાને દિવસોના દિવસ સાસા પડતા શ્રીમતને ત્યા ઉછરેલી એટલે મને પણ પથરો તાણવાનુ આળસ બીડી વાળતા કે ચોપડીના ઘરમા સાવતા કે ટોપી ભરતા આવડતુ ન્હોતુ ઘર વહીવટમાથી માણુમાણ છૂટી હતી એટલે પાછુ તે કરી આ નાદાનપણ માટે બે ત્રણ રૂપીઆ કમાવાની પણ દાનત ન્હોતી સાથે સાથે રૂપની પણ ચિંતા હતી કોઈ અમનતની નજરે તે પડ્યુ તો પછી જોઈ લ્યો મ્હારી કમબખ્તી”

“સુખેદુ:ખે બે ત્રણ વર્ષ કહાડ્યા માગે મસાણે મારી માને ગયો નહી તેણે છુટાછેડા કરાવ્યા પછી સારૂ ઠેકાણુ જોઈ મને તેના ઘરમા બેસાડી પૂર્વ ભવમા કાઈ સુકૃત કરેલા, બ્રાહ્મણ જમાડેલા, મંદિરે દીવો ડોખનો કરેલો, વ્રતઉપવાસ કરેલા તે ત્રણ ચાર વર્ષ સુખમા, નિરાતમા ગયા પણ પાછુ ભાગ્યનુ ચક્ર ફર્યું ભાયડો કોઈના ફંદમા ફસાયો બધી કમાણી ત્યા ખરચવા લાગ્યો મારે નકોરડા અપવાસ કરવા પડ્યા હુ મરવા જેવી થઈ ગઈ મરી હોત તો સારૂ પણ હજૂ શુ શુ વેઠવાનુ હશે કર્યાં કર્મ ભોગવ્યા વિના છે કાઈ આરો?”

“આ દુ:ખદ સ્થિતિમા હતી તેવામા મારી માના શેઠાણી અચાનક મારે ગામ આવી ચડ્યા મારી ખબર કહડાવી તો મારી લુખમરાની દશા જોઈ રહેમ લાવી મને પોતાને ત્યા રાખી મારો રેંક ભાગો ગળી ગયો સેખચલ્લીશાઈ મનસુબો ઉડી ગયા મારી માની માફક હુ પણ, જેને વહીતરૂ ગણતી હતી તે, કામકાજ કરવા લાગી દુનીઆ પોતાની જુવાનીનો લ્હાવો માણે ત્યારે આ દુહાગણ અભાગણ પારકાના વહીતરામા પોતાનુ શરીર રોકતી હતી પાછરામા પૂરુષોના

પખીની જેમ રહેતી હતી આજથી માણસપણાને તિલાંજલી આપી દેવા માંડી હતી ચોવીસે કલાક ખડે પગે ચાકરી કરવાની હતી અમારો મોટરવાળો ઘણીવાર કહે છે કે હિન્દુઓ કરતા સાહેબોની નોકરી સારી બધુ વખતસર અને નીમસર કામ હિન્દુઓમા તો કશો નિયમ જ નહીં મનમા તરગ ઉઠ્યો ત્યારે કામ બાકી કાંઈ બહારથી વિસનુ કશુ નક્કી જ નહીં નક્કી હોય તો અમારે ચોવીસે કલાક કામ શા માટે કરવુ પડે ? નિરાતે નિદ્રા મસાણમા લેવાનુ મુનતવી રાખ્યુ હતુ આરામ, વિનોદ, મઝાની આશા અનતા ભવ પર રાખી હતી ચાકરી એકની ન્હોતી કરવાની પણ અનેકની સાસુજીની, રોઝની ગેરાણીના છોકરાઓની, છોકરાઓની વહુઓની, શેઠ જીની દેરાણીજેઠાણીની, કાકીમામીની બેનભાણેજીની, મેમાનોની વડાગ્યુની કોની ન્હોતી કરવાની ? સૌ દિવ્યીના સાહેબ મ્હોંમાથી બોલ પડ્યો કે તરત કામ થવુ જોઇએ " સ્વીચ " દાબ્યો કે વિજળીની બત્તી થાય, પણ ઘાસતેલનો દીવો સળગાવતા કેટલી બધી વાર લાગે ? હેન્ડલ" ફેરવ્યો કે મોટર ચાલી પણ ઘોડાગાડી જોડી હાકતા કેટલી બધી વાર લાગે ? સંચાઓ જે કામ સપાટામા કરી આપે તે માણસે એથી પણ વધારે ઝડપથી કરવુ જોઇએ એવુ ધારવામા આવ્યુ છે હુકમ કરનાર અસખ્ય અને કામ કરનારી હુ એકલી ભૂખ લ્હાડના સૌ તૈયાર પણ મદદ કરવા કે આશ્વાસન આપવા કોઈ નહી બધાના મીજાજ જૂદા, રૉફ ઓર જે આવે તે મને છુટ્ટુ જ આવે ગેરાણી પાસે મિનિટે મિનિટે મારે માટે ફરીઆદો થાય અને મારે હમેશ ઠપકો સાભળી રોવુ પડે રાઈ રોઈને આંખ જાડી ન થઈ એટલુ વળી પરમેશ્વરે મારા ગરીબ સામુ જોયુ છે શરીર ઘસીને સૌનુ કામ કરૂ સૌની તહેનાતમા હાજર હરઘડીએ રહુ છતા કદર નહીં આટલુ આટલુ કર્યા છતા દિવસ ઉગે ત્યારથી મધરાત લગી દડેદડે થવુ પડે, મેણા-ટોણાનુ વિધી નાખે એવા મેણા સાભળવા પડે તો એવુ આવે કામ કરતા જરા પણ મોડુ પડી ગએનુ જણાય કે તરત ઠપકાનો વરસાદ વરસે હજી એટલે દિલમા હાનાનળ ભડભડતો હોય પણ મુખ ઉપર તો પ્રસન્નતા જ રાખવી જોઇએ રખેને શેઠની લક્ષ્મી રીસાઈ જાય માટે મને પણ ખિન્ન થવાનો અધિકાર નહીં ઋષિઓ ગમે તેવુ તપ કરતા હતા પણ આવો સયમ એમને પાળવાનો ન્હોતો તેઓનો કામ ક્રોધ ને દ્વેષ તપ વડે પ્રજ્વલિત રહેતો પણ અમારે તો અમારી લાગણીઓ ગળી નાખવાની હતી અમારી હુ શાની તે કાંઈ અવધિ હતી ? પ્રભુએ માણસના મન જેવુ ચચળ કાંઈ બનાવ્યુ નથી મારે એવા સત્તરપ્રકાર ચચળ મનની તમીઅત સાચવવાની હતી તેમા અમારા ઘરના બેનસાહેબથી તો તોબાહ પરમેશ્વર એમને જે દિવસે ત્યા પરણવા વાર હતી દુઃખમાથી ભોગ લેવામા એમનો પહેલો નબર કોઈનુ ખાટવામા એમની આવડત અજબ દિવસમા ગમે તેમ ક્યા મળે જ નહીં માન વહીતરૂ કરવુ એ જાણે ઓછો સ્વભાવ હોય તેમ આટલુ આટલુ કર્યા છતા કોઇનો વિશ્વાસ નહીં ઘરમા કાંઈ પણ વસ્તુ ન જડે કે તરત જ અમારાપર વહેમ આવ્યો જ છે અમારી પછવાડે જાસુસો ફરતા હોય એકલી ક્યાર ન ધીરે તે તો જાણે સમજ્યા પણ ગેરાણીના જાસુસ જૂદા, ભાભીસાહેબના જૂદા, મામીસાહેબના જૂદા ઘરના ગણાવુ અને કોના ગણાવુ ? પ્રભુ! પ્રભુ! અમે નોકરો તે માણસો જ

નહીં અમે નાતિભ્રષ્ટ, જાણે કે અમારા ગેંડો સ્વગના ન્વો ન હોય ! મારી આગળ બધાના લક્ષણ અપલક્ષણ ચોખ્ખા જણાતા જગત્ આગળ ગમે તેટલુ છુપાવે, પણ મારી પાસે કાંઈ જાનુ રહેતુ ન્હોતુ જગતને ગમે તેમ છેતરે પણ મને છેતરાય એમ ન્હોતુ હવે પ્રભુ ! સૌનુ કર્યુ સૌ ભોગવશે"

"શેઠોની જાસુસીથી વધારે જાસુસી તો અમારા નોકરોની મને વધારે સાવતી અમારા શેઠાણી હતા કાનના કાચા નોકરમાત્રને એમના માનીતા થવાનો અભખરો હતો એક બીજાનુ કાપ્યાવિના માનીતા ન થવાય એ એમનો સિદ્ધાત હતો એથી કેટનુ જુગણુ ચાલતુ કેટલી ખટપટો ચાલતી કેટલાના સુખ નાશ પામતા પણ સ્વાર્થના કીડાઓને છે દરકાર કરાની ? જો શેઠાણી પાસે કામકાજ કરવા હુ એકલી પડી ગઈ તો તરત જ બીજી વડારણ ત્યા ગમે તે બ્હાને આવવાની રખેને હુ શેઠાણીના કાન ભભેરી તેનો પગ ટાળુ"

"શેઠાણીના માનીતા થવામા જાણે સ્વગનુ રાજ્ય મળી જવાનુ હોયને ? શેઠાણી બહુ જ કુરબાન થાય ત્યારે એક બે કપડા મીવડાવી આપે અથવા પોતાના એક બે સાલ્લા ઘાઘરા પ્હેરવા આપે બહુ થાય તો દોણીઆ કરાવી આપે પણ સૂવાની, બેસવાની, નરાવાની અલા હિદી મલાજવાડી તજવીજ વોડી જ કરી આપવાના હતા ? ટાઢ, સડેલુ, હલકુ ખાવાનુ તો કોઈ દિવસ થોડુ જ ઓછુ કરવાના હતા ? લીંબો કે સૂકો મેવો સડી જાય, મીઠાઈ ગંધાઈ જાય, ફરસાન ફુગાઈ જાય ત્યારે અમને ખાવા અપાય, જાણે પરમેશ્વરે અમારા અને એમના શરીર જૂદા ઘડ્યા હોય ! એ માન પડે અને અમે ન પડીએ ! માંદા પડીએ ત્યારે ચાકરી પાછી દિલ દઈને કરે ખરાને ? ઘોડો માંદો પડ્યો હોય ત્યારે તેની જેટલી સારવાર અને કાળજી રખાય તેવી અમારા નોકરોની ભાળ રાખે છે ? એક નોકર જશે તો બીજો આવશે પણ એક ઘોડો મરશે તો રૂપીઆ હજારનુ નુકસાન થવાનુ આના કરતા તો ગુલામગિરિ સારી ગુલામની હિમ્મત આવી હોય એમ્વે પોતાના પૈસાની ચિંતા તો હોય અને માદા પડીએ તે પણ મ્હોટો ફોજદારી ગુન્હો કર્યો હોય એમ લેખાય શરૂઆતમા ઢોંગ કર્યો છે એમ જ ગણાય અમારા અવગુણો દરેક રીતે ગવાય આખો દિવસ મહેનત કરીએ એટલે નગીર પોષણ માગે સ્વાભાવિક રીતે વધારે ખાઈએ એટલે મહારાજ વખતે અમારો ખોરાક વગોવાય કામકાજની આપ ! પડે તો ચાપીને ના થાય જરા હરતાફરતા થયા કે તરત જ કામપર ચડ્યુ જોઈએ આરામ, આરામગેરાને માટે અમે સરજાયેલ નથી શરીર કહ્યુ ન કરતુ હોય, હાથે દોરડી લઈ કામ કરવુ પડતુ હોય તો રજા માગીએ પાછો થાય કચવાટ પ્રસન્ન મને રજા કોણ આપે કે ? હે અંગ્રેજ સરકાર ! તમે સૌને રવિવારની રજા આપો છો, ઉનાળામા બબ્બે મહિનાની રજા આપો છો બીજા વાર તહેવારે રજા આપોછો, બજારમા પણ અમાસની પાખી પળાય કે મીનોમા પણ રજા હોય છે પટાવાળાને પણ વારાફરતી પ્હોરો ભરવાનુ હોય કે શેઠ કામ કરવા ત્રણ ચાર કલાક લાગલાગટ બેઠા હોય ત્યા તો શેઠાણી દોડાદોડ કરી મૂકે અને તબીઅત બગડને તબીયત બગડને કરી ધમાલ મચાવી મૂકે પણ અમને રજા નહીં નિયમા

આગમ નહીં પણ શરીરના સ્વાસ્થ્ય માટે પણ રજા નહીં કારખાનાઓમાં કામ કરતા મજુરો માટે સરકાર કાયદા ઘડે છે પણ અમારે માટે ક્યારે ઘડશે ?"

"ન છૂટકે રજા માગી તો રજાપર રહીએ તેટલા દિવસનો પગાર કપાય ચાકરીમાં અમારા શરીર, મન અને આત્મા ઘસી નાખીએ છતાં જુઓ બદલો નક્ષાધિપતિઓ પોતાના મોજ શોખમાં હજારો રૂપીઆ ઉડાવે પણ અમારા શરીરની ફકરની આતુરી નહીં ક્યારે જ્યાં અમારા શરીર માટે આવી દરકાર તો પછી અમારા મનનો વિકાસ કરવા કે આત્મા ખીલવવા તો શેની જ દરકાર હોય પારસમણિના સમાગમમાં આવવાથી લોહ સુવર્ણ થાય છે પ્રભુની ભક્તિ કરવાથી ગમે તેવો પાપી પામર સ્વર્ગ સંચરે છે પણ નોકરીઆતોની નોકરી કરવાથી અમારો ભવ સુધરતો નથી બગડે નહીં અમારા પૂર્વ ભવના સુકૃત્ય હોય તો"

"કામની તાલિમ કોઈ આપે નહીં છતા મની જાતની આવડતની અપેક્ષા રખાય વિના યતના નોકરોની પ્રશંસા અવારનવાર કરવામાં આવે અને અમારા કામમાંથી ખોડ કહડાય વિલાયત જઈ આવેલા પાસેથી ત્યાંના નોકરોવિશેની વાતો સાંભળી હું તો દંગ જ થઈ ગઈ છું જેવી તેમની આવડત, હુશીઆરી ખબરદારી અને નિયમિતતા તેવી જ તેમની સ્વતંત્રતા, તેટલી જ તેમને માટે સુખ, આસાએશ, મોજની સગવડ અને અનુકૂળતા વખતસર કામ કરવું અને પછી કોઈના તાબે રહેવું નહીં મેળા કરવામાં જેટલી ત્યાંની ચાકરડીઓ નિપુણ તેટલી જ પોતાના હક જાળવવામાં પાવરધી અને ખબરદાર તેમને ધર્મપરાયણ કરવા ખ્રિસ્તી ધર્માનુયાયીઓ તરફથી જૂદી જૂદી રીતે કરાતી તજવીજો ક્યાં અને ક્યાં મંદિરે જવાના કે કથા સાંભળવા જવાના આદિના પ્રતિબંધ ? પ્રતિબંધ અલબત ચોખ્ખા પ્રતિબંધ નહીં પણ કામમાંથી પરવાર મળે ત્યારે જ દેહનું સાર્થક કરાયને ? વ્રત ઉપવાસ પણ ન થાય શરીર એથી અશક્ત થાય તો વઢીતર પછી શી રીતે કરાય ? દાન પણ ક્યાંથી કરવું ? અમારા પગાર પણ બહુ મ્હોટા કે તેમાંથી અમે કંઈ પુણ્ય વ્હોરી શકીએ રોજ ચહા પીવામાં કે તાર કરવામાં જેટલા રૂપીઆ નોકરીઆતો વાપરે છે એવી પણ ઓછું અમારૂં માસિક વેતન દયા દાન પરત્વે બતાવીએ ? અમે પોતે જ જ્યાં દયાને પાત્ર છીએ ત્યાં ? '

'પ્રભુ ! અમે નોકરો એટલે મનુષ્ય નહીં ? અમને આત્મા નથી ? અમને મોક્ષ માટે સાધના ન હોવી જોઈએ ? અમને જગતનો લ્હાવો માણવા હોય ન હોવી જોઈએ ? અમારે શું પશુ જેવો જન્મારો કહાડવાનો ? અમને શા માટે વૈભવમાં મૂકી તેના સુખથી વંચિત રાખનો દરશિ ? "

---



---

# ડૉ. દાદાભાઈ નવરોજી.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલએલ. બી.

ઈ. સ. ૧૯૧૭ના જૂન માસની ૩૦ મી તારીખનો અશુભ સાયંકાળ ભારતવર્ષના ઇતિહાસમાં શ્યામ અક્ષરે અમર રહેશે. તે સાયંકાળે પ વાગતાને શુમારે અર્વાચીન ભારતની પરમપૂજ્ય વ્યક્તિ ઐહિક જીવનની રંગભૂમિ ઉપર પોતાનો પાઠ ભજવી, કૃતકૃત્ય થઈ, સર્વદા માટે નિવૃત્ત થઈ, અને એક પરમ પવિત્ર અને લોકકલ્યાણકારી જીવન પર્યવસાન પામ્યું. એ જીવનની પ્રેરણાએ સૂતેલા હિન્દને જગાડ્યું છે અને એ જ જીવનની પ્રેરણા હિન્દને જાગૃત રાખશે. પોતાનું સર્વસ્વ હિન્દમૈયાને ચરણે સમર્પણ કરનાર જીવનનું દૃષ્ટાન્ત કૃતજ્ઞ હિન્દ કદાપિ નહિ વિસરે,—દાદાભાઈ—હિન્દના રાજકીય ઉદ્ધારના આદ્યદ્રષ્ટાના જીવનનું ચેતન હિન્દમાં અમર રહેશે.

હિન્દ એ દીન અને પરાધીન દેશ છે, અને છતાં સદ્‌ભાગ્યે, અર્વાચીન હિન્દનો ઇતિહાસ પણ ગૌરવજનક ગૌરવયુક્ત નામોથી અનલંકૃત રહ્યો નથી. એ નામોમાં જો કોઈ પણ નામ પૂજ્યતામાં પ્રથમ હોય તો તે દાદાભાઈનું છે. એ પૂજ્યતામાં પ્રથમ પદની પ્રાપ્તિનું પરમ રહસ્ય શું? એ પ્રથમ પદની પ્રાપ્તિનાં બીજાં અનેક કારણો હશે પરન્તુ અમને તો એ રહસ્ય મુખ્યાંશે દાદાભાઈના જીવનની આધ્યાત્મિકતામાં જણાય છે. શ્રીયુત ગોપાલ કૃષ્ણ ગોખલેએ મુંબાઈના નાગરિકોની ટાઉનહૉલમાં મળેલી એક જંગી સભા સમક્ષ આફ્રિકામાં આપણા દેશજનોની સ્થિતિના સંબંધમાં બોલતાં જણાવ્યું હતું કે તેમના જીવન ઉપર સ્થાયી અસર કરનાર ત્રણ આધ્યાત્મિક વ્યક્તિઓ છે—દાદાભાઈ નવરોજી, મહાદેવ ગોવિન્દ રાનડે અને મોહનદાસ કરમચંદ ગાંધી. મનુષ્યોના હૃદયો ઉપર જે સામ્રાજ્ય આધ્યાત્મિક લોકનેતાઓ ભોગવવા સમર્થ થાય છે તે ઇતર પ્રકારના નેતાઓના ભાગ્યમાં કદાપિ હોતું નથી. સંક્ષેપમાં, દાદાભાઈની આધ્યાત્મિકતા એ એમની પૂજ્યતાનું પરમ રહસ્ય.

દાદાભાઈની આધ્યાત્મિકતા સમજવી એટલે એમનું જીવન સમજવું. એક વ્યક્તિ તરીકે દાદાભાઈનું જીવન નિષ્કલંક પવિત્રતા અને સર્વગ્રાહી પ્રેમમયતાથી યુક્ત કેમ? કારણ તેમની આધ્યાત્મિકતા. એક દેશજન તરીકે દાદાભાઈનું જીવન, આત્મશ્રદ્ધા, આત્મભોગ અને નિર્ભય અક્ષોભથી યુક્ત કેમ? કારણ તેમની આધ્યાત્મિકતા. એક સામ્રાજ્યજન તરીકે દાદાભાઈનું જીવન ઉદાર હૃદય અને વિશાળ દૃષ્ટિથી યુક્ત કેમ? કારણ તેમની આધ્યાત્મિકતા. સંક્ષેપમાં, દાદાભાઈનું જીવન એ તેમની આધ્યાત્મિકતાના અનેક આવિર્ભાવોનો સમુદાય માત્ર છે.

દાદાભાઈએ અનેક દિશાઓમાં કાર્ય કરી હિન્દમૈયાની સેવા બજાવી છે, પરન્તુ તેમની મુખ્ય સેવા તો "**બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દી સ્વરાજ્ય**"ના ભાવનામન્ત્રની તેઓશ્રીએ હિન્દસન્તાનોને આપેલી દીક્ષા છે. હિન્દ એ સાધ્ય સિદ્ધ કરશે એમાં સંશય નથી—પ્રશ્ન માત્ર સમયનો જ છે. પરન્તુ એ સાધ્યની સિદ્ધિના સમયે જો કોઈ નામનું પ્રથમ સ્મરણ હિન્દ કરશે તો તે દાદાભાઈનું જ. ખરો સમયની પ્રગતિ સાથે પ્રગતિ કરનાર અને નવીનમાં નવીન આન્દોલનોને ઉત્સાહથી આશીર્વાદ આપનાર એ મહાત્માના અવસાનજનિત શોકથી પરિપ્લુત થઈ પ્રત્યેક હિન્દીએ ઉદ્‌ઘોષ કરવો ઘટે છે કે,

"અમ્હારો ધર્મ્ય છે હેતુ—પ્રભુ વ્હારે જરૂર ધાશે,
અમ્હારા કાર્યમાં શ્રદ્ધા અને આશા અમોને છે."

---

# વસુનાં નવાં શિક્ષક.

લેખક—મિ. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલ.એલ. બી.

કુસુમની નિર્લેપ અને સુન્દર કલિકા સમાન બે ન્હાની બાળાઓ હાથમાં ચોપડીઓનું પાકીટ લઈ નિશાળે જતી હતી. બન્ને બે પારસી છોકરીઓની માફક સફાઇબન્ધ ફ્રાક પહેરેલાં હતાં, અને હજી ફક્ત સાડાદસ જ થયેલા હોવાથી તેઓ ધીમે ધીમે વાતો કરતી કરતી નિશાળે જતી હતી. બન્નેની ઉમરમાં ફક્ત સવા વર્ષનો જ ફેર હતો. મોટી વસુ ઠીક નામે ધોરણમાં હતી અને નાની જસુ બીજા ધોરણમાં હતી.

" પણ વસુબ્હેન, તારે હમેશ એમ જ કેમ થાય છે? તું રોજ કાંઈ ને કાંઈ વાતમાં હોય છે તેનું શું કારણ? "

" કારણ તો શી રીતે સમઝાય! મને તો એમ જ લાગે છે કે મારા વર્ગની બીજી ગમે તે છોકરી જેવી હું ડાહીને શાન્ત છું. "

" શાન્ત! " જસુ બોલી ઉઠી. " હમેશાં તારે કંઈ ને કંઈ ઇમ્પોઝીશન તો હોય છે જ. હિન્દુસ્થાનના શહેરો પૂરાં થયાં, પર્વત અને નદિયો પણ પૂરાં થયાં. હવે તો તારે ચીન કે જૅપાનના શહેર લખવા પડશે એમ તારી ક્લાસની છોકરીઓ તો કહેતી હતી. "

એ નિશાળમાં એવો નિયમ હતો કે છોકરી તોફાન કરે તો તેણે ફેરથી હિન્દુસ્થાનના મુખ્ય શહેર કે નદિયો અથવા પર્વતોના નામ લખી લાવવા પડતાં હતાં.

' તેમાં મારો તે શો વાંક! હું જે પણ કાંઈ કરૂં છું તે ઊંધું જ પડે છે. મીસ બીઝી લખવા આપે છે ત્યારે મારે લખવું પડે છે ને? તે તો એનો વાંક. "

" પણ વસુબ્હેન, એકવાર હું મીસ સ્ટુઅર્ટ—આપણા પ્રીન્સીપાલ— "

" હા, જાણી! જાણું છું કે મીસ સ્ટુઅર્ટ પ્રીન્સીપાલ છે. " વસુ બોલી. બીચારી જસુ તો ખશીયાણી પડી ગઈ ને બોલી—

' મીસ સ્ટુઅર્ટની ઓરીસમાં હું ગઈ હતી, અને ત્યાં એમને કાગળનો ખપ પડ્યો તે હું દોડતી દોડતી કલાર્ક પાસેથી લઈ આવી તેથી તે ખુશ થયા, અને મને પૂછ્યું, ' છોકરી તારૂં નામ શું?' ત્યારે મ્હેં કહ્યું ' જસુ બી ઠાકોર ' ત્યારે એમણે કહ્યું ' તું વસુ ઠાકોરની બ્હેન તો નહિ?' અને મ્હેં હા કહી ત્યારે બોલ્યા કે " અજબ જેવું છે કે તું આવી ડાહી છું " આવું થાય છે ત્યારે મને બહુ ખરાબ લાગે છે. "

" હા, મને પણ ખરાબ લાગે છે. તું એવા ચાપલાવેડા કેમ કરે છે? " ગરીબ જસુનું મોં પાછું વિલાઈ ગયું.

" પણ જ્યારની હું રીસેસ ( રજાના કલાક ) ની મોનીટર થઈ છું " જસુ પાછી હિંમત રાખી બોલી, " ત્યારથી તો મને એમ થાય છે કે તારી બ્લેક મને કોઈ આઈ જુવે તો કેવું ખરાબ લાગે! માટે હવે તું "

"બહુ સારુ માર તારી શીખામણ નથી જોઈતી" મનમા ચાખાઈથી બળી જતી, પણ બહારની હિમ્મતથી વસુ બોલી

આમને આમ તેઓ બન્ને નિશાળપાસે આવી પહોંચ્યા પાચ મિનિટનો ટંટ વાગ્યો અને વસુ તો ઉતાવળી ઉતાવળી પોતાના ક્લાસમા ચાલી ગઈ પણ વસુથી તેમ થયુ કદિ કારણ કે ઓપાઈના ઝાપાના આગળ નગાર ઊભા હતો અને બે દિવસ ઉપર જ તે ઉતાવળી જતી હતી તે વખતે એના નગારા સાથે અથડાવાથી ઉંધુ થઈ ગયુ હતુ રખવાળો તો એમ જ સમજતો હતો કે એણે જાણી જોઈને તોફાન કર્યું હતુ તેથી પ્રીન્સીપાલ પાસે એ એને લઈ જવા માગતો હતો આ કારણથી વસુને એની નજર ચુકાવી પાછળના બારણેથી જવુ પડયુ અને ક્લાસમા જતા મોડી પડી બિચારીના આમ આમ જ એકમાથી એક ગુન્હા થઈ જતા હતા

વસુ ક્લાસના દરવાજા આગળ ઉભી રહી અને અન્દર દાખલ થવાની રજા હળવે પેરે મીસ લીઝી ક્લાસ ચલાવતી હતી તેની પાસે માગી આ વખતે વિના રજાએ આવવાથી મીસ લીઝી ચીડાઈ ગઈ

"આ મહિનામાં કેટલામી વાર તુ મોડી આવી?" મીસ લીઝીયે પૂછ્યુ

"ત્રીજી વાર, મીસ લીઝી" વસુ હળવે પેરે બોલી

"તારી જગાયે જઈને બેસી જા હરમખાનની છોકરી!"

કોઈના અક્ષર કચરતી, કોઈકની ચોપડી પાડતી, તે પોતાની જગાએ બેઠી મીસ લીઝી અકળાઈ ગઈ ને પાછી બોલી

"આ છોકરીથી તો તોબા છે એનાથી તો તોબાહ, તોબાહ"

વસુની જીભને ટેરવે આવી ગયુ કે તોબાહ એટલે શુ? પણ વળી બોલી નહિ

અત્યારે ક્લાસમા લેસન ઘણુ જ મઝાનુ ચાલતુ હતુ એમની વાચનમાળામા (રીડર)ના વિલાયતના મહાન કવિ શેક્સપીયર વિષે પાઠ હતો તે આગલે દિવસે મીસ લીઝીએ સમજાવ્યો હતો અને છોકરીઓને કહ્યુ હતુ કે એનુ જીવનચરિત્ર તમે ઘેરથી કરી લાવજો ઘણી છોકરીઓ પોતાના ઘરના કોઈકની પાસેથી પાઠ ઉપરાંત એના જીવન વિષે નવી નવી વાતો શીખી લાવતી હતી વસુ પણ પોતાના પિતાપાસે શીખી લાવી હતી, અને *Shakespeare was called the sweet swan of Avon* એ વાક્ય એણે મોંડે કર્યુ હતુ શિક્ષકે છોકરીઓને કહ્યુ કે પાટીયા ઉપર આવીને એને વિષે એક એક વાક્ય લખી જાવ આ ઉપરથી બીજી છોકરીયો સાથે વસુ પણ ઉઠી વાક્ય મોંડે તો આવડતુ હતુ પણ લખતા ગભરાઈ ગઈ અને બીવાડ જેવા દસ્કતે પાટીયા ઉપર લખ્યુ *Shal c was the sween swan of Adam* ઘણીયે છોકરીઓએ વેના જેવુ લખ્યુ હતુ કોઈએ લખ્યુ હતુ કે "તે અંગ્રેજ હતો" વળી કોઈયે લખ્યુ હતુ કે, "તે એનને પરણ્યો હતો" અને "તેણે હેમ્લેટ નાટક લખ્યો" એમ પણ લખ્યુ હતુ પણ છેક જ અર્થવિનાનુ તો વસુનુ જ હતુ

મીસ લીઝીયે બધા લખાણ જોયે પછી એક વાક્ય ઉપર વસુનુ વાચી મોની ઉઠી "આ કોણે લખ્યુ?" વસુએ ગર્વ સાથે ઉભા થઈ જવાબ દીધુ "એ મેં લખ્યુ છે "

"હું વગર પૂછે જ જાણતી'તી કે તારા સીવાય આવુ અઘટિત વાત કોણ લખે?"

વસુએ કહ્યુ "મારા પિતાએ મોતી નીચે ગુ છે "

"તારા જ પિતા ની?"

આ છોકરીના બોલ સાભળતા જ વધુ મીજાસ ગરમ થઈ ગયો

"હિંદુસ્થાનની મુખ્ય નદીયો ગગા નખી આવજે " મજા થઈ

વસુએ કહ્યું "મુખ્ય નદીયોતો આજે જ લખેની છે ત્યારે શહેરો આપ્યા તે પણ ભીને લખેના હતા ઉપર સવાર આપવામા આવ્યા

આ પુરૂ થયુ કે તરત જ મીસ સ્ટુઅર્ટ ક્લાસમા આવ્યા અને મીસ લીઝીને કહ્યુ

'સરકારી ડામઅર તમારે હમણા હમણા જ બહાર જવાનુ છે હુ આશા રાખુ છુ તમે જઈ શકશો એક બીજા શિક્ષક તમારા વર્ગ સભાળશે હુ મુળીગ આરા રાખુ છુ કે તે નવા શિક્ષક સાથે આ વર્ગની છોકરીઓ સભ્યતાથી વર્તશે અને તમારુ નામ વગોવશે નહિ "

છેલ્લુ વાક્ય તેઓ છોકરીઓ તરફ જોઇને બોલ્યા હતા

મીસ લીઝીયે કહ્યુ 'ફકત એક સીવાય બધાનો મને વિશ્વાસ છે મીસ વસુ ઠાકોર, તોફાની, બેદરકાર, જુઠુ બોલી અને નાદાન છે "

"હુ એને વિષે નવા શિક્ષક મીસ કામાને કહીશ વસુ ઠાકોર આગળ આવીને ઉભી રહે "પ્રીન્સીપાલનો હુકમ થયો

પછી મીસ સ્ટુઅર્ટ અને મીસ લીઝી ક્લાસની બહાર ગયા પાચએક મિનીટે મીસ કામાને લઈને મીસ સ્ટુઅર્ટ પાછા આવ્યા વસુ આગળ ઉભેલી જ હતી એને વિષે કાઇક કહેવા જતા હતા, એટલામા એક છોકરીયે દોડતા આવીને કહ્યુ કે ડીપોટી સાહેબ આવ્યા છે મીસ સ્ટુઅર્ટ એક દમ ચાલી ગયા

વસુએ પોતાની તક જોઈ હસ્તુ મો રાખી મીસ કામાપાસે ગઈ અને એમના હાથમાથી છત્રી તથા ઓવરકોટ લઈ લીધા, અને શિક્ષકની ખીંટીયે ભેરવી આવી મીસ કામા જે ગ્રેજ્યુએટ હતાં અને શિક્ષકનુ કામ કરવા આજે જ પહેલવહેલા આવ્યા હતા તે વાત છોકરીઓની ચકોર આખો પારખી ગઈ અને કોઈ લાબે પગે તો કોઈ નિરાતે ટેસ લઈને બેઠા

"થેંક યુ "મીસ કામા બોલ્યા અને સભ્યતાના ખાતર ઉમેર્યુ

"તુ ઘણી ડાહી છોકરી છે તારુ નામ શુ? " બોલતા અવાજ લથડ્યો વસુ પારખી ગઈ કે બાઈ તદ્દન નવા છે તેણે હસતે મુખે જવાબ દીધો

"મીસ વસુ ઠાકોર " અને પછી ઉમેર્યુ, " મીસ અત્યારે શેક્સપીયર ચાલે છે અને છોકરીઓએ પાટીના ઉપર એના કવનમાથી વાક્ય લખ્યા છે

"*Next*" મીસ કામાએ જરા ચીડાઈને કહ્યું

"ટીમાલય, આગકાર, અનની, પશ્ચિમઘાટ, આબુ," બીજી છોકરી બોલી

"આને તો આવડે છે" મીસ કામાએ ફરાગીથી કહ્યું

પરન્તુ ત્યાર બાદ સનારગ અને ગર્ફેગ તથા પ્રાંતો પૂછ્યા તે તો કોઈને આવડ્યા જ નહિ નસીબ વાર વસુએ જ જવાબ આપ્યા કારણ કે એણે તો શિક્ષામા તે બધું પાચ માત વાર લખેલ હતુ અને તેથી મોઢેથી જ તે યાદ રહી ગયું હતુ અને વળી ભૂગોળ તથા નકશાનો એને શોખ પણ હતો

આમને આમ નિશાળ છૂટવાનો વખત થયો, અને પાચ મિનિટનો ઘંટ વાગ્યો ઉતાવળા ઉતાવળા મીસ સ્ટુઅર્ટ આવ્યા અને બોલ્યા

'મીસ કામા! દિલગીર છુ કે હુ ડીપોટી આટેગ પાસે ઘણા કામમા રોકાઈ ગઈ તેથી તમને મદદ કરવા આવી શકી નહિ પણ હુ આશા રાખુ છુ કે આ વર્ગની બધી જ બાળાઓ તમારી સાથે સભ્યતાથી વર્તી હશે અને તમને કાઈ હરકત નહિ પડી હોય"

'ના મને કાઈ હરકત પડી નથી" મીસ કામાએ કહ્યું "એક રીતે બધી જ છોકરીઓ ઘણી શાંત છે પણ ખાસ કરીને એક બાળાના સભ્ય વર્તન અને હોશીયારી તરફ મારે તમારૂ ધ્યાન ખેંચવાનુ છે હુ ધારૂ છુ કે અભ્યાસમા પણ તે આખી ક્લાસ કરતા આગળ છે અને ઉપલા વર્ગમા એને બેસાડવા હુ ભલામણ કરૂ છુ"

"ઓહો!" મીસ સ્ટુઅર્ટ હસીને બોલ્યા, "એવી તે કઈ છોકરી છે?

"વસુ ઠાકોર" મીસ કામાએ આનંદ સાથે જણાવ્યુ અને કહ્યું "વસુ! આગળ આવ, તું વળી શાંત, ડાહી, હોશીયાર અને ખબરદાર છોકરી છે" વસુ આવી તેનુ હૃદય ધડકતુ હતુ એણે જાણ્યુ હમણા વાત ઉઘાડી પડશે પણ વાત તો ઉઘડ્યું નહિ

"કોણ! વસુ ઠાકોર!" આશ્ચર્યથી પ્રીન્સીપાલ બોલ્યા, "અરે વસુ! આ બાબત તારે શો ખુલાસો છે?"

વસુ ગભરાઈ એનો અવાજ થથર્યો તો પણ હિંમતથી ધીમે રહીને બોલી "આ બાબત મારે ખુલાસો એ છે કે" પ્રીન્સીપાલના શબ્દોને જ વળગી રહીને તેણે ચલાવ્યું કે, "હુ તોફાની, બેદરકાર, મગજ ભોળી અને નાદાન છુ એવુ મીસ કામાને કહેવાનો વખત તમને મળ્યો નહિ તેથી મીસ કામાએ ભૂલથી ધાર્યુ કે હુ શાંત, ડાહી, હોશીયાર અને ખબરદાર છોકરી છુ"

આખી ક્લાસની છોકરીઓ ઉંચે શ્વાસ આ જવાબ સાભળી રહી, અને આમાથી કાઈ ગભીર પરિણામ આવશે એમ એમને લાગ્યુ

પણ મીસ સ્ટુઅર્ટ બતાવી આપ્યુ કે તેઓ ઉપરી થવાને સર્વ રીતે યોગ્ય હતા કારણ કે એક પણ શબ્દ બોલ્યા સીવાય, આ જવાબ ઉપર વિચાર કરવા તેઓ પોતાની ઓફીસમા ચાલી ગયા

---

Reg No B 1136



Printed by K. R. Mitra, at the Manoranjan Press 3 Sandhurst Rd, Girgaon Bombay
Published by Ramanivaram Goverdhanram Tripathi at Messrs N. M. Tripathi & Co's Princess Street Kalbadevi Bombay

ઓગસ્ટ, ઈ. સ. ૧૯૧૭

## Great Britain's Task

"Great Britain has done well by India but her work is by no means finished. Remember India is a country of infinite possibilities and the widest range of interests and of activities peopled by millions of people to whom love of their country is something more imaginative, even more religious than anywhere else in the world. Our task, it seems to me, is to set ourselves so to perfect the institution for the perfection of their ideals as to give them the opportunities which with our help they have won and are winning and which they demand now from us as fellow-fighters in the struggle for our existence and for the overthrow of our common enemy.

—*Montagu*

પુસ્તક ૨૨મું
અંક ૮ મો

Reg No B 1136





Printed by K. R. Mitra at the Manoranjan Pres 3 Sandhurst Rd, Girgaon Bombay
Published by Ramanlyaram Goverdhanram Tripathi at Mes rs N M Tripathi & Co s
Princess Street Kalbadevi Bombay




## Great Britain's Task

"Great Britain has done well by India but her work is by no means finished. Remember India is a country of infinite possibilities and the widest range of interests and of activities peopled by millions of people to whom love of their country is something more imaginative even more religious than anywhere else in the world. Our task it seems to me is to set ourselves so to perfect the institution for the perfection of their ideals as to give them the opportunities which with our help they have won and are winning and which they demand now from us as fellow-fighters in the struggle for our existence and for the overthrow of our common enemy."

— *Montag*


પુસ્તક ૨૨મું

અંક ૮ મો

વાર્ષિક લવાજમ રૂ. ૩
[illegible] ૩ ૦-૧૨-૦

...ની કિંમત ૦-૮-

પંકાયલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીએ લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર અને નવા ચમત્કારો

તૈયાર કર્યા જ જાય છે !

અમને પધારી તસ્દી લઈ જોશો તો

જરૂર જ મોહશો !

પરિણામે અમને ખટાવ્યા વિના

છુટકો જ નથી !

પછી આજે આવો કે કાલે !

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨.

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૨ મુ. ] ઑગસ્ટ ઈ. સ. ૧૯૧૭. [ અંક ૮ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ

૧. ગુજરાતમાં રાજકીય જાગૃતિ
રા. મનસુખલાલ આત્મારામ માસ્તર, બી એ, એલએલ બી. ૪૦૩

૨. ભાઈ ગુણજીતરામ [ પાંચ ચિત્રો સાથે તેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર ]
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી ૪૦૮

૩. કેળવણીનું માહાત્મ્ય
રા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી ૪૧૯

૪. હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસનાં સાધનો
રા. હસમનલાલ હરિલાલ ધ્રુવ. ૪૨૮

૫. મુંબાઈ ઈલાકાની પહેલી કેળવણી પરિષદ.
રા. હરસિદ્ધભાઈ વિજુભાઈ દિવેટિયા, એમ એ, એલએલ બી .. ૪૩૭

૬. હમારાં જીવનસાધ્ય કાવ્ય
રા. કનુભાઈ અચાભાઈ દેસાઈ, એલ એમ એસ ( નેશનલ ) ૪૪૨

૭. કાલેજીઅન ( ટુંકી વાર્તા )
રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા, બી એ ૪૪૩

૮. વર્તમાન ચર્ચા
૧. મિ. ઑસ્ટિન ચેમ્બરલેનનું રાજીનામું
૨. મિ. મૉન્ટેગ્યુની હિન્દી પ્રધાન તરીકે નિયોગ
૩. આવતી કૉંગ્રેસનું પ્રમુખપદ
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી એ, એલએલ બી ૪૫૧

૯. સ્વ. રા. ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ. [ તેમની છબી સાથે ]
રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ એ એલએલ બી ૪૫૫

૧૦. ગ્રન્થાવલોકન પહેલી ગુજરાત કેળવણી પરિષદનો અહેવાલ . ૪૫૭

---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.




પુસ્તક ૨૨ મું] ઑગસ્ટ ઈ. સ. ૧૯૧૭. [અંક ૮.

# ગુજરાતમાં રાજકીય જાગૃતિ.

લેખક-રા મનસુખલાલ આત્મારામ માસ્તર, બી એ, એલએલ બી

ભારતવર્ષના રાજકીય ઇતિહાસમા ૧૯૧૬ ના ડીસેમ્બર માસમા લખનૌમા ભરાયેલી ઈન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ હમેશને માટે સ્મરણીય રહેશે હિન્દને સ્વરાજ્ય મળવુ જોઇએ તેની નિશ્ચિત સ્વરૂપમા માગણી તે કૉન્ગ્રેસમા કરવામા આવી હતી, અને સ્વરાજ્યના પ્રથમ પગથીયા તરીકે લડાઇના અન્તે હિન્દના રાજ્યતન્ત્રમા શુ શુ સુધારા કરવાની જરૂર છે તેની એક યોજના કૉન્ગ્રેસે તથા મૉસ્લેમ લીગે એકમતે ઘડી કહાડી હતી, એટલુ જ નહિ પણ આ દેશના સદ્ભાગ્યે ૩૧ વર્ષના પાકા અનુભવ પછી રાજકીય ચેતન સર્વ દિશામા પ્રસરે તથા હિન્દની સ્વરાજ્યની માગણી વિષે લોકમત સગીન રીતે કેળવાય તે માટે કૉન્ગ્રેસે ડિસ્ટ્રિક્ટ કૉન્ગ્રેસ કમીટીઓ, હોમરૂલ લીગો અને અન્ય રાજદ્વારી સંસ્થાઓને આખુ વર્ષ સ્વરાજ્યની માગણી જનસમાજને સમજાવવાની તથા તે વિષે તેઓનો મત કેળવવાની આજ્ઞા કીધી હતી આ ઠરાવ જેટલો દીર્ઘદૃષ્ટિવાળો હતો તેટલો જ સ્વરાજ્યની લડતને સગીન પાયાપર મૂકનારો હતો કૉન્ગ્રેસના આ ફરમાનને માન આપી, હોમરૂલ લીગોએ સ્વરાજ્યની યોજના સમ્બન્ધી લોકમત કેળવવાની પ્રવૃત્તિઓ શરૂ કરી હતી, તે માટે ખરેખર તેઓને ધન્યવાદ ઘટે છે.

૧૯૧૬ ની આખરે કૉન્ગ્રેસે અને લીગે સ્વરાજ્યની યોજના ઘડી કહાડી ત્યાર પછી હિન્દનુ રાજકીય વ્યોમ અનેક અભ્રોથી છવાવા માડયુ એક પાસથી ૧૯૧૭ ની શરૂઆતમા ઇમ્પીરિયલ વૉર કૉન્ફરન્સમા હિંદના નિયુક્ત કરેલા પ્રતિનિધિઓએ પોતાના વર્તન તથા વિચારથી હિન્દનુ ગૌરવ વધાર્યું અને ઇંગ્લાંડના સ્વાતન્ત્ર્યપ્રેમી પ્રધાનોએ હિન્દની અભિલાષાઓ તથા માગણીઓ પ્રતિ સમભાવ દર્શાવનારા આશાજનક વચનો ઉચ્ચારવા માંડ્યા બ્રીટનના વડા પ્રધાન લૉર્ડ જ્યૉર્જે પોતાના ભાષણમા જણાવ્યુ કે હવે તો હિન્દ *"equal partner of the Empire"* થવાને લાયક છે બીજી પાસથી સ્વરાજ્યની યોજના વિષે લોક-


૩૪

મત કેળવવાની પ્રવૃત્તિઓ હોમરૂલ લીગોએ વેગભર શરૂ કીધી અને તેના આત્મારૂપ મીસીસ બીસેન્ટે સ્વરાજ્યનો સંદેશ જનતાના હૃદયે પહોંચાડવાને પોતાના પત્ર "ન્યુ ઈન્ડિયા"મા પ્રોત્સાહક લેખમાળા શરૂ કીધી અને આખું હિન્દ વાતાવરણ બન્યું. તેનું રાજકીય જીવન નૂતન ચેતનથી પ્રકાશવા લાગ્યું. સ્વરાજ્યનો ઉદ્ઘોષ દેશના સર્વ ભાગોમાં નિશદિન સંભળાવા માંડ્યો. સ્વરાજ્યનું પ્રોત્સાહક સંગીત ગૃહે ગૃહે ગવાવા લાગ્યું. સ્વરાજ્યની માગણી માત્ર મૂઠીભર લોકોની માગણી છે એ સ્વાર્થી આરોપ ખોટો છે એમ દેશે સાબીત કર્યું. એક પાસથી બ્રીટનના પ્રધાનોને હિન્દની વ્યાજબી માગણીઓ પ્રતિનો સમભાવ અને બીજી પાસથી આ રીતમાં આવેલું નવચેતન તથા હિન્દી પ્રજાને ફરીથી નવી હિમ્મતભરી વાણી—આ સર્વથી બ્યુરોક્રસીના કબુતરખાનાઓ ખળભળી ઉઠ્યા અને હિન્દ પોતાના હકની માગણીઓનો સૂર બ્રીટનની સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાને પહોંચાડે તે પૂર્વે તેની વાણી અને તેટલી રીતે બંધ કરવાના પ્રયાસો બ્યુરોક્રસીએ શરૂ કર્યા. હિન્દની સ્વરાજ્યની માગણીને વ્યવસ્થાપૂર્વક દાબી દેવાના પગલાઓ એક પછી એક લેવાના માંડ્યા. માઈકલ ઓ'ડાયરે તેનું મંગલાચરણ (!) કર્યું! લૉર્ડ પેન્ટલેન્ડે હિન્દની સર્વ આશાઓને નષ્ટ કરનારી તથા સ્વરાજ્યની માગણી અવ્યવહારૂ દર્શાવનારૂં ઢોલ ઉંચી રીતે હવામાં જોરથી વગાડ્યું અને તેના પરિણામે ભારતમાતાની અનન્ય પ્રેમથી સેવા કરનારી વિદુષી સન્નારી બીસેન્ટને ડીફેન્સ ઑફ ઇંડિયા ઍક્ટની રૂએ નજરકેદ કરી! તેની વાણી બંધ કરી, તેના લેખો બંધ થયા, તેનું દર્શન બંધ કર્યું. પરન્તુ તેના આત્માએ હિન્દના આત્માને આપેલો અમૂલ્ય સંદેશ જેવો ને તેવો રહ્યો! ડિફેન્સ ઑફ ઈન્ડિયા ઍક્ટ સ્વરાજ્યના સંદેશને નજરકેદ કરી શક્યો નહિ! એક બાજુથી હોમરૂલ લીગના મુખ્ય નેતાને નજરકેદ કીધી અને બીજી બાજુથી હિન્દના ભાવિની ઉજ્જ્વલ આશારૂપ વિદ્યાર્થિઓને રાજકીય જીવનથી, રાજકીય સભાઓથી, રાજકીય વિચારોથી દૂર રાખનારા બંધનો વધારે સખ્ત બનાવ્યા. લૉર્ડ પેન્ટલેન્ડની સરકારના સરક્યુલરનો પ્રતિધ્વનિ લૉર્ડ વિલીંગડનની સરકારે આપ્યો. લૉર્ડ રોનાલ્ડશેએ તથા સર જેમ્સ મેસ્ટને સ્વરાજ્યનું મંદિર દૂર દૂર—સુદૂર—અતિદૂર છે અને ત્યાં પહોંચવાનો માર્ગ ઘણો વિકટ છે, એમ જણાવી લૉર્ડ પેન્ટલેન્ડની ધમકીને થોડી ઘણી મોળી બનાવી. પરન્તુ દેશના સર્વ ભાગોમાં હિન્દની સ્વરાજ્યની માગણી સામે બ્યુરોક્રસીની વેગભરી લડત શરૂ થઈ ચૂકી. ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ સરકારનો ફળ્યો! બ્રીટનને વફાદાર, બ્રીટનના શત્રુઓ સામે સખ્ત પોકાર કરનાર, સામ્રાજ્યને સર્વ રીતે મદદ કરવાનો હિન્દને ઉપદેશ આપનાર સન્નારી નજરકેદ! કોઈએ સભાઓ બંધ કરી, કોઈએ સભાના રીપોર્ટો છાપવાની મના કરી, કોઈએ સભામાં હાજર રહેનારા દેશભક્તોની ખબર લીધી! અને આ સઘળું સંરક્ષણ હિન્દના કાયદાની રૂએ કર્યું!

દેશની આ ગંભીર રાજકીય સ્થિતિએ નેતાઓનું ગંભીર ધ્યાન ખેંચ્યું અને તે સામે સર્વ ઠેકાણેથી સખ્ત પોકાર થયો. પણ તેની અસર બ્યુરોક્રસીપર કંઈ પણ થઈ નહિ અને તેઓએ હિન્દનો સૂર બ્રીટનની પ્રજાને પહોંચે નહિ તેવા પ્રયત્નો જારી રાખ્યા અને હોમરૂલ પ્રતિ પોતાની

સખ્ત નાપસદગી કરાવી પંડિત મદનમોહન માલવીયા જેવા કટ્ટર દેશભક્ત દેશના ગામડાઓમા ફરતા થયા અને તેણે હિન્દના રાજકીય જીવનની નાડ તપાસી, સ્થિતિ અતિશય ગભીર છે, એમ જણાવ્યુ હિન્દના જીવનમા અણીનો પ્રસગ આવ્યો છે—હિન્દ કમીટીમાથી પસાર થાય છે એ અગાઉ દેશભક્ત હૃદયને પ્રેરાવો કાયદેસર પદ્ધતિથી પણ અનુપમ દૃઢતાની સ્વરાજ્યની યોજનાને વળગી રહેવાની જરૂર છે એવો પ્રોત્સાહક ઉપદેશ સ્થળે સ્થળે કર્યો પ્રશ્ન એટલો જ છે કે હિન્દ બ્યુરૉક્રસીના હાથમા જે સત્તા છે તેમાથી કેટલીક પોતાના પુત્રોને અપાવવા માગે છે બ્યૂરૉક્રસી ના પાડે છે હિન્દ પોતાની માગણીને દાબી નાખનારા જે પ્રયત્નો બ્યૂરૉક્રસીએ વ્યવસ્થાપૂર્વક આદર્યા છે તેથી હિમ્મત હારી અવાચક બનશે કે સ્વરાજ્યની માગણીમા પૂરી શ્રદ્ધા રાખી તેને માટે દૃઢતાપૂર્વક સતત લડત ચલાવશે? આ અણીના પ્રસગ ઉપર હિન્દ જેવુ ચારિત્ર્ય દાખવશે તેવુ સ્વરાજ્ય તેને મળશે

હિન્દની આવી બારીક રાજકીય સ્થિતિ અવલોકી તથા કાગ્રેસે પોતે ઘડી કહાડેલી યોજના વિષે લોકમત કેળવવાના આપેલા ફરમાનને માન આપી મુબાઈના હોમરૂલ લીગે ગુજરાતના જૂદા જૂદા શહેરોમા ડેપ્યુટેશન મોકલી ત્યાના રાજકીય જીવનમા નવુ ચેતન લાવવાના શુભ પ્રયાસ આદર્યા છે આવી રીતે શહેરે શહેર ડેપ્યુટેશન મોકલવામા લીગના ત્રણ મુખ્ય ઉદ્દેશો છે પ્રથમ તો ગુજરાતમા એવો એક પણ માણસ કે સ્ત્રી એવા નહિ રહેવા જોઈએ કે જેને હાલની રાજકીય સ્થિતિની સાચી માહિતી નહિ હોય આ ઉદ્દેશ પાર પાડવાને માટે દરેક જવાબદાર વક્તાઓ પાસે ભાષણો અપાવે છે બીજો ઉદ્દેશ એ છે કે દરેક સ્થળે હોમરૂલ લીગની શાખા સ્થાપી લોકોના રાજકીય ઉત્સાહને તથા જીવનને સ્થાયી સ્વરુપ આપવુ ત્રીજો ઉદ્દેશ એ છે કે કૉગ્રેસે ઘડી કહાડેલી યોજના વિષે લોકમત કેળવવો અને તેમ કરવાને માટે તે તે સ્થળે વ્યાખ્યાનમાળાની ગોઠવણ કરવી, એક સારૂ પુસ્તકાલય તથા એક ફ્રી રીડીંગ રૂમ ઉઘાડવા તથા રાજકીય વિષયોની સાચી માહિતી આપવાને માટે અભ્યાસવર્ગો ખોલવા કાયદેસર પદ્ધતિથી પણ દૃઢતાથી મુબાઈના હોમરૂલ લીગે ગુજરાતમા આ કામ કરવાનો નિશ્ચય કર્યો છે હોમરૂલ લીગના હાલના કાર્યકર્તાઓ સમજે છે કે તેઓના કરતા હિન્દ માતાની સેવામા વૃદ્ધ થયેલા રાજ્યદ્વારી નેતાઓ આ કાર્યને માટે વધારે લાયક છે અત્યાર સુધી તેઓએ જે કાર્ય કર્યુ છે તે માટે હમારૂ હૃદય ઉપકારવશ છે પરતુ હિન્દના રાજકીય જીવનના આ અણીના પ્રસગે તેઓનુ મૌન હમને સાલે છે હમને તો કૉગ્રેસના ફરમાન મુજબ સ્વરાજ્યની યોજના વિષે લોકમત કેળવવાનો હમારો ધર્મ છે હમારા નેતાઓ એ કામ કરવા બ્હાર પડતા હોય તો હમે ખુશીથી તેમને પગલે તેમની પાછળ ચાલશુ પરતુ તેઓનો તેમ નહિ કરવાનો ઠરાવ હશે—તેઓના મૌન ઉપરથી હમને તેવુ લાગે છે—તો હમે તો હાથમા લીધેલુ કાર્ય હિમ્મતથી કર્યા જઈશુ, અને તેઓ તરફથી માત્ર આશીર્વાદની જ આશા રાખશુ આવી રીતે અત્યારસુધીમા હોમરૂલ લીગે ગુજરાતમા જે કાર્ય કર્યુ છે તેની ટુકી માહિતી નીચે આપી આ લેખ બંધ કરીશુ

સુરત —

તા ૧૫ મી જુલાઈના સુરત ખાતે મી હૉર્નિમૅન, મી જમનાદાસ દ્વારકાદાસ, હોમરૂલ લીગના બુદ્ધિશાળી અને વ્યવસ્થા કરવામા કુશળ મંત્રી મી બૅન્કર, મી વિભાકર અને મી દેવભાપુકર—આ સર્વનુ ડૅપ્યુટેશન ગયુ હતુ તેઓ સુરતના નેતાઓને મળ્યા હતા એક ઇંડોગમલ સભામા હાલની સ્થિતિ તેઓને સમજાવી હતી સાઝના "હાલની રાજકીય સ્થિતિ" ઉપર મી વિભાકર, મી જમનાદાસ તથા મી હૉર્નિમૅન બોલ્યા હતા સભામા લગભગ ૧૦૦૦ પુરૂષો તથા ૧૦૦ સ્ત્રીઓ હાજર હતા હોમરૂલ લીગમાં નવા ૧૦૦ સભાસદો દાખલ થયા હતા. પુસ્તકાલય તથા ફ્રી રીડીંગરૂમ વધારે વ્યવસ્થિત બનાવ્યા હતા તથા અભ્યાસવર્ગો ખોલવાની ગોઠવણ કરી હતી લોકોનો ઉત્સાહ ઘણો હતો

ભરૂચ —

શેઠ રતનસી, ધરમસી હોમરૂલ લીગના અતિ ઉત્સાહી પ્રૉવિન્શીયલ સૅક્રેટરી મી ચન્દ્રશંકર પડ્યા, મી કનૈયાલાલ મુનશી તથા મી મનસુખલાલ માસ્તર—એમનુ એક ડૅપ્યુટેશન તા ૧૫ મીના ભરૂચ ગયુ હતુ મી કનૈયાલાલ મુનશીને ત્યા શેઠ રતનસીના માનમા ચાહપાર્ટી કરવામા આવી હતી અમલદાર વર્ગની ઈચ્છા ન હોવા છતા ત્યાના નેતાઓ આ પાર્ટીમા આવ્યા હતા તેમની અનેક મુશ્કેલીઓ તથા શકાઓ ડૅપ્યુટેશને દૂર કરી હતી સાઝના દાદાભાઈ હૉલમા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર મી માસ્તર, મી મુનશી તથા મી પડયાએ અસરકારક ભાષણ કર્યાં હતા લગભગ ૫૦૦ પુરૂષો હાજર હતા હૉલ ન્હાનો હોવાથી બીજા લોકોને ચાલી જવુ પડયુ હતુ સર નાયુરજી હૉલ દરેક સાર્વજનિક કામને માટે બાધવામા આવેલો હોવા છતા મળ્યો નહિ હતો સભામા ઘણો જ ઉત્સાહ હતો અને ઘણા પુરૂષો હોમરૂલ લીગમા જ સભામા દાખલ થયા હતા લાઇબ્રેરી અને અભ્યાસવર્ગોની ગોઠવણ પણ કરી હતી

નડિયાદ —

તા ૧૮ મીએ મી ચન્દ્રશકરે નડિયાદમા લગભગ ૧૨૦૦ માણસ સમક્ષ રા બટુકશકર ગિરધરલાલના પ્રમુખપદ નીચે અમલદારોની હાજરીમા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર એક અતિ પ્રોત્સાહક અને જવાબદાર ભાષણ આપ્યુ હતુ અને તેને પરિણામે ૧૦૦ નવા સભાસદો હોમરૂલ લીગમા જોડાયા હતા

ગોધરા —

તા ૨૧ મી જુલાઈના સવારના હોમરૂલ લીગના મંત્રી મી બૅન્કર, મી ચન્દ્રશકર તથા મી મનસુખલાલ માસ્તર ગોધરે આવી પ્હોચ્યા હતા મી દાસુખભાઈ વકીલની ઑફીસમા ત્યાના નેતાઓ ભેગા થયા હતા તેઓને હાલની સ્થિતિ સમજાવી હતી અને હોમરૂલ લીગની ત્યા સ્થાપના કરી હતી સાઝના ડૅપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની હાજરીમા લગભગ ૫૦૦ પુરૂષો સમક્ષ—જેમાં લગભગ ૫૦ મુસલમાનો હતા—મી માસ્તર તથા મી પડયા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર બોલ્યા હતા મી પડયાનુ ભાષણ એટલુ બધુ તો પ્રોત્સાહક અને

જ્વાબદાર હતુ કે તરત જ સભામા જ ૧૫ માણસો હોમરૂલ લીગમા દાખલ થયા હતા લાઈબ્રેરી તથા અભ્યાસવર્ગોની ગોઠવણ કરવાનુ કામ ત્યાના એક ઉત્સાહી નેતા મી વામનરાવ મુકાદમને સોંપવામા આવ્યુ છે ડેપ્યુટેશનની મુલાકાતથી ત્યાના રાજકીય જીવનમા કઇક નવો જ વેગ આવ્યો હતો

અમદાવાદ —

તા ૨૨ મીની સવારના શેઠ રતનસી ધરમસી, મી જમનાદાસ દ્વારકાદાસ, મી મેન્કર, મી ચન્દ્રશકર પડ્યા, મી મનસુખલાલ માસ્તર અમદાવાદ આવ્યા હતા તેમને સ્ટેશન-ઉપર શેઠ અબાલાલ સારાભાઈ, મી. જીવનલાલ દેશાઈ, મી મગનભાઈ પટેલ વિગેરે અમદાવાદના નેતાઓએ આવકાર આપ્યો હતો બપોરના શેઠ અબાલાલ સારાભાઈને ગૃહે અમદાવાદના નેતાઓને બોલાવવામા આવ્યા હતા અને ડેપ્યુટેશનના સભાસદો સાથે તેઓએ હાલની સ્થિતિ વિષે વાતચીત કીધી હતી સાંઝના આનન્દભુવન થીયેટરમા એક જબર સભા ભરાઈ હતી-લગભગ ૨૦૦૦ માણસોની સખ્યામા ત્યાની પ્રતિષ્ઠિત સન્નારીઓએ હાજરી આપી હતી. સભાનુ પ્રમુખસ્થાન ત્યાના જાણીતા શહેરી રા બ રમણભાઈ મહિપતરામે લીધુ હતુ મી માસ્તરે, મી ચન્દ્રશકરે તથા મી જમનાદાસે અસરકારક ભાષણો કર્યા હતા શેઠ મગનદાસ ગિરધરદાસ જેવા ત્યાના મુખ્ય શહેરી અને મોટા મીલમાલકે તેઓનો આભાર માનતા હોમરૂલ લીગમા જોડાવાને શ્રોતાજનને વિનતિ કરી હતી પ્રમુખે પણ અસરકારક ભાષણ કર્યું હતુ, અને સરકારની હાલની રાજ્યનીતિને વખોડી કહાડી હતી લોકોમા ઉત્સાહ ઘણો હતો. લગભગ ૧૦૦ નવા સભાસદો જોડાયા હતા.

હોમરૂલ લીગે આ પ્રમાણે દૃઢતાથી, વ્યવસ્થાપૂર્વક પોતાનુ કાર્ય શરૂ કીધુ છે અને ગુજરાતમા ગૃહે ગૃહે સ્વરાજ્યનો સદેશ પ્હોચાડવાની પ્રતિજ્ઞા લીધી છે ગુજરાતમા જાગૃતિ આવી છે હિન્દના અગ્રણીના પ્રયત્નમા ગુજરાત પોતાનુ ગૌરવ જાળવશે તથા તેના રાજકીય જીવનના ચેતનમા પોતાના ચેતનનો ફાળો આપશે, એવી આશા છે

---

# ભાઈ રણજિતરામ.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

૧.

આમુખ.

ભાઈ રણજિતરામ સમન્ધી હું શું લખું અને શું ન લખું? સ્વભાવથી અને સિદ્ધાન્તથી તટસ્થ પરીક્ષકોની પણ તટસ્થતા સ્નેહનો પક્ષપાત સરજાવી દે છે મ્હેં ગુજરાતના અનેક પ્રસિદ્ધ પુરુષોના જીવનચરિત્રો લખ્યા છે, અને તે મ્હારાથી બની શકે તેટલી સમભાવભરી તટસ્થતાથી, ભાઈ રણજિતરામના સમ્બન્ધમા પણ મ્હારાથી બનશે તેટલી તટસ્થતા સાચવવા હું પ્રયત્ન કરીશ તથાપિ હુ પૂરેપૂરી તટસ્થતા જાળવી શકીશ કે કેમ, શુદ્ધ સ્નેહની પ્રબળ ઊર્મિ પરમ્પરાને હું સંયમમા રાખી શકીશ કે કેમ એવી મ્હને મ્હેજ શંકા રહે છે તેટલા માટે હુ ગુજરાતના વાચકવર્ગને નમ્ર પ્રાર્થના કરૂ છુ કે જો શુદ્ધ સ્નેહનો પક્ષપાત ત્હેને ક્ષન્તવ્ય લાગતો હોય તો સ્નેહપ્રાબલ્યથી હુ તટસ્થ મટી પક્ષસ્થ થઈ જતો લાગુ ત્યારે ઉદારતાથી મ્હને તે નભાવી લે?

ભાઈ રણજિતરામ ગુજરાતના અનેક અગ્રેસર વિદ્વાનો, લેખકો, કાર્યકરો આદિના નિકટ સમન્ધમા આવેલા હતા ત્હેમાના કેટલાકની સાથે ત્હેમને ગાઢ મૈત્રીનો સમન્ધ હતો હું એ ગાઢ મિત્રોમાંનો એક છુ મ્હને હજી સ્મરણમા છે એ રાત્રિ જ્યારે અમ્હે બે મુંબાઈની ચોપાટી ઉપર સાથે ફરવા ગયા હતા અને ત્હેમણે ત્હેમની દેખાતી ભાવહીનતા (*Coldness*) મૂકી દઈ ઊર્મિમય આવેશથી મ્હને પ્રશ્ન પૂછી આશ્ચર્યચકિત કર્યો હતો "ચન્દ્રશંકર, આપણે બે મિત્રો થઇ શકીએ ખરા?" ત્હેમના પ્રશ્નનો મુદ્દો બરાબર ન સમજવાથી મ્હેં વિસ્મયથી પૂછ્યુ "રણજિતરામ, કેમ આવો પ્રશ્ન પૂછો છો?" ત્હેમણે ઉત્તર આપ્યો "તમ્હે નાગર છો માટે" મ્હેં પુછ્યુ "એટલે? હું નાગર છુ માટે શુ કોઈનો મિત્ર ન થઈ શકુ?" ત્હેમણે સૂચક અવાજમા પૂછ્યુ "નાગર કોઈના મિત્ર જાણ્યા છે?" મ્હેં ઉત્તર દીધો "રણજિતરામ, મ્હારી નાતને થતા અનેક અન્યાયોમા ઉમેરો ન કરો તમ્હે કહો છો એવા નાગરો નહિ હોય એમ હુ કહેવા ઇચ્છતો નથી, એટલુ તો હુ કહી શકુ એમ છે કે હુ તેવા નાગરોમાનો એક નથી તમ્હે એમ પૂછો છો કે 'આપણે મિત્રો થઈ શકીશુ?' હુ તો જોઈ શકુ છુ કે 'આપણે મિત્રો છિએ'" ભાઈ રણજિતરામ આ વર્ષના જૂન માસની તા ૪ થીની સ્હવારે ૯ વાગતાને સુમારે નરોત્તમ શેઠના જુહૂના બગલાના કૉમ્પાઉન્ડના દરવાજા આગળથી દરિયામા ન્હાવા જતા હસતે મુખે–મીઠી મશ્કરી કરતે–મ્હારાથી જુદા પડ્યા ત્યા સુધી 'આપણે મિત્રો છિએ' એ સ્થિતિ અપરિવર્તિત રહી ત્હેમનો દેહ ભસ્મીભૂત થયો છે, અને ચર્મચક્ષુએ હુ એ રણજિતરામને નહિ જોઉં જેમણે મ્હારા જીવનને જીવવા યોગ્ય બનાવવામા અમૂલ્ય ભાગ ભજવ્યો હતો, પરન્તુ આશ્વાસન છે શાસ્ત્રોના કે "આત્મા અમર છે" તો પછી હજી પણ સત્ય છે અને ભવિ-

આમા પણ સત્ય રહેશે મ્હારો ઉદ્ગાર 'આપણે મિત્રો છિએ' નિર્મન ગણાવાની બીતિ વગર જેમની આગળ હૃદયની મર્મભેદી મૂંઝવણો ઠરી દૈયુ હલકુ કરી શકાય, મૂર્ખ મનાવાની ચિન્તા વગર જેમની પાસે બુદ્ધિની ગૂંચી નાખનારી મુશ્કેલીઓ રજુ કરી મગજને કંઇક શાન્ત બનાવી શકાય, અને તરંગી લેખાવાની શકા વગર જેમની સમુખ આત્માના મીઠાં મનોરાજ્યો નિવેદિત કરી ઉરને ઉલ્લસિત કરી શકાય એવા અનેક મિત્રો પ્રભુકૃપાથી મ્હને મળેલા છે,-પરંતુ તે મ્હારા મોઘા અને વ્હાલા મિત્રોને સ્હેજ પણ અન્યાય કર્યા વિના હુ જણાવવાની રજા લઉં છુ કે "રણજિતરામ તે રણજિતરામ એમને ગયે એમનુ સ્થાન સદાય ખાલી" ભાઈ રણજિતરામ મ્હારે સગા ભાઈ સમાન હતા મ્હારા જીવનના ઘણા રહસ્યો એ જાણતા એમના જીવનના ઘણા રહસ્યો હુ જાણતો એક બીજાની નિર્બળતાઓ જાણતા અને માફ કરતા એક બીજાની શક્તિઓ જાણતા અને માન આપતા કોઈ પણ સમયે મ્હારા એ ભાઈનુ અવસાન હું સહન ન કરી શકત પરન્તુ જે વર્ષમા મ્હેં મ્હારા વ્હાલામા વ્હાલા પત્ની ખોયા અને પૂજ્યમા પૂજ્ય પિતા ખોયા તે જ વર્ષમા આ ત્રીજો આઘાત આવતા ખમવાનુ સામર્થ્ય મ્હારામાં ન્હોતુ રહ્યુ હશે ભાઈ રણજિતરામ ગયા-તે ન ગયા નહિ થાય હવે રહ્યુ માત્ર ત્હેમને સભારવાનુ અને ત્હેમના અમૂલ્ય જીવનમાથી પ્રેરણા પામવાનુ ઠીક સભારીશુ અને પ્રેરણા પામીશુ સાહિત્યપરિષદ્ના અધિવેશનો ભરીશુ, શિક્ષણપરિષદ્ દ્વારા ગુજરાતમા જ્ઞાનના લ્હાણા કરીશુ માસિકોમા લેખો લખીશુ, ગ્રન્થો રચીશુ, ગુજરાતના ગૌરવના ગર્વગાન ગાઈશુ, ગુજરાતની એકતાના પાઠ પઢીશુ એ સર્વ કરીશુ—પરન્તુ રહી જશે શૂન્યતાના અનિવાર્ય ભાવ એ સર્વમા સહકાર કરનાર ભાઈ રણજિતરામ વિના વિશેષ શુ?

## જીવનની રૂપરેખા.

ગુજરાતનો કૃતજ્ઞ ઇતિહાસકાર સ્મરણીય લેખશે તે દિવસ જ્યારે સુરતમા રા વાવાભાઈ નામના કાયસ્થ ગૃહસ્થના કુટુમ્બમાં ભાઈ રણજિતરામનો જન્મ થયો તે દિવસ તે સવત્ ૧૯૩૮ ના કાર્તિક સુદિ ૨ રા વાવાભાઈ એલ સી ઈ હોવાથી એન્જીનિઅરની નોકરી કરતા હતા તેઓની નોકરી ભરૂચ જીલ્લામા હોવાથી રા રણજિતરામનુ બાળપણ તે જીલ્લાના જુદા જુદા ગામોમા વ્યતીત થયુ હતું ન્હાનપણથી જ રા. રણજિતરામ સકોચશીલ, નિવૃત્તિપ્રિય અને અલ્પભાષી હતા ઈ સ ૧૮૮૮ મા ત્હેમના પિતા નોકરીને અગે અમદાવા ગયા અને પછી ત્યા જ રહ્યા એટલે ભાઈ રણજિતરામનો અભ્યાસ અમદાવાદમા જ શરૂ થયો અને અમદાવાદમા જ પૂરો થયો મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રૅક્ટિસિંગ ક્લાસમા તેઓએ ગુજરાતી અભ્યાસ કર્યો હતો અને માધ્યમિક કેળવણી અમદાવાદની મિશન સ્કૂલમા લીધી હતી ખ્રીસ્તી મિશનરીઓના જીવનની સારી અને બીજી બાજુ ત્હેમણે તે વખતે જાતે જોઈ હતી, અને તે વિષે કેટલીક વાર તેઓ વાતો કરતા. ઈ સ. ૧૮૯૮ માં તેઓએ મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી અને ઈ સં ૧૮૯૯ માં અમદાવાદની ગુજરાત કૉલેજમાં પ્રવેશ

# ભાઈ રણજિતરામ.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

૧.

આમુખ.

ભાઈ રણજિતરામ સમ્બન્ધી હું શું લખું અને શું ન લખું ? સ્વભાવથી અને સિદ્ધાન્તથી તટસ્થ પરીક્ષકોની પણ તટસ્થતા સ્નેહનો પક્ષપાત સાચવી રહે છે. મ્હેં ગુજરાતના અનેક પ્રસિદ્ધ પુરૂષોના જીવનચરિત્રો લખ્યા છે, અને તે મ્હારાથી બની શકે તેટલી સમભાનભરી તટસ્થતાથી, ભાઈ રણજિતરામના સમ્બન્ધમાં પણ મ્હારાથી બનશે તેટલી તટસ્થતા સાચવવા હું પ્રયાસ કરીશ. તથાપિ હું પૂરેપૂરી તટસ્થતા જાળવી રાખીશ કે કેમ, શુદ્ધ સ્નેહની મમળ ઊર્મિ પરમ્પરાને હું સંયમમાં રાખી શકીશ કે કેમ એની મ્હોટી સ્હેજ નક્કી નહિ છે તેટલા માટે હું ગુજરાતના વાચકવર્ગને નમ્ર પ્રાર્થના કરૂં છું કે જો શુદ્ધ સ્નેહનો પક્ષપાત ત્હેને ક્ષન્તવ્ય લાગતો હોય તો સ્નેહપ્રાબલ્યથી હું તટસ્થતા મૂકી પક્ષસ્થ થઈ જતો જણાઉં ત્યારે ઉદારતાથી મ્હને તે નભાવી લે.

ભાઈ રણજિતરામ ગુજરાતના અનેક અગ્રેસર વિદ્વાનો, લેખકો, કાર્યકરો આદિના નિકટ સમ્બન્ધમાં આવેલા હતા. ત્હેમાંના કેટલાકની સાથે ત્હેમને ગાઢ મૈત્રીનો સમ્બન્ધ હતો. હું એ ગાઢ મિત્રોમાંનો એક છું. મ્હને હજી સ્મરણમાં છે એ રાત્રિ જ્યારે અમ્હે બે મુમ્બાઈની ચોપાટી ઉપર સાથે ફરવા ગયા હતા અને ત્હેમણે ત્હેમની દેખાતી ભાવહીનતા (*Coldness*) મૂકી દઈ ઊર્મિમય આવેશથી મ્હને પ્રશ્ન પૂછી આશ્ચર્યચકિત કર્યો હતો. "ચન્દ્રશંકર, આપણે બે મિત્રો થઇ શકીએ ખરા ?" ત્હેમના પ્રશ્નનો મુદ્દો બરાબર ન સમજવાથી મ્હેં વિસ્મયથી પૂછ્યું "રણજિતરામ, કેમ આવો પ્રશ્ન પૂછો છો ?" ત્હેમણે ઉત્તર આપ્યો 'તમ્હે નાગર છો માટે." મ્હેં પૂછ્યું "એટલે ? હું નાગર છું માટે શું કોઈનો મિત્ર ન થઈ શકું ?" ત્હેમણે સૂચક જવાબમાં પૂછ્યું "નાગર કોઈના મિત્ર જાણ્યા છે ?" મ્હેં ઉત્તર દીધો "રણજિતરામ, મ્હારી નાતને થતા અનેક અન્યાયોમાં ઉમેરો ન કરો. તમ્હે કહો છો એવા નાગરો નહિ હોય એમ હું કહેવા ઇચ્છતો નથી, એટલું તો હું કહી શકું એમ છે કે હું તેવા નાગરોમાંનો એક નથી. તમ્હે એમ પૂછો છો કે 'આપણે મિત્રો થઈ શકીશું ?' હું તો જોઈ શકું છું કે 'આપણે મિત્રો છિએ'" ભાઈ રણજિતરામ આ વર્ષના જૂન માસની તા. ૪ થીની સ્હવારે ૯ વાગતાને શુમારે નરોત્તમ રોડના જુઈના બગલાના કૉમ્પાઉન્ડના દરવાજા આગળથી દરિયામાં ન્હાવા જવા હસતે મુખે—મીઠી મશ્કરી કરતે—મ્હારાથી જુદા પડ્યા ત્યાં સુધી 'આપણે મિત્રો છિએ' એ સ્થિતિ અપરિવર્તિત રહી. ત્હેમનો દેહ ભસ્મીભૂત થયો છે, અને ચર્મચક્ષુએ હું એ રણજિતરામને નહિ જોઉં જેમણે મ્હારા જીવનને જીવવા યોગ્ય બનાવવામાં અમૂલ્ય ભાગ ભજવ્યો હતો, પરન્તુ આશ્વાસન છે શાસ્ત્રોના કે "આત્મા અમર છે" તો પછી હજી પણ સત્ય છે અને ભવિ-

આમા પણ સત્ય રહેશે મ્હારો ઉદ્ગાર 'આપણે મિત્રો છિએ' નિર્બળ ગણાવાની ભીતિ વગર જેમની આગળ હૃદયની મર્મભેદી મૂંઝવણો કહી હૈયુ હલકુ કરી શકાય, મૂર્ખ મનાવાની ચિન્તા વગર જેમની પાસે બુદ્ધિની ગૂંચવી નાખનારી મુશ્કેલીઓ રજુ કરી મગજને કંઇક શાન્ત બનાવી શકાય અને તરંગી લેખાવાની શંકા વગર જેમની સમુખ આત્માના ગૂઢ મનોરાજ્યો નિવેદિત કરી ઉરને ઉન્નમિત કરી શકાય એવા અનેક મિત્રો પ્રભુકૃપાથી મ્હને મળેલા છે,—પરન્તુ તે મ્હારા મોઘા અને વ્હાલા મિત્રોને સ્હેજ પણ અન્યાય કર્યા વિના હુ જણાવવાની રજા લઉં છુ કે "રણજિતરામ તે રણજિતરામ એમને ગયે એમનુ સ્થાન સદાય ખાલી" ભાઈ રણજિતરામ મ્હારે સગા ભાઈ સમાન હતા. મ્હારા જીવનના ઘણા રહસ્યો એ જાણતા એમના જીવનના ઘણા રહસ્યો હુ જાણતો એક બીજાની નિર્બળતાઓ જાણતા અને માફ કરતા એક બીજાની શક્તિઓ જાણતા અને માન આપતા કોઈ પણ સમયે મ્હારાથી એ ભાઈનુ અવસાન હુ સહન ન કરી શકત પરન્તુ જે વર્ષમા મ્હેં મ્હારા ન્હાનામા ન્હાના પત્ની ખોયા અને પૂજ્યમા પૂજ્ય પિતા ખોયા તે જ વર્ષમા આ ત્રીજો અગમ આઘાત ખમવાનુ સામર્થ્ય મ્હારામા ન્હોતુ રહ્યુ હવે ભાઈ રણજિતરામ ગયા—તે ન ગયા નહિ થાય, હવે રહ્યુ માત્ર ત્હેમને સભારવાનુ અને ત્હેમના અમૂલ્ય જીવનમાથી પ્રેરણા પામવાનુ ઠીક સભારીશુ અને પ્રેરણા પામીશુ સાહિત્યપરિષદ્ના અધિવેશનો ભરીશુ, શિક્ષણપરિષદ્ દ્વારા ગુજરાતમા જ્ઞાનના લ્હાણાં કરીશુ માસિકોમા લેખો લખીશુ, ગ્રન્થો રચીશુ, ગુજરાતના ગૌરવના ગુણગાન ગાઈશુ, ગુજરાતની એકતાના પાઠ પઢીશુ એ સર્વ કરીશુ—પરન્તુ રહી જશે શૂન્યતાના અનિવાર્ય ભાર એ સર્વમા સહકાર કરનાર ભાઈ રણજિતરામ વિના વિશેષ શુ?

## જીવનની રૂપરેખા.

ગુજરાતનો કૃતજ્ઞ ઇતિહાસકાર સ્મરણીય લેખને તે દિવસ જ્યારે સુરતમા રા વાવાભાઈ નામના કાયસ્થ ગૃહસ્થના કુટુમ્બમાં ભાઈ રણજિતરામનો જન્મ થયો તે દિવસ તે સવત્ ૧૯૩૮ ના કાર્તિક સુદિ ૨ રા વાવાભાઈ એલ સી ઈ હોવાથી એન્જીનિઅરની નોકરી કરતા હતા તેઓની નોકરી ભરૂચ જીલ્લામા હોવાથી રા રણજિતરામનુ બાળપણ તે જીલ્લાના જુદા જુદા ગામોમાં વ્યતીત થયુ હતું ન્હાનપણથી જ રા રણજિતરામ સંકોચશીલ, નિવૃત્તિપ્રિય અને અલ્પભાષી હતા ઈ સ ૧૮૮૮ મા ત્હેમના પિતા નોકરીને અંગે અમદાવાદ ગયા અને પછી ત્યાં જ રહ્યા એટલે ભાઈ રણજિતરામનો અભ્યાસ અમદાવાદમા જ શરૂ થયો અને અમદાવાદમા જ પૂરો થયો મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં તેઓએ ગુજરાતી અભ્યાસ કર્યો હતો અને માધ્યમિક કેળવણી અમદાવાદની મિશન સ્કૂલમા લીધી હતી ખ્રીસ્તી મિશનરીઓના જીવનની સારી અને બીજી બાજુ ત્હેમણે તે વખતે જાતે જોઈ હતી, અને તે વિષે કેટલીક વાર તેઓ વાતો કરતા. ઈ સ. ૧૮૯૮ માં તેઓએ મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી અને ઈ સ ૧૮૯૯ માં અમદાવાદની ગુજરાત કૉલેજમાં પ્રવેશ

ર્યો. તેઓનુ વિદ્યાર્થીજીવન પરીક્ષાઓની દૃષ્ટિથી તેમ જ ખરા અભ્યાસની દૃષ્ટિથી ઉંચા પ્રકારનુ હતુ ત્હેમની વિદ્યોપાસનાએ તથા ત્હેમના કાર્યોત્સાહે ત્હેમના સ્નેહી સમવયસ્કોનું તેમ જ ત્હેમના અધ્યાપકોનુ લક્ષ ખેંચ્યુ હતુ તેઓ વિદ્યાર્થી હતા તે વખતની વાતો તેઓ બહુ કરતા-ખાસ કરીને ત્યાના ત્હેમના મિત્રમડળની, ત્યાના સુધારકો અને પ્રાર્થનાસમાજીઓ ની અને ત્યાના પ્રોફેસરોની ગુજરાતના વિદ્વાનો અને રસિકોમા અનતસરૂપ પ્રો આનન્દશકર વિષે મ્હે ત્હેમનો અભિપ્રાય પૂછેલો ત્હેના ઉત્તરમા ત્હેમણે કહ્યુ હતું "આનન્દશકરમા વિદ્વત્તા વિશાલ અને રસિકતા ઉંચા પ્રકારની, પણ ત્હેમના જીવનથી કે ત્હેમના ઉપદેશથી કોઈને પ્રેરણા આપી શકે અથવા પોતાની આસપાસ સહકરો અથવા અનુયાયીઓનુ મડળ આકર્ષી શકે એવુ સમથ વ્યક્તિત્વ ત્હેમનામા નહિ જુઓને, ડૉ ભાણ્ડારકરના વિદ્વાન શિષ્યો હજીયે ત્હેમને કેવી ઉપકારબુદ્ધિથી સભારે છે? આનન્દશકરને ગુજરાતના કેટલા વિદ્વાનો એવી રીતે સભારે છે?-અથવા સભારશે?" બી એ ની પરીક્ષા માટે ઐચ્છિક વિષય તરિકે ત્હેમણે "તર્કશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર" (*Logic and Moral Philosophy*) એ વિષય લીધો હતો ઈ સ ૧૯૦૩ મા તેઓએ બી એ ની પરીક્ષા બીજા વર્ગમા પસાર કરી, અને ગુજરાત કૉલેજમા ફેલો તરિકે તેઓ નીમાયા ત્હેમનુ કૉલેજજીવન ઉંચા પ્રકારનુ હતુ તેઓ માત્ર સારા વિદ્યાર્થી હતા એટલુ જ નહિ, પરન્તુ કૉલેજની ડીબેટિંગ સોસાઇટીમા, કૉલેજના સોશિઅલ ગૅધરિંગમા અને તે ઉપરાત કૉલેજની બ્હારની 'સાહિત્ય સભા વગેરે સસ્થાઓમા તેઓ હોસભર્યો અને અગ્રેસર ભાગ લેતા તેઓને ઘણુ વાચનાની ટેવ હતી ત્હેમના જેટલા વિશાળ અને વિવિધ વાચનવાળા ગુજરાતમા બહુ થોડા હશે ઈ સ. ૧૯૦૫ ના મે માસમા ત્હેમની પ્રેરણાથી અને મુખ્યત્વે ત્હેમના શ્રમથી સાહિત્ય સભાએ પ્રથમ સાહિત્ય પરિષદ્ અમદાવાદમા ભરી તેઓ સાહિત્ય પરિષદ્‌ના મત્રી નીમાયા હતા શ્રીયુત ગોવર્ધનરામે કેટલીક આનાકાની પછી તે પરિષદ્‌નુ પ્રમુખપદ સ્વીકાર્યું હતુ તે સબન્ધમા વાત કરતા રા રણજિતરામ રા ઠાકોરલાલ હરિલાલ દેસાઈની અને રા બ રમણભાઈની બહુ પ્રશસા કરતા રા બ રમણભાઈના સબન્ધમા તેઓએ કહ્યુ હતું "રમણભાઈ હોય નહિ અને અમદાવાદમા આટલુ યે સાહિત્યજીવન અને સાર્વજનિક જીવન હોય નહિ રમણભાઈની ભૂલો બતાવવી એ કામ જેટલુ હલકુ છે તેટલુ જ સ્હેલુ છે એમની માફક સર્વ સારા કામોમાં પોતાની પ્રતિષ્ઠા અને પોતાની સલાહનો લાભ આપવો એ બીજા કોઇ કરતા નથી તમ્હે ચોખ્ખા દિલથી કામ કરવા તૈયાર હો અને જવાબદારી માથે લેતા હો તો રમણભાઈની મદદની ખાત્રી" ઈ સ ૧૯૦૫ ના એપ્રિલમા તેઓ ઉમરેઠની હાઇસ્કૂલના હેડમાસ્તર નીમાયા ને તે વર્ષના નવેમ્બર સુધી તે પદ ઉપર રહ્યા નવેમ્બરમા રા મણિશકર રત્નજી ભટ્ટની સૂચનાથી પ્રો ગજ્જરના પ્રાઇવેટ સેક્રેટરી તરિકે તેઓ રહ્યા શ્રીયુત ગોવર્ધનરામ ત્રિપાઠીને અને પ્રો ગજ્જરને ઘણો સારો સબન્ધ હતો, અને પ્રો ગજ્જરને શ્રીયુત ગોવર્ધનરામનુ જીવનચરિત્ર લખાવવાની ઘણી હોસ હતી રા. રણજિતરામને તે કામ સોપવામા આવેલુ હતુ અને તે માટે



રણજિતરામ અને તેમના પિતા વાવાભાઈ.

ત્હેમણે ટલીક તૈયારીઓ પણ કરવા માંડી હતી, પરન્તુ તેથી આ ળ તેઓ અનેક કારણોને લીધે વધી નમ્યા ન્હોતા શ્રી ગુજરાતમાં તેઓ ત્યાં તે સ્થાન ત્હેમને અતિશય લાભ થયો. શ્રી ગુજરાત જેવા ભાવનાનાથી, ચેતનમય અને ઉદ્યોગી મહાન્ પુરુષ પાસે રહેવાથી જે અનન્ત પ્રેરણા મળે તે ત્હેમને મળી તે ઉપરાંત, શ્રી ગુજરાતના વિશાલ અને વિવિધ પુસ્તકાલયનો પણ

તેઓએ પુષ્કળ ઉપયોગ કર્યો. ઈ. સ. ૧૯૦૭માં બીજી સાહિત્યપરિષદ્ વખતે તેઓ મંત્રી તરીકે નીમાયા હતા. ઈ. સ. ૧૯૦૮માં પ્રો. ગજ્જરની સમ્મતિથી પ્રો. ગજ્જરની નોકરી છોડી, તેઓ શ્રીયુત પ્રભાશંકર દલપતરામ પટ્ટણીના પ્રાઈવેટ સેક્રેટરી થયા. ઈ. સ. ૧૯૦૮ થી માંડી ઈ. સ. ૧૯૧૬ ના મે માસ સુધી તેઓ રા. પટ્ટણીના સેક્રેટરી રહ્યા. તેઓ રા. પટ્ટણીની નોકરીમાં દાખલ થયા ત્યારે રા. પટ્ટણી ભાવનગરના દીવાન હતા, એટલે ઈ. સ. ૧૯૦૮ થી ઈ. સ. ૧૯૧૨ સુધી ભાઈ રણજિતરામ ભાવનગરમાં રહ્યા. ત્યાં દેશી રાજ્યનું વાતાવરણ અવલોકવાની ત્હેમને તક મળી. તેઓ મ્હને વારંવાર કહેતા કે ત્યાંનું વાતાવરણ ત્હેમને ગોઠતું નહિ. રા. મણિશંકર રત્નજી ભટ્ટની સંગતિ અને પ્રો. નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટની સંગતિ એ ત્હેમનાં આશ્વાસનો હતાં. ભાવનગરમાં રહ્યાથી તેઓને સુરત, ભરૂચ, અમદાવાદ તથા મુંબાઈ વગેરે સ્થળોમાં મનુષ્યપ્રકૃતિનો જે અનુભવ થયો હતો તેના કરતાં કંઈક જુદી જાતનો અનુભવ થયો, અને ત્હેને પરિણામે તેઓ વ્યવહારનિપુણ સમજતા થયા. ભાવનગરમાં તેઓ હતા તે દરમ્યાન ઈ. સ. ૧૯૦૯ માં ત્રીજી સાહિત્યપરિષદ્ રાજકોટ મુકામે મળી હતી અને ત્હેમાં ત્હેમણે યથાશક્તિ ભાગ લીધો હતો. ઈ. સ. ૧૯૧૨ માં શ્રીયુત પટ્ટણી મુંબાઈના નામદાર ગવર્નરની કારોબારી સભાના સભાસદ નીમાયા ત્યારથી રા. રણજિતરામને મુંબાઈ, મહાબળેશ્વર અને પૂના એ ત્રણ સ્થાને વારાફરતી રહેવાનું થતું. આ અરસામાં વળી ત્હેમને જુદી જાતનું જીવન જોવાની તક મળી. પૂનામાં તેઓ પ્રો. મગનલાલ ગણપતરામના તેમ જ પૂનાની કૉલેજોમાં અભ્યાસ કરતા ગુજરાતી વિદ્યાર્થીઓના વિશેષ સમ્બન્ધમાં આવ્યા એટલું જ નહિ પરન્તુ ત્યાંનું સાર્વજનિક જીવન જોવાની પણ ત્હેમને તક મળી. ભાઈ રણજિતરામનો તથા મ્હારો સમ્બન્ધ અતિશય ગાઢ થયો તે પણ પૂનામાં જ. ચોમાસાના બે સુન્દર માસ સ્મરણમાં અમર કરવા લાયક સાથે ગાળ્યા છે અને હૃદયકથનો કર્યાં છે. એ બે માસનો પૂનાનો નિવાસ અને ભાઈ રણજિતરામનો સ્નેહભર્યો સહવાસ મ્હારા સ્મરણમાંથી લુપ્ત થઈ શકે તેમ નથી. શ્રીયુત પટ્ટણીની સાથે સ્થાનાન્તરો કરવામાં ત્હેમને એક વાત ખૂંચતી હતી અને તે એ કે ત્હેમને પોતાનાં સ્વજનો સમીપ રહેવાની અનુકૂળતા નહોતી મળતી. તેઓ મ્હને વારંવાર કહેતા "બન્દરાં ગાં મ્હારાં કુટુંબની સાથે રહી નથી શકતો તેથી હું દેવગતિ ન હોઉં એમ મ્હને લાગ્યા કરે છે." સર પ્રભાશંકર પટ્ટણી પોતાના પદમાંથી મુક્ત થયા તે પ્રસંગે ત્હેમની સમ્મતિથી ત્હેમની નોકરી છોડી, ઈ. સ. ૧૯૧૬ ના જૂન માસથી મુંબાઈના સુપ્રસિદ્ધ શેઠ નરોત્તમ મોરારજી ગોકુળદાસની નોકરી સ્વીકારી. ત્હેનું એક મુખ્ય કારણ ત્હેમની ઉપર ક્હેલી પ્રસન્ન લાગણી હતી, જો તે નોકરી સ્વીકાર્યાં પછી એક વર્ષના ટૂંકા સમયમાં તેઓનું અકસ્માત્ અવસાન થયું એ બનાવ ધ્યાનમાં લઈએ તો એમ લાગી ગયા વિના નથી રહેતું કે તેઓ ત્હેમનાં સુશીલ પત્ની શાન્તિબ્હેન તથા ત્હેમનાં બાળકો—બ્હેન અરુણા અને ભાઈ અશોક—ની સાથે ત્હેમના જીવનનું એક છેલ્લું વર્ષ રહી શક્યા એ એક આશ્વાસન છે. ભાઈ રણજિતરામ શેઠ નરોત્તમની નોકરીમાં જોડાયા તે પૂર્વે ત્હેમણે ઈ. સ. ૧૯૧૬ ના મે માસમાં પાંચમી સાહિત્યપરિષદ્ ભરવાની ઇચ્છાથી સર પ્રભાશંકરને ત્યાંથી

ઉત્કલિકા ભાગ ૧, ૨ રૂ. ૨-૮- એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

ખાન ન્હા લઈને તેઓ ત્યાં ગયા હતા, અને જો કે પોતે મરી ન ગયા ત્યાં પરિષદ્‌નું સર્વદેશીય સ્થાન સંપન્ન થાય તે માટે તેમણે અથાગ મહેનત કરી હતી તે નહિં સાહિત્યપરિષદ્‌ના મંત્રીઓની સંખ્યા ત્રણને સ્થાને પાંચની થઈ અને તેમાંના તેઓ એક થયા ઈ. સ. ૧૯૨૬ ના જૂન પછી તેઓ મુંબાઈમાં રહ્યા તે દરમ્યાન તેઓ ગુર્જર સભાના કામકાજમાં પ્રમુખ રસ લેતા અને ગુર્જર સભા માત્ર મુંબાઈના ગુજરાતીઓમાં જ નહિ, પરન્તુ મ્હારના ગુજરાતીઓમાં પણ ઉન્નત પ્રમાણે પ્રાન્તિક ચેતન પ્રેરવા કેમ સમર્થ થઈ શકે તે માટે સૂચનાઓ કરતા તે ઉપરાંત તેઓ ગુજરાતી હિન્દુ સ્ત્રીમિત્રમંડળની સાથે સંબંધી નીમાયા હતા અને "સમાલોચક" તથા "નવજીવન" એ બે માસિકોને માટે તે પત્રોના તંત્રીઓને પણ રસમાવે તેવી મમતા અને સરળતાથી લખતા "નવજીવન"ના ચેતનમય, ભાવનાશાળી અને કાર્યદક્ષ મંત્રી ભાઈ ઈન્દુલાલ યાજ્ઞિક બીમાર હોવાથી છ ના ત્રણેક માસની તે તંત્રીપદ હેમની પાસે જ હતું ચાલુ વર્ષના જૂન માસની ૮ મી તારિખે અકાળ મૃત્યુએ "આવણાની આંખ" સમું ગુજરાતનું અમોલું રત્ન હરી લીધું અને ગરીબ ગુજરાતને વધાર ગરીબ બનાવ્યું જેવી ઈશ્વરેચ્છા !

ભાઈ રણજિતરામના ટૂંકા જીવનની આ ટૂંકી રૂપરેખા હવે મ્હને હેમનું એક વ્યક્તિ તરીકે, એક વિદ્યોપાસક તરીકે અને એક પ્રાન્તસેવક "ગુજરાતી" તરીકે ટૂંક અવલોકન

૩.

વ્યક્તિ.

ભાઈ રણજિતરામ એક વિદ્યોપાસક તરીકે તથા એક પ્રાન્તસેવક તરીકે કેવા હતા એ વાતને ઘડી વીસરી જઈએ—વીસરી ન શકાય એવી એ વાત વીસરી જવાનો ક્ષણભર સંગ્રહનો ખાનગી પ્રયાસ કરીએ—અને કેવળ એક વ્યક્તિ તરીકે જ તેઓ કેવા હતા તે જોવા યત્ન કરીએ તો આપણા આગળ કેવી મૂર્તિ ખડી થાય છે? ગોરી દુબળું અને સત્વશીલ, જેના મોંઢેલા ભાઈનો ચાલી શકે એવો પ્રસંગે આશ્ચર્યકારક ઉદ્યોગ કરી શકે એવું, સુખાકૃતિ સદ્ભાવ અને નિર્વેરીપણાથી છવાયેલી, ભરી શકાય તે કરતાં વિશેષ ભાર મગજ ઉપર હોય તેવી ચિન્તાયુક્ત મનોદશાનું પ્રતિબિમ્બ પાડનારી, કવચિત્ હસમુખી પરન્તુ મ્હોટે ભાગે ગંભીર અને ચિન્તનશીલ, મન તીવ્ર જીજ્ઞાસાવાળું, અનેક વિષયોમાં રસ લેનારું અનેક મ્હોટાં મ્હોટા પ્રશ્નોના નિરાકરણો શોધવાને મથતું, પણ મુઝાતું, ન ફાવતું, આખરે થાકી જતું અને વળી પાછું તે પ્રશ્નની પાછળ નવી હોંસથી પડતું એક જ વિષયનો અખંડ સાધનાગો સહવાસ લાંબો સમય ન સાધી શકનારું પરન્તુ જુદે જુદે પ્રશ્નો ટૂંકી ટૂંકી મુલાકાતો લેનારું અને ટૂંકા છતાં સરળતાથી ખોદી મારનારું, વિશાળ અને વિવિધ વાચનમાંથી સંગ્રહેલી વિગતો અને માહિતીથી સંપન્ન, પરન્તુ તેમના યથાયોગ્ય મૂલ્ય આંકી, હેમને ઘટતા સ્થાનોનો નિર્ણય કરી, હેમની સુઘટિત વ્યવસ્થા કરવાને અશક્ત ઉતાવળથી અભિપ્રાયો બાંધનારું ઉતાવળથી અભિપ્રાયો ફેરવનારું, એકન્દર સત્યપ્રેમી અને ન્યાયપ્રેમી, છતાં તે માટે આવશ્યક ધૈર્યવાળું નહિ.



રણજિતરામનો બાલ્યકાલ.

તેમ જ તે માટે જરૂરના રાગદ્વેષના અભાવવાળુ પણ નહિ, વ્યાવહારિકતા વગરના વિશાળના અને વિવિધતાથી વિશેષ અકિન યોજનાઓથી તરવરતુ કલ્પનામાં, પ્રાપ્તિના પ્રમાદની સ્વસ્થતા કરતાં પ્રયાસની ચિન્તાની અસ્વસ્થતા વિશેષ અનુભવતુ, ( ય સ્વભાવ કરતા સમજણથી સ્નેહી વધારે અને પરિણામે પ્રમન રાગદ્વેષોથી રહિત નહિ અંગત સંબંધોમા અતિશય કુણ, પરન્તુ સિદ્ધાન્તોની બાબતમા આશ્ચર્યકારક રીતે કઠિન પોતાને અણગમતુ બન્યુ હોય તો સહેલાઈથી ભૂલી જઈ ન શકે કે માફી ન આપી શકે એવુ, પરન્તુ સ્હેજ પણ દ્વેષ રાખવો એ શુ તે ન જાણનારૂ, સ્વભાવથી બીજા પાસે-ખોટ મિત્રો પાસે પણ-ખુલી ન શકે એવુ, ખાસ ખુલ ત્યારે માનગ્જન રીતે નિખાલસ બીજામા વિશ્વાસ મૂકનારૂ અને બીજાનો સંપૂર્ણ વિશ્વાસ પામનારૂ ગર્વ પણ કલનની મલિનતા કે શ્યામતાથી સર્વાંગે રહિત અને અનેક ઉત્તમ ભાવનાઓથી ઉભરાતુ હૃદયમા પ્રભુના પવિત્ર ઘરમાગમા ઉંચુ સ્થાન રહનારથી મેળવી શકે એવુ એકંદર પ્રકૃતિ સમય પ્રતાપી પ્રભાવશાળી, પરાક્રમી નહિ પરન્તુ સૌમ્ય, ત્યાગી, શાન્ત, તામસ જો તેમનામા આ મંગલ હોત, જો પરિસ્થિતિ પ્હોંચી વળી તેનાથી પર થવાનુ તેમનામા પૌરુષ હોત, જો આ બધી શક્તિઓનો સંપૂર્ણ ઉપયોગ કરવાની અજેય હિમ્મત હોત તો ભાઈ રણજિતરામનુ જીવન જુદા પ્રકારનો પ્રભાવ ગુજરાત ઉપર પાડત, અત્યારે ગુજરાતના ઓક સજ્જનોના અંગત સ્નેહવિજયોમા ભાઈ રણજિતરામ તેમની સૌમ્ય, ઋજુ નિસ્વાર્થ પ્રકૃતિથી ઉચુ સ્થાન પામ્યા છે એ ખરુ, પરન્તુ પ્રેરક હોવા છતા નેતૃત્વ નથી પ્રાપ્ત કરી શક્યા, એ પણ ધ્યાનમા રાખવા જેવુ છે નાગરમા કોઈ સૂત્રધાર જ થાય છે, કોઈ નગર પણ બને છે

૬.

વિદ્યોપાસના.

ભાઈ રણજિતરામ આરુર વિદ્યોપાસક હતા ગુજરાત એ પ્રધાનપણે વ્યાપારીઓ અને ખેડૂતોનો પ્રદેશ છે,[1] અને તેથી આર્થિક આબાદીથી મનુષ્યનુ મનુષ્યત્વ વિશેષ પારખે છે

---

[1] —ભારતીભાષ્ય રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

કરના સાહિત્યની ચર્ચા કરનાર વિશેષ હતા, વિચાર કરતા વિચારની સામગ્રી પૂરી પાડનાર વિશેષ હતા તેઓ ટૂકી વાર્તાઓ સારી લખતા ત્હેમનો "નન્દનપ્રભા" માસ્ટર' તો મ્હને ત્હેમની એક ઉત્તમ સાહિત્યકૃતિ લાગી છે એ વાચી હું ત્હેમની શક્તિ ઉપર કુરબાન થઈ ગયો હતો ત્હેમણે એક બે નવલકથાઓ આરંભી હતી, પરન્તુ તે અધુરી રહી છે ત્હેમના લેખોનો સંગ્રહ બહાર પડશે ત્યારે લેખક તરિકેનુ ત્હેમનુ સ્વરૂપ યથેચ્છરીતે સમજવાનુ વિશેષ અનુકૂળ પડશે, દરમ્યાન મ્હારા આ સત્કાર રજુ કરવાની હુ રજા લઉ છુ

વિદ્વાન વાચનમા અથવા વિવિધ લેખનમા ભાઈ રણજિતરામની વિદ્યોપાસના પર્યવસિત થતી ન્હોતી તેઓ અનેક યુવાન વિદ્વાનોના પ્રેરનાર, શિક્ષક અને સામગ્રી પૂરી પાડનાર હતા ત્હેમની વિદ્યોપાસનાનુ આ સ્વરૂપ અતિશય અગત્યનુ છે કોઈ પણ આશાસ્પદ યુવાનનામાં શક્તિ દીઠી કે ભાઈ રણજિતરામ ત્હેના આગળ પોતાની માહિતી રજુ કરે, ત્હેને પુસ્તકો વાચવાનુ સૂચવે, ત્હેના આગળ જુદા જુદા દૃષ્ટિબિન્દુઓ રજુ કરે ત્હેનો લેખ લખાયા પછી વાચી જાય, અભિપ્રાય આપે, સૂચનાઓ કરે અને જરુ હોય તો પ્રૂફ સુધારે ત્હેમની આ ત્ત્સલતા કયુ કૃતઘ્ન હૃદય વિસરી શકે? રણજિતરામની લોકપ્રિયતાનુ મુખ્ય તત્ત્વ ત્હેમની આ નિઃસ્વાર્થ સેવા

૫.

"ગુજરાત" વિષેની ભાવના.

એક વ્યક્તિ તરિકે તેમ જ એક વિદ્યોપાસક તરિકે ભાઈ રણજિતરામનુ જીવન ઉચ્ચ પ્રકારનુ હતુ પરન્તુ ત્હેમના જીવનને જેણે વિશેષતા આપી હતી તે તત્ત્વ તે "ગુજરાતની એકતાની અને ગુજરાતના ગૌરવ"ની ત્હેમની ભાવના હતી એ ભાવનાથી ઘણા ગુજરાતી હૃદયો પ્રેરાયા છે એ ખરુ છે, પરન્તુ ભાઈ રણજિતરામ જેટલી એ ભાવનાની તીવ્રતા બહુ થોડા હૃદયોએ અનુભવી હશે અમને તો તેને આજના બધા નિઃસ્વાર્થ શ્રમમા લાવનાર તત્ત્વોમા એ ભાવના પ્રધાન હતી એ ભાવનાનુ ત્હેમણે ચિન્તન કર્યું હતુ, એ ભાવનાના ભાવ અનુભવ્યા હતા, એ ભાવનાના લેખો લખ્યા હતા, એ ભાવનાના ભાષણો આપ્યાં હતા ગુજરાતમા એવી પ્રવૃત્તિઓ થોડી હશે કે જેમા પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે ભાઈ રણજિતરામની મદદ ન હોય અમદાવાદની સાહિત્યસભા અને પ્રો આનન્દશંકરના શબ્દોમાં તે બાલમાતાએ અપકવ દશામાં જેને જન્મ આપ્યો હતો તે સાહિત્યપરિષદ એ બેમાં રણજિતરામ મમતા ભર્યો અગ્રેસર ભાગ લેતા હતા મુંબાઈની ગુજરાતી સભાના કામકાજમા પણ તેઓ ઘણો રસ લેતા હતા અને "ગુજરાતની એકતા તથા ગુજરાતનુ ગૌરવ" એ ત્હેમનો અગત્યનો લેખ ગુજરાતીસભામા જ ભાષણ રૂપે મ્હારી વિનતિથી ત્હેમણે વાચ્યો હતો ટૂકામાં, ત્હેમનુ વ્યક્તિજીવન તેમ જ ત્હેમનુ સાર્વજનિક જીવન "ગુજરાતની એકતા અને ગુજરાતના ગૌરવ"ની ભાવનાથી વ્યાપ્ત હતુ



રણજિતરામ અને તેમના પત્ની સૌ. શાન્તિગૌરી.

(તેમનો લગ્નસમય) ઈ. સ. ૧૯૦૨

એક બાબત વિરોધ અને પછી આ લેખ સમાપ્ત કરું. રણજિતરામના સ્મરણાર્થ ગુજરાતે કાંઈ કરવું જોઈએ એમ હું માનું છું અને ગુજરાત કાંઈ કરશે એમ હું ધારું છું. હેમના લેખોનો સંગ્રહ, હેમના સંબંધમાં સ્નેહીઓના સ્મરણનોંધોના સંગ્રહરૂપ સ્મારકગ્રન્થ અને હેમનું જીવનચરિત્ર એટલું પ્રકટ થશે એવી હું આશા રાખું છું. દરમ્યાન, એટલી હું પ્રભુને પ્રાર્થના કરું છું કે હેમના પવિત્ર આત્માની સદ્ગતિ કરો અને હેમનાં કુટુમ્બીઓને હેમના અગમ્ય અવસાનનો અસહ્ય આઘાત સહેવા જેટલું સામર્થ્ય આપો!

# કેળવણીનું માહાત્મ્ય.

લેખક—શા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.

અનુસંધાન પૃષ્ઠ ૩૭૩ થી

જે સન્નારીઓના દૃષ્ટાંતો બાળાઓને શીખવવામા આવે છે તે ક્યા, અને મોટા ખર્ચે અપાતી આજની અધુરી સ્ત્રીકેળવણી ક્યા ? અંજળીથી બ્રહ્મા વિષ્ણુ તથા મહેશને ૭ ૭ માસના બાળક બનાવી દેનાર દેવી અનસૂયા ક્યા ? અને સાહેબ સન્નારીમા તેમ જ જાહેર મેળાવડામા નજરે પડતી, નાટકના એક્ટરોની ચાલ તથા હાવભાવનુ અનુકરણ કરતી આપણી આજકાલની કેટલીક અર્ધદગ્ધ સ્ત્રીઓ ક્યા ? પતિનુ આયુષ્ય પાછુ મેળવનાર સાક્ષાત્ યમરાજને પણ પ્રસન્ન કરનાર સતી સાવિત્રી ક્યા ? અને પતિ ઉપર દોડ ચલાવતી 'સુન્દરી સુબોધ'ના પાના ભરવા માટે દૃષ્ટાન્તરૂપ બનતી આપણી હાલની ભગિનીઓ ક્યા ? દેવતાઓમાથી પણ પોતાના પ્રાણપ્રિય પતિને ઓળખી કાઢનાર તથા વનમા પતિ પાછળ રોતી, રખડતી દમયન્તી ક્યા ? અને મુસાફરીમા પતિને બાળકો સાચવવા આપતી તથા બીજી પરચુરણ મજુરી કરાવનારી આજની વીર્યહીન સ્ત્રીઓ ક્યા ? રાવણને પણ ધ્રુજાવનારી સતી સીતા ક્યા ? અને બંદુકના અવાજથી ડરી જતી આપણી સહધર્મચારિણી ક્યા ? હાલમા અપાતી સ્ત્રીકેળવણી, જેને માટે લોકોએ મોટી ધમાલ કરી મૂકી છે તેના પરિણામરૂપે ઉપર જણાવેલી જગજ્જનનીરૂપ પ્રાતઃસ્મરણીય સન્નારીઓ દેવીઓ જેવી એક પણ ઉત્પન્ન કરી શકાઈ હોય તેવુ દૃષ્ટાંત આજ મળવુ મુશ્કેલ છે

સમયભેદથી શિક્ષણભેદ થતો હોય તો ભલે પરંતુ તે ભેદ એવો તો ન જ હોવો જોઈએ કે જેથી આપણી સ્ત્રીઓ કે બહેનો અથવા પુત્રીઓ હાસ્યાસ્પદ દૃષ્ટાંતો બને અથવા તો પરિણામે તેઓ સફરેજીસ્ટ થઈ ઘર બાળવાના તથા બોમ્બ ફેંકવાના નિંદ્ય કામો કરવા તત્પર થાય કેળવણીનુ પરિણામ અન્યને પીડાકર અથવા તો વિઘ્નકર ન જ આવવુ જોઈએ અને તેવુ પરિણામ જ્યા જ્યા જોવામા આવે ત્યાં પદ્ધતિ ખામીવાળી છે એમ માનવુ અને તેવી પદ્ધતિ નાબૂદ કરવામા કેળવણીનો ઉપયોગ કરવો એ જ પરમ કર્તવ્ય તથા પુરૂષાર્થ છે

દરેક જાતની કેળવણી પછી ગમે તો તે પુરૂષોની કેળવણી હો કે સ્ત્રીઓની કેળવણી, શારીરિક હો કે માનસિક, પરન્તુ તે ઉત્તેજક, પોષક તથા પરમ શ્રેય સાધક હોવી જોઈએ શ્રેયોબાધક ના જ હોવી જોઈએ અને તે બાબતમા ગુણનુ વર્ણન આપ્યા પછી ખામી તરફ લક્ષ્ય ખેંચવુ જોઈએ (એટલે કે ગીતાની પેઠે દૈવી સંપત્તિ જણાવ્યા પછી આસુરી સંપત્તિ બતાવવી જોઈએ અને તે ખામીઓ પણ એવી રીતે બતાવવી જોઈએ ) કે જેથી તેને દૂર કરવા તરફ જ વૃત્તિ વળે આજકાલ આ વિષયમા વિપરીત ક્રમ ગ્રહણ કરવામા આવ્યો હોય તેવુ કાંઈક ભાન થાય છે, એટલે કે ' ગુણ બીજાના ગાય, દોષ ન દેખે કોઈમા, ભાડે નહિ ભરાય, તે ઘરનીના દેવલા ' એ આનુભવિક વાક્યમા અપ્રીતિ થઈ છે એ પરસ્પર દોષ દર્શન કરવા મથે છે તેના પરિણામે એમ થયુ છે કે મુરબ્બીઓ તરફ

અકબર ચરિત્ર રૂ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

માન તથા પ્રેમની લાગણી નષ્ટવત્ થાય છે, સ્વતન્ત્રતાનો અર્થ વિપરિત ઉચ્છ્રંખળતામા ફેરવાઇ ગયો છે, અને હૃદયથી પ્રેમભાવના પ્રગટ થવાને બદલે બહિરાડમ્બર-*formality*-શિષ્ટાચાર જ ફક્ત રહ્યો છે આ સર્વનુ કારણ યોગ્ય ગૃહકેળવણીની ખામી સિવાય અન્ય નથી. સદ્દત સાક્ષર મણિલાલ નભુભાઈ કહે છે કે એક યોગ્ય માતા સો શિક્ષક કરતા પણ અધિક છે તે અક્ષરશઃ સત્ય છે જે દેવામા બાળકને સ્તનપાનમા જ નૈતિકતત્વો આપવામા આવતા, જ્યા સાસરે જતી કન્યાઓને શુશ્રૂષસ્વ ગુરુન્ વિગેરે ઉપદેશ આપવામા આવતો, જ્યા અમુક આશ્રમનુ જ્ઞાન—અધિકાર-ફરજ-જવાબદારી વિગેરે શીખ્યા પછી જ તે આશ્રમમા પ્રવેશ કરવા દેવામા આવતો ત્યા આજ તેથી ઉલટુ જ જોવામા આવે છે તે શ્રીગરાજી વિષે શિર શાર્વં સ્વર્गાત્ વિગેરે શ્લોકનુ ભાન શુ નથી કરાવતુ ? ખરેખર ગોવર્દ્ધનરામભાઈ તેનુ ભાષાન્તર કરતા કહે છે કે શતપથ વિનિપાત જ નિર્મેનો એ યોગ્ય જ છે જ્યા સુધી ગૃહકેળવણી ઉપર પરતુ લક્ષ્ય અપાશે નહિ ત્યા સુધી ખરી કેળવણી આપણે પ્રાપ્ત કરી શકીશુ નહિ ગૃહકેળવણીરૂપી મજબૂત ઉપાયોવિના આપણુ ચારિત્રરૂપી ગૃહ મજબૂત થશે નહિ

दाराधीनस्तथा स्वर्ग पितृणामात्मनश्चह ।

આત્મોન્નતિ કે દેશોન્નતિમા પણ વિદ્યારૂપી યોગ્ય માતાની જ જરૂર છે અને તેથી યોગ્ય માતા નહિ મળવાથી તેના અભાવે તેની શોક્ય અવિદ્યાના દોરમા આપણે રહેવુ પડે અને ધ્રુવની પેઠે અથવા તો કૈકેયીએ રામની જેવી દશા કરી તેવી આપણી પણ દશા થાય તો તેમા શો વાક ?

> विद्या ददाति विनय सा चेदविनयावहा ।
> क याम कं प्रति ब्रूमो गरदाया स्वमातरि ॥

એ પ્રમાણે જ્યા માતા પોતે જ વિષ આપે તેમ વિદ્યાથી વિનય આવવાને બદલે અવિનય જ આવતો હોય તો વિષ આપનાર માને ' માતા ' એવુ નામ કે ઉપમા પણ આપી શકાય નહિ તેમ જેથી અવિનય અને ઉચ્છ્રંખળતા જ પરિણામે તેને આપણે વિદ્યા એવુ નામ જ નહિ આપી શકીએ તેને માટે તો આર્યશાસ્ત્રોમા અવિદ્યા એવુ નામ આપવામા આવ્યુ છે તે જ યોગ્ય છે કારણ કે તે અવિદ્યા-નાના રૂપ ધરી-આવે તો પણ આર્યસતાનો તેથી અનકૃત થશે જ નહિ તે તો રાવણાદિ રાક્ષસોને જ શોભાસ્પદ થઈ શકે

જે વિદ્યાથી નૈતિક બળ ખીલે નહિ, જેથી સર્વોત્તમ હિત સધાય નહિ તેવી ઉપરચોટીઆ કેળવણીની ભારતના સતાનોને જરૂર નથી અમારે અને અમારી ભાવિ પ્રજાને તો એવી કેળવણી જોઈએ છીએ જેથી અમારી શક્તિનો ઉત્તમોત્તમ લોકોપયોગી સર્વદેશી ઉપયોગ કરી શકાય-અમે તો હનુમાનની માફક એમ કહીએ છીએ કે રામચદ્રરૂપી સર્વવ્યાપી પ્રેમ અને દેશ હિતકારક શક્તિવર્ધક જ્ઞાન જેમાથી અમને મળે નહિ તેવુ એક પણ દ્રવ્ય અમારે અગ્રાહ્ય અને શિવનિર્માલ્ય છે.

---

કેળવણી-વિદ્યા-તેનુ માહાત્મ્ય, વિગેરે ઉપર વિવેચન કર્યા પછી એ પ્રશ્ન હજી પણ બાકી રહે છે કે તે કઈ કેળવણી કે જેથી આપણે પ્રાચીન કાળમા આપણા સતાનોને ઉત્તમ બનાવી શક્યા હતા અને આપણા આર્યાવર્તને ઉન્નતિના શિખરે મૂકી શકયા હતા? આપણા શાસ્ત્રો જ તેનો ખુલાસો આપતા કહે છે કે द्वे विद्ये वेदितव्ये पराचापरा વિગેરે એટલે કે પરા અને અપરા એવી બે પ્રકારની વિદ્યા છે અને તે શ્રેય અને પ્રેય સાધનારી છે લોકોની સામાન્ય વૃત્તિ પ્રેય તરફ વળેની હોય છે નાના બાળકને પણ રુપીઓ બતાવવાથી તે લેવા એ વૃત્તિ કરે છે તેમા મોટા પુરુષાર્થની જરૂર નથી જો કે સાવધાનતાની જરૂર છે કારણ કે આગળ કહ્યુ તેમ કેટલીકવાર સાવધાનતાના અભાવે આપણે અવિદ્યાના ભોગ થઈ પડીએ છીએ જેના દૃષ્ટાંતો આપણને દરેક સમયે મળી આવે છે આથી પ્રેય એટલે પ્રિય વસ્તુઓ મેળવવા જતા નિમાજ પઢતા મસીદ કોટે વળગવા જેવુ ન થઈ જાય તેટલુ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે પરતુ પ્રેય તરફથી વૃત્તિને વાળી તેને શ્રેય તરફ દોરવવામા સર્વોત્તમ પુરુષાર્થની જરૂર છે જેમ દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શીખતી વખતે અર્જુન વેધ્ય વસ્તુથી અન્ય કશુ જોતા ન હતા તેમ શ્રેયોમાર્ગમા એકતાનતા થવાની જરૂર છે અને તેવી એકતાનતા પ્રાપ્ત કરવી એ જ પરમપુરુષાર્થ છે એ પરમપુરુષાર્થ કરવા માટે આપણા શરીર સુદૃઢ હોવા જોઈએ આ કારણથી જ शरीरमाद्य खलु धर्मसाधनम् એમ ધર્મશાસ્ત્રોમા શરીર સુદૃઢ રાખવાની અગત્ય જોવામા આવે છે કારણ કે શકરાચાર્ય કહે છે તેમ यावत्स्वस्थमिद વિગેરે જેનો ભાવ ભાવાર્થ એવો છે કે જ્યા સુધી આ શરીર સ્વસ્થ હોય, ઘડપણ દુર હોય, ઈદ્રિયોની શક્તિ ક્ષીણ ન પડી ગઈ હોય અને જ્યા સુધી આયુષ્યનો ક્ષય ન થયો હોય ત્યા સુધી જ્ઞાન મેળવવામા, પરમશ્રેય સાધવામા પુરુષાર્થ થઈ શકે છે ઘર બળે ત્યારે કુવો ખોદવા બેસવુ તે તો મૂર્ખાઈ જ કહેવાય જો શરીર સુદૃઢ હોય તો જ આપણુ મન પણ સ્થિર અને સ્વસ્થ રહે છે ટુકમા શરીર ઉપર [illegible] આધાર છે અને શરીરને કેળવીને ભીમ જેવુ અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત કરી શકાય છે [illegible] પણ એક કુત્રાની માફક રમાડી શકાય છે એ સરકસના ખેલાડીઓ-પ્રો સેંડો, પ્રો રામમૂર્તિ, મીસ તારા આદિએ સિદ્ધ કરી આપ્યુ છે શરીર સુદૃઢ બને માટે જ નિશાળોમા શારીરિક કેળવણીમાટે ઉત્તમ સાધનો પૂરા પાડવામા આવે છે એટલુ જ નહિ પરન્તુ શરીરના દરેક ભાગોને પૂરતી કસરત મળે તેવી વ્યાયામપદ્ધતિઓ શોધવામા આવે છે-અને તે એટલે સુધી કે કાઇપણ સાધનવિના પણ શરીર કેળવી શકાય છે-તેમ છતા પણ મોટા શહેરોમા નિશાળોમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પાચ શેર ભાર ઉચકવામા થાક લાગી જાય છે તેટલા પ્રમાણમા તે કેળવણી ખામીવાળી છે. એટલુ જ નહિ પરન્તુ અન્ય કેળવણી કરતા શારીરિક કેળવણી ઉપર પુરતુ લક્ષ અપાતુ નથી તે શોચનીય છે કોઈપણ કામ શરૂ કરતા પહેલા તેનો ઉદ્દેશ જાણવાની જરૂર છે કારણ કે ઉદ્દેશપ્રમાણે જ પ્રવૃત્તિ કરવામા આવે છે જો પોષણ મેળવવા આવશ્યક આહાર માટે જ જો વિદ્યાઉપાર્જન કરવામા આવે તો પશુઓ તેવો કોઈ પણ પ્રયાસ કર્યાવિના પણ આહાર મળે છે જેથી ફકત

અધ્યાત્મ રામાયણ ૨ ૧-૮૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

માન તથા પ્રેમની લાગણી નષ્ટવત્ થાય છે, સ્વતન્ત્રતાનો અર્થ વિપરિત ઉચ્છૃંખળતામા ફેરવાઈ ગયો છે, અને હૃદયથી પ્રેમભાવના પ્રગટ થવાને બદલે બહિર્ગાડમ્બર–*formality*–શિષ્ટાચાર જ ફકત રહ્યો છે આ સર્વનુ કારણ યોગ્ય ગૃહકેળવણીની ખામી સિવાય અન્ય નથી સદ્ગત સાક્ષર મણિલાલ નભુભાઈ કહે છે કે એક યોગ્ય માતા સો શિક્ષક કરતા પણ અધિક છે તે અક્ષરશ સત્ય છે જે દેવામા બાલકને સ્તનપાનમા જ નૈતિકતત્વો આપવામા આવતા, જ્યા સાસરે જતી કન્યાઓને શુશ્રૂષસ્વ ગુરૂન્ વિગેરે ઉપદેશ આપવામા આવતો, જ્યા અમુક આશ્રમનુ જ્ઞાન—અધિકાર–ફરજ–જવાબદારી વિગેરે શીખ્યા પછી જ તે આશ્રમમા પ્રવેશ કરવા દેવામા આવતો ત્યા આજ તેથી ઉલટુ જ જોવામા આવે છે તે શીગશાળ્ઠ વિષે શિર શાર્વ સર્ગાત્ વિગેરે શ્લોકનુ ભાન શુ નથી કરાવતુ ? ખરેખર ગોવર્દ્ધનરામભાઈ તેનુ ભાષાતર કરતા કહે છે કે શતપથ વિનિપાત જ નિર્મેલો એ યોગ્ય જ છે જ્યા સુધી ગૃહકેળવણી ઉપર પરતુ લક્ષ્ય અપાશે નહિ ત્યા સુધી ખરી કેળવણી આપણે પ્રાપ્ત કરી શકીશુ નહિ ગૃહકેળવણીરૂપી મજબૂત ઉપાયોવિના આપણુ ચારિત્રરૂપી ગૃહ મજબુત થશે નહિ.

दाराधीनस्तथा स्वग पितॄणामात्मनश्वह ।

આત્મોન્નતિ કે દેશોન્નતિમા પણ વિદ્યારૂપી … છે અને તેથી યોગ્ય માતા નહિ મળવાથી તેના અભાવે … પડે અને ધ્રુવની પેઠે અથવા તો કૈકેયીએ રામની … તેમા શો વાક ?

विद्या ददाति वि…
क याम क प्रति …

એ પ્રમાણે જ્યા માત… નય જ આવતો હોય… શકાય નહિ તેમ… નામ જ નહિ… આવ્યુ છે … તેથી …

… દેશોદ્ધાર તરફ વૃત્તિને દોરો તથા બીનકેળવાએલાની સખ્યા જેમ ઓછી થાય તેવા માર્ગ ગ્રહણ કરો જ્યા સુધી આપણો દેશમા કેળવણીનુ રહસ્ય સમજનારા તથા તે રહસ્યને ક્રિયામા મુકનારા ઓછા હશે ત્યા સુધી ઉન્નતિની આશા પણ રાખવી વ્યર્થ છે કેળવણીનો પ્રચાર જેમ વધે તેમ

ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

વાનની આજ્ઞાનુસાર યોગ્ય માન આપવામા આવશે નહિ, અથવા તો આપણી સહધર્મચારિણી કે દુન્યેશ્વરી બનાવવામા આવશે નહિ ત્યાસુધી સ્ત્રીકેળવણી પણ ખામીવાળી જ ગણાશે

આપણાં બાળકો જ્યા સુધી ઉચ્ચ સરકારી બનવા માટે યોગ્ય નિરીક્ષણ કરી, વસ્તુનો મર્મ સમજી ઓપ લેતા નીખે નહિ ત્યા સુધી આપણી આબાદી આપણાથી દૂર જ રહેવાની એટલે કે માધવી પેઠે મેનાકપર્વત ધરતીકમ્પથી સમુદ્રમા ગરક થયો ત્યારે તેના પિતા હિમાલયની પાખ કાપવાનો પ્રસગ આવ્યો ત્યારે પુત્રે સહાયક થવાને બદલે દરીઆમા સતાઈ જવુ એ ઉચિત નથી એમ પિતા પુત્રનો ધર્મ સમજાવવા માટે ઉત્તમ બોધ ઉપજાવી કાઢતા જ્યાં સુધી શીખાય નહિ ત્યા સુધી આપણી માનસિક શક્તિ ખિલી છે એમ કેમ કહેવાય ? અથવા તો માર્કસ ઑરિલિઅસની માફક મારા દાદાજી પાસેથી હુ અમુક શીખ્યો અને મારી માએ મને અમુક બોધ આપ્યો એમ દરેક પ્રકારનો બોધ ગ્રહણ કરી ક્રિયામા ઉતારતા ન શીખવી શકાય તો ટ્રેનિંગ કૉલેજો હિતસાધક કેમ લેખી શકાય ?

આના કારણથી જ શ્રીયુત ગોવર્દ્ધનરામભાઈ કહે છે તેમ ખરી કેળવણીના અભાવે આપણા મગજ *hollow sounding brains* ખાલી ખોખા બને છે અને તેવી આપણે કેળવણીનુ ખરૂ રહસ્ય સમજી તે તરફ ભગીરથ પ્રવૃત્તિ ન સેવીએ ત્યાસુધી તો तृण न खादन्नपि जीवमान એ પ્રમાણે ખડ નથી ખાતા એટલો જ તફાવત આપણામા અને પશુઓમા છે એમ કહેવાશે

આજ સુધી લેખકને એમ લાગતુ કે ભોજા ભગતની પેઠે ચાબખા લખી બોધ કરવાનો જમાનો ગયો હશે પરતુ ધીમે ધીમે ઉંડુ તપાસતા ચાબખા લખવાને બદલે ચાબખા ખાવાનો જમાનો સમીપ આવતો જણાય છે કારણ કે મનુષ્યમાથી દેવ થવાનો જમાનો વેદકાળમાં હતો તે ગયા પછી તેનુ સ્થાન પશુવૃત્તિઓએ લીધુ તે વૃત્તિમાથી આપણે મુક્ત થયા છીએ એમ અવલોકન કરતા જણાતુ નથી અને તેથી આપણી કેળવણી પણ પશુની માફક જ શરૂ થતી જોઈએ આ વાતને નેત્રથી શિખવુ આપવાને બદલે નેતરના પ્રયોગથી અપાતી કેળવણી પુરાવા રૂપ થઈ પડે છે અને અભ્યાસ માટે બાળકો કજીઆ કરે એ જમાનાની ઝાખી પણ દૂર લાગે છે

પરન્તુ આથી દિલગીર થવા જેવુ કશુ નથી કારણ કે આપણા સ્વરૂપનુ આપણને યથાર્થ ભાન થવુ એ જ આવશ્યક છે આપણે સત્તાત્તમ છીએ, પરિપૂર્ણ છીએ અન્ય લોકો મારી આગળ શુ હિસાબમા છે એવુ મિથ્યાભિમાન એ આસુરી સપત્તિનો એક પ્રકાર હોવાથી અનિષ્ટકારક છે વળી અનુકૂળ સયોગ પ્રાપ્ત થાય એ પણ ઉદયનુ ચિન્હ છે માબાપ હયાત હોવા છતા, અન્નપોષણની સપૂર્ણ સગવડ હોવા છતા, યોગ્ય ઉમ્મર હોવા છતા જે મનુષ્ય પોતાની ઉન્નતિ કરવામા [illegible] તો નથી તે હતભાગી છે

[illegible] હોઇએ [illegible] કુલ અભ્યાસના પરિણામે વ્યવહારનાં

કાર્યોમાં [illegible] તો [illegible] ત એ જ કે આપણા બાળકોને

ગમે તેટલા કષ્ટવેઠીને પણ ખુબ અભ્યાસ કરાવવો અને એવી રીતે એક વ્યકિત પણ કેળવણીના લાભ જાણશે તો કુટુબ આખુ ઉન્નતિના શિખરે પહોચતા વાર નહિ લાગે एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना । वासित तद्वन सर्वं सुपुत्रेण कुल यथा । જે મનુષ્ય પોતાનો સમય વ્યસન, નિદ્રા અથવા કલહમા જ ગાળે છે તે મનુષ્ય જાતિના મૂળ પુરૂષ (પિતા) મનુ ભગવાનને કલક લગાડે છે વિષ્ણુશર્મા કહે છે કે જડ અભણ નહિ કેળવણી પામેલો પુત્ર પેટ પડયો હોય તે કરતા સ્ત્રી વધ્યા (વાઝણી) રહે અથવા તો પુત્ર જન્મીને મરણ પામે તે સારૂ મરણ કે તેથી અલ્પ સમય સુધી જ દુ ખ થાય છે મૂર્ખ પુત્ર તો જીવનપર્યંત જીવ બાળે છે એટલુ જ નહિ પરન્તુ કેળવણીના અભાવથી મરણ પછી પણ આખા કુટુબને કોઈવાર કલકિત થવુ પડે તેવુ કાઇક કરી જાય છે

આ સ્થળે કેળવણીના પ્રકાર કે ખામી બતાવવાની જરૂર નથી કારણ કે તે માટે અગ્રેજી—ગુજરાતી-બગાળી આદિ ભાષામા અસખ્ય પુસ્તકો છે પરન્તુ કેળવણીમા પછાત દેશમા કેળવણી એટલે શુ ? विद्यानाम नरस्य रूपमधिक વિગેરે શ્લોકોનુ તાત્પર્ય શુ ? શા માટે વિદ્યાને સર્વોત્તમ પદ આપવામા આવ્યુ છે ? લક્ષ્મીપૂજન માટે દીવાળીનો મહોત્સવ મુકરર કરવામા આવ્યો તેમ સરસ્વતીની ઉપાસના શ્રેષ્ઠ હોવા છતા તે માટે કેમ કાઈ થતુ નથી? અનેક જયતીઓ ઉજવાય છે તેમ સરસ્વતીના સબન્ધમા કેમ કાઇ થતુ નથી ? એ વિગેરે પ્રશ્નો યથાર્થ રીતે સાદી ભાષામા તેમ જ પરિચિત દૃષ્ટાંતોથી અજ્ઞ કે અલ્પજ્ઞ લોકોને સમજાવવાની ખાસ જરૂર છે અસખ્ય પુસ્તકો ભણાવવા કરતા પણ ઉપરોકત માર્ગ કઠિન હોય તો પણ વધો ઉત્તમ છે દાન ભરવામા આવતી અસખ્ય પદવિદો પણ ત્યારે જ સફળતા પ્રાપ્ત કરી શકશે

પુરૂષવર્ગ ઇચ્છે જોઇએ તેટલો કેળવાએલો નથી ત્યાં સ્ત્રીઓ માટે કૉલેજો સ્થાપવાની હીલચાલ કરવી એ જનસમાજની અમુક અંશે મુશ્કેલી વધારવા જેવુ લાગે છે જે દેશમા જ્ઞાતિ બન્ધન ન હોય, મરજી મુજબ ગમે તેને સ્ત્રીઓથી પરણી શકાતુ હોય ત્યા ભલે તેવુ કાર્ય ફત્તેહમદ નીવડે, પરતુ પુરૂષ અને પ્રકૃતિનુ યોગ્ય મિશ્રણ નહિ હોય ત્યા કલહ વધવાનો વધારે સભવ છે ઑકસીજનના એક ભાગ સાથે હાઇડ્રોજનના બે ભાગ મેળવવાથી જ પાણી બનશે, વિષમમિશ્રણથી તે નહિ જ જેમ બને, તેવી જ રીતે અત્યજ વર્ગને અથવા સ્ત્રીઓને જ સુધારવા તરફ જ બધી શકિત વાપરવામા આવશે અને પુરૂષવર્ગ પ્રતિ ઉપેક્ષા સેવાશે તો ચિંતિ ઉત્પન્ન થશે

ગાડીઓનો પુખ્ત વિચાર કર્યા વિના ફક્ત મગજના ફાવતે વશ થઈ કોઈ પણ રીતે ઘોડા બાધવુ નાકુ પકડી બેસવુ તેનુ ફુલ પરિણામ આવે જ નહિ આપણા શરીરના એક જ અવયવ વિષે લક્ષ્ય આપીએ અને અન્યની ઉપેક્ષા કરીએ તો તે પુરૂષ સર્વાંગસુન્દર અને સુદૃઢ બનાવી શકશે ? તેમ જ સમાજસેવામા પણ સમજવુ કેળવણીના લાભમા અત્યત વિશાળ દૃષ્ટિની જરૂર છે

વાનની આજ્ઞાનુસાર યોગ્ય માન આપનામા આવશે નહિં, અથવા તો આપણી સહધર્મચારિણ કે હૃદયેશ્વરી બનાવવામા આવશે નહિં ત્યાસુધી સ્ત્રીકેળવણી પણ ખામીવાળી જ ગણાશે

આપણા બાળકો જ્યા સુધી ઉચ્ચ સરકારી બનવા માટે યોગ્ય નિરીક્ષણ કરી, વસ્તુ મર્મ સમજી બોધ લેતા શીખે નહિં ત્યા સુધી આપણી આબાદી આપણાથી દૂર જ રહેના એટલે કે માનની પેઠે મેનાકપર્વત ધરતીકમ્પથી સમુદ્રમા ગરક થયો ત્યારે તેના પિતા હિમાલયે પાખ કાપવાનો પ્રસગ આવ્યો ત્યારે પુત્રે સહાયક થવાને બદલે દરીઆમા સતાઈ જવુ ઉચિત નથી એમ પિતા પુત્રનો ધર્મ સમજાવવા માટે ઉત્તમ બોધ ઉપજાવી કાઢતા જ્યા સુધી શીખાય નહિં ત્યા સુધી આપણી માનસિક શક્તિ ખિલી છે એમ કેમ કહેવાય ? અથવા માર્કસ ઑરિલિઅસની માફક મારા દાદા પાસેથી હુ અમુક શીખ્યો અને મારી માએ મને અમુક બોધ આપ્યો એમ દરેક પ્રકારનો બોધ ગ્રહણ કરી ક્રિયામા ઉતારતા ન શીખવી શકાય તો ટ્રેનિંગ કોલેજો હિતસાધક કેમ લેખી શકાય ?

આના કારણથી જ શ્રીયુત ગોવર્દ્ધનરામભાઈ કહે છે તેમ ખરી કેળવણીના અભાવે આપણ મગજ *hollow sounding brains* ખાલી ખોખા બને છે અને તેથી આપણે કેળવણી ખરૂ રહસ્ય સમજી તે તરફ ભગીરથ પ્રવૃત્તિ ન સેવીએ ત્યાસુધી તો तृण न खादन्नपि जीवमा એ પ્રમાણે ખડ નથી ખાતા એટલો જ તફાવત આપણામા અને પશુઓમા છે એમ કહેવાય

આજ સુધી લેખકને એમ લાગતુ કે ભોજા ભગતની પેઠે ચાબખા લખી બોધ કરવા જમાનો ગયો હશે પરતુ ધીમે ધીમે ઉંડુ તપાસતા ચાબખા લખવાને બદલે ચાબખા ખાવા જમાનો સમીપ આવતો જણાય છે કારણ કે મનુષ્યમાથી દેવ થવાનો જમાનો વેદકાળ હતો તે ગયા પછી તેનુ સ્થાન પશુવૃત્તિઓએ લીધુ તે વૃત્તિમાથી આપણે મુક્ત થયા છી એમ અવલોકન કરતા જણાતુ નથી અને તેથી આપણી કેળવણી પણ પશુની માફક જ થવી જોઈએ આ વાતને નેત્રથી શિક્ષણ આપવાને બદલે નેતરના પ્રયોગથી અપાતી કેળવણ પુરાવા રૂપ થઈ પડે છે અને અભ્યાસ માટે બાળકો કજીઆ કરે એ જમાનાની ઝાખી પણ દૂર ભાસે છે

પરન્તુ આથી દિલગીર થવા જેવુ કશુ નથી કારણ કે આપણા સ્વરૂપનુ આપણને યથા ભાન થવુ એ જ આવશ્યક છે આપણે સર્વોત્તમ છીએ, પરિપૂર્ણ છીએ અન્ય લોકો મા આગળ શુ હિસાબમા છે એવુ મિથ્યાભિમાન એ આસુરી સપત્તિનો એક પ્રકાર હોવાથી અનિષ્ટકારક છે વળી અનુકૂળ સયોગ પ્રાપ્ત થાય એ પણ ઉદયનુ ચિન્હ છે માબાપ હયા હોવા છતા, અન્નપોષણની સપૂર્ણ સગવડ હોવા છતા, યોગ્ય ઉમ્મર હોવા છતા જે મનુષ્ય પોતાની ઉન્નતિ કરવામા પ્રવૃત્ત થતો નથી તે હતભાગી છે

આપણે મોટી ઉમ્મરે પહોચ્યા હોઇએ અને કુદ અભ્યાસના પરિણામે વ્યવહારના કાર્યોમા હાડમારી ભોગવવી પડતી હોય તો તેનુ પરમ પ્રાયશ્ચિત્ત એ જ કે આપણા બાળકો

ગમે તેટલા કષ્ટવેઠીને પણ ખુબ અભ્યાસ કરાવવો અને એવી રીતે એક વ્યક્તિ પણ કેળવણીના લાભ જાણશે તો કુટુબ આખુ ઉન્નતિના શિખરે પહોચતા વાર નહિ લાગે एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना । वासितं तद्वनं सर्वं सुपुत્રेण कुलं यथा । જે મનુષ્ય પોતાનો સમય વ્યસન નિદ્રા અથવા કલહમા જ ગાળે છે તે મનુષ્ય જાતિના મૂળ પુરૂષ (પિતા) મનુ ભગવાનને કલક લગાડે છે વિષ્ણુશર્મા કહે છે કે જડ અભણ નહિ કેળવણી પામેલો પુત્ર પેટ પડયો હોય તે કરતાં સ્ત્રી વધ્યા (વાઝણી) રહે અથવા તો પુત્ર જન્મીને મરણ પામે તે સારૂ કારણ કે તેથી અલ્પ સમય સુધી જ દુ ખ થાય છે મૂર્ખ પુત્ર તો જીવતપર્યંત જીવ બાળે છે એટલુ જ નહિ પરન્તુ કેળવણીના અજ્ઞાનથી મરણ પછી પણ આખા કુટુબને કોઈવાર કલકિત થવુ પડે તેવુ કાઇક કરી મેલે છે

આ સ્થળે કેળવણીના પ્રભાવ કે ખામી બતાવવાની જરૂર નથી કારણ કે તે માટે અંગ્રેજી—ગુજરાતી—મરાઠી આદિ ભાષામા અસખ્ય પુસ્તકો છે પરન્તુ કેળવણીમા પછાત દેશમા કેળવણી એટલે શુ ? विद्यानाम नरस्य रूपमधिकं વિગેરે શ્લોકોનુ તાત્પર્ય શુ ? શા માટે વિદ્વાને સર્વોત્તમ પદ આપવામા આવ્યુ છે ? લક્ષ્મીપૂજન માટે દીવાળીનો મહોત્સવ મુકરર કરવામા આવ્યો તેમ સરસ્વતીની ઉપાસના અર્થ દિવસ છતા તે માટે કેમ કાઈ થતુ નથી ? અનેક જયતીઓ ઉજવાય છે તેમ સરસ્વતીના પૂજનમા કેમ કાઇ થતુ નથી ? એ વિગેરે પ્રશ્નો યથાર્થ રીતે સાદી ભાષામા તેમ જ પરિચિત દ્રષ્ટાતોથી અજ્ઞ કે અલ્પજ્ઞ લોકોને સમજાવવાની ખાસ જરૂર છે અસખ્ય પુસ્તકો ભણાવવા કરતા પણ ઉપરોકત માર્ગ ક્રમિત હોય તો પણ ઘણો ઉત્તમ છે હાલ ભરવામા આવતી અસખ્ય પરિષદો પણ ત્યારે જ સફળતા પ્રાપ્ત કરી શકશે

પુરૂષવર્ગ હજી જોઈએ તેટલો કેળવાએલો નથી ત્યા સ્ત્રીઓ માટે કૉલેજો સ્થાપવાની હીલચાલ કરવી એ જનસમાજની અમુક અંશે મુસ્કેલી વધારવા જેવુ લાગે છે જે દેશમા જ્ઞાતિ બન્ધન ન હોય મરજી મુજબ ગમે તેને સ્ત્રીઓથી પરણી શકાતુ હોય ત્યા ભલે તેવુ કાર્ય ફત્તેહમન્દ નીવડે, પરતુ પુરૂષ અને પ્રકૃતિનુ યોગ્ય મિશ્રણ નહિ હોય ત્યા કલહ વધવાનો વધારે સભવ છે ઑક્સીજનના એક ભાગ સાથે હાઈડ્રોજનના બે ભાગ મેળવવાથી જ પાણી બનશે, વિષમમિશ્રણથી તે નહિ જ બને, તેવી જ રીતે અસજ્જ વર્ગને અથવા સ્ત્રીઓને જ સુધારવા તરફ જ બધી શક્તિ વાપરવામા આવશે અને પુરૂષવર્ગ પ્રતિ ઉપેક્ષા સેવાશે તો અહિત ઉત્પન્ન થશે

શાસ્ત્રોનો પુખ્ત વિચાર કર્યા વિના ફક્ત મગજના કાટાને વશ થઈ કોઈ પણ રીતે ઘેરા ભાઇનુ નાક પકડી બેસવુ તેનુ શુભ પરિણામ આવે જ નહિ આપણાં શરીરના એક જ અવયવ તરફ લક્ષ્ય આપીએ અને અન્યની ઉપેક્ષા કરીએ તો તે પુરૂષ સર્વાંગસુદર અને સુદર બનાવી શકશે ? તેમ જ સમાજસેવામા પણ સમજનુ કેળવણીનો વિશાળ દૃષ્ટિની જરૂર છે

— અનસૂયા નાટક રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની.

સાથે "ઇન્ડિઅન એન્ટિકવેરી" ના પુસ્તક અગીઆરમામા પાને ૩૨૮ થી ૩૪૫ સુધી છપાયો છે

(૬) "વિક્રમ ચોલનુલા"—ઈ સ ની બારમી સદીના પૂર્વાર્દ્ધમા રચાયલા, આ તામિલ કાવ્યમા, ચોલદેશ પર રાજ્ય કરનારા રાજા રાજેંગત (ચેંકણુ) ચોલથી વિક્રમ ચોલ સુધીના રાજાઓની નામાવલિ તથા વિક્રમ ચોલની સ્વારીનુ આબેહુબ વર્ણન છે એનો સારાંશ ઈંગ્રેજી અનુવાદ સાથે "ઇન્ડિઅન એન્ટિકવેરી" ના પુસ્તક બાવીસમા, પાને ૧૪૧ થી ૧૫૦ સુધીમા છપાઈ ગયો છે

(૭) "રાજ રાજનુલા"—આ પણ ઉપર કહેલા "વિક્રમ ચોલનુલા" ની પદ્ધતિનુ કાવ્ય છે એમા ચોલદેશના સોલંકી રાજા રાજરાજ (૨, જા) ની હકીકત છે આ કાવ્ય ઈ સ ની બારમી સદીમા રચાયુ હતુ હજી સુધી એ છપાયુ નથી

ઉપલા ચારે (૪ થી ૭) તામિલ કાવ્યો, પ્રાચીન ઇતિહાસને માટે ઉપયોગી છે

(૮) "કોંગુ દેશ રાજાકલ"—આ પણ તામિલ ભાષાનુ પુસ્તક છે એમા કોંગુદેશ (ગગવાડી–મ્હૈસુર રાજ્યમા) ના ગંગાવંશી રાજાઓની વંશાવલિ તથા તેમના રાજ્યનો સમય આપ્યો છે, જે ઘણોખરો કલ્પિત છે રાજાઓના નામોમાથી ઘણાખરા નામો શુદ્ધ પણ છે, તો પણ, પ્રાચીન ઇતિહાસને માટે આ પુસ્તક ઘણું ઉપયોગી નથી

આ ઉપર કહેલા સાધનો એટલે આપણે ત્યાના પ્રાચીન પુસ્તકો ઉપરથી, ઈ સ ની ત્રીજી સદીથી લઈને મુસલમાનોને હાથે જુદા જુદા હિંદુ રાજ્યો અસ્ત પામ્યા, ત્યા સુધીની, આ દેશના જુદા જુદા વિભાગો ઉપર રાજ્ય કરનાર અનેક રાજવંશોમાથી એકલા માત્ર અણહિલવાડના ચાવડા અને સોલંકિઓની જ વંશાવલિ પૂરેપૂરી મળી શકે છે તે સિવાય બીજા કોઈની વંશાવલિ પૂરી રીતે મળતી નથી તેવી જ રીતે, નથી મળતી ઇરાની, યુનાની, શક, કુશન (તુર્ક), હૂણ આદિ વિદેશી વિજેતાઓની વંશાવલિ કે તેમના સબધીની ખાસ કોઈ વિશેષ હકીકત તો પણ, કેટલાએક રાજવંશોના પ્રાચીન ઇતિહાસમાથી ઘણી ખરી સહાયતા મળી શકે છે લોકોની ધાર્મિક તથા સામાજીક સ્થિતિ, તેમના રીતરીવાજ, વ્હેપાર, સાહિત્ય આદિ અનેક ઉપયોગી બાબતોની હકીકત પણ તેમાથી મળી શકે છે

**(ખ) યુરોપ, ચીન, તિબેટ, અને સીલોનના તથા મુસલમાનોનાં લખેલા પ્રાચીન પુસ્તકો.**

**(અ) યુરોપ તરફના પ્રાચીન પુસ્તકો**—ગ્રીસના સુવિખ્યાત બાદશાહ સિકંદરે (એલેક્ઝાંડર ધી ગ્રેટે) ઈ સ. પૂર્વે ૩૨૭ મા હિંદુસ્તાન ઉપર ચ્હડાઈ કરી હતી, તેની કંઈપણ હકીકત આપણે ત્યા લખાયલી નથી પણ, તેનો સવિસ્તર વૃત્તાંત યુરોપિઅન લેખકોના પુસ્તકોમાથી મળી શકે છે આપણા ઇતિહાસ સાથે સબધ રાખતી બીજી પણ કેટલીક વાતો તેમના પુસ્તકોમાથી મળી આવે છે આવા પુસ્તકોમા નીચે લખેલાં વિદ્વાનોના પુસ્તકો મુખ્ય છે

---

અમરચરિત ભા ૧-૨-૩ રૂ ૩-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

( ૧ ) **હેરોડોટસ** —પ્રસિદ્ધ ગ્રીક ઇતિહાસ-લેખક હેરોડોટસે, ઇતિહાસ સબંધી મોટુ પુસ્તક, ઈ સ પૂર્વે પાચમાં સૈકામા રચ્યુ હતુ એમા ઇરાનના બાદશાહ દારા ( ૧ લા ) એ, ઈ સ પૂર્વે ૫૦૦ ની લગભગમાં, હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરીને પજાબનો પશ્ચિમ ભાગ પોતાને તાબે કર્યો હતો તેની હકીકત છે, અને તે સિવાય, આપણા ઇતિહાસ સાથે સબધ ધરાવની બીજી પણ કેટલીક ઐતિહાસિક બાબતોનો ઉલ્લેખ એ પુસ્તકમાથી મળી આવે છે એના લેખ ઉપરથી એમ પણ માનમા પડે છે કે, આ દેશ તે વખતે ઘણો જ ધનવાન હતો અને દારાના સામ્રાજ્યના ૨૦ પ્રાતોમાથી ફક્ત પશ્ચિમ પજાબની આવક સોનામા આવતી હતી, બાકીના બધા પ્રાતોની ચાદીમા હેરોડોટસના પુસ્તકનુ ઇગ્રેજી ભાષાતર છપાઈ ગયુ છે

( ૨ ) **ટેસિઅસ** *(Ktesias)* —ઇરાનના બાદશાહ અર્તઝર્કઝીઝ *( Artaxerxes Memon )* નો એ વૈદ્ય હતો ઈ સ પૂર્વે ૪૦૦ ની લગભગમા હિંદુસ્તાન વિષે "ઇંડિકા" નામનુ પુસ્તક એણે લખ્યુ હતુ હજીસુધી એ મળી શકતુ નથી તોપણ, ઈ સ ની નવમી સદીના મધ્યમા ફોટિઅસ નામના વિદ્વાને એનો જે સક્ષેપ કર્યો હતો તે તથા અન્ય પ્રાચીન લેખકોએ, "ઇંડિકા" નો જે ભાગ પોતાના પુસ્તકોમા ઉતાર્યો છે, તે મળી આવ્યો છે એનુ ઇગ્રેજી ભાષાતર મેક્-ક્રિડલ *(Mc Crindle)* સાહેબે, "ઇંડિઅન એંટિકવેરી" ના પુસ્તક ૧૦ મામા ( પાને ૨૯૧ થી ૩૧૪ મા ) છપાવ્યુ છે એમા એમણે ઘણી ખરી સાભળેલી વાતો લખી છે, તેથી એ પુસ્તક ઘણુ ઉપયોગી નથી.

( ૩ ) **મેગેસ્થિનીઝ** —સીરિઆના ગ્રીક પાત્શાહ સેલ્યુકસે, મૌર્યવશી રાજા ચદ્રગુપ્તના દરબારમા, મેગેસ્થિનીઝ નામના વિદ્વાનને પોતાનો પ્રતિનિધી નીમ્યો હતો એણે પાટલિપુત્ર (પટના) મા રહીને હિંદુસ્તાન વિષે "ઇંડિકા" નામનુ પુસ્તક ઈ સ પૂર્વે ચોથા સૈકાની આખરની લગભગમા લખ્યુ હતુ આ દેશની તે વખતની સ્થિતિ જાણવાને માટે એ પુસ્તક ઘણુ અગત્યનુ છે, પણ તે મળી શકતુ નથી છતા પણ ત્હેનો થોડોક ભાગ પણ જે (અન્ય લેખકોએ પોતાના પુસ્તકોમા ટાકયો છે તે) મળી આવ્યો છે અને આપણા પ્રાચીન ઇતિહાસને માટે તે ઘણો જ ઉપયોગી છે તેનુ હિંદી અને બગાળીમા ભાષાતર થઈ ગયુ છે

(૪ થી ૮) **એરિઅન**[1], **કર્ટિઅસ રૂફસ**[4], **પ્લુટાર્ક**[3], **ડાયોડોરસ**[4], **ફોટિનસ** – સિકદર બાદશાહનો વૃતાત ૧૯ જુદા જુદા વિદ્વાનોએ લખ્યો હતો. એમના એ પુસ્તકોને આધારે, આ પાચ ઇતિહાસ લેખકોએ, એની હિંદુસ્તાનની ચ્હડાઇનો હેવાલ લખ્યો છે આપણા ઇતિહાસ-ને માટે એ પુસ્તકો ઘણા અગત્યના છે અને તે મળી પણ શકયા છે આ પાચ વિદ્વાનોના પુસ્તકોમા પણ એરિઅનનુ પુસ્તક સર્વોત્તમ મનાય છે એરિઅને "ઇંડિકા" નામનુ હિંદુ-સ્તાન સબધીનુ બીજુ એક ન્હાનુ સરખુ પુસ્તક પણ લખ્યુ છે, અને તેય પણ ઉપયોગી છે મેક ક્રિડલ સાહેબે, ઉપલા પાચે વિદ્વાનોના લખેલા સિકદરની હિંદુસ્તાનની સ્વારીના વૃત્તાતના

૧ ઈ સ ની બીજી સદીના મધ્યમા ૨ સમય અનિશ્ચિત ૩ ઇ સ. ની પહેલી સદીમાં. ૪ ઇ સ પૂર્વે પ્હેલી સદીમા

અગ્રેજી ભાષાતર, "ધી ઇનવેઝન આફ ઇડિઆ બાય એલેક્ઝાડર ધી ગ્રેટ" નામના પુસ્તકમા છપાવ્યા છે

(૯) પેરિપ્લસ ઑફ ધી એરીથ્રિઅન સી* —એક ગ્રીક વ્હેપારીએ (જે નામનો પત્તો નથી) ઈ સ ના પ્હેલા સૈકામા આ પુસ્તક લખ્યુ હતુ એમા હિદુસ્તાન સબધે કઈક કઈક હકીકત જોવામા આવે છે ગ્રથકર્તાએ હિદુસ્તાનના દરેક સમુદ્રતટની યાત્રા કરી હ એમ એ ઉપરથી માલમ પડે છે એનુ ઇંગ્રેજી ભાષાતર મેક ક્રિડલ સાહેબે ' ઇડિઅન એટિક્વેરી"ના પુસ્તક ૮ મામા (પાને ૧૦૭ થી ૧૫૧ મા) છપાવ્યુ છે

(૧૦) ટૉલેમી —ઈ સ ની બીજી સદીની મધ્યમા, મિસર દેશના એલેક્ઝાડ્રિય નગરના રહેવાસી, ગ્રીક પડિત ટૉલેમીએ ભૂગોળનુ એક મ્હોટુ પુસ્તક લખ્યુ હતુ એમ હિન્દુસ્તાનના કેટલાક નગરો, નદી આદિના નામ તથા તેના અક્ષાસ વગેરે આપ્યા છે ક્ષત્રપ વશના રાજા ચષ્ટન સાતવાહન (આંધ્રભૃત્ય) વશી પુલુમાઈ આદિ તે વખતના રાજાઓન નામોનો પણ એમા ઉલ્લેખ છે તો પણ, તેણે એલેક્ઝાડ્રિયામા બેઠે બેઠે, મુસાફરો તથા ખલા સીઓદ્વારા સાભળેલી વાતો તથા પ્હેલાના પુસ્તકોના આધાર પર, હિદુસ્તાનની ભૂગોળ રચી હતી તેથી તેણે નક્કી કરેલા સ્થાનોમા વણો જ ફેર પડે છે જો ત્હેના લખ્યા પ્રમાણે નકશો તૈયાર કરવામા આવે, તો મહાનદી સિઆમમા, હિમાલય તિબેટની ઉત્તરમા તથા ગગાને ચીન સુધી લઈ જવી પડે આમ છતાયે, એ પુસ્તકમાથી આપણા પ્રાચીન ઇતિહાસને કઈક કઈક મદદ મળી શકે છે આ પુસ્તકનુ ઇગ્રેજી ભાષાતર મેક ક્રિડલ સાહેબે "ઇડિઅન એટિક્વેરી" ના પુસ્તક ૧૪ મા મા (પાને ૩૧૩ થી ૪૧૧ મા) છપાવ્યુ છે

(૧૧) માર્કોપોલો —વેનિસનો પ્રસિદ્ધ મુસાફર માર્કોપોલો, ઈ સ ૧૨૯૪ ની લગભગમા, દક્ષિણમા આવ્યો હતો ત્હેના પ્રવાસના પુસ્તક (પુસ્તક ૨ જા) માથી ત્યાની જે હકીકત મળે છે તે પણ ઉપયોગી છે, કેમકે, તેમા તેણે પોતે જાતે જે જોયેલુ તે, દેશની સ્થિતિનુ વર્ણન લખ્યુ છે તેના પ્રવાસના પુસ્તકનુ ઈંગ્રેજી ભાષાતર કર્નલ હેનરી યૂલે છપાવ્યુ છે

(૧૨) નિકોલો ડી કાઉંટી —ઇટાલીનો રહીશ નિકોલો ઈ સ ૧૪૨૦ ની લગભગમા વિજય નગરમા રહ્યો હતો એણે તે નગરની તથા ત્યાના રાજા દેવરાજ (૨ જા)ની જે હકીકત લખી છે તે, વિજયનગરના યાદવોના ઇતિહાસને માટે ઉપયોગી છે ત્હેનુ ઈંગ્રેજી ભાષાતર રૉબર્ટ સેવેલ સાહેબના "એ ફરગૉટન ઍમ્પાયર" નામના પુસ્તકમા છપાયુ છે.

(૧૩) ફર્નાઓ નૂનેઝ —આ પોર્ટુગીઝ ઇતિહાસ લેખકે, ઈ સ ની ૧૬ મી સદીના પૂર્વાર્દ્ધમા, વિજયનગરના યાદવ રાજ્યનો ઇતિહાસ લખ્યો હતો આ ઇતિહાસ, ત્યાના પ્રથમ રાજ્યવશના ઇતિહાસને માટે, ઘણી સારી મદદ આપી શકે છે એનુ ઈંગ્રેજી ભાષાંતર, ઉપલા "ફરગૉટન ઍમ્પાયર" નામના પુસ્તકની છેવટે છપાયુ છે

* તે વખતે આફ્રિકાના કિનારાની પૂર્વનો બધો સમુદ્ર 'એરીથ્રિઅન સી' (Frythrean Sea)ના નામથી પ્રસિદ્ધ હતો

( ૧૪ ) જુદા જુદા લેખકો—વખત વખતપર ઓક યુરોપિયન લખકોએ, પોતાના પુસ્તકોમા, આ દેશ સમ્બન્ધી જે જે કઈ લખ્યુ હતુ તેનો સગ્રહ મૈકક્રિંડલ સાહેબે એમના " એનશીઅન્ટ ઇન્ડિયા ઍઝ ડિસ્ક્રાઈબ્ડ બાય અધર ક્લાસિકલ રાઈટર્સ " નામના ઇગ્રેજી પુસ્તકમા કર્યો છે આ પુસ્તક ઘણુ ઉપયોગી છે

ઉપર લખેલા યુરોપિયન વિદ્વાનોના પુસ્તકોમા એક મ્હોટી ખામી એ છે કે, એમા લખેલા સ્થાન તથા પુરુષોના નામોમાથી કેટલાકનો બરોબર પત્તો મેળવવો તે ઘણુ મુશ્કેલ થઈ પડે છે

( આ ) ચીનાઓના પુસ્તકો—ચીનમા પ્રાચીન કાળથી જ ઇતિહાસ લખવાનો પ્રથ હોવાથી તેમને ત્યાથી ઇતિહાસના અનેક પુસ્તકો મળી આવે છે તે ઉપરથી તથા મુસાફરી અર્થ હિન્દુસ્તાન આવેલા ચીના મુસાફરોના પ્રવાસપુસ્તકો અને ત્યાના ધર્મ (બાદ્ધ)ના પુસ્તકો ઉપરથી, આપણને આપણા ઇતિહાસ સમ્બન્ધી કેટલીક વિગતો મળી આવે છે

( ૧ ) ઐતિહાસિક પુસ્તકો —ચીનમા ઐતિહાસિક પુસ્તકો ઉપરથી, મધ્ય એશિયામા રાજ્ય કરનારી શક, કુશન (તુર્ક) અને હૂણ આદિ જાતોની ( જેમણે તે વખતે હિન્દુસ્તાન ઉપર પોતાનો અધિકાર જમાવ્યો હતો ) વિસ્તારપૂર્વક હકીકત મળી શકે છે અને તે સિવાય બીજી પણ કેટલીક ઐતિહાસિક બાબતોનો ઉલ્લેખ મળી આવે છે ચીનના ઇતિહાસ લખનારામા પ્હેલો પુરુષ સુમાચિન હતો એણે પોતાનુ પુસ્તક ઈ સ પૂર્વ ૧૦૦ ની લગભગમા લખ્યુ હતુ એનુ ફ્રેંચ ભાષાતર એમ. ચેવેનેસ *(M Chavannes)* નામના ફ્રેંચ વિદ્વાને કર્યું છે એ વિદ્વાને ( " મેમોયર " નામના ફ્રેંચ પુસ્તકમા ) ચીનના બીજા પણ ઐતિહાસિક પુસ્તકોનો સારાશ આપ્યો છે એશિઆટિક જર્નલ નામના ફ્રેંચ પેપરમા પણ ચીનના ઐતિહાસિક પુસ્તકોને આધારે, હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસ સાથે સમ્બન્ધ ધરાવતા વિષયો પર કટલાએક લેખો છપાયા છે, પણ તેમાથી ઘણા થોડાના જ ઇગ્રેજી ભાષાતર થયા છે

( ૧ ) ફાહિયાન —પ્રસિદ્ધ ચીનો મુસાફર ફાહિયાન, ઈ સ ૩૯૯ મા ચીનથી મુસાફરીએ નીકળ્યો હતો, અને ગગાની પાસેના પ્રદેશમા તથા સીલોન વિગેરેમા ફરતો ફરતો ઈ સ ૪૧૪ મા તે ચીન પાછો ફર્યો હતો તે વખતે ઉત્તર હિન્દુસ્તાન (નર્મદાની ઉત્તરનો બધો પ્રદેશ)નો રાજા ગુપ્તવશી ચન્દ્રગુપ્ત (બીજો) હતો, જેનુ પ્રસિદ્ધ ઉપનામ વિક્રમાદિત્ય હતુ ફાહિયાન, ત્હેના રાજ્યમા લગભગ છએક વરસ રહ્યા હતો તેણે પોતાની મુસાફરીના "ફો-કો-કી " નામના પુસ્તકમા ચન્દ્રગુપ્તની મુખ્ય રાજધાની પાટલીપુત્ર (પટના) ની, ત્યાના ઔષધાલય આદિની તથા ત્હેના વિસ્તૃત રાજ્યના તાબાના ઘણાક સ્થાનોની જે હકીકત લખી છે તે ઉપરથી એ રાજાના રાજ્યની વાસ્તવિક સ્થિતિ માલમ પડી આવે છે એ પુસ્તકના બે ઇંગ્રેજી ભાષાતરો છપાયા છે, તેમા પ્રોફેસર જેમ્સ લગ્ગે *(James Lugge)*નુ ભાષાતર ખાસ અગત્યનુ છે

---

અમારા જીવનમાની કેટલીક યાદગિરીઓ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

( ૩ ) સગયુન્ અને વ્હીસગ —આ બન્ને મુસાફરો ઈ સ ૫૧૮ ની લગભગમા હિન્દુસ્તાન આવ્યા હતા ત્હેમના મુસાફરીના પુસ્તકોમાથી પણ, કેટલીક ઉપયોગની માહિતી મળી આવે છે એનાં ઈંગ્રેજી ભાષાતર, સેમ્યુઅલ બીલ સાહેબે હુએનત્સાગના પ્રવાસના પુસ્તકના ઉપોદ્‌ઘાતમા છપાવ્યા છે

( ૪ ) હુએનત્સાગ —પ્રસિદ્ધ ચીનો મુસાફર હુએનત્સાગ, ઈ સ ૬૨૯ અને ૬૪૫ની વચ્ચે, લગભગ આખુ હિન્દુસ્તાન ફર્યો હતો જ્યા જ્યા તે ગયો હતો, ત્યા ત્યાની હકીકત એણે પોતાના " સી-યુ-કી " નામના પ્રસિદ્ધ પુસ્તકમા આપી છે તે વખતે આખા હિન્દુસ્તાનમા બે રાજાઓ પ્રબળ હતા—નર્મદાની ઉત્તરમા કનોજનો વૈશવશી રાજા ૯૫ ( હર્ષવર્દ્ધન ) અને દક્ષિણમા સોલકી પુલુકશી ( ૨ જો ) આમાંથી હર્ષની સાથે તો તે કેટલાએક મહિના રહ્યો પણ હતો એ પુસ્તક ઉપરથી, તે વખતે આ દેશની સ્થિતિ, લોકોના રીતિરીવાજ, ધર્માચરણ આદિ અનેક ઉપયોગી બાબતો સિવાય, અશોક, કનિષ્ક, મિહિરકુલ, હર્ષ ( હર્ષવર્દ્ધન ) અને પુલકશી આદિ કેટલાક રાજાઓની અનેક વિદ્વાનો તથા ત્હેમના પુસ્તકોની અને ઘણાએક રાજવશોની હકીકત મળે છે હિન્દુસ્તાનની પ્રાચીન ભૂગોળને માટે એનાથી વધારે ઉપયોગી પુસ્તક બીજુ એકકે નથી આ કિમતી પુસ્તકનુ ઈંગ્રેજી ભાષાતર, સેમ્યુઅલ બીલ સાહેબે, " બુદ્ધિસ્ટ રેકર્ડ ઑફ ધી વેસ્ટર્ન વર્લ્ડ " નામના પુસ્તકમા બે વોલ્યુમમા કર્યુ છે અને વૉટર્સ ( *Watter's* ) નામના વિદ્વાને એ વિષે બે વોલ્યુમ બીજા બ્હાર પાડ્યા છે, જે ઘણા ઉત્તમ છે ( *Watter's on Yuan Chaung's Travels* )

( ૫ ) હુએનત્સાગનું જીવનચરિત્ર —હૂ લી તથા યેન્ત્સગ નામના બે શ્રમણો( બૌદ્ધ સાધુઓ )એ મળીને ઉપલુ હુએનત્સાગનુ જીવનચરિત લખ્યુ છે એમાથી હૂ લી તો એ ( હુએનત્સાગ ) નો શિષ્ય હતો આ પુસ્તક પણ આપણા ઇતિહાસ માટે ઘણુ ઉપયોગી છે એનુ ઇંગ્રેજી ભાષાતર સેમ્યુઅલ સાહેબે પ્રસિદ્ધ કર્યુ છે

( ૬ ) ઇત્સિંગ —આ ચીનો મુસાફર, ઈ સ ૬૭૧ થી ૬૯૫ સુધી, હિન્દુસ્તાનના કેટલાક ભાગો તથા મલાયા વિગેરે દ્વીપોમા રહ્યો હતો. એનુ " નન-હૈ-ચિ-કુઈ-નૈ ફાચુઅન્ " નામનુ પુસ્તક, તે વખતના આપણે ત્યાના બૌદ્ધોના ધર્માચરણનુ જ્ઞાન મેળવવાને માટે અપૂર્વ છે, અને એમાથી કેટલીક ઐતિહાસિક બાબતોની શોધ પણ મળે છે એનુ ૩૪મુ પ્રકરણ જેમા, આપણે અહિની પઠન—પાઠનશૈલીનુ વર્ણન છે તે, જોવા જેવુ છે આ પુસ્તકનું ઈંગ્રેજી ભાષાંતર જાપાની વિદ્વાન ટાકા કુસુએ છપા યુ છે

આ ઉપરના મુસાફરો સિવાય અનેક બીજા ચીના મુસાફરો પણ હિન્દુસ્તાન આવ્યા હતા, જેમના નામ આદિનો ઉલ્લેખ મળી આવે છે, પણ ત્હેમની મુસાફરી સમ્બન્ધીના પુસ્તકો હોવા ન હોવાની કઈ હકીકત મળી શકતી નથી

ચીનાઓના ધર્મ સમ્બન્ધી પુસ્તકો ઉપરથી, આપણે ત્યાંના અનેક પ્રાચીન પુસ્તકો, કે જે હજી અહિ નથી મળી શકતા, ત્હેનો શોધ મળે છે અને અનેક ધર્માચાર્યો તથા ગ્રન્થકર્તાઓની હકીકત પણ મળી આવે છે તે સિવાય કેટલાએક એવા વિદ્વાનોના નામ તથા સમય પણ મળી આવે છે કે, જેમણે ચીનમા જઈ ને અનેક સંસ્કૃત પુસ્તકોનાં ત્યાંની ભાષામા ભાષાંતર કર્યા હતા અથવા તો તે કામમા સહાયતા કરી હતી આ બાબતમા બનીન નૅન્જીઓ ( *Bunyiu Nanjio* ) નુ " કૅટૅલૉગ ઑફ ધી બુદ્ધિસ્ટ ત્રિપિટક " નામનુ પુસ્તક ઘણુ ઉપયોગી છે

—અપૂર્ણ

---

# મુંબાઈ ઈલાકાની પ્હેલી કેળવણી પરિષદ.

લેખક—રા હરસિદ્ધભાઈ વ્રિજુભાઈ દિવેટિઆ એમ એ, એલ્એલ બી

મુબાઈ ઈલાકાની પ્હેલી કેળવણી પરિષદ ગયા જુન માસની ત્રીસમી તથા જુલાઈની બીજી તારિખે સર નારાયણરાવ ચન્દાવરકરના પ્રમુખપદ નીચે મુબાઈ યુનિવર્સિટીના સર કાવસજી જહાંગીર હાલમા મળી હતી આપણા ઈલાકાની કેળવણીની સ્થિતિ તથા જરૂરી બાબતો વિષે વિચાર કરી ઉપાયો યોજવાનો આ એ પ્રથમ પ્રયાસ હોવાથી આ પરિષદ કેટલુ એક મહત્વ ધરાવે છે અને તેથી ત્હેનુ કામ કયા પ્રકારનુ તથા કેટલે અંશે વ્યાવહારિક દૃષ્ટિબિન્દુથી સફળ થયુ તે તપાસવાની જરૂર છે પ્રથમ સર નારાયણરાવના પ્રમુખ તરીકેના ભાષણ વિષે બે શબ્દો કહીશુ આવી પરિષદોમા પ્રમુખનુ ભાષણ સૌથી મુખ્ય સ્થાન ધરાવે છે, કારણ કે ત્હેમા પરિષદનો હેતુ ત્હેમા વિચાર કરવાના પ્રશ્નો, કાર્યપ્રદેશ વિગેરે વસ્તુઓના સિંહાવલોકન તથા વિવેચનની આશા રાખવામા આવે છે પરન્તુ આ દૃષ્ટિબિન્દુથી જોતા પ્રમુખનુ ભાષણ કેટલેએક અંશે નિરાશાજનક જણાય છે ભાષણનો લગભગ અર્ધો ભાગ કેળવણીનો હેતુ, આશય તથા ત્હેના માનસિક સ્વરૂપ વિષે સામાન્ય અને કેટલાએક તો સર્વસામાન્ય વિચારોથી જ ભરેલો છે આમાના કેટલાએક વિચારો જોકે ઉત્તમ પ્રકારના છે પરન્તુ આવી પરિષદના પ્રમુખ તરીકેના ભાષણમા અસ્થાને છે એમ લાગ્યા વિના રહેતુ નથી પ્રાથમિક કેળવણી, ઔદ્યોગિક શિક્ષણ, રાષ્ટ્રીય પદ્ધતિએ શિક્ષણક્રમની રચના, દેશી ભાષાઓ વડે શિક્ષણ આપવાની જરૂર, શિક્ષકોની સ્થિતિ સુધારવાના ઉપાયો વિગેરે આધુનિક સમયના ગૂઢ પ્રશ્નો કે જે વિષેના વિવેચનની સ્વાભાવિક રીતે કેળવણી પરિષદના પ્રમુખના ભાષણમા આશા રાખી શકાય તે વિષે કંઈ પણ નહીં કહેતા માનસસ્વભાવમાથી આપણને શુ શીખવાનુ મળે છે, યૂરોપમા પૂર્વ શિક્ષણનુ ધોરણ કેવુ હતુ, વિગેરે પ્રશ્નોનુ લબાણ વિવેચન કરવામા પ્રમુખે વ્યાવહારિક દૃષ્ટિબિન્દુથી વિષયનો વિવેક કર્યો હોય તેમ જણાતુ નથી ખાસ કરીને પ્રાથમિક તથા ઔદ્યોગિક શિક્ષ

---

ણનો બહોળો વિસ્તાર કરવા માટે સરકારે શી રીતિ ગ્રહણ કરવી જોઈએ તથા ત્હેને સિ કરવાને ક્યા પ્રકારના વ્યાવહારિક પગલા લેવા જોઈએ તે વિષે ત્હેમણે દલીલપૂર્વક વિવેચ કરવુ જોઈતુ હતુ એમના ભાષણનો વણોખરો ભાગ તો માત્ર યુનિવર્સીટીની ઉંચી કેળવણ વિષેના જ વિવેચનમા ગયો છે આ વિવેચન જો કે ઉત્તમ પ્રકારનુ નથી પરન્તુ તેમ કેટલીક સૂચનાઓ ત્હેમણે બહુ નિડરપણે તથા અસરકારક ભાષામા કરી છે તે બહુ સતો પતી વાત છે પ્રથમ ત્હેમણે જણાવ્યુ કે હિન્દુસ્થાનના યુવકોના શિક્ષણ માટે ઘણેભા અહીં જ પોતાનુ જીવન ગુજારી નોકરીમાથી નિવૃત્ત થયા પછી પણ દેશના માનસિક તથ નૈતિક ઉત્કર્ષમા સગીન કામ કરી શકે એવા હિન્દુસ્થાનના જ વતનીઓની શિક્ષકો તરિ જરૂર છે આ એક અગત્યની સૂચના છે અને પ્રમુખે ત્હેના ઉપર વ્યાજબી રીતે ઘણો ભા મુકયો છે હાલની સ્થિતિમા ઇગ્લાડથી તાજા ગ્રેજ્યુએટો અહીં પ્રોફેસરો તરિકે આવી મા જરૂરના સમય સુધી નોકરી કરી ઉડતા પક્ષિઓની માફકનુ જીવન ગાળી પાછા જાય છે તે પદ્ધ તિથી આપણા દેશના શિક્ષણને વણું સહન કરવુ પડે છે એમા કંઈ પણ સન્દેહ નથી ત્હેની સાથે ગમે ત્હેવો પણ ઇગ્લાડનો જ વતની કૉલેજમા શીખવવાના ઘણાખરા વિષયે સારી રીતે શીખવી શકે, એ ભૂલભરેલા વિચારને પ્રથમની સ્થિતિ ગમે તેમ હોય પરન્તુ ઉંચી કેળવણી પામેલા હિન્દીઓની હાલની સ્થિતિ અને સખ્યા જોતા તો, મનમાથી જેમ બને તેમ જલદી દૂર કરવાની જરૂર છે સર નારાયણરાવ ખરૂ કહે છે કે યુનિવર્સીટીન શિક્ષણની ઉચ્ચ કાર્યસિદ્ધિને નામે ગમે ત્હેવા ઇગ્લીશ પ્રોફેસરોનો બચાવ થાય છે તે તદ્દન ગેરવ્યાજબી છે અને જો આવા પ્રકારની સિદ્ધિ મેળવવી હોય તો હિન્દુસ્થાનના વિદ્વાનોને જ કૉલેજોમા મોટી જગ્યાઓ આપવાથી બની શકશે આ સમ્બન્ધી તેઓએ એક વિચાર બહુ અસરકારક રીતે મુકયો હતો કે મી ચેમ્બરલેઇનના કહેવા પ્રમાણે ઇગ્લાડે હિન્દુસ્થા નમા પોતાના ઉત્તમમા ઉત્તમ માણસો મોકલવા જોઈએ પરન્તુ તે ઉત્તમ માણસો જ્યા ત્હેમની જરૂર હોય ત્યા જ મોકલવા જોઈએ અને નહિ કે હિન્દુસ્થાનના ઉત્તમ માણસોને દૂર રાખીને ત્હેમને બદલે મોકલવા તેઓએ ભાર મુકીને જણાવ્યુ હતુ કે કેળવણી ખાતામા ઘણે ભાગે યુરોપીઅનો માટે ઇમ્પીરીયલ સરવીસ તથા દેશીઓ માટે પ્રોવીન્શીયલ સરવીસ એ બે ક્રમોને બે ન્યાતોની માફક એક બીજાથી જુદા જ રાખવામા આવ્યા છે તે પદ્ધતિ યુનિ વર્સીટી શિક્ષણના હિતને ખાતર કાઢી નાખવી જોઈએ એકદર રીતે જોતા આ પ્રશ્નને લગતી ચર્ચા પ્રમુખના ભાષણનો ઉત્તમ ભાગ છે

યુનિવર્સીટીઓના કાર્યવાહ વિષે બોલતા, કેળવણી ખાતાની બ્હારના પુરૂષોને હાથે યુનિવર્સીટીનો કારભાર થવાથી શિક્ષણની ઉચ્ચતા ઓછી થાય છે—એ ટીકાનો ત્હેમણે વ્યાજબી અને અસરકારક જવાબ આપ્યો હતો ત્હેમણે જણાવ્યુ કે સાધારણ રીતે બીજા દેશોમા કળવણી ની સંસ્થાઓમા તે ખાતાના વિદ્વાનોના મત પ્રમાણે શિક્ષણના પ્રશ્નોનુ નિરાકરણ થાય છે પરન્તુ આપણા દેશોમા વસ્તુસ્થિતિ જુદી છે ત્યા વિદ્યાર્થીઓ તથા શિક્ષકો સર્વે

એક જ પ્રજાના હોય છે પરન્તુ અહીં વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો મોટો ભાગ જુદી પ્રજાઓનો બનેલો છે અને માત્ર કૉલેજ સિવાય વિદ્યાર્થીઓ તથા શિક્ષકો વચ્ચેનો સમ્બન્ધ બહુ ઓછો હોય છે આમ હોવાથી તેઓ એક બીજાના મન સ્હમજી શકતા નથી અને ત્હેની સાથે કેળવાયેલા હિન્દુઓમા એ ભય ઉત્પન્ન થયો છે કે સરકારની રાજ્યનીતિ ઉંચી કેળવણીના વિસ્તારની વિરૂદ્ધ છે આ કારણોને લીધે એવી એક વ્યાજબી માન્યતા ઉત્પન્ન થઈ છે, કે આપણી યુનિવર્સીટીઓમા કેળવણી ખાતાના અમલદારોની સત્તા એટલે જે લોકો વિદ્યાર્થીઓની ખરી જરૂરીયાતો સ્હમજી શકે નહિ ત્હેવા તથા ઉંચી કેળવણીના વિસ્તારની વિરૂદ્ધ વિચારવાળા અમલદારોની સત્તા આવી સ્થિતિમા યુનિવર્સીટીના કાર્યવાહમા હાથ નાખવા માટે કેળવણી ખાતાની બ્હારના બીનઅમલદારી હિન્દીઓ આતુર હોય તો ત્હેમા તેઓનો કઈ દોષ નથી અને આમ થવાથી જો યુનિવર્સીટીઓના પ્રશ્નોને રાજકીય રૂપ અપાતુ હોય તો તે માટે માત્ર તેઓ એકલા જ જવાબદાર નથી જો હિન્દી રાજકીય પુરૂષોને યુનિવર્સીટીના કાર્યવાહમાથી દૂર કરવાની જરૂર હોય તો જે યૂરોપીઅનો શિક્ષણના પ્રશ્નોમા પોતાને સર્વજ્ઞ માની પોતાની જાણ બ્હાર રાજકીય પ્રશ્નોમા અમુક વલણ ધરાવતા હોય તેઓને પણ દૂર કરવાની સરખી જ જરૂર છે

સર નારાયણરાવના આ વિચારો જેટલા નિડર છે તેટલા જ સત્ય છે પોતાની કેળવણીની પદ્ધતિ પસદ કરવાનો હક પ્રથમ હિન્દુઓનો પોતાનો જ છે અને આપણા યુવકોનુ શિક્ષણ ક્યા ધોરણે અને કેવા વિષયોનુ હોવુ જોઈએ તે માત્ર સરકારી અમલદારોએ નહિ પરન્તુ મુખ્યત્વે કરીને આપણા કેળવાયેલા વર્ગો કે જે આપણા યુવકોની જરૂરીઆતો તથા ઇચ્છાઓ વધારે સારી રીતે સ્હમજી શકે છે તેઓએ નક્કી કરવાનુ છે તેટલા માટે જ યુનિવર્સીટીઓની સીનેટોના સભાસદોની મોટી સખ્યા ગ્રેજ્યુએટો તથા બીજી જાહેર સસ્થાઓએ ચુટી કાઢવાની જોઈએ અને કૉન્ફરન્સે તે મતલબનો ઠરાવ પસાર કર્યો છે તે આનન્દની વાત છે ત્હેની સાથે બીજી પણ આનન્દની વાત એ છે કે નામદાર વાઇસરૉયની કારોબારી કૌંસીલના કેળવણી ખાતાના હાલના સભાસદ સર શંકર નેર સીનેટના બધારણમા આવી ચુટાયેલા સભાસદોની સખ્યા વધારો દાખલ કરવા તરફ વૃત્તિ ધરાવે છે અને તે દિશામા ત્હેમણે એક વ્યાવહારિક પગલુ પણ લીધુ છે નવી પટના યુનિવર્સીટીના બધારણ માટે જે અસતોષકારક ખરડો સર હારકોર્ટ બટલરે પ્રથમ તૈયાર કર્યો હતો ત્હેને તપાસવા માટે નીમાયેલી સીલેક્ટ કમીટીમાથી હમણા જ તે તદ્દન નવા જ રૂપમા બહાર આવ્યો છે અને પ્રથમના ખરડામા જ્યારે ચાળીસથી સાઠ સુધીના સભાસદોમાથી માત્ર બાર જ સભાસદોની ચુટણી કરવા માટેની સૂચના હતી ત્યારે આ સુધારેલા ખરડામા સાઠથી પચોતેર સુધીના સભાસદોમા પચાસ જેટલા સભાસદો ચુટી કઢાવવાનો હક આપવાની સૂચના થયેલી છે આ એક ઘણો સતોષકારક ફેરફાર છે અને આશા છે કે જ્યારે બીહાર જેવા પછાત પ્રાંતમા આ હક આપવાની જરૂર જણાઈ છે ત્યારે બીજી યુનિવર્સીટીઓમા તો ચુટાયેલા સભાસદોનુ તેથી પણ વધારે પ્રમાણ દાખલ કરવાની જરૂર સરકારને જણાશે

ઉંચી કેળવણીના વિસ્તાર સબંધી પણ પ્રમુખે ટુંક પણ સારૂં વિવેચન કર્યું હતું યુનિવર્સીટીનું હિત ચાહવાનો દાવો કરનારાઓમાના કેટલાએકનું કહેવું એમ છે કે ઉંચી કેળવણીની ઉચ્ચતા સાચવવા માટે વિસ્તાર વધારવાની જરૂર નથી અને આવું શિક્ષણ લેનારાઓની સખ્યા જો ઓછી હશે તો જ તે શિક્ષણ અસરકારક થશે આવું માનનારાઓ ગમે તો અજાણતા પણ કેળવણીના કાર્યને ઘણો ધક્કો પોચાડે છે અલબત્ત યુનિવર્સીટીઓએ શિક્ષણનું બહુ ઉંચું ધોરણ રાખવાની જરૂર છે અને ઉચ્ચ પ્રકારની વિદ્વત્તા ઉત્પન્ન કરવાનો આશય રાખવો જોઈએ પરન્તુ આવા શિક્ષણનો વિસ્તાર સંકુચિત કર્યાથી જ એ વસ્તુ સાધ્ય થઈ શકે તેમ છે એમ ધારવા માટે તો કંઈ પણ વ્યાજબી કારણ જણાતું નથી હિંદુસ્તાનની હાલની સ્થિતિમાં તો, પ્રમુખે કહ્યું તેમ, શિક્ષણની ઉચ્ચતાને નામે ત્હેના વિસ્તારનો ભોગ આપવાનો ભય રહે છે અને અનુભવ પ્રમાણે ત્હેનું પરિણામ એ જ ઉભું થાય છે કે આ બે વસ્તુઓનો કહેવાતો વિરોધ દૂર કરવામાં નથી ઉચ્ચતા જળવાતી કે નથી વિસ્તાર મેળવી શકાતો

કૉન્ફરન્સે પસાર કરેલા ઠરાવ વિષે થોડું કહેવાની જરૂર છે ઘણાખરા કૉન્ફરન્સોમાં બને છે તેમ આમાં પણ ૭ કલાકના ટુંકા સમયમાં લગભગ વીસ ઠરાવો પસાર કરવાના હોવાથી અગત્યના વિષયોની યોગ્ય ચર્ચા થઈ શકી નહોતી અને જે ચર્ચા થઈ હતી ત્હેમાં પણ શિક્ષણના વિષયમાં અનુભવી વિદ્વાનો કરતા આ વિષયના બહારથી રસ લેનારાઓનો વધારે ભાગ હોવાથી કેટલીએક વખત વ્યાવહારિક સૂચનાઓને બદલે માત્ર સામાન્ય ટીકાઓ તથા વિવેચનો થયા હતા આવા કૉન્ફરન્સોનો હેતુ સાધ્ય કરવા માટે ત્હેના ઠરાવો વ્યાવહારિક દૃષ્ટિબિન્દુથી સારી પેરે ચર્ચાઈને પછી પસાર થવા જોઈએ અને તે તેમ થવા માટે શિક્ષણ સમ્બન્ધી જ્ઞાન તથા અનુભવ ધરાવનારાઓની વધારે મોટી સખ્યાએ ત્હેમાં ભાગ લેવો જોઈએ તેમ જ ચર્ચા જેમ બને તેમ સપૂર્ણ થવા માટે સમયનો સંકોચ રાખવો જોઈએ નહિ

કૉન્ફરન્સે પસાર કરેલા ઠરાવોમા અગત્યના ઠરાવો નીચેના હતા યુનિવર્સીટીની સીનેટના બધારણમા સુચાયેલા તત્વની સગીન બહુમતિ રાખવા તથા સીનેટની સત્તા વધારવા વિષે, મુંબઈ ઇલાકામા કૉલેજો વધારવા માટેની સગવડો કરવા સારૂ સરકારને વિનતિ કરવા વિષે, કેળવણી ખાતાની ઇન્ડીયન તથા પ્રોવીન્શીયલ સર્વીસના હક્કો વચ્ચેનો ભેદભાવ દૂર કરવાની જરૂર વિષે, બી એ ના અભ્યાસક્રમમા દેશી ભાષાને એક ઐચ્છિક વિષય તરિકે સ્થાન આપવાની જરૂરીયાત વિષે, મુંબાઈ શહેરમા પ્રાથમિક શિક્ષણ ફરજીઆત તથા મફત કરવાની જરૂર વિષે, દરેક જીલ્લાના મુખ્ય શહેરમા છોકરીઓ માટે એક હાઈસ્કુલ તથા મુંબાઈમા સ્ત્રિઓ માટે એક આર્ટ્સ કૉલેજ તથા એક મેડીકલ કૉલેજ સ્થાપવાની જરૂર વિષે, પ્રાથમિક કેળવણીના વિસ્તાર તથા શિક્ષકોના પગાર વિગેરેની સ્થિતિ સુધારવાની જરૂર વિષે, વિદ્યાર્થીઓએ જાહેરસભામા હાજર ન રહેવા માટે મુંબાઈ સરકારે હાલમા કાઢેલા હુકમની વિરુદ્ધ કૉન્ફરન્સનો મત દર્શાવવા વિષે, મેટ્રીક્યુલેશનની પરીક્ષામા અંગ્રેજી શિવાયના સવાલ પત્રોના જવાબો દેશી ભાષામા આપવાની મરજી પ્રમાણે છૂટ આપવાની જરૂર વિષે અને

# હમારાં જીવનસાધ્ય.

લેખક—રા. કલુભાઈ અચાભાઈ દેસાઈ, એલ એમ એસ, (નેરાનત

હમારા જીવન!! પ્રિય સાધ્ય સનાતન હિન્દમાં રે
હમારા હિન્દમાં રે   હમારા જીવન૦
પૂર્વ અને નૂતન પ્રાચીન સંસ્કૃતિ
જીવનપોષક ઉભય સઘળી
નવો—જીવનમાં જોતી ની મુક્તિ-ઉદ્ધારણા રે
હમારા હિન્દમાં રે  હમારા જીવનના૦
સમાજ-ને-વ્યક્તિગત સેવા
સત્ય જીવન નવાન સાધના
દેશબન્ધુની સેવા હિન્દ એ જ પ્રભુ ઉપાસના રે
હમારા હિન્દમાં રે  હમારા જીવનના૦
નર્મ અપણો માતૃભાવના
એ જ હિન્દીની જીવનસાધના
હોય હિન્દુ મુસલ્મીન પારસી જાતના રે
હમારા હિન્દમાં રે  હમારા જીવનના૦
સન્માન-સ્વાશ્રય-સ્વતંત્રતાની
વિશ્વબન્ધુતા—સમાનતાની
વિસર્જના કરી હિન્દમાં હિન્દી જીવન જમાવવા રે
હમારા હિન્દમાં રે  હમારા જીવનના૦
હિન્દ ભૂમિ છે હિન્દી અર્થે
રાજસભા હિન્દીની થાયે
નરનિયત નામત સ્વક્રાન્તિ એ જ સત્ય છે સાધના રે
હમારા હિન્દમાં રે  હમારા જીવનના૦
પ્રવૃત્તિમય નિવૃત્તિ એ
આત્મ-બ્રહ્મ સાયુજ્ય સિદ્ધિ એ
આધ્યાત્મિક-પર્યવસિત-જીવન એ જ હિન્દીની
સાધના રે  હમારા હિન્દમાં રે૦
હમારા જીવન!! પ્રિય સાધ્ય સનાતન હિન્દમાં રે

---

# કૉલેજીઅન.

## ( ચાલુ વાર્તા. )

લેખક—રા ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ, બી એ

( અનુસંધાન પૃ૪ ૩૪૪ થી )

### પ્રકરણ ૯ મુ

' Most like a step-dame or a dowager,
Long withering out a young man s revenue '

પિતા શકરલાલ ગુજરી ગયા તે વખતે બીજા સગાવહાલામા શાન્તિલાલના કાકા અને શાન્તિનાનના મોટા માશી આવવામા, છોકરાને આશ્વાસન આપવામા અને અમે છીએ પછી તમારે શુ છે કહેવામા મુખ્ય હતા. ધનાઢ્ય કાકાએ સત્વળાને દરખાસ્ત કરી કે ખેતર વગેરે વેચી નાખી શાન્તિની માએ અને છોકરાએ કાકાની ભેગા રહેવાનુ શાન્તિએ અભ્યાસ છોડવો અને શાન્તિને પરણાવશો પસ્તાવશો પોતે અને તેમણે કુટુમ્બનુ ગોરપદુ સાચવવુ આ દરખાસ્ત શાન્તિને અને એની બુદ્ધિશાળી માને રૂચી નહી ગોર એટલે ગુરૂ–વિદ્વાન્ શાસ્ત્રનુ રહસ્ય સમજનાર ઈશ્વર અને મનુષ્ય વચ્ચે સમ્બન્ધ રખાવનાર એ વિચાર જતા રહેવા આવ્યા છે એવા વિદ્વાન્ આપણે જેમને ગોર કરીયે છીએ તેમા હોતા નથી અને ધરકીમુરઘીના બરાબર એ ન્યાયે એ ગોરયજમાનને એક બીજા માટે માન જ હોતુ નથી હવે તો ગોર એટલે સારે માઠે અવસરે ખાઈ જનાર, બે પૈસા લઈ જનાર અને કામ કરી જનાર ગોરને માન જ નહી તુતાથી વાત અને બ્રાહ્મણ છે, છો ખાઈ જાય એ જ વિચાર બ્રાહ્મણો જ કેટલીક ક્રિયા કરી જોઈએ અને ધર્મની કેટલીક રૂઢી કરવાથી પુણ્ય થાય છે એ સસ્કારો સુધરેના કુટુમ્બોમા પણ સજ્જડ ન બેસ હત તો બ્રાહ્મણોની ખાખાખીખી થાત વળી યજમાનવૃત્તિથી આત્મશ્રદ્ધા અને આત્મપ્રતિષ્ઠાને હવે હાની છે એમ શાન્તિ સમજતો અને જ્યા સુધી વ્હાલુ વાતા જ આજ આને ત્યાથી સીધુ મળવાનુ છે, આની વૃદ્ધિ કરવાની છે ફલાણા ભાઈના બાપનુ સમચરી છે અને શ્રાદ્ધ છે એમ થાય ત્યા સુધી કમાવાની, આત્મોન્નતિ કરવાની ઇચ્છા જ થતી નથી શાન્તિલાને આ કારણથી ધનાઢ્ય કાકાને ઘસીને ના પાડી અને આ ઉપરાત કાકા એકલા હતા, શિથિલ વૃત્તિવાળા હતા એટલે ત્યાં ન જવુ એ શાન્તિની માને શ્રેયસ્કર લાગ્યુ કાકા રીસાઈને ચાલ્યા ગયા અને પાડપડોશીએ શાન્તિ અને તેની માને ઠપકો પણ આપ્યો

શાન્તિનુ બીજુ કુટુમ્બીજન મોટાં માસી હતા. આ મોટા માશી ગોધરામા જ રહેતા શકરલાલથી વયે મોટાં હતા અને દેસાઈગીરીને પરણ્યાં હતા. ખેતરો ઘરો અને આવા વગેરે પુષ્કળ હતુ દેસાઈનુ કામ ગામડામા જવુ અને ખેડુતોને કનડવામા ને આ તલાટી અને પેલા મામલતદારને ખુશ રાખવામા તેમણે બે પૈસા ભેગા કર્યા પણ વયે વૃદ્ધ અને માતાજીના ભક્ત

હોવાથી નવરાત્રીએ પાવાગઢ કાળીકા માતાએ જતા અને ત્યા માતાજીની પ્રસાદીમા પાછળ પડતા રહી એના પરિણામે એ અચાનક ગુજરી ગયા અને નાના વહુ મોટા માશી સર્વ મીલકતના વણીઅણી થયા પિયરમા ગરીબ ભાઈ અને પેનો જન્મકુવારો મોટો ભાઈ હતા અને સાસરામા કોઈ ન હોતુ મોટા માશીનુ ઘર સુદર હતુ ઘરના બારણાની સામે જ પેસતા ઘુઘરીઓવાળો હિંચકો હતો અને એ એમની બેઠક હતી સવારમા ઉઠી પૂજામાં પડતા રૂપાના ઠાકોરજી, રૂપાનો સામાન અને એમા જ બેથી ત્રણ કલાક ચાલતા જેટલી ઠાકોરજીની છબીઓ, શખ, મહાદેવ—માળા મળે તે બધુ ઠાકોરજીની સખ્યામા વધારો કરવુ મોટા માશીએ એક દૃઢ આગ્રહ રાખી હતી આ બ્રાહ્મણી હેતકોર મોટા માશીની પણ સાસુ જેવી થઈ ગઈ હતી ઘરની ક્રીઓ, સગાવ્હાલાની વાતો, અને ન્યાતની રીતો હેતકોર જાણે મોટા માશીને ન પૂછયુ હોય તો ચાને પણ હેતકોરથી છાનુ કોઈ ચીજ લઈ જાય તો બીજી વાર એનો ટાગીયો ટાળ્યો જ છે ગયાનામા શ્રાવણમાસના હીંડોળામા આ બે જતા—ફુલમડળી ભરાવતા, મુખીયાજીને બે પૈસા આપતા કોઈ કોઈ વાર મહારાજની પધરામણી કરાવતાં અને ભજનમડળી પણ બેસાડાતા આમ મોટા માશી ગામના મોટા માશી થયા હતા પોતાની ગરીબ બ્હેનનુ બગડયુ એટલે મોટા માશીને લાગી આવ્યુ અને બને તો બધાને નહી તો નાના છોકરાને લઈ જવા તેમણે નિશ્ચય કર્યો આ પ્રમાણે શાન્તિલાલ ાાએ નાના ભાઈબ્હેનને મોટા માશી પોતાને ત્યા લઈ ગયા અને જતા જતા બ્હેનને કહેતા ગયા કે "તુ જરાયે ફિકર કરીશ નહી શાન્તિને સ્કૉલરશીપ નહી મળે તો જરૂર નથી લે આ સો રૂપીઆ ભણવાના બીજા જોઈએ તો તે મગાવજે આવતી લાબી કે ટુકી રજામા શાન્તિ બે દહાડા મારે ત્યા રહી જશે મારે એના વિના કોણુ છે!" આ કહેતા એકમાનુ લોહી ઉછળી આવ્યુ હતુ અને દુખી બ્હેન આગળ હૈયુ ખાલી કરતા મ્હેટ દયે પણ આ વખતે હેતકોર ન હોતી અને હેતકોરને ભાઈનુ સો ગમતુ નહિ બે છોકરાને લઈ મોટા માશી પોતાને ત્યા ગયા લીલાધર ચાર દિવસ શાન્તિ પાસે આવ્યો હમણા હમણાંમા શાન્તિને અભ્યાસનો કણટાળો આવતો થયો હતો, ચોપડીયો ફેંકી દેતો હતો અને જ્યારે લીલાધર કૉલેજની આવતી પરીક્ષા, યુનિવર્સિટીમા મેળવવાની સ્કૉલરશીપો અને કલાસોની વાતો કરતો ત્યારે શાન્તિને એમ જ થતુ કે ભણીને પણ પાછી નોકરી કે કમાવાનુ જ ને! માશીના પૈસા આપણા છે પછી શા માટે મ્હેનત કરવી ? વળી વિદ્યાનો ઉભરો આવતો અને પૈસા કરતા જ્ઞાનની કિમ્મત વધતી અને કૉલેજમા જઈ ઉપલી રૅંક લેવા ઠરાવો કરતો લીલાધર શાન્તિના મનની સ્થિતિ સમજી શકયો નહી અને મુગો જ રહ્યો

મોટા માશી બન્ને છોકરાને લઈ તો ગયા—દરરોજ ગળ્યુ ખાવાનુ, મોડુ ઉઠવાનુ, ફાવે તેટલુ રમવાનુ અને વાચવાનુ નામ નહિ, એમ છોકરાનુ જીવન જતુ ઘર આગળ વ્હેલા ઉઠનારને અને નિયમિત રહેનારને શરૂઆતમા તો આ ન ગમ્યુ પણ મૂળ છોકરા એટલે એમને તો ભણવાનુ ગયુ એ પીડા ગઈ અને રમવાખાવાનુ મળ્યુ એટલે સ્વર્ગ મળ્યુ હેતકોર અને મોટા

માશી છોકરાંને હીંચકે બેસાડી એનાની પટારી ઘરની વાતો જાણી લેતા મોટાં માશીનુ ઘર–ચોવન્દીયેમ એ બપોરે બે વાગ્યાથી પાચ વાગ્યા સૂની અને રાતના આઠથી અગીઆર સુધી સ્ત્રીવર્ગનો ચોરો હતો નવી સ્ત્રીકેળવણીના હિમાયતીનો હોમ ક્લાસ કે વાચનગૃહ એ ન હોતુ પણ પાડપડોશી નાનાતનની મુખ્યત્વે કરીને આધેડ સૌભાગ્યવતી કે વિધવા સ્ત્રીઓ આવતી અને જે ખબરો પત્રોમા કે માણસોના મગજમા ન હોય તે ખબરો આવતી, ચર્ચા થતી અને જજમેન્ટ અપાતા ગુજરાતમા જ નહી પણ સર્વ દેશમા આવા મોટા માશીઓના સ્ત્રીવર્ગો ચાલે છે અને એમની ચર્ચા એમની ચર્ચાના વિષયો અને એમના ઠરાવો સાભળ્યા પછી સ્ત્રીઓને રાજકીય, સામાજિક સ્વતન્ત્રતા ન આપવી જોઈએ, એઓ કોર્પોરેશન, લેજીસ્લેટીવ કાઉન્સીલ, મેનીટરી બોર્ડ, લોકલબોર્ડ કે પાર્લમેન્ટમા બેસવા લાયક નથી એવુ કહેનાર નિકળનાર અસભવિત છે યુવાન પતિપત્નીની બિભત્સ વાતોથી માંડી જનમેળામા વ્યવહાર, વિવાહ મૃત્યુ નિન્દાની સર્વ વાતો થતી અને શાન્તિલાલના ભાઈબ્હેનો એ સૌ સાભળતા અને નવાઈ પામતા એમને ઘેર નિયમ હતો કે બીજા મળવા આવે એટલે છોકરાએ ઉઠી જવુ જ જોઈએ અને છોકરા રૂપના અમુક વાતો થાય જ નહિ આથી ઉલટુ મોટા માશીને ત્યા સ્વચ્છન્દીપણુ હતુ ભાઈબ્હેનમા બ્હેન સમજુ હતી અને એણે આ બધી વાત શાન્તિલાલને લખી શાન્તિલાલનો મીજાજ ગયો પણ મોટા માશીને શુ કહુ ? એમનો ક્રોધ એ કાળકા માતાનો કોપ જ જોઈ લ્યો! પોતે કૉલેજકોર્સ પૂરૂ કરી લે અને પોતે ઠેકાણે પડે ત્યા સુધી નભાવવુ જોઈએ પણ એમ કરતા બે નાના ભાઈ બ્હેન ઉપર ખરાબ સસ્કાર પડે છે તેનુ કેમ ?

મોટા માશીને નણંદની એક છોકરી હતી આ છોકરી મોટી હતી, મામાને વ્હાલી હતી અને લાડીલી હતી મહિનામા વીસ દહાડા મામી પાસે રહેતી અને એની તો કોણ જાણે પણ એની માની આખ ભાણીના પૈસા ઉપર હતી આ છોકરી ભણી નહોતી–ભણતી પણ નહોતી ગામમા ચાર ચોપડી ભણી ઉઠી ગઈ હતી ચતુર સ્ત્રીગરબાવળીના ગરબા મ્હોડે રાખતી નવરાત્રગોરોમા ચકલામા જતી, ગાતી, કુટતી અને લગની જેટલા દેવ એટલાને પૂજતી અને મામીના મનથી એ ધર્મિષ્ટ બની રહી હતી ગરબા બેસાડી હોય તો દાળ ચોરી બહાર મતારીની રમત જેવા જાર ચોખા વીણતા ચોખ્ખો એવો કે માથુ ખજવાળે જેથી ખાનારના ભાણામા વાળ આવે જ ખીચડીમા એક દહાડો મીઠુ ભૂલી જાય તો બીજે દહાડે શાકનો વઘાર બાળે આ સ્થિતિ હતી મોટા માશી અને એમની નણંદની મરજી એવી હતી કે આ છોકરીનુ જો શાન્તિ જોડે થાય તો દુધમા ખાંડ ભળે અને જ્યારે જ્યારે પ્રસગ પડતો ત્યારે ત્યારે માશીને આટલુ કરી આપવા અને આખ આગળ કન્યાદાનનો લ્હાવો લેવા કહેતા સુતી નહી મોટા માશીને આ જોડુ ગમ્યુ હતુ અને એટલા માટે જ શાન્તિને પાસે રાખવાનો વિચાર હતો એટલામા ખબર આવ્યા કે કૉલેજમા કોઈ ગુજરાતી કન્યા ભણે છે અને શાન્તિને એની સાથે પરણવુ છે શાન્તિ ચીઠીઓ લખે છે પ્રૉફેસરોને અને એના માબાપને ખબર પડી છે, વગેરે વગેર વધારેની વાત ઉડી શાન્તિને આખાય વિસની રજા પડવાની હતી અને એમા એ આવવાનો હતો એટલે મોટા માશીએ

ઘેર ન જતા અહીં જ રહેવા આગ્રહ કર્યો અને એમા લખ્યુ કે મ્હેં ત્હારે માટે કાઈ કાઈ અફવા એ સાભળી છે પણ હુ માનતી નથી ત્યાથી આવનારા કહે છે કે ઈગ્રેજી ભણનારા અને કૉલેજમા મુબાઈમા રહેનારા સ્વચ્છદી બહુ થઈ જાય છે તારી મામા કાઈ અક્કલ નથી નાનપણથી લાડ લડાવ્યા છે મારી પાસે રહ્યો હત તો ખબર પડત બે છોકરા પણ બગડી ગયા છે ગતાગમ તો છે જ નહી તારા બાપ તો ગોરપદુ જ કરી જાણતા હતા મુબાઈ ભણવા મોકલવા જ નહી નાત જાત તો સમજે જ નહી મેં સાભળ્યુ છે કે તમારી કૉલેજમા કોઈ ફ્કેલ ગુજરાતી છોકરી છે તેની સાથે તારે પરણવુ છે પણ એ આપણુ કામ નહી ખબરદાર જો એવુ કર્યું તે હુ મારી મીલકતમાથી પાઈ નહી આપુ પેલો હિન્દુ પારસીને પરણ્યો તેમ તારે મડમ લાવવી હશે તારે માટે મારી નણદની છોકરી તૈયાર છે આ શિયાળામા લગન કરી નાંખીશુ તું ચા દિવસ આવી જા છોકરી ઘર ઉપાડી લે એવી છે અને વ્રત–અપવાસ કરે એવી છે એ તમારી મુબાઈની મડમડીઓ પેઠે ઉંચી એડીના બુટ, ફુલેલી બાયના પોલકા–માથે ફૂલ પાડેલા વાળ, આખુ શરીર દેખાય એવા ઝીણા સાળુ પહેરી મીટિગોમા જાય એમ નથી સમજ્યો ? માટે એવા કાઈ વિચાર હોય તો કાઢી નાખજે નહિ તો ભણવુ મૂકાવી દેવુ પડશે અને મારી રાતી પાઈની આશા રાખીશ નહી હુ તો જીવિત ક્રિયા કરી કાશીની યાત્રા કરી ઉરાડી દઈશ " શાન્તિલાલને કાગળ પહોચ્યો–વાચ્યો અને અદરની નવીનની હકીકત જાણી એને ખેદ થયો અને ક્રોધ ચઢ્યો મૂળ તો નાનાં ભાઈબ્હેનની ફરિયાદ હતી જ તેમા આ કાગળથી તો હદ જ વળી. હમેશના શાન્ત શાન્તિનો મિજાજ હાથ ન રહ્યો અને માને ઘેર પૂછાવ્યા વિના જ પત્ર લખી નાખ્યો

" પૂજ્ય મોટા માશી,

તમારો પત્ર મળ્યો આવો જ પત્ર હુ થોડા દિવસ ઉપર લખવાનો હતો પણ વડિલને કોણ લખે કરી મુગો રહ્યો, મને લાગે છે કે જ્યા સુધી હેતફોર તમારી હજુરીયણ છે અને સવાર સાંજ સ્ત્રીઓની કાઉન્સીલ ભરાય છે ત્યા સૂધી તમારો ઉદ્ધાર નથી કે તે સાથે મારો પણ નથી મારા નાના ભાઈબ્હેન તમારે ત્યા છે તમે નિશાળે જવુ જોઈએ માટે મોકલો છો વળી તમે એમને તમારા સ્ત્રીવર્ગની તાલીમ આપો છો એ દીનગીરી મારે ત્યાં કોઈની નિંદા કરતા શિખ્યા નથી તે જ તમે એમના દેખતા બીજાની નિંદા કરો, ગમે તેવી વાતો કરો અને અમારા જ માતપિતાનુ હલકુ બોલો એ કેમ કેમ ખમાય ! માટે આ પત્ર વાચતાં જ એમને અમારે ઘેર મોકલી દેજો "

"બાકી તમે મારા કાગળમા જે બીજી વાતો લખી તે જાણી દિલગીર થયો છુ ને બને તો મારે ત્યા તમારે ન આવવુ એમ થાય છે માત્ર તમે મોટા છો એટલો જ વિચાર આવે છે મારી મામા અક્કલ નથી ને મારા પિતા ગોરપદુ કરી જાણતા હતા તે હશે પણ એ પવિત્ર બાપના તોલે બીજુ કોઈ આવે એમ નથી મારા પિતા બે વર્ષ જીવ્યા હોત તો મારે કોઈની ગરજ ન પડત હુ કોઈ બીજી ગુજરાતણને પરણવાનો છુ કે પારસણને એ કહેનારનુ નામ લખશો હૂ કેવો છુ એ મ્હારા પ્રોફેસરો જાણે છે, એટલે બીજાની મને પરવા નથી બાકી જેની સાથે તમે મને પરણાવવા ધારો છો

એ ઇંદ્રની અપ્સરા હોય તોયે મારે તેને પરણવુ જ નથી તમારા મનથી નણંદ અને બ્હેનનો સમન્ધ બાધવો હશે પણ મને એ પાલવે એમ નથી મારે એ છોકરી જોઈએ નહી એને બધુ આવડતુ હશે પણ મારે તો ભવભૂતી મારી સાથે વાચે એવી કન્યા જોઈએ, ફૂટતાં આવડે એવી નહી મારે તો મારા સાજેમાદે અને મારા બન્ધુઓની સેવા કરે એવી કન્યા જોઈએ, નહી કે તમારા સ્ત્રીવર્ગની કાઉન્સિલમા બેસી ચોનટ કરે એવી મારે તો મારી સાથે હરેફરે અને ઘરવ્યવસ્થા કરી મહેમાનની પરોણાગત કરે એવી કન્યા જોઈએ છીએ, નહિ કે મોઢી લાજ કાઢી નોકર સાથે તડાકા મારે ને મારા સુપ્રસિદ્ધ દેશબાધવને ઘરમા છે કે નહીં, એટલો જવાબ આપવામાં પણ પાપ માને એવી મારે તો મહાત્મા ગાધી કે સ્વામી રામતીર્થની દિવ્ય કથામા ભાગ લેતી કન્યા જોઈએ છીએ, નહીં કે મદિરેમદિરે ભટકતી અને જે-જે કરતી મુખીયાજીના ફટકા ખાતી!"

આ પત્ર પહોચ્યો અને મોટા માશી હેતકોરના ચડાવેલા વાઘણુ થયા બે છોકરાને હાન ને હાલ મોકલાવી દીધા અને શાન્તિનુ નામ ના લેવાના સોગન લીધા, પણ છોકરા ગયા તે રાત્રે મોટા માશી એકલા પડયા ને રોયા, હાય બા પારકા પોતાના થતા હોય તો પોતાના કોણ માગે? મેં શાન્તિને કયા ચીઢવ્યો? એ તે છોકરો છે! એ તો અજબ છે! એના વિના કેમ ગમશે કરી, પોતાનો એકનો એક છોકરો ગયો હોય તેમ ખુબ રોયા

---

પ્રકરણ ૧૦ મુ

**ફ્રીશીપ.**

નિશાળોમા અને કૉલેજોમા રજા ન હોય ત્યારે જૂદા જૂદા ધર્મના જૂદી જ્ઞાતિના અને જૂદા જૂદા દેશના વિદ્યાર્થીઓ અને તેમા પણ હૉસ્ટેલમા રહેતા હોય તો એટલા તો સમ્બન્ધમા આવે છે કે એકબીજા વિના કોઈને ઘડી પણ ન ચાલે પરન્તુ રજામા કે કૉલેજ છોડી જાય પછી ઓળખતા જ નથી કૉલેજ અને નિશાળ એ બે જ બન્ધુભાવ, પ્રભુપ્રેમ શિખવાના તેમજ ખિલવવાના સાધન પણ છે, પણ દુર્ભાગ્યે આપણે ત્યા એ વિકસાવવાનો ધર્મ નથી બજાવતા મા-બાપ કે નથી બજાવતા શિક્ષકો નિશાળામા કે કૉલેજમા એકાદ વિદ્યાર્થી ગેરહાજર રહેતો હોય, એ સખ્ત માંદગીમા છે એમ ખબર હોય છતા કોઈ પણ વિદ્યાર્થીને એના અંગતના મિત્ર શિવાય-કોઈ પણ શિક્ષક કે પ્રૉફેસરને એની ખબર કાઢવા પ્રેરણા થતી નથી એ પ્રભુપ્રેમ મનુષ્યપ્રેમ મીશનરીઓમા જ દેખાય છે અને આપણા દેશમા ફરીને પ્રભુ વસાવવો હોય તો બાળકોમા એ પ્રેમ ખીલવવાની ઓછી આવશ્યકતા નથી

નૅશનલ કૉલેજના વિદ્યાર્થીઓમા આવી લાગણી કાંઈ ઉત્તેજાતી હતી છતા વધતી જતી જ્ઞાતિવાર નિશાળો, હૉસ્ટેલો અને હિન્દની ઉન્નતિમા આપણુ શ્રેય છે એ વાત ધ્યાનમા રાખ્યા વિના જાહાનમમા જાય હિન્દ પણ આપણી ન્યાત-તેમા પણ પ્રાંતિક ગોળ-તડની વાત વિશેષ, એટલે જે એકતા થવી જોઈએ તે થતી નહી

નૅશનલ કૉલેજના વિદ્યાર્થીઓ રજામા ફરી આવ્યા કોઈક બીચારા ઘરની બ્હાર નીકળી શકતા ન હોતા કોઈક પોતાના અગર કુટુંબના મંદવાડમા પડયા હતા કોઈ નર્મદામા સહેલ કરી

---

આ યા હતા અને કેટલાક કુટુમ્બપીડામાંથી છૂટ્યા ન હોતા આથી ઉલટુ બેદરકાર સ્વતન્ત્ર મીજાજના અને લડીને અગ્રા ! ગુ સમજે એમ માનનારા સુખી હતા રજા પડતા જ માબાપને અને બેરીછોકરાને મળ્યા નહીં મળ્યા કરી પહેલેથી જરાયે કાનમા નાખ્યા શિવાય 'આજ મ્હારે કુમસ જવુ છે ત્યાથી પાવાગઢ જઇશ આબુ જઇશ' એટલુ જણાવી ચાલ્યા જતા અને રજા પૂરી થવા આવે વિવેકની ખાતર અને પૈસા લેવાની ખાતર આવી પાછા કૉલેજમા ચાલ્યા જતા બિચારા વૃદ્ધ અજ્ઞાન માબાપો કન્યાસની બ્હીકે, છોકરો છોકરો કરતા મુમાઈ બેસી રહેતા અને પાડપડોશી આગળ હૃદય ઉઘાડતા

આવા વિદ્યાર્થીઓમા આપણા ઉછ્રંગલાલ એક હતા શરૂઆતમા તો ગામડાઓમા ફરી આ યા પણ મુબાઈ વિના કોઈ સ્થળે રૂચ્યુ નહી અને મુબાઈ આવ્યા નૅશનલ કૉલેજની રેસીડેન્સીમા આ ફેરી રહેવાની જગાએ મરજી નહોતી તે રેસીડેન્સીમા રહેવુ એ વાઘસિંહને પાંજરામા પૂરવા બરાબર છે એમ માનતા રેસીડેન્સીની પદ્ધતિ જ કાઢી નાખવી જોઈએ પ્રભુએ માણસને અક્કલ આપી છે પછી એના ઉપર અંકુશ શા માટે જોઇએ? અંકુશથી શરીર અને બુદ્ધિ ખીલતા અટકે છે એટલે આ વખતે એમણે કા તો ઘર આગળ જ કા તો સારા લતામા મુમાઈમા મકાન રાખી વાચવાસુવાની વ્યવસ્થા ત્યા કરવાનુ ધાર્યું હતુ રજામા પાછલા ભાગમા વળી કૉલેજ ઉઘડશે ને વળી ઘાચીને બળદીયો જોડાશે માટે જેટલી સહેલ મરાય તેટલી મારી લેવા નિશ્ચય કર્યો ઉછ્રંગલાલ આમ બુદ્ધિશાળી હતો છતા એ પોતાને ગોખલે, રાનડે, રોક્સ પીઅર અને ગ્લેડસ્ટન માનતો એટલુ જ નહીં પણ એના માબાપને પણ એમ જ હતુ કે પરમેશ્વરે બુદ્ધિનો ઈજારો ઉછ્રંગલાલને જ આપ્યો છે અને કૉલેજમા પહેલો રહેશે એટલુ જ નહી પણ પછીથી હિન્દુસ્તાનમા પ્રથમ પુરૂષ ગણાશે—રાજ્યદરબારમા મા ! પામશે અને મોટો માણસ થશે રજા પૂરી થવા આવી અને મહાલક્ષ્મીની બૅટરી પાસે એક સુદર હવાવાળુ મકાન માતપિતાને સમજાવી રાખ્યુ અને યુરોપીઅન ફર્મને એમા યોગ્ય ફરનીચર નવો લાવી ગોઠવવા ઑર્ડર આપ્યો મકાનની જગા—મકાનનો રંગ અને ડ્રૉઇંગરૂમ, સ્લીપીંગરૂમ અને સ્ટડીયો જોઇ પોતે જ આશ્ચર્ય પામ્યો સાલા આપણા લોકમા કાઈ શોખ જ ન મળે પૈસા તો થાય પણ શુ સરસ ટેસ્ટથી ગોઠવ્યુ છે વાચવુ-સુવુ અહી જ ગમે સુદર ભરેલી નેતરજીઓ-તકતા-છબીયો-ચકચકતા મૅજલૅમ્પ વગેરે જોતા એમ જ થાય કે આ વિદ્યાર્થીના મકાન કરતા કોઈ રાજમહેલનો ભાગ છે ઉછ્રંગલાલ આ મકાનમા રાતના નાટકમાથી આવી સૂતો-કોઈ વાર હાર્મોનીયમ તો કોઇ વાર સતાર લેતો ત્યારે એ સ્વર્ગસુખમા હોય એમ ધારતો.

રજા પૂરી થઈ અને વિદ્યાર્થીઓ આવવા માડ્યા જેમને પોતાની વ્યવસ્થા કરવાની હતી, હજી ટર્મના પૈસાનુ ઠેકાણુ નહોતુ-ક્યા રહેવુ એ નક્કી નહાતુ એ બીચારા ચાર દિવસ અગાઉ આવી રખડતા અને આનાનિરાશા થતા ખિન્ન થતા જેઓ તૈયાર ભાણે ખાવાના હતા તે તો રજાને છેલ્લે દિવસે જ આવવાના હતા રજા ઉઘડી ને તે દિવસે વિદ્યાર્થીઓના ઝોલા ને ઝોલા આવવા લાગ્યા, ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ અને દક્ષિણના વિદ્યાર્થીઓ ગાડીમાથી ઉતરતા હસાહસ

કરતા હતા બ્હેલા આવેલા નવા આવનારના ભાથાના ડાબના ને કડિયા ઉપાડી રેસીડેન્સીની રૂમમા ઉપાડી બારણા બધ કરી પૂરા કરવા લાગ્યા બીજી કૉલેજના પણ આ કૉલેજમા નવા આવનાર અજાણ્યા પોતાના ઓળખીતા સાથે ફરતા, પરાણે હસતા અને મુગા મુગા ફરતા ગાડીમા મારવાડીને બના યો, ગુજરાતી ભાઇને 'પેનો'ને 'આ'ની ચીડ મશ્કરી કરી, તાળીઓની ચટણી ઠીક ઉડાવી, એમ વાતો કરતા ગતરે પક્ષીઓ પોતપોતાના માળામા બેસે તેમ સૌ સૌને ઠેકાણે પડ્યા અને જાણે ઘર જ નથી—ન્યાત જ નથી તેમ પાછા એક થઈ ગયા અને નવી દુનિયાના નવા નિયમોમા આવ્યા

બીજે દિવસે સવારે જેમને રૂમ ન હોતી મળી તેઓ કનાર્ક પાસે ઉપરાઉપરી ધક્કા ખાવા લાગ્યા અને કનાર્ક ઠંડે કાળજે 'અરજીના નબર પ્રમાણે મળશે' એટલો જ જવાબ આપતો પરદેશમા રહેવાના જગા હોય નહી ત્યારે બીજાને ઘેર ભણવા રહેવુ એમા શી મુશ્કેલી છે, એ બીજાને ન સમજાય વિલાયતમા કુટુમ્બોમા પૈસા આપી વિદ્યાર્થીઓ રહે છે પણ ત્યા એની સર્વ સભાળ લેવાય છે, દેખરેખ રખાય છે ને સુખ મળે છે આપણા દેશમા પૈસા લેવાતા નથી અને સગા વ્હાલાનો અગર ન્યાતીનો વિદ્યાર્થી ઘરમા રાખ્યો એટલે વગર પગારનો કારકુન કે નોકર એને ભણવાનુ છે માટે ખાવાપીવાની—અભ્યાસની અનુકૂલતા કરી આપવી તો બાકી રહી પણ વખત સર ખાવાનુ તો મળે જ નહી, અભ્યાસ શાન્તિથી થાય એવી જગા અપાય નહી પરીક્ષાના દિવસમા પણ આ કર, કોઈને દાકતરને ત્યા લઈ જા બજારમાથી શાક રોજ ત્હારે લાવવુ, બાની સાથે દેરે જજે, આ બધુ પેલા વિદ્યાર્થીને જ કરવાનુ કારણ એને મધુકરી મળે છે માટે !

શાન્તિએ પોતાની રૂમ ઉઘાડી લીલાધર સાથે જ હતો અને સાફ કરાવી અને અન્દર પુસ્તકો કોચ વગેરે ગોઠવ્યા નાની બ્હેનનો ભરેલો 'વન્દે માતરમ્' નો તકતો બારણા સામે ટાગ્યો રાનડે, ગોખલે, દાદાભાઇ ટૉલ્સ્ટૉય અને સરસ્વતીની સુન્દર છબીઓ અને સસ્કૃત ઇગ્રેજી સૂત્રોના પ્લેકાર્ડ ઉપરાત જાપાની ચીની અને ઈગ્લાન્ડના સૃષ્ટિસૌંદર્યના ધુરન્ધર ચિત્રકારોના ચિત્રો ટાગ્યા હતા સામાન્ય રીતે શાન્તિલાલની રૂમ જ બીજા ગુજરાતી વિદ્યાર્થીનુ કેન્દ્રસ્થાન હતુ અને કલાકો ને કલાકો સુધી કૉલેજનો વખત પૂરા થયા પછી સૌ બેસતા ચાહપાણી પીવાતા અને પ્રૉફેસરો વિદ્યાર્થી ક્રીકેટ અભ્યાસ અને અગત મીઠી ટીકા થતી આજે સૌ મળી બેઠી હતી પણ બધાના જીવ તાળવે ચોટ્યા હતા આવતી કાલે દસ વાગ્યે કૉલેજની પરીક્ષાનુ પરિણામ બ્હાર પડવાનુ હતુ ફ્રીશીપ સ્કૉલરશીપ નકી થવાની હતી અને અન્દર અન્દર હરિફાઈ ચાલતી હતી

ન્હાવુ ધોવુ, કલબમા સાથે જમવા બેસવુ અને હસાહસ એક જ થાળીમાથી બીજાની થાળીમા પુરી નખાતા વાણીયા બ્રાહ્મણની જગન્નાથપુરી હતી અને આયન અધરાડ જે કરી હજેત થાય તે જ કામ મગીન જાતિમેત્રો જે કૉલેજ રેસીડેન્સીમા આમ છાનુ કરી અગર પૂરી રીતે દૂર થતો હતો સ વાગ્યા અને ઘટની સાથે જ હૃદયમા ધબકારા થયા જમવામા ઉતાવળ થઈ અને વહેલો જ પરિણામ જોઈ આવુની હરિફાઈ ચાલી ખબીસ

કોઈના બદલે કોઈનુ પહેરાયુ જેના આવ્યા તેના બૂટ સ્લીપર અને ટોપી પણ એ જ અમાણે જેમના લુગડા ગયા હતા તે જનાને એક પગે થયા હતા પણ પહેરી જનારને ગાળો દેતા વિચાર રેસીડેન્સી કમ્પાઉન્ડમા જ ઉભા રહ્યા

ફ્રીશીપ કરતાએ કૉલેજની સ્કૉલરશીપ માટે અનેક નામો આવ્યા હતા સ્કૉલરશીપ કૉલેજ પરીક્ષામા સઉથી પહેલો આવે તેને જ મળતી એટલે એ કોને મળે છે, એ જાણવા વિદ્યાર્થીઓ ઉત્સુક હતા શાન્તિએ ફ્રીશીપની અરજી કરી હતી પણ બીજા ઘણા ગરીબ વિદ્યાર્થીઓ હતા અને તેમણે મોટમોટાની વગ લીધી હતી સ્કૉલરશીપની તો શાન્તિને આશા જ નહોતી સ્કૉલરશીપ પચીસ રૂપીઆની હતી શાન્તિને એટલુ જ હતું કે ફ્રીશીપ મળે તો કાકામામીનુ મો ઉઘડાવવુ ન પડે

સાડાદશ થતા જ કલાર્કની રૂમ પાસ વિદ્યાર્થીઓનુ ટોળુ મળ્યુ ગભીર ચ્હેરે કલાર્ક કામ કર્યે જતો હતો અને પટાવાળાને સમજાવી બ્હાર કાઢવા કહેતો કલાર્ક નામ ટાઈપ કરતો તે વખતે વિદ્યાર્થીઓ હાથના ચાળાથી કાંઈક કાંઈક અટકળ કરવા લાગ્યા કોઈ કહે ફરદુનજી તો કોઈ કહે ઉજ્જગનાન—કોઈ મીસ મહેતાનુ નામ દે તો કોઈ શાન્તિનુ શાન્તિનુ નામ સ્કૉલરશીપ ખાતે એકે દીધુ કે હસાહસ ચાલી ઉજ્જગનાન જાતે આવ્યો હતો અને એ સ્કૉલરશીપ મને જ મળવી જોઈએ એમ ખાત્રીથી માની—કોટ ખમીસના કૉલર સમા કરતો, બુટની ધૂળ સાફ કરતો, અક્કડ ને અક્કડ ફરતો ટાઈપ થઈ ગયુ—સીપાઈએ કાગળ પાટીયા ઉપર ચોડ્યા અને પટાવાળો બ્હાર ગેલેરીમા મૂકવા જાય છે ત્યા તો એના ઉપર વિદ્યાર્થીઓ તુટી પડ્યા માડમાડ ગેલેરીમા પાટીયુ મૂકાયુ અને વિદ્યાર્થીઓએ બુમ પાડી ફ્રીશીપ કેશવલાલને—સ્કૉલરશીપ શાન્તિલાલને શાન્તિલાલને સ્કૉલરશીપ ! એટલા જ શબ્દ ઉજ્જગનાનના મોમાથી નીકળ્યા અને એ વખતે એનુ હૃદય, એની આખો જોઈ હત તો કદાચ શાન્તિલાલનુ ખૂન કરત એમ લાગે લીલાધર એકદમ દોડયો. રસ્તામા માળી સાથે અથડાયો—રેસીડેન્સીની દાદરના ત્રણચાર પગથીયા ચડ્યો—કોણ ઉતરે છે તેનુ ભાન ન હોતુ ને શાન્તિ પાસે જઈ એણે એને એવો તો થાબડ્યો કે બીચારો શાન્તિ થાકી ગયો સ્કૉલરશીપ કૉન્ગ્રેચ્યુલેશન અલ્યા ભૂરે છે ! ફ્રીશીપ હશે ! ના સ્કૉલરશીપ સાંપડી હવે ડૉક્ટર ન થાય તે

—અપૂર્ણ

કિરણ સમાન હો ! હિન્દને અનુદાર અધિકારીઓના નિયોગોની નિરાશા અનુભવતા હિન્દને –તાત્ત્વિક આશા આપે છે કાંઇક શ્રદ્ધા અનુભવાવે છે મિ મૉન્ટેગ્યુ એક ઘણા ગભીર પ્રસગે લૉર્ડ મોર્લેની હિન્દી પ્રધાન તરીની કારકીર્દી દરમ્યાન "અન્ડર સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડિઆ"નું માનનીય પદ ભોગવતા હતા તે સમયના ત્હેમના ભાષણો હિન્દુસ્તાનની ખરી સ્થિતિનુ આશ્ચર્યકારક જ્ઞાન દર્શાવે છે, એટલુ જ નહિ, પરન્તુ તે જ્ઞાનના ખરા આધારરૂપ અને તે જ્ઞાન કરતા પણ વસ્તુત વધારે અગત્યનુ તત્ત્વ ત્હેમા વ્યાપ્ત છે તે તત્ત્વ કયુ ? હિન્દુસ્તાન તરફનો ત્હેમનો સમભાવ, અને તે સમભાવ પણ સાચો અને ઉદાત્ત મર્મબુદ્ધિથી અને વિશાલ દૃષ્ટિથી પ્રેરાયલો સમભાવ સમભાવમા પણ ભેદ હોય છે હિન્દુસ્તાનને માટે શાબ્દિક સમ ભાવ બતાવવો એ તો હવે અગ્રેજ અધિકારીઓ માટે બહુ સામાન્ય અને સસ્તુ થઈ પડ્યુ છે એ સમભાવના દામ્ભિક વેષ હવે જેમ ઓછા ભજવાય તેમ વધારે સારૂ હિન્દુસ્તાન કાંઈ અજ્ઞાન બાલક નથી અને એવા મિથ્યા ઉચ્ચારો અધિકારીઓ ઉપરનો ત્હેનો વિશ્વાસ માત્ર કમી કરે છે હવે હિન્દુસ્તાન જે માગે છે તે ખાલી આશાઓ નહિ, પરન્તુ સગીન હકો આવે ગભીર વ્યાવહારિક આચારના પ્રસગે હિન્દુસ્તાન તરફ સાચો સમભાવ રાખનાર, હિન્દુ સ્તાનની મહેચ્છાઓને સમજવા પ્રયત્ન કરનાર અને હિન્દુસ્તાનના સતોષમા સામ્રાજ્યની સાચી શાન્તિ સમાયલી છે એમ અન્તઃકરણથી માનનાર મિ મૉન્ટેગ્યુ જેવા રાજપુરૂષની જ હિન્દુસ્તાનને જરૂર છે થોડા અઠવાડીયા પ્હેલા મિ મૉન્ટેગ્યુએ પોતાના ભાષણમા નીચે પ્રમાણે કહ્યુ હતુ —

*"The treacheries the inhumanities, the uncivilised crimes of Germany evoked from the beginning in India the same response that they evoked in all other parts of British Empire If such a crisis were wanted for the purpose, at any rate those who were warning us and hinting or suggesting the disloyalty of India are silenced for ever, and unanimously at last we can think about India in a new light as a great Empire which has ranged itself beyond question with our Dominions and with the Mother Country Great Britain has done well by India, but her work is by no means finished It has not only to be carried on but developed It has reached a stage where inattention and failure to grasp an opportunity may possibly spoil the generations of work that have been put into it Think of it Study it Concentrate your thoughts upon it, not only when some event or some controversy awakens your*

*interest, but study it continually with the sympathy that it deserves as one of the vital problems of the moment* " હિન્દને ન્યાય આપવાની જ તીવ્ર વૃત્તિથી માત્ર નહિ, પરન્તુ સામ્રાજ્યના સાચા હિતને માટે અને સાચી શોભાને માટે ખરી કાળજીથી આવા ઉગ્ર અને શાણા શબ્દો મિ મૉન્ટેગ્યુએ ઉચ્ચાર્યા હતા, અને મિ મૉન્ટેગ્યુની પૂર્વની કારકીર્દીએ સ્પષ્ટ સાબિતી આપી છે કે મિ મૉન્ટેગ્યુ માત્ર મ્હોએથી બોલીને બસ માને એવા નથી, પરન્તુ પોતાના વિચારો અને ઉચ્ચારોને આચારમા મૂકાવના જેવા પોતાનાથી બનતો પ્રયાસ કરે એવા પુરૂષ છે આથી હિન્દમા તેમના નિયોગથી સતોષ પ્રસર્યો છે એટલું જ નહિ, પરન્તુ આશાઓ પુનર્જીવન પામી છે

પરન્તુ મિ મૉન્ટેગ્યુને ન્યાય મળે અને હિન્દીઓને આખરે નિરાશ થવુ ન પડે તે ખાતર એક સાવચેતી આપવા જેવી છે બ્રિટિશ સામ્રાજ્યમા હિન્દને ત્હેની યોગ્યતાને અનુસાર સ્થાન મળે તે માટે મિ મૉન્ટેગ્યુ પોતાનાથી બનતુ કરશે એમા અમને સદેહ નથી મિસિસ બેસન્ટ જેવી વ્યક્તિને નજરકેદ કરવા જેવુ અગત્યનુ પગલુ પોતાને પૂછ્યા વગર હિન્દી સરકાર લે ને તેવો પોતાના હકનો અનાદર થવા દે એવા હિન્દી પ્રધાન મિ મૉન્ટેગ્યુ થાય એવી અમને બીતિ નથી હિન્દનો વહીવટ ચલાવનાર અગ્રેજ અધિકારીઓ ઉપર જ પૂરેપૂરો વિશ્વાસ મૂકી, હિન્દુસ્તાનના લોકોના અવાજનો અનાદર કરી, પોતે પોતાની બુદ્ધિ અને હૃદયના આન્દોલનોને તિલાજલિ આપી ' કારે કાગળીયે મતુ " કરી આપે એવા નિર્માલ્ય રાજ્યપુરૂષ મિ મૉન્ટેગ્યુ નીવડે એવુ અમ્હારૂ ધારવુ નથી છતા અત્યારે સકુચિત દૃષ્ટિ વાળા ઘણા રાજ્યપુરૂષો ઈગ્લન્ડમા સત્તામા છે, અને તેઓ મિ મૉન્ટેગ્યુના રસ્તામા બને તેટલા વિઘ્નો નાખવા ચૂકશે નહિ પરિણામે મિ લૉઈડ જ્યૉર્જ જેવા મુખ્ય પ્રધાન પોતાની ગાદી મા હોવા છતા, મિ મૉન્ટેગ્યુની યોજનાઓમા અનેક મર્યાદાઓ મૂકાશે મિ મૉન્ટેગ્યુની કારકીર્દી ઉજ્જ્વલ અને હિન્દને તથા સામ્રાજ્યને લાભ કરનારી નીવડશે એમા અમને સ્હેજ પણ શક નથી, પરન્તુ અન્ય અનુકૂળ સયોગોમા મિ મૉન્ટેગ્યુ જેવા રાજ્યપુરૂષ હિન્દને માટે જેટલુ કરી શક્યા હોત તેટલુ હાલના પ્રતિકૂલ સયોગોમા તેઓ ભાગ્યે કરી શકશે એ વાત લક્ષમા રાખવા જેવી છે મિ. મૉન્ટેગ્યુ જેવા હિન્દી પ્રધાન છે અને શ્રીયુત ભૂપેન્દ્રનાથ બસુ અને સર પ્રભાશકર પટ્ટણી જેવા હિન્દના હિતૈષીઓ હિન્દી પ્રધાનની કાઉન્સિલમા છે તો કાઇક પણ સગીન સુધારા તો થશે જ એ ચોક્કસ છે—કેટલા અને કેવા તે સમય સાબિત કરશે અધીર ભાવનાશાલીઓના તરગોની સિદ્ધિ તો દૂર રહી, પરન્તુ કૉંગ્રેસ અને મૉસ્લેમ લીગ જેવી જવાબદાર રાષ્ટ્રીય સસ્થાઓની યોજનાઓને તો ઘટતુ ધ્યાન અપાશે એ આશા કોઇ રીતે વધારે પડતી ન ગણાવી જોઈએ હાલ તુરતમા તો મિ મૉન્ટેગ્યુ લોકોની વ્યાજબી અને કાયદેસર પ્રવૃત્તિઓ દબાવી દેવાની અધિકારીઓની વ્યવસ્થાપૂર્વક પ્રવૃત્તિને જ મજબૂત રીતે દબાવી દેશે તો હિન્દ ત્હેમનો અન્ત કરણપૂર્વક આભાર માનશે—વધુની વાત તો પછી

### ૩. આવતી કૉંગ્રેસનુ પ્રમુખપદ.

આવતી કૉંગ્રેસ કલકત્તામા ભરાવાનુ નક્કી થયેલુ છે કૉંગ્રેસનુ એ અધિવેશન અત્યારની ગભીર રાજકીય સ્થિતિને લીધે અતિશય અગત્યનુ થશે તે પ્રસગે પ્રમુખપદ કોને આપવુ એ પ્રશ્ન અત્યારે દેશમા ચર્ચાય છે સર સુબ્રહ્મણ્ય આયરે એ સબધમા વર્તમાનપત્રોમાં પત્ર લખી સૂચવ્યુ છે કે મિસિસ બેસન્ટ પ્રતિનો પોતાનો વિશ્વાસ અને અધિકારીવર્ગની પ્રવૃત્તિઓ પ્રતિની દેશની નાપસદગી બતાવવા માટે મિસિસ બેસન્ટનો આવતી કૉંગ્રેસના પ્રમુખ તરિકે નિયોગ કરવો કૉંગ્રેસના અધિવેશન સમયે મિસિસ બેસન્ટને નજરકેદમાથી મુક્ત કરવામા ન આવ્યા હોય તો તેમના પ્રતિનિધિ તરિકે પ્રમુખનુ કાર્ય કરવા સર સુબ્રહ્મણ્ય આયરે પોતાની મરજી દર્શાવી છે સર સુબ્રહ્મણ્ય આયર હાલની ગભીર સ્થિતિમા જે ઉંચા પ્રકારની હિમ્મતથી, ધર્મબુદ્ધિથી અને દેશભક્તિથી વર્ત્યા છે તે માટે તેમના તરફ અતિશય માન થયા વગર રહેતુ નથી અમ્હે તો એટલે સુધી માનીએ છિએ કે શુદ્ધ હૃદયવાળા ખરા ચારિત્ર્યવાળા અને સાચી દેશભક્તિવાળા પુરુષો જ એમના જેવી રીતે પરમ પ્રસગોમા વર્તી શકે છે સર સુબ્રહ્મણ્ય આયરની સૂચનાને દેશે એકે અવાજે વધાવી લેવી જોઈએ એવો અમ્હારો મજબૂત અભિપ્રાય છે અન્ય સ્થિતિમા આવી બાબતમા મતભેદ હોય એ સમજી શકાય આવે પ્રસગે મતભેદ અમને શોચનીય અને વર્જ્ય લાગે છે બગાળાની અને મદ્રાસની પ્રૉવિન્શિઅલ કૉંગ્રેસ કમિટીઓએ સમયોચિત શૌર્યથી અને શાણપણથી શ્રીમતી ઍની બેસેન્ટનુ નામ પ્રમુખ તરિકે સૂચવ્યુ છે, બીજા સ્થાનો પણ તેમનો દાખલો લેશે તો દેશની શોભા સચવાશે મુબાઇના કેટલાક નેતાઓ તેમ નહિ કરે એવી અમને ભીતિ છે, કારણ કે એક કરતા વધારે પ્રસગે અમ્હે અનુભવથી જોયુ છે કે મિ વાચ્છા મિ સમર્થ, મિ ગોખલે, વગેરે નેતાઓ નવા ચેતનની અનેક બાબતોમા અને ખાસ કરીને મિસિસ બેસન્ટ તથા લોકમાન્ય તિલકની બાબતોમા નિરાશાજનક રીતે સકુચિત વલણ દર્શાવે છે તેહેમનો મત પ્રકટ કરવાનો તેહેમનો અધિકાર છે, પરન્તુ તેહેમણે પૂર્વે કરેલી દેશસેવાના કારણોથી તણાઈ જઈ તેહેમના તરફ માનની તથા ઉપકારની વૃત્તિથી પ્રેરાઈને અત્યારની જરૂરિયાતો તરફ ઉપેક્ષા દર્શાવવી અમને અયોગ્ય લાગે છે અમ્હે અમ્હારા નેતાઓને ચાહીએ છિએ, માન આપીએ છિએ, પરન્તુ સત્યને, સ્વદેશહિતને, અને સમયની જરૂરિયાતોને અમ્હે વધારે ચાહીએ છિએ અને વધારે માન આપીએ છિએ અમ્હે ઇચ્છીએ છિએ કે મિસિસ બેસન્ટને આગામી કૉંગ્રેસનુ પ્રમુખપદ આપી દેશ પોતાની કૃતજ્ઞતા દર્શાવે

---

# સ્વ. રા. ગગાશંકર મણિશંકર વૈષ્ણવ.

લેખક—રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ., એલએલ. બી.

'બાળસ્વભાવ' આદિના લેખક તરીકે જાણીતા થયેલા રા. ગગાશંકર મણિશંકર વૈષ્ણવ ભરજુવાનીમાં પક્ષઘાતના રોગનો ભોગ થઈ પડ્યાથી તેમનાં કુટુમ્બી અને સ્નેહીઓને તો દુઃખ થાય એ સ્વાભાવિક છે, પરંતુ ગુજરાતની શિક્ષણવિષયક અને બાળવિષયક પ્રગતિ ઈચ્છનાર દરેક ગુજરાતીને પણ તેમના અકાળ અવસાનથી ખેદ થયા વિના રહેશે નહિ એ પણ નિઃશંક છે.

રા. ગગાશંકર વૈષ્ણવ 'સિક્કો બેસારનાર' જુવાન હતા. પ્રથમ પરિચયે શાન્ત અને એકાન્તવૃત્તિવાળા લાગે તેવા હતા તોપણ સહેજ સાજ પિછાન ધરાવનાર પણ કબુલ કરશે કે તેમના હૃદયમાં ઉદ્યોગ, લાગણી અને નિખાલસપણાનો પ્રવાહ ખૂબ વેગભર્યો હતો. કર્તવ્યપરાયણતાની ઉત્કટ બુદ્ધિ, એકરંગી ઉમંગ અને પોતાના નિશ્ચયોને વળગી રહેવાની હિમ્મતભરી સ્વતંત્ર રીતે તેમણે પોતાનો માર્ગ આપબળથી જ સરળ કર્યો હતો. બી. એ., બી. એસસી. થયા પછી, કાઠીઆવાડ મહારાજ્યની નોકરી સ્વીકારનારાઓમાં તેમણે લગભગ પહેલ જ કરી હતી. કેળવણીખાતામાં દાખલ થયા, તો તે માટે જરૂરી લાયકાત તુરત જ મેળવી લેવી જોઈએ એવી નિશ્ચયાત્મક બુદ્ધિથી તેમણે એસ. ટી. સી.ની પરીક્ષા માટે ઉમેદવારી કરી અને તે તથા 'ઓનર્સ'ની બીજી પરીક્ષા પણ પસાર કરી. ધંધાની લાયકાત મેળવી સ્વીકારેલા ધંધાને લગતી પ્રવૃત્તિઓ જ તેમણે હાથ ધરી હતી, અને 'બાળસ્વભાવ' નામનું તે જાતનું પુસ્તક લખનાર પણ તેઓ જ પહેલા છે.



સ્વ. રા. ગગાશંકર મણિશંકર વૈષ્ણવ.
બી. એ., બી. એસસી., એસ. ટી. સી.
જન્મ— તા. ૧૫ મી જુન ૧૮૯૧ અવસાન— તા. ૧૦ મી જુન ૧૯૨૭

'બાળસ્વભાવ' લખ્યા પછી બાળકોના સાહિત્ય માટે એ પ્રેરાયા અને 'બાળવાર્તા' તથા સચિત્ર 'વાર્તાવિનોદ' તેમણે તૈયાર કર્યાં

શિક્ષક તરીકેની તેમની કર્તવ્યભાનની બુદ્ધિથી અને શિષ્યો તરફ પ્રેમભરી વૃત્તિથી તેમણે ઉપરી અધિકારીઓ અને શિષ્યો તરફથી ઉમદા ચાહ પ્રાપ્ત કર્યો છે, તે તેમના ગમે તે શિષ્યને મળવાનુ બનવાથી આ ગુણની ખરી કિંમત એકદમ જ આકી શકાય તેવુ છે

નડીયાદ, અમદાવાદ, ગોધરા અને સુરતમા તેમણે મૂકેલા સદ્ભાવ અને મમતાનો વારસો સાધારણ માણસ ન મેળવી શકે તેવો કિંમતી અને સતોષજનક છે

અમદાવાદમા પહેલા મેઇલ ટ્રેનિંગ કૉલેજમા, અને પછી ફીમેઇલ ટ્રેનિંગ કૉલેજમા તેમણે નોકરી કરેલી હોવાથી ગુજરાતનો શિક્ષકવર્ગ તેમની સાથે સારા પરિચયમા આવેલો છે, અને તેમના શિક્ષણકળા, સૌજન્ય, અને સોત્સાહ પુરૂષાર્થના વખાણ જે રુપે સભળાયા છે તે ઉપરથી કહી શકાય છે કે જો આયુષ્યે યારી આપી હોત તો તેઓ ગુજરાતી શિક્ષણકળાને વધો લાભ આપનાર નિવડત

પોતે અમદાવાદમા હતા તે દરમ્યાન સરકાર તરફથી 'ગુજરાતી વ્યાકરણ', ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી 'રસાયણશાસ્ત્ર', અને પોતા તરફથી 'ગૃહવ્યવસ્થા' એ એમની પ્રવૃત્તિઓ હતી અને તાજેતરમા બહાર પડેલા નવીન 'આરોગ્ય વિજ્ઞાન'મા તે પ્રવૃત્તિઓ પ્રગટ થએલી છે ગુ વ સોસાયટી તરફથી 'શારીરશાસ્ત્ર'નુ સોપાયનુ કામ સપૂર્ણ થયેનુ પડ્યુ છે અને 'સુખનો સાથી' નામની તેમની એક વાર્તા અપ્રસિદ્ધ છે ઇશ્વરેચ્છા પ્રમાણે હવે તો તે પ્રવૃત્તિઓની સમાપ્તિનો જ પ્રસગ આવી ગયો પણ તેમની ઉપર ગણાવેલી કૃતિઓથી વાકેફગારી ધરાવનાર ખાતરીથી કહી શકશે કે તે બધીમા શ્રમ, અભ્યાસ અને બુદ્ધિનુ જે સ્વરૂપ માલમ પડે છે તેમા ભવિષ્યને માટે ઘણી સારી આશા જોઈ શકાય છે

તેમની જાહેર જિન્દગી જેવી ઉદ્યોગભરી અને અર્થભરી હતી તેવી જ તેમની ખાનગી જિન્દગી પણ સર્વ રીતે આકર્ષક, પ્રશસનીય, માયાભરી, સુખભરી હતી તેમની સાથે સબધમા આવનાર, તેમના મિત્રો ઉપરાત તેમના શિષ્યો, સહ નોકરો, સ્નેહીઓ, પાડોશીઓ અને સાધારણ ઓળખીતાઓ પણ તેમના અન્ત કરણના સાચા સ્નેહથી અને ભાવભર્યાં આતિથ્યથી, ગૃહનાં માયાભર્યાં, શાન્તિભર્યાં, નિખાલસ લાગણીભર્યાં વાતાવરણથી, સુખી અને સતુષ્ટ બની અનેક આશીર્વાદ આપતા

રા ગગાશકરના માયાળુ પત્નીને સન્તતિમાં ત્રણ નાની બાળકીઓ જ આશાસ્થાન છે પ્લેગ અને કોલેરાએ બાળપણમા ઉપાડી ન લીધા હોત તો તો કૉલેજ કોર્સ પણ લગભગ પૂરા કર્યાં હોત તેવડા મોટા પુત્રો હતા, પરન્તુ પ્રભુની અકળ ઘટના કાઇંક જુદી જ છે

રા ગગાશકર જો કે ગુજરાતના મોટા ભાગમા સુવિખ્યાત થઈ શક્યા ન હોતા—કારણ, માત્ર એટલુ જ કે તેમણે શિક્ષક અને કેળવણીનો ધન્ધો સ્વીકાર્યો હતો તે ધન્ધામા વિખ્યાતિ નથી મળતી એમ નથી, પણ બીજા ધન્ધામા જેટલી થોડી મુદતમા મળે છે તેટલી થોડી મુદતમા

તે મળી ગમની નથી એ નિર્વિવાદ છે ગુજરાતમા 'મહેતાજી' તરફ હજી જોઈએ તેટલું ગાઢુ લક્ષ અપાતુ નથી તે ધન્ધામા પડનારની કૃતિઓની દરકાર પણ કરવાનુ ગુજરાતને હજી સુઝ્તુ નથી–દરકાર ન જ હોય, તો કદર તો ક્યાથી જ થાય ? એટલે ગ ગગાશકરને ઓળખનારા ગુજરાતમા થોડા હશે એ ખરૂ પણ તે ઓળખનારની સખ્યા દિન પ્રતિદિન વધશે એવી તો ખાતરી છે 'બાળસ્વભાવ' 'બાળવાર્તા,' 'રસાયણશાસ્ત્ર,' અને 'ગૃહવ્યવસ્થા' એ એવી જાતના પુસ્તકો છે કે તે તે વિષયમા લગભગ પહેલ કરના । તે પુસ્તકો હોઇ, ગુજરાતને ઘણા વર્ષો સુધી તેના વિના ચાલશે નહિ, અને તેવા સાહિત્યની પહેલ કરનાર તે તે પુસ્તકોની કદર કર્યા વિના ભવિષ્યને પણ ચાલશે નહિ

તેમની કૃતિઓની યોગ્ય કદર થાય તેવો સમય પ્રભુ સત્વર આપો અને તે રૂપે ગ ગગાશકર જેવા લુવાન માર્ગદર્શક આત્મા ગુજરાતના સૂક્ષ્મ વાતાવરણમાં તરતા ગણી, અનેક નવા કાર્યકરોને પ્રેરણા આપો એ જ પ્રાર્થના છે

---

# ગ્રન્થાવલોકન.

**પહેલી ગુજરાત કેળવણી પરિષદ્, ૧૯૧૬, નો અહેવાલ—**

પ્રગટકર્તા–પરિષદ્ના મત્રીઓ તરફથી ગ અમૃતલાલ વિ ઠક્કર અમદાવાદ, પૃષ્ઠ સખ્યા, લગભગ ૮૦૦, મૂલ્ય રૂ ૧–૦

ગુજરાતના સાર્વજનિક જીવનમા પાછલા કેટલાક સમયથી જે અવનવુ અને તેમજ આશાભર્યું, વેગભર્યું ચેતન પ્રસરી રહ્યુ છે, તેના શુભ પરિણામે ગયે વર્ષે અમદાવાદમા પહેલી ગુજરાત કેળવણી પરિષદ્નુ અતિ માગલિક સમ્મિલન રા ચિમનલાલ હરિલાલ સેતલવાડ, એલ્ એલ્ ડીના પ્રમુખપદે ભરવામા આવ્યુ હતું એ પરિષ એટલે ગુજરાતના આ સક્રાન્તિકાળમાં, તેના પૌરુષિક જીવનમાં, રસનેતા અને રસપૂરતા ગુજરાતના બુદ્ધિશાળી, વિદ્વાન્, અને દેશપ્રેમની ઉત્કટ અભિલાષાઓથી પ્રેરિત ગુજરાતી બન્ધુઓનુ ભાવનાધીન કેન્દ્રસ્થાન માનવજીવનના સર્વાંગ વિકાસમાં કેળવણી–સસ્કૃતિ એ જ ઉત્તમમા ઉત્તમ અને પ્રથમમા પ્રથમ અત્યન્ત ઉપયોગી સાધન છે ગુજરાત પ્રાન્ત દેશના અન્ય ભાગો કરતા કેળવણીમાં કેટલીક રીતે પછાત છે, એટલે દેશના રાષ્ટ્રીય જીવનની સૂક્ષ્મ ભાવનાના અતિ પ્રબલ અને વેગવતા ચેતનમા ગુજરાતે પોતાના તરફથી ઉદાર ફાળો ધરવા જે જે અનેકદેશીય નવીન પ્રવૃત્તિઓ આદરી છે તેમા આ પરિષદ્ એક અગ્રગણ્ય ઉપયોગી સસ્થા છે સાહિત્ય પરિષદ્નુ કાર્ય પ્રાંતના વિદ્વાન આત્માઓ સકુચિત કરવાની અભિલાષા રાખે છે, ત્યારે કેળવણી પરિષદ્નુ કાર્ય વધારે વિસ્તૃત દિશામાં પ્રવર્તશે સાહિત્ય પરિષદ્મા તેજ અને વીર્યના સચાર ના કરવા દેવા એવા અભિપ્રાય દર્શાવાય છે, ત્યારે આ પરિષદ્માં તેજ, વીર્ય અને પ્રભાવના લક્ષણ

---

જરુરે રુમળ પ્રમાણમા જોવામા આવે છે, સાહિત્ય પરિષદના કેટલાક અધિવેશનોના રીપોર્ટ છપાતાં, પ્રગટ થતા જે ન સમજી શકાય તેની મન ના અને કાર્યકર્તાઓની અ ક્ષના જણાઈ આવે છે, તેથી વિરુદ્ધ પ્રમાણમા રા અમૃતલાલ ઠક્કરે આ પહેલી પરિષદનો ૪૦૦ પૃષ્ઠનો રીપોર્ટ નવમાસની ટૂંક મુદતમા પ્રગટ કર્યો છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે, એટલુ જ નહિ પરન્તુ તેમના જેવા ઉત્કટ અભિલાષવાળા ઉત્સાહીજનો કેવી રીતે કાર્ય કરના માગે છે તે તે ઉપરથી સમજી શકાય તેમ છે આ રીતે કાર્યદક્ષતાનો એક સારો દૃષ્ટાન્ત તેમણે રજૂ કર્યો છે

પરિષદનો આ રીપોર્ટ—આ અહેવાલ બહુ ઉપયોગી વિષય ચર્ચાથી—વિષય લેખોથી ભરપુર હોઈ અનેક રીતે ઉપયોગી અને કિંમતી છે પરિષદના અધિવેશનમા જે ઉપયોગી કાર્ય થયુ હતુ, તે ઉપરાન્તની તેના કાર્યવાહકોની પરિષદના અંગેની અન્ય પ્રવૃત્તિઓનુ પણ તેમા અવલોકન કરવામા આવ્યુ છે, કેળવણીના વિસ્તૃત પ્રશ્નના ઉત્સાહી અભ્યાસકને જોઈતા ઉપયોગી અનેક વિવિધ પ્રશ્નો અને તેના ઉત્તર, અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો સમ્બન્ધમા પરિષદના કાર્યવાહકો તરફથી નીમવામા આવેલી ભિન્નભિન્ન કમિટીઓના રીપોર્ટ, તથા ગુજરાતના તાલુકાઓમા કેળવણીની સ્થિતિ વિષેના સત્તાવાર આંકડા આદિ અનેક ઉપયોગી બાબતોથી આ અહેવાલ ભરપૂર છે આપણા પ્રાતના આ અતિમહત્ત્વના પ્રશ્ન ઉપર અનેક રીતે પ્રકાશ પાડતુ આ પુસ્તક જેટલુ વધારે ઉપયોગી આપણે ગણીએ તેટલુ ઓછુ જ છે

પુસ્તકનુ મૂલ્ય રૂ ૧) શ્રમ અને બુદ્ધિ તથા સાધનોના પ્રમાણમા ઓછુ છે એનુ કહેવામા ખોટુ નથી જો કે આ અહેવાલ આપણા પ્રાતમા જેમ વધારે છૂટથી વચાય, વહેંચાય અને તે ઉપરથી લોકમત જાગૃત કરી, કેળવણી પરિષદનો આખો કાર્યક્રમ વેગભર્યો અને આશાભર્યો છે તેટલો જ, બલ્કે તેથી પણ વિશેષ, લોકપ્રિય બને તે પ્રથમ ઈચ્છવા જેવુ છે પ્રાન્તની આવી અનેક સસ્થાઓ લોકપ્રિય નીવડે, એ સસ્થાઓમા પ્રાન્તના પ્રત્યેક જન છૂટથી ભાગ લેવા પ્રેરાય અને તેને પોતાની ગણી, તેના પ્રતિ સહૃભાવશીલ વૃત્તિથી જોવા એ પ્રેરાય એ પણ તેટલુ જ ઉપયોગી છે

ટુકમા, આ અહેવાલ પ્રસિદ્ધ કરવામા લીધેલા શ્રમ માટે તેના પ્રસિદ્ધકર્તાને હૃદયથી અભિનન્દન આપીએ છીએ ગુણી ગુજરાતે તેમના કાર્યને વધાવી લેવુ જોઈએ એ કર્તવ્ય છે

---

I U. U.

# કપાશિઆનું તેલ.

આ તેલ ગધવાના તથા તળવાના દરેક ઉપયોગમાં ઘી તેમ જ માખણની ગરજ સારે છે જાણીતા કુટુંબોમા, હોટેલોમા તથા વીશીઓમાં હવે એ તેલ ચાલુ વપરાય છે.

એક રતલ, સાડાત્રણ રતલ, અને પાત્રીસ રતલના ડબામાં જાણીતા વેપારીઓને ત્યાથી મળે છે.

હિંદુસ્તાનમા એકલા બનાવનારા—

## ઇન્ડીઅન કૉટન ઑઇલ કં. લી.

### હમમ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ.

કારખાનું: નવસારી.

શાખાઓ: સેન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ, ભરૂચ અને અમદાવાદ

---

## PERIODICALS BY POST

Magazines are posted direct from London *via* Brindisi to subscribers Please note that when Magazines are posted from London direct to subscribers there is a saving of generally a week or sometimes a fortnight in delivery if compared with the other systems

### MONTHLY

FOR 12 MONTHS

| | Rs | a |
|---|---|---|
| Badminton Magazine | 12 | 12 |
| Boy s Own Paper and Xmas Number | 6 | 14 |
| Cassell s Magazine | 7 | 14 |
| Do Saturday Journal | 7 | 4 |
| Century Illustrated Magazine | 14 | 10 |
| Chamber's Journal | 7 | 8 |
| Children s Magazine | 7 | 14 |
| Delineator | 7 | 4 |
| Family Herald | 6 | 12 |
| Fashions for All | 4 | 14 |
| Girl s Own Paper | 6 | 14 |
| Grand Magazine | 5 | 12 |
| Great Thoughts | 6 | 0 |
| Harper s Magazine | 12 | 8 |
| Harrison s Complete Dressmaker | 4 | 8 |
| Lady's Realm | 7 | 14 |
| London Magazine | 7 | 8 |
| Nash s Magazine | 7 | 8 |
| New Magazine | 5 | 10 |
| Novel | 5 | 12 |
| Pearson s Magazine and Xmas Number | 7 | 8 |
| Review of Reviews | 6 | 8 |
| Royal Magazine | 6 | 0 |
| Smart Set | 11 | 10 |
| Story Teller | 5 | 10 |
| Strand Magazine | 7 | 8 |
| Weldon s Bazaar of Children s Fashions | 2 | 8 |
| Weldon s Home Dressmaker | 2 | 8 |
| Weldon s Illustrated Dressmaker | 2 | 8 |
| Weldon s Journal of Costumes | 8 | 8 |
| Weldon s Ladies Journal | 5 | 8 |
| Weldon s Practical Needlework | 2 | 1- |
| Wied World Magazine | 7 | 0 |
| Windsor Magazine | 7 | 8 |
| Woman at Home | 6 | 12 |
| World s Work | 12 | 6 |
| Young Ladies Journal | 10 | 2 |

*Ameri an & English News Supply Ag ncy,*

Near Prarthana Samaj Hall Girgaum **BOMBAY** No 4

# આવેછે ! દર રવિવારે અમદાવાદથી મુંબાઈ આવેછે !

## સંગ્રહણી ( ઝાડા ) તથા મુત્રરોગ.

(Sprue) સંગ્રહણી ઝાડા દસ્તની બીમારી (Diarrhoea) મરડો ઝાડાના રોગ ( Dysentery ) આમ લોહીના ઝાડા અમ્લપીત (Acidity of the Stomach) અમ્લપીત ખાટા ઓડકાર તુરતમાં ખાધી ઉલટી (Jaundice) પાંડુ રોગ કમળો પીળી ( Puerperal Fever ) સ્ત્રીઓનો સુવારોગ-જીર્ણજ્વર પ્રસુતા જલોદર-પાણીવા ( Dropsy ) સોજા હાથે, પેટે પગે (Cirrhosis of liver) અને તુરત દરદ મટવામાં

મંદાગ્નિ (Dyspepsia) મોળાશ-ભુખ ન લાગવી (Hysteria) હીસ્ટીરીઆ વીગેરે ઉદર વ્યાધી (પેટના અંદરના રોગો) જે નીવારવામાં પાસ થયેલા ડોક્ટરોની સારવારથી પેટમાં આંતરડાના ઓપરેશન કરાવ્યા છતાં પણ સુધરી શક્યા નહીં-તેવા કેસો હેરત ભરેલી રીતે સુધારવાથી મુંબાઈના અમદાવાદના હીંદુ મુસલમાન પારસી ગૃહસ્થોના અનેક દરદો મટાડેલા છે સરટીફીકેટો મળવાથી સુપ્રસિદ્ધ થયેલા

## વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી

ખાસ મુંબઈના દરદીઓની સારવાર માટે દર રવી વારે સવારમાં મુંબઈ આવે છે અને સોમવારના સાંજ સુધી મળે છે તમારા ભરોસાપાત્ર દેશી અને વીલાયતી વૈદ ડોક્ટરો પાસે બધી દવાઓ કરાવી થાકી ગયા હો નોકરીથી તમારા હાથ હેઠા પડ્યા હોય અને તમારી શ્રીમંતાઈના સઘળા સાધનો પણ તમને બચાવવા અશક્ત છે એવી ખાત્રી થઈ ચુકી હોય તો પણ જ અમારી પાસે આવીને સરટીફીકેટો વાંચો અને ઘણા ભયંકર કેસો સુધારવાથી લોકોએ અમોને જે ખુશી થઈને મોટા ઇનામો આપેલા છે તે જાણશો ત્યારે તમો પણ હર્ષભેર અમારીજ દવા કરાવવા લાગશો એમ અમોને ખાત્રી છે સાધારણ વર્ગના ગૃહસ્થો માટે માસિક દવાની પ્રથમ ફી રૂ ૧૫ શ્રીમંત લક્ષાધિપતિ મહાશયોની માસિક દવાની પ્રથમ ફી રૂ ૫૦ ગરીબ નીરાધાર અને ફકીરોને કોઈ સખી ગૃહસ્થ તરફથી મોટા રોગોના બંદોબસ્ત માટે દવા મફત આપવામાં આવે છે

## પુરૂષાતનાગ્નિ-અદ્ભુત ચમત્કાર.

હજારો વરસની પુરાતન અનિત્ય વર્તમાન જાણનાર પરોપકારી ઋષિમુનીઓ જે જન સમાજના ભલા માટે યત્નશીલ હતા અને દુનીયા સુખી થાય તેવા હેતુથી જેમણે શોધખોળ કરી તન, મન અને ધનથી કોઇ પણ ધર્મને બાધ ન આવે તેવી અમુલ્ય ચીજો આયુર્વેદના આધારે સંગ્રહ કરેલ તે મસલત પ્રકરણ ઇલાજ અનુભવમાં લઇ હાથ કરેલ છે જેથી ચાલતા જમાનામાં ગૃહસ્થાઇના વીનાશી ખાનપાનોથી અગર મુર્ખાઈભરેલી કુટેવથી, તરેહવાર માનસીક ઉપાધીઓથી બાળપણ કીંવા વૃદ્ધાવસ્થાની કે ગમે તે કારણથી ઉત્પન્ન થયેલી કમતાકાત-જે મનુષ્યોની જીંદગી બરબાદ કરી નાખે છે તેને માટે ગમે તે કારણોથી ગુમાવેલી શક્તિ-બળ પાછુ લાવી, જ્ઞાનતંતુઓ સતેજ કરી નસોની કમજોરીને ખાત્રીપૂર્વક મજબુતાઈ આપી નવી તાકાત અને નવજીવન કરે છે આનો લાભ મહાન વ્યાજબી હીંદુ મુસલમાન પારસી વહોરા યુરોપીયન ક્રીશ્ચી વગેરે લે છે સામુએ અમારી પાસેથી ખાનગી સલાહ પત્ર પહેલેથી મંગાવી લેવું શરમ નહીં રાખતાં સવીસ્તર હકીકત લખી મોકલવી અમો તે ખાનગી બાબતના સુજ્ઞ ગૃહસ્થના કહેવા મુજબ પત્ર વ્યવહાર ખાનગી રાખી

## 'મદમસ્ત મદન મધુરસ'

મોહનશું જેના સેવનથી તમોને એટલો બધો સંતોષ થશે કે હૃદયથી અને વાણીથી તમો પોતેજ અમારી પ્રશંસા કરવા લાગશો કારણ કે જાહેરખબરદ્વારા આવી સાચી વસ્તુ ક્વચીતજ આવે છે આમાં એવો અલૌકીક ચમત્કાર છે કે ગુરદાના ભયંકર દરદો-મીઠી પેસાબ રેતી પડે ઇત્યાદી કમજોરીના બુરા દરદોને નીરમુળ કરી શરીરમાં નવીન જીવન અને નવો ઉત્સાહ ભરી નીરાશ થયેલી જીંદગીને રસમય બનાવી નવીન જુવાની અર્પે છે આમાં નુકશાનકારક જેવી કે રસાયણ ગંધક પારો ધાતુ એ વગેરે કુટી નીકળે તેવી કાઇ ચીજો નથી પણ ભીમસેની કપુર કેશર કસ્તુરી અગર અંબર શીલાજીત સાલમમુસળી વગેરે આપણા ભારતખંડની અનેક શક્તી આપનારી વનસ્પતિઓના અનેક ઔષધોના સત્વના તત્વોથી ભરપુર છે ચરી કોઈ જાતની નથી પંદર દીવસની દવાના રૂ. ૮ એક માસપર્યંત સેવન કરવાથી જીંદગી સુધરી જાય છે ફી રૂ ૧૫ સંયથી જ જીવનમાં પરસ્પર ચાહના થાય છે એ અમારૂ સુત્ર છે

# વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી, એફ ટી એસ.

## સંગ્રહણી ( ઝાડાનો રોગ ) મુત્રરોગ અને ધાતુક્ષયના ખાસ વૈદ્ય.

| | |
|---|---|
| મુંબઈ બહેરામ તળાવની સામે નીજ બોર્ડીંગના નાકા ઉપર દર રવીવાર તથા સોમવારે સવારે ૯ થી ૧૨ અને સાંજના ૪ થી ૮ સુધી લાભ થશે ત્યાર બાદ અમદાવાદમાં મેળાપ થશે | પત્રવહેવાર નીચેના શીરનામેજ કરવો અમદાવાદ, ટંકશાળની પોળ |

Reg. No B 1136



Printed by K. R. Mitra at the Manoranjan Press 3 Sandhurst Rd Girgaon Bombay
Published by Ramaniyaram Goverdhanram Tripathi at Messrs N M Tripathi & Co's,
Princess Street Kalbadevi Bombay

# સમાલોચક


## We must move on

I recognise and appreciate that while the great war is going on our energies must all be devoted to its successful prosecution. But, that need not take us away from pressing reforms in India which may largely affect the issues of the War. The recent utterances of responsible ministers of the Crown show that Indian questions of great magnitude are also receiving serious attention. In their generous solution lies the future of India and may I add also of England. We must move on not as some would wish like the blind man who feels every inch of the ground with his sounding stick before he gropes forward to the next step. We must move on with our eyes open with the road in view, alive to the difficulties of the way but not deterred by them.

*Bhupendra Nath Basu*


પુસ્તક ૨૨મું

અંક ૯ મો

વાર્ષિક લવાજમ રૂ ૩ ... છૂટક ... ૩

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ. गी. १७-१५

પુસ્તક ૨૨ મું.] સપ્ટેમ્બર, ઈ. સ. ૧૯૧૭. [અંક ૯ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ૧. જ્યાં લગી અંગમાં આત્મા છે ત્યાં લગી અગ્રજયવાદી રહે કાવ્ય | |
| રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી. | ૪૫૦ |
| ૨. પૂનામાં મળેલી પ્રાંતિક ધારાસભા | |
| રા. મનસુખલાલ આત્મારામ માસ્તર, બી. એ., એલએલ. બી. | ૪૫૯ |
| ૩. વર્તમાન ચર્ચા | |
| ૧. ધી ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી અને ધી ઑલ ઇન્ડિઆ મૉસ્લેમ લીગની કાઉન્સિલની સંયુક્ત પરિષદ્ | |
| ૨. મિ. મૉન્ટેગ્યુનું હિન્દમાં આગમન | |
| ૩. રા. ચીમનલાલ સેતલવાડનું ભાષણ | |
| રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી. | ૪૬૬ |
| ૪. સ્વરાજ્યનો સન્દેશ અને ગુજરાત | |
| રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી. | ૪૭૧ |
| ૫. પ્રજાકીય પ્રગતિની ભાવનાઓ | |
| રા. જટાશંકર ત્રિકમજી જાની, બી. એ., એલએલ. બી. | ૪૭૫ |
| ૬. ગૃહાનન્દ કાવ્ય | |
| રા. મંજુલાલ જમનારામ દવે, એમ. એ. | ૪૮૧ |
| ૭. જો હોમરૂલ આવે તો? ચાર ચિત્રો સાથે | |
| રા. નરસુખલાલ દૂપુલાલ મહેતા, એલ. ઈ. ઈ. | ૪૮૩ |
| ૮. રોહિણી વાર્તા | |
| રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ. | ૪૯૧ |
| ૯. નડિઆદ પ્રગતિ કાવ્ય | |
| રા. નાગરભાઈ ઈશ્વરભાઈ પટેલ | ૫૦૨ |
| ૧૦. રાણી મહામાયા સંવાદ | |
| રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ, બી. એ. | ૫૦૪ |
| ૧૧. ડૉલીજીઅન (ચાલુ વાર્તા) | |
| રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ, બી. એ. | ૫૦૭ |
| ૧૨. સામ્રાજ્ય વ્યાપાર અને હિન્દનું બજાર | |
| રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી | ૫૧૨ |

---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.







જમનાજીને કાંઠે રે,
વ્હાલે વાહી વાસળી રે ધન ધન જશોદાના રે બાળ '

—કવિ જગજીવન

સમાલોચક.



પુસ્તક ૨૨ મું.] સપ્ટેમ્બર, ઈ. સ. ૧૯૧૭. [અંક ૯.

# જ્યાં લગી અંગમાં આત્મા છે ત્યાં લગી સ્વરાજ્યવાદી રહે

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ્એલ્. બી.

( પદ )

જ્યાં લગી અંગમાં આત્મા છે ત્યાં લગી સ્વરાજ્યવાદી રહે,
સ્વરાજ્યવાદી રહે,—સામ્રાજ્યવાદી રહે. જ્યાં.

'સ્વતન્ત્રતા' ને 'સમાનતા' છે બ્રિટિશ તંત્રના મંત્ર
સલ્તનત રાજ્યમાંયે માગી રહ્યો હિન્દ પરતંત્ર. જ્યાં.

આપમતિલી અમલદારી સ્હામે હિન્દ-પુકાર,
પ્રજાતંત્ર પામ્યેથી થાશે હિન્દતણો ઉદ્ધાર. જ્યાં.

આત્મમાનને શોભે એવું હિન્દ માંગશે સ્થાન,
સલ્તનતને માગી આપને હિન્દ પામશે માન. જ્યાં.

હિન્દતણું હૈયે ઉભરાયે હૈ હૈ શુભ અભિલાષ,
સ્વરાજ્ય સાધી હિન્દ ઉડશે ઉંચે ઉંચે આકાશ. જ્યાં.

"માગ્યા વિણ મા યે નવ પીરસે" આલમનો કાનૂન,
એકઅવાજે હિન્દ પુકારે 'હોમ રૂલ,' 'હોમ રૂલ.' જ્યાં.

૧૫ ૮ ૧૭

# પૂનામાં મળેલી પ્રાંતિક ધારાસભા.

લેખક—રા મનસુખલાલ આત્મારામ માસ્તર, બી એ, એલએલ બી

મુબાઈ ઇલાકાના ગવર્નરની ધારાસભાની એક બેઠક પૂનામા જુનાઈ માસની તારીખ ૨૪, ૨૫, ૨૬ અને ૨૭ ના દિવસોએ ભરવામા આવી હતી તે પ્રસગે પાચ માસના જૂના થયેલા બજેટ ઉપર વિવેચન થયુ હતુ મ્યુનિસિપાલિટી અને લોકલ બૉર્ડની ચૂટણીમા વિશુદ્ધિના વધારે તત્ત્વ દાખલ કરનારૂ બિલ પસાર કરવામા આવ્યુ હતુ, પ્રગતિને અટકાવનારા સયોગો વચ્ચે અમુક લોકલ બૉર્ડની ચૂટણીના વિશેષ તત્ત્વો દાખલ કરનારૂ બિલ પાછુ ખેચી લેવાની મિ કરટિસને પરવાનગી મળી હતી આ દેશના વૈદકશાસ્ત્રના વિકાસને અટકાવનારા મૉમ્બે મેડિકલ રજીસ્ટ્રેશન ઍક્ટમા અમુક સુધારો કરવાનુ બિલ ધારાસભા આગળ લાવવાની મિ પરેલને રજા આપવામા આવી હતી, મ્યુનિસિપાલિટિઓને અમુક સયોગોમા પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની સત્તા આપનારૂ મી પટેલનુ બિલ સીલેક્ટ કમિટીને સોપવામા આવ્યુ હતુ, તથા જાહેર હિતના પ્રશ્નો ઉપર જે જુદા જુદા ૩૭ ઠરાવો લાવવાની સભાસદોએ નોટિસ આપી હતી ત્હેમાથી ચાર ઠરાવો સભા સમક્ષ મૂકવામા આવ્યા હતા આ ઇલાકાના વધતા જતા ખર્ચમા તપાસ ચલાવવાને એક કમિટી નીમવાનો મિ પટેલનો ઠરાવ ઉડી ગયો હતો, પોલિસ ખાતાના કાર્ય સમ્બન્ધી તપાસ કરવાની કમિટી નીમવાના મિ પટેલના ઠરાવમા એવો ફેરફાર સૂચવવામા આવ્યો કે પોલિસ ખાતાના ખર્ચ સમ્બન્ધી સરકાર હાલ જે તપાસ ચલાવે છે ત્હેનાં પરિણામો જાહેર કરવા, અને મિ પટેલે તે પ્રમાણે પોતાના ઠરાવમા ફેરફાર કર્યો હતો અને તે પસાર થયો હતો, પ્રાથમિક કેળવણી આપતા શિક્ષકોને માટે મુબાઈમા એક ટ્રેનિગ કૉલેજ સ્થાપવાના મિ પટેલના ઠરાવ ઉપર મિ ચુનીલાલ મહેતાએ એવો સુધારો મૂક્યો હતો કે સરકારે હાલની ટ્રેનિગ કૉલેજોમા સગવડો વધારવી અને યોગ્ય સ્થળોમા એક અથવા વધારે ટ્રેનિગ કૉલેજો સ્થાપવી એ સુધારો મિ પટેલે સ્વીકાર્યો હતો અને સભાએ પસાર કર્યો હતો બાકીના ઠરાવો ધારાસભાની બીજી બેઠક સુધી મુલતવી રાખવામા આવ્યા હતા

### બજેટ ઉપરનુ વિવેચન

બજેટ ઉપરનુ વિવેચન બે રીતે નિરર્થક અને નીરસ બને છે, કારણ કે હાલના ધારાસભાના બધારણને લીધે પાચ માસના જૂના થયેલા—નડી સરકારે ચાર માસ ઉપર પસાર કરેલા—બજેટમા સભાસદો કઈ પણ ફેરફાર કરી શકતા નથી—તેમ કરવાનો તેઓને હક નથી જ્યા સુધી લોકોને બજેટ પસાર કરવાનો હક મળશે નહિ ત્યા સુધી આ દેશની જાહેર આવક અને ખર્ચ ઉપર તેઓ કોઈ રીતનો અકુશ મૂકી શકશે નહિ કે ત્હેમા કોઈ પણ રીતનો સુધારો કરી શકશે નહિ બજેટ ઉપર વિવેચન કરવાનાપ્રસગનો લાભ એટલો જ છે કે સભાસદો

બજેટમાં સમાયની બાબતો ઉપર પોતાના વિચારો દર્શાવી શકે છે નથી તેઓને બજેટ ઉપર કાંઈ પણ ઠરાવ લાવવાની રજા કે નથી બજેટ ઉપર મત આપવાનો હક આ વખતના બજેટના વિવેચનમાંથી જે એક બાબત આગળ તરી આવે છે તે એ જ છે કે સરકારે કેળવણી પાછળ વધારે ખર્ચ કરવો જોઇએ આઠ કરોડની ઉપરની આવકમાંથી કેળવણી પાછળ માત્ર ૮૬ લાખનો ખર્ચ ! જ્યારે સરકારને આ ઇલાકામાં બનતા નરમાંથી રૂ ૧,૬૫,૦૦૦૦૦ ની આવક મળે છે ત્યારે આ ઇલાકાની પ્રજાની કેળવણી પાછળ તેથી લગભગ અર્ધો ખર્ચ કરે છે ! કૉલેજ ઑફ કૉમર્સને માટે નવું મકાન બાંધવાની તથા હેને માટે આખા વખતનો સ્ટાફ રાખવાની જે સૂચના મિ મનમોહનદાસે તથા લલ્લુભાઈએ કરી હતી હેના તરફ સરકાર તરતમાં ધ્યાન આપશે એવી આશા છે એંશી લાખ રૂપીયાની જે ગ્રાન્ટ વડી સરકારે પ્રાથમિક કેળવણી આપતા શિક્ષકોના પગાર વધારવા માટે તથા તેઓને ટ્રેનિંગ આપવાના સાધનો યોજવાને માટે આપી છે તે કેમ વાપરવી હેની યોજના સરકાર જલદીથી તૈયાર કરશે એમ મિ. કાર્માઇકલે દર્શાવ્યું હતું આ ગ્રાન્ટના પૈસા આ વર્ષે જ વાપરવામાં આવશે એવી અમ્હે આશા રાખીએ છીએ અને હમેશની માફક આવી ગ્રાન્ટોના પૈસા વગર વપરાયેલા પડી રહે છે તેમ નહિ થશે

### મિ. પટેલનું મ્યુનિસિપાલિટીઓને પોતાની હદમાં પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની સત્તા આપનારૂં બિલ.

આ વખતની ધારાસભા મિ પટેલના ફરજીયાત પ્રાથમિક કેળવણીના બિલને માટે સ્મરણીય રહેશે મિ પટેલ હાલની ધારાસભાના ઘણા ઉત્સાહી, ઉદ્યોગી અને ખંતીલા સભાસદ છે દેશહિતના પ્રશ્નો તેઓ જાણવાજોગ માહિતી સાથે હિમ્મતથી ધારાસભામાં ચર્ચે છે, અને ધારાસભામાં એક પ્રકારનું નવું ચેતન આણે છે સ્થાનિક સ્વરાજ્યના તથા પ્રાથમિક કેળવણીના પ્રશ્નો તેઓએ પોતાના કરી લીધા છે, અને એ સમ્બન્ધી ધારાસભામાં તેઓએ જનસમાજની જે સેવા બજાવી છે તે માટે અહે હેમનો અંત:કરણપૂર્વક ઉપકાર માનીએ છીએ ધારાસભાનો સભાસદ જો ઇચ્છે તો કેટલું કાર્ય કરી શકે તેનો મિ પટેલ પ્રોત્સાહક નમુનો પૂરો પાડે છે

અધિકારીઓથી ગભરાવું તે શું તે તો તેઓ સમજતા જ નથી તેઓ પોતાના વિષયનો એટલો સારો અભ્યાસ કરે છે તથા તેને ફરીફરીને ધારાસભા સમક્ષ એવી તો સચોટ રીતે મૂકે છે કે ઘડીભર અધિકારીઓને પણ ભૂલાવે ના પાડી પાછા તાજા કરવાની ફરજ પડે છે મિ પટેલ એટલે ધારાસભાની માહિતી, ધારાસભાની હિમ્મત અને ધારાસભાનું ચેતન તેઓને પોતાનું ઉપયોગી કાર્ય વર્ષો સુધી કરવાની શક્તિ મળો એવી અમ્હારી પ્રાર્થના છે

આ દેશની પ્રાંતિક ધારાસભામાં પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની સત્તા આપનારૂં આ પ્રથમ જ બિલ છે ૧૯૧૦ના વર્ષમાં મર્હુમ મિ ગોખલેએ પ્રાથમિક કેળવણી ફરજીયાત અને મફત કરવા સમ્બન્ધીનો પોતાનો ઠરાવ વડી ધારાસભામાં આણ્યો હતો ત્યારથી આ દેશના જવાબદાર વિચારકો અને દેશનાયકોએ મુક્ત કંઠે જણાવ્યું છે કે આ દેશમાંથી અજ્ઞા

નનો અધકાર દૂર કરવાનો એ એક જ માગ છે કે પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવી વડી સરકારે ૧૯૧૦ મા મિ ગોખલેનો ઠરાવ સ્વીકાર્યો નહિ હતો ૧૯૧૧ મા મિ ગોખલેએ વડી ધારાસભામાં અમુક સયોગોમા પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાની સત્તા આપનારૂ બિલ આણ્યુ હતું, પણ ૧૯૧૨માં પ્હેલી વખતના વાચન વખતે સરકારે તે સ્વીકાર્યું નહિ હતું અને મિ હાર્કોર્ટ બટલરે એવો મત દર્શાવ્યો હતો કે આવા બિલો પ્રાંતિક સભામા લાવવા જોઇએ ત્યાર પછીના છે ના પાચ વર્ષમા પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવી જોઇએ એવો અભિપ્રાય અનેક જાહેર સસ્થાઓએ તથા દેશનાયકોએ દર્શાવ્યો હતો જુદી જુદી પ્રાંતિક ધારાસભામા ત્હેને લગતા ઠરાવો પણ આણવામા આવ્યા હતા, પણ તે સ્વીકારવામા આવ્યા ન્હોતા તા ૨૧ ફેબ્રુઆરી ૧૯૧૭ની વડી સરકારે કેળવણીની રાજ્યનીતિને લગતો જે ઠરાવ બ્હાર પાડ્યો હતો ત્હેમા એવુ દર્શાવવામા આવ્યુ હતુ કે અમુક સગીન કારણોને લીધે સરકાર પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાની વિરૂદ્ધ છે આ રાજ્યનીતિને લીધે પ્રાંતિક સરકાર પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાને લગતા ઠરાવો સ્વીકારી શકતી ન્હોતી, અને ગયા ડીસેમ્બર માસમા એ જ રાજ્યનીતિને લીધે મુબાઇની સરકારે પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાની યોજના ઘડવાને એક અધિકારી અને બીનઅધિકારીઓની કમિટી નીમવાનો ઠરાવ-લોકનિયુક્ત સભાસદોની સપૂર્ણ સમતિ છતા-સ્વીકાર્યો ન્હોતો આખરે દેશસેવકોનો સગીન, જવાબદાર અને દીર્ઘદર્શી વિચાર સ્વીકારાયો છે અને વડી સરકારે પોતાની રાજ્યનીતિમા કેટલેક અશે ફેરફાર કર્યો છે એ ઘણા આનન્દની વાત છે વડી સરકારે અમુક સયોગોમા પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાની સત્તા આપવાનો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે સરકાર પોતે પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવી જોઇએ એવો પોતાનો ધર્મ ક્યારે સ્વીકારશે તે તો પ્રભુ જાણે, પણ મ્યુનિસિપાલિટીઓને પોતાની હદમા અમુક સયોગોમા પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાની છૂટ આપનારી રાજ્યનીતિનો હ્વેણે જે અગીકાર કર્યો છે એ કઈ લોકમતની જેવી તેવી ફતેહ નથી મિ પટેલે આ બાબતમા આ ઇલાકાના લોકોની જે સેવા કરી છે તે માટે અમ્હે ત્હેમને ધન્યવાદ આપીએ છિએ

મિ પટેલનુ બિલ શુ છે ત્હેનો થોડો વિચાર કરીએ એ બિલનો સિદ્ધાન્ત એ છે કે આ ઇલાકાની મ્યુનિસિપાલિટીઓને પોતાની હદમા તેઓની ઇચ્છા હોય તો અમુક સયોગોમા પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાની રજા આપવી સરકાર આવી રજા ત્યારે જ આપને કે જ્યારે મ્યુનિસિપાલિટીએ પોતાની હદમા જે બાળકોને માટે કેળવણી ફરજીઆત કરવાની છે તેઓને કેળવણી આપવાની સતોષકારક વ્યવસ્થા કીધી છે એમ સરકારને લાગે તથા મ્યુનિસિપાલિટીએ એક ખાસ સભામા હાજર રહેના સભાસદોની ઓછામા ઓછી ૩ બહુમતિથી પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાનો ઠરાવ પસાર કર્યો હોય પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાની જવાબદારી મ્યુનિસિપાલિટીની, પણ તેમ કરવાની સત્તા આપવાનો સપૂર્ણ હક સરકારનો આવા સયોગોમા કોઈ પણ મ્યુનિસિપાલિટી ઉતાવળુ પગલુ ભરશે એવી ધાસ્તીને

અવકાશ જ નથી અમને તો ખાતરી જ છે કે એ બિલની ૧૮ મી કલમને લીધે—એ વિષે અમ્હે અમ્હારા વિચાર પછી દર્શાવશુ—મ્યુનિસિપાલિટીઓ એવા પગલા ભાગ્યે જ ભરશે

મિ પટેલના બિલમા પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાનો સિદ્ધાન્ત સ્વીકારવામા આવ્યો છે, પણ ત્હેને મફત બનાવવાની રાજ્યનીતિ અંગીકાર કરવામા આવી નથી અમ્હારો મત એવો છે કે જો કેળવણી ફરજીયાત કરવામા આવે તો તે મફત પણ કરવી જ જોઈએ એક મનુષ્યને પોતાના બાળકોને પ્રાથમિક કેળવણી—૬ થી ૧૦ વર્ષની ઉમ્મરમા—આપવાની ફરજ પાડવી અને ત્હેની કેળવણીની ફી આપવાનો બોજો પણ ત્હેના ઉપર નાખવો એ રાજ્યનીતિ ન્યાયી નથી અમ્હે કબુલ કરીએ છીએ કે મિ પટેલે આ બાબતમા મિ ગોખલેના બિલ કરતા પોતાના બિલમા સારો સુધારો કર્યો છે બિલની ૧૫ મી કલમ પ્રમાણે જો કોઈ પિતા મ્યુનિસિપાલિટીના પ્રાથમિક શાળાના અધિકારીને લખી જણાવે કે હુ મ્હારા બાળકની કેળવણીની ફી આપવાને અશક્ત છુ તો તે બાળકની પાસેથી ફી લેવામા આવશે નહિ પરતુ આવી રીતના લખાણમા અમને તો મનુષ્યના સ્વમાનની હાનિ લાગે છે, અને એવી રીતે મનુષ્યનુ સ્વમાન દુભાય એવી રાજ્યનીતિને અમ્હે અનુમોદન આપી શકતા નથી તથાપિ હાલમા અનેક કારણોને લીધે પ્રાથમિક કેળવણી મફત કરવાનો સિદ્ધાન્ત સ્વીકાર્યો નહિ હશે એવી અનાથતાની લાગણીને લીધે તથા આ દેશના અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરવાનો એક જ માર્ગ પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવામા છે ત્હેના તીવ્ર ભાનને લીધે મિ પટેલના બિલની ૧૫ મી કલમને એક સમાધાન—*Compromise* તરીકે સ્વીકારીએ છીએ અને આશા છે કે પ્રાથમિક કેળવણી મફત કરવાનો સિદ્ધાન્ત આગળ ઉપર સ્વીકારાશે

એ બિલને કલમવાર તપાસવાનો અમને અવકાશ નથી પરતુ ૧૭ મી અને ૧૮ મી કલમ એટલી તો વાંધાભરેલી છે કે તે વિષે બે બોલ કહેવાનુ અમને ઉચિત લાગે છે ૧૭મી કલમ પ્રમાણે સરકારને જો એમ લાગે કે જે મ્યુનિસિપાલિટીને પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની ત્હેણે સત્તા આપી હતી તે મ્યુનિસિપાલિટીએ ચોક્કસ જરૂરિયાતો પૂરી પાડી નથી તો ત્હેની સત્તા ગવરન્મેન્ટ ગૅઝેટમા એક નોટિફિકેશન આપીને ખેંચી લેવાની સરકારને સપૂર્ણ છૂટ છે સરકારના હાથમા આ સત્તા રહે ત્હેની સામે અમ્હારો વાંધો નથી, પણ ત્હેનો ઉપયોગ કરવાની પૂર્વે મ્યુનિસિપાલિટીને પોતાના વિચારો અથવા સાચી હકીકત કહેવાની છૂટ મળવી જોઈએ મ્યુનિસિપાલિટીને સાભળ્યા વગર ત્હેના ઉપર આવો એકતરફી હુકમ પસાર કરવાની સત્તા આપવાની અમ્હે સખ્ત વિરૂદ્ધ છીએ

પરતુ અમ્હારો સૌથી વધારેમા વધારે વિરોધ તો બિલની ૧૮મી કલમ સ્હામે છે તે કલમમા એમ દર્શાવવામા આવ્યુ છે કે આ બિલમા જે જણાવવામા આવ્યુ છે તેથી આ ઇલાકાની આવકના ઉપર કોઈ પણ પ્રકારનો બોજો મૂકેલો ગણવામા આવશે નહિ અર્થાત્, સીધા શબ્દોમા બોલીએ તો કોઈ પણ મ્યુનિસિપાલિટી પોતાની હદમા પ્રાથમિક કેળવણી ફરજીયાત કરે અને ત્હેને માટે જે નાણા જોઈએ ત્હેમા સરકાર કાનૂન પ્રમાણે એક પૈની પણ મદદ કરવાને બંધાયલી નથી સરકારની રાજ્યનીતિનુ આ નવુ સૂત્ર અમને

તો ઘણુ જ વાધાભરેલુ લાગે છે આ દેશમાથી અજ્ઞાન દૂર કરવાનો ધર્મ સરકારનો છે અને તે ધર્મ સરકારે સ્વીકાર્યો છે તો તે દૂર કરવાને માટે જે નાણાની જરૂર છે તે પૂરા પાડવાની શુ સરકારની ફરજ નથી? પ્રાથમિક કેળવણીના ખર્ચનો બોજો સરકારે જ ઉપાડવો જોઈએ એવી અમ્હારી માન્યતા છે અને એ ઘણા આનન્દની વાત છે કે છેલી વારાસભામા ૧૮ મી કલમની મ્હામે સભાસદ પછી સભાસદે પોતાનો વાધો દર્શાવ્યો હતો કેટલાકોએ એવી આશા દર્શાવી હતી કે સીલેક્ટ કમિટીમા આ કલમ રદ કરવામા આવશે પણ સરકાર તરફથી સર મહાદેવ ચોબલે સ્પષ્ટ રીતે કહ્યુ હતુ કે તે આશા રાખવી ફોકટ છે ૧૮મી કલમ જો બિલમા બિ પટેલે દાખલ કરી ન હત તો સરકાર એ બિલ લાવવાની રજા આપત નહિ પ્રાતિક મહેસુલ ઉપર આ બિલથી કોઈ પણ પ્રકારનો બોજો પડશે નહિ એવી કલમ સરકારે ખાસ નખાવી છે એવુ સર ચોબલે ભાર મૂકીને જણાવ્યુ હતુ ઉપરાંત ત્હેમણે કહ્યુ હતુ કે જો કે કોઈ પણ મ્યુનિસિપાલિટીને પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાને માટે જોઈતા નાણા માટે સરકારની મદદ માગવાનો હક રહેશે નહિ તથાપિ જો તેવી મદદ મ્યુનિસિપાલિટી તરફથી માગવામા આવશે તો સરકાર ત્હેનો વિચાર કરશે સરકાર પાસે નાણા માગવાનો મ્યુનિસિપાલિટીને હક આપવો, પણ પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાને માટે જોઈતા નાણા ઉભા કરવાને માટે એક ખાસ કેળવણીવેરો નાખવાની મ્યુનિસિપાલિટીને સત્તા આપવી એ આ બિલનો હેતુ છે એવુ સર મહાદેવ ચોબલે જણાવ્યુ હતુ આ સ્થિતિ ખરેખર ઘણા ગભીર પ્રશ્ન ઉભા કરે છે કાયદામા એમ દર્શાવવુ કે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવા માટે સરકાર પાસે નાણા માગવાનો મ્યુનિસિપાલિટીનો હક નથી એ હાલની કેળવણીની રાજ્યનીતિને ગભીર રીતે પાછળ હઠાવનારૂ પગલુ છે અને માન કાયદો ઘડતી વખતે અપાયલા વચનો ઉપર વિશ્વાસ મૂકી પ્રજાના હકો છોડી દેવા એ કેટલુ ભૂલ ભરેલુ છે ત્હેનો અનુભવ આ દેશના પ્રેસ ઍક્ટ અને ડીફેન્સ ઑફ ઇન્ડિઆ ઍક્ટથી કોને નથી થયો? અમ્હારો એવો મજબૂત અભિપ્રાય છે કે બિલની અંદર એવી કલમ નાખવી જોઈએ કે જેવી મિ ગોખલેના બિલમા નાખવામા આવી હતી-કે જેથી સરકારે અને મ્યુનિસિપાલિટીએ પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાને કેટલી મદદ કરવી જોઈએ તે નક્કી થાય આમ કરવાના બે સગીન કારણો છે એક તો પ્રાથમિક કેળવણીને માટે નાણા પૂરા પાડવાની સરકારની ફરજ જેઓ સિદ્ધાન્તનો કાયદાદ્વારા સ્વીકાર થાય બીજુ કારણ એ છે કે મ્યુનિસિપાલિટીઓની નાણા સબન્ધીની સ્થિતિનુ સ્હેજ પણ અવલોકન કરશુ તો જણાશે કે કેળવણીને માટે ખાસ વેરો નાખવામા આવે તો પણ પ્રાથમિક કેળવણીનો બધો ખર્ચ તેઓ ઉપાડી શકશે નહિ શહેરનુ આરોગ્ય સુખાકારી, સ્વચ્છ પાણી આદિ બાબતોમા મ્યુનિસિપાલિટીને હજી એટલો બધો સુધારો કરવાની જરૂર છે કે ત્હેને માટે હજી ઘણા વધારે નાણાની ત્હેને જરૂર છે આવા સયોગોમા-સિદ્ધાન્ત તરીકે તો છે જ-વ્યવહાર દૃષ્ટિથી પણ જ્યા સુધી,સરકારની મદદ નહિ હોય ત્યા સુધી પ્રાથમિક કેળવણીનો બધો બોજો મ્યુનિસિપાલિટીઓ ઉપાડવાને અશક્ત રહેશે આવી રીતની કલમ જો આ બિલમા નહિ નાખવામા આવે તો અમને ભય રહે છે કે એનો લાભ મ્યુનિસિપાલિટીઓ લઈ શકશે નહિ અમને તો એક દૃષ્ટિએ એમ પણ લાગે છે

કે ૧૮મી કલમ રાખીને આવુ બિલ પસાર કરવાના કરતા એવુ બિલ પસાર જ ન કરવુ એ વધારે ઉચિત છે

આ ઉપરાત બીજી કલમોમા એવી ઘણી ન્હાની ન્હાની બાબતો છે કે જેમા ફેરફાર થવાની જરૂર છે ત્રીજી કલમના બીજા પૅરામા એવો રાખને આ બિલ છોકરા અને છોકરી બન્નેને લાગુ પાડી શકાય એવી સત્તા આપવામા આવી છે તે બાબત વિચારવા જેવી છે ચોથી કલમમા માત્ર મ્યુનિસિપાલિટીઓથી જ ચાલતી શાળાઓમા ગોઠવણ થવી જોઈએ એવુ છે તેમા ખાનગી શાળાઓનો વધારો થવો જોઈએ ૧૪ મી કલમમા કેળવણીને માટે જે વેરો નાખવાની સત્તા આપવામા આવી છે તેનુ વધારેમા વધારે પ્રમાણ કાયદાદ્વારા જ નક્કી થવુ જોઈએ આશા છે કે આ બધી બાબતો ઉપર સીલેક્ટ કમિટી પૂરતુ ધ્યાન આપશે અન્તમા અમે મિ પટેલનો આ બિલ લાવવા માટે પુન ઉપકાર માનીએ છિએ, અને જો તેમા ઉપર દર્શાવેલા સુધારા સાથે તે પાસ કરવામા આવશે તો અમને આશા છે કે આ ઇલાકાનો અજ્ઞાનરૂપી અન્ધકાર દૂર કરવામા તે અમને સહાય કરશે

## ટ્રેનિંગ કૉલેજ સબન્ધી મિ. પટેલનો ઠરાવ.

આ ઈલાકાના પ્રાથમિક શાળાના શિક્ષકોના ૬૦ ટકા જેટલા ભાગે શિક્ષણ કેમ આપવુ તેનો ટ્રેનિંગ કૉલેજમા અનુભવ લીધો નથી હોતો આ ખરેખર એક મોટી ખામી છે તે ઉપરાત ટ્રેનિંગ આપવાની હાલમા ઇલાકામા જે સગવડો છે તે એટલી બધી તો થોડી છે કે છેલ્લા પાચ વર્ષમા ૧૦૩૧૮ શિક્ષકોમાથી માત્ર ૩૧૪૨ શિક્ષકોને જ ટ્રેનિંગ કૉલેજમા દાખલ કરવામા આવ્યા હતા ૬૦ ટકા જેટલો શિક્ષકોનો ભાગ ટ્રેનિંગ વગરનો અને ૭૦ ટકાને ટ્રેનિંગ કૉલેજમા પ્રવેશ કરવા સ્હામે પ્રતિબન્ધ! આ સ્થિતિ પર ટીકા કરવી નકામી છે માત્ર આનન્દની વાત એટલી જ છે કે મિ ચુનીલાલને મૂકેલા હાલની ટ્રેનિંગ કૉલેજોમા સગવડે સગવડ વધારવાના અને યોગ્ય સ્થળે એક અથવા વધારે ટ્રેનિંગ કૉલેજો સ્થાપવાના સુધારાનો સરકારે સ્વીકાર કર્યો છે અમને આશા છે કે વડી સરકાર તરફથી પ્રાથમિક શાળાના શિક્ષકના પગાર વધારવા માટે તથા તેમને ટ્રેનિંગ આપવાના વિશેષ સાધનો યોજવા માટે જે અઢી લાખ રૂપિયાની ચાલુ વાર્ષિક ગ્રાટ મળી છે તે પછી સરકાર આ પ્રશ્નનો આ ઇલાકાને શોભે તેવો સત્વર નિર્ણય લાવશે

# વર્તમાનચર્ચા.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલ એલ. બી.

**ધી ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી અને ધી ઑલ ઇન્ડિઆ મૉસ્લેમ લીગની કાઉન્સિલની સંયુક્ત પરિષદ.**

જુલાઈ માસની તા. ૨૮ અને તા. ૨૯ એ બે દિવસોએ મુંબાઈની પ્રેસિડેન્સી ઍસોસિએશનના ખંડમાં ધી ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી અને ધી ઑલ ઇન્ડિયા મૉસ્લેમ લીગની કાઉન્સિલની સંયુક્ત પરિષદ્ ભરાઈ હતી. એ પરિષદ્ માટે પ્રથમથી કાર્યક્રમની માહિતી આપવામાં આવી ન હતી, માત્ર એટલું જ સામાન્ય રૂપમાં નિવેદન કરવામાં આવ્યું હતું કે 'પરિષદ્ હાલની રાજ્યકીય સ્થિતિ વિષે વિચાર કરશે.' આ પરિષદ્ ભરાઈ ત્યાર પહેલાં તા. ૨૭મીની રાત્રે તેમ જ તા. ૨૮મીએ બપોરે શેઠ રતનશી ધરમશી મોરારજી ગોકુળદાસના ચાંદનીબાગના હૉલમાં રાજ્યકીય વિષયોમાં રસ લેનાર ગૃહસ્થો તથા સન્નારીઓના સમેલનો થયાં હતાં. ધી ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીના તથા ધી ઑલ ઇન્ડિઆ મૉસ્લેમ લીગની કાઉન્સિલના સભાસદો તે સમેલનોમાં મોટી સંખ્યામાં હાજર હતા. એ સમેલનોમાં પરિષદ્ સમક્ષ આણવાના ઠરાવોનો કાચો ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો. આ સમેલનોમાં થયેલી ચર્ચા સાંભળનારને સ્પષ્ટ થાય તેમ હતું કે હિન્દુસ્તાનના જવાબદાર અને વિચારશીલ નાયકોની મનોદશામાં અમલદારોએ અખત્યાર કરેલી સંકુચિત રાજ્યનીતિથી ઘણું પરિવર્તન થયું છે, અને તે રાજ્યનીતિ મૂંગે મ્હોંએ સહી લેવી ન રહેવું જોઈએ, પરન્તુ સરકારી અમલદારો જરૂર પાડે તો સત્યાગ્રહનો આશ્રય લઈને પણ કૉંગ્રેસ અને મૉસ્લેમ લીગની સુધારાની યોજનાની માગણી અચૂક અવાજે કરવી જોઈએ એવો મોટા ભાગનો અભિપ્રાય થઈ ગયો છે. હિન્દુસ્તાન દેશના રાજ્યકીય જીવનમાં જેઓ સાચો રસ લે છે તેઓએ આ હકીકત લક્ષમાં લેવા જેવી છે. સમેલનોમાં થયેલાં ભાષણો વિચારશીલ, વ્યાવહારિક અને જવાબદાર હતાં એટલું જ નહિ, પરન્તુ સ્પષ્ટ, નિખાલસ અને હિમ્મતભર્યાં હતાં. "હિન્દુસ્તાનના હક્કોનું ગમે તેટલા ભોગે પણ સંરક્ષણ કરવું જ જોઈએ" એ મોટા ભાગના રાજ્યપુરુષોનું તાત્પર્ય હતું. સંક્ષેપમાં બન્ને સમેલનો હિન્દુસ્તાનના ગૌરવને શોભે એવાં અને આશાજનક હતાં.

પરિષદ્‌માં અનેક ઠરાવો મંજુર થયા હતા. પરિષદ્‌નું કામકાજ ખાનગી હતું, છતાં ત્હેના ઠરાવો પ્રકટ થયા છે. પ્રથમ ઠરાવ હિન્દના પરમ દેશભક્ત દા. ભાઈ નવરોજીના અવસાન માટે શોક દર્શાવવાનો હતો. બીજો ઠરાવ "સહનાત્મક પ્રતિકાર—*Passive resistance*—સત્યાગ્રહ" બાબતનો હતો. તે ઠરાવનો મુદ્દો એ હતો કે રાજ્કીય કાર્યમાં સત્યાગ્રહનો સિદ્ધાન્ત અને ત્હેની કાર્યપદ્ધતિ સ્વીકારવા એ સલાહભર્યું છે કે કેમ એ પ્રશ્ન વિષે પ્રાન્તિક કૉંગ્રેસ કમિટીઓએ તથા મૉસ્લેમ લીગની કાઉન્સિલે વિચાર કરવો અને ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસના

સના સામાન્ય મંત્રીઓને છ અઠવાડીયાની અંદર તેઓના અભિપ્રાયો નિવેદન કરવા, સામાન્ય મંત્રીઓએ એ અભિપ્રાયો ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટીના અને ઑલ ઇન્ડિઆ મૉસ્લેમ લીગની કાઉન્સિલના સભાસદોમાં ફેરવવા અને ઑક્ટોબર માસના પ્રથમ અઠવાડીયામાં બન્ને સંસ્થાઓની સંયુક્ત સભા એ બાબત ઉપર વિચાર કરવા ભરવી. બીજો ઠરાવ એ હતો કે ડૉ. રાશબિહારી ઘોષના પ્રમુખપણા નીચે જે સભા મિસિસ બેસન્ટ વગેરેના નજરકેદ કરવાના હુકમ સ્હામે પુકાર કરવા કલકત્તામાં ભરવાની હતી તે ન ભરવાનો જે હુકમ બંગાળાની સરકારે કાઢ્યો છે તે સ્હામે પરિષદ પોતાનો સખ્ત વાંધો રજુ કરે છે અને આશા રાખે છે કે પોતાની વાણીની સ્વતંત્રતાના અને સભા ભરવાની સ્વતંત્રતાના કાયદેસર હક્કોનું સંરક્ષણ કરવા બંગાળાની પ્રજા કાયદેસર પગલાં લેશે. ચોથો ઠરાવ લૉર્ડ હાર્ડિંજના ઉપરનો વિશ્વાસ પ્રદર્શન કરનાર અને ત્હેમને ઉતારી પાડવાના પ્રયત્નો પ્રતિ નાપસંદગી બતાવનાર હતો. પાંચમો ઠરાવ પ્રત્યેક પ્રાન્તિક કૉંગ્રેસ કમિટીને 'હાલની રાજકીય સ્થિતિ' વિષે વિચાર કરવા પ્રાન્તિક પરિષદ બોલાવવાની ભલામણ કરનાર હતો. છઠ્ઠો ઠરાવ જે દિવસોએ કલકત્તામાં કૉંગ્રેસ ભરાય તે જ દિવસોએ વધારાની કૉંગ્રેસો આખા દેશમાં સર્વ ઠેકાણોમાં ભરવાની સૂચના કરનારો હતો. સાતમો ઠરાવ સુધારાના યોજનાને સમર્થન આપનાર એક અરજી (Petition) પાર્લામેન્ટ ઉપર મોકલવાનો. અને એ અરજીનો ખરડો તૈયાર કરવા પંડિત મદન મોહન માલવીયા, સર નારાયણ ચંદાવરકર અને રા. સમર્થ એ ત્રણની કમિટી નીમવાની ભલામણ કરનાર હતો. આઠમો ઠરાવ નજરકેદ કરવામાં આવેલાને પોતાની સ્વતંત્રતા પાછી આપવા સરકારને આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરવાના સંબંધમાં હતો. નવમો ઠરાવ મિસિસ બેસન્ટ વગેરે ઉપર સમભાવદર્શક તાર મોકલવાનો હતો.

ઉપર જણાવ્યા પ્રમાણે સંયુક્ત પરિષદે નવ ઠરાવો મંજુર કર્યા હતા. આ ઠરાવોમાંથી બે ઠરાવો અમોને ખાસ અગત્યના જણાય છે. પ્રથમ, પાર્લામેન્ટ ઉપર અરજી મોકલવાનો ઠરાવ ધ્યાન ખેંચે એવો છે. હિંદુસ્તાનના રાજ્યવહીવટનો અન્તિમ સત્તાશ્રય ( *Final seat of authority* ) પાર્લામેન્ટ છે. હિન્દુસ્તાનના કમનસીબે પાર્લામેન્ટના સભાસદો હિન્દને લગતી બાબતોમાં શોકજનક અંશે થોડો રસ લે છે, અને નિરાશાજનક રીતે અજ્ઞાન હોય છે. હાલની હિન્દની રાજકીય સ્થિતિને અમલદારોની સંકુચિત અને આત્મઘાતક રાજ્યનીતિએ એવી તો ગંભીર બનાવી દીધી છે કે પાર્લામેન્ટ પાસે પોતાની વ્યાજબી અને કાયદેસર માગણીઓ રજુ કરવાની અને હિન્દના અંગ્રેજ અમલદારોએ હિંદી માગણીઓને દબાવી દેવા માટે સ્વીકારેલી નીતિ છોડી દેવા ત્હેમને ફરજ પાડવાની અરજી હિન્દે કરવાની જરૂર છે. હિન્દના રાજ્યપુરુષોમાં એવો એક વર્ગ છે કે જેમને આવી અરજીઓની સફળતા માટે શ્રદ્ધા નથી. અમ્હારે કહેવું જોઈએ કે અમોને પણ બહુ શ્રદ્ધા તો નથી જ, પરન્તુ તદ્દન અશ્રદ્ધા પણ નથી. તેથી અરજી કરવી એ હિન્દનો કાયદેસર હક છે અને તે પ્રસંગ પ્રાપ્ત થયે વાપરવો જોઈએ—પછી પરિણામ ભલે ગમે તેવું આવે.

બીજો અગત્યનો 'રાવ સત્યાગ્રહ' સમન્ધી છે અમ્હારે કહેવુ જોઈએ કે જે સમયે સામ્રાજ્ય યુદ્ધમા રોકાયુ છે અને જે સમયે યુદ્ધમા વિજય મેળવવામા સામ્રાજ્યના સર્વ સાધનો વાપરવા જોઈએ તે સમયે હિંદના અગ્રેજ અમલદારોએ એવી નિરાશાજનક સકુચિત રાજ્યનીતિ સ્વીકારી છે કે હિન્દની રાજભક્ત અને સામ્રાજ્યનિષ્ઠ પ્રજાને સત્યાગ્રહ જેવા અન્તિમ સાધનનો વિચાર કરવાની શોકપૂર્વક ફરજ પડે છે હિન્દના લોકોની વ્યાજબી અને કાયદેસર માગણીઓને પણ દબાવી દેવાની વ્યવસ્થાપક પ્રવૃત્તિ જ્યારે અમલદારો નાર કરે ત્યારે હિન્દે મૂગે મ્હોએ પોતાના હકો ઉપર થતા હુમલાઓ સહી લેવા એવી હિન્દનો કયો હિતૈષી સલાહ આપશે? કૉંગ્રેસ અને મૉસ્લેમ લીગ જેવી દેશની જવાબદાર રાજકીય સસ્થાઓએ રજુ કરેલી યોજનાનો પણ અનાદર કરવામા આવે એટલુ જ નહિ, પરન્તુ એક પછી એક લોકોના હકો છિનવી લેનાર પગલાઓ અમલદારો તરફથી લેવામા આવે ત્યારે હિન્દ જેવો લાચાર અને નિરૂપાય દેશ સત્યાગ્રહના કાયદેસર અને આધ્યાત્મિક સાધન વિના બીજા શાનો આશ્રય લે? અમ્હે કબુલ કરીએ છિએ કે સરકારી અમલદારોના હુકમોનો ભગ કરવો એ શિક્ષાને પાત્ર છે, પરન્તુ જ્યારે સરકારી અમલદારો અન્યાયી હુકમો કાઢે અને લોકોના હકો લોકોને ન ભોગવવા દે ત્યારે ક્યા સુધી લોકોએ તેવા હુકમોને માન આપવુ? અમને તો લાગે છે કે જો સખ્ત અમલદારો લોકોના કાયદેસર હકો ઉપર હુમલો કરનાર અન્યાયી હુકમો કાઢવાની નીતિ ન જ છોડી દે તો તેવા અન્યાયી હુકમોની નોંધ લીધા વગર પોતાના કાયદેસર હકોની માગણી કાયદેસર રીતે આગ્રહપૂર્વક કર્યા જવી અને તે માટે જે કાંઈ સહન કરવુ પડે તે શાન્તિથી સહન કરવુ એ જ હિંદના લાચાર લોકોને માટે એક જ ધર્મમાર્ગ છે અમ્હે ઇચ્છીએ છિએ કે હિન્દના અમલદારો વધારે ન્યાયબુદ્ધિ અને દીર્ઘદૃષ્ટિ વાપરે, સકુચિત નીતિ છોડી દે અને હિન્દના લોકોની માગણીઓનુ વ્યાજબીપણુ સ્વીકારી ત્હેમને મદદ કરે તેમ તેઓ કરે નહિ તો પછી પોતાના કાયદેસર હકો માટે કાયદેસર લડત ચલાવવાની હિન્દની ફરજ સ્પષ્ટ છે અમ્હે આશા રાખીએ છિએ કે હિન્દ સમયોચિત ધર્મબુદ્ધિ અને હિમ્મત વાપરશે, અને વર્તમાન પરમ પ્રસગને પુરૂષાર્થપૂર્વક પ્હોચી વળશે

## મિ મૉન્ટેગ્યુનુ હિન્દમા આગમન.

ભારતવર્ષના શ્યામ અભ્રોથી વ્યાપ્ત રાજકીય વ્યોમમા બે શુભ સમાચારોએ કાંઈક આશાકિરણો પ્રેર્યા છે એક સમાચાર એ છે કે હિન્દુસ્તાનના નવ રત્ન સન્તાનોને હિન્દી સૈન્યમા માનભર્યા અને સત્તાયુક્ત હોદ્દાઓ આપવામા આવશે અને હિન્દીઓને તેવા વિશેષ હોદ્દાઓ આપવાના વ્યાવહારિક ઉપાયોનો તાત્કાલિક વિચાર કરવામા આવશે બીજા શુભ સમાચાર એ છે કે હિન્દી પ્રધાન મિ મૉન્ટેગ્યુ પોતે પ્રજાને જવાબદાર રાજ્યતન્ત્ર હિન્દુસ્તાનને આપવાની બ્રિટિશ સરકારની અભિલાષાને વ્યાવહારિક સ્વરૂપ ક્રમશ કઈ રીતે આપી શકાય એની તપાસ કરવા નવેમ્બર માસમા અત્રે આવવાના છે મિ મૉન્ટેગ્યુની હિન્દી પ્રધાન તરિકે જ્યારે

નિમણુક થઈ ત્યારથી જ હિન્દના જીવનમા કોઈ જીવ આવના માડ્યો હતો અને હિન્દના હૈયામા અભિનવો સ્ફુરવાની શરૂઆત થઈ હતી મિ મૉન્ટેગ્યુ માટે હિન્દે રાખેલી આશાઓની સિદ્ધિનો પ્રારમ્ભ આટલો સત્વર થયેલો જોઈને અમને આનન્દ થાય છે મિ મૉન્ટેગ્યુ માત્ર એક ભાવનાશાળી તરણી જ નથી, પરન્તુ દીર્ઘદ્રષ્ટિ રાજપુરુષ છે તેઓનુ ક્ષિતિજ જેવુ વિશાળ છે તેવુ ત્હેમનુ હૃદય સગીન છે ભાવનાઓની નિર્માલતાને માટે તાત્કાલિક વ્યવહારની અપેક્ષાઓનો ભોગ આપે એવા તરણી તેઓ નથી અન્તિમ સાધ્ય ઉપર સતત દૃષ્ટિ પરન્તુ લેવાનુ પગલુ ચોક્કસ અને મક્કમ એવા ઉચ્ચા પ્રકારના વ્યાવહારિક ભાવનાશાળી પુરુષ તેઓ છે એવા જ મહાન્ પુરુષો ભાવનાઓનો અને વ્યવહારનો યોગ્ય સમન્વય કરી શકે છે મિ મૉન્ટેગ્યુને માટે અમને આશા છે અને શ્રદ્ધા છે કે તેઓના સમક્ષ જે સામગ્રી રજુ કરવામા આવશે ત્હેનો તેઓ યથાશક્તિ ઉત્તમ ઉપયોગ કરશે જ

પરન્તુ પ્રશ્ન એ છે કે મિ મૉન્ટેગ્યુ અત્ર આવે તે પૂર્વે અને તે પ્રસગે હિન્દે શુ કરવુ જોઈએ? અમ્હારે કહેવુ જોઈએ કે મિ મૉન્ટેગ્યુના સન્દેશમા હિન્દી સ્વરાજની સમુચિત દૃષ્ટિની અસર સ્પષ્ટ રીતે જોઈ શકાય તેમ છે, હિન્દુસ્તાનના લોકોએ બરાબર સમજવુ જોઈએ કે અગ્રેજ અમલદારોએ આજ સુધી હિન્દુસ્તાનના રાજ્યવહીવટમા જે સત્તા ભોગવી છે તે સત્તા હિન્દુસ્તાનના વતનીઓના હાથમા જેમ બને તેમ ઓછી જાય તે માટે તેઓ સગઠિત થઈને પોતાનાથી બનતો પ્રયાસ કરશે અને તેઓ પોતાની બાજુ મજબુતમા મજબુત રીતે રજુ કરશે હિન્દુસ્તાને પણ તેવી જ એકાગ્રતાથી અને તેવી જ નિશ્ચયાત્મકતાથી પોતાના હક્ક અખ્ત્યાર કરવાને માટે તૈયાર થવુ જોઈએ અને પોતાનો કેસ ઉત્તમમા ઉત્તમ રીતે રજુ કેમ થાય તે માટે સામગ્રી એકઠી કરી જોઈએ હિન્દુસ્તાનના રાજકીય જીવનના આ પરમ પ્રસગે જ રહ્યુ છે કે હિન્દ સર્વ ભેદો ભૂલી જઈ એક અવાજે કૉંગ્રેસ અને મુસ્લીમ લીગે રચેલી યોજનાની સપૂર્ણ સિદ્ધિની સ્પષ્ટ માગણી કરે એટલુ જ નહિ પરન્તુ તે માગણી અપાયા વિના હિન્દ સતોષ પામશે નહિ એવુ અચૂક અને અસરકારક રીતે જણાવી આપે અમ્હે અતઃકરણપૂર્વક ઈચ્છીએ છીએ કે હિન્દ આ પરમ પ્રસગને પ્રતાપી રીતે પ્હોચી વળે

## ર ચીમનલાલ સેતલવાડનુ ભાષણ

પોતાની સાર્વજનિક સેવાઓથી પોતાના પ્રાન્તના ઇતિહાસને ઉજ્જ્વળ કરનાર ગુજરાતીઓમા સ૨ ચીમનલાલ સેતલવાડ વર્ષોથી ઉચ્ચુ સ્થાન ભોગવતા આવ્યા છે જ્યારે જ્યારે પ્રસગ ઉપસ્થિત થાય છે ત્યારે ત્યારે તે પ્રસગધર્મ બજાવવા તેઓ તૈયાર હોય છે એટલુ જ નહિ, પરન્તુ પોતાના લાક્ષણિક ગુણોથી તે પ્રસગને તેઓ પ્હોચી વળે છે પોતાની શક્તિઓની મર્યાદાની અચૂક સમજ અને તે મર્યાદામા રહીને પોતાની શક્તિઓનો લોકહિત માટે હિમ્મતભર્યો ઉપયોગ એ સ૨ ચીમનલાલની સાર્વજનિક કારકીર્દિનુ મુખ્ય લક્ષણ છે ત્હેમના અગત્યના ભાષણો અને ત્હેમના અગત્યના કાર્યોનુ જેમણે નિરીક્ષણ કર્યુ હશે ત્હેમને ત્હેમની લોકહિત માટેની કાળજી, ત્હેમની ન્યાયનિષ્ઠતા, ત્હેમનુ નમણુપણુ ત્હેમની સ્વત

નતા, ત્હેમની હિમ્મત, ત્હેમનુ ભ્રમાન વગેરે ત્હેમના સ્તુત્ય તત્વો જણાયા વિના ભાગ્યે રહ્યા હશે અમ્હે તો એટલે સુધી માનીએ છિએ કે રા ચીમનલાલનુ સમજુપણુ (*Common sense*) એ જેમ ત્હેમની ખુબી છે તેમ એ ત્હેમની ખામી છે એથી હાથમા જે કામ હોય તે તેઓ સારી રીતે કરી શકે છે, અને પ્રાપ્ત પ્રસગોને પ્હોચી વળે છે, પરન્તુ તે ગુણોને લીધે જ તેઓ સ્વયમેવ ઉપસ્થિત ન થયા હોય તેવા કામો ઉપજાવી શકતા નથી અને પોતાની શક્તિઓનો સપૂર્ણ સાક્ષાત્કાર કરવાની તક આપે એવા પ્રસગો ઉત્પન કરી શકતા નથી

રિસેપ્શન કમિટીના પ્રમુખ તરીકેનુ રા ચીમનલાલનુ ભાષણ ત્હેમની કીર્તિની ઉજ્જ્વલતામા ઉમેરો કરે એવુ છે અને તે માટે અમ્હે ત્હેમને અન્ત કરણપૂર્વક અભિનન્દન આપીએ છિએ રા. ચીમનલાલનુ ભાષણ મ્હોટા મ્હોટા વિચારોથી કે મ્હોટી મ્હોટી વાતોથી રહિત છે, તરત શુ કરવુ જોઈએ એ બાબતની વ્યાવહારિક સ્પષ્ટ સૂચનાઓ ત્હેમા કરવામા આવી છે એકદરે યુનિવર્સિટીનુ કામ સતતાથી કરવામા આવ્યુ છે, છતા હજી ઘણો સુધારો કરવા જેવો છે એમ તેઓએ અચૂક સ્પષ્ટતાથી જણાવી એક બાજુથી કરાયેલા કામનો સર્વાંશે અનાદર કરનારોને અને બીજી બાજુથી કરાયેલા કામ પ્રતિ વધારે પડતા સતોષથી જોનારને અસરકારક ઉત્તર આપ્યો છે યુનિવર્સિટી એક સ્વતત્ર સસ્થા થશે ત્યારે જ ત્હેનો સપૂર્ણ વિકાસ થશે એમ ત્હેમણે નીડરતાથી કહ્યુ હતુ, અને સરકારનો સરકાર તરીકેનો ત્હેના ઉપરનો અકુશ નિમૂલ કરવા ત્હેમણે સૂચના કરી હતી યુનિવર્સિટીના વિકાસ માટે બીજુ આવશ્યક તત્ત્વ તે યુનિવર્સિટીનુ તત્ર માત્ર વિદ્વાનોના અને શિક્ષકોના જ હાથમા ન રાખતા અનુભવી કાર્યપુરુષો (*Men of affairs*) પણ ત્હેમા વધુ સ્થાન આપવુ એ છે એમ તેઓએ જણાવ્યુ હતુ ત્હેમની આ બન્ને સૂચનાઓ જેટલી વ્યાવહારિક છે તેટલી જ હિમ્મતભરી છે, અને તે સૂચનાઓ કરવા માટે અમ્હે રા ચીમનલાલને અભિનન્દન આપીએ છિએ અનુભવી લોકનાયકોને જવાબદાર પદવીઓ આપવાથી કેવુ સ્વતત્ર અને લોકહિતમય વાતાવરણ ઉત્પન્ન થાય છે ત્હેનો રા ચીમનલાલનુ ભાષણ ઉંચા પ્રકારનો દાખલો છે રા ચીમનલાલને કારોબારી કાઉન્સિલના સભાસદ થવાનુ માન આપી મુબાઈની સરકાર જ્યારે જાતે માન પામશે ત્યારે રા ચીમનલાલ પોતાની લોકસેવાની કારકીર્દિને શોભે એવી રીતે વર્તશે જ એવી અમ્હે આશા છે

# સ્વરાજ્યનો સન્દેશ અને ગુજરાત

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

"હિન્દુસ્તાન દેશનો ઇતિહાસ નથી' એ સામાન્ય આરોપનો ઉત્તર આપતા હિન્દના સમર્થ સેવક શ્રીયુત ગોપાલ કૃષ્ણ ગોખલેએ એક પ્રસંગે કહ્યું હતું "હિન્દુસ્તાન દેશનો ઇતિહાસ નથી એ કથન સંપૂર્ણ સત્ય છે એમ હું સ્વીકારતો નથી પરન્તુ તે સત્ય છે એમ સ્વીકારીએ તો પણ એવું કોણ કહી શકશે કે હિન્દુસ્તાન દેશની કારકીર્દી સમાપ્ત થઇ છે અને હિન્દુસ્તાન દેશના અમુલ્ય ભવિષ્યનો ઉજ્જવલ ઇતિહાસ બનાવવાની તક ઉભી નથી? હિન્દુસ્તાનનો ઇતિહાસ નહિ હોય તો હિન્દુસ્તાન ઇતિહાસ બનાવશે'

હિન્દુસ્તાનના સમ્બન્ધમા કહેલો આ ઉદ્ગાર ગુજરાતને લાગુ પાડી કહી શકાય કે હિન્દના રાષ્ટ્રજીવનમા ગુજરાતે હિસ્સો નહિ આપ્યો હોય તો ગુજરાત તેવો હિસ્સો આપશે અને હિન્દમા ગૌરવયુક્ત સ્થાન પ્રાપ્ત કરશે હિન્દના રાજકીય જીવનમા ગુજરાતે પોતાનો હિસ્સો નથી આપ્યો એવું કોણ કહી શકશે, જ્યા સુધી દાદાભાઈ નવરોજી, ફીરોજશાહ મહેતા, દીનશાહ વાચ્છા, મહમ્મદ અલી ઝીણા, મોહનદાસ ગાંધી એ અમર નામો ગુજરાતને ગૌરવ અપાવતા ઇતિહાસને શોભાવે છે? સમગ્ર હિન્દમા એ મુબારક નામો મશહુર છે એ નિર્વિવાદ ભારતવર્ષમા પ્રસિદ્ધ થયેલા નામોને ક્ષણભર દૂર રાખીએ તો પણ એવાં કેટલાક પ્રાન્તપરિચિત નામો છે કે જેમની ગણના "ગુજરાતે રાજકીય વિષયોમા કાંઈ કર્યું નથી" એ આક્ષેપને અસત્ય ઠરાવવા બસ છે તે નામોમા ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, ગોકુળદાસ કહાનદાસ પારેખ, ચીમનલાલ હરિલાલ સેતલવાડ અમ્બાલાલ સાકરલાલ દેસાઈ, વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ વગેરે નામો મુખ્ય છે આ ઉપરાન્ત રાજકીય પ્રદેશમા યથાશક્તિ કાર્ય કરનાર અને પ્રતિષ્ઠા અને સ્થાનિક કીર્તિ ભોગવનાર અનેક નામો આપી શકાય એમ છે, એટલે રાજકીય પ્રદેશ પ્રતિ ઉપેક્ષા દૃષ્ટિથી જોવાનો ગુજરાત ઉપરનો અમર્યાદ આરોપ તો ટકી શકે તેમ નથી

અને છતા એક કસોટીથી જોતા ગુજરાતના રાજકીય જીવનની ન્યૂનતા સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી તે કસોટી કઈ? તે કસોટી એ કે ગુજરાતના લોકો રાજકીય બાબતમા કેટલો અને કેવો રસ લે છે? રાજકીય પ્રદેશમા કાર્ય કરનાર થોડા નામોની પ્રાન્તના રાજકીય ચેતનનુ માપ કાઢવુ એ પૂરેપૂરી રીતે બરાબર નથી ગુજરાતે રાજકીય પ્રદેશમા ઉજ્જવલ કાર્ય કરનાર કેટલાક રાજપુરુષો ઉત્પન્ન કર્યા છે માટે ગુજરાત રાજકીય દૃષ્ટિથી સજાગ પ્રાન્ત છે એમ કહેવું એ સંપૂર્ણ સત્ય નથી કોઈ પણ કાળે અમુક નામો ઉપરથી પ્રાન્તની યોગ્યતાનુ સૂચન આપવાની પદ્ધતિ એકદેશીય ગણાય, તો જે સમયે લોકશાસન—પ્રજાસત્તાક તન્ત્ર—*Democracy* ની વાતો થાય છે ત્યારે તો એ કસોટીની અસન્તોષકારકતા વધારે સ્પષ્ટ છે અમુક રાજપુરુષોના કાર્યની કસોટી

કરતા "એણે લોકો માટે શું કર્યું? (*What has he done for the people?*)" એટલો જ સવાલ પૂછવાનો નથી, સાથે સાથે એ પણ સવાલ પૂછવાનો છે કે "એણે લોકોને કેવા બનાવ્યા છે? (*What has he made of the people?*)" જે રાજ્યપુરૂષે પોતાના કાર્યથી લોકોને રાજકીય બાબતોમાં વધારે રસ લેતા કર્યા નથી, જે રાજ્યપુરૂષે પોતાના કાર્યથી લોકોને ત્હેમના રાજકીય હકોની વધારે સમજ આપી નથી અને જે રાજ્યપુરૂષે પોતાના કાર્યથી લોકોને પોતાના હકોના અમલ માટે લડત ચલાવતા કર્યા નથી તે રાજ્યપુરૂષે પ્રમાણમાં ઉતરતા પ્રકારનું કાર્ય કર્યું છે, પછી લોકોના હિતને માટે ત્હેણે ગમે તેટલું કર્યું હોય. **લોકોનું, લોકોને ઉપર, લોકોને માટે રાજ્ય** એ લોકશાસનના સિદ્ધાન્તની સિદ્ધિ માટે અતિશય છે આવશ્યક લોકોને ત્હેમના રાજકીય હકોનું જ્ઞાન આપવામાં આવે અને તેમના હકોનો અમલ થયેલે જોવાની નિરન્તર કાળજી રાખવાનું કહેવામાં આવે. અધિકારીઓની અમર્યાદિત સત્તાથી ચાલતા વર્તમાન તંત્રની મ્હામે હિન્દને અત્યારે જે વાંધો છે તે માત્ર અંગ્રેજો જ અધિકારીઓ નીમાય છે માટે જ નથી, જો કે તે એક વાંધો છે ખરો. ખરો વાંધો તો અમર્યાદિત અધિકારી તંત્રની મ્હામે છે, પછી તે તંત્ર અંગ્રેજ અધિકારીઓના હાથમાં હો કે હિન્દી અધિકારીઓના હાથમાં હો. સુધારેલા સ્વતંત્ર દેશોની માફક હિન્દનું સાધ્ય પણ સ્વરાજ્ય (*Self-government*) છે, અને સ્વરાજ્ય એટલે પ્રજારાજ્ય. અધિકારીઓ એટલે પ્રજાના સેવકો-સ્વામીઓ નહિ, પછી તે અધિકારીઓ અંગ્રેજ હો કે હિન્દી હો. **પ્રજા એ જ અન્તિમ સત્તાશ્રય છે**-*The people are the final seat of authority*-આ લોકશાસનનું મૂળમંત્ર સત્ય છે કે આ મૂળ સામાન્ય સૂત્રનો સાક્ષાત્ પ્રયોગ કરતાં ઘણી મર્યાદાઓ મૂકવી પડશે, પરન્તુ એ સૂત્રમાં સમાયેલા ચેતનથી રાજ્યતંત્ર ક્રમશઃ વધારે ને વધારે વ્યાપ્ત થતું જાય એ આવશ્યક છે.

હવે, ગુજરાતની પ્રજાને ત્હેના રાજકીય હકો સમજાવવાનો અને તે રાજકીય હકોના અમલ માટે કાયદેસર લડત ચલાવવાનો સન્દેશ પ્હોંચાડવાનો પ્રયાસ-માત્ર નૈમિત્તિક પ્રકાર નહિ પણ નિરન્તર વ્યવસ્થિત પ્રયાસ-પૂર્ણ કરવામાં આવ્યો છે ખરો? આ પ્રશ્નનો ઉત્તર નકારમાં આપ્યા વિના ચાલે તેમ નથી. આપણા પૂર્વગામી લોકનાયકોના સ્તુત્ય દેશકાર્યને ઉતારી પાડવાનું પાપ કરવા અમ્હે ઇચ્છતા નથી. અમ્હે તો માત્ર હકીકત શી છે તે જ તપાસવા માગીએ છિએ. જે દિવસોમાં અમલદારોની મહેરબાની મેળવવી એમાં જ જીંદગીની સફળતા મનાતી હતી, જે દિવસોમાં સરકાર પ્રતિ વફાદારી અને અધિકારીઓની ખુશામત એ બે તદ્દન જુદી વસ્તુઓ છે એવી સ્પષ્ટ સમજ થોડાને જ હતી, અને જે દિવસોમાં લોકોના કાયદેસર હકોની કાયદેસર હિમાયત એ સ્વાર્થાન્ધ અધિકારીઓની સૂચનાથી રાજદ્રોહ ગણાતો હતો તે સમયે જે વીર પુરુષોએ લોકોના લાભો મેળવવાના લડતો ચલાવી આત્મભોગો આપ્યા છે તેઓનું ગુજરાત હમેશાં અહેશાનમન્દ રહેશે. પરન્તુ હવે એ વખત આવી પ્હોંચ્યો છે કે જ્યારે લોકનાયકોએ સ્પષ્ટ રીતે સમજવું જોઈએ કે લોકોને માટે કામ કરીને બેશી રહેવાનું નથી, પરન્તુ લોકો પોતાનું કાર્ય કરવા સમર્થ થાય તે માટે ત્હેમને સજ્જ કરવાનું કાર્ય વ્યવસ્થાપૂર્વક અને સતત

તાથી કે જાણું છે માત્ર સરકારી અધિકારીઓ પાસે અરજીઓ કરીને જ સંતોષ પામવાનો નથી, સાથે સાથે લોકોને તેઓના હકો મેળવવા તૈયાર કરવાના છે અમે આશા રાખીએ છિએ કે દીનશાહ વાચ્છા, મહમદ અલી ઝીણા, ગોકુળદાસ પારેખ, ચિમનલાલ સેતલવાડ, વિઠ્ઠલભાઈ પટેલ વગેરે લોકનાયકો માત્ર ધારાસભાઓમા જ કામ કરીને વિરામ ન પામતા લોકોને સ્વરાજ્યનો સન્દેશ પ્હોચાડવાનો પોતાનો નાગરધર્મ બજાવશે, અને તે માટે આરમ્ભાયેલા કાર્યને પોતાના આશીર્વાદ ની જ નહિ પરન્તુ નેતૃત્વની પ્રતિષ્ઠા આપશે

ઈ સ ૧૯૧૬ ની લખનૌની ઐતિહાસિક કૉંગ્રેસમા સ્વરાજ્યનો સન્દેશ ગામેગામ પ્હોચાડવાનુ કાર્ય હોસમેર ઉપાડી લેવા કૉંગ્રેસકમિટીઓને તથા હોમ રૂલ લીગોને આમત્રણ કરવામા આવ્યુ હતુ આ આમત્રણને માન આપી ' હોમ રૂલ લીગ ફૉર ઇન્ડિઆ" ની મુબાઈની શાખાએ કેટલોક સમય થયા ગુજરાતમા સ્વરાજ્યનો સન્દેશ પ્હોચાડવાનુ કામ આરમ્ભ્યુ છે એ કામના અહેવાલનો કેટલોક ભાગ રા મનસુખલાલ આત્મારામ માસ્તરે 'ગુજરાતમા રાજકીય જાગૃતિ" એ નામના લેખમા "સમાલોચક "ના ગતાકમા આપ્યો હતો ગુજરાતમા સ્વદેશનો સન્દેશ પ્હોચાડવાનુ કાર્ય હસ્તગત કરવામા નીચેના નામો લક્ષ ખેંચે છે શેઠ રતનસી ધરમસી, જમનાદાસ દ્વારકાદાસ, બી જી હૉર્નિમૅન, શકરલાલ બેંકર, છોટુભાઈ અનુપરામ સૉલિસિટર, નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, મનસુખલાલ આત્મારામ માસ્તર કનૈયાલાલ માણેકલાલ મુનશી, હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, પ્રાગજીભાઈ ખડુભાઈ દેસાઈ અને ચદ્રશકર નર્મદાશકર પડ્યા આ સર્વ નરનાઓના ભાષણો કાયદાની મર્યાદાની અદર રહીને સ્વરાજ્યનો સન્દેશ ગામે ગામ પ્હોચાડે છે, તે ભાષણો મ્હોટે ભાગે ગુજરાતી ભાષામા જ અપાય છે, એટલે એક બાજુથી જેમ ગુજરાતનુ રાજકીય જીવન ઉન્નત થતું જાય છે તેમ બીજી બાજુથી ગુજરાતી ભાષામા વક્તૃત્વનો વિકાસ પણ થતો જાય છે ધીમે ધીમે ' નવીન ભારતમા " પોતાનુ યોગ્ય સ્થાન લેવા " નવીન ગુજરાત " સજ્જ બનતુ જાય છે

ઑગસ્ટ માસમા સ્વરાજ્યનો સન્દેશ ગુજરાતમા પ્હોચાડવાના કાર્યને અગે નીચે પ્રમાણે કાર્ય થયુ હતું —

ગોધરા —ગોધરાની હોમ રૂલ લીગની શાખાના આમત્રણથી મિ બી જી હૉર્નિમૅન તથા રા જમનાદાસ દ્વારકાદાસનુ ડેપ્યુટેશન રવિવાર, તા ૫-૮-૧૯૧૭ ને દિવસે ગોધરે ગયુ હતુ ત્યા એક જગજાહેર સભા સમક્ષ રા મુન્શીના પ્રમુખપદ નીચે મિ હૉર્નિમૅન તથા રા જમનાદાસ દ્વારકાદાસે 'વર્તમાન રાજકીય સ્થિતિ " વિષે વ્યાખ્યાનો આપ્યા હતા લોકોમા ભારે ઉત્સાહ ફેલાયો હતો અને લીગના સભાસદોની સખ્યામા સારો વધારો થયો હતો.

નડિઆદ —હોમ રૂલ લીગની નડિઆદની શાખાના આમત્રણથી હોમ રૂલ લીગની મુબાઈની શાખા તરફથી રા કનૈયાલાલ માણેકલાલ મુનશી તથા રા ચન્દ્રશકર નર્મદાશકર

સિદ્ધાંતો અનુકરણીય જણાશે નહીં અને કદાચ એક વખત એવો હશે કે જ્યારે રાજા कालस्य कारण અથવા यथा राजा तथा प्रजा એવી સ્થિતિ હશે,) તેમ જ તેના સિદ્ધાંતો થોડા કાળને માટે ઉપયોગી હશે તો પણ એટલું તો કહ્યા વિના ચાલે જ નહીં કે એવી માન્યતાઓ અને ધોરણો પ્રજાની પ્રગતિ વિષે તેમ જ તેની પ્રગતિની ભાવના વિષે આપણને ઉંચો ખ્યાલ આપશે નહીં. પ્રગતિમતી પ્રજાની ભાવનાઓ હમેશાં **આત્મલક્ષ્મી, આત્માવલંબી અને આત્માભિમાની** હોવી જોઇએ, राजा देवांशी छे धर्माचार्यों सर्व रीते वदनीय अने पूज्य छे અને તેમને તાબેદાર રહેવું એ બહુ હિતકર છે એમ માનનારી પ્રજા, ખરી પ્રગતિ સમજી છે એમ કહી શકાય નહીં, ખરી પ્રગતિ માટે તો પ્રજાએ, પોતાની દરેક વ્યકિતને **સ્વમાન, સ્વાતંત્ર્ય અને સમાનતા**ની ભાવનાઓની ઉચ્ચતા બનાવવી જોઈએ. જ્યાં સુધી આમ ન હોય ત્યાં સુધી સ્પષ્ટ જ છે કે હજી તે પ્રજામાં એવા મનુષ્યો નથી કે જેનો એવો વિકાસ હોય, જેનામાં આત્મભાન, સ્વાતંત્ર્ય અને શૌર્ય એવાં ખીલ્યાં હોય કે જેથી, તે પોતાની શ્રેષ્ઠતા સપૂર્ણ સમજીને જ બીજાની શ્રેષ્ઠતા કે ઉપરિપણુ અને લાયકાત સ્વીકારે બેશક, પ્રજાકીય ભાવનાની પરાકાષ્ઠાએ પહોંચેલી પ્રજાના જીવનમાં પણ, અમુક અમુક વ્યવસ્થા એવી હોવાની કે જે તત્કાળ માટે, પ્રજાના વ્યવહારની વ્યવસ્થા કરવામાં ઉપરિપણુ ભોગવતી હોય પણ તે ઉપરિપણુ અથવા સત્તા આખી પ્રજાની **અનુકૂલતા,** ઇચ્છા અને છૂટને લીધે જ ચાલવાના, પ્રજા ધારે તો તે પોતાની ધારણા પ્રમાણે કરવાને શકિતમાન હોવી જોઈએ. વળી કાયદા બાંધવા, અમલમાં મૂકવા વગેરે ગૌણ શકિતઓને પ્રાધાન્ય અપાવાને બદલે,એ સઘળાને પ્રેરનાર **પ્રજાકીય મત અને પ્રજાકીય સગવડ,** સુખ અને તેથી થતી **પ્રગતિ**ને જ પ્રાધાન્ય મળવું જોઇએ વળી રાજતંત્રીઓ તેમ જ બીજી બધી સામાન્ય સસ્થાઓના ચાલકો, પ્રજાના ઉપરિ થઈ જવાને બદલે પોતાને પ્રજાના નોકર સમજતા હોય અને પ્રજાએ સ્થાપેલા ધોરણ પ્રમાણે પ્રજાની ઇચ્છાને, અમલમાં મૂકવી એ જ પોતાની ફરજ સમજતા હોવા જોઇએ, અને તેમને પોતાની સત્તા કે સગવડ તરફ જોવાને બદલે, પ્રજાની આબાદી અને પ્રગતિ સામું જ જોવાની લાગણી તેમ જ ટેવ પડી ગયાં હોવાં જોઈએ,

પ્રજાની પ્રગતિ માટેની બીજી ભાવનાઓમાં, સઘળા મનુષ્યના એકસરખાપણાની અને એકસરખા હકક હોવાની ભાવનાઓ, એટલી જ ઉપયોગી છે બેશક પ્રજાની અમુક વ્યવસ્થા ચલાવતી વખતે, અમુક વ્યકિતઓ, પોતાના જ્ઞાન તેમ જ અનુભવને લીધે, અમુક કામ વધારે સ્વતંત્રતાથી કરે અને બીજાઓ તેને અનુસરે અને માન આપે પણ તેજ વખતે તે તે વ્યવસ્થા કરનારાને એમ ચોક્કસ યાદ રહેવું જોઇએ કે પોતે બીજાઓ કરતા ચઢીઆતો નથી તેમ જ બીજાઓ ઉપર સત્તા ચલાવવાને સર્જાયો નથી

વળી પ્રજાની બીજી વ્યકિતઓમાં પણ એ જ ભાવના જાગૃત જોઈએ કે, પ્રજાના કાર્યોનો વહીવટ કે વ્યવસ્થા કરનારા માણસો કોઈ પણ બીજી રીતે, બીજા માણસો કરતા ચઢીઆતા કે તેમના ઉપર સત્તા ચલાવવાને હક્કદાર નથી પણ સમસ્ત પ્રજાની ઉન્નતિ થાય તેમ, ઉ *

* ઇગ્લંડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

હોઈ, તે ઉદ્દેશમા, પોતાના જ્ઞાન અને અનુભવથી, અમુક વ્યક્તિઓ, પ્રજાના અમુક સામાન્ય કાર્યો કરવાને વધારે લાયક હોઈ, તે કાર્ય તેઓને કરવા દેવા, પણ જો તેઓ, પ્રજાની ઉન્નતિ ભુલે કે પ્રજાની બીજી વ્યક્તિઓને ઉતરતી ગણે તો, તેવાને તુરત તે સ્થાનકથી ઉતારી પાડવા જોઈએ અને તેમની એવી હલકી વાસનાઓ દૂર કરવી જોઈએ કારણ કે ખરો વિચાર કરતા વિજ્ઞાન શાસ્ત્ર ( સાયન્સ ) અને ધર્મ છેવટે એક જ નિર્ણય ઉપર આવે છે કે કુદરતી રીતે અથવા જન્મથી જાતિભેદ કે વર્ગભેદ જેવુ કશુ છે જ નહીં અને બહારથી જણાતા ભેદોની નીચે, ખરી એકતા પ્રસરી રહેલી છે એક પ્રસિદ્ધ લેખક એવા જ ઉદ્ગારો કાઢે છે, "*Religion and science often bring thinkers by different paths to the same result, they refuse to recognize class-distinctions and make us see an essential unity underlying superficial variations* વળી દરેક મનુષ્ય આખરે પોતાનુ સંપૂર્ણ મનુષ્યત્વ પ્રકટાવવાને અને વિશ્વવ્યાપી ચૈતન્ય સાથેનુ પોતાનુ સામ્ય અનુભવવાને સર્જાયો છે તેથી કોઈએક વ્યક્તિને બીજી વ્યક્તિને કાયમને માટે તુચ્છ ગણી પોતાનાથી હલકી ગણવાનો કે પોતાને તાબે રાખવાનો હક્ક નથી "*Every one, who is born with this intent that he should be a human being is a rational creature ruling over other creations and bearing the likeness of his maker*" આ સિવાય માણસોએ એ પણ સમજવુ જોઈએ કે રાજભક્તિ અથવા ધર્મભક્તિ-ખાસ કરીને અંધભક્તિ અને અનહદ માન આપવાની વિવેકહીન વૃત્તિ-કઈ મનુષ્ય સ્વભાવની ઉન્નત લાગણીઓ અથવા મનુષ્યોના સુધારાની ઊંચી સ્થિતિ સૂચવતી નથી, જો કે આવી માન્યતા, હિંદુસમાજમા ઘણેઅંશે રહેલી છે આપણે ઘણી વાર જોઈએ છીએ છે કે, ચાલુ જમાનામા કોઈ કોઈ સ્થળે માનુસ પડતી ધર્મગુરૂઓ અને ધાર્મિક સસ્થાઓની તરફની બેપરવાઇ, તેમ જ વડિલ વર્ગ તરફ બતાવાતી તોછડાઈ અથવા તો તેમને માટેના પૂજ્યબુદ્ધિના અભાવને ઘણી-વાર, સારા લોકો પણ વખોડે છે અને તેને અગાઉના લોકોની ભક્તિ અને માનબુદ્ધિની સાથે સરખાવતા, હાલમાં અધોગતિના ચિન્હ તરીકે ગણે છે પણ વસ્તુત એવુ કઈ નથી બેશક એથી કઈ એમ નથી માનવાનુ કે વડિલોનો અનાદર કરવો એ સારૂ છે, અથવા વડિલોને માન આપવુ એ ખોટુ છે પણ ઘણી વાર અતિશય માન આપવાની વૃત્તિ તો અજ્ઞાન ને મનની નબળાઈ દર્શાવે છે બકલ ઈંગ્લાંડના સુધારાના ઇતિહાસમા એક સ્થળે લખે છે કે " ઇતિહાસમાં પણ રાજભક્તિ અને વહેમી વિચારો હમેશ સાથે જ બળવાન થએલા અને સાથે જ નાશ પામેલા જણાય છે, તેથી એ બે વચ્ચે નિકટ સબધ છે એમ સિદ્ધ થાય છે વિચાર કરતાં પણ માલમ પડશે કે બન્ને રાજભક્તિ અને વહેમી વિચારો સન્માન આપવાની ટેવમાંથી ઉત્પન્ન થાય છે એ ટેવને લીધે માણસોની રીતભાતમા તાબેદારી અને વિચારમાં શ્રદ્ધા આવે છે આ પ્રમાણે અનુભવ તેમ જ તર્કપરથી સિદ્ધ થાય છે કે રાજભક્તિ અને વહેમી વિચા

ઇગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ રૂ ૨-૦-૦ એમ. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

રોને ઘણો નિકટ સબધ છે " એ જ લેખકના શબ્દોમા, વહેમી વિચારોના કાર્ય અને કારણોનો વધારે સ્પષ્ટતાથી ખુલાસો જોતા માલમ પડશે કે, ઉપર્યુક્ત સન્માન આપવાની, અને માનબુદ્ધિની લાગણી કોઈ પણ પ્રકારે વ્યક્તિ કે સમાજની મજબુત ભાવના ગણાવાને બદલે કેટલેક પ્રસગે ઘણી નબળી વૃત્તિ ગણાવી જોઈએ કારણ કે વહેમી વિચારો અને અજ્ઞાનને, ઉપર્યુક્ત પૂજ્યબુદ્ધિ અને સન્માન આપવાની વૃત્તિને ગાઢો સબધ છે, અને શ્રદ્ધા, જેને ધર્મોપદેશકો સાતમે સ્વર્ગે ચઢાવે છે, તે પણ મનુષ્યોનુ ભૂષણ ગણાવાને સ્થાને, ઘણી-વાર બલકે બધી વાર, દૂષણરૂપ જ છે કારણ કે સાધારણ જનોમા આવતી શ્રદ્ધા, એટલે કે ગમે તેવી વાત સ્વીકારવાની વૃત્તિ—અજ્ઞાનાવસ્થાનુ પરિણામ છે બકલ લખે છે કે " ( સ્પેનના લોકોમા ) ગરીબાઈથી અજ્ઞાન ઉત્પન્ન થયુ અજ્ઞાનથી ગમે તેવી અસમ્ભવિત વાત સ્વીકારવાની વૃત્તિ પેદા થઈ એવા શ્રદ્ધાભાવથી માણસોના મનમાથી સ્વતન્ત્ર વિચાર કરવાની શક્તિ અને ઈચ્છા જતા રહ્યા, અને બીજાને તાબે રહી સન્માન આપવાની વૃત્તિને ઉત્તેજન મળ્યુ. આથી પરાધીન રહેવાની ટેવ અને ધર્મોપદેશક વર્ગની આજ્ઞાને વગર વિચારે માથે ચડાવવાનો સ્વભાવ વધારે દૃઢ થયા "

આમ પ્રજાકીય ઉચ્ચ ભાવનાઓમા, ખોટી ધર્મભક્તિ કે **વિચારવગરની આવલી** રાજભક્તિને ઉચુ તો નહિ બલ્કે નીચુ સ્થાન છે અને પ્રજાકીય ઉન્નતિના માર્ગમા આવી વૃત્તિઓને સ્થાન મળવુ જોઈએ નહીં ઉલટુ **વ્યક્તિસ્વાતન્ત્ર્ય, વ્યક્તિપ્રભાવ, વિચારસામર્થ્ય, સ્વમાન,** પ્રજાના જાહેર કામ કરનારાનુ મર્યાદિત કાર્યક્ષેત્ર, અને તેમા જ તેમને નિયન્ત્રિત રાખવાની સતત જાગૃતિ અને વૃત્તિ વગેરે પ્રજાકીય ઉન્નતિ કરનારા ગુણો, ઇચ્છવાયોગ્ય અને પોષવાયોગ્ય છે આવા તત્ત્વોથી પોષાયેલી અને વૃદ્ધિ પામેલી પ્રજાઓ, પોતાના પગ પર ઉભી રહી શકે છે, અને તેમની ક્ષતિ થતી નથી, કારણ કે તેમનો પાયો દૃઢ છે એવી પ્રજાની ઉન્નતિ, તેની દરેક વ્યક્તિના સામર્થ્ય ઉપર રચાએલી છે અને નહિ કે ગણ્યાગાઠ્યા મનુષ્યો, થોડા સત્તાધારીઓ કે ધર્મોપદેશકો ઉપર આથી ઉલટુ, જ્યા જ્યા પ્રજાકીય ઉન્નતિ, દરેક વ્યક્તિની ખરી ઉચ્ચ ભાવનાઓ અને સામર્થ્યના પ્રભાવે નહીં, પણ ગણ્યાગાઠ્યા રાજકીય સત્તાધારીઓ કે ધર્મોપદેશકોને લીધે હોય છે, ત્યા તે ઉન્નતિ માત્ર ક્ષણસ્થાયી નીવડે છે અને છેવટે તો તેવી પ્રજાનો અધ:પાત થાય છે જેના ઈતિહાસમા મળી આવતા ઘણા દૃષ્ટાતો માહેનુ સ્પેનની પ્રજાનુ દૃષ્ટાત વિચારવાયોગ્ય છે મી બકલ, ઇગ્લાડના સુધારાના ઈતિહાસમા એક સ્થળે લખે છે કે—

" સ્પેનના ઉદય અને અસ્તની ઉપર્યુક્ત તપાસની દુનિયાની એકવારની, મહાન પ્રજાઓમાની એક પ્રજા, કયા કયા કારણોથી, પોતાની ઉન્નત સ્થિતિમાથી અધ પાતને પામી તે બતાવવાનો મે પ્રયાસ કર્યો છે આપણે જ્યારે એ દૃશ્ય તરફ જોઈએ છીએ ત્યારે એ ચિત્ર ખરેખર ભવ્ય દેખાય છે કુદરતી પેદાશોથી પૂર્ણ, બહાદુર, નિમકહલાલ, અને ધાર્મિક લોકોથી વસાએલો, યુરોપના વિપ્લવો અને રાજ્યદ્વારી ફેરફારોની જાળમાથી, પોતાની ખાસ ભૌતિક

સ્થિતિને લીધે દૂર રહેલો એ સ્પેન દેશ, મેં દર્શાવેલા સામાન્ય કારણોને લીધે, એક વાર અપ્રતિમ આબાદીને પામ્યો હતો અને પછી બીજા કંઈ પણ નવા સંજોગો બનવા પામ્યા સિવાય પણ એના એ કારણો શરૂ રહેવાથી, એટના જ સરખા વેગથી અધ:પાતને પામ્યો. આમ છતાં, આ બધા ફેરફારો, જો કે વિચિત્ર અને આશ્ચર્યકારક દેખાય છે, તો પણ તેમાં વિચિત્રતા કંઈ જ નથી. સઘળું નિયમિત જ છે. કારણ કે જે સમાજમાં બીજાથી રક્ષણ અને મદદ મેળવવાનો સિદ્ધાંત-*spirit of protection* છેલ્લી ટોચે પહોંચેલો અને જેમાં, લોકો માટે પોતાથી કરવાનું કંઈ બાકી ન રહેતાં, સઘળું જ રાજ્ય તરફથી થતું-તેમાં એવી સ્થિતિના સ્વાભાવિક પરિણામરૂપ એ હતું. જ્યારે જ્યારે આમ બને છે ત્યારે ત્યારે મોટી રાજ્યકીય પ્રગતિ થઈ શકે, પણ પ્રજાકીય ખરી પ્રગતિ કોઈ રીતે થઈ શકે નહીં. મુલકમાં વધારો થાય તેમ જ સત્તા અને કીર્તિ પણ તુરતને માટે વૃદ્ધિગત થાય. રાજ્યવહીવટીમાં સુધારા થાય, મહેસુલની વ્યવસ્થામાં સુધારા થાય, લશ્કરી સુધારા થાય, લડાઈની રીતિઓ સુધરે, બીજા રાજ્યો સાથે કરાર કરવાની ચાલાકીઓમાં સુધારા થાય તેમ જ બીજી જે જે યુક્તિઓથી, એક પ્રજા બીજી કરતાં સરસાઈ ભોગવે તે બધામાં સુધારા થાય. પણ આ સઘળાથી પ્રજાને લાભ થવાને બદલે બે રીતે તેને નુકસાન થાય છે. પહેલું તો એ કે રાજ્ય કરનાર વર્ગની કીર્તિ વધવાથી પોતાથી ચડીઆતા લોકોને નહિ જાણવું અને ગુલામી ભરેલું અંધતાવાળું માન આપવાની મનુષ્યમાં રહેલી કુદરતી લાગણીને ઉત્તેજન મળે છે, અને આમ જ્યાં સામાન્યપણે બને છે, મતલબ કે રાજ્ય ચલાવનાર વર્ગને પ્રજા તરફથી નહિ છાજતું, અઘટતા ભરેલું વિશેષ માન અપાય છે ત્યાં શહેરીઓમાં જરૂરી ઉંચા ગુણોને તે વિનાશકારક થઈ પડે છે, અને તેથી તે પ્રજાની, શાશ્વતી આબાદીને વિનાશક થઈ પડે છે. બીજું, રાજ્યના સત્તાધારીઓના સાધનો વધવાથી, તેઓની ભુલો સુધારવાની કે દેખાડવાની ઈચ્છા કે શક્તિ લોકોમાં રહેતી નથી. આથી કરીને, આવી પરિસ્થિતિવાળા બધા દેશોમાં બને છે તેમ સ્પેનમાં પણ જે વખતે ઉપર ઉપરથી બધું આબાદીવાળું લાગતું હતું, તે વખતે તે સઘળું પાયામાંથી સડેલું હતું. રાજકીય ભવ્ય ફતેહો છતાં, પ્રજા વિનાશને પામી અને એવો કટોકટીનો પ્રસંગ જલદિ નજીક આવતો હતો કે જેમાં સઘળું અસ્તવ્યસ્ત થઈ જઈ કંઈ બાકી રહેવાનું ન હોતું. સિવાય ? એ ઉપરથી નીચે પ્રમાણેનો સાર સમજવાનો કે જ્યારે જ્યારે કોઈ પ્રજા, ધાર્મિક વહેમ અને ખોટી રાજ્યભક્તિને વશ થઈ, પોતાની યોગ્ય સત્તાઓ અને કાર્યો, ધાર્મિક આચાર્યો કે સંસ્થાઓ અને રાજ્યને સોંપી દઈ તેના ઉપર આધાર રાખી બેસે છે, અને પોતાની જવાબદારીઓ ઉપાડતા નથી અને પોતાની મોટામાં મોટી ફરજોનો ત્યાગ કરી, ધર્મસત્તા તથા રાજ્યસત્તાની ઈચ્છાને અધીન નિર્જીવ સાધન જેવા બની જવાની તુચ્છ સ્થિતિ સ્વીકારે છે, ત્યારે તેના આવા નઠારા પરિણામ આવે છે" -૬

વળી પોતાની સાચી અને શાશ્વની ઉન્નતિ કરનાર, દરેક વ્યક્તિને જેમ **સ્વાશ્રય, આપબળ અને જાત મહેનત** ઉપર આધાર રાખવાની જરૂર છે, તે જ પ્રમાણે જે પ્રજાએ,

ચિરસ્થાયી પ્રગતિ કરવી છે, તેણે પણ આપબળ અને જાતમહેનત ઉપર આધાર રાખતા શીખવું જોઈએ જ્યાં જ્યાં પ્રજા, પોતાની ઉન્નતિ કે પ્રગતિ માટે, રાજસત્તા ઉપર આધાર રાખે છે ત્યાં ત્યાં ઉતરે તેની સ્થિતિ ઘણી લાચાર બની જાય છે, અને કદાચ રાજસત્તા, કોઈ પણ કારણથી નબળી પડે છે તો તે પ્રજાનો અસ્ત થાય છે અને જો પ્રજા આપબળવાળી અને સ્વાશ્રયી નહિ હોય તો રાજસત્તા, વહેલી મોડી નબળી પડવાના સંભવો ઘણા પ્રબળ હોવાના જો રાજ્યબંધારણો અને રાજતંત્રીઓ, ખરા સત્વવાળી પ્રજામાંથી હમેશાં નવું સત્વ પામ્યા કરશે નહીં તો તેઓ વહેલા મોડાં અવસ્ય નબળાં પડવાના ડૉક્ટર સ્માઈલ્સ તેના જગવિખ્યાત ગ્રંથ "સેલ્ફહેલ્પ"–જાતમહેનત–માં લખે છે કે " ધારો કે સરકાર કોઈ એક કોમનું કે અમુક માણસોનું રૂડું કરવાની મતલબથી તે માણસોને કે પ્રજાને મદદ કરવા મંડી જાય તો તેની મદદનું પરિણામ એવું નીવડશે કે, જાત મહેનતથી કામ પાર પાડવાની ઉલટ અને આવ-શ્યકતા તે માણસોમાંથી કે બધી પ્રજામાંથી કમી થશે. જમે તે દેશ તરફ નજર કરીશું તો માલમ પડી આવશે, કે જે દેશના માણસો ઉપર સરકારી અમલનો અતિશય દોર ચાલી રહેલો હોય છે અને જ્યાં પ્રજાને ડગલે ને પગલે દોરવામાં આવે છે, તે દેશના માણસો લાચાર બની ગએલાં અને પરવશ ગુલામ જેવા જઈ ગએલા જણાશે"

એથી ઉલટું જો પ્રજા ખરી સત્વશાળી હશે અને કદાચ કોઈ કારણોને લઈને, રાજ-સત્તા નબળી કે નઠારી હશે, તો પણ તેથી પ્રજાને ઘણું કે લાંબા સમય માટે નુકસાન થશે નહીં કારણ કે વહેલું મોડું રાજસત્તાએ સુધરીને પ્રજાને અનુકૂળ ચાલવું જ પડશે, પણ જો લોકોમાં કંઈ રામ ન હોય, તો રાજ્ય ગમે તેવું સારું હશે તો પણ તે થોડે થોડે બગડ્યા સિવાય રહેશે નહીં[1] કારણ કે કુદરતી નિયમ છે અને ઇતિહાસથી સાબિતિ મળે છે કે, દેશના લોકની જેવી એકંદર ચાલ હશે, તેવી તે દેશની રાજ્યસ્થિતિ અને રાજ્યનીતિ નીવડશે

આમ પ્રજાના માણસોએ આપબળ અને જાતમહેનત પર આધાર રાખતા અને ઉદ્યમતા શીખવું જોઈએ દરેક માણસે જાણવું જોઈએ કે રાજ્યબંધારણો કે રાજ્યસત્તાઓ કંઈ તેમને ખોટી રીતે મદદ કરવાને કે તેમનામાં કંઈ માલ ન હોય છતાં જ્યાં ત્યાંથી લાવીને તેમનું પોષણ કરવાને હોતાં નથી, અથવા હોવાં જોઈએ પણ નહીં તેઓ તો પ્રજાની દરેક વ્યક્તિ પોતાનો ઉદ્યોગ અને સુધારણા, વગર અડચણે ચલાવી શકે, પોતાના આપબળથી કમાએલું પોતે સુખથી ભોગવી શકે, અને એ પ્રમાણે તેને, પોતાની પ્રગતિ કરવામાં, બહારના કે પ્રજાના બીજા નઠારા લોકો તરફથી કંઈ હરકત ન થાય એ આટલા માટે હોય છે રાજસત્તા કંઈ માણસો આળસુ હોય તેને ઉદ્યમી કરી શકતી નથી કે, તેઓ ઉડાઉ હોય તો તેને લાંબી નજરવાળા કરી શકતી નથી એ તો માણસોએ પોતે જ કરવાનું છે એ કંઈ રાજકીય હકો કે સુધારાથી થતું નથી બેશક જ્યાં જ્યાં પોતાના કાર્યક્ષેત્રમાં, પોતાની પ્રગતિમાં, રાજકીય ધોરણો આડે આવતા હોય અથવા જ્યાં જ્યાં પોતાની ઉન્નતિ માટે

[1] ઈશ્વર પ્રાર્થનામાળા ૨ –૧૨– એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

અમુક વધારે સ્વતંત્રતા કે હકોની જરૂર હોય, ત્યા ત્યા તેમણે તેની સુધારણા કરવાને અને હકો મેળવવાને, યોગ્ય રીતે અને પ્રચલિત ધારાધોરણોને માન આપીને તેમ જ કંઈ પણ જાતની અવ્યવસ્થા ન થાય તેમ, મથવુ જોઈએ, પણ જ્યા આમ ન કરતા માણસો, પોતાથી કરવાના કામો માટે પણ બીજાઓ ઉપર આધાર રાખે ત્યાં તેમની ખરી ઉન્નતિ થાય નહીં. જેમ કે લોકો તદુરસ્તીના નિયમોનુ પાલન ન કરે તો સુધારાઈ ખાતા જમે તેવા નિયમો કરે તો તે નકામા થઈ પડે એ તો જ્યારે માણુસો પોતે જ તદુરસ્તીના નિયમો સાચવે ત્યારે જ તેને લાભ બાહ્યસત્તાની જરૂર તો માત્ર આપણે તદુરસ્તીના નિયમો સાચવતા હોઈએ તેમા બીજાઓ દખલ કરતા હોય તો તેવાઓને અટકાવવા પુરતી જ હોઈ શકે ખરો નિયમ આવો હોઇ, પ્રજા સમસ્તે તેમ જ તેના સમજુ અને આગળ વધેલા વર્ગે હમેશાં ધ્યાનમા રાખવાનુ કે, દેશની પ્રજાના પ્રત્યેક માણસને તેમને મનગમતી રીતે અને પસદ પડતો ધધો કરવા દેવો, તે પોતે ધીમે ધીમે સુધરતો જાય અને ઉંચી સ્થિતિએ પહોચે એમ તેને યોગ્ય મદદ આપવી, તેમ જ ઉત્તેજન આપવુ—એ જ મોટુ દેશાભિમાન અને પરોપકાર છે બાકી પ્રજામા સ્વમાન અને સ્વાશ્રય ખીલવ્યા સિવાય માત્ર કાયદામા ફેરફાર કરવાથી, કે રાજ્ય ઉપર આધાર રાખી બેસવાથી, કઈ મોટો અને ખરો લાભ થતો નથી

---

## ગૃહાનંદ.

લેખક—રા મજુલાલ જમનારામ દવે, એમ એ

"Sweet are the joys of Home '—

*Sir John Browning*

મધુમધુરા પ્રિય ગૃહકેરા આનદ શા!
　　અમૃતમય, પુનિતાશુ, કોમલ, સ્નિગ્ધ જો!
સધ્યાના દવબિન્દુ સમા સુશોભતા,
　　જગવે, નીંઝવે દિનકરનાથ પ્રસન્ન જો!
મધુમધુરા પ્રિય ગૃહકેરા આનદ શા!

૨

જગ ને જગ આનદો અતિશય ઓપતા,
　　સાથે પ્રસગી માયિક જાળ અપૂર્વ જો!
ગૃહના કિન્તુ સુખ સમુજ્જ્વલ રાજતાં,
　　શાન્ત સત્ય ને સાત્વિક તેનાં મૂલ્ય જો!
મધુમધુરા પ્રિય ગૃહકેરા આનદ શા!

૩

જીવનના સમભાગ પ્રણયમય દીપના
    જ્યોતિ સમ ચિન્તના તિમિરને દૂર જો!
તારક તેજ વડે એ યોગ પ્રકાશના
    તે ગૃહ જીવનતારક એક અનુપ જો!
મધુમધુરા પ્રિય ગૃહકેરા આનન્દ હા!

૪

તે ગોધના પગલાં પથિકોના અહીં
    નન્દનવનની ભોમ પવિત્ર અનન્ય જો!
નર કિન્તુ ગૃહ આનન્દોની ગોન એ
    ગૃહ બસ નન્દનવન પૃથ્વિપર ભવ્ય જો
મધુમધુરા પ્રિય ગૃહકેરા આનન્દ હા!

૫

દિવ્ય સ્વર્ગનો માનવીથી વિરહ ગયા
    પાર્થિવ દષ્ટિ નીરખે ના એ દૃશ્ય જો!
તે ત્હોયે સુખપૂર્ણ સુધન્ય કુટુમ્બીઓ
    સ્વર્ગદ્વાર અનુપમ જીવે નિત્ય જો!
મધુમધુરા પ્રિય ગૃહકેરા આનન્દ હા!

---

આર્યમિત્ર' પ્રેસ [illegible] એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ



# જો હોમરૂલ આવે તો?



'— — —' ત્હમને પણ એ જ સાહેબ!

લેખક—રા ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, એન ઈ ઈ

હિન્દુસ્તાનમા હોમરૂલ શબ્દ હવે એટલો બધો પ્રચલિત થઈ ગયો છે કે તે શબ્દને સ્હમજાવવાની હવે કશી જરૂર જ રહી નથી બ્રિટિશ શેહનશાહતમા હોમરૂલ પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખનાર હિન્દુસ્થાનની જ પ્રજા એકલી નથી, અન્ય કેટલીક ભાગ્યવતી પ્રજાઓને પણ અલ્પ સમયમા આ લક્ષ્ય પ્રાપ્ત થયુ છે, ત્યારે કેટલીક પ્રજાના નસીબમા તે પ્રાપ્ત કરવાનુ હજી દૂર, દૂર જણાય છે ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, કેનેડા વિગેરે દેશોની પ્રજા હોમરૂલની જૂની જૂની મોજ મેળવી ચૂકી છે આયર્લૅન્ડ પોતાના લક્ષ્યની બહુ સમીપ આવી લાગ્યુ છે તે પ્રાપ્ત કરવાના હિન્દુસ્થાનની પ્રજાના પ્રયાસ સતત ચાલૂ છે જે દિવસે બ્રિટિશ શહેનશાહતમા આ પ્રમાણે સર્વ દેશની પ્રજાઓ તે છત્ર નીચે સ્વરાજ્ય ભોગવતી થશે, તે દિવસ જગતના ઇતિહાસમા એ ચક્રવર્તિ શહેનશાહત માટે જરૂર સોનેરી અક્ષરે લખાશે, માટે જ એ દિવસ જેમ બને તેમ વ્હેલા પામે લાવવા સામ્રાજ્યની સર્વ પ્રજાઓ પ્રયાસો આદરી રહે છે, એ બ્રિટીશ શહેનશાહતનુ કેટલું અહોભાગ્ય છે!

આયર્લન્ડના હોમરૂલ મેળવવાના પ્રયાસ કંઈ આજકાલના બાલ્યાવસ્થાના નથી કઈ કઈ વર્ષો થયા તે પ્રયાસ એક કે બીજા રૂપમા સતત વેગથી ચાલ્યા જ કરે છે એક નાયક જતા બીજો નાયક ત્હેની જગ્યા લઈને પોતાના દેશની આ મહત્વાકાંક્ષા પૂરી પાડવા રણમા ઝઝૂમી રહે છે 'હમણા મળે છે, હમણા મળે છે' એમ થતા પાછુ નસીબ ફરે છે અને લક્ષ્ય દૂર ક્ષિતિજમા અદૃશ્ય થઈ જાય છે પણ આઈરિશ પ્રજા કાયર નથી કે બીકણ નથી દેશદ્રોહી નથી, આશાભંગ થયેથી નાહિમ્મત બની ચુપચુપ મૌન બેસી રહે તેવી નથી આશા–નિરાશાના તડકા છાયામા દૃઢ રહીને, આત્મબળ ઉપર વિશ્વાસ અને સંપૂર્ણ શ્રદ્ધા રાખીને દેશોન્નતિના શુભકાર્યમા સદા તત્પર અને સાવધ રહી છે

મિ એસ્ક્વીથના કારભારના વખતમા આ પ્રશ્નને સદ્ભાગ્યે પુન અગ્રસ્થાન મળ્યુ અને હોમરૂલ મળવાની સર્વ તૈયારી થઈ ગઈ તેવામાં સર એડવર્ડ કારસનના નાયકપદ નીચે અલ્સ્ટરવાદીઓએ સ્હામો ફુંફાડો કર્યો ને મહામહામા પક્ષના સ્વયંસેવકોના સૈન્યે દેહાન્ત પર્યન્ત લ્હડવાનુ

કેટલાક પુરુષોની કીર્તિનો સૂર્ય હજી સપૂર્ણ ...ાને પહોચ્યો નથી, પણ સ્વરાજ્ય મળતા ... ાય ત્હેમનો કીર્તિસૂર્ય પૂર્ણ પ્રકાશમા ખીલી નીકળે તો તેમા આશ્ચર્ય નથી કેટલાક પુરુષો અત્યારે આયર્લન્ડના નાયકોમા અગ્રસ્થાન લે છે પણ ત્હેમના કીર્તિસૂર્ય આથમવાની તૈયારીમા છે ગમે તેમ હો પણ એટલુ તો ખરૂ જ કે એ સર્વ પુરુષો પ્રતિભાશાળી, અદ્ભુત શક્તિવાળા છે અને પોતપોતાના પ્રદેશના તાજ વિનાના રાજા સમાન જ હોઈ પરમ દેશભક્તો છે



સર ઍડવર્ડ કાર્સન.

ડબ્લીનની નવી પાર્લમેન્ટ ત્હમા નહિ બેસવાનો એણે પોતાનો વિચાર પ્રસિદ્ધ કર્યો છે પણ અલ્સ્ટરની ઑરેન્જમેન તેની પાસે પોતાનુ નેતૃત્વ કબુલ કરાવવા માગે છે અને તે નેતૃત્વ તે કબુલ કરશે તેવી તે લોકો આશા પણ રાખે છે જો આ અગમ્ય નવી સ્થિતિ એ નહિ સ્વીકારે તો અલ્સ્ટરની લાક્ષણિક તેને ઉતરવુ પડશે કારણ કે ઑરેન્જમેન નમતુ આપે તેવા નથી તેમ તેનો એ શબ્દો ભુસે તેમ પણ નથી જેથી તેની કસોટી છે

સ્વરાજ્ય પછીની પ્રથમ ચુટણી પછી આયરીશ ચેમ્બરનો આપણે વિચાર કરીએ આયર્લેન્ડના ૧૬૪ પરગણાને ચુટણીનો હક્ક હશે ત્હેમાથી જૉન રેડમન્ડ અને ત્હેની નેશનેલીસ્ટ ફોજ સૌથી વધારે બેઠકો જીતી જશે, એમ ધારવામા કાઈ સન્દેહ જેવુ નથી વિજયથી ઉન્મત્ત બનેલો 'હેડ ગરૂ' જૉન રેડમન્ડ પોતાની સાથે આશરે ૮૦ થી ૯૦ મેમ્બરોની ઓને લઈને પ્રથમ પારલામેન્ટમા પોતાનુ સ્થાન લેશે પરન્તુ ઘણુ ખરૂ ત્હેને વિટમ્બણા વ્હોરી લેવાની, કારણ કે ત્હેની પછાડી જ નેશનેલીસ્ટો અને રેડમન્ડાઈટસનો કટ્ટો શત્રુ વિલિયમ ઓબ્રાયેન, પોતાના આશરે ૧૪ મેમ્બરોને કૉર્ક અને કેરીના પરગણામાથી ભેગા કરીને ભૃકુટિ ચ્હડાવતો બેઠો હશે આ ઓબ્રાય નાઈટનો અને નેશનેલીસ્ટો ઉભયની સ્હામા ટોળીના આશરે ૩૫ અ ... રાષ્ટ્રો પોતાનો પ્રોટેસ્ટન્ટ જુદો રાખશે ... ાય સલાહની ઇચ્છાવાળી વિલિયમ ઓબ્રાયન આ ટોળીના પક્ષને મનાવવાના યત્ન કરે પણ ત્હેમા ત્હેને વિજય મળ વાના સમ્ભવ બહુ જ ઓછા છે

અલ્સ્ટરાઈટોમા પોતાનામા પણ બે પક્ષ હશે યુનીઅનીસ્ટ અને ઑરેન્જમેન આ બે પક્ષમા ફેર એટલો કે યુનીઅનીસ્ટો એમના તીન કેથોલિકોની વિરૂદ્ધ નહિ બે પક્ષના લક્ષ્યોમા

પ્રથમ પદે ઈમ્પીરીઆનીઝમ અને દ્વીતિયપદે કેથોલીકસની સ્હામા થવુ તે ઑરેન્જમેનોને તો એન્ટી-કેથોલીસીઝમ તે જ તેમનુ મૂળ લક્ષ્ય

આ અલ્સ્ટરમેનોનો નાયક કોણ થશે? સર એડવર્ડ કારસન કે કેપ્ટન ક્રેગ એમાથી કોઈપણ થાય એમ લાગતુ નથી વખ્તે ઉગ્ર સ્વભાવનો જે એચ કેમ્પબેલ કે સી નાયકપદ સ્વીકારે જેનો પિતા અત્યારે જીવન્ત હોત તો અલ્સ્ટરના લશ્કરનો નાયક થાત તે પુરુષ સૉન્ડરસન પણ મહત્વાકાંક્ષી છે અને નાયકપદને માટે તે અતિ ઉત્સુક છે "ધી ટોરન્ટો ગ્લોબ"વાળો લૉર્ડ ક્રાફર્ડ પણ આ રાજદ્વારી અખાડામા ઉતરી શકે તેવો છે કોણ આ લશ્કરનુ સેનાપતિપદ લેશે તે કહેવુ અત્યારે મુશ્કેલ છે અને અલ્સ્ટરના પક્ષમા હમણા તો ભવિષ્યમા નાયકપદ ધારણ કરે એવો કોઈ પુરુષ દીસમા આવતો નથી પણ વખત આવ્યે એક રાતમા પણ કોઈ નાયક નીકળી આવે!

તે પ્રથમ પારલામેન્ટમા બીજો પક્ષ પણ "ઔદ્યોગિક આયર્લેન્ડ"ના તાજ વિનાના રાજા જીમ લારકીનના નાયકત્વની નીચે ઘૂમતો જોવામા આવશે જો દ્રવ્યની સહાય હશે તો મજૂર પક્ષ પ્રથમ પારલામેન્ટ વખતે આશરે ૨૦ જગ્યાને માટે હરીફાઈમા ઉતરવા વિચાર રાખે છે



જીમ લારકીન.

ઔદ્યોગિક આયર્લેન્ડનો વગર તાજનો રાજા હોમરૂલ પાર્લમેન્ટની પહેલી બેઠકમા એ પોતાના વિશાળ લશ્કર સાથે દાખલ થશે અને આયર્લેન્ડનો મજૂર પક્ષ એ પહેલી ચુટણી વખતે વીસ બેઠકો માટે લડવાની ઉમેદ રાખે છે લારકીન સામે તેનો પ્રતિપક્ષી જોસેફ ડેવ્લીન છે

મજૂર પક્ષનુ જોર દિન પ્રતિદિન આયર્લેન્ડમા વધતુ જાય છે અને જો સ્વરાજ્ય મળ્યા પછી તરત જ પારલામેન્ટની ચુટણી નહિ થાય અને આયરિશ પ્રજાને નેશનલીસ્ટોએ કરેલી સેવા ભુલી જવાનો પ્રસગ આવે તો ખુદ ડબ્લીનમા પણ મજૂર પક્ષ વિજયી થાય અને અગીઆર જગ્યામાથી આશરે સાતથી આઠ જગ્યા મજુર પક્ષ લઈ લે એક વર્ષ પહેલા મ્યુનીસીપાલીટીની ચુટણી વખતે આ મજૂર પક્ષે (ટ્રાન્સ્પૉર્ટ વર્કર્સ) ૬ જગ્યા લઈ લીધી હતી પાચ વર્ષ પહેલા એમને એક પણ જગ્યા નહિ મળી હોત એટલે ભવિષ્યમા આ પક્ષ કેવુ રૂપ ધારણ કરશે તે કહી શકાય તેવુ નથી

ઇસ્ટ વેસ્ટમીથ, નૉર્થ વેસ્ટમીથ, વેક્સફર્ડ, લીમરીક, સ્લીગો, અને ડેરીના પ્રગણામાથી પણ એમને જગ્યાઓ મળી શકશે પ્રથમ પારલામેન્ટ નહિ તો બીજી પારલામેન્ટ વખતે પણ આશરે ૧૪ જગ્યા એ પક્ષ લેશે ખરો

બીજો એક પક્ષ આયરિશ પારલામેન્ટમા અગત્યનો ભાગ ભજવશે તે પક્ષ તે ટીમ ટીલી પક્ષ અને તે પક્ષમા મનુષ્યોમા ફક્ત ટીમ ટીલી પોતે જ છે કેટલાક એમ ધારે છે કે ટીમ ટીલીનો સૂર્ય આથમવાનો વખત આવી પહોચ્યો છે પણ તેમ નથી રાજ્યદ્વારી રંગભૂમિમા હજી કાઈ ભાગ રમ ભજવ્યા પછી જ આ અદ્વિતીય પુરુષ મનુષ્યના ક્ષિતિજમાથી બહાર ચાલ્યો જશે

બાકી રહેલી બે બીજા મ્હોટા મ્હોટા પક્ષોમા હેવાલ જોતા એમ લાગે છે વળી આ પારલામેન્ટમા હમણાના જ પક્ષો રહેશે કે કોઈ નવા નવા પક્ષો ઉભા થશે, એક પક્ષના પુરૂષો તે જ પક્ષમા રહેશે કે કેમ, હમણાના નાયકો ભવિષ્યમા નાયકપદ જાળવી રાખવા શક્તિવાન થશે કે કેમ, આ બધા પ્રશ્નોના ઉત્તર આપવાનુ મન ગણુ નિકટ છે જૉન રેડમન્ડ, જોન ડેવલીન વિગેરે પુરૂષોની પણ આ જ માન્યતા છે

જોસેફ ડેવલીન.

આ પ્રતાપી વ્યક્તિ પાસે ૮૦૦૦૦ નુ મ્હોટુ ભય કરતુ લશ્કર છે અને ૨૦૦૦૦૦ તો વીમાના સભાસદો છે આયર્લેંડના ટ્રેડ યુનિયનના મતદારો તરફથી એનો વસારો જબરો થશે એવુ ધારવામા આવે છે જીમ લારકીનનો એ પ્રબલ પ્રતિપક્ષી નીવડશે

પ્રથમ પારલામેન્ટની પછી જે બીજી પારલામેન્ટ ભરાશે ત્હેમા જબરો ઉત્પાત થશે, એમ ધારવાનુ આપણને સબળ કારણ છે આયર્લેન્ડમા ખેતીવાડીમા રોકાયેલ મજૂરો ટ્રાન્સપૉર્ટ વર્કર્સ, ન્હાના ન્હાના દુકાનદારો, કારીગરો, ગરીબ મનુષ્યો વિગેરે એમ જ માને છે કે આયર્લેન્ડમા સ્વરાજ્ય મળે એટલે રોજ સારો ખોરાક, બેવડો રોજ, ઓછુ કામ વિગેરે સુખના સાધનો સાને સહજમા પ્રાપ્ત થશે, અને આ અદ્ભુત ફેરફાર રેડમન્ડ કરશે એમ તેઓ ધારે છે આ અતુલ સુખ એમને પ્રાપ્ત થશે નહિ એટલે અસન્તોષ ફેલાવવાનો અને તૂફાન જાગવાનુ એટલુ જ એ પણ ખરૂ છે

રેડમન્ડ જન્મથી એરીસ્ટોક્રેટ (અમીર) છે અને સિદ્ધાન્તોમા કન્ઝરવેટીવ છે એક વખત લાનસ્ડાઉન અને સર કારસનને પણ બાજૂએ મૂકે તેવો કન્ઝરવેટીવ હોવાથી પારલામેન્ટમા કોઈપણ પ્રકારના પ્રજાકીય લાભાર્થે બીલો આવશે ત્હેમની સ્હામે એ ઠેઠ સુધી લડવાનો એ પણ નક્કી જ છે

આ યુદ્ધમા રેડમન્ડ વખતસર સૈનીને સ્હામા પક્ષવાળાઓની જોડે સલાહથી મળી જશે નહિ તો સ્હામા પક્ષમાથી જોસેફ ડેવલીનને તક મળશે એન્શન્ટ ઑર્ડર ઑફ હીબરનીઅન્સનો પ્રમુખ, યુનાઈટેડ આયરીશ લીગનો સ્થાપનાર પ્રથમ પંક્તિનો સયોજક, ખરો જો ડેવલીન આ તક વ્યય નહિ જવા દે? હીબરનીઅન સસ્થા આખી દુનિયામા રાજ્યદ્વારી સસ્થાઓમા પ્રથમ પંક્તિએ આવે તેવી છે એ સસ્થામાના ૮૦,૦૦૦ સભાસદો ઇંગ્લન્ડ અને આયર્લેન્ડમા વ્હેંચાયેલા છે આ સસ્થાની

સહાય ઉપરાન્ત ડેવીન મજૂર પક્ષની સહાય લેવાના પ્રચણ્ડ યત્નો આદરશે અને હેમા કદાચ ફત્તેહ પણ મેળવશે

પણ આ ક્ષેત્રમા ડેવીન એકલો નહિ હોય ટ્રાન્સપૉટ વર્કસનો આત્મા—જીમ લાર્કીન હેની સ્હામે હરીફાઈમા ઉતરશે ડેવીન સાનવ છે પણ મહત્વાકાક્ષી છે અને આખા જગતના રાજ્યદ્વારી તુફાનમા મહત્વાકાક્ષી આઇરિશ રાજ્યદ્વારી સમો કોઈ કરાગ પુરૂષ નથી ધાર્યું કરવુ એ તો એનો મુદ્રાલેખ છે તેમ કરનામા હેને ભોગની પરવાહ નથી કે ગણત્રી લૂપ નથી

લારકીન ભાવનાનો પૂજક (*Idealist*) છે, ઉન્મત્ત છે હેની ઉંચી, સાધુ જેવી આકૃતિ, જુસ્સાભરી, શૌર્યાકિત, ભુરી આખ્યો અને ભુરા વાળ હેના અડગ આત્મભારી ચારિત્રને બતાવી આપે છે પાર્શ્વચરોમા તે પૂજાય છે અને શત્રુઓ હેનાથી ત્રાસે છે પાચ વર્ષ પહેલા લારકીન એકલો હતો આજે હેના ઝુડા નીચે ૨૦,૦૦૦ માણસો છે, અને અઠવાડીયામા સરેરાશ ૮૦૦ માણસો નવા જોડાતા જાય છે ખુદ ડબ્લીનમા ૩૦,૦૦૦ માણસો આ સસ્થા પ્રત્યે દિલસોજી બતાવે છે કૉર્ક, વૉટરફર્ડ, સ્લીગો અને વેક્સફર્ડમા દિલસોજી બતાવનારાઓની સખ્યા હજારોની છે ભવિષ્યના આયર્લેન્ડને કબજે કરવાની મજબુત ધારણા આ મડળની છે



શ્રી ટીમ હીલી પાર્ટી.

આ પક્ષમા શ્રી ટીમ એકનો છે, પણ તે સર્વ કાળે પોતાની ખુશી રાખી તે પોતાની બેઠક છેવટ સુધી સાચવી રાખે તેમ છે

આ સિવાય એક નવી સસ્થા જીવન ધારણ કરવાની તૈયારીમા છે ખેતરોમા કામ કરતા મજૂરોની ૨૭૫,૦૦૦ ની પ્રચણ્ડ સખ્યા આ ટ્રાન્સપૉર્ટ વર્કર્સના ભાષણો ઉત્સાહથી ઉત્સુકતાથી સાભળે છે અને જીવનમા નૂતન શૌર્ય, વિરલ ઉત્સાહ પ્રેરે છે આ મજુરો લેન્ડ લીગ પછીનો ખેતરના માલિક ખેડૂતોનો વિશ્વાસઘાત ભૂલી શક્યા નથી ખેડૂતોને જૂદા જૂદા અનેક લાભ થયા છે છતા મજૂરોને તો આજે પચીશ વર્ષ પહેલા જે આઠ શિલિંગથી બાર શિલિંગ અઠવાડીક મળતા હતા તે જ આજે પણ કાયમ છે અને બીજી રીતે ભરણપોષણ વિગેરે ખર્ચ ૨૦ ટકા જેટલો વધી ગયો છે

આ પ્રમાણેના જૂદી જૂદી પ્રકૃતિવાળા જૂદા જૂદા પક્ષકારોથી મિશ્રિત દ્વિતીય આઇરિશ પારલામેન્ટની રગભૂમિનો પડદો જગતના પ્રેક્ષકો સન્મુખ ખુલ્લો થશે

---

પોતાની પ્રતિષ્ઠાનો સૂર્ય અસ્ત પામે તે પહેલા રાજ્યદ્વારી રંગભૂમિ ત્યજી દેવાનું રેડમન્ડ ઉચિત નહિ ધારે—રેડમન્ડ ઘણું ખરૂં તો આ સ્થિતિ આવે તે પહેલા જ વાનપ્રસ્થાશ્રમ સ્વીકારી લેશે—તો રેડમન્ડ પોતાના આગના લશ્કરનો અગ્રભાગ, આશરે ચાળીશેક માણસોને લઇને આ દ્વિતીય પાર્લામેન્ટમા ભાગ લેશે અલ્સ્ટરની પાર્ટીમા મજુર પક્ષને લઈને બે ભાગ પડી ગયા હશે ઑબ્રાયનની ટોળીમા અસલનો ઉત્સાહ—પ્રમાદ રહેશે નહિ ટીમ હીલી એકલો અનેક તુફાનો સહીને પણ "હુ એકલો ઝુઝુ" ગીત લલકારતો પોતાની જીભના ઉગ્ર પ્રહારોથી આસપાસના વાતાવરણને છિન્નભિન્ન કરતો ત્યહા હશે મજુર પક્ષ વધુ બળવાન થશે આ અનેક પક્ષ ઉપરાન્ત પાદરીઓનો નવો પક્ષ અખાડામા ઉતરશે કેળવણી ઉપરની સત્તાનો સવાલ ત્યહા બહુ વિવાદગ્રસ્ત છે પાદરીઓની સત્તા જે હમણા પ્રબળ છે તે સ્વરાજ્ય મળતા ઓછી થશે અને તેથી પોતાની ગુમાવેલી સત્તા પુનઃ મેળવવા આ પક્ષ અનેક પ્રકારના પ્રયાસ કરશે એવું લાગે છે



વિલીઅમ ઓ બ્રાયન.

તે ઉપરાન્ત અલ્સ્ટર અલ્પ સમયમા ઇગ્લિન્ડનો પક્ષ છોડીને સ્વરાજ્ય માગનાર પક્ષમા જોડાઈ જશે એમ માનવાને પણ કારણો મળી આવે છે ઇતિહાસમા એવા અનેક દાખલાઓ મળી આવે છે કે અન્ય આયરિશના કરતા પણ ઑરજમેનો ઇગ્લિન્ડને વધુ ધિક્કારે છે એટલે હમણા નહિ તો પછી પણ અલ્સ્ટર પોતાનું અલ્સ્ટરત્વ છોડીને આયર્લન્ડત્વ ધારણ કરશે એ નિ-સશય છે

ધીમે ધીમે આયર્લેન્ડમા ધાર્મિક ઝગડાઓ શાન્ત થઈ જશે અને સર્વની દૃષ્ટિ આર્થિક ઉન્નતિ તરફ વળશે આમ થયુ એટલે નવો ભય ઉત્પન્ન થશે એક રીતે જોતા આયર્લેન્ડથી ઇગ્લન્ડ કરતા અમેરિકા વધુ પાસે છે અમેરિકાનો પાસે દ્રવ્ય છે, સાહસ છે, મહત્વાકાક્ષા છે, અલ્પ સમયમા આયર્લન્ડમા મુડી અને જમીનના માલિક અમેરિકનો થઈ શકશે હાલના સમયમા અમુક દેશ ઉપર જે વ્યક્તિના હાથમા તે દેશની જમીન અને મુડી હોય તે વ્યક્તિની સત્તા ચાલે છે ઇગ્લન્ડ સાથેના બન્ધનો આ રીતે શિથિલ થાય અને ભવિષ્યમા આપણા વખતમા નહિ તો આપણી પછીના વખતમા પણ આયર્લેન્ડને કા તો અમેરિકન રીપબ્લીક સાથે જોડાવાની અને કા તો જુદુ જ રીપબ્લીક સ્થાપવાની ઉગ્ર ઇચ્છા થઈ આવશે

મી શૉ ડેસમન્ડના વિચારો વિચિત્ર છે પણ દૂર અંદેશી વાળા છે આયર્લેન્ડમા સ્વરાજ્ય અપાતા આયરીશ પ્રજાના જીવનમા ફેરફાર તો થવાનો જ નવુ ચેતન, નવી પ્રેરણા, વિરલ ઉત્સાહ ત્હેમની નસેનસમા રેડાવાનાજ એ ચેતન, એ પ્રેરણા, એ ઉત્સાહ આયર્લેન્ડના જીવનને ક્યા દિશામા લઈ જશે ? આ પ્રશ્ન ભવિષ્યમા જ ઉકેલી શકાશે

ઇંગ્લેન્ડની પ્રજા ઉદાર છે, ઉચ્ચ ભાવના વાળી છે, બેલ્જીઅમની અને સર્વિઆની જેવી દીન પ્રજાને ગાર્બેજ મનુષ્યોથી કચરાતી જોઇને અનેક ભોગ આપવા તૈયાર થઇને જર્મનીને શાસન આપવા તત્પર થઈ છે ઑસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા, કેનેડા વિગેરેને સ્વરાજ્ય આપી ચૂકી છે, આયર્લન્ડને આપવા તૈયાર થઈ છે, તે ઇંગ્લન્ડની પ્રજા હિન્દુસ્થાનને સ્વરાજ્ય આપીને યુરોપની અન્ય પ્રજાઓમા પોતાની શ્રેષ્ઠતા ક્યારે પૂરવાર કરી આપશે ?



સર્યાસ્ત

# રોહિણી.

લેખક –રા છગનલાલ હરિલાલ પંડ્યા, બી એ

રાત્રિના પ્રશાન્ત સમયે એક બાળા પોતાના શયનાગારમા એકની બારી પાસે બેસી બેઠી બહારથી આવતા શીતળ ચદ્રપ્રકાશ સામે તાકીને જોતી જોતી કંઈક ઉંડા વિચારમા પડી હતી તેના મનની અ દર તર્કવિતર્ક એવા ઉભરાતા હતા કે તેને નિદ્રાનો તો ધ્યાન પણ આવતો ન હતો તથાપિ એક જરા ખણખણાટ -હીક થતો તો તે ચમકી ઉઠતી તેના કાન ઘરના અ દરના ભાગમા શુ થાય છે તે સાભળવા તત્પર થઈ રહ્યા હતા

બબ્બુ—આજ તો કેમે કરીને ગત ખૂટતી જ નથી–હજી તો બધા સુવાએ ગયા નથી–રામાનાં વાસણોનોએ હજી પાર આવતો નથી–હવે તો ઝટ બારણા બધ કરીને સાફળ વાસીને સૌ સુઈ જાય તો મને કંઈક ચેન પડે આમ તે મનમા બોલતી હતી એટલામા ઘડિયાળ ા ટકોરા થયા. એક–બે–ત્રણ ગણતા અગીયાર વાગ્યા તેની અધીરાઈ વધતી જાય એમા શી નવાઈ? સવાર પડતા પહેલા તેને પોતાનુ કામ કરી લેવાનુ હતુ તેથી આમ તો વખત ઘણો હતો પણ જ્યા સુધી કોઈ પણ જાગતુ હોય ત્યા સુધી તેનાથી ડગી બને એમ ન હતુ, તેથી બારણાના ખડખડાટની તે બહુ જ આતુરતાથી વાટ જોતી બેસી હતી

મ્હેં જાણ્યુ મધ્યરાત્રિ તો થઈ હશે, પણ આ તો હજી તેને પણ એ એક કલાકની વાર છે વખત કેમ આજ લાંબો જણાય છે? આમ ને આમ વિચારના વમળમા ગોથા ખાતી સ્તબ્ધ બની તે વળી એક કલાક બેસી રહી આખરે ઘરમા સૌ શાન્ત થઈ ગયુ નિદ્રા દેવીએ પોતાનો કાળો પીછોડો અન્ય સર્વ ઉપર ઓઢાડી દીધો આબાલવૃદ્ધ સર્વ પોતપોતાનુ સુખ દુ ખ ક્ષણવાર વિસારીને તેને ભારી પ્રમાદીનુ સુખ ભોગવવા લાગ્યા, પણ રોહિણીના ભાગ્યમા તે આજ ન હતુ ખોળામા બને હાથ જોડેલા રાખીને એ ચદ્ર સામુ જોયા જ કરતી હતી બહુ વાર બેઠે બેઠે એનુ અગ પણ જકડાઈ ગયુ હતુ ભવિષ્યના અન્ધકારમય પ્રદેશનો ભેદ કેમ જાણે પામવા માગતી હોય તેમ અનિમિષ નયને શૂન્યવત્ તે આમ ટગર ટગર જોઈ રહેતી–એક રીતની મૂર્છામા પડી હતી–તેમાથી તે હવે જાગૃત થઈ-ખુરશી ઉપરથી ધીમે રહીને ઉઠી અને પોતાની આસપાસ આમ તેમ હળવે હળવે ફરવા લાગી ઉંઘવાનો તો તેને વિચાર પણ આવતો ન હતો–જે જે ચીજ પોતાને ખાસ જરૂરની જણાઈ તે તે તેણે એક નાની થેલીમાં મુકવા માડી એમ કરતે કરતે એક કાગળ લઈને તેની ઉપર ઉષ્ણુ અશ્રુજળથી ભીના અક્ષરે કેટલીક લીટીઓ લખીને તે પોતાના બીછાનાના ઉશીકા ઉપર ટાંકણી સાથે વળગાડી દીધો "આવા સર્વ માયાળુ ભાઈભાંડુઓ છતા પણ મને ધીરજ રહી ન હતી તેમની સાથેની તો આ મ્હારી છેલ્લી જ રાત છે!"

હજી નિરતર વહેતા અસ્ખલિત અશ્રુપ્રવાહને તે રોકી શકતી ન હતી પણ જેમ તેમ કરીને તેણે બહાર જવાને વખતે પહેરવા યોગ્ય વસ્ત્ર સર્વ પહેરી લીધા પેલી થેલીને હાથમા

રાખી, અને ધીમે રહીને પોતાના શયનાગારનું દ્વાર ખોલી, નીસરણી ઉપરથી તે મ' મ પદ–રવ કરતી નીચે ઉતરી હૈયુ તો ધબક ધબક થતુ હતુ રખેને કોઈ નોકર બહાર સૂતે હશે, તે જાગતો હશે, ને મને જોશે તો! કદાચ કોઈ મ્હારી પેઠે ઉઘ નહિ આવતી હો ને તે મ્હારા પગનાનો શબ્દ સાભળીને કે બારણા ખોલવા ન બધ થવાનો ચીચો પણ અવાજ સાભળીને બહાર આવશે તો મ્હારી શી વલે થશે? આ બ્હીકથી તે થરથર ધ્રૂજતી હતી, પણ અદરખાનેથી તેણે જે અડગ નિશ્ચય કર્યો હતો તેના બળે તે પાછી હઠી નહિ અર્થ साधयामि वा देह पातयामि એ વાટ હતો હવે તો ધાર્યું તે ધાર્યું જ ઈશ્વર આનુકૂળ હોવાથી તેની ભીતિ તેના મનમા જ રહી સર્વ કોઈ પરનારીને મોઝ સૂતેના તેથી ભર ઉંઘમ હતા આખરે તે ખડકીના દરવાજા પાસે પહોચી તે વેળા ત્યા કોઈ સૂતુ ન હતુ તેથી ઘણે જ હળવે હાથે તેનો આગળો ખસેડી સાકળ ઉવાડી, બારણ બહુ જ સભાળથી ધીમે ધીમે જરા જરા ઉઘાડતા ઉઘાડતા પોતાનાથી અદર સકોડાઈને પણ પેસી શકાય એટલો માર્ગ થયો કે ઝટ તે આડુ અવળુ જોયા વિના તેમાથી બ્હાર સરકી ગઈ શેરીમાંનો ખુલ્લો પવન તેના શરીરને લાગતા જ તેનુ ગુચવાયલુ મગજ જરા શાન્ત થવા લાગ્યુ, પણ તેની સાથે ભય વધતો ગયો આવા નિર્જન માર્ગમા–આવી ઘોર રાત્રિએ એક અબળાને છાનામાના ચાલ્યા જવુ એ કઈ રમત વાત હતી? તેમા વળી કુળવાન, લજ્જાશીલ યુવતી એટલે કોઈ દહાડા આવુ સાહસ કર્યું જ ન હોય તેને આવી વખતે ઘરની બ્હાર પગલુ પણ ભરવુ પડે એ પ્રાણહાનિ કરતા કઈ ઓછુ ભયકર ન હતુ પરતુ જે નિશ્ચલ પ્રેમને બળે તે આમ આકર્ષાતી હતી–જે પરિપૂર્ણ શ્રદ્ધા તેને આમ વિવેકની મર્યાદા ત્યજવાને લોભાવતી હતી તેને જ અધીન થઈને તે, ભયને ન ગણતા પગથીઆ ઉતરીને આગળ ચાલી પગલે પગલે રખેને કોઈ સામુ મળે–એવી અનેક પ્રકારની બ્હીક પાછી તેને લાગવા માડી એના એ રસ્તા દિવસે સાકડા લાગતા હતા તે અત્યારે જાણે ઘણા વિશાળ બન્યા હોય તેમ જણાવા લાગ્યા, ને ખાલીખમ તથા નિઃશબ્દ હોવાથી તેમા પોતાના પગના બૂટનો અવાજ પણ તેને ઘણો જ કર્કશ લાગતો બનતી કાળજી રાખીને તે હળવે હળવે જ રસ્તાની એક બાજુએ ચાલતી તો પણ તે શબ્દ તેના કાનપર જોરથી આવતો હતો વીસ વર્ષની તેની ઉમ્મર તેણે ત્યા જ ગાળી હતી તેથી જો કોઈ તેને ઓળખી જાય તો નક્કી તેના સબન્ધે કુતર્ક બાધ્યા વિના રહે જ નહિ પરતુ સદ્ભાગ્યે કહો કે દુર્ભાગ્યે તેને કોઈ સામુ મળ્યુ જ નહિ રેલ્વે સ્ટેશન તેના ઘરથી બહુ દૂર ન હતુ તેથી દશેક મિનિટમા તો તે ત્યા પહોચી ગઈ અત્યાર સુધીની મુસાફરી નિર્વિઘ્ને પસાર થઈ તેથી તેને મનમા કઈક સારી આશા બધાવા લાગી સ્ટેશન ઉપર પણ તે પ્રદીપોના પ્રકાશને ત્યજતી, એક બે પ્રવાસીઓ ત્યા ઉભા હતા તે પણ તેને જોઈ જાય નહિ એટલા માટે, અધકારમય ભાગમા જ જઈને આખુ ઓઢીને બેઠી ક્યારે ગાડી આવે ને ક્યારે તેમા ચઢી જાઉં એ જ વિચાર તેના મનમા રમી રહેલો હોવાથી સેકન્ડો પણ તેને કલાક

જેટલી નાગી થઈ પડી આખરે ટીકીટ લેવાનો વખત થયો તેથી તે ઉઠી ટીકીટ ઑફિસ પાસે ગઈ ત્યા ટીકીટ માસ્તરને પોતાની મુસાફરીના સ્ટેશનનુ નામ દઈ સેકન્ડ કલાસની ટીકીટ માગી, તેમા પણ નીચુ-આડુ જોઇને-ન ચાને તેટનુ જ તેની સાથે બોલી પણ દૈવુ ધમકાગ માથી જ કરતુ હતુ ર્એને તે કઈ વધાર પ્રશ્ન કરે ને પોતાને જવાબ દેવો પડે તે બીચારો કામવાળો હોવાથી તેણે બીજુ કાઈ પૂછ્યુ તો નહિ પણ જે રૂપૈયા રોહિણીએ આપ્યા હતા તેમાથી ટીકીટની કિમત બાદ કરતા કઈ પરચુરણ તેને પાછુ આપવાનુ હતુ તે લેવા માટે તે ખાનામા જોવા ગયો, એટલામા તો એ ટીકીટ ઉપાડીને એકદમ ચાલી ગઈ ! પેલાએ બૂમ પાડી કે, "બાઈ ! તમારા પૈસા તો લઈ જાઓ " પણ શુ કરવા પાછુ વાળીને જુએ ? તેણે જાણ્યુ કે હવે તો છૂટી છુ થોડા આના વધારે લીધા તોએ શુ ? પાછા વળીને તે લેવા જવાની પણ તેની હિમ્મત ચાલી નહિ

હવે તેની અધીરાઈ વધવા માડી-પ્લેટફૉર્મપર આમથી તેમ આટા દૂર રહે રહે તે મારવા લાગી, ને મનમાં કટાળી ગયેલી હોવાથી આગગાડીવાળાની બેશીકરાઈ ઉપર ગુસ્સો કરવા લાગી પણ પાતાની ઉતાવળે' વિગેરે કહે છે તેમ તેને માટે કઈ ગાડી વહેલી આવે એમ ન હતુ મુકરર કરેલા વખતે તે આવી એટલે તેના મનમા જીવ આવ્યો, ને ઉભી રહેતા જ સ્ત્રીઓનો સેકન્ડ કલાસ ખાલી જોઇને તેમા પોતે ઝટ લઇને કૂદી પડી બારણુ બધ કરી-એક નાખી હાશ-કારતી કાઢતી તે બેઠક ઉપર ઢગી પડી નાની ઉમ્મરમા આટલુ મ્હોટુ સાહસ કરવાથી તેમ જ ઉજાગરાથી તથા ભવિષ્યના અનિશ્ચિત ભેદમા શુ ભર્યુ હશે તે નહિ સમજાયાથી તે અકળાવા લાગી એક પાસથી તેનુ મન આવુ સાહસભરેલુ પગલુ તેણે લીધુ તે માટે તેને ઠપકો આપવા લાગ્યુ કુમારીજનને ન છાજે એવી વર્તણુક ચલાવ્યાથી તેના કુળને લાઞ્છન લાગશે-જગત્ નિન્દા કરશે-એવા એવા વિચાર આવવાથી તેનુ ધૈર્ય પણ જતુ રહેવા લાગ્યુ પણ હવે તો જે કર્યું તે કર્યું, એમ મન વાળીને બેશી રહી ગાડી ચાલવા માડી એટલે પશ્ચાત્તાપ નકામો છે, ને માથે લીધુ તે છેવટ સુધી પાર પાડવુ એ જ હવે રસ્તો તેને માટે ખુલ્લો હોવાથી તેણે પાછુ પોતાના મનને શાન્ત કરવા માડ્યુ ગાડી ચાલવાના વેગથી-પાછલી રાતના ઠડા પવનની મીઠી લહેરોથી-પોતાની આશા સફળ થવાની આશાથી-તેને કઇક આરામ મળ્યો આમ પાચેક વાગવા આવ્યા ત્યાં તો પોતાને જે સ્ટેશને ઉતરવુ હતુ તે આવી પહોચ્યુ હજી સુધી અધારૂ રહેલુ હતુ તેથી માગમાં કોઈ ઓળખીતુ મ્હોં બરાબર સુઝે એમ ન હતુ ને જે ગામે તે ઉતરી ત્યા કોઈ તેને ઓળખતુ ન હતુ તેથી હવે તેને મન બ્હીવાનુ કારણ કઈ રહ્યુ ન હતુ

એ જ વખતે એ જ ગામમા એક ઉચી ટેકરી ઉપર આવેલા ભવ્યાન જેના મજબૂત લોખડના દરવાજાની બારી ખુલી, ને તેમાથી એક પહેરેગીર બહાર આવ્યો તેણે જેલના દરવાજા આગળ ઉભા રહી ટેકરી નીચે નજર પહોચે ત્યા સુધી નિહાળીને જોવા

વાર જોયુ પછી પોતાની પાછળ ફરીને સ્વાગતની બારીમા ટાઈ ઉભુ હતુ તેને ઉદ્દેશીને તે બોલ્યો -" પધારો સાહેબ-કોઈ ચન્દ્રુએ તમને સામુ મળે એમ નથી "

આ શબ્દ સાંભળતા જ એક કદાવર, ગૃહસ્થ જેવો લાગતો કોઈ પુરૂષ તે જ બારી માથી જરા ખુણો વળી ગયો હોય તેમ માથુ નીચુ નમાવીને મ્હાર નીકળ્યો

" ભાઈ! હુ તમારો ઉપકાર માનુ છુ તમે આજ સુધી મ્હારી સભાળ લીધી છે તેનો બદલો પ્રભુ તમને આપશે ટ્રેન ઉપડતાં પહેલા હું અધારામા જ સ્ટેશને પહોચી જઇશ એમ લાગે છે ત્યો-સલામ-તમારા ૬૨૩ ક નબરને કોઈ કોઈ વાર તમારી પ્રાર્થનામા યાદ કરજો "

"અરે સાહેબ !-અમારા જેવા ગરીબનુ પણ નશીબ જ ને કે આપ જેવાની નોકરી કર વાનો અમારો વારો આવ્યો જીવતા હઇશુ તો હજારો વાર આપના દર્શન લઇશુ કાયદા તો આજકાલના મ્હારા હાળા ગાડીયા આપ જેવા છે તે બેયે પાસથી કપડે છે, તમે કઇ ગુન્હામા નહિ ને તમારે માથે આમ તમારા વેરીએ દુખનો વરસાદ વરસાવ્યો પણ પ્રભુ એનુ ભનુ નહિ કરે હશે સાહેબ ! ભાગ્યમા લખ્યુ હોય તે મિથ્યા થતુ નથી આપે તો ઘણાને ઉગાર્યા છે પણ દશા હશે તે ભોગવ્યા વિના કેમ ચાલે ? ત્યો રામરામ સાહેબ !—"

એમ કહી તે આ ગૃહસ્થને પગે હાથ મૂકવા જતો હતો તેને તેણે બળાત્કારે રોકયો અને પોતે સામા નમસ્કાર કરીને ત્યાથી ચાલતો થયો

તે ટેકરી નીચે ઉતર્યો ત્યા સુધી તો પહેરેગીર પણ તેની પાછળ પાછળ જોતો જ ઉભો રહ્યો જાણે સ્તમ્ભ બની ગયો હોય તેમ કઇંક વિચારમા જ ગોથા ખાતો હતો

" અહહ-આખી ઉમર જેલમા કાઢી-ઘણાએ દાઢીનાગાની ખીજમત ઉઠાવી, પણ આ તો કોઈ અશરાફ માણસ હો અશરાફ-અમીર જ ! ! શી એની સાદાઈ-શો એનો વિવેક— પોતાને માટે કોઈ જરા કઈ કરે તો એ ઓહુ ઓહ્યુ આવતુ ને આખમાથી તો શ્રાવણ ભાદરવો વરસ્યો જ જતો-શો પહેલવાન જેવો હતો તે હવે બીચારો ગરીબ ગાય જેવો રાંક બની ગયો-મ્હારે દાઝે પણ કઈ કરી છે—વાક કોનો ને સજા ભોગવે કોક ? આ તે કયા દેશનો ન્યાય કહેવાય ?-હશે ભાઈ-આપણુ ગરીબનુ કોણુ સાભળે એમ છે ! આપણો તો જન્મારો વૈતરુ કરવાનુ જ કરમમા લખેલુ છે તે કર્યા વિના કાઈ છૂટકો છે-હવે તો ઉમ્મરે પાકી ગઈ નારાયણની મરજી થાય ને કઈ રજાબજા મળે તો આ શેઠની પાસે રહેવાનુ મન થાય છે એમને ત્યા તો મ્હારા જેવા ઘણાએ નોકર હશે, અને ખરે ગને એ પાળશે ટાઢે પેટે રોટલો આપશે ને હુ એમના મકાનની ચોકી દી રાત રાત હાચા દીલથી કરીશ -પછી તો ભગવાનની મરજી "

આમ વિચાર કરતો કરતો આખરે તે બારી બધ કરીને અદર જઈ પોતાને કામે વળગ્યો

[1] તરૂણ તપસ્વિની રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

જેનમાંથી નિકળનાર ગૃહસ્થને ગાળ ઉતરીને નીચે જવું ને બીજી બાજુથી એક ફુટ ઉંચું તે જ રસ્તે ઢાળ ઉપર ચઢવું ફરક તો ચાર પાંચ મિનિટનો જ પડ્યો હશે, પણ ન એણે આને જોઈ કે ન આણે એને જોયો. તે બીચારી બાળા બ્હીકથી ધ્રૂજતી ધ્રૂજતી જે ઉદ્દેશથી આ સાહસિક પગલું ભરીને આટને દૂર એકલી, આવી અંધારી રાતે આવી હતી, તે હવે સફળ થશે એવી આશાથી તેને જરા આનંદની લાગણી થવા માંડી હતી. હમણાં દરવાજો ખુલશે ને હમણાં જ એ બ્હાર આવશે ત્યાં મને ઉભેલી જોઈને એમના મનમાં કેવો પ્રેમ ઉભરાઈ જશે!! એમને ખાત્રી થશે કે મ્હારો વિશ્વાસ હજી એમનામાં એવો ને એવો છે. જગત્ બધું જખ મારે છે. લોક ગમે તેમ બોલે પણ મને કોઈ દહાડો એમને માટે અસદ્ વિચાર આવે એમ છે જ નહિ! અરે! એમનું શરીર કેવું સુકાઈ ગયું હશે? આટલા દિવસ મ્હેં કષ્ટે કાઢ્યા તે કરતાં એમને તો હજાર ગણું દુઃખ ભોગવવું પડ્યું હશે. હું તો સગાસંબંધીની વચ્ચે ઘરમાં રહેતી-ફરતી હતી-બધી રીતે સ્વતંત્ર હતી, ને એ બીચારા કેવળ પરતંત્ર-નહિ કંઈ બ્હાર જવું-નહિ કોઈને મળવું-ને તેની સાથે પોતે નિરપરાધી-નિર્દોષ-છતાં આવી રીતે દાવપેચના ભોગ થઈને જીંદગી સુધી માથે કલંક ભોગવવું પડ્યું તેને માટે પણ એમને કેટલી લાગણી થતી હશે! હવે તો અમારે અહીં રહેવામાં લાભ જ નથી. મ્હારો વિચાર તો એવો થાય છે કે આજ અમે ભેગાં થઈએ કે પછી બનતી તાકીદે અહીંની સર્વ ગોઠવણ કરીને રંગુન કે આફ્રિકા કે કંઈ એવા ભાગમાં જવું કે જ્યાં એમના પૂર્વકાળના ઇતિહાસની કોઈને ગંધ પણ ન હોય. દશા કોઈની રોજ સરખી રહેતી નથી. દુઃખના પછી સુખ ને સુખને અન્તે દુઃખ એમ કહે છે. પ્રભુએ હવે તો કંઈ ભાગ્યોદય થવાનું નિર્માણ કર્યું હશે એમ લાગે છે—આમ વિચારતી વિચારતી તે જેલથી થોડે દૂર એક વૃક્ષની પાસે ઉભી રહી. હવે મળસ્કું થવા આવ્યું હતું તેથી કોઈ જતું આવતું હોય તો તેનું મ્હો જરા ઓળખાય એવું હતું. તે ઉભે ઉભે દરવાજો ખોલવાની રાહ જોયા કરતી હતી, પણ તેની અધીરાઈ વધી ગયેલી હોવાથી, કે પછી ખરેખર તેને ઉભા રહે ઘણો વખત થઈ ગયો હોય તેથી હવે એને એમ લાગ્યું કે આ લોકને કંઈ બીજાની ફીકર હોય એમ જણાતું નથી. કેદીઓને બીચારાને છૂટવાનું હોય તેને વ્હેલા છોડતા શું કામ નહિ હોય! પોતાનાથી વધારે વાર મૌન ધારણ કરી શકાયું નહિ તેથી કોઈ આવતું જતું દેખાય તો પૂછવું એટલે સુધી પણ તેણે હવે હિંમત ધરી, પણ કોઈનો અવરજવર થાય ત્યારે પૂછાયને?—વળી દરવાજા સામું જુવે. હમણાં ઉઘાડશે-હમણાં એ બ્હાર નીકળશે-એ વિચાર આવવાથી પોતાના વસ્ત્રનો છેડો બરાબર કરે-મ્હો ઉપર બળાત્કારે મંદ સ્મિત લાવવા પ્રયત્ન કરે—પણ સર્વ મિથ્યા. આખરે ૭ વાગ્યા ત્યારે દરવાજાની સાંકળ ખખડતી સંભળાઈ. દરવાનીએ પ્રથમ તો ડોકીયું કાઢીને કોઈ આવ્યું છે કે કેમ તે જોયું ને ત્યાં આ બાળાને ઉભેલી જોઈને તેને જરા વિસ્મય થયો. આવી સ્વરૂપવાન્ ને કોઈ ઉંચા કુળની હોય એમ દેખાતી બાળા આવે વખતે જેલ પાસે આવીને કેમ ઉભી હશે તે તેને સમજાયું નહિ, તેથી તેણે સ્વાભાવિક પ્રશ્ન કર્યો—"કેમ બ્હેન! શા કામે આવ્યાં છો?

"ભાઈ–મ્હારે કોઈને મળવુ છે–મ્હેં સાંભળ્યુ છે કે આજ એક ગૃહસ્થનો અહીંથી છૂટકારો થવાનો છે તેમની રાહ જોતી હુ અહીં ઉભી છુ શુ હજી તેમને બ્હાર આવવાનો વખત નથી થયો? તેમનો નંબર ૬૨૩ ક છે"

પેલા દરવાનીને બીચારાને આવુ દીન–શોકાતુર વદન જોઇને દયા આવી અગાઉ પણ કેટલીક વાર આવી જ રીતે કોઈ કોઈ બાઈ પોતાના સ્વામીને લેવા આવી હશે તે તેને સાંભરી આવ્યુ

"બ્હેન! અમે તો એમને ક્યારનાએ વિદાય કર્યા છે—એ તો પાંચેક વાગ્યાના નીકળી ચૂક્યા છે"

"પાંચ વાગ્યાના ગયા! શુ ક્હો છો! ઓ પ્રભુ! હવે એમને પાછી હુ ક્યાં શોધીશ? મ્હારી મહેનત બધી ફૂટી પડી—" એમ કલ્પાંત કરતી કરતી ઝાડના થડ ઉપર હાથ રાખી માથુ ટેકવીને ત્યાં તે આખરે રોઈ પડી ઘણો વખત થયાં મનમા જે ઉદ્વેગ વ્યાપી ગયો હતો તેનો જુસ્સો અશ્રુના વેગથી ખાલી થવા લાગ્યો

"ક્યાં ગયા તે, ભાઈ! તમે જાણો છો?" આખરે તેણે રોતે રોતે પણ પ્રશ્ન કર્યો—"શુ, કોઈની તેઓએ જરા વાર અહીં રાહ પણ ન જોઈ? તપાસ પણ ન કરી?"

"એમણે તો બ્હેન કોઈ દેખે નહિ એટલા માટે ખાસ અંધારમાં જ અહીંથી રસ્તો લીધો સ્ટેશને જવાનુ કહેતા તો હતા"

"હાય—મ્હારા મનની તો મનમા જ રહી ગઈ–એમને માટે હુ કુલાભિમાન—લોકલજ્જા—આત્મ-ગૌરવ ત્યજીને—ભયાક્રાન્ત થવાનુ જોખમ ઉઠાવીને એકલી અહીં સુધી કાળી રાતે આવી, પણ એ શુ જાણશે કે મ્હારા મનમા કેટલુ દુ:ખ થાય છે? આખી રાત મ્હેં કેમ કાઢી છે? એ તો એમ જ માનશે કે જગત્ બધુ એમને દોષિત ગણે છે તેમ જ હુ પણ ગણતી હઈશ, ને એમને ભૂલી ગઈ હઈશ" એમ એ ધીમેથી બરબડવા લાગી—એની આ દીન દશા જોઈને, એના મ્હો ઉપર ગળતી અશ્રુધારાથી પલળી જઈને દરવાની બીચારો જરા પાસે આવ્યો પરાયા માણસ પાસે તેના દેખતા આમ શોક કરવો એ ઠીક નહિ એમ વિચારી એણે એકદમ મન દૃઢ કર્યું આંસુ લોહી નાખ્યા ને ચહેરે ઉદાસ છતા જાણે હવે કંઈ મનમાં હોય નહિ તેમ બનાવીને તે ત્યાંથી પાછી વળી એના મગજમા તો તે વેળા એવી ઉથલપાથલ થતી હતી, એવા ધબકારા વાગતા હતા–કે એ ક્યાં ચાલે છે ને કયે રસ્તે જાય છે તેનુ પણ એને ભાન ન હતુ માત્ર જનાવર જેમ પ્રેરણાથી ખરે જ રસ્તે ચાલે છે તેમ તે વગર વિચાર્યે પાછી આવી હતી તે જ માર્ગે સ્ટેશન નજીક પહોચી ત્યાં તો એની નજર એક ટ્રેન આવીને ઉભી રહી હતી તેના ઉપર પડી હજી વખત હતો તેથી તે ઝટ દોડી તે ટ્રેન પોતાના વતન ભણી જ જતી હતી તેથી તેને લાગ્યુ કે જે માટે સાહસ ઉપાડ્યુ હતુ તે વાત તો ન બની, પણ હજી જો વહેલી વહેલી ઘેર પહોચુ તો મ્હારી લાજ જળવાય હજી

ભાગ્યે જ કોઈ ઉંધ્યુ હશે, ને મને જોશે તો કહીશ કે જરા માથુ દુખતુ હતુ તેથી વહેલી ઉઠીને ફરવા ગઈ હતી, પણ જન્મારાનુ મહેણુ ટળશે આમ વિચારી તે ઝટ પાછી ટીકીટ લઈને ગાડીમા બેસી ગઈ તેના ડબ્બામા બેસતા જ તેની નજર સામેના પ્લેટફોર્મ ઉપર સ્વાભાવિક રીતે પડી ને ત્યા જેને માટે તે આટલી માનસિક પીડા ભોગવતી હતી—જેને મળવાની અમાપ્ય ઉત્કંઠાથી તે ઘરબાર છોડીને એકલી એમ્બી આ સ્થળે આવી હતી તેને જ—હા નક્કી તેને જ—આકૃતિ બદલાયા છતા—શરીર કૃશ થઈ ગયા છતા—મ્હો ઉપર ફીક્કી પડી ગયા છતા ગાલ ઉપર ખાડા પડી ગયા છતા—આંખો ઉંડી પેસી ગયા છતા—વાળ હોળેલા તથા બરાબર કતરાવેલા નહિ હોવાથી ચહેરો બદલાઈ ગયેલા જેવો લાગતો હતો તે છતા—તેના મને સાક્ષી પૂરી તેમ, તે જ પોતાના પ્રાણેશને તેણે સામી બાજુએ પ્રવાસીઓના ટોળામા ઉભેલા જોયા—તેના મ્હોમાથી અનાયાસે ચીસ નીકળી ગઈ

તે તરત જ બારીએ આવીને સામી ઉભી રહી, પણ મ્હોમાથી એક અક્ષરે નીકળી શક્યો નહિ માત્ર આંખોમાથી અસ્ખલિત અશ્રુપ્રવાહ ચાલવા માંડયો બન્નેની દૃષ્ટિ મળી પણ તે પાસે આવીને કંઈ વાત કરે તે પહેલા તો રાહિણીવાળી ટ્રેન સીસોટી વાગવાની સાથે જ ઉપડી ગઈ, ને વાત બનેની મનમાની મનમા રહી ગઈ તે પુરૂષને નક્કી હવે લાગ્યુ હોવુ જોઈએ કે આ બિચારી બાલા મ્હારે જ માટે આટલો શ્રમ લઈને અહીં સુધી મને મળવાને આવી હતી—એને કેટલુ દુ:ખ થતુ હતુ તે પણ તે સમજી શક્યો હતો, તેથી તેનો નિશ્ચય ડગવા લાગ્યો પણ ખુલાસો થઈ શક્યો નહિ ને ટ્રેન ઉપડી એટલે તે સ્તબ્ધ બની જરા વાર ત્યા થોભ્યો આખરે દાદર ચઢીને બીજે રસ્તે ઉતરી ગયો.

"આને હવે છોડી જવી? મ્હારે માટે સગાસંબંધીઓના પણ મ્હેણાની દરકાર નહિ કરતા, આટલી હિંમત ધરીને એકલી આવવામા શુ એણે પોતાના પ્રેમની સાબિતી ઓછી આપી છે? પણ અરે—મ્હારા સ્વાર્થ ખાતર—આમ આ પાપી જીવના સુખને માટે શુ મ્હારે એ બીચારી ભોળી ભામાનો ભોગ આપવો? ના—ના—હશે, થોડા દિવસ એને દુ:ખ તો થશે પણ કાળ કાળનુ કામ કરશે મને એ ભૂલી જશે ને એને ઉચિત અન્ય સજ્જનને વરીને સંસારનો લ્હાવો લેશે" આમ વિચાર કરતો કરતો તે ચાલ્યો જતો હતો

આણી પાસ ગાડી ચાલવાની સાથે રોહિણીને પસ્તાવો ઘણો થયો – 'અરે! ભુંડી! આટલો લાભ મળ્યા છતા પૂછ્યુ પણ નહિ કે તમે ક્યા જવા ધારો છો? હવે તને એ ક્યા મળનાર હતા? આમ છેક જ વિન્હવ્ય શુ બની ગઈ? એમના મ્હોમાથી બે અક્ષર પણ નીકળ્યા હત તો ત્હારા મનની શાન્તિ થાત, પણ હવે દુધ ઢોળાયા પછી કંઈ સાભરી લેવાય છે? એ તો બાજી બગડી તે બગડી—' આમ નિમાસણ કરતી કરતી ગાડીના ચક્રના દરેક આંટાની સાથે તે તેના પ્રિયતમથી વધારે ને વધારે દૂર ચાલી આખર પોતાનુ ગામ આવ્યુ કે તરત ગાડીમાથી, બનતા સુધી કોઈ દેખે નહિ એમ, એ ત્વરાથી ઉતરી

ગઈ અને ટીકીટ આપી લઈને જાણે બાગમા સહેલ કરવા ગઈ હોય તેમ જરા મ્હો હાસ્ય રાખીને તે ઘર તરફ ચાલી સુભાગ્યે હજી ગામમા બહુ લોકોનો અવરજવર શરૂ થયો ન હતો દુકાનો પણ ઘણીખરી બંધ હતી, તેથી એ ઝડપથી ચાલતી ચાલતી પાછી પોતાને મકાને આવી એણે તો તેને છેલ્લી સલામ ગઈ રાતે કરી હતી ફરીથી તેના દર્શનની આશાએ રાખી ન હતી પરતુ ભાગ્યદેવીએ બીજી જ રીતનુ નિર્માણ કરેલુ તે કેમ મિથ્યા થાય? મકાને પહોચતા જ એ ધીમે પગને પોતાના ઓરડામા દાખલ થઈ ગઈ અને વિશેષ સકટ ન પડયુ તે માટે પ્રભુનો એક રીતે પાડ માનવા લાગી, ઉશીકા ઉપરની ચિઠ્ઠી તુરત એણે ફાડી નાખી પણ હવેના દિવસો કેમ જશે? જીદગી કેવળ ભાર રૂપે કેમ ગાળી શકાશે?—આનદનુ સ્વપ્ને પણ દર્શન ક્યાથી થશે? એમના મનમા પોતાના પ્રતિ કઈ પણ સદ્ભાવ હોય તો આમ કરે ખરા? એમના ઉપર જેટલો મ્હારો પ્રેમ છે તેનાથી અર્ધો પણ એમના દીલમા મ્હારે માટે હોય તો એમ એકલા એકલા ચાલ્યા જાય ખરા? મ્હારા ઉપર નુ ત્યારે એમને જરાએ વિશ્વાસ જ નહિ હોય? મ્હેં આટલો કાળ કેવા કષ્ટથી વીતાડયો છે? એમને બહાર નીકળવાના દિવસની કેવી પ્રબળ ઉત્કટતાથી હું રાહ જોયા કરતી હતી—અમારા પુન સમાગમના કેવા કેવા સ્વપ્ના હુ જોતી, શેખચલ્લીના વિચાર કર્યા કરતી હતી?—એની એમને કઈ પણ માહિતી નહિ હોય?—અરે આમ છેક જ નિષ્ઠુર થઈ ગયા હશે?—આવા તો પહેલા ન હતા—પણ દુ ખદાવાનળથી દગ્ધ થવાથી કદાચ એમનુ મન બદલાયુ હોય—સસારના પ્રાણિમાત્ર ઉપરથી એમની આસ્થા ઉડી ગઈ હોય—હવે પોતાનુ કોઈ જ નથી રહ્યુ, એવો નિશ્ચય થયો હોય તો કોને ખબર?—પણ ના ના—આ શરીરમા જ્યા સુધી પ્રાણ છે—જ્યા સુધી આશાતતુ તુટી ગયો નથી—ત્યા સુધી તો હુ એમને દુ ખી થવા નહિ દઉં—હુ એમને ખોળ્યા વિના નહિ રહુ, આજ નહિ તો મહીને—છ મહીને—પણ મ્હારૂ એમ્હેન સાચુ હશે—મ્હારી શ્રદ્ધા અડગ રહેશે તો એઓ જરૂર મને દર્શન દીધા વિના રહેશે જ નહિ—આમ વિચાર કરતી કરતી—આખો ઉપર હાથ રાખીને મ્હો ઢાળીને એ બેઠી હતી, એટલામા ટપાલવાળો કાગળ લઈને આવ્યો તેના ઉપરના અક્ષર જોતા જ એ ચમકી! શુ મ્હારા પ્રાણેશનો પત્ર! ત્યારે મ્હારી ચિન્તા સવ ખોટી જ ઠરી?—નહિ એ એવા ક્રૂર હોય જ નહિ મ્હેં ઉતાવળીએ એમના ઉપર ખોટો આરોપ મૂક્યો એમણે પત્ર લખ્યો તો વહેલો હશે, પણ મને વખતસર મળી શકયો નહિ એમ મન સાથે વાતો કરતા કરતા એણે આતુરતા રોકી નહિ શકવાથી જરા ધ્રૂજતી આગળીએ, તલપતા મને, તલસતી આખે, ફફડતા હૃદયે તે પત્ર ખોલીને વાચવા માડયો.—

"પ્રિયતમા! ત્હારો આત્મભોગ હુ કેમ સ્વીકારી શકુ? જેણે મ્હારૂ અહિત કર્યું છે તેનો દોષ ખુલ્લો થયા વિના મ્હારૂ નિર્દોષપણુ જગત્ કેમ સ્વીકારે? ભલે મ્હારૂ તેણે ચ્હાય તેમ કર્યું પણ આ હાથે હુ તેનુ તો ભુડુ કરનાર નથી જ તો પછી મ્હારા જેવા કમનસીબની સાથે ત્હારૂ જીવતર જોડીને મ્હારે શા સારૂ બગાડવુ? ત્હારૂ જીવિત મને એટલુ અમૂલ્ય છે કે તેના ઉપર હુ દાધ લાગવા ચાહાતો નથી ત્હારા સદગુણોને અનુરૂપ સુખ અન્ય,

સ્થળે ભાગવતી તને જોઈને જ હુ સતોષ માનીશ મ્હારા જેવા પાપીની સાથેનો સબન્ધ દૂર કરવાને ત્હે, અત્યાર સુધી જે નિડરતા સાથે અડગ નિશ્ચય બાધેલો છે તેમાથી જ હુ મગરૂર છુ પણ હવે હુ એટલી જ તને આજીજી કરૂ છુ કે મને ભૂલી જા આ સસારમા હુ હવે છુ જ નહિ એમ માનીને અન્ય સાથે ત્હારૂ મન પરોવ મને ખાત્રી છે કે પ્રભુએ ત્હારા ભાગ્યમા જે સુખ લખ્યુ છે તે તને અવશ્ય મળશે જ ફરીથી મ્હારૂ કાળુ મ્હો ત્હેનાતી આશા રાખીશ નહિ પણ એટલો તો વિશ્વાસ રાખજે કે જ્યા સુધી આ શરીરમા પ્રાણ રહેશે ત્યા સુધી એક ક્ષણભર પણ તે ત્હારો નિશ પ્રેમ ભૂલે એમ નથી, અને ત્હારી મનોહર મૂર્તિબાહ્ય ચક્ષુ પાસેથી કે તેને માટે અન્તર સ્થપાયલી સ્નેહમય બેઠક ઉપરથી અળગી થવા દેનાર નથી ”

લિ ત્હારો

પ્રેમવત્સલ ચન્દ્રકાન્ત

પત્ર પૂરો થતા જ એના મ્હોમાથી હૈયાફાટ ચીસ નીકળી ગઈ અને હાથ નાખી દઈને એ બોથ ઉપર ઢળી પડી, “ ઓ ભગવાન્ ! હજીએ આ દુ ખ ? શુ પુરૂષોના હૃદય એના એવા કઠિન હશે ? શુ તેઓ અમારા કોમળ અન્ત કરણની પરીક્ષા પણ નહિ કરી શકતા હોય ? કોઈ દહાડોએ એ નહિ સમજે કે આ જીવને એમના વિના અન્ય કોઈ પોતાનુ છે જ નહિ ? ”

ડસકા ભરતી ભરતી, અ તરમાં આવો બળાપો કરતી કરતી બાપે મેભાન જેવી એ કેટલીક વાર આમ પડી રહી ઉકરાતુ કે દિવસ ચડવાથી સ્નાનાદિક ક્રિયા કરવાનુ પણ તેને આ વેળા સુઝતુ ન હતું એના વિચાર તો સ્ટેશન પર થયેલી ઝાખીનુ જ સ્મરણ–એ જ ચિત્ર–માનસ–પટ પર ખડુ કરતા, ને હવે તો તેઓ નક્કી પોતાને નહિ જ મળે એવી ખાત્રી થતા વિશેષ નિરાશા ઉત્પન્ન કરતા હતા દાસીએ આવીને જોયુ તો એ મૂર્છામા હોય એમ લાગ્યુ તેથી તેણે એને ઉપાડીને ઉભી કરી “ કઈ વાગ્યુ ? બ્હેન ! કેમ આજ કઈ અસુખ જણાય છે ?–” એવા પ્રશ્નો પૂછ્યા પણ ‘ ના મ્હારે કઇ દવા ખવા પીવી નથી માથુ દુ ખે છે તે એની મેળે મટશે ” એવો ગોળ ગોળ ઉત્તર આપીને તે પાછી બીછાનામા જઇને પડી

ઘરમા સૌ સૌને કામે વળગ્યા હતા દિવસ દિવસનુ કામ કરતો હતો જોતા જોતામા પાસેના ઘડિયાળમાં દશના ટકોરા થયા ને વળી પાછી દાસીએ આવીને તેને ઢંઢોળી ઉત્તરમા પોતે કટાળો જણાવ્યો, તથાપિ “ બ્હેન ! તમને કોઈ ગૃહસ્થ નીચે મળવા આવ્યા છે ” એવા શબ્દો તેના મ્હોમાથી નીકળતાં તે ચમકી “ મને મળવા ? ” સસારમા એવુ કોણ નવરૂ હશે ? ” એમ કહેતી કહેતી એ ઊંડા વિચારમા પડી પણ તરત જ સાવધ થઈ ગઈ, ને વસ્ત્ર તથા વાળ ઠીકઠાક કરીને જરા મ્હો ધોઈને નીચે ઉતરી ગઈ

દિવાનખાનામાં જતા જ એણે–જેનુ પોતે અહર્નિશ ચિન્તન કરતી હતી–જેને ફરી મળવાની આશા એણે છોડી દીધી હતી–જેને માટે લોકલાજ પોતે ત્યજી હતી–જેને માટે શરીરનુ

તથા મનનું અસહ્ય દુ ખ પોતે ભાગવતી હતી-તેને જ આવી ખુરશી પર બેઠેલા જોયા, તેથી એના મ્હો ઉપર એક મ હાસ્યની છબી પ્રકટી રહી ડપથી તે ડૂકે વળગી એવો તો તેને એકો દગા યો કે તેનાથી જરા વાર ઉચ્ચાર પણ થઈ શક્યો નહિ તેના આલિંગનનું જોર ન મ પડતા તે બોલ્યો

"પગ નખ્યો તો નખ્યો, પણ સ્નેહને ત્હારૂં દયામાં પ્રેમ-ત્હારી અશ્રુધારા ટપકાવતી આંખો-ત્હારો ઉતરી ગયેલો ચહેરો-ત્હારી એકાગ્ર મ્હારા તરફની દૃષ્ટિ જોતા મ્હારા નિશ્ચય બધા હવામાં ઉડી ગયા. મ્હારૂં અંતઃકરણ ફાટી જવાની તૈયારીમાં હતું, એમ મને લાગ્યું તને એમ ને એમ છોડીને જવું એ મરણતુલ્ય છે એમ જ મને સમજાયું એક વાર પણ ફરીથી ત્હારૂં દર્શન કરીને-ત્હારો ઉપકાર માનીને પછી જઈશ એમ ધારી અહીં આવવાની મ્હેં હિંમત કરી છે લોકો ભલે મ્હારા વિષે ગમે તેમ બોલે તેની મને પરવા નથી, પણ ત્હારા મ્હોમાંથી એક પણ સ્નેહનો શબ્દ આશીર્વાદ તો જીવિત પર્યંત હું ત્હારો ઋણી રહીશ, અને બહિષ્કૃત એવા મ્હારા જીવનમાં તે સુધામય બનશે, મ્હારો એકાન્તવાસ પણ મને ઓછો ભયંકર લાગશે એ લોભથી હું ત્હારી પાસે હાજર થયો છું-ત્હારી છેવટને માટે રજા લેવા આવ્યો છું—"

" જીવનાધાર! પ્રાણેશ! હૃદયનાથ!" આમ આવીને નીચે નમીને તેના ખભા ઉપર પોતાના બે હાથ મૂકતે મૂકતે પગ આગળ બેસી જઈ ગદ્ગદ્ કંઠે તે બોલી- "આ દાસીને આપે હજી પણ ન જ ઓળખી? તમે આવા ચતુર થઈને ભીંત જ ભૂલ્યા! તે દિવસ મને 'જુગલ-જુગારી'નું નાટક જોવા લઈ ગયા હતા ત્યારે આપણે પેલું ગાયન સાભળ્યું હતું તે યાદ છે?

અમો અબળાને માયા વ્હાલી રે—
વ્હાલી રે- હાલી-માયા વ્હાલી
વસ્ત્ર ઘરેણાં-ઘરેણાં ઘડાવો
મોતીડે મોંઘા તો મન ખાલી રે ખાલી રે
ખાલી મન ખાલી
નેહની નજરે નાથજી મ્હારા
નારી બને છેતી કાલી રે કાલી રે
કાલી ઘેલી કાલી

વ્હાલા! મ્હારે બીજા કશાનો ખપ નથી આપના સ્નેહનું એક બિંદુ પણ મ્હારા ઉપર વર્ષશે તો હું ચાતકની પેરે તેનાથી કૃતાર્થ થઈશ આપનો પ્રેમ કેવો છે તે તો મ્હેં જોઈ લીધું છે આપ મને મૂકીને-છોડીને-દૂર જશો તેથી શું એમ માનો છો કે મ્હારૂં જીવતર સુધરશે?-હાલ આપના દર્શનથી હું જે ધૈર્ય ધારી રહી છું તે પણ મને દુર્લભ થશે, તો પછી આ પ્રાણ ટકી શા આધારે રહેશે? મ્હેં તો મ્હારૂં સર્વસ્વ આપને અર્પી જ દીધું છે-નથી મ્હારે માતા કે નથી પિતા, કે

જેની અનુમતિની અપેક્ષા રહે ત્યારે હવે શું કરવા આમ આપ એકલા મ્હારાથી જુદા જાઓ છો? આપ જ્યાં જશો ત્યાં આવવા હું તૈયાર છું એટલું તો જ પણ સમજું છું કે જે દેશમાં આપના વિશુદ્ધ નામને દુર્જનોના છળકપટથી ખોટું પણ કલંક લાગ્યું છે ત્યાં હવે વધારે વાર રહેવું આપને ન જ ગમે તેથી આપે સ્વદેશ ત્યજવાનો નિશ્ચય કર્યો એ તો યોગ્ય જ છે આપના જેવા મતિમાનને જ્યાં જશો ત્યાં વિયોગ જુદી જ રહશે આપણે તો વસુધૈવ કુટુમ્બકમ્ ગણવાનું છે તો હવે મને આપની સાથે આવવાની અનુજ્ઞા આપો મ્હારા ઘરમાંનો સદામસ્ત કરીને જે કંઈ સાથે લેવા યોગ્ય જણાય તે લઇને આપ કહો ત્યાં આપણે જઇને વસીએ, પણ મ્હારો ત્યાગ ન કરો મને એકલી મૂકીને જશો તો જરૂર આપને સ્ત્રીહત્યા લાગશે તેનું પાપ માથે વ્હોરી લેવાને શું આપ તત્પર છો?

તેની આવી આર્દ્ર સાથેની ગાઢ પ્રેમ-સૂચક-નિતાન્ત ભક્તિયુક્ત-અચલ વિશ્વાસભરેલી-દલીલો સાંભળી, તેના ચ્હેરા ઉપર છવાઈ રહેલી ઉદાસીનતા નિહાળી-તેનું શોકાર્ત છતાં અધિક લાવણ્યમય બનેલું વદન-વાચના કરતી-કરગરતી આંખ્યો નિરખી-ગળગળો-કોમળ સ્વર સાંભળી-નોહીને રગેરગ ઉછળતા મરાલતો મૃદુ સ્પર્શ અનુભવી-ચન્દનના હૃદયમાં-તેના શરીરમાં અંગેઅંગ જાણે ભાલાની તીક્ષ્ણ ધારો ભોંકાતા માંડી તેનો નિશ્ચય હવે આ પ્રેમમય મતિની પ્રણયાન્વિત પ્રાર્થના આગળ ટકે એમ ન હતું પોતાને માટે આટલો ભોગ આપવાને તત્પર થયેલી પ્રિયાને તરછોડીને કયો પાષાણ હૃદયનો પુરૂષ આવે સ્થળેથી પલાયન કરી શકે?

"ધન્ય છે પ્રિયા! પ્રભુએ આ દુઃખ મ્હારા ઉપર નાખ્યું તે મ્હારી પ્રેમના કસોટી કરવા માટે જ હશે ગાંડા જેવો જો હું તને ફરીથી મળ્યા વિના ચાલ્યો ગયો હત તો હું મ્હેનું રત્ન ગુમાવત? કેવો મહાપાતકી બનત? કેવું કષ્ટમય જીવન ગાળત? તેનો હને જ મને ખ્યાલ આવે છે ત્હારી સાથે બાકીનું આયુષ્ય પૂરૂં કરવાની પ્રભુએ મને તક આપી તેથી તેની આ સજાને પણ હવે ભૂલી જાઉં છું, ને ત્હારા જેવી ઉત્તમ રમણીનો સમ્બન્ધ મ્હારા જેવા નરાધમની સાથે સંયોજીને તેણે મને ભાગ્યશાળી બનાવ્યો છે એમ માનું છું તે પરમ કૃપાળુ પ્રભુ તારૂં કલ્યાણ કરો અને ત્હારા આ મનોભાગનો પરિપૂર્ણ બદલો આપો એમ માગું છું!"

---

# નડિઆદ પ્રશસ્તિ.

લેખ —રા નાગરભાઈ ઈશ્વરભાઈ પટેલ.

ચારૂતર કેરી ચારતાના રમણીય કેન્દ્ર સમુ આ
ગુર્જરત્રાને દેવી ખોળે રમતુ રમતુ વળી મોદન્તુ આ
આ અનૌખ્ય નડિઆદ !
નિરખી આવે અતિ યાદ,
વીર રત્નોની પ્રભાવશાળી જન્મભૂમિ શુ ગાજે
ને રાજ્યધાની ચારૂતરના સામ્રાજ્યે
અલૌકિક એવુ ગાજે
નિરખી સ્ફુરતુ હૃદ આજે
વળી રહે બનવા તદ્રૂપ
ગુર્જરનાના યશરુપ
તારાનવા નભમણ્ડળના
વળી ગ્રહો તેજરાશિશા
ત્હેં ગોદે લઇને પ્રીત ધરી ઉછેર્યા ત્હારા બાળ
ગુર્જરદેવીને ચરણે ધરીયા ત્હેં નવરત્ન રસાળ !
ઝગઝગન્ત ઝવેરીલાલ,
રસમસ્ત કવિવર બાલ
શ્રીયુત ગોવર્ધનરામ,
પ્રભુભક્ત સન્ત આરામ
સુસંસ્કૃત મન સુખરામ અને વળી હરિદાસ દેસાઈ,
ને બ્રહ્મનિષ્ઠ મણિલાલ સુહાગી દોલત દોલત ત્હારી !
ને છગનલાલ નવરત્ને
પરિપોષી કર્ઈ વિણ યત્ને-
ગુર્જર દેવીની વાઙ્ગ્મયીઓને મુદિત હમણાં બનતી
વર રત્ન બાળ ગોદે લઈ તનુ સુહવતી
મન મગ્ન મગ્ન સાહિત્યે
ને હિન્દુ દેશની પ્રીતે
ધરી શાન્તિ કાન્તિ વર પથે—
નિજ તાતતણે રમણીયે

સાહિત્યે, ગેયે, વક્તૃત્વે ગાજે ચન્દ્ર દેશની દાઝે,
બનતી પણ એ ગૌરવ લઈ ગોરે આનન્દે તું આજે !

તું ભરી રત્નભણ્ડાર
સમૃદ્ધ કર્યું ગુજરાત

એ ગુજરાતના રત્ન ઉછેર્યાં પ્રીત ધરી નડિઆદ !
નિરખી તુજને એ આવે સઘળા યાદ !

હજી ઉછેર પ્રીતથી રત્નો
નિજ દેશોદ્ધારક યત્નો
જે કરી શકે એવાં કે
નહિ અસાધ્ય જાણ ત્હને કે !

સ્મરી આજ સહુ એ પુણ્યભૂમિ નડિઆદ ! નમે શીર મ્હારૂં
તુજ પુનિત ચરણે આશિષ દે તવ ચારૂ *



* આવી રત્નપ્રસવા ભૂમિ માટે ખરેખર ! જેટલું લખાય તેટલું થોડું છે. ગુજરાતની ચારૂતર (અતિવ સુંદર) ભૂમિની રમણીય નગરી ત્હેની વર્ષોમાં વધેલી ચારૂતા અને ધવલતા, ત્હેના કુલિન રત્નોના આહ્લાદક પ્રસાદ પ્રફુલ્લ કરતા ચોથા ભાગે ચોખાસ્સુ ફૂંકાતા અનિલ અને સ્નેહીઓની નનનર મોહિ એ આદિથી જ હૃદયનું દ્રાવણ થાય અને આવે પ્રસંગે સ્વયમેવ વંદન કરી જવાય તો નવાઈ નથી. ગુજરાત એ નગરીનું ઋણી છે અને રહેશે.

નાગર ઈ. પટેલ

# રાણી મહામાયા[1].

લેખક-પ્રાણલાલ કીરપારામ દેસાઈ, બી એ

( મારવાડના રાજ જસવન્તસિંહની વિધવા રાણી મહામાયા મેવાડના રાણા રાજસિંહના દરબારમા )

**રાણી** —રાણાજી! મારા આ બાળકને આપના રાજ્યમા સ્થાન આપશો? ઘણા દિવસ માટે નહિ તો પણ થોડા દિવસને માટે તો આપશો?

**રાજસિંહ** —મહામાયા! તમારો પુત્ર તે મારે મારા પારકો નથી એની રક્ષાને માટે આટલી બધી આજીજીની શી જરૂર છે? દુર્ગાદાસ, ઔરંગઝેબ શુ આ બાળકનો પણ પ્રાણ લેવાની ઇચ્છા રાખે છે?

**દુર્ગાદાસ** —નહિ તો એને પકડવાનો બીજો શો ઉદ્દેશ હોઈ શકે મહારાણાજી?

**રાણી** —રાણાજી! એક પુત્ર અને એક પુત્રી માત્ર એટલી જ સંપત્તિ લઈ હુ દિલ્હીથી નાશી નીકળી હતી રસ્તામા દીકરી મરી ગઈ, હવે મારી સંપત્તિમા માત્ર દુધ પીતુ આ નાનુ બાળક છે આ પુત્ર મારૂ સર્વસ્વ છે તેની રક્ષા કરજો પ્રભુ આપનુ ભલુ કરશે

**રાજસિંહ** —મહામાયા! પુત્રની બિલકુલ ચિંતા કરશો નહિ મારો પોતાનો પ્રાણ આપીને પણ હુ એની રક્ષા કરીશ

**રાણી** —મહારાણાનો જય થાઓ

**રાજસિંહ**—દુર્ગાદાસ, ઔરંગઝેબનો અત્યાચાર ધીમે ધીમે વધતો ચાલ્યો જાય છે. એણે હિંદુઓ પર ફરી પાછો, જજીઆ વેરો નાખ્યો છે મારવાડપતિ જસવન્તસિંહના કુટુંબ પર આવો દારુણ અન્યાય! ઔરંગઝેબ પર પત્ર લખી કદાચ એને સારે રસ્તે ચડાવી શકાય એમ છે?

**રાણી**—પત્ર લખીને? આજીજી કરીને? ઘુટણીએ પડીને? એની પાસે ભિખ માગીને? નહિ મહારાણા આમ દીન પડીને નહિ? હવે તો એ રાજ્યને જડમૂળથી ઉખાડી નાખ્યા વિના મારા કાળજાને ટાઢક નહિ વળે

**રાજસિંહ**—નહિ મહામાયા! લોહીની નદીઓ વહેવડાવ્યા વિના એ કામ નહિ બની શકે? જે રાજ્ય સ્થપાઈ ગયુ છે તેને જડમૂળથી ઉખેડી નાખવાની ઇચ્છા રાખવી, એ અન્યાય છે એમા હજારો આત્મીઓની નકામી હત્યા થશે, અને દેશમા વસતી પ્રજાને ઘણુ કષ્ટ ભોગવવુ પડશે

[1] બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર દ્વિજેન્દ્રલાલના "દુર્ગાદાસ" નામના નાટકના પંડિત રૂપનારાયણના હિન્દી અનુવાદપરથી

રાણી—આપણા દેશમા અન્ય જાતિના રાજ્યની રક્ષા કેરી? એ શુ ક્ષત્રિયોનો ધર્મ છે?

રાજસિંહ—ક્ષત્રિઓનો ધર્મ કેવળ મારામારી અને કાપાકાપી કરવાનો નથી! મરવાની અને મારવાની વિદ્યા એ કઈ ઉંચા રજાતની વિદ્યા નથી કોઈ અનાથની કે આપણી પોતાની રક્ષા કરવાના ઉદ્દેશ વિના બીજા કોઈ ઉદ્દેશથી મારામારી ને કાપાકાપી કરવી એ હત્યા છે (કાસિમ તરફ જોઈને) એ કોણ છે?

દુર્ગાદાસ—એ કાસિમઅલી છે મારો જુનો મિત્ર છે એણે પોતાના પ્રાણની પણ પરવા ન કરતા અમારા રાજકુમારની રક્ષા કરી છે!

કાસિમ—મહારાણા સાહેબ! એ લોકોનો જુનો નીમકહલાલ નોકર છુ સરદારે (દુર્ગાદાસે) એક વખત મને મહાન્ આફતમાંથી બચાવ્યો છે તે દિવસથી હુ એમનો ગુલામ થઈ રહ્યો છુ

રાજસિંહ—દુર્ગાદાસ! કાસિમ પણ મુસલમાન છે?

કાસિમ—મહારાણા! મારી જાતનુ ભૂડુ ના બોલશો અમારી જાત ખરાબ નથી. અમે બધુ થઈ શકીએ છીએ પરન્તુ નિમકહરામ થઈ શકીએ એમ નથી

રાજસિંહ—નહિ કાસિમ! હું તમારી જાતની નિંદા નથી કરતો બાદશાહની સાથે તમારી તુલના કરૂ છુ બાદશાહ આ નાના બાળકનો જાન લેવાનુ પસંદ કરે છે, અને તમે—

કાસિમ—કેવો સાદો અને સુદર બાળક છે! એને જોતા જ એના પર પ્રેમ થઈ આવે છે! ખોળમા લઈને રમાડવાનું મન થાય છે!

રાજસિંહ—ઔરંગઝેબ! તુ દિલ્હીના સિંહાસન પર બેઠો એક નિર્દોષ બાળકનો જીવ લેવા તલપાપડ થઈ રહ્યો છે તારી જ જાતનો આ કાસિમ પોતાનો પ્રાણ આપીને પણ એને બચાવવા માટે તૈયાર છે, પ્રભુની દૃષ્ટિએ કોણ મોટુ છે? ઔરંગઝેબ! તુ, કે આ કાસિમ?

રાણી—રાણાજી! હું આ અત્યાચારનો બદલો લઈશ ત્યારેજ જપીશ એનો બદલો લેવાને ખાતર જ તે દિવસે હુ બીજી સ્ત્રીઓ સાથે બળી મરી નથી. એટલા માટે જ હું અત્યાર સુધી જીવતી રહી છુ તમે આ બાળકનું રક્ષણ કરજો

રાજસિંહ—હુ કહી ચૂક્યો છુ કે બાળકની તમે બીલકુલ ચિતા કરશો નહિ. મહામાયા! તમારા પોતાના બાળક સાથે તમે નિરાંતે અહીંઆ રહો

રાણી—નહિ રાણાજી! હુ અહીંઆ નથી રહેવાની હવે આ મારૂ ઘર નથી હુ મારા સ્વર્ગવાસી સ્વામીના રાજ્યમા પાછી જઈશ સપત્તિ કે વિપત્તિમા, સુખ કે

દુખમાં, શાન્તિ કે અશાન્તિમા, જીવતા કે મરતી વખતે સ્વામીનુ ઘર એ જ સ્ત્રીનુ ઘર છે બાપનુ ઘર નહિ હુ તો મારવાડ પાછી જવાની!

રાજસિંહ—પરન્તુ બેન! હવે તમારાથી ત્યા નિશ્ચિંત મને નહિ રહી શકાય

રાણી—નિશ્ચિંતે? હુ શુ મારે પોતાને માટે નિશ્ચિંત જગ્યા ખોળવાને આવી છુ? નહિ! રાણાજી! હુ તે નથી ખોળતી હુ તો હવે આપત્તિને ખોળુ છુ આપત્તિની ગોદમા હુ પડી છુ, ધરતીકંપમા મારો જન્મ થયો છે, તોફાનમા મારૂં ઘર છે પ્રલયના પાળામા મારી પથારી છે વિપત્તિ! વિપત્તિને તો મેં મારી સખી બનાવી છે મારે માથે હવે બીજી કઇ વિપત્તિ પડવાની બાકી રહી છે? પતિ માર્યા ગયા, પુત્ર માર્યો ગયો, મારૂં સર્વસ્વ લુટાઈ ગયુ હવે બીજી કઈ વિપત્તિ બાકી રહી છે? રાણાજી! મારે માથે હવે તો માત્ર એક જ વિપત્તિ પડી શકે એમ છે, આ બાળકની હત્યા! રાણાજી! એની રક્ષા તમે કરજો, મારે બીજી કશી ઇચ્છા નથી હુ મારવાડ જઇશ ત્યા જઈ આગ પ્રગટાવીશ એવી તો આગ પ્રગટાવીશ કે એમા ઔરંગજેબ તો શુ, પણ આખુ મોગલ સામ્રાજ્ય બળી ભસ્મ થઈ જશે!!!

---

કરી વિદ્યાર્થીઓને ખુશ રાખતો ઇંગ્રેજી આવડતુ ન હોતુ છતા બેઘડી ખોટુ ઇંગ્રેજી બોલતો કૉલેજ શરૂ થઈ તે પહેલા તે હાયસ્કૂલમા હતો ને ત્યાથી આવેલો એટલે ભલભલા મહારાજના હાથનું જળ પાણી પી ગયેલા, હાઈકોર્ટના જડ્જો, મામલતદારો, માસ્તરો, ડેપ્યુટી કલેકટરો, મીલ માલેકો, શેઠીયા ને સામાન્ય વ્યાપારીઓ આ મહારાજને પરિચિત હતા બળેવ–દિવાળીએ મહારાજ ફરવા નિકળતા ને પાચપચીસ રૂપીયા સહેજ ભેગા થતા લગ્નમા નિમન્ત્રણ આપવુ ભૂલી જતા પણું મહારાજને કાને વાત પહોચતી અને મહારાજ આહેગજી કરી ઘરના માણુસ હોય એમ કામે લાગતા–હુકમ કરતા ચાર નિસતુ જમણ કરતા અને દક્ષિણા લેતા નવા વિદ્યાર્થીઓ આગળ આગના વખતના વિદ્યાર્થીઓના તોફાન, મજાહ અને ઉદારવૃત્તિની વાતો કરી બને તેટલુ નિચોવતા મહારાજમા એક ગુણ હતો–મહારાજની ઓરડી એટલે ખાસ કરી ઉન્હાળામા નન્દનવનની કુંજ મહારાજના ગોળા સ્વચ્છ અને એમા પાણી સ્વચ્છ ને ઠડુગાર ગ્હેતુ પવાલાં જૂદી જૂદી જ્ઞાતિવાર હતા પણ વિદ્યાર્થીઓ ઉતાવળમા જે આવે તે ઉપાડી લેતા મહારાજને નાતિભેદનો બાધ હતો અને ન હતો કૉલેજના નિયમમા એકતાનુ સૂત્ર હતુ, છતા વચમા આડે ન આવવાનો સિદ્ધાન્ત હતો નવા જમાનાના વિદ્યાર્થીઓ જાણી જોઈને ગમે તે પ્યાલામા પાણી પીતા–બૂટ પહેરી પીતા અને કોઈ જૂના મતનો હોય તેને હેરાન કરતા મહારાજ પોતે શિવ–વિષ્ણુ બન્ને ધર્મ પાળતા ઘર આગળ ડુગળીના ભજીયા ઉડાવતા પણ વિદ્યાર્થીઓને ગમત થાય છે તો તેથી તેમને ખુશ રાખવાથી લાભ છે માની કોઈ ડુગળીનુ નામ દે તો ખોટા ચીડાતા અને ધાવન કરતા જુના વિદ્યાર્થીઓ સમજતા ને નવા વિદ્યાર્થીઓ મહારાજને સાચુ સમજી ચીડવતા કોઈ જૂના મતનો ધાર્મિક વિદ્યાર્થી વર્ગ ચાલતો હોય ત્યારે જ બિચારો એકનો પાણી પીવા આવતો–બુટ કાઢી મહારાજની છાપરીમા ઓટના ઉપર બેસતો અને હાથ પગ ધોઈ કોગળો કરી પાણી પીતો, પણ એકા બે તોફાની છોકરાને આ વાતની ખબર પડતા જ પાછળ દોડતા અને પેલા બીચારાના મ્હોમા પાણી ને હાથમા પ્યાલો હોય ત્યા બુટ સાથે જ અડકી–"કા મીસ્તર ! દાખનામા સમજ પડી કે?" કહી હેરાન કરતા પોતાને પાણી ઢોળી નાખવુ પડતુ, કાગળો ફરવો પડતો અને ફરીતે પવિત્ર થવાની ગરજ પડતી મહારાજ આ વખતે ચીડાતા ને હેરાન કરનારને ધમકાવતા બાનુઓના રૂમમા પાણીની વ્યવસ્થા હતી ને પાણી મહારાજ જ ભરતો હતો, છતા દિવસમા બેચારવાર ખબર કાઢી આવતો તેમ પ્રૉફેસરોની રૂમમા ચાહપાણીની વ્યવસ્થા પણ એક મહારાજની જ હતી મહારાજનો નિત્ય નિયમ એ હતો કે સવારે પાણી ભરવા આવે એ વખત અને સાજના કૉલેજનો વખત પૂરો થાય એ વખત પ્રીન્સીપાલ સાહેબને સલામ કરવા જવુ અને મહેરબાનીની લાલચે કૉલેજના વિદ્યાર્થી મારફત મળેલા ખબર પહોચાડતા મહારાજ આમ ગરીબમા ખપી તવંગર થયો હતો અને નેશનલ કૉલેજ જેવી કૉલેજમા ખાસ ખટપટ ન હોતી છતા પોતે પ્રીન્સીપાલનો માનીતો થઈ પડયો હતો

મહારાજના કાન ઉપર વાત આવી હતી વિદ્યાર્થીઓ સવારના રેસીડેન્સીમા મળ્યા હતા ઑડ તરે મળ્યા હતા પાણીની રૂમમા પણ છૂટી છવાઈ વાત થઈ હતી અને સાજના

ક્યાંક મળવાના છે, એ વાત મહારાજા માગન આજના પ્રીન્સીપાલ પાસે ગઈ અને પ્રીન્સીપાલ જાગૃત થયા સૌન્દર્યમદ-ધનમદ-વિદ્યામદ અને સત્તામદ મનુષ્યને આંધળા બનાવે છે નેશનલ કૉલેજના વિદ્યાર્થીઓમા પોતે લોકપ્રિય હતા એમના શિક્ષણ માટે બીજી કૉલેજના વિદ્યાર્થીઓ પોતાની કૉલેજ છોડી નેશનલ કૉલેજમાં દાખલ થતા હતા વિદ્યાર્થીઓના બાહ્ય જીવન-નીતિજીવન ઉપર એ પુરતું લક્ષ આપતા અને કોઈ પણ વિદ્યાર્થી આધિવ્યાધિ ઉપાધિમા છે એમ ખબર પડતા પોતે જાતે ત્યાં જતા અને એને હુ ખમુક્ત કરતા આમ છતા હમણા હમણા પ્રીન્સીપાલ સાહેબમાં નવો પવન આવવા લાગ્યો હતો. બીજી કૉલેજોના પ્રીન્સીપાલો અને કેળવણીના હિમાયતીઓની નવી કલબ સ્થપાઈ હતી તેમા આ પ્રીન્સીપાલ સહુ રસ લેતા હતા ગામ હોય ત્યા ઢેડવાડો હોય જ, એ ન્યાયે હિંદુસ્તાન જેવા વિશાલ દેશમા પ્રીન્સીપાલ અને વિદ્યાર્થી વચ્ચેના અણબનાવના વૃત્તાંતો પત્રમા આવતા ને બન્ને પક્ષના કાંક વાંક જાહેરમા આવતા. આના પરિણામે કલબમા અને જાહેર સસ્થા અને કેળવણીના માસિકોમા ' વ્યક્તિત્વ ખીલવવું કે અંધશ્રદ્ધા ' 'વડિલ અને બાબા વાક્ય પ્રમાણ'નુ સૂત્ર રાખવુ કે પોતાના જ્ઞાન-વિચાર શક્તિનો ઉપયોગ કરવો, એ ઉપર ચર્ચા ચાલતી જનસમાજનો સ્વભાવ જ એવો છે કે સત્તા મૂકવી ગમતી નથી. ઘણા વર્ષ સત્તા અને હુકમ ચલાવ્યા પછી-જેને આપણે રમાડ્યા હોય, જેને આપણે બાલપણની સ્થિતિમા દેખ્યા હોય, જે આપણી પાસે સમજતા નથી કરી સમજવા આવ્યા હોય તેઓ મોટા થાય, કૉલેજોમા ભણતા થાય, ડીગ્રી મેળવે ત્યારે જાહેર સભામા, અને પત્રોમાં આપણા જેવા હોય તેમ નિડરતાથી ઉભા રહે, આપણા વિચારો અને કાર્યો ઉપર ટીકા કરે, સામા થાય અને હવે તમે ન સમજો-જમાનો આગળ વધે છે એવું કહે તે વખતે તે નથી ખમાતુ કવિ નાનાલાલના શબ્દોમા પુત્ર એટલે પ્રગતિ ખરી-पुत्रादिच्छेत् पराजयम् એ શાસ્ત્રવાક્ય ખરૂં, પરંતુ તે ભાષણમા-બીજાને માટે, અને નહી આપણે માટે આવો અનુભવ કૉલેજોમા, રાજકીય સંસ્થાઓના નેતાઓને, અને-જૂના અને નવા સમાજસુધારકોને થયે જાય છે તે પ્રમાણે નેશનલ કૉલેજના પ્રીન્સીપાલની પણ આજ સ્થિતિ હતી. સમસ્ત હિંદમા નવો પવન-વ્યક્તિત્વનો વિકાસ વધતો હતો એને અંગે યુવાનબળ અને વૃદ્ધસત્તા વચ્ચે તુમૂળ યુદ્ધ જામતુ હતું અને એક બાજુ દબાવવાનો ઉપાય લેવાતા ત્યારે બીજી બાજુથી ના માટે ? ફરી માથુ ઉંચુ કરવાના આવેગમય પ્રયત્નો થતા આટલા વર્ષ સુધી પ્રગતિ કર્યા પછી-સંયુક્ત કુટુંબની સંસ્થા વિચ્છિન્ન કર્યા પછી-જ્ઞાતિ એ બેડી છે, એ વિચાર વિદ્યાર્થીઓના મગજમાં ઠસાવ્યા પછી-વૃદ્ધો વહેમી છે-જુના મતના *orthodox old folk* છે એમ યુવાન માનસોમા ઠસાવી માનવૃત્તિનો ભંગ કરાવ્યા પછી પાછો આ નવા વડીલો आज्ञागुरूणामविचारणीया-ગાધ માન્યતા જ્યા સુધી વડિલ છે ત્યા સુધી સ્વતંત્ર વિચાર કરવાનો યુવાનોને હક જ નથી એ ઉપદેશ આપવા શરૂ થયા. ત્યા અને બન્ને વર્ગ વચ્ચે અંતરાય શરૂ થયો પ્રીન્સીપાલ અને કેળવણીના હિમાયતીની કલબમા નક્કી થયુ કે વિદ્યાર્થીઓ ઉપર જરાક દાબ રાખવો અને વ્યક્તિત્વનો ખોટો ઉપયોગ થતો અટકાવવો અને આમા કાંઈક સત્ય પણ હતુ, પરન્તુ

*આત્મનિમજ્જન : રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

કેવી રીતે વધારે છૂટથી વેચાય, અને તે માટેનું વધારેમાં વધારે લાયક બજાર હિન્દુસ્તાન છે, માટે હિન્દુસ્તાનના બજારમાં એ બ્રિટીશ માલ વધારે પગભર કરવાનો એમાં પ્રગટ સંદેશો છે "યુદ્ધની પછી જ્યારે બ્રિટીશ બજાર ખુલશે ત્યારે અગાઉ નહિ જોવામાં આવી હોય તેવી જમાવાગણ માગણી બ્રિટીશ માલ માટે હિન્દુસ્તાનમાં થશે, અને તેમાંયે ખાસ કરીને મશીનરી-યંત્રો વિગેરે માટે તો ખાસ માગણી થશે, અને તે વખતે **હિન્દુસ્તાન માગી કિંમત પણ-રહો માગી કિંમત પણ આપી શકશે,**" એ સંદેશો છે આ વાક્ય જેટલું સ્વાર્થી છે તેટલું જ સ્વદેશાભિમાન વૃત્તિથી અંકિત છે હિન્દુસ્તાન ગરીબ છે પરન્તુ બ્રિટીશ માલની ખપત કરવા આવડત હશે, બુદ્ધિ હશે અને વ્યાવહારિક ડહાપણ હશે, તો બ્રિટીશ માલ હિન્દુસ્તાનમાં વધારે પ્રમાણમાં ખપશે, ખરી વાત છે કે પાછલા કેટલાક વર્ષથી વ્યાપાર અને ઉદ્યોગ સમ્બન્ધમાં હિન્દુસ્તાનના લોકનાયકો વધારે ગંભીરપણે વિચાર કરે છે, તો પણ પરદેશી માલ ઉપર તેણે હજી ઘણા વર્ષોના વર્ષો સુધી આધાર રાખવો પડશે—" એવો આ સંગ્રહમાં સ્પષ્ટ ઉદ્ગાર છે

'હિન્દુસ્તાનના ગજ ના અન્દાજ' નામના એક ઉપયોગી લેખમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે હિન્દુસ્તાનમાં ૩૧૫ ૦૦૦,૦૦૦ આદમીઓ છે, અને આવી મોટી વસ્તીવાળા દેશમાં—આવી મોટી સંખ્યાવાળી વસ્તીમાં સ્હેજ આવક હોય તો બ્રિટીશ માલનું બજાર વધારે વેગવાળું બની પગભર થાય એ નિઃશંક છે

છે કોઈ આપણા દેશમાં આટલો દેશપ્રેમી સ્વાર્થી વિચારસંચાલક આજે કે જેણે આવા ઔદ્યોગિક વિષયોના રાષ્ટ્રીય દૃષ્ટિથી નિરૂપણ કર્યાં હોય? દેશમાં હજારોની સંખ્યામાં વ્યાપારવણજમાં અહોરાત્રિ નિમગ્ન રહેતા વ્યાપારીઓ છે, પણ તેમણે દેશના જ હિતમાટે વ્યાપાર આવ્યો ત્યાર એના લક્ષણો બતાવ્યા છે? મીલ જેવા મહોટા ઉદ્યોગોમાં મશીનરી યંત્રોની પહેલી જરૂર છે, તે યંત્રો પરદેશી પ્રજા પૂરી પાડે છે, અને ત્યારે જ આપણા મીલ માલેકોના કરોડોના ધંધા ચાલે છે એ યંત્રો આપણે ક્યાં સુધી પરદેશથી મંગાવીશું, એ પણ અથ ક્યાં સુધી શોધીશું એનો વિચાર દેશના નાયકોએ—ધનવાન પ્રજાજનોએ કરવો નથી ઘટતો શું? ઉંચી જાતના અને ટકાઉ અને સુંદર ઘણા પણ સોંઘા ભાવના યંત્રો—અને અન્ય વસ્તુઓ હિન્દુસ્તાન માગે છે, માટે તે પૂરા પાડવા બ્રિટીશ પ્રજાએ બ્રિટીશ વ્યાપારીઓએ ભગીરથ પ્રયત્નો કરવા જોઈએ બ્રિટીશ સિવાય અન્ય પરદેશી રાજ્યોનો ઔદ્યોગિક પગ પેસારો હિન્દમાંથી હવે ધીમે ધીમે ઓછો કરવાની એ સલાહ આપે છે આપણા દેશના નાયકોએ આજ વિચાર વધારે ગંભીરતાથી કરવો ઘટે છે દેશમાં વ્યાપારિક મંડળો, મહાજનો અને લાખો અને કરોડોની થાપણોથી નવા ધંધા શરૂ કરવા જોઈએ એ જ તેમનું જીવનસૂત્ર હોવું જોઈએ

આપણા દેશમાંથી કઈ વસ્તુઓનો ક્યા પ્રમાણમાં કેટલો નિકાસ થાય છે અને કઈ વસ્તુઓ કેટલા પ્રમાણમાં લાવવામાં આવે છે તેની વિગતવાર તપસીલ આ ખાસ અંકમાં રજુ કરી છે

# તદ્દન નવી આવૃત્તિ !

## તૈયાર છે ! તૈયાર છે !

ત્રણરંગમાં આર્ટપેપર ઉપર છાપેલાં સુન્દર અને આકર્ષક પુઠાવાળી

## નવી આવૃત્તિ ! નવી આવૃત્તિ !

બહાર પડી ચુકી છે !

## સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠી કૃત

# સરસ્વતીચન્દ્ર

ભાગ ૨

## ગુણસુંદરીનું કુટુમ્બજાળ

કિંમત રૂપીઆ ૨ાા

( પોસ્ટેજ જુદું )

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

મુંબાઈ નં. ૨

Reg NO D 1136





Printed by K. R. Mitra, at the Manoranjan Press 3 Sandhurst Rd. Girgaon Bombay
Published by Ramaniyaram Goverdhanram Tripathi at Messrs. N. M. Tripathi & Co.s,
Princess Street Kalbadevi Bombay

# સમાલોચક

ઓક્ટોબર, ઈ. સ. ૧૯૧૭


## Why I became a Home Ruler

For years I gave the best of what God has given me to loyal co-operation with those in whose hands Providence has placed our destinies but I feel bound to confess that of late the conviction has been growing upon me more & more that while co-operation with the officials is good self dependence & self reliance are even better & that while good Government such as has been established in this country by our British fellow subjects is to be appreciated & supported yet Self Government for India within the Empire would be even immeasurably better & should therefore be sought after by every constitutional means at our disposal. It is in the fulness of this conviction that I stand before you to-day as an avowed Home Ruler

K B Sarfaraz Hussain Khan


પુસ્તક ૨ મું

અંક ૧૦ મો



# તીજોરીઓ આગમાં નાંખી સરકારે કરેલી પરીક્ષા.

હિંદુસ્તાન અને બરમાની સેવીંગ્સ બેંકોના ચોપડા રાખવા માટે સરકારને થોડા વખત ઉપર ૩૭૨ તીજોરીઓ ખરીદવી હતી. ઠરાવ એવો થયો કે જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાખી તપાસવી અને જેની તીજોરીમાં કાગળો સલામત રહે તેની ખરીદવી.

પોસ્ટ ખાતાના ડેપ્યુટી ડીરેક્ટર જનરલ, એસીસ્ટંટ ડાઈરેક્ટર જનરલ, સરકારી રસાયણી અને જાહેર બાંધકામ ખાતાના ઈજનેરની હાજરીમાં આગની તપાસ કલકત્તામાં કરવામાં આવી અને પરિણામમાં જણાયું કે જ્યારે બીજી તીજોરીઓમું [illegible] કોયલો થઈ ગયા હતા ત્યારે ફક્ત ગોદરેજના [illegible] રહ્યા હતા. આ ઉપરથી ૩૭ [illegible] મળ્યો હતો.

નં—

પંકાયલા, પુરાણા અને મનપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું ?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર અને નવા અલંકારો

તૈયાર કર્યા જ જાય છે !

દુકાન પધારી તસ્દી લઈ જોશો તો

જરૂર જ મોહશો !

પરિણામે અમને ખરાવ્યા વિના

છુટકો જ નથી !

પછી આજે આવો કે કાલે !

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૨.

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૨ મું. ]     ઑક્ટોબર, ઈ. સ. ૧૯૧૭.     [ અંક ૧૦ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ૧. જય સ્વદેશ ! જય સ્વરાજ્ય ! સચિત્ર કાવ્ય<br>રા. લલિત | ૫૧૫ |
| ૨. ચાર ભાવનાઓ<br>બ્હેન મધુમતી | ૫૧૬ |
| ૩. ૨૧ મી સદીનો રાસ કાવ્ય<br>રા. છોનાપુ | ૫૨૦ |
| ૪. દાદા પહોરના ગપ્પા—શાપોદ્ધાર<br>રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ. | ૫૨૧ |
| ૫. દુર્ગાદાસ<br>રા. પ્રાણલાલ કિરપારામ દેસાઈ, બી. એ. | ૫૨૯ |
| ૬. ગુજરાત રાજકીય પરિષદ્<br>રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી. | ૫૩૩ |
| ૭. સ્વરાજ્યનાદ કાવ્ય<br>રા. રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ | ૫૩૮ |
| ૮. ન્હાનીશી વાદળી સચિત્ર કાવ્ય<br>રા. મલયાનિલ બી. એ., એલએલ. બી. | ૫૩૯ |
| ૯. હોમરૂલ સચિત્ર વાર્તા<br>રા. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર | ૫૪૦ |
| ૧૦. દુખિયાંની હોસ્પીટલો ૭ ચિત્રો સાથે<br>ડૉ. ઇન્દુલાલ સેવકલાલ દવે એમ. બી. બી. એસ. | ૫૪૭ |
| ૧૧. યૂનાઇટેડ સ્ટેટ્સની શોધખોળની સંસ્થાઓ<br>પ્રૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ. | ૫૫૬ |
| ૧૨. વર્તમાન ચર્ચા<br>૧. નજરકેદનો અંત અથવા લોકમતનો વિજય.<br>૨. ગુજરાત સંસાર સુધારા પરિષદ્.<br>રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી. | ૫૬૦ |
| ૧૩. કૉલેજીઅન ચાલુ વાર્તા<br>રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા, બી. એ. | ૫૬૨ |
| ૧૪. ગ્રન્થાવલોકન ૧. જીવનનેની ૨. સંસારદર્પણ ... | ૫૬૮ |


---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.




" જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !"

—રા લલિત પૃષ્ઠ ૫૧૫




પુસ્તક ૨૨ મું.] ઑક્ટોબર, ઈ. સ. ૧૯૧૭. [અંક ૧૦.

# "જય: સ્વદેશ! જય: સ્વરાજ્ય!"

લેખક—રા. લલિત.

(પ્રથમ મણિ ઉત્કાર કલ્યાણના એ પદની ધૂન)

જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
જય પ્રભુ પ્રજા સમાજ!

પ્રોજ્જ્વલ પરમાત્મરાજ્ય
સર્વહિતભર્યું સામ્રાજ્ય
સ્વેચ્છાનું સ્વસ્થ રાજ્ય
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

અન્તરે એક જ અવાજ
એક દેશ એક સાધ્ય
જન્મદેશ જીવનનાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

દેશલાજ, દેશકાજ,
દેશબન્ધુતાની લાજ
રેખો પ્રભુ! દેશ, આજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

તા. ૨૦-૮-૧૭

---

# ચાર ભાવનાઓ.

લેખક-બ્હેન મધુમતી

આહાર, વિહાર, ભય, અને નિદ્રા વગેરે બાબતોમા પશુઓ અને મનુષ્યો સમાન છે. પરન્તુ પરમ કૃપાળુ પરમાત્માએ કૃપા કરીને મનુષ્યોને વિચારશક્તિ-જ્ઞાનશક્તિ-સમજશક્તિ વિગેરે આપેલી છે અને તેની સાથે તેમની ઉપર જે એક ફરજ મૂકેલી છે તે એ કે દરેક મનુષ્યે તે મહાન પ્રભુના આ વિશ્વરૂપ ગૃહમા એક બીજાને પરસ્પર મદદ કરી પોતાનુ તથા અન્યનુ જીવન વિકાસક્રમમા આગળ વધે તેવુ વર્તન રાખવુ આવુ વર્તન રાખવાને, ઉન્નતિક્રમમા આગળ વધવાને તથા પોતાના શિરે રહેલી ફરજ અદા કરવાને દરેક મનુષ્યે પ્રથમ પોતાનુ ચારિત્ર ઉત્તમ બનાવી તેને ઉપયોગી ભાવનાઓથી ખીલવવાની જરૂર છે. ભાવનાનો અર્થ "હમેશા મનમા અમુક પ્રકારનો ભાવ લાવ્યા કરવો એવો થાય છે."

આ ઉપરથી કોઈને એવો પણ પ્રશ્ન થશે કે જીવનના વિકાસક્રમને ઉપયોગી તે ભાવનાઓ હોય કે કર્તવ્યો? આપણે મોટી મોટી ભાવનાઓ રાખી વિચાર કર્યા કરીએ તેમા શુ વળે? કરી બતાવવુ, ને વિચાર કર્યા કરવા, વગેરે કરતા તો કરી બતાવવુ એ વધારે સારૂ છે. જો કે આ વાત કેટલેક અંશે વાસ્તવિક લાગે છે ખરી, તો પણ લગાર દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરતા, અને વિવેકદૃષ્ટિથી જોતા આપણને એ જણાયા વિના નહિ રહી શકે કે જડ, ચૈતન્ય સર્વેમા ભાવનાઓ સૂક્ષ્મ રૂપે રહેલી છે. કર્તવ્યો તો માત્ર એ ભાવનાઓના સ્થૂલ સ્વરૂપો જ છે અને આ જગત ભાવનાઓથી જ ટકી રહ્યુ છે.

આપણે સામાન્ય જાણીતા એક વૃક્ષનુ દૃષ્ટાંત લઈએ તે કેવુ લીલુ તાજુ, તથા સુન્દર દેખાય છે! ફલ, ફુલો તથા છાયા દ્વારા કેવુ સર્વની સેવા બજાવે છે! આ બધુ શાથી? આપણને સર્વને સુવિદિત જ છે કે તેમા રહેલા રસને લીધે જ. જેમ વૃક્ષની ફળફુલરૂપી પ્રગતિ તેમા રહેલા રસને લીધે થાય છે તેમ મનુષ્ય માત્રની પ્રગતિ તેના અંતરમા રહેલી ભાવનાઓને લઈને જ થાય છે. આટલા સારૂ જ આપણા શાસ્ત્રકારોએ કર્તવ્યોનો મૂળ આધાર તથા બંધમોક્ષનુ ખરૂ કારણ મન કહેલુ છે. સારી ભાવનાઓ રાખનાર મનુષ્ય સારા કર્મ અથવા કર્તવ્યો કરી શકે છે, અને સારા કર્તવ્યો કરનાર જ આ લોક તથા પરલોક સુધારી શકે છે.

હાલમા આપણી ઉત્તમ ભાવનાઓ નાશ પામી છે, લગભગ નહિ જેવી જ રહી છે અને તેથી જ આપણી અધોગતિ થઈ છે. સંસારવ્યવહાર અસ્તવ્યસ્ત બન્યો છે. આપણી ખરી ધાર્મિક ભાવનાઓ વિનષ્ટ થઈ ગઈ છે, અને સર્વત્ર દીલગીરી ઉત્પન્ન કરે તેવો દેખાવ દૃષ્ટિએ પડે છે-ભાન્ડુભાન્ડુઓમાથી નિર્મળ સ્નેહ નાશ પામ્યો છે, વડિલો પ્રત્યેની પૂજ્ય ભાવનાઓ જતી રહી છે, બાળકો પ્રત્યેની ફરજો બેદરકારી છોડી દેવામા આવી છે અને દંપતીમા શુદ્ધ સાત્વિક પ્રેમને બદલે ક્ષણિક મોહ આવી ગયો છે. તેમ જ શિષ્યો ગુરુ તરફ અને શિક્ષકો વિદ્યાર્થીઓ તરફ એવુ જ વર્તન રાખતા ઘણી વખતે માલુમ પડે છે.

---

સરસ્વતીચન્દ્ર ભાગ ૨ જો રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબા

આ સર્વનું કારણ શું? શિક્ષાનો આટલો મહોળો પ્રચાર હોવા છતાં તેની જોઇએ તેવી અસર થતી નથી અને બીજી બધી પ્રજાઓના કરતા આપણી પ્રજા કેમ પછાત રહી છે? વળી એક વખતે ઉન્નતિના શિખરે પહોચેલો દેશ આ કારણથી દીન, ગરીબ અને નિર્માલ્ય થઈ ગયો છે? આ સર્વનુ કારણ દરેક મનુષ્યે વિચારવા જેવુ છે

આ સર્વનુ કારણ મ્હને તો વ્યક્તિગત દોષ જ લાગે છે તે દૂર કરવાને એક જ ઉપાય છે અને તે એ કે દરેક મનુષ્યે પછી તે બાળક હો યુવાન હો વા વૃદ્ધ હો શિષ્ય હો વા ગુરૂ હો, ગમે તે હો પણ દરેકે ઉચ્ચ ભાવનાઓ રાખી ઉચ્ચ આદર્શ દૃષ્ટિ સમીપ રાખી કર્તવ્યો બજાવવાની જરૂર છે અને ફરજ છે જો આ પ્રમાણે બને તો આપણો આ સમષ્ટિનો સર્વ સદ્ગુણમા દૂર થઈ જાય, દરેક મનુષ્યનુ જીવન તથા ચારિત્ર ઉત્તમ બને અને પુનઃ આપણો દેશ જાહોજલાલી મેળવે. જો આપણે આ સર્વ બાબતો સિદ્ધ કરવી હોય, જીવનને આપણે જો ઉન્નત માર્ગે દોરવુ હોય, તથા જગતને ઉપયોગી થવુ હોય તો પ્રથમ આપણે આપણી ભાવનાઓ ઉત્તમ અને આદર્શ રૂપ બનાવવાની જરૂર છે

મનનો સ્વાભાવિક જ ધર્મ છે કે ત્હેમા વિવિધ ભાવ ઉત્પન્ન થાય જ અને વિચારો આવે જ પરન્તુ સર્વ વિચારો જીવનને ઉપયોગી હોતા નથી માટે નકામા વિચારો-ભાવો ત્યજી દઈ જીવનને જે અતિ ઉપયોગી થઈ પડે તે ભાવનાઓ ખીલવવી તે ભાવનાઓમાની મુખ્ય ચાર ભાવનાઓ નીચે પ્રમાણે છે —

(૧) મૈત્રી, (૨) પ્રમોદ, (૩) કારુણ્ય અને (૪) માધ્યસ્થ્ય આ જ ભાવનાઓને ઘણા ખરા ધર્મોમા પ્રાધાન્ય આપેલુ છે તેમાથી પ્રથમ આપણે મૈત્રી લઇશુ કારણ કે તેનાથી જ આ જગતનો સર્વ વ્યવહાર ચાલે છે, એમ કહીશુ તો ખોટુ નથી

મૈત્રી એનો અર્થ બન્ધુત્વ સાહચર ભાવ એવો થાય છે અને આ ભાવના વિકસાવવાને સારુ જો આપણે બધા એમ માનીએ અથવા સમજીએ કે આ સસાર રૂપી યાત્રામા ફરનાર સર્વ યાત્રાળુઓ છીએ એક જ મધના મનુષ્યો છીએ અને એ યાત્રાને ધામે પહોચવાને માટે સાથે રહીને જ, પરસ્પર મદદ કરીને જ આપણે આગળ વધવાનુ છે તો આપણા દરેક કષ્ટનું સ્હેજમા નિરાકરણ થઈ જાય આપણામાથી ક્રોધ ઇર્ષ્યા, વેર વિગેરે દુર્ગુણો દૂર થઈ જાય, મિત્રભાવ જાગૃત થાય, ભાઇ બ્હેનોમા પ્રેમ વધે અને દંપતીનો સબધ સુધરે આટલુ થયા પછી આપણો આડોશીપાડોશીઓની ઉપર, કુટુંબીઓની ઉપર તથા પ્રાણી માત્ર ઉપરનો એકસરખો નિસ્વાર્થ સ્નેહ વધે એવો પ્રયત્ન કરવો જોઈએ વળી આપણે જાણવુ અને સમજવુ જોઇએ કે આ જગતમા શ્રીમાન્ કે ગરીબ, વિદ્વાન્ કે મૂર્ખ એ સર્વ એક જ મહાન પિતાના-વિશ્વ નિયન્તાના બાળક છે, અને તેમની ઉપર સમાન સ્નેહ રાખવો એ આપણો ધર્મ છે જ્યારે આ પ્રમાણે સમજાય ત્યારે જ એ ભાવનાનું સાફલ્ય થયુ એમ કહી શકાય.

બીજી પ્રમોદ એનો અર્થ આપણા કરતા શ્રેષ્ઠ હોય તેમને માન આપવુ વિનીતતાથી વર્તવુ એ છે

સરસ્વતીચન્દ્ર ભાગ ૩ જો રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

આપણે ઉપર કહ્યું તે પ્રમાણે સર્વ ઉપર સમાન ભાવ-બંધુભાવ રાખવો, એ વાત સત્ય છે, તથાપિ જેઓ આપણા કરતા વયમાં બુદ્ધિમાં જ્ઞાનમાં તથા પદવીમાં શ્રેષ્ઠ છે તેમની પ્રત્યે તો એ ભાવના ઉત્પન્ન થાય તેની સાથે પૂજ્ય ભાવના ઉત્પન્ન થવાની વધારે જરૂર છે માતા, પિતા, સાસુ સસરા ગુરૂ, આચાર્યો તથા સમાજના નેતાઓ આપણા કરતા જુદી જુદી બાબતોમાં શ્રેષ્ઠ છે, અને તેથી જ આપણા શાસ્ત્રો આપણને માતૃદેવો ભવ । પિતૃદેવો ભવ । ગુરુદેવો ભવ । વિગેરે સૂત્રોથી બોધ કરે છે અને આપણને ભકિતભાવ રાખવાનું સૂચવે છે પરંતુ અફસોસની વાત એ છે કે આપણે સારૂ જ રચાએલા સૂત્રોનુ આપણે પ્રતિપાલન કરતા નથી વિવિધ પ્રકારનું શિક્ષણ લેવા છતા આપણામાં ખરી નમ્રતા આવતી નથી, જો કે આપણે વ્યવહારની ખાતર, શિષ્ટાચારની ખાતર આપણાથી શ્રેષ્ઠ જનને મસ્તક નમાવીએ છીએ પણ એ મસ્તક નમવાની સાથે જ આપણું હૃદય ન નમે વિનીત ન બને, તેમના પ્રભાવશાળી જીવનની છાપ આપણા હૃદયમાં ન પડે તો તે નમાવ્યું અને ન નમાવ્યું સમાન જ છે જ્યારે આપણે નમ્ર બનીએ છીએ ત્યારે આપણામાં એક પ્રકારનો શુદ્ધ સાત્વિક અને નિર્મળ ભાવ ઉત્પન્ન થાય છે-અહંભાવનો-માન અપમાન બુદ્ધિનો લય થાય છે, અને જ્યારે આ પ્રમાણે બને છે ત્યારે જ આપણે સમાજને ઉપયોગી કાર્યો કરવાને શક્તિમાન થઈએ છીએ

ત્રીજી ભાવના કારુણ્ય છે એનો અર્થ કરૂણા અથવા દયા થાય છે આ ભાવના સર્વથી ઉત્તમ છે માણસ દયાળુ હોય તો જ તે બીજા કાર્યો કરી શકે છે ઘાતકી માણસથી સર્વ દૂર જાય છે જેમ આપણને સમાન તરફ બંધુભાવની અને શ્રેષ્ઠ તરફ પૂજ્ય ભાવની જરૂર છે તેમ કનિષ્ઠ તરફ દયાની અથવા કરૂણાની જરૂર છે આપણી આજુબાજુ એક એવો મોટો વર્ગ પડેલો છે કે જેમની તરફ આપણે દયાની ભાવના વિકસાવવી જ જોઈએ ઘણાએ રોગી, અપંગો અને અનાથો બીચારા એક મૂઠીભર અન્નને માટે, કકડા વસ્ત્રને માટે ટળવળે છે શુ આપણે આ સર્વ તરફ દયા દર્શાવવાની જરૂર નથી? એક તરફ જ્યારે આપણે વિવિધ પ્રકારના મિષ્ટાન્નો જમીએ છીએ, અપ ટુ ડેટ ફેશનમાં ફરવાને સારૂ હજારો રૂપીઆ ખર્ચીએ છીએ ત્યારે બીજી તરફ અનેક આત્માઓને એક ટંક અન્નના સાસા પડે છે ભર શિયાળામાં એક ખાદીની બંડી પણ મળતી નથી વળી જ્યારે આપણે રંગરાગમાં ગુલતાન થઈ અનેક પ્રકારની મોજ ઉડાવીએ છીએ ત્યારે આપણી ઘણીએ ગરીબ વિધવા બ્હેનો પેટ ભરવાના સાધન વિના ભૂખે મરતી અશ્રુ વર્ષાવી રહે છે વાચકો! આ શું આપણને શરમાવનારૂં નથી? આપણા મનુષ્યત્વને લાંછન લગાડનારૂં નથી? તમે કદાચ કહેશો કે, હા છે પરંતુ તેમાં આપણે શું કરી શકીએ, એમ છીએ! હું એમ કહું છુ કે આપણે ઘણું કરી શકીએ એમ છીએ જો આપણે શ્રીમંત હોઈએ તો ધનથી મદદ કરીએ, જો શ્રીમંત ન હોઈએ તો તન તથા મનથી અનાથ આશ્રમો હોસ્પિટલો દ્વારા તથા બીજા સાધનો દ્વારા તેમને મદદ કરી શકીએ એમ છીએ- ગરીબ બાળકોને ધંધે વળગાડી શકીએ-ગરીબ વિધવા બ્હેનોને બીજી ત્રીજી વાતોથી ભણાવવા

કરતા તેમને ધર્મનીતિનુ શિક્ષણ આપી તેમના હૃદયમા સમાજસેવાના બીજો રોપી દઈએ-તેઓ પોતાની જાતે પોતાનુ ગુજરાન સ્વતંત્ર રીતે ચલાવી શકે તેવા હુન્નર ઉદ્યોગો શીખવી શકીએ અને જ્યા આ પ્રમાણે બને તો જેઓ હાલ દેશને બોજારૂપ છે તે તેના એક અંગરૂપ બને જે દેશ દરેક રીતે આગળ વધવા માગતો હોય તે દેશે પહેલા પોતાના ગરીબ અનાથોની સ્થિતિ સુધારવાની જરૂર છે જો તેમ ન થાય તો દેશને નુકસાન છે

આ સિવાય આપણે ગરીબ પશુઓ ઉપર પણ દયા બતાવવાની જરૂર છે આત્મા દરેકને વ્હાલો છે, સો કોઈ પણ પશુને અથવા પ્રાણીને ઈજા ન થાય તેવી રીતે આપણે ચાલવુ અને વર્તવુ જોઈએ મનુષ્ય વર્ગને ઈશ્વરે સમજશક્તિ આપી છે, પશુઓને તેવી શક્તિ આપી નથી માટે તેમના તરફ વધારે દયા બતાવવાની દરેક મનુષ્યની ફરજ છે જો દરેક મનુષ્ય આવી રીતે પોતાની ફરજ સમજે તો ઈશ્વરે આપેલી બક્ષીસનો સારો ઉપયોગ થયો એમ કહેવાય જેમ આપણને કોઈ ઈજા કરે તે આપણને ગમતુ નથી તેમ આપણે બીજાને ઈજા કરવી તે આપણને (મનુષ્યોને) શોભતુ નથી ઈશ્વરને મન સર્વ સરખા છે માટે દરેક મનુષ્યનો ધર્મ છે કે તેણે પ્રાણી માત્ર તરફ દયા રાખવી તુળસીદાસ કહે છે કે, "દયા ધર્મકો મૂલ હૈ પાપ મૂલ અભિમાન તુલસી દયા ન છાંડિયે જબ લગ ઘટમેં પ્રાણ" દરેક મનુષ્યે આ દોહરાનુ મનન કરવા જેવુ છે અને તે પ્રમાણે વર્તવાની જરૂર છે

ચોથી ભાવના માધ્યસ્થ છે માધ્યસ્થ એટલે જેઓ આપણા કરતા જ્ઞાનમા ઉતરતા હોય તેમના તરફ તિરસ્કારની દૃષ્ટિથી ન જોતા તેમને સુધારવાનો પ્રયત્ન કરવો તે છે અજ્ઞાની છે તેથી તેઓ તિરસ્કારને પાત્ર નથી, પણ દયાને પાત્ર છે દરેક જ્ઞાનસંપન્ન વ્યક્તિની ફરજ છે કે તેમણે પોતાનાથી જ્ઞાનમા ઉતરતાઓને પોતાનામા હોય તેટલા જ્ઞાનનો બોધ આપવો, તેમનાથી અભડાઈ જતા હોઈએ તેમ તેમનાથી દૂર નહિ નાસતા તેમની વચમા જઈ તેમને સુધારવાને મહાત્મા ગાંધીજીની અથવા બેનાભગિની નિવેદિતાની માફક પ્રયત્ન કરવો જોઈએ મહાત્મા શ્રી ગાંધીજીનુ જીવન આપણને સર્વને વિદિત છે વળી બેનાભગિની નિવેદિતા જો કે એક વિદેશી વિદુષી બાઈ છે, છતા તેમણે આપણી સ્થિતિથી દુખી થઈ ભારતવર્ષની કેવી અમૂલ્ય સેવા બજાવી છે તે દરેક સુશિક્ષિત બ્હેનને સુવિદિત છે જો આપણા દેશની કેળવાયેલી બ્હેનો પણ આ માર્ગ ગ્રહણ કરે તો આજકાલ વધી ગએલા અજ્ઞાનીઓની સંખ્યા ઘટે અને કેળવણીના બહોળા પ્રચારથી દેશની આબાદી વધે

સુજ્ઞ વાચકો ! આ સઘળા ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે આ ચાર ઉત્તમ ભાવનાઓ ખીલવવાની આપણે કેટલી જરૂર છે મિત્રભાવ રાખવાથી હૃદય દુઃખક્લેશથી મુક્ત થાય છે, સમાન ભાવ રાખતા શીખાય છે અને આ ઉપરથી જગતમા આપણો કોઈ શત્રુ રહેતો નથી મોટા તરફ પૂજ્ય ભાવથી હૃદય નમ્ર બને છે તેમા અભિમાન-વિનીતતા ઉત્પન્ન થાય છે અને આવુ હૃદય વ્યવહારમા પણ ઘણુ ઉપયોગી થઈ પડે છે નમ્ર હૃદયથી

પ્રભુ પણ પ્રસન્ન થાય છે, કારણ કે ભક્તિને અધીન ભગવાન છે દીન તથા દુખી ઉપર દયા બતાવવાથી દેશની એક મોટી સેવા થવા સાથે આપણા હૃદયમા દયાનો ગુણ ખીલી નિકળે છે વળી અનાથીઓને ઉગ્રતે ચરાવવાથી પણ દેશની એક રીતે સેવા થાય છે અને દેશની સેવા તે સર્વવ્યાપક પ્રભુની સેવા છે આશા છે કે સુજ્ઞ વાચકો સંસારના વિકટ માર્ગ પ્રયાણ કરતા પહેલા આ ભાવનાઓનો અંગીકાર કરશે અને તે પ્રમાણે વર્તવાનો પોતાથી પ્રયત્ન કરશે જો આ ભાવનાઓ પ્રમાણે મનુષ્ય બરાબર વર્તી શકે તો આત્મ જીવન ગાળી શકવાને શક્તિમાન થાય ઈશ્વર દરેક મનુષ્યો આવી ભાવનાઓ પ્રમાણે ચાલવાની પ્રેરણા કરો.

---

# ૨૧ મી સદીનો રાસ.

લેખક—રા છોગણ

આમુખ — આ સુરનોકના રાસ વહાવરો રમસગિતા
ઉગશે નિત્ય નિત્ય રસપૂર્ણિમા રમણીના ચોકમા
જાગશે ત્રિલોકમા તાને તાને રમધ્વનિ
ડોલશે સૈની ડોલને રસસાગરની દેવીઓ
ગુંજશે ગુણવતી ગૃહલક્ષ્મીઓ ગૃહે ગૃહે આ ગ ની ગીતા
પાન થઈ ઝીલશે હૃદયે સ યમાથી સ્વામીઓ

---

# ટાઢા પહોરનાં ગપ્પાં—શાપોદ્ધાર.

લેખક—ગ કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી એ

સુબધુ—( સ્વગત )—આ વિદ્યાર્થીઓ મારી પુંઠે પાકા લાગ્યા છે ઠે ચપળ ટેનાળ અને આનદી, પરતુ રીતભાતમા જરા જડ છે ગઈ કાલની મારી વાતમા કદાચ એમને રસ પડયો હશે

અમથાલાલ—સુબધુજી! આજ કઈ મારી અહિ ખુણે ભગઈ બેઠી છે! તમને શોધતા શોધતા તો અમારો આરો નિકળી ગયો

મૂળુભા—કેટટે અમને એમ થયુ કે મારી બા ામા પધારી જ નહિ હોય

સુબધુ—તમને પડેલા શ્રમ માટે હુ દિલગીર છુ હુ એકાતપ્રિય છુ, એ તમે જો કદાચ આજ સુધી જાણ્યુ ન હોય તો આ ક્ષણથી જાણવાની તસદી લેશો

કેશવરામ—કાલ આપણે એમ હતા ત્યા એમ ત જ હતુ

સુબધુ—હતુ પણ જોઈએ તેવુ નહિ ઉપરાત આ બાગ સબધી એવો એક ગભીર કરણ વ્યતિકર બન્યો છે કે જેણે મને આ ખુણો શોધવાની જરૂર પાડી છે

માણેકચદ—એવો તે શો વ્યતિકર બન્યો છે?

સુબધુ—શરૂઆતમા તે જ સ્થળે હુ બેઠો હતો, પરતુ બાગના મુખ્ય માળીએ થોડી વારમા જ આવીને મને કહ્યુ કે—તમે ગઈ કાલે અમને ઘણ નુ સાન કર્યું છે મોટા મોટા અવાજ પાડી વાત કરતા હતા તેથી ગુલાબની અનેક કળીઓ ખરી પડી

મૂળુભા—આપણે અવાજ પાડીએ તેથી વળી ગુલાબની કળીઓ શી રીતે ખરી પડતી હશે?

સુબધુ—એ બાબત મને પણ શકા થઈ હતી અને મ્હે માળીને પૂછ્યુ પણ ખરૂ માળીના કહેવાનો સાર એવો હતો કે કઠોર વાણીનો તાપ ગુલાબની કુમળી કળીઓ સહન કરી શકતી નથી વળી એણે એમ પણ જણાવ્યુ કે અમારા બાગ ખાતાના અમલદાર સાહેબ નવા નિમાયા છે તે બહુ સખત છે અને શાતિને ચાહનારા હોવાથી વાચાળને બિલકુલ પસદ કરતા નથી

દોલતસિંહ—પણ આપણે તો એકે ગુલાબની ખરી જતી જોઈ જ નહિ!

સુબધુ—દોલતસિંહ! તમે હજી કાચા છો મારો તો પાકો નિશ્ચય છે કે જે માણસ જે કળામા કોવિદ હોય તેના પર તે કળાના સર્વ અગઉપાગોમા પૂર્ણ વિશ્વાસ રાખવો બાગની બાબતમા તમે માળીનુ માન રાખશો નહિ તો તમારા પોતાના છોકરા તમારુ શેમા માન રાખશે? વળી આપણે કોઈએ ગુલાબકળી ખરી જતી જોઈ નહિ, એ તમારી દલીલ પણ બાળકાના છે

મૂળુભા—શી રીતે બાળકાના છે? નહિ, દોનો કહે છે તે સગીન છે

અમથાલાલ—અરે, દોલાની દલીલ સાક્ષાત્ વજ્રવરના વજ્રની ભાત જેવી અભેદ્ય છે શેષ પણ એ બીનમા ખુચી શકે એમ નથી

પ્રભુ પણ પ્રસન્ન થાય છે, કારણ કે ભક્તિને અધીન ભગવાન છે દીન તથા દુઃખી ઉપર દયા બતાવવાથી દેશની એક મોટી સેવા થવા સાથે આપણા હૃદયમાં દયાનો ગુણ ખીલી નિકળે છે વળી અજ્ઞાનીઓને રસ્તે ચલાવવાથી પણ દેશની એક રીતે સેવા થાય છે અને દેશની સેવા તે સર્વવ્યાપક પ્રભુની સેવા છે આશા છે કે યુવક વાચકો સંસારના વિકટ માર્ગ પ્રયાણ કરતા પહેલા આ ભાવનાઓનો અંગીકાર કરશે અને તે પ્રમાણે વર્તવાનો પોતાથી પ્રયત્ન કરશે જો આ ભાવનાઓ પ્રમાણે મનુષ્ય બરાબર વર્તી શકે તો આદર્શ જીવન ગાળી શકવાને શક્તિમાન થાય ઈશ્વર દરેક મનુષ્યને આવી ભાવનાઓ પ્રમાણે ચાલવાની પ્રેરણા કરો

---

# ૨૧ મી સદીનો રાસ.

લેખક—રા. છોવણ

આમુખ — આ સુરલોકના રાસ વહાવશે રમ્યસરિતા
ઉગશે નિત્ય નિત્ય રસપૂર્ણિમા રમણીના ચોકમા
જાગશે ત્રિલોકમા તાને તાલે રસધ્વનિ
ડોલશે [illegible] ડોલને રસસાગરની દેવીઓ
ગુંજશે ગુણવતી ગૃહલક્ષ્મીઓ ગૃહે ગૃહે આ ગરવી ગીતા
પાન થઈ ઝીલશે હૃદયે સ પસાયી સ્વામીઓ

---

# ટાઢા પહોરનાં ગપ્પાં—શાપોદ્ધાર

લેખક—રા કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી એ

**સુબંધુ**—(સ્વગત)—આ વિદ્યાર્થીઓ મારી પુઠે પાછા લાગ્યા છે છે ચપળ, રેઢાળ અને આનંદી, પરંતુ ગીતભાતમા જગ જડ છે ગઈ કાલની મારી વાતમા કદાચ એમને રસ પડ્યો હશે

**અમથાલાલ**—સુબંધુજી! આજ કઈ મ્હારી અહિ ખુણે ભરાઈ બેઠી છે! તમને શોધતા શોધતા તો અમારો આરો નિકળી ગયો

**મૂળુભા**—કેટલે અમને એમ થયુ કે મ્હારી બાગમા પધારી જ નહિ હોય

**સુબંધુ**—તમને પડેલા શ્રમ માટે હુ દિલગીર છુ હુ એકાન્તપ્રિય છુ, એ તમે જો કદાચ આજ સુધી જાણ્યુ ન હોય તો આ ક્ષણથી જાણવાની તસ્દી લેશો

**કેશવરામ**—કાલ આપણે એમ હતા ત્યા એમત જ હતું

**સુબંધુ**—હતુ પણ જોઈએ તેવુ નહિ ઉપરાંત આ બાગ સબધી એવો એક ગંભીર કરણ વ્યતિકર બન્યો છે કે જેથી મને આ ખુણો શોધવાની જરૂર પાડી છે

**માણેકચંદ**—એવો તે શો વ્યતિકર બન્યો છે?

**સુબંધુ**—શરૂઆતમા તે જ સ્થળે હુ બેઠો હતો, પરતુ બાગના મુખ્ય માળીએ થોડી વારમા જ આવીને મને કહ્યુ કે—તમે ગઈ કાલે અમને ઘણુ નુક્સાન કર્યું છે મોટા મોટા બરાડા પાડી વાત કરતા હતા તેથી ગુલાબની અનેક કળીઓ ખરી પડી

**મૂળુભા**—આપણે બરાડા પાડીએ તેથી વળી ગુલાબની કળીઓ શી રીતે ખરી પડતી હશે?

**સુબંધુ**—એ બાબત મને પણ શકા થઈ હતી અને મ્હેં માળીને પૂછ્યુ પણ ખરૂં માળીના કહેવાનો સાર એવો હતો કે કઠોર વાણીનો તાપ ગુલાબની કુમળી કળીઓ સહન કરી શકતી નથી વળી એણે એમ પણ જણાવ્યુ કે અમારા બાગ ખાતાના અમલદાર સાહેબ નવા નિમાયા છે તે બહુ સજ્જન છે અને પ્રાણિને ચાહનારા હોવાથી ઘોઘાટને બિલકુલ પસદ કરતા નથી

**દોલતસિંહ**—પણ આપણે તો એકે ગુલાબકળી ખરી જતી જોઈ જ નહિ!

**સુબંધુ**—દોલતસિંહ! તમે હજી કાચા છો મારો તો પાકો નિશ્ચય છે કે જે માણસ જે કળામા કોવિદ હોય તેના પર તે કળાના સર્વ અગઉપાગોમા પૂર્ણ વિશ્વાસ રાખવો બાગની બાબતમા તમે માળીનુ માન રાખશો નહિ તો તમારા પોતાના છોકરા તમારૂં શેમા માન રાખશે? વળી આપણે કોઈએ ગુલાબકળી ખરી જતી જોઈ નહિ, એ તમારી દલીલ પણ ગાબડાવાળી છે

**મૂળુભા**—શી રીતે ગાબડાવાળી છે? નહિ, દોલો કહે છે તે સગીન છે

**અમથાલાલ**—અરે, દોલાની દલીલ સાક્ષાત્ વજ્રધરના વજ્રની ભીત જેવી અભેદ્ય છે મોથ પણ એ ભીતમાં ખુચી શકે એમ નથી

સુબન્ધુ—બધુઓ! આમ ઉતાવળા ન થાઓ. કલાકોવિદોના મર્મ પકડવામાં કોઈ વાર ભગીરથ પ્રયત્નની અપેક્ષા હોય છે. માગીએ કહ્યું કે ગુનાબની કળીઓ ખરી પડે છે અને આપણે કોઈએ કળીઓ ખરતી જોઈ નથી તો પછી એમાથી એ મર્મ નિકળ્યો કે ખરી પડવાની ક્રિયા એકદમ સિદ્ધ થતી નથી. ખરવાનો આરંભ થાય પણ તે આપણી દૃષ્ટિને અદ્રશ્ય હોય. ખરવાનો સળવળાટ સાંજે શરૂ થાય અને મધ્યરાતે એ ક્રિયા સિદ્ધ થઈ રહે તે વખતે આપણે તો પથારીમાં નિરાંતે ઘોરતા હોઇએ!

માણેકચંદ—ક્રિયાવિજ્ઞાનની આ ઝીણવટથી કઈક ખુલાસો થાય છે ખરો.

સુબન્ધુ—બધુઓ! વિચાર કરવામાં ઉતાવળને જરા વેગળી કરી ઝીણવટના ગ્રાહક થતા શિખો.

કેશવરામ—એ કારણથી આ ખુણો શોધવો પડ્યો હશે?

સુબન્ધુ—હા અહિં વિશેષ એકાંત છે, અને વળી ફૂલકળીઓ નથી.

દોલતસિંહ—તો પછી ચાલવા દો આપણી જીભનો વ્યાપાર. મારા મનમાં આજકાલ ઘોળાયા કરતો સવાલ લો, હું જ કહી નાખુ, બીજા દેશોના પ્રમાણમાં આપણો પ્રિય દેશ આટલો બધો પછાત કેમ છે?

અમથાલાલ—દોના! બાળદિયો થયો છતાં તને બોલતાં આવડ્યુ નહિ! પછાત કહેતાં તારી બૂડી જીભનડી કપાઈ ગઈ નહિ. આપણો દેશ પાછળ પડવામાં કેમ સહુથી આગળ છે, એમ પૂછતા તારી અક્કલ કેમ બહેર મારી ગઈ?

કેશવરામ—અમથાભાઈ આજ ઠીક રંગમાં છે! અનિર્વચનીય તત્ત્વનુ સિંદુ લઈને આવ્યા જણાય છે.

અમથાલાલ—(કેશવરામને થપ્પડ મારી) લેતો જા, બચ્ચાજી! મૂળુભાને કહેવાનુ મને કહે છે?

સુબન્ધુ—આજ તમે અંતરંગ વિગ્રહ કરશો તો મને આશંકા રહે છે કે કોઈ પણ પ્રશંસનીય પુરુષાર્થ માટે તમારા કલેવરનુ કે અંતઃકરણનુ સામર્થ્ય સિલક રહેશે નહિ.

માણેકચન્દ—લો હુ સમાધાનની વાત કરૂં છુ. સુબધુજી! આજે અમે આપની સાથે આપણા દેશની અધોગતિ સમ્બન્ધી ચર્ચા કરવા માગીએ છીએ.

અમથાલાલ—દુર્ગંધિ અધોગતિના હિમાયતી તમે બને થાઓ, હું સુગંધિ ઊર્ધ્વગતિનો જ ગ્રાહક છું.

સુબન્ધુ—ઊર્ધ્વગતિ સિદ્ધ કરવા માટે અધોગતિ ટાળવાની જરૂર છે અને અધોગતિની યથાર્થ ચિકિત્સા કર્યા વિના તે ટાળી શકાશે નહિ. આપણા દેશની અધોગતિની જડ હુ તો એ સમજુ છુ કે તેને અનેક પ્રકારના શાપ લાગેલા છે અને તેનો ઉદ્ધાર જ્યાં સુધી થશે નહિ ત્યા સુધી આપણો સમાજ સડતો અને ગંધાતો જ રહેશે.

મૂળુભા—શાપની વાત તદ્દન ગળત છે. આપણા દેશને કદાપિ શાપ લાગે જ નહિ.

**અમથાલાલ**—શત જીવ મૂળુભા! તારી માએ તને જ જણ્યો છે હુ તારી હોળી કહુ છુ કે આપણા પવિત્ર દેશો કદાપિ કાઈનો મલિન શાપ લાગે જ નહિ માટે પણ આપણા દેશમા એવા બહાદુર બાળાવનિ નુગની લાનાઓ પણ છે કે જેઓ પનગ ચમારી ભનભના નાયુયાની પણ લપટાની પોતાના ચરણ-મનનુ નારણ લેવાની જરૂર પાડે છે

**મુમુક્ષુ**—એ અજ્ઞધારીઓને મારા રાતાવધિ નમસ્કાર હો! પરન્તુ પ્રિય ગતુ અમથાલાલ! મારે તમને કહેવુ જોઈએ કે તમારી મોટી ભૂલ થાય છે આપણા દેશને શાપ કેમ ન લાગે? સાક્ષાત્ વેદમાતા ગાયત્રીને શાપ લાગેલો છે અને એ શાપ નહિ, પણ બ્રહ્માનો વસિષ્ઠનો અને વિશ્વામિત્રનો એમ ત્રણ શાપ લાગેલા છે એ શાપનુ ઉન્મોચન જ્યાસુધી કરવામા આવતુ નથી ત્યા સુધી ગાયત્રીનુ અનુષ્ઠાન સફળ થતુ નથી

**માણેકચદ**—શી બ્રાહ્મણોની રચના! ગાયત્રી પણ શાપિત ઠેરવી!

**કેશવરામ**—તો તો પછી આપણા દેશને શાપ લાગે એમા શી નવાઈ? ગાયત્રીને ત્રણ પ્રસાદી મળી ત્યારે આપણા દેશને તો તેથી પણ અધિક મળી હશે

**મુમુક્ષુ**—તમારો તર્ક વાસ્તવિક છે અનેક વ્યક્તિઓના અન્તઃકરણના અતિ ઉગ્ર પ્રદેશના શાપ વિના આપણો આવો દયાજનક વિનિપાત થાય જ નહિ તો ત્યારે હુ શ્રીગણશાય નમ કરૂ છુ, પછી તમારી તીવ્ર બુદ્ધિ પણ એ ગણનામા ચાલશે પહેલો શાપ માતૃકુક્ષિનો, બીજો શાપ માતૃભૂમિનો અને ત્રીજો શાપ માતૃભાષાનો એમ ત્રણ શાપ મેં ગણાવ્યા

**મૂળુભા**—માતા કદાપિ શાપ દે જ નહિ

**મુમુક્ષુ**—પરશુરામ જેવા પુત્ર જો માતૃહત્યા કરી શકે તો પછી માતા શાપ પણ કેમ દઈ શકે નહિ? એ સર્વ શાપ સમગ્ર કારણથી આપણા દેશને લાગેલા છે તે હુ તમને સિદ્ધ કરી આપીશ પહેલો શાપ માતૃકુક્ષિનો એટલે જન્મ આપનાર માતાની કુખનો છે માતાઓ કહે છે—અમારી પ્રજા અમારા પેટમા પણ સખણી રહેતી નથી નવ મહિના અમારા કેવા જાય છે તે અમારો જીવ જાણે છે સળવળાટ સળવળાટ સિવાય બીજી વાત જ નહિ! કોણ જાણે કેવા આસુરી સસ્કારના જીવ અમારામા પ્રવેશ કરે છે કે અમારી ઇચ્છા ન છતા આ કરીએ તે કરીએ, આ ખાઈએ, તે ખાઈએ એમ અમો અહર્નિશ થયા કરે છે એમ હિંમતથી કહી શકીએ છીએ કે એ અસુરી જીવોને વિધાતાએ જો અમારા પેટમા દાન આપ્યા હોત તો અમારા આતરડા કાતરી કાઢ્યા વિના રહેત નહિ જન્મ્યા પછી પણ એ જીવો અમારા દુ ખમા જ વધારો કરનાર થઈ પડે છે સભ્યતાથી ધાવતા પણ એમને આવડતુ નથી હસવામા રડવામા જ્યા જોઇએ ત્યા ગ્રામ્યતા અને ગ્રામ્યતા ભણવા બેસાડિયે તો ચિત્ત ઠેકાણે નહિ, એકડાને બદલે બગડો કાઢે અને બગડાને બદલે કાઢે એકડો!

**કેશવરામ**—આવી સ્થિતિમા બિચારી હિંદની માતાઓ પોતાનુ ધૈર્ય ખોઈ એમ અને પોતાના છોકરાને શાપ દે એ સ્વાભાવિક છે

**મુગ્ધ**—બીજો શાપ માતૃભૂમિનો છે આપણા યુવકો માતૃભૂમિનુ ગૌરવ યથાર્થ સમજ્યા વિના માતૃભૂમિની યાત્રા અને પ્રદક્ષિણા કર્યા વિના બીજા દેશોના દૃશ્યના વર્ણનથી મુગ્ધ બને છે, પરદેશ જાય છે, પરદેશના રગથી રગાય છે અને માતૃભૂમિની અવજ્ઞા કરે છે, એથી માતૃભૂમિની કકળતી અતરડી તેની પ્રજાને સુખે રહેવા દેતી નથી

**દોલતસિહ**—એ વાતને મારી તરફનો પૂરો ટેકો છે એક જ આબાદ ઉદાહરણ હુ આપીશ અમારા પાડોશી પોપટલાલ ખેતીના ઉંચા અભ્યાસ માટે અમેરિકા ગયેલા તેઓ પાછી વિટબણામા આવી પડ્યા હતા પોતે વિદ્વાન્ અને સારા વક્તા એટલે અમેરિકામા એમણે જે ભાષણ કરેલુ તે સાભળવા પુરુષો અને સ્ત્રીની ભારે ઠઠ થયલી ભાષણ એવુ ઉત્તમ રીતે ચાલતુ હતુ કે તે દરમ્યાન શ્રોતાઓએ નિશ્ચય કર્યો કે વક્તાની ઘોડાગાડી પોતે ખેચી જઈ તેમને અપૂર્વ માન આપવુ પરતુ ભાષણ થઈ રહ્યા પછી સવાલનો વખત આવતા જ્યારે એક શ્રોતાએ વક્તાને તાજમહેલની સુંદર કળા સબંધી, બીજાએ રામેશ્વરના શિવલિંગ સબધી, ત્રીજાએ ૧૮૫૭ ના સિપાઈના બળવા પ્રસગે પવન વેગે ઉડી જતી વાત-સબધી, ચોથાએ દીલ્હીના ચાદની ચોક સબધી અને પાચમાએ હિંદમા આવેલા સૂચના દેવા લય સબધી પ્રશ્ન કર્યો ત્યારે ભાઈસાહેબનું જ્ઞાન એ દરેક બાબતમા આમળા જેવુ મીડુ જાહેર થયુ અને સભામા ઉલટી ધિક્કારની લાગણી ઉત્પન્ન થઈ

**અમથાલાલ**—દોલતસિહ કહે છે એ પ્રસગ તદ્દન સાચો છે મારા એક ઓળખીતા પણ એ અમેરિકાની સભામા હાજર હતા તેમણે મને એ પ્રસગની વાત કરતા કહ્યુ હતુ કે સભામા ધિક્કારની લાગણી એટલી તીવ્રતાએ પહોચી કે ગાડી ખેચી જવાની વાત તો બાજુએ રહી, ઉલટી એક શ્રોતાની દરખાસ્ત ઉપરથી સભાએ સર્વાનુમતે એવો ઠરાવ કર્યો કે સમ્મુખમનિવિષ્ટકુક્કુરયુગલવિશિષ્ટ, અર્થાત્ જેમા સામસામા બે કુતરા બેસાડ્યા હોય એવી, ભાગાગાડી આજના વિદ્વાન્ વક્તાએ પોતે ખેચી જઈ બાગમા એક કનારે ફેરવવી તરદી લેવી સભા એટલા જુસ્સામા આવી ગઈ હતી કે ભાઈસાહેબને તેમ કરવુ પણ પડ્યુ

**કેશવરામ**—પરમ આશ્ચર્ય !

**માણેકચદ**—હવે તો મારી બુદ્ધિ પણ ચાલવા લાગી છે માતૃભાષાના શાપ સબધી હુ બોલવા માગુ છુ આપણી માતૃભાષા કહે છે-મારૂ ગૌરવ મારી પ્રજા જ પિછાનતી નથી મારી સમૃદ્ધિનો તેને ખ્યાલ નથી તેના અનાદર અને તિરસ્કારથી હુ બળતી ને બળતી રહુ છુ માટે એવી દુર્દશા મારી પ્રજાને જ હાથે જ્યા સુધી થતી રહેશે ત્યાસુધી તેના કલ્યાણમા હુ પોતે હજાર વાર આડી આવીશ

**મગુભા**—માણેકચંદ કહે છે તે કઈ ખોટુ નથી જુઓને સાદા પાચ વાક્યો પણ આપણા જમાનાના જુવાનિયા શુદ્ધ ગુજરાતીમા બોલી શકતા નથી દાખલા તરીકે *Furniture* ની એક *Shop newly* જ *open* થઈ છે, થોડા *time* મા ઘણી જ *popular* થઈ પડી છે એ *book*

ઘણી જ *interesting* છે *Library* માથી મહામેહનતે હુ *issue* કરી ગયો હુ *Morning* મા *begin* કરી પછી *dinner* ર્યુ એને તેમણે, અને *evening* મુકીમા તો *finished*! મારી બધાને ખાસ *recommendation* છે કે એ *book* તો *by all means* વાચવી જ

શુભ બ્ધુ—મધુઓ! તમે મારો આશય ઉત્તમ રીતે સ્ફુટ કર્યો છે હવે ચોથો શાપ છે તે પિતાનો છે પિતાઓ કહે છે કે–અમારા પુત્રોની નાનાયળીની વાત તો અમે શી કરીએ? આજની પ્રજાને પોતાના જન્મદાતા અને જ્ઞાન દાતા પિતા પ્રતિ જ એવી કોઈ અનિર્વચનીય લાગણી છે કે પોતાના નામ પછી પોતાના પિતાનુ પૂરૂ નામ લખતા પણ તેમને શરમ લાગે છે છબીલદાસ પ મોદી ત્યા બિચારા પરમાનન્દદાસના હાથટાટિયા બધુ કાપી નાખવામા આવે છે અને એકલુ માથુ રાખવામા આવે છે મહાશ ર ક દ્વિવેદી એમા પૂજ્ય મહાશકરભાઈને પોતાના સગા પિતા કરૂણાશકરના ૭ અક્ષરમાથી પાચ અક્ષર ખપ્યા નહિ, અર્થાત્ ⅝ ભાગની કતલ! તારાચદ ક કાપડિયા એમા નામીઆ કાપડિયા તારાચદજીએ પોતાના પિતા કુબેરચદના ચાર અગ ચીરી નાખ્યા! વળી દામોદરદાસ છ મરૈયા એમા તો ચુસ્ત સનાતન ધર્મી ગોકળદાસના ગાત્રો વાળી નાખવામા આવ્યા છે એટલુ જ નહિ પણ બાકી રહેલા માથાપર વિનાયની પાઘડી પહેરાવવામા આવી છે! આ કારણથી ક્રોધાવિષ્ટ થયેલો પિતૃવર્ગ કહે છે–જ્યા સુધી અભ્યતરના અને કૃતઘ્નતાના મૂળગામી નિયમો અમારી પ્રજા અમારી તરફ પાળશે નહિ ત્યાસુધી ઉન્નતિને માટે એમણે મો લગામીને જ બેસી એવુ પડશે

**અમથાલાલ**—તમારી સહુની અકઝ આટલી બધી દોડે અને અનાથ અમથો મૂગો બેસી રહે એ તો એવુ ન ટળી શકે એવુ લાછન, ન માર્જન થઈ શકે એવો મેલ કહેવાય લો, હુ પણ પાચમો શાપ ગણાવુ છુ એ શાપ પિતૃસ્વસાનો અર્થાત્ જનનીની ભગિની એટલે ફોઈનો છે મારા મુરબ્બીઓ અને બધુઓ! છતા જ્ઞાનવરોની સૃષ્ટિમા ફોઈ જેવુ દુ ખી પ્રાણી કોઈક જ હશે બીજા પ્રાણીઓના દુ ખ તરફ વધતી ઓછી વિસોજી દર્શાવવામા આવે છે અને તેની થોડી વહેલો આરો આવે છે, પરતુ નમ્ર ભાવે છતા ભાર સહિત એ જણાવવાની હુ મારી પવિત્ર ફરજ સમજુ છુ કે ફોઈઓના દુ ખ તરફ આજ સુધી કોઈનુ લક્ષ જ ગયુ નથી, એ અવર્ણનીય અફસોસની વાત છે લક્ષ જ ગયુ નથી તો પછી એ દુ ખ ટાળશે કોણ? કેવી રીતે? અને કયારે એ મુઝવણજનક પ્રશ્નત્રયીને સહજ અવકાશ મળે છે?

**માણેકચદ**—ફોઈનુ દુ ખ તો આજે જ સાભળ્યુ?

**અમથાલાલ**—એ જ સિદ્ધ કરી આપે છે કે ફોઈ તરફ કોઈની લેશમાત્ર અનુકપા નથી, અરે કાળજીની છાયાની ઉર્મિનો છાયરો નથી તમે એ દુ ખ જ્યારે સાભળશો ત્યારે તમને પણ આશ્ચર્ય થશે કે એ ટાળવા તરફ આજ સુધી કોઈ પણ માના જણ્યાએ કેમ પ્રવૃત્તિ કરી નહિ ફોઈઓ કહે છે–અમારા ભત્રીજાની ભુડાશની સીમા નથી, દુનિયામા કૃતઘ્નીઓ ઘણા થઈ ગયા છે, પરતુ અમારા ભત્રીજા આગળ તેઓ પાણી ભરે છે

કેશવનમ—ત્યારે ભત્રીજાઓની ભુડાનની પ્રમાદી તમારા ઉત્સુક શ્રોતાવર્ગમાં જરા વર્ણવો.

અમથાલાલ—બ્રાહ્મણભાઈ એટલે પરમાત્માની વાત તો ખરી જ કેશવ! તારા જેવા પરસાદિયા ભગતોએ દેશને સાતમા પાતાળ સુધી ઉંડો ઉતારી દીધો છે લો, સાવધાન! કીર્તનં દુ ખ ધ્રુવતામ્ કોઇઓ કહે છે–અમે અમારા ભત્રીજાઓના સુંદર માંગલિક મોટા નામ પાડીએ છીએ, પરંતુ એ કૃતઘ્ની પ્રાણીઓ તેના ઉપર પાણી ફેરવી મૂકે છે સારા નામ પાડવામાં અમને જે મહેનત પડે છે તેની એમને થોડો જ ખ્યાલ છે ઘણી વાર અમારા મગજરૂપ સાગરના અગાધ ઉંડાણમાંથી અમે એ નામમૌક્તિકો તારવી કાઢીએ છીએ હું કટ લીક વાર અમે અમારા ગ્નેહીસંબંધીઓને પૂછી રમણીય નામની બક્ષીસ અમારા ભત્રીજાઓને દઇએ છીએ, અને કેટલીક વાર તો શબ્દકોશ જેવા મોટા સાધનનો ઉપયોગ કરી વિરલ નવી નામો અમે શોધી કાઢીએ છીએ આ અમારી મહેનત અને કાળજી અમારા ભત્રીજાઓના લેખામાં જ નથી! અમે ભત્રીજાનું 'અમૃતનાથ' એવું માંગલિક નામ પાડીએ છીએ તો એ ભાઈ આગળ જતા લેખક તરીકે પોતાનું નામ 'વજ્રનાગ' એવું રાખે છે અને આખી દુનિયા એ નામથી જ એને ઓળખવા લાગે છે! બીજા ભત્રીજાનું 'અરવિંદ' એવું સુંદર નામ અમે પાડીએ છીએ તેથી નારાજ થઈ એ ભત્રીજો 'પશ્ચિમવાયુ' એ નામ ધારણ કરે છે! ત્રીજા ભત્રીજાનું 'ચંદ્રમૌલિ' એ દિવ્ય નામ અમે પાડીએ છીએ, પરંતુ તે નામને તરછોડી એ ભાઈ પોતાનું નામ 'ઝીંઝુડાકર' એવું જાહેર કરે છે! ચોથા ભત્રીજાનું નામ સાક્ષાત્ 'પદ્મનાભ' એવું અમે રાખીએ છીએ ત્યારે એ ભાઈ 'રાત્રિવિહારી'ના ઉપનક-બથી પ્રસિદ્ધ થવું પસંદ કરે છે! કોઈઓ કહે છે–વધારે દાખલા આપવાની જરૂર નથી ક્યાં અમૃતનાથ અને ક્યાં વજ્રનાગ? ક્યાં અરવિંદ અને ક્યાં પશ્ચિમવાયુ? ક્યાં ચંદ્રમૌલિ અને ક્યાં ઝીંઝુડાકર? ક્યાં પદ્મનાભ અને ક્યાં રાત્રિવિહારી? અમારા ભત્રીજાઓની આ ભુડાશ આજકાલ અસહ્ય રૂપ ધારણ કરી રહી છે, તેથી એ ભુડાન છોડી એઓ અમારા પાડેલા નામની જ દિગંત ગર્જના જ્યાં સુધી કરશે નહિ ત્યાંસુધી એમણે સુખી જીવન ગાળવાની આશા રાખવાની નથી

માણેકચંદ—યથાર્થ છે 'ખડમાકડી' 'કાથીચુનો' અને 'પાંચે પકવાન્ન' એવાં નામ પણ ડોકિયાં કરવા લાગ્યા છે! કોઈઓની આતરડી કકળે એમાં કંઈ શક નથી પરંતુ કોઇઓનો વાંક કદાપિ નહિ થતો હોય?

અમથાલાલ—કોઇઓ પણ કોઈ કોઈ વાર ભત્રીજાઓની આતરડી કકળાવે છે મારૂં પોતાનું જ નામ લ્યોની અમથાનાથ એ નામમાં સુન્દરતા અથવા દિવ્યતાનો અંશ કોઈને જણાય છે? જેને જણાતો હોય તે સહૃદય પુરૂષવર પોતાનો હાથ ઊંચો કરે સંસ્કૃત 'મિથ્યાનો' બગાડ 'મથા' થયો અને જેમ 'સ્ત્રીનું અસ્ત્રી' અને "સ્ટેશન'નું 'ઇસ્ટેશન' થાય છે તેમ 'મથાનું' થયું 'અમથા' હવે હું જ તમને પૂછું છું કે મિથ્યાનાથ એવું મારૂં નામ પાડવું શું મારી ફોઈને

લાજમ ટતુ? મારી ફોઈએ સ્હેજ મારી સલાહ લીધી હોત તો હુ આને કઈ કઈ સૂચના કરત આથી આપ મહાત્માઓ સમજી શ શો કે મારી કોઈના અનુચિત કૃત્ય આમા જ ગી જાહેર પ્રતિબોધસભા બોલાવવાનો મારો પાકો હક છે, પરતુ એની કૃતઘ્નતા અમથાનાને દેખાતી નથી તો પછી બીજા ભત્રીજાઓ ભુડાશ કરી પોતાનો પશુસ્વભાવ જાહેર કરે છે કે બીજુ કઈ?

સુખ ધુ—તે પછીની શાપ સરસ્વતી દેવીનો આવે છે

સુબુભા—શાપ દેનામા એ દયાળુ દેવી પણ યશસ્વી અપના રૂપ રહેશે નહિ?

સુખ ધુ—સબળ કારણ વિના કોઈ પણ દેવદેવી શાપ દેતા નથી, એ સૂત્રનુ તમને વાર વાર વિસ્મરણ થતુ હોય એમ જણાય છે સરસ્વતી દેવીને શાપ દેવાનુ અતિ પ્રબલ કારણ છે તેઓ કહે છે-અમારા ઉપાસકો મેકડો પુસ્તક વાચે છે, અને તેમાના ઘણા ભાગ ઉપાડે । પુસ્તકો લખવાની-ખાસ કરીને કાવ્યાત્મક લઘુ લેખો લખવાની-શુભ પ્રવૃત્તિ કરે છે પુસ્તકો છપાવવામા તેઓ મે કડો રૂપિયાનો ખરચ કરે છે પરતુ જ્ઞાનને ઉનાડો મખી ખાજે કુચો દેનાર એ તુચ્છ બુદ્ધિવાળા ઉપાસકોને એટલુ પણ નથી સૂઝતુ કે પુસ્તકોનુ ઉધઈથી રક્ષણ કરવા માટે ચાર આનાની ડામરની ગોળીની પણ કબાટમા થોડે થોડે અતરે ભક્તિપૂર્વક પ્રતિષ્ઠા કરવાની પૂરી જરૂર છે। ઉધઈના ગ્રાસરૂપ થયેલી વિદ્યાનો ત્રાસજનક દેખાવ હુ સહન કરી શકતી નથી, ભરતભૂમિમા એવા ભાગ ઉપાસકો સહસ્ત્રાવધિ છે, અને એઓ જ્યાસુધી પોતાની ઉપાસનાની સાંગોપાંગ સિદ્ધિ કરશે નહિ ત્યાસુધી એમની વિદ્યા કીલિત જ સમજવી, અને તેથી જનસમાજને કશો લાભ થનાર નથી

દોલતસિંહ—આ ઉપરથી એક અગત્યની વાત મને યાદ આવે છે આપણા દેશમા ગોરક્ષાની સસ્થાઓ ઉભરાય છે પરતુ બચપણથી જ ભેસનુ દુધ પીને ઉછરેલા, તે દૂધના નહિ, છાસ, માખણ, ઘી જેમની રગેરગમા વ્યાપક છે ટુકામા ભેસસતાન હોવાનો દાવો કરી શકનાર લાખો માણસોમાથી હજી કોઈને ભેસરક્ષક સસ્થા સ્થાપવાની બુદ્ધિ સુઝી નથી, એ શોક્ આશ્ચર્ય છે? ભેસનુ હૈયુ આથી બળીને ખાખ થઈ જાય, એ સ્વાભાવિક જ છે મને ખાતરી છે કે ભેસનો શાપ જ ગાયનો આશીર્વાદ સફળ થવામા પહાડ જેવા અતરાયરૂપ છે,

સુખ ધુ—દોલતસિંહ! તમે બહુ વિચારીને બિચારી મહિષીમાતાનુ દુ ખ રજુ કર્યું છે એમા નવાઈ નથી એ માતાના વળીન થનાર પુરૂષવર માટે એક લાખુ પહોળુ કોઈ, કીર્તિકર શોધવુ તે હવે સમગ્ર દેવોનો એક મહાશાપ હુ નિવેદન કરૂ છુ સાભળો, બ્રહ્મા, વિષ્ણુ શકર, ગણેશ, નૃસિંહ, રામ, કૃષ્ણ હનુમાન્ અગ્નિ ઇન્દ્ર, વરુણ, કુબેર, યમ, વાયુ, અશ્વિની કુમાર, કામદેવ, બટુકભૈરવ, કાલભૈરવ ક્ષેત્રપાલ, મહાકાલી મહાલક્ષ્મી, મહાસરસ્વતી, ગાયત્રી સીતા અન્નપૂર્ણા, ભુવનેશ્વરી, ત્રિપુરભૈરવી, છિન્નમસ્તકા, તારા ધૂમાવતી બગલામુખી માતગી, ગગા યમુના ગોદાવરી, સરસ્વતી, નર્મદા, સિંધુ, કાવેરી, તાપી, ૮ વસુ, ૧૦ મહાવિદ્યા ૧૧ રુદ્ર, ૧૨ આદિત્ય ૩૬ યક્ષિણી ૬૪ જોગણી—એ સર્વ દેવદેવીઓ ગગનભેદી સ્વર કરી આપનો પોકાર કરે છે કે અમારા લાખો ભક્તો અમારી ભક્તિનો ડોળ કરે છે, પરન્તુ

ભક્તિનો કંઈક સરખો શિખવો હજી એમને બાકી છે યથા દેહે તથા દેવે (જેમ દેહ વિષે તેમ દેવ વિષે) એ વચનનો અર્થ સ્વપ્ને પણ અમારા કોઈ ભક્તને સ્ફુર્યો હોય એમ જણાતુ નથી નૈવેદ્યના છપ્પન ભોગ અમારી આગળ ધરાઈ ગયા છે, ધરાય છે અને ધરાશે, પરન્તુ એક અમૂલ્ય અતિમિષ્ટ પદાર્થ, જે અમારા ભક્તો પ્રતિદિન અનેક વાર આરોગી અગાધ આનંદ પારાવારમા નિમગ્ન થાય છે, અને જેના ઉચ્ચાર માત્રથી અમારા મોમા પાર વિનાના પાણી આવી ગયા છે, આવે છે અને આવશે, તે પદાર્થનો સ્વાદ અમે કદાપિ ચાખ્યો નથી, એ શુ અમારા ભક્તના નામને નાનુમૂનુ કલંક છે? નિપટનની ચાહના પ્યાલાનો સ્વર્ગીય આનંદ પોતે જ લુટી લેવાની હલકી વૃત્તિએ અમારા ભક્તોના અંતઃકરણમા પ્રવેશ કર્યો હોય એમ સ્પષ્ટ થાય છે એ ચાહતુ એક ટીપુ સરખુ આજ સુધી અમારા કંઠમા ગયુ હોય તો કટો તેના સોગન છે! લાલા વખતનો આ અમારો મનોરથ જ્યાસુધી સિદ્ધ થશે નહિ ત્યાસુધી અમારા ભક્તોના કંઠને વિવિધ આપત્તિઓના પોકાર કરતા સાભળીને જ અમે રાજી થઈશુ

**અમથાલાલ**—તેમા પણ સુમધુજી! લાલા નિપટનનો પીળો ડબ્બો તો હદ વાળી નાખે છે હો! અને ખાસ લીલા ડબ્બા માટે પૂછો તો માનો જાણ્યો કયો દેવ છે અને માની જાણી કઈ દેવી છે કે જે એને માટે ન તલપે?

**માણેકચંદ**—આ શાપથી તો અજબ થઈ!

**કેશવરામ**—આ ચર્ચાથી આપણા દેશની અધોગતિ સમ્બન્ધી વણો ખુલાસો થઈ જાય છે (કાન દઈ) આ ઘોઘાટ શેનો છે?

**સુખ ધુ**—અમથાલાલ! તમે જ જરા તપાસ કરો

**અમથાલાલ**—(તપાસ કરી પાછો આવી) એક સમળ વારપુનો ઉદ્ભવ થયો છે. બાગના માણસો પોકારીને કહે છે કે રાજાજીના સાળાના માસી સાસુ, જેઓ હોજલ પાળે છે, તેઓ હમણા જ બાગમા ફરવા આવનાર છે, માટે તમામ શખ્સોએ બાગ ખાલી કરવો

**દોલતસિંહ**—આમ છે તો બાગ ખાલી કરવાની કૃપા આપણે કરવી જ પડશે

**સુબુભા**—અવશ્ય

**સુખ ધુ**—રાજાજીના સાળાના માસી સાસુની ઇચ્છાને આપણે જરૂર માન આપવુ જોઇએ તેમના એમતવિહારમા આપણે પ્રતિબંધ કરવો જોઇએ નહિ બસ હવે, જય જય! આગળ ઉપર મળીશુ,

**અમથાલાલ**—બેશક માન આપવુ જોઈએ, નહિ તો લાખી શાપાવલિમા વળી એક ઉગ્ર શાપનો ઉમેરો થવાની મહા ભીષણ ભીતિ ઉપસ્થિત થાય છે

---

સુન્દરમેન ૩ ૦—૧૨—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

# દુર્ગાદાસ[1]

લેખક—રા. પ્રાણલાલ કિરપારામ દેસાઈ, બી. એ.

( સ્થાન—પેશોલા સરોવરના કિનારા પરનો રાજમહેલ )

દુર્ગાદાસ એકલો ઉભો ઉભો સામેનો દેખાવ જોઈ રહ્યા છે )

**દુર્ગાદાસ**—( સ્વગત ) મારી મરણીયે ઘા ણાઓ વ્યર્થ ગઈ રાજપૂત જાતિનો ઉદ્ધાર કરી શકવાને હું શક્તિમાન થયો નહિ ! મોગલોનું સામ્રાજ્ય હવે ટકી શકે એમ નથી, એ તો નિસ્સન્દેહ છે પરન્તુ રજપૂતો પણ ઉઠીને ઉભા થઈ શકે એમ નથી !

( જયસિંહ અને સરસ્વતી આવે છે બન્ને દુર્ગાદાસના ચરણો સ્પર્શ કરે છે )

**સરસ્વતી**—અમે આવ્યા તો દેર ! જળપાન નો સમય થઈ ગયા છે

**દુર્ગાદાસ**—આવું છું મહારાણી ! આપ પધારો

**જયસિંહ**—અહા આપને કોઈ પણ જાતની તકલીફ તો નથી પડતી ને ?

**દુર્ગાદાસ** તકલીફ ! તકલીફ શાની ? રાણા સાહેબને ત્યાં તો હું બહુ જ સુખી છું.

**જયસિંહ**—' મારે ત્યાં ' એમ ન કહેશો સરસ્વતીને ત્યાં એમ કહો સરસ્વતીએ જ આપને માટે આ જગ્યા પસંદ કરી છે સરસ્વતીએ અહીં આ આપને માટે કાયમનો બનાવરાવ્યો છે જે દિવસે આપે અમારે ત્યાં પધારી એક નિર્જન સ્થાનમાં રહેવાની ઇચ્છા જણાવી તે દિવસે જ સરસ્વતી જાતે અહીંઆ આવી સર્વ બંદોબસ્ત કરી ગઈ અહીંઆ નિત્ય પોતાને હાથે જ આપને માટે તે રસોઈ કરે છે.

**દુર્ગાદાસ**—મહારાણીની મારા ઉપર અનહદ કૃપા છે

**સરસ્વતી**—કૃપા ! કૃપા એમ ન કહેશો ! આખા રાજસ્થાનમાં એવો કોણ છે કે રાઠોડ વીર દુર્ગાદાસનું નામ સાંભળી જેની છાતી ગર્વથી ફુલાઈ જતી નથી ? અભિમાનથી જે પોતાનું માથું ઉંચું નથી કરતું ! સુભાગ્યે પૂર્વ જન્મના પુણ્યોને લીધે એવા દેશભક્ત દેવના અતિથિના સ્વરૂપમાં અમને પ્રાપ્ત થયા છે એમની પૂજા કરીને અમારી જાતને ધન ભાગ્ય અમે કેમ ન માનીએ ?

( દરવાન પ્રવેશ કરે છે )

**દરવાન**— મહારાજ ! દરવાજાપર મોગલ સેનાપતિ દિલેરખાં ઉભા રહ્યા છે રાઠોડ સેનાપતિને મળવા માગે છે

---

[1] બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર દ્વિજેન્દ્રલાલના ' દુર્ગાદાસ નામના નાટકના પંડિત પનારાયનના હિન્દી અનુવાદ ઉપરથી દુર્ગાદાસ રાણા જયસિંહના મહેમાન તરીકે રહ્યા છે તે પ્રસંગચિત્ર.

દુર્ગાદાસ—દિલેરખા, દિલેરખા અહીંઆ?

દરવાન—હા સરદાર! પોતાનુ નામ એ દિલેરખા જણાવે છે

દુર્ગાદાસ—જાઓ, અત્યન્ત આદરથી એમને અહીંઆ લઈ આવો (સરસ્વતીને) રાણી સાહેબ! હવે તમે અન્દર જાઓ, હુ રાણા સાહેબને લઈ હમણા જ આવુ છુ (સરસ્વતી જાય છે) દિલેરખા અહીંઆ શી મતલબ હશે?

જયસિંહ—કંઈ સમજવામા આવતુ નથી

(દિલેરખા પ્રવેશ કરે છે)

દિલેરખા—બન્દગી, બહાદુર રાઠોડ દુર્ગાદાસ! મને ઓળખ્યો

દુર્ગાદાસ—હુ મારા જીવનદાતાને કેવી રીતે ભૂલી જઈશ શુ? પધારો, આજ મારી ઝુંપડીને હુ ખરી ભાગ્યશાળી સમજુ છુ કહો સરદાર સાહેબ! શા ઇરાદાથી આપને અહીંઆ પધારવુ પડ્યુ?

દિલેરખા—દુર્ગાદાસ! તીર્થદર્શન કરવાને માટે તમારા હિંદુ લોકોના કાશી, હરદ્વાર સેતુબન્ધ, રામેશ્વર વિગેરે તીર્થો છે ને! ત્યા કોઈ કોઈવાર જઈ જાત્રાળુ લોકો પોતાના દેહનુ સાર્થક્ય કરે છે હું પણ મ્હારા મૃત્યુ પહેલા એક વાર આપના દર્શન કરવાને માટે અહીંઆ આવ્યો છુ

દુર્ગાદાસ—(થોડી વાર શાન્ત રહીને) મારા દર્શન કરવાને! દિલેરખા! હુ તો માત્ર એક સાધારણ મનુષ્ય છુ જીંદગીમા યથાશક્તિ માત્ર મારૂ કર્તવ્યકર્મ કર્યો જાઉ છુ

દિલેરખા—દુર્ગાદાસ! આ પાપી જમાનામા એટલુ પણ કેટલા આદમી કરે છે! જે જમાનામા ભાઈ પોતાના ભાઈનુ ગળુ કાપવા તૈયાર થઈ જાય છે, જે જમાનામા પોતાના થોડા લાભને અર્થ આખી કોમને પણ નુકસાન પહોચાડવાને લોક આચકો ખાતા નથી, જે જમાનામા ખુશામત, જુલ્મ, જુદાઈ અને લુચ્ચાઈ ચોતરફ પ્રસરી ગઈ છે તેવા જમાનામાં આપના જેવા વીર, ચોખ્ખા દિલના તેજથી ચાલનારા દેવતાને દેખી આત્મા પાવન થઈ જાય છે દુર્ગાદાસ તમે જ બતલાવો કે તમારા પુરાણોમા તમારા જેવા કેટલા મનુષ્યોનુ વર્ણન કરેલુ છે? જેણે પોતાના માલિકની ખાતર પોતાના જીવની પણ પરવા નથી કરી, જેણે સ્વદેશની ખાતર સર્વનો ત્યાગ કર્યો, જેણે શરણાગતને બચાવવાની ખાતર પોતાનુ વતન છોડી દીધુ જેણે અપ્સરાથી પણ વધારે સુન્દર રાણીના પ્રેમને લાત મારી, જેના ઉપર જુલ્મ થઈ રહ્યો છે એવી અબળાનો જાન બચાવવાને માટે પોતાની છાતી આગળ ધરી અને છેવટે એક ઉંચા ખાનદાનની પુત્રીના ધર્મનુ રક્ષણ કરવાને દેશનિકાલની શિક્ષા પોતાના માથાપર વહોરી લીધી-બતલાવો?

દુર્ગાદાસ—દિલેરખા! પુરાણોમા શોધવાની શી જરૂર છે? એના કરતા પણ ઉંચા દરજાનુ ચારિત્ર જોવાની જો તમારી ઇચ્છા હોય તો એનકઃ પણ લઈ તમારૂ પોતાનુ જ ચારિત્ર તપાસી જુઓને?

---

ઉત્તરરામચરિત રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

દિલેરખા—મારૂ પોતાનુ ?

દુર્ગાદાસ—હા, દિલેરખા ! હા, તમારૂ પોતાનુંજ ! વળી એક આદમી સાથ તમારી મુલાકાત કરાવત, પણ દિલેરખા ! લાચાર છુ એ અહીંઆ નથી એ તમારો જાનિભાઈ વફાદાર કાસિમ છે !

[ કાસિમ પ્રવેશ કરે છે ]

કાસિમ—કહો મહારાજ ! શુ કહેવુ છે ? આ હુ ખડો થયો.

[જમીનપર લાંબો પડી કાસિમ દુર્ગાદાસને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે ]

દુર્ગાદાસ—આ તો કાસિમ પોતે જ છે ! કેવી આશ્ચર્યની વાત છે ? તુ અહીંઆ કેવી રીને આવ્યો !

કાસિમ—મહારાજ ! આપનો પત્તો લગાડતો લગાડતો અહીંઆ આવ્યો છુ કોણ જાણે કેટલી બધી જગ્યાએ જઈ આપની તપાસ કરી મહારાજ !

દુર્ગાદાસ—કાસિમ ! તુ મહારાજ કોને કહ્યા કરે છે ?

કાસિમ—જેને હમેશા હુ મહારાજ કહેતો આવ્યો છુ તેને.

દુર્ગાદાસ—નહિ કાસિમ ! તારા અને મારા મહારાજ તો આ સમયે જોધપુરના મહારાણા અજિતસિંહ છે

કાસિમ—મહારાજ ! એનુ નામ ના લેશો-એ તો નિમકહરામ—

દુર્ગાદાસ—કાસિમ ! યાદ રાખ, તુ કોની આગળ આ શબ્દો બોલે છે ?

કાસિમ—જાણુ છુ મહારાજ ! માલિકની ખાતર પોતાના છોર પણ આપવા તૈયાર એવા માગ દેવની આગળ-શુ કરૂ મારાથી રહેવાતુ નથી ! જેને આપે બચાવી આટલો મોટો કર્યો, જેને બચાવવાને અને જેના રાજ્યને માટે આપે આપનુ આ સર્વસ્વ ગુમાવ્યુ, જેને રાત્રિ દિવસ આપનો ઉપકાર ભુલાઈ રહેવો જોઈએ એણે જ આપને ઘડપણમા—

[ કંઠ ભરાઈ આવવાથી આગાડી બોલી શકાતુ નથી ]

જયસિંહ—કાસિમ ! ઇસ્લામ ધર્મ પણ તારા જેવો આદમી ઉત્પન્ન કરી શકે છે ?

દુર્ગાદાસ—સઘળા ધર્મો એમ જ વાત કહે છે, એક જ મહાનીતિનુ શિક્ષણ આપે છે ગણા સાહેબ ! મનુષ્ય મનુષ્યત્વ પામી શકતો નથી, તેમા ધર્મનો દોષ નથી મુસલમાનોમા કાસમ-સખી જેવા માણસો પણ છે ને દિલેરખાં ને કાસમ જેવા માણસો પણ છે

દિલેરખા—અને હિંદુઓમા સ્યામસિંહ જેવા માણસો પણ છે અને દુર્ગાદાસ જેવા પણ છે

કાસિમ—હજુર, મારી એક અરજ છે

દુર્ગાદાસ—શી છે કાસિમ ? સુખેથી કહે, ઘણા આનંદથી હુ સાભળીશ !

**કાસિમ**—મેં સાભળ્યુ છે કે હવે હજુર રાણાજીનુ અન્ન ખાય છે, એ તો નહિ જ બની શકે ?

**દુર્ગાદાસ**—કેમ નહિ બની શકે ?

**કાસિમ**—મારા જીવતા હજુર પેટની ખાતર બીજાને બારણે જાય, એ મારાથી જોઈ શકાતુ નથી

**જયસિંહ**—એ શુ ? કાસિમ ! તારો વિચાર શુ કરવાનો છે ?

**કાસિમ**—મારો શો વિચાર છે ? સાભળવુ છે ? તો રાણાજી ! સાભળો હુ મહારાજનુ ભરણપાષણ કરીશ

**જયસિંહ**—કેવી રીતે ?

**કાસિમ**—જેવી રીતે થઈ શકે તેવી રીતે, મજુરી કરીને, વેરેઘેર ભિખ માગીને

**જયસિંહ**—કાસિમ ! તુ શુ ગાંડો થયો છે ?

**કાસિમ**—જે મળશે તે વડે હુ એમનુ ભરણપોષણ કરીશ આજ, જો અમારી મહારાણી જીવતી હોત તો પેટની ખાતર દુર્ગાદાસને બીજાને બારણે જવુ ન પડત એ નથી તો શુ થઈ ગયુ ? હુ છુ ને ? હુ મજુરી કરીને એમનુ પેટ ભરીશ સુકી પાકી રોટલી જે મળશે તે હુ એમને ખવડાવીશ !

**જયસિંહ**—એમ તે કદી બને ખરૂ કે ?

**કાસિમ**—ના કેમ બને ? મહારાજ ! દુર્ગાદાસ ! તમને જેમ પસદ આવે તેમ કરો પસદ કરી લો મહારાજ ! રાણાનો આપેલો રાજભોગ સ્વીકારશો કે મારી સુકી પાકી રોટલી સ્વીકારશો ? પસદ કરી લો ! રાણાના પહેરામા રહેશો કે મારા માથા પર રહેશો ? જે ચાહો તે પસદ કરી લો !

**દુર્ગાદાસ**—કાસિમ ! બરાબર કહે છે દુર્ગાદાસ તારો આણી આપેલો સુકો પાકો રાટલો ખાશે

[ઉઠી કાસિમને ગળે બાઝી પડે છે ] ભાઈ કાસિમ ! કાસિમ ! આજથી આપણે બન્ને ભાઈઓ કહીએ [ દિલેરખાને ] જુઓ દિલેરખા ! કાસિમ કેવો ઉચ્ચ પુરૂષ છે !

**દિલેરખા**—દુર્ગાદાસ ! તમે સાચુ કહ્યુ હતુ—તમે બન્ને મહાત્માઓ આજ મારી સામે પ્રત્યક્ષ ઉભા છો એક વખત પેટ ભરીને હુ આપના બન્નેના દર્શન કરી લઉં હે ખુદા ! તારા સ્વર્ગમા જે દેવતાઓ છે તે શુ આમના કરતા પણ વધારે ઉચ્ચ હશે ?

---

# ગુજરાત રાજકીય પરિષદ્.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી એ, એલએલ બી

વારંવાર કહેવામા આવે છે કે 'આ પરિષદોનો યુગ છે' કોઈ પણ માણસને કોઈ પણ બાબત સામાન્ય અગત્યની લાગે છે કે તરત જ એ માણસ તે બાબત વિષે સાર્વજનિક ચર્ચા કરાવવાના હેતુથી પરિષદ્ ભરવાનો પ્રયાસ આદરે છે તે બાબતમા રસ લેનાર બીજા મનુષ્યો તે કાર્યમા જોડાય છે ત્યારે પરિષદ્ શક્ય થાય છે પરિષદ્નો હેતુ જેમ વધારે અગત્યનો, પરિષદ્મા રસ અને ભાગ લેનાર માણસોની સખ્યા જેમ વધારે મ્હોટી, અને પરિષદ્ને માટે જવાબદાર કામ કરનારાઓ જેમ વધારે કાર્યદક્ષ અને વજનદાર તેમ પરિષદ્ સફળ થવાનો સભવ વિશેષ લોકશાસનના આ યુગમા પરિષદોથી લોકમત કેળવવાની, લોકમત એકત્ર કરવાની, લોકમત પ્રદર્શિત કરવાની અને શક્ય હોય તો લોકમતનો અમલ કરનાર સસ્થાઓ સ્થાપવાની પદ્ધતિ સ્વાભાવિક અને સ્તુત્ય છે આમ અમ્હે કહીએ છિયે ત્યારે આપણા દેશમા ભરવામા આવતી અનેક પરિષદોની અકિંચિત્કરતા વિષે જે આક્ષેપો કરવામા આવે છે તે પ્રતિ અમ્હારૂં અલક્ષ નથી એટલુ જ નહિ, પરન્તુ તે આક્ષેપોનુ સત્ય પણ અમ્હે કેટલેક અશે સ્વીકારીએ છિયે દૃષ્ટાન્ત રૂપે, અમ્હે સ્વીકારીએ છિયે કે પરિષદોને માટે જેટલુ દ્રવ્ય ખરચવામા આવે છે હેના પ્રમાણમા હાલ તુરતમા સગીન પરિણામ દૃષ્ટિગોચર થતુ નથી, અમ્હે સ્વીકારીએ છિયે કે પરિષદો એ મ્હોટે ભાગે નૈમિત્તિક સમેલનો જ હોય છે અને હેમના એક સમેલનથી માંડીને બીજા સમેલન પર્યન્ત જે નિત્ય કાર્ય થવુ જોઈએ તે અત્યારે થતુ નથી, અમ્હે સ્વીકારીએ છિયે કે બ્રાતૃભાવ અને એકતાની વાતો થવા છતા પરિષદોને પરિણામે કેટલેક પ્રસગે અગત રાગદ્વેષો વધારે બ્હાર તરી આવે છે અને દૃઢ થાય છે આ સર્વ અને આથી બીજુ ઘણું વધારે અમ્હે સ્વીકારીએ છિયે પરન્તુ સત્યના ખીમાર સ્વીકારમા ભેદ હોય છે અમ્હારો ઉપરની બાબતોનો સ્વીકાર તે ખામીઓ દૂર કરવાને વધારે વેગભર્યું કાર્ય કરવા અમને પ્રેરે છે, અને નહિ કે તે પરિષદોથી દૂર રહેવાના બ્હાના તરિકે વાપરવા અમ્હે પૂછીએ છિયે કે પરિષદોને શિરે જે અનેક ન્યૂનતાઓ અને દોષો આરોપવામા આવે છે તે સાચા હોય તો પણ તેથી શુ? શુ તેથી આરોપ મુકનારાઓનુ આલસ્ય અને ઔદાસીન્ય ક્ષતન્ય બને છે? અમ્હે તો એટલે સુધી માનીએ છિયે કે જેમના હૃદયોમા સાચુ સાર્વજનિક ચેતન પ્રકટેલુ હોય છે તેઓ સાર્વજનિક સસ્થાઓના દોષો દર્શાવી બેસી રહેવામા કદાપિ કૃતકૃત્યતા માની શકે જ નહિ, અને પરિણામે જે લોકો પરિષદોના દોષો દર્શાવી તેથી દૂર રહેવાની નીતિ સ્વીકારે છે તેઓ મ્હોટે ભાગે પોતાના બીજા કોઈ હેતુઓનુ આવરણ કરી આત્મવચના અને પરવચના કરે છે લોકસસ્થાઓમા સીધી કે આડકતરી રીતે ભાગ લેવાને પોતાનો ધર્મ યથાર્થ રૂપમા સ્વીકારે નહિ ત્યા સુધી લોકજીવનની સાચી ઉચ્ચતા અશક્ય છે

અમારા જીવનમાની કેટલીક યાદગિરિઓ રૂ ૧—૮—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

રાજકીય પ્રદેશમા, જીવનના અન્ય પ્રદેશો કરતા પણ વિશેષ અશે પરિષદો આવશ્યક છે આ યુગમા પ્રતિનિધિશાસન એ સર્વોત્તમ રાજનીય પદ્ધતિ લેખાય છે, અને **'સ્વરાજ્ય સમાન સદ્રાજ્ય નથી'** એ સૂત્ર સર્વત્ર સ્વીકારાય છે જ્યા પોતાના ઉપર રાજ્ય કરવાની સત્તા પ્રજાએ પોતાના પ્રતિનિધિઓને સોપી છે ત્યા પણ પોતાનો મત પ્રદર્શિત કરવા પ્રજાઓ પરિષદો ભરવાનુ આવશ્યક ધારે છે ત્યારે જ્યા પોતાના ઉપર પોતે પસંદ કરેલા નહિ પરન્તુ બીજાઓએ નિયોજેલા રાજપુરુષો રાજ્ય કરતા હોય ત્યા તો પ્રજાનો મત પ્રદર્શિત કરવા પ્રજાકીય પરિષદો ભરવાનુ અનેકગુણિત અશે આવશ્યક બને છે હિન્દુસ્તાન દેશનુ રાજ્યતન્ત્ર પ્રજાથી ઇતર સત્તાએ નિયોજેલા રાજપુરુષોના હાથમા છે એટલુ જ નહિ, પરન્તુ તે ઇતર સત્તા પણ વિદેશીય છે અને ત્હેણે નિયોજેલા રાજપુરુષો પણ મ્હોટે ભાગે વિદેશીય જ હોય છે જો કોઈપણ પરિસ્થિતિમા પ્રજાકીય પરિષદોની આવશ્યકતા અનિવાર્ય હોય તો તે આવી પરતન્ત્ર પરિસ્થિતિમા જ હોઈ શકે જેઓને હૃદયે આ દૃષ્ટિબિન્દુ યથાર્થ સ્વરૂપમા રમી શકે છે તેઓ ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ–હિન્દી રાષ્ટ્રીય મહાપરિષદ્–ની આવશ્યકતાની સ્વયસિદ્ધતા સરલતાથી જોઈ શકે છે હિન્દના રાજકીય ઉદ્ધારના ઉજ્જવલ ઇતિહાસમા તે શુભ દિવસ અમર રહેશે જ્યારે હિન્દહિતૈષી આત્માઓએ એકત્ર થઈ કૉંગ્રેસની સ્થાપના કરી ઈ સ ૧૮૮૪ થી માડી ઈ સ ૧૯૦૬ સુધી એ મહાસસ્થાએ બધારણ વિના કામ કર્યું એ સસ્થામા કાર્ય કરનાર કેટલાક રાજપુરુષો બધારણ માટે આગ્રહ કરતા હતા અને કેટલાક બધારણ અનાવશ્યક છે એમ ધારતા હતા ઈ સ ૧૯૦૭ મા સુરતમા કૉંગ્રેસના બે ભાગ પડી ગયા તે પ્રસગ પછી કૉંગ્રેસનુ સાધ્ય અને કૉંગ્રેસની કાર્યપદ્ધતિ નિશ્ચિત સ્વરૂપમા આલેખવાની ફરજ પડી એટલુ જ નહિ, પરન્તુ કૉંગ્રેસનુ બધારણ નિર્મિત કરવાની પણ ફરજ પડી તે બધારણને અગે પ્રાન્તિક કૉંગ્રેસ કમિટીઓ, ડિસ્ટ્રિક્ટ કૉંગ્રેસ કમિટીઓ વગેરે સસ્થાઓ અસ્તિત્વમા આવી કૉંગ્રેસ એ જેમ સમસ્ત રાષ્ટ્રની મહાપરિષદ્ રૂપે ભરાતી તેમ પ્રાન્તિક પરિષદો તે જ ધોરણે પ્રાન્તની પરિષદ્ રૂપે ભરાતી જે સમયે રાજકીય બાબતોમા બુદ્ધિપૂર્વક રસ લેનારાઓની સખ્યા નહિ જેવી હતી તે સમયે ઉક્ત સસ્થાઓએ જે આરમ્ભ કાર્ય અનેક વિષમતાઓ વેઠીને કર્યું છે તે માટે ત્હેમને કેવલ સ્તુતિ જ ઘટે છે તે આરમ્ભ કાર્ય માટે તે સસ્થાઓનો અને તે સસ્થાઓના સચાલકોનો હિન્દુસ્તાન દેશ જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે પરન્તુ એ સસ્થાઓની કાર્યપદ્ધતિમા એક તત્ત્વ જોઈએ તેટલા પ્રમાણમા પ્રધાનતા ન્હોતુ ભોગવતુ એમ ધીમે ધીમે વધારે સ્પષ્ટ થતુ ગયુ વર્તમાન રાજ્યતન્ત્ર પ્રમાણે હિન્દુસ્તાનના વહીવટની અન્તિમ સત્તા બ્રિટિશ પાર્લામેન્ટના હાથમા છે, એટલે હિન્દુસ્તાને જે હકો મેળવવાના છે તે આખરે બ્રિટિશ પાર્લામેન્ટ પાસેથી મેળવવાના છે આ બાબત હિન્દુસ્તાનના હકો માટે લડત ચલાવનાર સર્વેએ ખૂબ જ ધ્યાનમા રાખવા જેવી છે પણ પછી એક પ્રશ્ન ઉભો રહે છે પાર્લામેન્ટ પાસેથી જે હકો મેળવવાના છે તે કયા દૃષ્ટિબિન્દુથી મેળવવાના છે ?—તે બ્રિટિશ સરકાર પોતાનાથી બીજાને **મહેરબાની** તરીકે

આપતી હોય અને હિન્દ પોતાનાથી ૫તી પામેથી ઉપકારબુદ્ધિથી તે સ્વીકારતું હોય તેવી રીતે મેળવવાના છે કે બ્રિટિશ સામ્રાજ્યનો એક ભાગ પોતાના હક હુંક તરીકે મેળવવા પ્રયાસ કરતો હોય તેવી રીતે મેળવવાના છે ? આ ભેદ માત્ર શબ્દની માગમારીનો નથી-સમગ્ર કાર્યપદ્ધતિને રચનાર પ્રાણપ્રદ સિદ્ધાન્તનો છે કૉંગ્રેસના બન્ને પક્ષો એટલું તો સ્વીકારે છે જ કે હિન્દે પાર્લામેન્ટ પાસેથી હક્કો મેળવવાના છે પરન્તુ એક વર્ગ એમ માનતો લાગે છે કે તે હકો **મહેરબાની તરીકે** મેળવવાના છે, એટલે આપનારને રાજી રાખવાનો અભિલાષ તે વર્ગમાં સ્વાભાવિક રીતે બહુ રહે છે બીજો વર્ગ એમ માનતો જણાય છે કે બ્રિટિશ નાગરિકતાના હકોએ હિન્દુસ્તાનના હકો છે અને તે હકો તરીકે મેળવવાના છે, એટલે આપનારો હકો આપતા આનન્દ થાય કે નહિ તો પણ હિન્દના એ હકો છે અને તેથી હિન્દને તે મળવા જ જોઈએ એવી લાગણીથી બીજો વર્ગ પ્રેરાયાથી હિન્દના હકોની અસરકારક અને સ્પષ્ટ માગણી કરવાનો અભિલાષ તે વર્ગમાં બહુ રહે છે એકંદરે એમ કહી શકાય કે એક વર્ગ **દયા** માગે છે, બીજો વર્ગ **ન્યાય** માગે છે, હક અપાય છે ત્યારે એક વર્ગ **ઉપકાર** માને છે, બીજો **સંતોષ** બતાવે છે રાષ્ટ્રીય સ્વમાન અને રાષ્ટ્રીય ગૌરવના ખ્યાલો જેઓ બરાબર સમજે છે તેઓને આ ભેદ ન્હાનોસૂનો નથી લાગતો, પણ મૌલિક ભેદ લાગે છે આ દૃષ્ટિભેદને પરિણામે એક બીજો પણ ભેદ કાર્યપદ્ધતિમાં સ્પષ્ટ જણાઈ આવે છે **પાર્લામેન્ટની પાસેથી** હકો મેળવવાના છે એ ખરું છે, પરન્તુ તે **હિન્દના લોકોએ મેળવવાના છે અને મળશે ત્યારે હિન્દના લોકોએ તે ભોગવવાના છે.** જે હિન્દહિતૈષી રાજપુરુષોએ કૉંગ્રેસને આજ સુધી સફળતાથી ચલાવી છે તે લોકો પાસે આ દૃષ્ટિબિન્દુ ન્હોતું જ એવું કહેવાનું અમ્હારું સ્હેજ પણ તાત્પર્ય નથી પરન્તુ એટલું તો કહેવું જ પડશે કે **લોકો** કરતાં **સરકાર** તરફ ત્હેમની દૃષ્ટિ વિશેષ રહેતી, અને ત્હેમનું અનુકરણ કરનારની હજી-સમય ફરવા છતાં પણ-રહે છે આ વસ્તુ અમ્હે કહીએ છિએ તે દોષ ગણન ખાતર નહિ, પરન્તુ સત્યકથન ખાતર, બે વર્ગોમાં જે મૌલિક ભેદ છે તે પ્રતિ ધ્યાન ખેંચવાની ખાતર એક વર્ગની નજર **સરકાર** તરફ વિશેષ છે, બીજા વર્ગની નજર **લોકો** તરફ વિશેષ છે એક વર્ગ કહે છે કે સરકારને રાજી રાખીને સરકાર પાસે હકો માગો બીજો વર્ગ કહે છે લોકોને તૈયાર કરો અને લોકો તૈયાર થશે એટલે પોતાના હકો જરૂર લેશે અને સરકારને તે આપવા પડશે પ્રભાવશાળી અને પ્રતાપી પૌરુષની પ્રોત્સાહક દૃષ્ટિ દૂર રાખીએ તો પણ, બીજા વર્ગની દૃષ્ટિમાં અમને લોકશાસનપદ્ધતિની વધારે ઊંડી સમજ જણાય છે

આ દૃષ્ટિભેદનું એક બીજું અગત્યનું પરિણામ એ છે કે એક વર્ગ પોતાનું કહેવું લોકો સમજે છે કે નહિ ત્હેની પ્રમાણમાં ઓછી પરવા રાખે છે, જ્યારે બીજો વર્ગ પોતાનું કહેવું લોકોને સમજાવવાનો બહુ અને ખાસ પ્રયાસ કરે છે જ્યાં સુધી હિન્દની માગણીઓ લોકોને સમજાવવામાં આવી નથી, જ્યાં સુધી તે માગણીઓ માગવામાં લોકો પોતે જોડાતા નથી

• ગ્રેન્ડર્ડ અંગ્રેજી ગુજરાતી ડીક્શનેરી ( બે ભાગમાં ) રૂ ૭-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની

અને જ્યા સુધી તે માગણીઓ અપાય ત્યારે ત્હેમનો ઉપભોગ કરવા લોકો તૈયાર થતા નથ ત્યા સુધી સરકાર તે માગણીઓ આપવાની નથી, અને આપે તો પણ તે ખરેખરી ઉપયોગી થવાની નથી લોકો પોતાના રાજકીય હકો બરાબર સમજે એટલુ જ નહિ, પરન્તુ તે હકોને અમલ થયેલો જોવાની પોતાની ફરજ સમજે એવી સ્થિતિ કેમ લાવવી એ એક હિન્દુસ્તાનને મ્હોટામા મ્હોટો પ્રશ્ન છે ખરૂં છે કે કામ કામને શીખવે છે, અને અનુભવ સમાન બીજી શાળા નથી, પરન્તુ પ્રશ્ન એ છે કે જ્યા સુધી કામ કરવાની અને પ્રત્યક્ષ અનુભવ મેળવવાની તક બ્રિટિશ સરકાર હિન્દુસ્તાનના લોકોને આપતી નથી ત્યા સુધી લોકનાયકોએ તદ્દન બેઠા જ રહેવુ ? કૉંગ્રેસનુ આરમ્ભકાર્ય કરનારને આ પ્રશ્ન સીધી રીતે પૂછ્યો હોય તો તે ના ન પાડે એ તો દેખીતુ છે, પરન્તુ ત્હેમના મનના વલણનુ પરિણામ એ આવ્યુ છે અને એ આવે એ આશ્ચર્યકારક નથી અમ્હારૂ કહેવુ એવુ છે કે પ્રત્યક્ષ રાજ્યકાર્યથી અનુભવ મેળવવાની તક લોકોને અપાય તે પૂર્વે લોકનાયકોએ લોકોને ત્હેમના હકોની સમજણ આપવા માટે ઉપાયો યોજવા જોઈએ તે માટે પ્રચારકાર્ય—*propagandist work* —ઉપર જેટલો ભાર દેવાય તેટલો ઓછો છે કૉંગ્રેસે આ દિશામા કાંઈ પણ કાર્ય કર્યું નથી એમ કહેવુ એ સંપૂર્ણ સત્ય નથી—જો કે ક્ષન્તવ્ય અત્યુક્તિના વર્ગમા તે મૂકી શકાય પ્રચારકાર્યની દિશામા કૉંગ્રેસના પ્રથમ વર્ગ જે કર્યું છે તે કૉંગ્રેસના બીજા વર્ગે કરેલા કાર્યના પ્રમાણમા નહિ જેવુ છે એ તો કોઈ પણ સત્યનિષ્ઠ પુરુષ સરલતાથી સ્વીકારશે મુબાઈની હોમરૂલ લીગની શાખાએ ગુજરાતમા જે પ્રચારકાર્ય હાલમા આરમ્ભ્યુ છે તેવુ પ્રચાર કાર્ય કૉંગ્રેસને અગેની બીજી કોઈ સસ્થા તરફથી આગળ થયુ હોય એવુ જાણવામા નથી ગુજરાતના લોકોને ગુજરાતી ભાષામા ગુજરાતના જ દેશપ્રેમી પુત્રો રાજકીય વિષયો વિષે વ્યાખ્યાનોની પરમ્પરા આપી ગુજરાતને ચૈતન્યમય બનાવે એ કેટલુ બધુ જરૂરનુ છે ? જે લોકો અગત રાગદ્વેષોથી પ્રેરાયા નથી, જે લોકો વિશાળ અને ઉદાર દૃષ્ટિથી જોઈ શકે છે અને જે લોકો લોકશાસનની પદ્ધતિ બરાબર સમજે છે તેઓ તો હોમરૂલ લીગની મુબાઈની શાખાના પ્રચારકાર્યને મુક્ત કઠે વધાવી જ લેશે એમા અમને સન્દેહ નથી રાજ્યનો અન્તિમ સત્તાશ્રય પ્રજા છે, રાજ્યનો વહીવટ પ્રજાએ પોતે પસદ કરેલા પ્રતિનિધિઓને હાથે થવો જોઈએ, અને તે વહીવટને માટે તે પ્રતિનિધિઓ પ્રજાને જવાબદાર રહેવા જોઇએ એ લોકશાસનનો સિદ્ધાન્ત અને ત્હેને અગેની કાર્યપદ્ધતિ સ્વીકારાય કે તરત જ લોકોને ત્હેમના રાજકીય હકોનુ જ્ઞાન આપવાનુ લોકનાયકોનુ કર્તવ્ય સ્વયસિદ્ધ ગણાવુ જોઈએ લોકોને ત્હેમના રાજકીય હકોનુ જ્ઞાન આપવાનુ કર્તવ્ય સ્વીકારાયુ કે તરત જ પ્રચારકાર્યની આવશ્યકતા પણ સ્વીકારવી જોઇએ લોકોને માટે પ્રચારકાર્યની આવશ્યકતા સ્વીકારાઈ કે તરત જ દેશી ભાષાઓમા લોકો સ્હેલાઈથી સમજી શકે એવુ સાહિત્ય પ્રકટ થવાની અને તેવા વ્યાખ્યાનો યોજવાની આવશ્યકતા પણ નિર્વિવાદ ફલિત થાય છે, એટલુ જ નહિ પરન્તુ કૉંગ્રેસ, કૉન્ફરન્સો, સમેલનો વગેરે સ્થાનોમા દેશી ભાષાઓને આજ સુધીમા જે સ્થાન આપવામા આવે છે તેથી ઘણુ જ વધારે

અગત્યનુ સ્થાન ત્હેમને આપવુ પડશે આ તર્કપરમ્પરા જેમને માન્ય હશે ત્હેમને ગુજરાત રાજકીય પરિષદ્ની અગત્ય તરત સમજાશે

કૉંગ્રેસનુ બધારણુ ઈ સ ૧૯૦૮ મા નિર્માયુ તે પૂર્વે પણ મુબાઈ ઈલાકાની પ્રાન્તિક પરિષદો ભરવામા આવતી હતી, અને બધારણને અગે પણ ઈલાકાની પ્રાન્તિક પરિષદો ઈલાકાના જુદા જુદા ભાગોમા ભરવામા આવે છે આ પરિષદોનુ કામકાજ મ્હોટે ભાગે અગ્રેજી ભાષામા ચાલતુ હોવાથી અગ્રેજી ભણેલા થોડા માણસો જ ત્હેનો લાભ લઈ શકે અને લોકોનો મ્હોટો ભાગ ત્હેમા લોકશાસનને માટે જરૂરનો છે તેવો ભાગ ન લઈ શકે એ દેખીતુ છે મુબાઈ ઈલાકાના જુદા જુદા ભાગોમા જુદી જુદી ભાષાઓ પ્રચલિત હોવાથી આખા ઈલાકાની પરિષદ્મા અગ્રેજીના ઉપયોગ વિના છૂટકો જ નથી એ પણ સ્પષ્ટ છે એટલે પરિણામે પ્રાપ્ત એ થાય છે કે જેટના વિભાગમા એક ભાષા બોલાતી હોય તેટલા વિભાગની એક પરિષદ્ ભરવી અને ત્હેમાં તે દેશી ભાષામા કામકાજ કરવુ આવી રીતે ગુજરાત, મહારાષ્ટ્ર કર્ણાટક અને સિન્ધ એ ચાર મુખ્ય વિભાગોમા ચાર પરિષદો ભરવાની જરૂર છે આ પરિષદોમા કામકાજ તે તે વિભાગની દેશી ભાષામા થશે એટલે તે તે વિભાગના લોકો મ્હોટી સખ્યામા ભાગ લઈ શકશે ભાષાના કારણ ઉપરાંત જુદા જુદા વિભાગોના કેટલાક પ્રશ્નોની વિશેષતા પણ આવી વૈભાગિક પરિષદોને માટે કારણરૂપ ગણી શકાય સમસ્ત ઈલાકાની પરિષદ્મા સમસ્ત ઈલાકાના પ્રશ્નોને પ્રાધાન્ય મળે એ સ્વાભાવિક અને યોગ્ય છે, પરન્તુ તેથી અમુક વિભાગના પ્રશ્નોને જેવુ સ્થાન મળવુ જોઈએ તેવુ મળી શકતુ નથી વૈભાગિક પરિષદોથી આ ખામી પણ દૂર થવાનો સભવ છે ઉપરના બે કારણો ઉપરાન્ત એક ત્રીજુ ગૌણ કારણ પણ લક્ષમા લેવા જેવુ છે ઈલાકાની પ્રાન્તિક પરિષ્ અમુક વિભાગમા બીજી વાર આવે તે પૂર્વે ઓછામા ઓછા ત્રણ ચાર વર્ષ વીતી જાય આથી જોઈએ તેવો સતત રસ અને જોઈએ તેવુ અવિરત કાર્ય વિભાગમા થવાનો સભવ ઓછો છે વૈભાગિક પરિષદોથી વિભાગના ન્હાના મ્હોટા સ્થાનોમા પરિષદો વર્ષે વર્ષે ભરાઈ શકશે અને તેથી રસ વધારે અખડિત રહેશે સક્ષેપમા, વ્યાવહારિક વિચાર કરનાર માણસોને વૈભાગિક પરિષદોની અગત્ય સ્પષ્ટ થાય એમ છે

ગુજરાતના સદ્ભાગ્યે જેમ પ્રચારકાર્યની પદ્ધતિમા અને સતતતામા ગુજરાત અત્યારે બીજા પ્રાન્તોને દૃષ્ટાન્તરૂપ બન્યુ છે તેમ દેશી ભાષામા કામકાજ કરનાર અને લોકોને-ત્હેમના રાજકીય હકોનુ ભાન કરાવવાની ભાવનાથી પ્રેરનાર પ્રથમ પરિષદ્ ભરવામા પણ ગુજરાતે હિન્દના બીજા પ્રાન્તો માટે સ્તુત્ય આદર્શ રજુ કર્યો છે ગુજરાતની એકતા અને ગુજરાતનુ ગૌરવ એ બે માટે જેમના હૃદયોમા સાચી દાઝ છે તેઓ ગુજરાતની આ ત્રીજી સામાન્ય સસ્થાથી બહુ આનન્દ પામશે એવી અમ્હે આશા રાખીએ છિએ સમસ્ત ગુજરાતની પ્રથમ સસ્થા ગુજરાતની સાહિત્યપરિષદ્ છે, દ્વિતીય સસ્થા ગુજરાત કેળવણી પરિષદ્ છે અને તૃતીય સસ્થા

ઈલાકાનો ઇતિહાસ ૨ ૧---૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કપની, મુબાઈ

ગુજરાત રાજકીય પરિષદ્ થશે ગુજરાત પ્રાન્ત જીવનની સર્વ દિશાઓમા સમૃદ્ધ બને એ જોવા કયુ સાચુ ગુજરાતી જીગર ઇંતેજાર નહિ હોય ? ખરેખર, ગુજરાતની રાજકીય પરિષદ્ ભર વાના વિચાર માટે પંચમહાલના નિવાસીઓને જેટલા અભિનન્દન આપીએ તેટલા ઓછા છે અમ્હે આશા રાખીએ છિએ કે પંચમહાલે ઉપાડેલુ મહાકાર્ય તે સંપૂર્ણ સફલતાથી પાર ઉતારશે અને ગુજરાતના સન્તાનો પોતાની હોસભરી હાજરીથી તેમ જ અન્ય રીતે યોગ્ય સાહાય્ય આપી ગુજરાતના ગૌરવમા વૃદ્ધિ કરશે સમસ્ત હિન્દુસ્તાનમા મશહુર થયેલુ મુબારક નામ–મહાત્મા ગાંધીજીનુ–પ્રમુખપદ માટે પ્રકટ થયુ છે એટલે પરિષદ્ની સફલતાના સબંધમા અમને તો સંપૂર્ણ શ્રદ્ધા જ છે, છતા અમ્હે અમ્હારા હૃદયની ઇચ્છા પ્રદર્શિત કરીએ છિએ કે ગુજરાત રાજકીય પરિષદ્નુ પ્રથમ અધિવેશન સફલ બને અને ગુજરાતના જીવનને સમૃદ્ધ કરે

---

## સ્વરાજ્યનાદ.

લેખક –રા રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ

જય જય હિન્દ અમારો દેશ
સ્વીકારો એ જ જીવન આદેશ—જય૦
પ્રણવમન્ત્ર એ, વેદસૂત્ર એ, દેવતણો સન્દેશ !
ગેબી ઘોષથી ગગન ગજાઓ જય સ્વદેશ ! —જય૦
નમન અમ ભારતચરણે આજ
અમ્હારૂ પુણ્યવતું એ સ્વરાજ્ય !
હૃદયતાર ગુંથી આત્મપીણાના
ગાન સુણાવો આજ !
લલિત કંઠથી મુગ્ધ મન્ત્રએ
જપો સ્વરાજ્ય ! સ્વરાજ્ય !*—નમન૦

---

* હોમરૂલ લીગના પ્રચારકોની નડિઆદની વ્યાખ્યાનમાળા વખતે બનાવેલુ સગીત—રઘુનાથ

# ન્હાનીશી વાદળી.

લેખક—રા મલયાનિલ, બી એ, એલએલ બી

ભૂરૂ ખરે પટ જો જો, સખિ ! કેવું છાઈ રહ્યું છે !
ઝગીકતું તેજ હ્વણે કેવું આંખને આંજી રહ્યું છે !
પંખી ઉડે નહિં,
ઓરે પશુ નહિં,
મધ્યાન્હ હોય, જો મધ્યનિશા સમું શાંત બન્યું છે !
મધ્યનિશા સમ ઘેન મ્હારે નેણ કેવું ચડ્યું છે !
જો જો, હ્વણે પણ,
ધોળો ઉડે ધ્વજ,
ભૂરા નભે કેવો, શ્વેતશઢને, તરણીશો દિસે છે !
માહ મ્હારૂં મન બેસવા આતુર થૈ તલસે છે !
નાનકું ન્હાનું,
પૂર્વભણી જતું
વાયુને વ્હેણે હલેસે ચડે અને સત્વર દોડે,
નાવિક કોણ હશે ? સખિ ! એ પર મુજ મન મોહે

---

* ન્હાની વાદળી વાદળાનો ટુકડો

# હોમરુલ.




" મ્હારા હોઠને તેના હોઠ તરફ ધસાવ્યા. "

[ પૃ. ૫૪૪

લેખક–રા. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર

" અરે તમ્હે સમજ્યા કે? આ કાંઈ "તિલક મહારાજ કે બેસન્ટ દેવીની જે એ" વાળુ હોમરૂલ નથી હો કે! એ સમ્બન્ધી ચર્ચા તો આપણા " વન્દે માતરમ " મિત્રોને મુબારક! કારણ!–કારણ કે હુ ન્હાનો મિજાજે બરખેલાક, એટલે કાંઈ " ખાદ્રી ગપ્પ " જેવુ લખાઈ જાય અને રૂટર એ લેખનો આંગ્લ ભાષામા અનુવાદ કરી હિંદુસ્થાનમા અશાન્તિ અને અરાજકતા હોવાનો ઈગ્લાંડ તાર ઠોકી દેને તો ત્યાંની "દીવાને ખાસ"મા મ્હારે માટે નિરર્થક ચર્ચા ઉપસ્થિત થાય, તે મને જરૂર ગમે પસંદ નથી બાકી નહિ તો–મ્હારે માટે તમ્હે શુ ધારી લીધુ?"

"અસલ વાત એમ છે કે મને એક વહુ હતી!"

"ઓ હો! એમા તે શુ મોટુ કરી નાખ્યુ! એમ તો અમને યે છે" વાચનાર વ્હાલા ઓમાથી ઘણાઓ બોલી ઉઠશે પણ હુ સરલ રસ્તાનો માણસ હોવાથી એ સમ્બન્ધી વિવાદમા વ્યર્થ કાલક્ષેપ નહિ કરતા મ્હારી કથાના પ્રવાહમા વહ્યો જઈશ"

"ત્યારે જાણે કે મને એક વહુ હતી પેટે છૈયા છોકરા નહિ એટલે મ્હારો સર્વ સંસાર મ્હારી પત્નીમા જ સમાઈ જતો હતો, એમ સહજ અનુમાન થઈ શકે તો પણ કાંઈ બીન

અનુભવીની એવી વાતોમા ચાય મૂકી નહિ શક્તી હોય તો એ વાતનુ આ સ્થળે સ્પષ્ટીકરણ કીધેલુ અસ્થાને નહિ ગણાય! મ્હારા ગૃહનો સર્વ કાર્યભાર મ્હારી પત્નીને શિર હતો, જ્યારે મ્હારે શિર માત્ર દેવુ જ હતુ! મ્હારી પત્ની મને મ્હારો ખરચ ઓછો કરી નાખવા અહોનિશ ઘણુ કહેતી, પણ મ્હારે મ્હારો શો ખરચ ઓછો કરવો તેની મને પોતાને સમજ હતી નહિ ખાનામા દાળભાત રોટલી ને શાક પહેરનામા સાદા કપડા, પીવામા ગોળીનું ઠંડુ પાણી અને જોવામા અરબ્બી સમુદ્રના ફીણવાળા પાણી કે વાનકેશ્વરની પત્થરની ટેકરી! અને છતા યે તમ્હે માનશો-મને દેવુ હતુ!"

"તમારાથી તો કેની ભગવાન તોબા! હજી આ ધોતીઆ લાવ્યાને ચાર દિવસ તો થયા નથી એટલામા વળી પાછા ધોતીઆ! તમને તો "મળ્યુ તો મીર નહિ તો ફકીર" જેવુ છે આ હુ રાંડ મ્હારી ચોળી સાચવી સાચવીને વાપરૂ છુ તો આટલી ટકે છે મ્હારે બદલે કોઈ બીજી જો તમારે માથે ભાગી હોતને તો તો ક્યારનુયે તમે ભુખ્ખારીયામા નોધાવી દીધુ હોત સમજ્યા કેની! આ વખત તમને ધોતીઆના પૈસા મળનાર નથી, હા! ધોતીઆ જલદી જોઈતા હોય તો ઘરમા પહેરવાને જાડી ખાદીના લેઘા કરાવો"

"અ નાથ! હમારી જોરૂ કુ સનામત રખ્ખે! પણ "ઘર વસે" પેના અમદાવાદની મીલ વાળાનુ! જાડા ખળ જેવા સમજી અમદાવાદની મીલના ધોતીઆ ઉપાડી લાવ્યો તો ભારો ભાર કાજીથી ભરેલા તે ધોયા કે જેવી દુધ ગાળવાની ગરણી! અને મ્હારી પત્નીની ચોળી! એણે મને કહ્યુ કે એ બહુ "સાચવી સાચવી"ને વાપરે છે પણ માનશો નહિ હોકે! ચોળી ઉપર કશુનર-ખાનાની ફેશન બરાબર નહિ હશે તે દરજીને ચાર ધક્કા મ્હારી પત્નીએ ખવડાવેલા અને એ ધપ્પા આ તમારા નમ્ર સેવકે ખમાવેલા એટલે ઝાલાવાડી ભેરાઈનુ ચોળીનુ ભરતીકામ કેટલુ હશે તેની વાચનાર વ્હાલાને સહજ કલ્પના થશે વળી ફ્રેંચપેપર જેવા કપડાની ચોળી "સાચવી સાચવીને"ને વાપરે તોયે કેટલી ટકે તેનો પણ ખ્યાલ અનુભવીઓને સહજ આવી શકશે આ તો ચોળીની વાત થઈ પણ ઝીણા પોતના વાયેલના ગવનો ઇત્યાદિનો ખર્ચ તો બસ પૂછો ન વાત! સ્હવારથી તે સ્હાંજ સુધી વાહિલા ગધેડાની માફક કામ કરી ધનસચય કરવો મ્હારે અને પગપર પગ ચ્હડાવી ચાર વખત ચપાટવુ અને મ્હારે હિસાબે ને જોખમે મોજ માણવી મ્હારા "હાથની ધરતી'ને! શો ન્યાય છે? એ સજાતની દીકરીને પરણી લાવ્યો ત્યારે તો કેવી ભોળી ભગાક જેવી લાગતી હતી! "ઘરનો હિસાબ તો હુ જ રાખીશ તમે રાજા અને પ્રધાન" ઇત્યાદિ કટી કહીને હવે પોતે રાજા થઈ બેઠી અને હુ ? જવા દોને એ વાત! પીત્તો ઉભરે છે, એટલે લવાઈ જવાય છે બાળ પેની કહેવતવાળી વાત જેવી વાત છે કે "ન બોલ્યામા નવ ગુણ!"

"હુ તને આવી નહિ ધારતો હતો એ તો ઠીક છે કે હજી બાજી હાથપર છે પણ જો મ્હારી ભોળી ભોળી વાતોમા હજી બની બધુ જ ત્હારે નામે ચ્હડાવી દીધુ હોત તો મ્હારે તો આજે "અના બે બદામ જેવુ જ રહેતે આજે જ હુ તને જણાવી દઉ છુ કે પૈસા સબધી

ઘરનો કારભાર હવેથી હું જ કરીશ, કમાવું મ્હારે અને મોજ કરે બીજા, એ વાતનો ન્યાય ? મ્હારા રૂપિયામાં એક પૈસો પણ ક્યારે વપરાયો તો એમ જાણે હું જ બધા પૈસા ઉડાવી દેતો હઉં તેમ તેણું ઠીક મ્હારા નામપર ગીરનાર પાડવી અને પોતાને માટે ”

“બીજુ શું હજુ બાકી છે ? એવી હતી તો પુગો મકાનને પરણવા આવ્યા ? કોઈ ચોખ્ખા મકાન તો નહોતું આવ્યું ? નાનીશી ઘરની પછીતે જંગલીઆ બાવા જેવા જંગલીની માફક ફરતા હતા તેમાંથી મેં આવી આટલા સુધાર્યા તેનો આ બદલો કે ? હા બાઈ ! માબાપે પણ તમને લઈને તમને શોધી કહાડ્યા છે આપણા નસીબના જ વાંક ! ગામડી જેવા હતા તેના આટલા બધા ઠરાવ્યા, ગુડાણ ચોરના ખરા બ્રાહ્મણીઆ ખાતા હતા તેના ચમચમ દોડતી મોટર ગાડીમાં બેસતા કીધા, એરંડીઆને દીવે ચલાવી લેતા હતા તેને બદલે વિજળીની બત્તીઓ નખાવી દીધી, અરીસા કે ખડી મરોડી ચોળીને નહાતા તેને બદલે સાબુ ચોળતા કીધા, તેનો બદલો તો ઠીક આપતા નીકળ્યા છો ? અને ઘરનો કારભાર ! સુઝમાં રાજ ખોવાના ધાર્યું હોય તો તે માંડી વાળજો ! કહોની કેઈ લાયકાતપર ઘરનું કારભારું લેવા નીકળ્યા છો ?”

“લાયકાત ? અને તે પૂછનારી તું ? શામાટે બીજું કાંઈ ”

“બીજું શું ? આપણે મુંબઈ જ્યાં ત્યાં તમારું ઉંચું રાખતા ફરીએ ત્યારે તમને “ખાઉં કરું” સુઝે છે પેલી મ્હારી બેન પણ પરીક્ષા તે દિવસે તમને જોઈને મ્હો મરડીને કહે, કે “સાવ તદ્દન ગામડી જેવા છે ”

“અને તે તેં “સાંભળ્યા કીધું ?”

“હાસ્તો ! સાંભળે નહિ તો બીજું શું કરે ! તમારા તરફથી બોલીને જાઉં ક્યાં ? એના જેવા ધનવાન અને સુધારેલા ઘરમાંથી તમારે લીધે મ્હારો ટાંગીઓ ઢગી જાય એટલે થયું !”

“એવી એવી કહેવાતી સુધરેલીઓની દોસ્તી રાખીને જ દેખાદેખીથી તું ખરચ કરી જાય છે અને મને દેવામાં ડુબાડતી જાય છે તો ! કાલે ઉઠીને છોકરા થાય તેની કેળવણી માટેની જોગવાઈ તો બાજુએ રહી પણ ઉલટું વારસામાં તો દેવું આપતા જવું !”

“છોકરાંને કેળવણી ? તમને જંગલીમાંથી આવા કેળવ્યા છતાં સ્ત્રીઓનું માન જાળવતા નહિ શીખ્યા તો છોકરાં કેળવણી લઈને શું ધોળશે ? બાપની તરફથી ન્યૂનતા લઈને મ્હોટા નહિ થાય તો મ્હારા ભાગ્ય ! એ તો “બાપ તેવા બેટા !”

“શાબાશ ! જેમ જેમ તું બોલતી જાય છે તેમ તેમ મ્હારી આંખો ખુલતી જાય છે અહો ! હું પણ કેવો મૂર્ખ ? ત્હારા પર અખૂટ વિશ્વાસ રાખી ત્હારી મીઠી મીઠી વાતોમાં ભોળવાઈ જઈ ઘરનો સર્વ કારભાર તને સોંપ્યો અને મેં એ બાબત પર કંઈપણ લક્ષ ન આપ્યું તેનું આ પરિણામ કે ?”

"એટલે ? તમારાથી નહિ સચવાયું ત્યારે મેં લીધું છે સગા વહાલા અને ચાકર નકરો સાથે દરરોજના કજીઆ થતા તે હવે મ્હારા તાપથી બધું સમાધાનીથી ચાલે છે નહિ તો ક્યાના ક્યા અટવાઈ ગયા હોત તેનું ભાન છે ?"

"હવે રહેવા દે, રહેવા દે ! જોયો ત્હારો તાપ ! કુલીન બાપના બેટાને ધમ્પો માર નારને સ્હામું પૂછીએ કે ભાઈ ત્હારા હાથમાં તો વાગ્યું નથી ને ! કળવકળ કે કાવાદાવામ સમજીએ નહિ એટલે સ્હામો આદમી કહે તે સત્ય ખરૂં માની લઈએ આનો અર્થ તે ? એમ કીધો કે મ્હારામાં ઘર ચલાવવાની લાયકાત નથી ? તે દિવસે અંગ કેળવવા મેં અખાડામાં જવા માંડ્યું તો તેં કહ્યું કે મિત્યુ એ તો મુવા લોફરો કસરત કરે અને ગુંડા જેવ થાય ! હું સમજ્યો કે ત્હારા જેવી સુશિક્ષિત બાઈ કહેતી હશે તે મ્હારા લાભને લીધે જ કહેતી હશે પણ—"

"પણ શું ? જોતા નથી કે આના ટેટીઆ જેવા છો તોયે ગેક તો રાણીના સાળા જેટલો છે, ત્યારે કસરત કરીને પહેલવાન થયા હોત તો મને ઘરમાં ઉભીયે નહિ રહેવા દેત એ તો ઠીક જ થયું કે મને તે દિવસે સારી બુદ્ધિ સુઝી !"

'હા' ખરી વાત છે પહેલવાન થયો હોત તો કોઈ પણ ભોગે હું મ્હારા સ્વમાનને ભંગ થવા દેત નહિ મ્હારા પ્રત્યેનું ત્હારૂં આવું વર્તન જોઈ ને પાડોશીઓમાં પણ મ્હારૂ માન ભંગ થાય છે તેવો સમય ભાગ્યે જ આવતે પણ તે સાથે આટલુંયે ખરૂં છે કે જેનું પાણી ગ્રહણ કરી જેને મેં મ્હારી અર્ધાંગના તરીકે સ્વીકારી તેને પોષવાનો મ્હારો ધર્મ હું પહેલ વાન થઈને કદી પણ ત્યાગતે નહિ સબળતા અને સદ્‌ગુણ નિબળતા અને દુર્ગુણ એ ઉભય દ્વંદ્વ છે સારસ પક્ષીના દ્વંદ્વ સમાન ઉભય સાથે જ જીવે છે કે સાથે જ મૃત્યુવશ થાય છે હું સબળ થયો હોત તો મેં તને ઘરમાંથી કહાડી મૂકી નહિ હોત પણ ત્હારી સાથે સમાન તાની વર્તી ત્હારી સામે અમર્યાદપણે દૃષ્ટિ સરખીને નાખનારની આંખ ફોડી નાખી હોત હા ! આપણા ઉભયના દ્વંદ્વની ખુશ દેવતાઓ પણ ઇચ્છ્યા કરતે આપણા ઘરમાંથી કજીઆ કામ અને સત્તા પ્રાપ્ત કરવા કે તેનો બજાવી ગમવા માટે ધનનો વ્યય કરવાને સમય સતને માટે નાશ પામ્યા હોત પણ અફસોસ ! એ સોનેરી તક ત્હારી મ્હારા ઉપર સરસાઈ ભોગવવાની ઉત્કંઠાને લીધે ચાલી ગઈ છે મ્હારા ઉપર અવિશ્વાસની દૃષ્ટિએ જોવાથી ન ત્હારૂં અર્ધું, ન મ્હારૂં સર્વ્યું ! તું મ્હારા પ્રત્યે તો ત્હારો ધર્મ ભુલી પરિણામ શું આવશે તે પ્રભુ જાણે, પણ એ પાપનું પ્રાયશ્ચિત્ત—'

"ચુ-ઉ પ, એકદમ ચૂ ઉ પ ! ખબરદાર છે જો હવેથી મ્હારી આગળ એવું વગર સમજ્યું બાફ્યું કીધું છે તો ! હું મ્હારો ધન બધું સારી રીતે સમજું છું તે સમજાવવાની કે આડોશીપાડોશીની અને માણસ ચાકરોમાં મને હલકી પાડવાની તમારી ગત હું ચાલવા દેનાર નથી સમજ્યા ? હું પણ કાંઈ આંધળી નથી આવી જ રીતે ભાષણો કરીને મને તમે હલકી પાડી નાખી છે તે ! માન બાળવું હોય તો હવેથી મુંગા મુંગા હું કહું તેમ

ચાર્યા કરજો, નહિ તો મે નોકરોને કહી દીધુ છે કે રોક જરા પણ ગરમડ કરે તો હાથ પકડી ઘરની બહાર કહાડવા અને ચોખ્ખે ચોખ્ખુ પકડાવી દેવુ કે એમ કરવાનો અમને બાઈ તરફથી હુકમ મળ્યો છે ભાગ્બિાપા કરવાથી નહિ સમજે તેને તો એમ જ સમજાવવા જોઈએ "

"હ એમ કે ! જોઈનુ ત્યારે ! મ્હાગ પોતાના ઘરમા મ્હારે બોલવુ નહિ ! તુ જે કર તે મૂગે મ્હોડે જોયા કરવુ અને સહન કરવુ ! મ્હારે માત્ર તારી મોજશોખ પૂરી પાડવા વહીતરૂ કરવુ કેમ એમ જ કેની ! ઠીક છે મને પ્રભુમા શ્રદ્ધા છે તેના ન્યાય ઉપર મને સપૂર્ણ વિશ્વાસ છે તુ તારા મનમા ભલે એમ ખાઇ ખા કે ૬ તારે જ આશરે ટકુ છુ પણ ઈશ્વર કૃપા હશે તો હુ પણ તને બતાવી આપીશ કે તારૂ જીવન મ્હારે આશરે છે હુ તારી આખ બરાબર ખોલીશ કે મ્હારી ઈચ્છા સિવાય તુ મ્હારા ઘરમા એક ઘડીભર પણ ટકી શકે નહિ અસ્તુ ! આવા પ્રસગોને લીધે આપણા પતિપત્નીમા ધાર્મિક બધનની ગ્રન્થિઓ એક પછી એક તુટતી જાય છે અને સમય એવો આવે કે એ બધન પાછુ નહિ જોડી શકાય એવી રીતે તુટી જાય તો તેમા તારો જ દોષ લેખાશે તારા પ્રત્યે જેટલુ માન રાખ્ખુ જોઈએ તેટલા સપૂર્ણ માનવી એક વાર ફરીને હુ તને વિનવુ છુ કે તુ મને તારા કરતા વિશેષ નહિ તો તારા સમાન ગણુ અને આપણો સબન્ધ જાળવી રાખ હુ ભૂલી જઈશ આગલી પાછલી સર્વ હુ ભૂલી જઈશ માત્ર પ્રેમથી—હા-પ્રેમથી તુ એટલુ જ કહે કે આપણે ઉભય સમાન છીએ પછી જોજે ત્હારા પ્રેમનો બદલો હુ દશપટ અધિક વાળી આપુ છુ કે નહિ હજી પણ સમય છે હજી પણ—"

"હા ગઈ ! મને પૂરેપુરો સાભળ્યા વગર તે ચાલી ગઈ—અને મેં સકલ્પ કીધો કે મ્હારે લેવો મહાન ભક્ત પ્રહ્લાદના જેવો શાત અવરોધ ! કજીઆ કકાસ કે મારામારી કરી ઉભયના બળનો વૃથા વ્યય કરવા કરતા એ ઉપાયે કાર્યસિદ્ધિ જરૂર થશે, એમ મ્હારી ખાત્રી હતી અનેકવાર મને એમ થતુ કે મ્હારી પત્નીના અન્યાયની સ્હામે થઈ મ્હારે "ચૌદમા રત્નથી" એની શુદ્ધિ ઠેકાણે લાવવી પણ શાતિથી આપણુ કાર્ય જો સિદ્ધ થતુ હોય તો એ "ચૌદમા રત્ન"ની નીતિ જડસાઓને લાયકની છે અલબત્ત શાત અવરોધમા સપૂર્ણ સયમની આવશ્યકતા છે, એ હુ માન્ય કરૂ છુ, પણ હુ ધારૂ છુ કે મ્હારા જેવા હિન્દુ ધર્મમા ઉછરેલાને માટે એટલો સયમ કાઈ ભારે પડતો નથી એક હિંદુનુ જીવન જ સયમમય છે—જો તેમા પરદેશી ઝેર નહિ ભળ્યા હોય તો ! ખાવામા સયમ, પીવામા સયમ, બોલવામા સયમ, ચાલવામા સયમ, બલ્કે જીવનની પ્રત્યેક ક્રિયામા સયમ જાળવવાની તાલીમ એક હિંદુને બચપણથી જ આપવામા આવે છે સત્ય છે કે વાતાવરણ બદલાઈ ગયુ છે, હિદુઓનુ રાષ્ટ્રીય ધાર્મિક શિક્ષણ બહુધા નાશ પામ્યુ છે તો પણ "ભાગ્યુ ભાગ્યુ એ ભરૂચ" બસ એમ જ શાત અવરોધથી થોડી ઘણી અડચણ તો નડશે પ્રણ તે હુ સહન કરી લઇશ અને મ્હારી પત્નીને હુ બતાવી આપીશ કે હુ પણ શુ કરી શકુ છુ !

એણે મને મહેણું માર્યું કે કપડાંલત્તા અને રહેણીકરણીમાં હું જંગલી હતો તે એણે આવી મને સુધાર્યો! સત્ય વસ્તુસ્થિતિ એમ હતી કે એના ગોરા મુખડા અને સાકરીઆ બોલવા ઉપર લોભાઈને મેં મ્હારૂં જીવન શક્ય એટલું એને અનુસરતું રાખ્યું હતું, પણ હવે મ્હારી ચક્ષુઓ ખુલી મ્હારી શાંત અવરોધની પ્રતિજ્ઞાને વ્યાવહારિક સ્વરૂપ આપવા પ્રથમ તો મેં એની પસંદગીના વિલાયતી પોષાકનો ત્યાગ કીધો અને હું મ્હારા કહેવાતા ગામડી પોષાક ઉપર આવી ગયો વળી મ્હારી કમાઈની એક પાઈ પણ મ્હારી પત્નીને મળે નહિ, એવી મેં વ્યવસ્થા કરી દીધી આમ કરતા પ્રથમ મને ઘણા અંતરાયો નડ્યા કારણ કે મ્હારૂં જ વેતન ખાનારા મ્હારા સેવકો મ્હારી સ્ત્રીની પસંદગીથી રાખવામાં આવેલા હોવાથી તે લોકો મ્હારા કરતા મ્હારી સ્ત્રીનું માન વિશેષ જાળવતા તો પણ હિમ્મત રાખી મેં મ્હારો નિશ્ચય ટકાવી રાખ્યો મ્હારી પત્નીને પોતાના પીયર તરફથી મળેલા વારસાની સારી આવક હતી એટલે મ્હારા તરફની આવક બંધ થતા પ્રથમ એને બહુ અડચણ નડી નહિ પણ જ્યાં લખલૂટ ખર્ચ હોય ત્યાં ગમે તેટલી આવક પણ ન્યૂન છે મ્હારી પત્નીને ઘરમાંથી વિદાય કરવાની મ્હારી જરાયે ઇચ્છા નહિ હતી તેમ જ મ્હારી જ્ઞાતિમાં એક ઉપર બીજી પત્ની કરવાનો ધારો હોવા છતા હું અનેક પત્ની કરવાના નિયમને ધિક્કાર તો હોવાથી મ્હારા વિચાર બીજી પત્ની કરવાનો નહિ હતો તો પણ મ્હારી તત્કાલીન પત્નીએ મ્હારા જ સેવકો દ્વારા મ્હારી પ્રત્યેક હિલચાલ ઉપર દેખરેખ રાખવા માંડી! મને તેથી જો કે ભય પામવાનું કશુંયે કારણ નહિ હતું તો પણ મ્હારા પોતાના ઘરમાં મ્હારૂં વેતન ખાનારા મ્હારા પોતાના જ સેવકો મ્હારી પ્રત્યેક ક્રિયાપર જાસુસી કરે તે મને પસંદ નહિ હતું મ્હારી પત્ની સારી રીતે જાણતી હતી, અને મેં એની અનેક વેળા ખાત્રી પણ કરી હતી કે હું એકપત્નીવ્રતધારી પુરુષ હતો તો પણ મશાયામાને સર્વ સ્થળે ભય જ દ્રષ્ટિએ પડે છે અસ્તુ છેલ્લા પ્રસંગ પછી કોઈ પણ કાર્યમાં મ્હારી પત્નીની સલાહ લેવાનું સદંતર બંધ કીધું હતું, એટલું જ નહિ પણ મ્હારે અને તેને અબોલા હતા, એનું અને મ્હારૂં ખાવું પીવું ઇત્યાદિ જુદું જુદું હતું એક જ ઘરમાં આ પ્રમાણે જાણે બે વારસો જુદા રહેતા હોયની તેમ અમારી વચ્ચે થઈ ગયું પણ અંતે પ્રભુએ મ્હારી પ્રાર્થના સાંભળી અસ્વાભાવિક જીવન ગાળવાથી મ્હારી પત્ની એક ભયંકર રોગના પંજામાં સપડાઈ દવાદારૂ વગેરે અનેક ઉપચારો કીધા પણ સર્વ વ્યર્થ વળી ભાડુતી માણસો તે એની કેટલી સંભાળ લે? એક દિવસ-બે દિવસ અને જોયું કે બાઈ સાહેબનો રોગ વધતો જ જાય છે એટલે તે લોકો પણ ધીમે ધીમે કંટાળી ગયા

'છેલ્લી ઘડીએ પણ મને મ્હારી પત્ની બોલાવે અને એની સેવાનો મને લાભ મળે!' એવી મેં પરમ કૃપાળુ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કીધી અને તે ફળી–હા ફળી! મ્હારી પત્નીએ મને પોતાની પાસે બોલાવ્યો

"વહાલા નાથ મને માફ કરજો મ્હારૂં બોલ્યું, ચાલ્યું, કર્યું, કારવ્યું સર્વ માફ કરજો મ્હારી મ્હારી બચવાની આશા—"

અમરકોપ રૂ. ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

"ગણી છે, વ્હાલી વણી છે એક વચન કહે કે તુ મ્હારી અર્ધાંગના તરીકે મ્હારી સાથે સમાન હક્કથી રહેવા રાજી છે વ્હાલી ! કહે કહે કે તુ મને ખરા પ્રેમથી ચહાય છે અને પછી જો કે ખુદ જમરાજના પણ ભાર નથી કે તે તારો વાંકો વાળ કરી શકે !"

"વ્હાલા ! હુ તમારી જ છુ આજ-થી જ અને હમેશા, આ ભવમા અને બીજા પ્રત્યેક ભવમા વ્હાલા ! મને માફ કરશો ?"

"હા, માફ કરીશ પ્રભુએ પણ તારી માફી સ્વીકારી છે ત્હારો પશ્ચાત્તાપ એ જ તેની સાક્ષી હુ તને જીવાડીશ અને પછી　　　લહેર છે આપણે ઉભય સમાનતાથી રહી ઘરમા કલ્લોલ કરીશુ વ્હાલી એક ચુમ્બન !'

"મ્હારી પત્નીએ પોતાના ફીક્કા હોઠ મ્હારા હોઠ તરફ લાવવા પ્રયત્ન કીધો, પણ મે તેને તેમ કરતા અટકાવી મ્હારા હોઠને તેના હોઠ તરફ ધસાવ્યા આહ ! મ્હારી પત્નીના શુષ્ક ઓષ્ટોના ચુમ્બનની અવેજીમા ખુ દેવતાઓએ મ્હારી સન્મુખ અમૃતનુ પાન ધર્યુ હોત તો તેને પણ મે ઠોકર મારી હોત !"

*　　　*　　　*　　　*

મ્હારી પ્રેમભરી સભાળ અને સેવાથી મ્હારી પત્નીએ પોતાનાપર ચ્હડી આવેના રોગને મારી હઠાવ્યો, અને ઘણા જ અલ્પ કાળમા તેણે પાછી પોતાની અસલ તનદુરસ્તી પ્રાપ્ત કરી

*　　　*　　　*　　　*

અને હવે ? હવે શુ વળી ? મે મ્હારા પોતાના ઘરમા "સ્વાયત્તશાસનતત્ર" (બાપ રે ! બોલતાં બોલતા જીભ પણ કચડાઈ ગઈ) યાને "હોમરૂલ" મેળવ્યુ તેની ખુશાલીમા "બોલો બોલો શ્રી બેસન્ટ દેવીની—"

અરરર ! મ્હારૂ બોલવુ હુ પાછુ ખેચી લઉ છુ હો કે ભાઈ ! "હોમરૂલ"નુ નામ લેતા જ એઓશ્રી મ્હોટે ચઢી આવે છે ! ઠીક છે કે 'જેએ" કરીને ઉપર્યુક્ત વાક્ય મે પૂર્ણ કીધુ નથી નહિ તો મ્હારા જેવા પુરૂષને ધાસ્તી ભરેલો સમજી મુબાઈ છોડી મારવાડ તરફ સીધાવી જવાનુ ફરમાન બરમાન નીકળી પડતે તો આપણો તો ભાઈ સાના "ટીકડુ" અને ધાણી દાળ ખાતા ખાતા કુચો નીકળી જતે જો ! ! !

# દુ ખવિનાની હોસ્પીટલો *

લેખક—ડૉ ઇન્દુલાલ સેવકલાલ ને એમ બી બી એસ

પ્રવૃત્તિમય એ જ જેમના જીવન છે તેના શહેરોમા અથવા ઈગ્લાડ ફ્રાસ, બેલ્જીયમ ઇટલી, રશીયા, સરબીયા, ઈજીપ્ત, મીટ્ઝરલેન્ડ અને વળી મેસોપોટેમીયા—ગમે ત્યા જાવ તો પણ બ્રિટિશ "રેડક્રોસ સોસાઈટી" અને "સેટ જોન"ના આશ્રમમા ફુલની માફક ઉભરાઈ જતા અનેકાનેક સ્ત્રીપુરુષોના શક્તિમાન ટોળા ધમધોકાર કામ કરતા માલુમ પડશે જે વ્યવસ્થાથી ઘાયલ અને રોગી સ્વદેશીઓના તનમા આવેલા નવદશાશ ભાગને આમથી તેમ ફેરવવામા આવે છે તે માત્ર એક નમુનો જ છે એના પ્રયત્નો રાજ્યધાનીના શહેરથી ગમે તે દરીયા કીનારા સુધી આ જગ વિશાળ લડાઈમા પ્રવર્તી રહ્યા છે

"રેડક્રોસ સોસાઈટી"ની શાખાઓ કેવી ઝડપથી પાણીની માફક ફુટે છે તે વિષેનુ અહિ વર્ણન આપવાની અમારી ઈચ્છા નથી, પરંતુ અહીં તો "રેડક્રોસ સોસાઇટી" તરફના કાન્સમાના એક હૉસ્પીટલનુ વર્ણન કરવા ધાર્યુ છે જોકે લોકોને મનુષ્યસ્વભાવની, આત્મભોગની, નમ્રતાની, દુ ખની અને વળી હર્ષની લાગણી ઘણી જાણીતી છે તો પણ આવી હૉસ્પીટલની પૂર્ણ માહીતીથી તો જનસમાજનો મોટો ભાગ કેવળ અજાણ જ હોય છે



મિ જે સી મારશલ

આ હૉસ્પીટલમા તદન અગ્રેજી બોલતો જ વર્ગ હતો અને તેથી આગળ પાછળની બીજી હૉસ્પીટલો કરતા તે તદન નીરાળી જ લાગતી હતી હૉસ્પીટલની બ્હાર રસ્તે જતા સ્ત્રીપુરુષો અને મધુર આનદથી રસ્તામા ખેલ કરનારા બાળકો પોતાની માતૃભાષામા મધુર સ્વરે બોલતા હતા પરતુ હૉસ્પીટલની દીવાલ અદર તો જાણે ઘાયલ થયેલા લડવૈયાઓને એમ પણ ન હોતુ લાગતુ કે એમની માતૃભૂમિ ઈગ્લાન્ડ હજુ ખાડી ઓળગીને બીજી પાર છે

---

* મી જે સી મારશલ નામના રેડક્રોસ મડળના એક સભ્યના અગ્રેજી લેખ ઉપરથી મી મારશલ છ માસ પર્યત એ સસ્થામા સતત્ કામ કર્યુ છે મન કવીવર નામના અગ્રેજી માસિકમા હમેશા એ ઉપરાંત લેખો લખે છે આપણા દેશજનોને આ વિષય કઈ બોધક નીવડવાની આશા છ

---

આપ મોઘ્ય ર ૩-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

ટેમ્પીટનનુ મકાન નગાઈ પહેલા ધાર્મિક કેળવણીની પાઠશાળા માટે વપરાતુ હતુ દરેક ઓરડામા એકેકો "ક્રોમ" હતો આયતળીએ જે મોટા શોભીતા જમવાના ઓરડા હતા તેને શસ્ત્રવિદ્યાથી સાજા કરવાના દર્દીઓનો સુવાના ઓરડા બનાવી દીધા હતા ઉપરને મજલે જ્યા એમો ધાર્મિક વિદ્યાર્થીઓ પાઠ કરતા હતા ત્યા એક એક ર્દી રાખવામા આવ્યો હતો જરૂરના પ્રસગે બએ પણ રાખ્યા હતા છાપણગૃહનુ રૂપાતર શસ્ત્રવિદ્યાપ્રયોગ ગૃહમા થયુ હતુ ગારને "એકસ રે" વાસ્તે વાપરવામા આવ્યો હતો અને પુસ્તકાલય પ્રથમ પત્નિની ડિસ્પેન્સરી એટલે દવા વેચવાની જગા તરીકે વાપરવામા આવતુ હતુ

વચ્ચેના ચોગાનમા ચોળી રગેલી મજબુત ઝુ પડીઓ પચાસ ઘાયલ થયેલા દર્દીઓ માટ બધા વવામા આવી હતી દીવાનખાનાઓમા કારકુનો બેસતા હતા ઉતાળીમ વપ પૂવ પ્રશીયનોએ છેલ્લી લડાઈ વખતે પોતાની હોસ્પીટલ પણ આ જ જગ્યામા રાખી હતી





એક ઘોડા લાબા વૉડની અન્દરનો દેખાવ

આ મકાનો જ અગળીને અને વચના ચોગાનના ખૂણા ઉપર એક દેવળ હતુ અને હાલના વખતમા ત્યા કેટલા બધા લોક પ્રાથના વાસ્તે આવતા હતા દેવળ ઘણુ જ ભવ્ય બાવણીનુ, સુદર છત વાળુ અને ઉચ્ચ પ્રકારની બારીઓવાળુ હતુ તેમા 'રોમન કથોલીક' માટ એક પડદો જુદો ભરી લીધો હતો અહીં એક ફ્રેંચ પાદરી દરરોજ સવારે ૭ વાગે વ્યાખ્યાન આપતો હતો ત્યા રાત્રિના ગાઢ અધકારના સમયે પવિત્ર જ્યોતિ અલૌકિક તેજ વર્ષાવતી હતી

1 Surgical patients 2 Surgical operation room 3 X Ray વીજળીના કીરણો જ વડે શરીરની અદર હાડકા વિગેરે જોઇ શકાય

લડાઈમા ઘવાયેલ રોગી અને પાગળા એક પછી એ... નિબધ દર્દીઓ આવતા—પાસેથી બીજા કેટલાક પણ માદા થઈ ને આવતા આ પ્રમાણે ભ... અને એટ નિરતર ચાલતી, તેથી દરેક ઓરડામા વધારે સગવડ કરવી પડતી અને કેટલી... થોડાક કલાકમા જ બહારની અડાળી ઉપર પથારી કરી દર્દીઓને સુવાડના પડતા

કઈ વખતે શુ થશે તે જાણવાને વર્તમાનપત્રોની કા... જરૂર જ પડતી ન હોતી લડાઈને મોખરેથી અને રણક્ષેત્રના હોસ્પીટલોમાથી જથાબધ દર્દીઓ જેમ જેમ આવતા જતા તેમ તેમ એમ્બ્યુલન્સ ગાડીઓમા અને ત્યાથી આગબોટોમા બીજી... દર્દીઓને લઈ જવામા આવતા

એક રાત્રિએ તો એવો બનાવ બન્યો કે તે મ્હારાથી જન્મભર ભૂલી શકાય તેમ નથી અમે જ્યારે રાત્રે સુવા ગયા તે વખતે બધા વૉર્ડ દર્દીઓથી ખાલી કરવામા આવેલા હોઈ આશરે પચીસેક



હાસ્પીટલની આગળના ખુલ્લા બરફવાળા ભાગનો શીયાળાનો દેખાવ

દર્દીઓ હતો અને રાતના બે વાગ્યામા તો પોલીસની સીટીથી અમોને જગાડી એ જગ્યા ખાલી કરવાનો હુકમ મળ્યો અને એટલામા જ વાયલ સૈનિકોને ત્યા જથાબધ આણવામા આવ્યા

સૌથી પહેલા બેસી શકે એવા દર્દીઓ આ વા આ લોકો બેસી શકતા અથવા ચાલી શકે તેવા હતા લડનની એમ્બ્યુલન્સ ગાડીઓમા આમને આણ્યા હતા ઘણાને માથે લશ્કરની ટોપી હતી પણ કેટલાકો તો ઉઘાડે માથે જ આણ્યા હતા કેટલાકની બાયો કાપી નાખી હતી કેટલાકની બાંયો ટાંકણીઓથી ચોડેલી હતી ખાખી કપડા ઉપર લોહી અને કાદવ સીવાય કાંઈ નહોતુ ભગ હાડકાને યોગ્ય જગ્યાએ રાખવાના પાટીઆ અને પાટાઓ ગમે તે રૂપર બનાવેલા હતા કેટલાકને અગે લડાઈના ચાદોની બક્ષીસ જે માત્ર જ તેમની મીલકત હતી તે લટકાવેલા હતા

એક જણે પુછ્યુ—"કેમ સાહેબ, તમને ઠીક છે ને ?"

તેણે હતે બધુ કહ્યા પછી ઉમેર્યો " મારે કાંઈ ખબર નથી મારે સારાસાન વાગે અમે ઇન્ગાહમા ગયા ઘણા લાગ્યા નીટ પછી જ મને આ ખબર મળ્યું " આમ કહી તેણે પોતાનો જમણો પગ દેખાડ્યો તો ઢીચણીયેની સાથ ઊડાવી નાખી હતી અને પગના ગોટલાથી ગ્રાગ સુધી પાટા બાંધી દીધેલા હતા

બે ઑરડર્લીઓએ એકેકા હાથ મીનાવી તે ઉપર પેનાને બેસાડી ઉપાડ્યો અને બીજા છુટા રહેલા હાથ વડે પીઠને ટેકો આપ્યો જો યુક્તિથી કામ થાય તો સ્હાડાનણ મણની કાના ન્હેજમા ગમે ત્યા ઉંચે પણ લઈ જઈ શકાય એ અખતરો અહિં પ્રત્યક્ષ કરી બતાવાય છે

દર્દીઓના બે ભાગ પાડ્યા હતા એક ' બેસનારાનો ' અને બીજો " સુઈ રહેનારાનો " " બેસનારા " માત્ર બેસી જ શકે એમ નહીં, પણ ચાલીએ શકે અથવા કાંઈ નહીં તો બેઠે બેઠે પણ ચાલી શકે " સુઈ રહેનાર ' ને તો પાલખીમા જ લેવા પડે



રૂપ ના આકારમા બાંધેલા ટાના વૉર્ડ

" બેસનારા"ઓને તો સારી રીતે ઉપરે મજને લઈ જવામા કાંઈ અડચણ આવી નહીં અને ઉપર જઈ જોઓ ખુરની ઉપર ગમ્મતની લાઇનમા નીગતે બેસી ગોઠવાઈ ગયા દરેક દર્દીના કોટના બટનને એકેકી ચિઠ્ઠી લગાવેલી રાખી હતી આ ચિઠ્ઠીમા રોગની ચિકિત્સા ગ્યુસ્ત્ર ઉપરથી કરી નખેલી હતી અને દર્દી હૅાસ્પીટલમા આવે ત્યારે તેની સર્વ આદિતી ચોપડામા નખાતી હતી નામ, નગર લશ્કરની ટુકડીનો નંબર, ઉમર, ધર્મ ઈત્યાદિ ડૉક્ટર આવી તરેહની ચીઠ્ઠી વાંચી કયા વૉર્ડમા દાખલ કરવો તે નક્કી કરે છે

" બેસનારા " દર્દીઓ પુરા થઈ ગયા એટલે " સુઈ રહેનારા " આવવા લાગ્યા દર્દીઓની ગાડીમા ચાર ચાર જણને આણ્યા હતા અને ગાડીઓ વચ્ચે અંતર પડતું નહીં ચાર

મજબૂત માણસો ગાડીમાંથી પાનખીઓ નીચે ઉતારતા હેલ્થાઇનિબધ દર્દીઓ ઑર્ડર્લીના બબ્બેના જોડા રાખ્યા હતા અને જેવી પાનખી નીચે ઉતરે કે તરત અને ઓટ તડી લેતા

પાલખીઓને કાંઈ પણ ધક્કો લાગ્યા સિવાય દર્દીઓને ઉતારતા પહેલાં આમીસ્ટંટો અને પછી ડાક્ટર આવતા ડાક્ટર "વૉર્ડ નંબર પહેલો" એમ પોકારતાંમા તો બે ઑર્ડરલીઓ પાનખી લઈ પહેલા વૉર્ડમા ચાલ્યા જતા અને આજ ઑર્ડરલીઓ એ દર્દીને બીછાનામા બગબર સુવાડી લગીની ( નર્સ ) ને તેની સુપરત કરતા

"વૉર્ડ નંબર ચોથો" એમનો પોકાર થાય તો ચાર આ મીઓ એકદમ આવતા કારણ તે વૉર્ડ મજલા ઉપર હોવાથી વધારે માણસોની જરૂર પડતી

જે દર્દીને એક રાતી અને બીજી સફેદ એમ બે ચીઠીઓ ચોડેલી હોય તે ભયકર સ્થિતિનો હોવાથી ડાક્ટર તેને વીજળીના "એક્સરે"થી તપાસવા મોકલવાનો હુકમ ફરમાવતો એક દર્દી ડાકટરને પોતે સારો થશે કે નહીં તે વિષે પુછે છે તો ડાક્ટર " કાંઈ પણ કહ્યા કાંઈ કહેવાય નહીં આપે છે

બીજાનુ અને પાખ જેવી સફેદ કેટલાક દર્દીઓ તો ગ છે એક દિવસ બે ઓરડામા ગયા અને વાર જ એક જણ પાપા ઉપા "ઓત્તારીની, આ તો ખરેખરી પથારો જો! તને પથારીમા સુતાને, અ.યા! કેટલો વખત થઈ ગયો ?"



નહાના સુન્દર બગીચાઓ જેમા રેડક્રોસના સભાસદો પાણી પાવાનુ વિગેરે જાતનુ માળીનુ કામ કરે છે

જવાબ મળ્યો "પુરા ચૌદ માસ વીતી ગયા"

એક દિવસ મળસકામા જ્યારે કેટલાક ઑર્ડરલીઓને સુવાનો વખત થયો ત્યારે બરોબર દોઢ કલાક સુધી દર્દીઓનો છપો ચાલ્યો અને જે હોસ્પીટલમા માત્ર ચાળીસ જ દર્દી રખાતા તેમા ઓટના અડાળીઓ ઉપર વધારે દર્દીઓ રાખ્યા અને ખાટલા ખૂટવાથી ભાયપર બીછાનુ કરી સુવાડવા પડ્યા તે દિવસે બાયો ચગાવી કામ કર્યા બાદ કૉફી અને થોડા બીસકીટ જ માત્ર ખાવા મળ્યા અને તે પણ કટવાકે ધાર્યું કે અણવારેલો ખોરાક ઠીક મળી ગયો

હવે આ બધુ કહ્યા પછી હૉસ્પીટલના જ માણસોમા દર્દીઓ પછી સૌથી પહેલા પ્રસંગે આવે છે ઘણા લાબા વખતની લશ્કરી નોકરીવાળા આર એ એમ સી ના મેજર જેને અંગે ઘણા જ ચાંદો લટકાવેલા હોય છે તે પોતાને ખભે બધી જ સર્જરી લઈને ફરે છે દર્દીઓ આવે અથવા જાય ત્યારે તે હાજર જ હોય છે દરેક પત્ર ઉપર એની સહી હોય છે વૈદ્યકીય વિવાદોમા એ પ્રમુખપદે હોય છે રવિવારે દેવળમા વ્યાખ્યાન આપે છે ઈગ્લાન્ડથી આવતા દર્દીઓના ગભરાએલા સગાવ્હાલાઓને આનદ અથવા દીલાસો આપે છે ટુકમા આ હૉસ્પીટલની સસ્થાનો મુખ્ય તની પણ એજ છે તે પછી શસ્ત્રવિદ્યા પ્રયોગક[1], વૈદકીય વૈજ્ઞાનિક[2], જતુશાસ્ત્રી[3], બેહોશ કરનાર[4] રેડ ક્રાસનો માસ્તર ઇત્યાદિ દરજ્જાવાર આવે છે

સારવાર કરવા ખાતે "મેટ્રન" (સૌથી ઉપરી નર્સ), રાત્રિની નર્સ અને બીજી ભગિનીઓ[5] (હાથનીચે કામ કરનારી નર્સો) હોય છે મેટ્રન માથે દક્ષિણ આફ્રિકાની લડાઈ વખતની વરોની રીબનો પહેરે છે તે અથવા તો રાત્રિની નર્સ દર્દીના મરણ પ્રસગે પાસે જ હોય છે ભગિનીઓ જોખમની અને લાબા વખતની કેળવણીથી પ્રખ્યાત થયેલી હોય છે તેમા કેટલીક તો ગીયાપારના ઑસ્ટ્રેલિયા કેનેડા વિગેરે દેશથી આવેલી હોય છે ઘણાએ દર્દીઓની જિંદગી બચાવવામા સજીવન કરતા આ નર્સોની ખાસ મહેનત હોય છે આવી સ્ત્રીઓની હોશીયારી અને આત્મભોગ એ આ કામના રેડક્રોસનુ એક મુખ્ય ભૂષણ છે

ભગિનીઓ કરતા ઓછી અનુભવી પણ જરૂરએ ઓછી મરજીવાળી નહી, એવી **વી. એ. ડી.** નર્સો છે આ પરમાર્થી નર્સો ઘણુખરૂ ઉંચા કુળની હોય છે અને નીગતની તેમ જ શાત જીદગી છોડી એ દર્દીઓની સારવાર કરવામા જ જીવન ગાળે છે અને રોજની હટાળા ભરેલી નોકરી કરે છે જેવી કે દર્દીની પથારી પાથરવી, જમીન સાફ કરવી, અશક્ત મનુષ્યોને ખવરાવવુ વિગેરે હલકા કામ નિયમે અથવા ગની ગજાવે છે

આ સિવાય માત્ર પુરૂષો ય હોય છે તેમા **આર એ એમ સી સારજેન્ટ મેજર,** સારજેન્ટ, અને એક કોરપોરલ હોય છે આમાના કોઈને પણ દસ માસ વગથી ઓછો નોકરીની હૉસ્પીટલનો અનુભવ હોતો નથી આ પછી રેડક્રોસના ઓર્ડર તેમણે લીધો હોય છે એ રેડક્રોસમા દરેક ધધાના માણસો હોય છે જેવા કે નોન-કૉન્ફરમિસ્ટ મીનીસ્ટર, બે ત્રણ શિક્ષકો પૈસાદાર લોકો, યુનિવર્સીટીના પ્રૉફેસરો, કલાવિદો વર્તમાનપત્રના તત્રી, સગીતશાસ્ત્રી, ગાયો, લેખક, દરજી, ફેરીયો મીલમજુરો, રસોઈઆઓ, વણકરો ઇત્યાદિ ઇત્યાદિ

માત્ર કોઈક જ વખતે કોઈ ખાસ વિદ્યામા લાબો અનુભવ ધરાવતા હોય અને તેમની બહુ જ જરૂર હોય તો જ લશ્કરી-ઉમર લાયક શહેનશાહના લશ્કર ભેગા રણક્ષેત્રમા ઉભા રહી શકે તેવાને લેવામા આવે છે આથી કોઈપણ રીતે લશ્કરમા જતા માણસોને રેડક્રોસમા લેવામા આવતા નથી અને લશ્કરને તેથી ખોટ પડતી નથી

---

1 Surgeon 2 Physician 3 Bacteriologist 4 Anaesthetist 5 Sisters.

નના કોથળામાં ભરી તેના સીવેના મોંઢા ઉપર એક ચોક્કસ ચીજ ટકે છે જેમાં ઉપર કમાન્ડીંગ ઑફીસરની સહી થાય છે અને મોટા અક્ષરે લખેલું હોય છે કે " મરણ પામેલા અધિકારીનો સામાન "

રેડ ક્રોસ પાત્રો પણ ત્યાં આખો દીવસ કાગળો તપાસતો કામ કર્યા જ કરે છે, આ છેક સંસારમાં ગેલેરીમાં ફરતો પોતાની પવિત્ર દૃષ્ટિ સર્વ તરફ ફેરવે છે વળી એવું પણ બને છે કે દર્દીની સારવાર કરનારી નર્સ તેની જ સાથે નમ્ર કરી દે છે, કબ્રસ્તાનમાં દરેક કબરો ઉપર લાકડાનો " ક્રોસ " ઉભો કરી તે ઉપર નામ, લશ્કરની ટુકડી અને મરણતિથી લખેલા હોય છે

---

# યૂનાઈટેડ સ્ટેટ્સની શોધખોળની સંસ્થાઓ.

લખનાર—પ્રૉ કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ

હિન્દુસ્થાનમાં વિજ્ઞાનની શોધખોળ કરનારી સંસ્થાઓ બે પ્રકારની છે એક પ્રકારમાં સરકારે સ્થાપેલી અને સરકારની સપૂર્ણ સત્તા હેઠળની-પૂસા ઇન્સ્ટિટ્યૂટ, પરેલ લેબોરેટરી દેહરા ડૂનની જંગલખાતાની કૉલેજ જેવી-સંસ્થાઓનો સમાવેશ થાય અને બીજામાં તાતાના દાનથી સ્થપાયેલું બેંગ્લોરનું ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ્ સાયન્સ તથા પાલિત ને ઘોષના દાનથી સ્થપાયેલું કલકત્તાનું સાયન્સ ઇન્સ્ટિટ્યૂટ એ બેનો સમાવેશ થાય છે આ બન્ને પ્રકારની સંસ્થાઓમાં વિજ્ઞાનની શોધખોળનું કામ ચાલે છે, અને તેની પાછળ ઘણા દ્રવ્યનો વ્યય થાય છે એમ આપણે સમજીએ છીએ

અર્વાચીન કાળમાં ઉદાહરણયોગ્ય ગણાતા યુનાઇટેડ સ્ટેટ્સમાં વિજ્ઞાનની શોધખોળની સંસ્થાઓનો કાંઈક દૃષ્ટાન્ત જાણીએ ત્યારે જ આપણો દેશ આ વિષયમાં કેટલો પછાત છે, અને સરકારે તેમ જ પ્રજાએ હજી કેટલું બધુ કરવાનું બાકી છે તે વિષે આપણી આંખ ઉઘડે એમ છે

**ખેતીના** સબન્ધમાં જે મ્હોટું ખાતું ત્યાં સ્થાપિત થયેલું છે તેમાં સન ૧૯૧૫ની એક સાલમાં જ આર કરોડ રૂપિયાનું ખર્ચ થયું હતું લગભગ ૧૫૦૦૦ માણસો આ ખાતાની નોકરીમાં રોકાયા છે, જેમાંના ૨૦૦૦ તો વૈજ્ઞાનિક શોધખોળનું જ ફક્ત કાર્ય કરે છે, ૧૪૦૦ જણા પ્રજામાં જ્ઞાન પ્રસારવાનું તથા પ્રયોગો બતાવવાનું કાર્ય કરે છે, ને ૭૦૦ જણા વહીવટી તેમ જ દેખરેખ રાખવાનું કામ કરે છે

આ ખાતા ઉપરાંત ખેતીની ખાસ કૉલેજો અને પ્રયોગસ્થળો ( *Experiment Stations* ) છે ખેતીની કૉલેજો ૫૯ છે, તેઓની મિલ્કત ૫૮ કરોડ રૂપિયાની છે અને

વાર્ષિક આશરે ૧૦૦ા કરોડ રૂપિયાની છે પ્રયોગસ્થળોની સખ્યા ટાશ ૫૬ છે, અને એમની કુલ વાર્ષિક આવક દોઢ કરોડ રૂપિયાની છે યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે ઘણા કાનૂનો બાંધીને ખેતીને ઉત્તેજન આપવા તથા ઉંચામાં ઉંચી ભૂમિકાએ પહોંચાડવા અથાગ પ્રયાસ કર્યા છે હિન્દની સરકારને તેમ જ પ્રજાને એમની પાસેથી ઘણું શીખવાનું મળે એમ છે ખેતીનો ધધો કરનારને કેળવણી મળે, અને કેળવણી મળ્યા પછી તે પાછો પોતાના જ ધધામા બનતા સુધી જાય, એમ કરવામા યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે ઘણી સારી યોજનાઓ કરી છે

જગલોનુ ખાતુ ખેતીના ખાતાની તળે હાલમા છે પણ લગભગ દોઢ કરોડ રૂપિયાનુ ખર્ચ દિવસે ખર્ચ કરે છે, એને અગે શોધખોળો કરવા એક ખાસ શાખા ખોલવામા આવી છે ન્હાના પ્રયોગસ્થળો ઉપરાંત એક મ્હોટી લેબોરેટરી ૭ા લાખ રૂપિયાની બધાઈ છે, ને વર્ષ દિવસે ૫ા લાખ રૂપિયા ખર્ચ કરવા એને મળે છે આ લેબોરેટરીની શોધખોળોથી દેશના ઉદ્યોગોને ઘણો લાભ થયો છે

આપણા દેશમા નથી એવુ એક મ્હોટુ ખાતુ *Bureau of Standards* નુ ત્યાં છે, અને તે દેશના જુદા જુદા પદાર્થોની પરીક્ષા કરી તેઓનુ વજ્ઞાનિક પ્રયોગોથી મૂલ્ય આંકે છે આ એક જ કામને માટે ૩૦૦ વિજ્ઞાનશાસ્ત્રીઓ અને ૧૦૦ ઉદ્યોગોના અનુભવી કામ કરે છે વિજ્ઞાનશાસ્ત્રીઓને ઓછામા ઓછા માસિક ૨૫૦ રૂ, ને વધારેમા વધારે ૧૦૦૦ સુધીનો પગાર મળે છે આ પગાર બહુ ટુકો છે, એમ કહેવાય છે। આ સસ્થા, જે વૉશિંગ્ટનમા છે, તેનુ વાર્ષિક ખર્ચ લગભગ ત્રીસ લાખ રૂપિયાનુ છે એના મકાનો ને જમીનની કીમત ૩૦ લાખની છે અને અદરની સામગ્રી ૧૩ લાખ રૂપિયાની છે।

ઈ સ ૧૯૧૦ થી ખાણોનુ ખાતુ સ્થપાયુ છે ખાણોમાથી ખનિજ પદાર્થો કાઢવામા તથા શોધવામા જે નુકશાની જતી હોય ત્હેને કમી કરવી, અને આ ધધામા કામ કરનારના આરોગ્ય ને સહીસલામતી જાળવવા, એ એના ઉદ્દેશ છે એને અગે પણ શોધખોળો થાય છે કોયલાની ખાણોમા અકસ્માત્ અટકાવવા, ધાતુઓની ખાણોમા ધાતુ શોધતા થતો બગાડ અટકાવવો વગેરે કાર્યમા તે ગુથાયલુ છે વર્ષ દિવસે ૧૮ લાખ રૂપિયાનુ ખર્ચ એ કરે છે

**સાર્વજનિક આરોગ્યનુ ખાતુ** પણ વૈજ્ઞાનિક શોધખોળોથી મુક્ત નથી દાક્તરો, દવાઓ બનાવનારાઓ, પ્રોફેસરો વગેરે મળી ૨૦૦૦ માણસો એમા કામ કરે છે, ને વાર્ષિક ખર્ચ પેટે ૯૦ લાખ રૂપિયા ખર્ચે છે દરેક સસ્થાનમા આવા સ્વતત્ર ખાતાઓ છે, પણ આ તો આખા યુનાઇટેડ સ્ટેટ્સનુ ખાતું છે, સમસ્ત રાષ્ટ્રના પ્રશ્નોની જ તપાસ કરે છે આરોગ્યની પ્રયોગશાળાની ચાર મુખ્ય શાખાઓ છે (૧) મેન વૅાશિંગ્ટનમા પ્લેગની પ્રયોગશાળા (૨) હાવાઈમા કોઢની પ્રયોગશાળા (૩) સાવાનામા ને (૪) વિલ્મિંગ્ટનમા અન્ય જન્તુઓથી ઉત્પન્ન થતા રોગોવિષેની પ્રયોગશાળાઓ છે

વૉશિંગટનનું **સ્મિથસોનિઅન ઇન્સ્ટિટ્યુશન** બહુ જૂનું, ઈ સ ૧૮૪૬ માં, ૩ ૧/ લાખની ખાનગી સખાવતથી સ્થાપાયનું છે તાતાના કરતા ન્હાની સખાવત છે, પણ આટલ વર્ષોમાં એણે જે કામ કર્યું છે ને પ્રતિષ્ટા મેળવી છે તે એ જ્યોરની તાતાની સંસ્થા કરતા ઘણું જ ચડી જાય "માણસોમા જ્ઞાન પ્રસારવું ને જ્ઞાનની વૃદ્ધિ કરવી" એ સામાન્ય ઉદ્દેશથી સ્થપા યલી આ સંસ્થા, શોધખોળો માટે દ ૫ આપે છે, પુસ્તકો, સામગ્રી ને પ્રયોગશાળાનો ઉપયોગ આપે છે એણે ઘણી વૈજ્ઞાનિક યોજનાઓ કરીને સરકારને સોંપી છે, અને સરકારે એ ઉપરથ નવા સ્વતંત્ર ખાતા સ્થાપ્યા છે મ્હોટા રાષ્ટ્રીય પ્રશ્નો ઉપર તે સરકારને સલાહ આપે છે, ને અમેરિકાના બીજા મ્હોટા વૈજ્ઞાનિક મંડળો (જેવા કે *National Academy of Science American association for the Advancement of Science, American Historical Association, etc* ) સાથે સહકાર કરે છે એના વહીવટ નીચે ઘણી સંસ્થાઓ ઉત્પન્ન થઈ છે, જેને સરકાર પોષે છે, જેવી કે નેશનલ મ્યુઝીઅમ, નૅશનલ ગૅલેરી ઑફ આર્ટ, નૅશનલ ઝુઓલોજીકલ પાર્ક, ઍસ્ટ્રૉફિઝિકલ ઑબઝરવેટરી, લૅન્ગ્લી ઍરોડાયનૅમિકલ લેબોરેટરી, બ્યુરો ઑફ અમેરિકન એથનૉલોજી ઈત્યાદિ

આ ઉપરાંત **યુનિવર્સિટિઓમા** પણ ઘણી શોધખોળ થાય છે દિવસે દિવસે આ શોધખોળો ઉદ્યોગોના પ્રશ્નો ઉકેલવા તરફ તેમ ઉદ્યોગોના વિકાસ કરવા તરફ વધારે વળતી જાય છે વિજ્ઞાન ને ઉદ્યોગોનો યુનિવર્સિટિમા વધારે ગાઢ સંબન્ધ કરવા વૉશિંગટનમા એક રાષ્ટ્રીય યુનિવર્સિટિ સ્થાપવા દરખાસ્ત થઈ છે

આ બધી સંસ્થાઓ ઉપરાંત તદ્દન ખાનગી સખાવતથી સ્થપાયેલી ને નિર્વાહ પામતી ઘણી છે

વૉશિંગટનનું **કાર્નેગી ઇન્સ્ટિટ્યુશન,** એ આ વિખ્યાત પૈસાદારના ગજા તથા દાનવીરે ઈ સ ૧૯૦૨ મા ૩ કરોડ રૂપિયા આપી ટ્રસ્ટીઓને સોંપ્યુ હતુ પછીથી બીજા ૩।। કરોડ રૂપિયા એણે ઉમેર્યા હતા, એટલે હાલ એની વાર્ષિક આવક માત્ર ૩૩ લાખ રૂપિયાની ( તાતાની કુલ સખાવતથી પણ મ્હોટી ) થાય છે ! એના ઉદ્દેશોમા લખ્યુ છે કે "જ્ઞાનની શોધખોળો કરવા તેમ જ મનુષ્ય જાતિના કલ્યાણ અર્થે જ્ઞાનનો ઉપયોગ કરવાના પ્રયાસોને, વિશાળમા વિશાળ તથા ઉદારમા ઉદાર રીતે, ઉત્તેજન આપવા આ સંસ્થા ઇચ્છા રાખે છે" આ સંસ્થાનુ કાર્ય ઘણુ જ મહત્વનુ થાય છે

**મેલન ઇન્સ્ટિટ્યૂટ** એ એક ખાનગી પણ અપૂર્વ જાતની સંસ્થા છે નામાંકિત પ્રૉફેસર ડંકને વિજ્ઞાન તથા હુન્નરો વચ્ચે વધારે સારો તથા અન્યોન્યને ઉપકારક સંબન્ધ બાંધવા એક યોજના પ્રકટ કરી હતી, અને ત્હેને આધારે ઈ સ ૧૯૧૧ મા પિટ્સબર્ગની યુનિવર્સિટી તરફથી આ સંસ્થા રૂ ૩૦,૦૦૦ ના મકાનમા જન્મ પામી ઈ સ. ૧૯૧૩ મા રૂ ૧૫ લાખની ખાનગી સખાવતથી એનો વિકાસ થયો તે હાલ વર્ષે દિવસે ૪।। લાખનુ ખર્ચ રાખે છે, ને એના મુખ્ય ઉદ્દેશ બે છે (૧) ઉદ્યોગોમા ગુંચવાડાઓ જે પ્રશ્નો આપે તે ઉકેલવા, ને (૨) આવુ શોધખોળનુ કામ કરવા યુવકોને તાલીમ આપવી આ પ્રમાણે

કોઈ વ્યાપારી મનુષ્યે કે કંપની અમુક રકમ આપીને એક ફેલોશિપ સ્થાપે. તેમાથી એક કે વધારે માણસોને પગાર મળે અને આ સંસ્થામાં રહી તેઓ શોધખોળ કરે. જે શોધો થાય ત્હેની માલીકી તે વ્યાપારીને મળે.

ન્યુયૉર્કનું રૉકફેલર ઇન્સ્ટિટ્યૂટ એ તેનીઆ નામ મિ. રૉકફેલરની સખાવતનું પરિણામ છે. સન ૧૯૦૧ માં તે સ્થપાયું. તે હાલ એક કરોડ રૂપિયા કરતાં વધારે કીમતની મિલ્કત તેમ લગભગ સવા ત્રણ કરોડનું ફંડ એને હસ્તક છે. આ ઉપરાંત બીજા પચાસેક લાખ રૂપિયા એને બીજા કાર્યો માટે મળ્યા છે. એણે એવો સિદ્ધાન્ત કર્યો છે કે શોધખોળ કરનારને બધી સગવડ આપ્યા પછી શોધખોળ કેવી રીતે કરવી, ક્યારે કરવી, એ બધી બાબતમાં સંપૂર્ણ સ્વતન્ત્રતા આપવી, અને અર્વાચીન જ્ઞાનની દૃષ્ટિથી જે ઉકેલ માગતા હોય તેવા જ પ્રશ્નો હાથ ધરવા, પણ તે હાથ ધર્યા પછી શોધકોને સંપૂર્ણ છૂટ આપવી.

આ ઉપરાંત ઔદ્યોગિક પ્રયોગશાળાઓ ઘણી છે. ઘણાં કારખાનાઓ પોતાની ખાસ પ્રયોગશાળા સ્થાપે છે, અને તેમાં પોતાના કામને લગતા ને કામને પ્રસંગે ઉત્પન્ન થતા પ્રશ્નો ઉપર શોધ ચલાવે છે. આ આપણા દેશમાં તો તદ્દન અપરિચિત છે. ઈ. સ. ૧૯૧૫ માં લગભગ પચાસેક કંપનીઓ પોતાની ખાનગી શોધખોળની લેબોરેટરીઓ ચલાવતી હતી. અને તેઓમાંની ઘણી વર્ષે દિવસે ત્રણથી નવ લાખ રૂપિયા શોધખોળ પાછળ ખર્ચતી હતી.

આવી જાતની ઇસ્ટમેન કોડક કંપનીની પ્રયોગશાળા સારામાં સારી ગણાય છે. મનરો કંપની, જે લાઓ વગેરે બનાવે છે, અને જેની થાપણ હાલ ૬૦ લાખ રૂપિયાની છે. જે ૧૪૦૦ કારીગરોને પગાર આપે છે, ત્હેની પ્રયોગશાળામાં ૬૦ ગ્રૅજ્યુએટ રસાયનશાસ્ત્રીઓ, જન્તુશાસ્ત્રીઓ, ચાકરો ને ઔષધશાસ્ત્રીઓ છે. નૅશનલ ઇલેક્ટ્રિક લૅમ્પ ઍસોસિએશનની તો ૫૦ લૅબોરેટરીઓ છે. આવા ઘણા ઉદાહરણો છે.*

આ ઉપરથી વિજ્ઞાનની શોધખોળોને માટે તેમ જ દેશની સંપત્તિને માટે યુનાઇટેડ સ્ટેટ્સમાં કેટલો પ્રયાસ થાય છે એની કાંઈક ઝાંખી થશે.

એના પ્રમાણમાં આપણા હિન્દમાં શું થાય છે? આપણો દેશ અલબત્ત દરિદ્ર છે, પણ આપણી શક્તિના પ્રમાણમાં આવી સંસ્થાઓ કાઢવા આપણા પ્રયાસ થયા છે? વિદ્યાને માટે દાન કરવું એ હિન્દમાં કાંઈ નવું કહેવાનું નથી. પણ અર્વાચીન યુગની વિદ્યા-વિજ્ઞાન-ત્હેને માટે દાન કરવાનું તાતા, પાલિત ને ઘોષ વિના બીજા થોડાને જ સૂઝ્યું છે. આ માટે સર ચીનુભાઈએ પણ થોડુંક દાન કર્યું છે, પરન્તુ મુંબાઈ, અમદાવાદ ને સુરતના કેટલાક શ્રીમન્તો હજી જો ધારે તો જોઈએ તેટલી પ્રયોગશાળાઓ સ્થાપી શકે! યૂરોપીય મહાસંગ્રામમાંથી પણ આ બોધ હજી આપણા શ્રીમંતોએ લીધો નથી!

---

* ઑસ્ટ્રેલિયાની વિજ્ઞાન તથા હુન્નર સંબંધી સલાહ આપવા સ્થપાયલી કાઉન્સિલના તરફથી એક નોટ બહાર પડી છે. તેમાં યુનાઇટેડ સ્ટેટ્સ વૈજ્ઞાનિક શોધખોળની સંસ્થાઓનું સંયોજન કેવી રીતે કરે છે ત્હેનો વૃત્તાન્ત આપ્યો છે, તે ઉપરથી.

# વર્તમાનચર્ચા.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી એ, એલએલ બી

## ૧. નજરકેદનો અન્ત અથવા લોકમતનો વિજય.

તા ૧૭ મી સપ્ટેમ્બરનો દિવસ ભારતવર્ષના રાજકીય ઉદ્ધારના ઇતિહાસમા જ નહિ, પરન્તુ કાયદેસર સક્ષોભના ઇતિહાસમા પણ સુવર્ણાક્ષરે લખાશે તે શુભ દિવસે સ્વતંત્રતા દેવીની આર્ય ઉપાસિની શ્રીમતી ઍની બેસન્ટ અને હેમના બ્રવીર અનુયાયીઓ મિ ઍરન્ડેલ તથા મિ વાડીઆને નજરકેદમાથી મુક્તિ મળી આ પ્રસગથી સમસ્ત હિન્દમા જે આનન્દમય જયઘોષ મચી રહ્યો છે હેમા અમ્હે પણ અમ્હારો સુર પૂરીએ છિએ કોઈ પણ વ્યક્તિની વાણીની અને વર્તનની સ્વાભાવિક સ્વતત્રતા ઉપર અમલમસ્ત અમલદારોએ અન્યાયથી મૂકેલુ બન્ધન લઈ લેવામા આવે તેથી કયા સ્વાતગ્યાનુરાગી આત્માને આનન્દ ન થાય ? જ્યારે વ્યક્તિગત સ્વાતન્ત્ર્યસિદ્ધિ આનન્દ આપે ત્યારે એક અનાયક અને અનાથ પ્રજાની સ્વતનતા માટે આત્મભોગ આપનાર પ્રજાસેવકોની સ્વતત્રતાની સિદ્ધિથી કેટલો બધો આનન્દ થાય ? ઉક્ત ઉભય વિચારોથી અમને આ પ્રસગને અગે જે અતિશય આનન્દ થાય છે હેમા બીજા બે વિચારો વળી મ્હોટી વૃદ્ધિ કરે છે પ્રથમ વિચાર તે સાચી સામ્રાજ્યદષ્ટિથી પ્રેરાયલા કાયદેસર સક્ષોભનો વિજય અને સકુચિત નીતિવાળી આપખુદ અમલદારીનો પરાજય છે આત્મવિજય અને પરપરાજયના પ્રસગોએ ઉદાર મૌન એ જ અભિજાતતાનો અલકાર છે માત્ર એટલુ કહેવાનો અમ્હારો અમ્હે ધર્મ સમજીએ છિએ કે ભારતવર્ષના શાન્તિપ્રિય સન્તાનોએ આ પ્રસગ ઉપરથી ઉપદેશ લેવા જેવો છે કે લોકશાસનના આ યુગમા કાયદેસર સક્ષોભ એ જ સ્વતનતાની સિદ્ધિનુ અસરકારક સબળ સાધન છે *"Knock at the door and thou shall be heard-"* "દ્વાર ઠોકો, સ્વર સભળાશે" એ લોકસક્ષોભનુ સૂત્ર સમજી હિન્દના સન્તાનોએ પોતાના વ્યાજબી હકોને માટે કાયદેસર પણ જોસભેર આન્દોલન મચાવવા જેવુ છે દ્વિતીય વિચાર એ છે કે બ્રિટિશ પ્રજાની ન્યાયબુદ્ધિમા અને સ્વાતન્ત્ર્યપ્રીતિમા હિન્દે મૂકેલો વિશ્વાસ સ્થાને છે એમ આ પ્રસગ સિદ્ધ કરે છે હિન્દ સરક્ષણના કાયદાનો જે દુરૂપયોગ સકુચિત દષ્ટિવાળા અમલદારોએ કર્યો હતો તે દુરૂપયોગનો, અનિષ્ટની ભ્રાન્તિના ભાગ બન્યા વિના અસરકારક રીતે દૂર કરવામા મિ મૉન્ટેગ્યુએ જે હિમ્મત દર્શાવી છે તે માટે હેમને જેટલા અભિનન્દન આપીએ તેટલાં ન્યૂન છે સાકડી દષ્ટિવાળા અગ્રેજોના સ્વાર્થાન્ધ પુકારોની ઉપેક્ષા કરી, મિ મૉન્ટેગ્યુ ઉદાર સામ્રાજ્યદષ્ટિ અને બ્રિટિશ રાજ્યનીતિની પ્રતિષ્ઠાને ઉજ્જ્વલ કરે અને ભારતવર્ષ જેવા સામ્રાજ્યના અમૂલ્ય અગને ન્યાય આપે એવુ અમ્હે અન્ત:કરણપૂર્વક ઇચ્છીએ છિએ

---

૭. ગુજરાત સમાજ સુધારા પરિષદ.

ગુજરાતનું જીવન સર્વ સમૃદ્ધ થાય એવું જોવા જે પ્રાન્તબન્ધુ ઉત્સુક હશે ત્હેમને ગુજરાતની પ્રથમ રાજકીય પરિષદની સાથે જ ગુજરાતની પ્રથમ સમાજ સુધારા પરિષદ ગોધરામાં ભરાશે એ સમાચારથી આનન્દ થયા વિના ભાગ્યે રહ્યો હશે. બન્ને પરિષદોના બે લક્ષણો પ્રતિ ધ્યાન ખેંચાયા વિના રહેતું નથી. એક લક્ષણ રાષ્ટ્રચેતનનું બાધક નહિ પરન્તુ ઉપકારક એવું પ્રાન્તચેતન છે, અને બીજું લક્ષણ પ્રાન્તચેતનને અંગે પ્રાન્તભાષાનો ઉપયોગ છે. આ બન્ને લક્ષણોની વિસ્તૃત મીમાંસાનું આ સ્થાન નથી, પરન્તુ એટલું કહેવાનું અમને આવશ્યક લાગે છે કે આવી પ્રવૃત્તિઓમાં રાષ્ટ્ર અને પ્રાન્તનો પ્રમાણસર સમન્વય અમને જણાય છે, અને એ સમન્વયમાં જ આવી પ્રવૃત્તિઓની સાર્થકતા છે. એ પરિષદમાં સમસ્ત હિન્દના સમાજ સુધારાના સામાન્ય પ્રશ્નો ઉપરાન્ત ગુજરાતના વિશેષ પ્રશ્નો વિશે પૂરતી ચર્ચા થશે એવી અમ્હે આશા રાખીએ છિએ. દાખલા તરીકે જ્ઞાતિની સંસ્થા હિન્દનો સામાન્ય પ્રશ્ન હોવા છતાં ગુજરાતમાં વિશેષ સ્વરૂપમાં વિદ્યમાન છે, અને તેથી ત્હેને માટે વિશેષ ચર્ચા અપેક્ષિત છે. ભોજનવ્યવહાર તથા લગ્નવ્યવહારની દિશાઓમાં પ્રદેશવિસ્તાર કેવી રીતે થઈ શકે ત્હેનો વ્યાવહારિક અને સર્વમાન્ય નહિ તો બહુમાન્ય વિચાર થવો આવશ્યક છે. ગુજરાતની ઉચ્ચ કોમોમાં અમને એટલો બધો આચારવિચારનો ભેદ નથી જણાતો કે જેથી આ પ્રકારના સખ્ત બન્ધનો સર્વથા આવશ્યક ગણાય. સંક્ષેપમાં, ગુજરાતના પ્રશ્નો ગુજરાતી ભાષામાં ગુજરાતના સન્તાનમાત્રને સુગમ થાય તેવી રીતે ચર્ચાશે તો પરિષદ જરૂર સફળ થશે. સૌ. શારદાબ્હેનની પ્રમુખપદ માટે પસંદગી કરવા માટે અમ્હે ગોધરાની સ્વાગત સમિતિને અભિનન્દન આપીએ છિએ. 'ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ ।'—એ ભવભૂતિની પંક્તિનું અમને આ પ્રસંગે સ્મરણ થયા વિના રહેતું નથી. દેશની સત્પ્રવૃત્તિઓ માટે ઊંડી લાગણીઓથી ઉભરાતું કુમળું હૃદય, તે લાગણીઓને આચારમાં ઉતારવાની ઉત્કંઠા, લોકપ્રકૃતિની સાચી સમજ અને ત્હેને અનુકૂળ થવા જેટલી લોકમમતા એ ઉચ્ચ લક્ષણો સૌ. શારદાબ્હેનના અંગત આકર્ષણોમાં સંગીન વૃદ્ધિ કરે છે. ત્હેમના પ્રમુખપદ નીચે પરિષદ સફળ થશે એવી અમને શ્રદ્ધા છે.

---

# કૉલેજીઅન.

## (ચાલુ વાર્તા.)

લેખક—રા ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ, બી એ

(અનુસધાન પૃ૰ ૫૧૭ થી)

પ્રકરણ ૧૭ મુ

### અભ્યાસ અને આળસ.

વિદ્યાર્થીઓને એમના અભ્યાસના જીવનમા જેટલા પ્રસગો ખતી-ઉદ્યોગી અને ચીવટ-વાળા બનાવનારા આવે છે તેટલા જ તેમને આળસના શિરોમણી બનાવવાના પણ આવે છે અભ્યાસ થતો નથી, ગમતો નથી, અને જ્યારે બીજા મોજ શોખ મારે છે ત્યારે અમારા નસીબમા ચોપડીયો, ઉજાગરા અને પરીક્ષા જ રહી એમ કેટલાક વિદ્યાર્થીઓને થાય છે! ડરવાખાતર, ડોસાડોશી ચીડાશે, એમને વળી બી એ કરાવવાનુ ધતીંગ લાગ્યુ છે તો તેમને ખુશ કરવા મથવુ જોઈએ અને આપણાથી ગજક્રાતર લઈ કઈ દુકાન મડાવવાની છે! ફરી કેટલાને ભણવુ પડે છે કેટલાકને અભ્યાસમા જ રસ પડે છે એટલે-વાચ્યાવિના છેવટે વર્તમાનપત્રો પણ વાચ્યા વગર દિવસ વાગીયો લાગે છે કેટલાકને પાસ થઈ સ્કૉલરશીપ લેવાની મહત્વાકાક્ષા હોય છે કેટલાક એમ માને છે કે યુનિવ્હર્સિટીની ડિગ્રી એ જ દુનિયાના સર્વ દુ ખનો વિનાશ કરનાર પેઈન કીલર છે અને એ ન મળતા આપઘાત કરવા તૈયાર થાય છે, એટલુ જ નહિ પણ યુનિ-વ્હર્સિટીની ઉપાધિવાળા-ચાદવાળા કરતા પોતે બુદ્ધિમા-ઉપયોગીતામા હોશીયાર હોય છે છતા પોતાને માટે ઘણો જ હલકો અભિપ્રાય બાધી મિથ્યા આત્મ-તિરસ્કાર દર્શાવી દુ ખી થાય છે કેટલાકને યુની-વ્હર્સિટીની ડિગ્રી એ ભવિષ્યની સાહિત્ય-સામાજીક અને રાજકીય ચર્ચામા આગળ પડતો ભાગ લેવા સાધન લાગતા એટલા જ માટે કૉલેજમા અભ્યાસ કરે છે અને એવો સમાજ પણ થયો છે કે ઉપાધિ હોય તેના જ લખાણ સારા, ને તેના જ ભાષણ સારા ગણે અને તેની જ પ્રતિષ્ઠા પડે અભ્યાસને ખાતર જ અભ્યાસ કરનારની સખ્યા તો ગણીગાઠી જ હોય છે અને શાન્તિલાલની ગણત્રી આમા હતી શાન્તિલાલને ડ્રીવીપ મળી, સ્કૉલરશીપ મળી અને એને અભ્યાસમા દિવસ જતા રસ પડવા લાગ્યો અભ્યાસરૂપી મહાસાગરમા એકલ હોડી લઈ પોતાનો માગ કરતો ચાલ્યો અને યાત્રા કરતા કરતા પગલેપગલે આનદ ને અતર સતોષ થવા લાગ્યા કેટલાક વિદ્યાર્થીને એવી નાનપણથી જ ટેવ પડી જાય છે કે 'ટેક્સ્ટ બુકો' ઉપર જેટલી "નોટ્સ" તૈયાર થઈ હોય તે મગાવે ત્યારે જ તેમને શાન્તિ થાય વાચતા વાચતા બીજાના હાથમા ચોપડી જૂવે-હેન્ડબીલ જુવે કે "કલકત્તા એડીશન છે' "મદ્રાસની નોટ્સ છે" "લોજીક ઉપર હમણા નવી નોટ્સ સારી નીકળી છે-કાદમ્બરીની પજાબમા નોટ્સ બહુ સારી થઈ છે' ફરી દરેક વિષયની બને તેટલી ચોપડી ભેગી કરે ને વાચે

પણ લિગતે સમજાને નહી દરેક કૉલેજના વિદ્યાર્થીની પેઠે નકલ કરી પ્રોફેસરોની નોટો માગી લાવે–રાતે બેગી સમજ ન સમજ નકલ કરે અને એના પરીક્ષામા ઘણે ભાગે તો નાપાસ જ થાય અને પાસ થાય તો ઊતના વિભાગમા શાન્તિલાલ પાસે નોટ્સ જ ન મળે–પોતે જ અભ્યાસ કરી સમજે કે પ્રૉફેસર પાસે સમજી લે–મુગ સ્થિતિ એવી એટલે નોટ્સ લેવા પૈસા નહી ને બીજુ વૃત્તિ નહી લૅમ્બ–બેની–કાલિદાસ–બોઇ–કેન્ટ કે મીલ જેના પુસ્તકો વાચવાના હોય તેના બીજા પુસ્તકો, જીવન ચરિત્રો અને બીજાએ લખેલી ટીકાઓ વાચતો, લાયબ્રેરીનો સારામા સારો ઉપયોગ કરતો અને એમ વાચી આખુ પુસ્તક સમજી ફરી વાચતો જેઓને સારા સાહિત્ય ( *Classical Literature* ) ઉપર કૉલેજીઅનોમા રસ ઉત્પન્ન થયો નથી તે નહિ કે એ સાહિત્યમા કાઈ નથી માટે, પણ એમા એમને રસ પડ્યો નથી પડાયો નથી માટે જ ભૂતકાળના એ દિગ્ગજ મહાત્માઓના વિચારો વાચવાથી, અને મનન કરવાથી જે બુદ્ધિવિકાસ–આત્મવિકાસ અને પરિણામે જગતની પ્રગતિ થઈ શકે છે તે બીજા કોઈથી થઈ શકતી જ નથી કૉલેજના જીવનના એ દિવસો સદ્ભાગીને જ ભવિષ્યમા તે हि नो दिवसा गता કહેડાવે છે અને શાન્તિલાલના જીવનના એ સ્વર્ગ દિવસો હતા વાચના વાચના કોઈ દિવસ શ્રીરામચંદ્રજીની માફક रात्रिरेव व्यरंसीत् થતુ અને મહાન્ તત્વવેત્તા–પંડિતોના સહવાસમા જગત્–જગતની ઉપાધિ વીસરાતી, ત્યારે જ મહાન કવિ મીલ્ટન સાંભરતો

> *"How charming is divine philosophy '*
> *"Not harsh and rugged as dull fools suppose,*
> *"But musical as is Apollo's lute*
> *' And a perpetual feast of nectared sweets*
> *"Where no crude surfeit reigns '*

શાન્તિલાલને ઉપર કહી ગયા તેમ નોટ્સ–ગોખણપટ્ટી અને પરીક્ષા ખાતર જ વાચવા પ્રત્યે અણગમો હતો–ટીકાકાર શુ કહે છે એ પ્રથમ જાણ્યાવિના જ શાન્તિલાલ મૂળ પુસ્તક જ વાંચતો–સમજવા યત્ન કરતો–લેખકની શૈલી–હેતુ અને વિચારનો અભ્યાસ કરતો અને પછી જ્યારે ફરીને વાચતો ત્યારે એને અનેરો આનંદ થતો કોઈ કોઈવાર બેચાર વિદ્યાર્થીઓની સાથે પણ વાચતો છતા એને એકલામા જ મઝાહ આવતી જો કોઈની સાથે અભ્યાસમા રાચતુ તો તે કાંઈક લીલાધર હતો કેકી નામનો પારસી વિદ્યાર્થી ટીખળી અને સ્વચ્છ મગજનો શાન્તિની ગંભીરતા–અસમયોચિત મોટાપણુ દૂર કરવા મથતો પણ આ પારસી ભાઈ વાચતા વાચતા ખુશમસ્ત બની કે રુસ્તમ કે સોહરાબના દાસ્તાનના પારસી કાવ્યોમા તલ્લીન થઈ જતા કે અભ્યાસ કોરાણે થઈ રહેતો

કેકી બુદ્ધિશાળી હતો છતા આળસુ હતો અને આનુ કારણ એના સંયોગો હતા. કેકી દેખાવડો હતો પારસી ભાઈ એટલે જરા ઇસ્ટ્રી ટાઇટ રહેતા, હસમુખો અને ટીખળીની હતો પણ તેની સાથે

સુદીવાળો હતો એટલે વિદ્યાર્થીઓમાં અપ્રિય હતો કેમી નગર હિંદુ-દક્ષણી-પારસી-ખ્રીસ્તી વિદ્યાર્થીઓને આનંદ ન પડતો, છતાં કેકીને આ ગુજરાતી મંડળમાં એવું ફાવી ગયું હતું કે કોઈ ઠેકાણે નાસ્તો તો કોઈ ઠેકાણે ચાહ-કોઈ ઠેકાણે રમવાનું તો કોઈ ઠેકાણે ગાવાનું કેકીને ઈજન ખરું જ, અને આથી કૉલેજ સિવાયનો બાકીનો સમય આમાં જ જતો નિશાળમાં તો નંબર-માર્કસ વગેરેને લીધે કેમીને વાચવું પડતું પણ કૉલેજ એટલે બાલ્વાની પરીક્ષા એટલી બધી નહી, રજી-સ્ટર નહી, વિકલી પરીક્ષા નહી, ગેજ પ્રૉફેસર સવાલ પુછવાના નહી, ફાવે ત્યારે આવી બેસાય હોય ને એ ત્રણ કલાકનું કામ કેમી બી એ સુધી આવ્યો હતો અને હજી જુનીયર બ્યર છે, ઘણો વખત છે, વાચવા માંડશું ત્યાં તે શી વાર, એમાં ને એમાં વખત ગુમાવે જતો હતો વખતનો આ વખતે જ સદુપયોગ કરવાની જરૂર છે એમ એને કોઈ કહેનાર ન હોતું-કેમીનો બાપ કાંઈ પુછનારો ન હોતો અને પારસી ભાઈને અભ્યાસ વગર છુટકો ન હોતો છતાં આળસમાં જ જીવન જતુ

એક દિવસ શાન્તિનાથને કેકીનું પેટમાં દુખી આવ્યું ને શાસ્ત્રી ખીચડી લઈ શિખામણ આપવા બેઠો—

"કેમી ! હવે તો તુ તારી ટેવ છોડ નહી તો ત્હારે દારૂની દુકાન માંડવી પડશે "

"શાન્તિ ! તુ કહે છે તે ખરૂ પણ જોતો ખરો ! કેટલા બધા ઈજન ! આ બધાને ના પાડું ? ના પાડુ તો ગમતુ નથી ને જાઉ છુ તો વાચવાનો વખત મળતો નથી. મને સમજ નથી પડતી કે તને વાચવાનો વખત ક્યાંથી મળે છે !"

"પહેલું તો એ જ કે કેકી ! મારે તારી પેઠે કોઈ બહુ દોસ્તો નથી એ નાનીસૂની વાત નથી ત્હારે તો આ ખભે હાથ નાખનાર ને આ બગલમાં હાથ નાખનાર હજાર-મ્હારે છે ? બીજુ હુ નિયમિત, રાતરે જવુ નહી, તારી પેઠે "મેરી જાન"ના ગાયન ગાવા નહી-એટલે વાગે સૂઈ જવુ--હેના ઉઠવુ-સવારમાં ઉઠી ત્હારે દસ રૂમોમાં ઑલબેન જગાડવી-મારે એ વખત કયાંઈ જવુ નહી ને બધાને કહી મુક્યુ છે કે સવારમાં વાચતો હાઉ ને આવશો તો હુ બોલવાનો નથી "

"શાન્તિ ! તારી પેઠે હું પણ હવે ફગવ કરૂ એમ થાય છે પણ જ્યાં બેજણ વાત કરવા આવ્યા કે મારો કીડો ખદબદે છે ને હુ વાતમાં પડુ છુ "

' પણ જરાક દર થતો કેમ નથી ?"

"કોઈ આવેને ન બોલીયે તો કેવા અવિવેકી લાગીયે ? હેજે આમાંથી કોને ના કહુ ?"

"ન જોઉ-"ફરી શાન્તિએ આમંત્રણપત્રિકા લીધી-એક વાચી—

"ડીયર કૈકી—

"આજ રાતના આનજે-કાઈ રમીશ-ઉજાનાન પણ આવનાર છે ગમ્મત થશે

તારો ચંદુ

"શાન્તિ! ચહુ તોફાની છે–મને ગમતો નથી–જ્યા ત્યા માથુ મારે છે પણ–" એટલામા કેપીને એમ જ થઈ આવ્યુ કે કૉલેજના જીવન નર્યે ગયા અને પોતે નપાસ થયો છે–કેશી એ ઊંડો નિશ્વાસ નાખ્યો.

"કેપી! કાર્ડ રમવાનો તને આટલો બધો શોખ છે!"

"હા! એમા શુ–મોટા મોટા રમે છે"

"તેની ના કહ્યા ના કહુ છુ પણ સહેજ પુછુ છુ હુયે વખતોવખત રમુ છુ અને હાલના જમાનામા કાર્ડની બધી રમતો ન આવડે તે શરમાય છે એ પણ ખરી વાત પણ આખો દિવસ, સવાર–સાજ–બપોર–રાતના કલબમા–રેલ્વે સ્ટેશનમા–ઘરમા–કૉલેજની રૂમોમા કાર્ડ રમ્યા વગર નથી જોયા! એની પણ હદ હોય તો સારુ વળી હાલમા પૈસાની લેવડદેવડની એ ફેશન ગણાય છે બીલીયર્ડમા તો પૈસા આવ્યા છે રેઈસ કોર્સમા જતો નથી?"

"શાન્તિ! હુ પૈસા મૂકીને તો રમતો જ નથી વારુ, તુ ઉજ્ગનાનને ઓળખે છે? જેન્ટલમેન જેવો લાગે છે નહિ?" ઉજ્ગનાન માટે શાન્તિને સારો અભિપ્રાય હતો જ નહી પણ અભિપ્રાય ન આપવા ખાતર જ મુગો રહી એટલુ જ બોલ્યો, "હા, ઓળખુ છુ"

"હા, હા, તમે બે તો એક જ નિશાળમાથી આવેલા સ્કૉલરશીપ માટે ય નંબર લગતા હતા એ જ આજ રાતના ચનુની તેને રૂમમા મળીશ આવની–ઉજ્ગનાન બહુ સારો લાગે છે અને સારી સોસાયટીમા ફરે છે મને જૂની જૂની ઉંચી સોસાયટીમા ફરવુ ને જાણવુ બહુ ગમે કાંઈ શીખવાનુ મળે"

કેશીને તો એમ જ થયુ હતુ કે રાત ક્યારે પડે! રાત પડી ચહુની રૂમમા ગયો–ખાધુ ને પછી એ બન્ને ને બીજાઓ ઉજ્ગનાનની રૂમમા ગયા અને કાર્ડ નીકળ્યા ને "વ્હીસ્ટ"ની રમત શરૂ થઈ જેમ જેમ રમત જામતી ગઈ તેમ તેમ કેપી ઉશ્કેરાતો ગયો બીજાને આ રમતની નવાઈ ન હોતી એટલે પ્રમાણમા ઠંડા હતા પણ કેપીને આ રમતનો હમણા નવો જ ચસકો લાગ્યો હતો અને રમતમા તલ્લીન થઈ ગયો હતો અને ઉજ્ગનાનની જોડ જરાક જરાક "ટોનીક" લેતો ગયો રમત પુરી થઈ અને કેફી પોતાની રૂમમા ગયો સવારે ઉઠ્યો ત્યારે માથુ ભમતુ હતુ ને સખત દુખતુ હતુ ઉંઘ્યો છતા આરામ ન મળ્યો અને આઠ વાગવા આવ્યા હતા. ટેબલ ઉપર જુવે છે તો કૉલેજની છાપની ઉઘાડી નોટ નોટમા સહી જોઈ તો રેસીડેન્સીના સુપ્રીન્ટેન્ડન્ટની. નોટમા આટલા જ શબ્દ લખ્યા હતા

"બાર વાગ્યા સુધી રૂમમા લાઈટ હોતુ કેફીની ગેરહાજરી પ્રિન્સીપાલને ખબર કરવામા આવશે બીજી વાર થશે તો રૂમમાથી કાઢી મૂકવામા આવશે" —સુપ્રી.

નોટ વાચતા જ કેપી ગભરાયો, શરમાયો, આજ એને ખાવુ–કૉલેજમા જવુ કાંઈ જ ગમ્યુ નહી એટલામાં ઉજ્ગનાન બુમો પાડતો આવ્યો ને ગઈ રાતરે કેપી જીતી ગયો માટે મુબારકબાદી આપવા લાગ્યો ઉજ્ગનાન ને કેફી વાત કરતા હતા ત્યા આજ કેફી અવરમાં

કેમ નથી કરી લીનાધર" બબર કાઢવા આવ્યો પણ કેકીને રીકકો–આખી રાતના ઉજાગરવાળો જોઈ અને સાથે ઉજાગરાવાળાને જોઈ, સાહેબજી! કરી ચા લેવા છજામા સામેથી શાંતિલાલને આવતા જોયો અને કેકીના સબંધમા લાગ્યુ એ કહ્યુ

"લીનાધર! મને એમા નવાઈ નથી લાગતી ગઈ રાતના ચતુ–ઉજાગરાવાળા બધા ભેગા થયા હતા પછી બીજુ શુ હોય? કોકેન ન હોય તો બસ 'ટેનીસ' હશે 'વ્હીસ્ટ,' રમાતી હશે! અને ઉજાગરાવાળો હમણા હમણા આગળ વધતા જાય છે"

"કેકીને બચાવવાની જરૂર છે હો શાંતિ! નહિ તો બીચારો માર્યો જશે"

"તે ખરૂ પણ એમા આપણે ગુરૂ બનીયે એ નકામુ અનુભવ એ જ મોટી નિશાળ"

"પણ સૂચના તો કરવા દો

"ભલે–આજ મીલ્ટન વાચવા આવવાનો છે ત્યારે વાત"

રાતના ભેગા થયા અને બસોવાઈન વાચ્યા પછી છૂટા પડતા જરાક નીચે તો ચાલ એમ શાન્તિને કહ્યુ ત્યારે બધા મિત્રો નીચે કૉલેજના મેદાનમા આવ્યા પૂણ ચાદની ખીલી હતી દૂર છૂટા છૂટા તારા પ્રકાશતા હતા કમ્પાઉન્ડના વિશાળ વૃક્ષોની હાલતી ડાળીયોના પડછાયા પ્રચણ્ડ ભૂતાવળીની માફક પથરાતા હતા મદ મદ પવન વાતો હતો અને આ મિત્રનુ ટોળુ આનદમા નીચે ઉતર્યું કેકીના હૃદયમા આજ અનેક વિચારો આવતા હતા અને નિર્દોષ યુવાન સિતારહીન વિદ્યાર્થીના હૃદયમા આવવા જોઈએ એવા પ્રોત્સાહક અને ઉમગભર્યા વિચારો નહોતા શાન્તિનુ મગજ પણ રોકાયુ હતુ કેકી અને શાન્તિ આમતેમ ફરતા હતા અને આશાનુ રગીન આકર્ષક પક્ષીના ચડચડાટ મારતા ઉડ્ડયનો નજર આગળ તરવરતા હતા કલ્પના ખીલી હતી શાન્તિ પોતાના અને કેકીના ભવિષ્ય દર્શનો જોતો હતો–કેકી પારસી હતો છતા શાન્તિને ત્હેની પ્રત્યે માના જણ્યા ભાઈ જેટલો પ્રેમ હતો અને કેકી પડે છે એનો ખ્યાલ આવતા હૃદયની ઉન્હી વરાળ કાઢતો, અને એને શી રીતે સેતાનના પજામાથી છોડવવો એ જ માર્ગ શોધતો હતો

આખરે કેકીથી ન રહેવાયુ ને બોલ્યો "શાન્તિ! તને કોઈ દિવસ આવતી આપત્તિનું ન દાબી શકાય, ન સમજી શકાય અને ન મ્હામા થઈ શકાય એવા બળનું ભાન થયુ છે ખરૂ? આપણી આગળ જાણે કાળા વાદળા આવ્યા હોય, અવાગમા તોફાની સમુદ્ર ધૂઘવતો હોય, એમ લાગ્યુ છે ખરૂ? આ શુ થાય છે! કેમ થાય છે તેની ખબર ન હોય છતા બીક લાગે ને થતુ હોય!"

"કેકી! હા ઘણીયે વાર જો કે માણસ માણસની દૃષ્ટિમા ફેર પડે"

"શાન્તિ! મને આજ કાઈ એવુ થાય છે એક ખૂનીના હૃદયમા જેમ થાય તેમ મને થાય છે ભૂતકાળમા જાણ્યે અજાણ્યે ગુન્હો થયો હોય અને પાછળ ભૂત ફરે તેમ આ જ મ્હારા હૃદયની હમેશની શાન્તિ ઉડી ગઈ છે ભૂલાઈ ભૂલાતી નથી અને વેર લેવાયુ નથી"

"કેકી! રાતના ઉંઘ નહી આવી હોય વાચીને માથુ દુખવા આવ્યુ હશે વ્હેનો સાઈજા, સોડા, લે–બામ આપુ? દરદી લાગશે, ગરમ હોડી સુઈ જા, ચાલ ચાહ કરીએ પીએ મટી જશે"

# ન્હાની, મ્હોટી, જાહેર કે ખાનગી લાયબ્રેરીનાં

## પુસ્તકોનો ઉત્તમ સંગ્રહ.

૧.

**સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી —**

| | રૂ આ |
|---|---|
| સરસ્વતીચન્દ્ર ભા ૧ થી ૪ | ૮-૦ |
| લીલાવતી જીવનકલા | ૦-૧૨ |
| દયારામનો અક્ષરદેહ | ૧-૮ |
| સ્નેહમુદ્રા ( કાવ્ય ) | ૧-૦ |
| Marriage Forms under Ancient Hindu Law | 0-12 |
| Classical Poets of Gujarat (1916 Edn ) | 0-6 |

**પ્રો. કાન્તિલાલ પંડ્યા —**

| | |
|---|---|
| સ્વ ગોવર્દ્ધનરામનું જીવનચરિત | ૧-૦ |

**સ્વ. પ્રો. મણિલાલ નભુભાઈ—**

| | |
|---|---|
| બાળવિલાસ | ૧-૦ |
| ગુલાબસિંહ | ૨-૦ |
| ચારિત્ર | ૧-૦ |
| સુદર્શન ગદ્યાવલિ | ૫-૦ |

**રા. મણિલાલ છબારામ ભટ્ટ —**

| | |
|---|---|
| ઝાંસીની રાણી (સાત સુંદર ચિત્રો સાથે) | ૧-૧૨ |
| સુંદર બ્હેન | ૦-૧૨ |
| ગુજરાતની જુની વાર્તાઓ(ચિત્રોસાથે) | ૧-૧૨ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાયી | ૧-૮ |
| રતિસુંદરી | ૧-૮ |
| પતિવ્રતા સતિઓ ( ૨૧ ચિત્રો સાથે ) | ૨-૦ |
| પ્રતિમા નાટક | ૧-૦ |
| ગુર્જરી, મુખાકની શેઠાણી | ૧-૪ |

**રા. છગનલાલ હરિલાલ પંડ્યા—**

| | રૂ આ |
|---|---|
| કાદમ્બરી ( ચિત્રો સાથે ) | ૨-૧૨ |
| એક અપૂર્વ લગ્ન | ૦-૮ |
| ક્રાઇસ્ટનુ અનુકરણ | ૦-૮ |
| સચિત્ર મૂલાક્ષરના પત્તા | ૦-૮ |
| મનોરંજન વાતાવલિ | ૦-૬ |

**રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી -**

| | |
|---|---|
| જાતમહેનત ( સેલ્ફહેલ્પનુ ગુજરાતી ભાષાન્તર ) | ૩-૦ |
| દરિઆપરના દેશોની વાતો | ૨-૦ |

**રા. હિંમતલાલ અંજારિઆ —**

| | |
|---|---|
| કવિતા પ્રવેશ | ૧-૦ |
| કાવ્યમાધુર્ય | ૧-૮ |
| મધુબિન્દુ | ૦-૪ |
| કિન્ડરગાર્ટન સમ્બન્ધી છ લેખો | ૦-૬ |

**સ્વ. ભગુભાઈ ફતેહચંદ કારભારી —**

| | |
|---|---|
| અંગ્રેજી-ગુજરાતી પૉકેટ ડીક્ષનેરી | ૧-૮ |
| ગુજરાતી-અંગ્રેજી ,, ,, | ૧-૮ |
| સ્ટાર અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી | ૦-૧૨ |
| ટોડકૃત રાજસ્તાન ( બે ભાગમાં ) | ૫-૦ |

**રા. ભોગીન્દ્રરાવ દીવેટીઆ.—**

| | |
|---|---|
| આસીસ્ટંટ કલેક્ટર | ૧-૮ |
| નવરંગી આનંદ | ૦-૪ |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાતો | ૦-૪ |
| ઉષાકાન્ત | ૧-૮ |
| મોહિની | ૧-૦ |
| સોલીસીટર | ૦-૧૨ |

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,**

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, નં. ૨.

"શાન્તિ! તું સમજ્યો જ નથી તું જાણે છે, હું ભૂતપ્રેતને માનું છું. માગમાં મને ભય છે, ભવિષ્યમાં થનાર ગુન્હાનો તો ગમ ભૂતકાળના અધાર પર ઉપર તો નહી બેસતો હોય! શાન્તિ! ખુદાની મહેરબાનીથી અત્યાર લગી મારા જીંદગી સારી ગઈ છે પણ આજ હું પાપીમાં પાપી હોઉં એમ લાગે છે"

"ફેણી! ફેણી! એમ પોચા ના થઈએ હીમત રાખ એવા વિચારોને તાબે ન થવાય. ઘણીવાર મારી બાળપણમાં તો આવા ભયો પણીથી ખોરા પડ્યા છે ને મને તો પછીથી હસવું આવે છે. હું આવો મૂર્ખો તે બીતો હતો. આવા વિચારો તો આવે ને જાય."

"શાન્તિ! તું કહે છે તેમ એ ખોટા હોય પણ મને શાન્તિ તો નથી જ વળતી"

"ફેણી! તું તો મૂર્ખો છે પછી તો આપણા મનમાં જ ખોટા. આપણે આપણી જાતે જેટલું નુકસાન કરીએ છીએ એટલું કોઈ જ કરતું નથી જે આપત્તિની આપણને ખબર નથી તેને વિશે વિચાર કરી શા માટે દુખી થવું? ચાલ ટટાર થા હીમત રાખ-પવિત્ર બન અને ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખ"

"શાન્તિ બોલી રહ્યો ને આકાશમાંથી ભૂરા રંગનો એક ચકચકીત તારો પાછળ પ્રકાશ નાખતો ખર્યો અનેક યુવાનીયાના ભવિષ્ય સૂચક રંગની છાપ શાન્તિના હૃદયમાં પડી. ફેણી મુંગો મુંગો ઊભો રહ્યો અને પોતાની રૂમમાં જઈને સૂતો.

—અપૂર્ણ

---

# ગ્રન્થાવલોકન

**૧. નીલનેની** –પ્રૉ. બેઇનના અંગ્રેજી પુસ્તક '*A Draught of the Blue*'નું ગુજરાતી ભાષાન્તર. ભાષાન્તરકાર–રા. સાકરલાલ અમૃતલાલ દવે, બી. એ., પૃ. ૧૨૪ મ. પ. આઠ આના.

ઉષાનન્દિની નામનું પ્રૉ. બેઇનના '*Heifer of the Dawn*'નું ગુજરાતી ભાષાન્તર સ્વ. બ્હેન ઉર્મિલાએ ગુજરાતમાં પહેલું કર્યું. ત્યાર પછી રા. સાકરલાલે પ્રૉ. બેઇનના '*The Ashes of a God*'નું 'અનંગભસ્મ'ના નામથી બીજું પુસ્તક પ્રગટ કર્યું હતું. આજ એ જ પ્રસિદ્ધ અંગ્રેજી લેખકના ત્રીજા પુસ્તકનું ભાષાન્તર રા. સાકરલાલે પ્રગટ કર્યું છે. રા. સાકરલાલે ભાષાન્તરકાર તરીકે બેશક ઉચું પદ મેળવ્યું છે એવું તેમની આ કૃતિ સ્પષ્ટ કહી આપે છે. અંગ્રેજી પુસ્તકો સાથે અપરિચિત એવા જનોને આ કૃતિ ભાષાન્તરરૂપે ના લાગે એટલું જ નહિ પરન્તુ જો કદિ રા. સાકરલાલે પોતાની સ્વતંત્ર કૃતિ તરીકે, એને 'પ્લેજ્યારિઝમ'ના આ જમાનામાં ગણાવી દેવાની હામ ભીડી હોત તો તે પણ ખુશીથી ચાલી શકત,

---

છાપીનો [?] ફાગણ ૩ ૨–૬–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

એવુ સુન્દર અને શુદ્ધ ભાષાન્તર નીવનેની છે, અને તે માટે ના સાકરલાલને અમ્હે અભિનન્દન આપીએ છીએ

સંસ્કૃત ભાષાની શુદ્ધ અને સુન્દર કલ્પનાઓ અને મનોહર ઉપમાઓ નીવનેનીમા માલમ પડે છે, એટલુ જ નહિ પરન્તુ એ અંગ્રેજ લેખકની પોતાની પણ એમા કેટલીક ઉત્તમ કલ્પનાઓ છે અને તે રીતે આ ન્હાનુ પણ બહુ જ સુન્દર પુસ્તક ઘણુ ઉપયોગી અને મૂલ્યવાન છે અમારા વાચકો સમક્ષ આમાની કેટલીક નાજુક અને મનોહર કલિકાઓ ધરીશુ, અને તેમ કરવામા રા સાકરલાલ તેમનુ રમ્ય પુષ્પ વીખરાઈ જવાનો ભય નહિ ગણે એમ અમે આશા રાખીએ છીએ —

"ફૂલ કરમાઈ જાય ત્યારે તેને કોણ પોતાની પાસે રાખે છે? અને સ્ત્રીઓ ફૂલ જેવી જ નથી? ફૂલની પેઠે ખીલતી હોય ત્યારે જ તેઓ ગ્રાહ્ય હોય છે અને થોડા સમય પછી ત્યાજ્ય બને છે તે જ ડાહ્યો કહેવાય, જેને મધમાખીનુ મધ લેતા આવડે છતા ડંખ ના વાગે કુમારિકા એ કેવળ મધ છે, પણ પત્ની એ ગણગણતો ડંખ છે," પૃ ૬

"એ તો સ્ત્રીઓનો સ્વભાવ છે કે પોતાના પ્રિયતમની ખાતર તેઓ ત્રિભુવનનો નાશ કરાવવા તૈયાર થઈ જાય" પૃ ૨૧

"પણ સાપ કાંચળી ઉતારી દે તેમ રાજાનો જીવ દેહ છોડી ચાલ્યો ગયો" પૃ ૩૪

"વાડ્ગીના છેડ ન્હાના કકડાની પેઠે હવામા અદ્ધર ઊડી ગયો" પૃ ૩૭

"ભાઈ દેવે જ ભ્રમરરૂપે ફૂલે ફૂલે ફરી પ્રત્યેક પુષ્પનુ સુગન્ધસત્વ ને પ્રત્યેક પલ્લવનો વિકસિત રંગ લઈ તેની મેળવણી કરી તને સર્જી હશે" પૃ ૬૪

"રસાતાળા આછા વાદળાની પેઠે પાછળ રહેલા ચન્દ્રની પેઠે તારા સુબ્દુ અંગ કરોળિઆની જાળ જેવા પારદર્શક વસ્ત્રમાથી શોભી ઉઠશે" પૃ ૬૮

"હિમશિખર પર સરકતા સંધ્યાના રંગ પેઠે તેની ભોચી ઉપર રતાશ ચડી આવતી હતી, અને તે છેક તેના કાળા કેશના મૂળ સુધી પહોચી ગઈ" પૃ ૭૫.

સ્થળ સંકોચને લીધે વધારે વિગતમા ઉદાહરણો આપવાનુ બને તેમ નથી, એટલે આટલાથી જ સંતોષ માનીશુ, અને આવી અનેક સુન્દર પુષ્પકલિકાઓની સુગન્ધ લેવા અમ્હારા વાચકોને અમે નમ્રસૂચન કરીશુ

રા સાકરલાલે, ઉપર કહ્યુ તેમ, આ ભાષાન્તર બહુ જ દક્ષતાથી ઉત્તમ રીતે કર્યુ છે સ્વમા વેચનાર વૃદ્ધની કલ્પના સઘળા કરતા ઉત્તમ લાગે છે ના પરણવાની ઇચ્છા રાખતો રાજા છેવટે સૌન્દર્યના પાશમા એવો સજ્જડ સપડાઈ જાય છે કે પત્નીવિરહ ના સહી શકવાથી છેવટે સ્વપ્નમા પત્ની સાથે જગતમા શૃંગારરસમા મન માનતુ પણ અધુરૂ સ્નાન કરે છે, અને સ્વપ્ન જતા ચિત્તભ્રમિત અને ઉન્માદાવસ્થામા પોતે મસ્તને રાણ થાય છે એ ચિત્તભ્રમસ્થિતિમા 'જન્મસમયની દિગમ્બર દશામા પોતે લોકોની સમુખ ઉભો રહ્યા' છે, એ કલ્પના અધિપતી નથી પણ પાશ્ચાત્ય હોઈ આપણા સંસારને પ્રતિકૂલ છે જો કે આખી વાર્તા મનોહર હોઈ આદિથી અન્ત સુધી બહુ સુન્દર લાગે છે રા સાકરલાલને ફરી તેમની આ

કવિના પ્રવેશ રૂ ૧-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

સુન્દર કૃતિ માટે ધન્યવાદ આપીએ છીએ ગુજરાતમા આ એક ઉપયોગી ઉમેરો છે પુસ્ત કનુ મૂલ્ય જોતા મૂલ્ય અતિશય વધારે છે, એ શોકની કથા છે

૭. સમાજદર્પણ ત્રિઅંકી દૃશ્ય નાટક લેખક—રા હરિહર પુરુષોત્તમ સેવક મુબાઈ પૃ ૮૫, મૂલ્ય ૦—૮—૦

ગુજરાતનો હાલનો યુગ એક તરફથી જેમ નવલકથાઓનો છે તેમ બીજી તરફથી એ નાટકોનો પણ યુગ છે સર્વાંગ સુન્દર, ઉત્તમ કલાવિધાનથી શૃગારિત, હિન્દુજનસમાજને, કે આપણા દેશના આ મન્થનકાળમા અગત્યનો ભાગ ભજવતા એવા અનેક પ્રશ્નો તરફ જનસમાજનુ લક્ષ ખેંચતા, મનોરમ્ય અને બુદ્ધિવૈભવથી સસ્કૃત થયેલી કલ્પનાઓથી સજ્જ થયેલા નાટકો ગુજરાતની રંગભૂમિ ઉપર આજ કિરણોની માફક દૃષ્ટિગોચર થતા જાય છે, એ આ યુગનું એક લક્ષણ છે, જો કે સસ્કૃત હૃદયોને અથવા તો બુદ્ધિવિલાસની ઉચ્ચ મનો ભાવનાઓમા વિહરતા સુન્દર આત્માઓને સતોષ આપે એવા નાટકો આપણે ત્યા ભજવાતા નથી એ અત્યત દિલગીરીની કથા છે અને એવા નાટકો ભજવનારને હજી બહુ વાર લાગશે એ પણ નિ સશય છે 'સમાજ દર્પણ'નુ નાટક મુબાઈની રગભૂમિ ઉપર એ બહુ વાર ભજવાયુ છે અને તેનો ભજવનારવર્ગ નાટકના ધધાદારીનો કરતા ખાનગી મનુષ્યોનો હતો

રા હરિહર, મુબાઇના કુશળ અને અનુભવી નગેમાના એક છે દિવાનાના પ્રસિદ્ધ નામથી ગુજરાતમા એ જાણીતા છે એમની સાહિત્યપ્રીતિ પણ પ્રશસાને પાત્ર અને આદરને યોગ્ય છે તેમના કેટલાક નાટકો ગુર્જર રંગભૂમિ ઉપર લોકપ્રિય નીવડયા છે અને એ રીતે એક લેખક તરીકે પણ હેમણે નામ મેળવ્યુ છે મુબાઈની ટોકી ઉર્દૂ અને પારસી નાટક કપ નીઓ લેખક તરીકે તેમનો લાભ હજી પણ મેળવે છે

લેખની મૂળવસ્તુ ' કન્યાવિક્રય ' છે વસ્તુની પસદગી બહુ જ સાધારણ હોઈ, તેમ રા હરિહર કહે છે તેમ 'કેટલાક પ્રતિકૂળ સજોગોમા ઉતાવળે આ નાટક લખાયુ હોવાથી એક ખાસ મનોરમ્ય કૃતિ તરીકે તેની ગણના કરી શકાય તેમ નથી; રા હરિહર એની એવી ગણના પણ કરતા નથી પણ હિન્દુસ્તાનિઓમાની કેટલી જ્ઞાતિઓમા કન્યાવિક્રયનો ભયકર રાક્ષસ એટલા બધા ફૂમળા અને નવપલ્લવિત, ઉગતા જીવનનો ધ્વસ કરે છે કે આપણા સમાજના આ શ્યામ અને ભયકર ચિત્રનો તાદશ ખ્યાલ તો તેનો ભોગ થઈ પડતા નિર્દોષ આત્માઓ સિવાય અન્યને આવી શકે તેમ નથી, આ નાટક કેવુ હોવુ જોઇએ એનો વિચાર અને કેવા કરતા એ કેવુ છે એનો વિચાર અત્રે પહેલેનો કરવો યોગ્ય છે અસ્તુ, અમ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે ઉપર કહ્યુ તેમ આ નાટક ઉત્તમ કૃતિ તરીકે ગણી શકાય તેમ નથી, જો કે તેની વસ્તુ ઉપયોગી છે લાલચના નામની એક ગૃહસ્થ કન્યાનુ વેવિશાળ તેને પિતા રૂપીઆ ૫૦૦ ૬ ૧૦ નાતિ એક વૃદ્ધ ધનિક સાથે કરવા તૈયાર થાય છે લાલચમા એક સસ્કારી યુવાન કૃષ્ણ

કાશ માહુર રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

લાલ સાથે લગ્ન કરવા આતુરતા ઈચ્છા દર્શાવે છે, અને તેનો ભાઈ ખુશાલ તેમાં પોતાની સમ્મતિ આપે છે, અને ભાઈની મદદથી જ લાનાના લગ્ન કૃષ્ણલાલ સાથે અંતે થાય છે. કન્યાવિક્રયની ક્રૂરતા, તેની ભયંકરતા અને તેની વિષમતા દર્શાવતા પ્રસંગો અનેક નાટકોમાં યોજવામાં આવે છે, ને એકાદ બે નાટકો પણ આ વિષયના નિરૂપણ અર્થે ભજવાય છે પણ ખરાં, પરન્તુ સંસાર દર્પણમાં જુદી જ તેજાતની કંઈક ભાત પાડે છે, અને એ દૃષ્ટિથી જોતાં આ નાટક એ સૌ કરતાં કંઈક સારૂં લખાયું હોય એવું અમ્હારૂં માનવું છે, અને હજી પણ વધારે સારા સ્વરૂપમાં આ જ નાટક મૂકાઈ શકાય તેમ છે, પરન્તુ અમ્હે ઇચ્છીએ છીએ કે રા. હરિહર પોતાની શક્તિનો વધારે સારો ઉપયોગ વસ્તુઓની પસંદગીઓમાં કરશે, અને આપણા જનસમાજના જીવનના ટોચ-ટીના પ્રસંગો યોજશે, અને તેના સુન્દર અને તાદૃશ ચિત્રોના નિરૂપણો કરશે તો તેથી પ્રજાને અત્યંત લાભ થશે. કન્યાવિક્રય, બાળલગ્ન આદિ પ્રશ્નો અલબત્ત આપણા સંસારમાં ઉપયોગી તત્ત્વ ધરાવે છે, છતાં પણ એ પ્રશ્નોનો ઉકેલ કેવળ નાટકો જ કરી શકશે એ અમ્હારી માન્યતા નથી. પ્રજાને ઉચ્ચ પ્રજાકીય તત્વના આસ્વાદન કરાવીને, પવિત્ર અને ઉન્નત જીવનના દર્શન કરાવીને, રાષ્ટ્રીય, સ્વદેશસેવાવ્રત, અને ઐક્યતા અને બન્ધુભાવના પવિત્ર ચિત્રો તેમની પાસે રજૂ કરવામાં આવશે, અને તેમને તેમની જાતનું ભાન કરાવવામાં આવશે તો સ્વયમ્ રીતે આપણા સંસારની શ્યામ બાજૂ દૂર થતી જશે.

ર. ગો. ત્રિ.

---

## સમાલોચકની

## સચિત્ર નૂતન વર્ષાભિનન્દન પત્રિકાઓ !

સ્વદેશસેવાવ્રત તો

પ્રત્યેક સ્વદેશપ્રેમી આત્માએ લેવું જ જોઈએ,

એ વ્રત લેવાનો શુભમંગલ દિવસ વર્ષમાં એક જ ગણાય !

એ અતિ માંગલિક દિવસ તે

વિક્રમ સંવત્ ૧૯૭૪ ના કાર્તિક સુદ પડવાનો જ છે.

### તે શુભ દિવસના શુભ ચોઘડીઆમાં

ત્હમારા આત્માને ઉજાળો અન્યના આત્માને ઉજાળો, સ્વદેશસેવાવ્રત ધારી આયુષ્યના બાકી રહેલા વર્ષોને સાર્થક કરો, મનુષ્યદેહને પુણ્યવતો ધર્મપરાયણ અને સ્વદેશાનુરાગી બનાવી માતાપિતા, સ્ત્રીપુત્ર-પુત્રીઓ, મિત્રજનો, આપ્તવર્ગો અને સગાસમ્બન્ધીઓમાં સ્નેહના અને કર્તવ્યના, પ્રેમધર્મના, સ્વદેશસેવાધર્મના અને માનવજીવનના ઉચ્ચ વિકાસના સિદ્ધમન્ત્રોની શિક્ષાઓ છૂટથી આપો અને એવો જીવનને રસથી ભરો ! જીવનને રસસ્થાન કરાવો ! અને

તે માટે

### સમાલોચકની સચિત્ર નૂતન વર્ષાભિનન્દન પત્રિકાઓ

બહુ અર્થભરી ગંભીર સાદાં, સુન્દર મનોહર અને ચિત્તાકર્ષક ચિત્રોસાથે સ્વદેશ સેવાના અને લોકકલ્યાણના પરમ ઉચ્ચ મન્ત્રો આપતા કાર્ડો જ મગાવો. એ ચિત્રમય પત્રો ત્હમારા ગૃહના શૃંગાર બનશે, ગૃહના શુદ્ધ અને પવિત્ર વાતાવરણને વિશુદ્ધ પાવન કરશે, આલ્હાદ આપશે, એ ચિત્રો બીજા કોઈપણ ચિત્રો કરતા જરૂર વધારે આકર્ષક, અર્થવાળા, અને ઉપયોગી છે

વીસ કાર્ડના દરેક પેકેટની કિંમત

ફક્ત નવ આના, પોસ્ટેજ જુદુ

લખો—એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ નં. ૨

Reg No B 1136





Printed by L. R. Mitra at the Manoranjan Press 3 Sandhurst Rd Girgaon Bombay
Published by Ramaniyaram Goverdhanram Tripathi at Messrs N. M. Tripathi & Co's,
Princess Street Kalbadevi Bombay

# That is the point —

Benevolence never developed a man or a nation. We do not want a benevolent government. We want a free and a just government. Every one of the great schemes of social uplift which are now so much debated by noble people amongst us is based upon justice, not upon benevolence. It is based upon the right of men to breathe pure air, to live; upon the right of women to bear children and not to be overburdened so that disease and breakdown will come upon them; upon the right of children to live and grow up and be strong.

—Woodrow Wilson

# સો વરસનુ પુરાણું ખાતું

જુના ગોપાલદાસ બરફીવાલા અને

મીઠાઈવાલા

મુબાઈ

મેવા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરા મારનાની ભલામણ કરવામા આવેછે.

| | | |
|---|---|---|
| બ ામની ન ી |  | ગુતન્રે ી |
| પીસ્તાની ન ી | | ઘ નસા |
| માવાના પેંડા | | વેનીના ગુનાબ |
| માવાના ઘુઘરા | | ઓરેન્જ વીગેર |
| કોપર પાક | | મુગ દલસા |
| બાસુદી | | રેદ જાતના |
| શીખંડ | | ચવરણીના લાડુ |
| ગગન વગેરે | | બુદીના લાડુ |
| ઘણી જાતની | | જનેમી મેસુર |

સુરતી મીઠાઈઓ—મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, "Burfee Shop"

સી. પી. ટેન્ક. ટેલીફોન ન. ૧૧૦૭

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५


પુસ્તક ૨૨ મું. ] નવેમ્બર ઈ. સ. ૧૯૧૭. [ અંક ૧૧ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.


વિષયાનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ૧. કવિ ટાગોરને સૂર્ય | |
| રા. મનયાનિ, બી એ, એલએલ બી | ૫૭૧ |
| ૨. ભારતી સ્તવન સચિત્ર કાવ્ય | |
| રા. રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ | ૫૭૨ |
| ૩. ગુજરાતમાં ચેતન નાટ્ય પરિષદ | |
| રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી | ૫૭૩ |
| ૪. ભારતનો નમનાર કાવ્ય | |
| રા. અરદેશર ફ્રામજી ખબરદાર | ૫૭૫ |
| ૫. માતૃભાષાદ્વારા શિક્ષણ | |
| રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ એ, એલએલ બી | ૫૭૬ |
| ૬. મેં તો મોતીડે વધાવ્યા કાવ્ય | |
| રા. મણીલાલ જમનાદાસ દવે, એમ એ | ૫૮૬ |
| ૭ વિજ્ઞાન મંદિર | |
| પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ | ૫૮૭ |
| ૮. હું તો પ્રેમદિવાની સચિત્ર કાવ્ય | |
| ના દેવળબાઈ મુનજી વૈદ | ૫૯૧ |
| ૧૦. હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસના સાધનો | |
| રા. હસમતરાય હરિલાલ દુવ | ૫૯૨ |
| ૧૧. સીમલામાં મળેલી નડી ધારાસભા | |
| રા. મનસુખલાલ આત્મારામ માસ્તર, બી એ, એલએલ બી | ૫૯૭ |
| ૧૨. વર્તમાન ચર્ચા | |
| રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી | ૬૦૩ |
| ૧૩. હમીર હઠ | |
| રા. બળવંતરાય બુલાખીરામ ત્રિવેદી | ૬૦૬ |
| ૧૪. કોલેજીઅન આત્મ કથા | |
| રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ, બી એ | ૬૧૭ |


---


વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ અગાઉથી જ લેવામાં આવે છે.

## " ભારતીસ્તવન. "



સુના સુના મ્હારા સ્વર્ગ સિંહાસન, સુની મ્હારી રણવાટ,
સુના સુના મ્હારા મણિ મન્દીરો, સુના ગંગાના ઘાટ

—રા રઘુનાથ પૃષ્ઠ ૫૭૨



પુસ્તક ૨૭ મું ] નવેમ્બર ૮ મી ૧૯૧૭ [ અંક ૧૧

# 'કવિ ટાગોરને સૂરે.'

“તમે મ્હને વાસળી શિખવાડશો તો હું ભર બપોર થશે ગામને પાદરે મ્હારા મનગમતા બાગ, તેમાં બેઠો બેઠો અને મ્હારી લાકડી ડાગ લઈ હું વાસળી વગાડીશ. ગામના છોકરા પૂછશે કે આ કોણ વગાડે છે? અમારી રમતમાં રમતા અટકાવે એવું કોણ વગાડે છે?”

“મ્હારા ઢોર મ્હારી વાસળી સાંભળી ઉભા રહેશે, કાન સરવા કરી એ મનમાં વિચાર કરશે કે આ વાસળી કોણ વગાડે છે?’

‘જ્યારે સધ્યાકાળ પડશે અને ઢોર ઘેર જવાને તૈયાર થશે ત્યારે પણ હું તો વાસળી વગાડે જઈશ, અને ઘેર જવાનું ભૂલી જઈ દૂર ને દૂર ચાલ્યો જઈશ. પેલી વડની ઘટાની નીચેથી, પેલા બાગની કુંજોમાંથી, પેલા તળાવ ઉપરથી દૂર ને દૂર ચાલ્યો જઈશ. રસ્તામાં કોઈ પૂછશે કે ‘અલ્યા છોકરા! વાસળી વગાડતો ક્યાં જાય છે?’ તો હું વાસળીમાં જ જવાબ આપીશ કે પૃથ્વી નીચે પેલી પાર જ્યાં મ્હને કોઈ પૂછે નહિ કે “અલ્યા છોકરા! વાસળી વગાડતો ક્યાં જાય છે ત્યાં?”

‘પછી ઊંડીઊંડી પ્હાડની ગુફાઓ આવશે, ત્યાં મ્હારી વાસળીનો સૂર ઘેરાશે, અને ગુફાના જોગીઓ પણ પૂછશે કે ‘આ વાસળી કોણ વગાડે છે? અમારા જોગને ચલાયમાન કરી દે એવી વાસળી કોણ વગાડે છે?”

‘ત્યાંથી પ્હાડ ઓળંગી, નદીના ટપ તાં ઝરણાને ય કૂદીને હું તો દૂર ને દૂર ચાલ્યો જઈશ. પૃથ્વીનો આરો ઓળંગી આકાશની અંદર ઉતરી પડીશ, ત્યાં મંગળના ગ્રહના માણસો આવી પૂછશે કે ‘અલ્યા છોકરા! અમારા ગ્રહની ગતિને રોકે એવી વાસળી વગાડતો તું ક્યાં જાય છે?’ તો હું વાસળીમાં જ જવાબ આપીશ કે ‘તમારા ગ્રહ નીચે પેલી પાર, જ્યાં ગ્રહોની ગતિ રોકાતાં કોઈ વાંધા લે નહિ ત્યાં.’”

“ત્યાંથી એ દૂર ને દૂર હું વાસળી વગાડતો છેવટે પેલા સોનેરી દરવાજા આગળ ઉભો રહી, મ્હારી વાસળી વગાડે જઈશ ત્યાં રાજ્યાસને બેઠેલા હરિ પૂછશે કે, “મ્હારા ચિત્તને ચંચળ કરે એવી વાસળી કોણ વગાડે છે?’

‘તો ત્યાં જ રહી હું વાસળી વગાડે જઈશ અને જતો થઈ કહીશ કે એ તો હું વગાડું છું.”

—મલયાનિલ

# ભારતી સ્તવન.

લેખક–રા. રઘુનાથ ત્રિભૂવનદાસ બ્રહ્મભટ્ટ.

જાગો નાથ! અરે જાગો નાથ! જરા જાગો નાથ! "હવે" જાગો નાથ!
દ્વાર તમારે આવી જગના ભારતી રંક અનાથ—
સુના સુના મ્હારા મંગ સિંહાસન
સુની મ્હારી રણનાદ,
સુના સુના મ્હારા મણિમન્દીરો
સુના ગંગાના ઘાટ–હવે જાગો નાથ!
ભારતી ભાગ્યનો ભાનુ છુપાયો
"હા" વ્યોમ–પન્થ જ્યોતિનાથ,
ક્યારે નીરખીશ મ્હારો રમ્ય ચેતનભર્યો
આના ઉષા કેરો સાથ–હવે૦
ખુટ્યા નયનતણા નીર
"અરે" મ્હારા ખોવાયા હૈયાના હીર,
ઓજસ્ ગયા મ્હાન ઉંડા પાતાળે
"રે" ધારી રહે કયમ ધીર–હવે૦

જ્યોતિ—

દિવ્ય તપસ્વિની રમ્ય મનસ્વિની
શાંત મેધાવિની માત!
મા ભર નીરી સુકુમાર નયન
ત્હારા કુસુમ મીંચાયા અજાન,
દેવ દાનવ તણા યુદ્ધ મચ્યા
આજે ધરવા તને જયમાલ,
અધરાગ તણા પન્ત ઉપકંઠે
ને પ્રભુજ્યોતિ અવતરશે કાન.

# ગુજરાતમાં ચેતન: ત્રણ પરિષદો

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી એ, એલએલ બી

કોઈ અગમ્ય શક્તિથી પ્રેરાયેલું ચેતનનું જે મોજું સમસ્ત જગત ઉપર અત્યારે વ્યાપી રહ્યું છે ત્હેના પ્રભાવથી ગુજરાત અસ્પૃષ્ટ નથી રહ્યું એ જાણી કયા ગુજરાતીને આહ્લાદ નહિ થાય? ગુજરાત અસ્પૃષ્ટ નથી રહ્યું એટલું જ નહિ, ગુજરાત અન્યત્ર ઉત્પન્ન થયેલું ચેતન પાન બનીને ઝીલે છે એટલું જ નહિ,—જો કે એટલું થયું હોત તો પણ મન્દ ગુજરાતને માટે થોડું ન્હોતું—પરન્તુ ગુજરાતમાં સ્વયંભૂ ચેતન પણ પ્રકટ્યું છે, અને પ્રભુની કૃપા હશે તો વેગભર્યા અને વ્યવસ્થિત કાર્યથી હિન્દના અન્ય પ્રાન્તોને તે દૃષ્ટાન્તરૂપ બનશે માત્ર ગુજરાતની જ નહિ માત્ર હિન્દની જ નહિ પરન્તુ સમગ્ર સામ્રાજ્યની એક અમૂલ્ય આધ્યાત્મિક શક્તિરૂપ મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી જેવી વ્યક્તિ અત્યારે ગુજરાતમાં વસે છે તેઓની પ્રેરણા ગુજરાતને નવજીવન આપશે ગુજરાતની કાયરૂપ નિર્બળતા દૂર કરશે, અને ગુજરાતના નાશવન્ત સદ્‌ગુણોનો વિશાળ આશયો માટે દેશોપકારક દિશાઓમાં સદુપયોગ કરશે મહાત્મા ગાંધીજી જેવી એક જ પ્રભાવવાળી વ્યક્તિ ગુજરાતમાં અવતરી હોત તો પણ તે મન્દ ગુજરાતને અદ્‌ભુત વેગ આપત પરન્તુ ગુજરાતના સદ્‌ભાગ્યે બીજી બે અનુકૂળતાઓ પણ ગુજરાતને પ્રાપ્ત થયેલી હોવાથી ગુજરાતની ચેતનમયતા માટે સારી આશાઓ સ્ફુરે છે એક અનુકૂળતા એ છે કે ઉન્નત ભાવનાઓથી પ્રેરાયેલી સાધારણ કરતા વધારે ઉંચી શક્તિઓવાળી અને ગુજરાતની સેવા કરવા તત્પર એવી કેટલીક વ્યક્તિઓ ગુજરાતના ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થવા માંડી છે ગુજરાતના મુખ્ય નગરોથી આરમ્ભી ન્હાનામાં ન્હાના ગામડાંઓ સુધી નવજીવનના લ્હાણા કરવામાં નિમિત્ત બની, પ્રાન્તસેવામાં પોતાના જીવનની કૃતકૃત્યતા માનનાર યુવાનો માત્ર મુંબાઈમાં જ નહિ પરન્તુ નગરે નગરે ઉત્પન્ન થતા જાય છે ગુજરાતના ભાવિની ઉજ્જ્વલતાનું આ કાંઈ જેવું તેવું શુભ ચિન્હ નથી ગુજરાતની એક વિશેષ અનુકૂળતા આ બન્નેથી પણ વિશેષ આશાજનક છે, અને તે લોકોની આશ્ચર્યજનક જાગૃતિ છે, જો નિઃસ્વાર્થી કાર્યકર્તાઓ અને લોકહિતૈષી અગ્રેસરો પોતાનો ધર્મ બજાવવા તત્પર હોય તો લોકો પોતાનાથી બનતી પુષ્ટિ આપવા સજ્જ છે, એવું અનુભવીઓને પ્રતીત થયા વિના રહે તેમ નથી દૃષ્ટાન્ત રૂપે હોમરૂલ લીગને અંગે આરમ્ભાયેલા આન્દોલનને જે ઉલ્લાસથી ગુજરાતના લોકોએ ઝીલ્યું છે, એ ઉન્નતિકામ ગુજરાતના લોકો માટે જેટલો અભિનન્દનીય છે તેટલો જ આશાજનક છે

ગુજરાતના નવચેતનને સ્પષ્ટ રીતે વ્યક્ત કરનાર પ્રથમ પ્રમાણ તે નવેમ્બર માસની તા ૩, ૪ અને ૫ના દિવસોએ મહાત્મા ગાંધીજીના પ્રમુખપદ નીચે ભરાનાર ગુજરાત રાજકીય પરિષદ્ છે એ પરિષદ્ બોલાવવાનું માન પંચમહાલને ઘટે છે પંચમહાલ જેવો પછાત ગણાતો જીલ્લો ગુજરાતની પ્રથમ રાજકીય પરિષદ્ બોલાવે એ પંચમહાલને માટે જ

નહિ, પરન્તુ ગુજરાતને માટે અતિશય સ્તુતિપાત્ર છે ગોધરામાં મળનાર એ પરિષદ્ ભરાય તે પૂર્વેનું સમગ્ર જીલ્લાને જાગૃત કરવાનું અને પરિષદ્ માટે તૈયારીઓ કરવાનું કાર્ય આરંભાયું છે. આ પરિષદનું ખાસ અગત્યનું લક્ષણ એ થશે કે લોકોને પોતાના રાજકીય હક્કનું ભાન થાય, લોકોને પોતાના હક્કનો અમલ કરવાનો જોવા જેટલો આગ્રહ કરવાની પ્રેરણા મળશે અને લોકો રીતે પોતાના ઉદ્ધારના કાર્યમાં રીતસર રસ લેતા થાય. તેટલા માટે ગુજરાતની માતૃભાષા ગુજરાતીમાં જ પરિષદનું કાર્ય થશે. પરિષદો તો અંગ્રેજી શિક્ષણ લેનારાઓ જ ભરી શકે, પરિષદોનો વ્યવહાર તો અંગ્રેજી ભાષામાં જ થઈ શકે અને પરિષદોનું કામકાજ પણ પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે જ થઈ શકે એવી ભ્રાન્તિનો ભંગ થશે તો પણ એ [illegible] નૈતિક વિજય છે. રાષ્ટ્રીય આત્મગૌરવની જ માત્ર નહિ પરન્તુ સ્વાભાવિકતાની દૃષ્ટિથી જોનારને પણ ગુજરાતના લોકનાયકો ગુજરાતના લોકોને ગુજરાતી લોકભાષામાં ગુજરાતના લોકોદ્ધારની વાતો કહેશે, એ કેટલી ભવ્ય નૈતિક સિદ્ધિ ગણાશે?

હિન્દના જીવનને રુંધી નાખનાર પરાધીન પરિસ્થિતિમાં રાજકીય સ્વતન્ત્રતાની માગણી હિન્દની પ્રવૃત્તિઓમાં પ્રથમ સ્થાને વિરાજે એ સ્વાભાવિક જ છે પરન્તુ રાજકીય પ્રવૃત્તિમાં હિન્દના પ્રયાસોની પૂર્ણાહુતિ થવી ન જોઈએ. શિક્ષણનો પ્રશ્ન એ પણ હિન્દના ઉદ્ધારના કાર્યક્રમમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે તે યોગ્ય જ છે. શિક્ષણના પ્રદેશમાં પણ રાષ્ટ્રરચનાનું સાચું સાધ્ય પ્રથમ સ્થાને જ્યાં સુધી વિરાજશે નહિ અને તે સાધ્યના અંગના સાધનોનો પ્રયોગ લોકોના પ્રતિનિધિઓના હસ્તમાં રહેશે નહિ ત્યાં સુધી શિક્ષણના પ્રશ્નોનો સંતોષકારક અને સફળ નીવેડો આવશે નહિ. પ્રશ્ન એક પાસથી શિક્ષણના આદર્શોનો અને કાર્યપદ્ધતિનો છે તેમ બીજી પાસથી શિક્ષણકાર્યનું તન્ત્ર કોના અંકુશમાં રહેવું જોઈએ તેનો—અર્થાત્ વહીવટની સત્તાનો—છે. એ બન્ને બાજુઓને લગતા ન્હાનામ્હોટા પ્રશ્નોનો વિચાર અસરકારક રીતે ભરૂચમાં તા ૨૦ મી અને ૨૧ મી ઑક્ટોબરે ગાંધીજીના પ્રમુખપદ નીચે ભરાનાર શિક્ષણપરિષદ્ કરશે, એવી અમ્હે આશા રાખીએ છીએ. હિન્દના અનેક પ્રશ્નોના સફલ ઉકેલનો મુખ્ય આધાર શિક્ષણના પ્રશ્નોના ઉકેલ ઉપર છે, એ વાત ઉપર જેટલો ભાર મૂકાય તેટલો ઓછો છે.

સંસારસુધારા વગર રાજકીય પ્રગતિ અશક્ય છે એવું માનનારા જ માત્ર નહિ, પરન્તુ દેશના સર્વદેશીય ઉદ્ધાર માટે સંસારસુધારો પણ બીજી પ્રવૃત્તિઓની માફક આવશ્યક છે એવું માનનારાઓ પણ જાણીને પ્રસન્ન થશે કે સૌ. શારદા મહેતાના પ્રમુખપદ નીચે ગોધરામાં નવેમ્બરની તા ૪ થી તથા તા ૫ મી એ "ગુજરાત સંસારસુધારા પરિષદ્" ભરાશે. આ યોજનાને માટે રા. પ્રાણલાલ કિરપારામ દેસાઈ તેમ જ ત્હેમના સહકારીઓને ધન્યવાદ ઘટે છે. સંસારસુધારાની પ્રવૃત્તિ લોકપ્રિય નથી એ ખરું છે, પરન્તુ લોકહિત ત્હેમાં સમાયેલું હોવાથી આવશ્યક છે, એ પણ ખરું છે. ગુજરાતની જ્ઞાતિગ્રસ્ત સ્થિતિમાં સંસારસુધારાની પ્રગતિનો વેગ મન્દ હોય એ સ્વાભાવિક છે, પરન્તુ અનેક કારણોને પરિણામે સંસારસુધારાનું કાર્ય આગળ વધતું જાય છે એ નિર્વિવાદ છે. જો સંસારસુધારકો સત્યાગ્રહનું યોગ્ય

# માતૃભાષા દ્વારા શિક્ષણ.

લેખક*—રા. હિંમતલાલ ગણેશજી અંજારિઆ, એમ. એ., એલએલ. બી.

માતૃભાષા માટે પક્ષપાત ધરાવતો વર્ગ હમણા હમણામા થોડોક વધ્યો છે, અને તેથી ઉપરનો પ્રશ્ન ચર્ચાદશામા આવ્યો છે. શિક્ષણ-ઉચ્ચ શિક્ષણ અંગ્રેજી દ્વારા જ અપાય છે, અપાતુ આવ્યુ છે, અને કાયદામા પણ તેમજ હોવો એ ધણીપતાનો સબળ પુરાવો ગણાય છે. એટલે અંગ્રેજી ભાષા દ્વારા જ શિક્ષણ મળવુ જોઈએ એમ માનનારાનો વર્ગ મોટો હોય એ સ્વાભાવિક છે. છતા પણ એટલુ તો દરેક જણ કબુલ જ કરશે કે કુદરતી રીત તો જૂદી જ છે. ઇતિહાસમા સ્વાભાવિક રીતે બનેલુ માલમ પડે છે તે કરતા હિન્દમા આજે વિરુદ્ધ બનાવ પ્રવર્તિત છે. માતૃભાષા દ્વારા જ શિક્ષણ મળવુ જોઇએ એ અભિપ્રાય નહિ સ્વીકારનારાઓ દેશકાળની વસ્તુસ્થિતિને તાબે થવાની જરૂર સિદ્ધ કરી, હમણા ચાલે છે તેમ જ ચલાવવાનો આગ્રહ કરે છે. આ સવાલ જૂદી જૂદી રીતે ચર્ચામા સ્થાન પામે છે અને તેની ચર્ચા એક પગલુ આગળ ભરવાના હેતુથી આ પ્રવૃત્તિ કરવામા આવી છે.

ટુકામા બોલવા ખાતર માતૃભાષાના પક્ષપાતીઓને હિન્દીપક્ષ, અને અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ આપવાની જરુર જોનારને પ્રતિપક્ષ એમ આપણે કહીશુ.

પ્રતિપક્ષ તરફથી રજુ કરવામા આવતી દલીલોમાની મુખ્ય નીચેની ગણાય છે:—૧. માતૃભાષા અણખેડાયેલી છે, તેમા પૂરતા પુસ્તકો નથી, આગળ વધેલા જ્ઞાનના વિચારો દર્શાવવા માટે શબ્દો નથી. ૨. બુદ્ધિના વિકાસ માટે અંગ્રેજી ભાષા જેટલી ઉપયોગી થઈ શકે છે તેટલી કોઈ પણ હિન્દભાષા થઈ શકતી નથી. ૩. જુસ્સો અને સ્વાતંત્ર્યના વિચાર કોઈ પણ હિન્દભાષા આપી શકતી નથી. તેના દાખલા તરીકે શાસ્ત્રી પુરાણી અને મોલવીમુલ્લાઓ રજુ કરવામાં આવે છે. ૪. અનેક કોમ અને ભાષાવાળા હિન્દને માટે અંગ્રેજીએ ઘણુ કર્યુ છે. ઐક્યની તથા રાષ્ટ્રની જે ભાવના સકળ હિન્દમા અત્યારે માલમ પડે છે તેને પુષ્ટ કરવી હોય તો અંગ્રેજી ભાષા અનિવાર્ય છે. ૫. રાજભાષા તરીકે તેનુ જ્ઞાન આવશ્યક છે અને જેમ અંગ્રેજીમા પ્રાવિણ્ય અને પ્રભુતા વધશે તેમ રાજ કરનારી પ્રજાને વધારે સરળતાથી અસર કરી શકાશે. એ બધી દલીલોનો એક બીજી મુખ્ય દલીલમા જ સમાવેશ કરવામા આવે છે કે આજ જ કાંઈ જોવામા આવે છે તે બધુ અંગ્રેજી ભાષાને જ આભારી છે, અને દેશભાષામા કાંઈ થતુ નથી તે જ દેશભાષાની વિરુદ્ધમા સમગ્રમા સબળ પુરાવો છે.

આ બધી દલીલોને ટુકામા તપાસીશુ:—

૧. દેશભાષા અણખેડાયેલી છે.

આ દલીલ સંપૂર્ણપણે ખરી હતી અને હજીયે પ્રમાણમા ખરી છે એમ સ્વીકારતા કોઈને પણ જરાયે સંકોચ અનુભવવાની જરૂર નથી. પણ અણખેડાયેલી છે માટે ન ખેડી શકાય તેવી છે તેમ તો કોઈથી કહી શકાશે જ નહિ. અને જો ખેડી શકાય તેવી છે, તો

* કુસુમમાળા ૩ ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

એની કેવી રીતે ? તેને તદ્દન જ નાબુદ કરવાથી ? જમીન કે ભાષા કાંઈ આપોઆપ ખેડાઈ જતી નથી અણખેડાયેલી જમીન તરફ લક્ષ ન આપીએ, તેને માટે શ્રમ ન લઈએ, તેનો વિચાર સરખોયે ન કરીએ, અને તેને માટે કાંઈ સાધનપાદિયનો ખર્ચ પણ ન કરીએ તો તે પોતાની મેળે જ કદી પણ ખેડાઈ જશે ખરી ? પિતાનો બધો પૈસો, બધો વખત, બધો વિચાર પારકી જમીન ખેડવામાં જ વાપર્યા કરીએ અને પોતાની જમીન માટે ' તે તો અણખેડાયેલી છે ' એવી ફર્યાદ કર્યા કરીએ તો સમજુ લોકો શું કહે ? જમીન ધારોકે છે, ખાંગે પાટ છે, રેતાળ છે, અને તેથી શ્રમનું ફળ થવાનું નથી, એમ ખાતરી કર્યા પછી તેને તજી દેવાય તો કાંઈ ખોટું નહિ, પણ જરા સરખો પણ પ્રયત્ન કર્યા વિના તેના તરફ દુર્લક્ષ્ય રાખવામાં આવે તો તે ભ્રીલમાં ડહાપણ છે એમ કોણ સ્વીકારશે ?

સ્વાભાવિક રીતે જ પ્રશ્ન કે સામા આવે - ત્યારે ખેડતા કેમ નથી ? બહુ દીલગીરી સાથે કહેવું પડે છે કે સામાન્ય વાંચે તો આવો પ્રશ્ન ઉઠાવે, પણ અર્થશાસ્ત્ર સમજનાર અને દેશ માટે લાગણી રાખનાર વિચારકો પણ આવી ફર્યાદ કરે છે કહે છે કે, આટલાઆટલા ગ્રેજ્યુએટ થયા, પણ કોઈએ ઇતિહાસ ન લખ્યો, કોઈએ તત્વજ્ઞાનનું પુસ્તક ન લખ્યું કોઈએ અર્થશાસ્ત્ર તરફ લક્ષ નથી આપ્યું હા વસ્તુસ્થિતિ એવી છે ખરી પણ તેમાં દોષ કોનો ? ઇતિહાસ લખવામાં જે મહેનત કરવી પડે તેનો કાંઈ બદલો ખરો ? અર્થશાસ્ત્રના પુસ્તકોનો ઉઠાવ કોણ કરશે ? નિશાળોમાં તો અંગ્રેજી પુસ્તકો ચાલે, અને ખાનગી પુસ્તકાલયો તો ગણ્યાગાંઠ્યા જ છે પુસ્તક છપાવવાની હાડમારીનો વિચાર કોઈ નથી કરતું. એ આવકની વાત છે વળી પુસ્તક લખ્યા પછી, છપાવ્યા પછી પણ તેને મંજુરી ન મળે તો તેના તરફ નજર અપ્પી કોણ નાખે ? રા મ કમળાશંકરભાઈ જેવાને પણ ઇતિહાસ ભૂગોળના પુસ્તકોનો તરજુમો કરવાનું જ સુઝયું ! સ્વતંત્ર પુસ્તક લખી શકે તેવા ગુજરાતમાં કોઈ નહિ હોય ? આજ નહિ હોય તો એની મેળે નીકળશે પણ જ્યાં સુધી માતૃભાષાના પુસ્તકોનો ઉઠાવ નથી, ત્યાં સુધી આપણી ભાષા ખેડાય તે કઈ રીતે ? નવ વર્ષનો છોકરો થાય ત્યારથી માતૃભાષાને ફક્ત ગણુતા નાખે બધું લક્ષ અંગ્રેજી પર ચોંટાડે તો પછી માતૃભાષા ખેડવાનો સમય જ ક્યાંથી રહે ? ખુશી થવા જેવું તો એટલું એ છે કે આવી આવી વિટંબણાઓ હોવા છતાં ગુજરાતીમાં પુસ્તકો લખાયે જ જાય છે

ભાષા અણખેડાયેલી હોવાની દલીલ તદ્દન જ આત્મઘાતી છે સ્વભાષા માટે ચેત વિચાર કરો તેને જ આરમ્ભનું અંગ તરીકે સ્વીકારો, અને પછી જુઓ કે તેમાં પ્રગતિ કેટલી થાય છે જાપાનમાં પણ પુસ્તકોની ફર્યાદ હતી, પણ તેટલા માટે તેઓએ કાંઈ અંગ્રેજી ભાષાને નિશાળોમાં દાખલ કરી નથી બીજે બન્યું છે તેવું હિન્દમાં નહિ બને એમ માનવાને કારણ નથી એ વખત તક આપો, દશ વરસ સુધી અજમાયશ તરીકે નિશાળોમાં, કૉલેજોમાં બધી સંસ્થામાં ગુજરાતી દ્વારા જ શિક્ષણ આપવાનું શરૂ કરો અને પછી જુઓ કે પુસ્તકોની ખોટ કેટલી રહે છે ?

૨. બુદ્ધિવિકાસ હિન્દભાષા દ્વારા થાય તે કરતાં અંગ્રેજી દ્વારા વધારે સારો થાય

આ દલીલ તો વિચારવા જેવી પણ નથી લાગતી બુદ્ધિના વિકાસને અને ભાષાને જો સંબંધ હોય તો તે એટલો જ કે વિકાસની પાછળ ભાષા ખેંચાય છે, પહેલાં ભાષાસમૃદ્ધિ અને પછી બુદ્ધિવિકાસ એવું તો કહાય હોય જ નહિ જેમ જેમ બુદ્ધિ ખીલતી જાય, તેમ તેમ ભાષા પણ ખીલતી જાય બુદ્ધિના વિકાસ માટે જીવન જવાબદાર ગણાય, પણ ભાષાઓ નહિ જીવન બનાવો જીવનની રહેણી, આચારવિચાર, લક્ષ્ય ઉદ્દેશ ઉન્નત કરો, સંસ્કારી કરો, એટલે બુદ્ધિ પણ ઉન્નત અને સંસ્કારી થશે, અને ભાષા પણ તેવી જ બનશે

દુનિયામાં કોઈ પણ દેશે બુદ્ધિવિકાસ માટે અંગ્રેજી ભાષા આવશ્યક ગણી છે? બેલ્જિયમ, હોલાંડ જેવા નાના દેશો પણ પોતપોતાની ભાષા દ્વારા બુદ્ધિ વિકસાવી શક્યા છે, તો પછી હિન્દને અંગ્રેજી ભાષા આવશ્યક છે, એમ કહેનારની સમજશક્તિ માટે શું કહેવું?

૩. ત્રીજી દલીલ નવા જુસ્સા અને સ્વાતંત્ર્યના વિચાર અંગ્રેજી ભાષા વિના આપણા દેશમાં દાખલ થઈ નહિ શકે, માટે અંગ્રેજી દ્વારા જ શિક્ષણ અપાવું જોઈએ તેની છે આ દલીલનો જવાબ ઉપલી ચર્ચામાં આવી ગયો જ છે વિચાર ભાવના કે જુસ્સા એનો કોઈ ભાષાની પર જ આધાર રહેલો નથી નવો જુસ્સો અને સ્વાતંત્ર્યના વિચાર કોઈ અમુક ભાષા જ આપે છે તેવું નથી—તેને માટે જો કોઈ જવાબદાર હોય તો લોકોની રીતભાત, ધર્મના આચારવિચાર રહેણીકરણી અને લોકોનું સમગ્ર જીવન જવાબદાર છે—ભાષા તો માત્ર તે દર્શાવવાનું સાધન છે હિન્દમાં નવો જુસ્સો અને સ્વાતંત્ર્યના વિચાર દાખલ કરનાર અંગ્રેજી ભાષા નહિ, પણ અંગ્રેજી લોકો સાથેનો પરિચય છે અલબત્ત, અંગ્રેજી ભાષા જો પ્રમાણમાં શીખાય તે પ્રમાણમાં અંગ્રેજોનો પરિચય વધે, એ વાત ખરી—અને અંગ્રેજ લોકો, તેમનો પુસ્તકભંડાર અને તેમના જીવન સાથે પરિચય વધારવા માટે અંગ્રેજી ભાષાનો પરિચય અને અભ્યાસ બને તેટલો વધારવો જોઈએ તેની ના નથી—પરંતુ જે ફળ અંગ્રેજના પરિચયથી મળે છે તે ફળનું કારણ અંગ્રેજી ભાષાને—એકલી ભાષાને જ માની લેવું, અને હિન્દભાષાના અભ્યાસથી નવો જુસ્સો અને સ્વાતંત્ર્યના વિચાર આવે જ નહિ, એમ માની બેસવું એ તો અતિમાન્યતા જ ગણવી જોઈએ

એકલી હિન્દભાષાના કોઈ અભ્યાસીએ નામ કાઢ્યું નથી એમ કહેનારને જવાબ એટલો જ છે કે અંગ્રેજીનું જ્ઞાન નહિ ધરાવનાર ગમે તેવા વિદ્વાનને પણ હીણી નજરથી જ નવાજવાનો પ્રથા હિન્દમાં ચાલુ થઈ ગયો છે તેનું જ એ પરિણામ છે આપણે સંસ્કૃતના ઘણા વિદ્વાન શાસ્ત્રીઓને જાણતા હોઈશું, જે સંસ્કૃતના જ્ઞાનમાં ખરેખર નિષ્ણાત કહેવાય તેવા હશે, છતાં પણ તેની કિમ્મત ઘણી જ થોડી અંકાતમાં આવશે—મને યાદ છે કે અમારા હાઈસ્કૂલના શાસ્ત્રી સ્વ જીવનરામ મહીધર સંસ્કૃતના જબરા પંડિત હતા, છતાં તેમને મળતા મહિને દહાડે રૂ ચાળીશ, જ્યારે એક નવા જ આવેલા બી એ ને પોણોસો આપવામાં આવ્યા હતા શ્રીયુત હાથીભાઈ શાસ્ત્રીના નામથી ગુજરાત સારી પેઠે જાણીતું છે

શકશે પંડિત માલવીય જેવાનું ભાષણ અંગ્રેજીમા હોય ત્યારે જેટલો લાભ લઈ શકે તેના કરતાં હિન્દીમા હોય ત્યારે ઘણો વધારે લાભ લઈ શકે, એ દેખીતુ જ છે

માત્ર દક્ષિણ હિન્દ માટે જરા મુશ્કેલી સ્વીકારાય છે—પણ તેને માટે તામિલ અગર તો બીજી કોઈ અનુકૂળ ભાષાથી કામ સાધી શકાશે તે માટે ગમે તે ભાષા સ્વીકારવામા આવશે તો પણ અંગ્રેજી માટે જે ભોગ આપવા પડે છે તેના કરતા તો પ્રમાણમા નહિ જેવા જ ભોગથી સિદ્ધિ મેળવી શકાશે

વિચારકો ને દેશલોકો વચ્ચે હમણા જે મોટો ભાષાભેદ આવી ગયો છે તે હિન્દની એકતામા મોટા વિઘ્નરૂપ માનવો જોઈએ અંગ્રેજીમા જ વિચાર કરવાની જેમને ટેવ પડી ગઈ હોય છે તે પોતાના વિચારો પોતાના જ દેશનોમને કહી શકતા નથી, એ શુ દેશને માટે ઓછી હાનિ કહેવાય ? મને યાદ છે કે એક વખત સર રવીન્દ્રનાથ ટેગોર જ્યારે કાઠીયાવાડમા અમુક શહેરમા આવ્યા હતા ત્યારે તે જાણીતા નરવીરના વિચારો જાણવા કેટલા લોકો ઉત્સુક થઈ રહ્યા હતા ! પણ દેશભાષામા—તેમની માતૃભાષા તે દેશની જ ભાષા હતી છતા—તેઓ બોલશે નહિ, એ જાણતા કેટલા બધા લોકો નિરાશ થયા હતા !

શ્રી સરોજીની નાયડુને જ્યારે પોતાના વિચારો પોતાની બ્હેનોને જણાવવાનુ કહેવામા આવ્યુ ત્યારે તેમણે ઉર્દુ ભાષા વાપરી હતી—ઉર્દુ જો કે આઓમા બહુ સમજાય તેવી ન હોતી, છતા પણ હિન્દી સાથના સબંધને લીધે બાઓ નિરાશ થયા ન હોતા, પણ ઉલટા બહુ ઉલટથી સાભળવા—સમજવા તત્પર બની ગયા હતા

એકતાની સિદ્ધિ માટે વિચારોનો પ્રચાર બહુ જ વિશાળ ક્ષેત્રમા થવાની જરૂર છે તેમ કરવામા દેશભાષા જેટલી ઉપયોગી થશે તેટલી અંગ્રેજી થઈ શકશે નહિ.

જુદા જુદા દેશો વચ્ચે, જૂદી જૂદી ભાષા હોવા છતા એકતા સાધી શકાય છે, એ અનુભવની વાત છે હમણા જ મિત્રરાજ્યો તેની એકતાથી લડાઈ લડી રહ્યા છે ! ફ્રેંચ, રશીયન, બેલ્જીયન ઇટાલીયન અંગ્રેજી લોકો જૂદી જૂદી ભાષા બોલનારી પ્રજાઓ એકતા સાધી એક સાથે લડી શકે છે, તો પછી ધર્મની ભાવના અને અનેકાનેક સિદ્ધાન્તોથી હિન્દને એક જ દેશ ગણનારા લોકો તેની એકતા સાધી શા માટે ન શકે એ કળી શકાતુ નથી અમુક વખતના ક્ષણિક લાભ માટે જો તેની એકતા અને એકદીલી જૂદી જૂદી ભાષા બોલનારા મિત્રરાજ્યો બનાવી શકે, તો એક રાજ હેઠળ, એક જ ઉદ્દેશથી સંકળાયેલુ મન કે જાતની સમાનતા ધરાવનારૂ, અને ઘણી વાતે તો પ્રકૃતિથી જ એકતાના બીજો ધારણ કરનારૂ હિન્દ તેની એકતા અને એકદીલી—જૂદી જૂદી બોલીઓ હોવા છતા—શા માટે સાધી ન શકે ?

એટલે એકતાની સિદ્ધિ માટે ભાષા એક જ જોઈએ, એ દલીલ પણ વજુદ વગરની જ માલમ પડશે

માત્ર એક છેલ્લી દલીલ જ એવી છે કે જેની ખાતર ગમે તે સ્વાર્થત્યાગની તરફદારી કરવાનું પણ સ્વીકારી શકાય, સ્વીકારવું જોઈએ આ દલીલ—આપણી રાજકરનારી પ્રજાના મન અને મતને આપણી તરફ આકર્ષવા માટે, રાજભાષા હોવાને લીધે, અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક છે તે—કે હિન્દપર રાજ્ય કરનાર ઇંગ્લંડની પ્રજા છે અત્યારસુધી પાર્લમેન્ટમા આપણા પ્રતિનિધિ બેસી શકતા નથી અને તે મંડળમા હિન્દની ચર્ચા યોગ્ય સ્થાન પામતી નથી એવી સ્થિતિ રહી છે એ ખરૂં છે તો પણ હિન્દની શહેનશાહત શહેનશાહ નામવર જ્યોર્જ મહાસમ્રાટના હાથ નીચે છે તે ભોગવતા છતા પણ આપણે કબુલ જ કરવું, અને કરાવવું પડશે કે ઇંગ્લંડની પ્રજા હિન્દની રાજકર્તી પ્રજા છે, અને હિન્દને પોતાની ઇષ્ટ પ્રાપ્તિ માટે ઇંગ્લંડની પ્રજાની જ લાગણી આદર કરવી પડશે, હિન્દ તરફ નહોતી કરવી પડશે તે પરિણામ લાવવા માટે આવશ્યક જ છે કે હિન્દના મહાપુરુષોએ ઇંગ્લંડમા જઈ તે લોકોની ભાષા દ્વારા તે લોકોને હિન્દની ખરી પિછાન, અને હિન્દની ખરી લાગણી અને માગણી બતાવવા પડશે અંગ્રેજીના તેવા અને તેના જ્ઞાન માટે યથાયોગ્ય મહેનત કરવી એ હિન્દના પુત્રોની અનિવાર્ય અને પવિત્ર ફરજ છે તે ફરજ અદા કરી શકે તેવા પુત્રો ઉત્પન્ન કરવા માટે હિન્દની કેળવણી અને શિક્ષણપદ્ધતિમા અંગ્રેજી ભાષાનું સ્થાન મુખ્ય રાખવું પડશે ભાષા જાણવી સહેલી હશે કદાચ, પણ ભાષાપર પ્રભુતા મેળવવા માટે તો આખું જીવન જ તે ભાષામય કરી દેવું જોઇએ—અને તેવું થાય તો જ હજારમાથી એકાદ એ મહાત્મા પાકી નીકળે આવા મહાત્માઓ પકાવવા માટે જે ભોગ આપવો પડે તે બહુ હળવે દીલે આપવો જોઈએ તે ભોગ તરીકે માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાની સ્વાભાવિક રીતને હોમવામા આવી છે પ્રતિપક્ષની આ દલીલ ખરેખર વિચારવા જેવી, અને થોડે ઘણે અંશે, સ્વીકારવા જેવી છે

હિન્દના હિત માટે ગમે તે ભોગ આપવાને આપણે તૈયાર છીએ પોતાપણાનો ભોગ ધનનો ભોગ, સ્નેહીમંડળીનો ભોગ, રીતરિવાજોનો ભોગ ધર્મની માન્યતાઓનો ભોગ અને જીંદગીનો પણ ભોગ આપવા દરેક હિન્દી તત્પર થયો છે અને તત્પર બનશે પરન્તુ શુ, અંગ્રેજીના તેવા આવશ્યક જ્ઞાન માટે માતૃભાષાનો ભોગ આપવાની જરૂર છે ? જરૂરના હોય તેવા બધા ભોગ આપવા તૈયાર હોવા છતા પણ માત્ર ભોગના મોહથી જ વિચાર્યા વગર જ ભોગ આપ્યા કરવો, એ તો મૂર્ખાઈ અને આત્મહત્યા જ છે અંગ્રેજી ભાષાપર પ્રભુતા મેળવવાની જરૂર છે તે ખરૂં હોવા છતા પણ હિન્દીઓની શક્તિમાત્રના હ્રાસ થઈ જાય તેવી રીતે તે પ્રભુતા મેળવવામાં ડહાપણ કે દેશહિત કેમ મનાય? જે જ્ઞાન અને જે વિકાસ માતૃભાષા દ્વારા આપવામા આવેલ હોય તો પ્રમાણમાં નજીવા વખતમા પ્રાપ્ત કરી શકાય તેજ જ્ઞાન અંગ્રેજી દ્વારા આપવાથી કેટલી બધી હાનિ થાય છે, એ વિચાર પ્રતિપક્ષીએ કર્યો છે ? ઇતિહાસ ભૂગોળ આરોગ્યવિદ્યા, ગણિત, અરે સંસ્કૃત અને માતૃભાષા પણ અંગ્રેજી દ્વારા શીખવવાની બેહુદાઈ હિન્દ સિવાય બીજે ક્યાંય પણ જાણમા પડી નહિ આ લખનારે હાઇસ્કૂલમા શિક્ષક

બગીચાનમા બળવાન અને મોટથી પણ જેની વિરુદ્ધ ન જઈ શકાય એવી મુખ્ય દલીલ તો એ જ છે કે કેળવણી માત્ર માતૃભાષા દ્વારા જ અપાવી જોઈએ દુનિયામા ઘણી વાર આ સિદ્ધાન્તથી વિરુદ્ધ વર્તન થયુ છે, પરતુ તેના અનર્થ પરિણામો દેખાયા છે જ અને કુદરતી પદ્ધતિનુ અનુસરણ કરવાથી જ છેવટ વિજય મળ્યો છે પ્રાચીન કાળમા હિન્દમા સસ્કૃત માતૃભાષા ન હોવા છતા વિદ્વાનોની અને ધર્મની એ ભાષા હતી, પણ ગૌતમબુદ્ધના મતાનુયાયીઓએ તે ગઢ તોડયો હતો અને બ્રાહ્મણધર્મ જરા પણ હાર પામ્યો તેના કારણોમા મુખ્ય તો તેમનો દેશભાષા માટે આગ્રહ ગણી શકાશે રશીયા તુર્કસ્તાન અને અન્યત્ર પણ પહેલા શિક્ષણ પરભાષા દ્વારા અપાતુ પણ તે પદ્ધતિ દેશના હિતની ઘાતક જ માલમ પડી હતી તાજેતરમા ટ્રાન્સવાલમા આખર 'ટાલ' દેશભાષા જ સ્વીકારવી પડી છે દુનિયાની પદ્ધતિ દેશભાષા દ્વારા જ શિક્ષણ આપવાની છે તેની સામેથી પણ બચી શકાને નહિ દેશભાષા કાઢી નાખવાની અભિલાષા રાખનાર જો કોઈ હોય તો તેણે ઇતિહાસ તરફ નજર નાખવી કોઈ પણ દેશમા દેશભાષા તદ્દન જ નાબુદ થઈ હોય એવુ ભાગ્યે જ માલમ પડશે જો ભવિષ્યમા કદી પણ અંગ્રેજી ભાષા હિન્દમા દેશભાષા તરીકે સ્વીકારાશે તો તે અંગ્રેજી તો નહિ જ હોય ઉર્દુ ભાષાના જેવી કોઈ નવી જ ભાષા બની જશે એ દેખીતુ જ છે હાલ તો સોમા ભાગ્યે જ એક જણ અંગ્રેજી જાણનારો છે તેના સમયમા કેળવણી અંગ્રેજી ભાષા દ્વારા આપવાના અત્યાગ્રહથી દેશનોમને કેળવણીથી બેનસીબ રાખવાનુ જ પરિણામ નીપજશે, એ દેખીતુ છે દેશને કેળવણી અને શિક્ષણના લાભો આપવામા મોટામા મોટુ આ ખોટુ ધતીંગ છે, તે ધતીંગ એટલુ તો જબ્બર વિઘ્ન બની ગયુ છે કે નથી દેશભાષામા પુસ્તકો લખાતા, નથી દેશભાષામા વિચારો કરી શકાતા, નથી દેશનોમને ઉપયોગી થાય તેવી સેવા બજાવાતી, ને નથી દેશના ગાઢ અધકારમા નાનુ સરખુ પણ કિરણ પ્રેરી શકાતુ આવો અનર્થ આટલા બધા વર્ષો થયા પ્રત્યક્ષ છે છતા મહાત્મા ગાધીજીએ આ મતને પોતાનો સબળ ટેકો ન હોતો આપ્યો, ત્યાસુધી તો બધાની આખે પડદા જ વળી ગયા હતા! અસ્તુ હવે બીજી દલીલોનો ગમે તેવો સ્વીકાર થાય, પણ આ એક મુખ્ય દલીલ તો સૌને સ્વીકારવી પડશે જ કે કેળવણી અને શિક્ષણ માતૃભાષા દ્વારા જ આપી શકાય, એ જ કુદરતી રીત છે, અને વિશ્વનિયમથી વિરુદ્ધ વર્તન ન કરવુ જોઈએ, એ પ્રભુના સઘળા છોરુ જાણે છે

પરભાષા દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિથી દેશના લોકોની ઉમ્મરમાથી ઓછામા ઓછા ચાર પાચ વર્ષ તો કમી થઈ જાય છે ગુજરાતી ચાર ધોરણ ભણ્યા પછી મેટ્રિક થતા સુધીમા જે સાત વર્ષ થાય છે તેમાંનો ઘણો વખત તો પરભાષાના શિક્ષણમા જ જાય છે તે સાત વર્ષમા જે જ્ઞાન આપી શકાય છે તે જ્ઞાન ગુજરાતી દ્વારા આપતા બહુમા બહુ ત્યારે ત્રણ કે ચાર વર્ષ થાય અને તે જ પ્રમાણે બી એ સુધી પહોચતા બીજા જે વર્ષો લાગે છે તેમાથી પણ એમ તો અવશ્ય ઓછા થઈ શકે અંગ્રેજી દ્વારા બી એ થતા ૨૧ વર્ષની

ઉમ્મર થાય, તેટલું જ જ્ઞાન જો ગુજરાતી દ્વારા અપાય તો ૧૭ વર્ષમાં આપી દેવાય અને ત્યાર પછીના ચાર વર્ષ કોઈ ઉપયોગી ધંધો શીખવા માટે ફાજલ પાડી શકાય

આ હકીકત તો બી એ વાળા માટે થઈ પરંતુ જેમને સાયન્સ, ખેતી કે ટેકનિકલ બાબતોનુ શિક્ષણ લેવું છે તેમને માટે તો અંગ્રેજી ભાષા શીખવામાં જેટલો વખત જાય છે, તે નકામો જ ગુમાવાય છે નકામો ગુમાવાય છે એટલું જ નહિ પણ અંગ્રેજી ભાષા દ્વારા જ તેનું શિક્ષણ આપવાની પદ્ધતિ ઘણા લાયક ધંધાદારીઓને તે શિક્ષણ લેતા અટકાવે છે ખેતીનું જ્ઞાન અંગ્રેજીમા અપાય એટલે ખેડુઓ તો ભાગ્યે જ તેનો લાભ લઈ શકે, અને અંગ્રેજી ભણેલાઓ ભાગ્યે જ હાથમાં હળ પકડી શકે તેમ જ ટેકનિકલ વિષયોમાં કારીગરના છોકરાઓ ભાગ્યે જ જઈ શકે અને જો તેમાં જવા જેટલું અંગ્રેજી આવડે તો પછી તે ધંધાને ભાગ્યે જ પસંદ કરે કડીયા, સુતાર, મોચી, દરજી વગેરે વધામાં ભણેલા બના કાં તો માસ્તર થાય અને કાં તો કારકુન થાય, એટલે તે તે ધંધા માટે બુદ્ધિશાળી તો કોઈ રહે જ નહિ પરિણામ એ આવે કે તેવા ધંધા માટે પણ આપણે અંગ્રેજી અને પરદેશી કારીગરોપર આધાર રાખવો પડે, અને આપણા લોકો તો માત્ર મજુરીયા જ કામને લાયક રહે આ બધો અનર્થ અંગ્રેજી દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિને લીધે જ છે ટેકનિકલ વિષયો, ખેતીવાડીનું શિક્ષણ સરવેયરનું કામ, શિલ્પકળાનો અભ્યાસ, અને એવા એવાં બધા કામમાં અંગ્રેજીને જ જરૂરનું ગણેલું હોવાથી આપણા લોકો તે તે બાબતોમાં કશું જ કરી શકતા નથી આ અનર્થ વિચાર કરનારને કાંઈ જેવો તેવો નહિ લાગે

અંગ્રેજી દ્વારા શિક્ષણની પદ્ધતિથી ઉમર ઓછી બની જાય છે અને લાયક માણસોને પ્રતિબંધ નડે છે, તે ઉપરાંત બીજી હાનિ બુદ્ધિક્ષોભની થાય છે અંગ્રેજી ભાષા એક બોલવા વાપરવાની ભાષા તરીકે નરમ વટોળમાં કદાચ શીખી શકાય, પણ આપણે ત્યાં તો શુદ્ધ અને સંસ્કારી જ્ઞાનના આગ્રહને લીધે વ્યાકરણ અને જોડણી વગેરે ગોખવામાં, અને ભૂમિતિ, ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયોના જવાબ અંગ્રેજીમાં આપવાના હોવાથી જે મહાભારત પ્રયત્નોથી બધુ મોઢે કરવામાં, જુવાન બુદ્ધિને જે ખળભળાટ સહન કરવો પડે છે, જે ભાર સહન કરવો પડે છે તેથી કુદરતી બુદ્ધિ કલુષિત થઈ જાય છે અને પરિણામે દેશને અસહ્ય હાનિ થાય છે

ભણેલાઓ દેશભાષામાં તો વાતચીત સરખી કરી શકતા નહિ હોવાને લીધે દેશના સમસ્ત લોકોએ કેળવાયેલા લોકો વચ્ચે મોટું અંતર રહે છે જ્ઞાન કે બુદ્ધિ અંગ્રેજી દ્વારા જ કેળવાય એવો ખોટો મત બંધાઈ જવાને લીધે અંગ્રેજી નહિ જાણનારા કશું સમજી ન શકે એમ જ ભણેલાઓ માની લે છે ખરી વાત તો એ હોય છે કે પોતે-અંગ્રેજી ભણેલાઓ-જે લોકો શું જાણે છે અને તેમને વધારે જ્ઞાન કેમ આપવું એ જ સમજતા નથી અને તેમની સાથે બોલવાની કે વાતચીત કરવાની આવડત જ ધરાવતા નથી આથી એ બે વર્ગ વચ્ચે બહુ મોટો અંતર રહે છે અને પરિણામે સાંસારિક, ધાર્મિક, વ્યાવહારિક વગેરે બધી બાબતોમાં તેઓ પોતાના દેશલોકોને કશો જ લાભ આપી શકતા નથી

એટલી દેશભાષાથી કાંઈ વળવાનું નથી, એમ કહેનારને અખાની લીંટી જ પાઠ આપવાની રહે છે કે ભાષાને શું વળગે ભૂર' અંગ્રેજીમાં જ અમુક જ્ઞાન અપાય એમ કહેનારા ભૂલી જાય છે કે દુનિયામાં ઘણા દેશોમાં અંગ્રેજી ભાષા જ ચાલતી નથી છતાં અંગ્રેજી ભાષાદ્વારા થતા કામો તે તે લોકોથી કરી શકાય છે જાપાનનો તો તાજો જ દાખલો છે આવા આવા પ્રત્યક્ષ પુરાવા હોવા છતા અમુક આગ્રહને પકડી રાખવો એ તો દુરાગ્રહ જ કહેવાય, એવું તરત જ સમજી શકાશે

આ બધી બાબતોનો વિચાર કરતા એક જ નિર્ણયપર આવી શકાશે, અને નિશ્ચયપૂર્વક તે જ નિર્ણયને વળગી રહેવું જોઇએ કે જેમ બને તેમ જલદી શિક્ષણ અને કેળવણી પરભાષા દ્વારા ન જ અપાય તેવો બદોબસ્ત કરવો-કરાવવો-જોઇએ આનો અર્થ એમ નથી કે અંગ્રેજી ભાષા ન શીખવવી અંગ્રેજી ભાષા વિના આપણને ચાલે તેવું નથી રાજભાષા વિના કેમ ચાલે ? પણ તેટલા માટે તે ભાષા દ્વારા જ બધું શિક્ષણ આપવું, એવો આગ્રહ તો ન ભૂતો ન ભવિષ્યતિ જેવો જ છે

અંગ્રેજી ભાષા દ્વારા જ શિક્ષણ નહિ પામીએ તો અંગ્રેજીપરની પ્રભુતા નહિં મળે અને તો તો દેશને અનર્થ થશે એમ માનનારાને કહેવાઈ ગયું છે કે માતૃભાષા દ્વારા બધું શિક્ષણ આપતા જે સમય ફાજલ પડશે તે બધો અંગ્રેજી ભાષાપર પ્રભુતા મેળવવામાં ગાળશે તો અવશ્ય તેની જ પ્રભુતા મળશે ભાષાપર પ્રભુતા આવશ્યક છે એ ખરૂં છે બીજા દેશોમાં આરબાય ભાષા જાણનારા પણ બીજી ભાષાઓપર પ્રભુતા મેળવી શકે છે, તો હિન્દની બુદ્ધિ બીજી એક ભાષાપર પ્રભુતા મેળવવાની શક્તિ નહિં દાખવી શકે, એમ માનવાને કારણ નથી માતૃભાષા દ્વારા થયેલા બુદ્ધિવિકાસ અને જ્ઞાનભંડારને બીજી ભાષામાં પ્રાવીણ્ય મેળવવામાં સરળતા જ થશે માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું તેનો એવો અર્થ નથી કે અંગ્રેજી શીખવું જ નહિં માત્ર કહેવાનું એટલું જ કે અંગ્રેજી સિવાયના બીજા વિષયો શીખવવામાં અંગ્રેજી ભાષાની મદદ આવશ્યક ગણવાની કશી જરૂર નથી અંગ્રેજી ભાષા તો શીખવવી જ, અને વધારે આગ્રહથી શીખવવી પણ બીજા વિષયો અંગ્રેજીમાં શીખવી, તેના જવાબ પણ અંગ્રેજીમાં જ લેવા, એ આગ્રહ હાનિકારક છે, અને તે જેમ બને તેમ તરત દૂર થવો જ જોઈએ જેટલું પદ્ધતિસર શિક્ષણ અંગ્રેજી ભાષા દ્વારા અપાય છે તેટલું જ પદ્ધતિસર માતૃભાષા દ્વારા અપાય, તો જે જે આરોપો એકના ગુજરાતી-સંસ્કૃતના વિદ્વાનોને માથે મૂકવામાં આવે છે તેમાંથી એક પણ મૂકવાનો પ્રસંગ રહેશે જ નહિં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું એટલે ગમે તેમ, ગમે તેટલા વખતમાં, અને ગમે તેને એવો વિચાર સ્વીકારવાનો જ નથી અમુક વખતમાં અમુક રીતિએ, અમુક પરીક્ષાઓ માટે લાયકાત મેળવી શકાય તેના આગ્રહથી, પદ્ધતિસર અને ખંતથી જો શિક્ષણ આપવામાં આવે તો માતૃભાષા દ્વારા આપેલું શિક્ષણ કોઈ પણ રીતે ઉતરતી પ્રતિનું થશે, એમ કદી પણ માની શકાશે જ નહિં

---

# મેં તો મોતીડે વધાવ્યાં.

લેખક-રા મંજુલાલ જમનારામ દવે, એમ એ

૧.

માજી આવ્યા ને મેં તો મોતીડે વધાવ્યા
મોતી મોંઘેરા ઉર-પ્રાણના રે લોન
હૃદયનો ગુંથ્યા એ આંસુના આત્મના
કથતા કથાઓ કંઈ દાઝી રે લોન
માજી આવ્યા ને મેં તો મોતીડે વધાવ્યા

૨.

અડસઠે તીર્થ ભાગ માજીથી સુહાતા
યાત્રા એ દર્શનોની ચિરની રે લોન
રાજયોગ ગુરુ-અગસ્ત્ય વીણા વાતી—
પાની રસપ્રેરણા ઉજળી રે લોન
માજી આવ્યા ને મેં તો મોતીડે વધાવ્યા

૩.

વેદોચ્ચારિણી મ્હારી અમ્બા યશસ્વિની
શક્તિ સુહાગી શિવતા ઝરી રે લોન
યોગક્ષેમ વહતી, જીવનવ્હાણી વ્હાલી
માજી અમૃત ભરી સગી રે લોન
માજી આવ્યા ને મેં તો મોતીડે વધાવ્યા
મોતી મોંઘેરા ઉર-પ્રાણના રે લોન *

---

* મીસીસ બિસેંટની મુંબાઈમાં તા ૧૦-૧૦-૧૭ ને રોજ થએલી પધરામણીને દિવસે રચાયું ગીત એક સન્નારીના ઉદ્ગારરૂપે-મ જ દવે

# વિજ્ઞાન મંદિર.

લેખક—પ્રૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ,

## ૧. ડૉ. બોસની પ્રયોગશાળા.

સર જગદીશ ચન્દ્ર બોઝના યુરોપના પ્રવાસ તથા દિગ્વિજયતુલ્ય સમાન વિષે "સમાલોચક"ના સન ૧૯૧૫ ના જાન્યુઆરીના અંકમા અમે કાંઈક લખી ચૂક્યા છીએ તે સમયે એમનો પ્રવાસ પુરો થયો ન હતો, અને તેથી આ પ્રવાસના સમ્બન્ધી વધુ લખવા અમારી ઈચ્છા હતી તે પછી "મૉડર્ન રીવ્યુ"મા એમના એક શિષ્યે આ યાત્રાનુ વર્ણ સારુ વર્ણન આપ્યુ તેથી ગુજરાતી વાચકો સમક્ષ મુકવાને સારી સામગ્રી અમને સુલભ થઈ હતી તે તકનો અમે લાભ લઈ શક્યા એ તે પહેલા નામદાર શહેનશાહે એમને નાઈટનો ખેતાબ ઇનાયત કરી એમની કદર પ્રકટ કરી હતી, અને તે પ્રસગે અમે 'સર જગદીશ ચન્દ્ર બોઝ એમનુ જીવન-કાર્ય" એ વિષયે એક લેખ લખ્યો હતો, જે "વીસમી સદી"ના એપ્રીલ (૧૯૧૭)ના અંકમા પ્રકાશ પામ્યો હતો

તે સમયે અમે સાભળ્યુ હતુ કે પશ્ચિમ ખંડોની યાત્રાએથી પાછા આવ્યા પછી, ને સરકારી નોકરીમાથી પૂરા પગારના પેન્શન ઉપર નિવૃત્ત થવા પછી સર જગદીશ ચન્દ્ર એક કાર્ય ઉપર પોતાનો સર્વ સમય, શક્તિ તથા ધન સકાન્ત કરી રહ્યા છે, અને તે પોતાની શોધોના જ્ઞાનને હિન્દમા એક સસ્થારૂપે મૂર્તિમન્ત કરવા તથા હેથી આગળ વધારી ચિરકાળ સુધી જીવન્ત રાખવા, પર્યાપ્ત પ્રયોગશાળાની સ્થાપનાનુ છે આ ઉચિત પ્રયાસથી અમને ઉલ્લાસ થયો હતો આ કાર્ય, એમણે ધારેલા પાયા ઉપર તથા એમણે છેડેલા વિજ્ઞાનવિષયોમા એકલે હાથે કોઈ પણ દેશમા કરવુ કઠિન હતુ, તો હિન્દમા એની મુશ્કેલીનો તો પાર જ ન હોય પરંતુ કઠિનતાઓથી કદી અટકી જવાનો કાળ હવે હિન્દમાથી પલાયન કરવા લાગ્યો છે, અને પ્રયાન તથા સિદ્ધિના યુગનો આરંભકાળ સ્થપાઈ ચૂક્યો છે, એની સાબીતી સર જગદીશ ચન્દ્ર બોઝની અત્યારસુધીની તૈયારીથી જેવી મળે છે, એવી બીજા કશાથી મળતી નથી મકાનો, સામગ્રી તથા સયોજનશક્તિના ઉપરાંત રૂ ૧૬ લાખ જેટલા દ્રવ્યની પણ આવશ્યકતા છે એમણે પોતે તો પોતાની શોધો, પોતાનુ જ્ઞાન, પોતાનુ શક્તિને રોકી આપુ એને અર્પવા જ છે, એટલુ જ નહિ પણ એમના જીવનની બચત રૂ ૫ લાખ જેટલી રકમ પણ આપી છે. મુંબાઈના ઉદાર પારસી ગૃહસ્થ મિ બમનજીએ બીજા એક લાખ ઉમેરી, પોતાની કોમનુ તથા મુંબાઈનુ માન સાચવ્યુ છે આમ લાખ રૂપિયા થતા બાકીના દશ લાખ પૂરા કરવાની પ્રાર્થના મુંબાઈના "ક્રાનિકલ" પત્રે હમણા જ કરી છે

વિજ્ઞાનની કદર પ્રકટ કરવાનો તેમ જ વિજ્ઞાનને આપણી હિન્દની સ્થાયી સેવામાં સ્થાપવાનો આ અનુપમ અવસર છે તદુપરાંત ડૉ બોઝે પોતાના જીવનકાર્યથી હિન્દને જે ઉજ્જ્વળ કીર્તિ અપાવી છે અને હિન્દના એક પુરાણ સત્યની વૈજ્ઞાનિક રીતિએ જે

અને તા ૭ જૂનને દિવસે એમનુ મરણ થયુ ત્યા સુધીના થોડા માસ સુધી એ પદ ઉપર તેઓ રહ્યા. કૃષિ સમ્બન્ધી શોધખોળનુ ઘણુ કામ એમણે કર્યું હતુ ખાસ કરીને જોરડી તથા ઘઉંના સમ્બન્ધી એમણે જે કામ કર્યું છે તેથી દેશની સમૃદ્ધિ ઘણી વધશે, એમ મનાય છે છેવટના વર્ષોમા તે ઉપરભૂમિનો ખાર કાઢીને ત્હેને ફળદ્રૂપ બનાવવાની પ્રયોગોમા ગુંથાયા હતા, એમ કહેવાય છે કે એમના ઉપાયને લીધે એ જ જમીનમાથી ઘઉંનો અસાધારણ સારો પાક થયો, અને આ પદ્ધતિથી કેટલાક પ્રાન્તોમાં તદ્દન પરિવર્તન કરવા જેટલી સારી અસર થશે એમની લાયલપૂરથી પુસા બદલી થઈ તે વખતે તે થોડા કાળ આગ્રામા આવ્યા હતા, અને "આગ્રા સાયન્ટિફિક સોસાયટીની" સમક્ષ આ જ વિષય ઉપર એમણે ન્હાનુ વ્યાખ્યાન આપ્યુ હતુ સત્યને ખાતર એટલું કથન કરવુ જોઈએ કે એમણે ક્ષાર કાઢવાની જે યુક્તિ કરી છે, ત્હેના સમ્બન્ધી બીજો મત પણ છે, જે એમ માને છે કે આ પદ્ધતિથી ક્ષારવાળી જમીન ભલે સુધરે, પણ બીજી સારી જમીન ક્ષારવાળી થશે ખરેખરૂ શુ સત્ય હશે તે થોડા વર્ષોના પ્રયોગો, બારીક અવલોકન તથા તે સર્વના નિગ્રહી અભ્યાસથી જ માલુમ પડશે

આ ઉપરાત, ગળી ના સમ્બન્ધી હિન્દી સરકારે જે કમિશન બેસાડ્યુ હતુ, તેમા એમની સેવાના બદલામા સરકારે આભાર માન્યો હતો, વળી ભરી રાખવાની કેટલી- પ્રચલિત પદ્ધતિથી અમુક જીવાત ઉત્પન્ન થાય છે જેથી ઘઉં બગડી જાય છે તે જીવાતો અટકાવવાના વિષયમા પણ એમણે પ્રયોગ કર્યા હતા

લાયલપુરના હિન્દી વિદ્યાર્થીઓ એમના ઉપર પ્રેમ રાખતા, અને એમના સ્મારક તરીકે તેઓએ એ જ કૉલેજમા એક શિષ્યવૃત્તિ (સ્કૉલરશિપ) સ્થાપી છે તેઓ શરીરે કદાવર મજબૂત હતા, અને રીતભાતમા સભ્ય તથા હસમુખા હતા

આગ્રા

૧૦ ઑક્ટોબર ૧૯૧૭

મણીલાલની ગીતા રૂ ૮-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ



સમાલોચક નવેમ્બર ઈ સ ૧૯૧૭ ] [ કોપીરાઇટ

## હું તો પ્રેમદિવાની

શળી ઉપર સેજ અમારી, કહિ રીત નિદ્રા હોય
ગગન મંડળપર સેજ પિયુની કહિ રીત મળવુ હોય '

શ્રી દેવજીભાઈ વેદ

# હિન્દુસ્તાનના પ્રાચીન ઈતિહાસનાં સાધનો.

લેખ—રા હસમનરાન હરિલાલ ધ્રુન.

[ ઑગસ્ટના અંકથી આગળ ચાલુ ]

( ઈ ) **તિબેટ તરફના પુસ્તકો**—તિબેટ તરફના પુસ્તકોની ગોવખોળ હજી સુધી ઘણી નથી થઈ, છતા જે પુસ્તકોનો પત્તો લાગ્યો છે ત્હેનાથી, આપણે ત્યાના કેટલાએક પ્રાચીન પુસ્તકો ( જે હજી અહિંયા ત્યથી મળતા ) તથા ત્હેમના કર્તાઓના નામ જાણીએ છીએ. પ્રાચીન પુસ્તકોમાંના એક પુસ્તક પણ નોંધ લઈએ. ( *Kunsnjing*=તારાનાથ ) નામના તિબેટના શ્રમણે ( બૌદ્ધ સાધુએ ) "હિન્દુસ્તાનનો બૌદ્ધ ધર્મ" નામનું પુસ્તક ઈ સ ૧૬૦૮ મા લખ્યું હતું એને હિન્દુસ્તાનના ઇતિહાસ સબધી કેટલીક જાણવા જોગ બાબતોનો ઉલ્લેખ મળી આવે છે એ પુસ્તકનું જર્મન ભાષાંતર શિફનર ( *Schiefner* ) નામના જર્મન વિદ્વાને કર્યું છે

( ઈ ) **સીલોન તરફના પુસ્તકો**—સીલોનની સાથે હિંદુસ્તાનનો નિકટનો સબધ હોવાથી, ત્યાના ઐતિહાસિક તથા ધર્મ સબધી પુસ્તકોમાથી આપણે ત્યાના ઇતિહાસમા કઈક કઈક મદદ મળે છે આવા પુસ્તકોમાથી નીચે લખેલા મુખ્ય છે

( ૧ ) દીપવંશ—સીલોનના ઇતિહાસનું આ પુસ્તક, ઈ સ ૩૦૦ ની લગભગમા, પાલી ભાષામા રચાયું હતું એમા હિન્દુસ્તાનના મૌર્યવંશી રાજાઓની તથા કઈક કઈક બીજી હકીકત મળે છે એનું અંગ્રેજી ભાષાંતર ઓલ્ડનબર્ગ ( *Oldenberg* ) સાહેબે પ્રસિદ્ધ કર્યું છે

( ૨ ) મહાવંશ—પાલી ભાષાના આ પુસ્તકમા, ઈ સ પૂ છઠ્ઠા સૈકાથી તે ઈ સ ના ૧૮ મા સૈકાના મધ્ય સુધીનો, સીલોનનો ઇતિહાસ છે આ પુસ્તક પણ "રાજતરંગિણી"ની માફક જુદે જુદે વખતે લખાયુ હતુ એનો પ્હેલો ખડ, ઈ સ ૪૫૯ અને ૪૭૭ ની વચ્ચે, મહાનામન્ નામના વિદ્વાને લખ્યો હતો હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસ માટે આ પુસ્તક, ઉપર કહેલા "દીપવંશ" કરતા, વધારે ઉપયોગનું છે કેમકે એમાથી, શિશુનાગ તથા મૌર્યવંશી રાજાઓના સમયની ઐતિહાસિક ઘટનાઓ સિવાય, પાછળના સમયની કઈક કઈક હકીકત પણ મળી આવે છે એના પ્હેલા ખડનું અંગ્રેજી ભાષાંતર જ્યોર્જ ટર્નરે (*George Turner*) તથા બાકીનું વિજયસિંહ મુદલિયારે કર્યું છે

( ૩ ) મલિંદ પન્હો (મલિંદ પ્રશ્ન)—પાલી ભાષાના આ પુસ્તકમા, પ્રતાપી ગ્રીક પાદશાહ મલિંદ ( મિનેન્ડર ) અને બૌદ્ધ સ્થવિર નાગસેનના, પ્રશ્નોત્તર છે એમા મલિંદ ( મિનેન્ડર ) નુ જન્મસ્થાન, રાજ્યધાની, પ્રતાપ, વિદ્વત્તા તથા ત્હેના બૌદ્ધધર્મ સ્વીકાર્યાની હકીકત મળી આવે છે હિન્દુસ્તાનના ગ્રીક રાજકર્તાઓના ઇતિહાસ લખવામા આ પુસ્તકમાથી થોડી થોડી મદદ મળી શકે છે એનું અંગ્રેજી ભાષાંતર "સેક્રેડ બુક્સ ઑફ ધી ઈસ્ટ" નામની સીરીઝના ૩૫ મા પુસ્તકમા છપાયું છે

( ઊ ) મુસલમાનોના પુસ્તકો —હિન્દુસ્તાનમા બધા હિન્દુ રાજ્યોની સ્વતન્ત્રતા, મુસલમાનોએ એક એક નષ્ટ કરી નાખી હતી તેમનામા ઈતિહાસ લખવાનો રીવાજ હતો અને તેથી લડાઈ તેમના લખેલા અરબ્બી તથા ફારસી ભાષાના પુસ્તકોમાથી ખાસ કરીને આપણે ત્યાના જુદા જુદા હિન્દુ રાજ્યોની પાછલી હકીકત મળી આવે છે એમના પુસ્તકો એટલા બધા છે કે, તે બધાની ટુક હકીકત, આ ન્હાના સરખા લેખમા પૂરી રીતે આપી શકાય અસંભવિત છે તેથી, તેમાથી થોડાએક મુખ્ય મુખ્ય અને પ્રાચીન ગ્રન્થોનો જ અહિં નીચે ઉલ્લેખ કરૂ છુ

( ૧ ) સિલ્સિલાતુત્તવારીખ —આ પુસ્તક, સુલેમાન નામના વેપારીએ, ઈ સ ૮૫૧ મા અરબ્બી ભાષામા લખ્યુ હતુ એમા ત્હેણે હિંદુસ્તાન વિગેરે જગ્યાઓની મુસાફરીની હકીકત લખી છે એના સમયમા દક્ષિણના માન્યખેટ ( માનખેર,—નિઝામના રાજ્યમા ) નગરમા રાઠોડ વંશનો રાજા અમોઘવર્ષ ( ૧ લો ) અને કનોજમા પડિહાર વંશનો રાજા ભોજદેવ ( ૧ લો ) રાજ્ય કરતા હતા સુલેમાને ઉપરના બન્ને રાજ્યોનો વૃત્તાંત લખ્યો છે અને તેમા રાઠોડને માટે ત્હેણે બલહરા શબ્દનો ઉપયોગ કર્યો છે, જે ત્હેમના પ્રસિદ્ધ ખિતાબ " વલ્લભરાજ " નુ પ્રાકૃત રૂપ ( અપભ્રંશ ) છે

( ૨ ) મુરૂજુલ્‌જહબ —અબૂ મસૂદીએ, ઈ સ ના દસમા સૈકાના પૂર્વાર્દ્ધમાં આ પુસ્તક લખ્યુ હતુ એમા માનખેર, કનોજ વિગેરે રાજ્યોની કંઈક હકીકત છે

ઉપરના બન્ને પુસ્તકોનો ઈંગ્રેજી સાર, સર એચ એમ ઇલિયટની " હિસ્ટરી ઑફ ઈન્ડિઆ " ( *The History of India, as told by its own Historians* ) ના ૧ લા પુસ્તકમા છપાયો છે

( ૩ ) તહકીક હિન્દ —પ્રસિદ્ધ મુસલમાન જ્યોતિષી અબુ રિહા અલ્ બિરૂની, જે સુલતાન મહમૂદ ગજનવીના સમયમા, હિન્દુસ્તાન આવ્યો હતો અને કેટલાક વર્ષો સુધી અહિં આવીને સંસ્કૃત શીખ્યો હતો ત્હેણે, ઈ સ ૧૦૩૧ ની લગભગમા આ પુસ્તક અરબ્બીમા લખ્યુ હતુ એમાથી હિંદુઓના ધર્મ સંબંધી વિચાર તથા જુદા જુદા શાસ્ત્રોના વર્ણન સિવાય કેટલીક પ્રાચીન સ્થાનોની હકીકત તથા કંઈ કંઈક ઐતિહાસિક વૃત્તાંત પણ મળી આવે છે ડૉક્ટર એડ્વર્ડ સેચો ( *Dr Edward Sachau*)એ ત્હેનુ ભાષાન્તર પ્રસિદ્ધ કર્યુ છે

( ૪ ) ચચનામા —આ પુસ્તક ઈ સ ના આઠમા સૈકાની લગભગમા અરબ્બી ભાષામા લખાયુ હતુ એનુ ફારસી ભાષાંતર મુહમ્મદ અલી બિન હમીદે ઈ સ ના તેરમા સૈકાના પૂર્વાર્દ્ધમા કર્યુ હતુ એમા, મુસલમાનોની પ્હેલા સિંધ ઉપર રાજ કરનાર, હિંદુ રાજાઓની હકીકત છે ( જે બીજી કોઈ પણ જાતના સાધનોથી નથી મળી શકતી ) સિંધ ઉપરથી હિંદુ રાજ્ય નષ્ટ થવાની તથા મુસલમાનોનુ આધિપત્ય સ્થપાવાની હકીકત અબિલાદુરીના રચેલા 'ફુતૂહુલ બુલ્દાન', મીર માસૂમની 'તારીખુ સિંધ,' મીર તાહિર મુહમ્મદની 'તારીખે, બેગલાર નામા' જે અમીર સૈયદ કાસિમના પુત્ર શાહ કાસિમખાએ બનાવ્યુ હતુ (અર્થાત્ તારીખે

પોતાનુ નામ નથી આપ્યુ), સંચ' જમાનનુ 'તગખા નામા' (જેને 'અગ્ગ નામા' પણ કહે છે) આની ગેરખાનીનુ 'તુહફતુલકિરામ' તથા 'મજમુઆ ઉત્તવારીખ' આદિ પુસ્તકોમાથી પણ મળે છે, પરન્તુ, આ બધામા 'ચચનામા' જુનુ પુસ્તક છે "નાગરી પ્રચારિણી પત્રિકા"ના ૧૨ મા પુસ્તકમા, મુનશી દેવીપ્રસાદનો લખેલો "હિંદુસ્તાનનો ઈતિહાસ" નામનો જે લેખ છપાયો હતો, તેનુ બીજુ પ્રકરણ 'સિંધમા હિંદુરાજ્ય' આજ પુસ્તકો આધારે લખાયલુ છે આ પુસ્તકોનો ઐતિહાસિક સારાશ, ઉપના ઇલિયટ સાહેબની "હિસ્ટરી આફ ઈંડિઆ"ના પ્હેલા પુસ્તકમા છપાઈ ગયો છે

(૫) તારીખ યમીની—આ અરબ્બી પુસ્તક અલ્ ઉત્બીએ ઈ સ ૧૦૨૦ મા રચ્યુ હતુ એમા, સુલતાન મહમૂદ ગજનવીની તે સમય સુધીની, હિન્દુસ્તાન ઉપરની ચ્હડાઇઓની હકીકત છે ઉત્બી, મહમૂદ ગજનવીનો, સમકાલીન લેખક હોવાથી, ત્હેનુ પુસ્તક વિશેષ ઉપયોગી છે

(૬) તારીખુસ્સુ બુક્તગીન—આ પુસ્તક ખ્વાજહ અબુલ ફજલે ઈ સ ૧૦૫૮ મા લખ્યુ હતુ એમા ગજનીના સુલતાન મહમૂદ ગજનવીના પુત્ર સુલતાન નાસિરુદ્દીન મસઉદના સમયમા બનારસ, હાસી વિગેરે ઉપર મુસલમાનોએ જે જે લ્હડાઇઓ કરી હતી તેનો હેવાલ છે

(૭) જામેઉલ હિકાયત—આ પુસ્તક મુહમ્મદ ઉફીએ ઈ સ ના તેરમા સૈકાના પૂર્વાર્દ્ધમા લખ્યુ હતુ એમા જયસિંહ (સિદ્ધરાજ), કુમારપાલ આદિનો વૃત્તાત છે

(૮) તાજુલમઆસિર—ઈ સ ૧૨૩૦ ની નજીકમા હસન નિઝામીએ આ પુસ્તક રચ્યુ હતુ એમા શહાબુદ્દીન ગોરી અને કુતબુદ્દીન ઐબકના સમયમા દિલ્હી, અજમેર, મીરત, કોલ, અસની, બનારસ, ગ્વાલિયર, નેહરવાલા (અણહિલવાડ), કલિંજર, જાલોર આદિના હિન્દુ રાજાઓ ઉપર મુસલમાનોએ જે જે ચ્હડાઈઓ કરી હતી ત્હેનો હેવાલ છે

(૯) કામિલુત્તવારીખ—ઇબ્ન અસીરે ઈ સ ૧૨૩૦ ની લગભગમા એ લખી હતી એમા અબદુલ્ મલિકની અધીનતા નીચે (ઈ સ ૭૭૬)મા સમુદ્રમાર્ગ હિન્દુસ્તાન (કાઠિયાવાડ) ઉપર મુસલમાનોએ ચ્હડાઈ કર્યાનો, બલભ (કદાચ પ્રસિદ્ધ વલભીપુર હશે) ને જીત્યાનો તથા બનારસના રાજા જયચદના માર્યા ગયાનો વૃત્તાત છે

ઉપના પુસ્તકો (નં૦ ૫ થી ૯ સુધી) નો અંગ્રેજી અનુવાદ, ઈલિયટ સાહેબની "હિસ્ટરી ઑફ ઈંડિઆ" ના પુસ્તક ૨ જા મા છપાયો છે

(૧૦) તબકાતે નાસિરી—મિન્હાજુસ્સીરાજે ઈ સ ૧૨૫૯ મા આ પુસ્તક રચ્યુ હતુ એમા તે સમય સુધીમા જુદા જુદા હિન્દુ રાજ્યોપર મુસલમાનોએ જે જે ચ્હડાઈઓ કરી હતી ત્હેનો વિસ્તૃત વૃત્તાન્ત છે આ પુસ્તક ઈતિહાસને માટે ઘણુ ઉપયોગી છે રાવરટી (*Raverty*) સાહેબે કરેલુ (ત્હેનુ અંગ્રેજી ભાષાતર, બગાલ એશિઆટિક સોસાઈટીની) "બિબ્લિઓથિકા ઇંડિકા" નામની સીરીજમા છપાયુ છે

(૧૧) તારીખ અલાઈ—પ્રસિદ્ધ હિન્દી કવિ અમીર ખુસરૂએ (જેનુ મરણ ઈ સ ૧૩૩૫ મા થયુ હતુ), દિલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીના સમયમા આ પુસ્તક

લખ્યુ હતુ એમા એ બાદશાહની રણથંભોર, માનવા, ચિત્તોડ, દેવગિરિ સિવાના, મલબાર, મદુરા વગેરે ઉપરની ચઢાઈઓનો હેવાલ છે અમીર ખુસરવે, આ પુસ્તકમા, પોતાના સમયના બનાવોની હકીકત આપી છે એટલે આ પુસ્તક તે સમયના ઈતિહાસને-માટે ઘણુ ઉપયોગી છે તેનો ઈંગ્રેજી સારાંશ ઈલિયટ સાહેબની "હિસ્ટરી ઑફ ઈન્ડિઆ" ના ૩જા પુસ્તકમા છપાયો છે

( ૧૨ ) તારીખ ફરીસ્તા —મુહમ્મદ કાસિમે ( ફરિશ્તા ), અકબર બાદશાહના સમયમા આ પુસ્તક લખ્યુ હતુ એમા દિલ્હી, કુલબર્ગા, બીજાપુર, અહમદનગર ગોલકોંડા, વરાડ, બીદર, ગુજરાત ( અમદાવાદ ), માળવા ( માંડુ ) ખાનદેશ બંગાળ અને બિહાર જૌનપુર, મુલતાન, સિંધ અને દક્ષિણ, તથા કાશ્મીરના મુસલમાન રાજ્યોનો ( તે સમય સુધીનો ) હેવાલ અનેક પુસ્તકોને આધારે લખેલો છે મુસલમાનોના સમયના આ દેશના ઇતિહાસનુ આ અપૂર્વ પુસ્તક છે અને આ એક જ પુસ્તક ઉપરથી જુદા જુદા હિંદુ રાજ્યોના અસ્ત થવાની ઘણી ખરી હકીકત મળી શકે છે એના બે ઈંગ્રેજી ભાષાન્તર પ્રસિદ્ધ થએલા છે

આ સિવાય બીજા પણ પુસ્તકો જેમાથી આપણા પ્રાચીન ઈતિહાસને મદદ મળી શકે તેવા, ફારસી તથા અરબ્બી ભાષામા ઘણા છે પણ સ્થળ સંકોચને લઈને તેનો ઉલ્લેખ અહિં કર્યો નથી એમાથી ઘણા તો ઈંગ્રેજી સારાંશ ઈલિયટ સાહેબની "હિસ્ટરી ઑફ ઈન્ડિઆ" (પુસ્તક, ૮ મામા ) તથા બેયલે સાહેબ ( *Sir E C Baylay* ) ની " હિસ્ટરી ઑફ ગુજરાત"મા છપાયલો છે

## ( ગ. ) પ્રાચીન શિલાલેખ અને તામ્રપત્ર.

હિંદુસ્થાનના પ્રાચીન ઇતિહાસને માટે સૌથી વધુ મદદ આપનારા, શિલાલેખ અને તામ્રપત્રો છે શિલાલેખો ઘણે ભાગે પથ્થરની છાગ, સ્તભો, મદિરો, મઠ, મંડપ, તળાવ અને વાવ વિગેરેમાં મળી આવે છે અથવા, ગામ અથવા ખેતરની વચ્ચે દાટેલી શિલાઓ, મૂર્તિઓના આસનો, તથા સ્તૂપોની અંદર રાખેલા પથ્થર ઉપર ( જેમા, ઘણુ ખરૂં ધર્માચાર્યોના દાંત વિગેરે રાખવામા આવતા હતા, તેના પર ) કોતરેલા હોય છે અને તે, સસ્કૃત, પ્રાકૃત, તામિલ કાનડી આદિ હિંદુસ્થાનની જુદી જુદી ભાષાઓમા ગદ્ય તથા પદ્ય બન્નેમા મળી આવે છે જેમા રાજા વિગેરેની પ્રશસા હોય છે તેને 'પ્રશસ્તિ' પણ કહે છે શિલાલેખ પેશાવરથી કન્યાકુમારી સુધી અને દ્વારિકાથી આસામ સુધી દરેક ઠેકાણે મળે છે કેટલેક જગ્યાએ ઘણા અને કેટલેક જગ્યાએ થોડા નર્મદાની ઉત્તરના પ્રદેશ કરતા દક્ષિણમાથી એ વધારે મળે છે એનુ કારણ એ છે કે ત્યા મુસલમાનોનો અત્યાચાર ઉત્તર કરતા ઘણો થોડો થયો હતો અત્યારસુધીમા હજારો શિલાલેખ મળી આવ્યા છે, તેમા સૌથી પુરાણો, ઈ સ પૂર્વે ૪૫૦ ની આસપાસનો, શાક્ય જાતિના ક્ષત્રિયાએ બનાવેલા પિપ્રાવા (નેપાળ તરફ) ના સ્તૂપમાથી નીકળેલા પથ્થર ઉપર (જેમા બુદ્ધદેવના દાંત રાખવામા આવ્યા હતા તે ઉપર) કોતરેલો છે અને સૌથી નવા, ઈસ ની ૧૯ મી સદીના કોતરાએલ મળ્યા છે શિલાલેખોમાથી ઘણો ભાગ ધર્મસબંધી

કામો અર્થાત્ મંદિરો, મઠ સ્તૂપો, ગુફા, તળાવ વગેરેના બનાવ રાખ્યાના અથવા તેનો જીર્ણોદ્ધાર કર્યાના, મૂર્તિઓ સ્થાપના કર્યાના અથવા કોઈજાતના દાન આપ્યાના સૂચક હોય છે એમાથી કેટલાએકમા એ ધર્મકાર્ય સાથે સંબંધ ધરાવતી વ્યક્તિ સિવાય, તે વખતના ત્યાના રાજા અથવા તે રાજાના વંશનો પણ હેવાલ હોય છે રાજ્યકર્તાઓ તથા રાણીઓએ બનાવ રાવેલા મંદિર વિગેરેના લેખોમા, કદિ કદિ વધારે હકીકત આવે તેમના વંશની હકીકત પણ મળી આવી છે બીજા પ્રકારના શિલાલેખો, અર્થાત્ જેનો ધર્મકાર્ય સાથે સંબંધ નથી, તેમાથી કોઈમા લડાઈ, કોઈકોઈમા વિજય વિગેરે કોઇ પ્રસિદ્ધ બીનાનો ઉલ્લેખ, કોઇમા એક અથવા અનેક રાજાઓની પ્રશંસા અથવા તેનો કંઈક કંઈક ઐતિહાસિક વૃત્તાન્ત અને કોઈમા તેની વંશપરંપરા મળે છે કેટલાક શિલાલેખ એવા પણ મળ્યા છે કે જેમા, વીર પુરુષોનો યુદ્ધમા માર્યા ગયાનો, સ્ત્રીઓનો પોતાના પતિની સાથે સતી થયાનો, વાઘ આદિ હિંસક જાનવરોદ્વારા કોઈનુ મૃત્યુ થયાનો, પંચ મારફતે ફેસલો થયાનો, ધર્મવિરૂદ્ધ કોઈ કાર્ય ન કરવુ તેની પ્રતિજ્ઞાનો, પોતાની ઇચ્છાથી અગ્નિમા બેસીને પુરુષોનો દેહાન્ત કર્યાનો અથવા ભિન્ન ભિન્ન ધર્માવલંબીઓની વચ્ચેના બખેડાની સમાધાની થયાનો ઉલ્લેખ મળી આવે છે શિલા ઉપર લેખ કોતરાવ્યાની મુખ્ય મતલબ એ જ છે કે, ઉક્ત ધર્મકાર્ય અથવા બીનાની અને તેના સાથે સંબંધ ધરાવતી વ્યક્તિની યાદગીરી ચિરસ્થાયી રહે આ અભિપ્રાયથી, રાજાઓ તથા ધનાઢ્ય પુરુષોએ, કેટલાક પુસ્તકોને પણ શિલાઓ ઉપર કોતરા વ્યા હતા *

રાજાઓ તથા સરદારોની તરફથી બ્રાહ્મણો સાધુઓ, ધર્માચાર્યો, દેવમંદિરો, મઠો વિગેરેને અપાયલી જમીન, ગામ, ખેતર વગેરેની સનદ અથવા બીજી કોઈ જાતની સનદ જે ત્રાંબાના પત્રા ઉપર કોતરાવીને આપવામા આવતી હતી તેને તામ્રપત્ર કહે છે, અને જેમા દાનનો ઉલ્લેખ હોય છે તેને દાનપત્ર પણ કહે છે તામ્રપત્રો ઘણુ ખરૂ ખેતરોમા દટાયલા અથવા મકાનોની દીવાલો અથવા પાયામા ઘાલેલા મળી આવે છે અને કોઈક કોઈવાર

* અજમેરના ચોહાણ રાજા વિગ્રહરાજે ( વિસલદેવે ) પોતાના રચેલા " હરકેલિ નાટક " ને તથા પોતાના રાજકવિ સોમેશ્વર પંડિતના રચેલા લલિત વિગ્રહરાજ નાટક ને શિલાઓ ઉપર કોતરાવીને પોતાની બનાવેલી અજમેરની પાઠશાળામા—જેને હાલ ' ઢાઈ દિનકા ઝોપરા ' કહે છે તેમા—રખાવ્યા હતા પરમાર રાજા ભોજદેવની બંધાવેલી ધારાનગરીની સરસ્વતી કંઠાભરણ નામની પાઠશાળામાથી—જે હાલ " કમાલ મૌલા ' ના નામથી પ્રસિદ્ધ છે તેમાથી— કુમાર શતક કાવ્ય અને પારિજાત મંજરી નાટિકા આદિ પુસ્તકો શિલાઓ ઉપર કોતરેલા મળ્યા છે ગોડ લોકોએ ઉન્નત શિખર પુરાણ " નામનુ જૈન ( દિગંબર ) પુસ્તક બીજોલ્યા ( મેવાડમા ) ની પાસેના એક પથ્થર ઉપર વિ૦ સં૦ ૧૨૨૬ ( ઇ૦ સ૦ ૧૧૭૦ ) મા કોતરાવ્યુ હતુ જે હજુ સુધી સચવાયુ છે મેવાડના મહારાણા રાજસિંહે, રાજ પ્રશસ્તિ નામનુ ૨૫ સર્ગનુ કાવ્ય મોટી મોટી ૨૫ શિલાઓ ઉપર કોતરાવીને પોતે બનાવેલા ' રાજસમુદ્ર ' નામના મ્હોટા તળાવની પાળપર, તે શિલાઓ ચ્હોડાવી હતી જે હજી સુધી ત્યા હયાત છે

કુવામાંથી પણ નીકળી આવે છે કેટલાએક તામ્રપત્રો એક જ પત્રા ઉપર કોતરેલા હોય છે, પરન્તુ પ્રાચીન તામ્રપત્ર, ઘણીવાર વધારે પત્રા ઉપર કોતરેલા મળે છે, જેમાંથી પ્હેલું તથા છેલ્લું પત્ર અન્દરની એક જ બાજુએ કોતરેલું હોય છે અને બધા પત્ર કડીયોથી જોડેલા હોય છે તામ્રપત્ર ઘણેભાગે દાનના જ સૂચક હોય છે, જેમાં દાન કરનાર અને લેનારના નામ વિગેરે સિવાય, દાન દેનાર રાજા, સામન્ત વિગેરેના વંશની હકીકત પણ હોય છે અત્યાર સુધીમાં સેંકડો તામ્રપત્રો મળી આવ્યા છે —અપૂર્ણ

# સીમલામાં મળેલી વડી ધારાસભા.

લેખક—રા. મનસુખલાલ આત્મારામ માસ્તર, બી. એ., એલ્‌એલ્‌. બી.

## પ્રજામતનો વિજય.

ગયા સપ્ટેમ્બર માસમાં સીમલામાં મળેલી વડી ધારાસભા પ્રજામતના વિજયને માટે સ્મરણીય રહેશે. યુરોપમાં જ્યારથી યુદ્ધ શરૂ થયું ત્યારથી જગત્‌ની પ્રજાઓના સ્વમાન અને સ્વતન્ત્રતાના વિચારોમાં વધારે પ્રગતિ થઈ છે આ પ્રસંગે હિન્દે દર્શાવેલી રાજ્યભક્તિ, ન્હાની પ્રજાઓની સ્વતન્ત્રતા માટે ઈંગ્લાંડે આદરેલા ધર્મ્ય સમરાઙ્ગણમાં હિન્દના શૂરવીર સન્તાનોએ આપેલી આહુતિઓ તથા હિન્દે દ્રવ્યાદિથી કરેલી કિંમતી મદદ—આ સર્વથી બ્રિટનની પ્રજા હિન્દ પ્રતિ વધારે માન અને સમભાવની લાગણીથી જોતી શિખી હતી બ્રિટનના રાજદ્વારી પુરુષોએ સામ્રાજ્યમાં હિન્દને એક સમાન ભાગીદાર તરીકે સ્થાન મળવું જોઈએ એવા આશાજનક વચનો વારંવાર કહ્યા હતા હિન્દના સદ્‌ભાગ્યે આપણા નેતાઓ આ પરમ અવસરનું મહત્ત્વ અને નિમિત્ત સમજ્યા જગતમાં ઉદ્‌ભવેલી સ્વતન્ત્રતાની નવી ઊર્મિથી હિન્દનો આત્મા અસ્પૃશ્ય રહ્યો નહિ લખનૌની ઐતિહાસિક ભૂમિપર હિન્દે મુક્તકંઠે સ્વરાજ્ય માગ્યું હિન્દી નેતાઓ પ્રજાને સુધારાની યોજના સમજાવવા લાગ્યા તે વિષે પ્રજામત કેળવાતો ચાલ્યો સ્વરાજ્ય વિના હિન્દનો મોક્ષ નથી એ રહસ્ય હિન્દના આત્મામાં રમી રહ્યું સરકારને લાગ્યું કે હિન્દ પોતાનો નિશ્ચય ફેરવે તેમ નથી અધિકારી વર્ગમાં ભીતિ ઉત્પન્ન થઈ કે આ વાત ચાલશે તો દમાની વર્ષો થયા અનુભવેલી નિરંકુશ સત્તાનો અન્ત આવશે તેમણે હિન્દની માગણીઓ દાબી દેનારી રાજ્યનીતિ વાપરી હિન્દના સંરક્ષણ માટે યોજેલા ઉપાયનો પોતાની નિરંકુશ સત્તાના રક્ષણ માટે ક્રૂરતાથી ઉપયોગ કર્યો વાણીના, લેખનના, સભા ભરવાના સ્વાતન્ત્ર્ય-પર સખ્ત કાપ મૂક્યો સ્વરાજ્યની આ લડતમાં અગ્રભાગ લેનાર તથા તેને અપૂર્વ ગતિ આપનાર પરમ ભારતભક્ત મૈયા ભગવતી બીસાન્ટ તથા તેના મિત્રો મેસર્સ અરન્ડેલ અને વાડીયાને નજરકેદ કર્યા 'તમે સ્વરાજ્યને લાયક નથી, સ્વરાજ્ય

વામ અતિ દૂર છે, આ યુદ્ધને પ્રસગે આવી બાબતોમા તમારે મૌન રાખવુ જોઈએ' એવા ધમકીયુક્ત ઉપદેશવચનો પંજાબ, મદ્રાસ અને બંગાલના હાકેમોએ ઉચાર્યા, હિન્દને ખરી કસોટીનો વખત પ્રાપ્ત થયો સમસ્ત ભારતવર્ષમા પૂર્વે ન અનુભવેલી એવી હિમ્મતભરી, કાયદેસરની ચળવળ ચાલી રહી ભગવતી બીસાન્ટને મુક્ત કરાવો હિન્દ એક અવાજે પોકાર કરી રહ્યુ અધિકારીઓના કોપથી હિન્દનો આત્મા દબાયો નહિ હિન્દે પોતાનુ સ્વમાન સાચવ્યુ ગૌરવ વધાર્યું આત્મબળ પ્રગટિત કર્યું ભગવતી બીસાન્ટને નજરકેદમાથી નહિ છોડવો તો હમે સત્યાગ્રહની લડત ચલાવીશુ એવા ગણુા સ્થળેથી વાગવા શરૂ થયા પ્રારબ્ધયોગે મિ ચેમ્બરલેનની જગાએ મિ મૉન્ટેગ્યુની હિન્દી પ્રધાન તરીકે નિમણુક થઈ પરિણામે હિન્દની અપૂર્વ અશાતિની અસર સીમલાની શીતળ ટેકરી પર જણાઈ ભારતવર્ષની આ ચળવળમા લૉર્ડ ચેમ્સફર્ડની સરકારે આખરે હિન્દનુ ઐક્ય અને અનેરૂ આત્મબળ જોયા, અને પ્રજામતને માન આપીને છેલ્લા ૭ મહિના થયા અખત્યાર કરેલી રાજ્યનીતિમા યોગ્ય ફેરફાર કરવાનુ તેને યોગ્ય લાગ્યુ–તેમ કરવાની તેને ફરજ પડી પ્રજાની નજર સીમલા તરફ ખેંચાઇ રહી હતી લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર શુ કરે છે તે જાણવા અતિ આતુર બની હતી સીમલાનુ મૌન પ્રજાને સાલતુ હતુ આખરે તા ૫ મી સપ્ટેમ્બરને દિવસે સીમલાને વાચા ફુટી અને નામ ાર વૉઈસરૉયે પોતાનુ મૌન તોડ્યુ અધીરી અને અશાન્ત બની ગયેલી પ્રજાએ તેમા આશાના કિરણો જોયા ભગવતી બીસાન્ટ અને તેના મિત્રો નજરકેદમાથી છૂટ્યા સ્વરાજ્યનો મુક્તિમત્ર સ્વીકાર્યો વૉઈસરૉયે કહ્યુ કે "બ્રિટિશહિન્દને બ્રિટિશ સામ્રાજ્યના એક અગ તરીકે સ્વરાજ્ય આપવુ એ બ્રિટીશ રાજ્યનીતિનુ સાધ્ય છે એવા નિર્ણય ઉપર હમે આવ્યા છીએ " હિન્દ કસોટીમાથી પસાર થયુ પ્રજામતનો વિજય થયો આ પ્રસગે હર્ષ થાય એ સ્વાભાવિક છે પણ ભવિષ્યને માટે ઘણી સાવધતાથી કાર્ય કરવાની જરૂર છે હજી તો પ્રજાની લડતની માત્ર સાચી શરૂઆત થઈ છે મનુષ્ય સત્તા પ્રિય છે અધિકારીઓ પાસેથી હિન્દે સત્તા મેળવવાની છે અનેક નવા બળો આપણી સામે ઉભા થઈ-કસામા આવશે આ સર્વ માટે આપણે તૈયાર રહેવાનુ છે અને હિમ્મતથી, અડગ શ્રદ્ધાથી, અને અનેરા આત્મબળથી સ્વરાજ્યના નાવને હકારવાનુ છે

## વૉઈસરૉયનુ ભાષણ

તા ૫ મી સપ્ટેમ્બરે વડી ધારાસભાનુ કાર્ય શરૂ કરતા છેલ્લા ૭ મહિના થયા આ દેશમા ચાલતી જમાની રાજ્યનીતિમા આશાજનક ફેરફાર સૂચવનારૂ એક અતિ અગત્યનુ વૉઈસરૉયે ભાષણ કર્યું હતુ પોતાની રાજ્યનીતિ વિષે બોલતા તેઓએ ત્રણ બાબતો ઉપર ખાસ લક્ષ્ય ખેચ્યુ હતુ પ્રથમ આ દેશના બહાદુર સિપાઈઓએ યુદ્ધમા સામ્રાજ્યની જે કિમતી સેવા કરી હતી તેની યોગ્ય કદર કરવી બીજુ પ્રજાની જે મોટી ફરીયાદો હોય તે દૂર કરવા પ્રયત્નો કરવા અને ત્રીજુ હિન્દમા બ્રિટિશ રાજ્યનીતિનો અન્તિમ હેતુ શુ છે તેનો નિર્ણય કરવો તથા તે સાધવાને માટે યોગ્ય માર્ગો યોજવા.

તેઓએ કહ્યુ કે લશ્કરના હિંદી ઓફિસરોના પગાર વધારવામા આવ્યા છે પેન્શનપર મળતા ભથ્થાનો દર વધાર્યો છે પેન્શનના રમા સારો ઉમેરો કર્યો છે કેટલાક બહાદૂર યોદ્ધાઓને જમીનની જાગીર આપવાની યોજનાનો વિચાર ચાલે છે હિંદી સીપાઈઓને માટેની હૉસ્પીટલોની યોજના વધારે સગવડવાળી કરી છે હિંદી લશ્કરના ઓફિસરોના પુત્રોની કેળવણીને માટે એક નવી સંસ્થા ઉભી કરવામા આવશે પણ સૌથી અગત્યનો ફેરફાર તો એ છે કે હિંદીઓને માટે લશ્કરમા નામદાર રાજાનુ કમીશન મેળવવાનુ દ્વાર ખુલ્લુ મુકાયુ છે, અને નવ જણને તેમા કમીશન આપવામા આવ્યા છે આથી હિંદના માનમા વૃદ્ધિ થઈ છે

સામ્રાજ્યમા હિંદના સ્થાન વિષે બોલતા વૉઇસરૉયે જણાવ્યુ હતુ કે તેમા ઘણો સારો ફેરફાર થયો છે આ વર્ષની શરૂઆતમા લંડનમા યુદ્ધને લગતી એક ખાસ પરિષદ બોલાવવામા આવી હતી અને તેમા હિંદને સ્થાન આપવામા આવ્યુ હતુ તેમ જ દર વર્ષે સામ્રાજ્યની એક કૅબીનૅટ મળશે અને હિંદના પ્રતિનિધી તેમા પણ હાજર રહેશે હિંદના દરજ્જામા આથી વધારો થયો છે તે હમે સ્વીકારીએ છીએ પરન્તુ હિંદને પોતાના હાથની પસંદગીનો પ્રતિનિધી મોકલવાનો હક્ક મળવો જોઈએ એવો હમારો આગ્રહ અભિપ્રાય છે

કાપડના ઉપર નાખવામા આવતી જકાત, તથા મજુરનો બહારથી પરદેશ જતા મજુર સંબંધમા હમે હમારાથી બનતુ કર્યુ છે અને તે બાબતમા હિંદનુ હિત ભવિષ્યમા સંપૂર્ણ રીતે જાળવવામા આવશે, એમ વૉઇસરૉયે જણાવ્યુ હતુ

શસ્ત્રના કાયદા સંબંધી બોલતા નામદાર વૉઇસરૉયે કહ્યુ કે હિંદના સંતાનોને માન તેમની જાતિ કે રંગને લીધે તેમાથી બાતલ રાખવામા નહિ આવશે અને હિંદના સંતાનોને શસ્ત્ર ધરવાની પરવાનગી કેવી રીતે આપવી તે યોજનાનો હમે વિચાર કરીએ છીએ જગતમા કોઈ પણ સુધરેલી પ્રજા એવી નથી કે જેના બાળકોને શસ્ત્ર ધરવાનો હક નહિ હોય શસ્ત્ર નહિ ધરવાનું માન હિંદના બાળકોને એકલાને જ છે માતૃભૂમિના સંરક્ષણને અર્થે અને સામ્રાજ્યની સેવા કરવાને માટે હિંદના પુત્રોને આશા છે કે હવે લાંબો વખત સુધિ નિઃશસ્ત્ર નહિ રાખવામા આવશે

પણ મૉન્ટેગ્યુના ભાષણનો તે ભાગ હમેશાને માટે સ્મરણીય રહેશે કે જેમા તેઓએ કહ્યુ કે "બ્રિટીશ હિંદને બ્રિટીશ સામ્રાજ્યના એક અંગ તરીકે સ્વરાજ્ય આપવુ એ બ્રિટીશ રાજ્યનીતિનુ સાધ્ય છે એવા નિર્ણયપર હમે આવ્યા છીએ ' ઈંગ્લાંડની સરકારે દર્શાવેલી રાજ્યનીતિ અને હમારી રાજ્યનીતિ લગભગ એક સરખી જ છે આ સાધ્ય સિદ્ધ કરવાને માટે વૉઇસરૉયે ત્રણ માર્ગો બતાવ્યા હતા પ્રથમ સ્થાનિક સ્વરાજ્યમા પ્રજાનુ તત્વ વધારેને વધારે દાખલ કરવુ અને તેની પ્રગતિને નવો વેગ આપવો બીજો માર્ગ એ છે કે હિંદના રાજ્યતંત્રની જવાબદાર પદવીઓપર હિંદના સંતાનોને વધારેને વધારે નીમવા આ વિષયપર બોલતા વૉઇસરૉયે કહ્યુ હતુ કે "બનો કામની સ્વતંત્રતા જેવુ બીજુ કાંઈ પણ અનુભવ અને જ્ઞાન મેળવવાનુ

દ્વાર નથી" નિરંકુશ સત્તાના મોહમા ફસાયેલા અધિકારીઓ આ વાક્યને સ્મરણમા રાખશે ખરા? રાજ્યશાસનમા હિન્દના સંતાનોનુ તત્વ વધારવાનુ એક કારણ નામદાર વૉઇસરૉયે એ આપ્યુ કે તેમાથી આપણે ધારાસભાને માટે અનુભવી પુરુષો મેળવી શકીશુ અને જેઓ પોતાની કેળવેલ બુદ્ધિનો લાભ ધારાસભાને આપી શકશે આ વચનને હમે શકાની નજરે જોઈએ છીએ કારણ કે આખા હિન્દની માગણી એ છે કે પ્રજાની પસંદગીથી ચુંટાયેલા પ્રતિનિધીઓની જ ધારાસભામા અતિ બહુમતી હોની જોઈએ અને નહિ કે હાલ જેમ છે તેમ અધિકારી વર્ગની તેમ એ પણ ખરૂ નથી કે રાજ્યશાસનના અનુભવવિના પ્રજાના પ્રતિનિધીઓએ ધારાસભામા ઉપયોગી કામ કર્યુ નથી સ્વ ગોખલે સ્વ સર ફીરોજશાહ, અને મદનમોહન માલવીઆ જેવા દેશભકતોનુ કાર્ય રાજ્યશાસનમા વર્ષો થયા અનુભવ મેળવનાર કયા સરકારી અધિકારી કરતા ઓછુ વ્યાપક—ઓછુ કિંમતી કે ઓછુ કાર્યસાધક છે?

ત્રીજો માગ ધારાસભાના બંધારણ સમ્બન્ધી છે આ વિષે નામદાર વૉઇસરૉયે શુ કરવુ જોઈએ તે કહ્યુ નથી, પણ એટલો સંતોષ આપણે લઈશુ કે આ ત્રણે માગોપર એકી વખતે પ્રયાણ કરવાનો તેમની સરકારે નિશ્ચય કર્યો છે આ વિષય પર તેઓ નામદારે જો વિશેષ પ્રકાશ પાડ્યો હતે તો ઘણો લાભ થતે પરન્તુ એ વિષે કઈ પણ દિશા સૂચન કર્યુ નથી

વૉઇસરૉયે ત્યાર પછી મ્યુનીશન બૉર્ડે શુ કામ કર્યુ હતુ હિન્દના ન્હાના ઉદ્યોગ ઉદ્યોગને પોષવાને માટે તેણે શુ પગલા ભર્યા હતા તથા ભવિષ્યમા તે કેવુ કામ કરશે એ વિષે લબાણથી વિવેચન કર્યુ હતુ હાલની લડાઈમા માણસ વસ્તુઓ વિગેરે કેવી રીતે મોકલાવ્યા છે તે સબધી મ્યુનીશન બોર્ડે કેવુ કાર્ય કર્યુ છે તે પણ જણાવ્યુ હતુ

મિસીસ બીસાન્ટના સમ્બધમા તેઓ નામદારે સર વીલીયમ વીન્સેન્ટે આપેલા જવાબને અનુમોદન આપી કહ્યુ હતુ કે મદ્રાસની સરકારે તે પગલુ ઘણી જ અનિચ્છાએ ભર્યુ હતુ આ પ્રકરણ હવે બંધ થયુ છે એટલે એમા હમે કશાનો ઉમેરો માગતા નથી તથાપિ સરકારને જો એવી ખાત્રી થશે કે મીસીસ બીસાન્ટ અને તેના મિત્રો યુદ્ધ સુધી ઉગ્ર અને બીન કાયદેસર લડતને ચલાવશે તો તેઓને નજરકેદમાથી મુક્ત કરવાની મદ્રાસની સરકારને ભલામણ કરશે એવી સરત જો નહિ ઉમેરી હોત તો સરકારના આ દૂરઅન્દેશી ભરેલા પગલાની શોભામા વૃદ્ધિ થતે પણ 'બ્રોક્રીજ-હેલી'ની આરાધના કર્યાવિના અધિકારીઓને કેમ ચાલે?

ભાષણના અતમા નામદાર વૉઇસરૉયે હિન્દી સભાસદોને લાગણી ભરી વિનતી કરી હતી તેઓએ હિન્દી સભાસદોને તેઓના શબ્દોમા વિશ્વાસ મૂકવાને લાગણીથી માગણી કરી હતી, અને અંતમા કહ્યુ હતુ કે ચાલો આપણે મિત્રો તરીકે એમાથી એક બીજા પરનો અવિશ્વાસ કહાડી નાખીએ અને જે ગમ્ભીર રાજ્યદ્વારી પ્રશ્નો તપાસવાના છે તેનો હિન્દનુ હિત શામા છે અને હિન્દને ન્યાય શાથી મળશે તેના વ્યાવહારિક દ્રષ્ટિબિંદુથી તપાસીએ હિન્દ આ આમત્રણ સ્વીકારે છે અને આશા રાખે છે કે નામદાર મૉન્ટેગુ અત્ર પધારે તે વખતે શાંત વાતાવરણ ઉત્પન્ન કરવાને માટે સરકાર સર્વ રાજ્યદ્વારી કેદીઓનો હવે તરતમા છુટકારો કરશે

ચન્દ્રકાન્ત ભાગ ૧ લો રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

નામદાર વૉઇસરૉયનુ ભાષણ આહ્લાદજનક છે પ્રજામતના ગર્જનાના તેમા પડઘા થોડા ઘણા પડ્યા છે પરતુ જ્યા સુધી શબ્દોની કાર્યમા સંક્રાંતિ ન થાય ત્યા સુધી હિન્દે પોતાના પ્રયત્નો ચાલુ જ રાખવાના છે ઈંડિઅન ડીફેન્સ ઍસોસીયેશન જેવા બીજા બંડો આપણા માર્ગમા પ્રતિબન્ધો નાખશે તેથી સાવધ રહેવાનુ છે તે ભૂલવુ નહિ જોઈએ આપણે નામદાર મૉંટેગ્યુને જણાવવાનુ છે કે સુધારાની યોજના એ સમસ્ત હિન્દની માગણી છે

## પબ્લીક સર્વીસ કમીશનની ભલામણો

વડીધારા સભામા લાવવામા આવેલા જે ઠરાવોએ પ્રજાનુ ખાસ ધ્યાન ખેંચ્યુ છે તે પબ્લીક સર્વીસ કમીશને કરેલી ભલામણોને લગતા છે હિંદી સંતાનોને હિન્દની જાહેર નોકરીમા દાખલ થવાની અનુકૂળતાઓ મળે તથા તેમા વધારે સખ્યામા દાખલ થઈ શકે તેવા માર્ગો યોજવાની કમીશનને વિચાર કરવાનો કહેવામા આવ્યો હતો પરતુ કમીશને એવી ભલામણ કરી છે કે હિન્દના રાજ્યતંત્રનુ બ્રિટીશપણુ જાળવી રાખવાને માટે હિન્દી સનદી નોકરીમા તથા પોલીસખાતામા અંગ્રેજોનુ પ્રધાનપણુ રહેવુ જોઈએ સનદી નોકરી હજ્જાઓ હિન્દમા એકી વખતે લેવાવી જોઈએ તે સામે તેઓએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો સનદી પરીક્ષામા દાખલ થવાની વય હાલ ૨૨ થી ૨૪ વર્ષની છે તે વધારી તેઓએ ૧૭ થી ૧૯ ની કરી છે તથા બીજી એક એવી સરત ઉમેરી છે કે સનદી નોકરીમાટે પરીક્ષા આપનાર ઉમેદવારે ઓછામા ઓછા ત્રણ વર્ષ ઈંગ્લાડની કોઈ હાઈસ્કુલમા અભ્યાસ કરેલો હોવો જોઈએ તે ઉપરાત બીજી ભલામણ એવી કરી છે કે સનદી નોકરીમા દાખલ થવાને માટે હિન્દમા એક એનાથી પરીક્ષા લેવી અને તેમા સનદી નોકરીમા જેટલી જગાઓ હોય તેમાથી ચોથો ભાગ હિન્દમા પસાર થતા વિદ્યાર્થીઓને માટે રાખવો આ ચારે ભલામણો વિરૂદ્ધ ઠરાવો લાવવામા આવ્યા હતા અને તે એક બીજાની સાથે એવી રીતે તો જોડાયલી છે કે તેનો આપણે સાથે જ વિચાર કરશુ

પ્રથમ હિન્દના રાજ્યતંત્રનુ બ્રિટીશપણુ જાળવી રાખવાને હિંદી સનદી નોકરી તથા પોલીસ ખાતામા અંગ્રેજોનુ પ્રાધાન્યપણુ જોઇએ તેનો વિચાર કરીએ અત્યારસુધી ૧૮૩૩ના વર્ષથી જે ખરીતા બ્હાર પડ્યા છે તેમા તથા ૧૮૫૮ ના વર્ષમા મહારાણી વીક્ટોરીયાએ જે સ્મરણીય ઢંઢેરો બ્હાર પાડ્યો હતો તેમા જાતિ ધર્મ કે રગના ભેદને લીધે હિન્દી નોકરીના દ્વાર બધ નહિ કરવામા આવશે એવુ સ્પષ્ટ શબ્દોમા જણાવ્યુ છે સાચી લાયકાત એજ નોકરીમા દાખલ થવાનુ દ્વાર રહેશે પરતુ કમીશને આ બધા ખરીતા અને ઢંઢેરાને કાગળના કટકા સમાન ગણ્યા હોય એમ લાગે છે અને હિન્દી નોકરીઓના પ્રશ્નમા એક ભયકર તત્વ દાખલ કરવાની ભલામણ કરી છે ! સનદી નોકરી અને પોલીસ ખાતામા અંગ્રેજોનુ પ્રધાનપણુ શા માટે હોવુ જોઇએ ? કમીશન જવાબ આપે છે કે હિન્દના રાજ્યતંત્રનુ બ્રિટીશપણુ જાળવી રાખવાને માટે એ બ્રીટીશપણુ તે શુ ? સ્વિમન, ન્યાય દષ્ટતા, વ્યવસ્થા અને સભ્યતા માટે અનુરાગ, આદિ ગુણોમા જો બ્રિટીશપણાનો સમાવેશ થતો હોય તો તે શુ હિન્દના

સતાનોમાં નથી*" પણ એ બ્રિટીશપણાનો સાચો ખ્યાલ આપણને સર બ્રે અને સર ડોનાલ્ડના ભાષણોમાથી મળી આવે છે બ્રિટીશપણુ એટલે અગ્રેજ વ્યાપારીઓએ અત્ર જે ધન પાથર્યુ છે અને પોતાનાં જે સ્વાર્થો ઉભા કર્યા છે તે તેઓના લાભાર્થે જાળવી રાખવાની શક્તિ કારણ કે સર બ્રે કહે છે કે હમે જે ધન અહીંયા રોકયુ છે તે બરાબર સચવાઈ રહેશે તથા હમારા વ્યાપારીઓના હિતને કંઈ પણ નહિ નુકશાન થાય તે માટે ખાત્રીથી જો તમે અગ્રેજ લોકોનુ સનદી નોકરીમા અને પોલીસ ખાતામા વિરોધ તરત નહિ રાખો તો ? સર વીલીયમ બીન્સેન્ટે પણ કહ્યુ હતુ કે અગ્રેજ વ્યાપારીઓએ જ્યારે આ દેશમા પોતાનુ ધન પાથર્યું ત્યારે એવી ખાત્રી આપવામા આવી હતી હમે દીલગીર છીએ કે આવી વિચિત્ર અને હાનિકારક દલીલને સર વીલીયમ બીન્સેન્ટે ટેકો આપ્યો હતો હમે તેને પુછશુ આવી ખાત્રી ક્યારે, કોણે અને કઈ સત્તાને આધારે આપી હતી ? શુ હિન્દના તેત્રીસ કરોડ માણસોના સ્વાર્થ અને Stakes કરતા મુઠ્ઠી ભર અગ્રેજી વ્યાપારીઓની Stakes વધારે છે ? આ દલીલ સામે હિન્દના પ્રતિનીધિઓએ વ્યાજબી પોકાર ઉઠાવ્યો હતો

બીજી વિચિત્ર દલીલ એવી લાવવામા આવી હતી કે જો હિન્દના સતાનોનુ તત્ત્વ સનદી નોકરીમા તથા પોલીસ ખાતામા વધ તો દેશમા જોઈએ તેટલી શાન્તિ નહિ રહેશે એમ કહેવામા આવ્યુ હતુ કે બગાળામા જો કોઈ મદ્રાસનિવાસી હિન્દુ અધિકાર પદપર આવે, અથવા પજાબમા કોઇ મુંબઈગરો તેની પદવી શોભાવે, તથા નૉર્થ વેસ્ટર્ન પ્રૉવીન્સમા જો કોઇ બ્રાહ્મણ તેવા સ્થાનપર બીરાજે તો તે તે જગાઓએ જોઈએ તેટલી શાન્તિ ન રહેશે અને લોકોમા ઘણો અસતોષ ફેલાશે ! પોતાના દેશબાધવો કરતા હિન્દીઓ યુરોપીઅનોને વધારે પસદ કરશે ! આના ઉપર ટીકા કરવી નકામી છે ખરી વાત તો એ છે કે જે સત્તા અગ્રેજો પોતે અત્યારે ભોગવે છે તે તેઓના હાથમાથી જતી રહેતી જોવાનુ તેઓ ઇચ્છતા નથી આવુ "બ્રિટિશપણુ" હમારે જોઈતુ નથી હમારે તો હમારા રાજ્યતત્રમા બ્રિટિશ પ્રજાના લાક્ષણિક ગુણો આણવા છે અને તેને હિન્દી બનાવવુ છે પરતુ આ ભલામણની સામેનો ઠરાવ સરકારે સ્વીકાર્યો નહોતો

હિન્દમા ઇગ્લડમા સનદી નોકરીની પરીક્ષા એકી વખતે લેવાવી જોઈએ એવો ઠરાવ મી માલવીયાએ લાવ્યા હતા પણ સરકારની બહુમતીથી તે પણ રદ ગયો હતો ૧૮૯૩ મા આમની સભાએ તેવી રીતની પરીક્ષા લેવાનો ઠરાવ પસાર કર્યો હતો જ્યારે ૧૯૧૭ મા કમીશને તેની વિરુદ્ધ મત દર્શાવ્યો હતો ! હિન્દી નોકરીઓની પરીક્ષા હિન્દમા જ લેવાવી જોઈએ એજ પ્રથા કુદરતી હોઈ શકે તે માટે ૬૦૦૦ માઈલ દૂર, હજારો રૂપીયા ખર્ચીને જવાની હિંદીઓને શા માટે ફરજ પાડવામા આવવી જોઈએ ? આ પ્રશ્ન વિષે સમસ્ત હિન્દનો એકજ અભિપ્રાય છે છતા પરીક્ષાના સવાલો જણાઈ જાય તથા મુખની પરીક્ષા ઠેકી રીતે લઈ શકાય તથા એવી પરીક્ષા લેવામા આવે તો હિન્દી તત્ત્વ રાજ્યશાસનમા વધારે દાખલ થાય એના ભયથી હિન્દને આ કુદરતી હક બક્ષવામા આવનો નથી ! હાલ હિન્દી સનદી નોકરીમા માત્ર ૧૦ ટકા

* ચન્દ્રકાન્ત ભાગ ૩ જો રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

જેટલાજ હિન્દીઓ છે અને કાલથી જો એ પરીક્ષા હિન્દમા લેવામા આવે તોપણ ૩૦ વર્ષ સુધીનો અગ્રેજોનુ જ પ્રાધાન્યપણુ રહે તે છતા એક બાજુ હિન્દના પ્રતિનીધિઓએ અને બીજી બાજુ બધા અગ્રેજોએ મત આપ્યો હતો હિન્દે સમજવાનુ છે કે અધિકારી વર્ગ પોતાની સત્તા છોડવા તૈયાર નથી વાણીમા હકોની વાતો થાય, પણ કાર્યમા તો પોતાની સત્તા જ જાળવી રખાય

કદાચને એવી વખતે ઇગ્લાડ અને હિન્દમા પરીક્ષા લેવાની હિન્દની માગણી આખરે નજ સ્વીકારવામા આવે તો કમીશને હિન્દમા જે એવાયદી પરીક્ષા લેવાનું સૂચવ્યુ છે તેમા હિન્દીઓને સનદી નોકરીની જગાના ચોથા ભાગને બદલે અડધો ભાગ મળવો જોઇએ એવી માગણી મી માલવીયાએ કરી હતી હમે તો પરીક્ષાની આવી પદ્ધતીની વિરૂદ્ધ છીએ તો પણ જો આખરે એવાયદી પરીક્ષા લેવાનુ ઠરે તો તો પછી નોકરીની સખ્યાનો અડધો ભાગ હિન્દને મળવો જોઈએ એ ખરેખર ન્યાયી માગણી છે પરતુ તે પણ સરકારની બહુમતીથી રદ ગઈ હતી

સનદી નોકરીની પરીક્ષામા દાખલ થવાની વયના સમન્ધમા સર વીલીયમ વીન્સેન્ટે ઘણો આશાજનક જવાબ વાળ્યો હતો અને તે વિષે હિન્દી સતાનોના હિતો સપૂર્ણ રીતે જાળવવાની ખાત્રી આપી હતી એજ આ ચર્ચામા કઈ સતોષ લેવા જેવો સમય મળ્યો હતો બાકી તો સરકારે પોતાના વિચાર બાધ્યા નથી અને પ્રજાના પ્રતિનિધિના ઠરાવો સ્વીકારી શકતી નથી એવી જ દલીલના પડઘા સભળાતા હતા

આ આખી ચર્ચા પરથી એટલુ તો સ્પષ્ટ જણાય છે કે આપણે આપણી લડતો હજી ઘણી હિંમતથી વેગથી લડવાની છે

---

# વર્તમાન ચર્ચા.

લેખક—રા ચન્દ્રશકર નર્મદાશકર પડયા, બી એ એલએલ બી

**૧. કૉંગ્રેસના પ્રમુખ તરિકે મિસિસ બેસન્ટની પસદગી.**

હિન્દના રાજકીય ઉદ્ધારના પવિત્ર સમારભોમા જેઓ કાંઈ પણ રસ લેતા હશે તેઓ કૉંગ્રેસમા રસ લેતા હશે, અને જેઓ કૉંગ્રેસમા રસ લેતા હશે તેઓને કલકત્તામાં ભરાનાર કૉંગ્રેસની રીસેપ્શન કમિટીની બેઠક વખતે બનેલા શોચનીય બનાવોથી શોક અને ચિન્તા થયા વિના ભાગ્યે રહ્યા હશે એ શોચનીય બનાવો હવે તો વીસરી જવાના જ છે, એટલે એ વિષે અમ્હે કાંઈ પણ કહેવા માગતા નથી. એટલું જ કહેવુ બસ છે કે જેઓએ બને પક્ષો સમાધાન કરવામા ભાગ લીધો હોય તેઓને જેટલો ધન્યવાદ અપાય તેટલો ઓછો છે એ સમાધાનને અગે રાય બૈકુંઠનાથ સેન રીસેપ્શન કમિટીના પ્રમુખરૂપે કાયમ રહેશે અને

મિસિસ બેસન્ટ કૉંગ્રેસના પ્રમુખરૂપે ચૂંટાશે આ સમાધાન અમને સવિશેષ સ્તુત્ય એટલા માટે લાગે છે કે જો કોઈ પણ પ્રસંગે પક્ષાપક્ષી દૂર કરી દેશનો એક જ અવાજ ગજાવવાની વધારેમાં વધારે જરૂર હોય તો તે આ પ્રસંગે હતી કે જ્યારે હિન્દી પ્રધાન મિ મૉન્ટેગ્યુ હિન્દની રાજકીય સ્થિતિની જાતે તપાસ કરવા આવે છે સંયુક્ત હિન્દની સફલતા જેટલી ચોક્કસ છે તેટલી જ વિભક્ત હિન્દની નિષ્ફલતા પણ ચોક્કસ સમજવી પોતાના રાજકીય સાધ્યની તેમ જ સાધનસામગ્રીની બાબતમા હિન્દીનાનોમા એકમત નથી એટલું જ નહિ પરન્તુ પરસ્પર વિરોધ છે એવો સરકાર મિ મૉન્ટેગ્યુના મન ઉપર પડયો હોત તો હિન્દને કેટલી ભયંકર હાનિ થાત એની કલ્પના કરતા પણ હિન્દહિતૈષી કમ્પ્યા વિના ભાગ્યે રહેશે અંગ્રેજીમા કહેવત છે તે પ્રમાણે *"All's well that ends well"* અમને ખાત્રી છે કે મિસિસ બેસન્ટ એવા શાણા છે અને એટલા હિન્દી હિતૈષી છે કે બની ગયેલા બનાવો ઉપર તેઓ પડદો નાખશે અને હિન્દને ત્હેના કાર્યમાર્ગ ઉપર ચઢાવવા તરફ જ તેઓ નજર રાખશે

## ૨. મિ મહમદઅલી અને મિ શૌકતઅલી

વડી ધારાસભામા નામદાર વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડનું સમાધાનકીન વ્યાખ્યાન થયું ત્યારથી નજરકેદ થએલા શ્રીપુરુષોમાથી મ્હોટા ભાગને પોતાની સ્વતંત્રતા પાછી આપવામા આવશે એવી આશા સ્વાભાવિક રીતે હિન્દના સર્વ વિભાગોમા પ્રસરી હતી કરતીક દિવસો પછી મિસિસ બેસન્ટ, મિ ઍરન્ડેલ અને મિ વાડીયાને નજરકેદમાથી છોડવામા આવ્યા ત્યારે મિ મહમદઅલી અને મિ શૌકતઅલીને પણ છોડવામા આવશે એમ ધારવામા આવ્યું હતું કમનશિબે એ ધારણા પાર પડી શકી નથી, એટલું જ નહિ, પરન્તુ મિ વિન્સેન્ટે ઉલટું કાંઈ એવું કહ્યું છે કે જે મિ મહમદઅલી અને મિ શૌકતઅલી ઉપર ગંભીર આરોપરૂપ લેખાય મિ વિન્સેન્ટનું કહેવું એવું છે કે "મિ મહમદઅલી અને મિ શૌકતઅલી સામ્રાજ્યના શત્રુઓ તરફ દિલસોજી રાખે છે, અને તેથી સરકાર ત્હમને નજરકેદમાથી છોડી શકે તેમ નથી" આ ગંભીર આરોપ સાધાર હોય એવું સ્વીકારતા પૂર્વે સબળ પુરાવાની અમને જરૂર લાગે છે, કારણ કે અમનદાગેના વચનોને વેદવાક્ય તરીકે અંગીકાર ન કરવાનું તેઓએ જ શીખવ્યું છે "ઇસ્લામને બેવફાદાર થયા વિના સામ્રાજ્ય તરફ જેટલી વફાદારી બતાવાશે તેટલી હુ બતાવીશ" એ શબ્દોમા મિ વિન્સેન્ટને દુશ્મનો તરફની દિલસોજી જણાતી હશે તેવી હિન્દીનાનોને જણાતી નથી ત્હેમા યે મિ મહમદઅલી અને શૌકતઅલીની શરીર માતાનો તથા મહમુદાબાદના રાજાનો ખુલાસો વાચ્યા પછી તો મિ વિન્સેન્ટે મૂકેલા ગંભીર આરોપ પુરવાર કરવાની માગણી વધારે જોરથી કરવા જેવી છે નામદાર વૉઇસરૉયે ઇચ્છા દર્શાવી છે કે મિ મૉન્ટેગ્યુ આવે ત્યારે હિન્દમા શાન્તિ વ્યાપી રહેવી હોવી જોઇએ, જેથી મિ મૉન્ટેગ્યુને ખરી સ્થિતિનો ખરો ખ્યાલ આવી શકે અમ્હારે કહેવું જોઈએ કે જ્યા સુધી મિ મહમદઅલી અને મિ શૌકતઅલી છૂટ્યા નથી ત્યા સુધી

એ ઇચ્છા પૂરી ભાગ્યે પાડશે એવી અમને ભીતિ છે માટે નજરકેદીઓને છોડી દેવાની સારા દેશની માગણીમાં અમ્હે પણ અમ્હારો નમ્ર સૂર પૂરીએ છીએ.

### ૩. ઍંગ્લો-ઇન્ડિયનોનું અસૂયાવૃત્તિ.

હાલની નાતોને માટે એક એવી ફરિયાદ વ્યાજબી રીતે કરવામાં આવે છે કે કોઈ સાદા માણસને સુધારવાના સત્કાર્ય માટે સતાવવાના પ્રસંગો સિવાય તેઓ ભાગ્યે એકઠી થાય છે, તેમ જ તેથી પણ વધારે વ્યાજબી રીતે ઍંગ્લો-ઇન્ડિયનોના સંબંધમાં ફરિયાદ કરવા જેવી છે કે હિન્દીઓ પોતાના વ્યાજબી હકોની જ્યારે જ્યારે માગણી કરે છે, ત્યારે ત્યારે ત્હેમની સ્હામે પ્રતિવાદીઓ તરીકે ઉભા થવા વિના ભાગ્યે જ તેઓ રાજકીય બાબતોમાં રસ લે છે. રાજકીય બાબતો તરફની ત્હેમની બેદરકારી જેમ સ્હેલાઈથી સમજાય તેમ છે તેમ ત્હેમના હાલના ગોરખધંધાનું રહસ્ય પણ કાંઈ ગૂઢ નથી. ત્હેમના જ જાતિબન્ધુઓ સત્તાધીશો રહ્યા એટલે ત્હેમની સગવડ માટે હિન્દની તીજોરી કુબેરભંડારીના ભંડાર જેવી ભરપૂર હોય છે, એ તો માત્ર હિન્દીઓની માગણીઓ તૃપ્ત કરવાની વાત હોય ત્યારે સરકાર નાદાર બની જાય છે. આવી સ્થિતિમાં ઍંગ્લો-ઇન્ડિયનો શું કામ રાજકીય બાબતોમાં રસ લે? હિન્દની માગણીઓ વ્યાજબી છે કે ગેરવ્યાજબી, હિન્દીઓ શું માગે છે અને શું નથી માગતા, હિન્દીઓ ત્હેમના કરતા સામ્રાજ્યનિષ્ઠામાં કોઈ રીતે કમ નથી એ બધું જોવાની ત્હેમને શી દરકાર છે? હિન્દે હોમરૂલ માગ્યું એટલે બિચારાની કમબખ્તી, હિન્દે સામ્રાજ્યના અન્ય અંગોના સમાન સ્વરાજ્ય માગ્યું એટલે બિચારાના ભોગ. આયર્લંડમાં જેવું અલ્સ્ટર તેવું હિન્દમાં ઍંગ્લો-ઇન્ડિયા. મિસિસ બેસન્ટના લખાણો જો સખત હોય તો ઍંગ્લો-ઇન્ડિયન પત્રોના લખાણો તો નરમ હશે! ઈલ્બર્ટબિલ વખતે લૉર્ડ રિપનને અને હાલમાં મિ. મૉન્ટેગ્યુને આપવામાં આવેલા વિશેષણો ઍંગ્લો-ઇન્ડિયાને શોભે તેવી સભ્યતાથી અલંકૃત છે! ગામડી લોકોની ગામડી પણ સચોટ ભાષામાં તો " સાસુ ભાગે તે કલેડાં અને વહુ ભાગે તે ઠીકરાં " હિન્દીઓએ એટલી જ તપાસ રાખવાની છે કે ઍંગ્લો-ઇન્ડિયનોના શોરબકોર કરતાં વધારે સચોટ તૈયારીઓ કરી મિ. મૉન્ટેગ્યુને ખરી હકીકતથી આપણે વાકેફ કરવા.

---

# હમીર--હઠ.

લેખક —રા બળવંતરાય બુલાખીરામ ત્રિવેદી.

રજપુતસ્થાનના સૂર્યવંશી મહારાણાનો પરાભવ કર્યા પછી સુલતાન અલાઉદ્દીન ખીલજી ઉન્મત્ત બની ગર્વથી ફુલાઈ જઈ જનાનખાના સાથે શિકાર કરવા આજે નીકળ્યો હતો રાજધાનીથી ઘણે દૂર નીકળી આવ્યા પછી એક ધાડુ જંગલ દેખી સુલતાને તે સ્થળે મુકામ કરવા હુકમ કર્યો સુલતાન આજે અત્યન્ત આનંદમગ્ન હતો જનાનખાનામાની સર્વ સ્ત્રીઓને મરજીપ્રમાણે શિકાર કરવાની અને તેમની હોંસ પુરી કરવાને તેણે છુટ આપી હતી, અને તે માટે પોતાના ખુરી કાદેના વિશ્વાસુ નોકરો સાથે સુલતાનની સ્વારી આજે નગર બ્હાર નીકળી હતી

નગરબ્હાર ઘણે દૂર આવ્યા પછી જ્યા મનુષ્યનો પગરવ બીલકુલ ન હતો તેવા અરણ્યમા સુલતાને મુકામ કર્યો આવા નિર્જન સ્થળે પણ સુલતાન જનાનખાનાને પડદામા રાખવાનુ વિસરી ગયો નહી હુકમ થતા નોકરોએ ત્રણ ચાર માઈલના આશરાની જમીન ફરતી તેની આસપાસ કનાત બાંધી દીધી સુલતાને પોતાના જનાનખાનાની સ્ત્રીઓસહ તંબુમાંથી બ્હાર આવી શિકારીઓને હુકમ કર્યો કે તરતજ તેઓએ જંગલમા જઈ રાની પશુઓને છેડી તેમનાં રહેઠાણમાથી બ્હાર કાઢયા આ અરણ્યમા હિંસક પશુઓની અછત હોવાને લીધે હરણ, સાબર વિગેરે પશુઓને ઉશ્કેરી શિકારીઓએ કનાતની અંદર લાવી મુકયા હરણ અને સાબર આમ તેમ દોડાદોડી કરવા લાગ્યા કે તરતજ સ્ત્રીવર્ગ તેમની પુઠ પકડવા ઘોડા મારી મુક્યા

કનાતની અંદર શિકારીઓનુ મંગલ બરોબર જામી રહ્યુ હતુ અને સુલતાન એકચિત્તે મૃગયાની રમત જોતો હતો તેવામા જ એક તરુણ સુંદરી હરણની પુઠે પડતા છેક કનાત સુધી આવી પ્હોચી અને હરણની પાછળ તેણે પણ કનાત બ્હાર કુદકો માર્યો પણ કનાત બ્હાર તે જ સ્થળે એક દેખાવડો તરુણ વીર રજપૂત સૈનિક ઉભો હતો જેને જોતા જ હરણની પુઠે પડેલી તે સ્ત્રી ત્યા જ થંભી, અને હરણની પુઠ લેવાનુ વિસરી ગઈ સુંદરીના સ્વરૂપનુ દર્શન થતા જ સૈનિકની પણ તેવીજ દશા થઈ આવી રિતના સ્નેહાકર્ષણને લીધે એક બીજાની સન્નિધ આવી ઉભેલુ આ જોડુ પોતાની મનોભાવના મુખે મ્હોએ એક બીજાને જણાવતું હતુ ત્યાજ પાસેની ઝાડીમાથી એક સિંહ ગર્જના કરતો બ્હાર આવ્યો સિંહને જોતાજ તરુણીના હોશકોશ ઉડી ગયા વીર સૈનિકે તે સુંદરીને પોતાના ડાબા પડખામા રાખી " સુંદરી ! બ્હીશ નહી, આ સિંહ એક પગલુ આગળ વધે તે પ્હેલા તેની શી દશા થાય છે તે તો જો," એ ઉદ્ગાર સાથે તેણે એક બાણથી મર્મસ્થળ ભેદી નાખી સિંહને જમીનપર પાડ્યો સુંદરીને આ તરુણ પુરુષની સમયસૂચકતા અને વીરતા જોતા આશ્ચર્યસાથે કુતૂહલ ઉત્પન્ન થયુ પણ વીર સૈનિકે પોતાના પરાક્રમ બદલ એક હરફ પણ કાઢ્યો નહી એટલું જ નહી પણ આ પરાક્રમથી તેના ચ્હેરા ઉપર કોઈ જાતની વિક્રીયા પણ થયેલી જણાઇ નહી. સિંહનું જમીન પર પડવુ થયા પછી એક જ વાર આ સુંદરી પ્રતિ પ્રેમપૂર્ણ દ્રષ્ટિએ તેણે જોયું પણ

તરતજ મનને કાબુમાં રાખી પહેરો ભરવાના સ્થળ ઉપર આવી ઉભો રહ્યો. આ તરફ રાણી પણ ઓઢીવાર ન રોકાતા કનાતની અંદર ગઈ

સંધ્યા સમય થવા આવ્યો અને સુલતાને સ્વારી મુકામ ઉપાડવા આજ્ઞા કરી જનાનખાનાની સ્ત્રીઓનુ પરાક્રમ જોઈ બાદશાહને ઘણો જ આનંદ થયો હતો અને તેથી તે દિવસની રાત્રિએ પોતાની માનીતી બેગમોના અને કેટલીક પસંદગીની સ્ત્રીઓના મેહેલમાં જઈ તેમની મુલાકાત લીધી આખરે તે બહાદુર સુંદરીના મેહેલમા આવી રત્નજડિત આસન ઉપર બેસી સુંદરીને સતાર ઉપર એકાદ મનગમતો રાગ ગાઈ સંભળાવવા ફરમાવ્યુ આજે સુંદરીનુ મન તેના હાથમા ન હતુ પ્રસન્ન ન હતુ છતા સુલતાનના હુકમને માથે ચઢાવી સતાર વગા



અલ્લાઉદ્દીનના જનાનખાનાની સ્ત્રીઓ કનાતની અંદર શિકાર કરે છે હરણની પુઠે લાગેલી સ્ત્રી કનાતની બહાર જાય છે મદન રાઉતનુ આશ્ચર્ય ચકિત થવુ

ડવા લાગી પણ દરમિયાન તે આસનની નીચેથી એક ઉંદર બહાર આવી ભયથી આમ તેમ નાસવા લાગ્યો આ જોતાં જ સુલતાને પોતાનુ ધનુષ્ય સજ્જ કરી એક તીર ફેંકી તે ઉંદરને મારી નાખ્યો આ પરાક્રમથી સુલતાન રાજી થઈ તે સુંદરી આગળ પોતાના પરાક્રમની બડાશો અને સ્તુતિ કરવા લાગ્યો પરંતુ જેમજેમ સુલતાન પોતાના પરાક્રમો મોટું મોટું રૂપ આપી વખાણ કરતો ગયો તેમતેમ સુંદરીનુ હસવુ વધતુ ગયુ તે એટલે સુધી કે આખરે તે ખડખડ મોટેથી હસી પડી આ જોઈ સુલતાનના મનને સંતાપ થવા લાગ્યા અને તે જખવાણો પડી ગયો તેણે તેને હસવાનુ કારણ પુછ્યુ પણ તે કારણ તેને જણાવવા જેવુ ન હોવાથી સુંદરી મૌન ધારણ કરી મૂંગી જ બેસી રહી પરન્તુ સુલતાનનો

દરબાર જાણનારીએ તેને ગમે તેમ સમજાવી બીજે દિવસે હમવાનુ કારણ જણાવવાનુ વચન આપ્યુ સુલતાન આથી અતિ ખિન્ન હ્રદયે મેહેલમાથી વિદાય થયો

સુલતાનના ક્રોધથી અને તેના ક્રૂર સ્વભાવથી આ સુન્દરી અજ્ઞાત ન હતી સુલતાનને પોતાના વચન પ્રમાણે સત્ય વાત જણાવ્યા વગર છુટકો નથી તેથી તેના કોપરૂપી મોતના પંજામાથી બચવાનો ઊપાય શોધવા લાગી પરતુ પોતાના જીવનો બચાવ કરવા કરતા જેના માટે મનમાં પ્રેમ ઉત્પન્ન થયો છે તેનો પ્રાણ બચાવવા તેને વિશેષ કાળજી થઈ આથી તેણે દાસીપાસે ખડીઓ કલમ મગાવી એક પત્રિકા લખી તેના પર મ્હોર કરી વિશ્વાસુ ખોજાને તે વીર સિપાઇને હાથોહાથ આપવા કહ્યુ ખોજો પોતાના કામ માટે રવાના થયો એટલે સુન્દરીનું મન કાંઈક સ્વસ્થ થયુ



મેવાડાધિપતિ મહારાણા હમીરના દરબારમા વીર મહમદશાહ આશ્રયની યાચના કરે છે

( ૨ )

ગુહિલવંશભૂષણ મહારાણા હમીર દરબારમા બેશી પ્રજાને ન્યાય આપતા હતા તે દિવસનુ સર્વે કામ સમાપ્ત થતા દરબાર બરખાસ્ત કરવાની તૈયારી થતી હતી સા ચોપદારના રોકવાના અવાજની બ્હીક નહી રાખતા એક મોગલ સિપાઈ એકદમ મહારાણાના સિંહાસનપાસે આવી સલામ કરી બોલ્યો —

"મહારાજ હુ એક મોગલ આપનો આશ્રય માગવા આવ્યો છુ ઘણા રાજા મહારાજા પાસે હુ ગયો હતો પણ તેમનામાથી કોઈ મને આશ્રય આપવા કબુલ થયા નહી, ત્યારે હુ આપની

પાસે આવ્યો છુ મ્હે કોઈ પણ જાતનો ગુન્હો કર્યો નથી, કોઈનો વિશ્વાસઘાત કર્યો નથી, હુ નિમકહરામ નથી તો આપ આપના ચરણ પાસે મને આશ્રય આપશો ?"

રાણાએ બારીકાઈથી તે મોગલના ચ્હેરા તરફ જોયુ અને તેને વિષે કાઈ પણ જાતની વધારે પુછપરછ ન કરતા, તેમજ મત્રીની સલાહ પણ ન લેતા તેણે એકદમ ઉત્તર આપ્યો કે, 'હમીરે તને આશ્રય આપ્યો છે તુ ગમે તે હોય અને તને ગમે તેનો ભય હોય તો તેમાથી બચાવવાનુ જોખમ હમીર પોતાને માથે લે છે મોગલ, હવે તુ કોણ છે ને શા માટે આ આશ્રયની તને જરૂર પડી છે ?'

મહારાણાનુ આવુ આશ્વાસનીય વચન સાભળી આ મોગલ સિપાઈના જીવમા જીવ આવ્યો અને તેણે પોતાની સર્વ હકીકત મહારાણાને નિવેદન કરી અમારા રસિક વાચકોને



સુલ્તાના મહારાણાને અલ્લાઉદ્દીનનો સદેશો કહેછે મહારાણા તેને ધિક્કારી દરબારમાથી ચાલી જવા ફરમાવે છે

જણાવવાની જરૂર રહેતી નથી કે પ્રથમ જણાવ્યાપ્રમાણે જે સૈનિક અલ્લાઉદ્દીનનો પોહોરેગીર સિપાઈ હતો તેજ આ મોગલ સિપાઈ મહમદશાહ હતો આ સિપાઈને તેનાપર મોહ પામેલી સુદરીએ મોકલેના પત્રમા રાતોરાત સુલતાનના રાજ્યમાથી નીકળી જવાની સૂચના થયેલી હતી આ સુદરી કુમારી હતી ને સુલતાનના બદિવાસમા અનાયાસે સપડાઈ પડી હતી પોતાના મનથી વરેલા પોતાના પ્રાણેશ્વર પોતાની વિનતિપ્રમાણે સુલતાનના રાજ્યની બ્હાર ક્ષેમકુશળ નીકળી ગયા છે એ સમાચાર જ્યારે ખોજાએ સુદરીને આપ્યા ત્યારે તેના હર્ષનો પાર ન્હોતો રહ્યો

બીજે દિવસે પોતાની પ્રાણની દરકાર પણ ના નાખતાં વચન પ્રમાણે સુલતાનને તેણીએ સર્વ હકીકત જાહેર કરી

મહારાણાને સર્વ હકીકત જણાવ્યા પછી મોગલ સૈનિકે મહારાણા હમીરને પુનઃ પ્રશ્ન કર્યો કે 'મહારાણા! હજુ પણ આપના શબ્દો પાછા ખેંચી લેવા હોય તો ખેંચી લ્યો, કારણ "સુલતાનના ખુદ શત્રુને આપ આશ્રય આપો છો વળી સુલતાન મહાબળવાન અને કીનાખોર "છે અને ગમે તે કરવા ચુકે એમ નથી માટે મ્હારા જેવા એક ક્ષુદ્ર પ્રાણી સારૂ તેને "છેડી આપના આખા રાજ્ય ઉપર જોખમ વ્હોરી લેશો નહીં મને આશ્રય આપવાનું આપને "મુશ્કેલ લાગતું હોય તો બેધડક જણાવશો તો હું બીજે સ્થળે મ્હારૂં કાઢી લઈશ "

મહારાણાના મંત્રિઓએ મહારાણાનું મન ફેરવવા ઘણા પ્રયાસ કર્યા–વળી મોગલ સિપાઈ વખતે સુલતાનનો જાસુસ પણ હોય એ પણ મહારાણાને સુચવ્યું છતા રાણો એકનો બે ન



અલાઉદ્દીન સ્વારીકરવાને નીકળે છે

થયો અને પોતાના વચનમાં મેરૂની માફક અડગ રહ્યા. રજપૂત કુળભૂષણ સેનાધિપતિ મહારાણા હમીર સર્વ સાંભળે તેમ મ્હોટા અવાજે બોલ્યો કે, "હમીર એક વાત એક જ વખત બોલે છે!

"સિંહગમન સુપુરૂષવચન કદલી ફળે એક વાર;

"તીરીયા તેલ હમીર હઠ ચઢે ન દુજીવાર."

"હમીરે જેને એકવાર આશ્રય આપ્યો તેનુ રક્ષણ કરતા હમીર પોતાના પ્રાણની પણ "દરકાર રાખતો નથી, તો પછી પુછવાનું શું? મહમદશાહ! તારૂં રક્ષણ મ્હારે શિર છે માટે "તું નિર્ભય થઈ બેધડક મ્હારા દરબારમાં રહે!"

( ૩ )

મ્હોટો ગુન્હો કરી રાજ્યમાંથી નાસી જનાર મોગલ સૈનિકને મહારાણા હમીરે આશ્રય આપ્યો છે એ બાતમી અલાઉદ્દીનને કાને આવતા વાર લાગી નહી તે એકદમ ક્રોધાયમાન થયો તરત જ મુલ્લાના નામના સરદારને બોલાવી હમીર પાસે જવાની આજ્ઞા કરી અને સાથે એક પત્ર લખી મોકલ્યો કે " અમારો એક મોગલ સિપાઈ તમારા આશ્રયમા રહ્યો "છે, તેને તમે એકદમ અમારે સ્વાધીન કરો અને અમારા શત્રુને આશ્રય આપ્યાના "ગુન્હા બદલ તમારી રાજકન્યા દેવળદેવીને અમારા જનાનખાનામા મોકલાવી આપો "જો આ પ્રમાણે નહી કરો તો તેનુ પરિણામ ભયંકર આવશે આવુ અપમાન અમે સહન "કરીશુ નહી "



રણથંભોર કિલ્લાનો પડેલો ભાગ, રાજકન્યા દેવળદેવી પોતાને સુલતાનના જનાનામા મોકલી આપીને રક્ષણ કરવા મહારાણાને પ્રાર્થના કરે પોતાના ઈમાની અને વૃદ્ધ સરદાર જતની મહારાણા સલાહ લે છે

સુલતાનનો આ અપમાન ભરેલો સદેશો સાભળતા જ મહારાણાનુ અગ ક્રોધથી લાલ ચોળ થઈ ગયુ અને સુલતાનના સરદારનો કાંઈ પણ રીતે આદરસત્કાર ના કરતા તેણે પ્રત્યુત્તર આપ્યો કે, " સરદાર ! તુ આવ્યો છે તેવો ને તેવો પાછો જા અને અલાઉદ્દીન "ખીલજીને સ્પષ્ટપણે કહેજે કે સૂર્ય વખતે પશ્ચિમ દિશામા ઉગશે અને સુમેરૂ પર્વત "જમીનદોસ્ત થશે પણ એક વાર આપેલુ હમીરનુ વચન ભગ થશે નહી મેવાડની "રાજકન્યા વિષે અપમાનભરેલી માગણી કરનાર તે નીચ હલકટને પ્રત્યુત્તરમા મ્હારી વતી "કહેજે કે જો તને તારા પ્રાણની દરકાર હોય તો જેના ઉપર મહમદશાહનો અનન્ત

"પ્રેમ છે તેને મ્હોટા ઠાઠમાઠ સાથે અને મોકલાવી આપ આ જ મ્હારો ઉત્તર છે બસ, જા, હવે !" આ બોલ સાથે જ બાગમાંથી મુઝાલને મ્હારી મુઝાલને દાનપાનો મહારાણાએ આજ્ઞા કરી.

આ તરફ મુલ્તાનાએ અર્થાત્ ઝલાલ સુલતાનને જણાવ્યું કે મહારાણાનો હમીનો સ્વભાવ અલાઉદ્દીન પૂર્ણપણે જાણતો હતો તેમ હમીર આપણી ઈચ્છા મુજબ કરવાને મુંઝેરાએ કબુલ થશે એવી સુલતાનને પણ આશા નહોતી તેથી મહારાણાનો ઉત્તર સાંભળી તેના ઉપર સ્વારી કરી તેનું પાણિપત્ય કરવાને સેનાપતિને ફરમાવ્યું સુલતાને પોતે પણ સૈન્ય સાથે જવાનો નિશ્ચય કર્યો ટુંક સમયમાં મ્હોટી સેના તૈયાર કરી ચોહાણની રાજધાની ઉપર હલ્લો કરી જઈ તેણે ઘેરો ઘાલ્યો અને ત્યાંથી ના ૧૦ સુધી જઈ પ્હોંચી ત્યાં તંબુ ઠોકી મુકામ કરવાનો અલાઉદ્દીને હુકમ કર્યો



બન્ને પક્ષના સૈન્ય તૈયાર થઈ સામસામી ઉભા છે હમીર અને અલ્લાઉદ્દીન પોતપોતાની સેના વચ્ચે હાથી ઉપર અને અશ્વ ઉપર બેસી પોતાના સૈનિકોને શૂર ચઢાવે છે

હમીરને આ સર્વ બાતમી નોકરો મારફતે મળી પરંતુ તે અતિ સ્વમાની સ્વભાવનો હતો અને કોઈ પ્રસંગે સ્વપ્નમાં પણ "ભય" એ વસ્તુથી અજ્ઞાત હતો તેણે જ્યારે સુલતાન આપણા ઉપર ચઢાઈ કરી આવ્યો છે એવું જોયું ત્યારે ચિંતા ન કરતાં પોતાના સર્વ સરદારોને લડાઈની તૈયારી કરવાનો હુકમ કર્યો, એટલું જ નહીં પણ સુલતાન પોતેજ સ્વારી સાથે આવેલો છે છતાં મહારાણો તેની દરકાર કરતો નથી એમ દેખાડવાને દરબારની મુખ્ય નૃત્યાંગનાને ઓટાની મ્હોટો જલસો કરવા હમીરે હુકમ કર્યો અને આ જલસાની ખબર સુલતાનના તંબુની નજીકમાં નજીક આવેલા મહેલમાં કરવા જણાવ્યું

પાછી હઠવાનો હુકમ આપ્યો. ઉઘાડી રીતે સુલતાને પોતાની ગમગીની જાહેરમાં બતાવી નહી, પણ મુકુટ પડી જવાના બનાવને અપશુકન સમજી આ વખતે પાછા ફરી બીજા કોઈ સારા મહૂર્ત નીમણીકરસાથે કરીશુ એમ પોતાનો ઉદ્દેશ જણાવ્યો.

સુલતાનને પાછો ફરેલો જોઈ હમીરના લોકોને ખરેખર અત્યાનંદ થયો.

(૪)

સુલતાન અલાઉદ્દીન ખીલજી હમીરની સાથે લડાઈ કર્યા વગર પાછો ફર્યો ખરો પણ તે પોતાના મનમા કોઈપણ પ્રકારે વેર લેવાનો પકકો ઠરાવ કર્યા વિના પાછો ફર્યો નહોતો. જો કે હમીરનુ સૈન્ય સુલતાનના સૈન્ય કરતા ઘણુ જ કમી હતું તો પણ અલાઉદ્દીનને હમીરના અસામાન્ય પરાક્રમ અને અપૂર્વ સાહસની ખાત્રી હતી તેથી હમીરના વગના કોઈ પણ જાણભેદુને પોતાના પક્ષ જામા લેવાનો તેણે ઠરાવ કર્યો અને પછી મેવાડાધિપતિ ઉપર હલ્લો કરવો એવી સુલતાને



મેવાડાધિપતિ વિજય સેનાસહિત શત્રુની નીશાનો ફરફરાવતો કિલ્લા તરફ આવે છે - કિલ્લામા રાણીઓનો તે શત્રુના નીશાન દેખી જોહર કરવો યુવરાજને રાજ્યાભિષેક હમીર શિવને પોતાનુ શિર અર્પે છે

મનમાં યોજના રચી. તેપ્રમાણે તેને એક ઘરભેદુ પણ મળી આવ્યો. હમીરના દરબારમા એક રણમલ્લ કરીને સરદાર હતો. આ સરદારે નિમકહરામીપણુ કરવાથી મહારાણાએ તેનો દરબારમા તિરસ્કાર કર્યો હતો. તે સમયથી મહારાણા સાથે વેર રાખવાનુ તેણે જારી રાખ્યુ, અને તેનો નાશ કરવાની ઇચ્છા તેને થઈ. આ પ્રસગ પોતાની રાક્ષસી ઇચ્છા પુરી કરવાને યોગ્ય છે એમ ધારી રણમલ્લ અલાઉદ્દીન પાસે ગયો અને હમીરની સઘળી ખામીઓ તેણે તેને કહી બતાવી. આ સાભળી સુલતાન બહુ પ્રસન્ન થયો અને તેણે રણમલ્લને પોતાને ત્યા રાખી પોતાના કામમા પૂર્ણ વિજય મળ્યા પછી તેને મ્હોટી બક્ષિસ અને જાગીર"

આપવાનુ વચન આપ્યુ રણમલ્લે રણથમ્ભોરના કીલ્લાને ગુપ્ત સુરગથી જમીનદોસ્ત કરવાની સલાહ આપી અને કયા માર્ગથી સુરગ મારવાનું કામ ફતેહમન્દી થશે તે સ્થળ બતાવના સુલતાને તરત સુરગ નાખવાની તજવીજ કરી તેથી રણમલ્લના કહેવા મુજબ રણથમ્ભોરના કીલ્લાનો મ્હોટો ભાગ જમીનદોસ્ત કર્યો

સુલતાન પાછો ફર્યો તેથી મહારાણાની પ્રજાને આનન્દ થયો એ આપણે ઉપર વાચી ગયા છીએ હમીરના સરદારોને આ નોકરી રેહવાનો પ્રસગ ટળી ગયો તેથી અતિ આનન્દ થયો અને સર્વ નિર્ભય થઈ રહેતા હતા પણ કિલ્લાનો મ્હોટો ભાગનો નાશ થયેલો જોઈ સર્વ પ્રજા ચિતાગ્રસ્ત થઈ પ્રજાએ આ અનર્થમાથી રાજ્યને બચાવવાને રાજ્યકન્યાને પ્રાર્થના કરી કે હે રાજકન્યે ! આ મેવાડની રાજગાદી સલામત રાખવાની તક કેવળ ત્હારા હાથમા જ છે જો તુ સુલતાન સાથે લગ્ન કરવા કબુલ થશે તો આ મેવાડની ગાદી સલામત રહેશે, નહી તો તેના મોગલ પગ આજે જ પુરા થશે ત્હારા વડીલોની ગાદીમાટે અને ગુહિલવશના રક્ષણાર્થે તુ ત્હારા સુખને આજથી તિલાજલી આપવા અને તે સાથે ત્હારૂ શરીર યવનને અર્પણ કરવા તૈયાર થા અમારી પ્રાર્થના મહારાણા સાભળશે નહી તેથી અમે ત્હારી પાસે આવ્યા છીએ ત્હારા પિતાનુ મન ફેરવવાનુ કામ ત્હારેજ કરવુ જોઇએ "

પ્રજાની આવી દીનવાણી સાભળી દેવળદેવી પોતાના પ્રાણ આપવા તૈયાર થઈ તે પોતાના પિતા પાસે જઈ રાજ્ય ઉપરનુ સકટ ટાળવાને પોતાને અલ્લાઉદ્દીન કને મોકલવાની પ્રાર્થના કરી. પણ હમીરે કોપાયમાન થઈ કહ્યુ કે 'પુત્રિ તને આવી દુષ્ટ બુદ્ધિ કોણે સુઝાડી ? શુ હમીરની છોકરી પોતાના પિતા આગળ આ શબ્દો બોલે છે! છોકરી ! રજપુત લોકો દુ ખના ડુગર ગળી જાય છે પણ રતિભર અપમાન સહન કરી શકતા નથી એ તુ વીસરી ગઈ? તને અલ્લાઉદ્દીનના જનાનખાનામા મોકલાવી આપી હમીરને બગડી ધાલવાનું તુ કહે છે? ખરેખર આ બુદ્ધિ ત્હારી નથી કોઈ બીજાએ શીખવાડેલી છે, તેથીજ હુ તને ક્ષમા આપુ છુ, બાકી લક્ષ્યમા રાખજે કે હમીરની પુત્રીને આવા વિચાર મનમા લાવવાનુ પણ શોભતુ નથી"

પછીથી મહારાણાએ પોતાના મુખ્ય સરદાર અને મિત્ર જાજાને બોલાવીને કહ્યુ કે "આજે કિલ્લાપર મ્હોટુ ભયકર સકટ આવી પડ્યુ છે જો તમારે તમારો જીવ બચાવવાની ઉમેદ હોય તો તમે ખુશીથી કિલ્લાની બ્હાર જતા રહો એમા મ્હારી જરાપણ હરકત નથી "

જાજા આખોમા આસુ લાવી બોલ્યો " જ્યા આપ ત્યા હુ ! જાજા સ્વામિભક્ત છે કે નિમકહરામી છે તેની પરીક્ષા કરવાની આ જ તક છે રોગની પીડાથી લાખો માણસો મરે છે પણ યશસ્વીપણે મરવાનુ ભાગ્ય ઘણા વિરલાને જ મળે છે રણથભોરનુ રક્ષણ કરતા જો હુ મરી જઈશ તો પરલોકમા પ્હોચીશ એકવાર મરવુ તો છે જ પણ સ્વામિસેવામા, માતૃભૂમિના રક્ષણમા તેમ પોતાના વડીલોની કીર્તિનુ રક્ષણ કરવામા મરણ આવે તો એ મૃત્યુ કરતા બીજુ કયુ મૃત્યુ સારૂ છે ? મહારાજ ! આપ મ્હારી પરીક્ષા કરતા તો નથી ને ? પરન્તુ મહારાણાજી ! આપ ખચીત સમજજો કે કદાપિ સર્વ આ રણથમ્ભોરના કિલ્લામાથી નાસી જશે અને વધારેમા વખતે જો આપ પણ નાશી છટકશો તોપણ

"આ રજપુત બચ્ચો બીજા શત્રુસાથે લડતા પોતાની માતૃભૂમિ અને વડીલોના નામનો જયઘોષ કરી આ જ ભુમિપર પોતાનો દેહ પાડશે

પોતાનો જમણો હાથ, પોતાનો જીવજાન દોસ્ત અને મુખ્ય સરદાર બાજાના મ્હોમાથી આ ઉદ્ગાર સાભળી જે સન્તોષ અને સમાધાન મહારાણાને થયા તે શબ્દથી વર્ણન કરવા શક્ય નથી

## (૫)

પછી હમીરે યુદ્ધની સર્વ તૈયારી કરી પ્રથમ દેવનાં દર્શન કર્યાં અને પોતાને યશ મળે તે માટે મેવાડના રાજકુળ દેવતાની પ્રાર્થના કરી પછી પોતાની માતાજી ચદનાગણીનુ દર્શન કરી પોતાનુ મસ્તક તેના ચરણપર મુકી આશીર્વાદ લીધો તે પછી રણવાસમા જઈ સર્વને સાંત્વન કરી ધૈર્ય આપી પોતાના સરદારમડળમા દાખલ થયો વખતે જો યુદ્ધમા પરાભવ થાય તો રાણીસાથે સર્વ સ્ત્રીઓએ જોહર કરવુ એવુ પોતાની માતાને તથા સર્વ રાણીઓને પણ કહી રાખ્યુ આવી સર્વ વ્યવસ્થા કરી ચુટી કાઢેલા વીરોને સાથે લઈ લડવાને માટે કિલ્લામાથી મહારાણો બહાર પડયો

આ યુદ્ધમા હમીરે પોતાના પરાક્રમની હદ કરી અને તેના બીજા સરદારો તથા સૈનિકો પોતાના પ્રાણની દરકાર કર્યા વિના વીરતાથી લડ્યા આ યુદ્ધ સાત દિવસ ચાલ્યુ અલાઉદ્દીનની ફોજ પણ ઘણી બહાદુરીથી લડી પણ આખરે હમીરને વિજય મળ્યો મહારાણાના લસ્કરે મોગલોના નિશાન તથા બીજા ઘણા ચાસબાબનો કબજો લઈ મોગલ સૈન્યને નસાડી મુકયુ

આ વિજયથી મહારાણાનુ સૈન્ય અત્યાનન્દમા આવી બેહોશ જેવુ બન્યુ અને દુશ્મનના નિશાનો ફડફડાવતુ રણથંભોર તરફ વાજતુ ગાજતુ પાછુ ફર્યું

આ વખતે કિલ્લામા, રણવાસમા સર્વજણ લડાઈના પરિણામની રાહ જોતા બેઠા હતા, અને મહારાણાની સેના મોગલ સેના કરતા ઘણી જ કમી હોવાથી વિજય માટે આ લોકોનુ મન સશયયુક્ત થયુ હતુ, તેથી શત્રુના નિશાન ફડફડાવતુ કિલ્લા તરફ આવતું સૈન્ય જોઈ તે સૈન્ય વિજયી શત્રુનુ જ હશે એમ તેઓને ભ્રાતિ થઈ આ દેખાવથી તેઓની ધીરજ જતી રહી અને "સર્વ એન ખલાસ" એમ તેઓને લાગ્યુ અને જોહર કરીને પોતાની આબરૂ બચાવવાનો નિશ્ચય કરી ખડકેલી ચિતા તરત જ સળગાવી સર્વેએ પોતાનો પ્રાણ અગ્નિને સમર્પણ કર્યો

ટુક વખતમા હમીર અને બીજા વિજયઘોષ સાથે કિલ્લામા દાખલ થયા તે વખતે ઠેકાણે ઠેકાણે સળગેલો અગ્નિ મદ મદ બળતો હતો

આ દેખાવ જોઈ ગર હમીરનુ અન્તઃકરણ ખિન્ન થયુ, તેનુ ધૈર્ય જતુ રહ્યુ અને પોતે વિરક્ત થયો પોતાના પુત્રનો રાજ્યાભિષેક કરી પોતાના શિરને શકરને અર્પી તે સ્વર્ગમા સિધાવ્યો *

---

* માસિકમનોરંજન ઉપરથી અનુવાદ

[ આ રમણીય એતિહાસિક વાર્તામા આપેલા ચિત્રો ચિત્રકાર સજ્જીના જુના ચિત્રો ઉપરથી લીધેલા છે ]

દેશભક્તિ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની મુબઈ

# કૉલેજીઅન.

( ચાલુ વાર્તા. )

લેખક—રા ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ, બી એ

( અનુસંધાન પૃ૦ ૫૬૭ થી )

## પ્રકરણ ૧૩ મું

### બોટ-રેસ

નવા જમાનામા જેમને આપણા હિંદુ-આર્ય પુસ્તકોમા વર્ણવેલા નદિ કે, દરિયા કિનારે આવેલાં, દસ હજાર વિદ્યાર્થિઓની ઉપર દેખરેખ રાખતા કુલપતિથી ચાલતા ગુરુ કુલો-પીઠોનો, અનુભવ નથી સાંદીપનીઋષીને ત્યાં શ્રીકૃષ્ણ અને સુદામાજી રહેતા અને નદિએ જઈ તરવાની, પાણીમા કલાકોને કલાકો સુધી ડુબકી મારવાની, કોણ વહેલું અને લાંબી મજલ તરે છે તેની શરત મારતા એવા દૃષ્ટાન્તો સાંભળ્યા નથી તેઓને વિલાયતની પદ્ધતિથી ચાલતી મુંબઈ કૉલેજમા પીકનીક, રેસ-અગર કૃત્રિમ કે કુદરતી તળાવ-નદિની વ્યવસ્થા થતા બોટીંગ દાખલ કરવામાં આવે તો એકદમ ગાંડા થયા હોય એમ લાગણી થઈ જાય છે અને દેશીપદ્ધતિને તેવખોડી નાખે છે નૅશનલ કૉલેજના વ્યવસ્થાપકોએ આ વાત ધ્યાનમા રાખી હતી અને બોટીંગ જેવી આનંદ-ઉત્સાહ અને તંદુરસ્તી બક્ષનારી કસરત વિદ્યાર્થીઓને મળે એટલા માટે કૃત્રિમ ઝરણા અને નદિના વેગમય પ્રવાહની વ્યવસ્થા કરી હતી અને આ સ્નાન જેવી વ્યવસ્થા અતી સુંદર હતી, એની અંદરનું પાણી સ્વચ્છ-રસ્યુ જતુ અને તેની-બન્ને બાજુ સુંદર દક્ષોની ઘટા હતી પાણીમા હંસ-માછલીઓ અને અનેક જળચર પ્રાણીઓ ક્રીડા કરતા અને સાથે સાથે એકાદ બે સ્થળે કમળ ઉગ્યાં હતા કે, બાગના પાછળના ગામ ના લોક પણ સવાર સાંજ અને બેસી બે ઘડી મનને શાંતિ આપતા હતા બેચાર માળીઓ જેઓ આ ઝરણાને-સ્નાનને સ્વચ્છ રાખતા તે એક બહુ જ નાનું હોડકુ રાખી માછલી પકડતા, અને નકામા વેલા ન ઉગે તે સાફ કરવા વારંવાર ત્યા ફરતા અને બોટીંગને દિવસે તો વિદ્યાર્થિઓના આનંદ અને ધમાચકડીને લીધે ત્યા મેળા જેવુ જ થઈ રહેતું

પ્રિન્સિપાલના સરક્યુલરથી વિદ્યાર્થીઓના મનની સ્થિતિ અસ્વસ્થ થઈ હતી હડતાળ પાડવાની અને કૉલેજમા ન જવાની, વાત છાપે અને બોર્ડ આગળ લઈ જવાની મોલીમીટરની સલાહ લેવી કે કાયદો હાથમા લઈ દે વિદ્યાર્થીને કાઢી મુકવાની વિગેરે બાબત સાજના હનુમાન-જીના દેરા પાસે નક્કી કરવાની હતી પણ બીજે જ દિવસે અગાઉથી નક્કી થયા પ્રમાણે કૉલેજ વિદ્યાર્થિઓમા બોટીંગ રેસની વાત થઈ હતી બોટીંગ રેસની મઝાહ જાય એમ કેટલાકને લાગતા શું કરવું એ નક્કી ની બોટીંગ-રેસને બીજે દિવસે હડતાળ વગેરે સંબંધે ઠરાવો અમલમા મુકવા એવો નિશ્ચય થયો

સાંજના ત્રણ વાગ્યાથી આજ "કૉલેજ કનાલ" ઉપર માણસોની ગીરદી શરૂ થઈ હતી બોટીંગ જોવા પાસેના ગામડાઓમાંથી છોકરાઓ, જતા આવતા લોકો, અને નવરા વૃદ્ધો આવી બેઠા હતા અને કૉલેજના ચોપડીઓના કીડા, બ્હારથી ઉત્સાહી લાગતા પણ નિરૂત્સાહી, નાનપણથી રમતગમતમાં વખત કાઢવો એ જીવન બગાડવા જેવું છે એવું માબાપે હૃદયમાં ઠસાવ્યું હતું એવા, અને ડાક ટાન—સ્નેહના આવરણમાં આવેલા ભાવનામય જીવનગાળવાની અભિલાષાઓવાળા ગણ્યા ગાંઠ્યા વિદ્યાર્થીઓ સિવાય લગભગ તમામ વિદ્યાર્થીઓ કનાલ ઉપર હાજર હતા ચાર બોટ રેસમાં પ્રથમ ઉતરવાની હતી એટલી જ પહોળી કનાલ હતી બોટ તૈયાર હતી કનાલને પાસે ઉભા રહેલા અને રેસમાં ભાગ લેનારના હૃદય ધડકતા હતા પ્રોફેસરો વિદ્યાર્થીઓનો ઉમંગ, ઉત્સાહ અને અધીરાઈ જોતા હસતા હતા અને ક્યારે 'સીગ્નલ' થાય અને રેસ શરૂ થાય એ જ સર્વના મગજમાં એક વિચાર હતો બોટરેસવાળા વિદ્યાર્થીઓએ ધોળા બાસ્તા જેવા ખમીસ ને સુન્દર જાકેટ પહેર્યાં હતા જાકેટમાં ઘડીઆળની સાંકળીઓ ચળકતી હતી, બોટના ચાટવા જોરથી ફેરવવામાં વાંધો ન આવે માટે ખમીસ અડધા ઉંચા ચડાવ્યા હતા, અને ગોરા કાળા, લાલસુરખ તન્દુરસ્તીદર્શક હાથના સ્નાયુઓ જોનારને આ બોટીંગ કરનાર પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરતા હતા હમણા સીગ્નલ થશે હમણા ચાટવા અને બોટ ચાલશે, ચન્દ્રસૂર્યના પ્રકાશમાં વિદ્યુત્ વેગે પાણીમાંથી એક સેકંડમાં વીસવાર નીકળતા બીના નાજુક ચાટવા પ્રકાશની બહાર જોનારની આંખ ઉપર સીનેમાની ફીલ્મના લાઈટની અસર કરશે 'સાનો રૂસ્તમ જીતશે! જીત્યા જીત્યા હવે! કાગડાભાઈ તે શું કરવાના હતા, કૉલર, કફ, નેકટાઈમાં જ એમનું ગયું. પેલો 'પાર્નાસ કાય' તાનીયો પ્રધાન આગળ જશે જો જો સાલા ચટણીખાઉએ ચોટલી છૂટી મુકી છે ને માથામાં લીંબુ તેલ નાખ્યું છે તે કેવું ચળકે છે! અરે નહી રે ઉદગનાલ જાય, એમ નથી—કાઠીયાવાડી છે જાય એમ નથી! 'ઉજ્જવલાવનો દરબાર,' ચીકાર પાનની પટી તમાકુમાં જ રહેશે વાંકળીયો કેટો પાછો દેખાય, લેડીઝ આગળ હસીને જોવામાં જ જશે! ચંદુ જીતે તો! ચંદુભાઈ! એ ગુજરાતી ભાઈસાબ જીતે તો પછી ગુજરાતને અભિમાન થાય" આમ વિદ્યાર્થીવર્ગમાં વાતો ચાલતી હતી એક બે અને ત્રણ સીગ્નલ અપાઈ અને બોટીંગ રેસ શરૂ થઈ બોટની સાથે જ સઘળાના મન—આંખો હૃદય દોડતા હતા ઘડીકમાં આ બોટ તો ઘડીકમાં આ બોટ આગળ જશે એમ થતું હતું રેસ કરનારનાને તો શરીરનું ભાન જ નહોતું ઉશ્કેરાયેલા હૃદય—ઉછળતી છાતી ચાટવા ફેરવવા ઝડપથી ફરતા હાથ ઉંચા નીચા થતા શરીર પણ ઘડીભર જુદો જ દેખાવ આપતા હતા બોટો ચાલીને પવનવેગે ઉડી પણ અરે! આ શું? ઘણે દૂર એક માછીમારનું હોડકું માછલી પકડવા ફરતું હતું માછીએ જાળી નાખી દોરડાને બે બાજુ બે હોડકાસાથે તે બાંધી હતી માછીઓને ખબર નહી, ખબર તો એટલી જ કે રોજના માફક બોટીંગ કરશે પણ આટલે દૂર નહિ આવે વિદ્યાર્થીઓ—તમાશગીર—રેસવાળા એ બાજુએ પહોંચ્યા હોડકાને જોઈ બુમ પાડી 'હે માછી! હે છીમા! ચાલ ઉપર જલ્દી! આઘું ખસેડ! સાલા, અત્યારે માછી પકડવા

નીકળ્યો છે તોડી નાખો એની જાળી અને હોડકા ફરી દો, એમ થવા માડ્યુ વિદ્યાર્થીઓના હ્રદય એવા આવેગમય હોય છે કે એમના આવેગમા જરા વિઘ્ન આવ્યુ કે મગજ ફરી જાય છે ઘડી પછી પસ્તાય પણ તે વખત એમના સ્હામા થવુ એ વાઘની નિપગણી આપવા જેવુ છે રસ બગડશે ને મજાહ જશે એ જ વિચાર સર્વના હૃદયમા થયો રુસ્તમ પારસીભાઈથી રહેવાયુ નહી ' હે છીમના ! ખમેડ આધુ ' જુવાન લોકો—માછીઓ—કોળી, વગેરે શરીરે મજબૂત હોય છે ગમે તેવુ ભારે કામ કરી શકે છે નિમકહલાલ અને વિશ્વાસપાત્ર બની શકે છે પણ ઘણીવાર એમને અને અભણો અને સમયસૂચકતાને બારગાઉનુ અન્તર હોય છે હેમાએ આવા ગભરાટને વખતે—એક ને બ ને એકસામી પૂછનાર હોય ત્યારે અને હેમા પણ જેમને આ બિચારા શહેરી—સુધરેલા—માસ્તર લોક ધારે છે એમની તરફથી ટૂંકમા પ્રશ્ન પરંપરા કરવામા આવે છે ત્યારે તો એમના ભોગ જ લાગે છે વિવાદની વર્ગી જ થઈ જાય છે છીમા અને બીજા માછીઓ સાંભળ્યુ નહી કે ગભરાઈ ગયા કે કેનાનનો નાક હતો પણ દરરોજ બોટ અહીં સુધી આવતી નહી એટલે એમણે તો એમ જ માની લીધુ કે આ બધા છોકરાઓ નકામી બૂમો પાડે છે અને ઘણી વાર પોતાને બનાવતા તે છીમાથી અજાણ્યુ ન હોતુ ઉગ્રનાથ લાલપીળા થઈ ગયો—રુસ્તમની—ચંદુની—પ્રધાનની મોટ આગળ જશે ને હું હારીશ—હાર—હા ને અંતે મશ્કરીનો વિચાર થતા જ ઉગ્રનાથ ખળભળી ઉઠ્યો, ' ચંદુ ! રુસ્તમ ! મારો માનાને ! કાપી નાખ જાળી—ફેંક હોડીને—નાખ એને જ પાનમા એટલે પીગળતે " હોડીઓ ઉભી રહી અને ઉગ્રનાથ—રુસ્તમ—ચંદુએ છીમાની જાળી પકડી, ચપ્પા કાઢ્યા—એટલામા કનાને કનારે ઉભેલા વિદ્યાર્થીઓના ટોળામાથી શાન્તિનાથે અને લીલાધરે બ્હાર ડોકીયુ કર્યું ને છીમાને કહ્યુ "અ ના છીમા ! તને અક્કલ નથી ! આટલા માણસો ભેગા થયા છે તે જાણીયે નહિ કે કંઈક હશે કૉલેજનો અનુભવી થઈ બૂમ પાડે ચાન જ દીકરા હજી બીજી બોટ આવશે તો 'આમની મજાહ ખોવાણી લઈ લે ત્હારો ગવાગો "

" ભાઈસાહેબ ! મને એ ભાન જ નહી આજસુધી તમારી બોટ આવતી નથી એટલે અત્રે અટલે આવે આવ્યા ભાઈસાહેબ ! પહેલાંગાએ સવારે વાત કરી હત તો અમે જાળ ન નાખત તમે ત્હો તો ઘડીકમા ટીકીએ પણ જુઓને પેલા—જાણે અમે મનીખ જ નથી તેમ ગાળો આપ્યો ને મારવા—એટલામા તો ઉગ્રનાથ અને ચંદુના ચપ્પા જાળીના દોરડા ઉપર ચાલ્યા અને ચપ્પાની સાથે તેમની જીભ પણ ચાલતી હતી "હરામખોર ! ડાહ્યો થવા આવે છે ! ન દેખ્યા આ બાઠુખાઉ બ્રાહ્મણ કે ભાજીખાઉ ધોતીયાદાસ સાના કલાના મે ગાડીથી બૂમો પાડીને કહીએ પણ આનો ખસતો હેવાનની માફક સાંભળતો જ નથી. અમારી રેસની મઝા ખોર કાણી " રુસ્તમજી તો છીમા પાસે ગયા ને બોલ્યાચાલ્યા વિના ખમીસ ઉચુ કરી મ્હો ઉપર તમાચો જ માર્યો. છીમો માછી હતો—મજબૂત હતો—એક હાથ લોખંડની કોશ જેવો હતો જાતે જડભરત હતો—જુવાનીનુ લોહી હતુ—એવા માણસો સાધારણ રીતે શહેરીઓથી—માસ્તર લોકથી—તેમાએ કૉલેજનો પગાર ખાતો એટલે વિદ્યાર્થીઓથી બ્હીતા રહે છે પણ જ્યારે આવા જડ-

ભરતો ગુસ્સે થાય છે ત્યારે, જાણે આગના ભભૂકા એ મિયાગથી બોલાયુ તો નહી પણ મિજાજ ગયો. રૂસ્તમજી આવો જોઈ પાસે ઉભેલા ઉગ્રગલાલને ગળચીથી પકડ્યો અને ખૂબ હલમચાવ્યો ઉગ્રગલાલની લોહીની ઉલટી થશે અગર મ્હોની ચામડી ફાટી લોહી નીકળી પડશે એમ થયુ છીબાએ ઉગ્રગલાલને ઉપાડી કેનાલમા ફગોટ્યો-રૂસ્તમજી ઉગ્રગલાલની મદદે આ-યા તો બીજી કોણીનો ધક્કો માર્યો અને 'રૂપાળા-નિરોગી અને અગધોળા' પણ પતગ પેઠે ઉડી જાય એવા રૂસ્તમજી બોટમા ગગડ્યા, ત્યા ચદુભાઈએ છીબાની ભમર ઉપર એક ગુસ્સો માર્યો છીબો જાત એમ ન હોતો છીબાની પહોંચી ઉપર રૂપાનુ કડુ હતુ તે તેણે અવળે હાથે ચદુભાઈને માર્યું ને ચદુભાઈએ પાછા હટી કપાળે હાથ દીધો આ ધાંધળ ક્ષણવારમા બની. રેસરેસને ઠેકાણે રહી અને બન્ને બાજુએથી વિદ્યાર્થીઓ, પ્રૉફેસરો, પટાવાળા-લોકો દોડી આ-યા કોઈ પાણીમા પડ્યા, તો કોઈ હોડકા કીનારે ખેચવા લાગ્યા-વિદ્યાર્થીના પક્ષ પડ્યા કેટલાક છીબાની મદદે દોડ્યા તો કેટલાક છીબાને ત્યા ને ત્યા પુરો કરવાના ઇરાદાથી આવ્યા ત્યારે કેટલાકને તોફાનમા આનદ આવ્યો ઉગ્રગલાલને રૂસ્તમજી ગેહેનો મીજાજ છીબાએ ઠીક ઉતાર્યો-ચદુભાઈ તો જાણે માતેના સાદ માફક કરતા હતા કેટલાક લડાઈ પતાવવાના ઇરાદાથી પણ ધસમસ્યા આવી જાણે બને પક્ષ સાભળી ન્યાય આપવો ઠીક ધારી શુ થયુ શુ થયુ પૂછવા લાગ્યા ઉગ્રગલાલ પાણીમાથી નિકળ્યા અને બોટ ઉપર ચડ્યા-આ ધાધળમા કોઈએ એમની દરકાર રાખી ન હોતી પણ એમને વાગતા, પડતા-લડાઈ-રેસની મજાહ ગઈ તે બધા કરતા લેડીઝ મને ભીના અને આવા રૂપમા જોશે તો હસશે, એ જ ફીકર મોટી હતી અને આ બધુ સાળા ઘેના માછીડાને લીધે એ વિચાર થતા જ હોડીમાથી ચાકુ લીધુ ને છીબાના ખભા ઉપર હાથ ઉંચો કરી કારી ઘા કરવા જાય છે ત્યા પાછળથી કોઈએ હાથ પકડ્યો-ચપ્પુ ઝુટાવી લીધુ-ઉગ્રગલાલ 'મને અટકાવનાર કોણ' કરી પાછળ જુએ છે તો શાન્તિલાલને ઉભેલો જોયો, અને એણે ધાર્યું કે એ જ વેરમા વેર વધ્યુ અને ખરૂ કોણ છે-ચપ્પુ કોણે ઝુટાવ્યુ એની તપાસ કર્યા વિના જ સાસુની રીસ વહુ ઉપર કરી શાન્તિલાલના મ્હો ઉપર બહુ જ જોરથી લપડાક મારી અને એક લપડાક પુરી થાય ત્યા બીજી આવી, શાન્તિ પાછો પડ્યો અને નબળો નબળો એ સ્વરક્ષણ માટે સામો થવા આવ્યો એટલામા તો ગીરદી વધી-બધા જેમ આવે તેમ બોલવા પકડી પકડીને આવાસા લઈ જવા લાગ્યા જેમ જેમ શાન્ત કરવા મથતો તેમ તેમ રૂસ્તમ-ચદુ અને ઉગ્રગલાલમા જોર આવતુ અને 'સાલા છીબાને પેલી લેડી શાન્તિને પુરી કરીયે' કરી એમની તરફ ધક્કા મુકી ફરી ન્હાસતા ફાંફા મારતા હતા

સ્કૂલ-કૉલેજમા પોતાના સમયના મોટા થયા પછી તટસ્થ રીતે વિચાર કરતા જણાશે કે આવા વાધન, ઉશ્કેરણી અને તોફાન વખતે શાન્ત મગજ-તેમા યે વિદ્યાર્થીઓના હોવા જ જોઈએ એમ માનનાર વિદ્યાર્થીઓ માનસશાસ્ત્રથી અજ્ઞાત હોવા જોઈએ, તેમાએ વિદ્યાર્થીઓ નો નિષ્પક્ષપાત ન્યાય, તે વખતે આપી શકે જ નહી એ વખતે એમો -દમનના સિદ્ધાન્ત કે એમના મગજમા ભગવેલી ઉમગી પછી ખરી હો વા ખોટી હો તેને સત્તાને અગે

કચડવા પ્રયત્ન કરવો એ લાભ કરતા નુકશાન વધારે કરે છે એમ અનુભવી નિવડેલા પ્રોફેસરો સમજી શક્યા. શાન્તિ અને લીલાધર અજાણ્યાને–બોલાવેલાને–હકીકત કહેતા હતા પણ વાતનો મુદ્દો લોક–વિદ્યાર્થીઓ સમજ્યા હતા એ એટલો જ હતો કે–"છીમાએ વચમા આવી રેસ બગાડી–વિદ્યાર્થીઓને માર્યા–" આટલો મુદ્દો બસ હતો. 'અમે વિદ્યાર્થીઓ–કૉલેજીયનો–તેમની સામે થનાર દુનિયામા કોણ છે? એ તો એ જ. કરો એ છીમાને બોધ બેગો. ઉપાડો એને અને નાખો કેનાનમા!' દરખાસ્ત પુરી થતા પહેલા તો માનવંત વિદ્યાર્થીઓ ઉશ્કેરાયેલા–જેઓની છાતી પાડી પડી એમના મ્હો આગળ મુકી હોય તો અમે આના ગાગ થયા હતા તેમ કહ્યા વિના રહે જ નહી તે વિદ્યાર્થીઓ ખુલ્લખોળના ટોળાની માફક હો હો ધસમસ્યા. કરતા છીમા તરફ દોડ્યા પણ જ્યારે સામો માણસ મક્કમ હોઠ ભીડીને ઉભો હોય છે ત્યારે એનામાયે અતુલ બળ આવે છે–'મારુ શરીર ઉપાડી ખસે તો નથી રહ્યા સૂરી પરંતુ નહી ભરૂ" એમ હજારો માણસમા વચ્ચે કહી શકાય છે. છીમો ચસક્યો નહીં. લીલાધર–શાન્તિ અને બીજા કરેન વચમા પડ્યા. શુ છે એ સાંભળી વાત પ્રીન્સીપાલ સાહેબના હાથમા મૂકવા કહ્યું, એટલામા એ. એમ પ્રોફેસરો અને રેગીડેન્સીના સુપ્રીન્ટેન્ડેટ આવ્યા, અને ટોળામા માગ થયો. પ્રોફેસરે ગંભીર ચહેરે કરડી નજરે ટોળામા જ બૂમ પાડી—

"*Silence Gentlemen if you plea e, for a moment* ; અવાજ ચવાજની પદ્ધતિ અને ચહેરો જોતા જ વિદ્યાર્થીઓ મુગા થઈ ગયા. પ્રૉફેસર છીમાપાસે ગયા. એના ખભા ઉપર હાથ મૂક્યો અને પૂછ્યુ "બોલ! શી હકીકત બની?" છીમો ધ્રુજતો હતો–હોઠ ફફડતા હતા "માબ–સાહેબ! મને ખબર નથી કે આજ કૉલેજની રેસ હશે. અમે જાગ નાખી હતી ને અમને ગાળો દીધી ને અમારા દોરડા કાપી નાખ્યા—" છીમો પુરુ કરે તે પહેલા જ Cમનાન નાથુ મારી મ્હારા નીકળી આવ્યો અને પ્રૉફેસરની રૂબરૂમા શાન્તિથી–વિવેકથી–ધીરેથી બોલવું જોઈએ એનુ ભાન જ ન રાખતા ફફડી ઉઠ્યો "જુઓ છે હરામખોર અમે તો ખસવાનું કહ્યુ પણ ખસ્યો જ નહીં–આના–પોલીસને સોંપી છ મહીના માંમાની રવેનીમા મોકલાવું–માના કાકા પોલીસમા—"

"અને મારી જાળના પૈસા તમારા દાદાપાસેથી ન લઉં તો મારા બાપના સમ!"

આમ બન્ને વચ્ચે તકરાર ચાલી ને પ્રૉફેસરે બન્નેને ચુપ કર્યા "લડાઈ શરૂ થઈ તે વખતે કોણ હતુ? ખરી હકીકત કોણ જાણે છે?"

લીલાધર આગળ આવ્યો "હા, જી! હું જાણુ છુ–સાહેબ અમે એને આના ખસવા ધીરેથી કહ્યુ તે ખસનો હતો પણ એટલામાં આમણે મીજાજ કર્યો ને બીચારાની જાળ કાપી નાખી"

"બાપ્સિાહેબ! જાળ એ તો અમારો રોટલો. કાળ સવારે ઉગી ખાએ શુ? જાળ બનાવવાના કેટલા પૈસા થાય છે તે તમને માસ્તર લોકો ક્યાથી ખબર? અમે ગરીબ માણસ

નુકશાન પામીયે-માર ખાઈએ અને પાછા તમે હમારા ઉપર ધસી આવો જાવો, તમારાથી થાય તે કરજો કેમકે મરકાર ખાવા તો આપશે ને!"

ઉર્ગનાનન ચલ્યા "ભાલા ધીરેથી કહ્યું તોયે ખમ્યો તો નહી! કોણે તારી જાળ તોડી છે? હાથે તોડી લાવ્યો હોશિ"

"સાહેબ હુ જુઠો છુ કે એ જોવુ હોય તો જુઓ એના ગજવામાથી મારી જાળ કાપેલી છે તેનો ટુકડો દેખાય!"

"ઉર્ગનાન! ઉસ્કેરાઈ ન જાઓ-હાથે કરી તમારો કેસ તમે ખરાબ કરો છો"

"કેસ ખરાબ કરો છો કરતા આવ્યા! મી લીનાધર! ચુપ હુ કાઈ તમારો લેડી શાન્તિલાલ જેવો નથી હોહો! બચ્ચા! તને પણ જોઈ લઈશ મારા ઉપર હુમનો *Assault* માટે હુ ફરીયાદ માડીશ"

ચદુનાન આવ્યા, 'સાહેબ-ઝીમો તો ચાલ્યો ને તમે કાઈ જ કહેતા નથી ખરી વાત કોની? હવે આ બધાને પુછો"

"શુ પૂછુ! મને તો ઝીમાનો બહુ વાક જણાતો નથી અને લીનાધર અને શાન્તિ તમારી વિરુદ્ધ સાક્ષી આપે છે તમારા તરફથી કોઈ કહેનાર નથી" ઉર્ગનાનના હૃદયમા બળતામા ઘી હોમાયુ-' શુ! સાહેબ! આ બે જણાના કહેવા ઉપર વિશ્વાસ! તમને હમારા ઉપર વેર જ છે"

"ઉર્ગનાન આ જનોઈની સોગન! તેં ગાળો ન હોતી દીધી-એનુ દોરડુ લઈ અને રુસ્તમે ન હોતુ કાપ્યુ?"

"પણ મ્હે કહ્યુ ને શા માટે તે એકદમ ન અટક્યો?"

"શાન્તિ! આપણે ઝીમાને કહ્યુ કે તરત જ જાળ વીટતા ન હોતો જતો?",

"ખરૂ છે ઝીમો એમ અણસમજુ ન હોતો"

ઠી- છે ઉર્ગનાન! રુસ્તમજી, ચદુ તમો પ્રીન્સીપાલસાહેબ હમારા ઓફીસમે માટે રૂમમા જ રહેજો! આજ તમારે કાઈ જવાનુ નથી "*Gentlemen, go to your places Now no race to-day*" ઓર્ડર થયો ને વિદ્યાર્થીઓના ટોળા આજના ઐતિહાસિક યુદ્ધના '*College Canal* યુદ્ધની વાત કરતા વિખરાયા શાન્તિએ જતા જતા ઝીમાના છોકરાના હાથમા રૂપીઓ મક્યો રુસ્તમજી-ઉર્ગનાન ને ચદુનો મિજાજ એમના હાથમા નહોતો પ્રતાળ-કરે પૈના સાહુનર વગેરે માટે પ્રોફેસરો અને પ્રીન્સીપાલને હમારા ઉપર જ વહેમ છે અને પેલા શાન્તિએ કાન ભંભેર્યા છે એમને મળીને આપણને હેરાન કરવા છે ને આ મ્હાનુ જડ્યુ છે એટલે આપણે સાચા કીએ તો પણ પ્રીન્સીપાલસાહેબ માનશે નહી ને શિક્ષા કરશે એ જ વાતો કરતા-કરશે-*Rusticate* કે તો ત્રણે સાથે જ જવુ એમ વિચાર કરતા ચાલ્યા ચો કપાસમા બહારથી કોલેજમા-કોલેજની-રેસીડેન્સીમા-કોલેજના કમ્પાઉન્ડમા શાન્તિ રેનાઈ

માબાપોમાંથી કેટલાક "વિદ્યાર્થીઓને માનવા જ જોઈએ ડરી-વગઆગળ ભણતા નથી, કહ્યું માનતા નથી, જાહેરસભાઓમાં વખત બગાડે છે" કરી પ્રીન્સીપાલનો પક્ષ લેવા લાગ્યા ત્યારે કેટલાકે પોતાના પુત્રોને આ કૉલેજમાંથી ઉપાડી લેવા નિશ્ચય કર્યો જૂના મતના હિન્દુઓ-નાતિપ્રિયમાં દેશની વાત જણાતા વિદ્યાર્થીઓની હડતાલ રખાણી હતી અને ખાનગી અમારે પક્ષે ચાલતી કૉલેજમાં આમ ધમગોળો થાય પ્રોફેસરો આમ આપખુદી નતા ચલાવે એ ન બને માટે એ પ્રીન્સીપાલને કાઢવા માટે જાહેર સભા બોલાવવાની જબરી હીલચાલ થઈ વિદ્યાર્થીઓ હડતાળ પાડવા તૈયાર થયા અને પ્રીન્સીપાલ સપુંકર પાડી પેંચી ! લેક્ચર વિદ્યાર્થીને કાઢી ! મૂકે અને કોઈને શિક્ષા ન કરવા વચન ન આપે ત્યાંસુધી કોઈએ કૉલેજમાં ! જવું નહીં એ વિદ્યાર્થીઓને ગમે તેમ કરવાની છૂટ અને પ્રોટેસ્ટ મિટીંગમાં પ્રીન્સીપાલને દૂર કરવા અગર મારી ભગાડવાનો ઠરાવ કર્યો આ ગરમાગરમી એટલી નહીં પડી હતી કે આનું શું પરિણામ આવશે એ કહી શકાતું ન હોતું ત્યાં બોર્ડ-કૅમ્પની માગણીની વાત થઈ આમાં પક્ષપાત અને ઉમળકાવાળ રૂસ્તમજી અને નદુનો ચોખ્ખો વાંક હતો એટલે એ જ તોફાની છોકરા છે, બીજાને ચડાવનાર છે અને કૉલેજમાં ધાંધલ કરનાર છે એમ ઘણાનું માનવું થયું પ્રીન્સીપાલ અને બીજા પ્રૉફેસરોની ખાનગી મીટીંગ તે બાબત થઈ રૂસ્તમ, શાન્તિ, લીલાધર-અને પેલા ત્રણ ગુનેગારની જુબાની લેવાઈ, તે ઉપરાંત હડતાળ અને વિદ્યાર્થીઓની પ્રોટેસ્ટ મીટીંગ સમ્બન્ધી પણ તપાસ થઈ પેપરો અને માબાપોના પત્રોની નોંધ લેવાઈ પ્રીન્સીપાલનો મીજાજ હાથથી ગયો હતો પોતે મૂળ હિન્દુ સંસ્થામાં બાળકો વર્ણનને તાબે રહેવા જ જોઈએ, સ્ત્રીઓએ મુખ્ય પુરુષોની માલીકી હેઠળ છે એવી માન્યતા અને સંસ્કારવાળો હતો એટલે વ્યક્તિસ્વાતંત્ર્ય સ્હામાં થવું, હક્કોને અને ન્યાયબુદ્ધિ ન રુચે તો વિરુદ્ધ પડવું, હડતાળ પાડી વિરુદ્ધતા દર્શાવવી પત્રોમાં કે પ્રોટેસ્ટ મીટીંગમાં બતાવવા કારનામા નવા વિચારો તેને ન ગમ્યા અને *In repression lies our salvation* એમ એને થયું, અને નોકરી જાય કે નૅશનલ કૉલેજ ભાગે તો પણ સખ્ત પગલાં લઈ સખ્તમાં સખ્ત શિક્ષા કરી દાખલો બેસાડી આ જ કૉલેજમાં નહિ પણ આખા દેશની બીજી કૉલેજોમાં પણ ત્રાસ પડે એમ કરવા એ તૈયાર થયો પત્રોના અધિપતિઓ, માબાપો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો, બોર્ડના સત્તાધારીઓ વિગેરે આવી મળી ગયા અને સમજાવી ગયા બંને પક્ષને કહ્યું પણ પ્રીન્સીપાલ એકનો બે ન થયો અને 'નોટીસ' એટલો જ ઉત્તર આપી રાત્રેને ગરે જ કૉલેજના નોટીસબોર્ડ ઉપર, રેસીડેન્સીમાં અને પ્રૉફેસરોને હાથોહાથ બીજે દિવસ લેક્ચર હૉલમાં તમામ વિદ્યાર્થીઓએ, પ્રૉફેસરોએ અને ટ્રસ્ટીઓએ હાજર રહેવું એવી નોટીસ ચ્હોડી અને ફરી આખી રાત કેમ જશે એમ સર્વને ચિંતા થઈ અને થયું પણ એમ જ બીજો દિવસ થયો રેસીડેન્સીના ઓરડામાં અને બાથરૂમમાં નિત્ય પ્રમાણે ધાંધળ શરૂ થઈ ન્હાવાનું અને ધોતીયું, કોટ, ચપ્પલ, શ્વેત કે પાઘડી, હાથમાં છૂટા કાગળમાં સાબુ-એમ વિદ્યાર્થીઓની અવરજવર થઈ, રસોડામાં પાટલા થાળી ખખડ્યા પુરી, શાક, દાળના સબડકા લેવાતા હતા પણ બધાના જીવ આજ તાળવે ટાંગ્યા હતા કામ ભૂખ્યું ભૂખ્યું ચાલતું હતું ન ચાલે એટલો જ

ચોચાટ થતો હતો, લેક્ચર હૉલમા પટાવાળા સાફસૂફ કરી, ખુરસીઓ અને બાકડા ગોઠવતા હતા; કૉલેજ હૉલની ભીંત ઉપર ચારે બાજુ દેશના મહાન્ સ્વદેશાભિમાની પુરૂષો રાનડે, દાદાભાઈ, સર ટી, માધવરાવ અને ગીબન ધી શુક જેવાની છબીઓના પડદા ઉચા લઈ લેવાયા હતા પ્લેટફોર્મ ઉપર પ્રીન્સીપાલને માટે ખુરસી ગોઠવાઈ હતી અને મેજ ઉપર લીલી બનાત પાથરી તાજો બ્લોટીંગ પેપર, ખડીઆ અને કાગળની ચોકડી તૈયાર રાખ્યા હતા અગીઆર વાગ્યા ઘટ વાગ્યો ને કૉલેજના તમામ વિદ્યાર્થીઓ ક્રમવાર–ક્લાસવાર જાણે મિનારાઓમા–કૉલેજના રિવાજના કાંઈ ન આવે તે ઢબમે બેસતા તેમ બેઠ લેડીઝ આગળી બાજુ બેઠી હતી જમણી બાજુ પ્રૉફેસરો હતા અને ડાબી બાજુ ફેલોઝ, ટ્રસ્ટીઓ અને સુપ્રીન્ટેન્ડેન્ટો હતા એક પટાવાળો–જમાદાર પટો પહેરી પ્રીન્સીપાલની ખુરશી પાછળ ઉભો હતો બીજા બે બાજુના બારણા પાસે હતા ને પગી–દમાન સામી ભીંતે ઉભા હતા પ્રૉફેસરો પોતપોતાના યુની વર્સીટી ગાઉન–બા પહેરી પદવીવાર ગોઠવાયા હતા અને પ્રીન્સીપાલ હાથમા કાગળનુ બંડલ, કાળો ગાઉન, વિલાયતની યુનીવર્સીટીની ટોપી, અને બેચાર પદો પહેરી, ગભીરમુદ્રા અને મક્કમ પગને આવી પ્લેટફોર્મ ઉપર ચડ્યો સર્વએ ઉભા થઈ તેને માન આપ્યુ પ્રીન્સીપાલ ઉભો થયો અને સર્વત્ર બહારથી શાન્તિ પણ અંદરથી જ્વાળા સળગતી હોય એ સ્થિતિ થઈ હતી પ્રીન્સીપાલે શરૂ કર્યુ —

"મ્હારા પ્રીતદશ ! વિદ્યાર્થીઓ ! કૉલેજના ઈતિહાસમા આજના જેવો દિવસ કદી ન આવે એમ હૂ અંત:કરણપૂર્વક ઇચ્છુ છુ ને તમે પણ ઇચ્છતા હશો આ લેક્ચર હૉલમા આપણે આજ શેક્સપીયર કે ડેન્ટી કે વર્ડ્ઝવર્થના સાહિત્યની ચર્ચા કરવા ભેગા થયા નથી તે તમે સારી પેઠે સમજો છો આજ કૉલેજના એક મહાન પ્રશ્નનો નિર્ણય થવાનો છે આજ આપણા શાસ્ત્રમા લખાયેલી 'आज्ञा गुरूणामविचारणीया' અથવા–કુટુમ્બનો મુખ્ય માણસ–ગુરુજન કહે તે દોરવે એ જ માર્ગ અને એ સૂત્ર ગ્રહણ કરવુ કે પશ્ચિમના આપણા વાતાવરણને ન રચતા નવી–વ્યક્તિસ્વાતંત્ર્યને નામે સ્વચ્છન્દતા, ઉદ્ધતાઈ, વૃદ્ધોને નેતાઓ હવે મૂર્ખા છે, હવે એમનો સમય ગયો છે, લગામ અમને સોંપવી જોઈએ એ સૂત્ર ગ્રહણ કરવુ એનો નિર્ણય થશે બે ચાર દિવસમાં આપણા આચરેલાને અને આપ પ્રજાને ન છાજે એવા બનાવ બન્યા છે અને તે માત્ર બે ચાર ઉછાંછળા છોકરાઓ અને છોકરીઓ–કૉલેજના વિદ્યાર્થીઓ જાણે મિત્ર હોય તેમ માન નાર લોકપ્રિય થવાની લોલુપતા રાખનાર બેચાર પ્રૉફેસરો અને ટ્રસ્ટીઓએ આપેલી સ્વતંત્રતાનુ જ પરિણામ છે આ સર્વએ આપણા આશ્રમનો કૉલેજના હિતનો કૉલેજના ઉદ્દેશનો અને કૉલેજમાં અત્યાર સુધી જે એકતા જળવાઈ છે તેનો વિચાર કર્યો હતો તો આ સ્થિતિ ન થાત અરજ અને કરનાર ટાળી પુરતો આપણા હિતો માટે જ આટલા કાગળોસર અમુક વ્યસન પરિણામિવિદ્યાર્થી ન વાંચવા એમ કહે છે અમુક સભાઓમા હાજર ન રહેવા જણાવે છે અને અમુક પુસ્તકો વાંચવા મનાઈ કરે છે પરન્તુ દુર્ભાગ્યે અત્યારે તો એવી સ્થિતિ થઈ છે 'સ્વાતંત્રી'

---

ગૃહ્ય તત્ત્વજ્ઞાન (ત્રણ ભાગમાં) • મુ–પ્રકા એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

માબાપોમાથી કેટલાક "વિદ્યાર્થીઓને દમાનવા જ જોઈએ કરી–ઘરઆગળ ભણતા નથી, કહ્યું કર્યું માનતા નથી, જાહેરસભાઓમા વખત બગાડે છે" કરી પ્રીન્સીપાલનો પક્ષ ખેચવા લાગ્યા ત્યારે કેટલાકે પોતાના પુત્રોને આ કૉલેજમાથી ઉઠાડી લેવા નિશ્ચય કર્યો જૂના મતના હિન્દુઓ–જ્ઞાતિપ્રિયમા ટેકની વાત જણાતા વિદ્યાર્થીઓની હડતાલ વખણાઈ હતી અને ખાનગી અમારે પૈસે ચાલતી કૉલેજોમા આમ ધર્મબોળો થાય પ્રૉફેસરો આમ આપખુદી સત્તા ચલાવે એ ન બને માટે એ પ્રીન્સીપાલને કાઢવા માટે જાહેર સભા બોલાવવાની જબરી ચળવળ થઈ વિદ્યાર્થીઓ હડતાળ પાડવા તૈયાર થયા અને પ્રીન્સીપાલ સર્ક્યુલર પાછો ખેંચી ન લે કે વિદ્યાર્થીને કાઢી ન મૂકે અને કોઈને શિક્ષા ન કરવા વચન ન આપે ત્યાસુધી કોઈએ કૉલેજમા ન જવું લેડીઝ વિદ્યાર્થીઓને ગમે તેમ કરવાની છૂટ અને પ્રોટેસ્ટ મિટીંગમા પ્રીન્સીપાલને દૂર કરાવવા અગર માફી મગાવવાનો ઠરાવ કરવો આ ગરમાગરમી એટલી વધી પડી હતી કે આનું શું પરિણામ આવશે એ કહી શકાતુ ન હોતુ ત્યા બોર્ટ–કેસની સાગમારીની વાત થઈ આમા પણ પડ્યા અને ઉશ્કેરનાર રૂસ્તમજી અને ચંદુનો ચોખ્ખો વાંક હતો એટલે એ જ તોફાની ટોળકી છે, બીજાને ચડાવનાર છે અને કૉલેજમા ધાંધળ કરનાર છે એમ ઘણાનું માનવુ થયુ પ્રીન્સીપાલ અને બીજા પ્રૉફેસરોની ખાનગી મીટીંગ રાત્રે ભરાઈ જીવા, શાન્તિ, લીલાધર–અને પેલા ત્રણ ગુન્હેગારની જુબાની લેવાઈ, તે ઉપરાંત હડતાળ અને વિદ્યાર્થીઓની પ્રોટેસ્ટ મીટીંગ સમ્બન્ધી પણ તપાસ થઈ પેપરો અને માબાપોના પત્રોની નોંધ લેવાઈ પ્રીન્સીપાલનો મીજાજ હાથથી ગયો હતો પોતે મૂળ હિન્દુ સંસ્કૃતમા બાળકો વડિલને તાબે રહેવા જ જોઈએ, સ્ત્રીબાળકો મુખ્ય પુરુષોની માલીકી હેઠળ છે એવી માન્યતા અને સંસ્કારવાળો હતો એટલે વ્યક્તિસ્વાતંત્ર્ય મહામા થતુ, હુકમને અને ન્યાયબુદ્ધીને ન રુચે તો વિરુદ્ધ પડવા, હડતાળ પાડી વિરુદ્ધતા દર્શાવવા પેપરોમા કે પ્રોટેસ્ટ મીટીંગમા બગાપો કાઢવાના નવા વિચારો તેને ન ગમ્યા અને *In repression lies our salvation* એમ એને થયું અને નોકરી જાય કે નૅશનલ કૉલેજ ભાગે તો પણ સખ્ત પગલા લઈ સખ્તમા સખ્ત શિક્ષા કરી દાખવો બેસાડી આ જ કૉલેજમા નહિ પણ આખા દેશની બીજી કૉલેજોમા પણ ત્રાસ પડે એમ કરવા એ તૈયાર થયો પત્રોના અધિપતિઓ, માબાપો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો, અને બોર્ડના સત્તાધારીઓ વિગેરે આવી મળી ગયા અને સમજાવી ગયા બન્ને પક્ષને કહ્યું પણ પ્રીન્સીપાલ એકનો બે ન થયો અને ' જોઈશ ' એટલો જ ઉત્તર આપી રાતેને રાતે જ કૉલેજના નોટીસબોર્ડ ઉપર, રેસીડેન્સીમા અને પ્રૉફેસરોને હાથોહાથ બીજે દિવસ લેક્ચર હોલમા તમામ વિદ્યાર્થીઓએ, પ્રૉફેસરોએ અને ફેલોએ હાજર રહેવુ એવી નોટીસ ચહાડી અને ફેરવી આખી રાત કેમ જશે એમ સર્વને ચિંતા થઈ અને થયુ પણ એમ જ બીજે દિવસ થયો રેસીડેન્સીના રસોડામા અને બાથરૂમમા નિત્ય પ્રમાણે ધાંધળ શરૂ થઈ ટુવાલ અને ધોતીયુ, શર્ટ, ચંપલ, સ્લીપર કે પાવડી, હાથમા છત્રી કે ડબામા સાબુ–એમ વિદ્યાર્થીઓની અવરજવર થઈ, રસોડામા પાટલા થાળી ખખડયા પુરી, શાક, દાળના સબડકા લેવાતા હતા પણ બધાના જીવ આજ તાળવે ટાંગ્યા હતા કામ મુગુ મુગુ ચાલતુ હતુ ન ચાલે એટલો જ

ઘોંઘાટ થતો હતો, લેકચર હૉલમા પટાવાળા સાફસૂફ કરી, ખુરશીઓ ને બાકડા ગોઠવતા હતા કૉલેજ હૉલની ભીંત ઉપર ચારે બાજુ દેશના મહાન, સ્વદેશાભિમાની પુરૂષો ગનડે, દાદાભાઈ, સર ટી માધવરાવ અને ગીપન ધીરુક જેવાની છબીયોના પડદા ઉંચા લઈ લેવાયા હતા પ્લેટફૉર્મ ઉપર પ્રીન્સીપાલને માટે ખુરશી ગોઠવાઈ હતી અને મેજ ઉપર કાળી બનાત પાથરી તાજો બ્લોટીંગ, ટો ર, ખડીયો અને કાગળની થોકડી તૈયાર રાખ્યા હતા. અગીઆર વાગ્યા ઘટ વાગ્યો ને કૉલેજના તમામ વિદ્યાર્થીઓ ક્રમનાર–ક્લાસનાર જાહેર મિનારામા–કૉલેજના સિવાયના કોઈ ન આવે તે હિસે બેસતા તેમ બેઠા લેડીઝ આગલી બાજુ બેઠી હતી જમણી બાજુ પ્રૉફેસરો હતા અને ડાબી બાજુ ફેલોઝ, ડેમોન્સ્ટ્રેટરો અને સુપ્રીન્ટન્ડેન્ટો હતા એક પટાવાળો–જમાદાર પરો પહેરી પ્રીન્સીપાલની ખુરશી પાછળ ઉભો હતો બીજા બે બાજુના બારણા પાસે હતા ને પગી–હમાલ સામી ભીંતે ઉભા હતા. પ્રૉફેસરો પોતપોતાના યુની વર્સીટી ગાઉન–વાર પહેરી પતીવાર ગોઠવાતા હતા અને પ્રીન્સીપાલ હાથમા કાગળનું બંડળ ડાબો ગાઉન, વિલાયતની યુનીવર્સીટીની ટોપી, અને મેચાર સાર પહેરી, ગભીરમુદ્રા અને મક્કમ પગલે આવી પ્લેટફોર્મ ઉપર ચડ્યો સર્વેએ ઉભા થઈ તેને માન આપ્યુ પ્રીન્સીપાલ ઉભો થયો અને સર્વત્ર બહારથી શાન્તિ પણ અંદરથી જ્વાળા સળગતી હોય એ સ્થિતિ થઈ હતી પ્રીન્સીપાલે શરૂ કર્યું —

"મ્હારા બીરાદરો ! વિદ્યાર્થીઓ ! કૉલેજના ઇતિહાસમા આજના જેવો દિવસ ફરી ન આવે એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છુ છુ ને તમે પણ ઇચ્છતા હશો આ લેકચર હૉલમા આપણે આજ મૈત્રીની કે ડેન્ટી કે વર્ડ્ઝવર્થના સાહિત્યની ચર્ચા કરવા ભેગા થયા નથી તે તમે સારી પેઠે સમજો છે આજ કૉલેજના એક મહાન પ્રશ્નનો નિર્ણય થવાનો છે આજ આપણા શાસ્ત્રમા વખાણેલી આજ્ઞા ગુરૂણામવિચારણીયા' અધશ્રદ્ધા–કુટુમ્બનો મુખ્ય માણસ–ગુરૂજનવડિલ કહે કે ગમે તે એ જ માગ અને એ સૂત્ર ગ્રહણ કરવુ કે પશ્ચિમના આપણા વાતાવરણને ન રચના દ તાણ–વ્યક્તિસ્વાતન્ત્ર્યને નામે સ્વચ્છન્દતા,ઉદ્ધતાઈ,જુદોને નેતાઓ હવે ભૂખા છે, હવે એમનો સમય ગયા છે,લગામ અમને સોંપવી જોઈએ એ સૂત્ર ગ્રહણ કરવુ એનો નિર્ણય થશે બે ચાર દિવસમા આપણા આચરણને અને આપ પ્રજાને ન છાજે એવા બનાવ બન્યા છે અને તે માત્ર બે ચાર ઉછાળ્યા છોકરાઓ અને છોકરીઓ–કૉલેજના વિદ્યાર્થીઓ જાણે મિત્ર હોય તેમ માન નાર નામપ્રિય થવાની લોલુપતા રાખનાર બેચાર પ્રૉફેસરો અને ફેલોઝે આપેલી સ્વતંત્રતાનું જ પરિણામ છે આ સર્વેએ આપણા આચરણનો કૉલેજના હિતનો કૉલેજના ઉદ્દેશનો અને કૉલેજમા આચાર મર્યાદા જે એના જળવાઈ છે તેનો વિચાર કર્યો હત તો આ સ્થિતિ ન થાત સમાજ અને વડતા–ડાહ્યા પુરુષો આપણા હિતો માટે જ આપના કાગળુસર અમુક ન્યૂસ પેપરો–વિદ્યાર્થીઓ વાચતા એમ કહે છે, અમુક સભાઓમા હાજર ન રહેવા જણાવે છે અને અમુક પુસ્તકો વાચવા મનાઈ કરે છે પરંતુ હવાયે આનારે તો એવી સ્થિતિ થઈ છે કે'નાહી'

---

[1] કુન ગટેશાન ( બે ભાગમા ) રૂ ૫–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુબાઈ

સમાલોચક

૨૫૨, ઈ સ ૧૯૧૭

## The Hope of Civilisation

"In the coming days it will be seen that in a sane healthy relationship between men and women is the basis of any proper social reconstruction. If this relationship is unhealthy, morbid or untruthful we can hope for nothing. I am speaking as a man being a man but also because I believe that in the woman's side of this relationship there is far less need of radical change. A man must pledge himself to endeavour to treat every woman of whatever age as he would wish his own mother, wife or sister to be treated and he must pledge himself to do all in his power to redress any wrongs he may hear of or see done to women. In the healthy co-operation of the sexes lies the hope of our civilisation."

*—Sydney Ransom*



# અમેરીકન તીજોરીઓ મોટે ભાગે કચરા જેવી હોય છે એવું અમેરીકનો જ કહે છે.

અમેરીકામાં સાનફ્રાન્સીસ્કોમાં થોડાં વર્ષ ઉપર મોટી આગ થઈ હતી અને ત્યાં હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરીકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતાં અમેરીકાનું હુન્નર ઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાનિયું નામે 'સાયન્ટીફીક અમેરીકન' તા. ૨૬ મા મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે,—

'મોટી દિલગીરી સાથે કહેવું પડે છે કે સાનફ્રાન્સીસ્કોની આગથી ઘણાક મેકરોની ફાયરપ્રુફ હોવાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઈ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગયેલી તીજોરીઓ જો કે લાકડાની પેટી કરતાં વધુ સારી હતી નહીં, તો પણ તેના બનાવનારા યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોવાની મોટી મોટી વાતો કરીને તે વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનું નામ આપી વેચનારાઓના કારખાના અને દુકાનો સંસાર હમેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ.'

## ગોદરેજનું કારખાનું—

ગેસ કંપની પાસે, પરેલ, મુંબાઈ.

# સો વરસનું પુરાણું ખાતું

જુના ગોપાલદાસ બરફીવાળા અને

મીઠાઈવાળા

મુંબાઈ

મોઘા મશાલા અને સ્વચ્છ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો મગાવાની ભલામણ કરવામાં આવેછે.

બદામની બરફી — સુતરફેણી

પીસ્તાની બરફી — હલવા

માવાના પેંડા — ચેનીના ગુંજા

માવાના ઘુઘરા — ઓરેંજ વીગે

કોપરા પાક — સુમ હલવા

બાસુદી — દરેક જાતના

શ્રીખંડ — આરાણીના લાડુ

મગજ વગેરે — બુંદીના લાડુ

ઘણી જાતની — જલેબી ગેસુર



સુરતી મીઠાઈઓ—મગજ ધારી

ટેલીગ્રાફિક એડ્રેસ, "Burfee Shop"

સી. પી. ટેન્ક. ટેલીફોન નં ૧૧૦૭

પંકાયેલા, પુરાણા અને મનપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતું?

પહેલા પાયોનીયર

હજી પણ કંઈ નવી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર અને નવા આકારો

**તૈયાર કર્યાં જ જાય છે!**

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

**જરૂર જ મોહશો!**

પરિણામે અમને પગલ્યા વિના

**છુટકો જ નથી!**

પછી આજે આવો કે કાલે!

## અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન નં. ૭૮૦.

નવું પુસ્તક ! ૧ નવું પુસ્તક !

## કિન્ડર ગાર્ટન

સંબન્ધી છ લેખો

લેખક—રા. હિમતલાલ ગણેશજી અંજારીઆ, એમ. એ. એલ્. ટી. બી.

કિંમત આના ૭, ટપાલ ખર્ચ જુદું

---

નવું પુસ્તક ! ૨ તૈયાર છે !

## પાંચ પ્રેમકથા.

આ પાંચ પ્રેમકથાઓ શુદ્ધ વાચનનો એક ઉત્તમ નમૂનો છે

લેખક—રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલએલ. બી.

મૂલ્ય રૂ ૦–૬–૦

---

નવું પુસ્તક ! ૩ નવું પુસ્તક !

સ્વ. સૌ. વસન્તબા ચન્દ્રશંકર પંડ્યા કૃત

## નિર્ગુણલક્ષ્મી અને સદ્‌ગુણલક્ષ્મી

તથા અન્ય લેખો

કિંમત રૂ ૦–૧૦–૦ પોસ્ટેજ જુદું

એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, બુકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨

---



# ઘણોજ અમૂલ્ય લાભ !

ગુજરાતના ગ્રન્થકારોના પુસ્તકોની ટૂંકી જાહેરખબરો ઘણાજ સસ્તા ભાવે 'સમાલોચક'માં લેવામાં આવશે. ભાવ માટે પુછાવો.

૨

'સમાલોચક'માં છપાતા ચિત્રોના બ્લૉક ભાડે કે વેચાતા મળી શકશે. ભાવ માટે પુછાવો.

૩

ફોટો ઝિંક બ્લૉક્સ કરાવવાની ઇચ્છા રાખનારાઓને 'સમાલોચક' ઑફિસ તરફથી એવા બ્લૉક્સ સસ્તી કિંમતે તૈયાર કરાવી આપવામાં આવશે. એક વખત ખાત્રી કરવા સૌને વિનંતિ કરવામાં આવે છે.

વિશેષ માહિતી માટે લખો—

વ્યવસ્થાપક "સમાલોચક"ને.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨.

'પાનું ફેરવો' અને વાંચો—

# "વિજ્ઞાપન."

સહાનુભૂતિ અને હૃદયના પવિત્ર સત્કારના

લ્હાણા વેચશો.

પ્રત્યેક ગ્રાહકબંધુ પોતે નવા વર્ષમાં

પણ ગ્રાહક તરીકે ચાલુ રહી, નવા વર્ષ માટે વધારે

નહિ તો કેવળ બબ્બે જ ગ્રાહકો કરી આપશે,

તો

સમાલોચકની સેવા તો થશે જ

અને

તે માટે અમે તેમના ઋણી બનીશું

પણ તે રીતે

ગુજરાતની અને ગુજરાતી સાહિત્યની સેવા

પણ

અનુપમ રીતે થશે ?

# વિજ્ઞાપન.

ચાલુ ડીસેમ્બર માસ અમારા ત્રીજા વર્ષ સાથે "સમાલોચક"નું આ વર્ષ પુરું થઈ જાન્યુઆરી ૧૯૧૮ ના અંકથી 'સમાલોચક'નું નવું વર્ષ શરૂ થાય છે તે વાત ઉપર અમારા ગ્રાહકોનું ધ્યાન ખેંચતા અમે વિનતિ કરીએ છીએ કે,

જાન્યુઆરી ૧૯૧૮થી 'સમાલોચક'નું ચાલુ વાર્ષિક લવાજમ સર્વ ગ્રાહકો માટે રૂપીઆ ત્રણ, અને હિન્દુસ્તાન બહારના ગ્રાહકો માટે રૂપીઆ પોણાચાર લેવામાં આવશે. 'સમાલોચક'ના આજ સુધીના વ્યવહારમાં શરૂઆતમાં લેવામાં આવતા લવાજમના નિયમ વિરુદ્ધ જઈને પણ કેટલેક વખતે વર્ષ પુરું થતા સુધી પણ કેટલાક ગ્રાહકોના લવાજમ માટે રાહ જોવામાં આવતી હતી.

પરંતુ, નવા અમુક માસ પર્યન્ત અને કેટલીક મુદત સુધી લગભગ આખું વર્ષ માસિક મગાવ્યા પછી અમારા ગ્રાહકો તરફથી છેવટે વી. પી. પાછું ફેરવવામાં આવે છે તેને લીધે અમારે ઘણા ખર્ચમાં ઉતરવું પડે છે તેથી,

અમારા સર્વ ગ્રાહકબન્ધુઓને આવી વિનતિ કરીએ છીએ કે ૧૯૧૮ ના નવા વર્ષથી જે ભાઈઓએ અને બહેનો સન્નારીઓએ માસિક મગાવવું ના હોય તેમણે ડીસેમ્બર માસ સુધીમાં તાકીદથી અમને તે પ્રમાણે ખબર કરવાની કૃપા કરવી અને જેમને ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઈચ્છા હોય તેમણે માસિકનું લવાજમ રૂ. ૩) અને હિન્દુસ્તાન બહારના ગ્રાહકોએ રૂ. પોણાચાર તાકીદથી અમને મોકલી આપવા કૃપા કરવી કારણ કે નવા વર્ષથી લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવશે. હિન્દુસ્તાન બહારના જે ગ્રાહકોના લવાજમ ડીસેમ્બરની છેલ્લી તારીખ પહેલા નહિ મળ્યા હોય તેમને જાન્યુઆરીથી અંક મોકલવામાં આવશે નહિ.

૧૯૧૭ ના જાન્યુઆરીથી કેટલીક આર્થિક અગવડો વેઠીને પણ સમાલોચકમાં નિયમ કરતા વધારે પૃષ્ઠ અને વધારે ચિત્રો આપવામાં આવ્યા છે તે રીતે ૧૯૧૮ માં પણ આપવામાં આવશે, એટલુંજ નહિ પરન્તુ યુદ્ધ શમે અને શાન્તિ પ્રવર્તે તો 'સમાલોચક' ને હજી વધારે મનોરમ કરવાનો અમારો અભિલાષ છે અને વધારે ચિત્રો તથા બનતા પ્રયત્નથી મેળવીને ઉત્તમ લેખો આપી સમાલોચકમાં કલા અને સાહિત્યને વધારે નવીન સ્થાન આપવા અમારો નમ્ર સંકલ્પ છે, તે સંકલ્પની સિદ્ધિ અમારા ઉદારચરિત અને સાહિત્યપ્રિય ગ્રાહકો અને ગુજરાતના અભ્યાસકો અને સુશિક્ષિત લેખકો, અને ગુજરાતના ચિતારાઓ એ સૌના ઉપર જ આધાર રાખે છે. ગુજરાત અને ગુજરાતી ભાઈઓ માટે અભિમાન રાખતા સ્વયંસેવકોએ પોતાના વિચાર આચારમાં મૂકી કાર્યવાહી થવાની ખાસ જરૂર છે. સમાલોચકના કાર્યવાહકો તેમના ઉત્સાહને અને સહાનુભૂતિને પ્રેમથી સન્માનસહિત વધાવી લેવા નિરંતર તૈયાર છે, અને તે માટે તે હમેશા આગ્રહી અપેક્ષા રાખે છે.

ગુજરાતના ઉત્સાહી ચિતારાઓ, એમેચ્યુર ફોટોગ્રાફરો અને વિદ્વાન અને ઉત્સાહી લેખકો પોતાની કૃતિઓથી સમાલોચકના કલાસંગ્રહમાં પોતાના તરફથી સાહાય્ય આપી અમને ઉત્સાહ અને ઉત્તેજન આપશે એવી અમને જરૂર આશા છે, અમે અંતે તે સર્વને અમને સહાયભૂત થવા નમ્ર વિનતિ કરીએ છીએ. તેમ જ અમારા ઉદારચરિત ઉત્સાહી ગ્રાહક બન્ધુઓ પોતાના ઉદાર ઉત્સાહ ઉપરાંત અમને નવીન ગ્રાહકો મેળવી આપવા કૃપા કરશે તો અમારા આ સાહિત્યના કાર્યમાં જરૂર સાહાય્યરૂપ નીવડશે. 'સમાલોચક'ના ચિત્રો અને કાગળો વિગેરે માટેના આ મોંઘવારીના સમયમાં અમારા ગ્રાહકોના આવા ઉદાર આશ્રય અને સદ્ભાવ માટે અમે હમેશના ઋણી બનીશું.

આ અમારી વિજ્ઞપ્તિ અરણ્યરુદન નહિ નીવડે એવી અમને આશા છે.

મુંબાઈ, ૨૦ સપ્ટેમ્બર ૧૯૧૮ }
સમાલોચક ઑફિસ }

પ્રકાશક.

# સમાલોચક.

अनुद्वेगकर वाक्य सत्य प्रियहित च यत् ।
स्वाध्यायाभ्यसन चैव वाङ्मय तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૨ મું. ] ડીસેમ્બર, ઈ. સ. ૧૯૧૭. [ અંક ૧૨ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ

૧. કેળવણી પરિષદ
રા. મોહનદાસ કરમચંદ ગાંધી ... ૬૨

૨. રાજકીય પરિષદ
રા. મોહનદાસ કરમચન્દ ગાંધી ... ૬૫

૩. સંસારસુધારા પરિષદ
સૌ. શારદાગૌરી સુમન્ત મહેતા, બી. એ. ... ૬૬

૪. વિજ્ઞાનમન્દિર
પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ. ... ૬૯

૫. હિન્દુસ્તાનના પ્રાચીન ઈતિહાસના સાધનો
રા. હસમનગર હરિલાલ ધ્રુવ ... ૬૮

૬. મી. મૉન્ટેગ્યુ હિન્દમાં શા માટે?
રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી ... ૬૯૮

૭. ગુજરાતમાં પરિષદો
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી. ... ૭૦૦

૮. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆનું શોચનીય અવસાન
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી. ... ૭૦૬

---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ રાજ્યાનમાં જ લેવામાં આવે છે



સમાલોચક ડીસેમ્બર ૧૯૧૭ ] [ ચિત્રકાર-રા' ઘોટિંગ

શરદ શોહામણી જામની, ઉગ્યો પૂનેમ ચન્દ
અબળા ઉપર શું અરે ! અધુરો દુખનો અંત.
ચાંદલિયા ત્યાં જાજે રે, જ્યાં હોય મ્હારા નાથ.

—મનિ પ્રેમાનંદ

## ગ. રા. રણછોડરામ નાનાભાઈ.

રા રા. રણછોડરામ નાનાભાઈનુ યમરાજાએ ચાલુ વયમા બલિદાન લીધુ છે તેથી આપણને મોટી ખોટ આવી છે તેમના જેવા સાક્ષર તરૂણ વયમા ચાલી નીકળ્યા એ શોચનીય તેમ જ વિચારણીય છે તેમના આત્માને ઈશ્વર શાંતિ આપો અને તેમના કુટુંબને તેમના દુઃખમા આપણે ભાગીદાર છીએ એ જાણથી, આશ્વાસન મળો એમ ઇચ્છુ છુ

## ગુજરાત કેળવણી મંડળના ઉદ્દેશ.

જે મંડળે આ પરિષદ બોલાવી છે તેણે ત્રણ ઉદ્દેશ રાખ્યા છે —

( ૧ ) કેળવણીના પ્રશ્નો વિષે પ્રજામત કેળવવો ને દર્શાવવો

( ૨ ) ગુજરાતમા કેળવણીના પ્રશ્નોની સતત ચળવળ કરવી

( ૩ ) ગુજરાતમા કેળવણીના વ્યાવહારિક કાર્યો કરવા

ત્રણે ઉદ્દેશો વિષે મે યથામતિ જે વિચારો કર્યા છે ને મત બાંધ્યા છે તે અહીં રજુ કરવા પ્રયત્ન કરીશ

## કેળવણીનુ વાહન.

કેળવણીના વાહનનો વિચાર કરી નિશ્ચય કરવો એ આપણા આ દશામા પહેલુ કાર્ય છે એ તો સહુને સ્પષ્ટ લાગતુ જોઈએ તે વિના બીજા બધા પ્રયાસો લગભગ નકામા જેવા થઈ જવાનો સંભવ છે કેળવણીના વાહનનો નિશ્ચય કર્યા વિના કેળવણી અપાયે જાય તે વગર પાયે ચણતર કરવાના પ્રયત્ન જેવો પરિણામે થાય

આમા બે મત જોવામા આવે છે એક પક્ષ કહે છે કે કેળવણી માતૃભાષા (ગુજરાતી) દ્વારા અપાવી જોઈએ બીજો પક્ષ કહે છે કે અંગ્રેજીદ્વારા અપાવી જોઈએ ઉભય પક્ષના હેતુ પવિત્ર છે બન્ને દેશના હિતચિંતક છે પણ પવિત્ર હેતુ કાર્યસિદ્ધિને સારુ બસ નથી પવિત્ર હેતુ અપવિત્ર જગ્યાએ ઘણી વેળા લઈ જાય છે, એવો દુનિયાનો અનુભવ છે તેથી આપણે તો બન્ને મતના ગુણદોષ તપાસી બની શકે તો એકમત ઉપર આવી, આ મહાન પ્રશ્નનો નિશ્ચય કરવો ઘટે છે પ્રશ્ન મહાન્ છે એ નિઃશંક છે એટલે તેને સારૂ જેટલો વિચાર કરાય તેટલો ઓછો છે

આ પ્રશ્ન આખા ભારતવર્ષનો છે, પણ દરેક ઠેકાણે કે પ્રાંત પોતાને સારૂ નિશ્ચય કરી શકે છે હિન્દુસ્તાનના બધા ભાગ એકમતના થાય ત્યા સુધી એકલી ગુજરાત આગળ પગલુ ન ભરી શકે એવી કંઈ સ્થિતિ નથી

બીજા પ્રાંતોમા આની ચળવળ થઈ છે એ તપાસવાથી આપણે કંઈક શુભશુકનો ઉકેલી શકીએ છીએ બંગાળમા ભાગલાને સમય જ્યારે સ્વદેશી જુસ્સો ઉછળી રહ્યો હતો ત્યારે બંગાળી મારફત શિક્ષણ આપવાનો પ્રયત્ન થયો રાષ્ટ્રીય શાળા પણ સ્થપાઈ રૂપૈયાનો વરસાદ વર્ષ્યો પણ એ અખતરો નિષ્ફળ ગયો છે મારી નમ્ર માન્યતા છે કે વ્યવસ્થા-

---

પકો પોતાના અખતરો વિષે શ્રદ્ધા ન હતી તેવી જ દયામણી ત્યાં શિક્ષકોની હતી બંગા ળમાં શિક્ષિત વર્ગો અંગ્રેજી ઉપર ભારે મોહ છે બંગાળી સાહિત્ય વધ્યું છે તેના કારણમાં બંગાળી લોકના અંગ્રેજી ભાષાજ્ઞાનો કાણુ છે એમ સૂચવનામાં આવ્યું છે હકીકત આ દલીલને તોડે છે સર રવીન્દ્રનાથ ટાગોરનું ચમત્કારિક બંગાળી તેમના અંગ્રેજીને આભારી નથી તેમની ચમત્કૃતિ તેમના સ્વભાષાભિમાનજન્ય છે ગીતાંજલી પ્રથમ બંગભાષામાં લખાઈ આ મહાકવિ બંગાળમાં બંગાળી ભાષાનો જ ઉપયોગ કરે છે તેમણે થોડા દિવસ પહેલાં હિંદની આધુનિક સ્થિતિ પર કલકત્તામાં ભાષણ આપ્યું તે બંગભાષામાં આપ્યું હતું તે સાંભળવા બંગાળના અગ્રગણ્ય પુરુષ અને સ્ત્રીઓ ગયા હતા સાંભળનારાઓએ મને કહ્યું કે દોઢ કલાક સુધી લાવણ્યની ધારાથી તેમણે શ્રોતાવર્ગને રસબોળ કરી મૂક્યો હતો તેમણે પોતાના વિચારો અંગ્રેજી સાહિત્યમાંથી નથી લીધા તેઓ કહે છે કે એ તે વિચારો આ દેશના વાતાવરણમાંથી લીધા છે ઉપનિષદોમાંથી દોહી કહાડ્યા છે હિંદુસ્તાનના આકાશ માંથી તેમની ઉપર વિચારવૃષ્ટિ થઈ છે એ જ સ્થિતિ બીજા બંગાળી લેખકોની હું સમજ્યો છું

હિમાલય જેવા શોભતા મહાત્મા મુનશીરામજી જ્યારે હિંદીમાં પોતાનાં વ્યાખ્યાન આપે છે ત્યારે બાળક, બૈરાં ને મોટા સહુ તેમનું રસિક ભાષણ સાંભળે છે ને સમજે છે તેમનું અંગ્રેજી તેઓ કેવળ અંગ્રેજી મિત્રોને સારૂ સાચવી રાખે છે અંગ્રેજી શબ્દોનો તરજુમો કરી પોતાનું ભાષણ કરતા નથી

ગૃહસ્થાશ્રમી છતાં જેણે દેશને અર્પણ કર્યું છે એવા માનનીય મદનમોહન માલવીયાજીનું અંગ્રેજી ચાંદી જેવું ચળકે છે એમ કહેવાય છે તે બોલે છે તે વાઈસરૉયને વિચારવું પડે છે જો તેમના અંગ્રેજીનો ચળકાટ ચાંદી સમો છે તો તેમનો હિંદી ધોધ તો ગંગાના પ્રવાહ જેવો છે ને માનસરોવરમાંથી ઉતરતી ગંગા જેમ સૂર્યનાં કિરણોથી સુવર્ણ સરખી ઝગી રહે છે તેમ તેમના હિંદી વ્યાખ્યાનનો પ્રવાહ શુદ્ધ કાંચન સમો ચળકે છે

આ ત્રણ વક્તાઓની શક્તિ એમના અંગ્રેજી જ્ઞાનમાંથી નથી આવી પણ એમના સ્વભાષા પ્રતિના પ્રેમને લઈને વધી છે સ્વામી દયાનન્દે જે હિંદી ભાષાની સેવા કરી છે તે કાંઈ અંગ્રેજી જ્ઞાનને લીધે ન હતી તુકારામ અને રામદાસે મરાઠી ભાષાને દીપાવી છે તેમાં અંગ્રેજી ભાષાનો કશો હિસ્સો નથી પ્રેમાનંદે અને શામળ ભટે તથા છેક આધુનિક કાળમાં દલપતરામે ગુજરાતી સાહિત્ય વધાર્યું તેનો જશ અંગ્રેજી ભાષા લઈ શકે તેમ નથી

ઉપરના દાખલાઓ પરથી એમ સિદ્ધ થતું જણાય છે કે માતૃભાષાના વિકાસને સારૂ અંગ્રેજી ભાષાના જ્ઞાન કરતાં માતૃભાષા ઉપરના પ્રેમની-તેની ઉપર શ્રદ્ધાની-જરૂર છે

ભાષાઓ કેમ ખીલે છે એ વિચારતાં પણ એ જ નિર્ણય ઉપર આવશું, ભાષાઓ તે તે લોકોના ચારિત્ર્યનું પ્રતિબિંબ છે દક્ષિણ આફ્રિકાના સીદી લોકોની ભાષા જાણનાર તેઓના રીતરિવાજ વગેરેનું જ્ઞાન મેળવી લે છે ગુણકર્મ પ્રમાણે ભાષા બંધાય છે જે

ચેસ્ટરફિલ્ડનો પુત્ર પ્રતિ ઉપદેશ રૂ ૧-૦ ૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ભાષામા વીર્ય, સત્ય, દયા આદિ લક્ષણ નહિ હોય તે ભાષામા વીર, જ્ઞાનવાન અને સત્યવાદી પુરુષો નહિ થાય એમ આપણે બેધડકપણે કહી નાખીએ. આવી ભાષામા બીજી ભાષામાથી વીરરસના કે દયાના શબ્દો મરડીમચડીને આણવાથી તે ભાષાનો વિસ્તાર નથી થવાનો, તે ભાષા બોલનારાઓ વીર થવાના નથી. પાણી જેવુ હીનુ નથી ચઢતુ પણ પોતામા હોય તો ઢોળાઈ ગયેલુ છતા કાદવનુ આવરણ ઉખેડી પ્રકાશી નીકળે છે. આપણે ઘણા કાળ સુધી દાસત્વ ભોગવ્યુ છે, તેથી આપણામા વિચારની અનિશ્ચિતતા સૂચવનારા શબ્દોનો ભંડાર ઘણો વધારે જોવામા આવે છે. અંગ્રેજી ભાષાના નૌકાને લગતા શબ્દો છે તેટલા બીજી ભાષામા ભાગ્યે જ હોય. કોઈ સાહસિક ગુજરાતી તેવા પુસ્તકોનુ ભાષાંતર ગુજરાતીઓ પાસે મૂકશે તેથી કઈ આપણી ભાષામા વૃદ્ધિ નથી થવાની ને આપણે નૌકાનુ વિશેષ જ્ઞાન પણ મેળવવાના નથી. પણ જો આપણે વહાણ વગેરે બનાવતા શીખીશુ ને નૌકાસૈન્યની પણ રચના રચીશુ તો નૌકાપરિભાષા સહજે ઉત્પન્ન થશે. આ જ વિચાર મરહૂમ રેવરંડ ટેલરે તેમના વ્યાકરણમા મૂક્યો છે. તેઓ સાહેબ કહે છે —

'ગુજરાતી પૂરી કે અધુરી, એ વિષે વિવાદ કોઈ વેળા સાભળવામા આવે છે. કહેવત છે કે, यथा राजा तथा प्रजा यथा गुरुस्तथा शिष्य તેમ જ કહેવાય કે यथा भाषकस्तथा भाषा જેવો બોલનાર તેવી બોલી. શામળ ભટાદિ કવિઓ પોતાના મનમા વિવિધ વિચાર બોલતા, ગુજરાતી અધુરી છે એવુ જાણીને અટકતા એવુ જણાતુ નથી પણ નવા જુના શબ્દની ગોઠવણીમા પોતાનો વિવેક એવો પ્રગટ થયો કે તેમનુ કહેવુ ભાષામા ચાલ્યુ.

એક વિષયમા તો બધી ભાષાઓ અધુરીઓ છે. માણસની ટુકી સમજણમા નહિ આવે એવી વાતો—એટલે ઈશ્વર વિષે કે અપારતા વિષે વાત કરીએ, તો બધી ભાષા અધુરીઓ છે. માણસની બુદ્ધિને આશ્રયે ભાષા ચાલે છે, માટે જ્યારે બુદ્ધિ ટુકી પડે છે, ત્યારે ભાષા અધુરી હોય છે. ભાષાનો સાધારણ નિયમ એ છે કે લોકોના મનમા જેવા વિચાર ભરેલા છે, તેવા જ તેમની ભાષામા ગોઠવાય છે. જો લોક વિવેકી તો તેમની વાચા વિવેકભરેલી. જો લોક મૂર્ખ તો વાચા તેમના જેવી જ. અંગ્રેજીમા કહેવત છે મૂર્ખ સુથાર વાંસના વિધણોનો વાક કાઢે. ભાષાનો દોષ કાઢનાર કોઈ વેળા એવા હોય છે જે વિદ્યાર્થીના હાથમા અંગ્રેજી ભાષાનુ અને તેની સાથે અંગ્રેજી વિદ્યાનુ કઈ આવ્યુ છે, તેમને ગુજરાતી ભાષા અધુરી જેવી લાગતી હશે, કેમકે અંગ્રેજીમાથી ભાષાંતર કરવુ કઠણ છે. એમા વાક ભાષાનો નહિ, પણ લોકોનો છે. નવો શબ્દ નવો વિચાર બાણાનુ કઈ નવુ વચન વાપરીએ, તો વિવેકથી સમજી લેવાનો અભ્યાસ લોકોમા નથી, માટે બોલનાર અટકે છે. કેમકે ગરગની આગળ ગાના છાતી કેમ ચાલે વારુ? અને જ્યા લગી લોક સારુ નરસુ નવુ જૂનુ પરખી મૂલ્ય ઠરાવી નથી શકતા, ત્યા લગી લખનારનો વિવેક કેમ પ્રફુલિત થાય?'

અંગ્રેજીમાંથી ભાષાંતર કરનારાઓમાંના કોઈ એવું ધારતા દેખાય છે, કે અમે તો માતાના દૂધની સાથે ગુજરાતી ભાષાનું જ્ઞાન ધાવ્યા અને અંગ્રેજી શીખ્યા છીએ માટે સાક્ષાત્ વિદ્વાન બની ગયા, ગુજરાતીનો અભ્યાસ શા વાસ્તે કરવો! પણ પરભાષાના સંપાદનના શ્રમ કરતા સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો અભ્યાસ અધિક છે શામળાદિ ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુઓ તુકે તું અભ્યાસના પ્રમાણ દેખાય છે મનોરથ ઉર્ફે પૂર્વે ગુજરાતી કાચી દેખાય પણ પછી ખરી પાકી જણાશે યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ તો ગુજરાતી પણ સંપૂર્ણ હા, વાણ ગોરેની પણ દેખાય, ગુજરાતી–આર્યકુળની,–સંસ્કૃતની પુત્રી,–ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદી અધમ કહે?

પ્રભુ એને આશીર્વાદ દેજો યુગાન્ત સુધી એની વાણીમાં સદ્વિદ્યા સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો અને પ્રભુ–કર્તા, માતા ગોધ–એનું વખાણ સદા સુણાજો

એટલે આપણે જોઈએ છીએ કે ગુજરાતમાં ગુજરાતી મારફતે બધી કેળવણી આપવાની અશક્ય વ્યવસ્થા થઈ છે તેનું કારણ ભાષાની ન્યૂનતા અથવા તો એ પ્રયાસની અયોગ્યતા નથી ન્યૂનતા વિષે આપણે વિચાર્યું ઇતર ભાષાના પ્રયાસમાંથી અયોગ્યતા સિદ્ધ થતી નથી પ્રયાસ કરનારની અયોગ્યતા અથવા અશ્રદ્ધા ભલે હો

ઉત્તમાં જોકે હિંદી ભાષા ખીલી રહી છે, છતાં હિંદી ભાષાને કેળવણીનું વાહન કરવાનો સતત પ્રયત્ન માત્ર આર્યસમાજીઓએ જ કર્યો જોવામાં આવે છે ગુરુકુલોમાં તે પ્રચાર ચાલુ છે

મદ્રાસમાં દેશીભાષા મારફતે શિક્ષણ દેવાની હિલચાલ થોડાં જ વર્ષ થયાં શરૂ થઈ છે તામીલ કરતાં તેલગુ વર્ગમાં વિશેષ જાગૃતિ છે તામીલ શિક્ષિત વર્ગની ઉપર અંગ્રેજીની એટલી બધી અસર થઈ છે કે તેઓ તામીલ મારફતે પોતાનું કાર્ય સાધવા જેટલો ઉત્સાહ નથી ધરાવતા તેલગુ ભાષામાં અંગ્રેજી શિક્ષણે એટલો પ્રવેશ નથી કર્યો તેથી લોકો માતૃભાષાનો વિશેષ ઉપયોગ કરી શક્યા છે તેલગુ વિભાગમાં કેવળ તેલગુ મારફતે શિક્ષણ આપવાનો પ્રયોગ ચાલે છે એટલું જ નહિ પણ તેલગુ ભાઈઓએ હિન્દુસ્તાનની ભાષાવાર વિભાગ કરવાની હિલચાલ શરૂ કરી છે આ વિચારનો પ્રચાર થોડા જ સમયમાં શરૂ થયો છે છતાં તેઓનો પ્રયત્ન એવો સંગીન છે કે થોડા સમયમાં આપણે તેનો અમલ થયો જોવા પામશું તેમના કાર્યપ્રવાહમાં ખડકો ઘણા છે પણ તેને તોડવાની શક્તિ તેઓ ધરાવે છે, એવી મારી ઉપર તેઓના નેતાઓએ છાપ પાડી છે

મહારાષ્ટ્રમાં એ પ્રયાસ ચાલુ છે માનુચરિત અધ્યાપક કર્વે એ પ્રયાસના હિમાયતી છે ભાઈ ગાંધીનું તેજ દૃષ્ટિબિંદુ છે ખાનગી શાળાઓ એ કાર્યમાં રોકાઈ છે અધ્યાપક વિજાપુરકરે મહાકષ્ટ સહન કરીને પોતાના સાહસનો જીર્ણોદ્ધાર કર્યો છે ને થોડા સમયમાં આપણે તેમની શાળા સ્થપાએલી જોઈશું તેમણે પાઠ્ય પુસ્તકો લખવાની યોજના રચી હતી

કેટલાક પુસ્તકો છપાયા છે ને કેટલાક લખેલા તૈયાર છે તે શાળાના શિક્ષકોએ કદી અશ્રદ્ધા બતાવી નથી જો તેમની શાળા કમનસીબે બંધ ન થઈ હત તો અત્યારે મરાઠી મારફતે ઉંચામા ઉંચુ શિક્ષણ આપી શકાય કે નહિ એવો પ્રશ્ન રહેત જ નહિ

ગુજરાતમા માતૃભાષા મારફતે કેળવણી દેવાની હિલચાલ થઈ ચૂકી છે એ વિષે આપણે રા બ હરગોવિંદદાસ કાંટાવાળાના લેખમાથી જાણી શકીએ છીએ અધ્યાપક ગજ્જર અને મરહુમ દિવાન બહાદુર મણિભાઈ જશભાઈ તે વિચારના નેતા ગણી શકાય એમણે રોપેલા બીજને પોષવુ કે નહિ એ વિચાર આપણે કરવાનો રહ્યો છે મને તો લાગે છે કે તેમા જેટલી ઢીલ થાય છે તેટલુ આપણને નુકસાન જ છે

અંગ્રેજી ભાષા મારફતે કેળવણી લેવામા ઓછામા ઓછા સોળ વર્ષ લાગે છે તે જ વિષયો માતૃભાષા દ્વારા શીખવવામા આવે તો વધારેમા વધારે દસ વર્ષ લાગે એવો અભિપ્રાય ઘણા અનુભવી શિક્ષકોએ આપ્યો છે હજારો વિદ્યાર્થીઓના છ વર્ષ બચે એટલે તેટલા હજાર વર્ષ પ્રજાને મળ્યા જેવુ થાય

પરભાષા મારફતે શિક્ષણ લેવામા જે બોજો મગજ ઉપર પડે છે તે અસહ્ય છે એ બોજો આપણા જ બાળકો ઉચકી શકે પણ તેનો બદલો તો તેઓએ વેઠવો જ રહ્યો તેઓ બીજો બોજો ઉપાડવાને અસમર્થ થાય છે આથી આપણા ગ્રેજ્યુએટ ઘણે ભાગે નિઃસત્વ, નબળા નિરુત્સાહી, રોગી ને કેવળ નકલી બને છે શોધ-શક્તિ, વિચારશક્તિ, સાહસ, ધૈર્ય વીરતા નિર્ભયતા વગેરે ગુણો ક્ષીણ થઈ જાય છે તેથી આપણે નવી યોજનાઓ રચી શકતા નથી, રચીએ છીએ તો પાર ઉતારી શકતા નથી કેટલાક જેઓ ઉપરના ગુણો બતાવી શકે છે તેઓ અકાળ મૃત્યુનો ભોગ થઈ પડે છે એક અંગ્રેજે લખ્યુ છે કે ચાદિસ્યુન કાગળ જેમ અસલ લેખની નકલ છે તેમ યુરોપ બહારની પ્રજા યુરોપી પ્રજાની નકલ છે આ વિચારમા જેટલુ સત્ય હશે તે કંઈ એશિયાની સ્વાભાવિક અયોગ્યતાને લીધે નથી, આ પરિણામનુ કારણ કેળવણીના વાહનની અયોગ્યતા જ છે દક્ષિણ આફ્રિકાની સીદી પ્રજા સાહસિક, શરીરે કદાવર ને ચારિત્રવાન છે જે બાળલગ્નાદિ ખામીઓ આપણામા છે તે તેઓમા નથી છતા જે સ્થિતિ આપણી છે તે તેઓની છે તેઓમા શિક્ષણનુ વાહન ડચ છે તેઓ પણ આપણી જેમ ડચ ઉપર તુરત કાબુ મેળવે છે ને આપણી જેમ તેઓ પણ કેળવણીને અંતે શક્તિહીન બને છે, ઘણે ભાગે માત્ર નકલ કરનારા નીવડે છે અસલ વસ્તુ તો તેઓમા પણ માતૃભાષાની સાથે અસ્ત થયેલી જોવામા આવે છે અંગ્રેજી કેળવણી પામેલા આપણે જ આ નુકસાનનુ ખરુ માપ કરવા અશક્ત છીએ પ્રજા ઉપર આપણે કેટલી ઓછી અસર કરી છે તેનુ માપ કહાડીએ તો કંઈક ધ્યાન આવી શકશે આપણા માબાપો કેટલીક વેળા આપણી કેળવણી વિષે ઉદ્ગાર કહાડે છે તે વિચારવા યોગ્ય હોય છે આપણે બોઝ ને રોયની ઉપર મોહાંધ થઈ પડીએ છીએ મારી

કેશવકૃતિ ૬ ૧-૮-૯ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ખાત્રી છે કે જો આપણે માતૃભાષા મારફતે ૫૦ વર્ષ સુધી કેળવણી લીધી હોત તો આપણામા એટલા ખોજ ને શોધ હોત કે તેમનુ અસ્તિત્વ આપણને આશ્ચર્ય ન પમાડત

જાપાનનો ઉત્સાહ જે દિશામા ચાલે છે એ યોગ્ય છે કે નહિ એ વિચાર એક બાજુ રાખીએ તો આપણને જાપાનનુ સાહસ સ્તબ્ધ કરે તેવુ જણાશે તેઓએ પ્રજા જાગૃતિ પોતાની ભાષા મારફતે કરી છે, તેથી તેઓના દરેક કાર્યમાં નવીનતા જોવામા આવે છે તેઓ શિલ્પકને શીખવના થઈ ગયા છે તેઓએ શાટીનુમ કાગળની ઉપમા ખોટી પાડી છે પ્રજાનુ જીવન કેળવણીને લીધે ઊછળી રહ્યુ છે, ને જગત્ વિસ્મયપૂર્વક જાપાનની પ્રવૃત્તિ જોઈ રહ્યુ છે પરભાષાની મારફતે શિક્ષણ લેવાની પદ્ધતિથી પારાવાર નુકસાન છે

માતાના ધાવણની સાથે જે સસ્કાર મળે છે ને જે મધુર શબ્દો મળે છે તેની અને શાળાની વચ્ચે જે અનુસધાન હોવુ જોઈએ તે પરભાષા મારફતે કેળવણી લેવામા તૂટે છે તે તોડનારના હેતુ પવિત્ર હો ત્યા તે પ્રજાના દુશ્મન છે આપણે તેવા શિક્ષણના ભોગ થવામા માતૃદ્રોહ કરીએ છીએ પરભાષા દ્વારા મળતા શિક્ષણમા નુકસાન એટલેથી જ નથી અટકતુ શિક્ષિતવર્ગ અને પ્રજાવર્ગ વચ્ચે અતર પડી ગયુ છે પ્રજાવર્ગને આપણે નથી ઓળખતા પ્રજા આપણને નથી ઓળખતી આપણને તો તે સાહેબ લોક તરીકે ગણી કહાડે છે આપણાથી ડરે છે આપણો અવિશ્વાસ કરે છે જો આ સ્થિતિ લાબો સમય ચાલે તો શિક્ષિતવર્ગ પ્રજાજનોના પ્રતિનિધિ નથી એવો લૉર્ડ કર્ઝનનો આરોપ ખરો પડવા વખત આવે

સદ્ભાગ્યે શિક્ષિત વર્ગ મૂર્છામાથી જાગૃત થતો જોવામા આવે છે જનસમાજની સાથે મળવા જતા મજકૂર દોષનો સાક્ષાત્ અનુભવ કરે છે પોતે જે જુસ્સો મેળવ્યો છે તે પ્રજાને કેમ આપી શકે? અગ્રેજીમા તો ન જ ચાલે ગુજરાતીમા આપવાની શક્તિ ઓછી છે અથવા નથી પોતાના વિચાર માતૃભાષામા મૂકતા મહાસકટ પડે છે આ ઉદ્ગારો હું હમેશા સાભળી રહ્યો છુ આ અતરાય પડી જવાથી પ્રજાજીવનનો પ્રવાહ અટક્યો છે અગ્રેજી કેળવણી આપવામા મૅકૉલેનો શુદ્ધ હેતુ હતો તેને આપણા સાહિત્ય પ્રતિ તિરસ્કાર હતો તે તિરસ્કારનો ચેપ આપણને પણ વળગ્યો, ને આપણે ભાન ભૂલ્યા ચેલા ગુરુ કરતા આગળ વધે છે તેમ આપણુ થયુ છે પાશ્ચાત્ય સભ્યતાનો પ્રચાર આપણે પ્રજામા કરનારા થઈએ એ મૅકૉલેનો ઉદ્દેશ હતો તેની કલ્પના એવી હતી કે આપણામાના કેટલાક અગ્રેજી શીખી, આપણા ચારિત્ર્યમા વૃદ્ધિ કરી, પ્રજાને નવા વિચારો આપશુ (એ આપવા યોગ્ય હતા કે નહિ તેનો વિચાર અહીં અસ્થાને છે આપણે તો માત્ર શિક્ષણના વાહનનો જ વિચાર કરવાનો છે) આપણે તો અગ્રેજી કેળવણીમા ધનપ્રાપ્તિ જોઈ એટલે તે ઉપયોગને પ્રધાન પદ આપ્યુ કેટલાક સ્વદેશાભિમાન પોષ્યુ એમ મૂળ વિચાર ગૌણ થયો ને અગ્રેજી ભાષાનો પ્રચાર મૅકૉલેની ધારણા કરતા વધ્યો તેમા આપણે ખોયુ છે

જો આપણા હાથમાં સત્તા હોત તો આપણે તુરત તે દોષ જોઈ શકત. આપણાથી માતૃભાષાનો ત્યાગ ન કરી શકાત. અમલદારવર્ગે નથી કર્યો. ઘણાને વખતે ખબર નહિ હોય કે આપણી કચેરીની ભાષા ગુજરાતી ગણાય છે. સરકાર કાયદાઓ ગુજરાતીમાં પણ તૈયાર કરાવે છે, દરબારમાં રચાતા ભાષણોના તરજુમા તેજ વેળા વંચાય છે. ચલણી નોટોમાં અંગ્રેજીની સાથે ગુજરાતી વગેરેનો ઉપયોગ જોવામાં આવે છે. માપણીદારને શીખવાનું ગણિત વગેરે કઠિન હોય છે પણ તે કામ જો અંગ્રેજી મારફતે થતું હોત તો મહેસુલ ખાતાનું કામ ઘણું ખરચાળ નીવડત. તેથી માપણીદારને સારૂ પરિભાષા ઉપજાવી કાઢવામાં આવી છે. તેમાં લીધેલા શબ્દો આપણું આશ્ચર્ય ઉપજાવે એવા છે. આપણામાં ભાષા પ્રતિ ખરી પ્રીતિ હોય તો આપણને જે સાધનો છે તેનો તો આજે જ ઉપયોગ કરી શકીએ. વકીલો જો પોતાનું કાર્ય ગુજરાતી ભાષા મારફતે લેતા થઈ જાય તો અસીલોનો ઘણો પૈસો બચે. અસીલોને કાયદાની જરૂર પડતી કેળવણી મળે ને અસીલો પોતાના હક્ક સમજતા થઈ જાય. દુભાષીઆનું ખર્ચ બચે. ભાષામાં કાયદાના શબ્દો પ્રચલિત થાય. આમાં વકીલોને થોડો સખ્ત પ્રયાસ કરવો પડે તેમ છે ખરૂં. તેઓના અસીલને તેથી હાનિ નહિ થાય એ મારી ખાત્રી છે. મારો અનુભવ છે ગુજરાતીમાં કરેલી દલીલનો પ્રભાવ ઓછો પડશે એ ભય રાખવાનું જરાએ કારણ નથી. આપણા કલેક્ટરો વગેરેને ગુજરાતી જાણવું ફરજિયાત છે પણ આપણા અંગ્રેજી ઉપરના મિથ્યામોહને લીધે આપણે તેઓના જ્ઞાનને કાટ ચઢાવીએ છીએ.

એવી શંકા કરવામાં આવી છે કે ધનપ્રાપ્તિને સારૂ અને સ્વદેશાભિમાનને સારૂ જે ઉપયોગ થયો તેમાં કંઈ દોષ ન હતો. આ શંકા કેળવણીના વાહનનો વિચાર કરતાં વાસ્તવિક નથી. ધનપ્રાપ્તિને અર્થે કેટલાક અંગ્રેજી શીખે અથવા દેશનું ભલું કરવા સારૂ શીખે તેને આપણે વખાણીશું, પણ તેથી કંઈ અંગ્રેજી ભાષાને કેળવણીનું વાહન નહિ કરીએ. ઉપરના બે બનાવોથી અંગ્રેજી ભાષાએ વાહન તરીકે ઘર કર્યું એ દુઃખદ પરિણામ આવ્યું એજ બતાવવાનો અહીં આશય છે. કોઈ કહે છે કે અંગ્રેજી જાણનારા જ સ્વદેશભક્ત થયા છે. થોડા માસ થયા આપણે જુદું જ જોઈ રહ્યા છીએ. છતાં અંગ્રેજીનો આ દાવો કબુલ કરતાં એટલું કહી શકાય કે બીજાને તક જ મળી નથી. અંગ્રેજી સ્વદેશાભિમાન ચેપી નથી નીવડ્યું. ખરૂં સ્વદેશાભિમાન વ્યાપક હોવું જોઈએ. તે ગુણ આમાં નથી જોવામાં આવ્યો.

એવું કહેવામાં આવ્યું છે કે ઉપરની દલીલો ગમે તેવી હોય છતાં તે બધી હાલ અવ્યવહારૂ છે. “અંગ્રેજી ખાતર બીજા વિષયોએ જરા પણ સહન કરવું પડે એ દુઃખદ સ્થિતિ છે. અંગ્રેજી ઉપર કાબુ મેળવવાની જ ક્રિયામાં આપણું ઘણું માનસિક બળ ખપી જાય એ બહુ અનિષ્ટ છે. પણ અંગ્રેજી પરત્વે આપણી જે સ્થિતિ છે એ ધ્યાનમાં લેતાં આ પરિણામ સહન કરીને જ માર્ગ કહાડ્યા વિના છૂટકો નથી એવી મારી અલ્પ મતિ છે.” આ ઉદ્ગાર જેવા તેવા લેખકના નથી. એ વચન ગુજરાતના સાક્ષરોમાં પહેલી પંક્તિએ બિરાજનારના છે, સ્વભાષાપ્રેમીના છે. અધ્યાપક ધ્રુવ જે કંઈ લખે છે તે આપણે વિચાર્યા વગર ચાલે જ

નહિ તેમણે મેળવેલો અનુભવ થોડાની જ પામે છે તેમણે સાહિત્યની તેમ જ કેળવણીની ભારે સેવા કરી છે તેમને સલાહ દેવાનો ને ટીકા કરવાનો સપૂર્ણ અધિકાર છે આવી સ્થિતિએ મારા જેવાને ઘણુ વિચારવુ પડે છે વળી આ ઉદ્ગાર આનદશકરભાઈના એકલાના જ નથી તેમણે મધુર ભાષામા અગ્રેજી ભાષાના હિમાયતીઓના વિચાર આપ્યા છે તે વિચારોને આપણે માન આપવુ એ આપણી ફરજ છે વળી મારી પોતાની સ્થિતિ કઈ વિચિત્ર છે તેઓ સાહેબની સલાહથી તેમની નજર તળે રાષ્ટ્રીય કેળવણીનો અખતરો હુ અજમાવી રહ્યો છુ ત્યા માતૃભાષાદ્વારા જ શિક્ષણ અપાય છે આવો નિકટ સબધ વર્તે છે ત્યા કઈ પણ ટીકા રૂપે લખતા હુ અચકાઉ છુ પ્રભા રે અધ્યાપક ધ્રુવે અગ્રેજી ભાષ દ્વારા તેમ જ માતૃભાષા દ્વારા શિક્ષણ—આ બન્નેને અખતરા રૂપે જ જોયા છે એમાથી એક વિષે તેમણે ચોક્કસ અભિપ્રાય દર્શાવ્યો નથી એટલે એમના વિચાર વિરુદ્ધ કઈ કહેતા મને ઓછો સકોચ જણાય છે

અગ્રેજી પરત્વે આપણી પરિસ્થિતિ ઉપર, જોઈએ તે કરતા વધારે વજન આપણે દઈયે છીએ આ વિષય આ પરિષદ્ના પરી દૃષ્ટીથી ન ચર્ચાય એ મારા ધ્યાન બહાર નથી જેઓ રાજ્યપ્રકરણી વિષયોમા હાથ નથી ઘાલી શકતા તેઓને પણ આટલુ વિચારવુ કે કહેવુ અયોગ્ય નથી તે એ છે કે અંગ્રેજી સબન્ધ કેવળ હિદના હિતાર્થે છે બીજી કોઈ કલ્પનાથી એ સબધનો બચાવ થાય તેમ નથી એક પ્રજા બીજી પ્રજાની ઉપર રાજ્ય ભોગવે એ વિચાર બન્નેને સારુ અસહ્ય છે, અનિષ્ટ છે તે બન્નેને હાનિકારક છે, એમ અગ્રેજી રાજ્યાધિકારીઓએ કબુલ કર્યું છે જ્યા પરોપકારી દૃષ્ટિએ વિવાદ ચાલતો હોય ત્યા એ વાત સિદ્ધાતરૂપે કબુલ થાય છે આમ હોવાથી રાજ્યકર્તા તેમ જ પ્રજા બન્નેને જો એવુ સાબીત થાય કે અગ્રેજી દ્વારા શિક્ષણ આપતા પ્રજાનુ માનસિક બળ હણાય છે તો એક ક્ષણવાર પણ થોભ્યા વિના શિક્ષણનુ વાહન ફેરવવુ જોઈએ આમ થવામા જે જે વિઘ્નો હોય તે દૂર કરવામા આપણો પુરુષાર્થ રહેલો છે જો આ વિચાર સ્વીકારવામા આવે તો અધ્યાપક ધ્રુવની જેમ માનસિક બળની હાનિ કબુલ કરનારાઓને બીજી દલીલ આપવાપણુ નથી રહેતુ

માતૃભાષા દ્વારા કેળવણી આપતા અગ્રેજી ભાષાના જ્ઞાનને ધક્કો પહોચશે કે નહિ એ વિચાર કરવાની આવશ્યકતા હુ સ્વીકારતો નથી એ ભાષાની ઉપર બધા કેળવાયેલા હિદીને પ્રભુતા મેળવવાની જરૂર નથી એટલુ જ નહિ પણ એ પ્રભુતા મેળવવા ઉપર રુચિ ઉત્પન્ન કરવાની પણ જરૂર નથી એવી મારી નમ્ર માન્યતા છે

કેટલાક હિન્દીઓએ અગ્રેજી જરૂર શીખવુ પડશે અધ્યાપક ધ્રુવે કેવળ ઉચ્ચ દૃષ્ટિથી આ પ્રશ્નને વિચાર્યો છે પણ આપણે બધી દૃષ્ટિથી વિચારતા જોઈ શકીશુ કે બે વર્ગને અગ્રેજીની જરૂર જણાશે

( ૧ ) સ્વદેશાભિમાની, જેઓમા ભાષા લીખવાની શક્તિ વિશેષ છે, જેઓને વખત છે, ને જેઓ અગ્રેજી સાહિત્યમાથી શોધખોળ કરી તેના પરિણામ પ્રજાની પાસે મુકવા ઇચ્છે છે અથવા ગ્રન્થકર્તાની સાથેના સબન્ધમા તેનો ઉપયોગ કરવા ઇચ્છે છે તેવા, અને

( ૨ ) જેઓ અગ્રેજી જ્ઞાનનો ધનસપાદન ખાતર ઉપયોગ કરવા ઇચ્છે છે તેવા

આ બન્નેને સારૂ અગ્રેજીને મરજીયાત વિષય ગણી તે ભાષાનુ સાનામા સારૂ જ્ઞાન આપવામા કઈ બાધ નથી એટલુ જ નહિ, પણ તેની સગવડ કરવી એ જરૂરનુ છે આ ક્રમમા કેળવણીનુ વાહન માતૃભાષા જ રહેશે અધ્યાપક મુનને ભય છે કે જો આપણે અગ્રેજી મારફતે બધુ શિક્ષણ નહી લઈએ પણ તેને એક પરભાષા તરીકે શીખશુ તો જેવુ ફારસી, સસ્કૃત વગેરેનુ થાય છે તેવુ અગ્રેજીનુ થશે મારે માનપૂર્વક કહેવુ જોઈએ કે આ વિચારમા કંઈક ખામી છે ઘણા અગ્રેજો પોતાની કેળવણી અગ્રેજીમા મેળવ્યા છતા ફ્રેંચ વગેરેનુ ઉચ્ચુ જ્ઞાન ધરાવે છે ને તેનો પોતાના કાર્યમા પુરતો ઉપયોગ કરી શકે છે હિન્દુસ્થાનમા એવા હિન્દી પડ્યા છે કે જેઓએ શિક્ષણ અગ્રેજી મારફતે લીધુ છે છતા ફ્રેંચ ઇત્યાદિ ઉપર તેમનો કાબુ જેવો તેવો નથી હકીકત તો એવી છે કે જ્યારે અગ્રેજી પોતાને સ્થાને જશે ને માતૃભાષાને તેમનુ પદ મળશે ત્યારે આપણા મન જે અત્યારે કેદ રહ્યા છે તે કેદ ખાનામાથી છૂટશે, ને કેળવાયેલા, ખેડાયેલા, છતા તાજા રહેલા મગજને અગ્રેજી ભાષાનુ જ્ઞાન મેળવવાનો બોજો ભારે નહિ લાગે અને મારી માન્યતા તો એવી પણ છે કે તે પ્રસગે શીખાયેલુ અગ્રેજી આપણા આજના અગ્રેજી કરતા વધારે શોભીતુ હશે અને બુદ્ધિ તીવ્ર હોવાથી તેનો વધારે સારો ઉપયોગ થઈ શકશે લાભાલાભની દૃષ્ટિએ આ માર્ગ સર્વ અર્થને સાધનારો જણાશે

જ્યારે માતૃભાષા મારફતે આપણે કેળવણી લેતા થઈશુ ત્યારે આપણા ઘરમા આપણે જુદો જ સબન્ધ રાખશુ અત્યારે આપણે આપણી સ્ત્રીઓને આપણી ખરી ભાગીયણ નથી કરી શકતા તેઓને આપણી પ્રવૃત્તિનુ ઓછુ ભાન હોય છે, આપણા માબાપને આપણા ભણતરની કઈ ખબર નથી હોતી આપણા ધોબી હજામ, આપણા ભગી, આ સવાને આપણે જો આપણી ભાષા મારફતે બધુ ઉચ્ચુ જ્ઞાન લેતા હોઇએ તો સ્હેજે કેળવણી આપીએ વિલાયતમા હજામત કરાવતા હજામની સાથે આપણે રાજ્યતત્રની વાત કરીએ છીએ અહીં એવુ આપણા કુટુબમા નથી કરી શકતા તેનુ કારણ આપણા કુટુબીઓ કે હજામો અજ્ઞાન છે એ નથી પેલા અગ્રેજી હજામના જેટલા જ્ઞાની તો તેઓ છે જ તેઓની સાથે આપણે મહાભારત, રામાયણ, તીર્થક્ષેત્ર વગેરેની વાતો કરીએ છીએ, કેમ કે પ્રજાકેળવણી એ દિશામા વહે છે પણ નિશાળોમા લીધેલુ ઘેર નથી જઈ શકતુ કેમ કે આપણે અગ્રેજી મારફતે શીખેલુ આપણા કુટુબીઓને કહી શકતા નથી

અત્યારે આપણી ધારાસભામા બધો કારભાર અગ્રેજીમા ચાલે છે ઘણા મડળોમા એ જ દશા વર્તે છે તેથી કજુસની માફક વિદ્યાધન દાટી મૂક્યા જેવુ થઈ રહ્યુ છે અદાલતોમા

પણ એ જ દશા છે ન્યાયાધીશો હમેશા શિક્ષાવચન કહી સમજાવે છે અતનતમા જનારો વર્ગ તે સાંભળવા તત્પર હોય છે પણ તેઓને ન્યાયાધીશોના ઉપદેશના શુષ્ક હુકમ સિવાયનુ જ્ઞાન પ્રાપ્ત થતુ નથી પોતાના વકીલોના ભાષણ પણ તેઓ નથી સમજી શકતા અંગ્રેજી શાળાઓમાથી નીકળેલા તબીબોની પણ એ જ હાલત છે તેઓ દરદીને જોઈતુ જ્ઞાન દઈ શકતા નથી. તેઓને શરીરના અવયવોના ગુજરાતી નામ તો આવડે નહિ એટલે ઘણે ભાગે તેમને માત્ર દવાચિઠ્ઠી લખવા ઉપરાત દર્દી સાથે લેવાદેવા હોતી નથી એમ કહેવાય છે કે હિન્દુસ્તાનમા શિખરો ઉપરથી ચોમાસામા પાણીના ધોધ પડે છે, તે આપણે અવિચારને લીધે વનમા જવા દઈએ છીએ સુવર્ણમય ખાતર આપણે લાખો રુપિયાનુ હમેશા પેદા કરીએ છીએ ને પરિણામે રોગો વ્હોરી લઈએ છીએ તેમ જ અંગ્રેજી ભાષા ભણવાના બોજાથી કચવાઈ ગયેલા આપણે દીર્ઘ દૃષ્ટિને અભાવે ઉપર પ્રમાણે પ્રજાને જે મળવુ જોઇએ તે નઈ શકતા નથી આ વાકયમા અતિશયોક્તિ નથી પણ તે મારી તીવ્ર લાગણી દર્શાવનાર છે માતૃભાષાનો જે અનાદર આપણે કરી રહ્યા છીએ તેનુ ભારે પ્રાયશ્ચિત્ત આપણે કરવુ પડશે તેથી પ્રજાએ ઘણુ સહ્યુ છે તેમાથી પ્રજાને હવે છોડાવવી એ શિક્ષિતવર્ગની પહેલી ફરજ સમજુ છુ

નરસિંહ મહેતાની જે ભાષા છે, જેમા નન્દશકરે પોતાનો કરણઘેલો લખ્યો જેમા નવલરામ, નર્મદાશકર મણિલાલ, મલબારી વગેરે લેખકો લખી ગયા છે, જે બોલીમા મરહુમ રાજચન્દ્ર કવિએ અમૃતવાણી સભળાવી છે, જે ભાષાની સેવા કરી શકે એવી હિંદુ મુસલમાન ને પારસી જાતિઓ છે, જેના બોલનારામા પવિત્ર સાધુ થઈ ગયા છે, જે વાપરનારામા ધનાઢ્યો છે જેમા પરદેશ ખેડનારા વહાણવટીઓ થઈ ગયા છે, જેમા મુળુ માણેક ને જોધા માણેકના શૂરાતનના પડઘા આજે પણ બરડા ડુગરમા સભળાય છે તે ભાષાના વિસ્તારની સીમા હોય નહિ તે ભાષાની મારફતે, ગુજરાતીઓ કેળવણી ન લેય તો તેઓ બીજુ શુ ઉજાળશે ? આ પ્રશ્નને વિચારવો પડે છે એ જ ખેદ છે

આ વિષય બધ કરતા દાકતર પ્રાણજીવન મહેતાએ જે લેખો લખ્યા છે તેની ઉપર આપ સહુનુ ધ્યાન ખેચુ છુ તેનુ ગુજરાતી ભાષાન્તર બહાર પડી ચુક્યુ છે ને તે વાંચી જવા મારી ભલામણ છે તેના ઉપરના વિચારોને ટેકો આપનારા ઘણા અભિપ્રાયો જોવામા આવશે

માતૃભાષાને કેળવણીનુ વાહન કરવુ એ ઇષ્ટ હોય તો તેનો અમલ થવા સારૂ આપણે શા પગલા ભરવા જોઇએ એ વિચારવુ જોઇએ દલીલો આપ્યા વગર એ પગલા મને જેવા સુઝે છે તેવા લખી નાખુ છુ

(૧) અંગ્રેજી જાણનાર ગુજરાતીએ, જાણ્યે અજાણ્યે પણ પરસ્પર વ્યવહારમા અંગ્રેજીનો પ્રયોગ ન કરવો

(૨) જેને અંગ્રેજી અને ગુજરાતી બન્નેનુ સારૂ જ્ઞાન છે તેણે અંગ્રેજીમા જે સારા ઉપયોગી પુસ્તકો કે વિચારો હોય તે પ્રજા આગળ ગુજરાતીમા મૂકવા

(૩) કેળવણી મંડળોએ પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવા

(૪) ધનાઢ્ય પુરુષોએ ગુજરાતી મારફત કેળવણી આપવાની નાળાઓ જગાએ જગાએ સ્થાપવી

(૫) ઉપની પ્રવૃત્તિની સાથે જ સરકારને પરિષદોએ અને કેળવણી મંડળોએ અરજી કરવી કે બધી કેળવણી માતૃભાષા મારફતે જ અપાવવી જોઇએ આ વિતોમા ને ધારાસભામા વહેવાર ગુજરાતી મારફત થવો જોઇએ ને પ્રજાનુ બધુ કાર્ય તે જ ભાષામા થવુ જોઇએ અંગ્રેજી જાણનારને જ સારી નોકરી મળી શકે છે તે પ્રથા બદલી નોકરીને લાયકાત પ્રમાણે ભાષાભેદ ગણ્યા વિના પસદ કરવા જોઇએ ગુજરાતી ભાષામા તેઓને જોઇતુ જ્ઞાન મળે એવી શાળાઓ સ્થપાવવી જોઇએ એવી અરજી પણ સરકારને જવી જોઇએ

ઉપરની યોજનામા એક આપત્તિ જોવામા આવશે તે એ છે કે ધારાસભામા તો મરાઠી, સિંધી ને ગુજરાતી સભાસદો છે ને વખતે કાનડી પણ હોય આપત્તિ મોટી છે પણ અનિવાર્ય નથી તેનકુ સંગે એ વિષયની ચર્ચા શરૂ કરી છે ને કોઈક દિવસે પણ ભાષાપ્રમાણે નવા વિભાગો થવા જોઇશે એમા નવા નથી પણ તેમ થતા સુધી હિન્દી અથવા સભાસદની પોતાની ભાષામા ભાષણ આપવાનો અખતિયાર તો મળવો જોઇએ આ સૂચના અત્યારે હાસ્યરૂપે જણાય તો ક્ષમા માગી એટલુ જ કહીશ કે વળી સૂચનાઓ પ્રથમ દૃષ્ટિએ ને આરંભમા હાસ્યજનક જણાય છે, દેશની ઉન્નતિનો-આધાર કેળવણીના વાહનના શુદ્ધ નિર્ણય ઉપર રહેલો છે એવો મારો અભિપ્રાય છે તેથી મને મારી સૂચના આ ભારે મહત્ત્વ માનમ પડે છે માતૃભાષાની કિંમત વધશે, તેને રાજ્યપદ મળશે ત્યારે તેમા આપણે નથી કલ્પી તેવી શક્તિઓ જોવામા આવશે

## રાષ્ટ્રીય ભાષા.

જેમ કેળવણીના વાહનનો વિચાર કરવો પડ્યો તેમ જ આપણે રાષ્ટ્રીય ભાષાનો વિચાર કરવો યોગ્ય છે જો અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થવાની હોય તો અંગ્રેજીને જરૂરિઆત સ્થાન મળવુ જોઈએ

અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થઈ શકે ? કેટલાક વિદ્વાન સ્વદેશાભિમાની કહે છે કે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થવી જોઇએ, એવો પ્રશ્ન જ અજ્ઞાનદશાસૂચક છે, અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થઈ ચુકી છે આપણા નામદાર વાઈસરાય સાહેબે ભાષણ કર્યુ છે, તેમા તેમણે માન તેવી આશા બતાવી છે તેમનો ઉત્સાહ તેમને ઉપર્યુક્ત શ્રેણીએ નવી લઈ જતો વાઇસરોય સાહેબ માને છે કે અંગ્રેજી ભાષા ધીરે ધીરે આ દેશમાં વિસ્તાર પામશે આપણા કુટુંબોમા તે પ્રવેશ કરશે, અને છેવટે રાષ્ટ્રીય ભાષાની ઉચ્ચ પદવી ભોગવશે અત્યારે ઉપર ટપકે વિચારના આ ધ્યાનને ટેકો મળે છે, આપણા શિક્ષિત વર્ગની દશા જોતા અંગ્રેજી

વિના આપણો કારભાર અટકી પડે એવો આભાસ આવે છે એમ છતા જરા ઉંડા ઉતરીશું તો માલમ પડશે કે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા ન થઈ શકે, ન થવી જોઈએ

### રાષ્ટ્રીય ભાષાના શા લક્ષણો હોવા જોઈએ ?

(૧) તે ભાષા અમલદાર વર્ગને સારૂ સહેલી હોવી જોઈએ

(૨) તે ભાષાથી ભારતવર્ષનો પરસ્પર ધાર્મિક, આર્થિક અને રાજ્યપ્રકરણી વ્યવહાર શક્ય હોવો જોઈએ

(૩) તે ભાષા ભારતવર્ષના ઘણા લોકો બોલતા હોવા જોઈએ

(૪) તે ભાષા રાષ્ટ્રને સારૂ સહેલી હોવી જોઈએ

(૫) તે ભાષાનો વિચાર કરતા ક્ષણિક કે અલ્પ સ્થાયી સ્થિતિ ઉપર વજન ન મૂકવું જોઈએ

અંગ્રેજી ભાષામા આમાનુ એક પણ લક્ષણ નથી

પહેલુ લક્ષણ છેલ્લુ મૂકવુ જોઈતુ હતુ પણ મેં પહેલુ મૂક્યુ છે કેમકે તે લક્ષણ અંગ્રેજી ભાષામા હોય એવો આભાસ આવે છે વધારે વિચાર કરતા આપણે જોઈશું કે હાલ પણ અમલદાર વર્ગને સારૂ તે સહેલી ભાષા નથી અહીંના રાજ્યબંધારણની કલ્પના એવી છે કે અંગ્રેજ વર્ગ ઓછો થશે, તે એટલે સુધી કે છેવટે વાઈસરોય અને બીજા આંગળીના વેઢાપર ગણી શકાય તેટલા અમલદાર અંગ્રેજ રહેશે મોટો વર્ગ આજે હિન્દી જ છે, ને તે વધતો જ જશે તે વર્ગને સારૂ ભારતવર્ષની ગમે તે ભાષા કરતા અંગ્રેજી મુશ્કેલ છે એમ તો સૌ કોઈ કબુલ કરશે

બીજુ લક્ષણ વિચારતા આપણે જોઈએ છીએ કે અંગ્રેજી ભાષા જનસમાજ બોલતી થઈ જાય એ શક્ય ન હોય ત્યા લગી આપણો ધાર્મિક વ્યવહાર અંગ્રેજીમાં નહિ જ ચાલે. એટલે દરજ્જે અંગ્રેજી ભાષા સમાજમા પ્રસરે એ અશક્ય જણાય છે

ત્રીજુ લક્ષણ અંગ્રેજીમા ન હોઈ શકે કેમકે તે ભારતવર્ષની મોટી સંખ્યાની બોલી નથી

ચોથુ લક્ષણ પણ અંગ્રેજીમા નથી કેમકે આખા રાષ્ટ્રને સારૂ પ્રમાણમા તે સહેલી નથી

પાંચમા લક્ષણનો વિચાર કરતા આપણે જોઈએ છીએ કે અંગ્રેજી ભાષા જે સત્તા આજે ભોગવે છે તે ક્ષણિક છે ચિરસ્થાયી સ્થિતિ તો એ છે કે હિન્દુસ્તાનમા પ્રજાના રાષ્ટ્રીય કાર્યમા અંગ્રેજી ભાષાની જરૂરીઆત થોડી જ પડશે અંગ્રેજી સામ્રાજ્યના વ્યવહારમા તેની જરૂર પડશે તે સામ્રાજ્યના રાજ્ય વહીવટની (ડિપ્લોમસિની) ભાષા હશે એ જૂદો પ્રશ્ન છે તે વ્યવહારને સારૂ અંગ્રેજીની જરૂર છે આપણે ત્યાએ અંગ્રેજી ભાષાનો દ્વેષ નથી કરતા માત્ર તેને સ્થાન બહાર જવા દેવા નથી માગતા એ જ આગ્રહ છે સામ્રાજ્યની ભાષા તો અંગ્રેજી રહેશે તેથી આપણા માલવિયાજી, શાસ્ત્રીઆર, બેનરજી વગેરેને એ ભાષા શીખવવાની ફરજ પાડશું અને તેઓ હિન્દની કીર્તિ બીજા દેશોમા જાય તેમ ખાત્રી રાખીએ પણ રાષ્ટ્રની ભાષા અંગ્રેજી ન હોય અંગ્રેજીને રાષ્ટ્રીય ભાષા

બનાવટી એ એસ્પેરેન્ટો દાખલ કરવા જેવું છે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થાય એવી કલ્પના આપની નિર્બળતા સૂચવે છે એસ્પેરેન્ટોનો પ્રયાસ માત્ર અજ્ઞાન સૂચવે સાર કઈ ભાષા પેલા પાંચ લક્ષણોવાળી છે? હિન્દી ભાષામાં એ બધા લક્ષણો છે એમ કબુલ કર્યા વિના ચાલશે જ નહિ

હિંદી ભાષા હું એને કહું છું કે જે ઉત્તરમાં હિંદુ તથા મુસલમાન બોલે છે ને દેવનાગરી અથવા ઉર્દુ લિપિમા લખે છે આ વ્યાખ્યા સામે કંઈક વિરોધ જોયો છે

એવી દલીલ થતી જોવામા આવે છે કે હિન્દી અને ઉર્દું બે નોખી ભાષા છે આ દલીલ વાસ્તવિક નથી ઉત્તર વિભાગમા મુસલમાન અને હિન્દુ બન્ને એક જ ભાષા બોલે છે બેઉ શિક્ષિત વર્ગ પાડ્યો છે, એટલે કે હિંદુ શિક્ષિત વર્ગે હિન્દીને કેવળ સંસ્કૃતમય કરી મૂકી છે, તેથી કેટલાક મુસલમાન તે નથી સમજી શકતા લખતૌના મુસલમાન ભાઈઓ ફારસીમય ઉર્દું બોલીને તે હિન્દુથી ન સમજાય તેવી કરી મૂકે છે આ બન્ને પરિભાષા છે ને પ્રજાવર્ગમા ક્યાએ સ્થાન નથી હું ઉત્તરમા રહ્યો છુ, હિન્દુ મુસલમાન સાથે ખુબ ભળ્યો છુ ને મારું હિન્દી ભાષાનુ જ્ઞાન ઘણું ઓછુ હોવા છતા મને તેમની સાથે વ્યવહાર રાખવામા જરાએ અડચણ નથી આવી જે ભાષા ઉત્તર વિભાગ મા જનસમાજ બોલે છે તે તો ઉર્દું કહો કે હિન્દી, બન્ને એક જ છે ઉર્દું લિપિમા લખો તો તે ઉર્દુ નામે ઓળખો, તે જ વાક્યો નાગરીમા લખો તો હિન્દી કહેવાશે

હવે રહ્યો લિપિનો ઝઘડો, હાલ તુરત મુસલમાન છોકરા જરૂર ઉર્દું લિપિમા લખશે હિંદુ ઘણે ભાગે દેવનાગરીમા લખશે "ઘણે ભાગે" શબ્દનો પ્રયોગ કરૂં છું કેમકે હજારો હિંદુ આજ પણ પોતાનુ હિંદી ઉર્દું લિપિમા લખે છે, ને કેટલાક તો દેવનાગરી લિપિ જાણતા પણ નથી છેવટે જ્યારે હિંદુ મુસલમાન વચ્ચે જરા પણ શકાની નજર નહિ રહે, જ્યારે અવિશ્વાસના બધા કારણો દૂર થયા હશે ત્યારે જે લિપિમા જોર રહેશે તે લિપિ વધારે ભાગે લખાશે ને તે રાષ્ટ્રીય લિપિ થશે દરમિઆન મુસલમાન ભાઈઓ અને હિંદુ જેને ઉર્દું લિપિમા અરજી લખવી હશે તેની અરજી રાષ્ટ્રના સ્થાનમા કબુલ થવી જોઈશે

પાંચ લક્ષણો ધારણ કરવામા આ હિન્દીની હરિફાઈ કરનારી બીજી એકે ભાષા નથી હિન્દીથી બીજી પદવી બંગાળી ભોગવે છે છતા બંગાળી ભાઈ પણ બંગાળ બહાર હિન્દીનો ઉપયોગ કરે છે હિન્દી બોલનારા જ્યા જાય ત્યાં હિન્દીનો ઉપયોગ કરે છે ને તે કોઈને આશ્ચર્યકારક નથી લાગતુ હિન્દી ધર્મપ્રચારકો, ઉર્દું મૌલવીઓ, આખા હિન્દુસ્તાનમાં પોતાના વ્યાખ્યાનો હિન્દીમા જ આપે છે, ને અભણ પ્રજા તે સમજી લેય છે અભણ ગુજરાતી પણ ઉત્તરમા જઈ હિન્દીનો પ્રયોગ થોડોઘણો કરી લે છે ત્યારે ઉત્તરનો ભૈયો મુંબઈના શેઠની દરવાનગી કરતો છતા ગુજરાતીમા બોલવાનો ઈનકાર કરે છે ને ગુજરાતી ભૈયાની સાથે ભાંગ્યુતુટ્યુ હિન્દી બોલી નાખે છે મેં જોયુ છે કે છેક દ્રાવીડ પ્રાંતમા પણ હિન્દીનો ધ્વનિ સંભળાય છે મદ્રાસમા તો અંગ્રેજીથી વ્યવહાર ચાલે એ કહેવું બરાબર

નથી ખાસ પણ મેં મારી વ્યવહાર હિન્દીમા ચલાવ્યો છે સેંકડા મદ્રાસી ઉતારને મેં ઇતર લગભગ સારે હિન્દીમા બોલતા સાભળ્યા છે વળી મદ્રાસના મુસલમાનભાઈ તો બરોબર હિન્દી બોલી જાણે છે સમસ્ત હિન્દુસ્તાનના મુસલમાન ઉર્દુ બોલે છે, એ અહીં ધ્યાનમાં રાખવા જેવુ છે ને તેઓની સખ્યા બસ પ્રા તોમા નાનીસુની નથી

આમ હિન્દી ભાષા રા ષ્ટ્રીય ભાષા તરીકે નિમાણુ થઈ ચુકી છે તેને આપણે ઘણા વર્ષો પૂર્વે રાષ્ટ્રીય ભાષા તરીકે વાપરી છે ઉર્દુની ઉત્પત્તિ પણ હિન્દીની એ શક્તિમા રહેલી છે

મુસલમાની પા શાહો ફારસી કે આરબ્બીને રાષ્ટ્રીય ભાષા નહિ બનાવી શક્યા તેમણે હિન્દી વ્યાકરણ કાયમ રાખી ઉર્દુ લિપિ વાપરીને ફારસી શબ્દોનો વિશેષ ઉપયોગ કર્યો પણ જનસમાજની સાથેનો વ્યવહાર તેનાથી પરદેશી ભાષાવડે ન થઈ શક્યો આ દશા કઈ અંગ્રેજ રાજ્યકર્તાને અજાણી નથી જેને લડાયક વર્ગનો અનુભવ છે તે જાણે છે કે સિપાહી વર્ગને સારુ સસ્થાઓ હિન્દી કે ઉર્દુમા રાખવી પડી છે

આમ હિન્દી જ રાષ્ટ્રીય ભાષા થઈ શકે એમ આપણે જોઈ એ છીએ છતા મદ્રાસના શિક્ષિતવર્ગને સારૂ એ સવાલ મુશ્કેલીભર્યો છે

દક્ષિણી, ગુજરાતી, સિંધી, બગાળીને તો તે ઘણુ સહેલ છે થોડા માસમા તેઓ હિન્દી ઉપર સારો કાબુ મેળવી રાષ્ટ્રીય કારભાર તેમા ચલાવી શકે છે તામિલ ભાઈઓને તેટલુ સહેલ નથી તામિલાદિ દ્રાવિડ વિભાગની ભાષાઓ છે ને તેની રચના તેનુ વ્યાકરણ સસ્કૃતથી જૂદા જ છે માત્ર શબ્દોની એકતા સિવાય બીજી એકતા સસ્કૃત ભાષાએ અને દ્રાવિડ ભાષાઓ વચ્ચે જોવામા આવતી નથી પણ આ મુશ્કેલી માત્ર વર્તમાન શિક્ષિતવર્ગને સારૂ છે તેઓના સ્વદેશાભિમાન ઉપર આધાર રાખવાનો ને વિશેષ પ્રયાસ કરી હિન્દી શીખી લેવાની આશા રાખવાનો આપણને અધિકાર છે ભવિષ્યને સારૂ તો જો હિન્દીને તેનુ પદ મળે તો દરેક મદ્રાસી નિશાળમા હિન્દી દાખલ થાય અને મદ્રાસને બીજા પ્રાન્તો વચ્ચે વિશેષ પરિચય થવાનો સભવ પ્રાપ્ત થાય અંગ્રેજી ભાષા દ્રાવિડ પ્રજામા પ્રવેશ નથી કરી શકી પણ હિન્દીને પ્રવેશ કરતા સમય લાગે તેમ નથી એ પ્રયાસ તેલગુ જાતિ તો આજે પણ કરી રહેલ છે જો આ પરિષદ રાષ્ટ્રીય ભાષા કઈ થવી જોઈએ એ વિષે પણ એક વિચાર કરી શકે તો તો કાર્યને સાધવાના ઉપાયો યોજવાની આવશ્યકતા જણાશે જે ઉપાયો માતૃભાષા વિષે સૂચવ્યા છે તેના, જોઈતા ફેરફાર સાથે રાષ્ટ્રીય ભાષા વિષે પણ લાગુ પડી શકે છે વિશેષમા ગુજરાતીને કેળવણીનુ વાહન કરવામાં આપણે જ મુખ્ય પ્રયાસ કરવો રહેલો પણ રાષ્ટ્રીય ભાષાની ચળવળમા તો આખુ ભારતવર્ષ ભાગ લેશે

## કેળવણીના વિષયોનો વિચાર

કેળવણીના વાહનનો રાષ્ટ્રીય ભાષાનો અને તેમાં અંગ્રેજીના સ્થાનનો વિચાર આપણે કર્યો આપણી શાળાઓમા અપાતી કેળવણીમા ન્યૂનતા છે કે નહિ એ વિચારવાનુ રહ્યુ

આ વિષયમા મતભેદ નથી સરકાર, પ્રજામત બના ચાલુ બંધારણને વખોડે છે, શુ ત્યાજ્ય છે ને શુ ગ્રાહ્ય છે. એ વિષે સારી પેઠે મતભેદ છે એ મતભેદોમા ઉતરવા જેટલુ મારૂ જ્ઞાન નથી મેં જે વિચારો કર્યાં છે તે આ પરિષદની સમક્ષ મૂકવાની ધૃષ્ટતા કરૂ છુ

કેળવણી એ મારૂ ક્ષેત્ર ન કહેવાય તેથી મને કઈ પણ કહેતા સંકોચ રહે છે અનધિકારી પુરુષ કે સ્ત્રી પોતાના અધિકાર બહાર વાત કરે ત્યારે હુ તેનુ ખંડન કરવા તૈયાર થાઉ છુ ને અનીતિ માનુ છુ વૈદ્ય વકીલ થવા જાય તો વકીલને રીસ ચઢે એ યોગ્ય જ છે તેમ જ કેળવણી વિષે જેણે કઈ અનુભવ નથી લીધા તેને તેની ટીકા કરવાનો અધિકાર નથી એમ હુ માનુ છુ તેથી મારે બે શબ્દ મારા અધિકાર વિષે કહેવા પડશે.

આધુનિક કેળવણી ઉપર હુ પચીસ વરસ પહેલા વિચાર કરતો થઈ ગયો, મારા હાથ તળે મારા ને મારા ભાઈબેનના છોકરા આવ્યા આપણી શાળાઓની ન્યૂનતા મને જણાએલી તેથી મારા છોકરાની ઉપર મે પ્રયોગો શરૂ કર્યાં મે તેઓને રખડાવ્યા પણ ખરા કોઈને ક્યાંક તો કોઈને ક્યાંક બીજી જગાએ મોકલ્યા મે પોતે પણ કોઈને ભણાવ્યા હુ દક્ષિણ આફ્રિકામા ગયો ત્યા પણ મારો આ અસંતોષ તેવોને તેવો રહ્યો અને મારે વિશેષ વિચારો કરવા પડ્યા ત્યા "હિન્દી કેળવણી સમાજ"નો કારભાર ઘણી મુદત સુધી મારા હાથમા હતો, મારા છોકરાને મેં નિશાળમા કેળવણી નથી આપી મારા સર્વથી મોટા છોકરાએ મારી જૂદી જૂદી અવસ્થાઓ જોએલી તેણે મારાથી નિરાશ થઈ થોડી મુદત અમદાવાદની શાળામા કેળવણી લીધી તેને તેથી લાભ થયો એમ તો ભાસ્યુ નથી જેઓને મેં નિશાળે નથી મોકલ્યા તેઓને નુકસાન થયુ નથી ને તેઓને સરસ શિક્ષણ મળ્યુ છે એવી મારી માન્યતા છે તેમા ન્યૂનતા જોઈ શકુ છુ, પણ તેનુ કારણ એજ છે કે મારા પ્રયોગોની શરૂઆતમા તે ઉછરતા એટલે જો કે બધા પ્રયોગોની સફળતા એકજ હતી તો પણ તેમા થયેલા ફેરફારોના તે ભોગ થઈ પડ્યા સત્યાગ્રહને સમયે દક્ષિણ આફ્રિકામા મારા હાથ નીચે લગભગ પચાસ છોકરા એક વેળા ભણતા હતા એ શાળાની રચના મોટે ભાગે મારે હાથે થઈ હતી તેને અન્ય શાળાઓની સાથે કે સરકારી ધોરણ સાથે સબંધ ન હતો અહીં પણ એવોજ પ્રયાસ ચાલુ છે ને અધ્યાપક શ્રીન તથા બીજા સાહેબોના આશીર્વાદ મેળવી એક રાષ્ટ્રીય શાળા અમદાવાદમા સ્થાપી છે તેને પાંચ માસ થયા છે તેના મુખ્ય ગુજરાત કૉલેજના માજી અધ્યાપક સાકળચંદ શાહ છે તેમણે અધ્યાપક ગજ્જરના હાથ નીચે તાલીમ લીધેલી છે, ને તેમની સાથે બીજા ભાષાપ્રેમી પુરુષો છે યોજનાને સારૂ મુખ્યત્વે હુ જવાબદાર છુ પણ તેમા આ બધા શિક્ષકોની સમતિ છે, ને તેઓએ પોતાની હાજતો પૂરી થાય એટલુજ વેતન લઈ આ કાર્યને પોતાનુ જીવન અર્પ્યું છે સંજોગોને વશ થઈને હુ પોતે આ શાળામા શિક્ષણનુ કાર્ય નથી કરી શકતો પણ તેની પ્રવૃત્તિમા મારૂ મન હમેશા પરોવાયલુ રહે છે એટલે મારૂ કાર્ય કેવળ ધનગણાઉ છે, છતા છેક

ગુજરાતમાં રાષ્ટ્રજીવનના પ્રથમ પ્રસ્થાન-

**કર્મવીર મ. મોહનદાસ કરમચંદ ગાંધી**

જેમણે ભરૂચની બીજી ગુજરાત કેળવણી પરિષદના તથા ગોધરાની પ્રથમ ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખસ્થાનેથી રાષ્ટ્રસેવાની મંત્રદીક્ષા ગુજરાતને આપી છે

વિચાર રહિત નથી એમ માનુ છુ, ને એ ધ્યાનમા રાખીને મારી ટીકા ઉપર વિચાર કરશો એમ ઈચ્છુ છુ

આધુનિક શિક્ષણમા આપણી ટેક્નિકલ વ્યવસ્થા ઉપર ધ્યાન દેવામા આવ્યુ નથી એમ મને હમેશા લાગ્યા કર્યું છે, તેની રચના કરવામા આપણી હાજતોનો વિચાર કરવામા નથી આવ્યો એ સ્વાભાવિક હતુ

મેકોલેએ આપણા સાહિત્યને તિરસ્કાર્યું આપણને વહેમી ગણ્યા યોજકોમાના ઘણા-ખરાને આપણા વિષે ગાઢ અજ્ઞાન હતુ કેટલાક તેને અધર્મ માન્યો આપણા ધર્મ-ગ્રંથો વહેમનો સંગ્રહ મનાયા આપણા સભ્યતા ખામીવાળી લાગી આપણે પડેલી પ્રજા, તેથી આપણા સુધારાઓમા ખામી ખુબ હારી જોઈએ એમ મનાયુ તેથી શુદ્ધભાવે જન સહેતુ સુધારણ ગ્યાયુ, નવી રચના કરવાની હતી ત્યા યોજકોને તો નજીકની જ સ્થિતિ સાથ લાગે રાજકર્તાને મદદ કરનાર કારકૂનો, તલાટીઓ, મહેતાઓ જોઈશે, આપણને બધાને નવુ જ્ઞાન જોઈએ, આ વિચારથી બધી રચના થઈ એટલે આપણા સસારનો વિચાર કર્યા વિનાના પુસ્તકો રચાયા અને અગ્રેજ કહેવતનો તરજુમો કરીએ તો ઘોડા આગળ ગાડી મૂકાઈ

- મનસ્વી કહી ગયા છે કે જો ઇતિહાસ ભૂગોળ શીખવવા હોય, તો પ્રથમ છોકરાને ઘરના ઇતિહાસ ભૂગોળ શીખવવા જોઈએ મને તો યાદ છે કે મારે નસીબે ઈંગ્લાડના 'કાઉન્ટી' ગોખવાનુ પરંતુ આવેલુ જે વિષય ઘણો રસિક છે તે મારે સારૂ ઝેર સમાન થઈ પડ્યો હતો ઇતિહાસમા મને ઉત્સાહ આવે એવુ કઈ મે જોયુ ન હતું ઇતિહાસ સ્વદેશાભિમાન શીખવવાનુ સાધન હોય છે આપણી શાળાની ઇતિહાસ શીખવવાની પદ્ધતિમાથી મને આ દેશના વિષે અભિમાનનુ કારણ નથી મળ્યુ તે શીખવા મારે બીજા જ પુસ્તકો વાચવા પડ્યા છે

અંકગણિતના આદિ વિષયોમા પણ દેશી દષ્ટિને સ્થાન થોડુ જ આપવામા આવ્યુ છે જૂની પદ્ધતિનો લગભગ નાશ થયો છે આંક શીખવવાની નવી પદ્ધતિ જતા આપણા વાણીઓમાં લખવા ગણવાની જે ઝડપ હતી તે આપણામા નથી રહી

વિજ્ઞાન શાસ્ત્ર છે તેના જ્ઞાનનો ઉપયોગ બાળકો કરી શકે એવુ હેતુ જ નથી ખોળી જોવા લાગ્યો બાળકોને ખાકાર બનાવીને શીખવી શકાય તે માત્ર પુસ્તકોમાથી શીખવવામા આવે છે । પિણ વિદ્યાર્થીઓ વિશાળ ઝાડવા પછી પાણીના ટીપાનુ પૃથક્કરણ કરતા આવડતુ હોય એવુ જાણ્યુ નથી

આરોગ્યનુ વિજ્ઞાન કઈ જ નથી એમ કહેવામા અતિશયોક્તિ નથી સાઠ વરસની કેળવણીને અંતે આપણને મરકી વગેરે રોગોમાથી બચતા આવડ્યુ નથી આપણા દાક્તરો તે રોગો દૂર નથી કરી શક્યા એ આપણી કેળવણી ઉપર હુ મોટામા મોટો આક્ષેપ

સમજુ છુ આપણા ઘરોની અંદર આરોગ્યના નિયમોએ પ્રવેશ કર્યો હોય એવો અનુભવ મેં સેંકડો ઘરો જોયા છતાં મેળવ્યો નથી સપાદિ કરે તો શુ કરવુ એ આપણી ગ્રહસ્થ એગે કહી શકે એ વિષે મને પૂરી શંકા છે જો આપણા દાક્તરોને નાની ઉમરથી દાક્તરી શીખવાનો પ્રસંગ મળી શક્યો હોત તો અત્યારે દીન સ્થિતિ તેઓની વર્તે છે તે ન જ હોત આ આપણી કેળવણીનુ ભયંકર પરિણામ છે દુનિયાના બીજા મોટા ભાગોમાથી મરકી ત્યાના લોકો કાઢી શક્યા અહીં તો તે ઘર કરી રહી છે, ને હજારો હિંદી નગર મોતે મરે જાય છે આપણી ગરીબાઈ એ જો તેનુ કારણ કહેવામા આવે તો ગરીબાઈ ગાઢ વધેલી કેળવણીને અંગે કેમ છે તેનો જવાબ પણ કેળવણીખાતા તરફથી મળવો જોઈએ

હવે જે વિષયોની કેળવણી મુદલ નથી અપાતી તે વિચારીએ કેળવણીનો મુખ્ય હેતુ ચારિત્ર્ય હોવો જોઈએ ધર્મ વિના ચારિત્ર્ય કેમ બંધાય એ મને સુઝી શકતુ નથી આપણે **ततो भ्रष्टस्ततो भ्रष्ट** થતા જઈએ છીએ એનુ ભાન હજુ હવે થશે આ વિષય ઉપર હુ વધારે નથી લખી શકતો પણ સેંકડા શિક્ષકોને હુ મળ્યો છુ તેમણે પોતાના અનુભવો નિશ્વાસ નાખી મને સંભળાવ્યા છે એનો ગભીર વિચાર આ પરિષદને કર્યા વિના ચાલે તેમ નથી જો નિશાળીઆની નીતિ ગઈ તો સર્વસ્વ ગયુ છે

આ દેશમા ૮૫ થી ૯૦ ટકા સ્ત્રી પુરુષ ખેતીના ધંધામા રોકાએલા છે તે ધંધાનુ જ્ઞાન જેટલુ હોય તેટલુ ઓછુ ગણાવુ જોઈએ છતા તેને આપણી હાઇસ્કૂલ સુધીના ક્રમમા સ્થાન જ નથી આવી કફોડી સ્થિતિ અહીં જ નભી શકે

વણાટનો ધંધો નષ્ટ થતો જાય છે ખેડુતોને સારુ અવકાશના સમયનો તે ધંધો હતો તે ધંધાને આપણા ક્રમમા સ્થાન નથી આપણી કેળવણી કેવળ મુત્સદ્દી વર્ગ પેદા કરે છે ને તેનુ વલણ એવુ છે સોની, લુહાર, કે મોચી પણ જો શાળામા સપડાયો તો તે પણ મુત્સદ્દી બની જાય છે સારી કેળવણી તો સહુ લે એમ આપણે ઇચ્છવુ જોઈએ આપણી કેળવણીને અંતે બધા મુત્સદ્દી થાય તો ?

આપણી કેળવણીમા ક્ષત્રિય કળાને સ્થાન નથી મને પોતાને તે દુઃખની વાત નથી મે તો અનાયાસે પ્રાપ્ત થયેલુ સુખ માની લીધુ છે પણ પ્રજાને હથીઆર વાપરતા શીખવુ છે જેને શીખવુ હોય તેને તે પ્રસંગ મળવો જોઈએ પણ તે તો કેળવણીક્રમમા વિસરાઈ ગયેલુ જ જણાયુ છે

સંગીતને ક્યાએ સ્થાન નથી જોતો સંગીતની અસર આપણી ઉપર બહુ થાય છે એને આપણને આજેસુધી ધ્યાન નથી રહ્યો નહિ તો સંગીત આપણા બાળકોને ગમે તેમ કરીને આપણે આપ્યુ હત વેદોની રચના સંગીત ઉપર થયેલ જોવામા આવે છે મધુર સંગીત આત્માના તાપો શાંત કરી શકે છે હજારો માણસોની સભામા આપણે કેટલીક વેળા ખળભળાટ જોઈએ છીએ, તે ખળભળાટ હજારો કંઠમાથી એક સુરે કોઈ રાષ્ટ્રીય ગીત ચાલે તો બંધ થઈ શકે શૂરાતન ચઢાવવાને સારુ હજારો બાળકો એક અવાજે વીરરસવાળુ કાવ્ય

ગાઈ શકે એ જેવું તેવું નથી ખવાસી અને બીજા મજુરો 'હરિહર' 'અલ્લા બેલી' વગેરે ધ્વનિ એમ અવાજે કહાડે છે ને તેથી તેઓ પોતાનું કાર્ય કરી શકે છે એ સંગીતની શક્તિનો દાખલો છે અંગ્રેજ મિત્રોને મે ગાયન ગાઈ પોતાની ટાઢ સમાવતા જોયા છે નાટકનાં ગાયનો ગમે તેમ, ગમે તેવે અવસરે, આપણા બાળકો ગાતા શીખે છે, બેસુરા હારમોનિયમ, વાજા વગેરે ઠોકે છે તેથી તેઓને નુકસાન થાય છે જો સંગીતનું શુદ્ધ શિક્ષણ મળે તો નાટકના ગાયનો ગાવામાં ને રાગ તાણવામાં સમય નહિ ગાળે ગવૈયો જેમ બેસુરું કે કવખતે નથી ગાતો તેમ શુદ્ધ સંગીત શીખનાર બેસુરા સંગીતને હાથ નહિ અડાડે પ્રજાજાગૃતિને સારૂ સંગીતને સ્થાન હોવું જોઈએ આ વિષય ઉપર ઠાકર આનંદકુમાર સ્વામીના વિચારો મનન કરવા લાયક છે

## વ્યાયામ.

આ શબ્દમાં રમતો ઈત્યાદિનો સમાવેશ કર્યો છે તેનો પણ ભાવ પૂછાયો નથી દેશી પદ્ધતિનો ત્યાગ થયો છે અને ટેનિસ, ક્રિકેટ ને ફુટબૉલનું સામ્રાજ્ય સ્થપાયું છે આ નવી રમતોમાં રસ છે એમ કબૂલ કરવામાં બાધ નથી પણ જો આપણે પાશ્ચાત્ય વસ્તુઓથી મોહાઈ ન ગયા હોત તો આપણે એટલી જ રસિક, ખરચ વિનાની રમતો, જેવી કે ગેડી દડો મોઈ દાંડીઓ, ખોખો, મગ માટલી, હુતુતુ, ખારો પાટ, નવ નાગોળીઓ સાત તાળી વગેરેનો ત્યાગ ન કરત કસરત જેમાં આખે અંગને પૂરતી તાલીમ મળે છે અને જેમાં ઘણું રહસ્ય રહ્યું છે તેનો અને કુસ્તીના અખાડાનો લગભગ લોપ થઈ ગયો છે જો કોઈપણ પાશ્ચાત્ય વસ્તુની નકલ કરવી યોગ્ય હોય તો 'ડ્રિલ'ની નકલ કરવા જેવું છે એમ મને લાગે છે એક મિત્રે ટીકા કરેલી કે આપણને ચાલતા આવડતું જ નથી અને એકઠા થઈને રીતસર ચાલવાની તો મુદ્દલ ખબર નથી હજારો માણસો તાલબદ્ધ ચુપકીથી ગમે તે દશામાં બબ્બે ચારચારની હાર બાંધી ચાલી શકે એ શક્તિ આપણામાં નથી આવી 'ડ્રિલ'નો કેવળ લડાઈમાં જ ઉપયોગ છે એવું કાંઈ નથી ઘણા પરોપકારી કામોમાં 'ડ્રિલ'નો ભારે ઉપયોગ થઈ શકે છે, જેમકે આગ હોલવવામાં, ડૂબેલાને મદદ કરવામાં માંદાને ડોળીમાં લઈ જવામાં 'ડ્રિલ' બહુ જ કિંમતી સાધન છે આમ આપણી શાળાઓમાં દેશી રમતો, દેશી કસરતો, અને પાશ્ચાત્ય પદ્ધતિની ડ્રિલ દાખલ કરવાની આવશ્યકતા છે

## સ્ત્રીશિક્ષણ

જેમ પુરુષ શિક્ષણને સારૂ ચાલતી રચના ખામીઓથી ભરેલી છે તેમ જ સ્ત્રીશિક્ષણનું છે ભારતવર્ષમાં સ્ત્રીપુરુષોનો શો સંબંધ છે, સ્ત્રી જનમંડળમાં શું સ્થાન ભોગવે છે, તેનો વિચાર જ કરવામાં આવ્યો નથી

પ્રાથમિક કેળવણીનો ઘણો ભાગ બંને વર્ગને સામાન્ય હોઈ શકે, તે ઉપરાંત બધે જુદું અસમાનતા છે પુરુષ સ્ત્રી વચ્ચે જેમ કુદરતે ભેદ રાખ્યો છે તેમ જ કેળવણીમાં ભેદની આવશ્યકતા છે સંસારમાં બન્ને સરખા છે પણ તેમના કાર્યમાં વિભાગ જોવામાં આવે છે ગૃહનું

રાજ્ય ભોગવવાનો અધિકાર સ્ત્રીનો છે બહારની વ્યવસ્થાનો અધિષ્ઠાતા પુરુષ છે પુરુષ આજીવિકા લાવનાર છે, સ્ત્રી સંગ્રહ કરનાર અને વ્યય કરનાર છે સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે, તેની વિધાતા છે, તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે, તે બાળશિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે પુરુષ પ્રજાનો પિતા નથી અમુક મુદત પછી પિતાની અસર પુત્ર ઉપર થોડી રહે છે માતા પોતાનો દરજ્જો કદિ છોડતી જ નથી બાળક પુરુષ અને જ્યારે પહોંચ્યા પછી પણ માતાની પાસે બાળકની જેમ ગેલ કરે છે પિતાની સાથે એવો સમ્બન્ધ નથી રાખી શકતો

આ યોજના કુદરતી હોય, યોગ્ય હોય તો સ્ત્રીને આર્થિક કમાણી કરવાનો પ્રબંધ ન હોય જ્યાં સ્ત્રીઓને તાર માસ્તરનું કે ટાઈપીસ્ટનું કે બીબાં ગોઠવવાનું કામ કરવું પડે ત્યાં સુવ્યવસ્થાનો ભંગ થએલો હોવો જોઈએ, તે પ્રજાએ પોતાની શક્તિનું દેવાળું કાઢયું છે તે પ્રજા પોતાની થાપણ ઉપર રહેવા લાગી છે એવી મારી માન્યતા છે

એટલે એક તરફથી આપણે સ્ત્રીને અધકારમાં ને અધમ દશામાં રાખીએ તે ખોટું છે તેમ જ બીજી તરફથી સ્ત્રીને પુરુષનું કામ સોંપવું તે નિર્બળતાની નિશાની છે ને સ્ત્રીની ઉપર જુલમ કર્યા જેવું છે

એટલે સ્ત્રીઓને સારુ અમુક વર્ષ પછી નોખી વર્ગની જરૂર છે તેમને ગૃહવ્યવસ્થાનું, ગર્ભકાળની સાવચેતનું બાળકને ઉછેરવા વગેરેનું જ્ઞાન આપવાની જરૂર છે આ યોજના રચવી બહુ મુશ્કેલીનું કાર્ય છે શિક્ષણના ક્રમમાં આ નવો વિષય છે તેમાં શોધખોળનો નિર્ણય કરવા સારુ ચારિત્ર્યવાન, જ્ઞાનવાન, સ્ત્રીઓ અને અનુભવ પામેલ પુરુષોની મંડળી નીમી તેમની પાસેથી કંઈ યોજના ઘડવાની જરૂર છે

ઉપરની કામ કરનારી મંડળી કન્યાકાળથી નષ્ટ થતી કેળવણીનો ઉપાય શોધશે પણ જે કન્યાઓ કન્યાકાળમાં પરણી ચુકી છે એઓની સંખ્યાનો પાર નથી વળી તે સંખ્યા વધતી જાય છે પરણ્યા પછી તો તે લોપ થઈ જાય છે તેને વિષે મે મારા વિચાર ભગિની સમાજ પુસ્તકમાળાના પ્રથમ પુસ્તકની પ્રસ્તાવનામાં આપ્યા છે તે જ અહીં ઉતારું છું

"સ્ત્રી જાગૃતિને આપણે માત્ર કન્યા કેળવણીથી જ પહોંચી વળવાના નથી હજારો કન્યા બાર વર્ષની ઉમ્મર બાળલગ્નનો ભોગ થઈ આપણી નજરેથી અલોપ થઈ જાય છે તેઓ ગૃહિણી બને છે। આ પાપી રિવાજ જ્યાં સુધી આપણામાંથી નહિ જાય ત્યાં સુધી પુરુષને સ્ત્રીશિક્ષક બનતા શીખવું પડશે તેઓની આ વિષયની કેળવણીમાં આપણી ઘણી આશાઓ છુપાયેલી પડી છે આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોયણ મટી, આપણી સહચરી, આપણી અર્ધાંગના આપણા સુખ દુ ખની ભાગીયણ ન બને ત્યાં

લગી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે ભાઈ પોતાની સ્ત્રીને પશુસમાન ગણે છે આ સ્થિતિને સારૂ કેટનાક સસ્કૃત વચનો, તુલસીદાસનો એક પ્રસિદ્ધ દુહો બહુ જવાબદાર છે તુલસીદાસજીએ એક જગાએ લખ્યુ છે કે ढोर गवार शुद्र अरु नारि, ये सब ताडनके अधिकारी તુલસીદાસજીને હુ પૂજુ છુ પણ મારી પૂજા આધળી નથી કા તો ઉપરનો દુહો ક્ષેપક છે, અને જો તુલસીદાસનો જ હોય તો તેણે વગર વિચાર પ્રચલિત રૂઢિ અનુસરી તે જોડી કહાડેલો હોવો જોઈએ સસ્કૃત વચનો વિષે તો એવો વહેમ પેસી ગયેલો જોવામા આવે છે કે સસ્કૃતમા લખાયેલા શ્લોકો તો કેમ જાણે શાસ્ત્ર વચન જ હોય નહિ ! આ વહેમ દૂર કરીને આપણામા સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડમુળથી ઉખાડી જોઈએ બીજી તરફથી વિપર્યાસ થઈ આપણામાના કેટલાક સ્ત્રીને ઢીંગલીદેવી ગણી તેની પૂજા કરે છે ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવીન આભરણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે આ પૂજાદેવમાથી પણ નીકળી જવુ જરૂરનુ છે છેવટે તો જેમ શકરને ઉમા, રામને સીતા, નળને દમયતી હતા તેમ આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ટીમા ભાગ લેતી આપણી સાથે વાદવિવાદ કરતી આપણા ઉદ્ગારો સમજતી તેને પોષતી પોતાની અલૌકિક પ્રેરણાશક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમા સમજી તેમા ભાગ લેતી આપણને શીતળતામય શાંતિ દેતી થશે ત્યારે જ આપણો ઉદ્ધાર સભવે છે તે પહેલા નહિ એવી દશા હાલ તુરતમા કન્યાકેળવણી મારફતે પ્રાપ્ત થવાનો ઘણો જ થોડો સભવ છે જ્યા લગી બાળલગ્નની હાસડી આપણે પહેરેલી સજ્જી હશે, ત્યા લગી પુરુષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવુ પડશે અને એ શિક્ષણ માત્ર અક્ષરનુ જ નહિ ધીમે ધીમે રાજ્યપ્રકરણી, સસારસુધારાના વિષયોમા તેઓને પ્રવેશિત કરી શકાય છે, આ કરતા પહેલા અક્ષર જ્ઞાનની જરૂર જણાતી નથી આમા પુરૂષે પોતાનુ સ્ત્રીપ્રત્યેનુ વલણ ફેરવવુ પડશે સ્ત્રી પુખ્ત ન થાય ત્યા લગી શિક્ષાવસ્થામા રહે અને ત્યા લગી પુરુષો તેમની પ્રત્યે બ્રહ્મચર્ય પાળે તો આપણે જડતા (ઈનર્શિઆ) રૂપી શક્તિના દાસ તરીકે કયગયેલા ન હોઈએ તો આપણે બાર કે પદર વરસની બાળા ઉપર કદી પ્રસવની મહા વ્યથાનો બોજો નજ મુકીએ એ વિચાર કરતા પણ આપણને કપારી છુટવી જોઈએ

પરિણિત સ્ત્રીઓને સારુ વર્ગો કાઢવામા આવે છે, તેઓને સારૂ ભાષણો થાય છે આ બહુ સરસ છે આવી પ્રવૃત્તિ કરનાર પોતાના વખતનો ભોગ આપે છે એ આપણા જમે પાસમા નોધાય છે પણ તેની સાથે ઉપર બતાવેલી પુરૂષોની ફરજ જ્યા સુધી સિદ્ધ ન થાય ત્યા સુધી આપણે બહુ આગ પરિણામો નહિ મેળવી શકીએ એમ જણાય છે સહેજ ઉડો વિચાર કરતા સહુને આ સ્વયસિદ્ધ વાત જણાશે

## શિક્ષકો.

જ્યા જ્યા નજર કરીએ છીએ ત્યા ત્યા કાચા પાયા ઉપર ભારે ચણતર કરી મુકેલુ જોવામા આવે છે પ્રાથમિક કેળવણીને સારૂ પસદ કરેલા શિક્ષકો વિનયની ખાતર ભણે

શિક્ષક કહેવાય પણ હકીકતમા તેઓને એવી ઉપમા આપી શિક્ષક શબ્દનો દુરુપયોગ કરીએ છીએ વિદ્યાર્થીનો બાલ્યકાળ સર્વથી અગત્યનો છે એ સમયે મળેલુ જ્ઞાન નહિ ભૂના નથી એ જ સમયે તેને ઓછામા ઓછી મુ ત મળે છે અને ગમે તેવી ચાનચનાઉ નિશાળમ તેને ગોધવામા આવે છે મારી માન્યતા છે કે કૉલેજ, હાઇસ્કૂલ વગેરેના ગણગાગેમ આ ગરીબ દેશથી ન સહન થઈ શકે એવુ ખર્ચ કરવામા આવે છે, તો બદને જે પ્રાથમિક કેળવણી, સુપ્રિટેન્ડન્ટનો ડઇપિયુ ખર્ચાતા રહ્યા હોય અને આરોગ્યની સભાળ રહેતી હોય એવી જગ્યાએ સુશિક્ષિત, પી અને નીતિમાન શિક્ષકો મારફત આપવામા આવે તો થોડી મુ તે આપણે ઘણા મહત્વના પરિણામો જોઈ શકીએ આનો ફેરફાર કરવા માટે ચાલુ શિક્ષકોનો પગાર દર માસે બેવડા થૈ ટોય તો પણ હેતુ પાર પડ વાનો નથી મોટા પરિણામો એવા જૂજ ફેરફારથી ન આવી શકે પ્રાથમિક કેળવણીનુ સ્વરૂપ બદલાવુ જ જોઈએ હુ જાણુ છુ કે આ વિષય ઘણો કઠિન છે તેમા વિઘ્નો ઘણા છે એમ છતા 'ગુજરાત કેળવણી મડળ' ની શકિત બહાર એનો ફડચો હોવો । જોઈએ

પ્રાથમિક શાળાના શિક્ષકોનો દોષ કાઢવાનો મારો હેતુ નથી એ કહેવુ કદાચ જરૂરનુ છે તેઓ પોતાની શકિત ઉપરાત પરિણામ બતાવી રહે છે એ આપણી ભવ્ય સભ્યતાનુ ફળ છે એમ માનુ છુ જો તે જ શિક્ષકો પૂરી લાયકાત અથવા પૂ ઉત્તેજન મળે તો જે પરિણામ આવે તેનુ માપ કાઢી શકાય તેમ નથી

### ફરજીયાત વિ. મરજીઆત.

કેળવણી મફત અને ફરજીઆત હોવી જોઈએ કે કેમ તે વિષે મારે કઈ પણ કહેવુ અનુચિત ગણુ છુ મારો અનુભવ થોડો છે વળી કોઈ પણ પ્રકારની ફરજ પ્રજાની ઉપર નાખવી એ મને વસમુ લાગે છે, ત્યા આ અમ્મી ફરજ કદા નાખવી એ વિચાર ખટક્યા કરે છે હાલ આપણે કેળવણી મફત અને મરજીઆત રાખી તેના અખતરા કરીએ એ સમયો વધારે રૂચિકર જણાય છે જ્યા સુધી આપણે જેનુ કમ કાળમાવી નથી નીકળી ગયા ત્યાસુધી કેળવણી ફરજીઆત કરવામા ઘણા વિઘ્નો નજરે તયા કરે છે નામદાર ગાયકવાડની સરકારના અનુભવ આ વિચાર કરતા કઈક અંશે મદદગાર હોવાનો સભવ છે મારી તપાસનુ પરિણામ ફરજીઆત કેળવણીની યોગ્યતા વિરુદ્ધ આવ્યુ, પણ તે તપાસ નહિ જેવી હોવાથી તેમની ઉપર વજન નથી દઈ શકાતુ આ વિષય ઉપર પરિષદ્મા આવેલા સભ્યો આપણુને વજનદાર માહિતી આપશે એમ ધારી લઉ છુ

### ઉપાયો.

આ બધી ખામીઓ દૂર કરવાનો ચોરી રસ્તો અરજી નથી એમ મારી ખાત્રી છે મહત્વના ફેરફાર રાજકર્તાથી એકાએક થઈ શકતા નથી એ સાહસ પ્રજાના આગેવાનોએ જ કરવા જોઈએ અંગ્રેજી બધારણમા પ્રજાના સ્વયસાહસને ખાસ સ્થાન છે સરકાર આપે તો જ થાય એમ વિચારીશુ તો આપણને આપણુ ધાર્યુ કરતા યુગો વીતવાનો સભવ છે જેમ

ઇગ્લાડમાં તેમ જ અહીં સરકારની પાસે અખતરા કરવના પહેલા આપણે કરી બતાવવા જોઈએ જો જે દિશામા ન્યૂનતા જણાય ત્યા ન્યૂનતા દૂર કરી પોતે શુભ પરિણામ લાવી, સરકાર પાસે ફેરફાર કરાવી શકે છે આવા સાહસને સારુ દેશમા કેળવણીની અનેક ખાસ સસ્થાઓની સ્થાપના કરવી ઘટે છે

તેમા એક મહાવિઘ્ન છે આપણો ડીગ્રી' નો ભારે મોહ છે ઉત્તીર્ણ થવા ઉપર આપણા જીવનનો આધાર રાખીએ છીએ આથી પ્રજાને ભારે નુકશાન થાય છે 'ડિગ્રી' એ સરકારી નોકરીઆત વર્ગને જ કામની છે એ આપણને ભૂલી જઈએ છીએ પણ પ્રજાની ઈમારત કંઈ નોકરીઆત વર્ગ ઉપર ચણવાની નથી તેમ સૌને નોકરી વિના ઘણી જ સારી ધનપ્રાપ્તિ થઈ શકે છે એમ આપણે ચોમેર જોઈ શકીએ છીએ અભણ જેમ પોતાની હોશિઆરીથી કરોડાધિપતિ થઈ શકે છે તેમ ભણેલ વર્ગ કેમ ન થઈ શકે? જો ભણેલ વર્ગ બીતિ છોડે તો તેઓમા અભણ જેટલું સામર્થ્ય તો જરૂર આવી શકે

જો 'ડિગ્રી'નો મોહ છૂટે તો દેશમા ખાનગી શાળાઓ ઘણી ચાલી શકે છે કોઈ રાજ્યસત્તા પ્રજાની બધી કેળવણી માથપર રાખતા નથી અમેરિકામા તો મુખ્યત્વે ખાનગી સાહસ જ છે ઇગ્લાડમા અનેક સસ્થાઓ ખાનગી સાહસથી જ ચાલે છે તેઓ પોતાના જ પ્રમાણપત્રો આપે છે

આ કેળવણીને સારા પાયા ઉપર મૂકવાને સારુ ભગીરથ પ્રયત્નની જરૂર પડશે તેમા ધનનુ, મનનુ, તનનુ અને આત્માનુ અર્પણ થવુ જોઈશે

અમેરિકામાથી આપણે થોડુ જ શીખી શકીએ એવુ મને ભાસ્યુ છે પણ એક વસ્તુ તો અનુકરણ કરવા જેવી છે ત્યાની કેળવણીની મહાન સસ્થાઓ એક મોટા ટ્રસ્ટની દ્વારા ચાલે છે તેમા કરોડો રૂપીઆની થાપણ ધનાઢ્ય લોકોએ આપી છે તે ટ્રસ્ટની મારફતે અનેક ખાનગી શાળાઓ નભે છે તેમા જેમ ધન એકઠુ થયુ છે તેમ શરીર સપત્તિવાળા, ગરદેના અભિમાની વિદ્વાન ગૃહસ્થો એકઠા થયા છે તેઓ બધી સસ્થાઓ તપાસે છે અને તેઓનુ રક્ષણ કરે છે તેઓને યોગ્ય લાગે ત્યા ને તેટલી મદદ આપે છે એ મદદ અમુક બધારણ કબુલ કરે એવી સસ્થાઓ મેળવી શકે છે આ ટ્રસ્ટ વડે ઉત્સાહી હીલચાલથી અમેરિકાના ઘણા ખેડુતોને ખેતીની નવીન શોધોનાનુ જ્ઞાન મળી શક્યુ છે આવી કોઈ યોજના ગુજરાતમા થઈ શકે તેમ છે ધન છે વિદ્વત્તા છે, ધર્મવૃત્તિનો હજુ લોપ નથી થયો માણસો તો વિદ્યાની વાટ જોઈ રહ્યા છે આ સાહસ થાય તો થોડા વર્ષમા આપણે સરકારને મનાવી શકીશુ - આપણો પ્રયાસ ખરો છે પછી સરકાર તેનો અમલ કરવામા નહિ ચૂકે હજાર અરજીઓ કરતા આપણે કરી બતાવેલુ કાર્ય વધારે દીપશે

, ઉપરની સૂચનામા 'ગુજરાત કેળવણી મડળ'ના બીજા બે ઉદ્દેશોનુ અવલોકન આવી જાય છે આવા ટ્રસ્ટની સ્થાપના તે કેળવણીના પ્રચારની સતત ચળવળ છે અને તે કેળવણીનુ વ્યવહારિક કાર્ય છે

પણ એ કાર્ય થાય તો બધુ થયા જેવુ છે એટલે એ મહેનુ ન હોય જેમ સરકાર તેમ જ ધનિક તેને તો મતાીએ ત્યારેજ તે જાગૃત થાય છે તેને મતાવવાનુ એક જ શાસન છે તે તપશ્ચર્યા છે. તપશ્ચર્યા ધમનુ પહેલુ અને છે નુ પગનુ છે તે તપશ્ચર્યાની પ્રતિમા 'ગુજરાત કેળવણી મંડળ' છે એમ હુ માની લઉં છુ તેના મંત્રીઓ અને સભાસદોમા જ્યારે પરોપકારવૃત્તિ જ વાસ કરશે ને વિદ્વતા પણ તેવી જ હશે ત્યારે લક્ષ્મી પોતાની મેળે ત્યા આવી પડશે ધનાઢ્ય માણસો હમેશા નકાયુક્ત રહે છે નકાના કારણો હોય છે, એટલે આપણે જો લક્ષ્મીદેવીને આરાધના માગતા હોઈશુ તો પાનતા સિદ્ધ કરવી પડશે

પણ ધનની જરૂર છે છતા તેની ઉપર ભાર દેવાની જરૂર નથી જેને રાષ્ટ્રીય કેળવણી લેવી છે તે શીખ્યો નહિ હોય તો મજુરી કરતો શીખશે. શીખીને એક વૃક્ષની નીચે જેને વિદ્યાદાન જોઈતું હશે તેને આપશે આ બ્રાહ્મણ ધર્મ છે, જેને આચરવો હોય તે આચરી શકે છે એવા બ્રાહ્મણો ઉત્પન્ન થશે તેને લક્ષ્મી અને સત્તા બન્ને નમશે

આવી અચળ શ્રદ્ધા ગુજરાત કેળવણીમંડળને હાય એવુ ઈચ્છુ છુ એવુ વિશ્વકર્તા પાસે માગુ છુ

કેળવણીમા સ્વરાજ્યની ચાવી છે રાજ્યપ્રકરણી આગેવાનો ભલે મોટેરુ સાહેબની પાસે જાય તે ક્ષેત્ર આ પરિષદ્‌ને ભલે ઉઘાડુ ન હો પણ શુદ્ધ કેળવણી વિના સર્વ પ્રયાસ મિથ્યા છે કેળવણી એ આ પરિષદ્‌નુ ખાસ ક્ષેત્ર છે તેમા જો આપણે વિજય પામશુ તો સર્વત્ર વિજય જ છે

# રાજકીય પરિષદ્,

લેખક—મિ મોહનદાસ કરમચંદ ગાંધી.

ભાઈઓ અને બહેનો,

મને આ ઉચ્ચ પદ આપ્યુ છે તેને સારુ આપ સહુનો આભાર માનુ છુ અહીંના રાજ્યોના વિષયમા હુ અજ્ઞાની વર્ગનો ગણાઉ છુ દક્ષિણ આફ્રિકાના મારા અનુભવ ઉપર હુ અહીં વ્યાપાર નથી કરી શકતો આવી સ્થિતિમા મારે આ પદ સ્વીકારવુ એ કેટલેક અંશે ઉદ્ધતાઈ ગણાય એમ જાણુ છુ છતા આપની અનહદ પ્રીતિને વશ થઈ મેં આ પદનો સ્વીકાર કર્યો છે

મારી જવાબદારી હૂં સમજુ છુ આ પરિષદ ગુજરાતમા પહેલી જ છે સમસ્ત હિંદુસ્તાનને સારુ આ સમય વણો બારીક છે સામ્રાજ્યને કદી ન હતી એવી ભીડ છે મારા વિચારો સામાન્ય પ્રવાહની દિશામા તદ્દન વહેતા નથી કેટલાક વિરુદ્ધ દિશામા વહેતા હોય એવો આભાસ મને આવે છે આવી સ્થિતિમા મને પદ લેવાનો અધિકાર ઓછો જ હોય ઘણે ભાગે પ્રમુખનુ ભાષણ સભાના વિચારો દર્શાવનારુ હોય છે મારાથી એવો દાવો થઈ શકે તેમ નથી મારા વિચારો આવે સુન્દર અવસરે ગુજરાતી પ્રજા સમક્ષ મૂકવાની મને આપે રજા આપી છે એ આપની ઉદારતા સૂચવે છે એ વિચારો ઉપર આ મડળમા ટીકા થાય, તે વિષે ભિન્ન વિચાર બતાવાય, તેની સામે આકરો વિરોધ બતાવાય તેમા હુ દુઃખ જોતો નથી તેની ચર્ચા પ્રેમથી થાય એવુ ઇચ્છુ છુ એ વિચારોને સારુ એટલુ જ કહીશ કે તે આજકાલના નથી પણ ઘણા વર્ષો થયા બધાએલા છે તેની ઉપર હુ મોહિત છુ, ને અનેક વર્ષોના અનુભવે તેમા ફેરફાર નથી થયો.

આ પરિષદ ભરવાનો વિચાર કરનારને તેમ જ તે વિચારને અમલમાં મૂકનારને ધન્યવાદ આપુ છુ આ પગલુ ગુજરાતને સારુ ઘણુ અગત્યનુ છે તેમાથી બહુ સારા પરિણામો આપણે નિપજાવી શકીએ છીએ આ પરિષદ પાયા રૂપે છે જો પાયો સાચો અને મજબુત હશે, તો ઇમારતને વિષે આપણે નિશ્ચિન્ત રહી શકીશુ આ પરિષદ પાયો નાખનારી હોવાથી તેની જવાબદારી મોટી છે હુ ઇશ્વર આગળ પ્રાર્થના કરુ છુ કે આપણ બધાને તે સન્મતિ આપે ને આપણુ કાર્ય પ્રજાને ભવિષ્યમા લાભકારી થઈ પડે

આ પરિષદ રાજકીય છે 'રાજકીય' શબ્દનો જરા વિચાર કરીએ રાજકીય એ ઇંગ્રેજી 'પોલીટીકલ'નો તરજુમો છે આ શબ્દનો ઘણે ભાગે સકુચિત અર્થ કરવામા આવે છે પણ મને લાગે છે કે તેનો વિસ્તૃત અર્થ રાખવાથી વિશેષ લાભ છે જો આવી પરિષદોના કાર્યની સમાપ્તિ માત્ર રાજપ્રકરણના સમ્બન્ધના વિચારમા જ થઈ જાય તો એ કાર્ય

---

* તા ૩ જી નવેમ્બર ૧૯૧૭ ના રોજ ગોધરામા ભરાએલી પહેલી ગુજરાત રાજકીય પરિષદના અધ્યક્ષસ્થાનેથી આપવામા આવેલુ ભાષણ

અધૂરૂ રહે ને એ સમ્બન્ધનો પૂરો ખ્યાલ પણ આપણને ન આવે દાખલા તરીકે મહુડાનો પ્રશ્ન ગુજરાતના કેટલાક વિભાગને બહુ અગત્યનો છે તેનો વિચાર રાજ્ય પરત્વે જ કરતાં કંઈ પરિણામ આવી શકે અથવા ધાર્યું પરિણામ આપણે ન લાવી શકીયે પણ જો મહુડાના દારૂની ઉત્પત્તિનો વિચાર કરી આપણું જે અંગત કર્તવ્ય હોય તેનો પણ આપણે સાથે સાથે વિચાર કરીએ તો આપણી સરકારની સાથેની લડતમાં વહેલા ફાવવાનો સંભવ છે, ને આપણને લડવાની ચાવી પણ સહેલથી હાથ આવે જે વિચારો હું આપની સમક્ષ મૂકવાનો છું તે ઉપરથી રાજકીય શબ્દનો મારો અર્થ આપ વિશેષ જોઈ શકશો

પરિષદો ભરાઈ વીખરાઈ જઈ પોતાની પાછળ કાર્યકારી મંડળી મૂકતી જોવામાં આવતી નથી અથવા જો કાર્યકારી મંડળ મૂકવામાં આવે છે તો તેઓ મર્હુમ ગોખલેજીની ભાષામાં પોતાના ધંધામાંથી બચતા વખતમાં કામ કરનારા હોય છે આપણને જરૂરનું તો એ છે કે પરિષદોના ઠરાવોનો અમલ કરવો એને જેઓ પોતાનો મુખ્ય અને ખાસ ધંધો ગણી શકે તેવા માણસો જોઈએ આવા માણસો ઘણા હોય ત્યારે જ પરિષદોના કાર્યો શોભી નીકળવાના, ત્યારે જ ફળદાયી થવાના નહિ તો ઘણું કામ એળે જાય છે ભારત સેવક સમાજ જેવી અનેક સંસ્થાઓ દેશમાં થાય એ આવશ્યક છે સેવા એ જ ધર્મ માનનારા વધારે નીકળે ત્યારે જ આપણે મહાન પરિણામો જોઈ શકીશું હિન્દુસ્તાન મારે નરીએ ધર્મબદ્ધ છે એટલે દેશસેવામાં આ કાળે વર્તતી પરિસ્થિતિ છે એ ખ્યાલ ઉત્પન્ન થાય તો ધાર્મિક વૃત્તિવાળા માણસો રાજકીય કામમાં વધુ સંખ્યામાં જોડાય જે કાળે સાધુ સન્તો આ પ્રશ્ન હાથમાં લેશે તે કાળે હિન્દુસ્તાન ધાર્યા કાર્ય સહેલથી કરી શકશે એવી મારી માન્યતા છે ગમે તેમ હો પણ આપણને છાજે છે કે આ પરિષદને અંગે આપણે એક કાર્યકારી મંડળ ઉભું કરી શકીએ કે જેનો ધંધો જ પરિષદના ઠરાવોને અમલમાં મૂકવા મૂકાવવાનો હોય

દેશમાં સ્વરાજ્યનો ધ્વનિ ગાજી રહ્યો છે વિદુષી બાઈ એની બેસંટે લાખો સ્ત્રીપુરુષોને 'સ્વરાજ્ય'નો જપ જપાવતા કરી મૂક્યા છે જે વસ્તુ બે વર્ષ પહેલાં ઘણા સ્ત્રી પુરુષો નહોતા જાણતા તે વસ્તુને તે બાઈએ પોતાની ચાતુરી, પોતાના અથાગ પ્રયત્નથી પ્રચલિત કરી મૂકી છે સ્વરાજ્ય થોડી મુદતમાં મળશે એવી આશા બંધાવવામાં આ બાઈનું નામ ઇતિહાસમાં પ્રથમ પંક્તિમાં મુકાશે એ વિષે શંકા હોય જ નહિ સ્વરાજ્ય એ કોન્ગ્રેસનો આદર્શ હતો, ને છે મીસીસ બેસન્ટનો એ નવો ખ્યાલ ન હતો પણ એ સ્વરાજ્યને થોડા સમયમાં સિદ્ધ થાય એવી વસ્તુ તરીકે સમજાવનાર તો આ બાઈ જ ગણાશે તેને સારૂ તેનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે એમને અને એમના સાથી મી. એરંડેલ તથા મી. વાડીઆને છોડી સરકારે મહેરબાની કરી છે તથા સ્વરાજ્યની ચળવળ યોગ્ય છે એમ કબુલ્યું છે જે ઉદારતા સરકારે મિસીસ બેસંટને તેના સાથીને વિષે વાપરી છે તે જ ભાઈ મહમદઅલી તથા ભાઈ શૌકતઅલી વિષે વાપરે એ ઇચ્છવા જેવું છે બન્ને ભાઈઓને વિષે સર વીલીયમ વિન્સેન્ટે કહ્યું છે તેમાં કેટલું વિચારવા જેવું છે તેનો ખ્યાલ કરવાની

જરૂર નથી પ્રજાની માગણી સ્વીકારી તેમને છોડવાથી કંઈ અયોગ્ય પરિણામ ન આવે એની જવાબદારી સરકાર પ્રજાની ઉપર મૂકશે અને પ્રજાને વિશેષ ગુસ્સે બનાવશે જ્યાં સુધી આ બાઈઓને નથી છોડ્યા ત્યાં સુધી સરકારની ઉદારતા અધુરી ગણાશે આપણે ઉમેદ રાખીશુ કે સરકાર સપૂર્ણ ઉદારતા બતાવી પ્રજાનુ ચિત્ત હરી લઈ તેને પોતાની કરી લેશે

મહેરબાન મોન્ટેગ્યુ સાહેબ આવે છે, તેમની પાસે રજુ કરવાની જે અરજી ઘડાઈ છે ને જેમા સહીઓ થઈ રહી છે તેનો મુખ્ય હેતુ પ્રજાકેળવણી છે સ્વરાજ્ય ભોગવવાને સારુ અક્ષરજ્ઞાનની જરૂર છે એવુ કહેવુ ઇતિહાસનુ અજ્ઞાન સૂચવે છે મારે મારુ કામ ચલાવવુ છે એવી ભાવના પ્રજામા લાવવા સારુ અક્ષરજ્ઞાનની જરૂર નથી, એવા જ્ઞાનની, એવા શિક્ષણની જરૂર છે મોટા અભણ રાજાઓએ ભારે સરસ રીતે રાજ્ય ચલાવ્યા છે ઉપરની ભાવના પ્રજામા રહેલી હશે જો છે તે એવુ ને ન હોય તો તે ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવો એ તે અરજીનો ઉદ્દેશ છે તેમા લાખો સ્ત્રીપુરુષો સમજપૂર્વક સહી કરે તે ઇષ્ટ છે તેની અસરનુ વજન મિ મોન્ટેગ્યુ સાહેબની ઉપર પડે એ તે અરજીનુ સહજ પરિણામ છે

કોન્ગ્રેસ ને મોસ્લેમ લીગે સ્વીકારેલી યોજનામા ફેરફાર કરવાનો કોઈને અધિકાર નથી એટલે એના ગુણદોષનો વિચાર કરવાનુ રહેતુ નથી પ્રજાના આગેવાનોએ ઘણા વિચારપૂર્વક રચેલી યોજના આપણે અત્યારની કાર્યસિદ્ધિને સારુ સપૂર્ણ સમજ શ્રદ્ધાપૂર્વક તેનો અમલ થાય એ જ ઉપાયો કરવા રહ્યા છે

આ યોજના સ્વરાજ્ય નથી પણ તે સીડીએ આપણને ચઢાવનાર મોટુ પગથીઉં છે. કેટલાક ઇંગ્રેજી લીડર એમ કહે છે કે—આપણને સ્વરાજ્ય ભોગવવાનો હક્ક નથી કેમકે જે વગ સ્વરાજ્ય માગે છે તે વગમા હિંદુસ્તાનનો બચાવ કરવાની શક્તિ જ નથી તેઓ પૂછે છે, શુ ઇંગ્રેજો જ હિંદુસ્તાનની સિપાહીગીરી કરશે ને હિંદી પ્રજા રાજ્યસત્તા ચલાવશે? આ પ્રશ્ન હાસ્યજનક છે ને દુખ છે હાસ્યજનક છે કેમકે ઇંગ્રેજી મિત્રો પોતાને આપણાથી અળગા માની લે છે આપણી કલ્પના તો એવી છે કે—આપણે બ્રિટનની સાથે રહી સ્વરાજ્ય ભોગવવુ અહીં ઘર કરી રહેલા ઇંગ્રેજો હિંદુસ્તાન છોડે એવુ આપણે માગતા નથી પણ સ્વરાજ્યમા તેઓ ભાગીદાર હશે એવી રચનામા ભાગ્યે સિપાહીગીરી તેઓને ભાગે આવી તો તેઓને તેમા કંઈ કહેવાપણુ નહિ રહે પણ આપણે સિપાહીગીરીમા ભાગ નહિ લઈએ એમ તેઓનુ માનવુ જ ઉતાવળીયુ છે હિંદુસ્તાનની વૃત્તિ સૈનિક બળ મેળવવાની થશે ત્યારે તે થશે। સમયમા પ્રાપ્ત થઈ શકે એવી વસ્તુ છે મારવાની શક્તિ એ કઠોર વૃત્તિનુ પરિણામ છે એ વૃત્તિને પોષવા વાર નથી લાગતી તે ઘાસની જેમ ઉગી શકે છે પ્રશ્ન દુખદ છે કેમકે તે આપણને સ્મરણ કરાવે છે કે આપણને સરકારે આજ લગી સૈનિક તાલીમ વિનાના રાખ્યા છે જો તેમણે આપણામાં એ તાલીમ ઇચ્છી હોત તો અત્યારે શિક્ષિત વર્ગનુ મોટુ લશ્કર તૈયાર હત. લડાઈમા શિક્ષિત વગ ભાગ નથી લીધો તેનો દોષ શિક્ષિત વર્ગની ઉપર છે તેના કરતા સરકારની ઉપર ઘણો મોટો છે જો સરકારની રાજ્યનીતિ જૂદા

વેગણુ ઉપર અસાથી બધાઈ હત તો અત્યારે સરકારની પાસે અજીત સેના તૈયાર હત પણ જે દશા વર્તે છે તેનો દોષ ભને કોઈને ન દેવાય જ્યારે ઇંગ્રેજી સત્તા સ્થપાઈ ત્યારે કરોડો ઉપર રાજ્ય ચલાવવામાં પ્રજાને હથિયાર રહિત અને સૈનિક શિક્ષણ રહિત કરવામાં ડહાપણ ગણાયું હશે જાગતા ત્યાથી સવાર ગણી રાજા પ્રજા બન્નેએ ચૂકેલું સમારી લેવાનુ છે

આ વિચારો ચાલુ પ્રવાહ યોગ્ય છે એવી કલ્પના ઉપર આપેલા છે મને પોતાને ચાલુ સ્થિતિ દરેક પ્રકારે યોગ્ય છે એમ નથી જણાતુ આપણે જે ચળવળ ચલાવીએ છીએ તે પાશ્ચાત્ય પદ્ધતિ છે જે સ્વરાજ્ય ઇચ્છીએ છીએ તે પાશ્ચાત્ય નમુનો છે તેને પરિણામે હિંદુસ્તાનને પાશ્ચાત્ય દેશોની હરિફાઈમાં ઉતરવુ પડશે ઘણા માને છે કે તેમાથી છુટકારો જ નથી હું તેવુ માનતો નથી હિંદુસ્તાન યુરોપ નથી, જાપાન નથી, ચીન નથી એ મારાથી ભૂલાતુ નથી હિંદુસ્તાન જ કર્મભૂમિ છે, બાકીની ભોગભૂમિ છે, એ દેવવાણી છે એ મારા મનમા ઠરી રહેલુ છે આ દેશનુ કાર્ય બીજા દેશોના કરતા વિચિત્ર છે એમ મને ભાસે છે હિંદુસ્તાન ધાર્મિક સામ્રાજ્ય ભોગવવા યોગ્ય છે જેવી તપશ્ચર્યા આ દેશમા થઈ છે તેવી બીજે ક્યાએ નથી થઈ હિંદુસ્તાનને લોખંડના શસ્ત્રોની ઓછી જરૂર છે તે દિવ્યાસ્ત્રથી લડતુ આવ્યુ છે, હજુ લડી શકે છે બીજી પ્રજાઓએ શરીરબળને પૂજ્યુ છે યુરોપમાં ચાલતું દારૂણ યુદ્ધ તેનો સચોટ દાખલો છે હિંદુસ્તાન આત્મબળવડે સર્વ જીતી શકે છે આત્માની શક્તિની પાસે શરીર શક્તિ તૃણવત્ છે એવા અનેક દાખલા મળી આવે છે, એવું કવિઓએ ગાયુ છે, અનુભવીઓએ વર્ણવ્યુ છે હૃષ્ટપુષ્ટ ત્રીસ વરસનો જુવાન પોતાના એંશી વરસના બાપની પાસે બકરી જેવો થઈ વર્તે છે આ પ્રેમ બળની નિશાની છે પ્રેમ એ જ આત્મા છે એ આત્માનો ગુણ છે એ જ પ્રેમનો ઉપયોગ શ્રદ્ધાપૂર્વક આખા જગત ઉપર આપણે કરી શકીએ છીએ આપણે ધર્મ ઉપરની શ્રદ્ધા ખોઈ બેઠા છીએ તેથી આધુનિક વાયુમા આપણા પગ ઠેકાણે રાખી શકતા નથી ને આમ તેમ અફળાયા કરીએ છીએ આ વસ્તુનો થોડો વધારે વિચાર આગળ કરશુ

આવા મારા વિચારો છતા હું સ્વરાજ્યની ચળવળમા ભાગ લઉં છું કેમકે અત્યારે જે પદ્ધતિથી સરકાર રાજ્ય ચલાવે છે તે આધુનિક પદ્ધતિ છે તે પદ્ધતિનુ શુદ્ધ સ્વરૂપ તો 'પાર્લામેટ' છે એમ સરકાર પોતે માને છે એવી પાર્લામેટ આપણને ન મળે તો આપણે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ જઈએ મીસીસ બેસંટનુ એક વાક્ય તદ્દન ખરૂ છે યા તો હિંદુસ્તાનને સ્વરાજ્ય હો અથવા હિંદુસ્તાનમા ભુખમરાનો રોગ ફેલાશે હુ આંકડાઓમા નથી પડવા ઇચ્છતો મારી આપનો પુરાવો મને બસ છે કે,—હિંદુસ્તાનમા ગરીબાઈ વધતી ચાલી છે બીજુ પરિણામ કેમ હોય? જે દેશ પોતાનો કાચો માલ બહાર મોકલે છે ને તેની પર બહાર મરામત થઈ પાછો આવે છે ને લે છે, જે દેશ પોતે રૂ પેદા કરવા છતા પોતાના કપડાના જ કરોડો રૂપિયા બહાર આપે છે તે દેશની દશા કંગાળ ન હોય તો શું હોય? જે

દેશના લોકો પોતાના વિવાહ વિગેરેના ખર્ચમા પૈસા ખર્ચે તે સ્થિતિને ઉંચી સ્થિતિ ગણવામા આવે તે દેશની દશા ભીખારી જ ગણાય જે દેશ સફાઈ વિગેરેના સુધારા કરવામા પૂરતુ ખર્ચ ન કરી શકે એ દેશ ભીખારી જ હોય જે દેશના અમલદાર વર્ગનો પગાર ઘણે ભાગે બહાર ખર્ચાય એ દેશની પ્રજા દિવસે દિવસે કંગાલ બનતી જ જોઈએ જે દેશના માણસો કડકડતી ટાઢમા ઉનના વસ્ત્રના અભાવે મોના સ્વરક્ષણ ખાતર આગી નાખી પોતાની ટાઢ સમાવે તેની કંગાલીયતમા શી કચાશ હોય ? આખા હિંદુસ્તાનમા ભમતા મે ક્યાએ પ્રજાવર્ગમા નૂર નથી જોયુ મધ્યમવર્ગ મહા વ્યથામા રીબાયેલો છે કનિષ્ટ વર્ગને ઉંચે લાવ અને નીચે વસ્તી છે તેને સારુ મારો વિશ્વ ઠેજ નહિ. હિન્દુસ્તાનની દોલત ભાય તરફ ઘટાયેલી છે ને તેના ઘરેણામા છે એ કેવળ કલ્પના છે જે છે તેની કશી ગણત્રી નથી લોકોની કમાણી વધી નથી, ત્યારે ખર્ચ વધ્યા છે આની તપાસ કોઈ સરકારે જ્ઞાનપૂર્વક આણી નથી હુ માનુ છુ કે—સરકારના હેતુ શુદ્ધ છે તેની દૃઢ માન્યતા છે કે-પ્રજાની ઉન્નતિ થતી જાય છે પોતાની "અનુભવ" ઉપર તેની અચલિત શ્રદ્ધા છે આંકડાઓ ગમે તે સિદ્ધ કરી શકે એ ઈંગ્રેજી કહેવત છે, તે યથાર્થ છે આંકડાઓ ઉપરથી અધિકારીઓ હિંદુસ્તાનની ચડતી દશા સિદ્ધ કરે છે લોભીયા હિસાબ કરનારા મારા જેવા તે આંકડાઓ જોઈ શંકાયુક્ત થઈ ડોકી ધુણાવે છે ઉપરથી દેશના આતીને બીજુ કહે તો પણ હુ જરૂર કહીશ કે, હિંદુસ્તાનને હજુ કમાન થતુ જોઈએ છે

ત્યારે આપણી જ પાર્લમેંટ હોય તો તે શુ કરે ? હિંદુસ્તાનમા પાર્લમેંટ હશે ત્યારે આપણને ભૂલો કરવાની તેમ જ સુધારા કરવાની સત્તા મળશે આપણે પ્રથમ તો જરૂર ભૂલો કરશુ પણ આપણુ ખમીર આ દેશનુ હોવાથી ભુલોનો સુધારતા વાર નહિ લાગે ને આપણને ભુખમરાનો ઈલાજ તુરત હાથ લાગશે એ વેળા આપણે લેંકેશાયરની ચીજ વડે આપણુ જીવન નહિ ગાળતા હોઈએ એ વેળા આપણે અખુટ દોલત ખર્ચી આ શાહી દિલ્હી નહિ બાંધતા હોઈએ ગામડાઓની દિલ્હીનો આકાર હિન્દુસ્તાનની ઝુંપડીઓને અનુસરતો હશે ઝુંપડી અને પાર્લામેન્ટ હાઉસ વચ્ચે કંઈ પ્રમાણ તો હશે જ પ્રજા અત્યારે જડ થઈ બેઠી છે તેને **ભુલ કરવા જેટલોએ હક્ક નથી રહ્યો. જેને ભુલ કરવાનો હક્ક નથી તે કદિ સુધારો કરી શકવાના નથી.** આમની સભાનો ઇતિહાસ એ ભૂલોનો ઇતિહાસ છે ઈનસાન જનનુ પુતળુ છે, એમ અમી કહેવત છે **ભુલ કરવાની છુટ અને તે સુધારવાની સત્તા એ સ્વરાજની એક વ્યાખ્યા છે.** એ સ્વરાજ્ય પાર્લામેન્ટમા રહેલુ છે

પાર્લામેન્ટ આજે જ જોઈએ તે તેમને આપણે આજે જ લાયક ગણીએ એટલે તે આપણે માગશુ ત્યારે જ મળશે 'આજે જ' ક્યારે આવશે તેનો આધાર આપણી ઉપર છે

બ્રિટિશ ડેમોક્રસી—બ્રિટિશ જનતાની પાસે દુઃખ રડવાથી સ્વરાજ નથી મળવાનુ તે પ્રજા એની આગળ ઓળખી શકતી નથી તે પ્રજા કેવા અમે સ્વરાજ માગવા કોઈની પાસે

ગ્યા નથી અમે અમારી શક્તિવડે તે મેળવ્યુ છે તમને નથી મળ્યુ, કેમકે તમે નાલાયક છો તમારી લાયકાત હશે ત્યારે સ્વરાજ તમને મળશે જ"

આ લાયકાત કેમ આવે ? આપણે હિન્દની પ્રજા પાસે સ્વરાજ માગવુ રહ્યુ છે આપણી અરજી તેની ઉને છે જ્યારે હિન્દુસ્તાનના ખેડુત જાણશે કે સ્વરાજ શુ છે, ત્યારે કોઈ સ્વરાજ રોકી શકનાર નથી

સર વિલીયમ વિલ્સન હટર લખી ગયા છે કે બ્રિટિશ સામ્રાજ્યમા ઘાર્યું મેળવવાનો સીધામા સીધો રસ્તો રણસગ્રામમા મેળવેલો વિજય છે જો શિક્ષિત વર્ગ મૂગે મોઢે આ વેળા લડાઈમા જોડાઈ શકાત તો મારી ખાત્રી છે કે આપણને માગ્યુ હમણા જ મળત, એટલુ જ નહિ પણ એ મળ્યાની ખુશી ઓર જ હત

આપણે ઘણી વેળા કહીએ છીએ કે હિન્દુસ્તાનના ઘણા સિપાહિ ફ્રાન્સના મેદાનમા અને મેસોપોટેમિયાના મેદાનમા કપાઈ મૂઆ છે આનો જશ આપણે શિક્ષિતવર્ગ નથી લઈ શકતા એ સિપાઈઓને તૈયાર આપણે નથી કર્યા એ સિપાઈઓ દેશાભિમાનથી નથી ગયા તેઓને સ્વરાજની ખબર નથી લડાઈ અને તેઓ સ્વરાજ માગનારા નથી તેઓ પોતાને નિમક આપનારની ખાતર પોતાનો નિમકહલાલી બતાવવા ગયા છે સ્વરાજના માગણી કરતાં મને લાગે છે કે આપણે તેઓને દરમીયાન થી લાવી શકતા શિક્ષિતવર્ગ લડાઈમા મોટો ભાગ નથી લઈ શકેત તેને સારૂ તે વર્ગને દોષિત ગણી શકાય નહિ એટલુ જ આપણે કહી શકીએ છીએ

આપણે કરણ સમયે વફાદારી બતાવી છે, એ પણ લાયકાત નથી સૂચવતુ વફાદારી એ ગુણ નથી એ પ્રજા સ્થિતિની સતત આવશ્યકતા છે વફાદારીથી સ્વરાજ ન મળે એ સ્વય સિદ્ધ છે

આપણી લાયકાત આપણને હવે સ્વરાજ ભોગવવાની તીવ્ર ઈચ્છા થઈ છે તેમા રહી છે, ને બ્રિટીશ અમલદારોએ ગમે તેટલી શુદ્ધ દાનતથી કામ કર્યુ છે છતા તેઓનો સમય હવે આવી રહ્યો છે, એમ આપણને ચોક્કસ જણાયુ છે એમા રહેલી છે, ને તેમાથી લાયકાત આપણા કાર્યને સારૂ પૂરતી છે સ્વરાજ વિના હવે હિન્દુસ્તાનમા શાન્તિનો સભવ નથી

પણ જો આપણે સ્વરાજની ચળવળ સભાઓ ભરીને જ કરીએ તો પ્રજાને હાનિ થવાનો સભવ છે ભેળાવડા અને ભાષણો યોગ્ય સ્થાને ને યોગ્ય વખતે શોભી શકે છે પણ માત્ર **ભેળાવડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી.**

જે પ્રજામા સ્વરાજના તરગો ઉછળી રહ્યા હોય તેમા સર્વ દિશામા જાગૃતિ હોય. સ્વરાજનુ પ્રથમ પગથિયુ તો દરેક વ્યક્તિ છે યથા પિંડે તથા બ્રહ્માણ્ડે એ મહા વાક્ય આ પ્રસગે પણ ખરુ જ છે જો આપણા હૃદયમા નિરતર લડાઈ ચાલ્યા કરે, જો આપણે વાકા ચાલનારા હોઇએ, આપણી ઇન્દ્રિયો ઉપર અકુશ રાખવાને બદલે ઇન્દ્રિયો આપણી ઉપર

રાજ્ય ભાગવતી હોય તો સ્વરાજનો અર્થ આપણે માટે શો હોઈ શકે ? પ્રથમ પગથિયું તો, આપણે આપણી ઉપર રાજ્ય ભોગવતા શિખવું એ છે

પછી કુટુંબ—જો કુટુંબમાં કલહ હોય, ભાઈઓ એક બીજાની સાથે લડે, કુટુંબીઓ સાથે ન રહી શકે, અવિભક્ત એટલે કૌટુંબિક સ્વરાજ ભોગવનારા કુટુંબો ઝગડાને લીધે વિભક્ત બને તો આપણે સ્વરાજને સારુ કેમ લાયક બનીએ ?

હવે જ્ઞાતિ—જ્ઞાતિમાં એક બીજાની સાથે દ્વેષ વર્તે, જ્ઞાતિઓ પોતાનો કારભાર ન ચલાવી શકે, તેમાં કાંઈ વ્યવસ્થા હોય નહિ, નેતાઓ મોટાઈ માગે જ્ઞાતિભાઈ સ્વેચ્છાચારી થાય ને આટલું સંકુચિત સ્વરાજ આપણે ન ચલાવી શકીએ તો રાષ્ટ્રીય સ્વરાજ કેમ ચલાવી શકીએ?

જ્ઞાતિ પછી શહેર આપણા શહેરનો કારભાર આપણે ન ચલાવી શકીએ, આપણી ગલીઓ સાફ ન રાખીએ, આપણા ઘર ખડેર હોય, રસ્તા વાંકા હોય, શહેરનો કારભાર ચલાવનાર નિઃસ્વાર્થી શહેરી ન નીકળી પડે, જે કારભાર ચલાવતા હોય તે બેદરકાર હોય અથવા સ્વાર્થી હોય, તો આપણને વિશેષ સત્તા લેવાનો શો અધિકાર છે ?

ખરેખર શહેરના કારભારમાં સ્વરાજની ચાવી રહેલી છે એટલે તે વિષે જરા વધારે વિચાર કરવાની જરૂર છે હિન્દુસ્તાનમાં મરકીએ ઘર કર્યું છે પ્લેગ તો આપણી સાથે છે જ મૅલેરિયા દરવર્ષ હજારોનો ભોગ લે છે દુનિયાના બીજા દરેક ભાગમાથી મરકી દૂર થઈ શકી છે ગ્લાસગોમાં ગઈ નેતી તેને ન્હામી જોહાન્સબર્ગમાં એકજ વખત આવી શકી ત્યાની મ્યુનિસિપાલીટીએ મહા પ્રયત્ન કરી એક માસમા મરકી નાબુદ કરી આપણે મરકીની ઉપર કશી અસર કરી શકતા નથી આ સ્થિતિને સારૂ આપણે સરકારને દોષ નથી દઈ શકતા ખરું જોતા ગરીબાઈને પણ દોષ નથી દઈ શકતા મરકીને સારૂ જે ઉપાય લેવા હોય તેમા કોઈ આપણી વચ્ચે આવે તેમ નથી અમદાવાદ જેવું શહેર ગરીબાઈનું બહાનું કહાડી નીકળી જઈ શકતું નથી મને ભય છે કે મરકીને સારુ આપણે આખી જવાબદારી કબૂલ કરવી પડશે એ ખુબીની વાત છે કે જ્યારે આપણા રહેવાના વિભાગમા મરકી કેર વર્તાવી રહી હોય છે ત્યારે જ્યા અંગ્રેજો વસે છે ત્યા તે જઈ શકતી નથી કારણો પણ તુરત સમજાય છે ત્યા હવા સાફ છે ઘરો છુટા છે રસ્તા પહોળા અને સાફ છે, અને જગલ જવાની ટેવ ઘણી સારી છે આપણે તો જગલ જવું એટલે નરકવાસ કરવો એવુ કરીએ છીએ જે મુલકમા નવાણું ટકા માણસો ઉઘાડે પગે ચાલનારા છે, તે મુલકમા લોકો ગમે ત્યા થુંકે છે, ગમે ત્યા પોતાની હાજતો પુરી પાડે છે, ને તેવા રસ્તાપર આપણને ચાલવુ પડે છે આ સ્થિતિમા મરકી ઘર કરે તેમા શી નવાઈ છે ?

આપણે આપણા શહેરોની સ્થિતિ નહિ બદલાવીએ, આપણી બુરી ટેવો નહિ બદલીએ આપણા પાયખાના નહિ સુધારીએ ત્યા સુધી આપણે સારૂ સ્વરાજની કશી કિમ્મત નથી રહેવાની

આ પ્રસગે આટલુ કહેવુ અનુચિત નહિ ગણાય આપણે સર્વેથી ઉપયોગી સેવકો-ભગીનો અસ્પશ્ય ગણીએ છીએ તેનુ પરિણામ એ આવ્યુ છે કે આપણા પાયખાના આપણે તેઓને પૂરા સાફ કરવા દેતા નથી આપણે પોતે ધર્મને બહાને તે કામ કરતા અભડાઈએ છીએ આથી આપણે જાતે સ્વચ્છ ગણાતી છતા આપણા ઘરનો એક ભાગ દુનિયાના બીજા દેશોમા છે તે કરતા વધારેમા વધારે ગદો રહે છે, ને તેને લીધે આપણે હમેશા ગદી હવામા ઉછરીએ છીએ જ્યાં લગી આપણે કેવળ ગામડાઓમા રહેતા હતા ત્યા સુધી આપણે સુખી હતા પણ શહેરોમા આપણી ઉપરની કુટેવોથી આપણે સતત આપઘાત કર્યા કરીએ છીએ

જ્યા ઘણા લોકો વગર પોતે મરતા હોય ત્યા ધર્મનો, કર્મનો, આચારનો અભાવ હોવાનો સભવ છે હુ માનુ છુ કે મરકીને કાઢવી એ આપણી શક્તિની બહાર ન હોવુ જોઇએ જો આપણે મરકીને નાબુદ કરી શકીએ તો તેથી સ્વરાજ્યને સારૂ આપણી જેટલી લાયકાત વધશે તેટલી મહા ચળવળથી નથી વધવાની આપણા ડાક્ટરો વૈદ્યોએ વિચારવા જેવો આ સવાલ છે

આપણી પડોશમા જ ડાકોરજીનુ પવિત્ર ધામ છે મ્હે તે જોયુ છે તે પવિત્ર ધામની અપવિત્રતાનો પાર નથી હુ મને પોતાને શુદ્ધ વૈષ્ણવ માનુ છુ તેથી મને આ વિષે ટીકા કરવાનો વધારે અધિકાર છે ડાકોરજીમા એટલી સખત ગદકી છે કે ચોખ્ખાઇમા રહેનાર માણસને ડાકોરજીમા એક દિવસ ગાળવો એ પણ મુશ્કેલીની વાત છે જાત્રાળુઓ પોતાની ઇચ્છા પ્રમાણે તળાવ બગાડે છે, રસ્તા બગાડે છે, મુખીયા લહે છે ને રણછોડરાયજીના આભૂષણ વિગેરે બાબત 'રીસીવર' નીમાયા છે એ વધારાનુ આ સ્થિતિ સુધારવી તે આપણુજ કાર્ય છે સ્વરાજ્ય લેવા નીકળી પડેલા આપણે ગુજરાતી આપણુ આગણુ નહિ સુધારીએ તો સ્વરાજ્યના લશ્કરમા શી ફતેહ મેળવીશુ ?

શહેરોમા કેળવણીનો સ્થિતિનો વિચાર કરતા પણ આપણને ઘણી નિરાશા પેદા થાય એવુ છે પોતાના અગત સાહસથી સેંકડોને કેળવણી આપવાની આપણી ચોખ્ખી ફરજ છે આને બદલે હજારો બાળકો કેળવણી વગરના રહે છે ને સરકારની ઉપર આપણી નજર ટમટમી રહી છે

શહેરોમા દારૂનુ વ્યસન વધે છે, ઇરાની દુકાનો વધે છે, જુગાર વધે છે આનો ઇલાજ આપણે ન કરી શકીએ તો આપણે સ્વરાજ્ય કેમ લઇએ ? સ્વરાજ્યનો અર્થ જ એ છે કે આપણો કારભાર આપણે ચલાવીએ

આપણા બાળકોના મોમાથી ને આપણા મોમાથી દુધ જતુ રહેવાનો સમય આવ્યો જણાય છે ગુજરાતમા ડેરીઓએ દાટ વાળવા માડ્યો છે બધુ દુધ ખરીદી લઈ તેમાથી માખણ, પનીર, ઇત્યાદિ બનાવી વેચે છે જે પ્રજાનો આધાર મુખ્યત્વે દુધ ઉપર રહ્યો છે તે પ્રજા આમ પોતાના ખોરાકનો નાશ કેમ થવા દે ? એવા સ્વાર્થી માણસો કેમ નીકળી પડે કે જે પ્રજાના આરોગ્યનો વિચાર કર્યા વિના પૈસાને સારૂ પ્રજાની ખાવાની વસ્તુનો

અયોગ્ય વેપાર કરે ? દૂધ, ઘી અને દુધના પદાર્થો પ્રજાને સારુ એના અમુલ્ય છે કે તેની ઉપર મ્યુનીસીપાલીટીઓએ પૂરો અંકુશ રાખવો ઘટે છે, આપણે વેપારી શું કરીએ છીએ?

હમણા જ બકરી ઈદના ઉત્સવના મુકદ્દમાથી આનું એક નજીવા કારણને સારૂ એ ધામ ધમ લડી પડી, તેમા તોફાની માણસો ભળ્યા, ને ઝઘડો આગળ વધ્યો. આપણે તેનો ઉપાય નથી કરી શક્યા. સરકાર કરે તેની ઉપર કેવળ આધાર રાખવો પડ્યો છે. આ આપણી અધમ દશા સૂચવે છે.

વળી ગોરક્ષાનો વિચાર કરવો એ અપ્રાસંગિક નથી. આ સવાલ નાનો સુનો નથી. છતા તેનો આધાર કેટલાક ગોરક્ષા મંડળ ઉપર મુકી દીધો છે. ગોરક્ષા કરવાની પ્રથા જૂના કાળની જણાય છે. તેની ઉત્પત્તિ આ દેશની આવશ્યકતામા રહેલી છે. જ્યા લોકનું ઘણુ ભાગ ખેતીની ઉપર નિભાવ કરે છે, જ્યા ખેતી માટે બેલની જરૂર પડે છે ત્યા ગાયની રક્ષા સંભાળ કરવાની ફરજ આવી પડે છે. આવે સ્થળે માંસાહારી પણ ગાયનો ત્યાગ કરે. આના સ્વાભાવિક કારણો જ ગાયની રક્ષાની સારૂ સમજાવવા જોઈએ. પણ અહિ દશા વિચિત્ર છે. ગોરક્ષાનો મુખ્ય અર્થ એ જોવામા આવે છે કે ગાયો મુસલમાનભાઈઓના હાથમા ખોરાક માટે જતી અટકાવવી. રાજ્ય તરફે ગાયના માંસની જરૂર લાગે છે તેમને નિમિત્તે હજારો ગાયોનો વધ હમેશા થાય છે. તેના સામે આપણે કંઈ નથી કરતા. કલકત્તામા હિન્દુઓ જ ફૂંકવાની અઘોર ક્રિયા કરી ગાયનું બધું દુધ હમેશા હરી લે છે. તે ગાયની આ ઘાતકી હિંસા અટકાવવા આપણે ભાગ્યે જ પ્રયત્ન કરીએ છીએ. ગુજરાતમા જ બેલને હાંકવાને સારૂ હિન્દુ ચુંદવાળી લાકડીઓ વાપરે છે તેની સામે અવાજ નથી ઉઠાવતા. આપણા શહેરના બેલની દશા લાગણી જોવામા આવે છે, ગાય અને તેના વંશનો બચાવ કરવો એ મહા મોટો પ્રશ્ન છે. તેને મુસલમાનોની સાથે ઝગડો કરવાનું અનુચિત રૂપ આપી આપણે ગાયોનો વધ વધાર્યો છે. ગાયનો બચાવ કરતા મુસલમાનભાઈઓનો વધ કરવો એ ધર્મ ન હોય પણ અધર્મ થવાનો સંભવ છે એમ માનો છો? આપણે મુસલમાનભાઈઓ સાથે પ્રેમવચનથી મસલત કરીએ તો તેઓ પણ હિન્દની સ્થિતિ સમજી ગાયનો બચાવ કરવા તત્પર થશે. તેઓને વિનતી તેઓની સાથે સત્યાગ્રહ કરી આપણે તેમને ગાયના બચાવમા રોકી શકીએ છીએ. પણ આમ કરવા સારૂ આપણે આ સવાલનુ ખરૂ સ્વરૂપ સમજવુ જોઈએ. આપણે આપણા ભાઈઓને મારવાને બદલે મરવાને તૈયાર થવુ જોઈએ. પણ તે તો જ્યારે આપણને ગાય ઉપર ખરી ભક્તિ જણાશે ને આપણામા શુદ્ધ દયા સ્ફુરશે ત્યારે જ કરી શકવાના. આ કાર્ય કરવામા ઘણી વસ્તુનો સમાવેશ એક સાથે થઈ જાય છે. હિન્દ-મુસલમાન વચ્ચેનો કલેશ ટળે, ગાયોનું રક્ષણ થાય, દૂધ, ઘી આપણને ચોખા ને સોંઘા મળશે અને આપણે ગાયનો વધ ઈંગ્રેજ, મુસલમાન કે હિન્દુ સઘળાને હાથ થતો અટકાવી શકીશું. આ એક કાર્ય પણ સ્વરાજની કુંચી સમાન છે.

ઉપરના ઘણા સવાલો શહેરોના કારભારને અંગે ઉઠેલા છે એમાંથી આપણે જોઈ શકીએ છીએ કે **શહેરોના આપણા શુદ્ધ કારભાર ઉપર ભારતવર્ષના કારભારનો આધાર છે.**

સ્વદેશી હિલચાલ દેશમાં નહિ સરખી જ છે એમ કહેવું અનુચિત નહિ ગણાય આમાં લગભગ સ્વરાજ્યની ચાવી રહેલી છે એ આપણને સુજતું નથી જો આપણને સ્વભાષા પ્રત્યે અરૂચી હોય આપણાં કપડાં ન ગમે, આપણો પોષાક અણગમો ઉપજાવે, આપણને રીતભાતની શરમ આવે, આપણો ખોરાક સારો ન લાગે, આપણી હવા પણ ઠીક ન જણાય, આપણા લોકો અબાધક ને આપણો સંગ રાખવા અયોગ્ય જણાય, આપણી સભ્યતા ભુંડી લાગે ને વિદેશી રૂડી લાગે, ટુંકામાં આપણું બધું નઠારૂં લાગે ને પરદેશી વહાલું લાગે તો સ્વરાજ્યનો શો અર્થ હશે તે મને સમજમાં નથી આવી શકતું જો આપણને પરદેશી બધું ગ્રાહ્ય હોય તો જરૂર આપણને પરદેશી તાલીમની તો હજુ ઘણી ગરજ રહેશે, કેમકે પરદેશી વાયુએ જનસમાજમાં ઘણો થોડો જ પ્રવેશ કર્યો છે મને તો લાગે છે કે આપણે સ્વરાજ્યનો રસ લઈ શકીએ તેના પહેલાં સ્વદેશી પ્રત્યે આપણને પ્રેમ નો ખરો પણ રાગ સુદ્ધાં હોવા જોઈએ આપણા દરેક કાર્યમાં સ્વદેશીપણાની છાપ નજરે પડવી જોઈએ સ્વરાજ્યની રચના જ આપણું ઘણું એકંદરે સારૂં છે તેની કલ્પના ઉપર બંધાઈ શકે આ વિચાર બરોબર હોય તો સ્વદેશીની ચળવળ આ દેશમાં ઘણા મોટા પાયા ઉપરથી જોઈએ જે જે દેશમાં સ્વરાજ્યની ચળવળ ચાલુ છે, તે તે દેશમાં દેશીની કિંમત પૂરી આલેખાઈ છે સ્કૉટલાંડના સિપાહી મરણને જોખમે પણ પોતાની કીલ્ટ છોડવા ઇચ્છતા નથી તેને આપણે વિનોદમાં ઘાઘરા પલટણ કહીએ છીએ એ ઘાઘરાની પાછળ જે બળ રહ્યું છે તેની સાક્ષી દુનિયા પૂરે છે એટલે અગવડવાળો, શત્રુ તુરત ઓળખી શકે એવો એ ઘાઘરો છે, છતાં સ્કૉટલાંડના સિપાહી તેનો ત્યાગ નથી કરતા આપણા દોષોને સંઘરી રાખવા એમ કહેવાનો અહીં આશય નથી પણ આપણું ઘણું નિર્ગુણ હોય તો પણ તે આપણને ગ્રાહ્ય છે પરદેશી સ્વગુણિત હોય તો પણ ત્યાજ્ય છે જે આજે નિર્ગુણ હશે તેને આપણે આપણા પરાક્રમે ગુણપુરિત કરી શકીશું હું ઇચ્છું છું કે આ પરિષદના સભ્યોને રગેરગે સ્વદેશી જુસ્સો વ્યાપે ને મહા સંકટો, અગવડો સહીને પણ તેઓ સ્વદેશી વ્રત ધારે ને તેને અડગ રહી પાળે એમ થાય તો સ્વરાજ્ય તો આપણને ઘેર બેઠે મળી જાય તેમ છે

ઉપરના દૃષ્ટાંતો ઉપરથી જણાશે કે આપણી ચળવળ બેવડી હોવી જોઈએ સરકારને અરજીઓ ભલે કરાય, વળી ધારાસભામાં ભલે હક્ક મંગાય પણ આ કાર્યો કરતાં લોકજાગૃતિને સારૂ આંતરિક ચળવળની વધારે અગત્ય છે બાહ્ય પ્રવૃત્તિમાં દંભ સ્વાર્થ વિગેરે દાખલ થવાનો સંભવ છે આંતરિક પ્રવૃત્તિમાં તેમ થવાનો ઘણો ઓછો સંભવ છે આંતરિક પ્રવૃત્તિ વિના બાહ્ય પ્રવૃત્તિ શોભશે નહિ એટલું જ નહિ પણ તે નિરર્થક જવાનો સંભવ છે મારી દલીલનું તાત્પર્ય એ નથી કે આંતરિક પ્રવૃત્તિ વિના બાહ્ય આપણે ચલાવતા જ નથી પણ હું એમ કહેવા ઇચ્છું છું કે આંતરિક પ્રવૃત્તિ ઉપર આપણે જોઈતું વજન નથી દેતા

એવો પણ ધ્વનિ સંભળાય છે કે એક વખત આપણા હાથમાં ભારતવર્ષના કારભારની સત્તા આવશે પછી બધા રૂડા વાના થઈ રહેશે આના જેવો બીજો ભારે વહેમ નહિ હોય કોઈ પ્રજા એમ સ્વતન્ત્ર નથી બની વસન્તની બહાર ખીલે છે ત્યારે દરેક ઝાડમાં તેની છાયા પડે છે, નવયૌવન આખી ભૂમિને વિષે જોવામાં આવે છે તેમ જ જ્યારે આપણે સ્વરાજ્ય રૂપી વસન્તઋતુમાં પ્રવેશ કરતા હોઈશું ત્યારે ભાઈ આની ચડેલા મુસાફર દરેક સ્થળે નવજીવન ભાળશે અને અનેક પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં પ્રજાના સેવકો પોતાની શક્તિ અનુસાર અનેક કાર્યોમાં રોકાયેલા જોવામાં આવશે

આપણી પ્રગતિ જોઈએ તેટલી નથી એમ જો કબુલ કરવામાં આવે તો તેના બે કારણો પણ કબુલ કરવા પડશે આપણે આપણી સ્ત્રીઓ આપણી હીનચાનમાંથી અલગ રાખી તેથી પક્ષપાતનો ભોગ થઈ પડ્યા છીએ પ્રજા એક પગે ચાલે છે તેના બધા કામ અડધા તે અધુરા જોવામાં આવે છે વળી પ્રજાનો શિક્ષિત વર્ગ પરભાષા મારફતે કેળવણી પામી અલગ બની છે અને જે શક્તિ મેળવે છે તેનો લાભ પ્રજાને મળતો નથી આ વિષય ઉપર મે મારા વિચાર ગુજરાત કેળવણી પરિષદમાં જણાવ્યા છે એટલે અહીં પુનરુક્તિ નથી કરતો આ પરિષદે બધો કારભાર ગુજરાતીમાં ચલાવવા ઠરાવ કર્યો છે એ બહુ સ્તુત્ય છે ને મારી ઉમેદ છે કે કોઈ પણ લાલચને વશ થઈને ગુજરાતી પ્રજા આ નિશ્ચયને નહિ બદલે

શિક્ષિત વર્ગ-સ્વરાજપ્રેમીએ જનસમાજમાં ભળ્યા વિના ચાલવાનું નથી આપણે પ્રજાના એક અંગને તરછોડી શકવાના નથી એકે અંગને તજી શકવાના નથી બધાને સાથે લઈને ચાલશું ત્યારે જ આગળ વધવાના છીએ જો શિક્ષિત વર્ગ પ્રજામાં ભળેલ હોત તો બકરી ઈદના પ્રશ્નો આજે હોત જ નહિ

ઠેરાવના વિષય ઉપર આવતા પહેલા મારે થોડી ફરજ બજાવવાની રહી છે ને થોડી સૂચના કરવાની રહી છે

દર વર્ષે યમરાજા હિન્દુસ્તાનના આગેવાનોનો ભોગ લે છે છેલ્લા બાર માસમાં હિન્દુસ્તાનમાં લેવાયેલા બધા ભોગ વિષે અહીં હું નથી કહેતો ઈચ્છતો પણ મર્હુમ ઋષિતુલ્ય હિન્દના દાદા દાદાભાઈ નવરોજીનું નામ છોડી શકાય તેવું નથી તેમની દેશસેવાની કિંમત આંકનાર હું કોણ? હું તો તેમને ચરણે બેઠેલો જ્યારે છેક તરુણાવસ્થામાં વિલાયત ગયો ત્યારે મને તેમના દર્શન થયેલા તેમની ઉપર ભલામણ પત્ર લઈ ગયેલો ત્યારથી જ તેમની પૂજા કરતા શીખ્યો તેમની નિષ્કલંક અખંડિત દેશસેવા તેમની સમદ્રષ્ટિ ને તેમનું શુદ્ધ ચારિત્ર્ય આ બધું હિન્દને સારું હમેશા નમુનારૂપ રહેશે ઈશ્વર તેમના આત્માને શાન્તિ આપો તેમના કુટુમ્બને અને હિન્દને આ વિયોગ સહન કરવાની શક્તિ આપો ! તેમનું ચારિત્ર્ય આપણા જીવનમાં ઉતારી, તેમની દેશસેવાની નકલ કરી આપણે તેમને સદાયને સારુ આપણા હૃદયમાં સ્થળ આપી અમર કરી શકીએ છીએ એ મહા પુરુષનો આત્મા આપણી પરિષદનો સાક્ષી રહો !

નામદાર વાઈસરૉયે વિરમગામની સરહદ ઉપર લેવામાં આવતી જકાત રદ કરવાનો ઠરાવ અમલમાં મેલ્યો તેને માટે તેમને ધન્યવાદ દેવાની આપણી ફરજ છે આ કાર્ય વહેલું થવું જોઈતું હતું તે બોજા નીચે પ્રજા કચરાઈ રહી હતી ઘણાઓ તેને લીધે પોતાનો વેપાર ખોઈ બેઠા છે ઘણી અમલદારોને દુ ખ વેઠવું પણ્યું છે. આ ઠરાવનો અમલ હજુ થયો જણાતો નથી જલદી થાય એ ઇચ્છવા જેવું છે

આગગાડીમાં ત્રીજા વર્ગના ઉતારૂઓ ઉપર જે દુ ખો પડે છે તે વિષે મ્હારો અનુભવ મે વર્તમાનપત્રદ્વારા પ્રજા આગળ મૂક્યો છે આ દુ ખો ખરેખર અસહ્ય છે હિંદની પ્રજા રાંકડી છે તેને મોટે ભાગે દુ ખો સહન કરવાની તાલીમ મળી છે એટલે વાલ્હો આ દુ ખ સહન કરે છે જ્યાં તેનું નિવારણ થતું નથી આમ દુ ખ સહન કરવામાં બહુ ગુણ છે પણ તેની સીમા હોવી જોઈએ કેવળ નબળાઈથી સહન કરવું દુ ખ નામ નહીં છે આ આગગાડીની હાડમારી સહન થઈ રહી છે એ નામર્દાઈનો આભાસ આપે છે આ દુ ખો બે પ્રકારનાં છે, એક તો રેલ્વેખાતાની ખામીને લીધે, ને બીજાં ઉતારૂઓની બેદરકારીને લીધે આ હાડમારીના ઈલાજ પણ બે પ્રકારના છે જેનું કારણ રેલ્વેખાતું છે ત્યાં મુસાફરો જેને કડવો અનુભવ થાય તેણે તે ખાતાને લખવું ગુજરાતી ભાષામાં પણ લખી શકાય વર્તમાનપત્રોમાં પોકાર કરવો બીજો ઈલાજ એ છે કે જ્ઞાનવાન ઉતારૂઓએ અજ્ઞાન ઉતારૂઓને રીતભાતનું જ્ઞાન આપવું તેની ગંદાઈ, બેદરકારી વગેરે તરફ તેનું ધ્યાન ખેંચવું આ કાર્યમાં સ્વયંસેવકોની જરૂર છે તેમાં સહુ યથાશક્તિ ભાગ લઈ શકે છે આગેવાન વર્ગ કોઈ કોઈ વેળા અગવડો સહન કરવા ખાતર ત્રીજા વર્ગની મુસાફરી પોતાની મોટાઈની દરકાર કર્યા વિના કરશે ને પછી જે અનુભવ લીધો હોય તે રેલ્વેખાતા આગળ રજુ કરવો આમ કરવાથી થોડી મુદતમાં મહત્વનો ફેરફાર આપણી નજરે આવશે

ફીજીના ટાપુ વગેરેમાં જતા ગિરમિટિયા મજુરો વિષે તપાસમાં એક કમિટી નીમાઈ હતી તે કમિટીના વિચારો સમાચાર જાહેર થયા છે ને તે ઉપર નામદાર હિન્દી સરકારે પ્રજામત માગ્યો છે આ વિષય પર પણ મ્હારા મત હું વર્તમાનપત્રોમાં જાહેર કરી ચુક્યો છું એટલે અહીં વિવેચન નથી કરતો મ્હારો અભિપ્રાય આપ્યો છે કે કમિટિએ કરેલી ભલામણનું પરિણામ પણ એક પ્રકારની ગિરમિટ છે આપણે એક જ મત આપી શકીએ છીએ આપણે મજુરોને કોઈ પણ પ્રકારના બંધનમાં પરદેશ જતા જોવા માગતા નથી તેથી આપણને જરૂર નથી ગિરમિટનો કાયદો તદ્દન રદ થાય એ જ જરૂરનું છે કૉલોનિઓને કોઈ પ્રકારની સગવડ કરી આપવા આપણે બંધાયેલા નથી.

હવે હું છેવટના વિષય પર આવું છું સાધ્ય વસ્તુ મેળવવા બે માર્ગ છે સત્યાગ્રહ ને દુરાગ્રહ આપણા ગ્રંથોમાં તેને દૈવી ને આસુરી પ્રકૃતિને નામે વર્ણવ્યા છે સત્યાગ્રહના માર્ગમાં સત્યનો હંમેશાં આગ્રહ રહે છે કોઈ પણ કારણસર સત્યનો ત્યાગ નથી થતો એમાં દેશને

કિં રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

અન્ય પણ જુલ્મનો પ્રયોગ થઈ શકે એવુ નથી એમા સત્યનો સાક્ષાત્કાર જ કરવો છે કેટલીક વેળા આપણને રસ્તો ગેરલાગે, પરિણામ ભયકર જણાય, છતા સત્ય છોડવાથી સિદ્ધિ મળવા જેવુ લાગે તે છતા સત્યનો ત્યાગ સત્યાગ્રહી કરતો નથી તેની શ્રદ્ધા એવે સમયે પણ સત્યના તેજની પ્રેમ ઝળક્યા કરે છે, સત્યાગ્રહી નિરાશ થાય જ નહિ સત્ય જ તેની તલવાર હોવાથી તેને તલવારનો કે દારુગોળાનો ખપ પડતો નથી તે આત્મબળથી, પ્રેમથી વૈરીને પણ વશ કરે છે મિત્રવર્ગમા વધારતા પ્રેમની કસોટી થતી નથી મિત્ર મિત્રની ઉપર પ્રેમ કરે એ નવાઈની વાત નથી, તે ગુણ નથી, તેમા શ્રમ નથી પણ શત્રુ પ્રત્યે મિત્રતા રાખવામા પ્રેમની કસોટી છે તે ગુણ છે, તેમા શ્રમ છે તેથી તે પુરૂષાર્થ છે, તેમા ખરી બહાદુરી ભરી છે રાજકર્તા તરફ પણ આપણે આવી દૃષ્ટિ રાખી શકીએ છીએ એવી દૃષ્ટિ રાખતા આપણે તેમના સારા કામોની કિમત કરી શકીશુ ને તેમની ભૂલોને સારૂ તેમનો દ્વેષ કરવાને બદલે તેમને પ્રેમભાવથી ભૂલો બતાવી ને ભૂલો દૂર કરાવી શકીશુ આ પ્રેમભાવમા ભયને અવકાશ નથી નમરાઈ તો હોય જ નહિ નમરો પ્રેમ નથી બતાવી શકતો પ્રેમ શૂરો જ બતાવી શકે પ્રેમની દૃષ્ટિએ વિચારતા આપણે રાજ્યકર્તાઓની ઉપર વહેમની નજર નહિ રાખીએ તેઓ બધા કાર્યો બુરી દાનતથી કરે છે એમ પણ નહિ માનીએ પ્રેમથી ફરેલી તેઓના કાર્યની આપણી પરીક્ષા એવી શુદ્ધ હશે કે તેઓની ઉપર પણ તેની છાપ પડ્યા વિના નહિ રહે

પ્રેમ લડી શકે છે, પ્રેમને ઘણી વેળા લડવુ પડે છે સત્તાના મદમા માણસ પોતાની ભૂલ નથી જોતો એ સમયે સત્યાગ્રહી બેસી નથી રહેતો પણ પોતે દુ ખ સહન કરે છે સત્તાધીશના હુકમનો, તેના કાયદાની સાદર નિરાદર કરે છે અને એ નિરાદરથી પડતા કષ્ટ જેવા કે જેલ ફાંસી ઇત્યાદિ સહન કરે છે આમ આત્મા સ્વતંત્ર છે આમા કાળક્ષેપ થતો નથી ને એવા વિનયપૂર્વક કરેલ નિરાદરમા પાછળથી ભૂલ જોવામા આવે તો એ ભૂલનુ પરિણામ માત્ર સત્યાગ્રહી અને તેના સાથી સહે છે આમા સત્તાધીશની સાથે કડવાશ નથી થતી પણ છેવટ તે આપણને વશ થઈ રહે છે તે જાણી લે છે કે સત્યાગ્રહીની ઉપર તેનો **અમલ નથી ચાલી શકવાનો—સત્યાગ્રહીની સમ્મતિ વિના તેની પાસેથી તે એક પણ કાર્ય નથી લઈ શકવાનો. આ સ્વરાજ્યની પરિસીમા થઈ,** કેમકે આમા સપૂર્ણ સ્વતંત્રતા આવી છે આવો સત્યાગ્રહ શિથિલ સત્તાધીશોની સામે જ ચાલી શકે એમ માનવાનુ નથી વજ્ર સમાન જેનુ કઠોર હૃદય હોય તે પણ આત્માના બળથી પ્રગટ થયેલા અગ્નિમા પીગળી શકે છે નીરો પણ એ બળની આગળ બકરી સમાન દીન બની જાય છે આ અતિશયોક્તિ નથી પણ અક્ષર ગણિતના પ્રમાણ જેવુ છે આ સત્યાગ્રહ હિન્દુસ્તાનનુ ખાસ શસ્ત્ર છે-હિન્દુસ્તાનમાં બીજા શસ્ત્ર છે પણ સત્યાગ્રહ હિન્દુસ્તાનમા વિશેષે વપરાતુ શસ્ત્ર છે એ સર્વવ્યાપક શક્તિ છે સર્વ કાળે વપરાય તેવી છે સર્વ સ્થિતિમા વાપરવાની છે તેને સારૂ કોંગ્રેસ આદિની મહોરની જરૂર નથી જો એ શક્તિનું ભાન થાય તો તેનો ઉપયોગ કર્યા વિના

ન જ રહે જેમ પાંપણ આંખની રક્ષા સતત કર્યા જ કરે છે તેમ સત્યાગ્રહ પ્રગટે છે ત્યારે તે સતત આત્મસ્વતંત્રતાની રક્ષા કર્યા જ કરે છે

પણ દુરાગ્રહ એથી વિપરીત લક્ષણવાળી શક્તિ છે તેનો નમુનો આપણે ઉપર વિચારી ગયા તેમ યુરોપમા ચાલતુ દારૂણ યુદ્ધ છે એક પ્રજા બીજી પ્રજાને શરીરબળથી હરાવે તેથી તેનો પક્ષ સાચો કેમ ઠરે? દુર્બળની ઉપર સબળ માણસો ઘણી વેળા અત્યાચાર કરતા જોવામા આવે છે દુર્બળ હારી જાય છે તેથી કંઈ તેની અનીતિ સિદ્ધ થતી નથી, સબળની નીતિ સિદ્ધ નથી થતી દુરાગ્રહી સાધનનો વિચાર નથી કરતો, ગમે તેવા યોગ્ય અયોગ્ય સાધનો વડે પોતાના કાર્યની સિદ્ધિ મેળવવા તરફ તેનુ લક્ષ રહે છે આ ધર્મ નથી પણ અધર્મ છે ધર્મમા ક્રૂરપણુ અને અસત્ય ન હોય કઠોરતા ન હોય, હિંસા ન હોય ધર્મનુ માપ પ્રેમથી, દયાથી, ને સત્યથી થાય છે તેના ત્યાગથી મળેલુ સ્વર્ગ પણ નિંદ્ય છે **સત્યનો ત્યાગ કરવાથી હિંદુસ્તાનને સ્વરાજ્ય મળતુ હોય તો તે નકામુ** છે, તેમા છેવટે પ્રજાનો નાશ જ છે દુરાગ્રહી અધીરા બની પોતે માની લીધેલ વૈરીનો સંહાર કરવા ઇચ્છે છે આનુ પરિણામ એક જ આવે છે વૈરભાવની વૃદ્ધિ થાય છે પરાજય પામેલ શત્રુ વેરનો સંગ્રહ કરી રાખે છે ને સમયની રાહ જુવે છે આમ વેરનો વારસો પેઢી દર પેઢી ઉતરે છે હિન્દુસ્તાન કોઈ પણ કાળે દુરાગ્રહને પ્રધાનપદ ન આપે એ આપણે ઇચ્છવા જેવુ છે આ પરિષદના સભ્યો જો સમજપૂર્વક સત્યાગ્રહનો સ્વીકાર કરી પોતાની કાર્યરેખા દોરશે તો સાધ્ય વસ્તુ પ્રમાણમા સહેલાઈથી મેળવી શકશે આરંભમા ભલે નિરાશા જોવામા આવે, ભલે કેટલોક કાળ પરિણામ જોવામા ન આવે છતા સરવાળે સત્યાગ્રહનો સંપૂર્ણ જય છે દુરાગ્રહી ઘાણીના બેલની જેમ ચક્રમા ફર્યા કરે છે તે ફરતુ ગતિ છે, પ્રગતિ નથી સત્યાગ્રહી આગળ ધપ્યા કરે છે

મારા વિચારોનુ ઉતાવળે અવલોકન કરનાર એમ માનશે કે તેમા કંઈ પરસ્પર વિરોધ રહેલો છે એક તરફથી હુ શસ્ત્રોની તાલીમની માગણી સરકારની પાસે કરૂ છુ બીજી તરફ સત્યાગ્રહને સર્વોપરી પદ આપુ છુ સત્યાગ્રહમા શસ્ત્રને ક્યા અવકાશ હોય? ખરેખર ન જ હોય પણ શસ્ત્રોની શિક્ષા જે સત્યાગ્રહી નથી તેને સારૂ કલ્પી છે આખુ હિન્દુસ્તાન સત્યાગ્રહી બને એવો સમય હમણા નથી આવી શકતો બાયલા બની દેશનો કે નિર્બળનો બચાવ જ ન કરવો એ સદા સર્વ પ્રકારે ત્યાજ્ય છે નિરપરાધી સ્ત્રીની ઉપર અત્યાચાર કરનાર પુરૂષની સામે યા તો આપણે પોતે પોતાનુ બલિદાન આપી તેને અત્યન્ત આત્મપ્રેમબળવડે વશ કરવો ને તે કરવાની આપણી શક્તિ ન હોય તો આપણે જરૂર શરીરબળ હોય તેટલુ ખપાવી અત્યાચારીને અત્યાચાર કરતો રોકીએ સત્યાગ્રહી અને શસ્ત્રધારી બન્ને લડવૈયા છે શસ્ત્રધારી નિઃશસ્ત્રી થયે દીન બને છે સત્યાગ્રહી કદી દીન બનતો જ નથી તે કણરૂપ શરીર કે શરીરના આયુધો ઉપર આધાર નથી રાખતો પણ અજીત અમર આત્માના બળ ઉપર જ ઝુઝે છે, આ બન્નેથી ત્રીજો તે પુરૂષ નથી તેને આત્માનુ તો ભાન જ નથી, નહિ તો બીકનો માર્યો નાસે જ નહિ તે શરીરને કૃપણના ધનની જેમ સાચવી રાખતા સર્વસ્વ ખોઈ બેસે છે આને મરતા

આવતું નથી શસ્ત્રધારી તો મરણને સાથે રાખી ફરે છે તે કોઈ દહાડો સત્યાગ્રહી થવાનો સંભવ છે હિન્દુસ્તાનની આશા એ જ ગણી શકાય કે આ મહાન પવિત્ર આદેશ પોતાની આયતાને દૈવીવૃત્તિને પ્રધાનપદ આપી મોટે ભાગે સત્યાગ્રહનો ઉપયોગ કરે, શસ્ત્રક્રિયાને સર્વોપરી પદ નહિ આપે હિન્દુસ્તાનમા શરીર બળ સત્ય છે એ સૂત્રને માન નહિ મળે પણ સત્યમેવ જયતે એ મંત્રને તે માન નિ સંશય મળશે

સૂક્ષ્મદૃષ્ટિથી વિચારતા માલુમ પડશે કે સત્યાગ્રહથી આપણે સંસાર સુધારો કરી નાખીએ છીએ ન્યાત જાતની ખામીઓ દૂર કરી નાખીએ છીએ હિન્દુમુસલમાનના વચ્ચેના વિક્ષેપો શમાવી નાખીએ છીએ અને રાજ્યપ્રકરણી વિષયોનો નિકાલ લાવી નાખીએ છીએ કાર્યની સરળતાને અર્થે આપણે વિષયોના ભાગ પાડીએ એ વાસ્તવિક છે પણ દરેકનો એક બીજાની સાથે ગાઢ સંબંધ છે એ વિસરવું ન જોઈએ રાજ્યપ્રકરણી વિષયો સાથે ધર્મને કે સંસાર સુધારાને સંબંધ નથી એ વિચાર અયોગ્ય છે ધાર્મિક વૃત્તિથી રાજ્યપ્રકરણી વિષયનું છેવટ આપણે એક પ્રકારે લાવી શકશું ધર્મવૃત્તિને છોડીને આવેલું પરિણામ બીજા પ્રકારનું હશે રાજ્યપ્રકરણી બાબતોનો વિચાર કરતા આપણે ગણ્યા ગણાય તેના છપ્પન લાખ અજ્ઞાન સાધુઓને છોડી શકતા નથી મુસલમાન ભાઈઓ એવા ફકીરોનો ખ્યાલ છોડી શકતા નથી. હિન્દુ સંસાર વિધવા પ્રકરણ કે બાળવિવાહનો વિચાર કર્યા વગર રહી શકતા નથી મુસલમાન પરદા પ્રકરણને કોરે નથી મેલી શકતા અને ધર્મના પરંપરાના સંબંધમા પ્રશ્ન ઉઠ્યા કરે છે તેના પ્રત્યે આંખ આડા કાન નથી કરી શકતા

ખરે આપણી મુશ્કેલીઓ હિમાલય જેવડી છે પણ જેવી આપણી મુશ્કેલીઓ છે તેના જ જેવા સાધનો તે દૂર કરવાને માટે આપણી પાસે છે આપણે પ્રાચીન પ્રજાના સંતાન છીએ રોમ, યુનાન ઇજીપ્ત વિગેરે દેશોની સભ્યતાના ક્ષયના આપણે સાક્ષી છીએ આપણી સભ્યતાને સમુદ્રના પાણી જેમ ભરતી ઓટ થતા છે પણ તે સમુદ્રની જેમ અચળ રહેલ છે આપણા દેશમા તદ્દન સ્વતંત્ર રહેવા જેવી તમામ સામગ્રી છે તેમા મહાન પર્વતો છે, નદીઓ છે, તેમા ભારે સૃષ્ટિસૌંદર્ય છે તેના સંતાનો મહા પરાક્રમનો વારસો મુકી ગયા છે, આ મુલક તપશ્ચર્યાનો ભંડાર છે અહીં જ સર્વ ધર્મો સાથે રહે છે, અહીં જ સર્વ દેવતાને માન અપાય છે આવી સામગ્રીઓ છતા જો આપણે કંઈ અલૌકિક કાર્ય કરી દુનિયાને શાન્તિ ન આપી શકીએ, આપણે ઇંગ્રેજી પ્રજાને આપણી સાત્વિક પ્રવૃત્તિથી ન જીતી શકીએ તો આપણે આપણા વારસાને લજવીશુ, આપણો ઇંગ્રેજી પ્રજા સાથેનો સંબંધ નિરર્થક ગયો ગણાશે ઇંગ્રેજી પ્રજા સાહસિક છે, તેનામા ધાર્મિક વૃત્તિ રહેલી છે તેનામા પોતાને વિષે અડગ શ્રદ્ધા છે તે વીરોની પ્રજા છે, તે સ્વતંત્રતા સાધે છે પણ તેનામા વ્યાપારવૃત્તિ પ્રધાનપદ ભોગવે છે લક્ષ્મી સંપાદન કરતા હમેશા સાધનની યોગ્યતા વિષે તેણે વિચાર નથી કર્યો તે આધુનિક સુધારાને પૂજે છે પ્રાચીન ભાવનાઓ તેનામા ક્ષીણ થઈ ગઈ છે આપણે જો તે પ્રજાની નકલ કરવાને બદલે આપણું નહીં ભુલી જઈએ, આપણી સભ્યતાની ઉપર ખરો ભાવ રાખીશું ને તેની શ્રેષ્ઠતા વિષે આપણામા દૃઢ વિશ્વાસ હશે તો આપણે તે પ્રજાની સાથેના સંબંધનો સદુપયોગ કરી આપણને તેમને અને અખિલ જગતને તે સંબંધને લાભ પ્રાપ્ત કરી શકીશુ એ મહત્કાર્ય કરવામા આ પરિષદ સંપૂર્ણ ભાગ લઈ પોતાની ગુજરાતની અને ભારતવર્ષની કીર્તિ ઉજ્જ્વળ કરશે એવી મારી જગન્નિયંતા પ્રત્યે પ્રાર્થના છે

---

# સંસારસુધારા પરિષદ્.*

લેખક—શ્રી શારદાગૌરી સુમન્ત મહેતા, બી એ

સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો

ગુજરાતમાં ઘણા લાંબા વખતની સુષુપ્તિ પછી કાંઈ અવનવું ચેતન આવવા માંડ્યું છે તેની કોઈથી ના કહી શકાય તેમ નથી. કેટલા દશ બાર મહિનાના ઈતિહાસ ઉપરથી કોઈ પણ કહી શકશે કે આ નવજીવનના આરંભમાં, ગુજરાતના પુરુષવર્ગ પોતાની શક્તિનો ઉપયોગ કરવામાં જરા પણ પાછી પાની કરી નથી, બલ્કે ગુજરાતના યુવકોએ તો વધુ ફાળો આપ્યો છે તેમના જ અડગ વૈર્યને લીધે સમસ્ત હિન્દની પ્રજામાં નવો જુસ્સો આવ્યો છે તેવે પ્રસંગે જનસમૂહનો જુસ્સો કાયમ રાખવા માટે સામાન્ય લોકમત કેળવવાની વધી જરૂર છે માત્ર કેળવાયેલાના વર્ગમાં જ આ જાગૃતિ ઉત્પન્ન થાય તેથી દેશને લાભ થવાનો સંભવ ઓછો છે માટે ગામે ગામના ખુણામાં આ નવજીવનનો પ્રસાર કરવો એ જરૂરનું લાગ્યું, અને તે માતૃભાષાદ્વારા સમજુતી આપ્યાથી જ થઈ શકે એમ લાગવાથી ગુજરાતી રાષ્ટ્રીય પરિષદ્ ભરવાનો નિશ્ચય કરવામાં આવ્યો જે પ્રમાણે રાજકીય સુધારાની જરૂર છે તે જ પ્રમાણે સામાજિક સુધારાની આવશ્યકતા છે બન્ને એકબીજાથી જુદા પાડી શકાય તેમ નથી, તેથી તે પ્રસંગનો લાભ લઈને આ બાબતનો વિચાર કરવા તે દિવસોને કાંઈ નવીન વ્યાવહારિક દિશામાં વાળવા આ સામાજિક પરિષદ્ ભરવાનો વિચાર કરવામાં આવ્યો

વ્યવસ્થાપક કમિટીને આ પરિષદ્‌નું પ્રમુખસ્થાન મ્હને આપવાનું યોગ્ય લાગે છે તો તે હું ઉપકાર સાથે સ્વીકારૂં છું પરંતુ તેની યોગ્યાયોગ્યતા માટે મ્હને પોતાને ઘણો જ સંશય રહે છે આ કામ ઘણું ગંભીર જવાબદારીનું છે આપ સહુની સહાનુભૂતિનો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે અને તેને જ લીધે આ કામ આગોપાગ પાર ઉતરશે એવી આશા રહે છે

આવું જોખમભરેલું કાર્ય મેં ઘણી આનાકાની વગર સ્વીકાર્યું તે એટલા માટે કે મને એમ લાગ્યું કે મને પસંદ કરવાનું કારણ એ જ હોવું જોઈએ કે સામાજિક સુધારાના પ્રશ્નોનું નિરાકરણ પુરુષ કરતાં સ્ત્રીઓથી વધારે સારી રીતે થઈ શકે એમ છે એ પ્રશ્ન જ એક દર રીતે જોતાં સ્ત્રીઓનો જ છે અને તેમની સહાયતા હજી સુધી મળી નથી તેને લીધે આપણી સામાજિક સ્થિતિમાં ઘટતો ફેરફાર થઈ શક્યો નથી તેમ જ સામાજિક સુધારણામાં સ્ત્રીકેળવણીનો પ્રશ્ન પ્રથમ પંક્તિ ધરાવે છે એમ લાગવાથી સ્ત્રીજાતિના પ્રતિનિધિ તરીકે મને પસંદ કરી હશે તો તેમ ધારી આ સ્થાન હું આભાર સ્વીકારૂં છું અને મારા વિચાર આપ સર્વની સમક્ષ મૂકવાની રજા લઉં છું

* ગઈ તા ૪થી નવમ્બર ૧૯૧૭ના રોજ ગોધરામાં ભરાયેલી પહેલી ગુજરાત સંસાર સુધારા પરિષદ્ સમક્ષ પ્રમુખસ્થાનેથી આપવામાં આવેલું ભાષણ

આજે ભારતવર્ષમા ચારે તરફ દષ્ટિ કરીશુ તો સ્વતન્ત્રતા અને ન્યાયની નવી જ ભાવના માલમ પડે છે દેશભક્તિ, સ્વાભિમાન તથા નવીન આશાઓના ધ્વનિ સાભળવામા આવે છે યુરોપમા ચાલતા મહાન્ દારૂણ વિગ્રહો પરિણામે મનુષ્યના વિચારના દષ્ટિબિન્દુમા મહાન ફેરફાર થાય છે જે ફેરફાર લાબા યુગને અતે થઈ શકે એ અસભવિત લાગે તેવા ફેરફાર આખના એક પલકારા જેટલા સમયમા થએલા આપણે જોઈએ છીએ ગઈ ઘડીએ પ્રગતિમાં ઘણુ અતર સપાટાબધ આપણે કાપી ગયા છીએ આપણી પોતાની શક્તિમા આપણને વિશ્વાસ આવ્યો છે તેમ જ કર્તવ્યબુદ્ધિ જાગૃત થઈ છે ગુલામગીરીમા રહેવાથી કોઈ પણ પ્રજાનો ઉદ્ધાર થઈ શકે નહિ એ વાતની પ્રતિતી થઈ છે સ્વાતન્ત્ર્યનો હક દરેક વ્યક્તિને સરખોજ છે કોઈ પણ એક પ્રજા બીજી પ્રજા પર જુલમ કરે તો તે અન્યાય થયો કહેવાય તેવો અન્યાય થતો અટકાવવાના હેતુથી જ જગતમા અપૂર્વ એવો દારૂણ સગ્રામ મચી રહ્યો છે તે જ ભાવના સ્વાભાવિક રીતે આપણા દેશમા પણ ઉત્પન્ન થઈ છે આપણા દેશની રાજ્યવ્યવસ્થા રહે એ આપણા હાથમા હોવી જોઈએ આપણુ ઘર એટલે આપણો દેશ આપણે સભાળી શકીએ તેટલી લાગણીથી રહિત માણસ જ જ સભાળી શકે એ કાંઈ નવી વાત નથી તેમ જ આપણા ઉપર જોર કરીને કોઈ માથુ નાખે તો તે પણ સહન કરી શકાય નહિ સ્વરાજ્યની માગણીનુ મૂળ કારણુ આ જ છે

જેમ આપણી રાજકીય ભાવનાનુ દષ્ટિબિન્દુ બદલાયુ છે, તે જ પ્રમાણે બીજા વ્યક્તિગત પ્રશ્નોનુ થયુ છે આપણે ત્વરા ત્યની ઈચ્છા વધારે અને વધારે કરીએ છીએ તેનુ કારણ એટલુ જ છે કે જે પરિસ્થિતિને લીધે આપણા માનનો ભગ થાય છે, અને આપણા ઉત્તમમા ઉત્તમ ગુણનો વિકાસ થવા પામતો નથી, તે બદલાય નહિ ત્યા સુધી આપણી સામાજીક સ્થિતિ સુધરવાનો સભવ નથી એવી આપણને દિવસે દિવસે ખાત્રી થતી જાય છે

કેટલાક ડાહ્યા માણસો આપણને એમ સલાહ આપે છે કે પહેલુ તમારૂ ઘર વ્યવસ્થિત કરો, પછી રાજ્યની માગણી કરો તેમને એટલો જ જવાબ આપવો પડશે કે એનિક્ષા, સી આઈ ડી ના માણસો અને શાહુકારોનો ઘરમા પગરવ હોય ત્યારે ઘરનુ કામકાજ સ્થિર ચિત્તે અને સરળતાથી વ્યવસ્થાપૂર્વક થઈ શકવાનો સભવ ક્યાથી હોય ? તેમ વળી ઘરધણીની કમાણી તો પરદેશી વેપાર રોજગારની સ્પર્ધાથી દિવસે દિવસે ઘટતી જતી હોય તે વખતે કઈ બાબતનો સ્વસ્થ ચિત્તે વિચાર થઈ શકે ?

આટલુ છતા, ને મગજ ઉપર આટલો બોજા છતાએ આજ જે પ્રશ્નોની ચર્ચા કરવાને અહીં એકત્ર થયાં છીએ તે જ સિદ્ધ કરી આપે છે કે આપણે આપણા પૂર્વના ઋષિ મુનિઓના શિક્ષણનુ વિસ્મરણ કરી શકતા નથી આપણો જાતિસ્વભાવ આગળ પગલા વગર રહેતો નથી. સમસ્ત જગત્ ચગડોળે ચઢ્યુ છે, લોકોના મન અનેક ભાવનાઓથી ઉશ્કેરાયા છે તેવે પ્રસગે આપણા ઘરઆગણાની વ્યવસ્થા સબન્ધી પ્રશ્નોનુ સ્વસ્થ ચિત્તે નિરાકરણ કરવાને આપણે તૈયાર થયા છીએ

ચાલતી આવેલા વાતને વળગી રહેનાર એક સુશિક્ષિતવર્ગનો મત એવો છે કે જ્યાં સુધી રાજકીય સ્વતન્ત્રતા આપણને મળી નથી ત્યાં સુધી સામાજિક સુધારાનો વિચાર પણ કરવો નહિ એક પ્રકારની એકતા જે આપણામાં છે તે આ પ્રસંગે ગમે તે રીતે જાળવી રાખવાની જરૂર છે અને સામાજિક પ્રશ્નોના નિરાકરણમાં મતભેદ થવાનો સંભવ છે તો તે બાબત ઉપાડવી જ નહિ એમાં ડહાપણ છે, પરન્તુ આ વિચાર તદ્દન ખોટો છે જો આપણી એકતા એવી હોય કે કોઈ સ્હેજ મતભેદ થતાં તેમાં ફૂટ પડે તો એવી મહાપ્રયત્ને ટકાવેલી એકતા દરવામાં આવી હોય તો તે લાંબો વખત ટકી પણ શકે નહિ દરેક દરેક બાબતમાં આપણો એકમત ન હોય તો પણ આજ આપણામાં એટલું બળ છે કે બીજી બાબતોમાં સંપીને કામ કરી શકીએ ધર્મ અને સામાજિક વિષયોમાં કદાચ મતભેદ હોય પરન્તુ તેને લીધે રાજકીય વિષયોમાં સંપથી કાર્ય ન થઈ શકે એ દહેશત ખોટી છે આપણા પોતાના મતને અનુકૂળ સામા મનુષ્યના મત ન હોય તો તેને માટે તિરસ્કાર કે અવિશ્વાસની લાગણી આ જમાનાને યોગ્ય નથી આ સમષ્ટિમય જીવનના જમાનામાં ભિન્ન ભિન્ન જાતના, ધર્મના મતના પ્રકારની વિવિધતાવાળા મનુષ્યોને સાથે રહીને કામ કરવાનું છે, તેવે સમયે દરેક બાબતને માટે એકમતની આશા રાખવી એ જ ખોટું છે મૂળતત્વોમાં એકમત થઈ શકાય, પરન્તુ ન્હાની ન્હાની બાબતોમાં, ન્હાના ફેરફારોમાં હજાર મતભેદ રહેવાના પણ એ માન્ય જુજ મતભેદ તેથી કોઈ તદ્દન ભિન્નભાવ રહેતો નથી સમગ્ર પ્રજાનું ઐક્ય લાવવામાં વાંધો આવે એવો ભેદભાવ નથી આ પ્રમાણે એકભાષા બોલીશું અથવા એક જ ધર્મમાર્ગ ગ્રહણ કરીશું તો જ બંધુભાવ રહેશે એમ ધારવાનું કારણ નથી એક જ માતાના પુત્રો જુદા પડીને દેશાવર જઈને જુદી જુદી ભાષા શીખે, અથવા વૈષ્ણવ મટીને શિવમાર્ગ ગ્રહણ કરે તેથી કાંઈ બન્ધુ મટી જતા નથી ધર્મમાર્ગ અથવા ભાષા અથવા પ્રાન્ત જેવા સંકુચિત પાયાને આધારે આપણું બન્ધુત્વ રહેલું નથી પરતુ આપણે હિન્દવાસી છીએ, એક વૃક્ષના ફળો છીએ, તેથી બન્ધુ છીએ આપણું કર્તવ્ય એક જ છે અને તે ભારતવર્ષનો પુનરુદ્ધાર કરવો એ છે આપણી રગેરગમાં આ જ લોહીનો ધબકારો થયા કરે છે આપણે એક જ છીએ એક થવાનું બાકી નથી આપણી એકતા સિદ્ધ કરી આપતાં શીખવાનું છે આપણી માતૃભૂમિના ચરણ આગળ એ જ કર્તવ્ય છે હવે જ્યારે આપણને સ્વરાજ્ય મળશે—અને તે ટુંક સમયમાં મળશે જ એમાં તો કાંઈ શક જ નથી ત્યારે—ભિન્ન ભિન્ન કર્તવ્યપ્રદેશમાં અનેક પ્રકારના મતભેદ તો થવાના જ પરતુ એવા ભિન્ન મતથી ડરીને બેસી રહેવું ન જોઈએ ખરી વાત આગળ આંખ આડા કાન કરવાનું પ્રયોજન નથી યુનાઇટેડ સ્ટેટ્સને સ્વતન્ત્રતા મળી ત્યારપછી નીગ્રોની ગુલામગીરીનો પ્રશ્ન નીકળ્યો, ત્યારે મોટો વિગ્રહ કરવો પડ્યો અને હજી સુધી એ પ્રશ્નનું સંપૂર્ણ નિરાકરણ થઈ શક્યું નથી અમેરિકા જેવી મોટી સુધરેલી પ્રજાના શિરપર પણ હજી નીગ્રોની સ્થિતિ સમ્બન્ધી મોટો કલંક છે આપણા લોકોનો તેમ જ યુરોપનો ઇતિહાસ શું સૂચવે છે? વખતોવખત જુદા જુદા પ્રશ્નો ઉદ્ભવે છે, તેમના નિરાકરણ ઉપર આપણી ભવિષ્યની

પ્રગતિનો આધાર છે જો તેમા નબળાઈ બતાવીએ તો આપણી અધોગતિ થવાની નવી પરિસ્થિતિ આપણને સપૂર્ણ ભાન છે અને સહુ સહુની બુદ્ધિ શક્તિ, પ્રમાણે સમજ્યાનુસાર જે ફેરફાર યોગ્ય લાગે તે કરવાના જ છે

આખા યુરોપમા અને એશીઆમા કેટલાક ભાગોમા એક સમય એવો હતો કે 'ફ્યુડલ સીસ્ટમ' પૂર જોરમા હતી આજે તે તદ્દન નાબુદ થઈ ગઈ છે અને તેને બદલે 'કોન્સ્ટીટ્યુશન' દાખલ કરવામા આવ્યુ છે એક સમય એવો મત હતો કે 'ફ્રીટ્રેડ' વગર વેપાર ચાલી જ શકે નહિ અને જે તે મતની વિરુદ્ધ હોય તેને મૂર્ખ અથવા ગાંડા કહીને હસી કાઢવામા આવતા ગયા સૈકાની સાથે 'ફ્રીટ્રેડ'નો મત નાશ થયો આ પ્રમાણે આપણા સામાજીક બંધારણો આજનો જમાનાની જરૂરીઆતોને અનુકૂળ નથી મનુષ્યની બુદ્ધિશક્તિની ઈશ્વરે આપેલા અંતર્દીપની ( *Conscience* ) જરા પણ દરકાર કર્યા વગર માન ચાલતી આવેલી રૂઢીના બંધન તળે રહેવુ એ જ આપણા બંધારણનો મૂળ પાયો છે આ કારણને પરિણામે જ આજની સાંસારિક અધોગતિ આપણે અનુભવીએ છીએ સ્ત્રીઓની અવનતિનુ કારણ પણ એ જ છે પુરુષના બનાવેલા જગતમા તેને દબાઈને રહેવાનુ છે પદદલિત રહેના શુદ્રોને ઉંચી વર્ણના જુલમ સહન કરવા પડે છે માનવી જાતિ તરીકેનુ તેમનુ અભિમાન પણ નષ્ટ થઈ જાય છે જ્યા સુધી આ વિચારોનુ બળ આપણા ઉપર રહેશે, આપણામા બુદ્ધિ હોવા છતા બીજાના ગુલામ થઈ રહેવાની પ્રથા કાયમ રહેશે, વ્યક્તિત્વનો વિકાસ જ થવા દેવામા આવશે નહિ ત્યા સુધી આપણી ઉન્નતિ થવાની નથી, ચાલતી આવેલી રૂઢીમા થીંગડા મારે અથવા હાડપીંજરો કરે કંઈ પરિણામ આવવાનુ નથી અત્યારસુધીમા કેવુ પરિણામ આવ્યુ છે તે સબન્ધી મતભેદ તો છે જ નહિ એમ મારૂ માનવુ છે, અને તેના ઉપરથી ભવિષ્યને માટે આપણે શિક્ષણ લેવાનુ છે કે આ ભાવના-વ્યક્તિત્વને કચરી નાખવાની પદ્ધતિ-તો બદલવી જ પડશે, અને નવા આદર્શોને નવા ચેતનને માન આપવુ પડશે-દૃષ્ટિબિન્દુ વિશાળ કરવુ પડશે મનુષ્ય માત્ર સમાન છે, એ સમતાની ભાવનાનો વિસ્તાર કરવો પડશે. દરેક વ્યક્તિને પોતપોતાની બુદ્ધિશક્તિ અને અન્તર્દીપ દોરે તે પ્રમાણે વર્તવાની સ્વતંત્રતા મળવી જોઈએ જો આ સ્વતંત્રતાની ભાવનાને માન આપતા શીખીશુ તો સર્વ પ્રશ્નોનો નિકાલ થઈ જશે માણસ માત્રમા જો સ્વમાનની લાગણી જાગૃત થશે તો મોટા ન્હાના, દ્વિજ, શુદ્ર સ્ત્રી પુરુષ વચ્ચે જે ઉંચા નીચા લાગણી છે તે આપોઆપ દૂર થશે; અને *Aristocracy* ( અમીરસત્તા )ની ભાવના એકવાર નષ્ટ થઈ કે વ્યક્તિત્વ ખીલી નીકળ્યા વગર રહેશે નહિ રાજકીય માગણીમા આ સ્વતંત્રતાના હકની માગણી આપણે સ્પષ્ટ રીતે કરીએ છીએ પરન્તુ સામાજીક વિષયમા આપણે જુના શાસ્ત્રો, ગોર વિગેરેના એટલા ગુલામ થઈ ગએલા છીએ કે તે વાત જ આપણે વિસરી જઈએ છીએ દરેક જણને પોતાના ( *Conscience* ) અંતરદીપ પ્રમાણે કામ કરવાનો અખ્તીયાર છે તે ભાન આપણા મગજમા ઠસેલો નથી છેક ન્હાનપણથી વ્યક્તિત્વ દબાવી નાખવામા આવે છે, તેને કેવી રીતે ખીલવવુ તે રસ્તો દેખાડવામા આવતો નથી માણસો, પુસ્તકો

ચાલતા આવેલા ચાનને વળગી રહેનાર એક ધુરન્ધરોનો મત એવો છે કે જ્યા સુધ રાજકીય સ્વતન્ત્રતા આપણને મળી નથી ત્યા સુધી સામાજીક સુધારાનો વિચાર પણ કરવો નહિ એક પ્રકારની એકતા જે આપણામા છે તે આ પ્રસગે ગમે તે રીતે જાળવી રાખવાની જરૂર છે અને સામાજીક પ્રશ્નોના નિરાકરણમા મતભેદ થવાનો સભવ છે તો તે બાબત ઉપાડવી જ નહિ એમા ડહાપણ છે, પરન્તુ આ વિચાર તદ્દન ખોટો છે જો આપણી એકતા એવી હોય કે કોઈ સ્હેજ મતભેદ થતા તેમાં ફૂટ પડે તો એવી મહાપ્રયત્ને ટકાવેલી એકતા કરવામા આવી હોય તો તે લાબો વખત ટકી પણ શકે નહિ દરેક દરેક બાબતમા આપણો એકમત હોય તો પણ આજ આપણામા એટલુ બળ છે કે બીજી બાબતોમા સપીને કામ કરી શકીએ ધર્મ અને સામાજીક વિષયોમા કદાચ મતભેદ હોય પરન્તુ તેને લીધે રાજકીય વિષયોમા સપથી કાર્ય ન થઈ શકે એ દહેશત ખોટી છે આપણા પોતાના મતને અનુકૂળ સામા મનુષ્યના મત ન હોય તો તેને માટે તિરસ્કાર કે અણવિશ્વાસની લાગણી આ જ માનને યોગ્ય નથી આ સમષ્ટિમય જીવનના જમાનામા ભિન્ન ભિન્ન જાતના, વર્ણના મતના પ્રકારની વિવિધતાવાળા મનુષ્યોને સાથે રહીને કામ કરવાનુ છે, તેવે સમયે દરેક બાબતને માટે એકમતની આશા રાખવી એ જ ખોટુ છે મૂળતત્વોમા સમત રહી શકાય, પરન્તુ ન્હાની ન્હાની બાબતોમા, ન્હાના ફેરફારોમા હજાર મતભેદ રહેવાના પણ એ માત્ર જુજ મતભેદ તેથી કોઈ તદ્દન ભિન્નભાવ રહેતો નથી સમસ્ત પ્રજાનુ ઐક્ય લાવવામા વાધો આવે એવો ભેદભાવ નથી આ પ્રમાણે એકભાષા બોલીશુ અથવા એક જ ધર્મમાર્ગ ગ્રહણ કરીશુ તો જ બધુભાવ રહેશે એમ ધારવાનુ કારણ નથી એક જ માતાના પુત્રો છુટા પડીને દેશાવર જઈ જુદી જુદી ભાષા શીખે, અથવા વૈષ્ણવ મટીને શિવમાર્ગ ગ્રહણ કરે તેથી કોઈ બન્ધુ મટી જતા નથી ધર્મમાર્ગ અથવા ભાષા અથવા પ્રાત જેવા સકુચિત પાયાને આધારે આપણુ બધુત્વ રહેલુ નથી પરતુ આપણે હિન્દવાસી છીએ, એક વૃક્ષના ફણગા છીએ, તેથી બન્ધુ છીએ આપણુ કર્તવ્ય એક જ છે અને તે ભારતવર્ષનો પુનરુદ્ધાર કરવો એ છે આપણી રગેરગમા આ જ લોહીનો ધબકારો થયા કરે છે આપણે એક જ છીએ એક થવાનુ બાકી નથી આપણી એકત્રતા સિદ્ધ કરી આપતા શીખવાનુ છે આપણી માતૃભૂમિના ચરણ આગળ એ જ કર્તવ્ય છે હવે જ્યારે આપણને સ્વરાજ્ય મળશે-અને તે ટુક સમયમા મળશે જ એમા તો કોઈ શક જ નથી ત્યારે-ભિન્ન ભિન્ન કર્તવ્યપ્રદેશમા અનેક પ્રકારના મતભેદ તો થવાના જ પરતુ એવા ભિન્ન મતથી ડરીને બેસી રહેવુ ન જોઈએ ખરી વાત આગળ આખ આડા કાન કરવાનુ પ્રયોજન નથી યુનાઇટેડ સ્ટેટ્સને સ્વતત્રતા મળી ત્યારપછી નીગ્રોની ગુલામગીરીનો પ્રશ્ન નીકળ્યો, ત્યારે મોટો વિગ્રહ કરવો પડ્યો અને હજી સુધી એ પ્રશ્નનુ સપૂર્ણ નિરાકરણ થઈ શકયુ નથી અમેરિકા જેવી મોટી સુધરેલી પ્રજાના શિરપર પણ હજી નીગ્રોની સ્થિતિ સમ્બન્ધી મોટો કલક છે આપણા લોકોનો તેમ જ યુરોપનો ઇતિહાસ શુ સૂચવે છે? વખતોવખત જુદા જુદા પ્રશ્નો ઉદ્ભવે છે, તેમના નિરાકરણ ઉપર આપણી ભવિષ્યની

પ્રગતિનો આધાર છે જો તેમા ભૂલાઈ બનાવીએ તો આપણી અધોગતિ થવાની નથી પરિસ્થિતિનુ આપણને સંપૂર્ણ ભાન છે અને સહુ સહુની બુદ્ધિ, વૃત્તિ, પ્રમાણે સમયાનુસાર જે ફેરફાર યોગ્ય લાગે તે કરવાના જ છે

આખા યુરોપમા અને એશીઆમા કેટલાક ભાગોમાં એક સમય એવો હતો કે 'ફ્યુડ ન સીસ્ટમ્' પૂર જોસમા હતી આજે તે તદ્દન નાબુદ થઈ ગઈ છે અને તેને સ્થાને 'ફ્રોન્ફીપાન' દાખલ કરવામા આવ્યુ છે એક સમય એવો મત હતો કે 'ક્રીડ' વગર વેપાર ચાલી જ શકે નહિ. અને જે તે મત ની વિરૂદ્ધ હોય તેને ભૂખ અથવા ગાળ કાઢી દગી કાઢવામા આવતા ગયા મેળાની સાથે 'ક્રીડ'નો મત નાશ થયો આ પ્રમાણે આપણા સામાજીક બધા ભેદો આજના જમાનાની જરૂરીઆતોને અનુકૂળ નથી મનુષ્યની બુદ્ધિશક્તિની, દ્રષ્ટિએ આપેના અંતર્દીપની (*Conscience*) જરા પણ દરકાર કર્યા વગર માન ચાલતી આવેલી રૂઢીના દમાલ તજે રહેવુ એ જ આપણા બંધારણનો મૂળ પાયો છે આ કારણને પરિણામે જ આજની આચારિક અધોગતિ આપણે અનુભવીએ છીએ સ્ત્રીઓની અવનતિનુ કારણ પણ એ જ છે પુરાના બનાવેના જગતમા તેને કચરાઈને રહેવાનુ છે પછાત રહેલા શુદ્રોને ઉંચી વર્ણના જુલમ સહન કરવા પડે છે માનની જાતિ તરીકેનુ તેમનુ અભિમાન પણ નષ્ટ થઈ જાય છે જ્યા સુધી આ વિચારોનુ બળ આપણા ઉપર રહેશે, આપણામા બુદ્ધિ હોવા છતા બીજાના ગુલામ થઈ રહેવાની પ્રથા કાયમ રહેશે, વ્યક્તિત્વનો વિકાસ જ થવા દેવામા આવશે નહિ, ત્યા સુધી આપણી ઉન્નતિ થવાની નથી, ચાલતી આવેલી રૂઢીમા થીંગડા મારે અથવા હાડપીંડો કરે ઈષ્ટ પરિણામ આવવાનુ નથી અત્યારસુધીમા કેવુ પરિણામ આવ્યુ છે તે સબંધી મતભેદ તો છે જ નહિ એમ મારૂ માનવુ છે, અને તેના ઉપરથી ભવિષ્યને માટે આપણે શિક્ષણ લેવાનુ છે કે આ ભાવના-વ્યક્તિત્વને કચરી નાખવાની પદ્ધતિ-તો બદલવી જ પડશે, અને નવા આદર્શને ને નવા ચેતનને માન આપવુ પડશે-દ્રષ્ટિબિન્દુ વિશાળ કરવુ પડશે મનુષ્ય માત્ર સમાન છે, એ સમતાની ભાવનાનો વિસ્તાર કરવો પડશે. દરેક વ્યક્તિને પોતપોતાની બુદ્ધિશક્તિ અને અંતર્દીપ દોરે તે પ્રમાણે વર્તવાની સ્વતંત્રતા મળવી જોઈએ જો આ સ્વતંત્રતાની ભાવનાને માન આપતા શીખીશુ તો સર્વ પ્રશ્નોનો નિકાલ થઈ જશે માણસ માત્રમા જો સ્વમાનની લાગણી જાગૃત થશે તો મોટા ન્હાના દ્વિજ, શૂદ્ર સ્ત્રી પુરૂષ વચ્ચે જે ઉંચા નીચા તફાવત છે તે આપોઆપ દૂર થશે, અને *Aristocracy* (અમીરસત્તા)ની ભાવના એકવાર નષ્ટ થઈ કે વ્યક્તિત્વ ખીલી નીકળ્યા વગર રહેશે નહિ રાજકીય માગણીમા આ સ્વતંત્રતાના હક્કની માગણી આપણે સ્પષ્ટ રીતે કરીએ છીએ પરન્તુ સામાજીક વિષયમા આપણે જુના શાસ્ત્રો, રૂઢી વિગેરેના એટલા ગુલામ થઈ ગએલા છીએ કે તે વાત જ આપણે વિસરી જઈએ છીએ દરેક જણને પોતાના (*Conscience*) અંતર્દીપ પ્રમાણે કાર્ય કરવાનો અખ્તીયાર છે તે ખ્યાલ આપણા મગજમા હમેશા નથી છેક ન્હાનપણથી વ્યક્તિત્વ દબાવી નાખવામા આવે છે, તેને કેવી રીતે ખીલવવુ તે રસ્તો દેખાડવામા આવતો નથી માબાપો, ગુરુઓ,

કહેણીઓ, સૂચનાઓ, બન્ધનો એ મનુને આધારે જ વ્યવહાર ચલાવતા શીખીએ છીએ, એટલે આપણે પોતપોતાની શક્તિનો ઉપયોગ કરવાનો છે એ વાત જ ભૂલી જવામા આવે છે મનુષ્ય પોતાનામા કાર્ય કરવાની જે શક્તિ ધરાવે છે એ જ મનુષ્ય તરીકેનો આપણો મ્હોટામા મ્હોટો હક છે જે દેશમા આ મહાન હક પુસ્તકો, રૂઢી, આચાર વડે દાબી દેવામા આવ્યા હોય તે સ્વાભાવિક રીતે ગુલામગીરી ભોગવે જ રબેને મનુષ્ય બુદ્ધિશક્તિના ઉપયોગને લીધે કાંઈક ચુક કરશે એ બીકને લીધે રૂઢી, આચારે લોકોના હાથ પગ સજ્જડ બાની દીધા છે, ધર્મને નામે મનુષ્યની સ્વતન્ત્રતાનો નાશ કરવામા આવ્યો છે આ ગુલામગીરી જ પરિણામે રાજકીય બાબતોમા આપણા અધિકારીઓ તરફથી એ જ બોધ સાભળવો પડે છે કે તમને જો સ્વતંત્ર્ય મળશે તો તમે આડે માર્ગે જઈને ભૂલો કરશો, અને તેટના માટે તમે સ્વરાજ્યને યોગ્ય નથી તેથી તમારી મેળે કાર્ય કરવાનો હક તમને સોંપી શકાય નહિ આ બોધ ઇંગ્રેજ અધિકારીઓ તરફથી સાભળીએ છીએ ત્યારે આપણને બહુ જ આકરો લાગે છે બાકી આપણા શાસ્ત્રકારો મનુ, પરાશર વિગેરેનો એ જ ઉપદેશ આપણે સાભળતા આવ્યા છીએ પરન્તુ ઇંગ્રેજ અધિકારીને આપણે તરત જવાબ દેવાને તૈયાર થઈએ છીએ કે ભૂલચૂક થશે તે અને તેના પરિણામ સહન કરવાને તૈયાર છીએ સ્વતન્ત્રતાના હક જતા રહે તેના કરતા ભૂલો કરી કરીને ઠોકરો ખાઈ ખાઈને છેવટ તો અમે ધારેલે સ્થળે પહોચીશુ બાળકો પડતા આખડતા જ ચાલતા શીખે છે વળી એમ પણ કહીશુ કે તમારી 'પાર્લામેન્ટ' શુ જે સ્થિતિમા હાલ છે તે જ સ્થિતિમા પારણામાથી જ હતી? ભૂલચૂક થવાના પ્રસગ શુ તેમને નથી આવ્યા? અમેરિકા, ફ્રાન્સ એ પ્રજાસત્તાક રાજ્યોમા શુ કાંઈ પણ ખોડખાપણ આવી જ નથી? તે છતા એક વાત તો સર્વમાન્ય થઈ ગઈ છે કે સ્વરાજ્યને લીધે જ એક પછી એક ભૂલો સુધરતી જશે, અને છેવટનો સુધારો થઈ શકશે

આ ઉપરાત એક બીજો નફિયો છે સ્વરાજ્યને લીધે આપણી યોગ્યતા અને જવાબદારીનો ખ્યાલ આવી શકે, તે ઉપરાત મનુષ્ય તરીકેની સ્વમાનની ભાવના દૃઢતર થઈ શકે ન્હાના ગામડામા કે ન્હાની જાતિના સંકુચિત બધારણમા ઉછરેલા મનુષ્યોની ભાવના સકુચિત જ રહે છે તેમના દૃષ્ટિબિન્દુ વિશાળ કરવાનો પ્રસગ જ મળતો નથી, આવા પ્રસગને અભાવે જ આપણા લોકોનુ હૃદય વિસ્તૃત થઈ શકયુ નથી મનના આચારવિચાર, શક્તિ, અભિલાષા વિગેરે ન્હાના ક્ષેત્રમા જ ફેલાયલી રહે છે અને મરણ કરતા પણ આત્માની આ પ્રકારની અધોગતિ એ વધારે દુઃખકારક છે આ ઉપરથી એટલુ તો સત્ય છે કે ભૂલચૂક દુઃખ બધુ વેઠીને પણ સ્વરાજ્ય તો મળવુ જ જોઈએ માર્ગમા અફળાતા કુટાતા પણ એ માર્ગ છોડવો નહિ, કારણ કે એ જ પ્રગતિનો માર્ગ છે આ જ આપણો જવાબ છે અને તે વાજબી જ છે

કોઈ આગ્રહી માણસ આ પ્રકારનો જવાબ વારંવાર આપીને સરકારને કનડગત કરે તો કદાચિત્ સરકાર તેને નજરકેદ કરી દે પરતુ પ્રજાજન તરફથી તો તેને શાબાશી જ મળશે

આ જ કાયદો જો આપણા સામાજીક બંધનો માટે લાગુ પાડીએ તો ડાહ્યા ડાહ્યા માણસો અને તેમાના કેટલાક તો સ્વરાજ્યની ચળવળ કરનારા માણસો–ના ક્રોધનો આવેશ સમાવી શકાશે નહિ, અને ન્યાતબહાર, તડબહાર વિગેરેની શિક્ષાની આજ્ઞા કરો તે વખતે ભૂલી જવાય છે કે રાજકીય કે સામાજીક વ્યવહારમા મનુષ્યનુ મનુષ્યત્વ સાચવી રાખવાનો માર્ગ એક જ છે આપણા હાથ પગ બુદ્ધિ, સહુનો ઉપયોગ કરવાનો છે આ પ્રમાણે ન કરવાને લીધે જ આપણી પડતી થઈ છે આચાર અને વિચારની સ્વતંત્રતા આપણે ગુમાવી બેઠા છીએ દરેક બાબતમા કોઈ બીજી બહારની સત્તા ઉપર આધાર રાખવાની આપણને ટેવ પડી ગઈ છે તેથી આત્મપ્રયત્ન થઈ શકતો જ નથી મનનુ આ કાયરપણુ બીકને લીધે ઉત્પન્ન થયુ છે અને તેને લીધે બુદ્ધિ, વિવેકશક્તિનો નાશ થઈ ગયો છે, અને સંશય અને ડગ રો તેને પરિણામે ઉત્પન્ન થાય છે રખેને કાંઈક અવળુ થાય! શા માટે એવુ જોખમ ખેડવુ? એ જ ડગ રખા કરે છે દરેક નવા કાર્યમા ડર અથવા સામા માણસનો સ્વાર્થ રહેલો હોય છે તેને લીધે તે કાર્ય થઈ શકતુ નથી અમુક વસ્તુ વિજ્ઞાનને આધારે સત્ય હોય છતા લોકાચાર પ્રમાણે જો તે ન થતુ હોય તો તે વખતે વિજ્ઞાનના પ્રમાણની દરકાર ન કરવી એ જ આપણો રહેવાનો ધર્મ સૂચવે છે ધનને નુકશાન થતુ હોય, ને તંદુરસ્તીને હાનિ પહોચતી હોય તો યે બ્રાહ્મણનુ કામ ચોખ્ખામા ચોખ્ખા ને પવિત્રમા પવિત્ર હલ્યના શબ્દપામે ન ગણાય બ્રાહ્મણ ભલો હોય, પાપી હોય, અજ્ઞાન હોય પણ બ્રાહ્મણ તો ખરો એટલે એની અડચણ નહિ જો તેમ ન કરતા વિરુદ્ધ વર્તન કરીએ તો ન્યાતે નોતરૂ ટળે, છોકરાના લગ્ન ન થાય અને મરણ વખતે કોઈ ઉંચકવા પણ આવે નહિ નવાઈ એટલી જ છે કે આની અન્યાયી વતાવ કરનારા પણ કેટલાક રાજકીય સ્વતંત્રતાની તો સંપૂર્ણ માગણી કરનારા

તેમ છતા ઉપનિષદ્‌મા તો ઇશ્વરી નિયમ માટે કહેલુ છે કે याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यस्समाभ्य ॥ ઇશ્વરે જે સૌ સરજ્યુ છે તે અનંત કાળ માટે છે દરેક સમય અને સ્થિતિમા તે શાશ્વત રહે છે અને દરેક કાળને અનુસરતુ હોય છે તે અમુક ક્ષણ માટે નથી. પરંતુ સનાતન કાળ માટે છે, અને તે બુદ્ધિથી જાણી શકાય છે, અને વ્યવહારમા તેનો ઉપયોગ કરી શકાય છે અને જેમ આ શાશ્વત નિયમનો વધારે ઉપયોગ થશે તેમ બંધન ઓછા થશે ઓછી ગરો આ મહાન નિયમનુ જ્ઞાન તેજ વિજ્ઞાન છે આ નિયમ સમજવાને લીધે અને તેનો વ્યવહારમા ઉપયોગ કર્યાને લીધે જ યુરોપમાથી લોકોએ ચેપી રોગ દૂર કર્યા છે અજ્ઞાન તે પરાધીનતા છે જ્ઞાનને પરિણામે સ્વતંત્રતા છે અને સત્ય તે જ મુક્તિનુ સાધન છે આ વાત આપણા ઋષિઓએ સંપૂર્ણ રીતે ગ્રહણ કરી હતી વ્યક્તિત્વથી પોતાને ભિન્ન ગણવુ એ અસત્ય ગણાતુ આવુ મહાન સત્ય એ કાળમા સાદી રીતે જંગલમા રહેતા ઋષિઓએ સ્વીકાર્યું હતુ ત્યાર પછી બૌદ્ધ ધર્મને પરિણામે મોક્ષનુ સાધન છે તે સંસારમાથી નિરક્ત એમ ગણવામા આવ્યુ કાળ ક્રમે પૌરાણિક સમયમા સત્ય અને અસત્યની ગુંચવણ થઈ અને ધીમે ધીમે સામાજીક જીવનમા અસત્યને સ્થાન મળ્યુ સત્યને માટે કોઈ પોકાર

ઉઠાવનાર રહ્યું નહિ, અને સૈકાઓ થયા આપણે અપમાન ખમતા આવ્યા છીએ, અને તેને પરિણામે પરરાજ્ય થયું અને બીજા બધા અપમાન ભળી જઈને માત્ર એક જ તરફ આપણું લક્ષ દોરાયું કે આપણી ઇચ્છા પ્રમાણે કાયદાકાનૂનો થવા જોઈએ જગતને ચારે ખૂણેથી આ સ્વતંત્રતાના હકની માગણી થાય છે તો તે વખતે આપણે પણ પોકાર કર્યો માંડયો છે તે યોગ્ય જ થયું છે કારણ કે તેને લીધે સ્વમાન અને ' *Self-assertion* ( સ્વપ્રતિપાદન )ની લાગણીનું પુનરુજ્જીવન થઈ શક્યું છે અને જે સ્વમાનથી આપણે કારોબારી કાઉન્સીલોમાં હક માગીશું તે જ લાગણીને પરિણામે આપણે સ્ત્રીઓને, શૂદ્રોને પરાધીનતામાંથી છોડાવી શકીશું યુરોપમાં પણ જ્યારે રૂઢી આચારનું પ્રમાણ વધારે મહત્વનું ગણવામાં આવે છે-અવશ્રદ્ધા ચાલે છે-ત્યાંની સ્થિતિ આ બાબતમાં આપણા જેવી જ છે ધર્મના ગૂઢ તત્વો અને તેના બાહ્યાચારોનો ભેદ ન ગણવામાં આવ્યાથી એક જાતની અંધશ્રદ્ધા દાખલ થઈ જવા પામી છે, અને તેને પરિણામે સત્ય તથા સ્વમાનની વિસ્મૃતિ થઈ ગઈ છે સરકારના તેમ જ જ્ઞાતિના અધિકારીઓનો પગલે પગલે આપણને ડર લાગે છે, કારણ કે ચારે તરફથી આપણે કબજામાં આવી ગએલા છીએ આટલું છતાંએ આપણે જાણીએ છીએ કે રાજ્યકર્તા પ્રજાએ સ્વતન્ત્રતાનો લાભો પાઠ આપણને શીખવ્યો છે અને જો આપણે હિમ્મત અને પ્રામાણિકપણે તેમને બતાવી શકીશું કે આપણા ઉપર અન્યાય થાય છે તો તેનું પરિણામ સારૂં આવશે એટલું યાદ રાખવું જોઈએ કે તે કામ કરતા ઘણું કષ્ટ સહન કરવું પડશે કારણ કે આપણો અનાજ સ્વતન્ત્રતા ચાહનાર ખરી બ્રીટીશ પ્રજાને પહોચાડવાનું કાર્ય સહેલું નથી તેમ ન કરવામાં જેમનો સ્વાર્થ રહેલો છે તે લોક વચ્ચે આવશે અને આપણને હેરાન કરશે પરંતુ તેની હેરાનગતિ સહન કરીને સત્યને વળગી રહીશું તો અંતે આપણો જય થશે એ નિશ્ચય છે તે જ પ્રમાણે સામાજીક સુધારામાં કષ્ટ વેઠવા છતા પણ સત્યને વળગી રહીશું તો આપણે જીતીશું આપણે પરદેશી રાજ્યકર્તાપાસેથી મ્હોટી મ્હોટી આશાઓ રાખીએ તો આપણા પોતાના દેશીઓ પાસે તેથી પણ વધારેની આશા રાખવી જોઈએ, નહિ તો આપણી પ્રાર્થના સફળ થવાની નથી માણસમાત્રમાં એક સરખી હિમ્મત હોતી નથી ઘણા નબળા પણ હોય છે, પરંતુ દરેક દેશમાં અને દરેક કાળે થોડાએક વીર પુરુષો હોય છે કે જેઓ પ્રજાના પ્રતિનિધિ તરીકે જનસમાજનો બોજો પોતાને શિર લેવાને તૈયાર હોય છે, અને અનેક વિરૂદ્ધતા તોડી પાડીને બીજાને માટે માર્ગ કરી આપી શકે છે ગાઢ નિરાશામય અન્ધકારમાં પણ દુર પ્રકાશના ચિન્હ જોઈ શકે છે અને સત્ય અને ન્યાયમાં શ્રદ્ધા રાખીને ભયનું નિવારણ કરી શકે છે તેનું કારણ એ જ છે કે તેમનામાં હિંમત છે, દુઃખ સહન કરવાનું બળ છે, આત્મભોગ કરી શકે છે, સ્વાર્થનો ત્યાગ કરી શકે છે એ જ સ્વમાન અને વ્યક્તિગત સ્વાતન્ત્ર્યની લાગણી સંપૂર્ણ રીતે જાગૃત થાય તો જ આપણા બંધનો છુટી શકે અને આજ જે પ્રશ્નો સામાજીક સુધારાના વિષયોમાં આપણે ચરચવા પડે છે તેનો અવકાશ જ નહિ રહે જ્ઞાન, બુદ્ધિ ઇત્યાદિમાં પછાત રહેલી પ્રજા આપોઆપ આગળ આવી શકશે. તેમાં બીજાને હાથ નાખવાની જરૂર નહિ રહે

જગતના વ્યવહારમા મનુષ્યને એકના રહેવાનુ નથી એ તો નક્કી જ છે કોઈ પણ પ્રકારના સમાજમા રહેવાનુ છે તો તે સમાજમા રહીને સ્વમાન, સાચવવાનુ કાર્ય સહેલુ નથી. પરન્તુ તેમા જ ખરૂ વીરત્વ છે સ્વમાન સાચવતા જે કષ્ટ વેઠવા પડે તે હિંમતથી સહન કરવામા જ તેની ખરી કસોટી છે અને તેમા જિત્થી નીકળશે તે જ સમાજને સત્ય માર્ગે દોરી શકશે આમા માણસના હક સાચવવામા ઘણો સ્વાર્થત્યાગ રહેલો છે અને જો આપણને પોતાના હક સાચવવાની ઇચ્છા હોય તો આમાના હક સાચવવા એ આપણો ધર્મ છે એ વાત સમજવી કઠણ નથી

આ ઉપરથી આપણને જણાય છે કે ન્યાય અને બુદ્ધિની સ્વતન્ત્રતા એ બન્ને ઉપર રાજકીય તેમ જ સામાજીક સુધારાનો પાયો રહેલો છે સ્વરાજ્યની ભાવના અને સામાજીક સુધારાની ભાવનાનો દૃષ્ટિબિન્દુ એક જ છે, તે એકે મ્હામા માણસના હકને નુકસાન કર્યા વગર દરેક વ્યક્તિએ સ્વમાન, આત્મોન્નતિ અને *Self-realisation* ( આત્મપરિચય ) કરીને પોતાનો જીવન વ્યવહાર ચલાવવો એ બન્ને આ ગ એક જ છે તો બન્નેની પ્રગતિ સાથે સાથે જ થવી જોઈએ એ બન્નેને જુદા પાડી શકાય જ નહિ

હવે સામાજીક પરિષદ્ના પ્રશ્નોની ચર્ચામા સ્ત્રીઓની ઉન્નતિ લગ્નરીતીમા સુધારા, ન્યાતના બધનો, પરદેશગમન, લગ્નમરણના ખર્ચ, રડવાકુટવાના રિવાજ અને પછાત પડી ગએલી કોમોની ઉન્નતિ વગેરે વિષયોની ચર્ચા કરવામા આવે છે તેમાના લગભગ બધા પ્રશ્નોના નિરાકરણનો આધાર સ્વપ્રતિપાદન ( *Self-assertion* ), સયમ અને સ્વાર્થત્યાગ ઉપર રહેલો છે માત્ર એ સ્વપ્રતિપાદન એકલુ હવાથી ઉપયોગમા આવે નહિ તેની સાથે સયમ અને સ્વાર્થત્યાગ લોકોના ધ્યાનમા આવે તો જ સુધારાનો પ્રચાર થઈ શકે અને તેમ નથી થયુ તેથી જ અત્યારસુધી ન્યાતી બધનોની સાકળો જોઈએ તેટલી નરમ થઈ નથી ન્યાતના બધન, બાળલગ્નનો પ્રચાર, પરદેશગમન, લગ્નમરણમા ખર્ચ ઈત્યાદિ સર્વને માટે મનુષ્ય જો પોતાનુ માથુ ઉચુ કરે અને તે પ્રમાણે દૃઢતાથી પોતાનુ માથુ ઉચુ કરે તો ફેર પડે જ

જો આપણુ અતઃકરણ કબુલ કરે કે અમુક પગલામા જનસમાજનુ હિત સમાયલુ છે, એટલા ઉદ્દેશથી વર્તન થાય અને માન સ્વચ્છન્દે કે નિરકુશપણે વર્તવાનો ઉદ્દેશ ન રાખવામા આવે તો તેવી વર્તણુકથી જનસમાજને લાભ થવાનો જ એ નિશ્ચય છે ચારિત્ર્યની દૃઢતા એ પ્રજાની ઉન્નતિનો મૂળસ્તમ્ભ છે એ ભાવના લક્ષ્યમા રાખીને આપણા બધનો છોડવાનો પ્રયત્ન થાય તો તે નિષ્ફળ નહિ જાય કારણ કે એ બધનો ગેરવાજબી છે તેને લીધે પ્રગતિ અટકે છે, બીજા દેશો સાથેની સ્પર્ધામા આપણે ટકી શકતા નથી એ બધી વાત કોઈ નાકબુલ કરતુ નથી મનુષ્યની સ્વતન્ત્રતા અને સ્વમાનની ભાવનાની સાથે આવા બધનો ટકી શકે જ નહિ જે કાળ માટે એવા બધનો મુકાયા હતો તે કાળ હવે જતો રહ્યો છે હવે માત્ર રોગ રહ્યો છે રખેવ ઘણો જ બ નાયો છે પ્રાચીન સસ્થાઓ અસલના જ રૂપમા ફરી સ્થાપી શક-

ચાલતી નથી ધંધા રોજગારને સારૂં દેશના આર્થિક લાભને ખાતર પરદેશ ગમન કરવું પડે છે બીજા દેશના સમાગમથી, પરદેશી રાજ્યથી અનેક જુદા જુદા વર્ણની અસર થાય છે એ ન્હાના સરખા ગામમાં કે પ્રાન્તમાં બેસી રહેવાનું પરવડે તેમ નથી, રાજકીય ચળવળ એટલે સુધી ગઈ છે કે તેના વેગ આગળ સામાજીક બન્ધનો આપોઆપ તૂટી જાય છે વળી આજ ચાલતા યુદ્ધને લીધે દિવસે દિવસે દષ્ટિબિન્દુ તદ્દન બદલાતું પડશે દેશના રક્ષણ માટે લોકોને યુદ્ધમાં જવું પડશે, તો ત્યાં આ બન્ધનો ક્યાં સુધી પાળી શકાશે ? કહેવાની મતલબ એટલી જ છે કે કાળના ફેરફાર સાથે વિચારમાં પણ ફેરફાર કરવો પડે છે અને તેમ જો નહિ થાય તો આપણે ખાડામાં જ પડી રહીશું ઉંચા આવી શકીશું નહિ ચારે તરફ વ્યક્તિની સ્વતન્ત્રતા અને જનસમાજના દરેક અંગની જાત ઉન્નતિ, હકની સમાનતાની ભાવના દૃઢતર થતી જાય છે તો તે ભાવનાની અસર સામાજીક બન્ધનો પર પણ થવી જોઈએ, પરન્તુ આ સ્વતન્ત્રતા એટલે નિરંકુશતા સમજવાની નથી માત્ર એટલું જ કે બંધીઆર વાતાવરણને બદલે ખુલ્લા વાતાવરણમાં પ્રવેશ કરવાનો છે સામાજીક સંસ્થાને તોડી પાડવાનો આશય નથી મનુષ્યની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરવામાં તેમ જ સ્વતન્ત્રતાપૂર્વક કરવામાં જે બન્ધનો નડતા હોય તેના બન્ધનો કહાડી નાખવાના છે સમાજનું બંધારણ એવું છે કે દરેક મનુષ્યે એક એકના અરસપરસ હક સાચવવાના છે અને તે ન્યાયથી જ છે તે સંધારણ તોડી પાડવાની જરૂર છે જ નહિ તેમ જો થાય તો સર્વથા નાશ થાય માત્ર ન્યાય અને સ્વતન્ત્રતાના ધોરણ ઉપર સમાજ ચલાવવો જોઈએ કોઈ મનુષ્ય પોતાની સ્થિતિ સુધારવા કે દેશના હિતને ખાતર જ્ઞાન સંપાદન કરવાને પરદેશ જવાની ઈચ્છા કરે તો તેને અટકાવી રાખવો તે અયોગ્ય છે કોઈ સ્ત્રીને કુમારિકા રહીને દેશસેવા કરવાની ઈચ્છા થાય તો ભલે તેને તેમ કરવાની છુટ આપો તેને લગ્નના બન્ધનમાં જોર જૂલમથી શું કરવા નાખવી જોઈએ, તેમાં જન સમાજને વચ્ચે પડવાની જરૂર નથી તેના સુખદુઃખના પરિણામ તે ભોગવી લે તેમાં સમાજને આડે આવવાની કાંઈ જ જરૂર નથી આપણે ન્યાય અને વિવેકશક્તિનું પ્રમાણ લઈને સમાજ ચલાવવાનો છે તેને અંગે સ્વમાન અને, સત્ય બન્ધુભાવ અશક્ત અને ન્યાયના પ્રત્યે સહાનુભૂતિ, નિડર કર્તવ્યપરાયણતા એ સર્વ ભાવના રૂપી ચણતરનો આ મૂળ પાયો સ્વીકારાય તો પછી સમાજસુધારાના સઘળા મુદ્દાનું નિરાકરણ તેને આધારે થશે, અને કોઈપણ કાર્ય આ ભાવનાની વિરૂદ્ધ થાય તો તે અયોગ્ય થયું કહેવાશે સમાજસુધારાની બાબતમાં સત્ય મતને દૃઢતાથી વળગી રહેવું એ જ મ્હોટી વાત છે, તેમ ન કરતાં લોકલાજે ખોટી પ્રતિષ્ઠા જાળવવા ખાતર બીકના બતાવાય છે તેને લીધે સુધારાનું નબળાણું થાય છે, અને સત્યનું અવગણન કરવાને લીધે નૈતિક અધોગતિનું પરિણામ માત્ર એક વ્યક્તિને ભોગવવું પડે છે એમ નહિ, પણ આખા સાથને નુકસાન થાય છે મનુષ્યમાં જે ધૈર્ય હોય છે તે ધીમે ધીમે નાશ થાય છે, અને કાયરપણું આવે છે આવું પરિણામ ન આવે તેટલા માટે રાજકીય સુધારાની માફક સામાજીક સુધારાનો પાયો પણ ઉંચા આદર્શ અને ચારિત્ર્યની દૃઢતાપર

ચણવે જોઈએ ધર્મ અને બાહ્યાચાર સાથે તેને બેગી ગેવા ન જોઈએ તો જ કાયની મહત્તા પ્રયત્નાશે

આ પરિષદમા ઘણા ઘણા પ્રશ્નોનો વિચાર કરવાનો છે બીજા પ્રાંતિક કરતા કેટનેક અંશે એકદર રીતે જોતા આપણી સામાજીક સ્થિતિ સંતોષકારક છે આપણુ માનસિક અને નૈતિક પદ બીજા સાથે સરખાવીશુ તો ઘણો અસંતોષ પામવા જેવુ નથી, તો પણ પુષ્કળ સુધારાનો અવકાશ છે અને તે સુધારા અગત્યના છે તે સઘળામા સ્ત્રી કેળવણીનો પ્રશ્ન પ્રથમ પંક્તિનો છે બીજા પ્રશ્નોની ચર્ચા આ સ્થળેથી થાય થશે તેથી હુ આપનો વખત રોકવા માગતી નથી

સામાજિક વ્યવહારમા સ્ત્રીઓનો હાથ એટનો બધો હોય છે કે પુરૂષ એકને હાથે ગમે તેટનુ કરવા માગે તો પણ કદી થઈ શકે નહિ વ્યવહારમા સ્ત્રીનો હિસ્સો ઘણો જ છે તે વાત ભુની જવાય છે અને સ્ત્રીઓ તો માત્ર પ્રજા ઉત્પન્ન કરવાનુ સાધન, નાણાંવાળી નોકર અથવા મન રાંજવાનુ રમકડુ ગણવામા આવે છે તેથી જ પુરુષનુ કાર્ય સફળ થતુ નથી તમે શુ કરો છો, સભામા જઈને ભેગા ભાષણો કરો છો કયા ગહન વિષયોમા તમારા મન રોકાયના છે એ સબધી તમારી પત્ની કે બ્હેનો કે માતાઓ તો કેટને અંશે અજ્ઞાત હોય છે? તમારા ભાષણોમા આર્યાવર્તની સ્ત્રીને વિષે શાસ્ત્રનગીના શ્લોક બોલો છો, તાળીઓ પાડે છે, મનુ ને નેપોલીઅનના શબ્દો બોલી સાભળીને થાકી ગયા પણ જેવુ તે આદર્શ ગૃહસંસારમા વ્યવહારમા મુકવાનો વખત આવે છે ત્યારે વાત બદનાઈ જાય છે સ્ત્રીઓ કઈક જાણવા માગે, માથુ ઉચુ કરે તો તેને દાબી દો છો સ્ત્રીઓ પણ મનુષ્ય છે એ વાત તમને યાદ રહેતી નથી એટને તેને તો રહેંસી નાખવામા, કચરી નાખવામા જ તમે મ્હોટાઈ માનો છો સત્તાનો મદ એવો વસમો છે એક વાર હાથમા આવી તે કોઈને છોડવી ન ગમે પરંતુ હવે તો દિવસ બદલાવા માડ્યા છે જેમ તમે તમારી વિવેકશક્તિ પ્રમાણે ચાલવાના હક માગો છો તે પ્રમાણે સ્ત્રીઓમાં પણ કુદરતી સ્વમાનની લાગણી રહેલી છે તેનો પણ વિચાર કરવાનો છે અને જો તમે એ વૃત્તિઓનુ અસ્તિત્વ કબૂલ રાખીને વર્તન કરશો તો તમને અને અમને બન્નેને લાભ છે પુરૂષ અને સંસ્કારી સ્ત્રી સાથે મળીને કોઈ પણ બાબતનો વિચાર કરશો તો નિ સશય તે વધારે સારી રીતે કરી શકશો જુદા રહીને તેમ નહિ થાય એક આખવાળા મનુષ્ય કરતા બે આખવાળો મનુષ્ય વધારે સારી રીતે જોઈ શકશે, અને એક કરતા બન્નેની મિશ્રિત દૃષ્ટિ વધારે સ્પષ્ટ સત્ય અને ભરમો સૂઝવા જોગ હોય જ સ્ત્રીઓના દૃષ્ટિબિન્દુની અવગણના કર્યાને લીધે આપણા દેશને બહુ જ નુકસાન થયુ છે અને થાય છે ભારતમાતાઓની પુત્રીઓમા એકવાર જો જાગૃતિ આવી તો મૃત્યુમાથી પુનર્જીવન થાય તેના કરતા પણ વધારે બળવાન થશે જે પ્રમાણે સાવિત્રીએ પોતાના પતિને યમના પાશમાથી છોડાવ્યો હતો તે પ્રમાણે ભારતની સ્ત્રીઓ હિન્દના પુરાતનને નવજીવન આપશે

પરતુ એટલુ યાદ રાખવાનુ કે એ નવજીવન લાવવા માટે સ્ત્રીઓએ તૈયાર થવુ પડશે અને તેમા પુરુષોની મદદ તો જોઈએ જ તમારામા જેમ નવુ ચેતન આવેલુ જણાય છે તેમ અમારામા પણ કાઈક અંશે આવ્યુ છે, અને તેનુ તમારે પોષણ કરવાનુ છે જો તેમ નહિ થાય તો છેવટ નુકસાન તો તમને જ છે અત્યારે તમે સત્તાના મદમા અને સ્વાર્થને લીધે ભૂલી જાઓ છો કે સ્વતંત્રતા અને ન્યાય અને સ્વમાનની લાગણી, તમે યોગ્ય રીતે સરકારની પાસે કરો છો તે જ માગણી અમે તમારી પાસે કરીએ છીએ અમે કાઈ નવી માગણી કરતા નથી, માત્ર અમારો પુરાણો હક માગીએ છીએ દેશની ઉત્ક્રાન્તિમા આદર્શભૂત સ્ત્રીઓ થવા માટે શરીર, મન અને આત્માની ખીલવણી કરવાની તક માગીએ છીએ ઉત્તમ પત્ની, ખરી ધર્મચારિણી, શૂરવીર ધૈર્યવાન માતાઓ બનીને અમારા સતાનોને રાષ્ટ્રીય સેવાના અને સ્વાર્થત્યાગના પ્રથમ પાઠ શીખવવા માગીએ છીએ અમારો જે પ્રાચીન હક હતો તે પાછો લેવા માગીએ છીએ સ્ત્રી તરીકેના, તમારી સહચરી તરીકેના અને તમારા સતાનોની માતા તરીકેના જે અમારા પોતાના હક છે તે જ અમે માગીએ છીએ અને તે હકના બદલામા જે ફરજો અમારે અદા કરવાની છે તેમા પાછી પાની કરીશુ નહિ કારણ કે ચારિત્ર્યનુ ખરુ લક્ષણ જ લેવડદેવડમા છે અને તેની ખીલવણી એ જ કેળવણીનુ લક્ષ્યબિન્દુ છે દેશની બધી આશાનો સમાવેશ તેમા જ થએલો છે જે વખતે સ્વરાજ્ય મળશે તે વખતે મળેલા હકનો ઉપયોગ કેવી રીતે કરી શકશો? અત્યારે તો તમારુ કહેવુ એમ છે કે ગમે તેવો કાટાભરેલો માર્ગ હશે તો પણ તે તરફ પ્રયાણ કરવાનુ વ્રત અમે આદરીશુ અધકાર, પ્રકાશ બન્ને બાજુ જવાને તૈયાર છીએ, કેમ કે દુ:ખ વેઠીશુ તેને અતે સુખની અમને ખાત્રી છે જે સ્ત્રીઓ તમારી સાથે પ્રયાણ કરવા તૈયાર છે તે તમારા સુખદુ:ખમા, આશાનિરાશામા ભાગ લેવાને તૈયાર જ છે તેમની સહાયતા વગર તમે જીવન કેવી રીતે ટકવી રાખશો? તેમને કોઈ પણ રીતનો અધિકાર મળ્યા વગર તમે શી રીતે મદદની આશા રાખી શકશો? તેમના મન, આત્મા કેળવ્યા વિના નિરાશાને પ્રસગે શાન્તવનની આશા કેવી રીતે રાખી શકશો? ભારતવર્ષનુ પ્રાચીન ગૌરવ, પ્રાચીન વિભૂતિ, સ્વતંત્રતા, સામાજિક બધનોના ત્રાસમાથી છુટકારો, એ સર્વનો ઉપાય કેળવણી જ છે રાષ્ટ્રીય પુનરુદ્ધારનુ સાધન એ જ છે કે સ્ત્રી અને પુરુષે સાથે રહીને સપથી કાર્ય કરવુ માત્ર મોટા આદર્શ રાખ્યાથી આ કાર્ય સિદ્ધ થઈ શકે તેમ નથી, પરતુ એ આદર્શોનુ પૃથક્કરણ કરીને સહુ સહુની શક્તિ પ્રમાણે કાર્ય ઉપાડી લેવાનુ છે અને તે બધા આદર્શોનુ મધ્યબિન્દુ સ્ત્રી કેળવણી છે બીજા રાષ્ટ્રીય પ્રશ્નો ઉત્પન્ન થાય છે ને તેનો નિકાલ થાય છે પરતુ અનાદિ કાળથી એક પ્રશ્ન તો અખડ રહ્યો છે સ્ત્રીજાતિનુ કર્તવ્ય, તેની અસર, સ્ત્રીની પવિત્રતા, સ્ત્રીજાતિનુ કેવી ગૌરવ, તેં દિવ્યાશ સૃષ્ટિમા લાવવા સ્ત્રીજાતની જવાબદારી એ તો ચિરસ્થાયી પ્રશ્ન છે, પરતુ જ્યા સુધી સ્ત્રીઓને યોગ્ય હક મળ્યા નથી ત્યા સુધી દેશનો ઉન્નતિ થવાની નથી એ તો સિદ્ધ જ છે જે કેળવણીથી તમારી આખ ઉઘડી છે, તમને સત્યનો માર્ગ જડયો છે તે કેળવણી તમારી અર્ધાંગનાઓને નહિ આપો તો તમારી એક જ આખ ઉઘડેલી રહેશે

કદાચ એમ કહેવામા આવશે કે પુરુષો સ્ત્રીઓને કેળવણી આપવાની મતની વિરૂદ્ધ નથી કન્યાશાળાઓ ને વિદ્યાલયો ખોલવાને તેઓ તૈયાર છે, પરંતુ આ બધા પ્રયાસ ઉપરછલીઆ જણાય છે અંત કરણમા તેની ઉંડી છાપ જરાએ નથી. ઘણા ઉંડા ખૂણામા જોતા સ્ત્રીઓને કેળવણી આપવાના પુરુષોની ઇચ્છા છે જ નહિ. તેઓ બ્હીએ છે, ગભરાએ છે ગાંડીઓ પ્રમાદ એમ કહે છે કે કેળવણી આપવી જોઈએ તેથી તેમને એમ કહેવુ પડે છે પણ જ્યારે તેમની પોતાની બ્હેનોને અને પુત્રીઓને કેળવણી આપવાનો પ્રસંગ આવે છે ત્યારે તેઓ કાંઈ પણ બ્હાનો કાઢવા માગે છે વળી જ્યા હજુ કેળવણીની શરૂઆત થઈ નથી ત્યા પહેલા તો તેમને બીક લાગે છે કે રખેને પોતાની સ્થિતિ ઉતરતી થઈ જાય, ને રખેને તેઓ પ્રભુ મટી સેવક થઈ જાય. કેળવણી આપશે, સ્ત્રીના સ્વાતંત્ર્યને વિચાર કરવાની શક્તિ ખીલશે તો સ્ત્રીઓ પુરુષોની બરોબરી કરશે કદાચ વ્યવહારમા તેમને માન મળશે તો તેમનુ શુ થશે? એવા પ્રશ્નો તેમના મનમા ઉત્પન્ન થાય છે ખરુ જોઈએ તો એમ છે કે તેમનામા અદેખાઈ જ છે નહી જે માર્ગે પુરુષોની બુદ્ધિનો—આત્માનો વિકાસ થતો હોય તે માર્ગે જવાને માટે શા માટે બંધ રાખવો? આત્માનો વિકાસ કરવાની જરૂર તો સ્ત્રીપુરુષ બન્નેને તેનો સ્વતંત્ર અધિકાર છે તેમા પુરુષો આડખીલીરૂપ શામાટે થાય છે? જે સાહિત્ય વિજ્ઞાન તેઓના વિચાર વિશાળ કરે છે તેમની ભાવનાને ઉન્નત બનાવે છે, ઉંચા આદર્શ શીખવે છે તે સાહિત્ય અને વિજ્ઞાનની પ્રસાદીથી સ્ત્રીઓના મનની અધોગતિ થશે એમ શા માટે ધારવુ? જો કાલિદાસ, ભવભૂતિ, શેક્સપીઅર, મીલ્ટન, એમર્સન વિગેરે મહાન સાહિત્યકારોના લખાણોથી તેમને લાભ થતો હોય તો તેનાથી સ્ત્રીઓને હાનિ થશે એમ શા માટે ધારવુ? દુનીઆના વ્યવહારમા નોકરીને ધંધામા, વેપારરોજગાર કરવામા, અને કુટુમ્બની જવાબદારી ઉપાડવામા આ શિક્ષણને લીધે પુરુષો અયોગ્ય નથી થતા તો તે સ્ત્રીઓને ઘરધંધો કરવામા બાળક ઉછેરવામા કે પુરુષોને ઉની ઉની તાજી રસોઈ જમાડવામા તેવુ શિક્ષણ શા માટે આડુ આવે? પુરુષોના મનનુ એ તો માત્ર સાંકડાપણુ જ બતાવે છે કદાપિ કોઈ લાખમા અપવાદરૂપ એવા બનશે કે જેમા કેળવણીનો દુરૂપયોગ થતો જણાશે પણ તેના મુકાબલો બીજા ઘણા હશે તે તરફ પુરુષોની દૃષ્ટિ જતી નથી; પણ અપવાદને સામાન્ય રૂપ આપીને જુઓ આક્ષેપ મૂકવામા આવે છે, પુરુષ વર્ગમા જ અધ:પતન થાય છે અજ્ઞાન સ્ત્રીઓ પોતાની ફરજમા પછાત પડે છે ઘરને ઢોરખાનુ બનાવી દે છે, પુરુષો પોતાના આદર્શોનો નાશ કરે છે તેનો વાદ કહાડનાર જવલ્લે જ મળી આવશે પરન્તુ જો અર્ધશિક્ષિત બાળાનુ એવુ દૃષ્ટાન્ત આવ્યુ તો તે તુરત હાથમા લઈને બધે મ્હોટામ્હોટા થશે મ્હોટા મ્હોટા કેળવણી પ્રચારક હોય તે પણ અંદરથી તો એમ જ ખાત્રીપૂર્વક માને છે કે શિક્ષણથી સ્ત્રી બુદ્ધિના વિકાસથી સ્ત્રીઓની અવનતિ થશે જો કે ઉઘાડી રીતે પોતાના આવા સંકુચિત મત કબૂલ નહિ કરે. કેમકે તેમ કર્યાથી તેમની પ્રતિષ્ઠા ઓછી થવાની બીક લાગે છે પરન્તુ જ્યા એવુ દૃષ્ટાંત હાથમા આવશે ત્યા ઘણા જ રસથી તેની ચર્ચા કરશે, મજાક કરશે અને મનની ભાવનાના

મતને ટેકો મળ્યો સમજીને સંતોષ માની બેસશે ? ગીનગીરીની વાત એ છે કે જુના વર્ગમા આવો મત ધરાવનારા ઘણા છે, માત્ર ફેશનની ખાતર 'સોસાયટી'મા આબરૂ વધારવા માટે કદાપિ પોતાની પત્ની, બ્હેનને અંગ્રેજી બોલતા કરતા શીખવશે, પરન્તુ બુદ્ધિના વિકાસ માટે, આત્માની ઉન્નતિ કરવા માટે, મનની વિશાળતા લાવવા માટે કેળવણી સ્ત્રી અને પુરૂષ બન્નેને આપવી જ જોઈએ એ વિચારથી સ્ત્રીઓને શિક્ષણ આપવા તૈયાર થનાર અને તેને માટે કદાચ અગવડ વેઠવી પડે તો તે વેઠી લેનાર થોડા જ નીકળશે આ પ્રમાણે તદ્દન સ્પષ્ટ વાત સર્વને રુચિકર નહિ લાગે, પરન્તુ વાત સત્ય છે થોડા વખતપર ઘણા જાણીતા સ્ત્રીકેળવણીની હિમાયત કરનારા એક માસિકમા એટલી નમાલી કવિતા (જેને કવિતાનુ નામ આપવું કે નહિ એ પણ સવાલ છ) આવી હતી કે તે વાચતા જ પુરૂષ જાતની સ્વાર્થબુદ્ધિ કેટલી છે તેની ખાત્રી થઈ શકે આવી કવિતાના સ્વીકારથી માસિકની કીમ્મત હલકી થઈ જાય છે હજી કેળવણીના અંકુર તો ફૂટયા નથી ત્યા આવા લખાણોથી કેટલુ નુકસાન થવા સંભવ છે તેનો વિચાર લાવવો જોઈએ

"આફ્રિકા ને ઓસ્ટ્રેલિયાની ભુગોળના વિદ્વાનજી, ઘરના બારી બારણે જાળા બાઝયા છે તે કઢાવશો કયારે ?"

"ભારતની આશાને નચાવો છો, બળેલીઆ ધોશો કયારે ?"

"૭૬ પ્રાસવિનાના કવિરાજાઓને ઝાટકો છો, સુપડામા દાળ ઝાટકશો કયારે ? સરકારી બજેટ તપાસો છો, જરા ઘરનું બજેટ તપાસશો કયારે ?" ઇત્યાદિ

વીસમી સદીના સ્વતંત્રતા સ્વમાન તથા સ્વરાજ્યની માગણી કરનાર ગુજરાતના યુવ વર્ગના આ વિચાર ખરેખર, તિરસ્કારને બદલે શોકને પાત્ર છે હજી શુ આપણી આ સ્થિતિ છે ? રશીયામા, ઇટલીમા, ટર્કીમા, ઇગ્લંડમા સ્ત્રીઓ જ્યારે પુરૂષની સાથે રહીને તેમના કાર્યમ સફળતા કરી આપવાને તૈયાર થઈ છે ત્યારે આપણે અહીં સ્વરાજ્ય માગનાર યુવકોના આટલા સાંકડા મન, આટલા હલકા આદર્શ! અફસોસ! સંતોષ માત્ર એટલો જ છે કે સ્ત્રીઓની ઉણપ તેમણે પોતે સમજવા માંડી છે સ્ત્રીઓ જાત પ્રયત્ન કરશે અને પોતાનો ઉદ્ધાર કરીને પોતાની પ્રતિષ્ઠા પાછી મેળવશે અને પરિણામે તેમનો પ્રયાસ પુરૂષોને પણ મદદરૂપ લાગશે એટલે તેઓ તે કાર્યમા આપોઆપ ભળશે

તેમને એમ પ્રતીતિ થશે કે જ્યારે સ્ત્રીઓ તેમના કાર્યમા ભાગ લેતી થશે, ત્યારે જ તેમનું કાર્ય સફળ થશે, ત્યારે તે કાર્ય માટે તેમને તૈયાર કરશે, અને તેને માટે આપણા રાષ્ટ્રીય આદર્શને અનુકૂળ શિક્ષણ આપીને બુદ્ધિનો વિકાસ થવા દેશે

હવે આ કાર્ય સિદ્ધ કરવા માટે સરકાર તેમ જ સમાજની મદદની જરૂર છે હાલમા પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ લેતી કન્યાઓનુ પ્રમાણ ઘણુ જ થોડુ છે, અને તેને માટે પ્રાથમિક શાળાઓની સંખ્યામા જેમ બને તેમ વધારો કરવો જો તેમ કરતા ખર્ચ ઘણો વધી

આ લક્ષ્ય કહેવું નથી. અમુક ચીને સરકારી પદ્ધતિ સ્થપાઈ ગઈ છે તે યોગ્ય જ છે એમ હાથ પગ જોડીને બેસી રહેવું વાજબી નથી. જો તે પદ્ધતિ પુરુષોના ચારિત્ર ઘડવાને યોગ્ય નથી, તો તે સ્ત્રીઓને માટે શી રીતે યોગ્ય કહેવાય? તેમ છતાં પુરુષને જો સરકારી નોકરી કરવાની અપેક્ષા હોય તો ભલે તે તે ચલાવે, પણ સ્ત્રીઓને શા માટે એ જાતે કેળવણી જોઈએ? સારો માર્ગ જ નવી પદ્ધતિનો આરંભ થયો છે અને તે આપણે સૌએ વધારવો જોઈએ, માટે બંધુઓ! આ કાર્યમાં મદદ કરવામાં તમે શિથિલતા કરો નહિ તમારા દેશની ઉન્નતિ માટે આ કામ આગળ વધારો.

પ્રાથમિક શાળાઓની સંખ્યામાં વધારો કરવો, માધ્યમિક શાળાઓ નવી કાઢવી, અને તેને અંગે સ્ત્રીઓને માટે ટ્રેનીંગ ક્લાસ ઉઘાડવા તે સાથે પરગામની જ છોકરીઓને અગવડ ન પડે માટે જરૂરીઆત પ્રમાણે બોર્ડીંગો કાઢવી એ સૌ જરૂરનું છે. ત્યાર પછી પ્રતિદિન કુટુંબોમાં પૈસા લઈને બોર્ડર રાખવાની પદ્ધતિ આપણા દેશમાં કાઢવાની ઘણી જરૂર છે. સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાના આ ચાર માર્ગ વ્યવહારૂ જણાય છે.

હવે આ કામ ઉપાડી લેનાર સ્ત્રીઓ મળવી જોઈએ. આજકાલ આપણે જોઈએ છીએ તો સ્ત્રીઓમાં કામ કરનાર પ્રતિષ્ઠિત સ્ત્રીઓની ખોટ પગલે ને પગલે પડે છે. પ્રતિષ્ઠિત કુટુંબની સ્ત્રીઓ જો પહેલ કરશે તો જ બીજા બહાર પડી શકશે. કારણ કે હાલમાં આવાં કામ કરનાર પેટ ભરવાને વાસ્તે કામમાં જોડાય છે. તેનું કામ કરનાર નીકળતા નથી તેનું કારણ પણ આપણું રૂઢી બંધારણ છે. બાકી કેટલી વિધવા સ્ત્રીઓ અસહ્ય દુઃખ સહન કરીને જીવન પૂરું કરે છે! દુઃખીઓના મ્હેણાં સાંભળીને ઓશીઆળો અવતાર ભોગવે છે? કેટલીક તો અનીતિમય જીવન ગાળે છે! આ દુઃખમાંથી બચવાનો ઉપાય એક જ છે અને તે એ છે કે તેમનાં જીવન દેશના ઉપયોગમાં એટલે માનવજાતિના ઉપયોગમાં ગાળવાં. કુટુંબનો વ્યવહાર સાચવ્યા ઉપરાંત જનસમાજને અંગે સ્ત્રીપુરુષ બન્નેને બીજાં અનેક કાર્ય કરવાનાં છે, અને તેથી તેને માટે ખંતથી કામ કરનાર સેવક સેવિકાઓની જરૂર તો છે જ. સ્ત્રીઓએ ઘણાં કામ ઉપાડી લેવાનાં છે. કન્યાશાળાઓ માટે, સ્ત્રીરોગો માટે, શિક્ષકો, બોર્ડીંગ માટે સુપ્રીન્ટેન્ડન્ટ, દર્દીઓ માટે પરિચારિકાઓ (નર્સો), સ્ત્રીડાક્તરો, દાયણો આ બધાં કામ કરનાર સ્ત્રીઓની જરૂર છે. આપણા દેશમાં વિધવાઓની સંખ્યા આંખ ચોંકાવે એવી છે. તેઓ પોતાનાં જીવન ઉપયોગી કરી શકતાં નથી. તેમને આ માર્ગ દોરવા જોઈએ. પણ તેમાં એક બાબત ધ્યાનમાં રાખવી જોઈએ. આપણા દેશમાં બાળલગ્નની દુષ્ટ રૂઢીનો પ્રચાર હોવાને લીધે હજારો બાળવિધવાઓ હોય છે તેમને જોર જુલમથી યતિ કરવી ન જોઈએ. અથવા તેમને જો ગૃહસ્થાશ્રમ માંડવાની ઈચ્છા હોય તો તેમને તે માર્ગે જવા દેવી જોઈએ. કોઈપણ રીતનું દબાણ કરવું જોઈએ નહિ. કારણ કે ભવિષ્યનું જરાપણ ભાન ન હોય, તે વખતે બાલિકાઓને પરણાવવામાં આવે છે, અને પતિ એટલે શું એનું ધ્યાનપણ ન હોય તે પહેલાં પત્ની થાય છે. ન્હાની બાળાઓ—વરસ દિવસની અંદરની એવી—હજારો વિધવાઓ

આ વચન ખોટું નથી અમુક ચીને સરકારી પદ્ધતિ(સ્થપાઈ ગઈ) છે તે યોગ્ય જ છે એમ હાથ પગ જોડીને બેસી રહેવું વાજબી નથી જો તે પદ્ધતિ પુરુષોના ચારિત્ર્ય ઘડવાને યોગ્ય નથી, તો તે સ્ત્રીઓને માટે શી રીતે યોગ્ય કહેવાય ? તેમ કરતાં પુરુષને જો સરકારી નોકરી કરવાની અપેક્ષા હોય તો ભલે તે તે ચીજ ચાલે, પણ સ્ત્રીઓને શા માટે એ રસ્તે જવી જોઈએ ? તેને માટે જ નવી પદ્ધતિનો આરંભ થયો છે અને તે આપણે સૌએ વધારી દેવો જોઈએ માટે બધુઓ, આ કાર્યમાં મદદ કરવામાં તમે શિથિલતા કરો નહિ, તમારા દેશની ઉન્નતિ માટે આ કાર્ય આગળ વધારો

પ્રાથમિક શાળાઓની સંખ્યામાં વધારો કરવો, માધ્યમિક શાળાઓ ખરી કરવી, અને તેની અંગે સ્ત્રીઓને માટે ટ્રેનીંગના વર્ગ ઉઘાડવા તે સાથે પરગામની જ છોકરીઓને અગવડ ન પડે માટે જરૂરીઆત પ્રમાણે બોર્ડીંગો કાઢવી એ પણ જરૂરનું છે આગ પ્રતિદિન દરરોજ પૈસા લઈને મોકલી નાખવાની પદ્ધતિ આપણા દેશમાં કાઢવાની ઘણી જરૂર છે સ્ત્રી કેળવણીને પ્રચાર કરવાના આ ચાર માર્ગ વ્યવહારુ જણાય છે

હવે આ કામ ઉપાડી લેનાર સ્ત્રીઓ મળવી જોઈએ આજકાલ આપણે જોઈએ છીએ તો સ્ત્રીઓમાં કામ કરનાર પ્રતિષ્ઠિત સ્ત્રીઓની ખોટ પગલે પગલે પડે છે પ્રતિષ્ઠિત કુટુંબની સ્ત્રીઓ જો પહેલ કરશે તો જ બીજી બહાર પડી શકશે કારણ કે હાલમાં આવા કામ કરનારા પેટ ભરવાને વાસ્તે કામમાં જોડાય છે તેવું કામ કરનાર નીકળતા નથી તેનું કારણ પણ આપણું રીતી બંધારણ છે બાકી કેટલી વિધવા સ્ત્રીઓ અસહ્ય દુઃખ સહન કરીને જીવન પૂરું કરે છે ! કુટુંબીઓના મ્હેણાં સાંભળી ઓશીઆળી અવતાર ભોગવે છે કેટલીક તો અનીતિમય જીવન ગાળે છે ! આ દુઃખમાંથી બચવાનો ઉપાય એ જ છે અને તે એ છે કે તેમના જીવન દેશના ઉપયોગમાં અને માનવજાતિના ઉપયોગમાં વાળવા કુટુંબનો વ્યવહાર ચલાવ્યા ઉપરાંત જનસમાજને અંગે સ્ત્રીપુરુષ બન્નેને બીજાં અનેક કાર્ય કરવાનાં છે, અને તેથી તેને માટે ખંતથી કામ કરનાર સેવક સેવિકાઓની જરૂર તો છે જ સ્ત્રીઓએ ઘણાં કામ ઉપાડી લેવાનાં છે કન્યાશાળાઓ માટે, સીવણ માટે, શિક્ષણ, બોર્ડીંગ માટે સુપ્રીન્ટેન્ડન્ટ દર્દીઓ માટે પરિચારિકાઓ (નર્સો) સ્ત્રીડાકતરો વગેરે આ બધાં કામ કરનાર સ્ત્રીઓની જરૂર છે આપણા દેશમાં વિધવાઓની સંખ્યા લાખ ઉપરાંત એવી છે તેઓ પોતાનાં જીવન ઉપયોગી કરી શકતાં નથી તેમને આ માર્ગ દોરવાં જોઈએ, પણ તેમાં એક બાબત ધ્યાનમાં રાખવી જોઈએ આપણા દેશમાં બાળલગ્નની દુષ્ટ રૂઢીનો પ્રચાર હોવાને લીધે હજારો બાળવિધવાઓ હોય છે તેમને જોર જુલમથી યતિ કરવી ન જોઈએ અથવા તેમને જો ગૃહસ્થાશ્રમ માંડવાની ઇચ્છા હોય તો તેમને તે માર્ગે જવા દેવી જોઈએ કોઈપણ રીતનું દબાણ કરવું જોઈએ નહિ. કારણ કે ભવિષ્યનું જરાપણ ભાન ન હોય, તે વખતે બાલિકાઓને પરણાવવામાં આવે છે, અને પતિ એટલે શું એનું ધ્યાનપણું ન હોય તે પહેલાં પત્ની થાય છે ન્હાની બાળાઓ—વરસ દિવસની અંદરની એવી—હજારો વિધવાઓ

દેશમા છે કે સ્ત્રીનુ બંધન એવુ સજ્જડ હોયુ છે કે રીગના રીગની રમતી ગાની હરણી જેવી બાળાઓને જન્મપર્યંતનુ વૈધવ્યનુ દુખ વેઠવુ પડે છે જે બાળવિધવાઓ પણ રહેવાની જો તેમને ફરી ગૃહસ્થાશ્રમ માંડવાની ઇચ્છા ન હોય તો, તેમની શક્તિનો બુદ્ધિનો ઉપયોગ કરવાનો તેમના માબાપોએ માર્ગ કરી આપવો જોઈએ એટલે પ્રથમ આવે જન સમાજની સેવા કરીને, ઉપયોગી જીવન ગાળી શકે સ્ત્રી તરીકે તો તેમનો સ્નેહ, દયા, કોમળતાનો ઉપયોગ દેશના હિતને માટે કરવો જોઈએ કેટલાક ધંધા એવા છે કે પુરુષ કરતા સ્ત્રી જ તે સારી રીતે કરી શકે આપણા દેશમા સ્ત્રીદાકતરોની ઘણી જરૂર છે, કારણ કે પુરુષ દાક્તરોની પાસે રોગચિકિત્સા કરાવતા આપણી સ્ત્રીઓને શરમ આવે છે ને સ્ત્રીદાક્તરોની ખોટને લીધે હજારો બેનના જીવને હાનિ થાય છે પ્રસૂતિને માટે પણ શિક્ષિત દાયણો અસંખ્યાબંધ જોઈએ છીએ અણઘડ દાયણોને લીધે પરિણામ બહુ નાશકારક થાય છે સ્ત્રીઓ અને બાળકોના મરણપ્રમાણના આંક આપણા ગાત્ર શિથિલ કરી દે એટલા મોટા હોય છે મોટા ધનવાન કુટુંબોમા તો ઠીક છે, પણ આવે પ્રસંગે ગરીબ માતાઓને પેટે જન્મેલા બાળકોને જીન્દગીનો લાભ જવલ્લે જ મળે છે તેઓ અજ્ઞાન અને અસ્વચ્છતાનો ભોગ થાય છે જે મનુષ્ય ધનવાનને રોગ ગણી શકાય અને ગરીબને પેર થાય તો માટે જનસમાજ ગોતને પાત્ર થાય છે એમ જાનનુ એ સૂન કહેવાય આટલા માટે આપણી વિધવાઓને આગમા સારા શિક્ષણની જરૂર છે વળી આપણી છોકરીઓને શીખવવા માટે સ્ત્રીશિક્ષકોની જરૂર છે સ્ત્રી શાળાઓનો જેમને જરા પણ અનુભવ હોય છે તે જાણે છે કે સારી પ્રતિષ્ઠિત સ્ત્રીઓ આ કાર્ય ઉપાડી લેવાને તૈયાર હોતી નથી તેને લીધે કામ નિષ્ફળ જાય છે વિધવાઓના જીવનમા કદાપિ આનંદ કે ઉત્સાહ હોતો નથી તો તેમના જીવનનુ આનંદમય, રસમય અને સ્નેહાળ બનાવવાને માટે તેમને શિક્ષક તરીકે તાલીમ આપવી જોઈએ જો તેમને ગૃહસ્થાશ્રમના સુખ માથી બાતલ કરતા હોઈએ તો તેમને માટે જ્ઞાનના દ્વાર ખુલ્લા મૂકીને તેમનો, આનંદ આપવા જેવો જોઈએ માતાના આનંદનો અનુભવ તેમને ન થઈ શકે તો તેમને બીજાના બાળકોની માતા થઈને શિક્ષણ આપવાની છૂટ આપો જ્ઞાનનુ પિયૂષ તેમને પીવાડો અને તેમ કરીને તેમના શોકાર્ત હૃદયમાં પ્રકાશ લાવો તેમના નિરર્થક જીવનને ઉપયોગી કરો અને તેમ કર્યાથી જનસમાજને લાભ થશે એટલુ જ નહિ, પણ હજારો અને લાખો બાળાઓના જીવન રસમય કર્યાથી તેમનો આશીર્વાદ મેળવી શકાશે વિધવાનુ જીવન એક મોટી મિલ્કત છે તે વ્યય કરી દેવાને માટે નથી ઉલટુ તેમનુ જીવન દેશને વધારે ઉપયોગી, કિમતી, અને પૂજનીય છે ભારતમાતાનુ તે પણ સંતાન છે, અને તે માતાની સેવા તેમણે કરવાની છે આ ભાવના જાગૃત કરીને વિધવાઓ માટે અને અનાથ સ્ત્રીઓ માટે આશ્રમો કરવાની જરૂર છે કેટલીક વિધવાઓ, તેમ જ નિરાશ થઈ ગએલી ને પતિએ તરછોડેલી સ્ત્રીઓ બીજી કેટલીક સ્વદેશ સેવા કરવાને તત્પર થએલી ઘણી સ્ત્રીઓ આજ બહાર આવવાને તૈયાર છે, પણ તેમને દેશસેવાનો માર્ગ બતાવનાર ન મળવાથી મુગે મોઢે બેસી રહે છે આવી સ્ત્રીઓને માટે એક

એવા આશ્રમની જરૂર છે કે જેમા રહીને તેઓ મહાત્મા કાર્ય કરી શકે, અને તે સબધી શિક્ષણ પણ લઈ શકે. પુનામા જે પ્રમાણે નિષ્કામ કર્મમ' છે તે પ્રમાણે અહીં પણ સ્ત્રીઓનો આશ્રમ કાઢવાની ઘણી જરૂર છે, કારણકે જેમ જેમ નવી જાગૃતિ આપણા દેશમા વધે છે તેમ તેમ પુરુષો ઉપરાત સ્ત્રીસેવકોની ઘણી ખોટ પડે છે તે ખોટ પૂરી પાડવાનુ કામ આવા આશ્રમોદ્વારા થાય કોઈ છુટી છવાયી સ્ત્રી કામ કરવાને તૈયાર થાય તેના કરતા આવી સસ્થા દ્વારા અસખ્યાબધ દેશસેવિકાઓ તૈયાર થાય તો તેથી દેશને થોડો લાભ ન થાય સ્વદેશપ્રેમની ભાવનાને ભીનવીને સાદુ સાત્વિક જીવન ગાળીને, નિઃસ્વાર્થ બુદ્ધિથી, પ્રભુપ્રીત્યર્થે, જનસમાજના લાભને ખાતર જે સન્નારીઓને જીવન નિવેદિત કરવાની ઊર્મિ થાય, તેની ઊર્મિનુ પોષણ આવા આશ્રમમા થાય તો તેમા પ્રકાશ પ્રસરી રહે આવો આશ્રમ કોઈ ચાર પ્રતિષ્ઠિત દેશહિતેચ્છુઓ મળીને સ્થાપે તો દેશને અપૂર્વ લાભ થાય

ગુજરાતની સમાજને વિશેષ લગતા સુધારામા લગભગ વિષયોનો આપણે ખાસ વિચાર કરવાનો છે ન્યાતના બધન, પરદેશ ગમન, બાળલગ્ન, રડવા કૂટવાનો રિવાજ અને લગ્ન મરણના ખર્ચ તે સબધી ભાવો રજુ થશે તેમા જરા વિવેચન થશે તો પણ થોડા વિચાર દર્શાવવા માગુ છુ

**જ્ઞાતિબધન**—પ્રાચીન સમયના ચાર વર્ણમાથી આજ સ્થિતિ બદલાઈને અસખ્ય ભેદ થઈ ગયા છે ન્હાની ન્હાની નાતોમા પેટાવિભાગ પડી ગયા છે, તેમા વળી કટલેક ઠેકાણે તો કઈક ફેરફાર ગામને કરતા જતા જુદા જુદા તડઓ ગોળ પડ્યા છે હાલની સ્થિતિ જોતા આ ભેદનો ક્યા છેડો આવશે તે સમજાતુ નથી પરતુ એટલુ તો નક્કી જ છે કે આ સ્થિતિ કાયમ રહે તો રાજકીય, ઔદ્યોગિક, ધાર્મિક અને નૈતિક પ્રગતિમા ઘણો જ પ્રતિબધ નડે અત્યજ લોકોને કાઈ પણ સ્વતત્ર હક આપવાની આપણે ના કહીએ ત્યારે આપણે રાજ્યકર્તા પાસે સમાજ હકની માગણી કઈ રીતે કરી શકીએ? ઔદ્યોગિક ખીલવણીમા પણ ન્યાતના બધનો નડે છે આ કરતા ન્યાતના બધારણ હાલ એવા થયા છે કે તેમા માત્ર ઢોંગ અને જુઠાણુ રહ્યુ છે લોકો પોતે સમજે છે કે અમુક વાત ખોટી છે, તેમા કાઈ અર્થ રહેલો નથી તે છતા બીજાને દેખાડવા ખાતર ઢોંગ કરવો પડે છે વળી કાળને અનુસરીને કેટલાક લોકો એવી સકડામણમા આવી જાય છે કે ન્યાતના આચાર વિરુદ્ધ કઈ કામ કરવુ પડે છે, પણ ન્યાતના દડના ભયથી ખુલ્લી રીતે તે કરી શકાતુ નથી એ આચારો આપણે ન્યાતના રિવાજ પ્રમાણે પાળવા જ જોઈએ તે બધા આ જમાનામા પાળી શકાય જ નહિ એવા છે અને જે લોકો પાળવાનો ઢોંગ કરે છે, અથવા અગવડ વેઠીને પાળે છે તે આગળ વધી શકતા નથી આવો ઢોંગ અને જુઠાણુ સહન કરવુ એ પણ એક જાતનુ પાપ છે, અપ્રમાણિકતા છે જે જુઠાણુ આપણે બીજા વ્યવહારમા જરા પણ કરીએ નહિ, બીજા કરે તો તે ક્ષમા પણ કરીએ નહિ તેવુ જુઠાણુ ન્યાતો આપણી પાસે કરાવે છે અને આપણે કરીએ છીએ, અને

ઝટોક સહન કરીએ છીએ આ કેટલી ગુલામગિરી ! કેટલું આત્મપતન કહેવાય ' કન યની સ્વતંત્રતા આમાં ક્યાં રહી ? સત્ય ક્યાં રહ્યું ? જે માર્ગ સત્ય હોય, ન્યાયનો હોય એમ આપણું અંતઃકરણ કબૂલ કરતું હોય અને નીતિના કાનૂનોથી વિરૂદ્ધ ન હોય તો તે ક્ષમાની આપણને સ્વતંત્રતા હોવી જ જોઈએ જો તેમ ન થાય તો આપણે આપણાં બાળકોને સત્યના પાઠ કેવી રીતે શીખવી શકીશું ? હરિશ્ચંદ્ર અને પ્રહલાદની વાતો કહીને સત્યનો ટેક શીખવવાનો પ્રયત્ન કરીશું, પણ વ્યવહારમાં આપણે પોતે જ ઢોંગી અને અસત્ય વર્તન કરીશું તો તેનું કેવું પરિણામ આવવાનું ? આત્મમાનની ભાવનાની છાપ બાળપણથી પાડવાની જરૂર છે ન્હાની ન્હાની બાબતોમાં જો તેની ટેવ પાડવામાં ન આવે તો મોટા આચરણોમાં તે પ્રમાણે કદી વર્તન થઈ શકે નહિ માટે જે અધમ પરતંત્રતા ભોગવવી પડે છે, અને અસત્ય માર્ગ ગ્રહણ કરવો પડે છે તે ગમે તે રસ્તે દૂર થવું જોઈએ આ વિષયમાં સરકાર કંઈક કરી શકે તો નિરાકરણ કરવું મુશ્કેલ છે મ કાર એક કાયદો કરે પરંતુ તે પ્રમાણે ચાલવાનું કામ આપણું છે શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડ સરકારે બાળલગ્નનિષેધક કાયદો પસાર કર્યો છે તે સારી વાત છે પણ તે જોઈએ એટલો લાભ હજુ લેવાયો નથી તેનું કારણ એટલું જ છે કે પ્રજામત ઘણો જ પાછળ છે કાયદો કાગળ ઉપર રહે છે, અને લોકો દંડ ભરીને, છુપાં રીતે, બીજે ગામ જઈને બાર વર્ષની અંદરની કન્યાઓને પરણાવે છે પ્રતિષ્ઠિત કુટુંબોમાં આવા બનાવ થાય ત્યારે તે કાયદાની અસર કાંઈ જ રહેતી નથી

મતલબની વાત એટલી જ છે કે દરેક જ્ઞાતિને એમ લાગવા માંડ્યું છે કે સુધારો થવાની અને કોઈ પણ રીતે સ્વમાન સાચવીને વર્તન થવાની જરૂર છે અને તેને માટે જુદી જુદી જ્ઞાતિમંડળોની, તેમ જ સમસ્ત જ્ઞાતિમંડળોની પરિષદો ભરવામાં આવે છે આ પરિષદોના ઉદ્દેશ ઘણે ભાગે વાજબી હોય છે તે એ કે જનસમાજને કેળવણી આપીને ચારિત્રની દઢતા કરવી અને નૈતિક, માનસિક તેમ જ આધ્યાત્મિક ઉન્નતિ કરવી, તો તેના મંડળોમાં ઉત્સાહ લઈને મદદ કરવી એ આપણી ફરજ છે

આ પ્રશ્નને અંગે જ અંત્યજ કોમની ઉન્નતિના પ્રશ્નનું નિરાકરણ કરવાનું છે ઘણા લાંબા સમયથી આ વર્ગ તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવાની આપણને ટેવ પડી ગઈ છે અને આપણે મ્હોટા ભાગે એ અધમ એ ભાવના સજ્જડ થઈ ગઈ છે આ અન્યાયયુક્ત વર્તનને લીધે આપણને તેમ જ એ પછાત પડેલી કોમોને દુઃખ વેઠવું પડે છે આપણે તેમના મોટા ભાઈ ગણીએ તો તેમની ઉન્નતિ કરવી એ આપણી ફરજ છે કોઈ પણ મનુષ્યને જાણી જોઈને અજ્ઞાનના અંધકારમાં ખૂંચાવી રાખવાનો કે સતાવવાનો આપણો હક જ નથી માનવજાતિ તરીકે સૌ સમાન છે આ સ્વતંત્રતાના યુગમાં ગુલામગીરી ટકી શકે જ નહિ આ દેશની વસ્તીના આ મોટા ભાગને જાગૃત કરીને તેમની આંખો ઉઘાડીશું તો આપણા હિતમાં પણ એ લોકો મદદગાર થશે એ વર્ગ પણ આપણી મોંઘી મિલકત છે તો તેને સાચવીને, કેળવીને ઉપયોગમાં લેવી એ આપણું કર્તવ્ય છે

પરદેશગમનનો પ્રશ્ન સમાજસુધારા પરિષદોમાં વારંવાર ચર્ચાઈ ગયો છે, અને ધીમે ધીમે તેનો માર્ગ સરળ થતો ગયો છે. એ અત્યારની વાત છે જેની પાસે પૈસા હોય છે, ઈચ્છા હોય છે અને કાંઈક હિમ્મત હોય છે તે સમાજના બન્ધનને લીધે પરદેશ જતા અટકતા હોય એના દૃષ્ટાન્ત હવે થોડા મળી આવશે. તેમા હિમ્મતનો અંશ વધારે આવવો જોઈએ. આજ ચાલતી ભયંકર લડાઈ અને ગુજરાતમાં ચળવળને લીધે આ પ્રશ્નનો તો આપોઆપ થઈ જશે.

બાળલગ્નની બદી આપણા પ્રાન્તમા ઘણી છે એ દીલગીરીની વાત છે. જો કે એ ચાર ઉચ્ચ ગણાતી કોમોમા લગ્નની ઉમ્મર અનેક કારણોને લીધે કાંઈક વધી છે, પણ તે નહિ જેવી. પ્રથમ જે છોકરીઓને બાર બાર વર્ષ પરણાવવામા આવતી તેમને હવે વધારેમા વધારે પંદર કે સોળ વર્ષ પરણાવવામા આવે છે. પણ આ નવી પદ્ધતિને લીધે લાભને બદલે ઉલટો ગેરલાભ થતો માલમ પડે છે કારણ કે છોકરીઓ પહેલાના કરતા વહેલી ઉમ્મરે માતા થાય છે, અને ત્રીસ વર્ષમા તો તેમનુ છતાં ક્ષયગ્રસ્ત થઈને નીરસ થઈ જાય છે. ત્રીસ ચાલીસ વર્ષની ભરજુવાન સ્ત્રી અને પચીસ ત્રીસ વર્ષનો યુવાન જિન્દગીના પૂર જુસ્સામા હોવા જોઈએ, અને પોતાનુ સઘળુ બળ વાપરવાને શક્તિમાન હોવા જોઈએ તેને બદલે આપણી શી સ્થિતિ છે ? ચાર પાંચ છોકરાની ધાડ ભરણપોષણ કરવાના વિચારમા જુવાન લોકોના ઉંચા ઉંચા આદર્શ તૂટી જાય છે, શરીર નિર્માલ્ય થઈ જાય છે અને જીવનનો ઉત્સાહ ભાગી જાય છે એટલે જે લોકો પાસે જનસમાજ મહાન સેવાની આશા રાખે તેવા બુદ્ધિમાન કુટુમ્બો આ પ્રમાણે નિરૂપયોગી થઈ જાય છે. આ સ્થિતિ એટલી સામાન્ય છે કે તેના દૃષ્ટાન્ત આપવાની જરૂર નથી. આપણા કરતા દક્ષિણના લોકોની સ્થિતિ વધારે સારી છે અને તેને પરિણામે જ આપણે જોઈએ છીએ કે ત્યાંની શાળાઓની નિશાળોમા અને કૉલેજમા જતી સંખ્યા વધારે છે. ગ્રેજ્યુએટો અને માસ્તરોએ તેમનામા વધારે છે. આપણા લોકમા તો છેક જ ઓછું છે. બાળાઓના આરોગ્ય ક્ષીણ થઈ જાય છે, તેમનાથી વિદ્યાભ્યાસ થઈ શકતો નથી, જનસમાજને ઉપયોગી થઈ શકાતુ નથી, ને નબળી પ્રજા ઉત્પન્ન થાય છે. આ સર્વ નુકશાન આપણા દેશની ઉન્નતિમા બાધ કર્તા થઈ પડે છે. આ વાત લક્ષમાં રાખીને ઉછરતા યુવકોએ બાબત હાથમા લેવાની જરૂર છે. તેમણે દૃઢ પ્રતિજ્ઞા લેવી જોઈએ કે પચીસ વર્ષ સુધી તો બ્રહ્મચર્ય પાળીને વિદ્યાભ્યાસ કરવો. અને ત્યાર પછી અઢાર વર્ષથી ન્હાની ઉમ્મરની છોકરીની સાથે લગ્ન, ગમે તે થાય તો પણ કરવુ નહિ. આ પ્રતિજ્ઞા મક્કમપણે દરેક જણ પાળશે, અને વૃદ્ધ માતા, બાપ વિગેરેને સમજાવી શકશે તો જ આપણે કાંઈક સુધરશે. દરેક ન્યાતમા પંદર વીસ જણ એકઠા મળીને આ સત્યાગ્રહનુ અવલમ્બન કરશે તો આપોઆપ રૂઢી બદલાશે. ચરોતરમા પાટીદાર કોમના દેશહિતેચ્છુ છોકરાઓએ કેટલેક અંશે આ વ્રત ગ્રહણ કર્યું છે અને તેને લીધે સામાન્ય લોકમતમા ફેરફાર થતો આવ્યો છે, એ પ્રત્યક્ષ પ્રમાણ છે.

લગ્નસમ્બન્ધી બાબતમા બાળલગ્ન શિવાય, કન્યાવિક્રય, વરવિક્રય, અસમાન વિવાહ એ પ્રશ્નોનો પણ વિચાર કરાયો છે આટલા વર્ષથી આ બાબતની ચર્ચા થાય છે પણ જે ઉદ્વેગ નર્મદાશંકર અને નવલરામે વર્ણવ્યા છે તેમા ઝાઝો ફેર પડ્યો નથી આપણા લોકની એક પ્રકારની જડતા છે, તે આ પ્રવૃત્તિના યુગમા દૂર થવી જોઈએ આગળ વધો આગળ જાઓ, સત્ય લાગે તે માત્ર મેધાવ ગ્રહણ કરો એમા લાંબો ટૂંકો વિચાર કરવાનો નથી જમાનો કીડીને વેગે વધતો નથી પણ પાણીને વેગે વધે છે તો તેની સાથે રહી, કમર કસીને પ્રયાણ કરશો તો જ ટકી રહેશો નહિ તો ડૂબી જશો 'યાહોમ કરીને પડો ફતેહ છે આગે' એ જ મુદ્રાલેખ રાખો

**રડવા કૂટવાનો રિવાજ**—આ રિવાજનો પ્રશ્ન હજી સુધી આપણી પરિષદમા લાવવો પડે છે એ જ ઘણી શરમની વાત છે એમા માન મનાવવાનો સવાલ નથી, પરન્તુ તે મનની નબળાઈ દેખાડી આપે છે કોઈ પણ તરેહની વિપત્તિ આવે તો તેનું પ્રદર્શન કરીને જાહેર ખબર કરવી એમા મોટાઈ છે કે મનનો નિગ્રહ કરીને લાગણીને વશ કરવી એમા મોટાઈ છે? જેમ જેમ લોકોના વિચાર સુધરતા જાય તેમ તેમનામા સંયમશક્તિ ખીલતી જાય એ જ મોટાઈની નિશાની છે તેને બદલે આપણી સ્ત્રીઓ ઘાટા પાડીને, રાગ કહાડીને સરીઆમ રસ્તે છાતી કૂટતી જાય એ શુ યોગ્ય છે? હજારો વાર સાંભળ્યુ હશે કે જૅપેનમા ન્હાનુ બાળક પણ રડતુ સાંભળવામા આવતુ નથી એ બતાવે છે કે ન્હાનપણથી જ તેમની લાગણીઓને વશ કરવાની ટેવ પાડવામા આવે છે, એટલે ધીમે ધીમે તે ટેવ દૃઢ થતી થઈ જાય છે, અને બાળક સંયમી થાય છે આપણી સ્ત્રીઓમા હજી એટલુ અજ્ઞાન છે કે જો પુરુષો આ બાબતમા દબાણ નહિ વાપરે તો આ દુષ્ટ રિવાજ હજી ચાલુ જ રહેશે ઉંક જ લજ્જાસ્પદ અને લાજરૂપ, મનની નબળાઈ દેખાડનાર આ રૂઢી છે માટે તે સત્વર બંધ કરવી ઘટે છે દરેક જણ પોતાની પત્ની બહેન વિગેરેને આ વ્યવહાર ન પળાવવા માટે દબાણ વાપરશે તો જલદી તેનો અંત આવશે

**લગ્નમરણના ખર્ચ**—લગ્ન અને મરણ બન્ને પ્રસંગે આપણા લોકો હજારો રૂપીઆનો ખર્ચ કરી નાખે છે ખોટી મોટાઈ દેખાડવાને વરઘોડા આતશબાજી, ન્યાતવરા અને અજ્ઞાન બ્રાહ્મણોને દક્ષિણા આપવામા પૈસા વેરી દે છે એક દિવસના આનંદ માટે, ખોટી પ્રતિષ્ઠા મેળવવા ખાતર નકામો ખર્ચ થાય છે ચોરાશી જમાડવામા, મરણના વરા કરવામા જે પૈસા જાય છે તેનો બીજો કેટલો સારો ઉપયોગ થઈ શકે? એ પૈસા લોકની કેળવણીમા હુન્નર ઉદ્યોગના પ્રચારમા વપરાય તો દેશને કેટલો ફાયદો થાય? કેટલીક ન્યાતોમા તો લગ્નમરણના પ્રસંગના ખર્ચના દર હોય છે તેથી ગરીબ લોકો દેવામાથી કદી ઉંચા આવી શકતા નથી આ બાબતનો બંદોબસ્ત ધનવાન લોકો કરી શકે એમ છે તેમને ઘેર પ્રસંગ આવે તે વખતે રિવાજ જો બંધ કરે તો ગરીબ લોકોને સરળતા થાય આપણા દેશમા કેળવણી, વેપાર, અને ઉદ્યોગની ખીલવણી માટે ઘણા પૈસાની જરૂર છે તેને બદલે પૈસો આવી રીતે વપરાઈ જાય અને ખરા ઉપયોગની બાબતમા નાણાની તંગી પડે એ સૌ સમજે છે છતા હજી આપણા

લોકોમાં એટલી જાહેર હિમ્મત આવી નથી કે અણસમજુ લોકોની નિન્દાની અવગણના કરીને પ્રચલિત ખોટી રૂઢીની વિરૂદ્ધ વર્તો કરે દરેક કાર્યમા હિમતની જરૂર છે

સમાજસેવા—સમાજના સુધારણાનો પાયો વ્યક્તિગત સ્વતન્ત્રતા, સ્વાર્થત્યાગ, અને સમાન ન્યાય તથા સત્ય એ ભાવનાપર સ્થાપવો જોઈએ તે ઉપર ગતાં સુ ? દરેક માણસો પોતાની શક્તિઓની ઉન્નતિ કરવાનુ સાધન હોવુ જોઈએ કોઈ પણ કારણ સરતે ન હોય તો જ સમાજે તે કામ પોતાને શિર લેવુ જોઈએ એમા જ શહેરી તરીકેની ફરજનો સમાવેશ થાય છે અને તેમા સ્વાર્થત્યાગ વગર કામ થઈશકતુ નથી નિસ્વાર્થ બુદ્ધિની અન્દર બે અંશ રહેલા છે એક તો પરોપકારવૃત્તિ અને બીજુ બીજાને ઉપયોગી થવાની વૃત્તિ આ બે વૃત્તિને લીધે દરેક સાર્વજનિક ઉપયોગની શરૂઆત થાય છે આપણા દેશમા આ સ્વાભાવિક વૃત્તિની ભાવનાનો ઉપયોગ જોઈએ તેવે માર્ગે થતો નથી જુના વખતમા બ્રાહ્મણો વેદો અભ્યાસ કરતા અને સ્વાર્થત્યાગ કરીને પ્રજાને કેળવવામા વખત ગાળતા તેમને દાનદક્ષિણા અપાતી તેને ઠેકાણે આજે આપણે વિવેક વગર ગમે તેમ દાન આપીએ છીએ અત્યારે આપણે જોઇશુ તો એ જ સમયની બ્રાહ્મણવૃત્તિથી કામ કરનાર વ્યક્તિઓ છે અને સંસ્થાઓ પણ છે દૃષ્ટાન્ત તરીકે, ગુરૂકુળ, હિન્દ સેવક સમાજ ઇત્યાદિ.

સમાજસેવાનો ખરો ઉદ્દેશ એ છે કે ગરીબ ને અજ્ઞાન માણસો જે પોતાના જાતિબળ અને અક્કલથી પોતાની તેમ જ કુટુમ્બીઓની સ્થિતિ સુધારી શકે નહિ તેમને મદદ કરવી દાખલા તરીકે મીલની અંદર કામ કરનાર મજૂરો પોતાનુ જ પેટ ભરવામા આખો વખત કહાડતા હોય તે પોતાના છોકરાઓ કેળવણીની બાબતમા શુ કરી શકે ? વખત ક્યાથી લાવે ? સમજણ ક્યાથી લાવે ? મજૂરી મેળવવાને વાસ્તે પણ બહારની બીજા લોકોની મદદની જરૂર હોય છે તેઓ દારૂમા એવા ગરકાવ થઈ ગએલા હોય છે કે તેમાથી છુટવાનો માર્ગ જોઈ શકતા જ નથી આરોગ્યનો ખ્યાલ તો તેમને હોય જ ક્યાથી ? આવી બધી બાબતોમા મદદ કરવાને વાસ્તે આપણે જ વિચાર કરવાનો છે અને કાર્ય કરવાનુ છે માત્ર જીદગીનુ ભરણપોષણ કરવું એ મનુષ્ય જીવનમા ઘણી મહત્વની બાબત નથી પરન્તુ જે જિંદગીનુ પોષણ કરવામા આવે તેની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરવાનો પ્રસંગ આપવો જોઈએ કીડી, માકણ ને વાંદરાના અનેક જીવ બચાવવામા કરોડો રૂપીઆ ખર્ચ થાય અને આપણા જ માનવબન્ધુઓ અને બહેનો જેઓ તે પૈસા મેળવવામા મુખ્ય સાધનભૂત થયા હોય તેઓ અજ્ઞાન, અનારોગ્ય અને વ્યસનમા ગરકાવ થઈને દારિદ્ર વેઠતા હોય તો તે આપણે શરમાવવા જેવું છે ખરી સેવા તો આવા લોકોના દુખ ટાળવા એ જ છે

સાધુઓ, બાવાઓ, અને ફકીરોને ખવડાવવા, રાખવામા લાખો રૂપીઆ વેરાય છે એમાં ધર્મનુ ધતીંગ રહેલુ છે આ રૂઢીને લીધે હજારો મનુષ્યોને આળસુ અને વ્યસની જીવન ગાળવામા આપણે ઉત્તેજન આપીએ છીએ અનાથ, અપંગ, વૃદ્ધોને દાન આપવુ એ જૂદી વાત છે, પરન્તુ જેઓ હૃષ્ટપુષ્ટ હોય તેમને દાન કરવુ એ તો નકામુ છે ભીખ માગવાની રીતને લીધે

એ વર્ગમા માત્ર આળસ આન્કુ છે અને માનવજાતિનુ અભિમાન તેમનામાંથી જતુ રહ્યુ છે તો આવા લોકોને કામે લગાડી વિદ્યાનુ દાન આપીને તમને લોકોપયોગી થના શીખવવુ એ બહુ જરૂરનુ છે

યુરોપ જેવા દેશની અદર જે સસાર સુધારો કહેવાય છે, તેમા ગરીબ લોકોને નજીવાના ઘર, જીદગીના વીમા, વૃદ્ધ વયના પેન્શન, સુવાવડખાના બાળરક્ષણ, ગરીબોને માટેના કાયદા વિગેરેનો સમાવેશ થાય છે 'ટ્રેડ્ઝયૂનીઅન" આખા દેશમા ફેલાએલા હોવાને લીધે મજૂર વર્ગ પોતાના હક સાચવી શકે છે, અને માગણી કરી શકે છે, એવી સસ્થાઓ પણ આપણા દેશમા થવાની જરૂર છે, અને એ કામ સસાર સુધારામા કામ કરનારાઓને માથે જ હોવુ જોઈએ અમદાવાદમા ગયે વર્ષે ભરાએલી પરિષદમા મીલમજૂરના હિતને માટે ઠરાવ રજૂ કરવામા આવ્યો હતો પરિષદમા ઉત્સાહથી કામ કરનારમા આ બાબત ઘણી ચર્ચાઈ હતી, અને એવો પણ વિચાર થયો હતો કે સમાજસેવાની જૂદી પરિષદ બોલાવવી નો આ બાબતનો વિચાર ત્હમારી સબજેક્ટ્સ કમિટી કરશે એવી આશા છે

હવે હવે પ્રકારે આ સહુ કાર્યનો લોકોમા પ્રચાર કરવો? આપણે પરિષદોમા ભાષણો કરીને ઠરાવો પસાર તો કરવાના છે જ પણ તે ઉપરાત ગામેગામ, ગામડે ગામડે ને ઘેરેઘેર ફરીને આ પ્રશ્ન સમન્ધી લોકમત કેળવવાની અને તે પ્રમાણે વ્યવહાર પગલા લેવાની જરૂર છે તે માટે હાલમા થાય છે તેના કરતા બહુ સગીન અને વ્યવસ્થાપૂર્વક કામ થવુ જોઈએ જે પ્રમાણે યુરોપમા "ટ્રેડ્ઝયૂનીઅનો" એ ઠેકઠેકાણે મડળો સ્થાપીને લોકોને તે બાબતની કેળવણી આપવાનુ શરુ કર્યું છે અને દેશને ચારે છેડે ચળવળ કરી મુકી છે તે પ્રમાણે આપણા દેશમા આ વિષયમા જાગૃતિ આણવાની જરુર છે

( ૧ ) આ કાર્ય પરિપૂર્ણ કરવા માટે અમદાવાદ જેવે માધ્યમિક સ્થળે એક ઑફીસ સ્થાપવી, અને તેમા ગામેગામની માહિતી એકઠી કરવી જોઈએ દરેક પ્રવૃત્તિની આકડા એકઠા કરવા જોઈએ દરેક કાર્ય જૂદી જૂદી કમિટીને સોંપી દેવુ જોઈએ દષ્ટાત તરીકે સ્ત્રી કેળવણીની કમિટી, લગ્ન મરણના ખર્ચ સમન્ધી કમિટી ઈત્યાદિ આ કમિટીના મેમ્બરોનુ કામ સરળ થવા માટે તે તે વિષય સબન્ધી પુસ્તકોની લાયબ્રેરી રાખવી જોઈએ બીજા દેશોમા ચાલતા કામોની માહિતી આપનારાં પુસ્તકો, રિપોર્ટ, વસ્તીપત્રકો આપણા લોકોની પ્રગતિ સબધી સરકારી આકડાઓ એ સર્વ એકઠુ કરવુ જોઈએ

( ૨ ) રાજ્કીય સુધારાના કે બીજા સેવામડળો હોય તેમની પાસે સામાજીક સુધારાનુ કામ પણ ઉપાડી લેવડાવવુ કારણકે એ બે કાર્ય સાથે સાથે સારી રીતે થઈ શકે

( ૩ ) ગામેગામ વચાવી શકાય એવા ચોપાનીઆ અને પત્રિકાઓ સહેલી ગુજરાતી ભાષામા લખાવી તૈયાર કરાવવા અને ચોરાઓમા, મેળાઓમા, સભાઓમા, મ્યુનિસીપલ સ્કુલોમા વચાવવા નિશાળના માસ્તરો, ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો, ગામડાના ડાક્તરો, પોસ્ટ માસ્તરોને આ કામ સોંપાય તો તે લોકોને અઘરૂં નહિ પડે

(૪) મ્હોટાં શહેરોમાં વચાવવા માટે ચોપાનીઆં, માસિકો, તૈયાર કરાવવાં અને ચાલતાં માસિકોમાં આ પ્રશ્નો સંબંધી લેખો લખાવવા

(૫) કથાકીર્તનો કરાવવાં

આને તરેહથી કામનો વેગ વધારવો અને લોકોનો આ કાર્યમાં ઉત્સાહ વધારવો ખાસ કરીને ઓરતગમાં તેનો પ્રચાર વધારે કરવો કારણ કે એક વાર સ્ત્રીઓના મન ઉપર સચોટ છાપ ચોટશે તો પછી તે કાર્યની ફત્તેહ જ સમજવી સ્ત્રીઓને આ કાર્યથી વિમુખ રાખી કે તેને જ લીધે પુરૂષો આગળ વધી શક્યા નથી કારણ કે પરિષદોમાં જઈને ગમે તેટલા ઠરાવો પસાર કરી ને તેઓ આવ્યા હોય પણ ઘર આગળ જઈને જોઈશું તો બૈરાંઓ અભણ બ્રાહ્મણોને જમાડવાની, બારમાં તેરમાના વરા કરવાની, અને બાર મહિનાના બાળને વર જોડે ચઢાવવાની વાતો કરતી હશે, માટે સ્ત્રીઓ આ બાબતમાં ભાગ લેતી થશે તો જ કાર્ય સફળ થશે જ્યારથી સંસાર સુધારાના પ્રશ્નોની ચર્ચા થવા માંડી છે ત્યારથી તેની પદ્ધતિનો માર્ગ એક રીતે ભિન્ન ભિન્ન લેવાયો છે, અને તેને જ પરિણામે સંતોષકારક પરિણામ આવ્યું નથી

શરૂઆતમાં જે લોકોએ આ કાર્ય આરંભ્યું તે લોકો પ્રજાવર્ગમાં જોઈએ તેટલું ભળ્યા નહિ ઉંચે આસને અથવા અલગ બેસીને તેમણે શીખામણ આપવા માંડી સ્વાભાવિક રીતે આ માર્ગ પ્રજાસમૂહને પસંદ પડ્યો નહિ કોઈપણ કાર્ય સફળ ક્યારે થાય કે ઉપદેશકે સ્વમતાભિમાન મૂકીને જનસમૂહના સ્વભાવ સાથે મળી જઈ એકતા બતાવીએ ત્યારે અને જો પ્રેમ અને એકતાની લાગણીથી લોકોની મુશ્કેલીઓ દૂર કરવાના પ્રયત્નો થાય તો કાર્યસાધકને પરિણામે તેનો બોજ ઉપાડી લેવાને લોકો તૈયાર રહે છે અને તેની અસર ઘણી જ પ્રબળ થાય છે શરૂઆતના સુધારકો લોકોના મન ભેળવી શક્યા નહિ તેનું કારણ એક તો આ ભિન્નભાવ

અમે તો સુધારકો છીએ ને બીજા કરતા ઉંચી પંક્તિના છીએ અને તે સિવાયનો બીજો બધો વર્ગ તુચ્છ છે એ ભાવના નષ્ટ થવી જોઈએ સામાન્ય લોકોનો મત કેળવવાનો છે અન્ય માર્ગના બાળ લોકોને સમજાવવાના છે તો તે પ્રમાણે વર્તન કરીને, તેને માટે દુઃખ વેઠીને, સ્વાર્થનો ત્યાગ કરીને, લોકોમાં એકમેક થઈને, તેનારૂપ થઈને તેના પ્રત્યે સ્નેહભાવ દર્શાવીને કામ લેવાનું છે જેટલું કામ નમ્રતા અને સાલસપણાથી થઈ શકે છે તેટલું અક્કડપણે થઈ શકતું નથી બીજું, જૂના વિચારને વળગી રહેવામાં ઘણાનો સ્વાર્થ સમાએલો છે ખાસ કરીને બ્રાહ્મણ વર્ગનો, ન્યાતના પટેલો ઇત્યાદિનો અને તેથી જો તેમના મન વિરુદ્ધ વર્તન કરવામાં આવે તો તે લોકો સામા થવાની અને તેમનો રોષ, શિક્ષા વિગેરેને સહન કરવાની અગ્રસરો એ હિંમત રાખવી જોઈએ કોઈ પણ વિષયમાં જે પહેલ કરનારો તેને તો દુઃખ ખમવું જ પડશે પણ તે દુઃખ ખમ્યાને લીધે સમસ્ત પ્રજાને

* કેશવકૃતિ રૂ ૧-૯-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

લાભ થવાનો સંભવ હોય તો તે દુ ખ ખમવામાં પાછી પ્હાની કરવી નહિ સત્ય અને ન્યાયની ખાતર દુ ખ ખમવું પડે તો તે દિલ મનથી ખમવું પણ કાયર થઈને મનની નબળાઈ બતાવવી નહીં આ પ્રકારના સ્વાર્થત્યાગની અસર લોકો ઉપર ઘણી થશે કદાચ શરૂઆતમાં તેની સાથે રહેનાર તો લોકની સંખ્યા ઝાઝી ન નીકળે પરંતુ ધીમે ધીમે તેના કાર્યની અસર થઈને રૂઢીના બંધન ઢીલાં થવાનાં જ

સુધારાની યોજના જે જે સભામાં આવી હોય તે વ્યવહારમાં મૂકવી જોઈએ માત્ર બોલીને બેસી રહેવું ન જોઈએ આ ઉપરાંત વર્ષમાં એકાદ બે વાર મળીને સહુ સહુના અનુભવની માહિતી આપવી ને કાંઈ મુશ્કેલી નડી હોય તો તે જાહેર કરવી અને આપણા કામના મોટા વડીલો અને અનુભવીઓના અનુભવનો લાભ લેવો

કાળને સ્થિતિના ફેરફાર પ્રમાણે દરેક વસ્તુમાં ફેરફાર થવો જોઈએ અને એટલા ફેરફાર તો જાતિ પ્રયત્ન કરીને કરવા જોઈએ રૂઢીના બંધનો એટલા મજબૂત હોય છે કે તે ફેરવતાં ઘણો મુશ્કેલ પડે પરંતુ મનુષ્યનું મન કબૂલ કરે છે કે એ બંધનો વાજબી નથી ન્યાય અને સજ્જનતાની લાગણી આગળ તે ટકાવી રાખવા અશક્ય છે તો તેવે વખતે મનોબળ વાપરીને તેવા બંધનો તોડવા એ જ રસ્તો છે અને તેમાં વ્યાવહારિક હિતનું નુકસાન થતું હોય તો સ્વાર્થનો વિચાર કરવો નહિ, પરંતુ તે વખતે સામા પક્ષ તરફ ગુસ્સો કે તિરસ્કારની લાગણી ન રાખવી કે વિરોધ બતાવવો નહિ તેમ કર્યાથી આપણું કાર્ય બગડે નહિ અને ઉલટી લાગણી ઉશ્કેરાય કદાચ એમ પણ થશે કે આ પ્રમાણે મનુષ્ય પોતાની બુદ્ધિ, શક્તિ અને મનોબળને આધારે કાર્ય કરશે તો તેમાં ગફલતો અને તેવી ભુલ, ગફલતોથી ડરી ન જવું કારણ કે ભુલો થઈ થઈને પણ છેવટ સત્ય તો સત્ય જ રહેશે અને તેનો જય થશે સહનશીલતા રાખીને સત્યને પકડી રહેવું એ જ સત્યાગ્રહની લડત છે અને તેનું બળ ઈશ્વરી છે

સન્નારીઓ! અને સદ્‌ગૃહસ્થો! મ્હેં આપ સહુનો ઘણો વખત ખોયો છે પણ તમે શાંત ચિત્તે આખો વખત આપી સાંભળ્યું છે તેથી આપ સહુનો ઉપકાર માનું છું સામાજીક સુધારાનું લક્ષ્યબિન્દુ કયું હોવું જોઈએ અને તેને કેવી રીતે વ્યવહારમાં મૂકવું જોઈએ એ સંબંધી મ્હારા થોડા વિચાર આપની સમક્ષ મૂક્યા છે કોઈપણ રીતે આપણી સમાજની સ્થિતિ સુધરવી તો જોઈએ જ, નહિ તો જગતની પ્રગતિમાં આપણે પછાત રહી જઈશું ન્યાય અને સ્વમાન અને સ્વાર્થત્યાગની વૃત્તિથી કામ કરીશું તો આપણું પ્રયાણ સફળ થશે જ સત્યને દૃઢતાથી વળગી રહીશું અને તેને માટે જરૂર પડે આત્મભોગ કરવા તૈયાર રહીશું તો અંતે આપણો વિજય જ છે

---

# વિજ્ઞાનમન્દિર.

લેખક—પ્રૉ કાન્તિલાલ છગનલાલ પડ્યા, એમ એ

## ૧. સર જગદીશચન્દ્ર બોસ અને મુંબાઈની સખાવત.

સર જગદીશચન્દ્ર બોસની નવી શોધખોળની સસ્થા સમન્ધી ગત અકમા અમે કેટલુ નિવેદન કર્યું છે તે પછીથી મુંબાઈના નામીચા મિલમાલેક શેઠ મૂળરાજ ખટાઉએ સવા બે લાખ રૂપિયાની ઉમદા સખાવત એ સસ્થાને કયાના સમાચાર મળ્યા છે ભાટીઆ કોમના શ્રીમતે તથા મુંબાઈના મિલમાલકો હજી ઘણુ વધારે આપી શકે એમ છે, તો પણ અમારી ખાત્રી છે કે આ ઉદાર દાન મૂળરાજ શેઠની વિજ્ઞાનની કદરનુ ઘણુ સારુ પ્રતિબિમ્બ છે, એટલુ જ નહિ પણ હેમને તથા મુંબાઈને શોભા આપનારૂ છે હિન્દુસ્થાનનો ધનાઢ્ય વર્ગ વિજ્ઞાનની તેમ જ સર જગદીશચન્દ્રની મહત્તાની કીમત સમજતો થયો છે તે સાબીત કરનારૂ, તા ૩૦ મી નવેમ્બરે જ્યારે સર જગદીશચન્દ્ર આ સસ્થા હિન્દની પ્રજાને અર્પણ કરે તે વખત સુધીમા એમને જોઈતા પદર લાખ રૂપિયા એમને મળી શક્યા છે એમ પણ જાહેર થાય એ બહુ ઇષ્ટ છે

## ૨. જાપાનમા શોધખોળ.

જાપાનના રાજનગર ટોકીઓમા એક મ્હોટી, વિજ્ઞાન તથા ઉદ્યોગ વિષે શોધખોળ ચલાવનારી પ્રયોગશાલા થોડા સમયમા સ્થપાવાની છે, એમ "નેચર" પત્રમાથી માલૂમ પડે છે કુલ ૭૫ લાખ રૂપિયા એને માટે તૈયાર થયા છે, આમાથી સરકાર પોતે દર વર્ષે ત્રણ લાખ કરીને દશ વર્ષમા ૩૦ લાખ રૂપિયા આપશે અર્વાચીન કાળમા વિજ્ઞાનની શોધખોળની કેટલી આવશ્યકતા છે એની કદર જાપાન બહુ જ સારી રીતે સમજ્યુ છે આપણા બજારોમા ને આપણા ઘરોમા હવે જાપાની ચીજો ભરાવા લાગી છે, તે આપણે જાણીએ છીએ આ પ્રસગે જાપાનને જે અસાધારણ નફો થયો છે, હેનો આ ઘણો જ સારો ઉપયોગ છે આપણા દેશના વ્યાપારીઓની તથા કાર્યકર્તાઓની આખ ક્યારે ઉઘડશે?

## ૩. પાચમી હિન્દી વિજ્ઞાનપરિષદ્.

હિન્દી વિજ્ઞાનપરિષદ્નો વૃત્તાન્ત "સમાલોચક"ના પાછલા અકોમા અમે આપ્યો છે, એની ઉત્પત્તિનો તથા પહેલી ત્રણ બેઠકોનો વૃત્તાન્ત સન ૧૯૧૬ ના એપ્રિલ માસના અકમા, અને ચોથી બેઠકનો વૃત્તાન્ત સન ૧૯૧૭ ના એપ્રિલના અકમા પ્રકટ થયેલ છે આ સસ્થાની પાચમી બેઠક સન ૧૯૧૮ ના જાન્યુઆરીની ૯ થી ૧૨ તારીખોની વચ્ચે લાહોરમા ભરાશે સમસ્ત પરિષદનુ પ્રમુખપદ ડૉ ગિલબર્ટ ટી વૉકર, એફ આર એસ, જેઓ હિન્દની વાયુ-અવલોકનશાળાઓના ડાઇરેક્ટર-જનરલ છે, તેઓ લેશે જુદાજુદા વિભાગોમા નીચે પ્રમાણે વ્યવસ્થા થશે કૃષિવિભાગમા ડૉ કોલમેન, ગણિત તથા ભૌતિકશાસ્ત્રના વિભાગમા અલિગઢવાળા ડૉ ઝી મહમદ, રસાયણશાસ્ત્રના વિભાગમા બૅંગલોરની તાતા ઇન્સ્ટિટયુટવાળા





ગુજરાતના લોકપ્રિય લેખક,

મ. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિયા, બી. એ.,

જન્મ—તા. ૧ ૪ ૧૮૭૫ અવસાન તા. ૨૯ ૧૧ ૧૯૧૭

ડૉ ફાઉંધર, પ્રાણિશાસ્ત્ર તથા માનવશાસ્ત્રના વિભાગમા ડૉ ચોધરી વનસ્પતિશાસ્ત્રના વિભાગમા મિ હોર અર્થશાસ્ત્રના વિભાગમા મિ પિન્ટો . સભાપતિ થયે એ ાસની સરકારી કૉલેજના ડૉ સાઇમનસન આ સભાના મંત્રી છે

## ૪. સ્ત્રીવૈદ્યકશાલાને ઉત્તેજન

દિલ્હીની ' લેડી હાર્ડિંજ મેડિકલ કૉલેજ ” ને વર્તમાનમા એક મ્હોટુ દાન મળ્યુ છે ઈન્દોરના કરોડાધિપતિ રાય બહાદુર શેઠ સ્વરૂપચન્દ હુકમચન્દ જેમણે અમે બનના ન ટોઈએ તો, લડાઈમા એક કરોડ રૂપિયા અગ્રેજ સરકારને લોન તરીકે આપ્યા છે, તેમણે ઉપરની કૉલેજને ૩ ૪ લાખનુ મ્હોટુ દાન આપ્યુ છે સ્ત્રીઓને વૈદ્યકના તથા શાસ્ત્ર શીખવાના મદદના કામમા આ દાન ખરેખર ઉપકારક થશે હિંદમા સુશિક્ષિત સ્ત્રીવૈદ્યો તથા સ્ત્રી ડાક્તરોની ઘટતી જરૂર છે અને ખાસ કરીને સ્ત્રીઓ તથા બાળકોના આરોગ્ય તથા આયુષ્ય એમના વિના કેટલા ખરાબ થાય છે એ સર્વ કેળવાયલા હિન્દીઓ સમજે છે

## ૫ વિમાની ટપાલ

ટ્યુરિન, મિલાન, અને સાર્ડિનિઆના દ્વિપની વચ્ચે વિમાનો દ્વારા ટપાલ જવા લાગી છે, એમ “ સોસાયટી ઑફ આર્ટ્સના જર્નલ ' માથી માલમ પડે છે જ્યૂનની ૨૪ મી તારીખે આ ટપાલની વ્યવસ્થા શરૂ થઈ ટપાલના ભારે જથાની સાથે એક વિમાન નેપલ્સથી ચડ્યુ ને કલાકના ૯૦ માઈલની ઝડપે, તથા ૧૦૦ થી ૨૭૫ માઈલની ઉંચાઈએ, ઉડીને રા કલાકથી ઓછા વખતમા સિસિલિમા પાલર્મો શહેર પહોંચ્યુ ત્રણ દિવસ પછી, ઈટાલિના સિવિટા વેકિઆ નામના શહેરથી બે વિમાનો ચડ્યા, અને દરેકમા પાંચ મણના વજનની ટપાલ, પાણી પ્રવેશ પામે નહિ એવા કોથળીઓમા ભરેલી, તાહેલી હતી ૧ કલાક ને ૪૦ મીનિટની અંદર તે વિમાનો સાર્ડિનિઆના એક શહેરમા પહોંચ્યા અને તેટલા જ સમયમા પાછા ફર્યા. એટલુ તો ચોક્કસ છે કે યુદ્ધ પૂરૂ થયા પછી આપણા સાંસારિક જીવનમા વિમાનો વધારે અગત્યનો ભાગ ભજવશે અને એક વેળાની કે વિગ્રહનાની વસ્તુ મટી જઈને વ્યવહારના ઘણા ઉપયોગોનુ તે સાધન બનશે તે વખતે “ ઉડવુ ” એ પણ મનુષ્યને માટે સાધારણ અનુભવ થશે અલબત્ત, બીજા દેશોના પ્રમાણમા હિન્દને આ અનુભવ મોડો થશે કારણ કે વિમાનશાસ્ત્રના અભ્યાસમા તથા વ્યવહારમા આપણા હિન્દવાસીઓ હજી ઉતર્યા જ નથી. પરંતુ વૈદ્યકશાસ્ત્ર રસાયનશાસ્ત્ર વગેરેની પેઠે એમા પણ જ્યારે હિન્દીઓ પ્રવેશ કરશે, અને વિમાનના રહસ્યા હસ્તગત કરશે, ત્યારે હિન્દીઓને પણ આ અનુભવ સુલભ થશે.

## ૬. માતાઓને પેન્શન.

યુનાઈટેડ સ્ટેટ્સ પ્રયોગોની ભૂમિ છે ત્યાના ઈલિનોઈસ સસ્થાનમા ૭ ૧૧ વર્ષ થયાં માતાઓને પેન્શન આપવાની પદ્ધતિ એક ન્યાયાધીશે સ્થાપી હતી, અને હવે બીજા ૩૦

સંસ્થાઓએ તે ગોઠવી છે જે કોઈ માતાનું ચરિત્ર સારૂં તથા નીતિ હોય પરંતુ જે પોતાના બાળકોને યોગ્ય રીતે નિર્વાહ કરવા, ખવરાવવા, પીવરાવવા ને ગૃહજીવનમાં ઉછેરવા-અશક્ત હોય, ત્હેને ચૌદ વર્ષનું બાળક થાય ત્યાં સુધી સંસ્થાન તરફથી પેન્શન મળે છે આ પેન્શનની રકમ સામાન્ય રકમાથી સંસ્થાન નક્કી કરે છે, અને સંસ્થાનના સામાન્ય નોકરાની હારમાં જ આ માતાઓ મનાય છે તથા પ્રતિમાસે એમને પગાર મળે છે આ પૈસાનો સદુપયોગ કરવા તે અશક્ત જણાય તો તે પેન્શન બંધ થાય છે, પરંતુ આવા દાખલાઓ બહુ જવલ્લે જ મળે છે આ કાયદો ફક્ત માતાઓને જ નહિ પરંતુ આવા પ્રકારે કામ કરનારવાની થનાર કોઈ પણ સ્ત્રીને મળી શકે છે, અને આ પ્રમાણે ૩૦ સંસ્થાનોના લગભગ પોણા ભાગના નિરાધાર બાળકો ગૃહનું સુખ ભોગવતા થયા છે પૈસાનો વ્યય બરોબર થાય છે કે નહિ, અને બાળકોની સંભાળ બરાબર રખાય છે કે નહિ, તે જોવા સંસ્થાન નિરીક્ષકો નિમે છે આ બધું છતાં એમ કહેવાય છે કે અનાથાશ્રમો વગેરે સંસ્થાઓથી પ્રજાના દ્રવ્યનો જેટલો વ્યય થાય છે તે કરતાં આમાં ઘણો જ ઓછો થાય છે સાર્વજનિક સંસ્થાઓમાં બાલક દીઠ જેટલું ખર્ચ આવે છે ત્હેનો ત્રીજો ભાગ જ આ પદ્ધતિથી થાય છે।

આપણા દેશના સામાજિક નિયામકો તથા કાર્યકર્તાઓ આપણા મ્યુનિસિપલ તથા રાજ્ય વહીવટ કરનારાઓ, આ પ્રયોગનું અવલોકન કરી દેશના નિરાધાર બાળકોનો ઓછા વ્યયે તથા વધારે સમર્થ રીતિએ ઉદ્ધાર કરવા ક્યારે પ્રયત્ન કરશે? હિન્દના પ્રાન્તે પ્રાન્તમાં હવે "સમાજ સેવા"ના મંડળો સ્થપાયા છે તેઓ પ્રજા તથા રાજાના મન ઉપર, બાળકોના પોષણનો ધર્મ તથા સુવ્યવસ્થાની આવશ્યકતા, બરોબર ઠસાવશે કે?

આગ્રા,
તા ૧૮, નવેમ્બર, ૧૯૧૭

જાહેર ... ચિતોડની પત્ર પ્રાપ્તિ ૩. ૧-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

વામન નિમયે સંપાદિત ટ્રાન્સ્લેશન્સ ઑફ ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રામ બેલગામ એન્ડ કલાદગી ડિસ્ટ્રિક્ટ્સ, પંડિત ભગવાનલાલ ઇંદ્રજી અને ડૉ બર્જેસ સંપાદિત ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રામ ધી કેવ ટેમ્પલ્સ ઑફ વેસ્ટર્ન ઇન્ડિઆ અને આર્કિઓલોજીકલ સર્વેના પ્રોગ્રેસ રિપોર્ટો વિગેરે

## ( ઘ ) પ્રાચીન સિક્કા, મુદ્રા અને શિલ્પ

( અ ) પ્રાચીન સિક્કા—હિન્દુસ્તાનમાં ચાલતા સોના, રૂપા અને તાંબાના હજારો સિક્કાઓ મળી ચુક્યા છે અને વખત વખત પર હજી પણ મળ્યા જાય છે આ સિક્કા પણ આપણા ઇતિહાસમાં ઘણી ઉપયોગી મદદ કરે છે ઈ સ. પૂર્વની ચોથી શતાબ્દીની પહેલા આખા હિન્દુસ્તાનમાં ચાલતા સિક્કાઓ ઉપર ( જે ચતુરસ્ર અને ગોળ બે પ્રકારના હોતા, તેમાં ) રાજાઓના નામ નહોતા હોતા પણ સૂર્ય, ચન્દ્ર, મનુષ્ય, પશુ પક્ષી, વૃક્ષ, સ્તૂપ, તારા વિગેરે અનેક જુદી જુદી જાતના ચિન્હોની છાપ મારવામાં આવતી હતી એવા સિક્કા પ્રાચીન ઇતિહાસમાં કંઈપણ મદદ નથી કરી શકતા સિકન્દરની ચઢાઈની પછી અને ખાસ કરીને બાક્ટ્રિયાના ગ્રીકોનું રાજ્ય કાબુલ, પંજાબ વિગેરે ઉપર થયાના વખતથી આપણા સિક્કાઓમાં ઘણા ઘણા સુધારા થયા હતા અને ગ્રીકોના સિક્કાઓના અનુકરણમાં તેના ઉપર રાજાઓના નામ આદિ લખવા લાગ્યા હતા આ દેશમાં સુંદરતાની સાથે બનેલા સિક્કા પહેલવહેલા બાક્ટ્રિયાના ગ્રીક રાજાઓએ ચલાવ્યા હતા જેની એક બાજુ પ્રાચીન ગ્રીક લિપિમાં, ગ્રીક ભાષાનો લેખ ( જેમાં રાજાનું નામ તથા ખિતાબ રહેતા ) અને બીજી બાજુ ખરોષ્ટી ( ગાંધાર ) લિપિમાં ( જે ફારસીની માફક જમણી બાજુથી વંચાય છે તેમાં ) બહુધા એ જ આશયનો, સંસ્કૃત મિશ્રિત પ્રાકૃત ભાષાનો લેખ મળે છે[1] ગ્રીક લોકો પછી શકોએ પણ આ દેશ ઉપર પોતાનું આધિપત્ય જમાવ્યું હતું એમના સિક્કાઓ[2] પણ ગ્રીકોના સિક્કાઓની રીતિના જ, બનતા હતા. આવી જ જાતના કુશન વંશીઓના સિક્કાઓ પણ બન્યા હતા, પરંતુ તેમની પછીના સિક્કાઓમાં બન્ને બાજુએ ગ્રીક લિપિના જ લેખ છે પશ્ચિમના ક્ષત્રિપોના સિક્કાઓ[3] ઉપર એક બાજુ પ્રાચીન દેવનાગરી લિપિનો અને બીજી બાજુ ગ્રીક લિપિનો લેખ

---

૧ આ સિક્કા પરના લેખ બન્ને બાજુએ લગભગ કિનારીની પાસે હોય છે વચમાં એક તરફ રાજાની ડોક સુધીની છબી અથવા બીજું કંઈ ચિન્હ હોય છે અને બીજી બાજુ કોઈ દેવી દેવતા અથવા જનાવર વિગેરેની છબી હોય છે

૨ શકોના સિક્કાઓ ગ્રીકોના સિક્કાઓ જેવા સુંદર નથી તેમાં ધીમે ધીમે બેડોળતા આવતી ચાલી.

3 પશ્ચિમના ક્ષત્રિપોના સિક્કાઓ ઉપર એક બાજુ રાજાનું માથું તથા સંવતનો અંક અને બીજી બાજુ વચ્ચે ચૈત્યનું ચિહ્ન તથા કિનારી આગળ પ્રાચીન દેવનાગરી લિપિનો લેખ હોય છે જેમાં રાજાનું નામ તથા તેના પિતાનું નામ અને તેના ખિતાબોનો ઉલ્લેખ મળે છે એટલે, સિક્કાને આધારે ક્ષત્રપોનો સમય તથા રાજક્રમ નિશ્ચિત થાય છે

---

એકના માટે, આ ન્હાના સરખા લેખમા, ફક્ત તેની ઉપયોગિતા પ્રકટ કરવા સિવાય, તે વિષે કઈપણ વિશેષ લખવું અશક્ય છે આપણે ત્યાના પ્રાચીન સિક્કાઓનો વૃત્તાંત અને તેમના ચિત્ર ઘણાએક પુસ્તકોમા છપાયેલા છે, જેમા મુખ્ય નીચે લખેલા છે

એચ એચ વિલ્સન સંગ્રહિત 'આરિઆના એન્ટિકા,' જેમ્સ પ્રિન્સેપ સાહેબના 'એસેઝ ઑન એન્ટિક્વિટીઝ (પુસ્તક — એ. ટૉમસ સંપાદિત) વી એ સ્મિથ સંપાદિત કૅટેલાગ ઑફ ધી કૉઈન્સ ઑફ ઇન્ડિયન મ્યુઝિયમ-પુસ્તક, ૧ લું 'કૅટલાગ ઑફ કૉઈન્સ કલેક્ટેડ બાય મી જે રાજસ ઍન્ડ પરચેઝ્ડ બાય ધી ગવર્નમેન્ટ ઑફ પંજાબ-ભાગ ૩, જો (મી જે રાજસ સંપાદિત), જનરલ કનિંગહામનું 'કૉઈન્સ ઑફ એન્શ્યન્ટ ઇન્ડિયા'-'કૉઈન્સ ઑફ મિડિવલ ઇન્ડિયા -કૉઈન્સ ઑફ ધી ઇન્ડો સીથીઅન્સ' અને 'લેટર ઇન્ડોસીથિઅન્સ,' સ વી ટ્રેનિઅસનું કૉઈન્સ ઑફ સધર્ન ઇન્ડિઆ,' 'કૅટલાગ ઑફ ઇન્ડિઅન કૉઈન્સ ઇન ધી બ્રિટિશ મ્યુઝીઅમ -'ગ્રિક એન્ડ સીથિક કિંગ્સ ઑફ બાકટ્રિઆ ઍન્ડ ઇન્ડિઆ' (પર્સી ગાડનર સંગ્રહિત અને આર સ્ટુઅર્ટ પૂલ સંપાદિત), ન્યુમિસ્મેટિક ક્રોનિકલ ' 'ઇંટરનેશનલ ન્યુમિસ્મેટા ઓરિએન્ટેલિઆ ' જનરલ કનિંગહામનું 'આર્કિઓલૉજીકલ સર્વે રીપોર્ટ્સ,' 'ઇન્ડિઅન એન્ટિક્વેરી,' બેંગાલ, બંગાલ અને મુંબઈની એશિઆટિક સોસાઈટીના જર્નલ વિગેરે

## (આ) પ્રાચીન મુદ્રા

હિન્દુસ્તાનમા મુદ્રા એટલે મહોર પાડવાનો રિવાજ ઘણા પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે કેટલાએક તામ્રપત્રો ઉપર અને કેટલાએક તામ્રપત્રોની કડીઓના સાંધા આગળ જેમ મુદ્રાઓ છાપેલી મળી આવે છે કેટલાક માટીના ગોળા એવા મળ્યા છે કે જે ઉપર જુદા જુદા મનુષ્યોની મુદ્રાઓ પાડેલી છે. વીંટીઓ તથા કિમતી પથ્થરો ઉપર પણ કોતરેલી કેટલી- મુદ્રાઓ મળી છે આ મુદ્રાઓ ઉપરથી પણ આપણા પ્રાચીન ઇતિહાસમા કઈ કઈ મદદ મળી શકે છે કનોજના પડિહાર રાજા ભોજદેવના તામ્રપત્રની મુદ્રામા દેવશક્તિથી ભોજદેવ સુધીની પૂરી વંશાવલી તથા ચાર રાણીઓના નામ છે ત્યાના રાજા વિનાયકપાલના તામ્રપત્રની મુદ્રામા દેવશક્તિથી વિનાયકપાલ સુધીની વંશાવલી અને ૭ રાણીઓના નામ છે ગુપ્તવંશના રાજા કુમારગુપ્ત રાજાની મુદ્રામા (જે લખનૌના મ્યુઝિયમમા રાખવામા આવેલી છે તેમા) મહારાજ ગુપ્તથી લઈને કુમારગુપ્ત ૨, જા સુધીની વંશાવલી અને ૭ રાજમાતાઓના નામ છે મૌખરી વંશમાંની મુદ્રામા, હરિવર્માથી સર્વવર્મા સુધીની વંશાવલી તથા ચાર રાણીઓના નામ મળે છે ગુપ્તવંશી રાજા ચદ્રગુપ્ત ૨ જાના પુત્ર ગોવિન્દગુપ્તના નામનો પત્તો, એક માટીના ગોળા પર છાપેલી તેની (ગોવિન્દ ગુપ્તની) માતા ધ્રુવસ્વામિનીની મુદ્રા ઉપરથી લાગે છે એવી જ રીતે કેટલાએક રાજાઓ ધર્માચાર્યો, ધનાઢ્યો વિગેરેના નામો તેમની મુદ્રાઓ ઉપરથી મળી આવે છે અત્યારસુધીમા ૨૦૦ ઉપરાંત મુદ્રાઓ મળી આવી છે તેમનો વૃત્તાંત એપિગ્રાફિઆ ઇન્ડિકા, રૉયલ એશિઆટિક અને મુંબઈની એશિઆટિક સોસાઈટીના જર્નલ, જનરલ કનિંગહામનો આર્કિ-

મી મૉંટેગ્યુ પાસેથી હિન્દ પોતાના હક્કોની અને અધિકારોની ઘણી ઘણી આશા રાખી છે, અને રાખે છે પરન્તુ હિન્દના સ્થિત્યન્તરના સમયમાં આ જે બે ગંભીર ભૂલો અમલદારવર્ગની આપમતિની બુદ્ધિના પરિણામે કરવામાં આવી છે તે માટે અમ્હને અત્યન્ત ખેદ થાય છે. હિન્દમાં હેમના આગમન પછી જે અનેક વિચારો અને ભાવનાઓ અને જનમત આશાઓ હિન્દની વિશાળ પ્રજા તરફથી હેમની પાસે રજૂ કરવામાં આવી છે, તે ઉપરથી જ હેમણે હિન્દનું સાચું હૃદય પરખવું જોઈએ છીએ અને તે વિચારપોષણના સવાલ રૂપે પ્રજાજનના દરેક દરેક કાર્યને હેમણે પ્રત્યક્ષ જોવું જોઈએ છીએ. ખરી વાત છે અને અમ્હને આનન્દ થાય છે કે પ્રજાના જે વિભાગ સમૂહે હેમની પાસે સ્વરાજ્યના વિવિધ જાતના જે અનેક ખરીતાઓ રજુ કર્યા છે તે તેમાં સૌને મોટે ભાગે હેમણે જે સત્કાર આપ્યો છે તે તો યોગ્ય જ થયું છે. ના આ બે ના પ્રસંગો ન આવ્યા હોત તો વધારે આનન્દ અને અભિમાન લેવા યોગ્ય થાત. મુસલમાનબન્ધુઓને ના આભારી માટે જે ઉત્તર આપવામાં આવ્યો છે તેમાં અમને કાંઈ અર્થ લાગતો નથી, એ એક નિઃસત્ત્વ અને નિરર્થક બહાનું જ છે. હિન્દની 'બ્યુરોક્રસી' એ સમજવાની જરૂર છે કે હિન્દની સ્વરાજ્યની માગણીઓ અને હિન્દનું આ પ્રજાજીવન બાલક અવસ્થા વટાવી પૌષ્ટિક તત્ત્વોથી દૃઢીભૂત અને એકત્રિત થયેલું નવું આત્મિક જીવન છે. સ્વમાન અને સ્વાતન્ત્ર્ય અને સામ્રાજ્યસેવાના એક પ્રબલ વિચારો અને ભાવનાઓથી પોષાયેલું આ જીવન છે, ને અમ્હે આશા રાખીએ છીએ કે શાણપણની અને સમયોચિત રાજનીતિનિપુણતાના ઉંચા લક્ષબિન્દુઓનો યથાર્થ રીતે હિન્દમાં ઉપયોગ કરવામાં આવશે, અને ભૂલો થયેલી ત્યાંથી ફરી ઘણી હિન્દીપ્રજાજનોના હક્કનું સંપૂર્ણ રીતે રક્ષણ કરવામાં આવશે અને તેમ થશે તોજ મી મૉંટેગ્યુનું હિન્દમાં આવ્યું સાર્થક થશે.

---

ઉભરાતી પરિષદોથી સંતોષ પામ્યા વિના અન્ય૦ ગતિર્નાસ્તિ । બીજી બાબત પરિષદોની પ્રાન્તના જુદા જુદા વિભાગોમાં વારાફરતી પ્રાન્તિક પ્રશ્નો વિષે જ્ઞાન પ્રસરશે એટલું જ નહિ, પરન્તુ જે વિભાગમાં પરિષદ ભરાશે તે વિભાગના માણસોને પરિષદો જેવી લોકહિતની સંસ્થાઓને અંગે કાર્ય કરવાના અભ્યાસપાઠો મળશે જે જમાનામાં લોકશાસનના સિદ્ધાન્તો સર્વોત્તમ ગણાવામાં આવે છે તે જમાનામાં લોકશિક્ષણનો પ્રસંગ આપનાર પરિષદોનું નૈતિક મૂલ્ય જેટલું આંકાય તેટલું ન્યૂન છે દૃષ્ટાન્ત લો, ભરૂચના અને ગોધરાના લોકોને ગુજરાત લોકસમેલનની યોજનાથી જે અનુભવ મળ્યો હશે તેથી ત્હેમને નાનોસૂનો લાભ થયો નહિ હોય ઉક્ત બન્ને બાબતો ધ્યાનમાં રાખનાર પરિષદોની સપ્રયોજનતા સરલતાથી સમજી શકશે પરિષદોના ઠરાવોને અનુસરીને કાર્ય કરનાર સંસ્થાઓ ગુજરાતમાં સ્થાને સ્થાને સ્થપાય અને પરિષદોના ઉપર અકિંચિત્કરતાનો આરોપ દૂર કરે ત્યાં સુધી કામચલાઉ કાર્યવાહક કમિટીઓ પરિષદોને પરિણામે નીમાઈ છે તે થાય છે ખરૂં છે કે રાજકીય પરિષદ્ શિક્ષણ પરિષદ્, અને સમાજસુધારાપરિષદ્ એ ત્રણેને અંગે નીમાયેલી કમિટીઓ આખા વર્ષ દરમ્યાન જોઈએ તેટલા વેગથી અને જોઈએ તેટલી સતતતાથી કાર્ય કરવા સમર્થ થશે કે કેમ તે શંકાસ્પદ છે, પરન્તુ પૂરેપૂરી રીતે સાધનસંપન્ન સંસ્થાઓ સ્થપાતા સુધી કમિટીઓની કામચલાઉ ગોઠવણથી નભાવી લેવું પડશે એ સ્પષ્ટ છે ભાઈ ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક જેવા ઉત્સાહથી ઉભરાતા અને કાર્યનિષ્ઠ સદ્‌ગૃહસ્થ કમિટીના એક સેક્રેટરી છે અને મહાત્મા ગાંધીજી જેવા સદાચારી પ્રમુખ છે એટલે કમિટીઓ તદ્દન નિરૂદ્યોગી રહે એવી ભીતિ તો નથી જ, છતાં તેઓને મદદરૂપ થવા ગુજરાતના લોકકાર્યપરાયણ સુશિક્ષિત બન્ધુઓને આ બાબતમાં વિશેષ રસ અને ભાગ લેવા વિજ્ઞપ્તિ કરવી અસ્થાને નહિ ગણાય એવી આશા છે

રાજકીય પરિષદ્.

ગુજરાતની પ્રથમ રાજકીય પરિષદ્ નવેમ્બર માસની તા ૩, ૪ અને ૫ એ ત્રણ દિવસોએ પંચમહાલ જીલ્લાના મુખ્ય શહેર ગોધરામાં ભરાઈ હતી ત્યાં થયેલું કામકાજ, હાજરી, અને લોકોત્સાહ એ સર્વ દૃષ્ટિઓથી પરિષદ્ એ ખરે અતિશય સફલ હતી અને તે માટે જે જે કાર્યકર્તાઓ જવાબદાર હોય તેઓને જેટલા અભિનન્દન આપવામાં આવે તેટલા ઓછા છે ખાસ કરીને પંચમહાલ જેવા પછાત જીલ્લામાં આવું સરસ કાર્ય થઈ શક્યું તે પંચમહાલને માટે તેમ જ સમસ્ત ગુજરાતને માટે પ્રશંસાપાત્ર સ્થિતિ છે પરિષદ્‌ની સફલતાનો વધો આધાર ત્હેના પ્રમુખ ઉપર રહે છે, અને દેશના હિતની તથા ગુજરાતના ગૌરવની સંપૂર્ણ જવાબદારીથી અમ્હે અમ્હારો નમ્ર અભિપ્રાય પ્રદર્શિત કરીએ છિએ કે ગાંધીજીની પસંદગી કરવા માટે ગોધરાને કેવલ અભિનન્દન જ ઘટે છે ગાંધીજી જેવા ભાવનાશાલી અને સદાચાર સંયુક્ત સત્પુરુષના ચારિત્ર માટે માન વગર બીજી લાગણી ન જ હોઈ શકે, પરન્તુ કેટલાકને એવી શંકા હોય કે પ્રમુખપદ ને માટે ગુજરાતના રાજકીય પ્રશ્નોનું ગાઢ જ્ઞાન, તે પ્રશ્નોના

બહુમાં ય થાય એવો ઉદ્દેશ કરવાની શક્તિ, વિવિધ અભિપ્રાયો ધરાવનાર રાજપુરુષોને સંતોષ આપી ત્હેમને એકત્ર રાખવાની કલા વગેરે જે ગુણો સામાન્ય રીતે, આવશ્યક ગણાતા આવ્યા છે તે બધાના ગાંધીજી સમર્થ થશે કે કેમ તે તો તે સમજી શકાય તેમ છે જેમણે મીસીસ બેસન્ટ પણ રાકા ટોન ત્હેમણે ગાંધીજીનું પ્રમુખ તરીકેનું વર્તન પ્રસંગ જોવા જેવું હતું પોતે સમભાવના ગ્રહની અને આચારમાત્રની સાક્ષાત્ મૂર્તિ હોવા છતાં, પોતે ન્હાનીમ્હોટી સર્વ બાબતોનો વિચાર કરીને અમુક નિર્ણયો ઉપર આવેલા હોવા છતાં, અને પોતે પ્રતિપક્ષને પરમ પ્રેમ પ્રાપ્ત કરતું હોવા છતાં જે શાન્તિ, ધ્યાન અને સમભાવથી તેઓ વિષયવિચારિણી સભામાં સામાન્યમાં સામાન્ય પુરુષનો અભિપ્રાય સમજવાનો પ્રયાસ કરતા હતા તે અમને જવાબદાર એ નેતા થવાનું ગાંધીજીનું ઉત્તમ લક્ષણ લાગ્યું હતું પરન્તુ જેટલી પ્રશંસા ગાંધીજીના પ્રમુખ તરીકેના વર્તન માટે અમ્હે કરી શકીએ એમ છીએ તેટલી ત્હેમના ભાષણ માટે કરી શકીએ તેમ નથી બેશક, ગાંધીજીના લાક્ષણિક ગુણોથી તેમ જ લાક્ષણિક બોધોથી તે વ્યાપ્ત હતું એટલું જ નહિ, પરન્તુ જે કેટલીક બાબતો તો ગાંધી જેવા નિસ્પૃહી આધ્યાત્મિક મહાત્મા જ કરી શકે એવું આપણે માનતા થયા છીએ તેવી અનેક બાબતો ત્હેમાં હતી સરકાર ઉપર આધાર રાખીને બેસી ન રહેતા સ્વાશ્રયથી અને સ્વસુધારણાથી જ સાચું સ્વરાજ્ય મેળવી શકાશે અને ભોગવી શકાશે એ બેધડક રીતે પ્રજાને કહેવામાં ત્હેમણે જેટલું સાચું તેટલું જ હિમ્મતભર્યું કર્યું છે એ અમ્હે સ્વીકારીએ છીએ છતાં બધી બાજુએથી જોતાં અમને એમ લાગી ગયા વિના નથી રહેતું કે એકંદરે ત્હેમનું શિક્ષણપરિષદનું વ્યાખ્યાન જેટલું સંતોષકારક છે તેટલું ત્હેમનું રાજકીય પરિષદનું વ્યાખ્યાન નથી પરિષદમાં પસાર થયેલા ઠરાવો અને તે ઉપરના ભાષણો એકંદરે સંતોષકારક હતા કેટલાક ઠરાવો રાષ્ટ્રીય, કેટલાક પ્રાન્તિક અને કેટલાક કેવળ સ્થાનિક અગત્યના હતા ઠરાવો ઉપર ભાષણો કરનાર કેટલાક ગુજરાતના પ્રસિદ્ધ વક્તાઓ હતા તો કેટલાક અમુક વિષયોના ખાસ જ્ઞાતાઓ હતા એકંદરે વક્તાઓની પસંદગી સારી હતી, અને જનસમાજને સમજ પડે તેવા રૂપમાં અને તેવી ભાષામાં પ્રશ્નો રજુ કરવાની દૃષ્ટિથી જોઈએ તો ભાષણોની ભૂમિકા એકંદરે જોઈએ તેવી હતી નામદાર મહમદ અલી ઝીણા, લોકમાન્ય તિલક, તથા નામદાર પટેલ પણ બોલનારામાં હતા આવી પરિષદો ગુજરાતી ભાષામાં ઉંચા પ્રકારનું વક્તૃત્વ વિકસાવવાના પ્રસંગો આપે છે અને તેથી ગુજરાતના જીવન ઉપરાંત ગુજરાતી ભાષાને પણ અનહદ લાભ થશે હાજરીની બાબતમાં એક તત્ત્વનો અભાવ ખાસ લક્ષ ખેંચે એવો હતો અને તે જાણીતા ગુજરાતી રાજકીય નેતાઓની ગેરહાજરી હતી તે વિના ગુજરાતની સેવા કરવા બ્હાર પડેલા અનેક યુવાન કાર્યકર્તાઓની તેમ જ લોકસમૂહની હાજરી ઘણી સંતોષ આપે તેવી હતી લોકો સાહની દૃષ્ટિથી તો પરિષદ અત્યંત સફળ હતી જે દૃષ્ટિ અમને બીજી બધી દૃષ્ટિઓ કરતાં લોકશાસનના યુગમાં વિશેષ અગત્યની લાગે છે સ્ત્રીઓ તથા પુરુષો ગુજરાતના જુદા જુદા ગામોમાંથી મ્હોટી સંખ્યામાં આવ્યા હતા, અને લોકજીવનની ગંગામાં નાહી પવિત્ર થયા હતા સંક્ષેપમાં, લોકોત્સાહ કેવળ આશાજનક હતો

## શિક્ષણ પરિષદ્

ગુજરાતની દ્વિતીય શિક્ષણ પરિષદ્ ઑક્ટોબરની તા ૨૦ મી તથા તા ૨૧ મીના દિવસોએ ભરૂચમા ભરવામા આવી હતી સ્ત્રીપુરુષોની હાજરી એકંદરે જો કે સારી હતી તેમ જ શિક્ષણના કાર્યમા જોડાયેલા ગુજરાતના અનેક પુત્રપુત્રીઓ પણ સારી સખ્યામા આવ્યા હતા છતા શિક્ષણના પ્રદેશમા ખાસ અનુભવ અને જ્ઞાનવાળા સ્ત્રીપુરુષો હાલની રાજકીય સ્થિતિમા શિક્ષણના સુધારામા પણ ભાગ ન લઈ શકે તેવી તુમાખીને લીધે અન્યથા લઈ શકે તેવો ભાગ લેતા નથી એ ગુજરાતને જેવુ તેવુ નુકશાન નથી પરિષદ્નુ પ્રમુખપદ મહાત્મા ગાન્ધીજીને આપ્યુ હતુ ખાનબહાદુર આદરજી મચેરજી નાનુ સ્વાગતમંડળના પ્રમુખ તરીકેનુ ભાષણ જાણવા યોગ્ય માહિતી આપનારુ, વિચારપૂર્ણ, સરલ અને સાદી તથાપિ સુન્દર ભાષામા લખાયેલુ હતુ, અને તે માટે હેમને અભિનન્દન ઘટે છે મહાત્મા ગાન્ધીજીનુ ભાષણ તેમની પાસેથી આશા રાખી શકીએ તેવુ હતુ ચાલુ પદ્ધતિના અવિચારી દાસત્વમાંથી મુક્તિ અને દેશના પ્રશ્નોની કેવળ સ્વતન્ત્ર ચર્ચા એ ગાન્ધીજીના વ્યાખ્યાનોની ખાસ ખુબી છે તેઓ નવી દૃષ્ટિઓથી પ્રશ્નોને જુએ છે એટલુ જ નહિ, પરન્તુ હેમની ચર્ચા કાંઈ નવુ જ બળ અને નવુ જ વલણ આપે છે આ દૃષ્ટિથી હેમનુ શિક્ષણપરિષદ્નુ વ્યાખ્યાન બહુ ઉંચા પ્રકારનુ હતુ પ્રચલિત પદ્ધતિ વિના બીજી પદ્ધતિ હોઈ ન શકે એવી રૂઢિગ્રસ્તતાના ભોગ થયેલાઓને હેમના વિચારો ઉત્પાતકારક, અવ્યાવહારિક અને કદાચિત્ હાનિકારક પણ લાગશે, પરન્તુ વિશેષ નહિ તો ચાલુ પદ્ધતિથી જુદી પદ્ધતિથી પણ પ્રશ્નો જોઈ શકાય એટલુ ભાન તો ગાન્ધીજી ભલભલા રૂઢિચુસ્તોને પણ કરાવશે અમને પોતાને તો ગાન્ધીજી એથી ઘણુ વધારે કરવાને સમર્થ થશે એવી આશા સ્ફુરે છે પરિષદ્મા પસાર થયેલા ઠરાવો અને તે ઉપરના ભાષણો વિષય ઉપર નવો પ્રકાશ પાડવા કરતા પ્રચલિત અભિપ્રાયોને લોકગમ્ય કરવા તરફ વિશેષ વલણવાળા હતા, અને હાલમા ગુજરાતને તેવા કાર્યની જરૂર વિશેષ છે એવો અમ્હારો નમ્ર મત છે આવી પરિષદોમા વિદ્વાનો કરતા જનસમાજ પ્રતિ વિશેષ દૃષ્ટિ રાખવા જેવી છે

## સંસારસુધારા પરિષદ્*

નવેમ્બરની તા ૩ જી અને તા ૪ થી એ બે દિવસોએ ગુજરાતની પ્રથમ સંસારસુધારા પરિષદ્ ગોધરામા મળી હતી આ પરિષદ્ની યોજના કરનારાઓને જે મુશ્કેલીઓ પડી છે હેનુ સંપૂર્ણ ભાન હોવા છતા અને હેમણે કરેલા પ્રયાસો માટે હેમને અભિનન્દન આપવા છતા અમ્હારે કહેવુ પડશે કે સ્વાગતમંડળના પ્રમુખ તરીકે એક મુસલમાન ગૃહસ્થને અને સ્થાનિક અધિકારીને પસંદ કરવામા તેઓએ એવા તત્ત્વો દાખલ કર્યાં છે કે જેને અમ્હે હાલની સ્થિતિમા ઉચિત ગણતા નથી પરિષદ્ના પ્રમુખ તરીકે સૌ શારદા બ્હેનની પસંદગી કરવા માટે સ્વાગતમંડળને અભિનન્દન ઘટે છે સૌ શારદાબ્હેનને પ્રમુખપદ લેવાની

* નવગ્રન્થાવલિ ભા ૩ જો રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

માથેરાન

# રૉયલ હિંદુ હોટેલ

ચાલુ છે—

સીઝન—



ઉંચો ખોરાક—

ઉત્તમ મેનેજમેંટ—

# ગોવિંદજી વસનજી

ચીરાબજાર—મુંબાઈ અને "લોર્ડ્ઝ હોટેલ"—

ગ્રાંટરોડ—મુંબાઈ માથેરાન

ટેલીફોન નં. ૨૬૨૬.

Printed by K. R. Mitra at the Manoranjan Press 3 Sandhurst Rd. Girgaum